

૧૮૯૪ના અરસામાં ભાવનગરમાં



૧૮૯૮માં સૌરાષ્ટ્રનાં રાજ્યોમાં ઇજનેર

ફેરવાની મરજિયાત ચાકરીરૂપાડી લીધી.

દરમિયાન એમનો છ વર્ષનો પુત્ર, ને તે પછી ગાંદગી ભોગવતાં પત્ની ગુજરી ગયાં ત્યારે સંસારજીવન પ્રત્યે એમનો મોહ ઘટતો ગાયો. પિતાના આગ્રહને વશ થઇ એ ફરીથી પરણ્યા ખરા, પણ લગ્ન સંસાર માણવાને બદલે એ દુઃખીઆના બેલી જ બનતા ચાલ્યા. એવામાં બીજી પત્ની પણ સ્વર્ગે સિધાવી. ત્યારથી એમણે દુનિયાની જંજાળ છૂટેલી માની માનવ વર્ગની ઉપાસના માંડી. એમને એક પુત્ર થાય એ ખ્યાલથી પિતા હજી એક વાર એમને પરણાવવા આતુર હતા. પણ એમણે છેવટનો જવાબ આપી દીધો કે 'દીકરો ભાગ્યમાં હોત તો થએલો ગુજરી શા માટે જાત, અને બબ્બે લગ્ને બીજે દીકરો ન થયો તો હવે થશે તેની ખાતરી શી? પ્રભુની એવી મરજી જ નથી, માટે એ આગ્રહ છોડી દો.' અને ત્યારથી એ નિઃસંતાન વિધુરે સમસ્ત દેશનાં સંતાનોને પોતાનાં ગણવા માંડયાં અને એક પણ ઔરસ સંતાન વિના આજે એ કરોડો હિંદીઓના બાપા બની ચૂક્યા છે.

એ અરસામાં તેઓ દલિતોદ્ધારના સમર્થ દીક્ષાધારી શ્રી વિઠ્ઠલ રામજી શિન્દે અને ભારત સેવક સમાજવાળા શ્રી ગોપાળકૃષ્ણ દેવધરના સમાગમમાં આવ્યા. તેમનાં જીવનમાંથી ઠક્કર બાપાને પદ્ધતિસર જાહેર સેવાકાર્ય કરવાની ખાસિયત અને અવિરામ મૂંગા કામનો મંત્ર મળ્યો. ગોખલેજીના ભારત સેવક સમાજમાં જોડાવાની પ્રેરણા પણ એમને એમાંથી મળી. તે પછી હિંદની મહિલાઓની યુનિવર્સિટીના સ્થાપક પ્રોફેસર ધોંડો કેશવ કર્વેનો એમને સંપર્ક થયો અને એમના દિલમાં સેવાની તમન્ના પ્રબળ થતી ચાલી.

હવે એમની બદલી (બઢતી) મુંબાઇ સુધરાઈના રસ્તાઓની દેખરેખ કરનાર 'રોડસુપરિન્ટેન્ડેન્ટ' તરીકે થઈ. ત્યારે એમના હાથે વાર્ષિક દસ લાખ રૂપિયા ખર્ચાતા, પણ એ કાજળની કોટડીની અંદર એમની નીતિચુસ્તતા સ્ફટિક જેવી નિર્મળ અને પારદર્શક રહી હતી. એ નિષ્ઠાને ચળાવનારા પ્રસંગો બનતા યે ખરા, પણ બાપા તેને પાછા ઠેલી નાખતા. એક કૉન્ટ્રેક્ટર એમને મીઠાઈનાં વાસણોની ભેટ ધરવા આવ્યો હતો, તેને એમણે હાથ જોડીને પાછો કાઢ્યો હતો; અને રસ્તાની પગદંડી ઉપર વિના ભાડે દુકાન માંડીને બેસનાર એક મેવાવાળાની અટકાયત થઈ ત્યારે તેણે ફળના કરંડિયા મોકલાવ્યા તે બાપાએ પોતાના ખર્ચે એને પાછા પહોંચતા કરેલા.

એ વખતે એમને મોટો પગાર મળતો, ને ઘેરથી દાદાજી પણ રહેતી ભૂલેશ્વર પાસે એક મકાનના આખા ગાળા માળે એ રહેતા. પોતે એકલા વિધુર હતા, છતાં એમનું 'કુટુંબ' મોટું હતું. નાના ભાઈ, તેની પત્ની, બાળકો, બીજા એક નાના ભાઈની વિધવા, દૂરના એક સગાના બે યુવાન દીકરા, નાનાભાઇનો એક દક્ષિણી મિત્ર (જાણીતા પત્રકાર શ્રી લેલે) અને ઉપરાંત મહેમાન તો હોય જ. આ બધા મોટા કાફલાના ખર્ચ માટે તે માસિક માત્ર ૧૦૦ રૂપિયા આપતા અને બાકીના જુદીજુદી પરોપકારી સંસ્થાઓમાં નક્કી કર્યા પ્રમાણે વહેંચાઈ જતા. ઘરખર્ચમાં કોઇવાર તૂટ પડતી તો કોઈ મિત્ર પાસેથી દસવીસ રૂપિયા ઉછીના લેવાતા, પણ પેલી પરોપકારની રકમમાંથી તો પાઈ પણ ઓછી ન થતી!

એક તરફ આમ નોકરી કર્યે જાય ને બીજી તરફ પિતા, શિન્દે, દેવધર અને કર્વે દાદાના જીવનમાંથી મેળવેલી સેવાની તીવ્ર ભાવના હૃદયમાં દૃઢ કરતા જાય ને નોકરીમાંથી ફાજલ પડતો સમય સેવાકાર્યમાં આપતા જાય. છતાં માનવતાના એ પૂજારીને સેવાની ભેખ લીધા વિના સંતોષ ન થાય. હૈયાની એ પ્રબળ તમન્નાને સંતોષવા માટે એક દિવસ એમણે પોતાના નાના ભાઇ ડૉ. કેશવલાલ ઠક્કરને લખ્યું કે 'હવે તું મને છૂટો કરી શકે તેમ છે?' ધંધામાં સ્થિર થએલા એ અનુજે જણાવ્યું: 'હવે હું કુટુંબનો ભાર લઈ શકું તેમ છું. તમે છૂટા થઇ શકો છો.' પણ પિતાશ્રીની મરજી પૂછતાં તેમણે એમને થંભાવ્યા: 'મારી હયાતી સુધી તો નહિ જ; થોડો સમય રાહ જો.'

લકવાની માંદગીથી આખર શરીર લઇને પિતા હવે એમની સાથે રહેવા ગયા હતા. એ અરસામાં આર્યન બ્રધરહૂડે અસ્પૃશ્યો સાથે એક પંગતે બેસીને પ્રીતિભોજનનો પહેલો સામાજિક બળવો યોજ્યો. ઠક્કર બાપાએ એમાં ભાગ લીધો, પણ પિતાને એની જાણ થવા ન દીધી. લોહાણા જ્ઞાતિએ તેમને 'પ્રાયશ્ચિત કરો, દંડ ભરો, નહિ તો સમસ્ત કુટુંબની સાથે ન્યાત બહાર મૂકીશું'નું ફરમાન કર્યું. જે માર્ગને પોતે પાપ માનતા ન હોય તેને માટે પ્રાયશ્ચિત શાનું હોય, એમ માનતા છતાં પથારીવશ પિતાના દિલને આઘાત થશે તો પ્રાણ જોખમે એ વિચારે એમણે પ્રાયશ્ચિત કર્યું!

તે પછી પિતા ૧૯૧૩માં મૃત્યુ પામ્યા. કુટુંબજીવનની સાથે જોડનારી

(અનુસંધાન આગળ પૃ. ૩૬ મે)



આફ્રિકામાં યુગાન્ડા રેલવેના ઇજનેર તરીકે: ૧૯૦૧માં

# બાંધ ગઠરિયાં

[આપકથા]



લેખક
**ચન્દ્રવદન ચીમનલાલ મહેતા**

[હાથ લાગ્યાં તે એકઠાં કરીને બાંધેલી સ્મરણોની આ 'ગઠરી'માં પોતાની જાતને શક્ય તેટલી અળગી રાખીને તે કાળના (આ સદીના શરૂના દસકાઓના) સમાજના જે રંગબેરંગી થરોમાં જીવન વીત્યું છે તેનાં વિવિધ ચિત્રો જ આલેખવાની દૃષ્ટિ રાખી છે. આ પેઢીના તરુણ વાચકોને તે સમયનું સમાજ-ચિત્ર એમાંથી જોવા મળશે; સમકાલીનોને કદાચ જૂનાં ચિત્રો તાજાં થશે; ઉપરાંત, આ લેખકની 'આગગાડી' આદિ કૃતિઓની સૃષ્ટિનો મસાલો મૂળ રૂપમાં જોવા મળશે.]

ચિત્રકાર : રવિશંકર રાવળ અને 'ચન્દ્ર'

વડોદરાના કાંપથી કારમ પર જવાના ધોરી રસ્તાને જ્યાં આગળ રેલવેની સડક કાપે છે ત્યાં, હજી આજે પણ એક નાની બંગલી ઊભી છે. મુંબાઈથી અમદાવાદ જતાં જમણી કોરે એ દેખાય છે. એનો આકાર ઝૂંપડીનો નહિ, ઘરનો નહિ; પણ જેને આપણે ખરેખર બંગલી જ કહીએ એવા ઘાટની એ ઈમારત છે. આજે તો એ એકલી આગગાડીના પાટા-ઝપાટાની ધાંધલમાં પણ ટકી ગઈ છે, આસપાસ વધતી જતી મિલોના ઘોંઘાટમાં પણ અલેરી ઊભી છે. એ જ રસ્તા પર, જરા દૂર, પણ થોડો પડખે, ગુજરાતના જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી ગજ્જરનો બંગલો છે. આ બાજુ એ બંગલી ને રેલ-પાટાની વચ્ચે એક નાનકડી ખાલી જગ્યા આજે પણ મોજૂદ છે. ત્યાં એક બંગલો હતો. એ કહેવાતો બંગલો, પણ પેલી બંગલીથી યે નાનો. એ બંગલાને રેલવેનો ડબ્બો લગાડીને અને ડબ્બાની બે બાજુ કોરા ગઢાવીને રહેઠાણને મોટું બનાવ્યું હતું. એટલે જ તો એ બંગલો કહેવાતો. નહિ તો પણ એ તો રેલવેની અરકવાગત, એટલે બંગલો; ને બાજુની તો પેલી ખાનગી મિલ્કત, એટલે બંગલી!

આ બંગલા અને બંગલી વચ્ચે ચાર કદમનું જ છેટું. વચ્ચે એક નાની વાડ, અને એમાંથી જવા-આવવાનાં બે ખાસ્સાં છીંડાં. વાડની આ બાજુ સુંદર બટમોગરા ગધમધતા. ને પેલી બાજુ એ મોગરાની મહેકને ડારે એવી ગુલાબની ફોરમ પમરાતી. બાકી તો 'બાગ' કહેવાતી એ નાની જગ્યામાં ઓરડી હતી, જામરૂખી હતી, જરા આગે જાંબુડો હતો. અને થોડાં શાકભાજી પણ પથરાએલાં હતાં.

ત્યાં, ચાલુ સદીના પહેલા દાયકામાં, હું અને એક રાજકુમારી રમતા. રાજકુમારી મારાથી વયમાં મોટી. અમારી સાથે એક બીજી નાની છોકરી પણ રમતી. ને તે મોટી થઈને રાણી બની. ત્યાં કદીક બાલપણની કલ્પનાને હજી મૂકે એવો, સફેદ થનગનતા ઘોડા ઉપર બેસી એક સુંદર રાજકુમાર પણ આવતો. કદીક ફરવા જ આવતો, કદીક ઘોડો દોડાવવા આવતો. રેલવેની બંધ ફાટક આગળ ઘડીક ઊભો રહેતો, ચારે કોર નજર ફેરવતો, ત્યાંથી જતા કાળા લોખંડી રેલપાટાની તીણી સીટીને સિંહ જેવો થનગનતો એનો ઘોડો હુંકારતો, ને કદાવર બાંધાનો એ સોહામણો રાજકુમાર પવનવેગે ઘોડાના ડાબડા સંભળાવતો પછો જતો. એ રેલ-ફાટકના બંધ-ઉઘાડ થતા દરવાજા ઉપર અમે ઘોડો પલાણતા. આ જ ફાટક આગળ અગાઉ એક મધરાતે એક ખાસ ગાડી ઊભી રહી હતી, અને એમાં બ્રિટિશ સરકાર વડોદરાના મલ્હારરાવને છાનામાના બેસાડી એના ભૂંડા રાજવહીવટ માટે લઈ ગઈ હતી.



એ ટોપી હજી યે યાદ છે

શરૂઆતમાં જોએલી પેલી નાનકડી બંગલી તે સર સયાજીરાવ ગાયકવાડના એક બુઝર્ગ આપ્તજનની. (અને બંગલો તે અમારું રહેઠાણ.) એમની દીકરી મેનાબાઈ મારી સાથે રમતી. તે દખ્ખણમાં ક્યાંક રાણી થયાં. ને બીજી રાજકુમારી જે રમવા આવતી તે ઇન્દિરારાજે, જે કૂચબિહારનાં મહારાણી થયાં. સ્વચ્છ ગુલાબી રોનકદાર ચહેરામાં ફરવા આવનાર એ રાજકુમાર ફતેહસિંહરાવ ગાયકવાડ આજે નથી. એ કેમ નથી એ કરુણ ઇતિહાસ અહીં અસ્થાને છે.

ઇન્દિરારાજે મખમલ પર સોનેરી ભરત ભરેલી ફૂમતાવાળી સુંદર ટોપી પહેરતાં. એક દિવસ રમતાંરમતાં મેનાબાઈએ મને રાજા બનાવ્યો—એટલે કે એક લાકડાની બેઠક પર ગાદી મૂકી સિંહાસન બનાવી બેસાડ્યો. તલવાર તો હતી જ નહિ,—રમકડાની પણ ન હતી; એટલે જાંબુડાની ડાળખીથી ચલાવ્યું. તલવાર ન મળી તો વળી તાજ ક્યાંથી લાવવો? મેનાબાઈએ રાજતિલક કર્યું ને મારાથી મોટાં એવાં ઇન્દિરાબાઈએ પોતાની ફૂમતાવાળી ટોપી પહેરાવી.



ઘેરા રાતા મખમલ ઉપર સોનેરી ભરતવાળી એ ટોપી હજી મને યાદ છે. પછી તો વર્ષો સુધી એ ટોપી મેં પહેરી હતી.

આવી આવી તો ઘણી રમતો અમે રમતાં. પણ એ તો ઘરના એક પડખામાં જ્યારે બીજી બાજુ, ઘરની અડોઅડ, માત્ર પાંચ જ ડગલાં દૂર, આગગાડીના પાટાનો વિસ્તાર પથરાએલો હતો. ઘરની નજીકનો પાટો ગોધરા તરફ ફંટાતો ને ત્યાંથી દિલ્હી જવાતું. તેની પછીનો પાટો અમદાવાદ જતો. એ બે મુખ્ય પાટા સિવાયના પાટા કારખાનાના હતા. મેઇન લાઈન, લૂપ લાઈન, શેડ લાઈન, લેન ક્લીઅર વગેરે શબ્દોથી જ મારી બાળપોથી શરૂ થઈ હતી.

આ બાજુ ઘર અને બંગલી, અને પેલી બાજુ કારખાનું. ત્યાં મને ડાભાઈ કેડે ઊંચકીને ફરવા લઈ જતો. કારખાનામાં મેરા ઊડતી. ડાભાઈ મને એંજિનની લોખંડની બેઠક પર બેસાડતો, અને પછી અમે 'ટર્ન ટેબલ' જોવા જતા. દરમ્યાન દાવર (ડ્રાઇવર) પણ મને જરા રમાડી લેતો, અને એકાદ અમરથી બ્રિસલ પણ મારવા દેતો.



દાસઈ

કાળી મેશ જેવી ઍન્જિનની દોરી જરા ખેંચીએ કે 'કુક' થાય! ને એમ ઍન્જિન ટર્ન ટેબલ પર દાખલ થતાં અજબ પડતી. અને પછી ડેલ જેવા ભૂમેર મારી ડસપેંદર કાળિયાઓને ભેઠા કરી ટર્નટેબલના છેડે ખડા કરી દેતો. ફાટેલાં પહેરણ, થીગડાં-વાળા લેંઘા, ને કાળામેશ ફટકે માથું બાંધેલા, હૈઈશાહૈઈશા કરતા એ ક્લીનરો ઍન્જિનનું ડાચું ફેરવવા 'ટર્ન ટેબલ' પર જોર કરતા 'કરો જોર, હૈઈશા' 'કરો જોર, હૈઈશા' એમ સામસામી ટોળીઓ વાદીસંવાદી સૂરબેળવની 'ટર્ન ટેબલ'ને ફેરવતી. ઘણા ક્લીનરોની છાતીનાં હાડકાં દેખાતાં ને હાથનાં બાવડાં તસતસી આવતાં, અને ઍન્જિન ફેરવીને સૌ કોઈ લોથ થઈ જતા. ને નિર્જીવ દેખાતું ઍન્જિન, ફરી જીવ એકઠો કરી ખડખડ કરતું પાછું ફરતું અને અમે ઍન્જિનની સદેહ કરી પાછા આવતા. આવા રોજનાં પાંચસાત ઍન્જિનનાં મોઢાં ફેરવાતાં.

આ 'ટર્ન ટેબલ' ફેરવનારા મોટે ભાગે 'ક્લીમેનો' હતા: ક્લીમેન કે ક્લીનરો—બંને એક જ. ક્લીમેન તે ક્લીન મૅન નહિ—ઍન્જિનને સાફ કરનારો. કેટલાક રનિંગ શેડમાં એને 'સફાઈવાળા' પણ કહે છે. જાડાં, ફાટેલાં, ટાર જેવાં કાળાં, થીગડાંવાળાં અને તેલે ચળકતાં, કામે ચઢવા માટે પહેરવાનાં પોતાનાં લૂગડાં કારખાનામાંના જ એ ત્રણ મોટા પટારામાં ચીંથરે બાંધી રાખનારા, અને ઘેરથી વહેલી સવારે આવી, હાજરી પુરાવી, હાથમાં 'વેસ'નો લબાચો લઈ, ગાડી પર જઈ, એનાં પૈડાં, બૉઈલર, સળિયા, પેટી, ટાંકી, પિસ્ટન, રેગ્યુલેટર, વૅક્યુમ બૉક્સ, બત્તી, બફર, ઈસ્ટીમ, પાઇપો વગેરે સાફ કરનારા તે 'ક્લીમેન.'



ક્લીમેન

'વેસ' એટલે વેઈસ્ટ–સૂતરનો બગાડ. મિલોમાં સૂતરનાં કોકડાં વળે તેમાં જેના વળ બગડેલા હોય તેવાં તૂટેલાં દોરાઓનાં કોકડાનો જથ્થો તે 'વેઈસ્ટ.' એનો મોટો પટારો સ્ટોરમાં રહેતો. કેટલાંક સારાં કોકડાં દેખાય તો એને જુદાં કાઢી એમાંથી સૂતરનો દોરો કાઢી લેવાની તરકીબો અમે સૌ કરતા. એ સૂતરના તાર ક્લીમેનોના ફાટેલા સાંધા (કોક થીગડું મારવા કપડું મળી આવતું તો) ખપે લાગતા. વેઈસ્ટનો એક લબાચો અમુક દિવસો સુધી ક્લીમેનોને ચલાવવો પડતો.

ક્લીમેનો સવારે આઠ વાગ્યે આવતા, ત્યારે જ સાથે મેલા લૂગડામાં 'રોટલો' બાંધી લાવતા. સુક્કો જુવાર યા બાજરાનો ખારસો મોટો રોટલો, ચપટી મીઠું, બેત્રણ લીલાં મરચાં, ને કળશ્યો પાણી. બાર—સાડા બારની 'વિસલ' પછીનો નળની આસપાસનો એમનો 'લંચ ટાઇમ.' ક્લીમેન એન્જિન સાફ કરે, ટર્નટેબલ પર ગાડી ફેરવે, મોટા ફાવડાની પેટીબિસ્તર લઈ જાય-લાવે, ગાડી ધુએ, કોલસા ભાંગે,—એવાં નાનાં મોટાં હજાર કામ કરી દિવસ ભરે. ક્યાંક ચૂક થાય તો ભરેલો દિવસ પણ કપાઇ જાય; અને નસીબ પાધરું ન હોય તો બેત્રણ દિવસ પણ કપાઈ જાય.

ડાભઈની કેડે હું બહુ ફર્યો. ડાભઈનો ગોઠો દોસ્ત બહાદુર. પણ બધા એને બાધર કહેતા. ડાભઈ તો વળી હોંસમાં આવીને બાધરજી પણ કહેતો. એક વાર બપોરની વિસલ પછી ગાડીઓ ફેરવ્યા કેડે ડાભઈ મને બાધર પાસે લઈ ગયો.



બાધર

'આવો ડાભઈ!' બાધરે હોંસથી એને આવકાર દીધો: 'આ કુણ?'

'ચિમનલાલ શેઠના.'

'એ, શું નામ છે?'

'બધા હમણાં તો બાબુભઈ કે'છે. ડાભઈએ જવાબ દીધો.'

'આવો બાબુભઇ, બેહો. ચિમનલાલ શેઠના દીકરાને?' મેં ડોકું ધુણાવ્યું હશે.

'લ્યો ડાભઇ, ખાતા થાઓ. બો' તમે કૈં ખાશો? અમારી કને તો આ રોટલા છે, શેપાડે બૉધેલા!' કહી બાધર મેલા કટકાની પોટલી છોડતો. એટલામાં મોરાર આવતો: કદાવર, ઊંચો, ઠરેલ, પીઢ અને ગંભીર. મોરારને સૌ કોઈ ક્લીમેનો માન આપતા, એ કહે તે શાંતિથી સાંભળતા. એની સાથે કદીક પેલાભઇ, લલ્લુરામ, નારણજી, સમમો પણ પોતપોતાની પોટલી લઈ આવતા. બધા ભોંય પર બેસતા. કદીક અથાણું હોય તો અદલોબદલો કરતા. અને સૌ કોઈ વાતે વળગી ચાવીચાવીને ખાતા.

આપણે જે બંગલો જોયો, એના પાછલા ભાગમાં નાનો બાગ. પછી કોસ-કૂવો,—ત્યારે તો અવાવરો. અને તહીં નજીકમાં જ નળ એ નળ સદા યે ખુલ્લો રહેતો ને એમાંથી પાણી નીકમાં થઈ કહેવાતા 'બાગ'નાં ઝાડવાંમાં જતું, પથરાતું. એ નીકની નજીક આ ભોજન-વિધિ થતો. નળની પેલી મેર 'ટાંકી' એ ટાંકીની નીચે સ્ટોર અને ઑફિસ. ઑફિસ અને સ્ટોર વચ્ચે જરાક ખુલ્લી જગ્યા: ત્યાં નોટીસબોર્ડ. ત્યાં 'ફાવર' લોકો પોતાની કામગિરીનું બુકિંગ જોવા ભેગા થતા. જોઈ-વાંચી હીંડ્યે જતા. જતાંજતાં કોઈ બબડતા. કોઈ ખુશમિજાજ સ્ટોરગા પણ ડોકિયું કરતા.

આ રોટલાની જાફતમાં ઘણીવાર ગુલાબ નબી પણ આવતો. ઢીલા અવાજનો એ જુવાન સદા જ હસમુખો. માથે મેલો રૂમાલ બાંધતો. ને વચારામાં જાકીટ પહેરતો. અને કદી જાકીટમાં પણ રૂમાલ ખોસતો. ઘણી વાર બાંકેલાલ જેવો પણ દેખાતો. દિલનો ભોળો, ચબરાક; થોડો ટીખળી પણ ખરો. આવતાંવેંત જ પોતાનું પોટકું છોડતા બોલતો: 'આજ તો બાબુભઇને વટલાવવાનો, કેમ ડાભઇ!'



ગુલાબ નબી

'હોવે: પણ એમ કંઈ બ્રુભઈ ખાય નહિ તો.'

નાના બાબુભઈ ચિડાતા અને રડતા! આખરે ઘરડો મોરાર મને છાનો રાખતો. ને બટકું રોટલો ખવડાવતો. એ ખાધા પછી ગુલાબ પાછો ખીલતો ને કહેતો 'એ રોટલા તો મેં બનાવ્યા હતા! હવે બાબુભાઈ વટલાયા. હું જ ચિમનલાલ શેઠને કહી દેવાનો.'

બાળક બાબુભાઈ ફરી રડતા. ઘરમાં કોઈ નહિ રાખે કહી બધા સતાવતા. બાધર સાન્ત્વન દેતો 'હું મારે ત્યાં રાખશ; હમજ્યા કની!'

બહુ રોટલા ખાધા છે,—બાધર, ડાભઈ ને ગુલાબ નબીના બહુ રોટલા ખાધા છે. ડાભઇ અમારે ઘેર ખાય, અને એમાંથી કંઇક બચાવી ઘણી વાર બપોરની રોટલાની જરૂરતમાં લઈજઈ સૌ ભેગા મળી ખાય. કોઈ વાર બેત્રણ જણ મીઠું ભૂલી આવતા તો, ડાભઇ દોડચો દોડચો અમારે ત્યાં જતોઃ 'બા! જરા મીઠું જોઇએ છે.' મારી બા મીઠા ઉપરાંત થોડું અથાણું પણ કાઢી આપતી. એમાંની બચત સાચવી રાખી બધા તે બેત્રણ દિવસ ચલાવતા.

ભટવીરોની એ ખરી ટોળી હતી. બેરૂબંધીનો એ અજબ દાખલો મારી નજરમાં,—સ્મરણમાં હજી એવો જ કોતરાઈ રહ્યો છે. શિયાળો, ઉનાળો કે વાર તહેવાર,—કુલીમેનોની એ એક જ જાત-જમાત. સૌ ભેળા બેસી સૂકો રોટલો ખાતા, રેલવઇને આસરવાદ આલતા, કદિક એના વહીવટ ઉપર ગાળો પણ વરસાવતા. ગુલાબ જેટલો મને ચીડવતો, એટલો જ મને વધારે ગમતો. ઘણી વાર મને ફચરીને એ પોતાની કોટડીએ લઈ જતો. પંદર ફૂટની, અંધારી, પણ અતિશય વ્હાલથી ઉજિયારી એ કોટડી. એની બુઢ્ઢી મા મરિયમ, કોણ જાણે ક્યાંથી મારો ઇમાન સાચવવા સૂકાં જરદાલુ લઇ આવતી ને હોંસેહોંસે મને ખવડાવતી; ને બેચાર હાથમાં ઘેર લઈ જવા પણ આપતી

એક વાર બુઢ્ઢી મરિયમ અમારે ત્યાં આવી હતી. મારી બાએ એને કહ્યુ કે 'બાબુને તમે આ આલુ અને એવું બધું ખાવાની ટેવ પાડી છે તે ઠીક નથી. એમ બહાર ખાધા કરે તે નહિ સારું.'


બુઢ્ઢી મરિયમ

'અરે બા! તમે તો નસીબદાર છો તેબાબુ જેવો દીકરો ઘેર રમે છે. આ ગુલાબને કહીકહીને થાકી પણ ફરી પરણતો જ નથી. બીબી ગુજરી ને સાથે બચ્ચું પણ ગુજરી ગયું: પછી કશામાં દિલ લાગતું જ નથી. તમે એને કહો તો શાદી કરે. ને એ શાદી નહિ કરે ત્યાં સુધી તો બાબુભાઈ મારો જ દીકરો સમજતો. આલીઆલીને બે આલુ જ આલીએ છીએ ને? બીજું અમે આલીએ પણ શું?'

મરિયમ બોલતી જાય તેમતેમ એની આંખમાંથી આંસુ ટપકતાં જાય. મારી બા એને દિલાસો આપે. આખરે મરિયમ જતાંજતાં હસીને કહેતી કે 'ગુલી મારો પરણે, અને દીકરો આવે તો તમારી પાસે સોનાની કડી બંધાવવા આવીશ. હું કંઈ અમથી બાબુભાઇને નથી ખવડાવતી, સમજ્યા બા?'

એમ બોલતી બુઢ્ઢી મરિયમ આ...આ સામે ઊભી: અને આ એનો ગુલાબ દેખાય...મરિયમ તો આજે નહિ જ હોય, પણ ગુલાબ નબીને યે આજે ક્યાં શોધવો?

વડોદરાનો એ ભાગ ત્યારે 'કારખાના'ના નામે ઓળખાતો. ત્યાંથી સ્ટેશન દોઢબે માઇલ દૂર હશે. કારખાનામાંથી ગાડીઓનાં બદલાતાં એંજિન સવારસાંજ અહીંથી જ સ્ટેશન તરફ આવજા કરતાં. એ જ અમારે સ્ટેશન પર આવજા કરવાનું મોટું સાધન. પણ મને તો બાધર શંટિંગ એંજિન પર પણ ઘણી વાર લઇ જતો. નાનું, હલકું, પી-ક્લાસ, ચળકતા ભૂંગળાવાળું, મરોડદાર એ એંજિન મને બહુ ગમતું. દિરસના એકબે વાર એ પાણીની પાઇપ પર જતું, ત્યારે હું ખાસ્સો કોલસાપેટી પર બેઠો હોઉં. બાધર લાકડીથી દોરી ખેંચે, સાંકળ પકડે, અને જોર કરી પાણીની સૂંઢ ટાંકી તરફ ફેરવે, એટલે નીચે ઊભેલો માણસ લોખંડનું ચકરડું ફેરવે; કે તરત જ ખળખળખળ કરતું પાણી ટાંકીમાં ભરાય. આ આખો કિસબ જોવાની મને મઝા પડતી. બાધર વળી દદડતા પાણીમાં હાથ ધોઇ બે ખોબલા પાણી પી પણ લેતો; અને હું તરસ્યો થયો હોઉં તો પોતાને ખોબલે મને પણ પાઈ લેતો. અને પછી અમારું એંજિન ગુડ્ઝના ડબ્બા આગથી તેમ, એક પાટા પરથી બીજા ઉપર અફાળતું. કેટલીકવાર બેત્રણ ડબ્બા પકડી, ઈસ્ટીમ ભરી, જોરથી દોડી, અને પછી ધબ્બ દઈને એંજિન બંધ કરી, ઊભા રહી, સાંકળમાંથી છોડી નાખેલા ડબ્બાને એકલા છોડી મૂકતા, તે એ...જાય; ને ધગગગમ કરતા ક્યાંક બીજા ડબ્બાઓ સાથે અફળાતા! દરાવર ડબ્બાઓને એમ અફળાવતો એ જોવામાં મઝા પડતી.

ખોરાક માટે પણ એંજિનને કારખાનાને છેક બીજે છેડે જવું પડતું. પહેલાં કારખાનું, પછી આવે લાકડાની વખાર ને પછી કોલસાખાતું. ત્યાં કોલસા જ કોલસાઃ જાતજાતના કોલસાઃ ધારધારના ઢગલા.

એક દિવસ કોલસાના ઢગ પાસે અમારું શંટિંગ એંજિન ઊભું.

'ચ્યમ! જીવીબૂન! ચેટલા નાંખ્યા?'

'તઈણ નાંખ્યા; પણ હવે તો બે જરા થાચી.'

'ચ્યમ ઇમ?' બાધર એંજિન ઉપરથી નીચે ઊતરતો બોલ્યો.


જીવી ડોશી

ઊતરીને મને ઊંચકી હેઠે ઉતાર્યો. જીવીએ મને દેખીને પૂછ્યું:

'કુના સે?'

'આપણા ચિમનલાલ શેઠના.'

'હાંરે! રમવા નેંકર્યા સો કે ફરવા? આવો, બેહો; અહીં તો બળ્યો કોલસીનો ઢગ સે. બેહો.'

બાધર બેસતાં હું યે એની પડખે બેઠો. બાધરની મને બહુ માયા હતી. એના પાસે ગયા પછી હું બીજા કોઈ પાસે જતો જ નહિ.

'વાત ઈમ સે, બાધરજી! હવે નહીં થતું. પહેલાં તો હું પસાશ સાઈઠ ટોપલા ગાડીઓ ચઢાઇ દેતી. હવે એટલું નહીં પોકાતું. વારુ, હાંભળો, તો! તે લાડકુના હાહરીઆવારાને તમે બે અકસેર ના કો?'

'કેમ! જીવીબૂન! પેલો મારી હહરીનો પારો વંકર્યો સે કે?'

'મુઓ ખાવાનું નાં આલે, તો લુગડે બાંધી બે રોટલા હું યે આલી આવું. દીકરી પડી તેથી હાહરામાં એને ભુલી નાં જેવાય. એના ધણીને અને એના બાપને નીચું જોવાનું, આપણે શું?—ચ્યમ બોલ્યા નઈ બાધરજી! પણ બળ્યો હવાર-હાંજ માર મારે તે મારાથી નહીં ખમાતું. ગઈ કાલે ઝૂડીઝૂડીને અડધી કરી નાખી'તીઃ પરોશવાળા મોરારભાઈએ ચાંગળું ચા દીધી, તે પીધી; બાકી નકોડા. બાધરજી! પાંચ મેલ બળ્યે તડકે હેંડીને હું ગઈ, તે ઓટલા પર જરા લાડકુ હંગાથે વાત કરતી બેઠી, એટલામાં તો એવો એ ની કળ્યો ને બેઠો મને

વીણારંજન : (હસીને) બહુ જ વિચિત્ર તર્ક! કાલિદાસમાં જો પ્રતિભા હશે તો તે એ કરતાં પણ ઊંચું સ્થાન પ્રાપ્ત કરશે.

વિદ્યાધર : એટલામાં એવું આ રાજસભામાં તો કરશે જ. અને એ માટે પ્રતિભા નહિ, ચાટુકારિતા જ બસ છે. આપ તેને આકાશે ચડાવવાની ગમે તેટલી ચેષ્ટા કરો છતાં યે તે પ્રાચીન કવિઓનાં ચરણોની ધૂળ પણ નથી.

વીણારંજન : પ્રાચીન કવિઓને હું પણ સન્માનું છું, પરંતુ વર્તમાન અથવા ભવિષ્યમાં સત્કવિઓની ઉત્પત્તિ પર પરમાત્માએ કોઇ પ્રતિબંધ નથી મૂક્યો. મને વિશ્વાસ છે કે કાલિદાસનું ભવિષ્ય અત્યંત ઉજ્જવલ છે. કેવળ પ્રાચીનતા જ શ્રેષ્ઠતાની કસોટી નથી.

વિદ્યાધર:તો કાલિદાસ માટે કોઈ નવી કસોટી બતાવો'(હસે છે.)

વીણારંજન : વ્યંગ કરવાની વાત નથી. કોઇ વસ્તુ પ્રાચીન હોય એટલા જ માટે સારી ન હોઇ શકે, ને નવીન વસ્તુ કેવળ નવીનતાને લીધે ખરાબ ન હોઈ શકે. ઈશ્વરે જેને બુદ્ધિ આપી છે, તે પરીક્ષા કરીને પ્રાચીન અથવા નવીનમાં જે શ્રેષ્ઠ હશે તેને ગ્રહણ કરશે.

વિદ્યાધર: તો પછી 'માલવિકાગ્નિમિત્ર'માં સારું શું શું છે?

વીણારંજન: હું પણ પ્રશ્ન કરી શકું છું કે, તેમાં ખરાબ શું છે?

*વિદ્યાધર: મહારાજની પ્રસન્નતા માટે તે લખવામાં આવ્યું છે.*

વીણારંજન: એ કંઈ દોષ ન કહેવાય. કાલિદાસે મહારાજના ચરિત્રચિત્રણમાં ક્યાંયે અતિશયોક્તિ નથી કરી.

વિદ્યાધર: આપને ક્યાંથી દેખાય? (હસે છે.)

વીણારંજન: આપ વાત કરો છો કે હસો છો?

વિદ્યાધર: વાત શું કરું? આપને આપના મહાકવિ મહારાજને પ્રસન્ન કરો. આપ મહાકવિની પ્રશંસા કરો;તે આપનાં ગીત ગાશે. પછી બંનેમળી મહારાજના ગુણાનુવાદ કરજો. આ જ કલાની સાચી ઉપાસના. (અટ્ટહાસ્ય કરે છે) નાટકમાં રાજદંપતીના ચરિત્ર-ચિત્રણની ચાસ ન હોત તો કોઇ તેની કિંમત કોડીની પણ ન ગણત.

વીણારંજન : (ક્રોધપૂર્વક) આપનું તાત્પર્ય શું છે?

વિદ્યાધર : મારું તાત્પર્ય? (હસે છે.) આપના તાત્પર્યથી એ ભિન્ન છે. ભાસ અને સૌમિલ્લ ભાટ ન હતા, આચાર્ય મહોદય! અને આપના મિત્ર? (જોરથી હસીને) એ તો મહાભાટ છે.

વીણારંજન : ઇર્ષ્યાથી અંધ બનેલો ગુણોને ક્યાંથી જોઇ શકે? તમારા ભાસ ને સૌમિલ્લ એક દિવસ કાલિદાસ પાસે તુચ્છ લાગશે.

વિદ્યાધર : અને આપની સમક્ષ મહામુનિ નાટ્યાચાર્ય ભરત પણ? (અટ્ટહાસ્ય કરે છે.)

વીણારંજન : (ક્રોધથી) વિદ્યાધર!

વિદ્યાધર : કેમ? ક્રુદ્ધ થઈ ગયા? સત્ય કટુ હોય છે.

વીણારંજન: સત્ય અને અસત્યનો નિર્ણય તો સમય કરશે. ભાસ અને સૌમિલ્લની પાછળ પણ આમ જ હતું. પરંતુ તે કીડાની જેમ ઉત્પન્ન થયા અને મરી ગયા. દુનિયામાં તેને આજ કોઈ નથી જાણતું.

વિદ્યાધર : હવે આપ ગાલિપ્રદાન કરવા લાગ્યા. (જોરથી હસે છે; ધ્વનિ ધીમેધીમે દૂર જાય છે)

[વર્ણનકાર: કાલિદાસના અપમાનથી આચાર્ય વીણારંજનને ખૂબ દુ:ખ થયું; કેમકે મહાકવિ અત્યંત વિનયી હતા. તે રાત્રિ આચાર્યે જેમતેમ વીતાવી પ્રાત:કાળ થતાં જ તે મહાકવિના નિવાસસ્થાન પર ગયા. એમના આગમનની સૂચના મળતાં, મહાવિદુષી આર્યા વિદ્યોત્તમા સ્વાગત માટે બહાર આવ્યાં–]

વિદ્યોત્તમા : અભિવાદન કરું છું, આચાર્ય! આવો, પધારો!

વીણારંજન : અખંડ સૌભાગ્યવતી બનો, આર્યા! મહાકવિ વિશ્રામમાં છે શું?

વિદ્યોત્તમા : નહિ, તેઓ પૂજન કરી રહ્યા છે.

વીણારંજન : શું આજ પણ બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી ગયા?

વિદ્યોત્તમા : અમે તો પછી ગઈ રાત્રિએ સૂતાં જ ન હતાં. 'માલવિકાગ્નિમિત્ર'ની ચર્ચા કરતાં હતાં.

વીણારંજન : તમારો શો મત છે?

વિદ્યોત્તમા : અભિનય તો ખૂબ સુંદર હતો. આપ અને આપના અભિનેતાઓ તમામ સફળ હતા.

વીણારંજન : તો અસફળ કોણ હતું?

વિદ્યોત્તમા : આર્યપુત્ર

વીણારંજન : આપ શું કહો છો?

વિદ્યોત્તમા : સત્ય તો કહેવું જ પડે.

વીણારંજન : વિદ્યાધર પણ એમ જ કહે છે.

વિદ્યોત્તમા : શું કહે છે વિદ્યાધર?

વીણારંજન : કે, 'માલવિકાગ્નિમિત્ર'માં દેવી માલવિકા અને મહારાજ અગ્નિમિત્રની પ્રણયલીલા સિવાય બીજું છે શું? પોતાના ચરિત્રનો અભિનય દેખીને રાજદંપતી પ્રસન્ન બને તે સ્વાભાવિક છે.

*વિદ્યોત્તમા : એમનું કહેવું યથાર્થ છે.*

વીણારંજન : તે કહે છે, મહાકવિ અભિમાની છે. તે ઇચ્છે છે કે જગત પોતાને પ્રાચીન નાટકકારોનો સમકક્ષી કહે.

વિદ્યોત્તમા : એ પ્રલાપ છે. વસ્તુતઃ આર્યપુત્રમાં ઊંચી પ્રતિભા છે.

વીણારંજન:તેનું કહેવું છે કે કાલિદાસ હજી ગઈ કાલનો છોકરો છે.

વિદ્યોત્તમા : પૂજાનું કારણ ગુણ હોય છે, આયુ નહિ. બાલયોગી શુકદેવનું પ્રવચન મોટામોટા વયોવૃદ્ધ ઋષિ પણ સાંભળતા. મહાકવિ તો ઉદિત થતા બાલસૂર્ય જેવા છે. તેમનું પૂર્ણ તેજ હજી પ્રકાશિત જ ક્યાં થયું છે? લ્યો, આ આવ્યા આર્યપુત્ર...(પદધ્વનિ સંભળાય છે.)

કાલિદાસ : મારું અહોભાગ્ય. પ્રાત:કાલમાં બ્રાહ્મણનું દર્શન થવું એ સૌભાગ્યસૂચક છે. કાલિદાસ પ્રણામ કરે છે, આચાર્ય!

વીણારંજન : કોને પ્રણામ કરી રહ્યા છો? અમે ભાટ છીએ અને આપ પણ મહારાજની મિથ્યા પ્રશંસા કરીને જ અર્થોપાર્જન કરવું એ તો આપણો વ્યવસાય છે!

કાલિદાસ : પંડિત વિદ્યાધર પ્રત્યે આચાર્ય કોપિત થયા લાગે છે.

વીણારંજન: આપ પણ ઉપહાસ કરશો? હું કોપિત છું કે દુ:ખી?

કાલિદાસ : મેં આપનું બંનેનું સંભાષણ હમણાં સાંભળ્યું છે. પંડિત વિદ્યાધર ભલે કહેવું હોય તે કહે.

વીણારંજન: તે વિદ્યાધર નથી વિષધર છે. વિષધરના દાંત તોડી નાખવા એ જ ઉચિત હોય છે. હું મહારાજની સન્મુખ વિચાર કરવા માટે અભિયોગ કરીશ.

કાલિદાસ: શાન્ત થાઓ, આચાર્ય! સમાલોચના સાંભળવા માટે કલાકારે તો સર્વદા તત્પર રહેવું ઘટે.

વીણારંજન : આપને વિનોદ કરવાનું સૂઝે છે; પણ હું મારું અપમાન સહન કરી શકું, કલાનું નહિ. ઠીક, જાઉં છું, પ્રણામ! (પદધ્વનિ)

કાલિદાસ : જરા ઊભા રહો તો! (ધ્વનિ દૂર જાય છે) આચાર્ય! (શબ્દ અત્યંત ધીમો બને છે)......આચાર્ય!

[વર્ણનકાર: આચાર્ય વીણારંજને રાજસભામાં મહારાજ અગ્નિમિત્ર સમક્ષ અભિયોગ ઉપસ્થિત કર્યો. જે દિવસે આ અભિયોગ ઉપર વિચાર કરવાનો હતો તે દિવસે રાજ્યના સઘળા પ્રસિદ્ધ પંડિતો રાજસભાને સુશોભિત કરતા હતા.]

(અનુસંધાન આગળ પૃષ્ઠ ૧૮મે)

# મહાત્માજી સાથેની એક મુલાકાત



[મહાદેવભાઈની ડાયરી વાંચતાં ૧૯૩૨ના એ યાદગાર દિવસોનાં સ્મરણો તાજાં થઈ ગયાં, ને યરોડા કૅમ્પની એ જેલનું જીવન, તથા ઉત્સાહ ને નિરાશામાં, ઉલ્લાસ અને વિષાદમાં પસાર થતા દિવસોના દિવસો નજર સમક્ષ ફરી જીવતા થઈ ગયા. ત્યારે ગાંધીજી યરોડાની મુખ્ય જેલમાંથી તેમજ કૅમ્પની જેલમાંથી વારાફરતા કોઈકોઈ કેદીને મુલાકાત માટે બોલાવે એવી યોજના હતી. એ મુલાકાત મેળવવાનું સદ્‌ભાગ્ય મને તા. ૧૯-૮-'૩૨ને દિવસે પ્રાપ્ત થએલું. અર્ધોએક કલાક ચાલેલી એ મુલાકાતનો તે જ દિવસે લખેલો અહેવાલ મારી પાસે હજી જળવાઈ રહ્યો છે. આજે પણ કદાચ એ રસમય નીવડે એ હેતુથી, લગભગ એ લખાયો એ જ શબ્દોમાં—મહાત્માજીની આ ત્રીજી સંવત્સરીએ—જનતા આગળ મૂકવા લલચાઉં છું.]

લેખક

**ગુલાબદાસ બ્રોકર**

યરોડા કૅમ્પ
તા. ૧૯-૮-૧૯૩૨

આજે ઊઠયો ત્યારથી જ હૃદયમાં એક જાતનો અસ્વસ્થ આનંદ પથરાએલો હતો. જગતના એ મહાપુરુષની મુલાકાત આજે કૅમ્પ જેલના કેદીઓ તરફથી લેવાનો મારો વારો હતો.

નાહીધોઈ કામકાજ પતાવી અગિયાર વાગ્યાની રાહ જોતો બેઠો. સમય કેટલો ધીમો પસાર થતો હતો!

અંતે અગિયાર વાગ્યા. જમી તો ક્યારનું લીધું હતું. સવા અગિયારેક વાગ્યે એક પોલીસની સાથે જેલમાંથી બહાર નીકળ્યો. આટલા મહિના પછી, ભલે કેદી તરીકે પણ, બહારની હવા ખાવી એ કેટલું આહ્‌લાદમય લાગતું હતું! દસેક મિનિટમાં તો જેલના મુખ્ય દરવાજા પાસે પહોંચી ગયા. દરવાજે નામ નોંધી મને અંદર મોકલ્યો. અંદર જીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ) મળ્યા. આટલા મહિના પછીની આ આકસ્મિક મુલાકાતે વળી ઓર આનંદ આપ્યો. તેમની સાથે અર્ધોએક કલાક વાતચિત કરી, ત્યાં અંદરના બધા દરવાજા ફટાફટ બંધ થવા લાગ્યા. ગાંધીજીને મુલાકાત માટે સુપરિન્ટેન્ડેન્ટની ઑફિસમાં લઈ જતા હતા. બીજો અર્ધો કલાક નીકળી ગયો. હવે તો કુતૂહલ સાથે થાક પણ ઉમેરાયો. ત્યાં પાછા દરવાજા બંધ થયા. આ વખતે મુલાકાત પતાવી શ્રીયુત સરદારને પાછા તેમની જગ્યાએ લઈ જતા હતા. તેમના પછી શંકર કાલેલકર નીકળ્યા ને મને ઉપર બોલાવ્યો.

મેજર ભંડારીની ઑફિસના બારણા આગળ આવતાં જ પૂજ્ય બાપુજીની એ શાંત મૂર્તિ દેખાઈ. એ જ શાંતિ, એ જ હાસ્ય, એ જ નિખાલસતા, જે બહાર ઘણીવાર જોયાં હતાં! નમસ્કાર કરી હું દાખલ થયો. મેજર ભંડારી તથા મેજર મહેતા ખુરશી ઉપર બેઠા હતા અને મહાત્માજી નીચે જાજમ પર બેઠા હતા. ચરણરજ લઈ હું તેમની પાસે બેસતાંવેંત જ ગાંધીજી બોલી ઊઠયા: 'ઓહોહો! બહુ વખત થયો? મેં જાણ્યું કે કોઈ આવ્યું નથી કે શું?'

મેં કહ્યું: 'આવ્યો તો ઘણા વખત થયા છું, પણ અહીં તો લાવે ત્યારે જ અવાય ના?'

દેવીદાસ ઘેવરિયાનો હું ભાણેજ છું તેમ કહ્યું ને બાપુજી તેમને તરત ઓળખી ગયા. તેમના મૃત્યુની પણ તેમને ખબર હતી.

મુંબાઈના ભાઈઓ તરફથી પ્રણામ આપ્યા પછી રામદાસભાઈના ખબર આપ્યા. તેમનું વજન બે રતલ વધ્યું છે એમ મેં કહ્યું ત્યાં તો બાપુજી બોલી ઊઠયા: 'ત્યારે તો વધામણી!' એટલું કહી તેઓ હસી પડયા ને ઉમેર્યું: 'તેને કહેજે કે ચિન્તા ન કરે ને મોજમાં રહે.'

મૂર્તિ, વિશ્વનાથ, છગનભાઈ, કુરેશીભાઈ વગેરે વિષે થોડી વાતો કર્યા પછી અને *Flower of St. Francis* નામની ચોપડી તથા ટૉલ્સ્ટૉયના નિબંધોના પુસ્તકની આપલે વિષે વાત કર્યા પછી મેં પૂછ્યું: 'ગયે વખતે કોણ મળી ગયું?'

'જમનાદાસ અને બેલવી.'

'આ વખતે,—મારી પહેલાં?'

'ગંગાધરરાવ અને શંકર કાલેલકર.'

'તેમના કંઈ ખાસ ખબર?'

'ખાસ કંઈ નથી. ગંગાધરરાવ મઝા કરે છે. હમેશ મુજબ ખૂબ આનંદમાં છે ને ગુજરાતી શીખે છે. શંકરને તો મેં બોલાવ્યો હતો.'




સંભવ હોય (દાખલા તરીકે આપણા નકશામા ચિ નં. ૪ છોડયા પછી થોડા રસ્તે) ત્યાં માર્ગદર્શક સ્વયંસેવકો પણ રાખવા જોઇએ, જેથી સીધા રસ્તે ચડી જનારાઓને પછીના ચિહ્નની દિશા દેખાડી શકાય: પણ માત્ર દિશા જ—'રસ્તો' નહિ. આ ઉપરાંત પ્રસ્થાનરેખા, વિજયરેખા અને દરેક ચિહ્ન ઉપર જરૂરી 'પંચ' પણ ગોઠવવા જોઇએ.

હવે, આ રમતની ખરી સમજ તથા આસ્વાદ લેવા માટે માની લો કે આપણે પોતે પણ એક હરીફ ખેલાડી છીએ. મુકરર કરેલા દિવસે અને સમયે આપણે નકશામાં જણાવેલી પ્રસ્થાનરેખા પર હાજર થઇ ગયા છીએ. રમત શરૂ થતાં પહેલા આપણને રસ્તાનો-એટલે કે માત્ર ચિહ્નોનાં સ્થાનનો-ખ્યાલ આપવામાં આવ્યો છે. પ્રસ્થાન-રેખા પરથી પહેલું ચિહ્ન પણ દેખાય છે. સમય થઈ ગયો છે અને હવે પ્રસ્થાનકાર સંજ્ઞા આપે છે: 'જગો...પે;—તૈયાર;—જાઓ.'

આપણે દોડ શરૂ તો કરી, પણ કમાનમાંથી છૂટેલા તીરના જેવી નહિ. દોડ લાંબી છે એટલે આપણી શ્રમ-શીલતાનો ખ્યાલ રાખી સામાન્ય ઝડપે જ દોડ શરૂ કરી છે. શરૂઆતનો થોડો રસ્તો તો નક્કી જેવો જ છે. પછીનો ચોભેટો આવતા આપણામાંથી કેટલાક આ બાજુ વળી ગયા છે, તો કેટલાક બીજી બાજુ. આપણને લાગ્યુ કે જમણી બાજુ દરવાજા તરફથી રસ્તો ટૂંકો પડશે, એટલે એ બાજુ ઉપડયા; પણ દરવાજે પહોંચી બહાર જોયું ત્યાં તો લાગ્યું કે ભૂલ્યા! બહાર તો નદી હોવાથી તેના કિનારાનો રસ્તો વધુ રેતાળ છે એટલે ધાડી જ જવાના, ને ઝડપ ઘટી જવાની એ નફામાં.

ત્યાં તો એક નવો તુક્કો સૂઝયો કે કોટની ઉપર જ ચડી જઇએ તો? આમતેમ જોયું, અને શક્યતા પણ દેખાઈ. ફાવ્યા! ચડયા ઉપર, અને કોટની રાંગેરાંગ દોડ લગાવી,—આની મઝા બીજી કઈ દોડમાં આવવાની હતી? ચિહ્ન પર પહોંચ્યા ત્યાં જણાયું કે બીજે ગમે તે રસ્તે પણ આપણી આગળ ત્યાં જઈ પહોંચનારા બે ત્રણ જણ તો છે જ. તેમાંના એક જણ પસાર થઈ ગયા છે અને એક જણ સ્વયંસેવક પાસેથી પહોંચ્યાની નિશાની બદલનો 'પાસ' લઇ રહ્યો છે. આપણે પણ પાસ લીધો ને પૂંઠાની એ નંબરવાળી કાપલીને તેના દોરા વડે આપણી આંગળી પર બરાબર વીંટી લીધી.* સ્વયંસેવકે તેની પછીનું બીજું ચિહ્ન આપણને દેખાડયું: નદીના સામે કિનારે આવેલા મંદિરે કોટની ઊંચાઇ જરા વધારે તો છે, પણ દીવાલમાં પડેલાં ગાબડાં અને નીચેની ધરતી પર થએલો પાંચેક ફૂટનો ઢગલો સહાયભૂત થતાં દેખાતાં આપણે તો અંદરવેડા અજમાવ્યા. ગાબડાંમાં પગ ભરાવી થોડુંક ઊતર્યા, ને બાકીનાનો ભુસકો!

પણ હવે નદી પાર ક્યાંથી કરીશું? પણ આવે વખતે બહુ વિચાર નહિ કરવાનો. એ તો ઝંપલાવવાનું જ—થોડું તો 'અલ્લાહ આશરે' કરવું જ પડે. કમર સુધીનાં પાણી હતાં. તરવાની જરા યે જરૂર ન પડી. રેતીવાળો થોડો પટ પસાર કરીને જરા સારો રસ્તો આવતાં અસલ ઝડપ પકડીને પછી મંદિરે પહોંચવામાં કાંઈ જ તકલિફ ન પડી.

બીજા ચિહ્નનો પાસ મેળવ્યો અને ત્યાંથી ત્રીજું ચિહ્ન નજરાની લીધું. હવે શું કરીશું? ટૂંકામાં ટૂંકો રસ્તો લેવા જતાં નદી બે વાર પાર કરવી પડશે ને લગભગ આખો રસ્તો રેતીના પટમાં જ કાપવાનો. તેના કરતાં તો જમણા કિનારાનો, લાંબા વળાંકવાળો રસ્તો સારો લાગે છે. અને ખરેખર, કાંઇ મુશ્કેલી વિના ત્રીજા ચિહ્ને પહોંચી ગયા,—જો કે વચ્ચે રેલવેનો પુલ ચડવો-ઊતરવો પડયો.

ત્રીજા ચિહ્ને જઈ પાસ મેળવતાં જોયું તો આપણી આગળ હતા તેમાંના બે-ત્રણ જણ તો આપણી આગળ ચોથા ચિહ્નના ડુંગર તરફ દોડી રહ્યા છે. આપણે પણ તેમને પગલે પગલે આગળ વધ્યા. ત્યાં

* ચિહ્ન પસાર કર્યાની નિશાની તરીકે પાસ આપવાની જુદીજુદી રીતો છે. અહીં જણાવી તે, ચિહ્નના નંબરવાળી કાપલી આપવાની રીત ઉપરાંત ચિહ્નના નંબરવાળો સિક્કો દોડનારના શરીર પર મારવાની, પસાર થનાર દરેક દોડનારનાં નામ કે નંબર એક કાગળ પર નોંધી લેવાની, એમ વિવિધ પ્રકારની રીતો અખત્યાર કરી શકાય

તો આપણી પાછળથી કોઇ સૌથી-ખેલાડી આપણી સાથે થઈ ગયા અને આપણી આગળ નીકળવાનો પ્રયત્ન કરવા લાગ્યા. શું કરીશું? ઝડપ વધારી તેની આગળ ને આગળ જ રહીશું? ના, ના; એના કરતાં તો આપણી શક્તિ પ્રમાણે જ ઝડપ રાખવી સારી: નહિતર ક્યાંક અધવચ્ચે જ દોડ છોડી આરામ કરવો પડે. જવા દો તેને આગળ.

હવે જરા ડુંગરાળ રસ્તો શરૂ થયો. સામે નાની ટેકરી છે. તેની ઉપર ચડી પાછળ ઊતરવા કરતાં જમણી બાજુથી જતો રસ્તો લેવો સારો. પેલા સૌથી આગળ હતા તે ભાઈ ઉપર ચડ્યા તો છે, પણ તે થાકવા માટે જ. જોયું? આપણે ચોથા ચિહ્ને પહોંચવા આવ્યા તો યે હજી તે આપણી આગળ જઇ શક્યા નથી. હવે આપણે ચોથા ચિહ્નવાળા ડુંગરની તળેટીમાંથી એ. ચિહ્નવાળો ધ્વજ તો દેખાતો નથી, પણ ઉપર એક બાજુ જરા ધુમાડા દેખાય છે. ત્યાં જ ચિહ્ન હશે. અરે વાહ, હવે તો સીસોટીના અવાજ પણ સંભળાય છે ને શું?

ચોથા ચિહ્ને પહોંચ્યા. આજુબાજુનું દૃશ્ય તો બહુ રળિયામણું છે! પણ એ જોવા રોકાવાનું અત્યારે પાલવે તેમ નથી. પણે ડાબી બાજુનાં ખેતરોની બરોબર વચમાં, એક જગ્યાએ દૂર દૂર પાંચમા ચિહ્નનો વાવટો નાનેરો દેખાય છે. ચાલો ત્યારે, માંડો નીચે ઊતરવા. ડુંગરામાં આમતેમ થતા આગળ તો વધીએ છીએ, પણ આ ટેકરીઓની ગાળીમાંથી હવે ચિહ્ન તો ક્યાંય દેખાતું જ નથી આમ તેમ દોડવામાં કાંઈ ઊંધા તો નહિ ચાલ્યા જઇએ ને? આપણી આગળ નીકળેલામાંના પણ કોઈ દેખાતા નથી, તો યે એ તો દોડયે જ રાખો. વાહવાહ! ચાલો, ડુંગરાઓ તો પૂરા થયા ખરા. પણ આપણે જરા વધારે પડતા જમણી બાજુ નીકળી ગયા છીએ.

પણ આ ખેતરો તો ભારે લાગે છે! આ બાજુ ખેતરોને પડખે થઇને નેળિયું જાય છે તે રસ્તો જ સારો લાગે છે ચાલો એ રસ્તે. અરે, આ નેળિયું તો વધુ ને વધુ ડાબી બાજુ થતું જઇ નદી તરફ જઈ રહ્યું છે! એટલે એને છોડવું જ રહ્યું, નહિતર પાંચમું ચિહ્ન પકડવું મુશ્કેલ પડશે. મૂકો આડ-ખેતરે જ દોટ! પણ આડી આ વાડ આવી તેનું શું? તો આપણને કૂદકો મારતાં યે ક્યાં વાર છે?

પાંચમા ચિહ્નનો પાસ મેળવી કૂવાના થાળાના છેડા પરથી જોયું તો વચ્ચે ખેતરો, તેની પછી પેલા ગામનાં ઘર અને તેની વચમાં થઇને દૂર છઠ્ઠું ચિહ્ન દેખાય છે. પાછી દોડ ચાલી. આ ખેતરોમાંથી વાડ કૂદતાં જરા ઊઝરડા થયા છે, વચ્ચે કાંટાનો સ્વાદ પણ જરા આપ્યો છે. પણ એ બધું ગણકારવાનું જ નથી. ખેતર પૂરાં થતાં ગામડું આવ્યું. ગામની શેરી સોંસરી જ આપણે તો દોટ મૂકી. કુતૂહલથી લોકો જોઈ રહ્યા છે. પણ અત્યારે તેની ચિંતા કરવી નહિ પોસાય. ગામડું પાર કરી બહાર નીકળતાં જ જોયું તો સામે જ છઠ્ઠું ચિહ્ન છે. પણ વચમાં પાછી આવી નદી! હવે ભૂલ સમજાઈ: ગામ ફરતો ચકરાવો લેતા પેલા રસ્તે થઇને આવ્યા હોત તો નદી ઓળંગવા માટે પૂલ મળત. આટલી દોડ પછી પરસેવા સાથે ઠંડા પાણીમાં તરવું આરોગ્ય માટે સારું નથી. રેતીનો પટ અને પાણીનો પ્રવાહ બંને મળી ઝડપ પણ ઘટાડશે. વળી થાક વધારશે અને સમય બગાડશે. પણ હવે એવા વેઢા ગણવાનો નહિ પણ નક્કર કામનો જ સમય રહ્યો છે; દોડ એ જ માત્ર ઉપાય રહ્યો છે. એ તો હવે ઝંપલાવો! ચાલો, આ રેતીનો પટ પૂરો, અને આવ્યા નદીમાં. અરે આ તો પૂરાં ઢીંચણ સુધીનાં યે પાણી નથી. વાહ, ભૂલ તો નથી થઈ.

છઠ્ઠું ચિહ્ન પસાર, સામે પડ્યું છે રેતાળ મેદાન. તેની પાછળ છે ઝાડી અને તેમાં વચ્ચે એક જગ્યાએ ધુમાડો નીકળે છે. એ જ સાતમું ચિહ્ન. હવે તો થાક લાગ્યો છે: રેતીમાં પગ ખૂંચી જાય છે. તોયે એ તો ચરૈવેતિ! ના, 'દોડૈવેતિ, દોડૈવેતિ!' દિવસ ચડ્યો છે. હાંફતાં હાંફતાં રેતીમાં ખૂબ તપ્યા છીએ એટલે હવે આ ઝાડીની ઠંડક બહુ સરસ લાગે છે. અને એ ઠંડકમાં એક ભાઇ આરામ પણ કરે છે. અરે! આ તો પેલા જ ભાઇ–ત્રીજા ચિહ્ન પછી આપણી આગળ નીકળી ગયા હતા તે. તેમણે જરા ઝડપ તો દેખાડી, પણ ટકી શક્યા નહિ. ખેર, આપણે તો દોડ્યે રાખો. ઓહો! સિસોટી સંભળાઇ! પગમાં જોર આવ્યું ને તેના અવાજ પર સાતમું ચિહ્ન પકડયું.

આ ઝાડીની વચમાંથી દૂર ટેકરી દેખાય છે. અને તેના પર હવે આઠમા ચિહ્નનો વાવટો છે. ઝાડી તો વટાવી ગયા અને આવી રેલવે લાઈન. પણ એનો કાંઇ અંતરાય નથી. જોકે આટલા થાક પછી પેલા ટેકરા ચડવા-ઊતરવા પડશે તે જરા મુસીબત પડશે. પણ આ રમતમાં તો મુસીબત એ જ મોજ છે ને?

આઠમા ચિહ્નના ટેકરા પર ઊભા છીએ. સામે છે તળાવ, અને તેની પેલી બાજુ છે છેલ્લું ચિહ્ન—વિજયરેખા. વાહવાહ, આવી પહોંચ્યા છીએ! એકી દોટે ટેકરો ઊતરી ગયા ને આવ્યું તળાવ. પણ હવે? તળાવને કાંઠેકાંઠે દોડીશું? એ તો બહુ લંબાણ પડે. અંદરના પગથિયેથી દોડીશું?–તો એ તો વિઘ્નદોડ થઈ! પાણીમાં પડીશું?–તો?–પણ પાણી છે કેટલા ભાગમાં? ને આ વખતે વરસાદ તો થયો છે માત્ર કહેવા પૂરતો જ. તો પછી પાણી વધારે ક્યાંથી હશે? ચાલો ત્યારે, પડો વચ્ચે. એક ખાબોચિયું છબછબાવ્યું, એકાદ કુદાવ્યું, એકાદ ચકરાવ્યું અને તળાવ પસાર!

વિજયરેખાના પંચને આઠ કાપલીઓ આપી દીધી ને ધીમેધીમે ઝડપ ઘટાડી. પછી ગરમ થઈ ગએલા બદનને એકદમ ઠંડી ન લાગે તે માટે ગરમ સ્વેટર લપેટી લીધું. પંચે જણાવ્યું કે આપણે ચોથા આવ્યા છીએ. કોઇ બોલ્યું, 'એક નંબર માટે હારી ગયા,—ઈનામ નહિ મળે.'

અરે ભલા માણસ! અમારી રમત એ જ અમારો નંબર છે, અમને મળેલો આનંદ એ જ અમારું ઈનામ છે; કારણ કે અમે તો ખેલાડી છીએ. તને ખબર નથી: રમત તો–ખેલાડીની;–હારજીત તો–અકસ્માત; સારી રમત એ જ સાચી જીત.

## વિજ્ઞાન-લેખો માટે પારિતોષિક

ઈ. ૧૯૫૦માં 'કુમાર'માં પ્રકટ થનારા સૌથી શ્રેષ્ઠ વિજ્ઞાનલેખ માટે વડોદરાના શ્રી પદ્મકાન્ત ર. શાહ તરફથી, વિજ્ઞાનનાં ચાર અંગ્રેજી પુસ્તકો તથા પોતાનું રચેલું ગુજરાતી પુસ્તક 'વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો', એમ પાંચ પુસ્તકો ભેટ અપાશે. તે માટે નીચેના નિયમો છે:

(૧) લેખ સ્વતંત્ર યા વિવિધ પુસ્તકોની માહિતી ભેગી કરીને તૈયાર થએલો હોવો જોઈએ. કોઇ પણ અંગ્રેજી લેખોનો અનુવાદ નહિ.

(૨) લેખ વિષયને બરાબર ન્યાય આપે તેવો હોવો જોઇશે અને લોકભોગ્યતાની દૃષ્ટિએ મૂલ્યાંકન થશે.

(૩) લેખ નિબંધ રૂપે જ રજુ કરેલો હોવો જોઇશે. વાર્તા, સંવાદ, પત્ર, વગેરે દ્વારા વિષયની છણાવટ કરી હશે તો ચાલશે નહિ.

(૪) લેખ સૌથી પ્રથમ કુમારમાં જ પ્રસિદ્ધ થયો હોવો જોઇશે. બ્રોડકાસ્ટ કરેલા વાર્તાલાપને લેખવવામાં આવશે નહિ.

(૫) 'વિજ્ઞાન'ની વ્યાખ્યામાં નીચેના વિષયો આવરી લેવામાં આવશે: રસાયણશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાન, આરોગ્યવિજ્ઞાન, ખગોળવિજ્ઞાન, પ્રકૃતિવિજ્ઞાન, જીવનશાસ્ત્ર, જીવનકળાશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, ને શરીરશાસ્ત્ર.

(૬) ભેટ પ્રથમ લેખકને જ અપાશે. ઉપરાંત ફેલેજન દાખલ બીજા લેખકને 'વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો'નું પુસ્તક ભેટ અપાશે.



# સંસારનાં શહેરો

## ૬૬-બેલફાસ્ટ

ઉત્તર આયર્લેંડની રાજધાનીનું આ નગર બીજાં શહેરોની પેઠે જોકે બહુ ગવાએલું નથી; પણ યુરોપ અને અમેરિકાને સાંધતાં મહાનગરોની સાંકળની છેલ્લી કડી રૂપ એ બંદર, આટલાંટિક મહાસાગરને આ છેડે, એક ખૂણે પડેલું હોવા છતાં દુનિયા આખીમાં મોટામાં મોટી વહાણ બાંધવાની બંદરગાહ ધરાવે છે, યુનાઇટેડ કિંગડમનાં ધીકતાં બંદરોની નામાવલિમાં પાંચમું સ્થાન ભોગવે છે, કોઈ કુદરતી સમૃદ્ધિ ન હોવા છતાં પોતાના આગવા વેપારધંધાથી ધમધમે છે, ને છતાં લીલી ટેકરીઓના કુંડાળાથી શોભતું નયનમનોહર રળિયામણું શહેર છે. અને આ બધી સિદ્ધિઓ તેણે માત્ર છેલ્લી બે સદીમાં સાધી છે. આજથી બસો વર્ષ પહેલાં, દરિયાથી ૧૨ માઈલ દૂર અંતરાળમાં, બેલફાસ્ટ ખાડીને બેલાગ કાંઠે પડેલું એ એક આપણું માછીમાર ગામડું હતું. એમાંથી માત્ર બે જ સદીમાં એ આ સમૃદ્ધ દશાએ પહોંચ્યું તેનો સર્વ યશ એના વતનીઓના પરિશ્રમ અને પુરુષાર્થને જ ફાળે જાય છે. કુદરતની ખાસ બક્ષિસો વિનાના પોતાના મામૂલી ગામને પણ કેવળ પોતાની બુદ્ધિ, ઉદ્યમ ને પુરુષાર્થના બળે કૃતનિશ્ચય નાગરિકો કેવી સર્વોચ્ચ કક્ષાએ મૂકી શકે છે, તેનું બેલફાસ્ટ એ ઊજળું ઉદાહરણ છે.



ઔદ્યોગિક હોવા છતાં અત્યંત રળિયામણા બેલફાસ્ટ નગરનો સિટી હૉલ: ૧૯૦૬ની પહેલી ઑગસ્ટે ખુલ્લું મુકાએલું ઉત્તર આયર્લેંડનું સર્વશ્રેષ્ઠ ગણાતું આ મકાન ત્યાંનું પ્રતીક છે.

માત્ર દરિયાકિનારે આવેલું હોવા ઉપરાંત બીજી કશી વિશિષ્ટતા એને નથી, કે નથી કોલસા કે લોખંડની ખાણો જેવા કોઈ કુદરતી લાભો; ઊલટું, ઘણા કુદરતી પ્રત્યવાયો એને નડયા છે. છતાં મોટામાં મોટી લિનનની મિલ, લંબીમાં લંબી વહાણ બાંધવાની ગોદી, ભારેમાં ભારે તમાકુનો ઉદ્યોગ, મોટામાં મોટાં દોરડાં બનાવવાનાં કારખાનાં અને મોટામાં મોટી દારૂ ગાળવાની ભઠ્ઠી—૬૬—બેલફાસ્ટ આજે ધરાવે છે એના નાગરિકોએ મેળવેલી આ અજબ સિદ્ધિનું રહસ્ય એમની સ્કૉટિશ લોહીમાંથી ઊતરી આવેલી નિશ્ચલ શ્રમશીલતા અને ખંતમાં જ રહેલું છે.



દુનિયાનાં મોટામાં મોટાં સંખ્યાબંધ વહાણો બાંધતા આ શહેરનું ઉત્પાદન ટનેજ આજે વિક્રમસમું છે. ત્યાંનો મેસર્સ હાર્લૅન્ડ ઍન્ડ વૉલ્ફનો જેટી વહાણ બાંધવાનો ધક્કો.

આ નગરનો પ્રાચીન ઇતિહાસ તો બારમી સદી સુધી પહોંચે છે. ઇ. ૧૧૧૭માં લૉર્ડ કર્સીએ લૅગન નદીના મુખપ્રદેશ પર બેલફાસ્ટ અખાત પાસે, સમુદ્રથી બારેક માઇલ દૂર એક કિલ્લો બાંધ્યો, ને ત્યારથી તેનો ખરો ઇતિહાસ શરૂ થયો. આ પહેલાં એક યુદ્ધક્ષેત્ર સિવાય એ સ્થાનની ખાસ કશી વિશિષ્ટતા નહોતી. ઇ. ૧૩૧૬માં તે ગામ તથા કિલ્લાનો એડવર્ડ બ્રુસે નાશ કર્યો. કહેવાય છે કે ત્યાર પછી ૧૬મી સદીમાં તે સ્થળે એક કિલ્લેબંધ શહેર હતું, પણ વસ્તુતઃ તો એ માછીમારી પર નભતું ગામડું બની રહ્યું હતું. ૧૬૧૧માં બીજો કિલ્લો ચણાવ્યો જે ૧૭૦૮માં સળગી ગયેલો. ૧૬૧૩માં જેમ્સ પહેલા તરફથી આ ગામને સનદ મળી, જે દ્વારા તેની પ્રજાને પાર્લમેન્ટમાં પોતાના બે સભ્યો મોકલવાનો હક મળ્યો.

૧૬૯૬માં જેમ્સ બ્લો ઍન્ડ કંપનીએ ત્યાં મુદ્રણકળાના ધંધાની શરૂઆત કરી ત્યારથી

તેનું વ્યાપારી ને ઔદ્યોગિક મહત્ત્વ શરૂ થયું ને ૧૭૯૧માં આયરશાયરના વિલ્યમ રિત્શીએ ત્યાં વહાણ બાંધવાં શરૂ કરી એ ઉદ્યોગનો પાયો નાખ્યો. વળી ઐતિહાસિક એવી સાબિતી પણ મળે છે કે એ પહેલાં ૧૬૩૬માં ત્યાંના પ્રેસ્બિટેરિયનોએ 'નવી દુનિયા'ની શોધ અર્થે એક 'ઈગલ-વિંગ' નામનું ૧૫૦ ટનનું વહાણ પણ બાંધેલું. પરંતુ અહીં વહાણ બાંધવાનો રીતસરનો ખરેખરો ઉદ્યોગ તો ઓગણીસમી સદીથી જ શરૂ થએલો અને આજે તો એ એટલો તો વિકસિત થએલો છે કે જગતભરના વાર્ષિક ટનેજ કરતાં ૨૩ ગણો વધારે ટનેજ તે નીપજાવે છે અને સંસારનાં કેટલાંક નામી સફરી જહાજો અને મનવારો અહીં જ બનીને દુનિયાને ખૂણેખૂણે ઘૂમી વળ્યાં છે. વહાણો બાંધવાના મેસર્સ હાર્લૅન્ડ ઍન્ડ વૉલ્ફના જગવિખ્યાત યાર્ડ્સ પણ અહીં બેલ્ફાસ્ટમાં જ છે.

વહાણ બાંધવા ઉપરાંત તેનો બીજો ઉદ્યોગ છે લિનનનો. ઈ. ૧૮૬૦માં અમેરિકન આંતરવિગ્રહ દરમિયાન અમેરિકામાંથી થતી રૂની નિકાસ ઉપર કાપ પડતાં અહીંના એ ઉદ્યોગને વિકસવાની તક મળી, અને એ તક ઝડપી લઈ તેણે એવો પુરુષાર્થ કર્યો કે આખી દુનિયાની માંગ પૂરી પાડી. ત્યારથી દુનિયાનું સારામાં સારું કાપડ તે પૂરું પાડે છે અને હવે તે ઉદ્યોગ વિકસીને રેયૉન તથા બનાવટી રેશમના કાપડના ઉત્પાદન સુધી વિકસ્યો છે. આ ઉપરાંત તેના મુખ્ય ઉદ્યોગો તમાકુ, દારૂ તથા દોરડાં છે. આ ત્રણ ઉદ્યોગોમાંથી એકાદમાં યે મંદી આવે તો બેકારીનો ભયંકર રાક્ષસ તેની સામે ઊભો રહે. આથી આગમચેતી વાપરીને એ શહેર વિવિધ નવા ઉદ્યોગો પણ વિકસાવતું જાય છે. વહાણવાડની જોડાજોડ જ એ હવાઈ જહાજો બાંધવાનો ઉદ્યોગ ખીલવવા લાગ્યું છે, ને ત્યાંનો લિનનનો ઉદ્યોગ પોતાને પડખે રેયૉન, બનાવટી રેશમ ને એવા વૈજ્ઞાનિક રેસાઓનું કાપડ વિકસાવવા લાગ્યો છે.

૧૮૦૦માં તેની વસતિ માત્ર ૨૦,૦૦૦ની હતી તે ૧૮૫૨માં એક લાખની ને ૧૯૦૦માં ૩॥ લાખની થઈને આજ તો પાંચ લાખની લગભગ પહોંચી ગઈ છે.

તદ્દન ઔદ્યોગિક શહેર હોવા છતાં તે બીજાની માફક સુક્કું, ધૂળિયું કે ધમાલિયું નહિ પણ અત્યંત રળિયામણું પણ છે. તેની આસપાસ કોલસાની કે લોઢાની ખાણોને બદલે હરિયાળાં ખેતરો છે ને કુદરતી વનસ્પતિથી આચ્છાદિત સીધી ઊંચી ટેકરીઓ છે. શહેરની બાંધણી પણ રૂપાળી અને અદ્યતન છે. સિટી હૉલ, ક્વીન્સ યુનિવર્સિટી, પ્રોટેસ્ટન્ટ દેવળ અને આલ્બર્ટ મેમોરીઅલ ક્લૉક ટાવર એ તેની વિખ્યાત વાસ્તુસંપત્તિ છે તથા શહેરથી થોડે દૂર સ્ટોરમન્ટ નામના સ્થળે આવેલાં તેની પાર્લામેન્ટનાં મકાનો પણ મનોહર છે. સાથેનાં ચિત્રો એ શહેરનો ખ્યાલ આપશે.

હજી યે બેલ્ફાસ્ટનું ભાવિ ઉજળું છે, કેમકે તેની ખરી સંપત્તિ તો ત્યાંના નાગરિકોની ચેતનાશક્તિ છે. અહીંના નાગરિકોએ પોતાની જનસંખ્યાની સરખામણીએ જોતાં તો, દુનિયાની પ્રગતિમાં મોટામાં મોટો ફાળો આપ્યો છે. યુનાઈટેડ સ્ટેટ્સના ૧૩ જેટલા તો પ્રમુખો તેણે આપ્યા છે; અને બ્રિટિશ લશ્કરના ઉચ્ચ અધિકારીઓ ને સેનાપતિઓ પૂરા પાડવાનો તો જાણે આ શહેરે ઈજારો લીધેલ છે;—એનાં સંતાનોએ આ નાનકડા ટાપુમાંથી દુનિયાભરનાં અંગ્રેજ ભાષાભાષી ક્ષેત્રોમાં સર્વત્ર પોતાની સેનાની શક્તિનો પ્રભાવ પહોંચાડયો છે.



હરિયાળાં ખેતરો ને રૂપાળી ટેકરીઓના કંદોરાથી શોભતા આ ઉદ્યોગનગરમાં રમતગમતનાં મેદાનો પણ છે. તેમાંનું એક 'હૅઝલ પાર્ક' ને તેની પાછળ દૂર 'કેઇવ હિલ' નામની ટેકરી.



વહાણો ઉપરાંત હવે હવાઈ જહાજો પણ બાંધતા બેલ્ફાસ્ટમાં બંધાએલાં આ સી-પ્લેઈન વિમાનો હિંદ, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅન્ડ ને પૅસિફિક ટાપુઓ સુધીનો હવાઈ માર્ગ ખેડે છે.

## મેઘનો કવિ (અનુસંધાન પૃષ્ઠ ૧૦ થી ચાલુ)

અગ્નિમિત્ર : આદરણીય વિદ્વન્મંડળ તથા ઉપસ્થિત સજ્જનવૃન્દ! આપણી રાજસભાના પ્રસિદ્ધ રત્ન આચાર્ય વીણારંજને પંડિતવર વિદ્યાધરની વિરુદ્ધ જે અભિયોગ ઉપસ્થિત કર્યો છે તેમાં અનિવાર્ય રીતે અમારી ચર્ચા પણ આવે છે. તેથી આ અભિયોગનો નિર્ણય કરતાં અમારાથી કદાચ પક્ષપાત થઈ જાય એવો સંભવ છે. એટલે અમારી ઈચ્છા છે કે આચાર્ય વીણારંજન પોતાનો અભિયોગ આ ન્યાયાલયમાંથી લઇ લે ને કોઈ નિષ્પક્ષ કલાગમજ્ઞ વિદ્વાનને મધ્યસ્થ માનીને પંડિત વિદ્યાધરને પ્રશ્નોત્તર પૂછે; કેમકે અભિયોગનો મૂળ સંબંધ મહાકવિ કાલિદાસના નવપ્રણીત નાટક 'માલવિકાગ્નિમિત્ર' સાથે છે, જે થોડા દિવસો પહેલાં રાજકીય રંગમંચ પર અભિનીત થઇ ગયું છે. (વીણારંજનને) કહો આચાર્ય! આમાં આપને કાંઈ વાંધો તો નથી ને?

વીણારંજન : ક્ષમા કરજો મહારાજ! હું 'માલવિકાગ્નિમિત્ર'ના ગુણદોષની વિવેચના નથી માગતો. પંડિત વિદ્યાધરે દંભી ને ચાટુકાર કહી મહાકવિ કાલિદાસનું અપમાન કર્યું છે ને મહારાજને ચાટુપ્રિય કહી રાજ્યની માનહાનિ કરી છે તે સામે મારો અભિયોગ છે.

અગ્નિમિત્ર : આ અભિયોગનો સંબંધ મહાકવિ સાથે પણ છે. અમારી ઇચ્છા છે કે આ વિષયમાં તે પોતાના વિચાર પ્રકટ કરે.

કાલિદાસ : પંડિત વિદ્યાધરને જ નહિ, પ્રત્યેક વ્યક્તિને કોઇ પણ કૃતિની સમાલોચના કરવાનો પૂર્ણ અધિકાર છે. પંડિત વિદ્યાધરે મારા નાટકની સમાલોચના કરી હોય તો એમાં મને કંઇ પણ દુઃખ નથી. એમના કોઈ શબ્દથી આચાર્યને કંઇ આઘાત લાગ્યો હોય તો તે એ શબ્દોને ભૂલી જાય. (થોડા સમય સુધી મૌન.)

અગ્નિમિત્ર : હવે પંડિત વિદ્યાધર મધ્યસ્થના નિર્વાચન માટે નો મત આપે. અભિયોગનો નિર્ણય મધ્યસ્થ જ કરશે.

વિદ્યાધર : નાટ્યાચાર્ય વીણારંજન સાથે મારે જે વિવાદ થયો છે એ માટે મને કોઇ પ્રકારનો પશ્ચાત્તાપ નથી. આ વિષયમાં પંડિતસભાની સ્થાયી સભાનેત્રી સાથે વિચાર-વિનિમય કરવા માટે હું તૈયાર છું. આથી કલાની પરીક્ષામાં પક્ષપાત થાય એ અસંભવ છે. આશા છે કે આ પ્રસ્તાવ સાથે નાટ્યાચાર્ય પણ સહમત હશે.

વીણારંજન : આર્યા વિદ્યોત્તમા અન્યાય નહિ કરે.

અગ્નિમિત્ર : આર્યા વિદ્યોત્તમાને મધ્યસ્થ માનીને ન્યાયકર્તાનું આસન ગ્રહણ કરવા હું અનુરોધ કરું છું.

વિદ્યોત્તમા : બંને પક્ષે મને મધ્યસ્થ મૂકી મારું સન્માન કર્યું છે તેનો હું સ્વીકાર કરું છું. આચાર્ય વિણારંજનનો અભિયોગ સાંભળ્યો. આ વિષયમાં પંડિતવિદ્યાધર પોતાની સ્થિતિ સભા સન્મુખ સ્પષ્ટ કરે.

વિદ્યાધર: જેવી આજ્ઞા! જ્યાં સુધી સમાજના હિતચિંતક અધિકારી વિદ્વાન કોઇની પણ કૃતિને સમાજને માટે શ્રેયસ્કર ન સમજે ત્યાં સુધી તે કૃતિ સાહિત્યની કોટિમાં નથી મુકાતી. કવિની રચનાને સર્વસાધારણમાં પ્રકાશિત કરવાનો ત્યારે જ અધિકાર છે કે જ્યારે તે કૃતિ ઉજ્જયિનીની પંડિત સભામાં કવિઓની પરીક્ષા પછી પ્રમાણિત થઈ હોય. 'માલવિકાગ્નિમિત્ર'ને તેના કવિએ પરીક્ષા માટે પંડિતસભા સન્મુખ પ્રસ્તુત કર્યું હતું?

વિદ્યોત્તમા : કવિ કાલિદાસ મધ્યસ્થની સમક્ષ ઉપસ્થિત થઈને પ્રતિવાદીના પ્રશ્નનો ઉત્તર દે.

કાલિદાસ : જેવી આજ્ઞા! (પદધ્વનિ) 'માલવિકાગ્નિમિત્ર'ને મેં હજી સુધી પંડિત-સભા સન્મુખ પ્રસ્તુત નથી કર્યું.

વિદ્યોત્તમા : પ્રતિવાદીને વધારે શું કહેવું છે?

વિદ્યાધર : કવિને મારે આ ઉપયુક્ત કર્યું નથી. 'માલવિકાગ્નિમિત્ર'માં જે ચરિત્ર અંકિત કરવામાં આવ્યું છે તે કદાપિ અનુકરણીય નથી. બહુ-પત્નીક બનવાનું રાજાઓમાં અવશ્ય પ્રચલિત છે, પરંતુ કોઇ રાજનૈતિક કારણ હોય ત્યારે જ તે બને છે. આને કોઈ પણ અવસ્થામાં આદર્શ ન માની શકાય. મહારાણી માલવિકા રાજકુમારી નીકળ્યાં એ તો સંયોગ છે, પરંતુ જ્યારે મહારાજ તેના પર આસક્ત થયા ત્યારે તે સાધારણ પરિચારિકાના રૂપમાં હતાં. આ નિવેદન કરવા માટે મારામાં પર્યાપ્ત સાહસ છે કે અન્તઃપુરની પરિચારિકાઓ પર દૃષ્ટિ [illegible] રવું તે મહારાજ અગ્નિમિત્ર જેવા સમ્રાટ માટે શોભાસ્પદ નથી. આવી પરિસ્થિતિમાં રાજાને સચેત કરવાનું કવિનું કર્તવ્ય છે; તેની દુર્બળતાને નાટકનું રૂપ આપી એના ઉપર પ્રામાણિકતાની મુદ્રા અંકિત કરવી એ કંઇ તેનું કર્તવ્ય નથી.

વિદ્યોત્તમા : આ વિષયમાં રાજકવિને કશું કહેવું છે?

કાલિદાસ : મારે કશું જ નથી કહેવું.

વિદ્યોત્તમા : આ કરતાં કંઇ વધુ કહેવાની પ્રતિવાદીની ઇચ્છા છે!

વિદ્યાધર : જી, હા. આ નાટકની રચનાનું પ્રયોજન કેવળ મહારાજનું મનોરંજન કરવાનું છે, એટલે કવિને મેં ચાટુકાર કહ્યા. કોઈ પણ રૂપકને મંચને યોગ્ય પ્રમાણિત કરવાનું કાર્ય કલા-પરીક્ષકોનું છે, રાજાઓનું નહિ. માત્ર આત્મપરિતોષને માટે મહારાજે નાટ્યાચાર્ય વીણારંજન દ્વારા એ નાટકનો અભિનય કરાવી પંડિતસભાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, એટલું જ નહિ તેના અધિકારોની ઉપેક્ષા કરી છે. સ્પષ્ટ છે કે, આ ઘટનાનું ઉત્તરદાયિત્વ મહારાજ પર છે. મારો દૃઢ વિશ્વાસ છે કે આ શબ્દોનો પ્રયોગ કરવો તે રાજ્યનું અપમાન કદાપિ નથી.

વિદ્યોત્તમા : મહારાજ અગ્નિમિત્ર વિક્રમાદિત્ય રાજ્યસિંહાસન છોડીને સાક્ષીના સ્થાન પર ઉપસ્થિત થાય અને પ્રતિવાદીના આક્ષેપોનો ઉત્તર આપે. (અનેક કંઠોમાંથી 'ધન્ય' 'ધન્ય'ના શબ્દ).

અગ્નિમિત્ર : જેવી આજ્ઞા! (પદધ્વનિ) કવિના મુખમાંથી 'માલવિકાગ્નિમિત્ર' સાંભળીને તેનો અભિનય જોવાની મને ઇચ્છા થઈ. તેના અભિનયને હું મારું વ્યક્તિગત કાર્ય સમજતો હતો; મારું તાત્પર્ય પંડિત-સભાની ઉપેક્ષા કરવાનું ન હતું. 'માલવિકાગ્નિમિત્ર'ના અભિનયથી પંડિત-સભાની મર્યાદાનું ઉલ્લંઘન થયું હોય તો એથી મને ખેદ થાય છે. (અનેક કંઠોમાંથી 'ધન્ય' 'ધન્ય'નો ધ્વનિ.)

વિદ્યોત્તમા : આશા છે કે વાદી આચાર્ય વીણારંજનને સંતોષ થયો હશે. પ્રતિવાદી પંડિત વિદ્યાધરના શબ્દો કોઇને કટુ લાગ્યા હશે, પરંતુ તે સર્વાંશે સત્ય છે. મહારાજ અગ્નિમિત્રે પોતાના કાર્ય પર ખેદ પ્રગટ કર્યો તે પર્યાપ્ત છે. આ નાટકની રચનાથી કવિ માત્ર રાજકવિ કહેવાશે—મહાકવિ નહિ. મધ્યસ્થ તથા ન્યાયાધ્યક્ષના પૂર્ણ અધિકારોનો ઉપયોગ કરીને હું મારો નિર્ણય કહું છું કે જ્યાં સુધી ઉજ્જયિની અથવા કાશ્મીરની પંડિત-સભા કવિ કાલિદાસની કૃતિઓને પ્રચારને યોગ્ય પ્રમાણિત ન કરે ત્યાં સુધી એમને કોઈ 'મહાકવિ' ન કહે. કવિ કાલિદાસ માટે મારો મત એ છે કે જ્યાં સુધી તે પોતાને 'મહાકવિ' ન કહેવડાવી શકે ત્યાં સુધી સંતુષ્ટ ન રહે.

[વર્ણનકાર : આર્યા વિદ્યોત્તમાના નિષ્પક્ષ નિર્ણયે મહાકવિ કાલિદાસને અત્યંત પ્રભાવિત કર્યા. તે ગંભીરાવસ્થામાં ઘેર પાછા ફર્યા. એ દિવસ પછી તેના સ્વભાવે વિચિત્ર પરિવર્તન લીધું. પોતાના સમયનો અધિકાંશ તે એકાંતમાં વ્યતીત કરતા અને અન્ય કોઈ પણ સાથે ઓછું બોલતા.

કેટલાક દિવસો પછી તેમના શરીરમાં કુષ્ઠરોગનાં લક્ષણ જણાવા લાગ્યાં. વિદ્યોત્તમા ચિંતા કરવા લાગી; રાજવૈદ્યોની ચિકિત્સા નિતાંત નિષ્ફળ સિદ્ધ થવા લાગી. વિદ્યોત્તમાએ

પતિના કલ્યાણ માટે ભગવતી પાર્વતીના પુરશ્ચરણ શરૂ કર્યાં. ભગવતીએ સ્વપ્નમાં વિદ્યોત્તમાને દર્શન આપી કહ્યું કે, તારો પતિ 'કુમારસંભવ' નામે મહાકાવ્યનું પ્રણયન કરી રહ્યો છે. તેમાં એણે દેવાધિદેવ ભગવાન મહાદેવની સાથે મારી શૃંગાર-લીલાનું વર્ણન અત્યંત ઉચ્છૃંખલતાપૂર્વક કર્યું છે. આ કાવ્યને અપૂર્ણ મૂકીને તે કોઇ એવું કાવ્ય લખે, જેમાં અનેક પુણ્ય-શ્લોક રાજાઓનું વર્ણન હોય, તો તેનો કુષ્ઠ દૂર થશે.

વિદ્યોત્તમાની આંખો ખુલી ગઇ. તેણે ... પ્રભાતે પોતાનું સ્વપ્ન કાલિદાસને કહ્યું. 'કુમારસંભવ'ની રચના વિષે મહાકવિએ કોઇને કશું કહ્યું ન હતું. ચોરી ખૂલી જવાથી તેમને લજ્જા થઇ આવી, પરંતુ રોગનું કારણ જાણીને પ્રસન્ન થયા. પરિણામે તેમણે પોતાના પ્રસિદ્ધ કાવ્ય 'રઘુવંશ'ની રચના કરી.

એક દિવસ કાલિદાસ વિદ્યોત્તમાને પૂછવા લાગ્યા—]

કાલિદાસ: 'રઘુવંશ' તો તમને અત્યંત પ્રિય લાગે છે. તમે કહો તો પંડિતસભામાં પરીક્ષા માટે એને પ્રસ્તુત કરું.

વિદ્યોત્તમા: ના, એ 'રઘુવંશ'નું અપમાન ગણાશે.

કાલિદાસ: કેમ ?

વિદ્યોત્તમા: 'રઘુવંશ' એ અત્યંત પવિત્ર મહાકાવ્ય છે; ભગવતીની પ્રસન્નતા માટે આપે એની રચના કરી છે

કાલિદાસ: એમાં પંડિતસભા સમક્ષ રાખવામાં શી હાનિ છે ?

વિદ્યોત્તમા: એ મારે માટે પ્રતિદિન પાઠ કરવાની વસ્તુ છે, પંડિતોની ખેંચતાણમાં એને નાખવાની મારી ઈચ્છા નથી. જે કાવ્યથી ભગવતી પ્રસન્ન થયાં હોય તે લૌકિક પરીક્ષાને યોગ્ય રહેતું જ નથી.

કાલિદાસ: તેની સફળતામાં તમને સંદેહ શા માટે છે ?

વિદ્યોત્તમા: પંડિતોની ઇર્ષ્યાને લીધે. તે ગુણ તો જોશે જ નહિ, પરંતુ દોષ કાઢવા બેસી જશે.

કાલિદાસ: એમાં હું કંઈ ન સમજ્યો.

વિદ્યોત્તમા: આપ માનો તો છો ને કે 'રઘુવંશ'ના કેટલાક શ્લોકોના ભાવ મહાકવિ અશ્વઘોષ કૃત 'બુદ્ધચરિત' સાથે મળે છે ?

કાલિદાસ: અવશ્ય; મેં તો જાણી જોઇને જ અશ્વઘોષના ભાવોને સારા રૂપમાં રાખવાની ચેષ્ટા કરી છે.

વિદ્યોત્તમા: પરંતુ પંડિતમંડળ આપ ઉપર ભાવાપહરણનો દોષ મૂકશે. ઉપરાંત તેમાં પાણિનિના વ્યાકરણનું પણ ઉલ્લંઘન થયું છે.

કાલિદાસ: એવાં સ્થળો પર પરિવર્તન કરીશું.

વિદ્યોત્તમા: નહિ, એવા સંશોધનથી કાવ્યની સ્વાભાવિક ગતિ ખંડિત થશે. 'રઘુવંશ' તો સ્તોત્ર તરીકે સિદ્ધ થયું છે, તેની અલૌકિકતા જ તેનો પ્રાણ છે. કૃપા કરીને આપ તેને પરીક્ષામાં નહિ રાખતા.

કાલિદાસ: જેવી તમારી મરજી. જે દિવસોમાં હું 'કુમારસંભવ' લખી રહ્યો હતો એ જ દિવસોમાં મેં 'વિક્રમોર્વશીય' નામક એક બીજા રૂપકની પણ રચના કરી હતી

વિદ્યોત્તમા: જાણું છું; મેં તે વાંચ્યું પણ છે.

કાલિદાસ: (હસીને) ઠીક; તો તમે તે ચોરી કરીને વાંચ્યું છે!

વિદ્યોત્તમા: ચોરીથી લખેલી વસ્તુ ચોરી કરીને વાંચવી એમાં શો અપરાધ છે ? વારુ, એ તો બતાવો કે એ દિવસોમાં આપ છુપાઈ-છુપાઇને શું કરતા હતા ?

કાલિદાસ: (લજ્જિત થઇને) કંઈ નહિ, બસ એમ જ.

વિદ્યોત્તમા: હજી પણ આપ છુપાવો છો ?

કાલિદાસ: મારા મનમાં કે આ કાવ્યોના સમાચાર અકસ્માત સાંભળી તમે પ્રસન્ન થશો, પરંતુ એ વિચાર હવે બદલાઇ ગયો છે.

વિદ્યોત્તમા: કેમ ?

કાલિદાસ: 'કુમારસંભવ' અને 'વિક્રમોર્વશીય' એ બન્નેની રચનાનું કારણ પ્રત્યાઘાત હતું. પ્રત્યાઘાત આવેશની જનની બની શકે છે, પરંતુ સ્વાભાવિક શાંતિ અને ઉત્સાહ એમાં નથી રહેતાં. કોણ જાણે, પણ 'વિક્રમોર્વશીય' લખીને મને સંતોષ નથી થયો. એવું લાગે છે કે કંઈક કહેવાની ઈચ્છા હતી, પણ હજી તે કહી નથી શક્યો.

વિદ્યોત્તમા: 'વિક્રમોર્વશીય' ખૂબ સુંદર નાટક છે. નિઃસંદેહ તે પ્રાચીન રૂપકોથી શ્રેષ્ઠ છે, પરંતુ આપની પ્રતિભા એમાં પણ પરાકાષ્ઠાએ નથી પ્રસ્ફુટિત થઇ શકતી. જોકે શૃંગારવર્ણનમાં કોઇ પણ કવિ આપનો સમકક્ષ નથી, પ્રકૃતિનાં આપનાં ચિત્રો વિશિષ્ટ છે, માનવ હૃદયનું સૂક્ષ્મતમ વિશ્લેષણ પણ ખૂબ સુંદર છે, પરંતુ...

કાલિદાસ: પરંતુ શું ?

વિદ્યોત્તમા: પરંતુ 'વિક્રમોર્વશીય'ના કવિ નૈતિકતાની ઉપેક્ષા કરે છે એવું લાગે છે.

કાલિદાસ: કેવી રીતે ?

વિદ્યોત્તમા: કવિ સમાજનો નિયામક તથા નૈતિકતાનો રક્ષક પણ હોય છે. 'વિક્રમોર્વશીય'નો નાયક પોતાનું દામ્પત્યજીવન વિસારીને સ્વર્ગની એક વિલાસી અપ્સરા પાછળ પાગલોની માફક ભૂમે છે; જોકે એ અપ્સરા તો માત્ર વાસનાની ભૂખી છે, પ્રેમનું તો તે નામ પણ નથી જાણતી. એ જ અપ્સરા ઉર્વશી કે જે કામુકતાની પ્રતિમા છે ને કોણ જાણે કેટલા યે પુરુષોની અંકશાયિની બની ચૂકી હશે. પ્રજાપાલનથી વિરત બનીને પુરૂરવા ઉર્વશી સાથે વિલાસમાં ડૂબી જાય છે અને જેની સાથે આજીવન સહચર રહેવાની પ્રતિજ્ઞા, મંત્રપૂત અગ્નિની પ્રદક્ષિણા કરતાંકરતાં પુનિત વેદમંત્રોની સાક્ષીમાં લીધી હતી તે, પોતાની ધર્મપત્નીને વિસરી જાય છે. ગણિકાપ્રેમી પ્રત્યે સહાનુભૂતિ પ્રકટ કરનાર 'વિક્રમોર્વશીય'ના કવિ પણ ભવિષ્યના સમાલોચકની દૃષ્ટિમાં સંદિગ્ધ ચરિત્રના રૂપમાં આવશે. (હસીને) અને હું પણ ક્યારેક ક્યારેક વિચારું છું કે આપની ઉપર કોઈ બીજી મીનાક્ષીના ચંચલ કટાક્ષોનો પ્રભાવ તો નથી લાગી ગયો.'

કાલિદાસ: બહુ જ સુંદર! આલોચનાનો ઉપસંહાર ખૂબ સુંદર થયો!

વિદ્યોત્તમા: જૂઠું કહું છું ? (હસીને) ન માનતા હો તો પંડિત-વિદ્યાધર પાસે એની સમાલોચના કરાવી જુઓ.

કાલિદાસ: વિચિત્ર છે એ વિદ્યાધર!

વિદ્યોત્તમા: હું તેની ઉપર પ્રસન્ન છું; ખૂબ નિર્ભય અને તેજસ્વી બ્રાહ્મણ છે. એ દિવસે સભામાં તેની પ્રબળ ઉક્તિઓના ઉત્તર કોઇ પાસે ન હતા. આચાર્ય વીણારંજન તો જાણે સભામાં હતા જ નહિ!

કાલિદાસ: ભરસભામાં અમારી પાઘડી ઉછાળવા માટે વિદ્યાધર સાથે મળીને તમે કંઈ ષડ્યંત્ર તો કર્યું ન હતું ને? (હસે છે.)

વિદ્યોત્તમા: 'માલવિકાગ્નિમિત્ર'ના વિષયમાં મારો મત તો મેં તમને પહેલાં જ કહી દીધો હતો ને ?

કાલિદાસ: એટલે જ તો સંદેહ થાય છે.

વિદ્યોત્તમા: પુરુષમાત્ર સંદેહી હોય છે. આપના જેવા પરકીયા પ્રેમને સમર્થન આપનાર કવિઓની બુદ્ધિને ઠેકાણે રાખવા માટે વિદ્યાધર જેવા સમાલોચકની આવશ્યકતા છે.

[વર્ણનકાર: મહાકવિ કાલિદાસ પરમ સૌભાગ્યશાળી હતા કે એમને વિદ્યોત્તમા જેવી વિદુષી જીવનસહચારી તરીકે મળી હતી. વિદ્યોત્તમાના પ્રોત્સાહનથી તેમણે પરમ પ્રસિદ્ધ નાટક 'અભિજ્ઞાન શાકુન્તલ'નું પ્રણયન કર્યું. મહારાજ અગ્નિમિત્ર વિક્રમાદિત્ય ને દેવી માલવિકાએ કવિમુખેથી

### ફોટોગ્રાફી હરીફાઈ

પહેલું ઈનામ: મોકૂફ; બીજું ઇનામ: 'શાંતિનો સંદેશ-વાહક'-અન્વર હેમાણી-(કરાંચી); ત્રીજું ઈનામ: 'સરોવર ને સાથી'-'દીનબંધુ' (કઠલાલ) નોંધપાત્ર: (૧) 'સન્ધ્યા સમયે ઘર ભણી'-ચીનુભાઇ પટેલ. (સિદ્ધપુર); (૨) 'સાંજનો અભ્યાસ'-નચિકેત મુનસિફ (મુંબાઇ).



'શાંતિના સંદેશ-વાહક' કરુણું રંગારણ કરાવતા વાતાવરણથી ભરેલું ભાઈ અન્વર હેમાણીનું ચિત્ર પ્રભાવશાળી છે. તળ જમીનનાં પગથિયાંથી માંડીને ઉત્તરોત્તર ઊંચે આકાશમાં ક્રૉસ-ચિહ્ન સુધીની સુયોજિત ભવ્યતા ભાસે છે તે છાયા-પ્રકાશની પસંદગી તેમજ કલાકારની દૃષ્ટિને આભારી છે. એમાં ચિત્રને વિશેષ ઉઠાવ આપતા વાદળાંની જમાવટ ચિત્રને અસરકારક બનાવે છે. પગથિયાં ચડતો માણસ જો ડાબી બાજુના ખૂણા પાસેથી જતો હોત તો ચિત્રાયોજન વધુ સુંદર બનત. માણસનું માથું કાળા ભાગમાં ભળી જાય છે તે દોષ છે; અને સ્થાપત્યના ચિત્રોમા જે ન આવવા દેવાની હમેશાં કાળજી રાખવી જોઇએ તે, મકાનની ત્રાંસી બની જતી રેખાઓ, આમાં પણ જરાક તરફ આવી ગઇ છે. એ બાકી ચિત્રની ટૅકનિક પણ ઉત્તમ છે.



ભાઇ દીનબંધુના ચિત્રમાં વાતાવરણની અસર ને સંયોજનને રસભર બનાવતી સ્ત્રીપાત્રની છટા, બંને સારા છે; પાણીના વિશાળ પટ સામે પગથિયા ઉપરની રચના સમતુલા જાળવે છે; પણ ટૅકનિક સાધારણ છે.



ભાઈ ચીનુભાઇ પટેલનું 'સન્ધ્યા સમયે ઘર ભણી' દૃશ્યમાં પ્રશાંત વહેતાં નીરના ધીરગંભીર વાતાવરણની જમાવટ કરે તેવા સૂર્ય-પ્રકાશના ચમકારની ગર્જા નથી. પાણીનો પટ ઓળંગતી માનવાકૃતિઓની હારથી વાતાવરણ ગતિમાન લાગે છે, પણ જમીન અને પાણીના પટની તેમજ પસાર થતી આકૃતિની વહેંચણીથી સુયોગ્ય બનતા સંયોજનને ત્રાંસી બની ગએલી ક્ષિતિજ-રેખા અને તદ્દન નબળી ટૅકનિક એક સારા ચિત્રને પાંગળું બનાવે છે.

ભાઇ નચિકેત મુનસિફનું 'સાંજનો અભ્યાસ'-છાયા છબિના ગુણો સાચવતો આદરણીય નમૂનો છે. પાત્રની એકાગ્રતા ને સાંજની નીરવ શાંતિની તેમાં જમાવટ પણ છે. [illegible] થાંભલો રચનાને બેડોળ બનાવે છે. નીચે પણ સહેજ વધારે જગ્યાની જરૂર ખરી.

# સરગવો

માસમાસના વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા
આપણી વનસ્પતિ-હપતો ૨૯

લેખક
પ્રો. જયંતીલાલ દેવશંકર ઓઝા
એમ. એસ. સી.



એનાથી તો કોણ અજાણ્યું હશે ? એની શીંગોનું શાક કે કઢી કોણે નહિ ખાધાં હોય ? સંસ્કૃતમાં તેને 'શિગ્રુ' તથા 'શોભાંજન', હિંદીમાં 'સુહાંજના' કે 'સેગવા' ને મરાઠીમાં 'શેવગા' કહે છે. અંગ્રેજીમાં તે 'ડ્રમ-સ્ટિક ટ્રી' (Drum-stick Tree) ને નામે ઓળખાય છે. ઉપરાંત તેને 'ઇન્ડિયન હૉર્સ-રૅડિશ ટ્રી' ('Indian Horseradish Tree') પણ કહે છે. તેનું શાસ્ત્રીય નામ 'મોરીન્ગા ટેરીગોસ્પર્મા' (Moringa Pterygosperma, Gaertn.). હાલમાં તેનું નવું નામ 'મોરીન્ગા ઓલીફેરા' ('Moringa Olifera', Lam ) પણ રાખવામાં આવ્યું છે.

હિમાલય અને અવધનાં જંગલો તેનાં ઉત્પત્તિસ્થાન; પણ હિંદભરમાં તે બધે ઉગાડવામાં આવે છે. તેનું ઝાડ સુંદર દેખાવનું અને મધ્યમ કદનું થાય છે. તેના કૂમળા ભાગો પર રૂંવાટી હોય છે. તેની વિવિધ શાખાઓ પર તેનાં સંયુક્ત પાન એકાંતરે ગોઠવાએલાં, અને તળિયે ઉપસેલી દાંડીવાળાં હોય છે.

જાન્યુઆરીથી એપ્રિલ દરમ્યાન સરગવાને ફૂલ બેસે છે; જો કે સપ્ટેમ્બર-ઑક્ટોબરમાં પણ તેને ફૂલો આવે છે. આ ફૂલો સુંદર અને મોટાં ઝૂમખાંમાં હોય છે અને તેનું વજ પ્યાલી આકારનું હોય છે. સરગવાનું ફળ— શીંગ ૧૫થી ૧૮ ઇંચ લાંબી, સહેજ વળ લેતી અને નવ ખાંચાવાળી હોય છે. તેનાં બીજ ત્રણ ખૂણિયાં તેમજ ત્રણ પાંખોવાળાં હોય છે. સરગવો બીજ તેમજ કાપકલમથી ઊગે છે.

સરગવો અનેક રીતે ઉપયોગી છે. તેની છાલમાંથી જાડા રેસા નીકળે છે તે સાદડીઓ, દોરડા અને કાગળ બનાવવાના ખપમાં આવે છે. તેનાં પાન, ફૂલ અને ફળ ખાવામાં વપરાય છે. સરગવાનાં ફૂલનું પણ શાક થાય છે. સરગવાનો ગુંદર કાપડ છાપવામાં વપરાય છે. તેનાં પાન તથા ડાંખળા હિંદમાં ઘણી જગ્યાએ ઢોરોને ચારા માટે અપાય છે. સરગવાનાં બીજમાંથી ચોખ્ખું—લગભગ સફેદ—તેલ નીકળે છે તે ઉદ્યોગમાં 'Ben oil' નામથી ઓળખાય છે; વળી તે ઉત્તમ 'લ્યૂબ્રિકન્ટ' ગણાતું હોઇ ઘડિયાળીઓ ઘડિયાળોમાં ઊંજવામાં તે વાપરે છે. ઉપરાંત અત્તર અને સુગંધીદાર તેલો બનાવવામાં પણ તે વપરાય છે.

સરગવાની ઔષધીય ઉપયોગિતા તો હિંદમાં ઘણા લાંબા સમયથી જાણીતી છે. આયુર્વેદના 'ભાવપ્રકાશ' તેમજ બીજા સંસ્કૃત ગ્રંથોમાં પણ તેનો ઉલ્લેખ છે. આયુર્વેદમાં સરગવાનાં લગભગ બધાં અંગોને ઉપયોગી ગણ્યાં છે. તેના મૂળની છાલ તીક્ષ્ણ સ્વાદવાળી, ઉષ્ણ, મધુર, પરંતુ ક્વચિત્ કડવી હોય છે. તે પાચક, દાહક અને દંભક ગણાય છે. તે વાત, કફ, બધા ત્રિદોષ તાવ, આંખના રોગો, હૃદયની ફરિયાદો, સોજા, અજીર્ણ, બરોળની વૃદ્ધિ, ગાંઠ, ચાંદાં, કાનનો દુખાવો વગેરેમાં ઉપયોગી ગણાય છે. મુંબઈમાં સરગવાના મૂળની છાલનો ઉકાળો તાણમાં શેક કરવા માટે વપરાય છે. કોંકણમાં સરગવાના મૂળની છાલ તથા ચિત્રાનું મૂળ, પારેવાં ને કૂકડાંની હગાર સાથે વાટીને તેનો વાળા પર લેપ કરવામાં આવે છે. સરગવાના મૂળની છાલ ગર્ભપાતક ગણાય છે.

સરગવાનો ગુંદર તલના તેલ સાથે મેળવી શરદીથી થતું શૂળ મટાડવા માટે કાનમાં રેડવામાં આવે છે. આ ગુંદર દાંતના સડાથી થતાં કળતર માટે પણ ઉપયોગી ગણાય છે.

સરગવાનાં મૂળ કડવાં, તીખાં, દાહક અને ઉત્તેજક ગણાય છે. તે મૂત્રલ, પિત્તસ્રાવક અને શ્વાસશામક ગણાય છે તથા શરીર તેમજ ફેફસાં માટે શક્તિવર્ધક ગનાય છે. ગળા તથા છાતીના મણકા, ઉધરસ, સોજા, હરસ, અજીર્ણ, વાઇ, હિસ્ટીરિયા, લકવો, દમ, તાવ, કેડનો દુખાવો વગેરે તે મટાડે છે. ચરક અને સુશ્રુતના મત અનુસાર સરગવાના મૂળ અને બીજ સર્પદંશ માટે તેમજ સુશ્રુતના મત અનુસાર તે બન્ને વીંછીના દંશ પર ઉપયોગી ગણાય છે. સિલોનમાં તો સર્પદંશ માટે સરગવો ઘરગથ્થુ ઉપાય ગણાય છે: તેનાં તાજાં પાન વાટીને સર્પદંશ પર ચોપડવામાં આવે છે અને તેનાં તાજાં મૂળ, છાલ તથા પાનમાંથી રસ કાઢી ઘેન અગર મૂર્છા આવી હોય તો નસકોરાંમાં રેડવામાં આવે છે; વળી તેનાં તાજાં મૂળ અને છાલનો ઉકાળો પણ પવાય છે.

સરગવાનાં પાન સ્વાદિષ્ટ અને શીતળ છે. તે આંખનાં દરદો, વાત, શરદી, સુસ્તી, દમ વગેરેને મટાડે છે. તેનાં તાજાં પાન વાટીને વાંદરાં તેમજ બીજાં પ્રાણીઓના કરડવા પર ચોપડાય છે. કોંકણમાં સરગવાનાં પાનનો રસ ઉલટી કરાવવા માટે વપરાય છે. 'ગીની'-માં સરગવાની છાલ અને પાન વાટીને માથાના દુખાવા માટે કપાળ પર ચોપડવામાં આવે છે. ફ્રેન્ચ ગીઆનામાં સરગવાનાં પાન વાટી ગરમ કરીને ગાંઠને ઓગાળી નાખવા માટે તે પર ચોપડાય છે.

સરગવાનાં ફૂલ ગરમ, કૃમિનાશક અને પૌષ્ટિક ગણાય છે. તે સોજા, સ્નાયુઓના રોગ કફ, વાત, ગાંઠ ને બરોળની વૃદ્ધિને મટાડે છે.

સરગવાની શીંગ મધુર, તીખી ને કૃમિનાશક ગણાય છે અને તે કફ, પિત્તપ્રકોપ, કોઢ ને ગાંઠને મટાડે છે. હકીમો સરગવાની શીંગનો ઉપયોગ કાળજા તેમજ બરોળના રોગો, સાંધાના દુખાવા, ધનુર, પક્ષઘાત વગેરે રોગો માટે કરે છે. (અનુસંધાન પાછળ)

રોજિંદા જીવનમાં વિજ્ઞાન • હપતો ૩૩

# જંતુનાશક દર્દનિવારક અને આરોગ્યદાયક એક નવો વાયુ ઓઝોન

લેખક-ડૉ. નરસિંહ મૂ. શાહ પીએચ. ડી.

સમુદ્રકિનારે એક જાતની વાસ આવે છે એ તમારા ધ્યાનમાં છે? પર્વત ઉપર એક પ્રકારની તાઝગી અનુભવાય છે એ તમે જોયું છે? વીજળીના કારખાનામાં ડાયનેમો ચાલી રહ્યો હોય તેની પાસે એક પ્રકારની ગંધ આવે છે એ તમે અનુભવી છે? એ ગંધ વાતાવરણમાં એક નવા વાયુને આભારી છે, એ જર્મન રાસાયનિક શૉનબાઈને ૧૮૪૦માં પુરવાર કરી બતાવ્યું, અને ગ્રીક શબ્દ 'ઓઝો' એટલે 'હું સૂંઘું છું.' એ ઉપરથી તેનું નામ પાડ્યું ઓઝોન.

ઑક્સિજન પર અલ્ટ્રાવાયોલેટ કિરણોની પ્રક્રિયા થવાથી ઓઝોન પેદા થાય છે. દરિયાના પાણીનાં ફોરાંનું બાષ્પીભવન થવાથી દરિયાની હવામાં ઓઝોન ઉત્પન્ન થાય છે. વાતાવરણના ઉપલા થરોમાં પણ ઓઝોનનું અસ્તિત્વ પુરવાર થયું છે. જૂજ પ્રમાણમાં હોય તો તો ઓઝોન તાઝગી આપે છે; પરંતુ તેનું પ્રમાણ વધી જાય તો ગળું ઝલાય છે અને અંદરની ચામડી ચરચરે છે તથા ઝેરી અસર થાય છે. પ્રવાહી ઑક્સિજનને અલ્ટ્રા વાયોલેટ કિરણોમાં રાખવાથી તેનો રંગ ઘેરો વાદળી થાય છે, કારણ કે તેમાં પ્રવાહી ઓઝોન ઉત્પન્ન થાય છે. વીજળીનો પ્રચાર સામાન્ય થઈ ગયા પછી હવે ઓઝોનનો શ્વાસ લેવા માટે સમુદ્રકિનારે યા પર્વત પર જવાની જરૂર રહી નથી. શહેરમાં દીવાનખાનામાં બેઠાંબેઠાં પણ એક બટન દાબીને હવે ઓઝોન મેળવી શકાય છે.

ગંધક અને ફૉસ્ફરસની માફક ઑક્સિજન વાયુ પણ બહુરૂપતા દાખવે છે. ઓઝોન એનું એક એવું રૂપાંતર છે. ઑક્સિજનમાં વીજળિક ડિસ્ચાર્જ કરવાથી સામાન્ય ઑક્સિજન વાયુમાં એક અણુવિશેષ ઉમેરાય છે, એટલે ઓઝોન બને છે. ઑક્સિજનમાંથી આમ ઓઝોન બનાવવાનાં યંત્રોને ઓઝોનાઇઝર કહે છે. બ્રોડી અને સાઇમેનના ઓઝોનાઈઝરની રચના સાવ સાદી છે. સાઇમેન ઓઝોનાઈઝરમાં બે કાચની નળીઓ હોય છે, જે નાના મોટા વ્યાસની હોવાથી એકબીજાની અંદર પેસાડી શકાય છે. બહારની મોટી નળીની ઉપર અને અંદરની નાની નળીની અંદર કલાઈનાં પતરાં ચોડેલાં હોય છે. પછી એ બે નળીઓની વચ્ચેની જગ્યામાં હવા યા શુદ્ધ ઑક્સિજન પસાર કરવામાં આવે છે, અને ઊંચા વોલ્ટેજે તણખા ઝર્યા વિના વીજળીનો પ્રવાહ છોડવામાં આવે છે. આ રીતે ઑક્સિજનનું ઓઝોનમાં ૨૫ ટકા રૂપાંતર થઈ શકે છે. જો તણખા ઝરે તો ઓઝોનનું ઑક્સિજનમાં વિઘટન થાય છે. મોટા પાયા પર ઓઝોન બનાવવાનો સિદ્ધાંત પણ ઉપર મુજબ જ છે; માત્ર તેમાં ઓઝોનાઈઝરની રચના વિશાળ પાયા પર કરવામાં આવે છે.

ઓઝોન આછો વાદળી વાયુ છે અને ઑક્સિજન કરતાં દોઢ ગણો ભારે છે. એ ટર્પેન્ટાઈનતેલમાં શોષાઈ જાય છે એ તેની વિશિષ્ટતા છે.

આજે હવે ઓઝોન અજાયબીની વસ્તુ રહી નથી. તેના કેટલાયે મહત્તાપૂર્ણ ઉપયોગો થાય છે. તે ખૂબ પ્રક્રિયાશીલ હોવાથી જંતુઓને બાળી નાખે છે, તેથી તેનો ઉપયોગ પાણીના શુદ્ધીકરણમાં થાય છે. એક ઘન મીટર પાણી માટે લગભગ એક ગ્રામ ઓઝોન જોઈએ. ફ્રાન્સ દેશ ક્લોરીનને બદલે આજે ઓઝોનનો ઉપયોગ કરી કૉલેરા, ટાઈફૉઈડ અને એવાં દર્દોમાંથી મુક્તિ મેળવી શક્યો છે. ત્યાંની સીન નદીના પાણીમાં એક ઘન સેન્ટીમીટરમાં ૧૨૭ ૪૪૪ સૂક્ષ્મ જંતુઓની હાજરી નોંધવામાં આવી હતી. તે ઓઝોન વડે શુદ્ધ કરતાં એ પ્રમાણ લગભગ શૂન્ય—માત્ર બે જંતુઓ જેટલું તપાસમાં માલૂમ પડ્યું હતું. એક બીજા પ્રયોગમાં લગભગ ૪૪ લાખ સૂક્ષ્મ જંતુઓ પાણીમાં ઉમેરવામાં આવ્યા; અને પછી તેને ઓઝોન વડે શુદ્ધ કરવામાં આવ્યું. તો પરિણામ પ્રથમ મુજબ જ આવ્યું. આ ઉપરથી ઓઝોનની અસરકારકતા સિદ્ધ થઈ ચૂકી છે. જર્મની, રશિયા ને બીજા દેશોમાં પણ હવે ઓઝોન પાણીની શુદ્ધિ માટે વપરાય છે.

ચેપી રોગોની હૉસ્પિટલોમાં પણ હવે ઓઝોનનો ઉપયોગ થવા લાગ્યો છે. અમેરિકામાં ઓઝોન વેન્ટીલેશન માટે હવે પ્રચલિત થઈ ચાલ્યું છે. લંડનની ભૂગર્ભ રેલવેમાં અંદરનું વાતાવરણ શુદ્ધ રાખવા માટે ઓઝોન જ વપરાય છે. ખાવાની ચીજો બગડી ન જાય એ માટે તેમને ઠંડીમાં રાખવામાં આવે છે. આવી ઠંડી વખારોનું વાતાવરણ શુદ્ધ રાખવા માટે પણ ઓઝોન સંતોષકારક નીવડ્યું છે. એટલું નહિ પણ સંઘરેલી વસ્તુ પર તેથી ફૂગ વળતી પણ અટકે છે.

ઓઝોન પ્રબળ જારણકર્તા (oxidising agent) છે, તેથી તેલ, ચરબી જેવા પ્રવાહીઓને સાફ કરવા માટે તેનો ઉપયોગ થાય છે. ઓઝોનમાં રૂપું કાળું પડી જાય છે અને તેની બરડ બને છે. રબર ઉપર તે રાસાયનિક અસર કરે છે વળી એ પોટાશિયમ આયોડાઈડમાંથી આયોડીન છૂટું પાડી આપે છે.

દર્દનિવારણ માટે ઓઝોનનો ઉપયોગ હજી પ્રારંભિક દશામાં છે અને એ અંગે સંશોધન ચાલુ છે. પરંતુ એક સફળ પ્રયોગ તો અહીં નોંધી લઈએ. ઓલિવ તેલ અને કૉડલીવર તેલમાં ઓઝોન મેળવીને આપવાથી ક્ષય, પાંડુરોગ, ફેફસાંનાં દર્દો, ન્યૂમોનિયા અને ઇન્ફ્લુએન્ઝા જેવાં દર્દોમાં સરસ પરિણામ આવ્યું છે. આપણા દેશમાં ઓઝોનનો ઉપયોગ પાણીના શુદ્ધીકરણ માટે કરવાનું શરૂ થાય તો અત્યારે વધી રહેલું મરણપ્રમાણ નીચું આવે એમાં શંકા નથી. આપણે આશા રાખીએ કે પ્રજાકીય તંદુરસ્તી અંગે આપણી સરકાર મ્યુનિસીપાલિટીઓને આ દિશામાં યોગ્ય પગલાં લેવા પ્રેરે.

## સરગવો

સરગવાનાં બીજ ગરમ, ઉત્તેજક, દાહક અને તીખાં ગણાય છે. તે આંખનાં દરદો, માથાનો દુખાવો, વાત વગેરે મટાડે છે. વળી એ બીજનું તેલ કેડનાં સાંધા પર ઉપયોગી ગણાય છે. બંગાળમાં સરગવાનાં બીજનું તેલ સંધિવા ઉપર પણ વપરાય છે. સિંધમાં સરગવાનાં બીજનો ઉપયોગ ગરમીથી થતા રોગો માટે થાય છે. સિલોનમાં સરગવાનાં બીજ પાણી સાથે વાટી ઘેનમાં આંખો પર ચોપડવામાં આવે છે.

કાવસ ને ભરૂકના સંશોધન અનુસાર સરગવાનાં બધાં અંગો સર્પદંશ તેમજ વીંછીના દંશ પર બહારથી ચોપડવા માટે દવા તરીકે પીવા માટે બિનઅસરકારક જણાયાં છે.

સરગવાના મૂળની બાબતમાં રાસાયનિક અન્વેષણ થયું છે ને તેમાં 'મોરી-ગીન' અને 'મોરીન્ગીનીન' નામનાં રાસાયનિક તત્ત્વો માલૂમ પડ્યાં છે. 'મોરીન્ગીન' પ્રમાણમાં બિનઅસરકારક છે, પણ 'મોરીન્ગીનીન' હૃદયક સ્નાયુ, જ્ઞાનતંતુ ને શરીરના ભાગો પર અસર કરે છે.

# પચ્ચીસ વર્ષ પહેલાં






અંક ૧૩ • પોષ ૧૯૮૧ (જાન્યુઆરી ૧૯૨૫)

'કુમાર'નો ઉદ્ભવ થયો તે કાળ અસહકારના ઉદ્ગમ પછીનો સમય હતો, જ્યારે બળવાન સલ્તનતની સામે પ્રજાને જાગ્રત કરવાને તપ તથા ત્યાગનું બળ પ્રબોધી, ગાંધીજીથી માંડીને સર્વ લેખકો તેનામાં તેજ પ્રકટાવતા હતા. બીજા વર્ષના પહેલા અંકમાં શ્રી બળવન્તરાય ઠાકોર, રામનારાયણ પાઠક, કાકાસાહેબ કાલેલકર આદિની કલમોની એવી વાનગીઓ હતી.

દુશ્મનોના હલ્લા સામે ટક્કર ઝીલતી નાગા પર્વત ઉપરની એક ગઢીના દિલેર સરદાર તથા તેના શૂરા સૈનિકો સ્વરક્ષણમાં ખપી ગયા છતાં, અંગ્રેજે પોતાના દુશ્મનોની વીરતાની પણ કેવા ઉદાર હૃદયે કદર કરેલી તેનું નિરૂપણ કરતું કાવ્ય 'શેર-દોરો' શ્રી બ. ક. ઠાકોરે એક અંગ્રેજી બૅલેડ પરથી એ અંકમાં આપેલું.

કાકાસાહેબ કાલેલકરે 'પારકી આંખે' એ મથાળા નીચે ચાર પત્રોના રૂપમાં, અંગ્રેજોને આપણે કેવા દેખાતા હતા, અને તેનો સ્ફોટ એક હિંદીએ કેવી રીતે કર્યો તેનું સરળ સુંદર આલેખન કરેલું. એ આખું આલેખન ઉતારતાં તો બહુ લંબાણ થઈ જાય; પણ એના થોડા ઉતારાથી એનો ખ્યાલ આવશે: સાથે શ્રી રાવળનાં છાયાચિત્રો પણ હતાં:

[અંગ્રેજ બાળકોને એમના પિતાએ હિંદથી લખેલો પત્ર]

વહાલાં બાળકો,

અહીં તમારા કાકા સાથે શેરીઓમાં ફરવાનો મને શોખ છે...

હિંદી છોકરાઓ જલદી પ્રૌઢ થઈ જાય છે. કાચી વયમાં તેઓ કામે ચડે છે; ને આશરે સોળેક વર્ષની ઉમરે તો તેઓ પરણે છે! છોકરી તો એથી યે બેચાર વર્ષ વહેલી પરણે છે! ઘણાખરા છોકરા તો નિશાળે જાય છે; પણ છોકરીઓ કવચિત જ જાય છે. તે બાપડી તો, ચાલતાં શીખી કે ઘરકામ-ઘણે ભાગે ખેતરે જવાનું શરૂ કરે છે. દોલતમંદ પિતા પોતાની દીકરીને ઘરના અંદરના ભાગમાં પૂરી રાખે છે. ઘરનાં માણસો સિવાય બીજું કોઈ તેમના ચહેરા સુદ્ધાં જોઈ શકતું નથી. વળી બહાર નીકળે ત્યારે તેઓ માથાથી પગ સુધી બુરખો ઓઢી લે છે. જે સુંદર સૃષ્ટિમાં તેઓ વસે છે તેને વિષે તેમને ભાન નથી હોતું. તેમના ઓરડાઓ સુંદર હોય છે, તેમની સાડીઓ ભવ્ય હોય છે અને તેમનાં જરજવાહર આકર્ષક તથા મોહક હોય છે; પણ ગમે તેમ તો યે તેઓ આખરે તો કેદી જ ને?

ગઈ કાલે હું તમારા કાકા સાથે એક મામડી નિશાળે ગયો હતો. ...કેટલાક છોકરાઓએ પોતાની ચોપડી બહુ સારી રીતે વાંચી અને અઘરા અઘરા દાખલાઓ ગણ્યા. તેઓએ 'ગૉડ સેઈવ ધ કિંગ'નું ગીત મને ગાઈ સંભળાવ્યું. એ એમની ભાષામાં રચેલું હતું......

[પિતાની આશિષ

[ઇંગ્લંડથી બાળકોએ એમના પિતા પર લખેલા પત્રો]

પ્યારા પિતાજી,

તમારો કાગળ મળ્યો. કાગળ વાંચીને વિલીને થયું કે હિંદુસ્તાની બાળકો કેવાં હોતાં હશે એ એકવાર હિંદુસ્તાન જઈને જોઈ આવીએ. પણ કૅમેરાઇન કહે છે કે હિંદુસ્તાનમાં જબરા જબરા વાઘ હોય છે અને કોકવાર તો ઝેરી સર્પો પણ પથારીમાં આવી ચડે છે! એટલે વિલીનો હિંદુસ્તાન જવાનો ઉત્સાહ મોળો પડ્યો છે. હિંદુસ્તાનના છોકરાઓ વાઘથી બીતા નથી. મને લાગે છે, છોકરીઓ બીતી હશે તેથી જ તેમને ઘર બહાર જવા દેતા નહિ હોય. તમે હિંદુસ્તાનની છોકરીઓને કેમ ન કહો કે તેઓ અહીં આવીને રહે? અહીં તેમને ફરવાહરવાની છૂટ મળશે; અને વાઘ તો અહીં ફક્ત ચોપડીમાં જ જોવાને મળે.

તમારી હંમેશની દીકરી
ઓલિવિયા

વહાલા બાબા,

ઓલિવિયાએ ગઈ મેલમાં તમને કાગળ લખ્યા પછી આપણા પડોશી રેવરંડ સાઈમનને ત્યાં હિંદુસ્તાનનો એક માણસ આવ્યો હતો, તેને અમે બધા જોવા ગયા. અમે ધાર્યું હતું કે એ એમની જેવો કોઈ કાળો હબસી હશે. પણ તે તો કોઈ ફ્રેન્ચમેન કે ઈટાલિયન જેવો જ દેખાતો હતો! અને અંગ્રેજી બોલે ત્યારે પણ ઇટાલિયન જેવા પહોળા ઉચ્ચાર કરે. તેને અમે તમારો કાગળ બતાવ્યો. તે કહે છે 'તમે લખ્યું છે એ મોટે ભાગે શહેરો વિષે જ સાચું છે. ગામડાંઓમાં છોકરીઓને છોકરાઓ જેટલી જ છૂટ હોય છે.' મેં તેને હિંદુસ્તાની છોકરી વિષે પૂછ્યું. મેં કહ્યું, તમે કેવા ખરાબ લોકો કે છોકરીઓને ઘરમાં જ પૂરી રાખો છો? મારા સવાલનો જવાબ આપતાં તે માણસ કંઈક મૂંઝાયો. એક નિસાસો નાખી એણે કહ્યું, 'તમારા પિતાશ્રીએ લખી છે એ વાત, વાત તરીકે સાચી છે; પણ એનો અર્થ એ નથી કે અમને અમારી દીકરીઓ વહાલી નથી. અમારે ત્યાં છોકરીઓ બહુ નાની હોય ત્યારથી જ તેને તેના પતિને ત્યાં રહેવા જવું પડે છે. વળી પોતાનો પતિ પણ છોકરી પોતે પસંદ નથી કરતી, પણ માબાપો જ પસંદ કરે છે. ખરાબ લોકો પોતાની છોકરી તરફ કે સ્ત્રી તરફ જુએ એ અમારા દેશના મરદો પસંદ કરતા નથી અને તેટલા માટે જ તેમને ઘર બહાર જવા દેવામાં આવતી નથી. હવે એ રિવાજ મોળો પડતો જાય છે અને સ્ત્રીઓને વધુ ને વધુ છૂટ મળતી જાય છે. સ્ત્રીઓને ઘરમાં જ રહેવું પડે એ તેમને માટે કેદ નથી, તેમના ઉપર અવિશ્વાસ નથી, પણ સ્ત્રીઓને ફૂલની પેઠે સાચવવી જોઈએ એ ખ્યાલથી યોજેલો એ ઉપાય હતો. તુર્કસ્તાન–અરબસ્તાન તરફથી તે હિંદુસ્તાનમાં આવ્યો; પરંતુ તે પણ આખા હિંદુસ્તાનમાં નથી. દક્ષિણ તરફની કાઠિયાવાડમાં એ રિવાજ છે જ નહિ.' પછી મેં એને 'ગૉડ સેઈવ ધ કિંગ' ગાવાનું કહ્યું. એણે ના પાડી. મેં કહ્યું 'તમને નહિ આવડતું હોય.' એ કહે, 'ના, આવડે તો છે. હું નાનો હતો ત્યારે વિક્ટોરિયા રાણીનું રાજ હતું. એ અમને પસંદ હતું, ત્યારે અમે 'ગૉડ સેઈવ ધ ક્વીન' ગાતા. હવે તમારા રાજ વિષે અમને પ્રેમ રહ્યો નથી.' એ સાંભળી આપણો વિલી લાલચોળ થઈ ગયો અને પૂછ્યું, 'કેમ?' એના જવાબમાં એણે એટલું જ કહ્યું, કે તે જો સાચું હોય તો, સાચે જ, મને પોતાને અંગ્રેજ ગણાવતાં શરમ જ ઊપજે. તમે જરૂર અમને કાગળ લખી સાચી વિગતથી વાકેફ કરશો. —તમારી આજ્ઞાધારક દીકરી કૅમેરાઇન

પૂજ્ય પિતાશ્રી,

કેટ પોતાનો કાગળ તમને મોકલતાં પહેલાં મને વંચાવ્યો. સાચે જ, તે દિવસે મને થયું કે પેલા હિંદુનું ગળું ભાંગી નાખું. રેવરંડ સાઈમન બધી વાત સારી રીતે સાંભળતા હતા. આપણા જુલમની વાતો ચાલતી હતી ત્યારે લાલ થવાને બદલે તેઓ ફિક્કા પડી ગયા. ગઈ કાલે એ હિંદુ મને રસ્તા ઉપર મળ્યો હતો. મેં એને ઊભો રાખી કહ્યું, 'તેં કાલે કહેલી વાત પુરવાર કર, નહિ તો મારી કોમની નાલેશી કર્યા બદલ માફી માગ. તું કાયર નહિ હો તો બેમાંથી એક જરૂર કરીશ.' એ મને ત્યાંથી સીધો બુકસેલરને ત્યાં લઈ ગયો, અને મને 'અમૃતસર' નામની ચોપડી આપી. તે આપણા એક અંગ્રેજે જ લખેલી છે. મિ. હૉર્નિમન અંગ્રેજ છે અને હિંદુસ્તાનમાં રહી આવેલા છે. રાત્રે એ ચોપડી હું આખી વાંચી ગયો. કેટ પણ વાંચી ગઈ. આવતી કાલે પેલો હિંદુ રેવરંડ સાઈમનને ત્યાં ફરી આવવાનો છે. એણે મને ત્યાં મળવાનું કહ્યું છે. કયું મોઢું લઈને ત્યાં જઈશ એ હું જાણતો નથી. પણ ન જાઉં તો એ મને સામો કાયર નહિ કહે? શું સાચે જ આપણે એવા થઈ ગયા છીએ? મને થાય છે કે હું આઇ. સી. એસ.ને માટે તૈયારી કરું એના કરતાં મિશનરી થઈને હિંદુસ્તાનમાં જાઉં. કાંઈ નહિ તો ત્યાંના લોકોને એટલું તો કહીશ કે અંગ્રેજ કોમ બગડી હશે, પણ ખ્રિસ્તી ધર્મ હજી બગડ્યો નથી. —તમારો વહાલો દીકરો વિલિયમ.

શ્રી રામનારાયણ પાઠકે 'વાસ્ય'ની સહીથી, 'રઘુવંશ'માંથી રાજા 'દિલીપના સત્યાગ્રહ'નો એક તેજસ્વી પ્રસંગ આલેખ્યો હતો, જેમાં એ નિઃસંતાન રાજા વસિષ્ઠ ઋષિએ નિર્દેશેલા ઉપચાર અનુસાર પુત્રપ્રાપ્તિ માટે એ ઋષિની ગાય નંદિનીની સેવા તથા રક્ષણ કરે છે, તે દરમ્યાન હિમાલયનાં જંગલોમાં ચરતી એ ગાય પર શિવનો ગણ કુંભોદર સિંહ રૂપે આક્રમણ કરે છે અને દિલીપ તેની સામે શરસંધાન કરવા જતાં ફાવતો નથી. તેનું સાચું કારણ જાણી લઈ દિલીપ એ કામધેનુ સુરભિની પુત્રી નંદિનીને બચાવવા, પોતાની જાત સિંહને આપવા તૈયાર થાય છે, એ સમયનો તેજસ્વી સંવાદ શ્રી રવિશંકર રાવળના ત્રિરંગી ચિત્ર સાથે એમાં આપેલો.

કુમારોના વિક્રમ દાખવતી ભેદ અને સાહસભરી જે વાર્તાઓની પહેલ 'કુમારે' કરી, તે પૈકી આ અંકમાંની (કદાચ પ્રથમ) વાર્તા 'બલિદાનની ભૂમિ'ના લેખક (અને 'કુમાર' હસ્તલિખિત હતું ત્યારે તેના એક આદિ તંત્રી) શ્રી હરેન્દ્ર ભટ્ટ આજે તો સૌરાષ્ટ્રના વડા એન્જિનિયર છે.

'સામી પર્વતમાળાની પાછળ શું હશે?'

'મૃત્યુ!' બુઢિયાએ જવાબ દીધો: 'ઘણા એ પર્વતમાળા ઓળંગી ગયા છે, પણ તેમાંથી કોઈ પાછું ફર્યું નથી. બલિદાનની એ ભૂમિમાં જનારને ઝડપી લેવા મૃત્યુ તૈયાર જ બેઠું છે......'

એવા ઉઘાડ સાથે શરૂ થતી એ વાર્તામાં, એ ભેદ ઉકેલવા મથતા બે ગભરુ છોકરાઓના સાહસનું રોમાંચ ખડાં કરતું આલેખન છે.

'પૂછો તંત્રીને' એ મથાળા નીચે જિજ્ઞાસુઓ તરફથી આવતા પ્રશ્નોના જે ઉત્તરો અપાતા તેનો નમૂનો પણ નોંધવા જેવો છે:

'દીવાની જ્યોત ઊંચી કેમ બળે છે? દીવો સળગાવીએ એટલે આસપાસની હવા ગરમ થાય છે, અને તેથી તે હવા પાતળી બની ઊંચે ચડે છે. આમ ઊંચે ચડતો હવાનો પ્રવાહ જ્યોતને ઊંચી રાખ્યા કરે છે. પવનનો ઝપાટો આવે તો જ્યોત નીચી નમે.

'બાબુનો પહેલો કાગળ' એ મથાળા નીચે શ્રી શંકર કાલેલકરે, બોર્ડિંગમાંથી એક પુત્રે લખેલા પત્રના રૂપમાં, એનાં ત્યાંનાં પરાક્રમોનું એ જે નિર્દોષ ભાવાંકિત આલેખન કરે છે તે, હાસ્યથી સભર રીતે

— ([illegible] ૧૯૫૦)

ઉતાર્યું છે. એવું સાહિત્ય આપણે ત્યાં બહુ ઓછું લખાય છે. એ લાંબા પત્રમાંથી એક વાનગી આપીએ:

'બીજો પણ મોટો અન્યાય મને થયો છે. હું હુન્નર શીખું એ તમારી ઇચ્છા હતી. મારા મનમાં આ વાત બહુ દિવસ થયાં ઘોળાતી હતી. [illegible] ઉપર આવે છે અને ત્રાસ આપે છે તેનો મેં એક ઉપાય શોધી કાઢ્યો. એક દિવસ માસ્તરને નિશાળમાં આવતાં મોડું થયું એટલે મેં મારો એ પ્રયોગ છોકરાઓને સમજાવવાનો નિશ્ચય કર્યો અને પ્રયોગને માટે મેં માસ્તરની ખુરશીમાં બે ટાંકણીઓ ઊભી ખોસી. એટલામાં માસ્તરનો અવાજ આવ્યો અને સૌ ટપોટપ જગ્યાએ બેસી ગયા. પેલી ટાંકણી કાઢવાનો વખત જ ન મળ્યો. માસ્તર હાંફળાફાંફળા આવ્યા એવા ખુરશી ઉપર બેઠા.—[illegible] તરત જ બૂમ પાડતા કૂદ્યા અને ચિડાઈને મને સારી પેઠે માર્યો. હવે મારી પણ તે જ જગ્યા દુખતી હોવાથી આ કાગળ પણ ઊભો ઊભો જ લખું છું.'



કવિ ત્રિભુવન વ્યાસનાં કાવ્યો તો ચાલુ આવ્યાં જ કરતાં. તે પૈકી આ અંકમાંના કાવ્ય 'કૌમાર'માંના 'કુમાર'ના આલેખનની એક વાનગી:

ઉદિત અરુણની અંદર જેની ભાસ્કરની જ્યોતિ ઝગે;
આછેરી યૌવનની એવી તન માંહે સુરખી ઝગે;
કમનીય કાંતિ, હૃદય ઉદાર: વિજયવંત હો બન્ધુ કુમાર!
આશાનો એ અખૂટ ખજાનો, અજબ કલ્પનાધનની ખાણ;
જીવનભરની જ્વલંત જ્યોતિ, માનવ-કુલનો રસ [illegible];
કુસુમાયુધ નવ-ધનુ-ટંકાર: વિજયવંત હો બન્ધુ કુમાર.

કવિશ્રી નાનાલાલની પ્રશસ્તિ સાથે પ્રકટેલી શ્રી પ્રહ્લાદ ઠાકરની 'ફૂલપાંદડી' 'કુમાર'માં જ પ્રથમ પ્રકટ થયેલી. તેમાંની વાનગી:

'મેં જગતમાં કશું યે કહ્યું નથી.

જ્યારે તારાથી વેગળો થાઉં છું ત્યારે મારી સર્વ શક્તિઓ અદૃશ્ય થઈ જાય છે; અને જ્યારે તું નજીક હોય છે ત્યારે હું તારા સૌંદર્યમાં મુગ્ધ થઈ જાઉં છું

તું જ કહે કે હું શી રીતે કાંઈ કહું?'

અને, ગાંધીજીએ વિદ્યાર્થીઓને ઉદ્દેશીને એ કાળમાં લખેલાં સંખ્યાબંધ લખાણોમાંથી અવારનવાર ઉતારાતા ફકરાઓ પૈકીનો એક આ:

'વિદ્યાને જે કેવળ આજીવિકાનું સાધન માને છે તેને આજીવિકા પણ મળતી નથી; અને જે વિદ્યાને ખીલવવાની શુદ્ધ બુદ્ધિથી વિદ્યા મેળવે છે તેને આજીવિકા એની મેળે મળી રહે છે. વિદ્યાર્થી નીકળે કે તરત તેને વીસનો કે ત્રીસનો પગાર શરૂ થઈ જાય એવું જે વિદ્યાપીઠ તમને ખત લખી દે તે તો તમને અપંગ બનાવે છે. પછી પુરુષાર્થની શક્તિ તમારામાં નહિ રહે. ખરી વિદ્યાપીઠ તો તમને માત્ર મુસીબત સામે ટકી રહેવાની ને તેમાંથી નીકળી જવાની શક્તિ આપે.'



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

આ નીચેના પત્રો 'પત્રમિત્ર'ના નથી પણ પરદેશના તો છે જ
એના લેખક શ્રી હરપ્રસાદ ભટ્ટે એકાદ દાયકો બાલશિક્ષણની સાધના કરી છે અને
પોતાની એ શક્તિઓ માટે, મૅડમ મૉન્ટેસ્સોરી હિંદમાં હતાં ત્યારની એમની પ્રશંસા મેળવી છે. એ ઉપાસનાએ ફલવતી બનીને પરદેશમાં એમને કેવું અગ્રસ્થાન અપાવ્યું છે તેની, તથા ઇંગ્લંડના શૈક્ષણિક અને સામાજિક જીવનની માહિતી આપતા તેમના આ પત્રો રસભર નીવડશે.

મુરબ્બીશ્રી રવિભાઈ,

મૉન્ટેસ્સોરી પરિષદ્‌માં એકવીસ દેશના રાજકીય ને શૈક્ષણિક પ્રતિનિધિઓ હાજર હતા. અનેક ભાષણો થયાં. સૌ ભાષણોનો પ્રધાન સૂર Peace & Education હતો. પદ્ધતિના નિષ્ણાતોમાં મારું ભાષણ 'Observations of a child from six months till six years" ઘણી ઊંચી કક્ષાનું ગણાયું. સર્વ દેશના પ્રતિનિધિઓએ મને ખૂબ જ અભિનંદન આપ્યાં. વળી સમગ્ર પરિષદ્‌ની સમાલોચના કરતાં ડૉ. મૉન્ટેસ્સોરીએ મને બહુમાન આપ્યું. તેમણે સમગ્ર દેશોને ઉદ્દેશીને કહ્યું.'Mr. Bhatt's experience is an exemplary one in the educational world.' મારા અગિયાર વર્ષના કરેલા પ્રયોગનું સાફલ્ય મને મળ્યું. આને પરિણામે મને સ્વિટ્ઝર્લૅન્ડ, ફ્રાન્સ, હૉલૅન્ડ, સ્વીડન અને લંડનથી ભાષણો કરવા માટે નિમંત્રણો મળ્યાં. વળી લંડનની Psychological associationના અધિકારી ડૉ. સ્માર્ટ તરફથી મને આ ભાષણને પુસ્તકમાં વિસ્તૃત કરી આપવા વિનતિ કરવામાં આવી અને પ્રકાશન તેમણે માથે લેવા પણ કહ્યું. આમ યુરોપમાં મારો આખોય કાર્યક્રમ સુંદરરીતે વહે જતો હતો, તેવામાં અત્રેના પ્રતિભાસંપન્ન કેળવણીકારોએ મને બર્મિંગહામ યુનિવર્સિટીમાં Child Psychology અને Educational Psychologyનું દૃષ્ટિબિંદુ વિચારવાં સૂચવ્યું. હું તો ગ્રૅજ્યુએટ નહિ તે તો કોઈ જાણે નહિ; બધા જ જાણે કે Ph.D. હશે. સૌએ મારા માટે ભલામણપત્રો આપ્યા. મને વિચાર થયો કે લંડન કેમ ન જાઉં? આપણી embasseને મળ્યો. તેમણે મને કહ્યું, બર્મિંગહામ Child Psychology માટે વધુ પ્રતિષ્ઠિત છે. પણ આ બધી રૂઢિચુસ્ત યુનિવર્સિટીમાં અમુક સમય પહેલાં અરજી કરવી જ જોઇએ; ગ્રૅજ્યુએટ હોવો જોઇએ. છતાં મારી અરજી સાથે મારું ભાષણ મોકલ્યું. મને interview માટે લંડન અને બર્મિંગહામ બોલાવ્યો. બન્ને જગાએ જે પ્રશ્નોત્તરી થઈ તેમાં selection committeeના penal ઉપર મેં ખૂબ સુંદર અસર કરી. સો ઉમેદવારોમાંથી વીસ જ પસંદ કર્યા. સૌ જુદાજુદા દેશના કેળવણી ખાતા તરફથી મોકલાએલા હતા. બધા પ્રથમ કક્ષાના ને દસદસ વર્ષના અનુભવી શિક્ષકો, ઇન્સ્પેક્ટરો ને ટ્રેઇનિંગ કૉલેજના લેક્ચરર હતા. આમાં મને સ્થાન મળતાં મને લાગ્યું કે આ એક સદ્‌ભાગ્યની વાત છે. લંડન અને બર્મિંગહામ બન્ને જગાએ પ્રવેશ મળ્યો. પણ બર્મિંગહામનો કોર્સ ઘણા ઊંચા પ્રકારનો હોવાથી હું અત્રે જોડાયો.

અહીં અભ્યાસ એટલો સખત છે અને એટલા બધા કલાકનું કામ માગે છે કે અભ્યાસેતર કોઇ પણ કામ કરવાનો અવકાશ રહેતો નથી. સવારના આઠથી સાંજના છ સુધી સતત યુનિવર્સિટીમાં કામ રહે છે, અને પછી ઘેર આવી લગભગ પાંચેક કલાકનું કામ રહે છે.

યુરોપ આવ્યો ત્યારે કલ્પના યે ન હતી કે મારે બાર મહિના રહેવું પડશે પણ હવે તો દૃઢ આસન કરી જૂન ૧૯૫૦ સુધી યુરોપમાં જ છું.

લિ. હરભાઈના પ્રણામ

પ્રિય ભાઈશ્રી આચાર્યભાઈ,

હું મૂળ આવ્યો આન્તરરાષ્ટ્રીય મૉન્ટેસ્સોરી પરિષદ્‌માં ભાષણ કરવા. પણ મૉન્ટેસ્સોરી ને અન્ય પદ્ધતિએ ચાલેલી શાળાઓનું અવલોકન કરવા ને એ નાનકડો કાર્યક્રમ વેગળો મૂકી ઘણી મોટી જવાબદારી લઈને અહીં બેસી ગયો. આજે હવે પાંચ મહિના યુરોપમાં ગાળ્યા પછી હું તમને સહર્ષ કહું છું કે જે યાતનાઓ, જે સંયમો અને જે અકથ્ય અનુભવો વેઠવા પડ્યા છે તેથી તો મને શિક્ષણનો સાચો માર્ગ હાથ લાગ્યો છે. પરમાત્માએ કેવળ કૃપા કરી કે મને રૂઢિચુસ્ત બ્રિટિશ યુનિવર્સિટીમાં અશક્ય એવું સ્થાન અપાવ્યું. અહીં કેવળ ઊડતી સફરથી કે પ્રવાસથી શિક્ષણનું સાચું હાર્દ જાણવા મળે જ નહિ. અહીંની શાળાઓમાં જો પલાંઠી મારીને બેસવાની તક મળે તો જ અહીંના શિક્ષણનો, અહીંના સમાજનો ને અહીંના શિક્ષકો કે માબાપોનો પરિચય થાય...આ દેશના લોકો ઘણા ચતુર છે, દીર્ઘદૃષ્ટિવાળા છે. સાચા democrat છે. આ દેશમાં કૉમ્યુનિસ્ટની સંખ્યા ઘણી હશે, છતાં યે આ દેશમાં કૉમ્યુનિઝમ આવતાં હજી ઘણી વાર લાગશે. તેનાં કારણો નીચે મુજબ: Labourને સમ્પૂર્ણ સંતોષ આપવા પૂરતો પ્રયત્ન સતત ચાલુ હોય છે. અહીંનો કોઇ પણ માણસ ભૂખ્યો ન રહે, કપડાં વિના કે ઘરબાર વિના ન રહે, તેટલા માટે કોઈ પણ ધંધા માટે—પછી તે બસ કંડક્ટરનો હોય કે ઘરમાં કામ કરનારી બાઇનો હોય, કે ઝાડુ વાળવાનો કે પોસ્ટમેનનો હોય—તો પણ તેનો સાપ્તાહિક દર (પગાર) ૪ પૌંડ ૧૦ શિ. થી ઓછો હોઈ શકે નહિ. આથી વધારે હોય, પણ આટલો Basic salary તો ખરો જ. અહીંનું જીવન ખર્ચાળ છે, મોંઘવારી પણ છે; છતાં આ પગાર એક વ્યક્તિ માટે પૂરતો છે. જો માણસ એકલો જ હોય તો અને તેને સિગારેટ સિવાય કોઈ વ્યસન ન હોય તો તે આટલી રકમમાં ઘણી જ સંતોષકારકરીતે રહી શકે. એક દાખલો આપું. ધારો કે આવો માણસ કોઇ કુટુંબમાં રહે તો તેણે અઠવાડિક વધુમાં વધુ ૨ પૌંડ ૧૦ શિ. આપવા પડે. તેમાં સવારનો નાસ્તો, સાંજનું ખાણું, રાત્રિનાં ચા ને નાસ્તો, તેમજ રાત્રે રહેવાનું જેમાં તેની પથારી, લાઈટ, બાથ સઘળું આવી ગયું—તથા ઓરડો સમ્પૂર્ણ સજાવેલો Furnish કરેલો મળે. Hall—ઓરડામાં સામાન્યરીતે બે માણસો રહેતા હોય. બપોરનું ભોજન કોઈ પણ હૉટેલમાં કે રેસ્ટોરાંમાં લઈ લે. આ લંચમાં વધુમાં વધુ ૨ શિ. ૩ પેન્સનું જ ખાણું મળી શકે; પણ ઘણે ભાગે લોકો ૨ શિલિંગથી વધુ ખરચતા નથી. Working class તો આ ખાણું દોઢ શિલિંગમાં પતાવે છે. વળી શનિ અને રવિવારે તો જે ઘરમાં રહેતા હોય ત્યાં Lunch પણ આપવામાં આવે. આથી વધુમાં વધુ અન્ય ૧૫ શિલિંગ થાય. સિગારેટમાં પૈસા વધારે થાય, પણ તે તો સૌની ઇચ્છા મુજબ છે. રહેવા ખાવાનું ખર્ચ ૨ પૌંડ ૧૦ શિ + ૧૫ = ૩ પૌંડ ૫ શિ. થાય. ગેસ, કપડાં વગેરેનું ખર્ચ અ-

લગ. ડૉક્ટરનું કે દવાનું કાંઇ પણ ખર્ચ આખા રાજ્યમાં નથી. ડૉક્ટરોને કેસ પ્રમાણે રાજ્ય પૈસા આપે. વળી દવા માટે કેમિસ્ટની દુકાનો ૨૪ કલાક ઉઘાડી હોય. ડૉક્ટરને ટેલિફોન કરો તો ઘેર આવી જાય. તમે ડૉક્ટરને ગમે તેટલી વખત બોલાવી શકો. દવાખાનાં પણ ઉત્તમ પ્રકારનાં, જ્યાં દરદીને ઘર કરતાં પણ સારી માવજત મળે. ડૉક્ટરને મન પૈસાદાર, મધ્યમ કે ગરીબ સરખા જ, કારણ કે તેને તો દરદી પાસેથી પૈસા લેવાના હોતા જ નથી. આ સગવડથી પ્રજાને ઘણી જ રાહત છે. જોકે આ હજી પ્રાયોગિક દશામાં છે. આમાં જો આ પ્રજા સફળ થશે તો આ પદ્ધતિ ચાલુ રાખશે. પણ જો અગવડ જણાશે તો પ્રિસ્ક્રિપ્શન દીઠ ૧ શિલિંગ રાખવા વિચાર કરે છે.

હવે શિક્ષણ સંબંધી: નર્સરી શાળાઓથી માંડી મૅટ્રિક સુધીનું શિક્ષણ તદ્દન મફત. મફતનો અર્થ ફી, ચોપડીઓ ને સ્ટેશનરીનો ખર્ચ નહિ. બધું જ શાળા પૂરું પાડે. પાંચથી ૧૫ વર્ષ સુધી શિક્ષણ ફરજિયાત. ૧૫થી ૧૭માં મફત છે કે નહિ તેની ચોક્કસ માહિતી નથી. વિદ્યાર્થી ૧૭ વર્ષે મૅટ્રિક પાસ થાય છે. પણ અહીંની પદ્ધતિઓમાં ફેર છે.

નર્સરી શાળાઓ બે પ્રકારની છે. 'ડે નર્સરી' અને 'નર્સરી'. જે બાળકોનાં માબાપ કામ ઉપર જતાં હોય તે બાળકોને માબાપ સવારના સાત વાગ્યે આવી શાળાઓમાં મૂકી જાય અને સાંજે સાત વાગ્યે લઈ જાય. પણ આવી શાળાઓમાં શિક્ષિકા બાળકને મા કરતાં પણ અધિક વહાલથી સાચવે. નર્સરી શાળાઓમાં બાળકો સામાન્યતઃ બેથી પાંચ વર્ષ પર્યંત રહે. પછી ૫થી ૭ ઇન્ફન્ટ શાળાઓમાં ને ૭ થી ૧૧ જુનિયર કે પ્રાયમરી શાળાઓમાં ને ૧૧+ (પૂરાં થતાં) બાળકો હાઇસ્કૂલમાં જાય. અગિયાર વર્ષ સુધી બાળકને પરીક્ષાનો કોઇ પણ પ્રકારનો બોજો નહિ. આ વર્ષો દરમિયાન તેમને દરેક વર્ષે બુદ્ધિમાપની કેટલીક કસોટીઓથી (બાળક ન જાણે તેવી રીતે) ચકાસવામાં આવે પણ આ કસોટીમાં નાપાસ થાય તોપણ બાળકને એક વર્ષ પાછળ મૂકવામાં ન આવે. અહીંના સર્વ કેળવણીકારો માને છે કે બાળકને એક જ ધોરણમાં બે વર્ષ રાખવાથી કે ઉતારી પાડવાથી તેને માનસિક ધક્કો ઘણો પહોંચે છે, જે કદી ભરપાઈ કરી શકાતો નથી. ૧૧+ આ ઉંમરે સહશિક્ષણ બંધ થાય છે, કારણ કે અહીં સૌ માને છે કે ૧૨ વર્ષની ઉંમરે બંને જાતિ(sex)ના પ્રશ્નો જુદા પ્રકારના હોય છે આથી ૧૨ થી ૧૭ છોકરા-છોકરીની નિશાળો જુદી; કૉલેજમાં પાછું સહશિક્ષણ.

હાઇસ્કૂલના ત્રણ પ્રકાર કરવામાં આવ્યા છે. ગ્રામર સ્કૂલ, સેકંડરી મૉડર્ન અને ટેકનિકલ સ્કૂલ ૧૧+ (૧૧ પૂરાં થતાં) વિદ્યાર્થીને માત્ર ગણિત અને ભાષાનો જ test આપવામાં આવે. ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન વગેરેનો નહિ. જોકે આ કસોટીમાં સામાન્ય જ્ઞાનની પરીક્ષા તો હોય જ; પણ તે ભાષાની test તરીકે, સામાન્ય જ્ઞાન તરીકે પણ નહિ. ગણિત અને ભાષાની કસોટી ઉપરથી વિદ્યાર્થી કયા પ્રકારની શાળામાં ક્યાં જવા લાયક છે તે નક્કી થાય. આમાં ગ્રામર સ્કૂલમાં જવા માટે ઘણી ઊંચી કક્ષા જોઇએ. કારણ કે ત્યાંના વિદ્યાર્થીઓ યુનિવર્સિટીઓમાં બેસવાના. આથી આમાં માત્ર વીસ જ ટકા વિદ્યાર્થી લેવાય. અન્ય વિદ્યાર્થીઓ સેકંડરી મૉડર્ન અને ટેકનિકલ શાળાઓમાં જાય, જ્યાં તેમને શિક્ષણ તો ઊંચા પ્રકારનું જ મળે, પણ પરીક્ષાનો બોજો ન હોય. આથી વિદ્યાર્થી તેની રુચિ અનુસાર વિષયો પસંદ કરે અને પ્રગતિ સાધે. ગ્રામર સ્કૂલના વિદ્યાર્થીઓ મૅટ્રિક પાસ થયા પછી કૉલેજોમાં જાય. આ વિદ્યાર્થીઓ જ શિક્ષણના ધંધાને લાયક ગણાય. અહીં પ્રાથમિક શિક્ષણને, માધ્યમિક કે યુનિવર્સિટી શિક્ષણ જેટલું જ મહત્ત્વ આપવામાં આવે છે

અહીં કોઇ પણ ધંધો કરતાં પહેલાં તેને લગતી કૉલેજમાં તાલીમ લઇ સર્ટિફિકેટ મેળવવું જોઇએ. સેકંડરી શાળાઓ આવા ધંધાની તાલીમને ઘણો અવકાશ આપે છે. વેપારીઓ પણ તાલીમ લે. અને આ તાલીમનાં પરિણામ મેં જાતે અહીં જોયાં છે. આવા લોકોની કાર્યક્ષમતા ઘણી હોય છે. વળી અહીં પરીક્ષાનું તત્ત્વ નાનપણથી તદ્દન નાબૂદ થયેલું હોવાથી કોઈ પણ જુવાનમાં અત્યન્ત આત્મવિશ્વાસ આવેલો હોય છે. વિદ્યાર્થીની તંદુરસ્તી પણ એટલી જ સારી રહે છે. ગ્રામર સ્કૂલમાં પરીક્ષાને ઘણું સ્થાન છે પણ ત્યાં જનારા વિદ્યાર્થીઓની કક્ષા સામાન્યતઃ ઊંચી હોય છે, તેથી ઘણે ભાગે આવી શાળાઓમાં ગયેલા વિદ્યાર્થીને સ્વલ્પતાનુભવ પામવાનો અવકાશ રહેતો નથી, કારણ કે તેની પસંદગી તેના ગુણ ઉપર જ કરવામાં આવી હોય છે.

શાળાઓનો સમય સવારના ૯ થી ૧૨ અને બપોરના બેથી સાડા ચાર સુધીનો સામાન્યતઃ હોય છે. શાળામાં જમવાની વ્યવસ્થા હોય છે. આથી વિદ્યાર્થીઓને કે શિક્ષકોને ઘેર જવાની જરૂર પડતી નથી. છતાં આ *ફરજિયાત નથી. શાળામાં અપાતા ભોજન* માટે પણ ખૂબ જ તકેદારી સાચવવામાં આવે છે ખૂબ જ પૌષ્ટિક ખોરાક. આ બદલ અઠવાડિયાના દોઢથી બે શિલિંગ લેવામાં આવે. જો વિદ્યાર્થી ગરીબ હોય તો તેને મફત; અને તે કોઈ પણ પ્રકારના ભેદ સિવાય. સવારે સાડા દસે અને સાંજે સાડા ત્રણે દરેક વિદ્યાર્થીને શાળા તરફથી અધી અધી રતલ મફત દૂધ મળે.

શાળામાં વિદ્યાર્થી અભ્યાસમાં પછાત પડતો જણાય તો તેને સઘળી રીતે મદદ કરવાના ઉપાય યોજાય. વિદ્યાર્થીનાં પછાત પડવાનાં કારણો શોધાય, અભ્યાસની જ કેવળ મુશ્કેલી હોય તો તેને માટેના ખાસ વર્ગોમાં ગોઠવવાની સગવડ થાય. વળી વિદ્યાર્થી શામાં કાચો છે કે શાથી પછાત છે તે જાણવા થોડીક વિધિ હોય છે તે ખરેખર જાણવા જેવી છે. વિદ્યાર્થી પછાત જણાય એટલે વર્ગશિક્ષક તેના વિષે હેડમાસ્તરને રિપોર્ટ આપે. હેડમાસ્તર તપાસ કરી આ વિષે ડૉક્ટરને સમાચાર આપે. ડૉક્ટર તપાસ કરી Psychologistને મોકલી આપે, અને સાથે સાથે Psychiatrists social worker બાળકની સામાજિક પરિસ્થિતિનું અવલોકન કરવા માંડે તથા તેનાં માબાપ સાથે મુલાકાત યોજે. આ સઘળી વિધિ થયા પછી બાળકને માટે યોગ્ય ઉપાયો લેવામાં આવે. આ દેશમાં બાળકને કોઇ પણ પ્રકારે સહન કરવું પડતું નથી. ઉપર જણાવેલી સામાન્ય શાળાઓ ઉપરાંત મૂઢ બાળકો માટે, અનાથ બાળકો માટે, મંદ બુદ્ધિનાં બાળકો માટે તેમ જ બહેરાં મૂંગાં કે અંધ બાળકો માટે પણ ઘણી જ સારી શાળાઓ છે. અહીં માનવધનની છેક નાનપણથી જ કાળજીપૂર્વક સંભાળ લેવામાં આવે છે.

જ્યાં પ્રજાને કેળવણીની અને બાળઉછેરની ઉપાધિ નથી ત્યાં પ્રજા સંતુષ્ટ જ રહે તે સ્વાભાવિક છે. આથી પણ કૉમ્યુનિઝમનો ડર અહીં ઓછો છે. કૉમ્યુનિઝમ ક્યારે આવે કે જ્યારે પ્રજા ગૂંગળાઈ જાય, તેને છૂટવાનો પણ કોઈ ઉપાય ન સૂઝે ત્યારે. આથી આ લોકો એ પ્રજાના એકેએક પ્રશ્નોનો ઘણી ઝીણવટથી ઉકેલ આણવા માંડ્યો છે.

હવે શિક્ષકો વિષે. અહીં જોકે હજી શિક્ષકોને પૂરો સંતોષ નથી, છતાં તેમને સંતુષ્ટ રાખવા ખૂબ જ પ્રયત્ન થાય છે. અહીં શિક્ષકોમાં પગારની પરસ્પર સ્પર્ધા બંધ કરતા ઉપાય યોજ્યા છે, જેથી શિક્ષકો જે ક્ષેત્રમાં હોય તે ક્ષેત્રમાં કામ સંતોષકારક રીતે કરે જ. પ્રાથમિક શાળાનો શિક્ષક હોય કે હાઇસ્કૂલનો, તેને વાર્ષિક ઓછામાં ઓછા ૩૦૦ પૌંડ પગાર મળે, અને તે ક્રમશઃ ૫૦૦ થી ૫૫૦ પૌંડ સુધી પહોંચે જ. વળી જે હેડ માસ્તર હોય તેનો પણ પગાર તો

૫૫૦ પૌંડ જ; પણ તેને વિદ્યાર્થીઓની સંખ્યા પ્રમાણે ઍલાવન્સ આપવામાં આવે. આવાં ઍલાવન્સ લગભગ ત્રણસોથી માંડી ચારસો પૌંડનાં વધારેમાં વધારે હોય છે. પણ આમાં તેની જવાબદારી અને તેનાં કામ ઘણાં ભારે હોય છે. લગભગ કોઇ પણ વ્યક્તિ મૅટ્રિક પાસ થયા પછી બે વર્ષની ટ્રેઈનિંગ લીધા વિના શિક્ષક થઈ શકે જ નહિ. વળી શિક્ષણનો ઈતિહાસ અને માનસશાસ્ત્ર તેના આવશ્યક અભ્યાસક્રમ ગણાય છે. શિક્ષણને માટે અહીં ત્રણ મહિનાના કે એવા ટૂંકા અભ્યાસક્રમો કદી હોતા નથી. શિક્ષણને અહીં ખૂબ જ પવિત્ર અને જવાબદારીભર્યો ધંધો માનવામાં આવે છે. શિક્ષકોએ પણ પોતાની પ્રામાણિકતા સિદ્ધ કરી બતાવી છે.

મેં અહીંના પ્રાથમિક શિક્ષકોનાં અને પ્રોફેસરોનાં તેમજ શાળાઓના નોકરોનાં ગૃહજીવન જોયાં છે. અમારી યુનિવર્સિટીના એક વિભાગના નોકરને ત્યાં હું ચાર પાંચ વાર ગએલો. તેનું જીવન આપણે ત્યાંના ચારસોથી પાંચસો રૂપિયાનો પગારદાર પણ ન ગાળતો હોય તેવું સગવડવાળું અને વ્યવસ્થિત જોયું. જો કે આ વાત મને મહત્વની નથી લાગતી. પણ તેનો રાજકીય ક્ષેત્રનો અને દૈનિક સમાચારોનો અભ્યાસ જોઈ હું ઘણો જ તાજુબ થઈ ગયો. તે હમેશ સવાર-સાંજ બે છાપાંઓ પોતાના ખર્ચે મંગાવે છે, તેનો સારી રીતે અભ્યાસ કરે છે. મેં પૂછ્યું ભાઈ અહીં રાજકીય પક્ષો કેટલા છે અને તેમનો મને કાંઈ ખ્યાલ આપી શકશો? તેણે Liberals, Conservatives અને Labouriteનો મને એટલો સુંદર પરિચય આપ્યો કે હું તેના ઉપર મુગ્ધ થઈ ગયો. મેં પૂછ્યું કયો પક્ષ ચૂંટણીમાં જીતશે. તો કહે કે હું તો Labourite છું અને એ પક્ષ જ જીતે તેમ ઈચ્છું. છતાં મે લિબરલ બન્ને પક્ષોને balance કરે છે. તેથી લિબરલો ઉપર ઘણો આધાર રાખે છે. છતાં મે એટલું ચોક્કસ છે કે અમારી પ્રજાનું માનસ વિચિત્ર છે. મજૂર પક્ષ જ જીતશે, કારણ કે લડાઇ પહેલાં પગારના દર ૨ પી. ૧૪ શિ. હતા તેને બદલે હવે તો ઓછામાં ઓછા ૪ પી. ૧૦ શિ. અઠવાડિક મળે છે. અને હજી પણ એ પક્ષ ઘણી સગવડ આપશે. આટલી રાહત છે, છતાં જો એક જ અઘટિત બનાવ મજૂર નેતાઓને હાથે બને તો મજૂરો જેટલી ઘડીએ ટોરિયુરસ્તોને પણ મત આપે. મજૂર પક્ષના સંતોષથી અહીંયાં ઉત્પાદન ઘણું જ વધ્યું છે. દેશમાં પરચેઈઝ ટૅક્સ ભયંકર છે પણ નિકાસની ઘણી જ સગવડો છે. જેમ બને તેમ માલ નિકાસ કરવાનું સૌનું ધ્યેય છે. આ ભાઇનો રસ જીવનચરિત્રો વાંચવાનો ઘણો. વળી માનસશાસ્ત્રનાં ભાષણો થતાં હોય કે Intelligence Tests ચાલતા હોય તો તે વખતે એ અનુભવ લેવા બેસી જાય. આ છે અહીંના એક તદ્દન સામાન્ય મજૂરવર્ગના માણસનાં શોખ, માનસ અને જ્ઞાન. આ પટાવાળા વિષે જેટલું લખું તેટલું ઓછું છે. આ પટાવાળો માત્ર ૧૪ વર્ષની ઉમર સુધી ફરજિયાત શિક્ષણ પામેલો છે, પણ આજે તે વિજળીનું કામ જાતે શીખ્યો છે, અને સાહિત્યનાં સારાં પુસ્તકો કે માનસશાસ્ત્રને લગતાં ભાષણો સમજી શકે છે, તેમ કહું તો વધારે પડતું નથી.

અહીંની પ્રજાની શિસ્ત ઘણી કડક છે. કોઇ પણ મોટી દુકાનમાં જાઓ, ગમે તે વસ્તુ લ્યો, પછી દુકાનદાર જૂએ કે ન જૂએ, પણ કોઈ પણ વ્યક્તિ કદી જ વસ્તુ ખાનગી ઉઠાવવાની કલ્પના પણ ન લાવે. સિપાઇઓ પણ ઘણા નમ્ર, રસ્તાઓની પૂરતી સમજવાળા અને ગુનો થયો હોય તે જગાએ માનસશાસ્ત્રીની દૃષ્ટિથી ગુનાની તપાસ કરે. ગમે તેવા ગુનેગારને પણ મારઝૂડનો ભય જ નહિ. રૅશન થએલી વસ્તુઓ હોય તે કાળાં બજારથી લાવવા ભાગ્યે જ પ્રયત્ન થાય. પણ આ બધી શિસ્ત શાથી? ખરેખર, સાચા શિક્ષણથી બાળકો ઉપર જ પ્રજાની સંસ્કૃતિ અને હસ્તિનો આધાર છે તે આ પ્રજા સારી રીતે સમજે છે. નાનપણથી જ બાળકો ગૌરવવાળાં બને તેવા સર્વ ઉપાયો યોજાય છે. લિ. હરપ્રસાદનાં વંદન

## હિંદી પત્રમિત્રો

(442) Thakorbhai G. Patel, 10, Ganpat Bhuvan, Bombay-7-23, Music, Stamps, Coins; (443) Soni Kantilal Jayantilal, C/o Soni Gangadas Ratilal, Gol Bazar, Bhavnagar (Saurashtra)—19, Stamps, Reading, Politics; (444) Priyavadan R. Shah, C/o Ratilal Mohanlal Shah, Masjid Pole, Kadi (N. G.)—18, Stamps, Coins; (445) Chandu, C/o Shobha Engineers, 65, Siyaguni, Main Road, Indor (Madhya Bharat)—19, Stamps; (446) Jagdishkumar R. Desai, Kinariwalla Building, Raikhad, Ahmedabad—15, Stamps, Photography, Music; (447) Rajnikant, C/o Dr. Vardhmanbhai Gulabchand, Brahm Pole, Sanand (Ahmedabad)—18, Singing, Danceing, Photography, Stamps, Sports; (448) Kishorkumar Savailal Shah, 1290, Talia's Pole, Sarangpur, Ahmedabad—19, Corrospondence; (449) Chhibabhai P. Patel, Avda Falia, Matwad, Via Jalalpur, (Surat)—21, Stamps; (450) Ganeshchandra C. Patel, C/o Dayalbai Patel, Vansikra Falia, Matwad, Via Jalapur, (Surat)—18, Stamps; (451) Mahendrakumar Kantilal Shah, C/o B. D. Gandhi, Bazar Gate St., Fort, Bombay-1—17, Cricket, Music, Photography; (452) Shantilal N. Parekh, Jain Balashram, Palitana, (Saurashtra)—20, Stamps, Swimming; (453) Sanatkumar Jorsinh Kavi, Kavi-Niketan, Palitana (Saurashtra)—18, Stamps, Coins, Literature, Photography; (454) Mehta Dhimant, C/o Pramodaray H. Mehta, Engineer, Mankada Pole, Nadiad (Dt. Kaira)—18, Reading, History; (455) Chinu A. Shah, Chodhari Nivas, Sabarmati, Ahmedabad-5—20, Gandhism, Literature, Stamps; (456) Jayantilal Prabhashanker Tolia, Bania St., Vankaner (Saurashtra)—16, Science, Stamps, View-cards; (427) Gajanan Shankar Ghode, Nandarbarkar's wada, Dandiya Bazar, Baroda—18, Astrology, Culture, Stamps, Reading; (458) Chandrakant Shankar Ghode, Nandurbarkar's wada, Dandiya Bazar, Baroda—16, Stamps, Reading; (459) Shantilal Kalyanjibhai, Karansinhji Square, Chhaliapura, Limdi, (Saurashtra)—21, Stamps, Singing; (460) Vaidya Dinkerrai B., Divanpara Rd., Ramchandra Aus., Bhavnagar (Saurashtra)—20, English literature, Chemistry; (461) Dineshchandra L. Shah, Girdhar Gokal's Building, Tower Rd., Mangrol (Saurashtra)—17, Music, Painting, Reading, Touring; (462) Kumudchandra Jeshingbhai Vora, C/o Jeshingbhai Kalidas Vora, Pada Pole, Gandhi Rd., Ahmedabad-17, Stamps. (ચાલુ)

# ટિકિટસંગ્રહ આજનો સંસારવ્યાપી શોખ

એ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ

ટિકિટસંગ્રહ વિષે વધુ જાણતાં પહેલાં ટિકિટો ને તેના સંગ્રહના શોખની ઉત્પત્તિ વિષે માહિતી મેળવવી જરૂરી છે.

સંદેશા અને સમાચારો મોકલવાની જરૂર તો માણસજાતને પોતાની સંસ્કૃતિની શરૂઆતથી જ પડી છે અને તેણે તે માટે અનુરૂપ પદ્ધતિ યોજ્યા કરી છે. ઇતિહાસ પરથી પણ આજની ઢબની ટપાલ-પદ્ધતિ ક્યારથી દાખલ થઇ તેની નિશ્ચિત માહિતી આજ સુધીમાં તો એટલી મળે છે કે ઇ.સ.પૂર્વે ૫૩૯માં ઈરાનના રાજા સાયરસે તે દાખલ કરેલી. રોમન સામ્રાજ્યમાં પણ એ પદ્ધતિ ઘણી પ્રચલિત હતી; અને માર્કો પોલોએ ૧૩મી સદીમાં કરેલા પ્રવાસના વર્ણનમાં તે ચીનની ટપાલપ્રથા બેનમૂન હોવાનું જણાવે છે.

પણ દુનિયાના ઇતિહાસમાં સૌથી પ્રથમ ટિકિટ તો ઈ. ૧૮૪૦માં ઈંગ્લૅંડે જ બહાર પાડી. તે અગાઉ ત્યાં ટપાલની વ્યવસ્થા તો લગભગ ૩૦૦ વર્ષ પહેલાંથી—ઇ. ૧૫૩૦થી પ્રચલિત હતી જ; પણ તે ફક્ત સરકારી કાગળપત્રો પૂરતી જ. જનસમાજને માટે તો તે ઇ. ૧૬૩૫થી શરૂ થઈ. તે અગાઉ ઇ. ૧૬૦૯માં પાર્લમેન્ટે કાયદો કરીને ટપાલ-વ્યવહાર રાજ્યને હસ્તક લઇ લીધો હતો અને તેની વ્યવસ્થા હરરાજીમાં ઇજારો આપીને ચલાવવામાં આવતી. આ રીતે ઇ. ૧૬૬૦માં તો હેન્રી બિશપ નામના એક માણસે પોસ્ટ-માસ્તર જનરલ બનવાનો ઇજારો ૨૧,૫૦૦ પૌંડ આપીને રાખેલો! એ માણસ ખાસ નોંધપાત્ર તો એ માટે છે કે પોતાના હાથમાંથી ટપાલમાં પસાર થતા દરેક પત્ર પર તારીખની પોસ્ટમાર્ક મારવાનું તેણે શરૂ કર્યું. એ વખતે વ્યવસ્થા એવી હતી કે દરેક મુખ્ય ગામમાં એક 'લેટર-ઑફિસ' રહેતી અને સૌ પોતાના કાગળો ત્યાં આપી આવતા. ત્યાંથી ઘોડેસવાર 'પોસ્ટબૉય્ઝ' ગામપરગામ પત્રો પહોંચાડતા. પણ સામાન્ય ગામ તથા નાનાં ગામડાં સુધી આ વ્યવસ્થા પહોંચેલી નહિ. તેથી ત્યાં ખાનગી વ્યક્તિઓ એ ટપ્પાના બધા પત્રો ભેગા કરી નજીકની લેટરઑફિસે પહોંચાડવાનો ધંધો કરી ખાતા. એમાં એક વિલિયમ ડૉકરા કરીને માણસ ૧૬૮૦માં થઇ ગયો. તેણે તો પોતાની એ હલકારા-પ્રથા એટલી સંપૂર્ણતાએ પહોંચાડી કે તેનાં એવાં ૪૦૦ થાણાં ચાલતાં, જે દિવસમાં દસ વખત કાગળો ઉઘરાવતાં. અને તે માટે માત્ર એક પેનીનું મહેનતાણું તે લેતો. આમ, પાછળથી ટિકિટ શોધાયે જે પેની-પોસ્ટ શરૂ થઈ તેનો મૂળ યોજક એ હતો. વળી એ દરેક પેની માટે તે પોતાની ત્રણખૂણિયા પોસ્ટમાર્ક પણ મારતો. એ પોસ્ટમાર્ક આજે ટિકિટસંગ્રહોમાં બહુ મૂલ્યવાન ગણાય છે

પણ એનો આ ધીકતો ધંધો બહુ ન ચાલ્યો. કેમકે એ અરસામાં ચાર્લ્સ બીજાએ ટપાલ ખાતાનો બધો નફો ડ્યૂક ઑફ યૉર્કને મળે એમ ઠરાવ્યું હતું ને તેનો ધંધો ફાલતો જોઈ ડ્યૂક-ઑફ યૉર્કે તેની સામે પોતાની આવકને હાનિ પહોંચાડવા માટે દાવો માંડ્યો, જેમાં ડૉકરા હાર્યો. પણ પછી ડ્યૂકના માણસો એટલી કાર્યક્ષમ વ્યવસ્થા જાળવી ન શક્યા અને પોસ્ટના દરમાં ઉત્તરોત્તર વધારો થતો ગયો. તેમ બીજી પણ અનેક વિચિત્રતાઓ પેઠી. જેમાં એક તો એવી હતી કે ટપાલના દર, માઈલની સંખ્યા ઉપર ગણાતા! રાણી વિક્ટોરિયા ગાદીએ આવી તે સમય સુધી આ સ્થિતિ પ્રચલિત હતી.

પણ ઇ. ૧૮૩૫માં રાઉલૅન્ડ હિલ નામના એક શાળા શિક્ષકે આ બધા સામે જબ્બર ઝુંબેશ ઉપાડી અને માગણી કરી કે આખા યુનાઇટેડ કિંગ્ડમમાં માત્ર એક પેનીના દરથી ૦॥ ઔંસ વજનની અંદરનો ગમે તેવડો પત્ર જઇ શકે એ રીતે ટપાલના દર નક્કી થવા જોઇએ. (અગાઉ ૨૦૦ વરસ ઉપર જૉન હિલ નામના માણસે પણ આવી જ માગણી કરતી એક પત્રિકા બહાર પાડેલી.) વળી, આજ સુધી પ્રથા એવી હતી કે ટપાલી કાગળ આપવા આવે ત્યારે તેનું પોસ્ટેજ ઉઘરાવતો. હિલે સૂચવ્યું કે પોસ્ટેજ અગાઉથી લઇને તેના બદલામાં છાપ મારેલાં પરબીડિયાં આપવાં અથવા તો ૦॥ ઇંચ સમચોરસની એક 'ટિકડી' પત્ર પર ચોડવા માટે આપવી. એ 'ટિકડી'ની દરખાસ્ત તે આજની ટિકિટ. તેની મુખ્ય દલીલ એ હતી કે પોસ્ટેજનો દર જેમ ઓછો હશે તેમ વધારે લોકો તેનો લાભ લેશે અને રાજ્યની આવક ઊલટી તેથી વધશે. પહેલાં તો એનું કોઇએ સાંભળ્યું નહિ અને સૌએ તેને હસી કે ધુત્કારી કાઢ્યો પણ






ડાબી બાજુ: દુનિયાની સૌપહેલી ટિકિટ જે 'પેની-બ્લૅક' નામે ઓળખાતી. જમણી બાજુ: ઓછામાં ઓછા દરની ટપાલ-ટિકિટ 'પેની-પોસ્ટ'નો પ્રસ્તાવ કરનાર ને પહેલી ટિકિટનો સર્જક રાઉલૅન્ડ હિલ.

ચાર વરસની સતત ઝુંબેશને અંતે, ૧૮૩૯ની ૧૭મી ઑગસ્ટે, આખા દેશમાં એકસરખું પોસ્ટેજ રાખવાનો કાયદો પાર્લમેન્ટે પસાર કર્યો અને ૧૮૪૦ની ૧૦મી જાન્યુઆરીથી એક પેની પોસ્ટેજ અમલમાં લાવવાનું ઠર્યું. દેશ આખો આથી રાજીરાજી થઈ ગયો.

૧૦મી જાન્યુઆરી તો આવી, પણ હજી ટિકિટો તૈયાર નહોતી. એ ટિકિટો કેમ બનાવવી ને છાપવી તેની મૂંઝવણમાં સત્તાવાળાઓ પડ્યા હતા. ઉત્તમ ડિઝાઈનો માટે ઇનામો કાઢવામાં આવેલાં, જેમાં બે હજાર હરીફોએ ભાગ લીધો; છતાં કોઈ સંતોષ ન આપી શક્યું. રાઉલૅન્ડ હિલે પણ એમાં હરીફાઈ કરેલી. તેણે પોતાની કલ્પનાનો કાચો આલેખ દોરીને હેન્રી કૉર્બોલ્ડ નામના કલાકારને આપ્યો. કૉર્બોલ્ડ જાણીતો હતો. વ્યૉન નામના એક કલાકારે પાડેલા ચન્દ્રક ઉપરની પોતાની તસવીર રાણીને બહુ ગમી હતી. તેણે એ જ તસવીર ટિકિટ ઉપર ઉતારી, અને તે મંજૂર થઈને છપાઈ. ઇ. ૧૮૪૦ની છઠ્ઠી મેએ ૧ પેનીની 'પેની બ્લૅક' (કાળી શાહીથી છાપેલી) અને બે પેનીની 'ટુપેની-બ્લ્યુ' (આસમાની શાહીથી છાપેલી) ટિકિટો પહેલવહેલી બહાર પડી તે આજની આદ્ય માતાઓ.

તે વખતે ટિકિટો રદ કરવા માટે લાલ પોસ્ટમાર્ક વપરાતી; પણ તેને સહેલાઈથી ભૂંસી શકાતી હોવાથી કાળી પોસ્ટમાર્ક દાખલ કરી પેની-બ્લૅકનો કાળો રંગ બદલાવવામાં આવ્યો.

શરૂઆતમાં નીકળેલી એ ટિકિટોને 'પરફોરેશન' (એકબીજાથી છૂટી પાડવા માટેનાં કાણાં) ન હતાં. એ પ્રકારનો સંચો (પરફોરેટિંગ મશીન) તો ઇ. ૧૮૪૭માં હેન્રી આર્ચર નામના માણસે શોધ્યો અને તે પછી છેક સાત વર્ષે—૧૮૫૪ની ૨૮મી જાન્યુઆરીએ પહેલવહેલી પરફોરેટ કરેલી ટિકિટો બહાર પડેલી તે પહેલાં પોસ્ટઑફિસો કાતરથી કાતરીને ટિકિટો આપતી. (ચાલુ)



પ્રતિકૂલતાને ખબર છે ન તને પ્રતિકૂલતા
તુજ શું રોજ ઘસાય સુતીક્ષ્ણ થૈ
પ્રખર આ પુરુષાર્થનું શસ્ત્ર તો
ક્ષીણ તને જ અશેષ વિદારશે.—જયન્ત પાઠક

## રેડ ક્રૉસ સોસાઍટી

કાંઇ પણ બદલાની આશા સેવ્યા સિવાય કેવળ નિઃસ્વાર્થ સેવાભાવે જ માનવ સમસ્તની સેવા કરતી આ સંસ્થાને હજી યે બહુ ઓછા જ તેના ખરેખરા સ્વરૂપમાં ઓળખે છે, એટલું જ નહિ, પણ ઉલટી કેટલીક ગેરસમજ પણ તેને વિષે પ્રવર્તે છે. તેની ક્રૉસની સંજ્ઞા જોઈ કોઈ તેને ખ્રિસ્તી ધર્મની જ એકાદ પ્રવૃત્તિ સમજી લે છે; કોઈ વળી તે ક્રૉસના લાલ રંગને લોહીના પ્રતીક રૂપ ઘટાવી લડાઈના મેદાન પર જ કામ કરતી કોઈ લશ્કરી પ્રવૃત્તિ માની લે છે; જ્યારે કેટલાક તો તેને બ્રિટિશ રાજ્યની હિંદ પર સત્તા બેસાડવાની ચાલોમાની જ એક ચાલ, તેઓના અહીંથી ગયા છતાં વારસા રૂપે રહી ગઇ છે એમ જ સમજે છે.

અલબત્ત, તેનો ઉદ્ભવ લડાઈના મેદાનમાંથી થયો છે, પણ તે કેવળ લડાઈ ભેળા જ ચાલતી પ્રવૃત્તિ નથી. આજે તો તેની સેવાનાં પુષ્પો સમસ્ત સંસારમાં ફોરી રહ્યાં છે.

ઈ. સ. ૧૮૫૯ના ઇટાલિયન વિગ્રહ વખતે સ્વિટ્ઝરલૅન્ડના એક છાપાનો ખબરપત્રી હેન્રી ડયુનાન્ટ લડાઇના મેદાન સૉલ્ફેરિનોની મુલાકાતે ગએલો. પણ તે આજના ખબરપત્રીઓ જેવો ખડતલ નહિ, એટલે ત્યાં નાહક વેડફાતી જિંદગીની બેશુમાર સંખ્યા જોઈ તે તો ડઘાઈ જ ગયો. તેણે જોયું કે લડાઇમાં જેટલા સૈનિકો જીવલેણ ઘાથી નહોતા મરતા તેના કરતાં મોટા ભાગના તો ઘાયલ થઇને દવા તથા જરૂરી પ્રાથમિક સારવારને અભાવે જ મરણ પામતા હતા. તેના હૃદય પર આની એટલી ઊંડી ચોટ લાગી કે તેણે વતનમાં પાછા જઇને તરત આ ભયંકર ખાનાખરાબીની કરુણ કથા કહી સંભળાવી અને ઘાયલ સૈનિકોની સારવાર અર્થે કંઈ પણ પ્રવૃત્તિ હાથ ધરાવી જોઇએ એવા વિચારો દર્શાવતી એક પુસ્તિકા બહાર પાડી, જેનો પડઘો આખા દેશે પાડ્યો. તેણે સ્વયંસેવકોનો એક નાનકડો સંઘ યોજી તેમને સારવારની તાલીમ આપી અને પોતાની સાથે તેમને લડાઈના મેદાન પર લઈ જઈ ઘણી જિંદગી બચાવી પોતાના વિચારોનો સચોટ અને પ્રત્યક્ષ દાખલો બેસાર્યો. સ્વિટ્ઝર્લૅન્ડ તટસ્થ દેશ હોવાને દાવે બંને પક્ષે સહાય કરવાનો તેનો ધર્મ બન્યો. લડાઈના મેદાન પર ગેરસમજથી પોતે ભોગ ન થઈ પડે અને સ્વિસ તરીકે ઓળખાઈ આવે એટલા માટે તેઓ પોતાને બાવડે સ્વિટ્ઝરલૅન્ડનું રાજચિહ્ન—લાલ ભોંય પર સફેદ ચોકડીવાળો પટ્ટો બાંધતા. આથી તેઓ જુદા જ તરી આવતા અને સરળતાથી પોતાનું કાર્ય કરી શકતા.

હેન્રી ડયુનાન્ટ અને તેના બહાદુર સાથીઓના આ નિષ્પક્ષ સેવાકાર્યે જગતને પ્રતીતિ કરાવી આપી કે લડાઈના મેદાન પર વખતસરની સારવાર પહોંચાડવાથી કેટલું ઉમદા પરિણામ લાવી શકાય છે. સ્વદેશ પાછા આવીને ડયુનાન્ટે માનવતાની સેવા પ્રબોધવા માંડી અને પોતાની સરકાર તરફથી યુરોપનાં રાજ્યોની એક પરિષદ યોજાવી, અને તેમાં ભાવિ યુદ્ધો વખતે કોઈ પણ પક્ષ જેના સભ્યોને ઈજા ન પહોંચાડે એવું સર્વમાન્ય મંડળ સ્થાપી શકાય કે નહિ તેની વિચારણા ચલાવી, 'આંતરરાષ્ટ્રીય રેડક્રૉસ સંઘ'ની સ્થાપના કરી જેની પ્રવૃત્તિ અને ધ્યેય ઘાયલોની કે માંદાની માવજત કરી તેમને બચાવવાનું હતું. તેનું સંજ્ઞાચિહ્ન ઠરાવતી વેળા, જે દેશે આ મહાન પ્રવૃત્તિ શરૂ કરી તેની કદર તરીકે એ દેશના રાષ્ટ્રધ્વજનું જ ચિહ્ન ફક્ત ઉલટા રંગે પૂરતો જ




અવેડ ખેતર કે ખારવાળા મેદાનમાં અગોચર થઈ બેઠેલાં તેતરોને ગોત્રવાર બહુ ઓછા જાણતા હશે. બટેર, તેતરનું જ સગોત્રી છે. તેની આઠેક જાતો પૈકી આપણે ત્યાં આ અત્યંત વ્યાપક છે.

કદ એકાદ ફૂટ લાંબું, પણ તેમાં છ આંગળની તો ફક્ત પૂછડી જ; ચાંચ આછા સ્લેટ રંગની નરમ ને પાતળી,—કણ વીણી ખાવા પૂરતી સબળ; આંખો ઘેરી બદામી અને તેવા જ રંગના પગ,—દૃઢ અને કઠોર તથા જમીન પર જ નિવાસ કરવાનો હોવાથી દોડવા તથા લડવા માટે પણ અનુકૂળ; નરનો વર્ણ એકધારો રાતા રંગના મિશ્રણવાળો પીતઃરેણુની રેતી જેવો; પૂછડી અને પાંખોમાંનાં મોટા પીછાં બદામી; છાતી પર શ્યામ લાંછન ને એની ઉપલી ધાર શ્વેત; પેટ હેઠળનો ભાગ ઘેરો તપખીરિયો, અને પૂછડીનાં વચલાં બે પીછાં લાંબાં, પાતળાં. માદા કપિલવર્ણી, આખા શરીરે છીંકણી રંગની પાતળી રેખાઓવાળી, તેની છાતી પરનો પટ્ટો તથા પેટ પણ છીંકણી રંગનાં અને પૂછડી વચ્ચેનાં બે પીછાં લાંબાં ખરાં, પણ નરથી ટૂંકાં.

બટેર તેતર વર્ગનું જ હોવા છતાં તેની ખાસિયતો તે વર્ગથી જુદી પડે છે. તેતર વર્ગ પેઠે તે બહુપત્નીત્વમાં નથી માનતું, અને તેઓની જેમ ટુકડે ટુકડે થાક ખાતું ન ઊડતાં એકધારી ઝડપે, વિસામો ખાધા સિવાય, લાંબો વખત ઊડી શકે છે. શરીરે તે તેતર જેવું ગોળમટોળ ન લાગતાં, પૂછડી બાદ કરતાં બિલકુલ કબૂતર જેવું જ હોય છે: ફેર ફક્ત રંગ અને પૂછડીમાં જ પડે છે.

રાત્રે તેઓ સો-બસોનાં ટોળાંમાં બેસે છે, પણ તેની ખાસ વિશિષ્ટતા એ છે કે સૂર્યોદય બાદ બેએક કલાકે કોઇ તળાવ કે નવાણ પર દરરોજ અચૂક પાણી પીવા મોટી સંખ્યામાં જાય જ; અને શિકારીઓ તે લાભ ઉઠાવી તેનો ઘાણ કાઢી નાખે છે.

જમીન પર છીછરો ખાડો ખોદી તે ઊભે વરસ ઈંડાં મૂકે છે. ('વનેચર' માંથી)

## સ્વતંત્ર ભારતનું નવું રાજ્યબંધારણ

આ ૨૬મી જાન્યુઆરી (૧૯૫૦)ને રોજ, આપણા આ પ્રાચીન અને મહાન દેશનું, ઇતિહાસમાં ક્વચિત જ થઈ છે એવી વિશાળ સીમાઓમાં વિસ્તરેલું મહારાજ્ય, આ દેશના ઇતિહાસમાં પહેલી જ વાર, એક મહાન સંઘરૂપે સાર્વભૌમ પ્રજાસત્તાક રાજ્યનું વિધિપુરઃસરનું રૂપ ધારણ કરશે. એ બંધારણ ઘડવા માટે, બ્રિટિશ પ્રધાનમંડળની દરખાસ્તોમાંથી જન્મ પામેલી લોકસભાએ ૧૯૪૬ના ડિસેમ્બરની ૯મીથી કામકાજનો આરંભ કર્યો. તેમાં ૩૮૯ સભ્યો હતા, પરન્તુ લીગના સભ્યો આરંભની બેઠકોમાં હાજર ન રહ્યા.

૧૯૪૭ના ઑગસ્ટથી એક કાયદો કરી બ્રિટિશ સરકારે દેશના બે ભાગલા પાડ્યા, અને તે સાથે લોકસભા પણ વહેંચાઈ ગઈ. પ્રત્યેક લોકસભાને એને યોગ્ય લાગે તેવું બંધારણ ઘડવાનો અધિકાર મળ્યો. એ પ્રમાણે હિંદની લોકસભાએ હિંદના સાર્વભૌમ પ્રજાસત્તાકનું બંધારણ તૈયાર કર્યું, ને તેના પર ગયા નવેમ્બર (૧૯૪૯)ની ૨૬મી તારીખે તેને કાયદાનું રૂપ આપી સહી-સિક્કા કરી, અપનાવ્યું. આખી દુનિયામાં આના જેટલું લાંબું, વિગતવાર અને વિસ્તારી બંધારણ બીજું એકે નથી. તેની થોડીઘણી માહિતી સૌએ મેળવવી તેથી આવશ્યક છે. આ અંકના પૃષ્ઠાની અંદર તે બંધારણ સમજાવતા બે આલેખો આપ્યા છે તે સાથે રાખીને અહીં આપેલી વિગતો સમજીએ.

આ નવા બંધારણ મુજબ બે ગૃહો—લોકગૃહ અને રાજ્યગૃહ—ની એક પાર્લામેન્ટ બનશે. લોકગૃહમાં જનતામાંથી સીધા ચુંટાઈ આવેલા વધુમાં વધુ ૫૦૦ સભ્યો બેસશે. રાજ્યગૃહમાં ૨૫૦ સભ્યો બેસશે, જેમાં ૨૩૮ સભ્યો પ્રાંતીય ધારાસભાઓએ ચૂંટી મોકલેલા હશે જ્યારે બાકીના બાર પ્રમુખ નીમશે. આ બન્ને ગૃહો, પ્રમુખ બનવા માટેના ઉમેદવારોમાંથી એક પ્રમુખ ચૂંટશે, જે, એ હોદ્દો પાંચ વર્ષ સુધી ભોગવશે—સિવાય કે તે ઉપપ્રમુખ પર લેખિત રાજીનામું પાઠવી છૂટા થાય, યા બંધારણનો ભંગ કરવા બદલ તેમને પાર્લામેન્ટ છૂટા કરે.

પ્રમુખને આટલી સત્તાઓ આપવામાં આવી છેઃ (૧) યુનિયન-(સંઘ)ની કારોબારી સત્તા એમને હસ્તક રહેશે. (૨) રક્ષણ દળોના ને સર્વોચ્ચ અધિકારી ગણાશે. (૩) દેહાંત દંડની સજા માફ કરી શકશે કે ઘટાડી શકશે; પાર્લામેન્ટ બોલાવશે કે મોકૂફ રાખી શકશે; લોકગૃહનું વિસર્જન કરી શકશે અને બન્ને ગૃહોને સંબોધન કરશે. (૪) પાર્લામેન્ટ ચાલુ ન હોય એ સમય દરમિયાન ઑર્ડિનન્સો (વટહુકમો) બહાર પાડી શકશે. (૬) ઑડિટર જનરલ તથા રાજ્યો (પ્રાંતો)ના ગવર્નરોની નિમણૂક કરશે. પાંચ વર્ષ બાદ પ્રમુખ ફરી એક વાર (પણ ફક્ત એક જ વાર) પ્રમુખપદ માટે ઉમેદવારી કરી શકશે.

ચુંટાયા બાદ પ્રમુખ એક ઉપપ્રમુખને નિયુક્ત કરી તેને બંને ગૃહોમાંથી પ્રધાનમંડળ રચવા કહેશે. પ્રમુખની ગેરહાજરી દરમિયાન ઉપપ્રમુખ પ્રમુખ જેટલા જ હક્કો ભોગવશે. ઉપરાંત, તે ર જ્યગૃહના પ્રમુખસ્થાને વિરાજશે.

લોકગૃહ પોતાનામાંથી પોતાના ગૃહના પ્રમુખ અને ઉપપ્રમુખ (સ્પીકર ને ડેપ્યુટી સ્પીકર)ને ચૂંટશે. લોકગૃહમાં હિંદની વસતિના દર ૫,૦૦,૦૦૦ થી ૭,૫૦,૦૦૦ માણસે એક સભ્ય રહેશે. આ બંને ગૃહોની પાર્લામેન્ટ ઓછામાં ઓછી વર્ષમાં બે વાર મળશે. બંને બેઠકની મુદત વચ્ચેનો ગાળો છ માસથી વધુ નહિ જ રહે. દરેક પાર્લામેન્ટ વધુમાં વધુ પાંચ વર્ષ સુધી જ રહેશે, સિવાય કે કટોકટીના સમય દરમિયાન આ મુદતમાં એક વર્ષનો વધારો કરવાનો કાયદો કરી શકશે.

બંધારણનું બીજું મહત્ત્વનું અંગ તે વરિષ્ઠ અદાલત. તેમાં સાતથી ઓછા ન્યાયાધીશો નહિ રહે. અપીલ સાંભળી સલાહ આપવાનો, યુનિયન ને રાજ્યો વચ્ચેના કે જુદાંજુદાં રાજ્યો વચ્ચેના ઝગડાઓ નક્કી કરવાનો, પ્રમુખને સલાહ આપવાનો અને અમુક ફેડરલ કોર્ટે સાંભળેલા કેસોનો નિકાલ કરવાનો આ વરિષ્ઠ અદાલતને અધિકાર રહેશે. તેના પ્રત્યેક ન્યાયાધીશની નિમણૂક વરિષ્ઠ તથા રાજ્યો (પ્રાંતો)ની હાઇકોર્ટના ન્યાયાધીશોની સલાહ લઈ પ્રમુખ કરશે.

પ્રાંતોનો વહીવટ ચલાવવા પ્રમુખ દરેક પ્રાંત પર એકેક ગવર્નરની નિમણૂક કરશે, જે જનતામાંથી ચુંટાઇ આવેલા ધારાસભાના સભ્યોમાંથી એક પ્રધાનમંડળ નીમશે. પ્રાંતોનો વહીવટ કરનારી આ ધારાસભાના સભ્યોની સંખ્યા ઓછામાં ઓછા ૬૦ ને વધુમાં વધુ ૫૦૦ની રહેશે. (પાછલા પૂઠામાંના આલેખમાં તે સફેદ અને કાળાં એકમોથી દર્શાવ્યું છે.) જનતાના દર ૭૫,૦૦૦ માણસે એક સભ્ય ચુંટાશે.

૩૫ વર્ષ પૂરાં કર્યાં હોય અને હિંદનો નાગરિક હોય તે જ માણસ ગવર્નરના હોદ્દા પર બેસી શકશે. તે પાંચ વર્ષ સુધી હોદ્દા પર રહેશે. તે દરમિયાન બેઠકનું મંગલ-પ્રવચન કરવાનો, નવા ખરડા અંગે ધારાસભાને સંદેશો મોકલવાનો, રાજ્યના કોઈ પણ કાયદા અંગે થએલી સજા ઘટાડવાનો કે માફ કરવાનો, બંધારણ પ્રમાણે ન વર્તવાની જરૂર જણાતાં પ્રધાનમંડળની સલાહથી પર જઇને વર્તવાનો, ધારાસભાની બેઠક ન મળતી હોય ત્યારે વટહુકમો કાઢવાનો તથા કટોકટીના સમય દરમિયાન બંધારણની અમુક કલમો રદ કરી તમામ વહીવટ પોતાને હસ્તક લેવાનો તેને અધિકાર રહેશે.

આ ધારાસભા, ચિત્રની ચોતરફ આલેખી બતાવેલા તમામ વિષયો પર કાનૂન ઘડી શકશે. ઓછામાં ઓછું વર્ષમાં બે વાર તેની બેઠક થશે, જેની વચ્ચેનું અંતર છ માસથી વધુ નહિ હોય.

આ ઉપરાંત બિહાર, મુંબઇ, મદ્રાસ, પંજાબ, સંયુક્ત પ્રાંતો ને પશ્ચિમ બંગાળમાં એક રાજસભા રહેશે, જેમાં વધુમાં વધુ, ધારાસભાની સભ્ય-સંખ્યાથી ચોથા ભાગના જ સભ્યો રહેશે. તેમાં અરધા ધંધા-વ્યાપારના પ્રતિનિધિઓ, ત્રીજા ભાગના ધારાસભાએ ચૂંટી મોકલેલા સભ્યો, ને બાકીના ગવર્નરે નિયુક્ત કરેલા સભ્યો બેસશે. દર બીજે વર્ષે તેમાંથી ત્રીજા ભાગના સભ્યો નિવૃત્ત થતા રહેશે.

આ નવા બંધારણના અમલથી માંડીને પંદર વર્ષ સુધી સત્તાવાર હેતુઓ માટે અંગ્રેજી ભાષાનો ઉપયોગ થશે. પહેલાં પાંચ વર્ષને અંતે, અને પછી દસ વર્ષને અંતે, રાષ્ટ્રભાષા—હિંદી ભાષા—ને અંગે પ્રમુખ એક કમિશન નીમશે, જે હિંદી ભાષાનો વધારેમાં વધારે ઉપયોગ કેમ થઈ શકે તે અંગે ભલામણ કરશે.

આપણા આ બંધારણથી જગતમાં એક મહાન લોકરાજ્યનો ઉદય થયો છે. જગતનાં બધાં રાજ્યોનાં બંધારણોને મુકાબલે તે મોટામાં મોટું છે. તેમાં ૩૯૫ કલમો અને ૮ પરિશિષ્ટો છે. બંધારણ સભાના ૩૦૮ સભ્યોએ, બે વરસ અગિયાર માસ ને અઢાર દિવસ સુધી બેસીને, ૫૩,૦૦૦ પ્રેક્ષકોની સાક્ષીએ, અને ૬૩,૯૬,૭૨૯ રૂપિયાના ખર્ચે તે ઘડ્યું છે. [અમેરિકાએ ૭ કલમોવાળા પોતાના બંધારણ માટે ૪ માસ લીધેલા, કૅનેડાએ ૧૪૭ કલમો માટે બે વરસ ને પાંચ માસ, દક્ષિણ આફ્રિકાએ ૧૫૩ કલમ માટે એક વરસ અને ઑસ્ટ્રેલિયાએ ૧૨૮ કલમો માટે નવ વરસ લીધેલાં!] પણ બંધારણનું મૂલ્ય તેની પાછળ ખર્ચાએલા શ્રમ, સમય અને નાણાં મણાવવામાં નથી; પણ દેશ પ્રત્યેની ભક્તિ અને લોકશાહી પ્રત્યેની નિષ્ઠાપૂર્વક તેનું પાલન કરવામાં છે. સ્વાતંત્ર્યની કિંમત નિરંતર જાગૃતિમાં રહેલી છે. આ બંધારણ આપણું પોતાનું જ છે, અને તેની દરેક જોગવાઇનો અર્થ સમજી તે મારફત મહાન લોકશાસિત રાષ્ટ્ર ઘડવાનો મહાન હેતુ સરે તે જોવું એ આપણું કર્તવ્ય છે.

કર્ણાટકમાં પણ રથસપ્તમીને દિવસે ઉંબર કંકુ ચઢાવવાનો રિવાજ છે.

આરોગ્યસુખની પ્રાપ્તિ માટેના આ તહેવાર માટે પુરાણમાં એક એવી કથા છે કે એક વખત કંબોજ દેશના યશોવર્મા નામના રાજાને વૃદ્ધાવસ્થામાં એક પુત્ર થયો. એ રોગી અને અશક્ત હોવાથી તેને કયા ઉપાયોથી સાજો કરી શકાય એ વિષે રાજાએ જ્યોતિષીઓની સલાહ માગતાં તેમણે નવ ગ્રહના મુકુટમણિ એવા સૂર્યની તેના પર અવકૃપા હોવાથી તેને આરોગ્યલાભ ન હોવાનું જણાવ્યું, અને તે દૂર કરવા મહાસપ્તમીને દિવસે વ્રત પાળી સૂર્યની પ્રાર્થના કરવાનું અને એ રીતે દેવને પ્રસન્ન કરવાનું જણાવ્યું. એ પ્રમાણે રાજાએ વ્રત પાળતાં તેનો પુત્ર નીરોગી ને મહા તેજસ્વી બન્યો.

આ તહેવારને દિવસે શાસ્ત્રોક્ત વિધિ સાથે જે સૂર્યનાં બાર નામ બોલી રોજ પ્રાતઃકાળે ઓછામાં ઓછા બાર સૂર્યનમસ્કાર કરવાનો સંકલ્પ કરી તે આચરણમાં મુકાય તો સૂર્યની પૂજા થવા સાથે શરીરને પણ સારો એવો લાભ થશે.

### આમળાંનું શરબત

આમળાંના ઉપયોગ તરફ આપણું ધ્યાન હજી પૂરું ગયું નથી. ક્યાંકક્યાંક તેનો મુરબ્બો થાય છે ને કવચિત ચટણી. બાકી દવા રૂપે તે પેટમાં જાય છે! પણ તંદુરસ્તીની દૃષ્ટિએ તેનો ઉપયોગ બહોળા પ્રમાણમાં થવો જરૂરી છે. લીલાં આમળાં હજી આવતાં હશે, એટલે આ ઋતુમાં તેનો લેવાય તેટલો લાભ લેવો જોઈએ.

પૂરતા પ્રમાણમાં આમળાં ખાવાં હોય તો તેનું શરબત બનાવવું એ જ એક સીધો માર્ગ છે. બીજી રીતે જ્યારે એકએ આમળાં જ રોજ ખાઈ શકાય ત્યારે શરબત મારફત ૨૦-૨૫ સહેજે ખાઈ શકાય. ઘરનાં નાનાંમોટાં સૌને રોજ આમળાંના રસનું શરબત આપવું. આમળાંને ચટણીના પથ્થર પર વાટીને તેમાં પાણી છાંટી રસ નિચોવી લેવો ને પછી તેમાં થોડું મીઠું નાખી શરબત બનાવી પીવું.

વિટામીન 'સી'ની ખાણ તરીકે આમળાં સુપ્રસિદ્ધ જ છે. એ બાબતમાં એક આમળું ત્રણ નારંગીની તોલે આવે છે. ઘણી ભાજી ને લીલાં શાકમાં વિટામીન 'સી' હોય છે, પણ રાંધવામાં તે નાશ પામે છે. લીંબુનો રસ કે ફળનો રોજ કેટલા ઉપયોગ કરે છે! આમ સામાન્યરીતે વિટામીન 'સી'ની ખોટ આપણને સદા રહ્યા કરે છે. વજન ઘટવું, ભૂખ ન લાગવી, પાંડુરોગ, ચામડીના તથા દાંતના રોગ વગેરે અનેક રોગોના મૂળમાં વિટામીન 'સી'ની ઊણપ હોય છે. આમળાંનું શરબત એ આમ જનતા માટે આ ઊણપ પૂરી કરવાનો રામબાણ ઉપાય છે. આખી ઋતુ દરમિયાન આ શરબત રોજ પીધું હોય તો વર્ષનું બાકું બંધાઈ ગયું સમજવું. પછી મુરબ્બાની ખટપટમાં પડવાની જરૂર નથી રહેતી.

આ અતિ ઉપયોગી સૂચના વખતસર પહોંચાડી શકાઇ હોત તો સારું થાત, છતાં આવતાં વર્ષની તૈયારી રૂપે પ્રયોગ ખાતર બાકીની ઋતુનો ફાયદો ઉઠાવી લઇએ. —ઝવેરભાઈ પટેલ (લોકજીવન)

## આ માસ (જાન્યુઆરી) ઈતિહાસમાં

તા. ૧ પારસીઓ ઇરાન છોડી હિન્દને કિનારે ઊતર્યા, ૭૮૯
તા. ૪ 'સરસ્વતીચંદ્ર'ના કર્તા ગોવર્ધનરામ ભાઇનું અવસાન, ૧૯૦૭
તા. ૬ શિવાજીએ સુરત લૂંટી તેની ખાનાખરાબી કરી, ૧૬૬૪
તા. ૭ ગૅલિલીઓએ ગુરુના ઉપગ્રહો શોધી કાઢ્યા, ૧૬૧૦
તા. ૯ કવિવર નાનાલાલ દલપતરામનું અવસાન, ૧૯૪૬.
તા. ૧૦ ટપાલની ટિકિટોની આધુનિક જનની 'પેની-પોસ્ટ'ની ઇંગ્લંડમાં શરૂઆત થઇ, ૧૮૪૦
તા. ૧૫ આસીમ ખુવારી કરનારો બિહારનો કરુણ ધરતીકંપ, ૧૯૩૪
તા. ૧૮ લૉર્ડ અર્વિનના હાથે નવું દિલ્હી ખુલ્લું મુકાયું, ૧૯૨૭
તા. ૨૧ રશિયન લોકસત્તાવાદના સ્થાપક લેનિનનું અવસાન, ૧૯૨૪
તા. ૨૬ ઑસ્ટ્રેલિયાનું પાટનગર સિડની વસ્યું, ૧૭૮૮



### આ માસની વ્યક્તિવિશેષ : મહાદેવ હરિભાઈ દેસાઇ

રાષ્ટ્રસેવાના ઓરસિયા ઉપર ચંદન જેમ ઘસાઈ જઇ સેવાગય જીવનની મહેક મૂકી જનાર મહાદેવભાઈથી ગુજરાત અજાણ્યું ન હોય. એમનો જન્મ ૧૮૯૨ના જાન્યુઆરીની ૧લી તારીખે સુરત જિલ્લામાં ઓલપાડ પાસે દિહેણ ગામે થએલો.

શાળાજીવનની શરૂઆતથી તે ઠેઠ કૉલેજના છેલ્લા વર્ષ સુધીના સમગ્ર અભ્યાસકાળમાં એમણે તેજસ્વી બુદ્ધિ દાખવી શિષ્યવૃત્તિઓ મેળવેલી. વળી એ દરમ્યાન અંગ્રેજી તથા ગુજરાતી ઉપરાંત બંગાળી તેમજ મરાઠી ભાષા પર પણ સારું પ્રભુત્વ મેળવેલું હોવાથી બી. એ. થયા બાદ તુરત જ એમને સોસાઈટીમાં ઓરીએન્ટલ ટ્રાન્સલેટરની ઑફિસમાં જગ્યા મળી ગઈ એ નોકરી દરમિયાન તેમણે કાયદાનો અભ્યાસ કર્યો, અને એલએલ.બી. થઇ નોકરી છોડી અમદાવાદમાં એકાદ વર્ષ વકીલાત પણ કરી. પરંતુ તે ધંધામાં નહિ ફાવતાં સરકારના કો-ઑપરેટિવ ખાતામાં ઈન્સ્પેક્ટર તરીકે જોડાયા. આથી એમને ગ્રામ જનતાના પ્રશ્નોનું સાચું જ્ઞાન મળ્યું.

એવામાં ૧૯૧૫માં ગાંધીજી આફ્રિકાથી હિંદ આવ્યા. તેમના સિદ્ધાંતોથી આકર્ષાઈ તેમણે પોતાની ઉજ્જ્વળ આશાઓ આપતી નોકરી છોડી દીધી અને ગાંધીજીની સાથે જોડાઈ, પોતાનું જીવન સર્વસ્વ એમને ધરી દીધું. તે પછી ગાંધીજીના અંતેવાસી તરીકે તેમણે ગાંધીજીની અને દેશની જે સેવા કરી તે સર્વજ્ઞાત છે એ સેવા કરતાં ગાંધીજીના ને એમના જીવનધ્યેયના એ મૂગા ભક્ત ૧૯૪૨ની ૧૫મી ઑગસ્ટે જેલમાં-આગાખાન મહેલમાં-જ તેઓ મૃત્યુને ભેટ્યા.

આ માસનો પ્રસંગવિશેષ : 'એક્સ' કિરણોની શોધ—જગતની કેટલીક મહત્ત્વની શોધની માફક આ 'એક્સ'-રેની શોધ પણ અકસ્માત જ થઈ છે. એક અંધારી ઓરડીમાં જર્મનીના પ્રોફેસર વિલ્હેમ રૉ(ન્ટ)જન (Roentgen) કાળા કાગળથી વીંટાળેલી નિર્વાત કાચની નળીમાં વિદ્યુત-પ્રવાહ પસાર કરીને પ્રયોગ કરતા હતા, ત્યારે એ નળીમાંથી નીકળતાં કિરણોની અસર, પાસે પડેલી કૂંડામાટીની પ્લેટ પર થતાં તેમને આશ્ચર્ય થયું. વધુ પ્રયોગ કરતાં જણાયું કે એ કિરણો અદૃશ્ય હોઇ કાગળ, લાકડું, ઍલ્યુમીનિયમ આદિ વસ્તુની આરપાર જવાનું સામર્થ્ય ધરાવતાં હતાં. પણ એ કિરણોના ચોક્કસ સ્વરૂપ વિષે તે અજ્ઞાત હોવાથી તેમણે તેનું નામ 'ક્ષ' કિરણો (X-Rays) આપ્યું. આ શોધ તેમણે ઇ. ૧૮૯૬ના જાન્યુઆરીની પાંચમીએ જગત આગળ મૂકી. એ નાનકડી શોધમાંથી આગળ જતાં વૈદકશાસ્ત્રમાં ક્રાંતિકારી યુગ શરૂ થયો. હાડકાંની વિકૃતિ શોધવામાં, ક્ષયરોગનું ચોક્કસ નિદાન કરવામાં અને કૅન્સર તથા ચામડીના રોગોના ઉપચારમાં તેનો ઉપયોગ થવાથી માંડી ઉદ્યોગોમાં ધાતુ ઢાળવામાં રહી ભૂલ શોધી કાઢવા સુધી અનેક ક્ષેત્રોમાં આજે તેની મદદ અમૂલ્ય થઈ પડી છે.

ધન જોબન ને ઠાકુરી, તે ઉપર અવિવેક;
એ ચારે ભેગાં થયે અનરથ કરે અનેક.

પોતાનો ધર્મ સાચવવા કાજે માભોમ ઈરાન છોડીને ગુજરાતમાં સંજાણ કિનારે ઊતરેલા પારસીઓના ધર્મગુરુએ સંજાણના રાણા પાસે દૂત મોકલીને પોતાને ગુજરાતમાં વસવા દેવા વિનતિ કરી. નવી વસતિ માટે દેશમાં તસુ યે જમીન ન હોવાથી રાણો વિચારમાં પડયો, ને તેના સંકેતરૂપ દૂધનો છલોછલ ભરેલો પ્યાલો ગુરુને મોકલ્યો. તે પર શાંતચિત્તે વિચાર કરી, તેમાં મૂઠી ભરીને સાકર નાખી ગુરુએ પ્યાલો પાછો મોકલ્યો. પાછું આવેલું એ દૂધ ચાખી જોતાં રાણો રાણો ગુરુનો સંકેત સમજી ગયો અને દૂત જોડે સંદેશો મોકલ્યો કે આ દૂધમાં સાકર સમાઇ ગઇ તેમ અહીં ભાઈભાઈ થઇને રહેવા તત્પર હો તો અત્રે ખુશીથી રહો. ને ત્યારથી—આજ સાડા અગિયાર સો વરસથી પારસીઓ ગુજરાતનું ગૌરવ બનીને રહ્યા છે.

• અનેકાર્થી શબ્દ: ચાર=એક સંખ્યા; લીલું ઘાસ; જાસૂસ; ખેપિયો; થોડુંપણું દર્શાવવા વપરાતો પ્રયોગ (ચાર પૈસા કમાયો).

કહેવતોના અર્થ: 'રાતે સાડલે રાંડ, ને પારોર લઇ ગઇ ખાંડ'—છોકરાને દુકાન ભળાવીને વાણિયો જમવા ગયો અને પાછળથી કોઇ ઉધાર લઈ જાય તો તે વિગતવાર ચોપડે લખવા કહ્યું. છોકરો અક્કલનો અધૂરો હતો; એટલે વાણિયો જ્યારે જમીને પાછો આવ્યો ત્યારે તેણે ચોપડામાં નીચે મુજબ નામું લખેલું જોયું: ''રાતે સાડલે રાંડ, ને પારોર લઇ ગઈ ખાંડ; ખૂણામાંથી આવી, ને ખાંચામાં પેઠી. વળતાં વળી, તે લઇ ગઈ તેલની પળી.'' એ તો સ્પષ્ટ છે કે માલ લઈ જનાર બાઇ સંબંધે આટલી બધી વિગતો લખેલી હોવા છતાં તેનો કશો જ પત્તો તે ઉપરથી મળે તેમ હતું નહિ. આ વાત, કદાચ, જોડી કાઢેલી હશે; પણ બેદરકારીથી અધૂરાં કરેલાં કામો કે અપૂરી માહિતીઓને માટે ઠપકો આપતાં આ કહેવત વપરાય છે.

જો કોઈ એક વખત તમારો વિશ્વાસઘાત કરે તો એ ગુનો તેનો; પણ જો તે બીજી વખત કરે તો પછી ભૂલ તમારી.

ગણિતગમ્મત

કોઈ પણ ત્રણ આંકડાની રકમ લો. તેને ઉલટાવો. એ બંને રકમના તફાવતના પહેલા અંકમાં ૧ ઉમેરીને તે રકમ વડે એ તફાવતની રકમને ભાગો. જવાબ ૯૯ જ આવશે !




વ્યાપાર નિમિત્તે હિંદ આવીને પગદંડો જમાવવા માંડેલી યુરોપિય પ્રજાઓએ શરૂ કરેલા સિક્કાઓની આ પાના પર આવતી માળામાં આ ઉપર આપેલો પાંચમો સિક્કો રાણી ઇલિઝાબેથે હિંદ માટે પાડેલો સિક્કો છે.

ઝાંખો પ્રકાશ આપતી બૅટરીનાં શેલને ફેંકી ન દેતાં, તેની ઉપરનાં કાગળનાં પડ છથી આઠ કલાક સુધી ઠંડા પાણીમાં એવી રીતે બોળી રાખવાં કે ફક્ત કારબનની લાકડી દેખાય છે તે કાળો ભાગ ઉપર રહે. આવી રીતે તૈયાર થએલા શેલ નવા શેલ જેટલું જ કામ આપશે. (મોરારભાઇ દ. પટેલ)
(પાણી નવસારનું હોય તો વધુ સારું.-તં૦)

કૅપ્ટન પોતાની ટુકડીના માણસોને સવારે કામ સોંપતો હતો: 'હવે, જે આળસુ હોય તેને એક સાવ નીરાંતનું કામ સોંપવાનું છે; તો જે સૌથી આળસુ હોય તે હાથ ઊંચો કરે '

આ સાંભળીને એક સિવાય બધા જ માણસોએ હાથ ઊંચા કર્યા. કૅપ્ટને પેલા બાકીનાને પૂછ્યુ 'તેં કેમ હાથ ઊંચો ન કર્યો ?'

'એટલી યે તકલિફ કોણ લે?' જવાબ મળ્યો.

● જગતભરમાં દર વર્ષે બે લાખ નવી શોધ માટેનાં પેટંટ અપાય છે. ● ઊડતી વખતે માખી એક સેકંડમાં ૩૩૦ વખત પાંખો હલાવે છે. ● ઇંગ્લંડમાં ૫ લાખ સ્ત્રીઓ કેવળ ટાઈપરાઇટિંગ કરીને જીવનનિર્વાહ ચલાવે છે ● માણસના શરીરમાં ૨૦૦ ઉપરાંત હાડકાં છે.



કલાકણિકા: (જમણી બાજુ) કંબોડિયાના વિખ્યાત 'મહાદ્વીપ પૅગોડા'માંના એક થાંભલા પરની આ કારીગરી હજી ૧૦૦ વર્ષ ઉપરની જ ત્યાંની વિશિષ્ટ કલાનો નમૂનો છે. એના પરના આલેખનમાંનો મકર-સર્પ (મગરના અંગવાળું સર્પની આકૃતિનું એક કલ્પિત કલ્પપ્રાણી) ચીન-જાપાન આદિ પૂર્વદેશોમાં શુભ શુકન તથા માનવજીવનને બોધપ્રદ પ્રતીક મનાય છે. એ આકૃતિ ત્યાં એટલી વ્યાપક છે કે રોજિંદા ઉપયોગની વસ્તુઓ પર પણ તેનું આલેખન હોય છે.

કર્ણાટકમાં પણ રથસપ્તમીને દિવસે ઉંબર કંકુ વર્ધવવાનો રિવાજ છે.

આરોગ્યસુખની પ્રાપ્તિ માટેના આ તહેવાર માટે પુરાણમાં એક એવી કથા છે કે એક વખત કંબોજ દેશના યશોવર્મા નામના રાજાને વૃદ્ધાવસ્થામાં એક પુત્ર થયો. એ રોગી અને અશક્ત હોવાથી તેને કયા ઉપાયોથી સાજો કરી શકાય એ વિષે રાજાએ જ્યોતિષીઓની સલાહ માગતાં તેમણે નવ ગ્રહના મુકુટમણિ એવા સૂર્યની તેના પર અવકૃપા હોવાથી તેને આરોગ્યલાભ ન હોવાનું જણાવ્યું, અને તે દૂર કરવા રથસપ્તમીને દિવસે વ્રત પાળી સૂર્યની પ્રાર્થના કરવાનું અને એ રીતે દેવને પ્રસન્ન કરવાનું જણાવ્યું. એ પ્રમાણે રાજાએ વ્રત પાળતાં તેનો પુત્ર નીરોગી ને સદા તેજસ્વી બન્યો.

આ તહેવારને દિવસે શાસ્ત્રોક્ત વિધિ સાથે જો સૂર્યનાં બાર નામ બોલી રોજ પ્રાતઃકાળે ઓછામાં ઓછા બાર સૂર્યનમસ્કાર કરવાનો સંકલ્પ કરી તે આચરણમાં મૂકાય તો સૂર્યની પૂજા થવા સાથે શરીરને પણ સારો એવો લાભ થશે.

## આમળાંનું શરબત

આમળાંના ઉપયોગ તરફ આપણું ધ્યાન હજી પૂરું ગયું નથી. ક્યાંક્યાંક તેનો મુરબ્બો થાય છે ને ક્વચિત ચટણી. બાકી દવા રૂપે તે પેટમાં જાય છે! પણ તંદુરસ્તીની દૃષ્ટિએ તેનો ઉપયોગ બહોળા પ્રમાણમાં થવો જરૂરી છે. લીલાં આમળાં હજી આવતાં હશે, એટલે આ ઋતુમાં તેનો લેવાય તેટલો લાભ લેવો જોઈએ.

પૂરતા પ્રમાણમાં આમળાં ખાધાં હોય તો તેનું શરબત બનાવવું એ જ એક ધોરી માર્ગ છે. બીજી રીતે જ્યારે એકએ આમળાં જ રોજ ખાઈ શકાય ત્યારે શરબત મારફત ૨૦-૨૫ સહેજે ખાઈ શકાય. ઘરનાં નાનાંમોટાં સૌને રોજ આમળાંના રસનું શરબત આપવું. આમળાંને ચટણીના પથ્થર પર વાટીને તેમાં પાણી છાંટી રસ નિચોવી લેવો ને પછી તેમાં થોડું મીઠું નાખી શરબત બનાવી પીવું.

વિટામીન 'સી'ની ખાણ તરીકે આમળાં સુપ્રસિદ્ધ જ છે એ બાબતમાં એક આમળું ત્રણ નારંગીની તોલે આવે છે. પત્તી ભાજીને લીલાં શાકમાં વિટામીન 'સી' હોય છે, પણ રાંધવામાં તે નાશ પામે છે. લીંબુનો રસ કે ફળનો રોજ કેટલા ઉપયોગ કરે છે? આમ સામાન્યરીતે વિટામીન 'સી'ની ખોટ આપણને સદા રહ્યા કરે છે. વજન ઘટવું, ભૂખ ન લાગવી, પાંડુરોગ, ચામડીના તથા દાંતના રોગ વગેરે અનેક રોગોના મૂળમાં વિટામીન 'સી'ની ઊણપ હોય છે. આમળાંનું શરબત એ આમ જનતા માટે આ ઊણપ ભરી કાઢવાનો રામબાણ ઉપાય છે. આખી ઋતુ દરમિયાન આ શરબત રોજ પીધું હોય તો વર્ષનું ભાથું બંધાઈ ગયું સમજવું. પછી મુરબ્બાની ખટપટમાં પડવાની જરૂર નથી રહેતી.

આ અતિ ઉપયોગી સૂચના વખતસર પહોંચાડી શકાઇ હોત તો સારું થાત, છતાં આવતાં વર્ષની તૈયારી રૂપે પ્રયોગ ખાતર બચેલી ઋતુનો ફાયદો ઉઠાવી લઇએ. —ઝવેરભાઈ પટેલ (લોકજીવન)

# આ માસ (જાન્યુઆરી) ઇતિહાસમાં

તા. ૧ પારસીઓ ઇરાન છોડી હિન્દને કિનારે ઊતર્યા, ૭૬૮

૪ 'સરસ્વતીચંદ્ર'ના કર્તા ગોવર્ધનરામ ભાઇનું અવસાન, ૧૯૦૭

તા. ૬ શિવાજીએ સુરત લૂંટી તેની ખાનાખરાબી કરી, ૧૬૬૪

તા. ૭ ગૅલિલીઓએ ગુરૂના ઉપગ્રહો શોધી કાઢ્યા, ૧૬૧૦

તા. ૯ કવિવર નાનાલાલ દલપતરામનું અવસાન, ૧૯૪૬.

તા. ૧૦ ટપાલની ટિકિટોની આદ્ય જનની 'પેની-પોસ્ટ'ની ઇંગ્લંડમાં શરૂઆત થઇ, ૧૮૪૦

તા. ૧૫ અસીમ ખુવારી કરનારો બિહારનો કરુણ ધરતીકંપ, ૧૯૩૪

તા. ૧૮ લૉર્ડ અર્વિનના હાથે નવું દિલ્હી ખુલ્લું મુકાયું, ૧૯૨૭

તા. ૨૧ રશિયન લોકસત્તાવાદના સ્થાપક લેનિનનું અવસાન, ૧૯૨૪

તા. ૨૬ ઑસ્ટ્રેલિયાનું પાટનગર સિડની વસ્યું, ૧૭૮૮

## આ માસની વ્યક્તિવિશેષ : મહાદેવ હરિભાઇ દેસાઇ



રાષ્ટ્રસેવાના ઓરસિયા ઉપર ચંદન જેમ ઘસાઈ જઇ સેવામય જીવનની મહેક મૂકી જનાર મહાદેવભાઈથી ગુજરાત અજાણ્યું ન હોય. એમનો જન્મ ૧૮૯૨ના જાન્યુઆરીની ૧લી તારીખે સુરત જિલ્લામાં ઓલપાડ પાસે દિહેણ ગામે થએલો.

શાળાજીવનની શરૂઆતથી તે છેક કૉલેજના છેલ્લા વર્ષ સુધીના સમસ્ત અભ્યાસકાળમાં એમણે તેજસ્વીબુદ્ધિ દાખવી શિષ્યવૃત્તિઓ મેળવેલી. વળી એ દરમ્યાન અંગ્રેજી તથા ગુજરાતી ઉપરાંત બંગાળી તેમજ મરાઠી ભાષા પર પણ સારું પ્રભુત્વ મેળવેલું હોવાથી બી. એ. થયા બાદ તુરત જ એમને સેક્રેટરીએટમાં ઓરીએન્ટલ ટ્રાન્સલેટરની ઑફિસમાં જગ્યા મળી ગઈ. એ નોકરી દરમિયાન તેમણે કાયદાનો અભ્યાસ કર્યો, અને એલએલ.બી. થઇ નોકરી છોડી અમદાવાદમાં બેએક વર્ષ વકીલાત પણ કરી. પરંતુ તે ધંધામાં નહિ ગોઠતાં સરકારના કો ઑપરેટિવ ખાતામાં ઇન્સ્પેક્ટર તરીકે જોડાયા. આથી એમને આમ જનતાના પ્રશ્નોનું સાચું જ્ઞાન મળ્યું.

એવામાં ૧૯૧૫માં ગાંધીજી આફ્રિકાથી હિંદ આવ્યા. તેમના સિદ્ધાંતોથી આકર્ષાઇ તેમણે પોતાની ઉજ્જવળ આશાઓ આપતી નોકરી છોડી દીધી અને ગાંધીજીની સાથે જોડાઈ, પોતાનું જીવન સર્વસ્વ એમને ધરી દીધું તે પછી ગાંધીજીના અંતેવાસી તરીકે તેમણે ગાંધીજીની અને દેશની જે સેવા કરી તે સર્વજ્ઞાત છે. એ સેવા કરતાં ગાંધીજીના ને એમના જીવનધ્યેયના એ મૂગા ભક્ત ૧૯૪૩ની ૧૫મી ઑગસ્ટે જેલમાં-આગાખાન મહેલમાં-જ તેઓ મૃત્યુને ભેટ્યા.

આ માસનો પ્રસંગવિશેષ : 'એક્સ' કિરણોની શોધ—જગતની કેટલીક મહત્ત્વની શોધની માફક આ 'એક્સ'-રેની શોધ પણ અકસ્માત જ થઈ છે. એક અંધારી ઓરડીમાં જર્મનીના પ્રોફેસર વિલ્હેમ રૉ(ટ)જન (Roentgen) કાળા કાગળથી વીંટાળેલી નિર્વાત કાચની નળીમાં વિદ્યુત-પ્રવાહ પસાર કરીને પ્રયોગ કરતા હતા, ત્યારે એ નળીમાંથી નીકળતાં કિરણોની અસર, પાસે પડેલી ફોટોગ્રાફીની પ્લેટ પર થતાં તેમને આશ્ચર્ય થયું. વધુ પ્રયોગ કરતાં જણાયું કે એ કિરણો અદૃશ્ય હોઇ કાગળ, લાકડું, ઍલ્યુમીનિયમ આદિ વસ્તુની આરપાર જવાનું સામર્થ્ય ધરાવતાં હતાં. પણ એ કિરણોના ચોક્કસ સ્વરૂપ વિષે તે અજ્ઞાત હોવાથી તેમણે તેનું નામ 'ક્ષ' કિરણો (X-Rays) આપ્યું. આ શોધ તેમણે ઇ. ૧૮૯૬ના જાન્યુઆરીની ૫મીએ જગત આગળ મૂકી. એ નાનકડી શોધમાંથી આગળ જતાં વૈદકશાસ્ત્રમાં ક્રાંતિકારી યુગ શરૂ થયો. હાડકાંની વિકૃતિ શોધવામાં, ક્ષયરોગનું ચોક્કસ નિદાન કરવામાં અને કૅન્સર તથા ચામડીના રોગોના ઉપચારમાં તેનો ઉપયોગ થવાથી માંડી ઉદ્યોગોમાં ધાતુ ઢાળવામાં થતી ભૂલ શોધી કાઢવા સુધી અનેક ક્ષેત્રોમાં આજે તેની મદદ અમૂલ્ય થઇ પડી છે.



**ધન જોબન ને ઠાકુરી, તે ઉપરે અવિવેક;**
**એ ચારે ભેગાં થયે અનરથ કરે અનેક.**



પોતાનો ધર્મ સાચવવા કાજે માભોમ ઈરાન છોડીને ગુજરાતમાં સંજાણ કિનારે ઊતરેલા પારસીઓના ધર્મગુરુએ સંજાણના રાણા પાસે દૂત મોકલીને પોતાને ગુજરાતમાં વસવા દેવા વિનતિ કરી. નવી વસતિ માટે દેશમાં તસુ યે જમીન ન હોવાથી રાણો વિચારમાં પડચો, ને તેના સંકેતરૂપ દૂધનો છલોછલ ભરેલો પ્યાલો ગુરુને મોકલ્યો. તે પર શાંતચિત્તે વિચાર કરી, તેમાં મૂઠી ભરીને સાકર નાખી ગુરુએ પ્યાલો પાછો મોકલ્યો. પાછું આવેલું એ દૂધ ચાખી જોતાં શાણો રાણો ગુરુનો સંકેત સમજી ગયો અને દૂત જોડે સંદેશો મોકલ્યો કે આ દૂધમાં સાકર સમાઇ ગઇ તેમ અહીં ભાઈભાઈ થઇને રહેવા તત્પર છો તો અત્રે ખુશીથી રહો. ને ત્યાર-થી–આજ સાડા અગિયાર સો વરસથી પારસીઓ ગુજરાતનું ગૌરવ બનીને રહ્યા છે.

• અનેકાર્થી શબ્દઃ ચાર=એક સંખ્યા; લીલું ઘાસ; જાસૂસ; ખેપિયો; થોડુંઘણું દર્શાવવા વપરાતો પ્રયોગ (ચાર પૈસા કમાયો).

કહેવતોના અર્થઃ 'રાતે સાડલે રાંડ, ને પાશેર લઇ ગઇ ખાંડ'—છોકરાને દુકાન ભળાવીને વાણિયો જમવા ગયો અને પાછળ થી કોઇ ઉધાર લઈ જાય તો તે વિગતવાર ચોપડે લખવા કહ્યું. છોકરો અક્કલનો અધૂરો હતો; એટલે વાણિયો જ્યારે જમીને પાછો આવ્યો ત્યારે તેણે ચોપડામાં નીચે મુજબ નામું લખેલું જોયું: ''રાતે સાડલે રાંડ, ને પાશેર લઇ ગઈ ખાંડ; ખૂણામાંથી આવી, ને ખાંચામાં પેઠી. વળતાં વળી, તે લઇ ગઈ તેલની પળી.'' એ તો સ્પષ્ટ છે કે માલ લઈ જનાર બાઇ સંબંધે આટલી બધી વિગતો લખેલી હોવા છતાં તેનો કશો જ પત્તો તે ઉપરથી મળે તેમ હતું નહિ. આ વાત, કદાચ, જોડી કાઢેલી હશે; પણ બેદરકારીથી અધૂરાં કરેલાં કામો કે અધૂરી માહિતીઓને માટે ઠપકો આપતાં આ કહેવત વપરાય છે.

> **ક**ોઈ એક વખત તમારો વિશ્વાસઘાત કરે તો એ ગુનો તેનો; પણ જો તે બીજી વખત કરે તો પછી ભૂલ તમારી.

ગણિતગમ્મત

કોઈ પણ ત્રણ આંકડાની રકમ લો. તેને ઉલટાવો. એ બંને રકમના તફાવતના પહેલા અંકમાં ૧ ઉમેરીને તે રકમ વડે એ તફાવત-ની રકમને ભાગો. જવાબ ૯૯ જ આવશે!







વ્યાપાર નિમિત્તે હિંદ આવીને પગદંડો જમાવવા માંડેલી યુરોપિય પ્રજાઓએ શરૂ કરેલા સિક્કાઓની આ પાના પર આવતી માળામાં આ ઉપર આપેલો પાંચમો સિક્કો રાણી ઇલિઝાબેથે હિંદ માટે પાડેલો સિક્કો છે.

ઝાંખો પ્રકાશ આપતી બૅટરીનાં શેલને ફેંકી ન દેતાં, તેની ઉપરનાં કાગળનાં પડ છથી આઠ કલાક સુધી ઠંડા પાણીમાં એવી રીતે બોળી રાખવાં કે ફકત કારબનની લાક-ડી દેખાય છે તે કાળો ભાગ ઉપર રહે. આવી રીતે તૈયાર થએલા શેલ નવા શેલ જેટલું જ કામ આપશે. (મોરારભાઇ દ. પટેલ)
(પાણી નવસારનું હોય તો વધુ સારું.-તં૦)

કૅપ્ટન પોતાની ટુકડીના માણસોને સવારે કામ સોંપતો હતોઃ 'હવે, જે આળસુ હોય તેને એક સાવ નીરાંતનું કામ સોંપવાનું છે; તો જે સૌથી આળસુ હોય તે હાથ ઊંચો કરે.'

આ સાંભળીને એક સિવાય બધા જ મા-ણસોએ હાથ ઊંચા કર્યા. કૅપ્ટને પેલા બા-કીનાને પૂછયુ 'તેં કેમ હાથ ઊંચો ન કર્યો?'

'એટલી યે તકલિફ કોણ લે?' જવાબ મળ્યો.

● જગતભરમાં દર વર્ષે બે લાખ નવી શોધ માટેનાં પેટંટ અપાય છે. ● ઊડતી વ-ખતે માખી એક સેકંડમાં ૩૩૦ વખત પાંખો હલાવે છે. ● ઇંગ્લંડમાં ૫ લાખ સ્ત્રીઓ કેવળ ટાઈપરાઇટિંગ કરીને જીવનનિર્વાહ ચલાવે છે ● માણસના શરીરમાં ૨૦૦ ઉપરાંત હાડકાં છે.



કલાકણિકાઃ(જમણી બાજુ) કંબોડિયાના વિખ્યાત 'મહાદ્વીપ પૅગોડા'માંના એક થાં-ભલા પરની આ કારીગરી હજી ૧૦૦ વર્ષ ઉપરની જ ત્યાંની વિશિષ્ટ કલાનો નમૂનો છે. એના પરના આલેખનમાંનો મકર-સર્પ (મગરના અંગવાળું સર્પની આકૃતિનું એક કલ્પિત કથાપ્રાણી) ચીન-જાપાન આદિ પૂર્વદેશોમાં શુભ શુકન તથા માનવજીવનને બોધપ્રદ પ્રતીક મનાય છે. એ આકૃતિ ત્યાં એટલી વ્યાપક છે કે રોજિંદા ઉપયોગની વસ્તુઓ પર પણ તેનું આલેખન હોય છે.

(અનુ. પૃ૦ ૪ થી ચાલુ) ગો છેલ્લી કરી ગઇ. માતા તો ૧૯૦૯માં જ પ્રભુના ધામે પરવર્યાં હતાં. હવે કુટુંબ જેવું કશું રહ્યું નહિ. તેવામાં પોરબંદર રાજ્યનું રૂ. ૫૦૦ના પગારે સ્ટેટના ઇજનેર બનવાનું આમંત્રણ આવ્યું, પણ એમને હવે તો દરિદ્રનારાયણોના બંગાર-જીવનની મરામત કરવાની લગની લાગી હતી, એટલે આમંત્રણ પાછું વાળ્યું.

એક દિવસે સાંજે મુંબઇના પાલવા બંદર ઉપર, આજે જ્યાં આલીશાન 'ગેઇટ વે ઑવ ઇન્ડિયા' ઊભો છે ત્યાં, બેડોળ પતરાંના છાપરા તળે બાંકડા ઉપર બેસીને ઠક્કર બાપા પોતાના નાના ભાઈ ડૉ. કેશવલાલની સાથે ગંભીર ભાવે વાર્તાલાપ કરી રહ્યા હતા:

'દેશને આજે આજીવન સેવાવ્રતધારી સાચા સેવકોની જરૂર છે. મારો આત્મા પોકારી રહ્યો છે કે સેવાક્ષેત્રમાં ઝંપલાવ. તેથી આ સુધરાઇની નોકરી છોડવાનો મેં નિર્ણય કરી નાખ્યો છે.'

નાનાભાઇએ સમજાવવા માંડ્યું: 'પણ પાંચેક વર્ષ જાળવી જાઓ તો શું ખોટું છે? પાંચ વર્ષે તમારી નોકરીનાં પંદર વર્ષ પૂરાં થઈ જશે અને પગારના ત્રીજા ભાગનું પેન્શન મળશે. પછી સેવા કરજોને? કોઈના ઓશિયાળા તો ન રહેવાય?'

હસીને ઠક્કરબાપાએ કહ્યું: 'પાંચ વર્ષ? પાંચ વર્ષ કોણે જોયાં છે? ને પાંચ વર્ષમાં તો કેટલુંયે સેવા કાર્ય થઈ શકે.' નાનાભાઈ મૌન રહ્યા.

એ સંકલ્પને અંતે મુંબઈ મ્યુનિસિપાલિટીના રોડ સુપરિન્ટેન્ડેન્ટ શ્રી અમૃતલાલ ઠક્કર, ઈ.૧૯૧૪ના ફેબ્રુઆરીની ૬ઠ્ઠી તારીખે, ગોખલે એ સ્થાપેલા ભારત સેવક સમાજમાં જોડાઇને આજીવન માનવ સેવાના દીક્ષિત બન્યા.

અને એ દીક્ષાનો નિર્ણય કરતાં એમને શું શું ત્યાગવાનું હતું? રૂ. ૩૫૦ના દરમાયાની અમલદારી: પાંચ વર્ષમાં એ નોકરીની રૂ. ૫૦૦ સુધીની બઢતીનો લાભ: તે પછી ઘેર બેઠા ૧૫૦–૨૦૦ નું પેન્શન: અને કોને ખબર, એથી યે ભારે કોઈ હોદ્દાની પૂરી સંભાવના. ભારત સેવક સમાજમાં સભ્ય તરીકે ચૂંટાતા પહેલાં ઉમેદવાર તરીકે સેવા આપવી પડે છે. શ્રી કરસનદાસ ચીતલિયા એ વખતનું સ્મરણ નોંધતાં લખે છે કે બાપાની ઈચ્છા નોકરીમાંથી અમુક મુદતની રજા મેળવીને ઉમેદવાર તરીકે જોડાવાની હતી, જેથી સભ્ય તરીકે પોતાનો સ્વીકાર ન થાય તો નોકરી ચાલુ રહી શકે ને સોસાએટીને પણ આર્થિક લાભ થાય. પણ એમની આ દરખાસ્ત ગોખલેજીએ નામંજૂર કરી તેમણે તો કહ્યું કે નોકરીમાંથી રાજીનામું આપીને તદ્દન મુક્ત થાઓ ને પછી જ ઉમેદવાર તરીકે અરજી કરો. એનો અર્થ એ કે ઉમેદવારીની મુદત પૂરી થયે જો સભ્ય પદની અરજીનો અસ્વીકાર થાય તો સ્થિતિ 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' જેવી થાય. આમ છતાં બાપાએ એ વિચારનો પણ ત્યાગ કરી દઇને તરત નોકરીનું રાજીનામું આપી દીધું.

એ વાતને આજ પાંત્રીસ વર્ષમાં એ પાંત્રીસ વર્ષમાં એ. વી. ઠક્કર નામના એન્જીનીઅર સમસ્ત ભારતવર્ષના ઠક્કર બાપા બની ચૂક્યા.

એ દરમ્યાન એમણે જે સંખ્યાતીત સ્થળો ને સંસ્થાઓમાં મૂંગુ ઊજળું સેવા કાર્ય કામ કર્યું તેની નોંધ આપી જાય તેમ નથી. દેશના અભણમાં અભણ, કંગાલમાં કંગાલ, અને સૌથી વધારે પીડિત દસ કરોડ અસ્પૃશ્યો ને આદિવાસીઓ, કરોડો દુકાળિયાઓ ને દુઃખીઓ, લાખો રેલ, ધરતીકંપ, અતિવૃષ્ટિ, આગ ને અકસ્માતોના નિર્દોષ શિકારો, એ ઠક્કર બાપાની ૩૫ વર્ષની નિઃસ્વાર્થ સેવાનાં પાત્રો બની રહ્યાં છે. એ મૂંગી સેવાની એમણે કદી જાહેરાત વાંછી નથી, એનું એમણે ક્યાંયે ડિમડિમ વગાડ્યું નથી. દેશનો એક પણ ખૂણો એમણે છોડ્યો નથી. જનસેવાની પ્યાસથી વ્યથિત બાપા એવાંએવાં કપરાં સ્થળે ગયા છે જ્યાં કોઇ દેશસેવક હજી પહોંચ્યો નથી. એ પાંત્રીસ વર્ષનો એમનો સેવાયજ્ઞ દુનિયાને ચોપડે કદાચ પૂરો નહિ લખ હોય; પણ ઇશ્વરને ચોપડે તો અચૂક લખાયો હશે. છેલ્લાં વરસોમાં દેશમાં ઠક્કર બાપાના કરતાં ચડિયાતો કર્મયોગી સમાજસેવક થઈ ગયો જાણ્યો નથી.

એમની કાર્યપદ્ધતિ સમજવા માટે, તેઓ શ્રી વિઠ્ઠલભાઈ પ માટે કામ કરવા નીકળ્યા ત્યારનો છેક ઈ.૧૯૧૭નો એક પ્રસંગ નોં જેવો છે. ગુજરાતના એક ગામડામાં રાતના એક વાગ્યાના સુમા ખડખડ કરતું એક ગાડું ગુજરાતી શાળાને બારણે આવીને ઊ તેના મુસાફરે શિક્ષકનું બારણું ખખડાવ્યું. આવે વખતે અજ માણસને બારણે ઊભેલો જોઇને શિક્ષક ચમકી ગયો. મુસાફરે કહ્યું: 'માસ્તર, મારું નામ અમૃતલાલ ઠક્કર. મુંબઈથી વિઠ્ઠલ પટેલે મને મોકલ્યો છે. એમના મફત અને ફરજિયાત કેળવણ ખરડાને લગતા આંકડા ભેગા કરવા નીકળ્યો છું?' શિક્ષકે કહ્યું: ' સાહેબ, પધારો. અત્યારે આપ આરામ કરો; સવારે...'

બાપા સ્વસ્થ નિર્બળ અવાજે બોલ્યા: 'ના માસ્તર, આ તો રાતોરાત બીજે ગામ પહોંચવું છે. રહેવા જેટલી વેળા ન ફાનસ પેટાવી માસ્તરે જરૂરી આંકડા કાઢી આપ્યા. ત્યારે રા બે વાગ્યા હશે. બાપાએ વિનતિ કરી, 'માસ્તર, અત્યારે કોઈ રાં કરી આપે ખરું? અમે વાળુ કર્યું નથી.' પેલા શિક્ષકે રાંધીને એ જમાડ્યા, અને બાપા વધુ આંકડા મેળવવા બીજે ગામ ઊપડી ગ

આમ, અગાઉથી ઠરાવેલા કાર્યક્રમ પ્રમાણે એ પ્રવાસ નિ પણે આગળ વધે છે. વિધાતાના લેખ જેવો એ ઠરેલો ને અફ કાળી રાત કે બળબળતા બપોર, પેટમાં ભૂખના ખાડા કે અં પેશીએ પેશી તોડતો થાક, કશું એમના કાર્યક્રમની એક પણ વિગ ફેરવી શકતું નથી. આ ગામમાં ખાવાનું તૈયાર ન હોય, બપો બે વાગ્યાનો ધોમ ધખતો હોય, તો યે જો કાર્યક્રમ સામે અ પહોંચી જવાનો હોય તો તેમાં મીનમેખ થઈ શકે નહિ. આથી એ ઢીલાશને એ ગણકારે નહિ. ઢીલો માણસ એ ખડતલ કર્મયોગ તહેનાતમાં ટકે નહિ. આવી ચીવટથી આખા ગુજરાતનાં ગા એમણે ખૂંદી નાખ્યાં, અને એક અખંડ ઉદ્યમી અભ્યાસી ત તથા અડીખમ કાર્યકર તરીકે એમની છાપ બેસી ગઈ.

એક બીજું દૃષ્ટાંત પણ નોંધવા જેવું છે. શ્રી પાંડુરંગ ગો વણીકર સેવાવૃત્તિની દીક્ષા સમજવા બાપા પાસે ત્રણ માસ પ ભીલોમાં કામ કરવા ગયા હતા. બાપા એમને બાર મહિના રહે નો આગ્રહ કરતા હતા. શ્રી વણીકરે રામનવમીની મધરાતે પોત આખરી નિર્ણય જણાવવાનું વચન આપ્યું હતું, અને સૌ ભીલપ્ર માં ફરતા હતા. રામનવમી આવી પહોંચી. રાત્રે એક ભીલ ગામડ સૌ સૂતા હતા. ત્યાં બાર વાગ્યા કે તરત જ જાગ્રત બાપાએ ટો ઘડિયાળ જોઈ અને શ્રી વણીકરને પૂછ્યું: 'વણીકરભાઇ જાગો કે? બાર વાગ્યા: શો નિર્ણય કર્યો?' અને શ્રી વણીકરે પોત બાર માસ રહેવાનો નિર્ણય જણાવ્યો. ૧૯૨૨ની આ ઘટના. તે તો એ વણીકરભાઈ આજે યે ભીલસેવામાં રચ્યાપચ્યા રહ્યા

૧૯૧૯-૨૧માં દાહોદ-ઝાલોદના પ્રદેશમાં દુષ્કાળ રાહત કરતાં નાગાંને વસ્ત્ર ને ભૂખ્યાંને અન્ન સાથે તે ઉદ્યોગ આપતા ત્યારે પંચમહાલના ભીલ લોકો એમને 'ચીથરાં વહેંચનારો બા કહેતા. અને એમને 'બાપા'નું બિરુદ સ્વ. ઝવેરચંદ મેઘાણીએ આ

એમની ૭૦મી વર્ષગાંઠ વખતે ગાંધીજીએ એમનાં વિષે લ હતું: 'ઠક્કરબાપા એક વિરલ લોકસેવક છે. તેમનું કામ એ જ તે એકમાત્ર સંતોષ ને એકમાત્ર મનોરંજન છે. ઘડપણે એમના ઉત્સ

પાડયો નથી. તેઓ પોતે જ એક સંસ્થા જેવા છે. મેં એક વાર લખ્યું કે 'તમે જરા આરામ લો તો સારું.' તરત જ તેમનો બ આવ્યો: 'આટલું બધું કરવાનું પડયું છે ત્યાં મારાથી આરામ રીતે લઇ શકાય? મારું કામ એ જ મારો આરામ હોવો જોઇએ.'

સવારના ૬ થી રાતના ૧૦॥ સુધી હમેશાં એમના જીવનચક્રની ઘટમાળ ચાલુ જ હોય છે. આ બધાની સાથે જીવનમાં ઈજનેરી ની વ્યવસ્થા: જે દિવસે પત્રો મળે તે દિવસે જ એના જવાબો પવા જ જોઇએ: તે કાલ ઉપર રખાય જ નહિ. દરરોજનો હિબ દરરોજ ચોકસીપૂર્વક લખાવો જ જોઇએ: એમાં દલીલ ન ચાલે. તાની નિત્યનોંધ લખવા-લખાવવામાં પણ નિયમિત. દરરોજ વાનાં કાર્યોની સવારમાં જ નોંધ કરી લેવાની ને તે પ્રમાણે વ્યવસ્થિતરીતે કામોનો એક પછી એક નિકાલ કરવાનો. આંકડા-હકીકતો-બાબતમાં તો એ પૂરની ચિકાશ રાખે છે. એમની સત્યોપાસનાની તિ તેમાંથી મળી રહે છે.

જાહેર જીવનમાં પાઈપાઈની કરકસર કરવી ને પાઇએ પાઇનો બ રાખવો, એ બાબતમાં ઠક્કરબાપા ગાંધીજીના સમોવડિયા તેમ છે. એક ભીલ સેવકે તારમાં બેચાર નિરર્થક શબ્દો લખી આના વધુ બગાડેલા, તેને ટૂંકામાં તાર લખવાની કળા બતાવીને એ લખ્યું હતું: 'બાર શબ્દથી ૧૩ આનામાં કામ સરે, પણ તો ૨૦ આના ખર્ચ કર્યો હશે. આમ પૈસા બગાડવા નહિ.'

એમના હાથમાં જાહેર સેવા માટે ખર્ચવા માટેની જે રકમો લાં વરસોમાં આવી હશે તેનો સરવાળો કરોડોથી થઇ શકે તેમ તેમાંથી એક કોડી પણ ગેરવલ્લે ન જાય ત્યાં સુધી તો ઠીક, પણ જરૂરી ખર્ચમાં પણ ન વપરાય એ માટેની એમની ચીવટ મલાને તોબા પોકરાવે છે. ૧૯૨૧માં સ્વ. દેવધર મલબાર સંકટરણની મોટી પ્રવૃત્તિ ચલાવી રહ્યા હતા. લાખો રૂપિયાનું એ ઉઘરાણું થએલું. એમાંથી જે કચેરીખર્ચ ચાલતું તેમાં સ્વયંકો માટે ચા થતી તેનો પણ સમાવેશ થતો. એક દિવસ બાપા રગામથી આવી ચડયા ત્યારે તેમને પણ એ ચા પાઈ. પાછળથી રે એમને ખબર પડી કે એ ચા તો જાહેર ઉઘરાણાનાં પૈસામાંથી હતી ત્યારે મહેતાજીને જઇને એ એક આનો આપી આવ્યા! આંખો સાબૂત હતી ત્યાં સુધી મુંબઇમાં પણ એમણે ટ્રામ ય બીજા વાહનનો ઉપયોગ જાહેર ફંડ-ફાળાનાં નાણાંમાંથી નથી. કાયદેસર એમને ઊંચા વર્ગોનું ખર્ચ કરવાનો હક હોવા એ નીચામાં નીચા વર્ગમાં ફરતા ને સ્ટેશનેથી બહાર નીકળી માં બેસીને સોસાયટીને મકાને જતા.

સર્વંટ્સ ઑવ ઇન્ડિયા સોસાયટી એમને શરૂઆતમાં રૂા. ૬૦) ચ આપતી. એમાંથી વીસ-પચીસનું ખર્ચ કરી બાકીની રકમ માં સખાવતમાં આપી દેતાં. આજે એમને બંધારણસભામાંથી ના રૂા. ૪૦)નું ભથ્થું મળે છે, છતાં જીવનની સાદામાં સાદી ને માં જ જરૂરિયાતો પાછળ આજે પણ ૪૦-૫૦ રૂપિયા જેટલા ખર્ચમાં ચલાવી લઇ બાકીની એમની એ તમામ આવક છૂપાં દાનમાં વાપરી નાખે છે. શિસ્ત, નિયમિતતા અને હદ રનું પ્રામાણિકપણું એ એમના ત્રણ મોટામાં મોટા ગુણ એટલી બીજા કોઈનામાં હજુ જોયા નથી. વ્યવસ્થિતપણું તો એમના વમાં એટલી હદ સુધી ભર્યું છે કે, ઘરમાં દાખલ થતાંની સાથે જ બહાર જોડા ચંપલ વગેરે જેમ તેમ પડેલાં હોય તે એકસરખાં ી દે. એમના ભત્રીજા શ્રી રામુ ઠક્કર લખે છે કે 'એકવાર હું બોરીબંદર સ્ટેશને એમને વળાવવા ગએલો ત્યારે મારા ડગલાનું એક બટન તૂટેલું હતું. પુનાથી એમણે મારી પત્ની ઉપર એક પોસ્ટકાર્ડ લખીને જણાવ્યું કે પુરુષો કામકાજમાં આવી વાતો ભૂલી જાય, પણ તેમના ડગલાનાં તૂટેલાં બટનો ટાંકી દેવાનું કામ સ્ત્રીઓનું છે.'

આપણી સાથે વાતો કરતા બેઠા હોય ત્યારે તકિયાના કવરની કસ ખુલ્લી હોય તો તે બાંધી દે. આજુબાજુમાં કાગળની કરચ કે કોઈ નકામી ચીજ પડેલી હોય તે ઉપાડીને નાખી આવે. બધી વસ્તુઓ બરાબર ઠેકાણાસર, સારી દેખાય એવી રીતે ગોઠવેલી છે કે નહિ તે જોયા કરે, અને ન લાગે ત્યાં જાતે જ સરખું કરી લે. એમનામાં એ ગુણ એટલો સ્વાભાવિક થઈ પડયો છે કે કોઈને ઉપદેશ આપ્યા વગર જાતે કરી લઈને આવી નાનીનાની ચીજો તેઓ સાથીઓને શીખવતા જ રહે છે.

૪૦ વરસ થયાં તેઓ પોતાની રોજનીશી એટલી ચોકસાઇથી લખે છે કે એમાં એક દિવસનો પણ ખાડો પડયો નથી. હજુ પણ (પોતે લખી શકતા નથી એટલે) એ રોજનીશી કોઈ પાસે લખાવે છે. ૪૦ વરસની એમની એ રોજનીશીઓ જ્યારે દેશના હાથમાં આવશે ત્યારે એમાંથી કોઈ અજબ સાહિત્યધન દેશને સાંપડી રહેશે.

ઠક્કરબાપાનું પ્રિય સાહિત્ય, બીજા ઘણાઓને વાંચતાં કંટાળો અને અણગમો આવે તેવા વસતિપત્રકોના અહેવાલો, સમિતિઓના તથા પંચોના વૃત્તાંતો અને કાર્યાલયની માથું પકવી નાખનારી ફાઇલો જ છે.

આટલા કઠોર કર્મયોગી હોવા છતાં એમના જીવનમાં નીરસતા કે શુષ્કતા ક્યાંયે જણાતાં નથી. સેવાકાર્યની તલ્લીનતા એમને મધુરતા તથા સુરસતા આપી રહે છે. બાપા એકલા હોય ત્યારે કોઈકોઈ વખત લહેરથી ગાય છે: 'મન મેરા લાગા યાર ફકીરી મેં'; કે 'મો સમ કૌન કુટિલ ખલકામી'.

એમની પાચનશક્તિ આ ઉંમરે પણ અજબ છે. મિષ્ટાન્ન કે ફરસાણ પ્રત્યે એમને ઉદાસીનતા નથી: મળે, ત્યારે એનો ઇન્કાર કરતા નથી. પણ ભીલોની વચ્ચે ફરતા હોય ત્યારે જુવારી કે મકાઇનો રોટલો પણ એટલા જ સ્વાદથી ખાઇ લે છે. એ કહે છે કે શરીરને કામ કરતું રાખવા માટે બે ટંકનું ભોજન જોઇએ, પણ એ ભોજન કઈ ચીજોનું બનેલું છે એ વાત મહત્ત્વની નથી. ખાનારને નુકસાન ન કરે એવું ગમે તે ભોજન ચાલે. આજે ૮૦ વરસે એમના મોંમાં કુદરતના આપ્યા ૩૨ માંથી ૨૮ દાંત સલામત છે અને આ વયે પણ ટટ્ટાર માથું રાખીને લાંબી ફાળ ભરતા ચાલી શકે છે.

એમના પાંચ ભાઇઓમાંથી એમનાથી નાના બે ભાઈઓ ૧૯૦૬ પહેલાં ભર યુવાવસ્થામાં ચાલ્યા ગએલા. એકના મરણ વખતે તો પોતે ગુમાંડામાં હતા. ત્રીજા નાના ભાઇ ૧૯૧૯માં જ યુવાવસ્થામાં જ ગયા. એક હમણાં ૧૯૩૯માં ચાલ્યા ગયા. હવે તેમના એક જ નાના ભાઇ હયાત છે: ડૉ. કેશવલાલ ઠક્કર, ભાવનગરના પ્રખ્યાત ડૉક્ટર ને સમાજસેવક.

દુનિયામાં દુર્લભ એવા આ નરરત્નને પામીને ગુજરાત ધન્ય બન્યો અને હવે તો એ ધન્યતા દેશભરની બની છે. યોગીઓને પણ અગમ્ય એવા ગહન સેવાધર્મના ભવ્ય ઉદાહરણ સમા બાપાની યશઃકાયાને જરાવસ્થા જીર્ણ કરી શકે તેમ નથી. અને બાપાનું સેવા-ભૂખ્યું હૃદય પણ આજ એંશી વર્ષે યે નવજુવાન જેવું પ્રાણવાન છે. એમનું એ ચૈતન્ય શતશત વર્ષનું થાઓ અને દેશના દીનહીન માનવો ઉત્થાન પામી સ્વાધીન ભારતના ગૌરવવંતા નાગરિક બનો.

(શ્રી ઝવેરચંદ મેઘાણી લિખિત પુસ્તિકા તથા બીજા લેખકોના લેખો ઉપરથી સંકલિત)

## વૈષ્ણવજન

વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તો યે મન અભિમાન ન આણે રે.

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેની રે.

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે.

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામનામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે.

વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈયો તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યા રે.

'૪૮ના જાન્યુઆરીમાં થયેલા મહાત્માજીના દેહવિલય પછી ફેબ્રુઆરીના શોકાંકમાં 'વૈષ્ણવ જન'નું એમનું પ્રિય ભજન ઉપરના રૂપમાં છાપેલું તે વાચકોમાં ખૂબ હૃદયસ્પર્શી નીવડેલું. તે પરથી મહાત્માજી તથા નરસિંહ મહેતાનાં રેખાંકનો સાથે અમે ઉપરના માપનાં પોસ્ટ કાર્ડ પ્રકટ કરેલાં તેની ખૂબ ખપત થઈ. માનવતાનો ઉન્નત આદર્શ પ્રબોધતા એ ભજનનાં કાર્ડની સંખ્યાબંધ નકલો અનેકોએ પોતાના સ્નેહી, સંબંધીઓ, મિત્રો તથા બાળકોમાં વહેંચી; અને અમુક સાર્વજનિક સંસ્થાઓ તથા શાળાઓએ તો પોતાના સભ્યો તથા વિદ્યાર્થીઓ દરેકને મોટી સંખ્યામાં વહેંચી. મહાત્માજીની આગામી પ્રથમ સંવત્સરીએ એ રીતે તેનો પ્રચાર થાય તથા સંસ્થાઓ, શાળાઓ આદિ તેનો છૂટથી વહેંચી શકે એ સર્વથા ઉચિત ગણાશે. આ હેતુથી અમે પહેલેથી જ તેની કિંમત પણ અત્યંત માફકસર રાખેલી છે: એક ડઝન કાર્ડના છ આના. પોસ્ટેજનો એક આનો.

પ્રાંતોના હકકો

# ભારત-રાજ્ય બંધારણમાં રાજ્યો(પ્રાંતો)ની વહીવટી રચના

પ્રાંતોના હકકો

ગવર્નર

નવા કાયદા ઘડવા અંગે ધારાસભાને સંદેશ

પ્રધાન મંડળ નીમે

પ્રધાનમંડળ

જે ધારાસભાને જવાબદાર રહે

ધારાસભા

ઓછામાં ઓછા ૬૦ અને વધુમાં વધુ ૫૦૦ સભ્યોની બને

દર પાંચ વર્ષે ચૂંટણી થાય

દર ૭૫૦૦૦ની વસતિએ એક સભ્ય ચૂંટાય



રાજસભા

ધારાસભાની સભ્યસંખ્યાના ચોથા ભાગ જેટલી બને.
એનો અરધો ભાગ અમુક ધંધારોજગારના પ્રતિનિધિઓનો બને;
ત્રીજો ભાગ ધારાસભા ચૂંટી મોકલે;
અને બાકીનો ભાગ ગવર્નર નિયુક્ત કરે.







































































આપણા નવા બંધારણમાં પ્રાંતોના વહીવટ માટે કેવી રચના છે તે સ્પષ્ટ કરતો ચિત્રરૂપ આલેખ ઉપર આપ્યો છે. એની વિગતવાર સમજણ આ અંકની માધુકરીમાં આપી છે તે, આ આલેખને સાથે રાખીને વાંચતા જવાથી વિશદરીતે સમજાશે. ઉપરના ચિત્રમાં, વચ્ચેના ચોકઠામાં ગવર્નર, પ્રધાનમંડળ, ધારાસભા અને રાજસભાની રચનાઓ તથા તેના પરસ્પર સંબંધો દર્શાવ્યા છે. અને એ ચોકઠાની ત્રણે બાજુએ, પ્રાંતોને કઈ કઇ બાબતો ઉપર વહીવટનો અધિકાર છે તે સંજ્ઞાઓ રૂપે ચીતરી બતાવ્યું છે.



## અમદાવાદની સમૃદ્ધ શિલ્પકલાનો ઉત્કૃષ્ટ નમૂનો

હિંદુ અને ઇસ્લામી સ્થાપત્યના સુંદર સમન્વય સમો, અમદાવાદના શાહઆલમના રોજાનો મનોહર દ્વારપ્રદેશ: એની ઊંચી કમાન ઇસ્લામી અને નીચલી(બારણાં ઉપરની) કમાન હિંદુ સ્થાપત્યની ઢબની છે. એની જાળીઓની ડિઝાઈન, ઇસ્લામી આદેશ મુજબ કોઈપણ જીવંત પ્રાણીના આલેખન વિનાની છે, છતાં એ જાળીઓની ડિઝાઈનની ઢબ હિંદુ પરંપરા ઉપર જ, અને પિત્તળની જાળીવાળાં એનાં કમાડ અમદાવાદના જ કારીગરોના અદ્ભુત પિત્તળકામનો સુંદર નમૂનો છે. અમદાવાદનાં શિલ્પ અને સ્થાપત્યના આવા ચુનંદા નમૂનાઓના બાવન ફોટોગ્રાફોના સુંદર આલ્બમમાંની આ એક વાનગી છે.

# અમદાવાદ

## ગુજરાતનું પાટનગર

દેશના ધોરી વ્યાપારમાર્ગ ઉપરની પોતાની કેન્દ્રવર્તી ભૌગોલિક સ્થિતિથી, અને અગ્રગણ્ય ઉદ્યોગનગર હોવા છતાં એતદ્દેશીય સંસ્કૃતિનાં વહેણનો જીવંત ને પ્રબળ સ્રોત ધરાવવાને કારણે, અમદાવાદ જ ગુજરાતનું પાટનગર રહ્યું છે, રહેવાનું છે અને આગામી યુગમાં સોળે કળાએ વિકસવાનું પણ છે.

છતાં એને વિષે આપણે કેટલું સાચું જ્ઞાન ધરાવીએ છીએ? એનો વિવિધરંગી ઇતિહાસ, એના ઊંડા સંસ્કારવહેણ અને એની પુરાણી શિલ્પ-સ્થાપત્યની સમૃદ્ધિથી ખુદ અમદાવાદીઓ પૈકી પણ સંપૂર્ણ જાણકાર કેટલા હશે? માત્ર એની શિલ્પ-સ્થાપત્યની સમૃદ્ધિની જ વાત કરીએ તો, એ શહેરના સ્થાપક બાદશાહ અહમદશાહના ખુદના અવશેષ સંઘરતા મકબરાથી માંડીને છેક હઠીભાઈની વાડી અને સ્વામીનારાયણના મંદિર સુધીનાં હજી એક જ સૈકા ઉપરનાં મંદિરોમાં આપણી પરંપરાગત વાસ્તુકલાનો જે સમૃદ્ધ વારસો સિલસિલાબંધ રીતે જળવાયો છે તે પોતે જ એક મૂક પણ રસભર ઇતિહાસગ્રંથ છે.

જગતમાં બેનમૂન પથ્થરની કોતરકામવાળી ગણાયેલી સીદી સૈયદની મસ્જિદની જાળીઓ અને સપ્રમાણ શિલ્પના અનન્ય નમૂનારૂપ રાણી રૂપમતિની મસ્જિદથી માંડીને જલાગારો તથા ગરનાળાંઓમાં પણ છૂટે હાથે વેરાયેલી કલાલક્ષ્મીના અવશેષો ધરાવતી અડાલજની વાવ તથા કાંકરિયા તળાવ સુધીનાં અમદાવાદનાં શિલ્પ-સ્થાપત્યો હજી યે આજ લગી એ પાટનગરની ગુજરાત સલ્તનતની જાહોજલાલીની વાચા બનીને ઊભાં છે.

તમે એ બધું નજરે ન જોયું હોય, કે ન જોઈ શકો તેમ હો તો એનું એક સચિત્ર આલબમ બહાર પડ્યું છે. એમાં, 'ગુજરાતનું પાટનગર અમદાવાદ' નામના મહાગ્રંથના લેખક શ્રી રત્નમણિરાવ ભીમરાવે ખુદે આલેખેલી એ નગરની ઇતિહાસરેખા રૂપ પ્રસ્તાવના સાથે, બાવન ચુનંદા ફોટોગ્રાફો તે તે સ્થળનાં વર્ણનો સાથે આર્ટ પેપર ઉપર સુઘડ છપાઈ સાથે રજૂ કરાયા છે. કિંમત માત્ર બે રૂપિયા [પોસ્ટેજ જુદું] કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ.



**નદીકિનારે**
ફોટોકલાકાર
ઍન્ટોનિયો રોઝા કાસાકો
(પોર્ટુગલ)

અમદાવાદના જાણીતા 'નિહારિકા' (ફોટોકલા) મંડળના ઉપક્રમથી, ગઈ તા. ૫મી ફેબ્રુઆરીએ અમદાવાદના ઇતિહાસમાં પહેલી વાર, મોટું આંતરરાષ્ટ્રીય ફોટોકલા-પ્રદર્શન ભરવામાં આવેલું. હિંદ સરકારના માહિતી અને બ્રોડકાસ્ટિંગ ખાતાના પ્રધાન માનનીય શ્રી દિવાકરના હસ્તે ખુલ્લા મુકાએલા એ પ્રદર્શનમાં, દુનિયાના ૨૭ વિવિધ દેશોના સિદ્ધહસ્ત અને નામી કૅમેરાબાજોનાં ૧૮૯ ચુનંદાં ચિત્રોની રસભર કલાસમૃદ્ધિ સંચિત થઇ હતી. તેમાં અનેકવિધ અભિનવ દૃષ્ટિકોણો, અવનવી ફોટો-ટેકનિક અને પ્રચૂર વિષયવૈવિધ્યનો ત્રિવેણી-સંગમ હતો. વર્ણનથી, કે અહીં છાપી છે એવી પ્રતિકૃતિથી પણ એનો સાચો આસ્વાદ કરાવી શકાય તેમ નથી. પોર્ટુગલના એક કૅમેરાબાજે પાડેલા ઉપરના ચિત્રમાંનું નદીકિનારા પરના દૃશ્યનું મુલાયમ વાતાવરણ કૅમેરામાં ઉતારવું એ ભલભલાની કસોટી કરાવે એવું કામ છે. મૂળ ચિત્રમાં કલાકારે જે કસબપૂર્વક એ સાધ્યું છે તેનો અંશતઃ ખ્યાલ જ આ ચિત્ર આપી શકે છે. અને એ તો, એકએકથી ચડિયાતાં એવાં ૧૮૯ કલારત્નોનું એકાકી પ્રતિનિધિ માત્ર છે. એ પરથી એ પ્રદર્શનની સમૃદ્ધિનો ખ્યાલ કરી શકાશે. ['નિહારિકા'ના સૌજન્યથી]

## સૂર એક

• મિશ્ર •

વાગ્યા કરે છે તુજ સૂર એક,
કર્ણોમહીં આ મુજ બાલ્યકાલથી;
એ દેશ કેરી તુજ વાત ભવ્ય,
શ્રવંત મારું ઉર થાય ઉન્મન!

પ્હેરેલ વસ્ત્રે તજવા ધરા આ,
પલે પલે તું કરતો ઈશારા;
રેલંત કૈં મોહિની વાંસળીથી,
ખેંચે મને હીરની દોરીથી શું!

ખેંચે મને સાદ અમોઘ તારો,
સમુદ્ર કેરો જ્યમ ખારવાને;
આ ભૂમિનો ખંડ તજી વિરાટ,
અજ્ઞાત તારા દરિયે ઝુકાવવા!

હિસાબ સર્વે અરધા રહે હવે,
નફોતુટો સાવ થતો નગણ્ય;
આ સાદ તારો, અથવા શું મારા
લોહી તણો સાદ મને ઉઠાવતો!

રમે દૃગે સિંહલ, જંગબાર,
જાવા, સુમાત્રા, બસરાઇ મોતી;
પ્રચણ્ડ તોફાનની મસ્ત લીલા,
ને, રૂપ રૂડાં દરિયાઈ પીરનાં!

આ પાર ના નાઃ ઉસ પાર માત્ર!
એ સિંધુખોળો મુજ છે સિંહાસન;
શાળી ધરાગોદ હવે સહાય ના!
ટંકારતું યૌવનનું શરાસન!

**પ્રજારામ**

## ઉદાસ

નહિ અશ્રુ નહિ હાસ,
મુજ ઉર એવું ઉદાસ!
નહિ વૈશાખી તપ્ત ગગનની વ્યાકુલવિહ્વલ લ્હાય,
નહિ આષાઢી શ્યામલ ઘનની જલશીતલ કો'છાંય;
નહિ તૃપ્તિ, નહિ પ્યાસ,
મુજ ઉર એવું ઉદાસ!
અરધ પોપચે પણ નહિ ખૂલ્યાં અંધતિમિરનાં નેણ,
અધર મૌનમાં હજુ નહિ ડૂલ્યાં મધુર તેજનાં વેણ;
એ સાંધ્યભૂમિમાં વાસ,
મુજ ઉર એવું ઉદાસ!

**નિરંજન ભગત**

## અવળે મારગ

અવળે મારગ જાતા
રંગીલા કૈક અવળે મારગ જાતા.
રગેરગમાં રંગ ભગવો રે ભભકે, ને અલખના ભૈરવ ગાતા;
આરો ન આવે ઓવારો ન આવે, એવા આભને આંબવા જાતા.
ગામની ગોઠડી કે શેરીની સોબતુંમાં મનડાના મેળ ના ખાતા;
સીમના સાથીડા એ તો, કાંટાળા કેડાને, રગતે રંગીને જાતા.
સાગરના સંગી, એકલરંગી, ઘેલા, એ મોજાંની મોજુંમાં માતા;
લંગર ન હારે લેતા, વા'ણુને મેલે વે'તા, મોતને માપવાને જાતા.

**વ્રજલાલ દવે**

## બીજ

તાકી તાકી
જોઈ છે રે મેં બીજને બાંકી.
થાકી પૂનમરાને
થાકી જે સૌ તારલા ભાને,
આંખ એવી એક અહીં ના થાકી.
એણે આભઝરૂખે
સુન્દરના જે પ્રગટી મુખે
એથી ય તો કૈં ઉરમાં ઢાંકી!
આવી રૂપની પ્યાલી,
જોતાં જ જેને પ્રગટે લાલી,
પાય છે મને કોણ રે સાકી?
મારે ઉર જે કવિ,
એણે રે આ ક્ષણની છવિ
હળવે હાથે મનમાં આંકી!

**નિરંજન ભગત**

## ઇંધણાં વીણવા

ઇંધણાં વીણવા ગૈ'તી મોરી સૈયર
ઇંધણાં વીણવા ગઇ'તી રે લોલ.
વેળા બપોરની થૈ'તી મોરી સૈયર
વેળા બપોરની થઈ'તી રે લોલ.

ચઈતરનું આભ સાવ સૂનું સૂનું ને તોય
કંઈથી કોકિલકંઠ બોલે રે લોલ,
વનની વનરાઈ બધી નવલી તે કૂંપળે
દખ્ખિણને વાયરે ડોલે રે લોલ.

વાતરક વ્હેણમાં ન્હૈતી મોરી સૈયર
વાતરક વ્હેણમાં નહી'તી રે લોલ,
ઇંધણાં વીણવા ગૈ'તી મોરી સૈયર
ઇંધણાં વીણવા ગઇ'તી રે લોલ.

સૂકી મેં વીણી કાંઈ ડાળી ને ડાંખળી
સૂકાં અડૈયાંને વીણ્યાં રે લોલ,
લીલી તે પાંદડીમાં મ્હેકંત ફૂલ બે'ક
મારે અંબોડલે ખીલ્યાં રે લોલ.

કોઇની તે વાટ જોઈ રૈ'તી મોરી સૈયર
કોઇની તે વાટ જોઈ રહી'તી રે લોલ,
ઇંધણાં વીણવા ગૈ'તી મોરી સૈયર
ઇંધણાં વીણવા ગઇ'તી રે લોલ.

**રાજેન્દ્ર શાહ**

'મારા જીવનનો સર્વોચ્ચ મહિમા એમાં માનું છું કે મારી સમાધિના શિલાલેખ પર આ શબ્દો આંકવામાં આવે: ભારતની જાગતી પ્રજા પ્રત્યે એને પ્રેમ હતો, વિશ્વાસ હતો. એની સાથે રહીને એણે કામ કર્યું. અને એ સહકારને પરિણામે જ હિંદને સ્વરાજ્ય પ્રાપ્ત થયું.'

હિંદની જુવાની પ્રત્યે આટલાં બધાં પ્રેમ અને વિશ્વાસ ધરાવનાર શ્રીમતી સરોજિની નાયડુના અવસાનને આવતી બીજી માર્ચે બરાબર એક વર્ષ થશે, છતાં એમના મંજુલ કંઠ અને મધુર વક્તૃત્વના પડઘા અનેક યુવકહૃદયોમાં હજુ સુધી અથડાતા રહ્યા હશે. એમને એકવાર સાંભળવાં એ હમેશ માટે એમની સ્મૃતિ ચિત્તમાં જડી દેવા બરાબર હતું. ટૂંકે ભેખિકા હાલીદે-અદીબે તો વક્તા તરીકે શ્રીમતી નાયડુને હિંદના જ નહિ પણ જગતભરના અગ્રગણ્ય વક્તાઓમાંનાં એક તરીકે ગણાવેલાં છે. પછી હિંદનો યુવકવર્ગ એમને સાંભળવા ઊમટે એમાં નવાઈ શી? એમને જેટલો જુવાનો પ્રત્યે પ્રેમ હતો એટલો જ જુવાનોને એમના પ્રત્યે પ્રેમ હતો. જૂની પેઢીના ભાગ્યે જ અન્ય કોઈ નેતાઓ એમના જેટલો યુવજનતાનો પ્રેમ સંપાદન કર્યો હશે. એમનું વક્તૃત્વ એટલે કાવ્યમય બાનીનો અસ્ખલિત પ્રવાહ. એમનો સ્વર જેટલો મધુર એટલો જ બુલંદ હતો, ને મોટીમોટી મેદનીઓ સમક્ષ ધ્વનિવર્ધક યંત્રની મદદ વિના તે બોલી શકતાં.

પરંતુ એકલા વક્તૃત્વ ઉપરાંત એમની યુવકજનપ્રિયતાનું એક બીજું પણ કારણ હતું, અને તે એમની ઉદારદૃષ્ટિ. 'સાચો કે ખોટો, પણ મારો દેશ' એવો સંકુચિત રાષ્ટ્રવાદ એમનો નહોતો. એમના રાષ્ટ્રવાદ અને આંતરરાષ્ટ્રવાદ વચ્ચે કશી સીમાબંદી નહોતી. સર્વ કોમનાં, સર્વ વર્ણોનાં, સર્વ દેશનાં સ્ત્રીપુરુષોને સમાન ભાવે એ ભજતાં ને પોતાનાં જ્ઞાન, વિનોદ, સમભાવ ને કરુણાને લીધે સૌને પોતીકાં લાગતાં.

આજથી ચાળીસેક વર્ષ પર વિદ્યાર્થીઓની એક સભાને સંબોધતાં એમણે પોતાનો આ દૃષ્ટિવિકાસ સમજાવ્યો હતો: 'આરંભમાં માણસની દૃષ્ટિ સંકુચિત હોય છે. પોતાની જ્ઞાતિ, પોતાનું શહેર, પોતાની કૉલેજ, પોતાનું કુટુંબ, પોતાની જાત, એવી ગણતરી ગણતો માણસ સાવ સંકુચિત દૃષ્ટિનો બને છે. હું પણ એવી જ હતી. જુદી જાત, જુદી નાત જુદા ધર્મ ને જુદી સંસ્કૃતિના પરિચયમાં આવ્યા બાદ મારી દૃષ્ટિ નિર્મળ થઈ, મારા પ્રેમ ને સમભાવનું ક્ષેત્ર વિસ્તર્યું. આવી ભાવના જો તમે નહિ કેળવી શકો તો રાષ્ટ્રીય નહિ બની શકો.'

જુવાનોને એમણે માત્ર આવેશ જ નહોતો પ્રેર્યો. જીવનના સાચાં મૂલ્યો એમણે તારવી આપ્યાં હતાં: 'જિંદગીમાં તમારું ક્ષેત્ર ચાહે તે હો, ભલે તમે દીન અકિંચન હો, પણ એટલું યાદ રાખજો કે તમે આ દેશનું ને એથી દેશના તંત્રનું એક અંગ છો. દેશનો આધાર 'મોટા માણસો' પર નહિ, પરંતુ સાધારણ માણસો પર છે જે પોતાનો દરેક દિવસ પવિત્રતા, સચ્ચાઈ અને સાહસપૂર્વક જીવે છે.'

દેશના કોઈ પણ સમર્થમાં સમર્થ પુરુષ નેતા જેટલો જ રાષ્ટ્રની સેવામાં સરોજિનીદેવીનો હિસ્સો છે. ગાંધીજીએ પોતાના 'ગુરુ' તરીકે જેમને સ્વીકારેલા એ મહર્ષિ ગોખલે દ્વારા રાજકારણમાં પ્રેરિત થયા બાદ તે ગાંધીજીની અસર નીચે આવ્યાં અને ત્યારથી દેશની પ્રત્યેક કટોકટી વખતે મોરચા પરની પહેલી હરોળમાં એ રહેતાં આવેલાં. ત્યારથી સતત ૩૫ વર્ષ સુધી તેમની તમામ શક્તિ તેમણે રાષ્ટ્રોદ્ધારમાં જ કામે લગાડી દીધેલી. ગાંધીજીની જેલયાત્રાઓમાં તેમના સાન્નિધ્યમાં રહેવાનું સદ્ભાગ્ય એમને મળેલું. ગાંધીજીને એથી એમનાં વિનોદ, શુશ્રૂષા ને સંત્રીપણાનો જેમ લાભ મળેલો તેમ તેમને ગાંધીજી પાસેથી મનોનિગ્રહનું અમૂલું શિક્ષણ મળેલું.

એમની ખ્યાતિ કવયિત્રી તરીકે બહુ વહેલી થવા પામેલી—ટાગોરથી ય પહેલાં. અંગ્રેજી ભાષા પ્રત્યેની મુગ્ધતાના એ જમાનામાં એક હિંદી સ્ત્રીનાં સુંદર અંગ્રેજી કાવ્યો પ્રત્યે એક પ્રકારનો અહોભાવ રહે તેમાં બહુ આશ્ચર્ય નહોતું, પરંતુ પોતાના જીવનની મર્યાદા એ જાતે જ સમજી ગયાં ને પોતાની પ્રતિભાને એ મર્યાદાથી અનેકગણા મોકળા પ્રવાહમાં એમણે વહેવડાવી. એમ જો ન



ભારતની પ્રજાને પ્રેરણા, સંસ્કાર અને જીવનદૃષ્ટિ આપનાર અભિજાત કવયિત્રી અને દેશના

[illegible]

# સરોજિની નાયડુ



'થયું હોત તો દેશને એક જબરી ખોટ રહી હોત એમ સહેજે કહી શકાય. ટાગોરની કક્ષાએ પહોંચવું તો તેમને માટે અશક્ય જ હતું, પરંતુ ખુદ એમના જ ભાઈ હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયનાં જેટલાં કલ્પનોદ્દયન, પ્રસાદ કે નાવીન્ય પણ એમનાં કાવ્યોમાં નથી અને એ પોતે એ નહોતાં સમજતાં એમ પણ નહોતું. પોતાની કવિતાના એ જાતે જ એક તટસ્થ આલોચક હતાં. એક વાર એક ઊગતા કલાકારનાં ચિત્રોનું પ્રદર્શન જોતાં એ કહી ઊઠેલાં: 'It is funny! This boy's pictures are like my songs,—full of subtle shades of colour, but no form'.

રાજકારણમાં એમના પ્રવેશથી દેશને મોટામાં મોટો ફાયદો થયો તો તે, પંડિત નેહરુના શબ્દોમાં કહીએ તો, એ કે ગાંધીજીએ હિંદના રાજકારણને નૈતિક કક્ષાએ પહોંચાડયું, જ્યારે સરોજિનીએ કલાત્મક કક્ષાએ. એક બાજુ ગાંધીજી અને જવાહરલાલ, બીજી બાજુ ટાગોર અને રાધાકૃષ્ણન્ તથા વચ્ચે શ્રીમતી સરોજિનીને મૂકીએ એટલે આધુનિક ભારતના પંચપ્રાણનું સમગ્ર દર્શન મળી રહે છે.

જન્મે બંગાળી, લગ્ને દક્ષિણી અને નહેર પ્રવૃત્તિએ મુંબાઈગરાં શ્રીમતી સરોજિની નાયડુનો જન્મ ઈ. સ. ૧૮૭૯ના ફેબ્રુઆરીની ૧૩મીએ દક્ષિણ હૈદરાબાદ મુકામે શ્રી અઘોરનાથ ચટ્ટોપાધ્યાયને ત્યાં થએલો. સંસ્કૃતપ્રેમ તથા શાસ્ત્રજ્ઞાન માટે પંકાતા, પૂર્વ બંગાળના એક પુરાણા કુટુંબમાંથી એ ઊતરી આવેલા. એમના અવસાન પર સરોજિનીએ લખેલી કવિતામાં એમને 'વીર અને મૃદુહૃદયી સંત' કહ્યા છે; અને ખરેખર, સંત જેવા જ એ હતા. ક્રોધ અથવા સ્વાર્થ શી વસ્તુ છે તે એ જાણે જાણતા જ નહોતા. પંડના કરતાં પારકાંનો વિચાર એ પહેલો કરતા. એમનું શબ્દચિત્ર આલેખતાં સરોજિનીએ એક ઠેકાણે લખ્યું છે: 'જબરી શ્વેત દાઢી સાથે દેખાવે એ હોમર જેવા છે અને એમનું મુક્ત હાસ્ય તો છાપરું તોડી નાખે એવું છે. પોતાનો સઘળો પૈસો એમણે આ બે મહાન હેતુઓ પાછળ ખર્ચી રાખ્યો છે—પરોપકાર ને રસાયનવિદ્યા. પોતાના બગીચામાં તેઓ દરરોજ સઘળા ધર્મોના સઘળા વિદ્વાનોનું મોટું સંમેલન ભરે છે—રાય ને રંક, સંત અને સાચેસાચા ધૂર્તોનું! સઘળા આનંદપૂર્વક એકત્રિત થાય છે અને એકસરખો વર્તાવ પામે છે. અને ત્યાર પછી, એમની રસાયનવિદ્યા ' એનું તો શું કહેવું? દિવસ ને રાત અખતરા ચાલુ જ! રસાયનવિદ્યાના કશા પણ નવા ખ્યાલ સાથે આવનારો આદમી સગા ભાઈ જેવો સત્કાર પામે છે.'

આ ડૉ. અઘોરનાથ પોતાના પૂર્વજોની જેમ માત્ર સંસ્કૃત અને શાસ્ત્રોમાં જ રચ્યાપચ્યા ન રહેતાં યુરોપ ઊપડેલા. ત્યાં એડિનબરો યુનિવર્સિટીમાં અભ્યાસ કરીને બી. એસસી.માં પ્રથમ આવ્યા હતા. ત્યાર બાદ બૉન મુકામે કેટલોક સમય અભ્યાસ કર્યો અને ત્યાંથી ફરી પાછા એડિનબરો આવીને ડૉક્ટરેટ મેળવેલી.

યુરોપથી પાછા ફરીને એ દક્ષિણ હૈદરાબાદ રાજ્યમાં નોકરીએ રહ્યા. ત્યાં રહીને, જે બીજારોપણ પાછળથી ઉસમાનિયા યુનિવર્સિટીના વૃક્ષરૂપે ફાલી નીકળ્યું એ નિઝામ કૉલેજની એમણે સ્થાપના કરી અને વર્ષો પર્યંત કુશળતાપૂર્વક તેનું સંચાલન કર્યું.

સરોજિનીનાં માતા વરદાસુંદરી એક ભક્તિપ્રિય સન્નારી હતાં. એમની જુવાનીમાં એ કવિ હતાં અને કેટલાંક સુંદર બંગાળી ગીત લખેલાં. એમનો એ વારસો પુત્રી સરોજિનીમાં પણ ઊતર્યો. જો કે એમ તો અઘોરનાથે પણ કવિતા લખી હતી—કદાચ એક જ, અને તે પોતાનાં પ્રિય પત્ની વરદાસુંદરી ઉપર: 'વરદા આમાર પ્રાન.'

બહુ નાની વયથી સરોજિનીનું શાળાજીવન શરૂ થએલું. એમનાં માતાપિતા એમને અંગ્રેજી શીખવવા ઉત્સુક હતાં, પરંતુ સરોજિનીને એમાં ખાસ રસ નહોતો. આમ છતાં માતાપિતાએ અંગ્રેજીનો આગ્રહ પકડી રાખ્યો. નવેક વર્ષની વયે એક વાર તો એમણે અંગ્રેજીનો પાઠ નહોતો કર્યો એટલા માટે એમને ઓરડીમાં પૂરી (અનુ. પૃ. ૭૨મે)

**નૈરાશ્ય તથા ઔદાસ્યના કપરા કાળમાં જનતામાં આશા ને ઉલ્લાસનો સંચાર કરનાર નેત્રી**

પાવડીવાળાની એ સફેદ બંગલી; એટલે ચોખંડી કોટડી સ્તો.



સૂવાનું ત્યાં, મોટે ભાગે બહારની ઓશરીમાં નાખેલી ખાટલી પર; અને પકાવવાનું પણ ત્યાં. હાથ, મોં વાસણ બધું ધોવા માટે જવાનું જરા દૂર આવેલા નળ ઉપર. ભગો ધરડોખખ હતો. એના મોઢા ઉપર ગણી શકાય નહિ એટલી કરચલીઓ હતી. દર ગાડીએ લીલી વાવટી લઈ ઊભો રહેતો અને કોટડીની લગોલગ રેલ પાસે નાખેલા લોખંડીનળા અને તારોની નળમાં ગોઠવેલા એક તાળાને તે ઉઘાડબંધ કરતો. ઉપર કૅબિનવાળાના હોકારે હોકારા મેળવતો ને એ દિશાએ રેલવેની ફાટક ખોલતો.

કૅબિન પ્રમાણમાં ખાસ્સું ઊંચું હતું. એનાં છત્રીસ પગથિયાં મેં કેટલી યે વાર ગણ્યાં હશે. છત્રીસ—બરાબર છત્રીસ, અને સાડત્રીસ નહિ જ. એકાદું જો જાજાન સરખું હતું તે વધારેનું ગણાવા જિદ કરતું, તોપણ હું ન માનતો. છત્રીસ જ. દાદર સરો, લીસા કઠેરાવાળો. નીચે ઊતરતાં એ પર ઘોડો થઈ સરરર કરતા નીચે સરી જતા, અને જોનારા બૂમ પાડતા રહેતા. કૅબિનને ફરતી ત્રણ બાજુ બારીઓ હતી. ત્યાં બહુ રમ્યા છીએ, બહુ વાતો કરી છે, બહુ તોફાન મચાવ્યાં છે.

કૅબિનમાં ત્રણ માસ્તરો, બે ત્રણ પોર્ટરો અને એકાદ સફાઈવાળો, એમ હમેશાં રહેતા. એ બધામાં જાણીતો એમ તો એક જ વ્યક્તિ—અને તે ડાહ્યાભાઈ. ડાહ્યાભાઈ માસ્તર: મારા બાપાના નિકટના દોસ્ત. દોસ્તી ત્યાં જ બંધાયેલી. પણ એ કોના દોસ્ત નહિ એ જ શોધવું મુશ્કેલ. દુશ્મન તો કોઈના જ નહિ. અસલ નવસારીના, મહાદેવભાઈ દેસાઈના સમયમાં, ૧૯૦૨-પછી ત્યાં ગેં ભેગેલા. હજી આજે '૪૮માં નવસારીમાં હયાત બેઠા છે. મારા, મારી બહેનોના, બાના, સૌના ડાહ્યાકાકા. જરા ભારે શરીર, મીઠો અવાજ, લહેરી જીવ, અને પાકા દુશ્મનનું પણ કામ કરી છૂટવાની નિઃસ્વાર્થી વૃત્તિ.

'કોણ, બાબુ આઈવો કે? જા અલ્યા ડાભઈ! ઘેર જા, ને ડાબડો લઈ આવ.' થોડીવારમાં ગગનો હળ, થોડો તગતગતો ચેવડો ને પાંચસાત 'કેક' ચાખી બધી ચળકતો લોટો ટુવાલમાં બંધાઈ આવતાં. 'ચાલો ઉડાવો' કહી બધાને ખવડાવતા: 'બોઈ જીવલા, ડાભઈ, કેમ આઘા ઊભા છો? મારો'લ્યા ફાકા. ખાશો તો નોકરી કરશો...'

ત્યાં તો ટનનનન...કરતી ઘંટડી વાગે જતી. 'બાબુ, જો આ સાલી રેલવે! ત્રણ ત્રણ મિનિટે એને સનેપાત થાય. હા, ઊભો રહે—'એલાવ, કોણ? ગોધરાવાળો નીકળ્યો? આવવા દે સાલાને—હા,



મોંમાં જરા ચેવડાનો ફાકો છે. જરા જંપીને બેસવા તો દે. હાં, શું કહ્યું? અરે એમાં શું?—જુઓ બંધુભાઈ! આપણું-લેવું ઉપર. અહીં તો તમે કહો તે. તમારી ગુણ આની જરી—આ હમણાં જ કહી દઉં ને, તરત દાન ને મહાપુણ્ય.' 'અરે જીવલા, ગોધરા લાઈટ એન્જિન જાય છે, તેમાં માસ્તરની ગુણ ચડાવી દે. જા કહી આવ, નહિ તો ચેવડાની લાલચમાં ભૂલી જઈશું.'

દોંઢ કરીકરી ડાહ્યાકાકા સૌને ખવડાવે. પછી કહે કે આ હળ વધ્યો છે તે જા નીચે બંગલે આપી આવ. ત્યાં તો ડાભઈ કહે 'ના, બીજો ડાબડો માજીએ મોકલ્યો છે તે નીચે આપતો આવ્યો છું.'

'એટલે, માજીને એમ આજ આમણા હતા, એમ? જોયું ને બાબુ? તારી બા ને ચિમનલાલ શેઠ માજીને વધારે; આપણે નહિ. ચા...લો ત્યારે ડાભઈ, આ તમે બધા વહેંચી ખાઓ. ડાબડો ભરેલો પાછો મોકલીશું તો માજી ઘાંટા પાડશે.'

ટરીંગ. ટરીંગ... 'પાછી કોણ જાગી? આ તો વડોદરા મૂળ સ્ટેશન બોલ્યું. આવો, તમે ય આવો; બોલો બાપ, શું છે? હાં—હાં—હાં, એમ? મોકલી આપો મારી પાસે, બરોબર ચોકીપહેરામાં. હં. કંઈ નાઇખો તો નથીને? ના? મીએ એવો નથી.'

'હેં અલ્યા ડાભઈ? આ મધાનું છે શું? એન્જિન નીચે કૂદી ગયો. અલ્યા મરવું કેમ તે પણ આપણે બતાવવું પડે?'

'શાબ! બહુ દુખી માણસ સે'

'તે ડાભઈ! રેલવેમાં કોઈ તેં સુખી જોયો? જેના દા'ડા ભરાયા હોય તે અહીં ચોંટે. ભગવાને નરકની ખાણ અહીં જ બનાવી છે.'

'તે શાબ એણે આપઘાત કીધો?'

'અરે હોય ડાભઈ! રેલવેનાં એન્જિન એટલાં દયાળુ છે એમ તું ધારે છે? મરવા ગયો, પણ મર્યો નહિ.'

અને પછી સ્ટેશનથી એન્જિન આવ્યું એમાં મધાને લાવવામાં આવ્યો. હાથ પકડી એને દાદર ચઢાવ્યો ને ડાહ્યાભાઈ સામે ખડો કર્યો.

'આ મધો આવ્યો, સાયેબ. લે અલ્યા, માફી માગ.'

'ના, ના, માફી કોની વળી? બેસ મધા. તમે બધા છોડો એને. એ તો હું જોઈ લઈશ.'

એક દિવસ ડાહ્યાકાકા કહેતા હતા: 'આ મધાને પૈસા નથી જોઈતા; પગારમાં વધારો નથી જોઈતો; પણ ફક્ત હૂંફ જોઈએ છે. કોઈ એને મીઠો બોલ કહેનારું યે નથી. બે બૈરી અને છ છોકરા. એક બૈરીએ આપઘાત કર્યો. એક છોકરો ટ્રેન નીચે કપાયો. બાકીના રોગે મૂઆ. અને જીવી ગયો એ એકલો. ત્રણચાર વાર મરવા ગયો, પણ ન મર્યો. એનાં સગાંવહાલાંમાં કોઈએ ચોરી કરેલી, તે ફોજદાર એની ઉપર નજર રાખે. ગામવાળા અતડા રહે, નજીકનું સગું કોઈ મળે નહિ. આજે દસબાર ભાખરી ટીપી રાખશે, તે ત્રણચાર દિવસ ચાલ્યા કરશે. શાકભાજીમાં અફલાયો. છ મહિનામાં એક દિવસ મેં એને મૂળા લાવતો જોયો છે, અને એક દિવસ સરગવાની શીંગ; બસ!

'એને જીવવામાં રસ જ નથી. મેં એને એક દિવસ શનિવારે હનુમાન દર્શન કરવા સાથે આવવા કહ્યું. તો કહે, 'અરે શું માસ્તર સાયેબ! હવે મારે હનમો દેવો ને દર્શન શેનાં. વળી કંઈ ધરમધ્યાન કરું અને મોત આઘું ઠેલાય તો એટલી મારે ઉપાધિ. ના ના; તમે જાઓ છો તો લ્યો, આ પૈસો નાખતા આવજો! અને મારા વતી કે'જો કે હનમા દાદા, મધલાનું મોત જરા વે'લું મોકલોને.'

કૅબિન એટલે રેલવેનું હૃદય. એટલી એક નાનકડી કોટડીમાં પચ્ચીસેક સાંધા હતા. એમાંના કેટલાક ભૂરા, કેટલાક લાલ અને થોડા સફેદ રંગે રંગેલા હતા. ખાસ્સા લોખંડના મજબૂત હાથાવાળા સાંધા ઉપર નંબર અને લાઈન લખેલી: મેઇન કે લૂપ. એટલો એક સાંધો ધારે તો ગાડીઓને ઉથલાવી શકે, પાટા ઉપરથી ગિરવી શકે, દોડતી અટકાવી શકે, આડે રસ્તે ચડાવી શકે, બે ગાડીઓને સામસામી અફળાવી શકે, સાંધાનો તાર બહારના સિગ્નલ જોડે સંકળા-

એલો રહેતો, સાંધો પાડવામાં હાથમાં જોર જોઈએ, આંખમાં તેજ.

ડાહ્યાકાકાએ ત્યાંની બધી રમત મને સમજાવેલી. ઇન્ટરલૉકિંગ ટૅબ્લેટ સિસ્ટમ, લાઈન ક્લીઅર મેળવવા, ટપટપ તારની ભાષા, પાંચ ઘંટડી કે ત્રણ ઘંટડીનું રહસ્ય, ડિસ્ટંટ સિગ્નલ, હોમ, ડુપ્લીકેટ સિગ્નલિંગ, વગેરે બધી જ વિગતો એમણે મને ચાલુ સદીના પહેલા દાયકામાં સમજાવી હતી. ડાહ્યાકાકા ત્યાંના ટ્રાફિકના રાજા હતા. આણી બાજુ વડોદરાનું મૂળ સ્ટેશન અને પેલી બાજુ બાજવા–છાપાપુરી સુધીની આખી લાઈન એમને હસ્તક હતી.

એટલા કૅબિન ઉપર તો જાતજાતની જ્યાફતો થતી. ડાહ્યાકાકા ભાંગની પણ પાર્ટી કરતા. ચા-ચેવડો તો ખરાં જ. અહીં આવ્યા તે પહેલાં એ ગાયકવાડી લાઈનમાં ડભોઈથી જરા છેટે બોડેલીમાં હતા. ઘણીવાર બોડેલીની અનેક વાતો કરી અમને હસાવતા. ડાહ્યાકાકાને નકલો કરતાં સારી આવડતી. ભલભલાના ચાળા પાડતા અને જાતજાતના અનેક કિસ્સાઓ હંકાર્યે રાખતા. પટેલ મેગઈ (મુંબાઇ) ગયાની વાત મેં પહેલી ઇમની પાહેથી હાંભરેલી. અને અપનાવાલા તૈયબઅલીની ટાજ્જુબીની વાટ પન એઓએ જ હુંને કીઢી'ટી. તેમ બાદશાહ–બિરબલની વાતો પણ એમણે જ સંભળાવી હતી. વાત કહેતાં રસ જગાવવાની ખરી કળા એમણે સારીરીતે સિદ્ધ કરી હતી.

એક દિવસ બપોરે કૅબિન પરથી અમે નીચે ઊતરતા હતા સામેના સ્ટોર અને બાજુના કૂવા પાસેની જગ્યામાં દસપંદર માણસો જમીન ઉપર ઊભડક બેઠા હતા, અને એક જણ એમને એકેકું પીપળાનું પાન આપતો હતો.



હતા તો બધા મોટા ભાગના કલીમેનો, પણ એમને મોખરે હતો કાળિયો મુકાદમ. કાળિયો બાંધી દડીનો, કલ્લુ જેવો જણાતો, તદ્દન કર્કશ ઘાંટાનો, બીલકુલ ન ગમે એવી જાતનો માણસ હતો. એણે દરેકને ચપટી ચોખા વહેંચ્યા ને, પછી બધાને ચાવવા કહ્યું. લલ્લુશંગ, ડાભઇ, ગુલાબ, શંકરિયો. મેલસઈ, નાગજી, મેરતો, બધા જ હતા. બાજુમાં શંકર મહારાજ પણ એ ખેલ જોતા ઊભા હતા. સૌએ ચોખા ચાવ્યા, ને પછી પીપળાના પાન પર સૌ થૂંક્યા. પછી કાળિયા મુકાદમે એ દરેક પાન ઝીણી આંખે તપાસ્યું. એની સાથે વિચિત્ર પહેરવેશમાં કોઇ ભૂવા જેવો જણાતો, પોતાનો પરચો બતાવવા માગતો હોય એવો પણ એક આદમી હતો.

પછી મને ખબર પડી કે બેચાર મહિને આવી ચોખા ચાવવાની જગાત બેસે છે તે ચોર પારખવા. ચોરી શી રીતે ને શેની થઇ તે તપાસવા આપણે જરા રેલવેનો પગાર કરવાનો વહીવટ જોવો પડશે.

પગાર કરનાર, પે-માસ્તરોને રેલવેનો અમુક વિભાગ સોંપી દેવામાં આવે છે. એ પે-માસ્તરો અગાઉથી મળેલા પે-બિલ પ્રમાણે નાણાંની વહેંચણી નક્કી કરેલી તારીખ મુજબ ચોક્કસ જગ્યાએ જઈ કરી આવે છે. એની પાસે એક જમાનો ખાધેલ મજબૂત લક્કડ-લોખંડની પેટી રહે છે, અને એ સાચવવા બે સિપાઇ. પે-માસ્તર જેલથી તારીખે આવે, કે પાંચમીએ, કે દસમીએ, તે પ્રમાણે લોકો–કલાક બહાર ચોગાનમાં ખુરશી-ટેબલ નંખાવી બેસે. ત્યાં બેસે પે-માસ્તર અને બાજુમાં ઊભો રહે મુકાદમ. કલીમેનોના પગાર પંદર, તો કોઈના સત્તર; આગવાળાના ચાળીસ કે સાઠ; પંખાવાળાના પાંચ; સફાઈવાળાના બાર. કોઇના આઠદસ આના—રોજ મુજબ—કપાયા પણ હોય, તો સાડા અગિયાર, પોણા સત્તર, સવા ઓગણીસ, એમ આડીઅવળી રકમો પણ રહેતી. તેનાં અગાઉથી જ પડીકાં બંધાવી પે-માસ્તર લઈ આવતો. પગાર એટલે પડીકાં. ઉપર પેન્સિલથી આંક અને નામ. એટલે મોટે ભાગે તો પગાર થાય ત્યારે પડીકાં જ વહેંચાય.

ડાભલો જીવણ: 'આ રીયો શાયેબ!'

મેલીઓ નાથા: 'આ રીયો શાયેબ'

ગુલાબ નબી જાફર: 'આ રીયો શાયેબ!'

જૉન કિસના: 'અહીં છું શાયેબ!'

ધનજી કુબેર: 'નહીં આયો શાયેબ! સીકમાં ગીયો સે શાયેબ! એની બાયડી આઇ સે. ઑગ આય, અંગૂઠો કર. ક્યાં સે ગેલી?'

એમ નામો બોલાતાં જાય, પડીકાં અપાતા જાય, અને ન આવ્યા હોય તેના મુકાદમ પાસે ઢગલામાં એકઠા થતાં જાય. સાધારણરીતે તો આ વહીવટ બેત્રણ કલાક ચાલે. પગાર થતાંવેંત જ માંહોમાંહે જ લેવડદેવડ પણ ત્યાં જ બાજુમાં જ ચુકવાતી જાય. કદી ચડભડાટ થાય ખરો, કદી ભાઇબંધે પતી પણ જાય.

કોઈવાર ફોરમેન પણ આવે; સ્ટોરકીપર પણ હોય; આગવાળા પણ આવે. સ્ટોરમૅ પણ હોય. એમાં કોઈ હાજર ન હોય, અને તેમના તરફથી કોઇ લેનારે હાજર ન હોય એમ પણ બને. કોઈ સિકમાં ગયું હોય, કોઇ લેન પર હોય, કોઇ રાતપાળીમા હોય ને દૂર રહેતું હોય તો બે આંટા કારખાનાના ન પણ કરે. કેટલાકનાં પડીકાં વિશ્વાસે અપાતાં હોય. પણ એ બધી ધાંધલમાં એકાદ પડીકું આડુંઅવળું મુકાઇ જાય, યા ઓળવાઈ જાય, યા કોઈના ખિસ્સામાંથી કતરાઈ જાય, એનો જવાબદાર કોણ? વળી મુકાદમ કલીમેનોની યાદી રાખે એમાં દસ ઓછા હોય, બે નોકરી પરથી ચાલ્યા જ ગયા હોય, એકાદ નામ એ અદ્ધર પણ ચલાવતો હોય અને એનાં પડીકાં આખાં ને આખાં એવો એ હજમ કરી જતો હોય તેમ પણ બને;—બનતું જ હતું.

વાઠ. આ પડીકાં જ્યારે વળાયાં હોય ત્યારે એમાં એકાદી પાંચની નોટ ઓછી મુકાઈ ન જાય? કામ કરવાવાળામાં ગણી શકે–હિસાબ કરી શકે એવા તો ઓછા જ, બાકીના તો રેલવે સરકારની કિરપા ને એની સાચી દાનત ઉપર જ 'વિસવો' રાખી પડીકું લઇ લે. આજે એ ભોળપણ ગયું છે, પણ ત્યારે તો સારા પ્રમાણમાં હતું.

આવી ધાંધલમાં કોઇનાં એકાદબે પડીકાં ગુમ થએલાં. મૂળમાં જ નહોતા, કે અપાયા પછી ચોરાયાં, એમા ખરી હકીકત શી, તે તો 'દઈ' જાણે. પણ મુકાદમ કાળિયાએ તો કોરટ બેસાડી દીધી હતી! દાવો માંડનાર એ, મુકદમો ચલાવનાર પણ એ, અને ન્યાય કરનારો પણ એ. મૂળ વાતે તો એ પોતે જ જવાબદાર! પણ એમાંથી છટકવા પોતાના ગામના ભૂવાને લાવી એણે આ નુસ્ખો અજમાવેલો. કહેતી એવી છે કે જે ચોર હોય તેના થૂંકેલા ચોખામાં લોહીની લાલાશ હોય અને એ ચોર ગણાય! બીજું નો શું. પણ એમ કોઇને ભોંઠો તો પાડી શકાય; અને બીકના માર્યો ખોટું પણ કબૂલ કરાવાય.

જાણે કોઈ ઊકળતું વિખેરાતું હોય એમ એ ટોળું વિખેરાયું. કાળિયો કંઈ કોઈ સાથે ગુસપુસ કરતો ઊભો હતો. જાણે દુનિયાની કશી પરવા ન હોય એવો ડોળ રાખતો ભૂવો પણ ઊભો હતો. પછી તો ધીમેધીમે બધા વિખેરાયા એટલે એ પણ વિખેરાયા.

આ ઘટનાને ત્રીજે જ દિવસે કૅબિન ઉપર ડાહ્યાકાકા ખૂબ જ

## વાર્તા-હરીફાઇનું ઈનામ

ગયા વર્ષમાં જાહેર થએલી 'ટૂંકી વાર્તા અને નાટિકાઓ' માટેની હરીફાઈમાં, ઑગસ્ટ ૧૯૪૯થી જાન્યુઆરી ૧૯૫૦ સુધીના છ માસ દરમ્યાન આવેલી કૃતિઓ પૈકી

**શ્રી કેતન મુનશીની વાર્તા**

**'અંધારી રાતે'**

ઈનામને પાત્ર ઠરી છે. એ ભાઇને અમે અભિનંદન આપીએ છીએ, અને તેના નિર્ણાયક પ્રો. અનંતરાય રાવળનો, તેમણે લીધેલા શ્રમ માટે આભાર માનીએ છીએ.

ગમગીન બેઠા હતા. મઘજી—મર્યો ગુજરી ગયો હતો! એણે આપઘાત કર્યો કે એકાએક મરી ગયો એની તો કોને ખબર? પણ ટેમસર વાવટી લઇ બહાર ના નીકળ્યો, એટલે બગલીમા તપાસ કરતાં એ મરેલો જણાયો હતો. થોડી વારે એક મેલી ચાદરમા એને નાખી પાંચસાત હલીમેનો દવાખાના તરફ લઇ જતા હતા. આગળપાછળ તો કોઈ હતું નહિ અને ડૉક્ટર ઍફિસનો ગયા'તા લેન પર, એટલે લાશને 'પાંચ જણાએ ભેગા થઇને ફૂંકી મારી.' રેલવે આમ તો દયાળુ. જીવતાંજાગતાં કુટુંબોને રસોઈપાણી માટે લાકડા-કોલસા આલે, તો મઘાની લાશ બાળવા જેટલાં લાકડા યે નો આલે?

'જોયું આ નાટક!' ડાહ્યાકાકા બોલતા હતા. 'ન્યાય તો જો! બીચારો મઘજી' નહિ લેવા કે દેવા. તે દિવસે ત્યાંથી જતો હશે, તે એને પણ ચોખા ચાવવા બેસાડી દીધો' અને આ બધા સત્યવાદીના અવતાર, તે ચોખા ચોકખા નીકળ્યા, અને મઘજી બિચારો ચોર તે એના લાલ નીકળ્યા' ઘરડો માણસ, અને નબળી છાતી, તે જરા હાંફહાંફ પકડે પણ ખરા. એથી એ ચોર' પેલો સાલો ભૂવો પાછો એને દમ ભરાવે! બીજું' તો એને શું કરી શકે? પણ વાત ચર્ચાઈ. અને મઘજી એટલાળો માણસ; અમરથો જ આબરૂ પર ડાઘ; એણે વિચાર કર્યો કે બળ્યું આ જીવતર, ઘરડે ઘડપણ હાળો ડાઘ લગાડવા બેઠા છો, તે મરો તમે અહીં, હું તો આ ચાલ્યો કહી છૂટી ગયો.'

ડાહ્યાકાકા ત્યાં એકઠા થએલા પાચસાત જણને ઉશ્કેરાઇને કહેતા હતા: 'યાદ રાખજો! જેણે મઘજીને ચોખા ચવડાવ્યા છે, એને લોખંડના ચણા ચાવવા પડશે. હદ થઇ રહી છે હવે. પે-માસ્તરને કોઈ નહિ પૂછે, એમ? એણે પડીકું આપેલું ખરું? પેલો ભૂવો જો મારા હાથમાં આવે કની, તો એનાં ભૂત-પલીતને તો એવાં મસળી કાઢું!'

'બિચારાને માગ્યું મોત મળ્યું નહિ, અને મળ્યું ત્યારે આવું મળ્યું! પૈસાની તો એને જરા યે પડી નહોતી; આબરૂ વહાલી હતી. એટલે ભગવાને જ એને ઊજળો માર્ગ દેખાડ્યો.' (ચાલુ)

# સૌરાષ્ટ્રમાં કલા-પ્રસ્થાન

ભારત પ્રજાસત્તાક તંત્ર બન્યું તેના ઉત્સવ નિમિત્તે સૌરાષ્ટ્ર ચિત્રકાર મંડળ અને સૌરાષ્ટ્ર સંશોધન મંડળના સંયુક્ત પરિશ્રમથી રાજકોટમાં તા. ૨૨-૧-'૫૦થી એક ચિત્રકલા પ્રદર્શન ટાઉન હૉલમાં યોજાયું હતું. તેનું ઉદ્‌ઘાટન સૌરાષ્ટ્રના મુખ્ય ન્યાયમૂર્તિ સર હરસિદ્ધભાઈ દિવેટિયાને હસ્તે થયું હતું. આ પ્રસંગે શ્રી રવિશંકર રાવળે સ્વાગત પ્રવચનમાં સૌરાષ્ટ્ર ચિત્રસુંદર પ્રદેશ છે અને સૌરાષ્ટ્ર અનેક કલાકારોની જન્મભૂમિ છે તેનું સ્મરણ કરાવી તેમના ઉત્તેજન અને સ્વાગત માટે સૌરાષ્ટ્રે કંઇક કરવું જોઇએ એવી સૂચના કરી હતી. કુમારશ્રી મંગળસિંહજીએ તે વખતે સૌરાષ્ટ્રની સર્વ કલાપ્રવૃત્તિઓનો સંગમ કરી એક સારું વગ-મોભો ધરાવતું કલામંડળ સ્થાપવાની દરખાસ્ત મૂકી હતી તેનો જાહેર સ્વીકાર થયો ને તે કામ માટે બંધારણ તૈયાર કરનારી એક સમિતિ નીમવામાં આવી હતી. આ સમિતિએ તૈયાર કરેલા ખરડાને બહાલી આપવા એક જાહેર પરિષદ મળશે અને તે પછી બંધારણ કાયદેસર રજિસ્ટર બનશે.

આવું સૂચક અને આકર્ષક પ્રદર્શન રાજકોટની જનતા માટે પહેલો પ્રસંગ હતો. મુંબાઈ, અમદાવાદ, ભાવનગર, નવસારી વગેરે સ્થળોનાં મળી ૪૦૦ જેટલાં ચિત્રો રજૂ થયાં હતાં. શ્રી સોમાલાલ શાહ, કુમારશ્રી મંગળસિંહજી ને પોરબંદરથી કૅપ્ટન નારણભાઈ બેરે રજૂ કરેલાં ચિત્રો મુખ્ય આકર્ષણ બન્યાં હતાં. સૌરાષ્ટ્રમાં કલાનો નવયુગ પ્રારંભ કરનાર આ પ્રદર્શન એક સૂચક માર્ગસ્તંભ ગણાશે.

રાજકોટ સૌરાષ્ટ્રનું વહીવટી કેન્દ્ર તો બ્રિટિશ સત્તાની સાથે બન્યું હતું; ધર્મેન્દ્ર કૉલેજ થયા પછી ઉચ્ચ કેળવણીનું ઉપયોગી મથક બન્યું અને હવે કલાનાં વિવિધ સ્વરૂપોની તાલીમ અને પ્રગતિ સાધનારી સંસ્થાઓની અપેક્ષા રાખે છે. રાજકોટમાં આવેલા બ્રિટિશ વહીવટી અમલદારોમાંથી કેટલાક કલાદક્ષ અમલદારોએ રાજકોટનો કૉનોટ હૉલ, મ્યૂઝિયમ વગેરે સંસ્થાઓ ઊભી કરેલી, પણ તે હાલ ખોખાં જેવી છે. તેને અભિરુચિ અને વૈજ્ઞાનિક પદ્ધતિનો સમન્વય કરી પ્રજાને આકર્ષણ અને જ્ઞાન આપે એવાં કેન્દ્રો બનાવવાની જરૂર છે. સૌરાષ્ટ્રની જનકળા અને સંસ્કૃતિનાં સંપૂર્ણ સ્વરૂપો રજૂ કરતા નમૂના તથા સંગ્રહો રાજકોટના મ્યૂઝિયમમાં આધુનિક રચના અને સજાવટથી ગોઠવવા જોઇએ, તેમજ સૌરાષ્ટ્રના પ્રાચીન અને અર્વાચીન મહાન પુરુષો, સંતો, બહાદુરો અને કથાપૂર્ણ પ્રસંગોનું ભવ્ય ચિત્રાલય પણ સાથે સાથે સરજાવું જોઇએ.

સૌરાષ્ટ્રનો પ્રવાસી સૌરાષ્ટ્રનો સાચો પરિચય સહજમાં પામી શકે એવાં ચિત્રપ્રકાશનો, દર્શક નકશાઓ અને બની શકે ત્યાં સૌરાષ્ટ્રની પ્રસાદીરૂપ કલાકણિકા જેવા પદાર્થો પ્રાપ્ત કરી શકે એવું વિનિમયસ્થાન Emporium પણ ત્યાં હોવું જોઈએ.

## ગુજરાત સાહિત્ય સભા તરફની વાર્ષિક વાઙ્મયસમીક્ષા

ચાલુ વર્ષે નીચેના સમીક્ષકોને સોંપવામાં આવી છે: લલિત વાઙ્મય માટે—શ્રી રામપ્રસાદ શુક્લ, ૯ નૂતન સોસાએટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬; અને લલિતેતર વાઙ્મય માટે—પ્રો૦ નરસિંહ મૂ. શાહ, ૧૯ પ્રીતમનગર, એલિસબ્રિજ, અમદાવાદ-૬. સૌ લેખક-પ્રકાશકોને સાહિત્ય સભાની આગ્રહપૂર્વક વિનતિ છે કે તેમના તરફથી પ્રગટ થતાં પ્રકાશનો પ્રગટ થાય કે તરત ઉપર જણાવેલાં સરનામાં પ્રમાણે તે તે વિભાગના સમીક્ષકને મોકલી તેઓ આભારી કરશે, જેથી સમીક્ષકને સમીક્ષાના કાર્યમાં સરળતા થાય.

### લેખો, કાવ્યો, ચિત્રો આદિ મોકલનારાઓને

વિનંતિ છે કે પોતાની કૃતિ વિષેનો નિર્ણય જાણવા અગર અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે જરૂરી પોસ્ટેજ પોતાના પૂરા નામ-સરનામા સાથે નહિ મોકલ્યું હોય તો ઉત્તર અગર કૃતિ પાછી મોકલવાનું બનશે નહિ.

વૈજ્ઞાનિક કથાઓમાં અત્યંત પ્રશંસા પામેલી, જૉન રસેલ ફર્નની વાર્તા પરથી ઉતારેલી કથા

# લાલ જાદૂગર

અનુવાદક - અશોક હર્ષ

એકાદ મંગળનિવાસી પૃથ્વી પર આવી પડે અને કોઈ પૃથ્વીવાસીનું લક્ષ પણ તે પ્રત્યે ન ખેંચાય એ ઓછું આશ્ચર્યજનક છે? અને તે પણ એવે સમયે કે જ્યારે પૃથ્વી પરના વિજ્ઞાનીઓ મંગળ સાથેના વ્યવહારની શક્યતાઓ ભાખી રહ્યા હતા?

એ મંગળનિવાસીનું પૃથ્વી પર આગમન રાતના ભાગે જ થયું હોવું જોઇએ. પરંતુ એ આગમન સૂચવતો કશો પ્રકાશ પૃથ્વીના વાતાવરણમાં નહોતો દેખાયો, કે નહોતો વાયુમાં કશો પ્રકંપ પેદા થએલો. અદ્ભુત રહસ્ય સમું એ આગમન હતું. ઇંગ્લંડના સસેક્સ પરગણાની નિર્જન હરિયાળી પર એક ગોવાળ છોકરીએ એ ગોળો જોયો હોવાની વાત વહેતી થયા પછી પોલાદનો એ જંગી ગોળો જોવા માટે લોકમેદની એવી તો ટોળે વળવા લાગેલી કે પોલિસને એની આસપાસની જગ્યા દોરડાં બાંધી સુરક્ષિત રાખવી પડેલી.

એ ઉલ્કાપાત તો નહોતો જ, કારણકે ઉલ્કાસ્તો ખરીને સીધો જમીનમાં જ પેસે; જ્યારે આ ગોળો તો જમીન પર ઉઝરડો સુદ્ધાં પાડ્યા વિના ઘાસ પર પડ્યો હતો! વર્તમાનપત્રોના વૃત્તનિવેદકો (રીપોર્ટરો) એ અદ્ભુત દૃશ્યનાં વર્ણનોના હેવાલો લખી રહ્યા હતા, જ્યારે વિજ્ઞાનના પ્રોફેસરો એના કશા ઉકેલને અભાવે વિચારમાં માથાં ખંજવાળી રહ્યા હતા.

છેવટે પ્રસિદ્ધ વિજ્ઞાની સર ગૅડ્રબી બ્રાઉએ ઑક્સી-એસીટીલીન વડે એ ગોળો ભેદવાનું સૂચવ્યું. એ રીતે ગોળો ભેદાતાં એની અંદરની અગમ્ય યંત્રરચનાએ જેટલું આશ્ચર્ય ઉપજાવ્યું એથી પણ વધુ આશ્ચર્ય તો આવો ક્યાં યે સાંધા કે ફાટ વિનાનો અખંડ ગોળો ભેદીને કોઇ બહાર શી રીતે નીકળી શક્યું હશે એ પ્રશ્ને ઉપજાવ્યું.

આખરે? મંગળના ગ્રહ પરથી જ કોઈ આ ગોળામાં આવી પડ્યું હશે? વિજ્ઞાનનો તર્ક લટકાવવાને એ કલ્પના એકાદ ભવ્ય ખીંટીની ગરજ સારે તેમ હતી. અને 'લંડન ઍરો' પત્રના તરુણ પત્રકાર ડેવિડ ટર્નરે સર ગૅડ્રબી બ્રાઉના મોંએ પણ કશોક સંભવ સાંભળેલો, એટલે એણે તો સત્વર લંડન પહોંચી જઈને બીજાં બધાં વર્તમાનપત્રોને મહાત કરે એવા ચમકદાર સમાચાર ઉપજાવી કાઢ્યા. 'એ શું છે?' એવા પ્રશ્નાર્થ નીચે મંગળનિવાસીના પૃથ્વી પરના અવતરણનું તેણે રોમાંચક બયાન રજૂ કર્યું અને બીજાં બધાં પત્રો કરતાં વધુ સમય તેની ચર્ચા ચાલુ રાખી.

અને એ ચર્ચાને કારણે જ ટર્નરને એક વિલક્ષણ મુલાકાત થવા પામી. 'કોઈક તમને મળવા આવ્યું છે' એમ બોલતી નોકરડીના ચહેરા પર એટલું બધું આશ્ચર્ય એણે જોયું કે તરત તો એ કાંઈ ન સમજી શક્યો. પરંતુ આગળના ખંડમાં એણે જાતે જઈને જોયું ત્યારે એને લાગ્યું કે આગંતુક માટેનું નોકરડીનું આશ્ચર્ય સકારણ હતું.

ખુરશીમાં બેઠેબેઠે પણ આગંતુકનું ઠીંગણું કદ આગળ તરી આવતું. બહુબહુ તો પાંચેક ફૂટની તેની ઊંચાઈ હશે. વદન શીહા કાળા રંગનો સૂટ, એણે પહેર્યો હતો, ને ખમીસને ઠેકાણે પણ કશુંક કાળું જ વસ્ત્ર હતું. એની પીઠ ને છાતી એટલાં બહાર નીકળી આવેલાં હતાં કે એકાદ ખૂંધિયા આદમીનું ભાન કરાવતાં; છતાં ખૂંધિયા જેવો એ કદરૂપ નહોતો લાગતો. હાથે વળી પીળાં મોજાં એણે પહેરેલાં, ને ટોપી (એ પણ કાળી જ) ઉતારીને બાજુના મેજ પર મૂકેલી.

ટર્નર તો ઉઘાડા મસ્તકે બેઠેલા એ આદમીને તાકી જ રહ્યો. આરસ જેવા સફેદ ચહેરા પર આગળ પડતાં તેનાં ચોરસ જડબાંમાં તેના હોઠ સખ્ત બીડેલા રહેલા. લાંબા પાતળા નાકની બન્ને બાજુએ ઝાંખી વાદળી-માંજરી આંખો પર સીધી રેખામાં ભરાવદાર ભમ્મરો આવેલી. અને એનું કપાળ? ટર્નરે જન્મારામાં એવું કપાળ કોઈનું નહોતું જોયું. ભવાંથી માંડીને અક્કડ ઓળેલા એના કાળા ચળકતા વાળ સુધી લગભગ અરધા ફૂટનો વિસ્તાર એ રોકતું. અને એના માથાનો ઘુંમટ? જગતભરની પ્રતિભા જાણે એ ખોપરી નીચે જ વસી હોય એવો ભાસ એ મસ્તક કરાવતું.

'તમે જ મને મળવા માગતા હતા?' છેવટે ટર્નરે પૂછ્યું.

'હા.' ધીમા, ઊંડા ને રણકતા અવાજે, જાણે ટર્નર પર આભાર ચઢાવતો હોય તેમ આગંતુક બોલ્યો. પછી ધીમે રહી એ ઊઠ્યો ને ટર્નરનો હાથ પોતાના હાથમાં લીધો. એ ઠંડા અને મજબૂત હાથનો સ્પર્શ અનુભવતાં ટર્નર સહેજ કંપી ઊઠ્યો ને પછી વિવેકદર્શક અવાજે બોલ્યો, 'કંઈ નહિ; બેસોને.'

અને આગંતુકના બેઠા પછી એની સામે એક ખુરશી ગોઠવતાં તે બોલ્યો, 'મારું એવું શું કામ પડ્યું છે તમને?'

'કામ? જુવાન, તું જાણે છે કે હું મંગળનો નિવાસી છું? મારું નામ સોલિવસ વાસ.'

'ઓહ!' ભયચકિત મૌનમાં સરી પડેલો ટર્નર એટલું જ બોલી શક્યો. જો કે એની અરધી અપેક્ષા તો એવું જ કંઇક સાંભળવાની



જોતજોતાંમાં તો સિંહ-મંડિત નેલ્સન-સ્તંભની ચોમેરનું લંડનનું ટ્રફાલ્ગર સ્કવેરનું આખું મેદાન માનવમેદનીથી ચિક્કાર ભરાઇ ગયું.

હતી, પણ નગ્ન હકીકત તરીકે એ સાંભળીને તો તે રાકક જ થઈ ગયો.

'એ...કંઇક વિચિત્ર નામ તો ખરું.' અનિશ્ચિતપણે કંઈક બોલવાની હિંમત એણે કરી.

'ડેનિઝ ટર્નરનું નામ મને જેવું લાગે, એથી વધુ તો નહિ જ.' વારો શાંતિથી જવાબ આપ્યો 'વારુ. હવે મુદ્દાની વાત પર આવીએ.'

એટલું કહી, પ્રેત જેવા પોતાના બંને હાથ ભીડતો-ચોળતો આનન્દપૂર્વક એ આગળ વધ્યો: 'જુવાન, મેં તને એક બુદ્ધિશાળી ને ખંતીલા આદમી તરીકે શોધી કાઢયો છે. બીજા બધા જ્યારે સરોકસમાં દેખાએલી વસ્તુને જંગી તોપગોળો માની રહ્યા હતા, ત્યારે તે અજ્ઞાનીઓને તેં ચીવટપૂર્વક સાચી વસ્તુ સમજાવી છે.' એમ કહેતાં એણે મોં મચકોડયું, ત્યારે એના સપ્રમાણ સફેદ દાંત સહેજ દેખાયા. ત્યાર બાદ તે પાછો સ્વસ્થ બની ગયો.

'મારી જાતિ મંગળની સપાટીની નીચે ખૂબ ઊંડે રહે છે.' મંદ સ્વરે તે બોલવા લાગ્યો. 'દેખાવમાં તમો પૃથ્વીવાસીઓ સાથે હું અત્યારે દેખાઉં છું એટલી હદે અમે સામ્ય નથી ધરાવતા. કૃત્રિમ સાધનોએ મારું આ રૂપ-ઘડતર સાધવામાં આવ્યુ છે. છતાં તું જુએ છે તેમ મારાં જબરાં ફેફસાં ઢાંકી નથી શકાયાં.'

'વર્ષો થયાં અંતરીક્ષપ્રવાસ માટે અમે લોકો મથી રહ્યા હતા, ત્યારે માંડમાંડ હમણાં સફળ થયા છીએ. પૃથ્વી પર ઊતરવું હોય તો પાર્થિવ પરિસ્થિતિને અનુકૂળ બનવું પડે, એ અનુકૂળતા હું સાધી શક્યો છું. અઠવાડિયા એક પહેલાં હું તમારા ગ્રહ પર આવી લાગ્યો. મારી ભાષાનો પ્રશ્ન તને મૂંઝવે છે કેમ?' ટર્નરના ચહેરા પર કંઇક આશ્ચર્યનો ભાવ જોઇ તેણે આગળ ચલાવ્યું; 'એ તો તદ્દન સરળ છે. તમારા ટૂંકા રેડિયો-તરંગો તમારા વાતાવરણના ઉપલા પડમાં થઇને અંતરીક્ષમાં આબાદ પહોંચી વળે છે એ તું જાણે છે? તમારા કરતાં વધારે વિકસિત અમારાં યાંત્રિક સાધનો વડે તમારાં અનેક રેડિયો-પ્રવચનો અમે ઝીલીએ છીએ. એ વડે તમારી જ નહિ પણ પૃથ્વી પરના અનેક દેશોની ભાષા શીખવી અમને માટે સહેલી બની ગઈ છે. છેલ્લા એક અઠવાડિયાથી હું કોઇ વિશ્વાસપાત્ર વ્યક્તિની શોધમાં હતો; અને અંતે તને શોધી કાઢયો.'

'તમારા અંતરીક્ષયાન પર મારા પત્રમાં મેં બહુ ચર્ચા ચલાવી એ સાચું. પરંતુ હું જે કંઈ લખું તેમાં સર્વદા શ્રદ્ધા જ ધરાવતો હોઉં એવું ઘણીવાર નથી હોતું.' ટર્નરે હિંમત એકઠી કરતાં કહ્યું.

'બરાબર છે.' ટર્નરના ચહેરાનો અભ્યાસ કરતો હોય તેમ થોડી વાર તેને તાકતો રહ્યા બાદ વાસ બોલ્યો. 'કશા જ પુરાવા વિના મારી હકીકત સ્વીકારી લેવાનું હું તને નથી કહેતો, કારણકે પૃથ્વીવાસીઓ પુરાવા વગર કશી વાત માનવા નહિ પ્રેરાય એ હું જાણું છું. તમો પૃથ્વીવાસીઓને હું મંગળના વિજ્ઞાનની શક્તિ દર્શાવવા માગુ છું. તમને એ નવું જાદુ લાગશે, પણ જાદુ જેવું એમાં કશું નથી. હું પૃથ્વીવાસીઓને એવી પ્રતીતિ કરાવવા માગું છું કે મંગળનું વિજ્ઞાન, જો તેઓ ઇચ્છે તો, તેમના પર અકલ્પ્ય આશીર્વાદ ઉતારી શકે તેમ છે. અને હું, એક મંગળનિવાસી, એમના શત્રુ તરીકે નહિ પણ મિત્ર તરીકે આવેલો છું.'

'અને તમે એ આશીર્વાદ અમારા પર શા માટે ઉતારવા માગો છો?' ટર્નરે ઝડપી પ્રશ્ન કર્યો. 'એ માત્ર ઉદારતા છે કે પછી બીજું કંઈ?'

'ના-વ્યવહાર.' મંગળનિવાસી સસ્મિત બોલ્યો. 'તમે ઇચ્છો તો મને મંગળના ગ્રહના એક એલચી તરીકે ગણી શકો છો. હું જે કંઇ કરી બતાવીશ તેનાં મૂળ, અમે મંગળમાં જેને તંત્રવિદ્યા તરીકે ઓળખીએ છીએ તેમાં રહેલાં છે. ભારતમાં એ વિદ્યા સારી પેઠે ખીલેલી, પણ આજે લુપ્તપ્રાય: છે. તિબ્બતના કેટલાક ધર્મગુરુઓ તેનાં મૂળતત્ત્વોનો કિંચિત ખ્યાલ ધરાવે છે. અમો મંગળનિવાસીઓએ તો એ વિદ્યાને એક કલારૂપે ખીલવેલી છે. એનું રહસ્ય પણ તમને બતાવી દેવામાં વાંધો નથી, જે મંગળ પર જેનો અભાવ છે એવી કેટલીક પાર્થિવ વસ્તુઓ અમને એના બદલામાં આપવામાં આવે તો. દાખલા તરીકે શુદ્ધ મીઠું, કાર્બન, વગેરે.'

'પણ પૃથ્વીવાસીઓને ગળે આ બધી હકીકતો તમે શી રીતે ઉતારશો?'

'પ્રત્યક્ષ પ્રયોગથી. આવતી કાલે જ હું તને—જગતભરને એ બતાવી આપીશ. કાલે સવારે દસ વાગ્યે તું ટ્રફાલ્ગર ચોકમાં આવીશ?'

'આવા મહત્ત્વના પ્રસંગની નોંધ લેવા તો હું જગતના કોઈ પણ ભાગમાં પહોંચી જાઉં.'

'મને જો તારા પત્રની સહાય અપાવીશ તો સઘળી અગત્યની બાતમી હું સૌ પહેલી તને જ આપીશ.'

એટલું કહેતાં એ ઊઠયો, અને 'વારુ ત્યારે, કાલે સવારે દસ વાગ્યે' એવી છેલ્લી સૂચના સાથે પોતાની પછવાડે બારણું વાસતો ગયો.

[૨]

ટર્નરે પોતાના પત્રની છેલ્લી આવૃત્તિમાં મંગળનિવાસી વાસ સાથેની પોતાની મુલાકાત છાપીને સારા યે લંડન શહેરમાં સનસનાટી ફેલાવી દીધી. કેટલાક એ સાચી માનતા, કેટલાક એ તરફ વ્યંગ કરતા, પરંતુ માનનારા કે ન માનનારા સઘળા જ બીજે સવારે ટ્રફાલ્ગર ચોકમાં જઈ પહોંચવાને ઉત્સુક તો હતા જ—કંઇ નહિ તો છેવટે ટર્નરના પત્રની ઠેકડી ઉડાવવાને પણ!

ઉનાળાના તેજસ્વી પ્રકાશમાં ટર્નર જ્યારે ટ્રફાલ્ગર ચોકમાં પહોંચ્યો ત્યારે એના અનેક હરીફ પત્રકારોને પણ તેણે ત્યાં આવેલા જોયા. 'કલેરિયન' પત્રવાળી જેન વીનગેટ એમાં મુખ્ય હતી.

ટર્નર ત્યાંથી સહેજ આગળ વધીને નેલ્સનના સ્મારક લગી પહોંચ્યો ત્યાં બિગબેનમાં દસના ટકોરા થયા. એ જ વખતે ફફડાટ કરતાં કેટલાંક કબૂતરોના ઊડવા સાથે ટર્નરને પરિચિત મંદ અવાજ સંભળાયો, 'ગુડ મૉર્નિંગ, મિ. ટર્નર, હું બરાબર વખતસર જ છું ને?'

ટર્નર સહેજ આંખો ચોળતો અવાજની બાજુએ ફર્યો. એકાદ મિનિટ પહેલાં તો મંગળનિવાસીનો કશો પત્તો નહોતો એ એણે એની સગી આંખે જોએલું, અને એટલી જ વારમાં એ આવી પહોંચ્યો હતો—ગઈ કાલના જ પોશાકમાં, પણ એક નાના એટેચી કેસ સાથે.

'ઓહ—હલો!' ટર્નરે સંદેહયુક્ત પ્રત્યુત્તર વાળ્યો. એના હરીફ પત્રકારો તેમજ બીજાઓને એટલી વારમાં ત્યાં ઘેરાઈ વળતા જોઇને સૌને સંબોધતો એ બોલ્યો: 'મિત્રો, આ છે સોલી—'

પરંતુ મંગળનિવાસી તેને વચ્ચે જ અટકાવી દેતો બોલ્યો, 'એ વિધિ મને જ પતાવવા દે દોસ્ત!'

વાસે પોતાની માંજરી આંખો ચારે બાજુ ફેરવી જોઇ. ટર્નરે જોઇ લીધું કે જેન વીનગેટ તેના પ્રત્યે કપડાસભર્યું સ્મિત કરી રહી હતી. વાસે પોતાને માથેથી ટોપી ઉતારીને લોકોને પોતાની જબરી ખોપરી વડે આશ્ચર્યમાં નાખી દેતાં જણાવ્યું: 'ટર્નર તમને કહી રહ્યો હતો તેમ હું છું મંગળનિવાસી સોલીવસ વાસ. મારા આગમનનાં કારણો તો એણે ઠીક રીતે આલેખ્યાં છે. હવે હું મારી શક્તિના પ્રાથમિક ઉદાહરણરૂપે તમને એક વિદ્યા ખેલ કરી બતાવીશ.

એટલું કહી એણે સાથેની નાની પેટી ઉઘાડીને તેમાંથી વીસેક ફૂટનું એક દોરડું કાઢ્યું. એકબે વાર આગસેમ હલાવીને તેણે એ હવામાં અદ્ધર ફેંકાવ્યું. અને ખરેખર! (અનુસંધાન ૫૪ ફરમે)

# રૂપાંકન (Design) કલા



કાપડ પરની વિવિધ ભાતોનાં રૂપસર્જન વિષે કલાકારો વિદ્યાર્થીઓ અને ધંધાદારીઓને માર્ગદર્શન આપતો લેખ

લેખક અને આલેખક · લક્ષ્મીપ્રસાદ સેવક

લાના હરકોઈ ક્ષેત્રમાં રૂપસર્જન (Design)નું તત્ત્વ વત્તે-ઓછે અંશે સમાએલું છે જ. કોઇ પણ શિલ્પ, સ્થાપત્ય કે ચિત્રકૃતિના સંયોજનમાં તે હોવા ઉપરાંત શિલ્પ-સ્થાપત્યની બારીક નકશીમાં તેમજ ચિત્રકૃતિઓનાં પાત્રોનાં વસ્ત્રવિધાન, અલંકાર વગેરેમાં રૂપાંકનનું સ્વરૂપ પ્રકટરીતે મળી આવે છે.

યંત્રયુગ બેઠા પહેલાં ભારતમાં આ કલા એટલી બધી વિકસેલી અને વૃદ્ધિ પામેલી કે દૂરદૂરના દેશોમાં પણ તે સન્માનિત થઈ હતી. કાશ્મીરના ઉચ્ચ કલાનકશીથી ભરેલા શાલદુશાલાએ નેપોલિયન સુદ્ધાંને પણ મોહિત કરેલો. પ્રાચીન મીસર, ગ્રીસ તથા ઇટાલીની કલારસિક પ્રજાએ તો એ કલાને અપનાવી પોતાના જીવનવ્યવહારમાં ઉતારી હતી. કાશ્મીરના ગાલીચા, પડદા, રજાઇઓ, ચાદરો, શેત્રંજીઓ, શાલદુશાલા વગેરે પરના અદ્‌ભુત ભરતકામ ઉપરાંત, કાશીનાં વાસણો પરનું બેનમૂન કોતરકામ તથા પરાપૂર્વથી ચાલતી આવતી રંગોળી પૂરવાની આપણી પ્રથા વગેરે અત્યારે પણ સુપ્રસિદ્ધ છે. સૌરાષ્ટ્ર અને ગુજરાતની ગ્રામ-સુંદરીઓની સુદૃઢ ને નમણી દેહલતાને સૌન્દર્ય બક્ષતાં ભાતીગળ ઘરચોળાં, બાંધણી, પટોળાં, ચુંદડીઓ વગેરે રંગબેરંગી વસ્ત્રવિધાનમાં તથા એમના હાથે બનાવેલાં તોરણો, ચંદરવા, ચાકળા વગેરેમાં રૂપાંકન કલા લહેરી ઊઠેછે આપણાં પ્રાચીન રમકડાંથી માંડી આજના શાંતિનિકેતનનાં ચામડાનાં પાકીટ સુધી પથરાએલી રૂપકલા પરદેશોમાં પણ પ્રસિદ્ધ થઈ ચૂકી છે.

રૂપસર્જનનો વિષય એટલો બધો વૈવિધ્યભરપૂર અને વિસ્તૃત છે કે તેના એકએક વિષયનું બારીક પૃથક્કરણ કરવામાં આવે તો મોટું પુસ્તક ભરાય. પરદેશોમાં આ કલાના વિષયને સ્પર્શતાં અને તેની સમાલોચના કરતાં જાતજાતનાં પુસ્તકો પ્રકટ થએલાં છે, જેથી ત્યાંના કલાકારવર્ગ તથા ત્યાંના ઉદ્યોગોને તેનો પૂર્ણ લાભ મળે છે. રૂપાંકન કલાના અનેકવિધ ક્ષેત્રોમાં વિસ્તરેલી છે. શિલ્પ-સ્થાપત્ય, ભરતગૂંથણ, વાસણો પરની કલાનકશી, રંગોળી, કાગળ-કોતરકામ, ચામડા પરનું નકશીકામ (leather embossing), આભૂષણો, વસ્ત્રો પરની છાપકલા આદિ અગણિત એનાં ક્ષેત્રો છે. પરંતુ પ્રસ્તુત લેખમાં તો માત્ર કાપડના ઉદ્યોગમાં તેની જે ઉપયોગિતા અને વિશિષ્ટતા છે તેને જ રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે.

મનુષ્યની પ્રાથમિક જરૂરિયાતો બેઃ અન્ન ને વસ્ત્ર; એટલે મનુષ્યે આદિકાળથી વસ્ત્ર તથા વસ્ત્રકલાને વિકસાવવા ને શોભાવવા અવિરત પ્રયત્નો કર્યા છે. જૂના કાળમાં લોકો ઘેર સૂતર કાંતી હાથવણાટ દ્વારા કપડાં તૈયાર કરી તે પર જોઇએ તેવા રંગોનાં ભરતગૂંથણ કરી કે જાતજાતની રૂપાકૃતિઓ લાકડાંનાં બીબાં વડે છાપી પોતાની રસવૃત્તિને પોષતા ને પ્રદર્શિત કરતા હતા. પરંતુ કાળક્રમે યંત્રયુગ બેસતાં હાથવણાટ તથા હાથછાપકામના એ ઉદ્યોગને સખ્ત ફટકો પડ્યો. જોકે યંત્ર દ્વારા પણ આ કલાનો તો ઉત્તરોત્તર વધુ ઉપયોગ થતો રહ્યો છે અને અર્વાચીન યુગમાં તેની ઉપયોગિતા અને મહત્તા એકદમ વધી ગઇ છે.

કાપડ પર રૂપસર્જનનું સંયોજન મુખ્યત્વે બે રીતે થાય છેઃ (૧) વણાટકામથી રજૂ કરેલી ભાતો (wowen design) દ્વારા અને (૨) છાપીને રજૂ કરેલી રૂપાકૃતિ (printing design) દ્વારા.

વણાટકામની રૂપાકૃતિ સૂતર, રેશમ યા જરીના તારોના તાણાવાણા ગૂંથીને ઉપજાવાય છે. આ ગૂંથણીની રચના ખૂબ અટપટી હોય છે. વણાટમાં જેટલા તાર લેવાના હોય તેટલા જ તારની મર્યાદામાં ભાત (રૂપાકૃતિ)નો ફરજિયાત સમાવેશ કરવો પડે છે; એટલે શરૂમાં 'ગ્રાફ પેપર' ઉપર આલેખેલાં સમચોરસ ખાનાંની મદદ લઇને વસ્ત્રના તાર પ્રમાણે ખાનાંની ગણત્રી કરી તેમાં તેની ભૂમિકા રચવી પડે છે. એકંદરે આ વિષય ઘણો અઘરો અને માથાકૂટ કરાવનારો ગણાયો છે. વળી વણાટકામ દ્વારા તૈયાર કરેલી રૂપાકૃતિ છાપેલી કૃતિ જેટલો ઉઠાવ આપતી નથી. આ પદ્ધતિથી ઓઢવા-પાથરવાના ચોરસા, ફૂલવેલ ગૂંથેલી કિનારીઓ, સાડીઓ વગેરે જાતનાં વસ્ત્રો 'જૅકાર્ડ' યંત્ર દ્વારા ગૂંથવામાં આવે છે.

એને મુકાબલે છાપેલી રૂપાકૃતિ (printed design) વધુ આકર્ષક અને રસમય હોય છે. એનું આલેખન મુખ્યત્વે બે પ્રકારમાં વહેંચાએલું હોય છેઃ (૧) પ્રાકૃતિક આકારો (natural forms) દ્વારા, અને (૨) ભૌમિતિક આકારો (geometrical forms) દ્વારા.

પ્રાકૃતિક (કુદરતી) આકારોવાળી કૃતિઓમાં દેશદેશની પ્રકૃતિ અનુસાર માનવપાત્રો, પશુપક્ષીઓ, ઝાડપાન, ફળફૂલ; વેલપત્તીઓ વગેરેને સુયોગ્ય અને લલિત વળાંક આપી તેની આકર્ષક ગૂંથણી કરેલી હોય છે; જ્યારે ભૌમિતિક કલાકૃતિઓમાં બિન્દુ, વર્તુળ, લંબગોળ, ત્રિકોણ, ચોરસ, લંબચોરસ, પંચકોણ, ષટ્કોણ, સપ્તકોણ, અષ્ટકોણ વગેરે આકૃતિઓનાં સંયોજનો વડે આલેખન થએલું હોય છે. કલાકારની કલ્પના આ બંને ક્ષેત્રોમાં યથેચ્છ વિહરતી નૈસર્ગિક, કાલ્પનિક, આલંકારિક, ભૌમિતિક, પ્રાચીન, અર્વાચીન, પૌર્વાત્ય, પાશ્ચાત્ય આદિ અનેકવિધ લયમાં જુદીજુદી રૂપાકૃતિઓનાં મનોહર આલેખનો સર્જે છે અને જુદાજુદા દેશની પ્રકૃતિ અને પ્રણાલિકા અનુસાર તેમાં સંયોજન અને ભાવનિરૂપણની રજૂઆત થાય છે.

આ રૂપાકૃતિઓનાં સંયોજન મુખ્યત્વે પાંચ રીતે થઈ શકે છેઃ



૧



૨



૩



૪



૫



૬



૭



૮



૯



૧૦



૧૧



૧૨

(૧) બિન્દુ-આકૃતિઓ (Spot Patterns) : એમાં અસંખ્ય નાનાં તથા મોટાં બિન્દુઓ દ્વારા પ્રાકૃતિક અને ભૌમિતિક આકારોમાં નવીનતાવાળી રૂપાકૃતિઓ રચી શકાય છે. (આકૃતિ નં. ૧ તથા ૨)

(૨) રેખાકૃતિઓ (*Linear Patterns*)માં જાડી, પાતળી, સીધી, ત્રાંસી, આડી, ઊભી, ગોળ અગર વાંકીચૂંકી રેખાઓ દ્વારા તરેહ-તરેહની આકૃતિઓ યોજાય છે. (જુઓ આકૃતિ નં. ૩ તથા ૪).

(૩) પટ્ટા-આકૃતિઓ (Striped Patterns)માં નાના તથા મોટા અથવા તો લાંબા અને પહોળા પટ્ટામાં જુદાજુદા પ્રકારની આકૃતિઓની દૃષ્ટિગમ્ય ગોઠવણી કરી તેને પ્રાકૃતિક તથા ભૌમિતિક સ્વરૂપે આલેખવામાં આવે છે. (જુઓ આકૃતિ નં. ૫ તથા નં. ૬).

(૪) વિરોધી રૂપાંતર (આડાપાટા)ની આકૃતિઓ (*Counter-changes*)માં કૃતિઓનું સંયોજન એવી રીતે કરવામાં આવે છે કે જેથી કરીને પરસ્પરથી ભિન્ન એવી તેની આકારગૂંથણી અનુક્રમે વારાફરતી આવી શકે; જેને ખાલી અને રંગ પૂરેલા વિભાગ દ્વારા, અથવા તો પરસ્પરથી જુદા રંગો દ્વારા વિરોધાભાસી દર્શાવવામાં આવે છે. (જુઓ આકૃતિ નં. ૭ તથા નં. ૮).

(૫) બિછાત-કૃતિઓ (*All–over Patterns*)માં ઉપરનાં ઘણી જાતનાં દૃષ્ટિબિન્દુઓનો સમાવેશ કરતી, પરંતુ છૂટીછવાઈ રીતે રજૂઆત ન કરતાં ઘેરાવદાર અને ક્રમે બને તેમ ઓછી ખાલી જગ્યાવાળી, બિછાત માફક પથરાએલી પ્રાકૃતિક અને ભૌમિતિક આકૃતિઓની રચના થઈ શકે છે (જુઓ આકૃતિ નં. ૯ તથા નં. ૧૦).

આ સિવાય કિનારીઓ (borders) માટેની રૂપાકૃતિઓ પણ સર્જાય છે. (જુઓ આકૃતિ નં. ૧૧ તથા નં. ૧૨).

આ સર્વ રૂપાકૃતિઓની રચના હંમેશાં એવા પ્રકારની હોવી જોઈએ કે જેથી તેનું અનુસંધાન (*Repeat*) ચારે બાજુએ યોગ્ય અને એકધારી રીતે ચાલ્યા જ કરે. (જુઓ આકૃતિ નં ૯ તથા ૧૦: તેમાં જાડી રેખાથી એક ચોરસ ખાનામાં તે આકૃતિનું મૂળ એકમ (unit) દર્શાવ્યું છે.) કૃતિમાં આ પ્રમાણે સાતત્યનો ખ્યાલ રાખવો જ જોઈએ, નહિતર ગમે તેમ અસંબદ્ધરીતે બનાવેલી કૃતિ અધૂરી જ લેખાય; કારણકે તેમાં કૃતિની પુનરાવૃત્તિ કરવા માટેનું અનુસંધાન(*Repeat*)બેસી શકતું નથી હવે આ સર્વ જાતની રૂપાકૃતિઓને કાપડ પર કેવી રીતે છાપવામાં આવે છે તે જોઈએ.

કાપડ પર મુખ્યત્વે નીચે દર્શાવ્યા પ્રમાણે કૃતિઓ છપાય છે: (૧) હાથ-બીબાંથી (Hand Block Printing); (૨) વેલણચક્રથી (*Roll Printing*); (૩) છાંટથી (*Spray Printing*); (૪) જાળીના ફરમાથી (Screen Printing).

હાથ-બીબાથી વસ્ત્રને છાપવાની કલા માટે તો ભારત પ્રાચીન યુગથી સુપ્રસિદ્ધ છે. કઠણ અને મજબૂત લાકડાના ટુકડા પર રૂપાકૃતિ ચીતરેલો પાતળો કાગળ પ્રથમ ચોંટાડી તેને બારીક છીણીઓ તથા ટાંકણાં જેવાં હથિયારોથી કોરીકોરીને રૂપાકૃતિની રેખાઓને ઉપસાવી લેવામાં આવે છે. પછી તે બીબા વડે મનગમતા રંગથી કાપડ છાપવામાં આવે છે. આકૃતિ વિવિધરંગી હોય તો જેટલા રંગોની એ કૃતિ હોય તે દરેક રંગ દીઠ જુદાં લાકડાનાં બીબાં કોતરી કાઢવાં પડે છે. સામાન્ય રીતે આ બીબાંનું કદ ૬×૬×૩ ઇંચથી માંડીને ૨૦×૧૫×૪ ઇંચ સુધીનું હોય છે. છીપા તથા ભાવસાર કોમ આ મશહૂર કારીગરી માટે સૈકાઓથી પ્રખ્યાત છે.

વેલણ ચક્ર (*Roll Printing*)થી છાપવાની કલા બહુ ઉપકારક નીવડી છે. મોટી મોટી મીલોમાં આ યંત્રથી દિવસના હજારો વાર કાપડ સુંદર અને સફાઈદાર રીતે ચોકસાઈથી છપાય છે. એમાં ત્રાંબાનાં જંગી વેલણચક્રો (Rollers) પર વૈજ્ઞાનિક પદ્ધતિથી રૂપાકૃતિને કોતરવામાં આવે છે. લાકડાનાં બીબાંમાં આકૃતિઓ ઉપસાવીને કોતરવામાં આવે છે, જ્યારે આમાં, તેનાથી ઊલટી રીતે, 'રોલ'ની સપાટીમાં કૃતિને ઊંડી કોતરી કાઢવામાં આવે છે. પછી આવા બે 'રોલ' વચ્ચેથી જ્યારે કાપડ યંત્રમાં પસાર થાય ત્યારે રંગથી લેપાએલા એ 'રોલર'ના કોતરેલા ભાગમાં ભરાઈ રહેલા રંગ વડે કાપડ પર છાપ પડે છે. જાપાનમાં આ રીતે કોરેલા લાકડાના 'રોલર' વડે પણ કાપડ છાપવામાં આવે છે. પણ લાકડાના 'રોલર' જલદી નાશ પામે છે, તેથી મુખ્યત્વે ત્રાંબાના 'રોલર'નો ઉપયોગ થાય છે. આમાં પણ જેટલા રંગની કૃતિ હોય તેટલાં વેલણચક્રો (Rollers) વપરાય છે.

છાંટ પદ્ધતિ(Spray Printing)થી પણ કાપડ પર ઝીણી નકશી છાપી શકાય છે. ફક્ત એક જ રંગમાં માત્ર ઝીણી છાંટના પલટા દ્વારા આકૃતિના તેજ-છાયાના પ્રકારોનો સુસ્પષ્ટ ઉઠાવ આપી શકાય છે. પહેલાં જાડા કાગળ કે પતરામાં રૂપાકૃતિને (Stencils), કોતરી કાઢી તેના પર રંગના દ્રાવણ ભરેલી પિચકારી(Spray-gun)થી બારીક છંટકાવ કરવામાં આવે છે, જેથી કાપડ પર તે રંગનાં ઝીણાં રજકણો છંટાય છે અને સમસ્ત કૃતિ આવાં રજકણો વડે જ બની રહે છે. આ રંગપીચકારીમાંના છિદ્રને નાનું-મોટું કરવાની ગોઠવણ હોવાથી રજકણો નાનાંમોટાં છાપી શકાય છે, જેને લઈને કુદરતી છાયા–પ્રકાશના સંયોજનનો ખ્યાલ આપી શકાય છે.

પણ આ સર્વ પ્રકારો કરતાં સૌથી સુંદર ઉઠાવ તો જાળીના ફરમા (Screen Printing)થી આવી શકે છે. કેટલીક કૃતિઓ એવી હોય છે કે જેનો લાકડાનાં બીબાંથી છાપે તો જ ઉઠાવ આવી શકે; જ્યારે કેટલીક એવી હોય છે કે જેને બેલણયંત્રથી અથવા તો છાંટ-પદ્ધતિથી છાપે તો જ ઉઠાવ આપી શકાય છે. પરંતુ જાળીના ફરમાની પદ્ધતિથી તો ગમે તેવી અઘરી કૃતિ પણ સુસાધ્ય થઇ શકે છે. ઉપરાંત આ પદ્ધતિથી મોટામોટા કદની આકૃતિઓ પણ સુરેખ અને રંગલાલિત્યથી ભરપૂરરીતે કાપડ પર છાપી શકાય છે. જે કોઇ ચિત્રકૃતિ છાપવાની હોય તેને કાગળ પર દોરી, ઝીણી ધારદાર નરેણી કે બ્લેડથી કાપીને, જસત કે ત્રાંબાની ઝીણી જાળી પર ચોંટાડી, લાકડાના ચોકઠાની ફ્રેમમાં બરાબર મઢી લેવામાં આવે છે. ત્યાર બાદ છાપવાના વસ્ત્રના તાકાને સરખાં ટેબલની લાંબી હાર પર, કરચલીઓ ન પડે તેવી રીતે, ગુંદર અથવા તો મીણથી ચોંટાડવામાં આવે છે. તે પછી કોપડ પર આકૃતિવાળું ચોકઠું મૂકી, તેની સોંસરી, રંગના તૈયાર કરેલા ઘટ્ટ મસાલા વડે છાપ પાડવામાં આવે છે, જેથી રંગનું પાતળું પડ વસ્ત્ર પર બેસી જઈ ભાત પડે છે. આમાં પણ જેટલા રંગની રૂપાકૃતિ કે ચિત્રકૃતિ હોય તેટલાં ચોકઠાં તૈયાર કરવાં પડે છે અને તેને, પરસ્પરનું અનુસંધાન (Repeat) મેળવી, એક પછી એક રંગોમાં છાપી પૂર્ણરીતે ઉઠાવ આપી શકાય છે.

ઉપર દર્શાવેલી પદ્ધતિઓની વિગતો જો ચિત્રકારના ધ્યાનમાં ન હોય તો તે આગળ વધી શકતો નથી, પરન્તુ જો તે સમગ્ર વસ્તુસ્થિતિ નજર સમક્ષ રાખી રૂપાકૃતિઓનું આલેખન કરે તો તે જરૂર જુદાજુદા દૃષ્ટિકોણવાળી અને નવીન વૈવિધ્યભરી કૃતિઓ સર્જી શકે છે. વળી તેનામાં સંયોજનકલા ઉપરાંત રંગવિધાનનું જ્ઞાન પણ ખાસ જરૂરી છે. કયી જાતની કૃતિમાં કયા રંગોની મિલાવટ પૂરી મોહકતા અર્પી શકશે તેનો તેણે પ્રથમથી સચોટખ્યાલ રાખવો ઘટે છે. સુંદર રંગપૂરણી સાદી કૃતિના આલેખનને પણ વધુ નયનરંજક બનાવી શકે છે. કલાકાર ઘેરા કે આછા, પ્રકાશિત કે ઠંડા રંગોની યથાસ્થાને અનેરી ઝલક આપી કૃતિને ચમત્કારિક ઉઠાવ આપી શકે છે. અને આ કૃતિઓનાં સંયોજન તથા રંગોના પરિપૂર્ણ જ્ઞાન માટે તો કુદરત જેવો અખૂટ ખજાનો બીજો એકે ય નથી. સંયોજકે વારંવાર જઈ તેને ખોળે તેનું યોગ્ય નિરીક્ષણ કરી, તે દ્વારા જેટલું મળે તેટલું વિચારોનું વૈવિધ્ય મેળવવું જોઇએ. આ ઉપરાંત કુદરતે બક્ષેલાં અજબ રંગમિશ્રિત પાંખોવાળાં પતંગિયાં, વિવિધરંગી પુષ્પસૃષ્ટિ તથા જાતજાતનાં રંગબેરંગી પક્ષીઓનાં પીંછાં વગેરેમાંથી પણ રંગપૂરણીની અદ્ભુત પ્રેરણા મળી રહે છે.

રૂપસર્જનની આ કલા નિત્યનવીન હોવા છતાં અનંત છે. દેશદેશના કલાકારોએ આ મનોહારી કલાને પોતપોતાની સંસ્કૃતિ અને પ્રકૃતિ અનુસાર ખીલવવા પ્રયત્નો કર્યાં છે. ભારતીય કલાકારોનાં ફળદ્રુપ ભેજાંએ તો તરેહતરેહની અસંખ્યાત રૂપાકૃતિઓનાં સર્જન કરીને આ કલાની સુવાસ જગતભરમાં પ્રસરાવી છે.



મથાળે તથા તદ્દન નીચે: સાડી માટે બે ડિઝાઇનોના નમૂના



આકૃતિ નં. ૧૧ તથા ૧૨: કિનારીઓ માટેની રૂપાકૃતિઓ



આ કલામાં આલેખકને પોતાના હાથ પર પૂર્ણ પ્રભુત્વ હોવું જોઈએ, કારણકે તેને અત્યંત ઝીણી નકશી સુસ્પષ્ટ અને સુરેખ રીતે આલેખવી પડે છે. શરૂઆતમાં તો એકાગ્રતા અને હાથનો મરોડ એટલે બધે દરજ્જે સુસાધ્ય નથી થતાં; પરન્તુ મહાવરાથી ધીમેધીમે હાથ ઘડાઈ જાય છે. 'મહેનત વગર મહુલા નથી' એ સૂત્ર અનુસાર જેઓ સમય-શક્તિનો ભોગ આપે છે તેઓ પૂર્ણતાની ટોચે પહોંચે છે.

આપણા કરતાં પરદેશીઓએ આ વિષયની સુંદર માવજત કરી છે અને તેના ઉપયોગના ફેલાવા માટે જુદાંજુદાં પુસ્તકો પ્રગટ કર્યાં છે. હજી સુધી ગુજરાતીમાં આ કળા પર એક પણ માર્ગદર્શક પુસ્તક પ્રગટ થયું નથી એ વેપાર અને વાણિજ્યમાં આગળ રહેતા ગુજરાત માટે દિલગીરીભર્યું છે. કોઈ પણ કલાસંસ્થાએ આ અંગ માટે ખાસ પ્રયત્નો કર્યા નથી; પરન્તુ હવે જ્યારે કેળવણીમાં કલાને અગ્રસ્થાન મળવાનું છે ત્યારે આ ટૂંક માહિતી ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

# હાઈડ્રોજન પેરૉક્સાઇડ

રોજિંદા જીવનમાં વિજ્ઞાનનો ફાળો - હપતો ૩૪ મો

લેખક - ડૉ. ન. મૂ. શાહ, એમ.એસસી.પીએચ.ડી.

ઓઝોનના જેવો જ બીજો પ્રબળ જારણકર્તા ને ઉપયોગી આ હાઈડ્રોજન પેરૉક્સાઇડ પ્રમાણમાં વિશેષ જાણીતો છે. આ પદાર્થ કુદરતમાં જડતો નથી. એની બનાવટ તો વિજ્ઞાનની જ કરામત છે. ઈ. ૧૮૧૮માં ફ્રાન્સના રસાયનશાસ્ત્રી થેનાર્ડે તે શોધી કાઢી સંશોધન કર્યું. તે પાણી જેવો જ પ્રવાહી છે, પરંતુ તેમાં પાણી કરતાં એક અણુ ઑક્સિજન વધારે હોવાથી તેને હાઈડ્રોજન પેરૉક્સાઇડ કહે છે. પાણીને રાસાયનિક પરિભાષામાં 'હાઈડ્રોજન ઑક્સાઈડ' કહે છે ને 'ઑક્સિજન યુક્ત પાણી' એટલે હાઈડ્રોજન પેરૉક્સાઇડ. ગુજરાતીમાં પણ આ અંગ્રેજી નામ જ રૂઢ થઈ ગયું છે.

બેરિયમ ઑક્સાઈડને (રાસાયનિક સંબંધે આ ઑક્સાઇડ ચૂનાનો ભાઈ છે) ઑક્સિજનના વાતાવરણમાં ગરમ કરવાથી તે ઑક્સિજન વાયુને શોષે છે અને તેમાંથી બેરિયમ પેરૉક્સાઇડ નામનો પદાર્થ ઉત્પન્ન થાય છે. આ પેરૉક્સાઇડને ઠંડા હાઇડ્રોક્લોરિક યા સલ્ફ્યુરિક ઍસિડના દ્રાવણમાં ભેળવવાથી રાસાયનિક ક્રિયા થાય છે અને તેમાંથી હાઈડ્રોજન પેરૉક્સાઇડનું પાણીવાળું દ્રાવણ છૂટું પડે છે. હાઈડ્રોજન પેરૉક્સાઈડવાળા દ્રાવણની કસોટી એ કે તેમાં પોટૅસ્યમ આયોડાઈડનું દ્રાવણ નાખવાથી તેમાંથી આયોડિન છૂટે છે.

આ જ રીતે સોડિયમ ધાતુના પેરૉક્સાઈડમાંથી પણ હાઇડ્રોજન પેરૉક્સાઇડ બનાવી શકાય છે. વળી બળતા હાઇડ્રોજનની જ્યોતને બરફ પર રાખવાથી પણ હાઈડ્રોજન પેરૉક્સાઈડ બને છે. ઑક્સિજન વાયુને પાણીમાં ઓગાળીને તેના પર અલ્ટ્રા-વાયોલેટ કિરણો છોડવાથી પણ જૂજ હાઈડ્રોજન પેરૉક્સાઇડ બને છે

હાઇડ્રોજન પેરૉક્સાઇડ પાણી કરતાં ઓછા વાયુ-પરિણામી (volatile) છે. તેના દ્રાવણને નિર્વાતક વાસણમાં ઉકાળવાથી પ્રથમ પાણી અને પછી હાઈડ્રોજન પેરૉક્સાઈડ નીકળે છે. આ રીતે હાઇડ્રોજન પેરૉક્સાઇડના દ્રાવણને જલદ બનાવવામાં આવે છે. મર્ક કંપનીવાળા ૩૦ ટકા પેરૉક્સાઇડવાળું દ્રાવણ આ રીતે બનાવે છે, જે 'પરહાઇડ્રોલ' તરીકે બજારમાં મળે છે. શુદ્ધ હાઇડ્રોજન પેરૉક્સાઈડ પાણી જેવો હોય છે ને નાઈટ્રિક ઍસિડ જેવી તેની ગંધ આવે છે. તે ગરમ કરવાથી ભડકા સાથે ફાટે છે. તેમાં ર ઑકદમ સળગી ઊઠે. હાઇડ્રોજન પેરૉક્સાઈડનાં પાતળાં પાણીવાળાં દ્રાવણ સામાન્યરીતે સ્થિર રહે છે, પરંતુ જો તેમાં અશુદ્ધિઓ હોય તો તેમનું વિઘટન થાય છે.

હાઈડ્રોજન પેરૉક્સાઇડની કિંમત તે કેટલો ઑક્સિજન આપે છે તેના પરથી અંકાય છે. તેમાં પાણી ઉમેરી હળવો કરવામાં આવ્યો હોય યા લાંબા વખત સુધી પડી રહેલ જૂનું હાઇડ્રોજન પેરૉક્સાઈડનું દ્રાવણ હોય તો તે શોધી કાઢવા માટે નીચે આપેલી માહિતી ઉપયોગી થશે: બજારમાં મળતા હાઈડ્રોજન પેરૉક્સાઇડની બાટલીના લેબલ પર '૧૦ વૉલ્યુમ' યા '૨૦ વૉલ્યુમ' એમ છાપેલું હોય છે. તેનો અર્થ એ કે એ પ્રત્યેક અનુક્રમે પોતાના વૉલ્યુમ કરતાં ૧૦ ગણો ઑક્સિજન આપે છે. એટલે જો ૧૦ વૉલ્યુમવાળા ૧૦૦ ઘન સેન્ટીમીટર લઈએ, તો ૧૦×૧૦૦=એક હજાર ઘન સેન્ટીમીટર ઑક્સિજન વાયુ (શૂન્ય ડિગ્રી સેન્ટીગ્રેડ અને ૭૬૦ મીલીમીટર દબાણમાં) તે આપશે. ૧૦ વૉલ્યુમવાળા હાઇડ્રોજન પેરૉક્સાઈડમાં ૩.૦૪ ટકા શુદ્ધ હાઈડ્રોજન પેરૉક્સાઈડ હોય છે.

હાઈડ્રોજન પેરૉક્સાઈડનું વિઘટન થતાં તેમાંથી ઑક્સિજન ને પાણી બને છે, એટલે તે પ્રબળ જારણકર્તા પદાર્થ છે. તેનું પાતળું દ્રાવણ જંતુવિનાશક તરીકે ઔષધમાં વપરાય છે. કાનના દુખાવામાં તેનાં ટીપાં નાખવામાં આવે છે. વાઢકાપમાં ઘા ધોવા માટે પણ તેનો ઉપયોગ થાય છે. મોં સાફ કરવા તેના કોગળા કરવામાં આવે છે. તે ક્લોરીન જેવો જલદ બ્લીચિંગ પદાર્થ નથી, એટલે મુલાયમ ચીજોને રંગવિહીન કરવામાં પણ તેનો ઉપયોગ થાય છે. રેશમ ને પીંછાં જેવી ચીજોને ક્લોરીન વડે બ્લીચ કરવાથી તેમને નુકસાન પહોંચે છે. વાળને હાઇડ્રોજન પેરૉક્સાઈડ વડે ધોવાથી સોનેરી રંગના થાય છે. જૂનાં ઑઇલ પેઈન્ટિંગ કાળાં પડી ગયાં હોય તો તેના પર હાઇડ્રોજન પેરૉક્સાઈડના દ્રાવણનું પોતું ફેરવવાથી તે પાછાં ઉજળાં બને. કાપડની મિલોમાં કાપડને ઉકાળ્યા વિના સતત બ્લીચ કરવા માટે હાઈડ્રોજન પેરૉક્સાઇડનો ઉપયોગ કરી એક નવી પદ્ધતિ યોજવામાં આવી છે. ક્લોરીન વડે બ્લીચ કરેલા કાપડમાંથી વધારાનો ક્લોરીન દૂર કરવા હાઈડ્રોજન પેરૉક્સાઈડનો ઉપયોગ ક્લોરીન-વિરોધી (anti-chlorin) તરીકે થાય છે. ફોટોગ્રાફિક પ્લેઈટ ઉપર હાઇડ્રોજન પેરૉક્સાઇડ એકદમ અસર કરે છે.

હાઇડ્રોજન પેરૉક્સાઈડની કસોટીમાં પોટાસ્યમ આયોડાઈડ ઉપરાંત નીચેના પદાર્થો પણ વપરાય છે. આ પદાર્થો ખાસ રંગો પેદા કરે છે, જે હાઈડ્રોજન પેરૉક્સાઈડની હાજરી પુરવાર કરે છે: (૧) પાતળા સલ્ફ્યુરિક ઍસિડમાં ટીટેનિયમ ડાયૉક્સાઈડનું દ્રાવણ હાઇડ્રોજન પેરૉક્સાઈડ સાથે ભેળવવાથી પીળો રંગ પેદા થાય છે. (૨) પોટાસ્યમ ડાઇક્રોમેટ ને સલ્ફ્યુરિક ઍસિડના દ્રાવણમાં હાઈડ્રોજન પેરૉક્સાઇડનું પાતળું દ્રાવણ ઉમેરવાથી ઘેરો વાદળી રંગ પેદા થાય છે. આ રંગ અસ્થિર છે, એટલે તે એકદમ અદૃશ્ય થાય છે, પણ જો ઇથરની સાથે તેને હલાવવામાં આવે તો ઇથર વાદળી બની જાય છે. થોડા વખત પછી ઈથર ઊડી જતાં પાછળ લીલું દ્રાવણ રહે છે.

# આંગળાંનાં છાપ



લેખક
નીરા નાયક
રતુ નાયક

ડિટેક્ટિવ ખાતાનાં ગુનાશોધક સાધનોનો પરિચય આપતી આ લેખમાળાનો પ્રારંભલેખ ગયે વર્ષે છેલ્લા અંકમાં આપીને, તે સાથે એ દિશામાં પ્રશંસાયુક્ત કાર્ય કરી પરદેશમાં પ્રતિષ્ઠા મેળવનાર એક પ્રતિભાવાન હિંદી શ્રી શિવાબાસપ્પાનો પરિચય પણ આપ્યો હતો. લશ્કર, પોલીસ, જાસૂસી વગેરે દિશાઓ તરફ ગુજરાતીઓનું વલણ સદા ઓછું રહ્યું છે. પણ હવે તો દેશની એ સંરક્ષણાત્મક હરોળોમાં પણ પ્રજાએ સક્રિય રસ લીધા વિના છૂટકો નથી.

છેક સને ૧૮૯૮ની વાત છે. આસામના એક ચાના બગીચાના માલિકનું ખૂન થયું. તેની પથારીમાં ગળું કપાએલી અવસ્થામાં તે મળી આવ્યો. પાસેની તેની કાગળોની પેટી અને તિજોરી અસ્તવ્યસ્ત હતાં અને તિજોરીની મોટી રકમ બધી જ કોઈ ચોરી ગયું હતું. ખૂન થયું તે વેળાનું કોઇ સાક્ષી તો હતું જ નહિ. એટલે કોણે કોણે ખૂન કર્યું હોઈ શકે એનાં અનુમાનો કરાયાં. એમાં બબરચી, રખાત, બાગમાંનો મજૂર, પાસે પડાવ નાખી પડેલા કાબુલીઓ અને પહેલાં નોકરીમાં રાખેલો ને પાછળથી ચોરી કરતાં પકડાવેલો જૂનો નોકર (જે તાજેતરમાં જેલમાંથી છૂટ્યો હતો) એટલા ઉપર શક મુકાયા અને તપાસ શરૂ કરાઈ, પણ પાયાદાર કશું ન મળ્યું. છેવટે બબરચી ઉપર શક પાકો થયો, કેમકે એના શરીરનાં કપડાં ઉપરથી લોહીના ડાઘ મળી આવ્યા. પણ એણે જણાવ્યું કે એ લોહી તો પોતે માલિકના ખાણા માટે કબૂતર મારી લાવેલો તેનું હતું. આથી એ લોહીનું રાસાયનિક પૃથક્કરણ કરાયું અને બબરચીની વાત સાચી પડી. ફરી પાછી ઝીણવટભરી તપાસ ચાલી. એમાં કાગળ-પત્રોમાંના એક કૅલેન્ડર પર લોહીનાં કેટલાંક ઝાંખાં ભૂરાં નિશાન મળી આવ્યાં. એની તપાસ કરતાં આંગળાંની છાપ ઉપસી આવી અને એ છાપને બંગાળાની મુખ્ય પોલીસ કચેરીએ લઇ જઇને સરખાવવામાં આવી ત્યારે એ છાપ પેલા જેલમાંથી છૂટેલા જૂના નોકરની નીકળી; અને કૅલેન્ડર પરના ડાઘમાંના લોહીની તપાસમાં એ લોહી પેલા ચાના બગીચાના માલિકનું જ નીકળ્યું! છેવટે ખૂનીએ એકરાર કર્યો. તિજોરીની ચાવી શોધતાં એના લોહીવાળા હાથનાં નિશાન બાજુના કાગળપત્રો સાથેના કૅલેન્ડર ઉપર અજાણતાં જ પડી ગએલાં, તે પાછળથી આ ખૂનનું રહસ્ય શોધવામાં મદદરૂપ નીવડ્યાં.

આજે તો એ લગભગ જાણીતી વાત થઇ ગઇ છે કે દુનિયાભરમાં ભાગ્યે જ કોઇ બે માણસોનાં હાથનાં આંગળાંની છાપો મળતી આવે છે; અને આ અદ્‌ભુત વૈજ્ઞાનિક સત્યે ગુનાશોધનના કાર્યને બહુ ઝડપી અને સરળ બનાવી દીધું છે. પણ આજથી અરધી સદી ઉપર હિંદમાં આ નવી જ તરકીબથી જ્યારે ઉપલા કિસ્સામાંનો ખૂની પકડાયો ત્યારે તો આ શોધ એક જાદુના જેવી ચમત્કારિક જણાઈ હતી!

પ્રાણીઓની દરેક વ્યક્તિગત પિછાનનું કોઇ સાધન ખરું કે નહિ? એની શોધ કરતાંકરતાં મહામહેનતને અંતે વૈજ્ઞાનિકોને જણાયું છે કે હાથપગનાં આંગળાંની રેખાઓ એ કુદરતે એક એવું સાધન રચ્યું છે કે જે એકમેકથી તદ્દન જ ભિન્ન છે.

હાથ અને પગને સામાન્યરીતે વધારે ઘસારો વેઠવાનો હોય છે. કંઈ પકડવામાં, બનાવવામાં, લખવામાં, ચાલવામાં વગેરેમાં હાથ ને



મથાળે આપેલું ચિત્ર એક ખૂનીના લોહીથી ખરડાએલા અંગૂઠાની ખરેખરી છાપનું છે; અને તેની નીચેની આકૃતિ એ છાપ સ્પષ્ટરીતે તપાસીને ઓળખી શકાય તે માટે તેના ઉપરથી મોટું કરેલું આલેખન છે. તેમાં દર્શાવેલા A થી S સુધીના અક્ષરો એ છાપને પારખવા માટેના લાક્ષણિક મુદ્દાઓ દર્શાવતા વળાંકના છે. દાખલા તરીકે S B વાળી સીધી લીટી એ છાપમાંના વળાંકાઓનાં બે અંતિમ બિન્દુઓ S અને B દર્શાવે છે. તેને આધારે એમાં કેટલા ને કેવા વળાંકા આવ્યા તે ગણી લઇને બ્યૂરોના સંગ્રહમાંની છાપો જોડે સરખાવતાં એક છાપ સાથે તે મળતી આવી; તે પરથી તે છાપવાળા નામ-સરનામાના માણસને ખોળી કાઢી, તલાશી લેતાં ને ખૂની હોવાના બીજા પુરાવા પણ મળી આવ્યા; અને આ છાપને આધારે તેને દેહાંત દંડની સજા થઇ

પગને જ વધુ ઘસારો સહન કરવાનો છે. તેથી કુદરતે એ બે સ્થળોમાં રેખાઓની કરચલીઓવાળી ચામડી મૂકી છે, જેથી લાંબો સમય એ કાર્ય થઇ શકે. હાથ કે પગ સાવ લીસા હોત તો કંઇ પકડવામાં તેમજ ચાલવામાં બહુ મુશ્કેલી આવત. આથી કરચલીઓવાળી ચામડી ગોઠવીને એ ભાગોને થોડાક ખરબચડા બનાવ્યા છે, જેથી હાથમાં પકડેલો પદાર્થ સરકી ન જાય ને પગથી સારી રીતે ચાલી શકાય. વળી હાથપગની આ રેખાઓ, જલદી ઈજાઓ પણ ન થાય, અને થાય તો યે ઝટ મટી જાય, એ હેતુ પણ સારતી જણાય છે એટલે, શરીરવિજ્ઞાનશાસ્ત્રીઓ જે કેવળ એટલું જ કહે છે કે આ હાથપગની રેખાઓ પરસેવો બહાર ઝમાવવા માટે અને સ્પર્શમાં સુવિધા લાવવા માટે જ છે, એ અમુક અંશે અધૂરું લાગે છે.

પણ આ રેખાઓની વિવિધ આકૃતિઓમાં સૌથી વધારે રસ લીધો હોય તો જ્યોતિષશાસ્ત્રીઓએ. અને એ શાસ્ત્રની પહેલી ખીલવણીનું માન હિંદને ફાળે જાય છે. અલબત્ત, ચીનમાં એ પહેલાં પણ હાથના પંજાનાં અમુક ચિહ્નોને શુભ-અશુભ માનવાનો રિવાજ હતો; પણ શાસ્ત્રીય પદ્ધતિએ એનું વર્ગીકરણ કરી એનું શાસ્ત્ર તો સૌ પહેલાં હિંદે જ બનાવ્યું. છતાં શંખ, ચક્ર, મત્સ્ય વગેરે નામોથી



આંગળાંની છાપના આઠ વિભાગો દર્શાવતા નમૂનાઃ મથાળે ડાબી બાજુથીઃ (૧) Archનો નમૂનો; (૨) Tented Arch; (૩) Loop અને (૪) Whol· નીચલી હારઃ (૧) Central Pocket; (૨) Lateral Pocket; (૩) Twinned Loop અને (૪) Accidental.

એની મનુષ્યના વ્યક્તિત્વ સાથે ગોઠવણી કર્યાથી આગળ બીજો વિશેષ એનો ઉપયોગ તો હિંદવાસીઓના યે ખ્યાલમાં આવ્યો નહોતો.

પણ ચીનાઓએ જ્યોતિષ ઉપરાંત પણ એનો બીજો ઉપયોગ કરી જાણ્યો હતો. ત્યાંના અભણ લોકો સાથેની લેવડદેવડમાં એમના અંગૂઠાનું નિશાન લેવાનો રિવાજ ત્યાં પ્રચલિત બન્યો હતો.

ઈ.સ. પૂર્વે ૨૪૬-૨૧૦માં તે-ઈન-શી નામના રાજાના અમલમાં સરકાર-માલિકીની વસ્તુઓ પર સીલ કરતી વખતે રાજાના હાથના ...નું નિશાન વપરાતું ત્યાં શરૂ થએલું. પછી તો બીજાં એવાં સીલ બનાવવામાં આવતાં, જેની એક બાજુ રાજાનું નામ હોય અને બીજી બાજુ એના અંગૂઠાની છાપ હોય. વાંસપત્રો ઉપર પણ પાછી સીલની મહોર કરવામાં આવતી. પરંતુ ચીનાઓ પણ આથી ...ધ એનો ઉપયોગ કરી શક્યા નહિ.

*હાથનાં આંગળાંના નિશાનના આ ઈતિહાસનો ત્યાર પછીનો* વિકાસ તો છેક સને ૧૮૨૩ સુધી પહોંચ્યા પછી જ જાણવા મળે છે. એ સાલમાં પ્રોફેસર જોહાનિસ પુર્કિન્જેએ શરીરશાસ્ત્રનો અભ્યાસ કરતાંકરતાં એવી એક શોધ બહાર પાડી કે આગળા આગળની ચામડીઓ કરચલીવાળી છે અને તે કરચલીઓથી બનતી રેખાઓ એકેએક માણસમાં જુદા જ પ્રકારની હોય છે! વળી પ્રાણીના જન્મથી તે એના મૃત્યુ સુધી આંગળાંની આ રેખાઓ એકસરખી જ રહે છે, એટલું જ નહિ પણ મરણ પછી પણ એમાં કશો જ ફેરફાર થતો નથી. કંઈ ઘા, કોઈ રોગની અસર કે એવું કંઈ નુકસાન થાય તો પણ પાછળથી પાછી એ રેખાઓ તો પૂર્વની અવસ્થા ધારણ કરી લે છે. જોકે આ શોધ ઉપરથી એમને વ્યક્તિગતરીતે મનુષ્યોને જુદા તારવવાનું સૂઝેલું કે નહિ એ હજુ ચોક્કસ નથી.

વળી પાછો થોડાંક વર્ષ એ વિષય લોકો વિસરી ગયા; પણ સને ૧૮૫૮માં હિંદુસ્તાનમાં બંગાળના અંગ્રેજ સરકારના પ્રતિનિધિ સર વિલિયમ હર્શેલે, કોઈ ખોટાં નામોએ નોંધાવી બીજાની વસ્તુઓ ન ઝડપી લે એ માટે, સરકારી દફતરોમાં માલમિલકતોના માલિકોના અંગૂઠાનાં નિશાનો રાખવાનું ઠરાવ્યું. જોકે એનું પરિણામ ઘણું સુંદર આવ્યું, છતાં યે એના ગયા પછી બીજા અંગ્રેજ અમલદારો એ પદ્ધતિને અમલમાં ચાલુ રાખી શક્યા નહિ.

આમ, આધુનિક આંગળાંની છાપની પદ્ધતિનું બીજારોપણ કરનાર તો હર્શેલને જ માનવો રહ્યો. એ પછી ૧૮૭૭માં ટોકિયોમાં વસતો ડૉક્ટર હેન્રી ફોલ્ડ્સ પુરાણા જાપાનીઝ માટીકામના નમૂનાઓ પરનાં આંગળાંની રેખાની રચના દ્વારા થતા કળાકામથી આ બાબતમાં વધારે રસ લેતો થયો, અને સૌ પ્રથમ છાપવાની શાહીથી આંગળાંની છાપ લેવાની પદ્ધતિ એણે આપી. આમ, હર્શેલ અને ફોલ્ડ્સનો આ બાબતમાં ફાળો નાનોસૂનો ન મનાય.

પછી સને ૧૮૯૨માં સર ફ્રાન્સિસ ગાલ્ટન આ વિષયમાં ઊંડા ઊતર્યા. સંખ્યાતીત અખતરાઓ કરીકરીને એણે આંગળાંનાં નિશાનોના વિભાગો પાડી એને સંઘરવાની એક પદ્ધતિ તેણે શોધી કાઢી. વિશેષમાં તેણે નાગરિકોના રેજિસ્ટ્રેશન માટે એક 'સિવિલ બ્યૂરો'ની સ્થાપના કરી ને સાબિત કર્યું કે ૬૪,૦૦,૦૦,૦૦,૦૦૦ (ચોસઠ અબજ) વ્યક્તિઓનાં આંગળાંની છાપો લઈએ ત્યારે કદાચ જ એક છાપ બીજી કોઈને મળતી આવે.

૧૮૯૯ના એપ્રિલમાં હિંદમાં પણ આંગળાંની છાપ લેવાની આ પદ્ધતિ હિંદની પોસ્ટ ઑફિસોના ડાયરેક્ટર જનરલે શરૂ કરી.

ગાલ્ટન પછી સર ઈ. આર. હેન્રીએ ઈ. ૧૯૦૧માં આ છાપોની વર્ગીકરણ-પદ્ધતિને આકાર આપ્યો, જે 'હેન્રી સિસ્ટમ ઑફ ક્લાસીફિકેશન'ના નામથી પ્રસિદ્ધ થઈ અને અંગ્રેજી રાજ્યવહીવટમાં ગુનેગારોની પિછાન માટે અમલી પણ બની.

પછી તો આ પદ્ધતિનો વિશ્વભરમાં ફેલાવો થતો ગયો અને વિવિધ ક્ષેત્રોમાં તેની ઉપયોગિતા નોંધાતી ગઈ. અમેરિકામાં ડૉ. જે. વુસેટીચએ આના ઉપરથી એવી જ નવી પદ્ધતિ ત્યાં દાખલ કરી. તો હૅરી બૅટલીએ 'સિંગલ ફિંગર પ્રિન્ટ્સ'ની પદ્ધતિ રચી કાઢી. લોકોને પણ હવે ભાન થતું ગયું કે ગુનો બન્યો હોય તે જગ્યાની કોઈ ચીજને અડકવું જોઈએ નહિ, જેથી 'ફિંગર પ્રિન્ટ્સ બ્યુરો'નો અધિકારીવર્ગ ત્યાં આવે ત્યારે એ સ્થળની જુદીજુદી વસ્તુઓ ઉપરથી ગુનેગારનાં આંગળાંનાં ચિહ્ન તપાસીને તેના ફોટા લઈ શકે. આમ, ગુનાઓમાં તો એની જરૂરિયાત લગભગ અનિવાર્ય બની ગઈ. ઘણા દેશોએ

'ફિંગર પ્રિન્ટ બ્યુરો' સ્થાપી નામચીન ગુનેગારોનાં આંગળાંની છાપો સંઘરવા માંડી, જેથી જ્યારે પણ ગુનો બને ત્યારે એ સ્થળની આંગળાંની છાપો લાવી, 'બ્યૂરો'માંની છાપો સાથે સરખાવી એમાંનો કોઈ ગુનેગાર એ કૃત્ય માટે જવાબદાર હોય તો પકડી શકાય.

આંગળાંની આ છાપોનું વર્ગીકરણ બે મોટા વિભાગોમાં કર્યું છે અને તેમાં છાપોની આઠ પ્રકારની આકૃતિઓ (Patterns) સમાવી છે. આ આઠ પ્રકાર છાપોના જુદીજુદી જાતના આકારોના આધારે નક્કી કરાયા છે: કમાન જેવા, ગોળાકાર, તંબૂ જેવા, શંખ જેવા, જોડિયા શંખ જેવા, એમ જુદાજુદા આકારો ઉપરથી અંગ્રેજીમાં તેના આઠ પ્રકારો આ પ્રમાણે નક્કી થયા છે: (૧) Loops (૨) Arches (૩) Tented Arches (૪) Whorls (૫) Central Pocket Loops (૬) Twinned Loops (૭) Lateral Pocket Loops (૮) Accidentals.

પ્રથમ વિભાગમાં (૧) Loops અને (૨) Arches એ બે જાતોનો સમાવેશ થાય છે. Tented Archesને પણ Archesના જ ભાગ તરીકે ગણી લેવામાં આવે છે. બીજા વિભાગમાં Whorl અને Central Pocket Loops એ બે જાતોનો સમાવેશ થાય છે. અને એમાં Twinned Loops, Lateral Pocket Loops, Accidentals એ બાકીના પ્રકારોને ગણી લીધા છે.

આ પ્રમાણે વિભાગો પાડયા પછી એની ફાઇલો રાખવામાં આવે છે. ફાઇલો રાખવાની પણ એક વિશિષ્ટ પદ્ધતિ છે. પણ એ ખૂબ લંબાણવાળી અને આપણને હાલપુરતી બિનજરૂરી હોઈ જતી કરીશું. હેન્રીના 'ક્લાસીફિકેશન ઍન્ડ યુસીઝ ઑવ ફિંગર પ્રિન્ટ્સ' ગ્રંથમાં લંબાણથી તે બતાવ્યું છે, એટલે જિજ્ઞાસુએ એ ત્યાં જોઇ લેવું.

હવે આપણે એની છાપ કેવી રીતે લેવાય છે તે જોઇએ. છાપ લેવાનાં સાધનોમાં આશરે ચારેક ફૂટ ઊંચું ચોરસ ટેબલ, સુંવાળો લીસો પથ્થર (Slab), રોલર (Roller), છાપવાની શાહી (Printing ink), બેન્ઝાઈન (Benzine), કોરા કાગળો અથવા કાર્ડ, લાકડાના હાથામાં સોય જેવો અણીદાર સળિયો/ખોસ્યો હોય તેવું સાધન (Pointer), અને વિપુલદર્શક કાચ (Magnifying glass) એટલું જોઇએ. ટેબલ ઉપર લીસા પથ્થરની પ્લેટ મૂકી (તેને બદલે કાચની જાડી પ્લેટ હોય તોપણ ચાલે), એના ઉપર જરૂર પૂરતી છાપવાની શાહી રોલર વડે ઘૂંટવામાં આવે છે. પછી જેનાં આંગળાંનું નિશાન લેવું હોય તેના આંગળાંને તેના પર જમણેથી ડાબું દબાવીને ફેરવી શાહીવાળું બનાવે છે અને પછી કાગળ ઉપર ધીમેથી એ જ રીતે દબાવવામાં આવે છે, એટલે આંગળાંની સળંગ છાપ (Rolled Impression) પડે છે. પ્લેટ ઉપરની શાહી સાફ કરવા માટે બેન્ઝાઈન વપરાય છે. પૉઇન્ટરથી છાપમાંની રેખાઓ ગણી એનો પ્રકાર નક્કી કરાય છે અને વિપુલદર્શક કાચથી છાપમાંની બધી રેખાઓ તથા તેના આકાર મોટા આકારમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે.

આ તો મુદ્દામ હાજર માણસનાં આંગળાંની છાપ લેવાનાં સાધનોની વાત થઈ. પણ ગુનો કરીને ગુનેગાર નાસી ગયો હોય ત્યારે ત્યાંની ચીજો પર પડેલી તેનાં આંગળાંની છાપ મેળવી લેવા માટે આ વસ્તુઓ ઉપયોગી નથી નીવડતી. ત્યાં તો એ વસ્તુઓ ઉપર ગ્રે પાઉડર, ગ્રેફાઇટ પાઉડર, કે ચારકોલ પાઉડર છાંટી, ધીમેથી એ છાપો ઉપસાવાય છે ને પછી એના ફોટો લેવાય છે. વળી કાચની વસ્તુઓ પર પડેલી છાપ તપાસવા તો એવું એક સાધન જ શોધાયું છે, જેનાથી આ પાઉડર કરતાં પે સહેલાઈથી છાપ લઈ શકાય છે. ફોટો લેતી વખતે એક વસ્તુ ખાસ ધ્યાનમાં એ રખાય છે કે જે ફોટો લેવામાં આવે તે ફોટો તે મૂળ છાપ જેવડો જ રખાય છે.

મનુષ્યની પેઠે અન્ય પ્રાણીઓનાં આંગળાંની પણ છાપો લઈ શકાય છે. નિષ્ણાતો એવા મત ઉપર આવ્યા છે કે મનુષ્ય અને વાંદરાંનાં આંગળાંમાં બિલકુલ સામ્ય છે. આમ, માનવજાતની ઉત્પત્તિ વાંદરાંમાંથી થઈ હોવાની શોધને ટેકો મળ્યો છે.

પારીસનો એક ઘરફાડુ જ્યારેજ્યારે ચોરી કરવા જતો ત્યારે એક ચિંપાન્ઝી વાંદરાને સાથે રાખતો અને તેની મારફતે જ દરેક વસ્તુ ઊંચકાવી જતો. આથી ડિટેક્ટિવો છાપ લેતા ત્યારે પેલા વાંદરાનાં જ આંગળાંની આવતી; અને તે છાપ તો ક્યાંય રેકર્ડમાં નોંધાયેલી નહિ હોવાથી સરખાપણાને પામતી નહિ, ને ચોર પકડાતો બચી જતો. જોકે પછી તો બહુ પીછો પકડતાં આખરે તે માણસ વાંદરા સાથે જ ઝડપાઇ ગયો અને બંનેની છાપો સંઘરવામાં આવી!

લંડનમાં એક વખત એક ચોરે દરવાજો કૂદીને બંગલામાં પ્રવેશ કરેલો, એમ કરતાં દરવાજાના સળિયામાં તેની આંગળી તૂટીને ખૂંપી ગઇ, છતાં ધન લઈ એ ભાગી તો છૂટયો જ. પણ એની તૂટેલી આંગળીએ એની ચાડી ખાધી. એ તાજો જ જેલમાંથી છૂટેલો એક ગુનેગાર હતો, આથી તરત જ સપડાઇ ગયો.

હજી ગયે વર્ષે જ ઈંગ્લંડમાં બ્લૅકબર્ન નામે ગામના દવાખાનામાં ચાર વર્ષની એક બાળકીને દૂર ઊંચકી જઈ, એના ઉપર બળાત્કાર કરી, પછી એનું ગળું દાબી મારી નાખી કોઈ દુષ્ટ ભાગી છૂટયો. તપાસ શરૂ થઇ. બાળકીના ખાટલા નીચેની દવાની શીશી ઉપર હાથનાં આંગળાંનાં નિશાન મળી આવ્યાં. દવાખાનામાંનાં માણસોની અને ગુનેગારોની છાપો સાથે એ નિશાન સરખાવાયાં, પણ મળતાં ન આવ્યાં. પછી શહેરના બધા મતદારોને જાહેર નિવેદનથી વિનતિ કરી સૌના હાથનાં આંગળાંની છાપો લેવામાં આવી અને શીશી પરની છાપો સાથે સરખાવવામાં આવી. એમાં પણ નિરાશા મળી. એવામાં એક ટૅક્સી ડ્રાઈવરે ખબર આપી કે ગુનો બન્યાની રાતે એક માણસ એની મોટરમાં બેસી દવાખાને ગએલો. તેની ભાષા ત્યાંના વતનીઓની ભાષા જેવી જ હતી. આ ભાષાના પુરાવાના બળે આ વખતે નવી યુક્તિ યોજવામાં આવી અને જાહેર વિનતિમાત્રથી નહિ પણ શહેરનાં રૅશનકાર્ડ પ્રમાણે સૌને ફરજિયાત બોલાવી આંગળાંની છાપો લીધી ત્યારે તેમાં પેલો ગુનેગાર સપડાઇ ગયો. એને ઘેર તપાસ કરતાં કપડાં ઉપરથી નિશાનો મળી આવ્યાં ને એને છેવટે ગુનાનો એકરાર કરવો જ પડયો.

ગુનાઓની આલમમાં આ આંગળાંની છાપો પોલીસખાતાને આમ મદદ રૂપ થઈ પડવા ઉપરાંત એના બીજા પણ ઉપયોગો છે. પૈસાની લેવડદેવડમાં તથા મની ઑર્ડરો વગેરેમાં અભણ માણસોના અંગૂઠાની છાપો લેવાય છે એ તો સૌને વિદિત છે જ. પણ તે ઉપરાંત નૌકાખાતામાં અને હવાઈ દળોમાં પણ નોકરોનાં આંગળાંની છાપો લેવાય છે. રજિસ્ટ્રેશન ઑફિસોમાં, ટપાલ તથા આબકારી ખાતાંઓમાં ને સરકારી નોકરોની સર્વિસ બૂકમાં પણ ઘણા દેશોમાં આવી છાપો લેવાય છે. અને બૅંકો, મોટા ભંડોળવાળી કંપનીઓ, કારખાનાં, વીમા કંપનીઓ વગેરે પણ દિનપ્રતિદિન આને અપનાવતાં જાય છે.

સેવિંગ્ઝનાં ખાતાં ચાલતાં હોય ત્યાં તો કોઇને બદલે કોઈ નાણાં ન ઘાપી જાય તે માટે આવી છાપો ખાસ લેવાવી જોઇએ. જેમાં ઘણી મોટી સંખ્યામાં માણસો કામ કરતાં હોય તેવી મોટી કૉર્પોરેશનોએ પણ બ્રાન્ચ ઑફિસો વગેરે ચલાવતાં માણસોની આવી છાપો લઈ રાખવી જોઇએ. વીમા કંપનીઓ પણ જો આવી છાપો લે તો એને તો તે ખૂબ જ ઉપયોગી થઇ પડે. અનેક ખોટા દાવા ઊભા થતા

અટકી જાય ને ડૉક્ટરોનાં મોટાં ખર્ચ બચાવી શકાય.

પ્રસુતિગૃહોમાં દરેક જન્મેલા બાળકનાં આંગળાંની છાપો લેવી જોઇએ ને એક રજિસ્ટરમાં તે છાપ સાથે માતાના નામની નોંધ રખાય તો બાળકોની અદલાબદલીના બનાવો બનતા અટકાવી શકાય.

એક દેશ છોડી બીજા દેશમાં જનારાઓની પણ આવી છાપો ઉપયોગી થઇ પડે. ચૂંટણીમાં પણ રજિસ્ટર રાખતી વખતે દરેક મતદારનાં આંગળાંની છાપ રાખી હોય તો કોઇને બદલે કોઇને મત આપતો અટકાવી શકાય. આમ, આંગળાંની છાપ એ સર્વત્ર ઉપયોગી થઇ પડે એમાં શક નથી. અમેરિકન સરકાર તો એક 'નૅશનલ બ્યુરો ઑફ આઇડેન્ટીફિકેશન' સ્થાપવા માગે છે કે જ્યાં અમુક ઉંમર પછીના દરેક માનવીનાં આંગળાંની છાપો સાચવી શકાય.

હિંદે તો હજુ આ છાપોનો ઉપયોગ પોલીસ ખાતામાં જ કર્યો છે. બીજી બધી દિશામાં એનો ઉપયોગ થવો ઘટે છે. હિંદી વીમા કંપનીઓએ તો ખાસ આનો લાભ ઉઠાવવા જેવો છે.

## માસમાસના વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા-૩૦




પ્રો. જયંતીલાલ દે. ઓઝા, એમ. એસસી.

જાંબુડાંનો સ્વાદ તો સૌના મોંમાં હશે. એ મધુર ફળ આપનારી વનસ્પતિને સંસ્કૃતમાં 'જમ્બૂ' અને 'રાજજમ્બૂ,' હિંદીમાં 'જામન' તથા 'કાલા જામન', મરાઠીમાં 'જાંભુળ' તથા 'રાજેલ' અને અંગ્રેજીમાં 'બ્લૅક પ્લમ' (Black Plum) કહે છે. તેનું શાસ્ત્રીય નામ 'યુજેનિયા જમ્બોલાના' (Eugen a Jambolana', Lam) સત્તરમી સદીમાં થઈ ગએલા વનસ્પતિશાસ્ત્રના આશ્રયદાતા સૅવૉયના રાજકુમાર યુજેનના માનમાં 'યુજેનિયા' શબ્દ યોજાએલો છે. 'જમ્બોલાના' એ આ વનસ્પતિનું પોર્ચુગીઝ નામ.

બૌદ્ધો જાંબુના ઝાડને પવિત્ર વનસ્પતિ માને છે. હિંદુઓમાં તે કૃષ્ણને પ્રિય ઝાડ ગણાતું હોઈ દેવમંદિરો પાસે તે ઉગાડવામાં આવે છે.

હિંદ, સિલોન, બ્રહ્મદેશ, મલાયા અને ઑસ્ટ્રેલિયા તેના ઉત્પત્તિસ્થાન. હિમાલયમાં ૩૦૦૦ ફીટ અને કુમાંઉમાં ૫૦૦૦ ફીટ ઉંચાઇ સુધી પણ તે ઊગે છે. હિંદભરમાં તો તે બધે જોવામાં આવે છે.

જાંબુનું સુંદર વૃક્ષ મોટું અને ૮૦ કે તેથી યે વધારે ઊંચું ઊગે છે. તેની છાલ ફિક્કી ભૂરી અને સહેજ ખરબચડી હોય છે. દરેક પાન ના થી ૧ ઇંચ લાંબી દાંડીવાળું, ચામડા જેવું કઠણ, ૨ા થી ૭ ઇંચ લાંબું અને ૧ થી ૧ાા ઇંચ પહોળું. (વચમાં પહોળું. પરંતુ તળિયે તેમજ ટોચે સાંકડું થતું.) અણીદાર ટોચવાળું, લીસું ને ઉપરની બાજુએ ચળકાટવાળું હોય છે.

ફેબ્રુઆરીથી એપ્રિલ દરમ્યાન એને મધુર વાસવાળાં સફેદ ફૂલો બેસે છે. એ ઝુમખાંમાં ગોઠવાએલાં હોય છે. ને ઝુમખાં ડાંડી પર લાગેલાં હોય છે. ફૂલનાં અસંખ્ય પુંકેસર બહાર પડતાં હોઈ તે તુરત નજર ખેંચે છે. જાંબુના ફળને જાંબુડાં તેમજ રાવણાં પણ કહે છે. તે કાળાં-જાંબલી રંગનાં ગર્ભવાળાં, લગભગ ગોળ અને વિવિધ કદનાં (કેટલાંક તો એક ઇંચ જેટલાં લાંબાં) થાય છે. જુલાઇ-ઑગસ્ટમાં તે પાકે છે અને તેમાં એક બીજ-ઠળિયો-હોય છે.

જાંબુની છાલ કાપડ તેમજ ચામડાં રંગવામાં તેમજ માછલાં પકડવાની જાળો રંગવામાં વપરાય છે. તેના ઝાડમાંથી ઉપયોગી ગુંદર પણ મળે છે. પાકાં જાંબુમાંથી ખાસ દારૂ તેમજ સરકો બનાવાય છે. તેનું લાકડું રાતું-બદામી, સાધારણ કઠણ ને ટકાઉપણામાં સામાન્ય હોય છે. તે બાંધકામ, ખેતીનાં ઓજારો, ગાડાં, કૂવાનાં ચક્કર, હોડીનાં હલેસાં, પાટલા, પેટીપટારા, વગેરે બનાવવામાં વપરાય છે.

આયુર્વેદ તેમજ યુનાની બંને દવામાં જાંબુનો ઉપયોગ થાય છે. આયુર્વેદમાં તેની છાલ તીક્ષ્ણ, મધુર, પાચક, બાધક અને જંતુનાશક ગણાય છે. ગળાનો દુખાવો, ખાંસી, દમ, પિત્તપ્રકોપ, મરડો, લોહીની અશુદ્ધિ, ચાંદાં વગેરેમાં જાંબુની છાલ ઉપયોગી ગણાય છે. છાલનો તાજો રસ બકરીના દૂધ સાથે નાનાં બાળકોને ઝાડામાં આપવામાં આવે છે. છાલનો ઉકાળો મોં તેમજ ગળાના સોજા ઉપર કોગળા કરવામાં વપરાય છે. છાલની રાખ તેલ સાથે મેળવી દાઝ્યા પર લગાડવામાં આવે છે. જાંબુની છાલનું રાસાયનિક અન્વેષણ થએલું છે ને તેમાં તેલ, ચરબી, રાળ, આલ્બ્યુમીન, ગૅલિક તેમજ ટૅનિક તેજાબો, કલોરોફીલ અને ટૅનિન માલૂમ પડેલાં છે. વૃક્ષનું મૂળ ગ્રાહી ગણાય છે અને તેમાં છાલ તેમજ બીજ જેવા ગુણ રહેલા છે.

તેનાં પાન વીંછીના દંશ પર પોટીસ તરીકે વપરાય છે. તેનો રસ બીજાં ગ્રાહક ઔષધો સાથે અજીર્ણ અને મરડામાં આપવામાં આવે છે. યુનાની દવામાં જાંબુનાં પાનની રાખનો ઉપયોગ દાંત અને પેઢાંને મજબૂત કરવા માટે થાય છે.

જાંબુ તીક્ષ્ણ, મધુર, શીતળ ને ગ્રાહક ફળ ગણાય છે. તે પિત્તપ્રકોપ તેમજ મોંની દુર્ગંધ દૂર કરે છે. પાકાં જાંબુમાંથી બનાવેલો સરકો જઠરના દુખાવાને મટાડનાર અને વાતહર ગણાય છે. મૂત્રવર્ધક તરીકે પણ ઉપયોગમાં લેવાય છે. અને પાકાં જાંબુનો રસ માથા પરની દાદર માટે 'લોશન' તરીકે પણ વપરાય છે.

જાંબુનું બીજ મધુર અને ગ્રાહક છે. મધુપ્રમેહમાં તેની બહોળો ઉપયોગ થાય છે. ઉપરાંત તે મરડો, પિત્તપ્રકોપ, ઝાડા, ઊલટી, લોહીના ઝાડા વગેરેમાં ઉપયોગી છે. જાંબુના બીજનું રાસાયનિક અન્વેષણ થએલું છે અને તેમાં 'જમ્બોલીન' નામનું રાસાયનિક તત્ત્વ હોવાનું માલૂમ પડયું છે.

# પચ્ચીસ વર્ષ પહેલાં






## અંક ૧૪ · માહ ૧૯૮૧ (ફેબ્રુઆરી ૧૯૨૫)

દરેક અંકને પહેલે પાને ત્યારે, શ્રી દેશળજી પરમાર એક કવિત્વમય, પ્રેરક ભાવનાલેખ લખતા. પચ્ચીસ વર્ષ પહેલાં (૧૪મા) અંકમાં આવેલા 'સ્વપ્ન' નામક એવા લેખમાંથી ઉતારો :

"માતાની ધંટીના શેરમાંથી નીકળી, બાળકના ગાલ પર બેસી, હોઠે સ્મિત ફરકાવનાર તું છે. હાલરડાંના ઘેનમાંથી પોતાની પાંખ ઉપર લઈ જઈને નવી શેરીઓ બતાવનાર તું છે. ઊડતા ધુમ્મસના ઓરડામાં ડોકિયું કરી તું અલોપ થાય છે ને જિંદગીના કોઈ જુવાન મુસાફરને પોપચે રમવા ઊતરે છે. કુમારકુમારીઓ તને પોતાનો બીજો પ્રાણ માને છે ને તારા રૂપ પાછળ ઘેલા ફરે છે, કારણ રાત ને દિવસ તું તેમને ભવિષ્યનાં નવચિત્રો આળેખી દે છે. કેટકેટલાં રંક રોગીના અજંપામાં તેં સાથ પૂર્યો છે? કેટકેટલાં હતાશ હૃદયને મુર્છા વાળી તેં સચેતન કર્યાં છે? નવી દૃષ્ટિનો દાતા તું છે; નવી સૃષ્ટિનો ત્વષ્ટા તું છે. રોજ તું તાજું છે; રોજ તું નવું છે. લોક તને 'સપનું' કહો : અમે સમજીએ છીએ કે જગતનું પરમ સત્ય તું છે."

શ્રી ધૂમકેતુએ એ અંકમાં નેપોલિયનનું જે ચરિત્ર લખેલું તે તો એટલું લોકપ્રિય થયું કે એમણે એની નાની સ્વતંત્ર પુસ્તિકા બહાર પાડી તેની પણ આવૃત્તિઓ થઇ. અહીં પણ એનો જરા આસ્વાદ લઇએ :

"બાળપણથી જે તે વિચારમાં લીન રહેતો. નાનપણથી જ તે આગ્રહી ને નિર્ભય હતો. એ વેળા એણે જે એક સદ્ગુણ કેળવ્યો તે એના આખા જીવનની ચાવી રૂપ બની રહ્યો. તેના શિક્ષકે એક વખત ગણિતનો અઘરો કોયડો આપ્યો. તેનો ઉત્તર મેળવવા માટે નેપોલિયન લાગલગાટ બોંતેર કલાક સુધી ઓરડામાં વિચાર કરતો બેઠો રહ્યો! શરીર અને મનને તેણે એવાં તો કસીને તૈયાર કર્યાં હતાં કે મોટો થતાં તે ધારેલે વખતે ધારેલું કામ પાર પાડતો જ.

ઑસ્ટ્રિયા સાથેના યુદ્ધમાં ઑસ્ટ્રિયન લશ્કર નદીને સામે કાંઠે પડ્યું હતું. વચ્ચે પૂલ હતો, ને તે ઓળંગવો મુશ્કેલ હતો. દુશ્મનની ગોળીઓના વરસાદ વચ્ચે ઊભા રહીને નેપોલિયને પોતાની તોપો ગોઠવી દીધી. પછી લશ્કરને જાહેર કર્યું કે આપણે પૂલ ઓળંગવો છે. એ સાંભળીને ભલભલા બહાદુર સૈનિકો પણ થંભી ગયા! તેમણે કહ્યું 'એ વાત અસંભવિત છે!' તે વેળા નેપોલિયન; તેનું પેલું જગપ્રસિદ્ધ વાક્ય બોલ્યો : 'અસંભવિત એ શબ્દ ફ્રેંચ ભાષાનો નથી!'

ફ્રેન્ચ લશ્કર પૂલ ઓળંગવા માંડ્યુ કે તરત ઑસ્ટ્રિયન સૈન્યે તોપ ને ગોળીઓનો વરસાદ વરસાવી મૂક્યો. પહેલી હાર ખતમ થઈ ગુર્જ્સેનાં મુર્દા પર થઈ પાછળના યોદ્ધાઓ આગળ વધ્યા! તેમને જરા પાછા હઠતા જોઈ, નેપોલિયને ધ્વજધારી પાસેથી ધ્વજ લઈ લીધો ને લશ્કર તરફ ફરી બોલ્યો, 'ચાલો મારી પાછળ!'"

લગભગ વરસ સુધી વાચકોને આકર્ષી રાખનારી 'કિરીટ'ની વાર્તા આ અંકમાં પૂરી થઈ. જંગલના વાતાવરણનાં જે અસરકારક વર્ણનો એમાં આવતાં તે પણ એનાં આકર્ષણો પૈકીનું એક હતું. એનો નમૂનો :

"એવી અદ્ભુત રાત મેં જિંદગીમાં કદિ જોઇ નથી. આશરે રાતના નવેક વાગ્યાનો સુમાર હશે. બધે અંધારું ઘોર હતું, અને ઝાડને મથાળે જાણે તેજસ્વી કૂંપળો ઊગી હોય એવા તારા ચમકતા હતા. હાથી પર બેઠાંબેઠાં મેં નીચે નજર કરી તો ત્યાં પણ સઘળે જંગલી પ્રાણીઓની આંખો અંધારામાં મારી સામે ચમકતી હતી. જ્યાં નજર કરું ત્યાં, ચોમેર, જાણે તેજસ્વી આંખો જ ચળકતી મને દેખાતી.

એવામાં મેં એક ટીટોડીની આછી ચીસ સાંભળી. તે હજુ શમી નહોતી, ત્યાં કોઈ ઘુવડે તે ઉપાડી લીધી હોય તેમ ઘુવડની ચીસ સંભળાઇ. અને પછી, જાણે એ ચીસ વહી લાવનો હોય એવો, વનવાગળાંની પાંખોનો સુસવાટ ઝાડોનાં પાંદડાંમાં વ્યાપી રહ્યો; ને પછી, પથ્થર પરથી પાણી વહે તેમ, તે સુસવાટ જાણે સરસર કરતો ઝાડ પરથી નીચે ઊતરી જમીનમાં શમી ગયો હોય એમ લાગ્યું. મેં નીચે નજર કરી તો એક જંગલી ડુક્કર ચરતો હતો. ફરી પાછી બધે શાંતિ વ્યાપી રહી.

એકાએક મેં જંગલી બિલાડાની લીલી આંખો અંધારામાં ચમકતી જોઇ; ને પછી તો, જાણે મારી આંખો અંધારામાં ટેવાઈ ગઈ હોય તેમ નાનીમોટી દરેક વસ્તુ મને દેખાવા લાગી. જાળાંઝાંખરાંમાં આમતેમ દોડતાં નોળિયાં અને ઝડપથી પસાર થઈ જતાં વનિયર હું જોઇ શકતો હતો. થોડે દૂર કોઇ સાબર કુણું ઘાસ ચરતું હતું તેનો, ને વારેવારે ઝાડના થડ સાથે તે શીંગડાં ઘસતું તેનો અવાજ સંભળાતો હતો. એવામાં ઓચિંતો એક મોટો છીંકોરો સંભળાયો ને આ બધા નાના અવાજો શમી ગયા. ચોમેર બિહામણી શાંતિ ફેલાઇ ગઈ. તરત જ એક લોંકડીની ચીસ, અને ત્યાર પછી વાઘનો ઘુરકાટ સંભળાયાં; પરંતુ તે શમી ગયાં. હું તો જમીનથી અધ્ધર હતો એટલે મને કશી બીક નહોતી, કારણ કે મારી વાસ અધ્ધર હવામાં જ ઊડી જતી હોવાથી નીચેનાં પ્રાણીઓને મારી ગંધ આવે તેમ નહોતું."

આ અંકથી ત્રણચાર નવાં જ અંગો શરૂ થએલાં : 'સરજનહારની સૃષ્ટિ' નામે (પાછળથી ફાલેલા) વિભાગમાં અવનવાં પ્રાણીઓનો પરિચય; 'ફૂલવાડી' વિભાગમાં આપણી શિષ્ટ કાવ્યસમૃદ્ધિનો પરિચય; 'દુનિયા દૂરની અને નજીકની'માં સાંસ્કૃતિક સમાચારોનો પરિચય; 'ગગનના ગોળમાં' એ વિભાગમાં 'આકાશદર્શન' પછીની ખગોળશાસ્ત્રની વાનગીઓ;–એમ નવાં અંગો રચાતાં ગયાં.

માધુકરી વિભાગમાં–ચીની સ્વાતંત્ર્યના પિતા ડૉ. સુન યાત સેનનો પરિચયલેખ ઉતારેલો છે તે ખાસ નોંધપાત્ર છે:

"ચીનમાં હૉંગકૉંગની દક્ષિણે ત્રીસ માઇલને અંતરે, કૉંગટુંગ પ્રદેશમાં મકાઓ નામના પરગણામાં એક નાના ગામમાં, ૧૮૬૬માં ચીનના એ મહાન નાયકનો જન્મ થયો. એના પિતા એક ખ્રિસ્તી મિશનના નોકર હતા. નાનપણથી જ તે એક અંગ્રેજ બાઇના હાથ નીચે ઉછરીને વિદ્યાભ્યાસ પામ્યા હોઈ અંગ્રેજી ભાષાનું જ્ઞાન તેમને સહેલાઈથી પ્રાપ્ત થયું, ને તેમાં તે પારંગત થયા. ૧૮મે વર્ષે કૅન્ટનમાં ઍંગ્લો અમેરિકન મિશનના પ્રસિદ્ધ ડૉ. કરની દેખરેખ નીચે તે અભ્યાસ કરવા ગયા. ત્યાં સુનને દાક્તરી અભ્યાસમાં રસ પડવા લાગ્યો, તેથી બે વરસ બાદ વીસ વર્ષની વયે તે હૉંગકૉંગની

દાક્તરી કૉલેજમાં જોડાયા. અને ત્યાંથી પાંચમે વર્ષે સ્નાતક થયા.

મકાઓ રહેતા ત્યારથી જ ડૉ. સુન ગુપ્ત રાજદ્વારી ચળવળોના થોડાઘણા સંબંધમાં તો રહેતા જ. જાપાનને હાથે ચીનને સહેવું પડેલું અપમાન ન ખમાયાથી, તથા જુલમી મંચુ રાજ્યને સુધારવા યા સંહરવાના હેતુથી 'ચીના નવયુવક દલ' નામની એક મંડળી એ અરસામાં ગુપ્ત રીતે કામ કરી રહી હતી. સુન તેમાં જોડાયા ને થોડા જ વખતમાં તેના આગેવાન બની રહ્યા. એમના પ્રતાપી નેતૃત્વથી દળમાં અજબ જોમ આવ્યું ને વીજળીને વેગે તેના સભાસદો વધતા ચાલ્યા.

આ પછી એમણે ચીનનાં બધાં ગુપ્ત મંડળોનું સંગઠન કરવા માંડ્યું. ક્રાંતિવાદીઓ બધા કૅન્ટનમાં એકઠા થવા લાગ્યા; દારૂગોળો. બંદૂકો, તોપો વગેરે સરંજામ ગુપ્તરીતે એકત્ર થવા માંડ્યો; અને બંડ થવાની અણી પર હતું, ત્યાં કોઈ દેશદ્રોહીના વિશ્વાસઘાતથી વાત ફૂટી ગઈ. સત્તર સભ્યોને શૂળીએ ચઢાવવામાં આવ્યા. ડૉ. સુન નાસી છૂટ્યા, ને તેમણે મલાયા, અમેરિકા, ઇંગ્લંડ વગેરે દેશોમાં બહુ જ સાવધાનીથી ફરવા માંડ્યું. જ્યાં જાય ત્યાં વસતા ચીના ગૃહસ્થો અને વિદ્યાર્થીઓમાં દેશોદ્ધારની પ્રેરણા જગાડતા જાય ને સૌને નવી ક્રાંતિ માટે તૈયાર થવાનું કહેતા જાય. ફરતાફરતા ૧૮૯૬ના ઑક્ટોબરમાં એ લંડન પહોંચ્યા. ત્યાં એમની ધરપકડ થઈ, પરંતુ લૉર્ડ સૅલ્સબરીના વચ્ચે પડવાથી છૂટી ગયા.

લંડનથી છૂટી આવી થોડો સમય તે જાપાનમાં છૂપા રહ્યા. પછી ચીન આવી મકાઓમાં પોતાની જન્મભૂમિ પાસે જ પહાડી ગુફાઓમાં એમણે વળી પાછો ક્રાંતિનો કાળો ઝંડો રોપ્યો, સ્વતંત્રતા પર મરી ફીટનાર દેશદાઝવાળા જુવાનોનાં ટોળેટોળાં એ કાળા ઝંડા તળે ઊભરાવા લાગ્યાં. લોકોએ પણ તેમને જબરી મદદ આપી. દરમ્યાન હૉંગકૉંગમાં પણ મકાઓ જેવું એક બીજું સૈન્ય તૈયાર થયું હતું. વાર હતી ફક્ત સુનની. તે ત્યાં પહોંચી જઈ લગામ હાથમાં લઈ હુકમ આપે કે તરત એક ઝપાટે મંચુ વંશને ઉડાડી દઈ પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરવી સૌને રમત વાત લાગતી હતી.

પણ હૉંગકૉંગ પહોંચતાંવેંત જ તેમને ખબર પડી કે કાવતરું ફૂટી ગયું હતું. તેમના બે વિશ્વાસપાત્ર કાર્યકર્તાઓ પકડાઈ ગયા હતા, ખૂનનો જુલમ થયો હતો, ઉપયોગી કાગળિયાં બાળી નાખવામાં આવ્યાં હતાં અને તેમના સાથીઓને સીંગાપુર લઈ જઈ કેદ કર્યા હતા. ફરી પાછી ક્રાંતિ મુલતવી રાખી, ડૉ. સુન પાછે પગે સીંગાપુર પહોંચ્યા અને મહા મુશ્કેલીએ પોતાના સાથીઓને છોડાવી લાવ્યા.

આવી અનેક નિષ્ફળતાઓ મળી, અનેક મારા ઝીલવા પણ આખરે તે ફાવ્યા. આ વખતે ડૉ. સુને અમેરિકામાં ચીનની ક્રાંતિ માટે જબરજસ્ત તૈયારીઓ કરી. પરદેશમાં વસતા ચીની નવયુવકોએ ૩૦ લાખ રૂપિયા એકઠા કરી દેશના ક્રાંતિવાદીઓની મદદ માટે મોકલ્યા. શહેરો ને ગામડાંઓ એક પછી એક તેમના તાબામાં આવતાં ગયાં, રાજાશાહી લશ્કરની પલટનો પણ ક્રાંતિવાદીઓને મળી જવા લાગી, અને મંચુ સામ્રાજ્યનું સિંહાસન ડોલવા લાગ્યું.

પણ રાજાએ હાર ખાઈને ગાદી ગુમાવવા કરતાં શાંતિથી ક્રાંતિવાદીઓને ગાદી સોંપી દેવામાં શાણપણ જોયું પ્રજાએ તેના નિભાવ માટે વર્ષાસન બાંધી આપ્યું; અને ડૉ. સુન આ વેળા ઇંગ્લંડમાં હતા, તેમને તાર કરીને ચીની પ્રજાસત્તાકના પ્રથમ પ્રતિનિધિ થવાની વિનતિ કરી. તે ચીન આવ્યા, ને પ્રજાસત્તાકનું સુકાન હાથ લીધું."

એ વેળા 'લીલોમેવો' વિભાગમાં (આજના છેલ્લા પાના પેઠે) જે વિવિધ જ્ઞાનમાધુરી આવતી તેની એક વાનગી: "અગ્નિને સાત જીભ છે. તેનાં શાસ્ત્રીય નામ: કાલિ, મનોજવા, ધૂમ્રા, કરાલી, લોહિતા, સ્ફુલિંગિની અને વિશ્વરુચિ. અને અગ્નિની સ્ત્રીનું નામ 'સ્વાહા.'"

## પ્રાચીન નાટ્યશાસ્ત્ર (સામેના પાનાને અનુસંધાને)

જેની ત્વચા (ચામડી) રુક્ષ હોય, જેનો અવાજ ઘોઘરો હોય, જે અલ્પબુદ્ધિ, ખલ સ્વભાવની, નિર્લજ્જ તથા દ્વેષીલી હોય, તેમજ જે રતિક્રીડા તથા વઢવાડ કરવામાં પ્રવીણ, તથા નખ અને દાંતના ક્ષત (ઘા) કરવામાં કુશળ હોય તે સ્ત્રીને ખર અર્થાત્ ગર્દભ પ્રકૃતિની જાણવી.

**સૂકરશીલા:** જેની પીઠ, પેટ તથા મુખ લાંબાં હોય, જે રોમશ-અંગી (શરીરે વાળવાળી), ઉત્કટમુખી (ભયંકર મુખવાળી) તથા સંક્ષિપ્ત લલાટ (સાંકડા કપાળ) ને કૃષ્ણદંત (કાળા દાંત) વાળી હોય, વળી જેને પુષ્કળ તથા ઘણા જાડા વાળ હોય, જેને કંદમૂળ તથા ફળપ્રિય હોય તથા જે હીનાચાર (આચાર વગરની) તથા ઘણી પ્રજાવાળી હોય તેને સૂકરશીલા જાણવી.

**હયશીલા:** જેનાં પાર્શ્વ (પડખાં) પહોળાં તથા કમર, પીઠ અને ઉરુ એકસરખી હોય, જે સુભગા (સુંદર સ્વરૂપવાળી), ચપલા (ચંચળ ચિત્તવાળી), શીઘ્રગામિની (ઝડપથી ચાલનારી), તીક્ષ્ણ વાણીવાળી, દાનશીલા, સીધા ને જાડા વાળવાળી તેમજ કામ તથા ક્રોધવાળી હોય તેને હયશીલા જાણવી.

**મહિષીશીલા:** જેના પૃષ્ઠ, દંત, હાડ તથા ત્વચા સ્થૂળ (જાડાં) હોય, જેના નિતંબ સુંદર હોય તથા જે ખરરોમાંચિતા (જાડાં રુવાંટાંવાળી), મોટા કપાળવાળી, રૌદ્રા (રોષવાળી), લોકોનો દ્વેષ કરનારી, ઉઘાડ ઊંચા મુખવાળી, જલક્રીડા તથા વનનિવાસમાં આનંદ માણનારી ને રતિપ્રિયા હોય તેવી સ્ત્રીને મહિષી (ભેંસ)ના જેવી પ્રકૃતિની જાણવી.

**અજાશીલા:** કૃશા (દુર્બળ), સંક્ષિપ્ત પાણિપાદા (નાના હાથપગવાળી), ભયશીલા, વનપ્રિયા, ચંચલા, શીઘ્રગમના, જળથી ત્રાસ પામનારી તથા બહુ સંતાનવાળી હોય તેને અજાશીલા જાણવી.

**અશ્વશીલા:** નિત્યભક્ષણપરાયણા (બગાસાં ખાનારી), અલ્પ સૂનારી, બહુભાષિણી (બહુ બોલબોલ કરનારી), ઊંચાં નેત્ર તથા લાંબા મુખવાળી, રોષીલી, ઊંચા સ્વરવાળી, આચાર વગરની અને કૃતઘ્ની સ્ત્રીને અશ્વશીલા જાણવી.

**ગોશીલા:** મોટા અને ક્રમત નિતંબવાળી, નાની જંઘા અને નાના હાથપગવાળી, માયાળુ, સ્થિર સ્વભાવની, સ્નેહી પર પ્રીત રાખનારી, તથા પ્રજાહિતા (સંતતિ પર સ્નેહ રાખનારી), પિતૃદેવાર્ચનરતા (પિતૃ તથા દેવઅર્ચનમાં પ્રીતિવાળી), નિત્યશૌચા (પવિત્ર અંતઃકરણવાળી), ગુરુપ્રિયા (ગુરુજનોનો આદર કરનારી), પરિક્લેશસહા (ક્લેશ સહન કરવાની શક્તિવાળી), એવાએવા ગાયને મળતા સ્વભાવવાળી સ્ત્રીને ગોશીલા જાણવી.

આ ઉપરાંત મતાંતરે પક્ષીશીલા તથા પિશાચશીલા નામના બીજા બે ભેદ પણ છે. તેમનાં લક્ષણો આ પ્રમાણે છે:

**પક્ષીશીલા:** અત્યંત સાંકડા મુખવાળી, તીક્ષ્ણ સ્વભાવની, બહુબોલી, ગદ્ય વગેરેમાં ભાવવાળી, ફલપ્રિયા, ચપલા, સુરતપ્રિયા (સંભોગમાં પ્રીતિવાળી) તથા ઉદ્યાન-વનપ્રિયા (હરવાફરવાની શોખીન) વગેરે પક્ષીને મળતાં લક્ષણોવાળી સ્ત્રીને પક્ષીશીલા જાણવી.

**પિશાચશીલા:** વિચિત્ર અંગવાળી, ક્રૂર સ્વભાવની, રાત્રે પરિભ્રમણ કરનારી, છોકરાંઓને બીવડાવનારી, ચાડિયણ, ઉતાવળથી ઉચ્ચાર કરનારી, મોટા સ્વરવાળી, તેમજ મદ્ય, માંસ તથા રતિમાં પ્રીતિવાળી સ્ત્રીને પિશાચ પ્રકૃતિની જાણવી. (ચાલુ)

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર — સ્ત્રી-સ્વભાવ

તથા તેને અનુષંગી અન્ય કળાઓનો પરિચય આપતી લેખમાળા——લેખક——હપતો ૪૧ મો

યોગેન્દ્ર પ્રિયદર્શી



સ્ત્રી અને પુરુષની પ્રકૃતિ વચ્ચેનો ભેદ આપણે જોઈ ગયા. હવે સ્ત્રીઓના વિવિધ સ્વભાવ અનુસાર પાડવામાં આવેલા કેટલાક ભેદો જોઈએ. નાટ્યશાસ્ત્રમાં આવા એકવીસ ભેદો ગણાવેલા છે. આ ભેદો દેવ, દાનવ તથા અમુક પશુપંખીઓના ગુણ-ધર્મ સાથેના તેમના અમુક મળતાપણા ઉપરથી પાડવામાં આવેલા હોઈ તે ખૂબ રસિક થઈ પડે તેવા છે. તેમાં સ્ત્રીઓના વિવિધ સ્વભાવનું ઊંડું દર્શન રહેલું છે. આ ભેદો આ પ્રમાણે : (૧) દેવશીલા (૨) અસુરશીલા (૩) ગાન્ધર્વશીલા (૪) રાક્ષસશીલા (૫) નાગશીલા (૬) યક્ષશીલા (૭) વ્યાલશીલા (૮) માનુષશીલા (૯) વાનરશીલા (૧૦) હસ્તિશીલા (૧૧) મૃગશીલા (૧૨) મીનશીલા (૧૩) ઉષ્ટ્રશીલા (૧૪) મકરશીલા (૧૫) ખરશીલા (૧૬) સૂકરશીલા (૧૭) હયશીલા (૧૮) મહિષશીલા (૧૯) અજાશીલા (૨૦) શ્વશીલા (૨૧) ગોશીલા. તેમનાં લક્ષણો આ પ્રમાણે છે :

**દેવશીલા :** સ્નિગ્ધા, મંદનિમેષા (મંદ નિમેષવાળી), અરોગા (રોગ વગરની), અલ્પસ્વેદા (ઓછો પરસેવો વળતો હોય એવી), સમ-રતા (સમાન સ્નેહવાળી), સુરભિ-પ્રિયા (સુગંધમાં પ્રીતવાળી), હૃદ્યા (હૃદયમાં વસનારી), દીપ્તિધારા (દીપ્તિવાળી) તથા દાન, દયા, સત્ય ને સરળતા વગેરે ગુણોવાળી દેવશીલા જાણવી.

**અસુરશીલા :** અધમ, સ્થિરક્રોધા, અતિનિષ્ઠુર, મદ્યમાંસ-પ્રિયા, નિત્યકોપા, અતિમાનિની, ચપલા, અતિલુબ્ધા (બહુ લોભી), પરુષા (કટુભાષિણી), કલહપ્રિયા (કજિયાખોર), અલ્પસ્નેહા તથા ઈર્ષા વગેરે આસુરી ગુણોવાળી સ્ત્રીને અસુરશીલા જાણવી.

**ગાન્ધર્વશીલા :** આરામભોગ્યા (એશઆરામ ભોગવનારી), તન્વી (નાજુક દેહવાળી), સ્મિતાભિભાષિણી (મંદ હાસપૂર્વક બોલનારી), રતિપ્રિયા (રતિમાં પ્રીતવાળી), ગીત-વાદ્ય નૃત્ય અનુરાગા, મૃજાવતી (સફાઈદાર), નિત્ય આનંદી તથા જેના નખ અને દાંત સુંદર હોય તેમજ જેની ત્વચા (ચામડી), કેશ તથા નેત્ર સ્નિગ્ધ (તેજવાળાં, ચળકદાર) હોય તેને ગાંધર્વશીલા જાણવી.

**રાક્ષસશીલા :** બૃહદંગી (મોટાં અંગોવાળી), રક્તવિસ્તીર્ણ-લોચના (લાંબાં લાલ નેત્રોવાળી), ખરરોમા (રોમવાળી), દિવાસ્વપ્ના (દિવસે સૂનારી), અતિ ઉચ્ચ ભાષિણી (ઊંચે સાદે બોલનારી), કલહ-પ્રિયા, નખ-દંત-ક્ષતકારી (નખ અને દાંતના ઘા કરનારી), નિશા-વિહારી (રાત્રિમાં વિહાર કરનારી), ક્રોધી, ઈર્ષાળુ વગેરે રાક્ષસના જેવાં લક્ષણોવાળી સ્ત્રીને રાક્ષસના જેવી જાણવી.

**નાગશીલા :** તીક્ષ્ણ નાક ને ઉગ્ર દાંતવાળી, તામ્રલોચના (રાતાં નેત્રોવાળી), નીલોત્પલવર્ણા (નીલકમલના જેવા વર્ણવાળી), સ્વપ્નશીલા (અતિ નિદ્રાની ટેવવાળી), સુતનુ (સુંદર અંગવાળી), અતિ કોપના (બહુ રોષવાળી), ગંધ તથા પુષ્પમાં પ્રીતિવાળી તથા બહુ બાળકોને જન્મ આપનારી સ્ત્રીને નાગિણી પ્રકૃતિની જાણવી.

**યક્ષશીલા :** સ્વપ્નપ્રસ્વેદાંગી (જેને નિદ્રામાં પસીનો થતો હોય), સ્થિરશય્યા-આસનપ્રિયા (જેને શય્યા તથા આસન પ્રિય હોય), મદ્યગંધા (જે મદ્ય જેવી ગંધવાળી હોય) તેને યક્ષશીલા જાણવી.

**વ્યાલશીલા :** જેને માન-અપમાન સરખાં હોય, જે પરુષ (દુષ્ટ) સ્વભાવની તથા પીળાં નેત્રોવાળી હોય તેને વ્યાલશીલા જાણવી.

**મનુષ્યશીલા :** દક્ષા (ડાહી), ચતુરા (કુશળ), ગુણાન્વિતા (ગુણવાળી), કૃતજ્ઞા, ગુરુ-દેવાર્ચનરતા (ગુરુ તથા દેવની ભક્તિમાં રત), ધર્મ અર્થ-કામ નિત્યા (ધર્મ, અર્થ તથા કામમાં નિરંતર તત્પર), અહંકારવર્જિતા, સુશીલા તથા સ્નેહી પર પ્રીતિ રાખનારી વગેરે મનુષ્યના ઉત્તમ ગુણવાળી સ્ત્રીને મનુષ્યશીલા જાણવી.

**વાનરશીલા :** અલ્પતનુ (ઠીંગણા શરીરવાળી), પિંગરોમા (પીળાં રોમવાળી), ફલ-વૃક્ષ-વનપ્રિયા (ફળ, વૃક્ષ તથા વનમાં પ્રીતિવાળી), ચંચળ, સાહસિક તથા ઉચ્છૃંખલ સ્વભાવવાળી, પ્રમોદ-પ્રિયા (ઠઠ્ઠામશ્કરી કરનારી), તથા પ્રસભ રતિશીલા (રતિમાં ઉત્કૃષ્ટ અનુરાગવાળી હોય તેવી સ્ત્રીને વાનરશીલા જાણવી.

**હસ્તિશીલા :** હૃષ્ટપુષ્ટ શરીર, મોટી દાઢી તથા મોટા કપાળવાળી, પિંગાક્ષી (પીળાં નેત્રોવાળી), રોમાંગી (શરીરે રોમવાળી), ગંધ-પુષ્પ-આસવ તેમજ જલ ઉદ્યાન-વનપ્રિયા, સર્વ મધુર પદાર્થો તથા રતિમાં સ્નેહવાળી, સ્થિર સ્વભાવવાળી, કોપાયમાન થનારી તેમજ મંદ ધીર સ્વભાવની સ્ત્રીને હસ્તિની પ્રકૃતિની જાણવી.

**મૃગશીલા :** સ્વલ્પોદરી (નાના ઉદરવાળી), તનુજંઘા (પાતળા સાથળવાળી), વનપ્રિયા, લાંબાં રાતાં નેત્રોવાળી, ચપલા (ચંચળ), શીઘ્રગામિની (ઝડપી ચાલવાળી), ભીરુ (બીકણ), રતિપ્રિયા, સ્મિતિયાળ ગાલવાળી, ગીત-અનુરાગી તથા સહેજમાં રિસાઈને છણકો કરનારી સ્ત્રીને મૃગિનીના સ્વભાવની જાણવી.

**મીનશીલા :** લાંબી મોટી તથા ઊંચી છાતીવાળી, નિર્નિમેષિણી (ઘણાં મટકાં મારનારી), ચપલા, જલપ્રિયા, બહુભૃત્ય (ઘણાં નોકરવાળી) તથા બહુસુતા (ઘણાં સંતાનોવાળી)ને મીનશીલા જાણવી.

**ઉષ્ટ્રશીલા :** લંબોષ્ઠિ (જેના હોઠ લાંબા હોય), કૃશોદરી (જેનું પેટ પાતળું હોય), જેની કમર તથા ડોક ઊંચા હોય, જેની ચાલ ભયંકર હોય, જેની વાચા ખરનિષ્ઠુર (ખરસટ) હોય, જેને ફળફૂલ તથા ખાટું તીખું બહુ પ્રિય હોય તેને ઉષ્ટ્ર (ઊંટ) પ્રકૃતિની જાણવી.

**મકરશીલા :** સ્થૂલશિર્ષા (મોટા માથાવાળી), સ્થિરગ્રીવા (સીધી ડોકવાળી), મહાસ્વના (મોટા અવાજવાળી), પહોળા મુખવાળી તથા ક્રૂર સ્વભાવની સ્ત્રીને મકર (મગર) પ્રકૃતિની જાણવી.

**ખરશીલા :** જેના હોઠ, છાતી તથા મુખ જાડાં હોય, (અનુસંધાને)



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

### નિયમો

આ વિભાગના નિયમો અગાઉ પ્રકટ થયા છે, છતાં આ વર્ષે નવા વાચકોની અનુકૂળતા માટે ફરી તે પ્રકટ કરીએ છીએ. એનું પાલન નહિ થએલા પત્રો રદ ગણાશે અને તે વિષે કશો પત્રવ્યવહાર કરવામાં નહિ આવે. (૧) પોતાનું નામ પ્રકટ કરાવવા ઈચ્છનારે પોતાના જ હસ્તાક્ષરમાં જ અંગ્રેજીમાં (પહેલા એ. બી. સી. ડી. માં જ) પોતાનું સંપૂર્ણ નામ, પોતાના ઘરનું (શાળા અગર દુકાનનું નહિ) પૂરું સરનામું, ઉંમર અને શોખ જણાવવાં; (૨) પોતે ક્યાં સુધી ભણેલા છે અથવા ભણે છે તે જણાવવું. માત્ર અંગ્રેજી છઠ્ઠું કે મૅટ્રિક ભણતા કે ભણી ચૂકેલાઓનાં જ નામો પ્રકટ થશે, કારણ કે પરદેશમાં પત્રવ્યવહાર કરવા ઓછામાં ઓછું અંગ્રેજીનું એટલું જ્ઞાન હોવું આવશ્યક છે; [આ માહીતી નીચે પોતાના વાલી અગર શાળા શિક્ષકની સહી કરાવવી.] (૪) આ વિભાગમાં પ્રકટ કરવા માટેના પરદેશી પત્રમિત્રોના પત્રો ખાસ નવી માહિતી કે દૃષ્ટિવાળા હોય તે જ (બને ત્યાં સુધી ટૂંકા) પસંદ કરીને મોકલવા; સાથે ફોટો કે ચિત્ર હશે તો તે આવકારપાત્ર થશે; (૫) તેનો ગુજરાતી અનુવાદ પણ સાથે કરી મોકલવો જરૂરી છે; એમાં ઘટતા સુધારા અમે કરી લઈશું. (એ બધી સામગ્રી ન સ્વીકારાયે પાછી મેળવવા માટેનું પૂરતું પોસ્ટેજ પણ સાથે બીડવું. કીમતી સામગ્રી હોય તો વળતી વખતનું રજિસ્ટર્ડ કરવા સાથેનું પોસ્ટેજ મોકલવું.) (૭) પોસ્ટેજ બીડયા વિના આ વિભાગને લગતી કોઈપણ પૃચ્છાનો ઉત્તર આપવામાં નહિ આવે. (૮) કેટલાકો અમારી પાસેથી પોતાને ગમતા દેશોના પત્રમિત્રોની યાદી મંગાવે છે; પરંતુ અમારી પાસે તેવી કોઈ કાયમી યાદી રહેતી નથી. અમારી પાસે જે કાંઈ આવે છે તે અમે 'કુમાર'માં પ્રકટ કરી દઈએ છીએ માટે સૌએ પોતપોતાની પસંદગીનાં સરનામાં 'કુમાર'ના અંકોમાંથી શોધી લેવાં; અમારી સાથે નાહક પત્રવ્યવહાર કરવો નહિ. (૯) પરદેશી પત્રમિત્રો સાથે પત્રવ્યવહાર કરનારાઓએ, પોતે આ દેશનાં સંસ્કાર, ચારિત્ર્ય અને પ્રતિષ્ઠાનાં પ્રતિનિધિ છે એ ખ્યાલમાં રાખીને એવા ગૌરવપૂર્વક પત્રવ્યવહાર કરવો જોઈએ.

### ફરિયાદો

આ વિભાગમાં પોતાનાં નામ છપાવનારાઓની શુદ્ધ દાનત કે પ્રામાણિક ઉત્સુકતા વિષે શંકા કરાવનારા પત્રો અવારનવાર અમારા ઉપર આવ્યા જ કરે છે. તે પરથી સાર એ નીકળે છે કે ઘણા માત્ર પોતાનું નામ 'કુમાર'માં છપાએલું જોવાના હલકા ઉમંગના માર્યા જ નામો પ્રકટ કરાવે છે; અને કોઈ તેમની સાથે પત્રવ્યવહાર કરે છે ત્યારે તેમને જવાબ આપવાની પરવા પણ કરતા નથી. ફરિયાદના એવા છેલ્લા આવેલા પત્રો પૈકી થોડા:

"તમો લખો છો કે પત્રમિત્રોનાં સરનામાં તમો મોકલનારની પ્રામાણિકતા પર વિશ્વાસ રાખી પ્રગટ કરો છો. તો પછી જો કોઈ પત્રમિત્ર ઠગવાનો ધંધો કરે તો તમો તે બીજા પત્રમિત્રોના લાભની ખાતર તેમને ઉઘાડા પાડી શકો છો. આ અનુભવ મારો એકલાનો નથી. ભોગીલાલ પુંજાણી, જેતપુરવાળાને પણ મારા જેવો જ અનુભવ થયો છે. બીજું........એ પોતાનું નામ ફરીથી પ્રકટ કરાવવાને માટે પોતાની કોઈ કલ્પિત બહેનનું નામ આપ્યું અને તમે વિચાર કર્યા વગર પ્રગટ કરી નાખ્યું.......એ જ ગામમાં રહેતા .........
...ભાઈએ પણ પોતાની બહેનનું નામ આપ્યું છે. તેમને ત્રણ બહેનો છે તે હું જાણું છું. પણ તેમને આ શોખ હોય તેમ હું માનતો નથી. બંનેમાંથી એક પણ જણ કાગળનો જવાબ સુદ્ધાં આપતો નથી. મેં તેમને છ થી સાત કાગળો લખ્યા, પણ તેમાંથી એકેનો જવાબ આવતો નથી તથા કાગળ પાછો આવતો નથી. જો તેમને મિત્રતા ન રાખવી હોય તો એક કાર્ડ લખીને ખુલ્લું જણાવી દેવું જોઈએ.

આ પ્રમાણે બીજા પત્રમિત્રો ઠગાઈ ન જાય તે માટે તમારે યોગ્ય સૂચનો બીજા પત્રમિત્રોને આપવાં જોઈએ અને તે તમારી ફરજ છે મેં કેટલાંક જૂનાં 'કુમારો'માં આવા બનાવો વિષે વાંચ્યું છે અને તે માટે તંત્રીએ તેઓની યોગ્ય ઝાટકણી કાઢેલી જ છે. તમો તમારી ફરજ યોગ્ય રીતે બજાવશો એવી હું આશા રાખું છું."

"...ખાસ કરીને હિંદી પત્રમિત્રો તો જવાબ આપવાની તસ્દી પણ લેતા નથી. આથી શરૂઆતના પત્રમિત્રોમાં તો આ પ્રત્યે ઘૃણા ન ઉપજે તો બીજું શું થાય? આમ પૈસા અને ચારિત્ર્યનો એવડો દુર્વ્યય કરવો શું યોગ્ય છે? થોડા વખત પહેલાં ટિકિટની ઓફર કરનાર એક મિત્ર જાણે નામના મેળવવી ન હોય અને ઉપકાર કરવો ન હોય તેમ ટિકિટ (એક જ) મોકલેલી. વધુ લખવું ઠીક નથી...."

બીજા એક ભાઈ લખે છે: "આપના માસિકમાં આવતા આજ સુધીમાં લગભગ ૨૦ થી પણ વધારે પત્રમિત્રો પર કાગળો લખ્યા, પણ કોઈએ પણ જવાબ આપવાની દરકાર ન કરી..."

આ પત્રો અમે ઘણી જ ગ્લાનિપૂર્વક પ્રકટ કરીએ છીએ. તેના ઉપર વિશેષ ટીકાની જરૂર નથી. એમાં ઉલ્લેખેલાં નામ સૌજન્ય ખાતર અમે પડતાં મૂકી ત્યાં ટપકાં કર્યાં છે; પણ આવો વ્યવહાર વધુ ચાલશે તો અમારે આકરાં પગલાં નછૂટકે ભરવાં પડશે. મિત્રાચારી એ એક પવિત્ર સામાજિક વ્યવહાર છે. તે વિશેષ વિસ્તરે ને જગતમાં માનવબંધુતાની ભાવના દૃઢીભૂત થતી જાય એવા ઉદ્દેશથી ચલાવાતા આ વિભાગનો, આગળે આપણી એક સસ્તી લોલુપતા પોષવા જેવો ઉપયોગ કરીએ એ આપણી શાનને શોભારૂપ છે? પોતે કોઈની સાથે પત્રવ્યવહાર ચલાવવા ન ઇચ્છતા હોઈએ, અગર પોતાને વધુ પત્રમિત્રોને ઉત્તર આપવાનો સમય ન હોય તો પણ આવેલા પત્રનો તેવો ઉત્તર આપવાનો વિવેક તો જાળવવો જ જોઈએ.

### પરદેશનાં પત્રમિત્રો

૪૭ વર્ષના હોલાંડના આ ગૃહસ્થ ફિલસૂફીના અભ્યાસી છે અને યોગ તથા તત્ત્વજ્ઞાનના કોઈ સાચા જાણકાર સાથે પત્રવ્યવહાર ઇચ્છે છે: Mr. M. Kuysten, Schillerlann 12, Utrecht (Holland).

પોર્ટુગાલના પાંચ સરનામાં: એ બધાંને ૨૨થી ૨૫ની વયનાં હિંદી પત્રમિત્રો જોઈએ છે. Girls: (1) Elivira Alexandrina de Jesus Ramos, R. da Estacao, 54 Campanba, Porto (Portugal); (2) Maria da Conceicao A de Castro Soares, R. Sta., Catarina, 469, Porto (Portugal); (3) Aurora Ruth Ferreira dos Santos, Tr. do Arco de Noeda, 35, Porto (Portugal); Boys: (1) Mario Rui

Ferraz, R. da Constrituicao. 815, Porto (Portugal); (2) Henrique da Costa Pinho, R. Faria Guimarais, 220, Porto (Portugal). (ઉલ્લેખ: જયન્ત શાહ, મદ્રાસ).

આ નીચેનાં બે સ્વીડિશ વિદ્યાર્થીઓ (જેઓ માનસશાસ્ત્ર અને ફિલસૂફીનો અભ્યાસ કરવા સાથે પ્રાથમિક શાળામાં શિક્ષકો છે તેઓ) તે વિષયનાં જાણકાર હિંદી પત્રમિત્રો સાથે પત્રવ્યવહાર ઇચ્છે છે. Ake W. Edfeldt, Laengholmsgatan 40, Stockholm 9, (Sweden); Kaguar Schulze, Headingatan 3 Stockholm.

પાટણથી ભાઈ સુમંત ચોકશી, પોતાને હિંદ ખાતેના અમેરિકા અને ઇટાલિના પ્રતિનિધિઓ પાસેથી મળેલાં કેટલીક સંસ્થાઓનાં નામ મોકલે છે: (1) Instituto Dante Alighieri, Piazza Firenze, Roma (Italy), (ઉલ્લેખ: ઇટાલિયન પ્રતિનિધિ Dr. O. Falbiani); (2) International Friendship League, 41, Mt. Vernon St., Boston (Mass.) U.S.A.; (3) International Student's Society, Hillsboro (Oregon) U.S.A.; (4) Interscholastic Correspondence, 433, Buena Vista, San Francisco (Calif.) U.S.A.; (5) Open Road for Boys, 248, Boylston St., Boston (Mass.) U.S.A.; (6) Foreign Correspondence Bureau, Augusta, (Kansas) U.S.A. (ઉલ્લેખ: અમેરિકન પ્રતિનિધિ Mr. C. H. Timberlake).

ઇજિપ્ત, અમેરિકા અને કૅનેડામાં પત્રમિત્રો જોઇતા હોય તેઓ નીચે જણાવેલાં તે તે દેશોના એલચીખાતાના અમલદારોને સરનામેથી માહિતી મેળવી શકે: (1) G. H. Yansen Esqr., Press Attache, Embassy of India in Egypt, 1, Midan Soliman Pasha, Cairo (Egypt); (2) Mr. F. N. de Mello Kamath, Govt. of India Information Services, 2107, Massachusets Avenue, N. W. Washington D. C. (U.S.A.); (3) Govt. of India Information Services, 114, Wellington Street, Ottawa (Canada). ઉપરાંત નીચે બે વ્યક્તિગત પત્રમિત્રોનાં સરનામાં: (1) Mr. Robert Jolly, Primary School, East Adelaide, St. Peters, (South Australia); (2) Joyce Jiffin, 6, South Terrace, Council House, Chopwell, New Castle-on-Tyne (England). (ઉલ્લેખ: જી. પી. શાસ્ત્રી, નડિયાદ)

૨૯ વર્ષનો આ ઇટાલિયન યુવાન હિંદી મિત્ર સાથે પત્રવ્યવહાર ઇચ્છે છે. તે બે વર્ષ સુધી અમેરિકામાં યુદ્ધકેદી તરીકે રહ્યો હતો. હાલ શિક્ષક છે: Mr. Angelo Micheli, Grumello Del Monte, Bergamo (Italy). (ઉલ્લેખ: ગિરધારીલાલ શ્રોફ, અમદાવાદ.)

The following addresses were sent in by Mr. Girdharilal Shroff, 711/3, Sakar Bazar, Ahmedabad-2. (1) Mr. Aubrey Victor Ince, 159, Waterloo Street, George Town, Br. Guiana (S. America), Boy—17 years; (2) Fien Staffels, Rormoddsrneg 120, Stellegeler, 5, (Holland); (3) Miss Evelyn Dierks, sioux-centre, R 7 D Towa (U.S.A.); (4) Sigman Dickes, Wireless Station, 5 Nr., Abeokuta-Nigeria (Br. W. Africa); (5) E. Lozaran, 67, Meteori St., Prucharest VI (Roumania R.T.R.); (6) Moniqu Geondines, 578, Curielier Montreal P2 (Canada); (7) Svenn Draebel, Bryghuset, Nykobing Falster (Denmark), Boy—20 years, (Sports, Birds, Art, Music Etc.); (8) Mr. Roggero Eros, Via Nazionale 5 Porte (Torino), Italy.

Delores Schuler, 12/3 North B. Street, Richmond (Ind.) U.S.A. આ અમેરિકન બહેન હિંદી કૉલેજિયનો સાથે ઍર મેઇલથી પત્રવ્યવહાર ઇચ્છે છે (ઉલ્લેખ: બંસી શાહ, વડોદરા).

Miss Mercedes Riera Solar, Urgel, 109-1 o 2 a, Bargelona (Spain): ૨૨ વર્ષની આ સ્પૅનિશ યુવતી કૉલેજમાં અભ્યાસ કરતાં યુવક-યુવતીઓ સાથે પત્રવ્યવહાર કરવા માગે છે. એમને હિન્દ વિષે નવુંનવું જાણવાનો ખૂબ શૉખ છે. એમણે R. Kipling અને J. Verne વાંચ્યા છે, તેથી એમને આપણા દેશ વિષે માહિતી મેળવવાનો શૉખ લાગ્યો છે. તે ઉપરાંત એમને નૃત્ય અને સ્કેચ દોરવાનો પણ શૉખ છે. એમની સાથે પત્રવ્યવહાર કરનારે શ્રી મોરારભાઇ દ. પટેલ, ગટવાડ, એ નામનો ઉલ્લેખ કરવો.

(1) Mr. S. Akinola Olufowobi, P. O. Box 9, Kaduna, Northern Nigeria, B. W. Africa; (2) Mr. R. K. Pather, P.B. Box 1256, Durban, Natal, South Africa; (3) Miss Caroli Hubfert, 3903, Hayward Ave., Baltimore-15 (Ind.) U.S.A.; (4) Miss Francis T. Daum, 503, Rossites Ave., Baltimore-12 (Ind.) U.S.A.; (5) Miss Pegg De Rubbis, 402, Mc Cabe Ave., Baltimore-12 (Ind.) U.S.A. (ઉલ્લેખ: ગિરીશ દેસાઈ, મુંબાઇ)

ભાઈ સત્યપાલ સંઘવી (કચ્છ-માંડવી) ઇંગ્લંડની બે બહેનોનાં નીચેનાં સરનામાં મોકલે છે. તે બંને ૧૫ વર્ષની છે અને ૧૬-૧૭ વર્ષના કુમારો જોડે પત્રવ્યવહાર ઇચ્છે છે. (1) Miss Dorothy Ritchings, 83, Waye Avenue, Cranford, Hounslow, Middlesex, England; (2) Miss Josephine Olliffe, 32, Waye Avenue, Cranford, Hounslow, Middlesex, Eng.

Atsushi Okada, Boy—18, 13 Tokiwa Machi, Kochi city, Japan, Stamps, View-card. (ઉલ્લેખ: ચીનુભાઇ પટેલ, સિદ્ધપુર).

(1) Miss Vennifer Hills, 6, Old Farm Road, East Sideup, Kent. England—17, Swimming, Tennis, Ballet, Dancing & Music; (2) Miss Jean Keay, 150, Sideup Hill, Sideup, Kent, England—17, Music, Dancing, Tennis, Films; (3) Miss Brenda Thornley, 5, Athenlay Road, Nunhead, London S. E. 15, England—17, Fencing, Films, Reading, Swimming; (4) Miss Peggy Kemp, 112, St. Mary's Road, Nunhead, London, S. E. 15, England—17, Films, Fencing, Books, Swimming, Theater, Ballet. (ઉલ્લેખ: રમેશ શ્રીધરાણી, મુંબાઇ).

### આફ્રિકાનાં પત્રમિત્રો

(1) Dinker S. Patel, C/o S. S. Patel, P. O. Box 113, Mombasa (Kenya); (2) Chandrakant S. Patel, Address as above; (3) Rajnikant R. Patel, C/o R. B. Patel, Salim Road Post-Office, Mombasa (Kenya); (4) Maganlal M. Patel, P. O. Box 5009, Kilindini, Mombasa (Kenya); (ઉલ્લેખ: રસિકચંદ્ર, જી. અમીન). (5) Rajnikant K., C/o K. D. Thakrar, Box 240, Zanzibar (B.E.A.) Vrindavan Jivraj, P. O. Box 279, Kampala (Uganda), B. E. Africa: છાપકામ, ક્રિકેટ, ફોટોગ્રાફી તથા રંગભૂમિમાં રસ ધરાવનાર હિંદી મિત્ર સાથે પત્રવ્યવહાર ઇચ્છે છે.

## હિંદી પત્રમિત્રોનાં સરનામાં (આગળને અનુસંધાને ચાલુ)

(463)Madhusudan Chhaganlal Reshamwala, C/o Prabhudas Gangadas Resamwala, Rampura Rd., Surat—17, Photography, Stamps, Reading, Cricket; (464) Bhogin Mistry, Fire Brigade St., Ahmedabad-8—19, *Music, Dancing, Photography*, Drawing and Painting; (465) Madhukant P. Patel, 1777, Surdas Sheth's Pole, Mandvi Street, Ahmedabad—18, Stamps, Coins, View-cards; (466) Amritlal S. M., C/o *S. M. Mehta*, 39 Veerappan St., Madras-1—16, Stamps, Swimming, Photography; (467) Shantikumar Jivandas Bhatia, 84, Bora Bazar St., Fort, Bombay-1—17, Stamps, Cricket, Table tennis, Reading; (468) *Kishorkumur Karsandas Bhatia*, 404, Anand Bhuvan, Vitthalbhai Patel Road, Girgaum, Bombay-4—17, Photography, Stamps, Match-labels; (469) Jagmohan Shah, C/o Gopaldas Shah, Sayaji Mills Co. Ltd., Baroda-3—21, Stamps, Singing, Photography; (470) Ramnik B. Shah, Manek Bhuvan, Bunder Rd., Cutch-Mandvi—20, Stamps; (471) Jayant Bhikhabhai Shah, 111/2, Lohar Street, Bombay-2—18, Stamps, Coins; (472) Vinaykumar Harilal, Lodhawala Building, Plot No 589, Navi Manekwadi, Bhavnagar (Saurashtra)—18, Stamps, Music; (473) *Pratap Pranlal Shah*, Choksi Bhuvan, Nehru Rd., Vile-parle (East), Bombay-24—20, Stamps, Music, Photography; (474) Arvindkumar V. Mehta., 1671, Sevka's vadi, Khadia, Ahmedabad-1—22 Photography, Travelling; (475) *Jayant Shah, 1837, Kadia's* Dehla, Lunsawada Ahmedabad-23 Stamps, Philosophy; (476) Haresh Fulshanker Vyas, Mistri ...vasi *Jethabhai's Bldg*, *Bhatia* Dharmshala Rd. Junagadh (Saurashtra)—19, Science, Politics, Stamps; (477) Kantilal Ranchhoddas Chhatbar, 8-12 *Bhasker Lane, Cathedral Street*, Bombay-2—23, Stamps, Photography, Drawing & Painting.

The following addresses were sent in by Girdharlal, Shroff, 1619 Dhanasuthar's Pole, Ahmedabad. (478) Dr. Pushpendra Bhatt, L. G. O (Mad.), People's Clinic, Dhanasuthar's Pole, Ahmedabad. (Stamps, Coins); (479) Mr. Ajitkumar M Singhvi, 196 Doshiwada's Pole, Ahmedabad. (Stamps, Flies); (480) Mr. Rasiklal S. *Zaveri*, 112/6 Hathikhana, Ratan Pole, Ahmedabad. (Stmps, Fishes); (481) Mr. D. S. Franco Tailor, 564/2 Reid Road, Ahmedabad. (Stamps); (482) Mr. Subodhchandra *J. Parikh*, 609 *Lakha* Patel's Pole, Dev sheri, Ahmedabad (Stamps, Correspondance); (483) Mr. Bhanuprasad. M. Vyas, Dariyapur, Wadigam, Ahmedabad. (Stamps); (484) Mr. Suryakant C. Patel, Padma Pole, Dariyapur, Wadigam, Ahmedabad. (Stamps); (485) Mr. MadhukantP. Patel 1777 Mandvi's St., Ahmedabad. (Stamps).

અમેરિકા તથા ઑસ્ટ્રેલિયાની અભિનવ ટિકિટો: મથાળાની પાંચ અમેરિકાની તથા છેલ્લી ઑસ્ટ્રેલિયાની આ ટિકિટો, તે તે દેશોએ જે વિવિધ પ્રસંગો ફર્સ્ટ-ડે કવર સાથે કાઢેલી તેનું વર્ણન પડખે આપ્યું છે. (શ્રી હરિલાલ બૅંકરના સંગ્રહમાંથી)

અવનવી ટિકિટો [illegible] અમેરિકાની, પડખે આપેલી પાંચ ટિકિટોમાં વિષયોનું પણ ઠીક વૈવિધ્ય છે. પહેલી ટિકિટ, અમેરિકન સ્વાતંત્ર્યયુદ્ધના બે વિખ્યાત સેનાપતિઓ વૉશિંગ્ટન અને લીના સ્મરણાર્થે સ્થપાયેલી યુનિવર્સિટીની બીજી શતાબ્દી નિમિત્તની છે. એના પર એ બંનેની છબિઓ તથા યુનિવર્સિટીનું મકાન છે. બીજી ટિકિટ ત્યાંના મેરીલૅન્ડ પરગણાના પ્રાચીન શહેર આનાપોલિસની સ્થાપનાની ત્રીજી શતાબ્દી નિમિત્તની છે, જે પર તેનો નકશો છે; ત્રીજી ટિકિટ, અમેરિકાના આદિ વતની 'ઇન્ડિયનો'ની જે પાંચ સુસંસ્કૃત જાતિઓને ત્યાંના નવા વસાહતીઓએ ઓક્લાહામા પ્રાંતમાં બળજબરીએ હાંકી કાઢેલી તે પ્રસંગ 'ટ્રેઇલ ઑવ ટીઅર્સ'ની પહેલી શતાબ્દીએ તેણે ૧૯૪૮માં કાઢેલી, તે પર એ પાંચ જાતિઓની રાજ્યમહોરો સાથે તેમનાં નામ આપ્યાં છે. ચોથી ટિકિટ અમેરિકામાં સોનું શોધાયું તેની શતાબ્દી નિમિત્તની છે, જે પર કૅલિફૉર્નિયામાં જ્યાં તે શોધાયું ત્યાં આવેલી 'સટર્સ મિલ'નું પ્રાચીન ચિત્ર છે; પાંચમી ટિકિટ, અમેરિકાના તાબાના ટેરિટરીઝમાંના પોર્ટોરિકો ટાપુનો પહેલો ગવર્નર જનરલ ચૂંટાયાની શતાબ્દીની છે. તે પરની માનવ આકૃતિના જમણા હાથમાં યંત્રનું ચક્ર અને ડાબા હાથમાં મતપેટી છે. છેલ્લી ઑસ્ટ્રેલિયાની ટિકિટ પર ત્યાંના કવિ હેન્રી લૉસનની છબિ છે, જેણે પોતાના બાંધવોનાં પુરુષાર્થ અને આકાંક્ષાઓને બિરદાવ્યાં છે.

# ટિકિટસંગ્રહ આજનો સંસારવ્યાપી શૉખ

એ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ

ટિકિટની શોધ એ દુનિયાભરની સેવાની એક અદ્ભુત શોધ ગણાય છે. તમે ટપાલ-પેટીમાં કાગળ નાખો ત્યારે તમારા મનમાં કેટલી નિરપવાદ શ્રદ્ધા, વિશ્વાસ અને નિરાંત હોય છે કે તમારો એ પત્ર સસ્તામાં સસ્તા દરે, તદ્દન સલામતપણે, અને ઝડપીમાં ઝડપી રીતે ચોક્કસ પહોંચવાનો જ છે! એ કેવી અદ્ભુત સેવા છે! અને તેમાંથી વળી, એ ટપાલના કે ટિકિટના શોધકોને, કે તે ચલાવનારી સરકારોને યે જેનો સ્વપ્નેય ખ્યાલ નહિ હોય એવી એક અજબ સંસારવ્યાપી વસ્તુ જન્મી: ટિકિટસંગ્રહનો શૉખ. એનો જન્મ તો એક સાધારણ શૉખ તરીકે થયો, જેમાં ટિકિટો ઉપરનાં આલેખનોની વિવિધતા, એનાં રંગવિધાન, દેશદેશના ભાવપ્રતીકો વગેરેની નવીનતાનું આકર્ષણ જ મુખ્ય હતું; પણ પાછળથી એમાં છત-અછત અનુસાર મૂલ્યાંકનનું તત્ત્વ દાખલ થયું અને વિરલ ટિકિટોની કિંમતો વધતી વધતી હજારો રૂપિયાથી અંકાવા માંડી.

એ વિરલપણાનાં કારણો વિવિધ હોય છે. અછત એ એક કારણ ખરું. પણ એ ઉપરાંત એ ટિકિટ વિષે કાંઈક નવીનતા, વિશિષ્ટતા, વિચિત્રતા હોય તો જ એની વિરલતા મૂલ્યવાન બને. કોઈ વાર અકસ્માત થએલી કોઈ ભૂલને કારણે એ ખામીવાળી ટિકિટ મૂલ્યવાન બને. એ ભૂલ તો તરત સુધરી ગઈ હોય એટલે એવી ટિકિટોની સંખ્યા પણ બહુ ન હોય. કોઈ વખત વળી કોઈ મુશ્કેલીને સમયે ઉપજાવી કાઢેલી ટિકિટો એની નવીનતાને લીધે વિરલ બની જાય. ઉદાહરણ જોઈએ.

ઇંગ્લંડે ટિકિટો કાઢી એટલે તેના તાબાના સંસ્થાનોએ પણ પોતાને એનો લાભ લેવા દેવાની પરવાનગી માગી. પણ એમ કરવા દેવાથી તો બધાં સંસ્થાનોની જુદીજુદી ભાતની ટિકિટોને લીધે ગોટાળો થઈ જશે, એવા ભયથી ઇંગ્લંડે તેમ કરવા દેવાની ના પાડી ને અમુક સંસ્થાનોને પોતે જ પોતાના જેવી ટિકિટો છાપીને પૂરી પાડવા માંડી.

પણ મૉરિશ્યસ ટાપુએ સ્વતંત્ર રસ્તો લીધો, ને પોતાની ટિકિટો કાઢવાનું ઠરાવ્યું. એ વેળા, ઈ. ૧૮૪૭માં ત્યાં કામ કોરનારા-છાપનારા તો મળે નહિ, એટલે ઘડિયાળોનાં ઘરાં પર નામ કોરનારા બર્નાર્ડ નામના એક કારીગરને તે કામ સોંપ્યું, અને ઇંગ્લંડના જેવી જ રાણીની છબિવાળું બીબું કોરવાનું કહેવામાં આવ્યું. તેણે બીજું બધું તો સારું કર્યું, પણ એક ભૂલ કરી બેઠો. છબિની ચારે બાજુ જે અક્ષરો કોરવાના હતા, તેમાં ડાબી બાજુએ Post Paidને બદલે તેણે Post Office શબ્દો કોર્યા ને હજારેક ટિકિટો છાપી કાઢી. ત્યાં તો ભૂલની જાણ થઈ ને નવું બીબું કોરાયું પણ પેલી Post Office શબ્દોવાળી (ભૂલવાળી) ટિકિટ વિરલ ગણાઈ ગઈ. એ જાતની એક પેનીવાળી માત્ર ૧૩ ને બે પેનીવાળી ફક્ત ૧૨ જ ટિકિટો આજે દુનિયામાં છે, ને તે દરેકની કિંમત ૩,૦૦૦ થી ૫,૦૦૦ પૌંડની ગણાય છે. (જુઓ ઉપરનું ચિત્ર) [ચાલુ]



દુનિયાની સૌથી મૂલ્યવાન ટિકિટો પૈકીની એક 'બ્લ્યુ મૉરિશ્યસ.' એમાં થએલી જે ભૂલને કારણે તે મૂલ્યવાન થઈ તેનું વર્ણન નીચે વાંચો.

FIRST DAY COVER

भारत

REPUBLIC OF INDIA



26 · JANUARY · 1950

INDIAN POSTS & TELEGRAPHS

REPUBLIC OF INDIA






ભારત પ્રજાસત્તાક તરીકે જાહેર થયાને પ્રસંગે નીકળેલી ચાર ટિકિટો સાથેનું 'ફર્સ્ટ-ડે કવર.' એ દિવસને માટે રદ કરતી યોજાએલી છાપ સાથે.

**સરોજિની નાયડુ** (અનુ. પૃ. ૪૪થી ચાલુ) દેવામાં આવેલાં. આ શિક્ષા પછી એમણે અંગ્રેજી પાછળ બરાબર લક્ષ આપવા માંડ્યું અને પિતા સાથે અંગ્રેજીમાં જ વાતચીત કરવાનું રાખ્યું.

પિતાને હતું કે પોતાની પુત્રી એક મહાન ગણિતશાસ્ત્રી અથવા વિજ્ઞાનશાસ્ત્રી થશે. પરંતુ સરોજિનીને ગણિતના દાખલા કે વિજ્ઞાનના અખતરામાં રસ નહોતો. એમનો આત્મા કવિનો આત્મા હતો. વાસ્તવિક કરતાં કલ્પનાના જગતમાં વિહરવાનું એમને અધિક પ્રિય હતું. અગિયાર વર્ષની વયે એમણે પહેલવહેલી કવિતા લખેલી, અને તે પણ વિલક્ષણ રીતે: બીજગણિતનો એક દાખલો એ ગણી રહ્યાં હતાં. ખૂબ માથાકૂટ કરતાં સાચો જવાબ મળે જ નહિ. એટલે દાખલો ગણવાને બદલે કવિતા લખી નાખી! અને આમ એમની કાવ્યપ્રવૃત્તિ શરૂ થઈ. તેર વર્ષની વયે તો સર વૉલ્ટર સ્કૉટની 'લેડી ઑવ ધ લેઈક'ની શૈલીએ તેરસો લીટીનું એક કાવ્ય લખી નાખ્યું અને ત્યાર બાદ બે હજાર લીટીનું એક નાટક—અને તે પણ ડૉક્ટરે જ્યારે તબિયતને કારણે કશું લખવાવાંચવાની ના પાડેલી તેવે સમયે! પરિણામે તબિયત વધારે લથડી અને શાળાએ જવાનું બંધ કરવું પડ્યું. આ ફુરસદનો ઉપયોગ એમણે એક નવલકથા લખી કાઢવામાં કર્યો. એ જ અરસામાં એમણે રોજનીશી પણ લખવી શરૂ કરી.

માત્ર બાર વર્ષની નાની વયે મદ્રાસ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા પસાર કરતાં એમના પર અભિનંદનોનો વરસાદ વરસવા લાગેલો, પરંતુ સરોજિનીને એથી બહુ આનંદ નહોતો થયો. શાલેય શિક્ષણ કે પાઠ્ય પુસ્તકોમાં એમને બહુ રસ નહોતો. એમને થયા કરતું કે એમનું સાચું કાર્ય કવિતાલેખનનું હતું અને નહિ કે પરીક્ષાઓ પસાર કરવાનું. પરંતુ માતાપિતાની માન્યતા જુદી જ હતી. રાજ્ય પાસેથી વાર્ષિક ૩૦૦ પૌંડની શિષ્યવૃત્તિ અપાવી પિતાએ તેમને ઇંગ્લંડ મોકલ્યાં, જ્યાં તે પ્રથમ લંડનની કિંગ્સ કૉલેજમાં અને પછી કેમ્બ્રિજ યુનિવર્સિટીની છોકરીઓ માટેની ગર્ટન મુકામેની પ્રસિદ્ધ કૉલેજમાં ભણ્યાં.

ઇંગ્લંડના નિવાસ દરમિયાન એ કેટલીક એવી વ્યક્તિઓના પરિચયમાં આવ્યાં જેમનું માર્ગદર્શન એમને માટે બહુ કીમતી થઈ પડ્યું. એમાંના એક હતા સર એડમંડ ગૉસ. સરોજિનીએ એમને પોતાની કવિતાઓ બતાવેલી તેની આંગ્લમયતા જોઈ ગૉસ નિરાશ થએલા. ઇંગ્લંડનાં દેવળો, ઇંગ્લંડનાં પક્ષીઓ ને ઇંગ્લંડનાં વૃક્ષો પર કવન કરવાને બદલે એક ભારતીય તરીકે ભારતીય વસ્તુ પર જ લખવા એમણે તેમને જણાવ્યું. સરોજિનીએ આ કીમતી સલાહ માન્ય રાખી અને ત્યારથી પરાઈ વસ્તુઓ પર કવિતા કરવાનું બંધ કર્યું. એમના કુલ ચાર કાવ્યસંગ્રહો બહાર પડ્યા છે, ને એ ચારેય ભારતીયતાથી ઓતપ્રોત છે: 'The Bird of Time' (૧૯૧૨), 'The Golden Threshold'(૧૯૧૬), 'The Broken Wing' (૧૯૧૭), અને 'The Sceptered Flute' (૧૯૨૮).

લંડનમાં મળેલી બીજી વ્યક્તિ તે કવિ-લેખક મિ. આર્થર સીમન્સ, જેમણે 'The Golded Threshold'ની પ્રસ્તાવના લખી છે. એ વખતનાં સરોજિની કેવાં હતાં તે જાણવા માટે સાયમન્સની આ પ્રસ્તાવના વાંચી જવા જેવી છે. એમના હર્ષશોકના સંવેદનની તીવ્રતા સાથે સાથ સાયમન્સે પાછળથી ટીખળ સુધી પહોંચેલી એમની વિનોદવૃત્તિનો પણ ઉલ્લેખ કર્યો છે. એ અંગે તો ખુદ સરોજિનીએ પણ લખેલું છે કે, 'જિંદગીએ અથવા કદાચ મારા પ્રભુએ મને બક્ષેલી સર્વ વસ્તુઓમાં હાસ્યની બક્ષિસ હું અમૂલ્ય ગણું છું.'

ઈ. સ. ૧૮૯૭માં એ હૈદરાબાદ પાછાં ફર્યાં. ઇંગ્લંડ ઊપડ્યા પહેલાં જ એમની ઇચ્છા હૈદરાબાદના ડૉ. એમ. ગોવિન્દરાજુલુ નાયડુ સાથે લગ્ન કરવાની હતી. પરંતુ ચટ્ટોપાધ્યાય જેવી કુલીન બંગાળી બ્રાહ્મણકન્યા અબ્રાહ્મણ મદ્રાસી નાયડુને શી રીતે વરી શકે? આ કારણે સરોજિનીની ઇચ્છાને પ્રોત્સાહન મળતું નહોતું. પરંતુ એમની ઇચ્છા તો જાત અને વર્ણની દીવાલો તોડવાની જ હતી. એટલે પ્રચંડ વિરોધ સામે એવી જ પ્રચંડ સામર્થ્યપૂર્વક ઝૂઝીને એમણે પોતાને નડતરરૂપ એ દીવાલ તોડી નાખી અને ડૉ. નાયડુ સાથે લગ્ન કરી નાખ્યાં. ત્યાર પછી તો આવાં અનેક લગ્નો થયાં છે, પરંતુ આજથી અરધી સદી પહેલાં સમાજ જ્યારે આવાં લગ્નોની કલ્પના સુદ્ધાં કરવા તૈયાર નહોતો ત્યારે સરોજિનીને એ પગલું લેતાં કેટલાં શૌર્યધૈર્ય વાપરવાં પડ્યાં હશે? આ સુખી લગ્નજીવનને પરિણામે તેમને ચાર સંતાનો થયાં: બે પુત્રો જયસૂર્ય ને રણધીર, તથા બે પુત્રીઓ-પદ્મજા ને લીલામણિ. પ્રેમાળ પત્ની જેટલાં જ એ વત્સલ માતા પણ હતાં, ને એમણે લખેલી 'મારાં સંતાનોને' નામક કવિતામાં તેમનો એ વાત્સલ્યભાવ જ નીતરી રહ્યો છે.

હૈદરાબાદમાં જે વર્ષો ગાળ્યાં એ દરમિયાન એ શહેરના જાહેર જીવનની એક અગ્રગણ્ય વ્યક્તિ તે બની રહ્યાં. જૂના અને નવા વિચારવાળાઓને એકબીજા સાથે મેળવી, વિચારવિનિમય કરાવીને બંનેનું એકબીજા પ્રત્યેનું અતડાપણું એમણે દૂર કરાવેલું. અનેક લેખકો, કવિઓ ને ચિત્રકારોનાં એ પ્રેરક તેમજ પોષક બની રહ્યાં હતાં.

એમના હૈદરાબાદ છોડવા સાથે જ એમના કવિજીવનની પણ સમાપ્તિ થઈ એમ સહેજે કહી શકાય. કારણ કે ત્યાર બાદ એમણે રડીખડી કવિતાઓ જ લખેલી છે. એ પછીનું એમનું જીવન એ અનેકવિધ રાજકીય અને સામાજિક પ્રવૃત્તિઓનું જીવન છે. ઘણાને તેમનું આ પગલું નહોતું ગમ્યું, પરંતુ દેશને સક્રિય સેવાની જરૂર હોય ત્યારે નિષ્ક્રિય કલ્પનાવિહારને બિનજરૂરી માનીને જ તેઓ જાહેર જીવનમાં પડેલાં. 'જિંદગીની વેદનાને કાવ્યની વેદના વડે હું જીતીશ' એ એક વારનો એમનો મનોભાવ લય પામી ગયો અને એમની એકલાની નહિ પણ દેશના કરોડો દીનહીનોની વેદના માટે કાવ્યનું ક્ષેત્ર એમને અતિ સંકુચિત માલૂમ પડ્યું.

એમણે પોતે પોતાની કવિતા વિષે એક સ્થળે લખ્યું છે: 'હું ખરેખર કવિ નથી. મારી પાસે દૃષ્ટિ છે, મનોભાવ છે, પણ અવાજ નથી. જો હું સૌન્દર્યથી પ્રપૂર્ણ અને મહત્તાના પ્રાણથી પરિપ્લાવિત એક જ કાવ્ય લખી શકું, તો પછી સદાને માટે ચૂપ થઈ જાઉં. પરંતુ હું તો ગાઉં છું, પંખીઓની પેઠે; અને મારાં ગીતોનું જીવન પંખીઓના આનંદકલ્લોલ જેટલું જ ક્ષણિક છે.'

જોકે સ્વાભાવિક વિકાસક્રમ અપનાવીને એમની કવિતા પછીની પ્રેરણા બનવાને બદલે એક પ્રકારનું જીવનબળ બની રહી, છતાં એમની કવિતાની ભારતીયતા અને ગીતમયતા આકર્ષક તો છે જ. ભારતનાં વૈવિધ્યપૂર્ણ જીવન અને પ્રકૃતિને તથા મહિમામય ભૂતકાળને એમણે પોતાની કવિતામાં સુંદર રીતે આલેખ્યો છે. 'To India' નામક કાવ્યમાં હિંદને જાગ્રત થવાને ઉદ્બોધતાં એમણે એના મહાન ભાવિમાં શ્રદ્ધાપૂર્વક 'નવસંતાન, નવવિજય, નવસમૃદ્ધિ' વરવાની અભિલાષા વ્યક્ત કરી છે. એમની કવિતાની અથવા એમાં રહેલી આ ભારતીયતાની કદર કરીને લંડનની રૉયલ સોસાયટી ઑવ લિટરેચરે એમને પોતાનાં સભ્ય બનાવ્યાં હતાં.

**શ્રી**મતી સરોજિની નાયડુ જાહેર જીવનમાં પડ્યા પછી છેલ્લા ત્રણેક દાયકાની એવી એકે રાજકીય, સામાજિક કે સાંસ્કારિક પ્રવૃત્તિ

નહોતી જેમાં તેમનો સારો જેવો હિસ્સો ન હોય. હિંદની સ્ત્રીપ્રવૃત્તિની નેતાગીરી એમણે સ્વીકારેલી અને અ. હિં. મહિલા પરિષદનાં પ્રમુખ રહેલાં. હિંદી સ્ત્રીઓની સ્થિતિ આજે કંઇ સુધરી જણાતી હેય તો તે શ્રીમતી નાયડુ જેવી મહિલાઓને આભારી છે. એમનું ખુદનું જ વ્યક્તિત્વ પુરુષ કરતાં સ્ત્રી, કોઇ રીતે ઊતરતી ન હોવાનો જ્વલંત પુરાવો બની રહ્યું હતું. સમાન અધિકાર માગવા છતાં સ્ત્રીના સ્ત્રીત્વ પ્રત્યે એ વિમનસ્ક નહોતાં, એકનિષ્ઠ પત્ની અને વત્સલ માતા બનવાનો એમનો સ્ત્રીવર્ગને સદાનો આદેશ હતો. આ દેશમાં સ્ત્રીત્વના લુપ્ત મહિમાને પુન: સ્થાપિત કરવાનો, તેનું આસન સ્થિર કરવાનો અમનો ઉદ્યમ હતો. એમના નેતૃત્વની મોટી સિદ્ધિ એ હતી કે, હિંદનો પુરુષવર્ગ જુદાજુદા ધર્મ ને વાદના વાડામાં વહેંચાઇ ગયા છતાં હિંદી સ્ત્રીવર્ગને એમણે એક ને અવિભક્ત રાખેલો.

હિંદના સ્ત્રીવર્ગની ઉન્નતિ જેટલી જ એમની ઉત્કટ તમન્ના હિંદુ-મુસ્લિમ એકતાની હતી. એ વિના આ દેશ મહાન થઇ જ ન શકે એવી દૃઢ પ્રતીતિ અમને હતી. તેઓ પોતે એક મુસ્લિમ રાજ્યના પાટનગરમાં જન્મેલાં, મુસ્લિમ આયા મારફત ઊછરેલાં, નાનપણમાં મુસ્લિમ છોકરા-છોકરીઓ જોડે રમેલાં અને મોટપણમાં અનેક મુસ્લિમ સ્ત્રી પુરુષોનાં મિત્ર બનેલાં. બંને ધર્મનાં ઉચ્ચ તત્ત્વો એમણે પચાવેલાં. એમણે પહેલું જાહેર પ્રવચન ઈ. સ. ૧૯૧૩ની લખનૌ મુકામેની મુસ્લિમ લીગની બેઠકમાં આપેલું. ઈ. સ ૧૯૧૬માં લખનૌ મુકામેના સુપ્રસિદ્ધ હિંદુ-મુસ્લિમ કરારોમા પણ એમણે સારો જેવો ભાગ ભજવેલો. હિંદુ-મુસ્લિમ વૈમનસ્યના કપરા દિવસોમાં પણ એમનામાંની મુસ્લિમ શ્રદ્ધા અવિચળ રહેલી. મૌલાના શૌકતઅલી જેવા એ દિવસોમાં બોલેલા 'હિંદી મુસ્લિમો જેનામાં વિશ્વાસ મૂકી શકે એવો કોઇ હિંદુ હોય તો તે શ્રીમતી નાયડુ છે.'

કૉંગ્રેસની વ્યાસપીઠ પરથી એમણે પહેલું પ્રવચન ૧૯૧૫ની મુંબઈની બેઠકમાં કરેલું. લખનૌના હિંદુ-મુસ્લિમ કરારોમાં એમણે ભજવેલા ભાગ બદલ ૧૯૧૭ની કલકત્તા કૉંગ્રેસમાં એમને અંજલિ અપાઇ, ને બીજે વર્ષે તે મદ્રાસ પ્રાંતિક પરિષદનાં પ્રમુખ ચૂંટાયાં.

પહેલા મહાયુદ્ધમાં હિંદે બ્રિટનને આપેલી સેવાના બદલામાં એને કાળા કાયદા તરીકે ઓળખાતા રૉલેટ ઍક્ટની ભેટ મળી અને હિંદ તરફથી એના વિરોધને કારણે જલિયાંવાલા બાગની દુર્ઘટના ઊભી થઇ. ગાંધીજીએ રાષ્ટ્રના સ્વમાનની રક્ષાર્થે અસહકારનું બ્યૂગલ ફૂંક્યું અને એ આંદોલનમાં સૌ પહેલા જોડાનારાઓમાંના એક હતાં શ્રીમતી સરોજિની નાયડુ. સરકારે જપ્ત કરેલી 'હિંદસ્વરાજ'ની પુસ્તિકા મુંબાઇના રસ્તાઓ પર વેચવા એ નીકળી પડેલાં.

૧૯૧૯માં અ હિં. હોમરૂલ લીગના પ્રતિનિધિમંડળના સભ્ય તરીકે તેઓ હિંદને મળનારા મૉન્ટફર્ડ સુધારા અંગે જુબાની આપવા ઇંગ્લંડ ગયાં. ૧૯૨૧માં દક્ષિણ આફ્રિકાની હિંદી રાષ્ટ્રીય મહાસભાનું પ્રમુખપદ સંભાળવા તેઓ ત્યાં ગયાં. અસહકાર અંગે કૉંગ્રેસમાં સ્વરાજ્યપક્ષી અને અસહકારીઓ વચ્ચે પડેલા મતભેદો મિટાવવામાં મૌલાના અબુલ કલામ આઝાદ સાથે એમણે મોટો હિસ્સો આપેલો. ૧૯૨૫ની કૉંગ્રેસની કાનપુર બેઠકમાં પ્રમુખસ્થાન તેમને સોંપીને દેશે પણ એમની અનેકવિધ સેવાઓની કદર કરેલી. ઍની બેસંટ પછી આ સંમાન મેળવનાર તેઓ બીજાં સ્ત્રી હતાં.

૧૯૨૨માં મલબારમાં લશ્કરી અમલ અંગે એમણે મદ્રાસ સરકાર સામે સખ્ત પ્રહારો કરેલા. હિંદના સ્વાતંત્ર્યની એકેક લડતમાં એ મોખરે રહેલાં ને જેલ વેઠેલી. ૧૯૩૦ના નમક સત્યાગ્રહ વખતે ધારાસણા સત્યાગ્રહની સરદારી એ જ સંભાળતાં હતાં, પણ સરકારે અધવચ્ચે જ એમને જેલમાં પૂરી દીધેલાં. ગાંધીજી સાથે એ પણ બીજી ગોળમેજી પરિષદમાં ઇંગ્લંડ ગયેલાં અને ત્યાંથી પાછા ફર્યા બાદ પુન: કારાવાસ સ્વીકારેલો. ૧૯૪૦ના વ્યક્તિગત સત્યાગ્રહ અંગેના કારાવાસ બાદ ૧૯૪૨ના 'કરેંગે યા મરેંગે'ના સૂત્રપાત વખતની સામટી ધરપકડ વખતે તેમને પણ ગાંધીજી સાથે જેલમાં રાખવામાં આવેલાં. ગાંધીજીના ઐતિહાસિક ઉપવાસો વખતે તેઓ એમના સ્મૂજી સાથી ને કડક ચોકીદાર બની રહેલાં.

સતત વીસ વર્ષ સુધી કૉંગ્રેસ કારોબારીનું એમણે સંભાળેલું સભ્યપદ જ દર્શાવી આપે છે કે હિંદના જનગણની માફક નેતાગણનો પણ કેવો અનન્ય વિશ્વાસ એમણે સંપાદન કરેલો. હિંદના બિનસરકારી એલચી તરીકે યુરોપ, અમેરિકા ને આફ્રિકાના પ્રવાસો ખેડીને આ દેશ માટે પ્રવર્તતી અનેક ગેરસમજણો એમણે દૂર કરી હતી.

હિંદના વરિષ્ઠ નેતાગણની માફક એ પણ પોતાના જિંદગીભરના પરિશ્રમને ફળીભૂત જોવાનું સદ્ભાગ્ય પામ્યાં હતાં. ઈ. ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મીએ યુક્ત પ્રાંતના ગવર્નરપદે એમને નિયુક્ત કરીને સ્વતંત્ર બનેલા હિંદે તેમનું યત્કિંચિત ઋણ ચૂકવવાનો પ્રયત્ન કરેલો, જે પદ સંભાળતા સંભાળતાં જ લખનૌના સરકારી ગૃહે તા. ૨૭ માર્ચ ૧૯૪૯ના રોજ સવારે ૩-૩૦ વાગ્યે એમણે આ દુનિયાથી વિદાય લીધી.

હિંદનું બુલબુલ, ભારતકોકિલા વગેરે-બિરૂદ પામેલાં શ્રીમતી નાયડુનો અંદાજ એમની કવિતાની મુલાયમતા પરથી જ કાઢનાર એમના વ્યક્તિત્વનો પૂરો મર્મ નહિ પામી શકે. એ જેમ ગાઇ શકતાં હતાં તેમ ગરજી પણ શકતાં હતાં, જેમ ચાહી શકતાં હતાં તેમ ટારી પણ શકતાં હતાં. અહીં એનો એક જ દાખલો બસ થશે.

ઈ. સ. ૧૯૨૦માં લંડનના આલ્બર્ટ હૉલમાં 'પંજાબનાં દર્દ અને શર્મ' પર એમનું પ્રવચન હતું. વિદેશી એડી નીચે રોળાતા ને લોહી નીંગળતા હિંદનું વાસ્તવિક ચિત્ર એમણે આલેખવા માંડેલું. જલિયાંવાલા બાગની બ્રિટિશ દેવાનિયત તેઓ સંભળાવી રહ્યાં હતાં ત્યાં કેટલાક લોકોએ ખાંખત કરવાના ઈરાદે બૂમબરાડા શરૂ કર્યા. સરોજિનીનો ચહેરો આરક્ત બની ગયો ને નેત્રમાંથી અગ્નિ વરસાવતાં એ ગરજી ઊઠ્યાં: 'ચૂપ રહો!' (Shut up) અને ધાંધલિયાઓ ફરમાનરૂપે છૂટેલા એ બે શબ્દોને તરત વશ થઇ ગયા.

આગળ કહ્યું તેમ એમના રાષ્ટ્રવાદ અને આંતરરાષ્ટ્રવાદ વચ્ચે કશી સીમાબંધી નહોતી, ત્યાં પ્રાંતવાદની સંકુચિતતા તો એમને શાની સ્પર્શે? બંગાળમાં આમ પણ પ્રાંતવાદનું જોર રહેતું આવે છે અને સરોજિની પણ બંગાળી હોઈને કોઈકવાર એક બંગાળી નેતાએ એક અખિલ ભારતીય સંસ્થામાં બંગાળને જોઈતું પ્રતિનિધિત્વ નહિ મળતું હોવાની ફરિયાદ તેમની આગળ કરેલી. તેમણે તો તરત એ નેતાને કહી દીધું, 'બંગાળને ભૂલી જાઓ, ને હિંદને સ્મરણમાં રાખો. આપણે સૌ પહેલાં હિંદી છીએ'

એમની તબિયત ગત વર્ષના ફેબ્રુઆરીના આખર ભાગમાં અસ્વસ્થ થવા માંડેલી. ૨૮મીએ એમને પહેલવહેલો ઑક્સિજન અપાયેલો. ૧લી માર્ચની સાંજે અસ્વસ્થતાનો ભાર વધી જતાં રાત્રે દસ વાગ્યે ઊંઘનું ઇન્જેક્શન આપવામાં આવ્યું. પાએક કલાકની રાહત પછી તેમણે પરિચારિકાને બોલાવી: 'બહેન, તબિયત તો આવું છું તાણ, ને, પણ દિલગીર છું. તમે ગાઈ શકો છો? તો પછી ધીરું ગીત ગાઓ?'

પરિચારિકાએ ગીત ગાયાં. સરોજિનીનાં આંખ નેત્રો બીડાયાં સાથે મૃત્યુનો પણ પડછાયો ઊતરવા લાગ્યો. મોડેથી એ જાગ્યાં, સહેજ ખાંસી ખાધી ને ચિરનિદ્રામાં પોઢી ગયાં. — અશોક હર્ષ



(કાર્ટિયું)
નાથાલાલ દવે

વિકટ હજી છે ચઢાવ વસમા, દુર્ગમ છે પથ સામા;
ક્લાન્ત શ્રાંત જનતાને કાજે દુર્લભ માર્ગવિસામા.
ડગ તો ય ભરી નિર્ભય,
અંતે પામીશું જય,
પ્રબલ પૌરુષે પ્રપંચીઓનાં કરશું દૂર નકામાં.
ધપશું પુણ્યપ્રકાશે ઉજ્જ્વલ નવસર્જન-આરે,
નવસૌભાગ્ય અર્ચીશું જનની જન્મભૂમિભાલે.
સ્વાધીનતાના તરુણ અરુણ આવો ઉદયાચલભાલે;



સુરખી (માસમાસનાં પંખી-૪૯)

## સ્વ. બટુભાઇ ઉમરવાડિયા

ગુજરાતમાં એકાંકી નાટકના આદ્ય પ્રયોજક અને એક તેજસ્વી સાહિત્યકાર શ્રી બટુભાઇ ઉમરવાડિયાનું ગઈ ૧૮મી જાન્યુઆરીએ અમદાવાદમાં અવસાન થયું. છેલ્લાં તેરેક વર્ષથી એમણે જોકે સક્રિય સાહિત્યપ્રવૃત્તિ ખાસ કરી ન હતી, પરંતુ તે પહેલાં તેમણે સાહિત્યક્ષેત્રમાં કરેલું અર્પણ ચિરંજીવી છે. ૧૯૧૮માં લખાએલું નાટક 'સંસાર' એ તેમની પહેલી કૃતિ અને ૧૯૩૭માં લખાયેલું 'શકુન્તલા રસદર્શન' એ છેલ્લી.

એમનો જન્મ ૧૮૯૯મા અનાવિલ જ્ઞાતિમાં થયો હતો. તેમના પિતા લાલભાઈ અંબારામ સૂરતના ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર હતા. પ્રાથમિક તેમજ માધ્યમિક કેળવણી સૂરત, ભરૂચ તથા અમદાવાદ જિલ્લાઓની અને મુંબઇની નિશાળોમાં લઈ એલ્ફિન્સ્ટન તથા વિલ્સન કૉલેજોમાંથી ૧૯૧૯માં તેઓ બી.એ. થયા, અને થોડો સમય સરકારી ખાતામાં લેબર ઈન્સ્પેક્ટર તરીકે નોકરી કર્યા બાદ એલ.એલ.બી. થયા. ૧૯૨૦માં 'ચેતન' નામનું માસિક તેમણે શરૂ કરેલું, ને સાથે 'વિનોદ' નામનું બીજું માસિક પણ કાઢેલું. 'સુદર્શન' નામે સાપ્તાહિક પણ તેમના તંત્રીપદ નીચે શરૂ થએલું. એ બધાં અલ્પજીવી નીવડ્યાં. સુરતમાં વકીલાત કર્યા પછી અમદાવાદ મિલમાલિક મંડળના સેક્રેટરી તરીકે તેઓ નિમાયા ને અવસાન પહેલાં થોડા જ સમય અગાઉ તેઓ ત્યાંથી નિવૃત્ત થયા ત્યાં સુધી એ જ સ્થળે કામ કર્યું.

૧૯૨૪માં પ્રકટ થએલા એમના વાર્તા-



સ્વ. બટુભાઈ ઉમરવાડિયા [illegible] (૨૭૫ - ૨ મ રા)

શિકારીઓના હાથમાં કોઇ વાર વાદળી ઝાંયવાળું, રાખોડી બદન તથા સફેદ પેટવાળું એક નાનકડું સુંદર પંખી ઘણાંએ જોયું હશે. આજના જ વર્ગના એ પંખીનું નામ સુરખી. તેને ઓળખવાની અચૂક નિશાની તેનું ચળકતા બદામી રંગનું માથું, તથા પાંખો પરથી છેક પૂછડી સુધી લંબાતી સાંકડી સફેદ કિનારી ને પૂછડીને લગભગ છેડે પહોળો કાળો પટ્ટો.

ઝાંખરાંવાળા અને વચ્ચેવચ્ચે આમ-કસબાઓ ભરેલા એવા ખુલ્લા વિશાળ પ્રદેશોમાં તે એકલું કે જોડીમાં કોઈ છાયા વૃક્ષની ઝૂલતી ડાળ પર કે ઝૂકતા ખડક પર, અથવા તો શિકારની શોધમાં હવે ચકરાવા લેતું નજરે ચડે છે. શિકાર કરવાની તેની રીત પણ અનોખી જ છે. નર કે માદામાંથી એક, શિકારની આજુબાજુ ચકરાવા લઈ તેનો નાસવાનો માર્ગ રૂંધે છે, અને તે દરમ્યાન બીજું પોતાની સ્વાભાવિક એવી અતિશય ઝડપી ઊડે શિકાર પર તૂટી પડે છે અને તેને મારી બંને સંગાથે તેને આરોગે છે. નાનાં પંખીઓ, ઉંદર-છછૂંદર, ગરોળી, જીવડાંઓ ક્વચિત ચામાચિડિયાં એ તેનો આહાર

જાન્યુઆરીથી માર્ચ તેનો પ્રજનનકાળ, પણ છેક મે સુધી પણ તેનાં ઈંડાં મળી આવે છે. આંબા-પીપળ જેવાં મોટાં વૃક્ષો પર છેક હાથેની ડાળે તેઓ ઘાસગૂંથિયાં ને ડાંખળાંનો માળો બાંધી તેમાં ત્રણ-ચાર થાય રતાશપડતાં તપખીરી છાંટવાળાં પીળાં સફેદ ઈંડાં મૂકે છે.

સંગ્રહ 'વાતોનું વન'માં સબળ વસ્તુસંકલના, સુરેખ પાત્રોનું હૂબહૂ નિરૂપણ ને ચમત્કાર શૈલી છે ને વસ્તુવૈવિધ્ય પણ સારું છે. ગુજરાતી નવલિકાના વિકાસમાં 'વાતોનું વન' એક નવું સિમાચિહ્ન બનેલું.

પણ એમનું વિશેષ ચિરંજીવ અર્પણ તો થયું છે નાટ્યસાહિત્યના ક્ષેત્રમાં. 'મત્સ્યગંધા અને બીજાં નાટકો', 'માલાદેવી અને બીજાં નાટકો' ને 'શકુન્તલા રસદર્શન' એ એમની કૃતિઓ. એમાંનાં પાત્રો ને તેના સંવાદોમાંની બુદ્ધિની ચમક તેમજ ભાવનાની નૂતનતાથી તેમણે ગુજરાતને ખરેખર મુગ્ધ કર્યું હતું. મનમોહક વસ્તુગુંફન, સામાજિક સમસ્યાનું માર્મિક આલેખન, ભાવવાહી સંભાષણો અને કલાત્મક એકલક્ષિતા વગેરે આ નાટકોનાં પ્રશસ્ય તત્ત્વો છે.

'કીર્તિદાને કમળના પત્રો'ની ઢબે કરાએલું તેમનું સાહિત્યવિવેચન પણ રસાળ, હળવું, મનોહર ને તલસ્પર્શી છે. એની સ્વૈરવિહારિતા ને મુક્ત શૈલી, સ્વાભાવિકતા ને વ્યક્તિત્વનો ચમકાર, ઉપહાસ ને રંગમયતા એને આકર્ષક બનાવે છે. નાટક ને વિવેચનના ક્ષેત્રમાં શ્રી બટુભાઇએ કરેલા આ પ્રયોગોએ ગુજરાતી સાહિત્યમાં એક નૂતન દિશા ઉઘાડી. (ગુજરાત સમાચાર)

હવે વર્ષો પહેલાં 'કૌમુદી'માં શ્રી શ્યામસુંદર યાદવે કરાવેલા તેમના પરિચયમાંથી ઉપયુક્ત તારવણી કરીએઃ

"સહેજ ફિક્કાશ પડતી ગોરી ચામડી, ભૂરા વાળમાંથી તરી આવતું બુદ્ધિના તેજવાળું મોટું કપાળ, ચશ્માંવાળી સહેજ ઝીણી આંખો, ઉશ્કેરાટથી વારંવાર ફૂલી જવાની ટેવવાળાં નસકોરાં, લગભગ નહિ જેવી ઝીણી મૂછો અને બેસી ગએલા જણાતા ગાલમાંથી નીકળી આવી ચહેરાને અંડાકૃતિ આપતી અણિયાળી દાઢી,—એવા ચહેરાવાળું, સાધારણ કાઠીનું, અંગ્રેજી પોશાક સજેલું પાતળું શરીર કલ્પો એટલે તમને બટુભાઇનો કંઈક ખ્યાલ આવશે.

બટુભાઇની આંખો અને હોઠ કહે છે કે એ sensitive (આળા દિલના) હશે;—passionate (આવેશમય) પણ. છતાં એમનામાં વ્યવહારચાતુર્ય ને કુનેહ નથી એમ નહિ. એમ તો, તમારે જરા પરિચય હોય તો એ સહૃદય પણ લાગે એવા છે. પરંતુ સામાન્ય વર્તનમાં અજાણ્યા માણસને એમનામાં સાહેબશાઈ મોટાઈ, અતડાઈ ને અહંભાવ જણાયા વિના ન રહે. એમના એક મિત્રે એમને વિષે એક વાર લખેલું: '...અને ગમે તેમ તો યે એક શક્તિ તો એમણે બહુ જ કેળવી છે; અને તે શાંત બેદરકારી...જે પ્રસંગે આપણે મુંઝાઈ જઇએ, અસ્વસ્થ બની જઇએ, એવે વખતે એ કેવળ શાંત રહી શકે છે—તેમણે હસું બન્યું જ નથી.' આ અંગત અનુભવની વાત હશે પણ ખરી; પરંતુ ઘણીવાર નાનીનાની વાતો પર ખૂબ ઉશ્કેરાઇ જતા પણ અંગત મિત્રોએ એમને જોયા હશે.

એમનામાં ચંચળતા છે—એટલે રમતિયાળપણું છે, તોફાની વૃત્તિ છે: દોસ્તના વાંસા પર ધપ્પા મારતા કૉલેજિયન જેવી. બરેલી બિરતોલ રમતગમતમાં મિત્રની સામે તાકી પાડા પર આંગળીઓ ફેરવતાં તેને ગભરાવી મૂકવા જેવી નફિકરી મસ્તી કરવા જેટલું તોફાન પણ એમનામાં છે. એ બહુ ગંભીર નહિ રહી શકતા હોય. કાવકાઇભરી ગંભીરતા કરતાં ઉદ્દામ છીછરાપણું સામાન્ય નજરે જોનારને એમનામાં લાગે.

સાહિત્ય અને સિગારેટના એમના શોખ જેટલો જ, અથવા એના કરતાં કદાચ તેજ, એમનો વાતોનો શોખ છે. કલાકો સુધી ગપ્પાં મારતાં એ થાકે નહિ; અને એમાં વિષય નાનામાં નાની રોજની ગંભીર ચર્ચા સુધીના બધા સમાઈ જાય. પોતાની હાજરીનો પ્રભાવ પાડવા જેટલી નહિ તો વાતોના રસમાં અપાદમસ્તક પલટી જવા જેટલી શક્તિ તો એમનામાં છે જ. ગુજરાતી સાહિત્યના ઊગતા રસયુગના યુવાન પૂજારીઓમાં એ સ્પષ્ટ તરી આવે છે. એમણે 'ચેતન' જેવું માસિક શરૂ કર્યું એ જ સાહિત્ય વિષેની એમની નવી કલ્પનાનો સચોટ પુરાવો. અને એ કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપવાના પ્રયત્ન, 'ચેતન' બંધ પડ્યા પછી પણ, અનેક દિશામાં એમણે કર્યા. કવિતાઓ એમણે કરી છે કે નહિ તેની ખબર નથી: પણ આપણા સાહિત્યમાં નવી ભાત પાડનારાં, 'રસગીતો'ના નામથી બહાર પડેલાં, ભાવના અને લાગણીનાં પુષ્પ સમાં એમનાં ગદ્યકાવ્યો તો, બેશક, સુંદર છે. આપણા ઘણા જુવાનોની પેઠે, કવિ નાનાલાલની એમના પર ખૂબ અસર થએલી છે, અને એની સ્પષ્ટ છાપ એમની એ શરૂઆતની કૃતિઓ પર છે. નવલિકાના ક્ષેત્રમાં પણ એમણે પોતાનો જુદો જ ને સુંદર ચાસ પાડ્યો છે. 'કમળ'ની સહીથી કોઇ કીર્તિદાને પત્રો રૂપે લખાએલી એમની વિશિષ્ટ આલોચનાઓ પોતે જ એમની 'કીર્તિ-દા' બની છે; અને એમની ગણીગાંઠી પણ આપણે ત્યાં અપૂર્વ એવી નાટિકાઓએ એમને માટે ગુજરાતી સાહિત્યમાં અનન્ય સ્થાન ઊભું કર્યું છે.

તલવારની પટાબાજી ચાલતી હોય ત્યારે એના ચમકારા પ્રેક્ષકના હૃદયમાં રસ, કુતૂહલ ને અધીરતાની કેવી વૃત્તિ ઉત્પન્ન કરે છે! ઘણાકના લખાણમાં કલ્પના ને ભાષાના એવા ચમકારા હોય છે. એ ચમકારા બટુભાઈની ભાષામાં લાગશે. એમની લેખનશૈલી સ્પષ્ટ, સચોટ ને વિચારના ભાર કરતાં વાક્ચાતુર્ય અને લાગણીનાં પૂરથી ભરેલી છે. બીજે ગુણ, એમના સ્વભાવની પેઠે એમની ભાષામાં, રમતિયાળપણાનો છે. ખળખળતા ઝરણા પેઠે, ક્યાંક છીછરી ને ક્યાંક રસભર, રમતી ને ચમકારા કરતી એમની ભાષા વહે છે.

એક વાર કોઇને પત્રમાં એમણે લખેલું. 'ગુજરાતની રમણીઓને, ગુજરાતની ગુણિયલોને ને ગુજરાતની નેમળોને ઓળખવાનું મને ભાગ્ય પ્રાપ્ત થયું છે.' આવું મદદ ભાગ્ય એમને પ્રાપ્ત થયાની અંગત માહિતી તો નથી; પણ લખાણમાં તો ગુજરાતણ વિષેની અભિનવ ભાવના નાનાલાલ પછી બીજા એક એમણે આલેખી છે.

જીવનનું એમને એક vision છે—પણ આછુંઆછું. એ હજી સ્પષ્ટ થયું નથી લાગતું. શક્તિ સંયમ વિના નથી શોભતી, નથી વિકસતી એ વાત એમને જણાવા પછી સૌ પહેલી યાદ આવે છે, અને એમ લાગી આવે છે કે ગુજરાતની આવી વિરલ શક્તિઓ સંયમને અભાવે વકરી ન જતી હોય તો કેવું સારું!"

આજથી ચોવીસેક વર્ષ પર લખાએલા આ શબ્દો, દુર્ભાગ્યે, આજે સાચા પડ્યા છે. અંગત સંબંધમાં આવનારા સૌ જાણે છે કે એ સંયમના અભાવે જ આવા તેજસ્વી જીવનનો અંત આવ્યો.

## નવાં પુસ્તકો

**પ્રાર્થના** ને તેની મહત્તા સમજાવતી પુસ્તિકા—લેખિકા: કૃષ્ણાકુમારી, નાલંદા પ્રકાશન, ફીરોઝશાહ મહેતા રોડ, મુંબાઇ, ૦-૧૨-૦; માલાના મણકા જેવાં ૧૦૮ કાવ્યોની નાની પુસ્તિકા-લેખક અને પ્રકાશક: ડૉ. નિર્ભયકુમાર, ૭ ખેતવાડી, મુંબાઇ-૪; સંગમ: ફિરાત કુરેશી ને સાલિક પોપટિયા કૃત રુબાઇઓનો એવો જ બીજો નાનકડો સંગ્રહ-પ્રકાશક: મહમદહુસેન એ. પોપટિયા—ભાવનગર, ૦-૧૨-૦; ગુજરાતી પાંચમા ધોરણ માટે संक्षिप्त राष्ट्रभाषा व्याकरण (ભાગ ૧ લો)-લેખક: રામકૃષ્ણ આચાર્ય અને રવિલાલ અધ્વર્યુ, પ્રકાશક: ઉપેન્દ્ર અધ્વર્યુ, અમદાવાદ-૭, ૦-૧-૦; સતી ને સૌહાર્દ: શાંતિકુમાર (જુમા) પેડવાનાં કથાકાવ્યોનો સંગ્રહ-પ્રકાશક: ગતિ પ્રકાશન લિ., અમદાવાદ ૨-૮-૦.

## આમળાં અને વિટામિન 'સી'

જાન્યુઆરી 'કુમાર'માં આમળાંના શરબત વિષે જે છપાયું છે તેમાં (૧) બીજી રીતે જ્યારે એકએ જ આમળાં ખાઈ શકાય ત્યારે શરબતથી ૨૦-૨૫ રહેજે ખાઈ શકાય; (૨) એક આમળું ત્રણ નારંગીને તોલે વિટામીન 'સી'ની બાબતમાં આવે છે; (૩) વિટામિન 'સી'ની આપણા ખોરાકમાં જે ઊણપ હોય છે તે પૂરવા આમળાંની ઋતુમાં રોજ ૨૦-૨૫ આમળાંનું શરબત લઈએ તો શરીરને ૧૨ માસ ચાલે તેટલું વિટામિન 'સી' મળી રહે, એવાં વિધાન કર્યાં છે.

એ વિષે જણાવવાનું કે આમળાંમાં વિટામિન 'સી' ખરેખર ખૂબ જ છે, પણ તેમાં ટૅનીન પણ પુષ્કળ છે. એટલે બેત્રણ આમળાં કરતાં વધુ ખાવાં સલાહકારક નથી તો ૨૦-૨૫ની તો વાત જ શી? બીજું એ કે વિટામિન 'સી' ગમે તેટલું ખાઓ, પણ શરીર માત્ર જરૂર પૂરતું જ વાપરી શકે છે ને વધારાનું ઝાડા ને મૂત્ર મારફતે નીકળી જાય છે, એટલે બાર માસનું કે એક અઠવાડિયાનું 'સી' વિટામિન શરીરમાં સંઘરી શકાતું નથી. બધાં જલદ્રાવ્ય વિટામિનો માટે આ સાચું છે. તેલમાં ઓગળતાં વિટામિનો જેવાં કે 'એ, ડી અને ઈ' શરીરમાં લાંબા વખત સુધી ચાલે તેટલાં ભંડારી શકાય છે.

આપણા ખોરાકમાં વિટામિન 'સી' ઓછું હોય છે, પણ બહુ ઓછું નહિ. લીલાં અને લાલ મરચાંમાં, બાફેલા બટાટામાં, લીલાં શાકભાજીમાં, જમરૂખ, બોર, પાકી કેરી વગેરે ફળોમાં, કંકોડાં વગેરે શાકોમાં 'સી' વિટામિન હોય છે. રાંધ્યા પછી પણ, જો રાંધવામાં સોડા ન વપરાતો હોય, યા બાફીને પાણી ફેંકી ન દેવાતું હોય, તળી-તળીને સાવ સૂકાં શાક બનાવી દેવાતાં ન હોય તો, 'સી' વિટામિન-નો ઠીક ભાગ જળવાઈ રહે છે. એટલે એમ કહી શકાય કે આપણા ખોરાકમાં 'સી' વિટામિન ઓછું હશે, પણ ગભરાવી મૂકે તેવું ઓછું નથી. આપણે ત્યાં જમરૂખ ખૂબ અને સસ્તાં વેચાય છે. એમાં 'સી' વિટામિન નારંગી કરતાં ડોઢું હોય છે. જમરૂખનો થાય છે તે કરતાં વધારે ઉપયોગ કરવો ઘટે.

—નરશાભાઈ જ. પટેલ

## હિંદી ગણિત પરિષદ

બ્રિટિશ અમલના સમયથી ડિસેમ્બર માસનું છેલ્લું અઠવાડિયું-નાતાલનું સપ્તાહ-આપણા દેશમાં અનેક સંમેલનોનું સપ્તાહ બની રહેતું આવ્યું છે. રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન એ દિવસોમાં ભરાતું, ને એને અંગે બીજી અનેક નાનીમોટી વિધવિધ પરિષદો પોતાની બેઠકો ભરતી. આજે પણ જે અનેક પરિષદો આ દિવસોમાં ભરાય છે તેમાં હિંદી ગણિત પરિષદ ભરનારી હિંદી ગણિતસભા (ઇન્ડિયન મૅથેમૅટિકલ સોસાયટી) આપણી વિજ્ઞાનવિષયક જૂની સંસ્થા છે. તેનો રૌપ્ય મહોત્સવ થોડાં વર્ષો પહેલાં ઉજવાયો હતો. ઘણાં વર્ષોથી ગણિત અંગે તે સંશોધનપત્ર (જર્નલ) પણ પ્રગટ કરે છે ને જનતામાં ગણિતજ્ઞાનનો પ્રચાર કરવા લોકભોગ્ય ભાષામાં ગણિતનું માસિક પણ કાઢે છે. જોકે ગણિતને હિંદી વિજ્ઞાન પરિષદમાં પણ એક જુદો વિભાગ આપ-

## ધુળેટી

ફાગણ વદ પડવાને દિવસે આવતો, હોલિકોત્સવના જ એક ભાગ રૂપ તહેવાર હોળીની માફક, વસંતોત્સવના આનંદપ્રદર્શન તરીકે ઉજવાય છે. તેની પૌરાણિક કથા એવી છે કે પોતાના પુત્ર પ્રહ્-લાદને પ્રભુભક્તિ છોડાવવામાં નિષ્ફળ નિવ-[illegible] હિરણ્યકશિપુની સૂચનાથી તેની બહેન [illegible]કા રાક્ષસીએ પ્રહ્લાદને જીવતો બાળી મૂકવા, તેને પોતાના ખોળામાં લઈ હુતાશની-માં પ્રવેશ કર્યો ત્યારે તે જાતે જ બળી ગઈ ને પ્રહ્લાદને ઊની આંચ પણ ન આવી. આ વાતની બીજે દિવસે સવારે (એટલે કે ધુળેટીને દિવસે) લોકોને જાણ થઈ ત્યારે તેમને ઘણો આનંદ થયો અને એ આનંદના પ્રદર્શન તરીકે મોટો ઉત્સવ કર્યો. વૈષ્ણવોએ તો સ્ત્રી-પુરુષનો ભેદ રાખ્યા વગર એકબીજા પર રંગ ઉરાડ્યો, ગુલાલ છાંટ્યો અને ભજનો કર્યાં. પણ જ્યારે રાક્ષસોને આ વાતની ખબર પડી ત્યારે તેઓ ખૂબ રોષે ભરાયા ને માથામાં ધૂળ નાખી લીધી. એથી જ આ તહેવાર ધુળેટી તરીકે પ્રસિદ્ધ થયો હોય એમ જણાય છે.

વળી આ દિવસે ગામડાંઓમાં ગોઠ ઉઘરાવવાનો રિવાજ છે. છોકરાંઓ દુકાને-દુકાને ફરીને અનાજ ને નાળિયેર ઉઘરાવે છે ને પછી બધાએ વહેંચી લઈ છૂટા પડે છે. આ દિવસે સવારે કેટલાક લોકો હોળી બળી જઈને જે રાખ રહે છે તે રાખને પાપનાશક માનીને આખા શરીરે ચોળે છે.

મૂળે આનંદપ્રદર્શન તરીકે રંગ ઉડાડવો, ગુલાલ છાંટવો, ગાયનવાદન તથા ભજન કરવાં, આદિ નિર્દોષ વિધિમાં આજે તો એટલા કુરિવાજો ને અનિષ્ટ પ્રથાઓ ઘૂસી ગયાં છે કે કોઈ પણ સંસ્કારી માણસને તે તરફ સૂગ ઉત્પન્ન થયા વગર રહે નહિ. એકબીજા પર જ નહિ, પણ જતાઆવતા અજાણ્યા રાહદારી પર કાદવકિચ્ચડ ઉડાડવાં, ફાવે તેવી ગાળો બોલીને બીભત્સ વર્તન કરવો, બેફટ જુગાર રમવો અને બેભાન થવા સુધી દારૂ, ભાંગ, ગાંજો, અફીણ આદિનું સેવન કરવું વગેરે ખરાબ વસ્તુઓ આ દિવસે મોટા પ્રમાણમાં ચાલે છે. હલકી વર્ણની કોમમાં તો સેનો હાનિકારક અવસ્થા સુધી અતિરેક થાય છે. હોળીને દિવસે શરૂ થએલો આ દુરાચાર, આ દિવસે પરાકોટિએ પહોંચે છે. જૂના કાળમાં કેટલાએક ગામડાં-ઓમાં તો લોકો બે પક્ષ પાડીને પથરા, ઈંટ, લાકડીઓ આદિથી મારામારી કરતા.

-કડકડતી ટાઢ પછી આવતી ઉત્સાહવર્ધક વસંતઋતુને આનંદપૂર્વક ઉમળકાભેર વધાવવાના આપણા આ મહત્ત્વના તહેવારને આપણે તોફાન અને બીભત્સપણાના અશિષ્ટ આચરણ દ્વારા જે રીતે બગાડી મૂક્યો છે તે જોઈ કોઈ પણ સહૃદયી માણસને દુઃખ થયા વગર રહે નહિ. મૂળના સાત્વિક રીતરિવાજોમાં આજે અનાર્ય ને અવૈદિક રિવાજો પેસી ગયા છે, તેનું કારણ એમ કહેવાય છે કે અનાર્યોનો આર્યો સાથે સંસર્ગ થયા પછી એ રિવાજોમાં સડો પેઠો. એ ગમે તેમ હોય, પણ આજના આ રિવાજો તો કાઢીને તેને શુદ્ધ અને સાત્વિક સ્વરૂપ આપવું અત્યંત આવશ્યક છે. ગાળાગાળી, મદ્યપાન, જુગાર આદિથી સમાજની જે અધોગતિ થાય છે તે અટકાવવી જ જોઈએ. એ માટેની જવાબ-દારી આજના સુશિક્ષિત અને વિચારશીલ મનુષ્યોને માથે છે. એ ખરાબ રિવાજોથી પોતે દૂર રહ્યા એટલે પોતાનું કર્તવ્ય પૂરું થયું એમ ન માનતાં તેમણે એ વસ્તુ અટકાવવાનો શક્ય તેટલો પ્રયત્ન કરવો જોઈએ. ગામડાં તથા શહેરની પોળોમાં મંડળો સ્થાપી રમત-ગમતની મેદાની હરીફાઈ, ભજનકીર્તન જેવા ધાર્મિક સમારંભો, ગ્રામસફાઈ, કુદરત સાથે સંપર્ક સાધતાં પર્યટનો આદિ કાર્યક્રમ યોજી ને આપણી ખોટે રસ્તે જતી શક્તિઓને યોગ્ય માર્ગે વાળવાના વ્યાપક પ્રયત્નો થાય તો આ તહેવાર વધુ દીપી ઊઠે.

માસમાસના તહેવારો-૨૫

વામાં આવેલી છે, છતાં આ સંસ્થા પોતાની પરિષદ અલગ ભરે છે. તે અનુસાર તેની સોળમી બેઠક આ વખતે મદ્રાસમાં મળી હતી.

હિંદી ગણિતશાસ્ત્રીઓએ પોતાના દેશને એ વિષયમાં દુનિયાના દેશોમાં અગ્રસ્થાન અપાવ્યું છે. જૂના કાળમાં હિંદે ભાસ્કરાચાર્ય જેવા પ્રખર ગણિતશાસ્ત્રી દુનિયાને આપેલા છે, અને આધુનિક ગણિતની દુનિયામાં રામાનુજમનું નામ પ્રસિદ્ધ છે. પરિષદનું ઉદ્ઘાટન કરતાં આપણા અગ્રણી સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક સર ચંદ્રશેખર રામને જણાવ્યું હતું કે ગણિત માનવીના જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. માનવીને ગણિત વિના ચાલે જ નહિ. અભણમાં અભણ માણસને પણ થોડું ગણિત તો આવડે છે. ગણિત આપણા જીવનનું હૃદય છે ને તેની પ્રગતિ પર જ બીજાં વિજ્ઞાનો અવલંબે છે. અબજો રૂપિયાના ખર્ચે આપણે સાઈક્લોટ્રોન ઊભાં ન કરી શકીએ. પરંતુ પ્રાપ્ય સાધનો વડે આપણે શુદ્ધ ગણિત તેમજ તેના પર અવલંબિત બીજી વિજ્ઞાનની પ્રવૃત્તિઓમાં જરૂર સારો હિસ્સો આપી શકીએ.

પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં પ્રોફેસર ડૉ. નરસીંગરાવે જણાવ્યું હતું કે 'દેશની વૈજ્ઞાનિક પ્રગતિનો ખ્યાલ ગણિતમાં સાધેલી પ્રગતિ પરથી નીકળી શકે.' ગણિતની મહત્તા સમજાવવા તેમણે અનેક દૃષ્ટાંતો આપ્યાં હતાં. આપણી યુનિવર્સિટીઓમાં ગણિતનો વિષય શીખવાય છે, પરંતુ ગણિતનો અભ્યાસક્રમ જરીપુરાણો થઈ ગયો છે. તેને સુધારવા માટે ખૂબ કરવાનું રહે છે.

# આ માસ (ફેબ્રુઆરી) ઇતિહાસમાં

**તા. ૨** આર્જેન્ટિનાની રાજધાની બ્યુએનો એરીસ સ્થપાયું. ૧૫૩૫

**તા. ૩** અંગ્રેજો પ્હેલવહેલા હિંદુસ્તાનમાં આવી સૂરતે બંદરે ઊતર્યા. ૧૬૦૮

**તા. ૪** માલવીયજી અને ડૉ. ઍની બૅસન્ટના પ્રયાસથી બનારસ હિંદુ વિદ્યાપીઠની સ્થાપના, ૧૯૧૫

**તા. ૬** પં. મોતીલાલ નહેરુનું અવસાન, ૧૯૩૧

**તા. ૧૨** ઉત્ક્રાંતિવાદના આચાર્ય ચાર્લ્સ રોબર્ટ ડાર્વિનનો જન્મ, ૧૮૦૯

**તા. ૧૭** હિંદી પ્રજાએ જલિયાંવાલા બાગ પાંચ લાખે ખરીદ્યો, ૧૯૨૦; ક્રાંતિકાર વાસુદેવ બળવંત ફડકેનું અવસાન, ૧૮૮૩

**તા. ૨૫** કવિ નર્મદાશંકરનું અવસાન, ૧૮૮૬

**તા. ૨૬** ૧૮૫૭ના બળવાની શરૂઆત

**તા. ૨૮** કલકત્તા, મદ્રાસ તથા મુંબાઈમાં ટેલીફોન દાખલ થયા, ૧૮૮૨

- આ માસની વ્યક્તિવિશેષ

**ડૉ. સર મહમ્મદ ઇકબાલ**



'સારે જહાંસે અચ્છા, હિંદોસ્તાં હમારા' ના કાવ્યથી હિંદખ્યાત થએલા શાયર ડૉ. સર મહમ્મદ ઈકબાલનો જન્મ કાશ્મીરના હિંદુ સપ્રુ વંશમાંથી ઊતરી આવેલા, મધ્યમ વર્ગના ધર્મચુસ્ત સૂફી મુસ્લિમ કુટુંબમાં ૧૮૭૩ની ૨૨મી ફેબ્રુઆરીએ સિયાલકોટ મુકામે થએલો. મકતબ ને અંગ્રેજી શાળામાં શિક્ષણ મેળવી સ્કૉચ મિશન કૉલેજમાં મહાન પૌરસ્ત્ય વિદ્વાન સૈયદ મીર હસનની ખૂબ પ્રેરણા મેળવી તેઓ લાહોરની ગવર્નમેન્ટ કૉલેજમાંથી એમ. એ.માં પહેલા આવ્યા.

બચપણથી જ કવિતાનો છંદ લાગેલો હોવાથી વખતોવખત મુશાએરામાં જતા. અને અરબી તથા ફારસી પરના પ્રભુત્વને લઈ કાવ્યમાં સચોટતા આણવાની હથોટી તેમને બેસી ગઈ હતી. એ અરસાના ઘણા ઊગતા કવિઓ માફક તેમણે પણ પોતાનાં કાવ્યો સુધારવા માટે નિઝામના ઉસ્તાદ મહાકવિ 'દાગ'ને મોકલવા માંડેલાં. 'દાગે' તેમની અસાધારણ શક્તિ પિછાની લઈ થોડા વખતમાં જ તેમને લખી નાખ્યું કે તમારાં કાવ્યો સુધારવાં પડે એવાં નથી હોતાં.

થોડો વખત ઓરિયેન્ટલ કૉલેજમાં ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના પ્રોફેસર તરીકે કામ કરી ૧૯૦૫ની ૨૭ સપ્ટેમ્બરે ઇંગ્લંડ ગયા. ત્યાં ફિલસૂફી સાથે જ એમણે કાયદાનો અભ્યાસ કર્યો ને થોડો વખત લંડન યુનિવર્સિટીમાં અરબીના અધ્યાપક તરીકે પણ કામ કર્યું.

શરૂઆતના પ્રયાસો બાદ કરતાં તે જાહેરમાં ૧૮૯૯માં પ્રકાશ્યા. અંજુમને હિમાયતે ઇસ્લામના વાર્ષિક મેળાવડામાં મિત્રોના દબાણને વશ થઈ એમણે મુશાએરામાં ભાગ લઈ 'નાલએ યતીમ' (અનાથનો નિશ્વાસ) ગાયું ત્યારથી એમની કીર્તિ વધતી ગઈ, અને જોતજોતામાં તેમણે હિંદના અગ્રેસર કવિનું સ્થાન મેળવ્યું. ૧૯૦૧માં 'હિમાલા' પ્રકટ કરી એમણે જગભરમાં નામના મેળવી. અને પોતાની શાયરીથી ઉર્દૂ ભાષાને પ્રબળ વેગ આપી અગાઉ ક્યારેય નહોતી એટલી સમૃદ્ધ તેને બનાવી.

યુરોપથી પાછા ફરતાં એમની રાષ્ટ્રવાદી દૃષ્ટિ પલટાઈ. 'હિમાલા,' 'હમારા દેશ,' 'નયા શિવાલા' વગેરેમાં રાષ્ટ્રીયતાની રોચક પદ્યરચનાર પર ઈટલીએ ટ્રિપોલી પર કરેલા આક્રમણે ઘેરી અસર કરી. અને જગતભરના ઇસ્લામીઓને પરસ્પર સહાનુભૂતિ કેળવી, સંગઠિત બની કલ્યાણ સાધવાની બાંગ પોકારી. 'સારે જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા'ના એ ગાયકે 'મુસ્લીમ હૈ હમ વતન હૈ સારા જહાં હમારા' ગાયું; અને 'પાન ઇસ્લામિઝમ' નો ઝંડો ઝાલી 'પાકિસ્તાન'ની આખી ચળવળ ઉપાડી તેના એ પ્રમુખ પુરસ્કર્તા બન્યા, પણ આ કોમવાદ બહુ ન ટક્યો.

પત્નીના મરણના આઘાતે તેઓના વિચારોમાં ફરી ઝોક આવ્યો. સઘળી સંકુચિત સીમાઓ ઓળંગી એ માનવતાના નૈતિક ને સાંસ્કૃતિક સમન્વયના જ્યોતિર્ધર બન્યા ને ઓચિંતા નાનીશી બિમારી ભોગવી ૧૯૩૮ની ૨૧મી એપ્રિલે બહિશ્તનશીન થયા.

**આ માસનો પ્રસંગ-વિશેષ : અંગ્રેજોનું હિંદમાં આગમન:**

હિંદની અઢળક ધન દોલતથી આકર્ષાઈ યુરોપની પ્રજાઓએ આજથી ૪૦૦ વર્ષ પહેલાં હિંદ પહોંચવાનો ટૂંકો જળમાર્ગ શોધી કાઢવાના જે પ્રયત્નો શરૂ કર્યા તેમાં સૌ પહેલા ફાવ્યા પોર્ટુગીઝો; પછી આવ્યા ડચો. તેમને હિંદનો માલ ખરીદી પરદેશ વેચવાના વેપારમાં મબલખ ધન કમાતા જોઈ અંગ્રેજોને પણ હિંદ સાથે વેપાર શરૂ કરવાની ઇચ્છા થઈ. એતદર્થે તેમણે ઇંગ્લંડમાં ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના કરી અને 'હેક્ટર' નામનું પહેલું અંગ્રેજ વહાણ ઇંગ્લંડથી હિંદ આવવા નીકળ્યું. તે ઈ. ૧૬૦૮ના ફેબ્રુઆરીની ૩જીએ હિંદના તે વખતના ધીકતા સૂરત બંદરે પહોંચ્યું. જળમાર્ગે હિંદ આવી હિંદની ભૂમિ પર પ્રથમ પગ મૂકનાર અંગ્રેજ હતો એ જહાજનો કપ્તાન હૉકિન્સ. તેણે આગ્રા પહોંચી પોતાના રાજા જેમ્સનો કાગળ હિંદના બાદશાહ જહાંગીરને આપ્યો. તે વખતે કોને કલ્પના સરખી પણ હતી કે 'હજારો માઈલથી વેપાર કરવાને આવેલી પશ્ચિમની અર્ધસંસ્કૃત જે પ્રજાનો એ પ્રતિનિધિ ઘૂંટણીએ પડી બાદશાહ જહાંગીર આગળ વેપાર કરવા દેવાની વિનતિ કરી રહ્યો હતો તે જ પ્રજાના વંશજો હિંદ પર સામ્રાજ્ય જમાવી લગભગ દોઢ સદી સુધી એકચક્રી રાજ્ય કરશે?

**નથી હીરા, નથી મોતી, નથી રાજા; નથી રાણી,**
**અમારા તાજમાં વનકેસરીની કેશવાળી છે.**

—વેણીભાઈ પુરોહિત—

ઑસ્ટ્રિયા સામેના યુદ્ધમાં ફ્રેન્ચ લશ્કરને એક પૂલ પર થઈ જવાનું હોવાથી દુશ્મનની ગોળીઓના તાસીરા સામે સૈનિકો પાછા હઠવા માંડ્યા, ત્યારે નેપોલિયને મોખરે આવી તેમને દોરતાં કહેલું: 'ચાલો મારી પાછળ!'

પાછળથી નેપોલિયન સેંટ હેલીનામાં કેદ હતો ત્યારે કોઈ તેની પાસે એ સંગ્રામની હકીકત વાંચતું હતું, તેમાં નેપોલિયનના પરાક્રમનાં વખાણ કરી લખેલું હતું કે સૌથી પહેલો પૂલ તેણે ઓળંગેલો. એ સાંભળીને તરત નેપોલિયન બોલ્યો: 'ના, એ ભૂલ છે; પૂલ સૌથી પહેલો ઓળંગનાર સરદાર લેની હતો; હું તેની પાછળ હતો.' કેટલી સત્યપ્રિયતા ને કેટલી નિરભિમાનિતા!

અનેકાર્થી શબ્દ: ચોકડી = × આવી આકૃતિ; પાણી ઢોળવા માટે કરવામાં આવતી સગવડ; ચાર જણાની ટોળી—જેમકે ચંડાળ-ચોકડી; ચાર ઘોડા જોડેલી ગાડી.

કહેવતોના અર્થ: 'પુત્રનાં લક્ષણ પારણામાંથી ને વહુનાં લક્ષણ બારણામાંથી'—આગમન સાથે જ જેની તાસીર, સ્વભાવ, હેવત આદિનું માપ નીકળી જાય તેવા માણસો(કે પ્રસંગ)નું વર્ણન કરતી આ કહેવતને મળતી બીજી કહેવતો: 'લશ્કરકા ભેદ પાયા કે આગુ સે ગદ્ધા આયા'—એટલેકે હાથી-ઘોડા નહિ પણ ગધેડા જ મોખરે જણાવાથી લશ્કર નબળું હોવાનું જણાઈ આવ્યું; 'બેસતો રાજા ને આવતી વહુ'=બાર પડ્યાં તે પડ્યો; 'ચડતાનાં ચિહ્ન આગળથી'; વગેરે.

ટ્યૂબ વિનાની આંટાવાળી ફાઉન્ટન પેન ઊભરાઈ જતી હોય તો તેના આંટા પર વેસેલીન લગાડવાથી અટકશે. (ઈ. હા. વ્યાસ)

### તમે જાણો છો?

સૅમ્યુઅલ વેલેસ્લી નામના લેખકે ૬૦ વર્ષ પહેલાં પોતે લખેલું ૩૦૦ પાનાંનું લખાણ કેવળ સ્મરણશક્તિના જ બળે એક પણ ભૂલ વગર ફરી લખી બતાવેલું! ● પ્રખ્યાત કવિ મિલ્ટનને હોમરનું ગ્રીક ભાષાનું કાવ્ય મોઢે હતું. ● ઘરમાં કૂંડાંમાં રાખેલાં ફૂલઝાડને જો સાબુના પાણીથી છંટકારવામાં આવે તો તે સારો વિકાસ પામે છે. ● સ્વિટ્ઝર્લૅન્ડમાં કાચમાંથી બનાવેલા વજન વડે તોલ કરવામાં આવે છે. ● રશિયામાં લગ્ન માટે કોલ તરીકે એકબીજાને અંપોની વીંટી તર્જની આંગળીએ પહેરાય છે. ● ગૉલ્ફની રમત સૌ પહેલી જેમ્સ પહેલાએ ઇંગ્લંડમાં શરૂ કરેલી. ● ૧૮મા સૈકાના પ્રખ્યાત વૈજ્ઞાનિક જોસેફ પ્રિસ્ટલેએ ઠંડાં પીણાં શોધી કાઢેલાં. ● દક્ષિણ આફ્રિકાનો માઉન્ટ કોટોપેક્સી (ઊંચાઈ ૧૯,૬૯૬ ફૂટ) અત્યારે સૌથી વધુ જાગ્રત જ્વાળામુખી છે. ● સૌથી મોટી આગબોટ ક્વીન મેરીમાં ૧૫ હજાર મુસાફરો આસાનીથી મુસાફરી કરી શકે છે. ● એક પેન્સિલથી આશરે ૫૦ માઈલ લાંબી લીટી દોરી શકાય છે. ● આખા જગતના નિરક્ષર લોકો પૈકી ફ્રે એકલા હિંદમાં છે.

(ગણિતગમ્મત)

(૧)+(૧+૨) . . . . . . . . . = ૨

(૧+૨)+(૧+૨+૩) . . . . . . . . = ૩

(૧+૨+૩)+(૧+૨+૩+૪) . . . . . . . = ૪

(૧+૨+૩+૪)+(૧+૨+૩+૪+૫) . . . . . = ૫$^{૨}$

(૧+૨+૩+૪+૫)+(૧+૨+૩+૪+૫+૬) . . . . = ૬$^{૨}$

(૧+૨+૩+૪+૫+૬)+(૧+૨+૩+૪+૫+૬+૭) . . . = ૭$^{૨}$

(૧+૨+૩+૪+૫+૬+૭)+(૧+૨+૩+૪+૫+૬+૭+૮) . = ૮$^{૨}$

(૧+૨+૩+૪+૫+૬+૭+૮)+(૧+૨+૩+૪+૫+૬+૭+૮+૯) = ૯$^{૨}$

અને એ પ્રમાણે આગળ ગમે ત્યાં સુધી. (મ. ના ખત્રી)





કલાકૃતિ: મોર-મંડિત પાંખિયાંવાળી સુંદર સૂડી.




મથાળે: ગઈ ૨૬મી જાન્યુઆરીએ ભારત-પ્રજાસત્તાકની જાહેરાત થઈ ને ભારતના પ્રથમ પ્રમુખ ચૂંટાયા તે વખતે દિલ્હીના રાજભવન પર ચડાવવામાં આવેલા, પ્રમુખના નવા ધ્વજનું આલેખન. એમાં કાટખૂણે સામસામા આવતા બે લંબચોરસનો રંગ વાદળી અને બાકીના બેનો લાલ છે. એ લંબચોરસો પૈકી એકમાં સિંહ-મંડિત રાજમુદ્રા (જુઓ આ પાનાના મથાળાની કાવ્ય-લીટી), બીજામાં હાથી, ત્રીજામાં ત્રાજવું અને ચોથામાં કમલ-પાત્ર છે. સારનાથના પ્રાચીન અશોક-સ્તંભ ઉપરથી લીધેલી ત્રણ સિંહ-મંડિત રાજમુદ્રા એકતા, સમાનતા અને બંધુભાવ દર્શાવે છે; અંજતામાંથી લીધેલો હાથી ધૈર્ય, બળ અને ગૌરવનું પ્રતીક છે; દિલ્હીના લાલ કિલ્લામાંથી લીધેલું ત્રાજવું ન્યાય તથા કરકસર દાખવે છે; અને સારનાથમાંથી લેવાએલું કમળપાત્ર (પૂર્ણઘટ) સમૃદ્ધિ ને આબાદીનું દ્યોતક છે. નીચેનું ચિત્ર: હિંદ સ્વતંત્ર થયા પછી ઇંગ્લંડના રાજાએ 'હિંદના શહેનશાહ'નો ખિતાબ છોડી દીધો, એટલે તે મુજબ જે સુધારા કરવા પડેલા તેની પ્રતીતિરૂપ પૂર્વ આફ્રિકાના શિલિંગના સિક્કાની છાપ. પહેલું ચિત્ર જૂના શિલિંગનું છે, જેમાં રાજાના મહોરાની ચોમેર Et India Imperator (હિંદના શહેનશાહ) એવા શબ્દો છે, જ્યારે છેલ્લા ચિત્રમાં બતાવેલા નવા શિલિંગમાંથી તે કમી કરવામાં આવ્યા છે. વચલું ચિત્ર તો બંને શિલિંગની પાછલી બાજુએ એકસરખું જ રાખેલું છે, જેમાં આફ્રિકાના સિંહ ને પર્વતનું આલેખન છે.

KUMAR Reg. No. B. 1818




કોઈ જંગલમાં એક સિંહ રહેતો હતો. તે એટલો જબરો હતો કે એનાથી બીજાં બધાં પશુઓ બીને નાસતાં. પોતાના ભક્ષણ માટે એ દરરોજ કેટલાં યે જનાવરોને મારી નાંખતો.

ધીમેધીમે પશુઓની સંખ્યા એટલી ઓછી થવા માંડી કે બધાં ગભરાયાં. શું કરવું તેનો વિચાર કરવા સૌએ ભેગાં મળી એક મોટી સભા બોલાવી. ત્યાં એમ ઠર્યું કે બધાંએ વારાફરતી સિંહરાજને પોતાનો ભોગ આપવા જવું, કે જેથી આમ સામટું નુકસાન થતું અટકે.

થોડાંએક પશુઓ વનરાજ પાસે આ નિશ્ચય જણાવવા ગયાં. સૌના વતી એક ડાહ્યું






**ચિત્રો**



**કાવ્યો**



**ચરિત્ર**



**વાર્તા**



**લેખો**



**વિભાગો**




કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત મુદ્રણ-પ્રકાશનસ્થાન. કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૭॥; પરદેશમાં રૂ. ૯॥ અથવા ૧૫ શિલિંગ. છૂટક નકલના બાર આના.

વપરાયેલી સમૃદ્ધિ
ખેડાતો પ્રદેશ ૩૦%

અણવપરાયેલી સમૃદ્ધિ
૭૦%

જંગલો
૨૫%
૭૫%

મચ્છીમારી
૩૩%
૬૭%

લોખંડ ૧૧%
૮૯%

જલશક્તિ
૧%
૯૯%

માનવશક્તિ
૩૬%
૬૪%

પણે ગરીબ કેમ છીએ? હિંદ એક અતિ સંપત્તિવાળો પ્રદેશ હોવા છતાં ગરીબ પ્રજાથી ભરપૂર દેશ છે એમ અનેક વાર કહેવાયું છે
નો તાદૃશ ચિતાર આપતું એક પુસ્તક 'આપણો દેશ' તાજેતરમાં જ મુંબાઈની વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ તરફથી (૩ રા
ડ઼ેગ, કાલબાદેવી મુંબાઈ-૨, કિં. ૩॥) પ્રકટ થયું છે. એ આખા યે પુસ્તકનું પાનેપાનું, આ ઉપર પ્રકટ કર્યું છે તેવાં, આપણાં "ધન
નું દર્શન" કરાવતાં, "બોલતાં ચિત્રો"થી ભરેલું છે. આપણો દેશ ગરીબ કેમ છે તેના આંકડાઓ તો નીરસ થઈ પડે. એ જ હકીકત ચો
ત્રોના રૂપમાં મુકાય તો નાનાં બાળકો સુધ્ધાં તે સમજી શકે. અમદાવાદના શેઠ ચી. ન. વિદ્યાવિહારના શિક્ષકો ને વિદ્યાર્થીઓ તરફથ
ધી જયંતી પ્રસંગે જે વિવિધ અનુબંધ યોજાય છે તેમાં, ૧૯૪૫માં આ પ્રકારના આલેખોનું એક પ્રદર્શન યોજાયેલું, જેમાંના ચાર-પાંચ આ
મે તે વખતે 'કુમાર'માં પ્રકટ કરેલા. ભૂગોળ અને અર્થકારણના નિષ્ણાત શિક્ષક શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસ અને 'કુમાર'ના ચિરપરિચિત કલ
રસિકલાલ પરીખે એની રચના કરી છે, એટલે તેની પ્રમાણભૂતતા અને સચોટ સુંદરતા કેવી હશે તે કહેવાની જરૂર નથી. આ ઉપરનું
તે કહેશે. આવાં ૬૯ પાનાંના એ પુસ્તકમાં દરેક ચિત્ર નીચે તેને સમજાવતી આવી નોંધ પણ આપી છે: કુદરતે આપણા દેશને સ
મૃદ્ધિ આપ્યા છતાં આટલી અનહદ ગરીબી શા માટે? ખરી વાત એ છે કે આપણને મળેલી સમૃદ્ધિનો પૂરતો ઉપયોગ આપણે
થી. આપણી જમીન, જંગલો, મચ્છી, લોખંડ, જલશક્તિ ને માનવશક્તિનો કેટલો થોડો ભાગ આપણે વાપરીએ છીએ તેનો અભ્યાસ
ડો.આર.કે.દાસે અમુક આંકડા કાઢ્યા છે તેનું પ્રમાણ આ આલેખમાં બતાવ્યું છે. લમણે હાથ દઈ બેઠેલા હિંદીવાનને પડખે આપણી
ચિત્રિત કરી છે. અને તેને નિર્દેશતા પટ્ટાઓનો જેટલો ભાગ સફેદ છે તેટલો જ આપણે વાપરીએ છીએ ને બાકીનો કાળા પટ્ટા જેટલો
એળે જાય છે. દાખલા તરીકે આપણી જલશક્તિનો માત્ર ૧ ટકો જ વાપરીએ છીએ ને ૯૯ ટકા વેડફાઈ જાય છે. કેટલો વ્યય!'



**બીનકાર પરશુરામ** (મુઘલ કલમનું એક લાક્ષણિક તસ્વીર-આલેખન)

'કુમાર'માં આવતાં ચિત્રોની કલા વિષે ઘણા વાચકો અમને લખે છે. ઘણાને તે રોનક લાગે છે; અમુક તેમાં સમજણ ન પડવા વિષે પણ લખે છે. સસ્તી મનોરંજનની શૈલીની કે લોકભોગ્ય સરળતાવાળી જ કળાથી આનંદ લેવા ટેવાએલી હોવાથી કલાની વિવિધ સૃષ્ટિઓની સમજમાં મુશ્કેલી લાગે તે સ્વાભાવિક છે. આથી જ અમે કલાનાં વિવિધ સ્વરૂપો—ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય, ફોટોગ્રાફી, સુશોભન આદિનો તથા તેની નાનાવિધ શૈલીઓ, પદ્ધતિઓ, કલમો આદિનો પરિચય આપવાનો યત્ન કરીએ છીએ.

ઉપર આપેલું બીનકાર પરશુરામનું ચિત્ર સત્તરમી સદીની શરૂઆતમાં આપણે ત્યાં થતા મુઘલ કલમના તસ્વીર-આલેખનનો નમૂનો છે. એ કાળની વિગતોની ચોકસાઈ અને આલેખનની ઝીણવટ માટે મુઘલ કલમ જાણીતી છે, અને એ કલમનું કોઈ પણ રંગચિત્ર જોતાં તેની પ્રવાહી રેખાવટ તથા મુલાયમ રંગાવટની મનોરંજકતાની પ્રતીતિ થાય છે. 'બીનકારે જહાંગીરશાહી'ના નામથી પ્રખ્યાત થએલો આ પરશુરામ જહાંગીરનો ખુદ નામી બીનકાર હતો. તેની આ તસ્વીર પરથી આપણને તેના મુખની હૂબહૂ સામ્યતા ઉપરાંત એ કાળની વેશભૂષા ને વાજિંત્રનો પરિચય મળે છે એ પણ આ ચિત્રનું એક સવિશેષ દસ્તાવેજી મહત્ત્વ છે. હિંદી તસ્વીર-આલેખનના સુંદર નમૂના તરીકે આજે આ ચિત્ર જર્મનીના બર્લિન મ્યુઝિયમમાં મોંઘા કલારત્ન તરીકે સંઘરાયું છે.




ફાગણનો ફાલ

ચિત્રકાર : ચન્દ્ર

ફાગણ ફૂલ્યો ફૂલડે ગુંજે સુહાગી ફાગ,
કંઠ આવી ઊછળે હૃદય ભર્યો જે રાગ;
મારા પાલવને છેડલે રમન્તા    કે વાયરા વસન્તના,
હું ના જાણું કેમ હૈયાને ગમતા    કે વાયરો વસન્તના -કિ૦

## દિગ્વિજય

· મિશ્ર ·

આ અશ્વમેધાશ્વતણી ચતુર્દિક્
જયેષણાની હહણંત હેષા;
સૌ લક્ષણો શોભનયુક્ત, શુભ્ર,
અંગાંગ કેરી અવદાત રેખા!

ખુર-પ્રહારે ઉડતી ધરા-રજ:
ધરા ઉડાવે કર ઊર્ધ્વ જાણે!
સિંહાસન સ્વર્ગનું હસ્ત-આગળું!
સુપુચ્છ વીંઝે: થનકંત પ્રાણે!

તૈયાર સેના ચતુરંગિણી ઉભી,
શસ્ત્રો ઝલે, મંગલ તૂરી આસ્વને,
ધ્વને વિશાળી હિલચાલ સૈન્યની,
સમુદ્ર શું પૂનમે વેળ પ્રાંગણે!

અહો, થતું ચાબુ તણું સુ-દર્શન!
ચલો: ઉગી દિગ્જયની શુભ ક્ષણ!

મંજારામ



## —ને એ જ તું?

· મિશ્ર ·

એ તું જ? જેની
હથેલિ તો નાગરવેલ કેરા
કૉળેલ કોઇ નવ પર્ણ જેની
સ્પર્શી હતી શીતલ લાલિમા ભરી.
ને એ જ તું?—
જે કાંટાળો લહું આ શતશત શૂલથી વીંધનારો થુવેર?!

એ તું જ? જેની
વાણીમહીં સંગીત કિન્નરી મેં
માણ્યું હતું (ગુંજરતો વળી ધ્વનિ
તરંગ-આવૃત્ત અનંત શાન્તિમાં).
ને એ જ તું?—
જેના ગર્જિત ગૌને નિખિલ સકલ કોલાહલે વ્યગ્ર કીધું?!

એ તું જ? જેની
દગો સુધા વર્ષતી પૂર્ણચંદ્રની,
અંધારને યે મળી જેની શુભ્રતા;
સમષ્ટિને અંતર, ગૂઢ સંમુદા.
ને એ જ તું?—
જે વિદ્યુત્ શી અર્ચ્યે ભ્રમણમહીં કરે સર્વ કૈ ભસ્મસાત?!

રાજેન્દ્ર શાહ

## નદી

કહું?...કહું તો લાજું!
એક નદીનાં વ્હેણ વહે બે બાજૂ.

એક ચહે પોતામય થાવું
પાછા જૈ ગિરિગાગરમાં;
એક ચહે અંતે લય થાવું
આગળ જૈ દૂર સાગરમાં:
એને ન આડી આવે એને પાજું!—કહું?

ગંગાજમના સઘળી દીઠી,
નદિયું લાખહજાર સહી;
એક નદી આ નવલી દીઠી,
પાસું જેનો પાર નહીં!
(તોય) પ્રીતે એની પાગલતા પર રાજું!—કહું

નિરંજન ભગત

## રાવળ*

· પૃથ્વી ·

કરાળ તવ કોતરો પથરિયાળ પંથે હસે,
બિભીષણ અશબ્દ હારમ પડધાય ચારે દિશે;
અશોર ઘન ઘોર જેગ નભ મધ્ય તોળાઈ રૂહે
ભયંકર અવાજ તેમ અણઉચ્ચર્યો મૌનમાં
પ્રચંડ સિંહત્રાડથી ય અદકો ભરે ભે ઉરે.

તટે વળગી રાજિઓ તરુની શું રહી છૂપવી
બતાવતી ન તેથી ગૂઢ સરજે કુશંકા કુડી.
અરે સરિત! ચેતદાતૃ જલવાહિની તું છતાં
ભયાનક વિભાવ એ જ તવ આત્મકેરી મુડી?

ભુલું હું અહ કેમ? એ જ જલવાહિનીના તટે
તૃષા નિજ નિવારતા અનુપ કેસરીસિંહ છે:
અઘોર તરુઝુંડથી વિષમ ખીણ ને ટેકરા—
ભરેલ ભર ગીરમાં જ જન સિંહ જેવા વસે.
ભયંકર નિવાસમાં જ ભયજીત સર્જાય છે.

સરોદ

* રાવળ—સૌરાષ્ટ્રમાં ગીરના જંગલની એક નદી છે.

## દીવડી અને દાવાનળ

· ઝૂલણા ·

ખંડના એક ખૂણા મહીં કોડિયે તેલ દીપું અને વાટ ઝીણી,
એહની જ્યોતને પલકમાં ઓલવે વાયુલહરી ય કો' સત્ત્વહીણી:
કિંતુ એ દૂબળી જ્યોત ધારણ કરે રૂપ દાવાગ્નિનું જ્યાં પ્રચંડ,
એ જ એ અનિલ અણનોતર્યો આવીને સાથ દે, દહન રાખે અખંડ!

જયાનન્દ દવે

ગયા મહાયુદ્ધનો વિરલ હિંમતવાન ને ખેલદિલ જર્મન સેનાપતિ

# રોમેલ

જેનાં શૌર્ય ને યુદ્ધ-કાબેલિયતનાં ભોંકાટ વખાણ
આજે ખુદ એના શત્રુ-સેનાપતિઓ કરે છે

લેખક : અશોક હર્ષ

રોમેલ! આજથી આશરે એકાદ દાયકા પર આ જર્મન સેનાપતિના નામે જગત પર જાણે જાદુ છાઈ દીધું હતું. ખુદ બ્રિટિશ સૈનિકો પર પણ એ નામે એવી ભુરકી નાખેલી કે એ જાદુમાંથી એમને મુક્ત કરાવવાને સરસેનાપતિ ઑકિનલેકને સર્વ સૈનિકો જોગ ખાસ પરિપત્ર બહાર પાડવો પડેલો.

રોમેલની આટલી બધી નામના, આટલો બધો પ્રભાવનું કારણ શું? એક અપ્રતિમ સેનાની તો એ અલબત્ત હતો જ, પણ એની સાથોસાથ એ ખેલદિલ તેમજ સચ્ચારિત્ર્યશીલ પણ હતો. દારૂ, તમાકુ વગેરેના વ્યસનથી એ મુક્ત હતો; અને એ નાઝી સંપ્રદાયનો નહોતો.

સુંદર છતાં ખડતલ ચહેરાના એ સેનાની સામે શોણિતના ખેલ ખેલવા છતાં આફ્રિકામાં કે નૉર્મન્ડી મુકામે એના સામનામાં ઊતરેલો ભાગ્યે કોઈ બ્રિટિશ કે અન્યદેશીય સૈનિક હશે જે એની કાબેલિયત કરતાંયે વધુ એની ખેલદિલી પર મુગ્ધ ન હોય. તાજેતરમાં જ બ્રિગેડિયર ડેસમન્ડ યંગે એના પર બહાર પાડેલા પુસ્તકમાં એના સાચા સૈનિક જુસ્સાના, ઉદારતાના ને ખેલદિલીના અનેક પ્રસંગો આપેલા છે જેમાંના એકાદ-બે નીચે આપ્યા છે.

૧૯૪૨નો જૂન મહિનો હતો. આફ્રિકાના રણપ્રદેશમાં જનરલ ઑકિનલેકની સરદારી નીચેના 'ડેઝર્ટ આર્મી' અને રોમેલની સરદારી નીચેના 'પાન્સર આર્મી' વચ્ચે યુદ્ધ ચાલતું હતું. એ યુદ્ધમાં ઉપર્યુક્ત બ્રિગેડિયર યંગના નેતૃત્વ નીચેની બ્રિટિશ ટુકડી હારી. ટુકડીના સઘળા સૈનિકોને તેમના નેતા સાથે કેદ પકડવામાં આવ્યા. કેદીઓની એ કતાર જર્મન શરણે આગળ વધી રહી હતી છતાં પાછળ બ્રિટિશ તોપોની ગર્જના ચાલુ રહી હતી. રોમેલના સૈન્યે બ્રિગેડિયર (એ વખતના કર્નલ) યંગને તોપોના માર બંધ કરાવવા કહ્યું, જ્યારે યંગે તહકૂબીના વાવટા નીચે શરણે થવાની ના પાડી. આ અંગે રકઝક ચાલી રહી હતી ત્યાં રોમેલ પોતે ફૉક્સ-વૅગનમાં આવી પહોંચ્યો. એણે રકઝકનું કારણ પૂછી લેયું અને પછી પોતાના અફસરને કહી દીધું: 'જાઓ, એ બ્રિટિશ કર્નલને કહી દો કે તહકૂબીના હુકમને તાબે થવાની કશી જરૂર નથી.'

હિટલરે એક વાર પકડાયેલી આખી યે બ્રિટિશ કમાન્ડો ટુકડીને મોતને મોંએ ધકેલી દેવાનો હુકમ મોકલ્યો. રોમેલે એ હુકમ વાંચીને ત્યાં ને ત્યાં જ બાળી નાખ્યો, જોકે આ ગેરશિસ્તની સજા લશ્કરી કાયદા પ્રમાણે બહુ જ આકરી હોય છે.

મેજર પીટર લેવિસે રોમેલ માટે લખ્યું છે: 'એની વિપુલ શક્તિનો કણેકણ યુદ્ધ જીતવામાં ખરચાતો રહેલો, અને છતાં, ઘણા લોકો ધારતા હતા એમ એ પ્રુશિયન યુદ્ધતંત્રની પેદાશ નહોતો.' અને એ સાચું છે. પ્રુશિયન લશ્કરી તાલીમવાળા કુટુંબને બદલે અર્વિન રોમેલનો જન્મ વુર્ટેમ્બર્ગના એક શિક્ષકને ત્યાં થએલો. એની બહેન આજે પણ સ્ટુટગાર્ટમાં શિક્ષિકા છે. પહેલા મહાયુદ્ધમાં વિમાની તરીકે ફરજ બજાવી ચૂકેલો એનો એક ભાઈ મૅલેરિયાના પરિણામે અપંગાવસ્થા ભોગવી રહ્યો છે, જ્યારે બીજો ભાઈ ઑપેરા-ગાયક છે.

રોમેલના હાથે પરાજય પામનાર લૉર્ડ વેવેલ જેવાએ પણ એની ભૂરિભૂરિ પ્રશંસા કરેલી છે, ને પરથી જણાય છે કે રોમેલ કેવો અદ્ભુત સેનાની હતો. વેવેલે લખ્યું છે: 'એ ભલે ઉચ્ચ સૈનિક શિક્ષણ પામેલો નહિ હોય, પરંતુ યુદ્ધનીતિ ને વ્યૂહરચનાની સ્વયંપ્રેરણા એ ધરાવતો હતો; અને આપણે આપણી જાતને કદાચ એટલી નસીબદાર માનવી જોઈએ કે પશ્ચિમ યુદ્ધનું સંચાલન રોમેલને નહિ પણ હિટલરને હાથ હતું ને યુદ્ધસંચાલનમાં એની સલાહ લેવામાં નહોતી આવતી!'

રોમેલને પણ વેવેલને માટે બહુ ઊંચો અભિપ્રાય હતો. એ એને સર્વોચ્ચ કક્ષાનો સેનાપતિ ગણતો. અને વેવેલ તો એની અદ્ભુતતા પર મુગ્ધ હતો. આફ્રિકાના રણપ્રદેશમાં રોમેલે પોતાને આપેલા પરાજય ઉપર એ ખેલદિલીપૂર્વક એકરાર કરે છે કે 'I had not reckoned on a Rommel.'

અર્વિન રોમેલ ઈ. સ. ૧૯૧૦માં સૈન્યમાં જોડાએલો. પહેલા મહાયુદ્ધ સમયે એની ઉંમર માત્ર ૨૩ વર્ષની હતી. પણ એ યુદ્ધમાં પાયદળ ટુકડીમાં થોડા જ સમયમાં એણે પાણી બતાવી દીધું અને યુદ્ધ શરૂ થયાના ૭ મહિનાની અંદર તો જર્મન સૈનિકોને તેમની બહાદુરી માટે અપાતો 'આયર્ન ક્રૉસ' તેણે મેળવ્યો.

પરંતુ સૈનિક તરીકેની શક્તિ અને ધૃતિનો સાચો પરિચય તો રૂમાનિયા ને ઈટલીમાં આલ્પેન કૉર્પ્સમાં રહીને લડતાં એણે બતાવ્યો. એની આડે કશું આવી શકે તેમ નહોતું. દુશ્મન સૈન્યને કલ્પના પણ ન હોય એ રીતે તે વારંવાર એમના પર તૂટી પડતો. એ વખતે યે એના નામની અનેક કિંવદંતીઓ શરૂ થઈ ગએલી; અને યંગે કહ્યું છે તેમ, ડિવિઝનના અફસરો એ વખતે કહેતા: 'જ્યાં રોમેલ ત્યાં જ યુદ્ધમોરચો (Where Rommel is the front is).'

શસ્ત્રવિરામ અને વર્સાઈની સંધિ બાદ પણ આવો જન્મજાત સૈનિક તો સૈન્ય વિના બીજું શું પસંદ કરે? વર્સાઈની સંધિએ જર્મનીને જે ૪૦૦૦ લશ્કરી અફસરો કાયમ રાખવા દેવાની છૂટ આપેલી તેમાંનો એક રોમેલ પણ હતો. શાંતિકાળમાં તેણે આમજીવન પસંદ કરેલું અને ઇ.સ.૧૯૧૬માં તેની સાથે લગ્નથી જોડાએલી તેની પત્ની સાથે તે સ્કીઇંગ, પર્વતારોહણ તથા તરવાનો આનંદ માણતો. તે આરામ વેળા જો કોઈ પુસ્તક વાંચતો હોય તો તે પણ અચૂકપણે યુદ્ધનું જ હોય. આમ છતાં, નખશિખ યુદ્ધમાં ઊતરેલો અને એવી જ રીતે બીજા મહાયુદ્ધ માટે પોતાને તૈયાર કરી રહેલો આ આદમી યુદ્ધથી આનંદિત નહોતો. યુદ્ધને તે ભૂંડાં ને પાશવતાપૂર્ણ ગણતો. આ કદાચ વદતોવ્યાઘાત લાગશે, પણ એ હકીકત છે. રોમેલે યુદ્ધને એક ધંધા તરીકે જ સ્વીકારેલો, નહિ કે અન્ય કશા હેતુએ.

વર્ષો વીતી ગયાં. જર્મનીમાં હિટલર સત્તા પર આવ્યો. રોમેલને હિટલર તરફ માન હતું, પણ તેની નાઝી ટોળકી પ્રત્યે નહિ. હિટલર-કુમાર-દળમાં શિસ્ત આણવા માટે તે એની સાથે જોડાએલો ત્યારે તેર તેર વર્ષની કુમળી વયના કુમારોને 'નાના નેપોલિયનો' બનાવવાના એના નેતા બાલદુર ફૉન શિરાકના પ્રયત્નો સામે તે ઝઘડી પણ પડેલો. પાયદળ યુદ્ધપદ્ધતિ પર રોમેલે લખેલું એક પુસ્તક હિટલરના વાંચવામાં આવતાં ઈ. સ. ૧૯૩૮માં સુડેટનલૅન્ડ પરની કૂચ વખતે હિટલરે તેને પોતાની સાથેની રક્ષક ટુકડીનો સેનાનાયક બનાવ્યો. હિટલર સાથે તેનો આ પહેલવહેલો જ નિકટનો સંપર્ક.

ત્યાર બાદ બીજે વર્ષે હિટલરે પ્રાગમાં પ્રવેશ કર્યો ત્યારે પણ કર્નલ તરીકે રોમેલને એ જ ફરજને સોંપવામાં આવ્યો. યુદ્ધ શરૂ થયું ત્યારે તો રોમેલ હિટલરના વડા મથકનો મેજર જનરલ અને હિટલરની સલામતી માટે જવાબદાર વ્યક્તિ બની ગયો હતો.

યુદ્ધ શરૂ થયું એટલે હિટલરના વડા મથક પરની શાંતિ અને સલામતી રોમેલને અસહ્ય લાગવા માંડી અને પોતાને યુદ્ધમોરચા પર જવા દેવાની માગણી એણે મૂકી. હિટલરે એ માન્ય રાખી અને ઇ. સ. ૧૯૪૦ના મેની ૧૦મીએ રોમેલની સાતમી પાંત્સર ટુકડીએ બેલ્જિયમની સરહદ ઓળંગી. ત્યાર પછીનાં, ફ્રાંસના પતન સુધીનાં જે પાંચ ભયંકર અઠવાડિયાં ગયાં તેમાં બીજી કોઇ ટુકડીએ રોમેલની ટુકડી જેટલું જોખમ નહોતું ખેડ્યું, નહોતી એટલી બહાદુરી બતાવી કે ન તો એટલી ઝડપ. બેલ્જિયનો તરફથી સતત થતા રહેલા તોપમારા સામે પણ કેડ સમાણા પાણીમાં ઊભા રહીને લશ્કરી ઇજનેરોને મ્યૂઝ નદી પર પુલ ઊભો કરવામાં મદદ માત્ર રોમેલ જ આપી શકે. એની ટુકડી 'ભૂતિયા ટુકડી' તરીકે ઓળખાતી. તરત એણે સેન્ટ વૅલરી કબજે કર્યું અને ત્યારબાદ ચાર ફ્રેન્ચ ઍડમિરલો સાથે ૩૦,૦૦૦ યુદ્ધકેદીઓ સહિત શેર્બુર્ગ લીધું.

ત્યાં આફ્રિકામાં ઇટાલિયન સેનાપતિ ગ્રાઝીઆનીના સૈન્યે જનરલ વૅવેલના હાથે હાર ખાધી હોવાના સમાચાર આવતાં રોમેલને ઇ. સ. ૧૯૪૧ના ફેબ્રુઆરીમાં ઉત્તર આફ્રિકા રવાના કરવામાં આવ્યો. ટ્રિપોલી બ્રિટિશોના હાથમાં જઈ પડવાની અણી પર હતું ત્યાં રોમેલે ત્યાં જનરલ વૅવેલના વિજયી સૈન્યને સેંકડો માઇલ ઠેઠ મિસરની સરહદ સુધી પાછું મારી હઠાવ્યું.

વૅવેલને બદલે જનરલ આકિનલેકને મૂકવામાં આવ્યો. એણે રોમેલનો કટોકટનો સામનો કર્યો. બંને પક્ષે તુમુલ યુદ્ધ આદર્યું. રોમેલને સારી જેવી ખુવારી સાથે પાછા હઠવું પડ્યું. પરંતુ અગિયાર જ દિવસમાં ફરી પાછો તે એ જ જુસ્સાપૂર્વક ત્રાટકી પડ્યો અને બ્રિટિશ સૈન્યને ઠેઠ ગઝાલા બિર-હાશામ સુધી તગડી કાઢ્યું. એનો આ વિજય અસાધ્ય તો શું પણ લગભગ અકલ્પ્ય જેવો હતો. સૈનિકોમાં એણે ભારે આશ્ચર્ય પેદા કર્યું હતું. અને એ કારણે જ ઑકિનલેકને, રોમેલ કોઈ અતિમાનવ હોવાની દંતકથાઓ સામે, પ્રારંભમાં જેનો ઉલ્લેખ થએલો છે તે, પરિપત્ર બહાર પાડવો પડેલો.

ઇ. સ. ૧૯૪૨ના મેમાં એણે ગઝાલા મુકામેથી પાછું આક્રમણ શરૂ કર્યું અને બ્રિટિશ સૈન્યને અલ-આમીન સુધી હાંકી કાઢ્યું. આ આક્રમણ ચાલુ હતું ત્યારે યુદ્ધકેદી તરીકે પકડાએલા મેજર આર્ચર-શૉએ હિંદી સૈનિક કેદીઓને પૂરતું પાણી મળતું ન હોવાની ફરિયાદ રોમેલ સમક્ષ કરી અને જણાવ્યું કે જો તેમને પાણી પૂરતું ન આપી શકાય તો તેમને બ્રિટિશ હરોળ પર પાછા મોકલી આપવા.

રોમેલે જવાબ આપ્યો કે 'તેમને જર્મન સૈનિકોને માપબંધીમાં અપાય છે એટલું જ પાણી આપવામાં આવે છેઃ અરધો પ્યાલો. પરંતુ,' એણે ઉમેર્યું, 'હું તદ્દન સંમત થાઉં છું કે આમ લાંબું ન ચાલી શકે. જો રાત સુધીમાં પાણીનો પુરવઠો આવી ન પહોંચે તો હું તેમને પાછા સોંપી દેવા માટેની શરતો જનરલ રીચી પાસે માગીશ.'

રોમેલ અલ-આમીન પહોંચ્યો ત્યારે તેની પાસે કામ આપી શકે તેવી માત્ર બાર ટૅન્કો રહેલી. ને છતાં તે વિજયી થયો હતો— કોઇ લશ્કરી ઓલાદનો નહિ પણ એક સામાન્ય પંતુજીનો આ પુત્ર! હિટલરે એને તરત ફીલ્ડ-માર્શલ બનાવી દીધો. એની ઉંમર ત્યારે પચાસ વરસની હતી.

હવે જનરલ મૉન્ટગોમરીને આફ્રિકાની કામગીરી સોંપાઈ અને



એણે આલમ-અલ-હેફા મુકામે રોમેલના 'આફ્રિકા કોર્પ્સ'ની સારી જેવી ખુવારી કરી. રોમેલ ત્યારે બીમાર હતો (જિન્દગીમાં એ પહેલી જ વાર બીમાર પડેલો) છતાં તે વધુ કુમક માગવા જર્મની ઊપડી ગયો. વધુ સૈનિકો અને વધુ પુરવઠા માટે એ ક્યારનો ય જર્મન હાઈ કમાન્ડ પાસે માગણી કરી રહ્યો હતો, પરંતુ હિટલરે આફ્રિકાના યુદ્ધને કદિ ય મહત્ત્વ આપ્યું નહોતું. બ્રિટિશો તેનું મહત્ત્વ સમજતા હોઇને તેમણે પોતાની સૈનિક અને સાધનસામગ્રીને સારી પેઠે વિકસાવી હતી, પરંતુ હિટલરને મન તો આફ્રિકાનું યુદ્ધ એ ઇટલીને લડાઈમાં રોકાએલું રાખવા સિવાય વિશેષ કશા મૂલ્યનું નહોતું. મેજર પીટર યેવિસ કહે છે તેમ, 'રોમેલને જો તેની જરૂરિયાત મુજબની મદદ મળી હોત તો આફ્રિકાના આખા યે યુદ્ધના અંતનું સાક્ષી અલ-આમીન બની રહેત.'

પછી તો આફ્રિકામાંથી સાથી સૈન્યોએ જ આક્રમણ આદર્યું. રોમેલ ફરી હિટલરને મળ્યો અને આફ્રિકામાં જે કંઇ જર્મન સૈન્ય બચ્યું હતું તે પાછું ખેંચી લેવાની સલાહ આપી. હિટલર ધૂંવાંફૂંવાં બની ગયો. રોમેલને એણે કાયર તેમજ પરાજયવાદી કહ્યો. જોકે હિટલરે પાછળથી આ શબ્દો માટે માફી માગી, પરંતુ હિટલરનું મગજ કઈ રીતે કામ કરી રહ્યું હતું તે રોમેલને ત્યારે તદ્દન સ્પષ્ટ થઈ જવા પામ્યું. ૧૯૪૩ના ફેબ્રુઆરીમાં રોમેલને આખા યે આફ્રિકામાંનાં ધરી રાજ્યોનાં સૈન્યોની સરદારી સોંપવામાં આવી. એ જાણતો જ હતો કે પોતાના ભાંગ્યાતૂટ્યા સૈન્યની શક્તિ કેટલી છે, છતાં તેણે આગળ વધતા સાથીસૈન્યો પર બે વાર ભયંકર આક્રમણ કર્યુંઃ કેસેરીન મુકામે અને મેદેનીન મુકામે. મેદેનીન મુકામે પાછા પડ્યા પછી ફરી એક વાર તે હિટલરને મળવા ઊપડ્યો ને આફ્રિકામાંના સૈન્યને હજુ યે બચાવી લેવાનો આગ્રહ કર્યો. ફરી હિટલરે તેને કાયર તરીકે નવાજ્યો, એટલું જ નહિ, પણ તેને આફ્રિકા પાછા જ ન ફરવાનો હુકમ કર્યો. 'આફ્રિકા કૉર્પ્સ' ઠેઠ સુધી વગર સેનાનાયકે લડતું રહ્યું. માલ્ટાનું રોમેલે આંકેલું મહત્ત્વ સ્વીકારવામાં પણ

એ જ જર્મન હાઇ કમાન્ડે તત્પરતા નહોતી બતાવી.

ઇ.સ. ૧૯૪૪માં સાથી રાજ્યોના યુરોપ પરના આક્રમણ સમયે રોમેલને નેધર્લૅન્ડ્સથી લ્વાર સુધીનાં જર્મન સૈન્યોની સરદારી સોંપાઈ. તેણે પોતાના જૂના ઉત્સાહપૂર્વક જર્મન સંરક્ષણ હરોળ સુધારવા માંડી. એની દૃઢ માન્યતા હતી કે આક્રમણને કાંઠે કાંઠે જ ખાળી શકાશે, એથી આગળ વધ્યા પછી નહિ. દુર્ભાગ્યે એ માટે જોઈએ તેટલો પૂરતો સમય તેને હવે નહોતો રહ્યો. આમ છતાં થોડા જ મહિનામાં ૪૦ લાખ સુરંગો એણે પાથરી દીધી. યુદ્ધનાં ત્રણ વર્ષમાં માત્ર ૨૦ લાખ સુરંગો નાખી શકાઈ હતી, ત્યારે રોમેલે આટલા મહિનામાં નાખેલી એથી બમણી સુરંગો એની લશ્કરી પ્રતિભાનો પુરાવો બની રહે છે. પરંતુ અહીં પણ રોમેલની યોજનાને જર્મન હાઇ કમાન્ડનો ટેકો ન મળ્યો. આક્રમણને આટલાંટિકના કાંઠા પર જ ખાળી શકાશે એમ માનવા હાઈ કમાન્ડ તૈયાર નહોતું.

આવી પરિસ્થિતિમાં રોમેલને ખાતરી થઈ કે અમેરિકન સેનાનાયક અને સાથી રાષ્ટ્રોના સર્વસેનાપતિ આઇઝનહોવરના આગળ ધપતા સૈન્ય સામે ઝીક ઝીલી શકાય તેમ નહોતી. એણે એ જ સાલની જૂનની ૧૨મીએ હિટલર પર એ બાબતનો એક પત્ર લખ્યો. એ જ આગલે જ દિવસે રોમેલના વિશ્વાસપાત્ર મિત્ર ઍડમિરલ રુગેએ એવો અભિપ્રાય દર્શાવેલો કે હિટલરે પદત્યાગ અથવા તો આત્મત્યાગ કરીને શાંતિનો માર્ગ મોકળો કરી આપવો જોઈએ.

અને રોમેલે તેને જવાબ આપેલો (હિટલરને કારણે જ આફ્રિકા કોર્પ્સની થવા પામેલી દુર્દશાને ગ્લાનિપૂર્વક સંભારતાં) કે: 'હું એ આદમીને જાણું છું. જર્મન પ્રજાનો જરા યે ખ્યાલ કર્યા વિના, જર્મનીનું એકે એક મકાન સાજું નહિ રહે ત્યાં સુધી એ યુદ્ધ જારી રાખવાનો.'

ત્યાર બાદ એકાદ અઠવાડિયું રહીને મળેલી જર્મન લશ્કરી પરિષદમાં રોમેલ અને ફૉન રુન્ડસ્ટેટ બંનેએ જર્મન સૈન્ય પાછું ન ખેંચી લેવાની મૂર્ખાઈ પર ટકોર કરી. એ બંનેની વાતોમાંથી શાંતિનો ધ્વનિ ઊઠતાં આ પરિષદ એટલેથી જ ભાંગી પડી. આ પરિષદને અઠવાડિયું વીતવા આવ્યું હશે ત્યાં તો સાથી સૈન્યોના વિમાનમારાની ઝપટમાં રોમેલની ગાડી આવી ગઈ અને એ સખ્ત ઘવાયો. થોડો વખત ઇસ્પિતાલમાં રહ્યા બાદ એણે પોતાને આગ્રહપૂર્વક હેરલિંગેન મુકામેના પોતાના નિવાસસ્થાને ખસેડાવ્યો.

હેરલિંગેન મુકામે એની આસપાસ જાળ ગૂંથાવા માંડી, કારણ કે હિટલરને એ અપ્રિય થઇ પડ્યો હતો. હિટલરને ઉથલાવી પાડવાના કાવતરા પાછળ એનો હાથ હોવાની શંકા હતી. હિટલરને ઉથલાવી પાડવા માટેના ખરેખરા કાવતરાખોરોએ તો સુલેહપરિષદમાં જર્મનીના પ્રેસિડેન્ટ તરીકે રોમેલને મૂકવાનો નિર્ણય કરેલો.

હિટલરને દૂર કરવાનું રોમેલને સમજાવવાનું માથે લેનાર અને તેમાં સફળ થનાર હતો મેયર ડૉ. કાર્લ સ્ટ્રૉલિન. રોમેલનો એ મિત્ર હતો. તે તેજ-ધૃતિવાન અને ચારિત્ર્યશીલ હતો.

હિટલરને ઉથલાવી પાડવાના ષડ્યંત્રની મુખ્ય વ્યક્તિ ડૉ. ગોર્ડેલર, કર્નલ-જનરલ બેક તથા ડૉ. સ્ટ્રૉલિને પહેલેથી જ નક્કી કરી રાખ્યું હતું કે કાવતરાંને સફળ બનાવવા માટે કોઇ એવી લોકપ્રિય વ્યક્તિના હાથમાં રાજધુરા સોંપવી પડશે, જેને કશો અંગત સ્વાર્થ ન હોવાની પ્રજાને પૂરેપૂરી ખાતરી હોય, અને એ ગુણો ધરાવતા હોવા ઉપરાંત હિટલર પછી વધુમાં વધુ લોકપ્રિય વ્યક્તિ કોઈ હોય તો તે રોમેલ જ. સ્ટ્રૉલિને એના પર એમની પસંદગી ઊતરી.

હેરલિંગેન મુકામે રોમેલની મુલાકાત લઇને સ્ટ્રૉલિને જર્મનીની રાજ્યકીય અને લશ્કરી પરિસ્થિતિની ચર્ચા કરી. યુદ્ધની બાજી જર્મનીના હાથથી ગઇ હોવાની વાતનો રોમેલે તરત સ્વીકાર કર્યો.

'તો પછી શું કરવું ઘટે તેનો તમે જ વિચાર કરી જુઓ.' સ્ટ્રૉલિને જણાવ્યું: 'પૂર્વના સૈન્યના કેટલાક વડા અફસરો હિટલરને કેદ કરીને રેડિયો પરથી તેના પદત્યાગની જાહેરાત કરાવવાનું વિચારે છે.'

રોમેલે સંમતિ આપી દીધી. ત્યારે, કે તા. ૨૦મી જુલૈ હિટલરનો જાન લેવાનો પ્રયાસ થયો ત્યાં સુધી, તેને એ વાતની ખબર જ નહોતી કે એ કાવતરામાં હિટલરનો નાશ અપેક્ષિત હતો. સ્ટ્રૉલિને જેમ આ વાત રોમેલને નહોતી જણાવી તેમ હિટલરને દૂર કરીને રાજ્યનો પ્રમુખ એને બનાવવાનો હતો એ વાત પણ નહોતી કરી. રોમેલે હિટલરને દૂર કરવાની વાતમાં સંમત થતાં માત્ર એટલું જ કહેલું: 'હું માનું છું કે જર્મનીને બચાવવાની મારી ફરજ છે.'

અંદરખાનેથી જર્મનરાષ્ટ્રને સુલેહ દ્વારા બચાવી લેવાની આટલી તત્પરતા છતાં યુદ્ધમોરચે તો એનો વિજયસંકલ્પ છેવટ સુધી મોળો નહોતો પડ્યો. એના હિટલર પરના હેવાલોમાં નિરાશા નીતરતી પણ યુદ્ધમોરચે તો એનું સૈન્ય પોતાની તાકાતનો કણે કણ ખર્ચી રહ્યું હતું.

ઇ.સ. ૧૯૪૪ના ઑક્ટોબરની ૧૪મીની બપોરે બે એસ. એસ. સેનાપતિઓએ હેરલિંગેન મુકામેના રોમેલના ઘરની મુલાકાત લીધી. એમની સાથે એકાદ કલાક વાત કર્યા બાદ રોમેલ ઉપલે માળે પોતાની પત્નીને મળવા ગયો અને શાંત ગંભીર ચહેરે જણાવ્યું: 'હું અંતિમ વિદાય માગવા આવ્યો છું. પા કલાકમાં જ હું મૃત્યુને ભેટીશ. હિટલરના ખૂનના કાવતરામાં મારો હાથ હોવાનું એ લોકો માની રહ્યા છે.'

રોમેલ સામે બે વિકલ્પો મૂકવામાં આવેલા: યા તો ઝેર પીઈ આપઘાત કરવો અથવા તો બર્લિનની લોક-અદાલત સમક્ષ ખડા થવું. 'એ લોકો ઝેર લાવ્યા પણ છે,' રોમેલે પોતાની પત્નીને જણાવ્યું. 'અને એમના કહેવા પ્રમાણે ત્રણ સેકંડમાં તો બધું પતી જશે.'

ફ્રાઉ રોમેલે પોતાના પતિને બર્લિનની લોક-અદાલત સમક્ષ ખડા થવા વિનવી જોયો, પણ રોમેલે ના કહી. એને ખાતરી હતી કે પોતે વિષપાનનો અનાદર કરશે તો એને જીવતો તો બર્લિન પહોંચવા દેવામાં નહિ જ આવે, પણ હિટલરની ઇચ્છાનો અનાદર કરતાં પોતાની પત્ની ને પુત્ર ઉપર શું શું વીતે તેની પણ ભયંકર કલ્પના તેને હતી. એથી ઊલટું, જો એ વિષપાન સ્વીકારી લે તો માનભેર દફનક્રિયાની તથા સાલિયાણાની ખાતરી આપવામાં આવેલી.

રોમેલનો નિર્ણય અફર રહ્યો. એ નીચે ઊતર્યો અને પેલા સેનાપતિઓ સાથે ગાડીની પાછલી બેઠકમાં ગોઠવાઇ ગયો. પચીસ મિનિટ બાદ રોમેલનું અવસાન જાહેર થઇ ગયું!

હિટલરે પોતાનું વેર લઇ લીધું.

**આ**જે એ રોમેલનું મૂલ્યાંકન એની સાથે સીનેસીનો ધરીને લડેલા વેવેલ સિવાય બીજું કોણ ઉમદા રીતે કરી શકે? એટલે એના જ શબ્દો આ નીચે ઉતાર્યા છે, જે એ મહાન સેનાનાયકને માટે એક કૃતજ્ઞતાપૂર્ણ અંજલિ જેવા બની રહે છે:

'રોમેલ એ માત્ર વિરલ પ્રસંગે જ ઉદ્ભવતો એક ચમત્કાર હતો. આવી હિંમત અને શૌર્ય ધરાવનારી વ્યક્તિઓ વિરલ જ નીવડે છે. રણક્ષેત્રે એ 'ને'ના જેટલો જ બહાદુર હતો ને એના કરતાં વધુ સ્વસ્થ મગજનો; મ્યુરા જેટલો જ એ પરાક્રમી હતો, પરંતુ એના કરતાં વધુ સમતોલતાવાળો. યુદ્ધપદ્ધતિમાં એ વેલિંગ્ટનના જેટલો જ ચકોર અને ઠંડા મગજનો હતો... સરસ વ્યક્તિ અને મહાન સૈનિક:

'Among the chosen few,
Among the very brave, the very true.'

# લાલ જાદૂગર

**મંગળના ગ્રહમાંથી ઊતરી આવેલા માનવીની ગયા અંકમાંની વાર્તાના રહસ્યનો સ્ફોટ**



એ યુવતીને કશા પણ આધાર વિના તેણે હવામાં અદ્ધર રાખી બતાવી.

[૪]

એકાદ મહિના બાદ વાસનું લોહિતાંગ મંદિર પૂર્ણ થયું ને તેમાં મંગળનું વિજ્ઞાન સમજાવવાની પોતાની તૈયારી એણે જાહેર કરી.

ટર્નરે ત્યાં સુધીમાં કશી ખાસ કામગીરી નહોતી બજાવી. આ જાહેરાત થતાં એણે બીજા કોઇના પણ પહેલાં ત્યાંની મુલાકાત લીધી.

મંદિર ગોળાકાર હતું અને લાલ ઇંટોથી બાંધેલું હતું. એની છત તથા બારીઓનું સ્થાપત્ય ત્રિકોણાકાર હતું અને નીઓન પ્રકાશમાં 'લોહિતાંગમંદિર'ના નામ સાથે એ આખું યે ચણતર લોકોમાં ભવ્યતાની છાપ પાડતું હતું. વચ્ચે કાળા પરદા સાથેનો એક પ્રયોગમંચ હતો. તે નક્કર ધાતુની દીવાલો સાથે તૈયાર કરેલો હતો.

'બહુ સરસ સ્થાન છે, નહિ?' ટર્નરને બધું આશ્ચર્યપૂર્વક નિરખી રહેલો જોઈને વાસ તેની નજદીક આવતાં બોલ્યો: 'છતમાંનાં વાબારાં સિવાય બધું ધાતુનું જ છે. આ મંચ પરથી હું તમારી પૃથ્વીને ચિત્તશક્તિનો મહિમા સમજાવવા માગું છું'

'ક્યારે?'

'આજે જ રાત્રે આઠ વાગ્યે.' આત્મશ્લાઘામય સ્મિત સાથે વાસ બોલ્યો: 'યુરોપના તમામ પ્રસિદ્ધ વિજ્ઞાનીઓને મેં નિમંત્ર્યા છે.'

'એમ?' વિચારમાં ગરકાવ થતો ટર્નર બોલ્યો અને પછી તરત બહાર નીકળ્યો. એ આખો દિવસ એણે નિષ્ક્રિય વિચારમાં જ ગાળ્યો. સાંજે ફરી પાછો એ લોહિતાંગ મંદિર પર પહોંચ્યો, તો પ્રવેશદ્વારે જ ઊભેલી જેન વિનગેટે તેને સત્કાર્યો: 'ઓહો, વૃત્તાધિરાજ જાતે જ પધાર્યા છે ને? આ એક અદના છોકરીને આપના સાન્નિધ્યમાં રાખવા કૃપા કરશો?'

'હેં–ના, ના,–પણ' ટર્નર બેચેનીમાં અકળાતો બોલ્યો: 'જેન, મને શું સમજી?'

'તમે પુરુષો શું એમ સમજી બેઠા છો કે કોઇ સ્ત્રીથી તમારી હરીફાઇ જ ન થઈ શકે? બધી પ્રતિભાનો ઇજારો પુરુષોનો ખરોને?' જેન મીઠા અવાજે બોલતી રહી: 'પણ એ ખયાલ જ ખોટો છે. મારી ઑફિસમાં આવી સઘળું પૂછી જવા છતાં એની પાછળના ઇરાદાની મને ગંધ સુદ્ધાં ન આવવા દેવાની કુનેહ તેં વાપરી હતી ખરુંને? પરંતુ તારા મોંએ નીકળેલો એકેએક શબ્દ મને યાદ છે. એબલ કાર્ટનની માંજરી આંખો ને તેના કદના વર્ણન વખતે તને ઊપજેલા આશ્ચર્યનું મેં બરાબર નિરીક્ષણ કર્યું હતું. હું એક અબુધ છોકરી, સોલિવસ વાસ સાથેનું તેનું સામ્ય સમજી શકી છું. જેન વિનગેટ આ રહસ્ય પરનો પરદો ઊંચકવા માગે છે અને એ ઊંચકાશે ત્યારે 'ક્લૅરિયન' બીજાં સૌ પત્રોને કેવાં પાછાં પાડી દેશે!'

'એમ કે? નાદાન કહીંની!' ટર્નર ઉત્તેજિત બની બોલી ઊઠ્યો; પણ પછી ઠંડો પડી બોલ્યો: 'પણ–હા, એ મારો જ વાંક હતો. તું તારી અટકળ દોડાવ્યા વિના નહિ રહે એવો ખયાલ મને તે જ વખતે આવવો જોઇતો હતો.'

'કંઇ નહિ; યુદ્ધ અને–અને પ્રેમમાં બધું જ વ્યાજબી ગણાય છે.' જેન બોલી: 'આપણને બંનેને એ રહસ્ય હાથ કરવું છે; અને બંને વર્તમાનપત્રોમાં કામ કરનારાં હોઇને આમ તો રહ્યાં એકબીજાનાં હરીફ; એટલે આપણા વચ્ચે સહકાર તો સંભવે જ ક્યાંથી? વળી મને એબલ કાર્ટન અને સોલીવસ વાસ એક જ હોવાની પૂરેપૂરી ખાતરી નથી. સૌ પ્રથમ તો વાસના માથાનું કદ. કાર્ટનનું માથું જો કે મોટું તો હતું જ, પણ આવડું નહિ.'

'હં, મને પણ કેટલીક શંકાઓ તો છે જ; આગે દેખા જાયગા.' એવા ટર્નરના જવાબ સાથે બંને મૂગાંમૂગાં મંદિરમાં પ્રવેશ્યાં.

પ્રકાશથી ઝળહળતો પ્રયોગખંડ પ્રેક્ષકોથી ચિક્કાર ભરાઇ ગયો હતો. પહેલી જ હારમાં સઘળા વિજ્ઞાનીઓ બેઠા હતા, જેમાં સર ગૅડ્રબી બ્રાક આગળ તરી આવતા હતા. જેન અને ટર્નર વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને માટે રાખવામાં આવેલા ડાબી બાજુના ખૂણા તરફ વળ્યા.

મંચ પર વાસના દેખાવા સાથે ઘોઘાટ શાંત પડી ગયો. પોતાના હાથ વડે શાંત રહેવાની સંજ્ઞા કરતો મૃદુ અવાજે તે બોલવા લાગ્યો:

'મારા પૃથ્વીવાસી મિત્રો! આ મંદિર મેં તમને સમર્પિત કર્યું છે. અહીં દર્શાવવામાં આવનારી ક્રિયાઓ મંગળના વિજ્ઞાનની હશે, અને ચિત્તની શક્તિમાં તમારી સંપૂર્ણ શ્રદ્ધા બેસવા સાથે મારું કાર્ય પૂર્ણ થશે. કેટલાક કીમતી—એટલે કે મંગળના ગ્રહ માટે કીમતી—એવા પદાર્થોના બદલામાં તમે એ જ્ઞાન પણ મેળવી શકશો. હવે જો રજા આપતા હો તો આપણે આપણું કામ શરૂ કરીએ.'

પળેક માટે તે શાંત ઊભો રહ્યો. ઉપરથી એના મસ્તક પર પીળો પ્રકાશ રેલાઇ રહ્યો હતો. ધીમે રહીને એણે પોતાનો જમણો હાથ હલાવ્યો અને ગ્રીક વેશભૂષામાં એક પાતળી યુવતી આકાર ધરતી દેખાઈ. સંપૂર્ણ આકૃતિ અપનાવ્યા બાદ સસ્મિત નમન સાથે વાસ તરફ આગળ વધતી તે પાછી હવામાં ઓગળતી જઇને અદૃશ્ય થઈ ગઇ! એ જ રીતે વાસે એક તાળી પાડતાં પક્ષીનું પીંજરું દેખાયું અને પાછું અદૃશ્ય થઇ ગયું.'

પ્રેક્ષકો મંત્રમુગ્ધ બની જોઈ રહ્યા હતા. વાસે કશીક પારદર્શક ધાતુના બે ગોળ દર્શાવ્યા જે એકબીજામાંથી પસાર થઇ શકતા

હતા' પહેલાંની જ યુવતી પાછી રેનાનના પોશાકમાં દષ્ટિગોચર થઇ. કશા આધાર વિના તે હવામાં અદ્ધર લટકતી રહેલી જણાતી હતી.

'ચિત્તશક્તિનો પ્રભાવ!' વાસ પોતાના વિસ્મિત પ્રેક્ષકવૃંદને સંબોધતો બોલ્યો અને પછી સર ગૅડ્રસ્બી બાક તરફ ફરી જણાવ્યું. 'સર ગૅડ્રસ્બી! આપની પ્રતિષ્ઠા તો શંકાથી પર છે. આપ જાતે આવીને આની ખાતરી કરી શકો છો.'

કુતૂહલને વશ થઇને સર ગૅડ્રસ્બીએ વાસનું આમંત્રણ સ્વીકાર્યું. પેલી છોકરીની ચારે બાજુ પોતાની લાકડી ફેરવી જોઇને ખાતરી કરી લીધા બાદ ચકિત ભાવે એ પોતાને સ્થાને પાછા ફર્યા.

વાસે મંદ સ્મિત સાથે ફરી એ યુવતીને અદૃશ્ય કરી દીધી. પછી તેણે ઘૂઘવતા સાગરો, પ્રચંડ ઝંઝાવાતો, ધખધખતાં રણો અને એવાં તો પ્રખર ગ્રીષ્મ ધખતો દર્શાવ્યો કે પ્રેક્ષકોને પોતે જાણે વિષુવવૃત્તના અંતરાળમાં હોય એવો જ ભાસ થાય.

'આ તો ચિત્તવિદ્યાની તદ્દન પ્રાથમિક સિદ્ધિ છે. હિપ્નૉટિઝમ સાથે રખે કોઇ તેને સંડોવતા. હવે પછી અવારનવાર આવા બીજા પણ પ્રયોગ અહીં થતા રહેશે. આપ સૌની સેવામાં આ સેવક હાજર છે.' એટલું કહેતો વાસ તાળીઓના ગડગડાટ વચ્ચે નીચે ઊતર્યો

મેદની ધીમે ધીમે વિખરાવા માંડી. એ તદ્દન પાંખી થઈ જતાં વાસે જેવી પોતાની પીઠ ફેરવી કે સર ગૅડ્રસ્બી તેની પાસે પહોંચી જઈ તેને કહેવા લાગ્યા: 'વાસ, તું આ બધું કેમ કરે છે તે જાણવાનો ડોળ હું નથી કરતો. દૂરદૂરનાં દૃશ્યો દર્શાવવામાં, યુવતીને અદ્ધર રાખવામાં તને મળેલી સફળતા મને નથી સમજાઇ. પરંતુ આ બધું છતાં મને તારામાં કશી વિશેષ પ્રતીજ નથી પડતી. હું તો માનું છું કે આ બધી બનાવટ છે, નરી બનાવટ!'

'એટલે?' એ પ્રશ્ન સાથે વાસનાં કાળાં ભવાં સંકોચાયાં. 'હું તો એવા ખયાલમાં હતો કે તમને હું પૂરેપૂરી પ્રતીતિ કરાવી શક્યો છું.'

'મુદ્દલ નહિ. હા, તેં મને ચકિત કર્યો છે; પણ એથી વિશેષ કશું નહિ. અને જો કશું જ છુપાવતો ન હોવાનો તારો દાવો હોય તો તારો આખો યે પ્રયોગમંચ હું તપાસવા માગું છું.'

આ વાતચિત કાને પડતાં જે રહ્યાસહ્યા પ્રેક્ષકો થોભીને વાસ તરફ તાકી રહ્યા હતા તેમના તરફ ફરતો તે બોલ્યો: 'મિત્રો, આપણી વચ્ચેની એક વ્યક્તિને શંકા પેદા થવા પામી છે. હું પૂછું છું કે એ રીતે તપાસવાની ઈચ્છા રાખનાર બીજા કોઈ સંશયાત્માઓ છે ખરા?'

'હું છું', ટર્નર જોનને પડખે લઇને નિશ્ચયપૂર્વક આગળ આવ્યો.

'આશ્ચર્ય!' વાસ બોલ્યો: 'તમને તો પૂરતો સંતોષ મળ્યો હોવાનું હું માનતો હતો, મિ. ટર્નર! ભલે તમે ય આવો.'

વાસના આવા શીઘ્ર સ્વીકારથી સર ગૅડ્રસ્બી બાકને પણ ઓછું આશ્ચર્ય નહોતું ઊપજ્યું.

બાક, ટર્નર તથા જોન ત્રણે આગળ વધ્યાં. એમની પાછળ પાછળ વાસ ચાલતો હતો, જ્યારે વાસની પાછળ કુતૂહલપ્રેરિત પ્રેક્ષકો. બાકે પરદો આમથી તેમ હઠાવ્યો, ભીંતોને ઠોકી જોઇ અને ઘૂંટણભેર પડીને જમીનને પણ ટકોરા મારી ખાતરી કરવા માંડી. ટર્નર અને જોને મળીને ભીંતોનો તસુ યે તસુ તપાસી જોયો. લગભગ અરધોએક કલાક સુધી ત્રણેએ પોતાને સંતોષકારક રીતે તપાસ કરી જોઈ અને પછી કંઈક શરમિંદા ચહેરે પાછાં ફર્યાં.

'અજબ કૌતુક!' ટાલ પડેલા પોતાના મસ્તક પર હાથ ફેરવતા સર ગૅડ્રસ્બી બોલ્યા: 'ભીંતો અને જમીન તો નક્કર ધાતુનાં છે. કોઈ યંત્ર કે ઓજાર પણ નથી જણાતાં,—સિવાય કે એ સમૂહ-સંમોહન—માસ હિપ્નૉટિઝ્મ હોય.'

'અને તે ય આવડા જંગી સમૂહ પર?' વાસે તદ્દન શાંતિપૂર્વક સવાલ કર્યો. પરંતુ સર ગૅડ્રસ્બી પ્રતીતિ માટે તૈયાર નહોતા. 'તારી એ હોશિયારી ભલે કયામત સુધી ચાલુ રહે, પણ મારું મન તો આ બધું માત્ર બનાવટ જ હોવાની શાખ પૂરે છે.' કંઈક મૂંઝવણ ને કંઈક ચીડમાં આટલું બોલી એ ત્યાંથી ચાલી નીકળ્યા.

વાસ માત્ર હસી રહ્યો હતો. એ હાસ્ય ઝીલતા શેષ પ્રેક્ષકો બહાર નીકળવા માંડતાં મૂગાંમૂગાં એકબીજા તરફ તાકી રહેલાં. જોન અને ટર્નર પણ ત્યાંથી બહાર નીકળ્યાં. બંનેના મનમાં એ જ પ્રશ્ન ઘોળાઈ રહ્યો હતો કે, વાસ ખરેખર મંગળનિવાસી હતો કે પછી આ દુનિયાનો એક હરતાફરતા તમાશગીર?

[૫]

દિવસો વીતતા જતાં આ લાલ જાદૂગરે બ્રિટિશ સામ્રાજ્યના પાટનગરને પોતાના જાદૂને વશ બનાવી લીધું હોવાની હકીકત સ્પષ્ટ તેમજ ઉદ્વેગપ્રેરક બની રહી. એનું અસામાન્ય વ્યક્તિત્વ, એનો અજબ તર્કસામાન, એની અનન્ય શક્તિ, એની એકવાર પણ મુલાકાત લેનારનું વશીકરણ કરી લેતાં હતાં. એનું મંદિર જન અને ધન બંનેથી છલકાવા માંડ્યું હતું. ગરીબો પ્રત્યે બતાવવા માંડેલી સહાનુભૂતિએ એને એ વર્ગમાં પ્રિય બનાવી દીધો હતો, જ્યારે શ્રીમંતો એની પ્રિયતા પામવા સામેથી નાણાંના ઢગલા કરતા હતા.

સમસ્ત યુરોપે હવે તો આ બાબતમાં રસ લેવા માંડ્યો યુનાઇટેડ સ્ટેટ્સે શરૂઆતમાં તો થોડુંક ટીકાત્મક વલણ દર્શાવ્યું, પરંતુ પછી એ પણ વાસનો મહિમા સ્વીકારતું બની ગયું. અમેરિકન પત્રો એમની લાક્ષણિક રીતે વાસને જગતની આઠમી અજાયબી જણાવવા મંડી પડ્યા. લોકમાનસમાં ઊંડે સુધી પહોંચી ગએલી વીરપૂજાની જડને કારણે સોલિવસ વાસને અખિલ જગતનો અધિનાયક બનાવવાની લાગણી સર્વસામાન્ય બની રહી હતી.

પરંતુ ટર્નરને એમાં જબરા ભયનો સંભવ જણાતો હતો. એબલ કાર્ટન? ગમેતેમ કરીને પણ સોલિવસ વાસ અને એબલ કાર્ટન વચ્ચેનો સંબંધ શોધી જ કાઢવો જોઇએ, અને સમગ્ર જગતને તે પોતાની આણ નીચે આણી દે તે પહેલાં તે ભુરખો પાડી દેવો જોઇએ.

પણ મુશ્કેલી એ હતી કે સોલિવસ વાસ કદિ તેનું મંદિર છોડતો નહિ. આખો યે વખત તે ત્યાં જ રહેતો હોઇને તેની જાણ બહાર મંદિરની પૂરેપૂરી તપાસ કરવી અશક્ય હતી.

ટર્નરે જોનને પોતાની મનઃસ્થિતિ અથથી ઇતિ કહી બતાવી. જોનને પણ શંકા ગએલી જ હતી; એટલું જ નહિ, એણે આગળ તપાસ પણ ચલાવી જોઈ હતી મંદિરના અરધા માઇલ સુધીના સઘળા રેડિયો ધરાવનારાઓને એમના રેડિયોના અવાજમાં કશો વિક્ષેપ આવતો હતો કે કેમ એ એણે પૂછી જોએલું, જેનો જવાબ ચોખ્ખા નકારમાં જ મળેલો. વધુ ખાતરી કરવા વીજળીઘરને પણ પુછાવી જોએલું, ત્યાંથી જવાબ મળેલો કે એકાદ થીએટરમાં વપરાય એથી વધુ વીજળી વાસના વિજ્ઞાનમંદિરમાં નહોતી વપરાતી.

છેવટે બંનેએ માનવમાત્રને માટે અશક્ય ગણાય એવી સ્થિતિમાં વાસની પાસે પ્રયોગો કરાવવાનું નક્કી કર્યું. આ બાબતમાં એમણે સર ગૅડ્રસ્બી બાકની સલાહ માગી અને એમણે પોતાનો સહકાર આપવા તત્પરતા બતાવતાં, ત્રણે જણ વાસના મંદિર પર પહોંચ્યાં.

'ઓહોહો, આવો આવો, આજે કંઈ આ બાજુ?' વાસ એમનું સ્વાગત કરતો બોલ્યો.

'જુઓ, વાસ, તમે જાણો છો તેમ મને તમારામાં બહુ શ્રદ્ધા

(અનુસંધાન આગળ પૃષ્ઠ ૧૦૩ ઉપર જુઓ)

# આંધી ગાડરિયાં...

[આપકથા]

લેખક

**ચન્દ્રવદન ચીમનલાલ મહેતા**



આમ પણે કારખાનું જોયું, એના ટર્નટેબલ પર ફર્યા, સ્ટોર નિહાળ્યો, કૅબિનમાંથી સિગ્નલોની માયા જોઈ, ફાટક પાસેની મધાની નાની બંગલી જોઈ: હવે સામી બાજુની ફાટકમાંથી પેલી ગમ જઇએ. ડાબે હાથે હજી યે ત્યાં એક માંગ્યો-તૂટ્યો બંગલો છે. ત્યાં અમારા—આખા કારખાનાના નવરોજજીકાકા રહેતા. જાડા, મજબૂત બાંધાના, અડીખમ દેખાતા, જોતાં બીક લાગે એવા એ રેલવેના કૉન્ટ્રૅક્ટર હતા. પૈસેટકે સુખી, પાસે ગાડીઘોડો અને સ્વભાવે મિલનસાર. છતાં નવરોજજીની ત્યાં હાક વાગતી. જેટલો એનામાં તાગસ, તેટલા જ પ્રમાણમાં એનું દિલ કોમળ.

સાંજનો પહોર થતાં જ સફેદ ઇસ્ત્રીબંધ અક્કડ અંગરખું, માથે નાની ટોપી ને બાજુમાં ટપકીની પાઘડી રાખી, હાથમાં પીળો ચોકડીનો રૂમાલ લઇ નવરોજજીકાકા ઘોડાગાડીમાં નીકળતા, ને ફાટક વટાવી કાંપની કલબમાં જતા. ફાટક બંધ હોય તો નવરોજજી શેઠ જરા ખંખારતા. બસ, એટલું જ. ને તરત જ કૅબિનવાળો, આજુબાજુ જોઈ, ટ્રેન કે એન્જિનને આવવા-જવાની



જરી વાર હોય તો દરવાજો ઉઘાડી આપતો. કોઈવાર આમાં ગફલત થઈ જાય, અને જરા મોડું થાય તો એમનો કૂતરો પૂછડી પટપટાવતો ગાડીમાંથી નીચે ઊતરી, કૅબિન સામે જઇ ઊભો રહેતો અને ધાર્યું કામ કરાવી લેતો. દિલના દિલાવર, વ્યવહારમાં એક્કા અને સ્વભાવમાં માયાળુ, આ નવરોજજી કાકાની સૌને સારી હૂંફ હતી.

એમ એક વખત એમની ઘોડાગાડી કાંપમાંથી પાછી ફરીને અમારા ઘર અને મધાની બંગલી વચ્ચેના ઝાંપા પાસે ઊભી હતી. એવામાં એકાએક કાળાંમેશ કપડાંમાં એક દાઢીવાળો ત્યાં ધસી આવ્યો: 'નવરોજી શેઠ! અલ્લાની કસમ ખાઇને કહું છું—આટલો એક સુખન પાળો; બીજી વાર નહિ આવું.'

'કોન મુસ્તફો? પન હવે સું કે'છ? મેં તારા ભાઇને કહી દીધું છ, કાલ સવારે આવજે, જા.' નવરોજજી શેઠ બોલ્યા ને ફાટક ઊઘડતાં એમની ગાડી પાટા ઓળંગી ચાલી ગઈ.

મુસ્તફો તે કમાલનો ભાઇ; અને કમાલ તે નવરોજજીકાકાનો બબરચી. જાડી દાઢીવાળો, બાંધી દડીના એ મુસ્તફાનું આગળપાછળનું નામ તો મને યાદ નથી, પણ એની ઘેરી દાઢી અને કાળી ફેઝ બરાબર યાદ છે અને એનો લાપરવા ચહેરો હજી ગે નજર સામે તરવરે છે

મુંબાઈથી અમદાવાદ જતાં વડોદરે ગાડી ઊભી રહે છે, ત્યાં એનું એન્જિન જ્યાં ઊભું રહે છે તેની ડાબી બાજુ જોશો તો પાણીની ટાંકી નીચે ફડક ફડક કરતું એક પંપએન્જિન ચાલતું સંભળાશે. ગોધરાની ગાડીના પાટા ઓળંગી ગયા કે એ પંપખાનામાં. ત્યાં મુસ્તફો પંપડ્રાઇવર હતો. પણ તે પહેલાં એ નાની ગાડીમાં ડ્રાઇવર હતો.

નાની ગાડી એટલે વરાવામંતરી(વિશ્વામિત્રી)ની ગાડી, ડભોઈની રેલ—પાછળથી ગાયકવાડી રેલવેથી જાણીની થએલી તે. એ માગ પરના એન્જિનો પણ ત્યારે મોટા સ્ટેશનના કારખાનાની દેખરેખ હેઠળ ચાલતાં. એટલે ચિમનલાલ શેઠના બાબુને મુસ્તફા સાથે ઘણી વાર ફરવાનું મળતું. મને કેડે બેસાડી, મોટા એન્જિન પર વડોદરે લઇ જઈ, ત્યાંથી ફરી કેડે બેસાડી, 'દડ દડદડ' મોઢે બોલનો ઢજાવ ઊતરતાં દોડતો, ને નીચે ઊભેલા નાના એન્જિનની પેડી પર બેસાડતો.

એક દિવસે એ જરા ખુશમિજાજમાં હતો. 'જાન, છે, જાન. અ-પણી ગાડીમાં આજે જાન છે, બાબુ સેઠ; ચલો આવો.' કહી મને બાજુના એક ડબ્બા પાસે લઇ ગયો. 'અઈ! બૅન્ડ બજાએ' કહી જાન સાથે આવેલા ચારપાંચ વાજાંવાળાઓ પાસે બૅન્ડ વગડાવ્યું.

એક વાર તો એણે એવી જાનવાળી ટ્રેન એકાએક ક્યાંક અધવચ્ચે જ ઊભી રાખેલી. પછી માથે હાથ દઇ રડવા જેવું મોઢું કરી એ ઊભો રહ્યો: 'સાલી સિક હો ગઈ!' પાંચ છ લોકો ઊતરીને જોવા લાગ્યા, અને જાનવાળા પણ મુસ્તફા પાસે જઇને 'શું થયું ભાઈ, શું?' એમ પૂછવા લાગ્યા. મુસ્તફો રડમસ ચહેરે બોલ્યો: 'સાલું એન્જિન બગડી ગયું!' પાએક કલાક એમ જતાં ગાર્ડસાહેબ એ બાજુ ફરક્યા. પછી મુસ્તફા અને ગાર્ડે કંઇક ઘુસપુસ કરી અને ગાર્ડસાહેબ પાછા ચાલ્યા ગયા. વખત તો વીતવા લાગ્યો, અને જાનવાળા ઊંચાનીચા થવા લાગ્યા. અંતે એક જણ મુસ્તફા પાસે આવીને કરગર્યો: 'ભાઈ સાબ, ચલાયને, અગારું મૂરત જાયસે!' પણ કંઈ મુસ્તફો ચળે નહિ. પછી વળી પાછા ગાર્ડસાહેબ જરા મલકાતા મલકાતા આવ્યા. હવે મુસ્તફો હથોડી કાઢી, બેચારવાર ગાડીની આસપાસ આંટા મારી, આમથીતેમ એન્જિનને ટીપતો, સ્ટીમ લીક કરતો. થોડા અવાજો કરતો, એન્જિનને ગાળો દેતો બબડ્યો: 'તમારું નસીબ! હવે છેલ્લો નુસખો અજમાવું છું.' કહી એન્જિનની બરાબર સામે જઈ કંટાળેલા અવાજે બોલ્યો: 'ઓ મારી મા! ચાલ હવે.' ને પછી હથોડો લઈ બેચાર ઠેકાણે ફરી આમતેમ ઠોકતો, પેડાં તપાસતો એન્જિન ઉપર ચડી ગયો ને છુટકારાનો દમ ખેંચી બધાને બાંગ મારી બોલ્યો: 'ચાલો, બધા બેસી તો જાઓ. ચલાવી જોઉં છું. પણ ચાલ્યા પછી ઊભી



નહિ રાખું.' અને ગાડી ઊપડી. બીજે સ્ટેશને ગાર્ડ માસ્તર પાસે જઇ એણે જાનવાળાઓ પાસે લીધેલા ચાંલ્લાની વહેંચણી કરી લીધી. અને ડભોઇ સ્ટેશને ખારસી જયાફત ઉડાવી! આવા દાવપેચ પણ કોઇ વાર એ લડાવતો, અને એમ જાનૈયા પાસેથી પાંચદસ રૂપિયા પડા-

જતો. સાંજે અમે પાછા ફરતા. ત્યારે વળી એક મિઠાઈની ટોપલી પણ મારે માટે સાથે લઈ લેતો. પાછા ફરતાં લહેરમાં ગાડી હાંકતો, દોડતી ગાડીએ ગીતો ગાતો ને સાંજે મને ઘેર મૂકી જતો.

કૅબિન ઉપરના ડાહ્યાકાકા એક દિવસ કહેતા હતા: 'શું કરે બીચારો? મેં જ એને આ નુસ્ખો બતાવેલો. ડભોઈથી જરા આગળ બોરૅલી સ્ટેશન પર હું નોકરી કરતો હતો ત્યારે જનૈયા રેલવેને ઠીક-ઠીક ખટાવે, એની મને ખબર. અને મુસ્તફા ઉપર અલ્લાની મહેર, તે એને એક નહિ પણ છ દીકરી! લગનની મુસીબત! રેલવે તે શું આપે? એટલે બીચારો પોતાની દીકરીઓ પરણાવવા જનૈયા પાસેથી અલ્લા લઈ લેતો! એમ કરતાં પણ એને હાથ પડી હતી, એટલે બીજે દિવસે સવારે નવરોજજી શેઠને ત્યાં ઊપડી ગયો હતો. અને ભલા નવરોજજી શેઠે એની દીકરીના લગનની ભીડ ભાંગી દીધી હતી.

સોમેશ્વર, લલ્લુશંગ અને નાગજી એ બીજા ત્રણ ડ્રાઈવરો મારા માનીતા હતા. સોમેશ્વર, તે રેલવેમાં 'સોમેસર ભેડાવળ' નામે ઓળખાતો ડાકોરનો ભેડાવાળ બ્રાહ્મણ. જીભે 'સરસ્વતી'ની કૃપા! સાધારણ ગાળ તો એ સમજે જ નહિ. વિશેષણ વિનાનું વાક્ય નહિ. કોઈની તારીફ કરવાની હોય તો યે સોમેસર બેચાર તો વચ્ચે મૂકી જ દેતો! ગોરો, બાંધ્યા શરીરનો, આગ જોઈએ તો સ્વભાવનો જરા ભોળો પણ ખરો; છતાં જીભે કુહાડો! કરવત જેવી પણ નહિ, કે ધીમેધીમે વહેરે. આ તો એક ઘાએ જ બે ટુકડા! અને ઘા પર ભાર દેવા પાછી ગાળ! પરંતુ જીભની નીચે પછી કંઈ નહિ. મનમાં મેલ નહિ. મુસ્તફો મને ડભોઈ ફરવા લઈ જતો, તેમ સોમેસર મને ડાકોર લઈ જતો. કારખાનામાંથી સવારે એન્જિન નીકળે કે અમારી સવારી ઊપડે. પહેલાં જઈએ મોટે સ્ટેશન વડોદરે, અને ટ્રેન લઈ પાછા કારખાના આગળથી ગોધરા લાઈનથી ડાકોર. રસ્તે એ જ ઝાંપો આવે, પછી તરત અમારો બંગલો આવે, પડખેનું કૅબિન આવે. એ બધું સપાટાબંધ પસાર થતું જાય, અને અમે હાથ હલાવ્યા કરીએ. બહુ મજા પડતી. સ્ટેશને સ્ટેશને ઊભા રહીએ. સોમેસર રસ્તે જામફળ, જાંબુ, રાયણાં, કમરખ, જે મળે તે વેચાતું લે, અને અમે સવારથી જ ખાવા માંડીએ. સાથે ભાથું તો કદી લેતા જ નહિ. ડાકોર પહોંચી, એને ઘેર નહાઈ, રણછોડરાયજીનાં દર્શને જઈએ, ગોમતી પર ફરી આવીએ, અને પાછા ટ્રેન પર આવી જઈએ. વચ્ચે જમીએ ખરા. પણ મને તો ડાકોરનું માખણ અને ત્યાંની સાકર ખાવામાં જ મજા પડતી. બા મને ઠાકોરજી આગળ મૂકવા પૈસો આપતી, તે સાચવીને મંદિરમાં મૂકતો અને થોડું માખણ ઘેર લઈ જવા પડિયામાં સાથે લેતો. ડાકોરના એ માખણનો મીઠો સ્વાદ હજી યે મારા મોમાં સ્વરે છે.

નાગજી જેવો નફ્ફટ ડ્રાઈવર મેં કદી જોયો નથી. નફ્ફટ એટલો જ વફાદાર. જિંદગી હથેળીમાં રાખી ફરતો. મોત પણ એનાથી બીને જાણે આઘું રહેતું. એ મરે એમ હું આજે પણ માનવા તૈયાર નથી. ટાઢ, તાપ, હેલગરો, વરસાદ એણે ગણ્યાં જ નથી. ધોધમાર વરસાદે એ છત્રી વિના બાદશાહ જેવો ચાલતો હોય. છાતી કાઢીને, ઢૂંકવાયા વિના શંટિંગ પર જાય. કામ આઠ કલાકનું, પણ અઢાર કલાક કરવા તૈયાર. ઓવરવર્ક તો એ સમજતો જ નહિ. એન્જિનને પણ બરાબર રાખતો. પણ મગજ ગરમ. 'અન્યા (અન્યાય)નો સાંખું! મારા બેટા, મારી પછીના આવેલા ગુડસમાં ફરે અને હું શંટિંગમાં! ક્રિશ્ચિયન આવ્યો તો મેલ ઉપર! ના, ના! સગો બાપ'ય અન્યા કરે તે નહિ સંખાય. સાલાને ભૂંજી દઉં.' અને એને અન્યાય થએલા એ વાત પણ સાચી. એ લડ્યો—એની રીતે. પણ બીચારાનું સાંભળે કોણ? અરજી કીધાં: પણ તે ફોરમૅનથી આગળ જાય જ નહિ. પેલો થયો, એવી બાબતમાં પણ Thorough—પૂરો. પછી તો નાગજી વિફર્યો: 'સાથો મને અન્યાય?! કંપનીને પણ હું હવે બતાઈ આલીશ. ઠીક છે.'

મને ટર્નટેબલ પર ફરવા લઈ જાય, શંટિંગ પર લઈ જાય. એક દિવસ કહે: 'ના, આજે નહિ. આજે તમારું કામ નથી.' કહી એ ગયો. પા કલાકમાં તો 'ધડડડ ધમ્મ!' કરતો ધડાકો સંભળાયો. પાટાના ડેડ એન્ડ પરના ધક્કા આગળ એન્જિન ઊભું નહિ રહેતાં જોરથી અફળાવ્યું! થોડા જ મહિના કેડે ટર્ન-ટેબલ પર એન્જિન પડ્યું! ત્રીજી વાર એ પાંચ ગુડઝનાં વૅગનોનો જ ભુક્કો કરી નાખ્યો! એવા ચારપાંચ ઍક્સિડંટ તો મારી જાણમાં છે. દર વખત ઇન્ક્વાયરીઓ થતી, એ માફી માગતો, ભૂલ કબૂલ કરતો, સસ્પેન્ડ થતો અને પોતાની રેકૉર્ડ બગાડતો જ જતો. બસ, અન્યાયની સામે એમ જ એ વેર લેતો. એક વાર અમે એને પૂછ્યું: 'નાગજી! પણ આમ કરવામાં તો તારા જીવનું જોખમ.'

'અરે હોય? મોત તો મારાથી દૂર જ ભાગે. અને ધારો કે એમ કરતાં મૂઆ બી, તો શું? સાલી રેલવેને સરમ. હું તો નોકરી કરતાં જ મર્યો મણાઉં ને? પણ ભાઈસાબ હું મરું જ નહિ તેનું કેમ?'

અને ખરેખર દર અકસ્માતમાંથી નાગજી આબાદ બચી જતો. એક વાર એણે પોતાનું એન્જિન બીજા એન્જિન સાથે અફાળેલું. ત્યારે હાથ ભાંગી ગયો હતો. પણ એનો એને શોક નહોતો. એ તો રાજી થયો હતો. એકને બદલે બે ગાડી સિકમાં! 'સાલી કંપની ચોટ્ટી! એની બે ગાડી બગડી! બસ; રેલવેને જેટલું નુકસાન થાય એમાં હું રાજી. મને અન્યા કરીને કોઈ સુખી નહિ થાય.'

જો નાગજીને અન્યાય કરવામાં ન આવ્યો હોત, તો હું માનું છું કે એના જેવો વફાદાર, કુશળ, મહેનતુ, ખડતલ અને હોશિયાર ડ્રાઈવર બીજો કોઈ ન થાત. આ પછી મને એ પાછો વીસ વર્ષે મળ્યો હતો ત્યારે પણ એ શંટરમાંથી ડ્રાઈવર નહોતો થયો!

નાગજી, સોમેસર અને મુસ્તફા મને એન્જિન પર ફેરવતા, તો લલ્લુશંગ વળી બીજે ફેરવતા. એ કદી જ એન્જિન પર લઈ જાય નહિ; પણ એ લઈ જાય એમને ગામ,—ગોરવા. કારખાનાથી થોડાક જ માઈલ દૂર. સાહસ, શાંત અને પ્રભાવશાળી લલ્લુશંગ ભલે એન્જિન હંકારે, પણ એમનો રજવાડી સીનો, ભરેલું મોં, ભરાવદાર મૂછો અને ખારસી મોટી ચમકતી આંખો કોઈ હાથી ઉપર સવારી કરનારને પણ ઝાંખી પાડી જાય એવાં લાગે. આગવાળામાંથી ડ્રાઈવરમાં દાખલ થતાં જ એ મને એમને ગામ ગોરવા લઈ ગએલા. પાંચ દસ ગરાસિયાઓ ભેગા કરી મજબાની ઉડાવેલી. એ મજબાનીમાં શેકેલી શીંગ, ચણા, ચણીબોરાં, કમરખ, રાયણાં અને જાંબુ તો હતાં જ. પણ સાથે લાડવા અને હોકાપાણી પણ હતાં. પોંક હતો, મીઠા એલચીદાણા હતા, થોડી મિઠાઈ પણ હતી. એ મજબાનીમાં કારખાનામાંથી આવેલામાં નાગજી, ડાભઈ અને બાબરજી તો હતા જ; પણ સાથે, ગુજરાતભરમાં પાછળથી જાણીતા બહારવટીઆ તરીકે પંકાએલા 'બાબર દેવા'ના બાપ દેવજી પણ હતા. લલ્લુશંગનું એની સાથે કંઈ દૂરનું સગપણ હતું.

હું તો હેવડો નાનો, પણ મને લઈ જવામાં ને પાછો લાવવામાં લલ્લુશંગે કેવીકની કાળજી લીધેલી તેનો ચિતાર શી રીતે આપું? કદાવર અને બહાદુર દેખાવના આ ગરાસિયાને માથે ભીંટનો ઊભી ભીંતનો ફેંટો, ચરાબંધ મોટી લાલ પટીનું ધોતિયું, ચાંદીની દોરી-



વાળાં બુટાને નાખેલો અંગ્રી ડગલો, અને હાથમાં ભારે લાકડી. કેડે નહિ, પણ પોતાને જમણે ખભે મને બેસાડીને રવાલ ચાલે ચાલતા મને લઈ ગએલા, ને ગજફૂલની માફક જાળવી ને રાતે પાછો ઘેર મૂકી ગએલા.

અમે ત્યારે ઘરનાં બારીબારણાંને રાતે બંધ કરી તેને ઓથે ભોંય પર ઊભી થાળીઓ તરભાણાં કે ઢાંકણાં મૂકતા. હેતુ તો એક જ હતો કે રાતે કોઈ ચોર આવે ને બારીબારણું ખોલવાં જાય કે એ વાસણ ખણણણ દઇને નીચે પડતાં અવાજ થાય ને અમે જાગી ઊઠીએ. આ થાળીની કરામત ઉપરાંત વળી વચ્ચે તો એક પગી પણ રાખ્યો હતો. એ બંગલાની આસપાસ રોનફેરા ફરે, આલબેલ બોલાવે ને મોડી રાતે ઊંઘી જાય. મલકધાડપાડુઓનો ખરો; ચોરોની હસ્તી તો ખરી જ. તે દિવસે લલ્લુશંગને ગામથી આવતાં મોડું થયું, અને મારી બાનો જીવ તાળવે ચોંટ્યો હતો. રાત અંધારી હતી, ગોરવામાં નાગચીનો રહેતા, ને ઘરમાંના એકના એક દીકરાનો પત્તો નહોતો. રાંધેલું તો ખરું, પણ માબાપમાંથી જમેલું એકે નહિ. સાત વાગે પાછા આવવાના હતા, પણ થયા નવ-સાડા નવ અને દસ! રાતે રસ્તો પણ બિહામણો કહેવાતો, એટલે એ બાજુ ખબર પણ કોણ કાઢવા જાય? માની ચિંતાનો પાર નહોતો, બાપનો મિજાજ હાથમાં રહેતો નહોતો.

ત્યાં લલ્લુશંગે બહારની સાંકળ ખખડાવી અને એકના એક દીકરાને ખભેથી નીચે ઉતારી ઘરમાં ધર્યો. બેપાંચ પળ પછી લલ્લુશંગે આસાનીથી બોલવું શરૂ કર્યું: ‘આગ તો ચિમનલાલ સેઠ! કોઈ દી તમારે તંઇ હું આયો નથી. આજે ભાઇને મારે તાં મોકલ્યા તે બારેનું હાર્‌ થયું. અમારા જીવને પણ બહુ ગરયું. તમારી મારા પર મેરબાની સે, એ તો હું જાણું સું. અને બધા યે જાણે સે. પણ આજ દી એક વાત કહેવાની રજા આલો તો કહું.’

‘હા હા, લલ્લુશંગ, શું છે કહોને! પણ મોડું—’

‘વાત તો એમની છે, કે તમારે બધી આ થાળી રાખવાની આવે કે ઘરની રખવાળી માટે પગી રાખવો પડે, એ તો કંઈ અમને ઠીક લાગતું નથી. એમાં અમને નીચું જોવું પડે. એથીકને અમારું કહેવું એમ છે કે તમો, બા, ભૈ, બધાએ ઉઘાડે બારણે સૂઓ અને અહીં પચ્ચીસ ગાઉની સરહદમાં તમારો કોઈ વાળ પણ વાંકો કરે તો આવાએ અમારું આખું ગામ જોખમદાર. કાલથી હાપુચો પગી નહિ. અને તમે અમારા ધણી. અહીં તમારું નામ લે ઇને માતા ભરખે. બા! લ્યો આ પોટલી. એમાં થોડાકને પોંખ અમારાં ઘરવાળાંએ મોકલ્યો સે. ઠીક, તાણે હવે હું રજા લઉં.’

ના, પગી રહ્યો ખરો, પણ ત્યાર બાદ એ રોજ રાતે નિરાંતે સૂતો. વર્ષો સુધી કારખાનામાં કદી ચોરની બૂમ સરખી પડી નથી. ત્યાર બાદ બારણે તાળું કદી માર્યું નહોતું.

પછી લલ્લુશંગ ઘણી વાર મળેલા તો ખરા; પણ છેક લગભગ દસબાર વર્ષ પછી એક દિવસ બપોરના ફ્રાંટિયર પર ભરૂચ સ્ટેશને એણે દૂરથી બૂમો પાડી: ‘બાબભાઇ! એ બાબભાઇ! પણ ‘બાબુભાઈ’-માંથી ચન્દ્રવદન થએલા, એટલે ચન્દ્રવદને કંઇ ધ્યાન ન આપ્યું. પણ લલ્લુશંગ કંઇ છોડે?’ એણે તો પાસે આવી એવી તો બાથ ભરી કે આસપાસના પણ ગળગળા થઇ ગયા. ‘હેંડો, ચા પીવા’ કહી મને ફ્રાંટિયરના એન્જિન પર લઈ ગયા. ‘તમારે વડોદરા જ જવું છે ને?’

‘હા.’

‘તો જુઓ ગાડી ભગાડું છું તે.’ કહી આગપેટી પાસે બાંધેલા શીશામાંની ગરમાગરમ ચા પવાલામાં હોંસે હોંસે પીવડાવી.

હવે એકવાર ટ્રૉલીની સફર પણ જોઇ લઇએ. ટ્રૉલી એટલે ચાર પૈડાંના ચોકઠા ઉપર એક બાંકડો બાંધી દીધેલો. પાછળ લાલ વાવટો ફરફરે, અને બે માણસો પાછળથી હાથો પકડીને પાટા ઉપર દોડતા તેને હડસેલી, વેગ પર ચડાવી ચોકઠા પર ચડી બેસે, અને ધીમી પડતાં ફરી પાછી હડસેલે. એ તો ઠીક; બધાએ જ એ દેખાવ તો જોયો હશે. પણ પેલા બાંકડા પર બેસનારા ટોપીવાળા સાહેબની તુમાખી નહિ જોઇ હોય. મુસાફરીનું ભથ્થું એ લે. પણ હડસેલનારને કપાળે અલ્લાયો. વાટમાં ટ્રૉલી ઊભી રાખવી હોય તો ભભકથી એકદાબે: એ દાબે એટલે તરત મજૂરોને આંચકો! પરંતુ સાહેબ મોઢેથી કે ઇશારતથી ઊભી રાખવા ના સૂચવે.

સાહેબ તે પાછા આપણા દેશી;—ટાઈ ટોપી પહેરી સાહેબ થએલા તે. એમને બધો રસ્તો સલામત છે કે નહિ તેની તપાસ રાખવાની ને સમારકામ સંભાળવાનું, એટલે ટ્રૉલીમાં ફરે. હું એક જ દિવસ એમ ટ્રૉલીમાં ગયો હતો, અને સાહેબ વિફરેલા.

વડોદરાથી બાજવાને રસ્તે ટ્રૉલી ઊપડી. ખડખડ ખડખડ કરતા થોડાક માઈલ દૂર પહોંચ્યા ત્યાં મજૂરો પાટા ઉપર સમારકામ કરતા હતા. હાથમાં નરાજ, મોટા હથોડા, પથરાનાં તગારાં અને સલેપાટો. આપણા સાહેબ ઊતર્યા, આમતેમ ફર્યા, કંઈ સૂચનાઓ આપી, અને થોડી વારે પાછા જવા ટ્રૉલી પાસે આવ્યા. ત્યાં મુકાદમે આવી થોડી વધારે ફિશપ્લેટની માગણી કરી અને સલેપાટ સડેલા હતા તે પણ જણાવ્યું. સાહેબે મૂંગામૂંગા એ સાંભળી લીધું અને ટ્રૉલી એ જ રસ્તે પાછી ફરી. પણ હજી થોડે દૂર નહોતા ગયા ત્યાં તો સાહેબે આમતેમ જોઇ જોરથી બૂમ પાડી: ‘રવિયા!’

રવિયો અમારી ટ્રૉલીનો એક હડસેલનારો. એણે ‘જી સાહેબ’ તો કહ્યું. પણ સાહેબે એ સાંભળવા પણ ન થોભતાં સરસ્વતી ભણવા માંડી. ખૂબ ગાળો દીધી. રવિયાએ ભૂલ કબૂલ તો કરી; પણ એણે કબૂલ કરતાંક વારને તો ટ્રૉલીને એક મારી સાહેબે ઊભી રખાવી ને નીચે ઊતરી ધડોધડ રવિયાને દેવા માંડી. બે પાંચ તમાચા અને બાકીની ધોલ તથા લાતો! ઉપરાંત દરેક શબ્દે ગાળ. અલબત્ત, સોમેશ્વર જેવી તો નહિ જ. આ સાહેબ સરસ્વતીપુત્ર નહોતા, વૈશ્ય યાને વૈષ્ણવજન હતા. પણ ગાળ કરતાં માર જૈ આકરો હતો. રવિયાએ આમ માર ખાધા જ કર્યો હોત. પણ એટલામાં સામેથી એ જ પાટા પર ટ્રેન આવતી દેખાઈ. દૂરથી એન્જિને ચીસો નાખવા માંડી. બંને મજૂરોએ તાબડતોબ બાંકડો ઉઠાવી બહાર મૂક્યો ને જોસથી ટ્રૉલી દોડવતા પેલા મજૂરો પાસે લઇ ગયા. ત્યાં જઈ બાજઠિયું ને પૈડાં પાટા ઉપરથી ઉતારી આઘાં મેલી દીધાં. ટ્રેન દેખાતાં જ આપણા સાહેબના તો હોશકોશ ઊડી ગયા હતા, પણ મજૂરોએ ખરેખર ચપળતાથી કામ કર્યું.

ટ્રેન ગયા પછી ટ્રૉલી પાછી આવી ને બાંકડો ગોઠવાતાં અમે વડોદરે આવવા ઊપડ્યા. રસ્તે સાહેબનો બબડાટ ચાલુ જ રહ્યો. રવિયાના પગારમાંથી ચાર રોજ કાપવાની ધમકી અપાતી રહી

આ મારની મને કંઈ જ સમજ પડી નહિ. પરંતુ આપણે બધી વાત ડાહ્યાકાકાને કહેતા. એ પણ તરત તો કંઇ સમજ્યા નહિ. પણ બીજે દિવસે ડાહ્યાકાકાએ મારે ત્યાં આવી રસપૂર્વક એની પરોઢમાં બનેલો કિસ્સો કહી સંભળાવ્યો:

‘ચિમનભાઈ! આ સાલો...ભાઇ છે માગનો કતાર. એ તો બે



# ઈ. સ. ૧૯૪૯ના વર્ષનો કુમાર-ચંદ્રક



**શ્રી નિરંજન ભગતને**
**એમનાં કાવ્યોની ગુણવત્તા માટે**

આપવાનો નિર્ણય થયો છે એ જણાવતાં આનંદ થાય છે.

નિર્ણાયકમંડળ : પ્રા. રામનારાયણ પાઠક; પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી; પ્રા. અનંતરાય રાવળ

**પાછલાં વર્ષોના કુમાર-ચંદ્રક-ધારકો**











ડૉ. હરિપ્રસાદ દેસાઈ · શ્રી પુષ્કર ચંદરવાકર · શ્રી યશોધર ન. મહેતા · શ્રી રાજેન્દ્ર કે. શાહ · શ્રી બાલમુકુન્દ દવે

પી. ડબ્લ્યુ. ડી.માં, એટલે કોઈ દિવસ રસ્તામાં જ એની લાશ પડી જાણવી. ગઈ કાલે એણે રવિયાને માર્યો. અઠ્ઠણુ ચોગમાં જન્મેલો, એટલે દાનત એની બૂરી. રેલ પર કામ કરતા મજૂરો પાસે શાક-ભાજી, તરબૂચ-ટેટી વગેરેની આશા રાખે! એ મારો બેટો ગવન્ડર-નો દીકરો, તે એ લાઇન પર જાય તે પહેલાં એના ટ્રૉલીવાળાઓ આગલે દિવસે જઈને મુકાદમને કહી આવવું પડે કે સાહેબ બહા-દુરની મૈયત ત્યાં જવાની છે, એટલે પેલા લોકો જે કંઈ મળે તે દેવને ધરવા લઈ આવે! આ રવિયો બિચારો ગએલો નહિ, અને ત્યાં તો સૌ ખાલી હાથે! અહીં સાહેબને ઘેર 'ધરવાળા'નો તાપ આગ જેવો. આ ભાઈ હાઈ-ટોપીમાં સાહેબ, પણ ઘરમાં ટીલા બે જેવા. શોધો તો શરીરમાં હાડકું ન મળે. એણે ટ્રૉલી ખાલી જોઈ, એટલે રવિયાને રેવા માંડી અને એમને ઘેર પછી રાતે સળગી. જગદંબા કોપે ચડ્યાં: સીધાં પાવાગઢથી જ ઊતરી આવેલાં જો! આઠ દિવસ શાક વગર રસોઈની નોટીસ પડી, અને સવારસાંજ રામાયણ તે નફામાં.

એ તો ઠીક; પણ ગમ્મત તો એ થઈ, સઈતાકાકી, કે આજ સવારે રવિયાની વહુ ચઢી આવી. બારણા બહાર ઊભી રહીને એને તો જે બોલવી છે, જે બોલવી છે! 'સાલા ઢોર! વગર વાંકે તું મારે હાનો? તને માતા ભરખે, એ ફરી મારા રવિયા પર હાથ ઉપાડ્યો છે તો. ને જો ભૂલચૂકમાં અડ્યો પણ દીકરો કાપ્યો છે. તો મુઆ, ઈમ સમજજે કે ચીભડું વાઢું એમ તને જીવતો વાઢી મેલહુ.' લીલો ટપકાનો સા-ડલો અને ભૂખરા લાલ રંગનો ઘાઘરો; હાથમાં બાર બંગડી. પેલી પાવાગઢની પટરાણી તો આ ચામુંડા ચંડી આગળ ધીજી જ ગઈ! આનો એકાદ હાથબાથ પડ્યો હોત તો આપણા...ભાઈ જીવતા ન રહેત. અને પછી? ચિમનલાલ શેઠ, શું ધારો છો? આખી પરોણ ગળાવ્યા બાદ, આટલી બેઆબરૂ ઓછી હોય તેમ, હુમલાને છેડે એ તૂરીમાં બાંધીને લાવી હશે, તે જતાંજતાં એના બારણામાં ફેંકતાં બોલી: 'લે દકાળિયા! હાકભાજી નહિ મળતાં હોય તો લે આ તુરિયાં! થૂ તારા જી પર. ને રાંધનારી ના મળતી હોય તો કહે, હું રાંધી આલહુ. ખાજે, કે તારા પેટમાં બાર મહુડાં પાકે!'

કહીને એ તો ગઈ, પણ આ ભાઈનાં હોશ-કોશ બગડી ગયાં છે. હવે એ તો ટ્રાન્સફર માગે તો છે, નહિ તો જીવનો મૂઓ સમજવો!'

મેં તે દિવસથી ટ્રૉલી પર જવાનું પાણી મૂક્યું. (ચાલુ)

# સડકનો પત્થર

**શ**હેરના પત્થરના રસ્તા પર એક દિવસ એક ગાડું ટકરાવાથી એમાંથી એક પત્થર ઊખડી ગયો. એ પત્થરને થયું: 'હું અહીં શા માટે બીજા પત્થરો સાથે પડી રહું? હું સ્વતંત્ર રહેવા માગું છું.'

ત્યાં એક છોકરો આવ્યો. એણે પત્થરને ઉચક્યો. પત્થરને થયું: 'મુસાફરી કરવાની મારી ઈચ્છા હતી તેથી જ આ સફર હું કરું છું.'

એ છોકરાઓએ પત્થરનો એક ઘર પર ઘા કર્યો. પત્થરને થઈ આવ્યું: 'મારે ઊડવું હતું. માટે હું ઊડ્યો. કેવું સ્વાભાવિક!'

ત્યાં તો પત્થર કાચને અફળાયો ને કાચ તૂટ્યો. એટલે કાચ બોલ્યો: 'અરે હરામી! જો તો ખરો. તેં શું કર્યું?'

'તેં મારો રસ્તો સાફ કર્યો એ ઠીક જ કર્યું. મને મારા માર્ગમાં લોકો આડા આવે એ નથી ગમતું. મારી તો એ નીતિ છે કે દરેક જણે મારી સગવડ પ્રમાણે જ વર્તવું જોઈએ.' પત્થરે કાચને જવાબ વાળ્યો, ને કાચ વીંધીને પલંગ પરની મખમલની પોચી તળાઈમાં જઈને પડ્યો. 'બસ હવે હું અહીં થોડો આરામ લઈશ.'

ત્યાં નોકરે આવી પથારીમાંથી પત્થરને લઈ, બારી ઉઘાડી, બહાર ફેંક્યો. પત્થર પાછો પથરાવાળી સડક પર આવી પડ્યો.

અને એણે પોતાના જૂના સાથીઓને કહ્યું, 'કેમ છો દોસ્તો? મઝામાં તો ખરાને? હું ફરીવાર તમારી પાસે હાજર થયો છું. મને હમણાં જ એક મોટા મકાન માટેનું તેડું આવ્યું હતું. પણ મેં એવા મૂડીવાદીઓની પરવા જ ન કરી. મારું દિલ તો આમ જનતા માટે તલસે છે અને એથી જ તો હું ફરી પાછો તમારી વચ્ચે આવી ગયો છું.'

(ફેડોર સોલોગબની એક રશિયન વાર્તા) શાંતિકુમાર કડિયા

# સંવત્સર-પ્રતિપદા : ગુડી પડવો

ચૈત્ર સુદ પડવાને દિવસે આવતો આ તહેવાર શાલિવાહન શકનો પ્રથમ દિવસ હોવાથી એ શક પ્રમાણે કાલગણના કરતા લોકોનો તે બેસતા વર્ષનો દિવસ છે. આપણે ત્યાં જેમ વિક્રમ સંવત પ્રમાણે વર્ષ ગણાય છે, તેમ નર્મદાની દક્ષિણે મલબાર અને તિનેવલ્લી પ્રાંત સિવાય બધે શાલિવાહન શક પ્રચલિત છે. આ ચૈત્ર સુદ પડવાથી શાલિવાહન શકનું ૧૮૭૨મું વર્ષ બેસશે. શાલિવાહન શક કોણે શરૂ કર્યો એ બાબત વિદ્વાનોમાં ભારે મતભેદ છે; પણ સામાન્ય માન્યતા એવી છે કે ગોદાવરી અને કૃષ્ણા નદીના મુખ આગળ ઈ.સ. પૂર્વે ૨૩૦થી ઈ.સ. ૨૨૭ સુધી રાજ્યસત્તા ચલાવતા 'સાતવાહન' નામના રાજવંશમાં જે ૩૦ રાજાઓ થઈ ગયા તેમાંના કોઈકે આ શક શરૂ કર્યો. સાતવાહનનું અપભ્રંશ રૂપ તે શાલિવાહન. તે કાળે 'શક' નામના પરદેશી લોકો ઉત્તર હિંદમાં સત્તા ચલાવતા હતા. તેમનો પરાજય આ સાતવાહનો પૈકી કોઈકે (કેટલાકોના મત પ્રમાણે ગૌતમીપુત્ર સાતવાહને) કરેલો અને ત્યારથી આ કાલગણના શરૂ થઈ મનાય છે.

જ્યોતિષશાસ્ત્રનું વર્ષ પણ આ જ દિવસથી શરૂ થતું હોવાથી આ દિવસ મહત્ત્વનો છે. વર્ષનાં સાડાત્રણ શ્રેષ્ઠ મુહૂર્તોમાં આ તહેવારની ગણના થાય છે. આ જ દિવસે રાવણનો વિનાશ કરી, સીતાજીને છોડાવી લાવી પ્રભુ રામચંદ્રજીએ અયોધ્યામાં પ્રવેશ કરેલો. એ પ્રસંગે ધ્વજ વગેરેથી નગરને શણગારીને નગરજનોએ મોટો ઉત્સવ કરેલો. બ્રહ્માએ ચૈત્ર શુક્લ પ્રતિપદાને દિવસે સૃષ્ટિ નિર્માણ કરી એવી ધાર્મિક માન્યતા હોવાથી આ જ દિવસ સંવત્સરનો પ્રથમ દિવસ મનાયો.

આ તહેવારનો ઉલ્લેખ છેક મહાભારતમાં આદિપર્વની એક કથામાં પણ મળી આવે છે. સોમવંશના સુપ્રસિદ્ધ રાજા પુરૂરવસ (કાલિદાસના 'વિક્રમોર્વશીય' નાટકનો નાયક)નો પુત્ર વસુ ઘણો પરાક્રમી રાજા થઈ ગયો. સાત્ત્વિક વૃત્તિના એ રાજાનો ઘણો વખત ધર્માચરણમાં જતો. એકદા જંગલમાં શિકાર કરવા ગયેલા એ રાજાએ પોતાનાં માણસોએ મારેલાં તથા ઘાયલ કરેલાં પશુઓને જોતાં જ તેને સંસાર પ્રત્યે ઉપરતિ થઈ અને ભગવાન બુદ્ધની માફક તે પણ સંન્યાસ લઈ વનમાં ઘોર તપશ્ચર્યા કરવા ચાલી નીકળ્યો. તેનો દૃઢ નિશ્ચય અને ઘોર તપશ્ચર્યા જોઈ ભગવાન ઇન્દ્ર સંતુષ્ટ થયા ને તેને ત્રણ પારિતોષિકો આપ્યાં: સ્ફટિકમય આકાશયાન, વિજય મેળવી આપનાર તથા કદી ન કરમાનાર ફૂલોનો હાર અને દુષ્ટોથી રક્ષણ કરવા એક વાંસનો દંડ. ઇન્દ્રે વસુને તેના રાજા તરીકેના ખરા કર્તવ્યનું ભાન કરાવી રાજધાની તરફ પાછો મોકલ્યો. વસુએ જ્યારે રાજધાનીમાં પ્રવેશ કર્યો ત્યારે બરાબર આ જ દિવસ (ચૈત્ર સુદ પ્રતિપદા) જ હતો. પોતાના પ્રિય રાજાને પાછો આવેલો જોઈ પ્રજાએ મોટો મહોત્સવ કર્યો. વસુએ ઇન્દ્રે આપેલો દંડ જમીનમાં ઊભો રોપી તેના ઉપર જરીકામવાળાં રેશમી કપડાં બાંધી ઇન્દ્રની પૂજા કરી. ત્યારથી પ્રજાએ એ દિવસને વાર્ષિક ઉત્સવ માની દર વર્ષે તે ઊજવવા માંડ્યો.

દક્ષિણમાં મહારાષ્ટ્ર, મલબાર આદિ પ્રાંતોમાં આ તહેવાર ઘણા આદર તથા ભક્તિથી ઊજવાય છે. મહારાષ્ટ્રીઓમાં આ દિવસે પ્રાતઃકાળે ઘરના આંગણામાં યા ઘર ઉપર ગુડી ઊભી કરવાનો રિવાજ છે. ગુડી એટલે, વાંસની લાકડીને એક છેડે પીતાંબર કે એવું જ કોઈ જરીભરતવાળું લાલ, લીલા કે કેસરી વગેરે શુભસૂચક રંગવાળું રેશમી કપડું બાંધી, તેના પર પિત્તળ તાંબા કે ચાંદીનો લોટો બાંધે છે અને તે લોટા પર કંકુના લીટા કરી તેને સાકરનો હારડો પહેરાવ્યા બાદ તે વાંસને ઘરના આંગણામાં કે ઘર ઉપર ઊભો કરે છે. આ રિવાજ પાછળ આનંદપ્રદર્શનનો જ હેતુ છે. રામચંદ્રજીએ આ દિવસે વાલીનો વધ કરી વાલીના ત્રાસમાંથી દક્ષિણની ભૂમિને મુક્ત કરી તેના આનંદમાં ત્યાંના લોકોએ મોટો ઉત્સવ કરી આવી ગુડીઓ ઊભી કરેલી. ત્યારથી આ ગુડી (ધ્વજ) ચડાવવાની પ્રથા શરૂ થઈ હોય એમ મનાય છે. મહારાષ્ટ્રમાં આ તહેવાર 'ગુડી પાડવા' તરીકે ઓળખાય છે.

આ દિવસે જે શાસ્ત્રોક્ત વિધિ છે તેની પાછળ આરોગ્યની દૃષ્ટિ રાખી હોય એમ લાગે છે. સવારે ઘર આગળ ગુડી ઊભી કરી તેની પૂજા કરવામાં આવે છે. સર્વેએ ઉત્તમ કપડાં પહેર્યા બાદ નિંબભક્ષણ વિધિ કરવામાં આવે છે. નિંબભક્ષણ એટલે લીમડાનાં પાંદડાં ખાવાં. લીમડાનાં કૂણાં અંકુર લાવી હીંગ, મીઠું, જીરું અને અજમા સાથે તે ખાવામાં આવે છે. નિંબભક્ષણથી આરોગ્ય તથા બળ અને બુદ્ધિ વધે છે એમ આયુર્વેદનો મત છે. સહકુટુંબ દેવદર્શને જવું, નિમંત્રિત મંડળી સહિત પંચાગ વંચાવી નવા વર્ષના ભવિષ્યનું શ્રવણ કરવું, ગાયનવાદનાદિથી દિવસ આનંદમાં વ્યતીત કરવો, ગરીબ સગાંવહાલાંને નિમંત્રણ આપી મિષ્ટાન્નનું ભોજન કરવું આદિ વિધિ આ દિવસે કરવામાં આવે છે.



**માસમાસના તહેવારો [૧૬]**

આ દિવસે મહારાષ્ટ્રમાં ઘરના આંગણે કે છાપરા ઉપર ઊભી કરવામાં આવતી ગુડી: જેમાં વાંસના ટુકડા પર શુભસૂચક કપડું તથા લોટો બાંધી કંકુની અર્ચના કરાય છે.

પણ મલબારમાં તો આ તહેવાર ઘણા દમામથી પાળવામાં આવે છે. સંવત્સર પ્રતિપદાના આગલે દિવસે ઘર માંહેના દાગીના, હીરા, રત્નો, ફળફળાદિ તથા અનેક સુશોભિત વસ્તુઓ ઘરના દેવના આસનની સામે ગોઠવવામાં આવે છે. પછી આ દિવસે પરોઢિયે, જ્યારે એક પહોર રાત બાકી રહી હોય ત્યારે, ઘરનો મુખ્ય માણસ દેવગૃહમાં પ્રવેશે છે અને એ બધી ચીજોની આરતી ઉતારે છે. ત્યાર પછી કુટુંબના સર્વે માણસો એક પછી એક આંખો બંધ કરી એ ઓરડીમાં જાય છે અને તે ચીજો પાસે જઈ આંખો ઉઘાડે છે. ત્યાંના લોકો આ વર્ષારંભને દિવસે સવારે ઊઠી ઉત્તમ વસ્તુ પર પોતાની નજર પડે તે માટે કાળજી રાખે છે. પછી ઘરનો મુખ્ય માણસ દરેકને એક દાગીનો તથા ફળફૂલ વગેરે આપે છે.

ગુજરાતમાં ચૈત્ર સુદ પડવો વર્ષારંભનો દિવસ મનાતો ન હોવાથી આપણે ત્યાં વિશેષ કોઈ વિધિ આ દિવસે નથી. માત્ર કેટલાંએક વેપારી લોકો આ દિવસે પંચાગશ્રવણ કરી વર્ષફળ સાંભળે છે. મંદિરમાં લીમડો તથા હિંગ ભેગાં કરી તેનો નૈવેદ્ય બનાવી તે ખાવામાં આવે છે, પણ ઘેરઘેર લીમડો ખાવાનો રિવાજ નથી.

# મારામાસના વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા
## આપણી વનસ્પતિ—૩૧ કોઠી

લેખક
પ્રો. જયંતીલાલ દે. ઓઝા એમ. એસસી.



ગોળ દડા જેવાં કોઠાંની ચટણીનો સ્વાદ જેમણે ચાખ્યો હશે તેમને આ વનસ્પતિની ઓળખ સહેજે થશે. તે 'કોઠ' નામથી પણ ઓળખાય છે. સંસ્કૃતમાં તેને 'કપિત્થ', 'દધિત્થ' ને 'દધિ-ફલ', હિંદીમાં 'કૈથ' તથા 'કવિથ', અને મરાઠીમાં 'કવિત', કવઠી' કે 'કવઠ' કહે છે. અંગ્રેજીમાં તે 'વૂડ-ઍપલ' wood-apple (લાકડા જેવું સખત સફરજન), તેમજ હાથીને એ ફળ બહુ પ્રિય હોઈ 'એલિફન્ટ-ઍપલ' (Elephant-apple) નામે ઓળખાય છે. શાસ્ત્રીય નામ 'ફેરોનિયા એલીફન્ટમ' (Feronia Elephantum). રોમન વનદેવી ફેરોનિયાના માનમાં એ શબ્દ યોજાએલો છે.

દક્ષિણ હિંદ, સિલોન અને જાવા તેનાં ઉત્પત્તિસ્થાન; પણ હિંદભરમાં બધે તે ઉગાડાય છે.

એનું ઝાડ ઘણું ઊંચુ થાય છે. થડ ગોળ ને સીધું ઊંચું ઊગે છે અને શાખાઓ ચોમેર ફેલાએલી રહે છે. પાન દાંડીવાળાં, સંયુક્ત તથા આંતરે આવેલાં હોય છે અને તેમાં વરિયાળી જેવી વાસ હોય છે. પાનની દાંડી તેમજ મધ્યશિરા સપાટ અને ઘણી વખત સાંકડી પાંખવાળી હોય છે દરેક સંયુક્ત પાન ૩ થી ૯ નાનાં પાનનું બનેલું હોય છે આ નાનાં પાન મધ્યશિરાપર સામસામા ગોઠવાએલાં હોય છે અને મધ્યશિરાની ટોચે એક અફલું નાનું પાન હોય છે. નાનાં પાન ૧ થી ૨ ઇંચ લાંબાં અને પહોળાઈમાં ટોચે ½ થી ૧ ઇંચ, પરંતુ તળિયે સાંકડાં થતાં અને સહેજ ખાંચવાળી ટોચવાળાં હોય છે. પાનની દાંડીના તળિયાના ભાગ તથા ડાળીઓની વચ્ચેના ખૂણા-માંથી સીધા, મજબૂત, ½ થી ૧½ ઇંચ લાંબા અણીદાર કાંટા હોય છે.

માઘથી બે માસ દરમિયાન કોઠીને ફૂલ બેસે છે. તે નાનાં, અસંખ્ય, આછાં રાતાં, એકલિંગી અને ઝૂમખાંમાં હોય છે. ફૂલોનાં ઝૂમખાંવાળી ડાળીઓ પર તે બાજુમાં કે ટોચે ગોઠવાએલાં હોય છે અને ઘણી વખત નર અને માદા ફૂલો એક જ ઝૂમખામાં હોય છે.

કોઠીનું ફળ કોઠું છેક ચોમાસે (ઑક્ટોબરની આસપાસ) પાકે છે. તે ગોળ દડા જેવું, વ્યાસમાં ૩ થી ૩½ ઇંચ જેટલું અને કઠણ હોય છે. તેની છાલ લાકડા જેવી કઠણ, ખરબચડી અને રાખોડી રંગની હોય છે. તેમાં ખાવાલાયક, ખટમધુરો તથા અનેક બીજથી ભરપૂર ગર્ભ (ગર) હોય છે. કોઠી બીજ વડે ઊગે છે.

ચટણી, શરબત તેમજ મુરબ્બો બનાવવામાં કોઠનો ઉપયોગ સારીરીતે જાણીતો છે. તેનો ગર દાળશાકમાં ખટાશ માટે વપરાય છે. કોઠીના વૃક્ષમાંથી આછો સુગંધી, સફેદ, ચીકણો અને બાવળના ગુંદરને મળતો ઉપયોગી ગુંદર પણ મળે છે. તે પાણી-ગુંદરથી બનાવાતા રંગો (water-colours) બનાવવામાં ઉપયોગી ગણાય છે. તેનાં પાન અને બીજમાંથી વરાળયંત્ર દ્વારા સુગંધી તેલ મળે છે. કોઠીનું લાકડું પીળાશપડતું સફેદ, કઠણ અને ટકાઉ હોય છે અને તે ઈમારતી કામ, ખેતીવાડીનાં ઓજારો, પૈડાંના મધ્યભાગો અને તેલ કાઢવાના સાંચા બનાવવામાં વપરાય છે. સૂકાં કોઠાંમાંથી ગર્ભ કાઢી લઈ તેનો તમાકુ ભરવાની દાબડીઓ તરીકે ઉપયોગ થાય છે.

આયુર્વેદ તેમજ યુનાની બંને દવાઓમાં કોઠીનો ઉપયોગ છે. આયુર્વેદના સંસ્કૃત ગ્રંથોમાં તેના વિષે ઉલ્લેખ છે. કોઠીનાં ફળ ખટ-મધુર, તીક્ષ્ણ અને સ્વાદિષ્ટ હોય છે પરંતુ તે પચાવવાં મુશ્કેલ છે. તે કફ, ગરદો, હૃદયના રોગો તથા ઊલટી મટાડે છે; પિત્તપ્રકોપ, વાત, ત્રિદોષ, લોહીની અશુદ્ધિ, થાક, તરસ તથા હેડકીને દૂર કરે છે; અને ક્ષય, ગાંઠ, આંખના રોગો, પ્રદર તેમજ કાનના દુખાવા માટે ઉપયોગી ગણાય છે. કોઠાંનો ગર્ભ પેઢાં અને ગળાનાં દર્દોમાં પણ વપરાય છે, કાચું કોઠું બાધક (દસ્ત બાંધનારું) ગણાય છે અને બીજાં ઔષધો સાથે ઝાડા તથા મરડામાં તેનો ઉપયોગ થાય છે. પાકું કોઠું હેડકી અને ગળાના રોગો માટે ઉપયોગી ગણાય છે. તેનો ગર્ભ તેમજ છાલનો ભૂકો ઝેરી જીવડાંના દંશ પર ચોપડવામાં આવે છે.

કોઠીનાં બીજ હૃદયના રોગો અને માથાનો દુખાવો મટાડે છે. તેનું તેલ તીક્ષ્ણ અને બાધક છે. તે હેડકી તેમજ ઊલટી બંધ કરે છે. ઉંદરના તેમજ બીજા દંશો પર તે અસરકારક ગણાય છે અને પિત્તપ્રકોપ પણ દૂર કરે છે. કોઠીનાં પાન ઊલટી, હેડકી અને મરડા માટે ઉપયોગમાં લેવાય છે. તે સુવાસિત અને વાતહર ગણાય છે અને બાળકોને અજીર્ણ તેમજ આંતરડાંનાં દર્દોમાં આપવામાં આવે છે. રક્તપિત્તમાં પણ તે ઉપયોગી ગણાય છે. કોઠીની છાલનો ઉપયોગ પિત્તપ્રકોપ પર થાય છે: તે પિત્તશામક ગણાય છે.

કંબોડિયામાં કોઠીના કાંટા આવાતંત્રમાં લોહીનો પ્રવાહ બંધ કરનાર ઔષધ તરીકે ઉપયોગમાં લેવાય છે તેમજ તેની છાલ ઝેરી જીવડાંના દંશ પર અસરકારક ગણાય છે.

ચરક, સુશ્રુત અને વાગ્ભટે કોઠીનાં ફળ, મૂળ, છાલ અને પાનને સર્પદંશ માટે ઉપયોગી ગણેલાં છે; વળી ચરક તેમજ સુશ્રુતે તેને વીંછીના દંશ માટે પણ ઉપયોગી ગણેલાં છે; પરંતુ કાયસ અને મહસ્કરના સંશોધન અનુસાર કોઠીનો કોઈ પણ ભાગ સર્પદંશ પર અસરકારક નથી, તેમજ તેઓના મત અનુસાર કોઠીનું ફળ વીંછીના દંશ ઉપર પણ બીનઅસરકારક છે.

# ઑલિમ્પિક રમતો

## જ્યારે ગ્રીસમાં રમાતી તે કાળનું એક ચિત્રદર્શન

લેખક - રમણલાલ નાગરજી મહેતા એમ. એ.



પૂર્વના ઘેરા ધૂસરરંગી આકાશમાં રક્ત રંગનું ચિત્રસુંદર મિશ્રણ કરતા રવિરાજે પર્વતોથી ઘેરાએલી એ નાનકડી ખીણને પ્રકાશિત કરી. ઊગતા ભાનુનું પૂજન કરી કુમારિકાઓએ સિંદુરરંગી અગ્નિની જ્યોત પ્રકટાવી. પુરોહિતોએ મંત્રોચ્ચાર સાથે વેદી ઉપર દેવોને બલિદાન દીધું. બલિના રક્ત-ટપકતા દેહથી દેવો સંતોષાયા અને 'હરીફાઇ માટે હરીફો હાજર થાય'નો આદેશ થયો.

જમા થએલાં લોકો આ દેખાવ એકાગ્રતાથી જોઈ રહ્યા હતા. એક મજબૂત વિશાળકાય હરીફ તરફ તર્જનીથી નિશાની કરી એક પ્રેક્ષકે તેના સાથીને કહ્યું, 'આ સ્પાર્ટાનો લીઓનીડાસ. એના જેવી કુસ્તી કોઇ નથી લડતું. એ આ વખતે જરૂર સ્પાર્ટાને વિજય અપાવશે.' 'જુઓ; પેલો પાતળિયો લાગતો હરીફ દેખાય છે ને, તેનું નામ સાયલોન. ઍથેન્સભરમાં એની દોડની ઝડપને કોઇ પહોંચી શકતું નથી; અને આ વર્ષે એ દોડમાં સ્પાર્ટા સાથેની બરાબરની હરીફાઇ કરશે.' 'આ એકવડા બાંધાના પેરિક્લિસને જોયો? શાંખું ફૂદવામાં એનો સારા યે ગ્રીસમાં જોટો નથી! કોરિન્થનું એ નાક ગણાય છે.' 'અને આ છે તે થિબ્સનો હરીફ. એ ભાલા-ફેંકનો નિષ્ણાત છે.' આમ, પ્રેક્ષકોમાં જમા થએલા હરીફોનાં કાર્યોની સમાલોચના થતી.

મેદાન વચ્ચે, યજ્ઞવેદી પાસે બેઠેલા પંચ સમક્ષ ગ્રીસના વિવિધ ભાગમાંથી આવતા હરીફો એકત્ર થયા. અને પંચે તપાસ શરૂ કરી:

'આપનું નામ?'

'સાયલોન.'

'આપ કયા નગરના પ્રતિનિધિ છો?'

'ઍથેન્સનો.'

'આપ જન્મે કેવા છો?'

'હું ગ્રીક છું. મારા વડવા એક્રોપોલિસ સ્થાપનાર ગ્રીકો હતા.'

'આપની ઉમર?'

'અઠ્ઠાવીસ વર્ષ.'

'ઠીક. આપ હરીફાઇ માટે તૈયાર થાઓ.'

આમ, બધા હરીફોની તપાસ થઈ. તેમાં કોરિન્થનો એક હરીફ પાંત્રીસ વર્ષ કરતાં વધું ઉમરનો જણાતાં તેને હરીફાઈમાં ભાગ લેવાની પંચે મના ફરમાવી. એક હરીફ મિસરવાસી જણાયો. હાજર રહેલા પ્રેક્ષકોએ તેની તરફ ધૃણાની નજરે જોયું, અને તેણે એ મેદાન છોડયું.

હરીફોની આ પરીક્ષા પૂરી થઈ, એટલે વેદી પાસે જઇને દરેક હરીફે ઈશ્વર સમક્ષ રક્તનીતરતા બલિના લોહીથી પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કર્યું કે, મેં અહીંની વ્યાયામશાળામાં દસ મહીના તાલીમ લીધી છે અને આ હરીફાઈમાં ભાગ લેવાની લાયકાત પ્રાપ્ત કરી છે. ઇશ્વરને માથે રાખીને હું પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરું છું કે આ હરીફાઇમાં સંપૂર્ણ ખેલદિલી રાખી, મારા હરીફો સાથે ઇનામની કે માનની લાલચે દગોફટકો નહિ કરું અથવા તેમના પર કોઈ પણ પ્રકારનો દ્વેષ નહિ રાખું, ને સંપૂર્ણ પ્રામાણિકતાથી, મારી તાકાતથી જ વિજયી થવાનો પ્રયત્ન કરીશ.'

પ્રતિજ્ઞા લઇ હરીફો મેદાન પર હાજર થયા. બસો વાર દોડના પાટા, કુસ્તીનો અખાડો, ભાલા-ફેંક ને ચક્ર-ફેંકની જગ્યા તથા રથ-હરીફાઇનો રસ્તો એ મેદાન પર આંકેલાં હતાં, અને તે જગ્યાઓની સીમા દર્શાવતાં ચિહ્નો દેખાતાં હતાં. પોતાનાં તમામ વસ્ત્રો ઉતારી, શરીરે ઑલિવનું તેલ ચોળી, હરીફો હરીફાઇ માટે સજ્જ થયા.

પ્રસ્થાનકારનો અવાજ આવ્યો: 'દોડનાર હરીફો પ્રસ્થાનરેખા પર હાજર થઇ જાય.' ટપોટપ હરીફો પ્રસ્થાનરેખા પર ઊભા રહી ગયા અને વિજયરેખા પર પહેલા પહોંચવાની આકાંક્ષા સાથે એ રેખાને નિરખી રહ્યા. ત્યાં તો રણશિંગું ફુંકાયું અને પવનવેગી ઝડપે દોડવીરોએ વિજયરેખા તરફ દોટ મૂકી.

'શાબાશ! ઍથેન્સ!' 'સ્પાર્ટા જલદી-જલદી!'ની બૂમો પ્રેક્ષકોમાં સંભળાવા લાગી. જેમજેમ દોડવીરો વિજયરેખાની નજીક જતા ગયા તેમતેમ પ્રેક્ષકોનાં મન તંગ બનતાં ગયાં. સ્પાર્ટા અને ઍથેન્સના દોડવીરો જાણે ડગલેડગલું મિલાવી એકસરખા દોડતા હતા. વિજયરેખા માંડ વીસ વાર રહી ત્યાં તો હતું તેટલું બળ ઠાલવીને સાયલોન આગળ વધ્યો. અને 'શાબાશ! ઍથેન્સ! શાબાશ સાયલોન!'નો નાદ ઊઠયો. સાયલોન વિજયરેખાને, સ્પાર્ટાના કરતાં માત્ર છ ઇંચ આગળ વટાવી ગયો હતો.

ઍથેન્સવાસીઓનો હર્ષ માતો ન હતો. વર્ષોથી વિજયને વરતું સ્પાર્ટા આજે પ્રથમ વાર ઍથેન્સને હાથે હાર્યું હતું. ઍથેન્સવાસીઓ પોતાના હરીફનાં વખાણ કરતાં આજે ધરાતા ન હતા. ટોળાંનો એ કોલાહલ શાંત થયો ને દરેકની દૃષ્ટિ મુકુટ-આરોહણ-વિધિના મંચ તરફ ગઇ. ઊંચા મંચ પર પાતળો લાગતો સપ્રમાણ સાયલોન ઊભો હતો. તેની પાસે સ્પાર્ટા અને કોરિન્થના બીજે અને ત્રીજે નંબરે આવનાર હરીફો ઊભા હતા. આ હરીફોમાંથી પ્રથમ આવનારને વાજિંત્રોના નાદ અને ટોળાંના હર્ષોન્માદ વચ્ચે ઑલિવનો મુકુટ મળ્યો. પુરોહિતે મોટેથી સાયલોનનું નામ અને તેનું પેઢીનામું વાંચ્યું. અને પછી હરીફાઇનો કાર્યક્રમ આગળ વધ્યો.

આમ, એક પછી એક, દોડ, કુસ્તી, મુષ્ટિયુદ્ધ, રથ-હરીફાઈ અને પૅન્થેલોનની સ્પર્ધાઓ પૂરી થઈ. દરેક સ્પર્ધાના વિજેતાઓને, ગ્રીકો જેની જીવનભર ઝંખના કરે છે તે, ઑલિવનો મુકુટ મળ્યો.

આજ ચારચાર વર્ષે ગ્રીસમાં આ ઉત્સવનો દિવસ ઊગ્યો હતો. યુદ્ધે ચઢેલાં થીબ્સ અને સ્પાર્ટા તથા કોરિન્થ અને ઍથેન્સે યુદ્ધવિરામ જાહેર કર્યો હતો. ઇલિસવાસીઓએ આ ઉત્સવ માટે એક વર્ષથી પૂરી જહેમત ઉઠાવી હતી. આ મેદાનની ઉત્તરે ક્રોનિયન પર્વતની હારમાળાનાં નીળાં, લીલાં શિખરો અને દક્ષિણે વાંકોચૂકો માર્ગ કરી આગળ ધસતી આલ્ફસ અને તેની શાખા ક્લાડ્યુસ, મેદાનને રમણીય બનાવતી હતી. પાસેની અલ્તીસની ઝાડીમાં વિજયી વ્યાયામવીરોનાં તામ્રરંગી શિલ્પો, પોતપોતાની લાક્ષણિક સ્થિતિમાં ગ્રીસના સમર્થ દેવ ઝિયુસના મંદિરના પટાંગણમાં ઊભાં હતાં.

અત્યંત પુરાણ કાળમાં આ મેદાનમાં ઓગિયસનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. તેના શાસન દરમિયાન ગ્રીસના અતુલ બળશાળી હેર્કલસે તેના પર ચડાઇ કરી. આકાશને ટેકો દેનાર અને નવ માથાના એ નાગનો નાશ કરનાર હેર્કલસ સામે ઓગિયસે વૃથા બાથ ભીડી. ઓગિયસને હરાવી હેર્કલસે ઈલીસનું મેદાન કબજે કરી ઝિયુસની

પૂર્ણ કરી અને ત્યારથી ઑલિમ્પિક સ્પર્ધાની શરૂઆત કરી.

એ વાતને વર્ષો વીત્યાં. ગ્રીસમાં દુકાળ, મહામારી વગેરે અનેક આફતો ઊતરી અને તેમાં વધારો કરવા ગ્રીસમાં માંહોમાંહે બખેડા ઊભા થયા. આ ત્રાસમાંથી દેશને બચાવવા ઇલિસના ઇફિટસે ગ્રીસની મહાશક્તિ હેરાના મંદિરમાં જઈ તપશ્ચર્યા કરી અને આ આફતોનું નિવારણ કરવા દેવીને વીનવ્યાં. હેરાએ જણાવ્યું કે ઑલિમ્પિક રમતોની પડતીને પરિણામે જ ગ્રીસની આ દશા થઈ છે; માટે એ રમતોનો ઉદ્ધાર કરો એટલે ગ્રીસમાં શાંતિ સ્થપાશે. દેવીના વચને ઇફિટસે રમતોનો પુનરુદ્ધાર કર્યો. તેની યાદ આપતી તામ્રપત્રની તકતી હેરાના મંદિરમાં હતી. એ તકતી પર ઑલિમ્પિકની સ્પર્ધાના નિયમો ને ઇફિટસ તથા લાઈકરગસનાં નામો સ્પષ્ટ રીતે વંચાતાં હતાં.

ઇલિસની ભૂમિ પર શરૂ થએલી આ રમતોમાં પ્રથમ ઇલિસના રહેવાસીઓ અને તેના પડોશીઓ જ ભાગ લેતા. પરંતુ ત્યાર પછીનાં પચાસ વર્ષ બાદ ઈ. સ. પૂર્વે ૭૨૦થી કોરિન્થવાસીઓ, મીગરીઅનો* અને પાછળથી ઍથેન્સવાસીઓ તથા પેલોપોનિસવાસી સિવાયના બીજા ગ્રીકો જોડાયા હતા.

વર્ષોથી રમાતી આ રમતોમાં ભાગ લેવા સારા યે ગ્રીક જગતમાંથી હરીફો આવતા. ગ્રીસના કવિઓ આ વ્યાયામવીરોને બિરદાવવા આવતા. વિશ્વવિખ્યાત શિલ્પીઓ અને ઊગતા કલાકારો આ ઉત્સવ જોવાનું ચૂકતા નહિ, કારણ કે આ જ ઉત્સવ તેમને શક્તિ અને સૌંદર્યસંપન્ન શ્રેષ્ઠ માનવદેહો સર્જવાની પ્રેરણા આપતો. માત્ર રમત ખાતર રમનાર વ્યાયામવીરનું દર્શન, અને તેમાં યે ઑલિમ્પિકના વિજેતાનું દર્શન ગ્રીકોને મન જીવનનો અમૂલ્ય લહાવો ગણાતું. તત્ત્વજ્ઞાનીઓ ત્યાંથી તત્ત્વાન્વેષણ કરતા એક મહીના પર સામસામે તલવાર તાણી ચૂકેલા યોદ્ધાઓ આ મેદાન પર મિત્રો બની સ્પર્ધાની મોજ માણતા ને ત્યાંથી ખેલદિલીના પાઠ પઢી છૂટા પડતા.

આ રમતો જોનારને ઘડીભર તો લાગતું કે આખું ગ્રીસ માંહોમાંહેના બખેડા ને વિગ્રહો છોડી એક જ મનુષ્યની માફક ઊભું છે.

સ્પાર્ટાના હરીફો સામે વિજય મેળવવો એ બચ્ચાંના ખેલ ન હતા. પરંતુ આ વખતે નસીબે ઍથેન્સને યારી આપી અને સાયલોન દોડમાં વિજયી થયો હતો. ઍથેન્સવાસીઓનો આનંદ આ વિજયથી માતો ન હતો. રમતો પૂરી થયા પછી તેમણે સાયલોનને પોતાને ખભે બેસાડી નગર તરફ કૂચ શરૂ કરી અને વિજયોન્માદમાં મસ્ત બની ઍથેન્સને પાદરે આવી પહોંચ્યા.

ત્યાં શરણાઇ, ઢોલ, રણશીંગાં વગેરે વાજિંત્રોના સૂર સંભળાતા હતા. ઍથેન્સનું આબાલવૃદ્ધ, સૌ કોઇ પોતાના ગૌરવ રૂપ સાયલોનને સત્કારવા હાજર થયાં હતાં. દૂરથી સાયલોનનો સંઘ આવતો જોઈ ઍથેન્સવાસીઓએ હર્ષના પોકાર કરવા માંડ્યા. જોતજોતાંમાં સાયલોન નગરવાસીઓ વચ્ચે આવી રહ્યો. તેના ઉપર પુષ્પોનો વરસાદ વરસ્યો અને તેના માનમાં દેવોની પૂજા કરવામાં આવી.

નગરમાં સભાસ્થાને આવીને ઍથેન્સવાસીઓ સભામંડપમાં ગોઠવાઈ ગયા. સાયલોનને સૌ કોઈ જોઇ શકે એટલા માટે તેને ઉચ્ચ સ્થાને બેસાડવામાં આવ્યો. નગરપતિએ તેની ઝડપ, ઉત્સાહ અને વીરતાનાં વખાણ કર્યાં અને નગરને ગૌરવાન્વિત કરવા બદલ તેને અભિનંદન આપ્યાં. નગરવાસીઓએ ઠરાવ કરીને સાયલોનને ૫૦૦ ડ્રાક્મા ઇનામમાં આપ્યાં અને તેની પછી જે ઑલિમ્પિકમાં વિજેતા થાય તેને પણ આ ઇનામ આપવાની ઘોષણા કરી. સારા યે ગ્રીસમાં વિખ્યાત ફીડિયસે ઉત્સાહપૂર્વક સાયલોનનું શિલ્પ બનાવવાનું જાહેર કર્યું. સાયલોનને હવે પીથિયન, નીમિયન અને ઇસ્થમિઅનની રમતોમાં મોકલવાનો સભાએ ઠરાવ કર્યો અને તેને મફત ભોજન મળે એવી વ્યવસ્થા કરી.

ગ્રીસના ઉષઃકાળ અને મધ્યાહ્ન વખતે એ દેશમાં શરૂ થએલી પ્રણાલિકા પ્રમાણે જુદીજુદી રમતો રમાતી. પરંતુ રાજકીય સત્તાની ખેંચતાણે આ રમતોમાંથી ઉત્પન્ન થતી એકતા છિન્નભિન્ન કરી નાખી. ઇરાનના પરાજય પછી ગ્રીસના રાજકીય આકાશમાં ઍથેન્સ, સ્પાર્ટા, કોરિન્થ, થીબ્સ અને મેસેડોનના સિતારાઓ ચમક્યા અને અસ્ત પામ્યા. મેસેડોનના સામ્રાજ્ય વખતે ગ્રીક સંસ્કૃતિના પ્રસાર સાથે ગ્રીક રમતો પણ ગ્રીકોને આધીન જગતમાં ફેલાઇ. પરંતુ ગ્રીક રમતનો ખરો પ્રાણ ચાલ્યો ગયો ને તેની જગ્યાએ રોમનોની રમતના પ્રેક્ષક બનવાની ટેવથી ઑલિમ્પિક રમતો તેની ઉચ્ચ દશાએથી અધોગતિની ગર્તામાં ઊતરી પડી અને ખ્રિસ્તી બનેલા રોમે તેની ઘોર ખોદી.

ત્યાર પછી વર્ષો બાદ, ઉચ્ચ આદર્શોથી ઘડાએલી ગ્રીક સંસ્કૃતિએ યુરોપને પ્રેરણા આપી ને તેને મધ્યકાલીન ઊંઘમાંથી ઢંઢોળ્યું. જાગેલા યુરોપને ગ્રીસે ફરી પાછી પોતાની રમતોની પ્રેરણા આપી ને આ પ્રેરણા પામે ઇ. ૧૮૯૬માં ઑલિમ્પિક સ્પર્ધાઓ પાછી શરૂ થઈને જગતના દરેક દેશમાં પ્રસરી. આજે એ રમતો આખાયે જગત પર રમાય છે, અને તેમાં ભાગ લેવા દરેક દેશ પોતાના હરીફો તૈયાર કરે છે.



ઇંગ્લંડના વિદ્યાર્થીઓ અવકાશનો સમય કોઈ ને કોઈ જ્ઞાન કે તાલીમ આપતી ક્લબમાં ગાળે છે, જેમાં પર્વત-આરોહણ, પક્ષીનિરીક્ષણ, વનસ્પતિઅભ્યાસ, મત્સ્યજ્ઞાન, નૌકાતાલીમ આદિ હોય છે. એવી એક ક્લબ ટેમ્સ નદી પર તરતા 'નૉર્મનહર્સ્ટ' નામના જહાજમાં હમણાં શરૂ થઈ છે. તેમાં અંગ્રેજ કુમારો કામ કરતા આ ચિત્રમાં જણાય છે. આપણા દેશમાં પણ ક્રિયાશીલ જ્ઞાનની આવી આવી પ્રવૃત્તિઓ થવી જોઇએ છે.

# અપભ્રંશ સાહિત્યનું માધુર્ય

લેખક · પ્રો. ભોગીલાલ સાંડેસરા એમ. એ.

આચાર્ય હેમચન્દ્રે વિક્રમની બારમી સદીના પાછલા ભાગમાં ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહની વિનંતી ઉપરથી એક વ્યાકરણ લખ્યું છે. એ વ્યાકરણની રચના માટે તમામ સાધન-સામગ્રી પૂરી પાડનાર ને એના પ્રચાર તથા અભ્યાસની વ્યવસ્થા કરનાર હતા સિદ્ધરાજ, અને એ વ્યાકરણના કર્તા હતા હેમચન્દ્ર; એટલે આશ્રયદાતા તેમજ પ્રણેતા બન્નેનું નામ એની સાથે જોડવા માટે એ વ્યાકરણને 'સિદ્ધહેમચન્દ્ર' નામ આપવામાં આવ્યું છે, અને સામાન્ય રીતે તે 'સિદ્ધહેમ વ્યાકરણ' તરીકે ઓળખાય છે.

એ વ્યાકરણ પણ પાણિનિના વ્યાકરણની જેમ આઠ અધ્યાયમાં વહેંચાએલું છે. એ પૈકી પહેલા સાત અધ્યાયમાં સંસ્કૃતનું વ્યાકરણ આવે છે. અને આઠમા અધ્યાયમાં પ્રાકૃત ભાષાના વ્યાકરણનું નિરૂપણ છે. પ્રાકૃતમાં-પ્રથમ મુખ્ય સાહિત્યિક પ્રાકૃત મહારાષ્ટ્રીનું વ્યાકરણ આપ્યા પછી શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકા પૈશાચી અને અપભ્રંશ, એ બીજી પાંચ પ્રાકૃત ભાષાઓનાં વિશેષ લક્ષણો કહ્યાં છે. પણ એ આઠમા અધ્યાયના ચોથા પાદમાં અપભ્રંશ ભાષાનું નિરૂપણ કરવા સાથે હેમચન્દ્રે એક વિશેષતા કરી છે. બીજી કોઇ ભાષા માટે એમણે સૂત્રોમાં આવતા વ્યાકરણના નિયમોનાં ઉદાહરણ તરીકે કવિતાનાં અવતરણો આપ્યાં નથી, પણ અપભ્રંશ માટે આપ્યાં છે. એ પદ્યો પૈકી ઘણાખરા તો દુહા છે ને એ કાળના પ્રચલિત લોકસાહિત્યમાંથી જ ચૂંટણી કરીને હેમચન્દ્રે પોતાના વ્યાકરણમાં તે ઉતાર્યાં હોય એમ જણાય છે. એમાંના કેટલાક આજે પણ એક અથવા બીજા સ્વરૂપે લોકસાહિત્યમાં જાણીતા છે.

અપભ્રંશ એટલે એ સમયની લોકભાષા; અને હેમચન્દ્રે જે અપભ્રંશનાં ઉદાહરણો એમાં આપ્યાં છે તે એ કાળના ગુર્જર દેશમાં જે પ્રકારની ભાષા વ્યાપક હશે એનાં જ ગણવાં જોઇએ કવિતાની નજરે પણ એમાંનાં ઘણાંખરાં મુક્તકો સુંદર છે. એ દુહા મોટે ભાગે તો શૃંગાર ને વીરરસના છે, પણ સામાન્ય નીતિના ને પૌરાણિક વિષયોના દુહા પણ એમાં આવે છે. પ્રાચીન ગુર્જર દેશ (એટલેકે ગુજરાત, સૌરાષ્ટ્ર ને રાજસ્થાન મળીને થતા દેશ)ના પ્રાચીન લોકસાહિત્યનું નવનીત એમાં આપણને મળે છે, અને એ કાળના પ્રેમશૌર્યમય જીવનની પણ કંઈક ઝાંખી થાય છે. હેમચન્દ્રના એ વ્યાકરણની રચનાને જ આજ આઠસો વર્ષ તો વીતી ગયાં છે, એટલે એમાં સંઘરાયેલું આ લોકસાહિત્ય તો એ કરતાં યે ઘણું જૂનું હોવું જોઇએ.

એ પ્રાચીન લોકસાહિત્યમાંથી વીણેલા થોડાક દુહા અનુવાદ સાથે અહીં રજૂ કર્યા છે. મુક્તકો તરીકે એમનું વાચન આજે અથવા ગમે ત્યારે પણ ઉત્તમ રસાનુભવ કરાવે એવું છે.

(૧) પ્રાણને ભોગે પણ પરોપકાર કરનાર મનુષ્યો વિષે અન્યોક્તિ :

તણહં તઇજ્જી ભંગિ નવિ, તેં અવડ-યડિ વસંતિ;
અહ જણુ લગ્ગિવિ ઉત્તરઇ, અહ સહ સઇ મજ્જંતિ.

[હવડ કિનારા ઉપર ઊગેલાં તૃણોની ત્રીજી ગતિ જ નથી; ડૂબતો માણસ કાં તો તેમને પકડીને ઊગરી જાય છે અથવા એ તૃણો તેની સાથે જ ડૂબી જાય છે.]

(૨) જેનો પતિ યુદ્ધમાં મરણ પામ્યો હતો એવી કોઇ સ્ત્રી કહે છે :

ભલ્લા હુઆ જુ મારિઆ, બહિણિ મહારા કંતુ;
લજ્જેજ્જં તુ વયંસિઅહુ, જઇ ભગ્ગા ઘરુ એન્તુ.

[હે બહેન! મારા પતિ યુદ્ધમાં મરણ પામ્યા એ સારું થયું; જો તેઓ ભાગીને ઘેર આવ્યા હોત તો હું મારી સખીઓની વચ્ચે લજ્જા પામત.]

(૩) આપત્તિમાં જેનું વીરત્વ વધુ પ્રકાશે છે એવા પતિની પ્રશંસા કરતી પત્નીની ઉક્તિ :

ભગ્ગઉં દેક્ખિવિ નિઅય-બલુ, બલુ પસરિયઉં પરસ્સુ;
ઉમ્મિલ્લઇ સસિ રેહ જિવँ, કરિ કરવાલુ પિયસ્સુ.

[પોતાના સૈન્યને ક્ષીણ થએલું ને શત્રુસૈન્યને વિજય પામતું જોઇ મારા પ્રિયતમના હાથમાંની તલવાર શશિરેખાની જેમ વિલસે છે.]

(૪) વિશિષ્ટ પુરુષો વિષે :

જીવિઉ કાસુ ન વલ્લહઉં, ધણુ પુણુ કાસુ ન ઇટ્ઠુ;
દોણ્ણિ વિ અવસર-નિવડિઆઇં તિણસમ ગણઇ વિસિટ્ઠુ.

[જીવન કોને વહાલું નથી? અને ધન પણ કોને ઇષ્ટ નથી? પરંતુ વિશિષ્ટ પુરુષ એ બંનેયને અવસર પડયે તૃણ સમાન ગણે છે.]

(૫) 'મોટાંનાં ઘર ક્યાં છે?' એમ પૂછતા કોઈ પથિકને એક સ્ત્રીએ આપેલો ઉત્તર :

જઇ પુચ્છહ ઘર વડ્ડાઇં તો વડ્ડા ઘર ઓઇ;
વિહલિઅ-જણ-અબ્ભુદ્ધરણુ કંતુ કુડીરઇ જોઇ.

[જો મોટાં ઘર વિષે પૂછતા હો તો આ જ મોટાં ઘર છે; દુઃખી જનોનો ઉદ્ધાર કરનાર મારો પતિ ઝૂંપડીમાં બેઠેલો છે તે જુઓ.]

(૬) મેઘની ગર્જના સાંભળી નાયિકાનું સ્મરણ કરતા પથિકની ઉક્તિ :

જઇ સસણેહી તો મુઇઅ, અહ જીવઇ નિન્નેહ;
બિહિં વિ પયારેહિં ગઇઅ ધણ, કિં ગજ્જહિ ખલ મેહ.

[જો તે સ્નેહવાળી હશે તો મરણ પામી હશે; જો જીવતી હશે તો સ્નેહ વિનાની હોવી જોઇએ. આમ બે ય રીતે મારી પ્રિયતમા તો ગઇ જ છે; તો હે ખલ મેઘ! હવે શા સારુ ગર્જના કરે છે?]

(૭) રુક્મિણીનું હરણ કરીને આવતા કૃષ્ણને રુકમીના આખા સૈન્ય સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો છે. એ સમયે વ્યાકુળ થએલી રુક્મિણીને કૃષ્ણ કહે છે :

અમ્હે થોવા રિઉ બહુઅ, કાયર એમ્વ ભણંતિ;
મુદ્ધિ! નિહાલહિ ગયણયલુ, કઇ જણ જોણ્હ કરંતિ.

['અમે થોડા છીએ, શત્રુઓ ઘણા છે'–એમ તો કાયર લોકો કહે છે. હે મુગ્ધા! ગગનતલમાં જો કે જ્યોત્સ્ના કોણ કરે છે. (તારા ઘણા છે અને ચંદ્ર એક છે, છતાં ચંદ્રથી જ જ્યોત્સ્ના થાય છે.)]

(૮) વર્ષાઋતુના પથિકો વિષે :

હિઅઇ ખુડુક્કઇ ગોરડી, ગયણિ ધુડુક્કઇ મેહુ;
વાસા-રત્તિ-પવાસુ અહં, વિસમા સંકડુ એહુ.

[હૈયામાં ગોરી ખટકે છે અને ગગનમાં મેઘ ધડૂકે છે.–વર્ષાની રાત્રિના પ્રવાસીઓને આ વિષમ સંકટ છે.]

(૯) પુત્રજન્મની સાર્થકતા :

પુત્તેં જાએં કવણુ ગુણુ, અવગુણુ કવંણુ મુએણુ;
જઇ બપ્પિકી ભુંહડી, ચંપિજ્જઇ અવરેણ.

[જો બાપિકી ભોંય બીજા દબાવી પડે તો પુત્રના જન્મથી ગુણ શો ? ને મરણથી અવગુણ પણ શો ?]

(૧૦) કોઇ નવોઢાનો પોતાની સખીને પ્રશ્ન :

ભણુ સહિ નિહુઅઉ તેવં મઇ, જઇ પિઉ દિટ્ઠુ સદોસુ;
જેવં ન જાણઇ મજ્ઝુ મણુ, પક્ખાવડિઅં તાસુ.

[હે સખિ ! મારા પિયુમાં તેં કંઈ દોષ જોયો હોય તો, એના પ્રત્યે પક્ષપાતવાળું મારું મન જાણે નહિ તેમ, ગુપ્તરીતે મને કહે ]

(૧૧) સ્નેહ અને સ્નેહના અભાવ વિષે :

તિલહં તિલત્તણું તાઉં પર, જાઉં ન નેહ ગલન્તિ;
નેહ પણટ્ઠઇ તેજ્જિ તિલ, તિલ ફિટ્ટિવિ ખલ હોંતિ.

[તલનું તલપણું ત્યાં સુધી જ કે જ્યાં સુધી એમાંથી સ્નેહ-તેલ ગળી જતું નથી. સ્નેહ નાશ પામે એટલે તે જ તલ તલ મટીને ખળ (અથવા દુષ્ટ) બને છે.]

(૧૨) સ્વમાન જાળવવા વિષે :

માણિ પણટ્ઠઇ જઇ ન તણુ, તો દેસડા ચઇજ્જ;
મા દુજ્જણ-કર-પલ્લવેહિં, દંસિજ્જંતુ ભમિજ્જ.

[માન જતાં શરીરનો ત્યાગ ન થઈ શકે તો એ પ્રદેશનો ત્યાગ કર; પરન્તુ દુર્જનો આંગળી કરે એ સ્થિતિમાં તો ત્યાં ભમીશ નહિ.]

(૧૩) દેશની રમણીયતા શેનાથી ?

સરિહિં ન સરેહિં ન સરવરેહિં, નવિ ઉજ્જાણ-વણેહિં;
દેસ રવણ્ણા હોન્તિ વઢ, નવસંતેહિં સુઅણેહિં.

[નદીઓથી, સરોવરોથી અથવા ઉદ્યાનો અને વનોથી નહિ, પણ હે મૂર્ખ ! ત્યાં વસતા સુજનોવડે દેશ રમણીય બને છે.]

(૧૪) પોતાના હૃદય પ્રત્યે વિરહિણીની ઉક્તિ :

હિઅડા પઇં એહુ બોલ્લિઅઓ, મહુ અગ્ગઇ સય વાર;
ફુટ્ટિસુ પિએ પવસંતિ હઉં, ભંડય ઢક્કરિ સાર.

[હે હૃદય ! તું મારી આગળ સેંકડો વાર એમ બોલ્યું હતું કે 'પિયુ પ્રવાસે જશે એટલે હું ફૂટી જઇશ.' પણ તેં અદ્ભુત ઢોંગ કર્યો—હજી પણ ફૂટ્યું નહિ.]

(૧૫) કોઇ એકલવીરની પ્રતિજ્ઞા :

હિઅડા જઇ વેરિઅ ઘણા, તો કિં અબ્ભિ ચડાહું;
અમ્હાહિં બે હત્થડા, જઇ પુણુ મારિ મરાહું.

[હે હૃદય ! વેરી ઘણા છે, તો શું આકાશમાં ચડી જઈશું ? અમારે બે હાથ છે; મરીશું તો પણ મારીને મરીશું.]

(૧૬) સુખનો માર્ગ :

દેવં દુક્કરુ નિઅય-ધણુ, કરણ ન તઉ પડિહાઇ;
એમ્વઇ સુહુ ભુંજણહં મણુ, પર ભુંજણહિં ન જાઇ.

[પોતાનું ધન દેવાનું—દાન આપવાનું દુષ્કર છે અને તપ કરવાનું ગમતું નથી; એમ સુખ ભોગવવાનું મન છે, પણ ભોગવાતું નથી.]

## 'કુમાર'ના નામાક્ષરોમાં વિવિધ આકૃતિઓ

'કુમાર'ના પૂઠા પર વિવિધ આકૃતિઓમાં આવતા નામાક્ષરો જોઈને અનેક વાચકોએ એવા પ્રયત્નો મોકલ્યા છે. તેમાંની ચૂંટણી આ ઉપર આપી છે. ડાબી બાજુ મથાળેથી (૧) ભાઈ પ્રમોદ પટેલે યોજી મોકલેલી હાથમાં રાષ્ટ્રધ્વજ ધારેલી માનવ આકૃતિ (૨) ભાઈ દિલીપ બક્ષીએ બે રાષ્ટ્રધ્વજોમાં તેમજ તેને બાંધતી પાન-આકૃતિમાં એવી જ રીતે 'કુમાર' અક્ષરો સંયોજ્યા છે અને (૩) તુલસીક્યારામાં એવી જ રચના કરી છે. (૪) મકાનની આકૃતિમાં ભાઈ દલપતભાઈ દેસાઇએ કરેલી અક્ષરરચના છે. જમણી બાજુ મથાળેથી (૧-૨-૩) ભાઈ છગનલાલ (સાંગપુર) મશાલની જ્યોતમાં અને પક્ષીમાં; વચ્ચે (૪) ભાઈ 'સાથુર' પોપટની આકૃતિમાં; (૫) ભાઈ અંબુ પીરાવળ પતંગમાં; (૬) ભાઈ જયરામ પટેલ બે હંસમાં અને છેડે (૭) ભાઈ એમ. પી. સાવસાર માછલીની આકૃતિમાં 'કુમાર'ના નામાક્ષરો આલેખી મોકલે છે તે આપ્યાં છે. આ પ્રકારની રચનામાં પહેલો નિયમ સુવાચ્યતાનો જળવાવો જોઇએ. વાંચનની સરળતાને ભોગે કળા ન થાય.

# સ્કંભતીર્થની સરસ્વતી

## પ્રાચીન ખંભાત અને પુરાણ-કાળની સરસ્વતીનું એક કલ્પનાદર્શન

લેખક - યશોધર નર્મદાશંકર મહેતા બેરીસ્ટર-ઍટ-લૉ.

ખંભાતની કહાણી એટલે સૈકડો નહિ, પરંતુ હજારો વર્ષની ઐતિહાસિક, પ્રાગૈતિહાસિક કે પૌરાણિક વિગતો ઉપર સમગ્ર દૃષ્ટિપાત. વૈદિક ગાથાઓ અને પૌરાણિક કથાઓની પાછળ રહેલી સાચી સૃષ્ટિની કલ્પના કરવાનું સાહિત્ય આપણને મોહેં-જો-દરો અને હડપ્પામાંથી નીકળી આવેલા અવશેષોએ પૂરું પાડયું. પાર્જિટરે કહેલું કે પુરાણો એ ઠંડા પહોરનાં ગપ્પાં નથી, પરંતુ ખરી હકીકતોનું, યથેચ્છ કલ્પનાવિહાર સાથેનું કથન છે પાર્જિટરની એ સંભાવનાને પુરાણોનો વિશેષ અભ્યાસ કરવાથી તથા મોહેં-જો-દરોની શોધખોળથી ટેકો મળે છે.

હિંદનો પશ્ચિમ કિનારો,—જ્યાં સિંધુ ને સરસ્વતીનાં મુખ હતાં, તે આખો યે-કિનારો—અસુરોનો હતો. આ અસુર તે જંગલી ક્રૂર માણસો અગર પશુઓ નહિ, પરંતુ સંસ્કૃતિની ઊંચી કક્ષાએ પહોંચેલી એક પ્રાચીન અને સત્તાશીલ જાતિ. આ જાતિને આર્યો સાથે અનેક સૈકાઓ સુધી અનેક યુદ્ધો થયાં. એમાં અંતે આર્ય જાતિનો વિજય થયો તે સાચું; પરંતુ સંસ્કૃતિની બાબતોમાં તો અસુરો આર્યો કરતાં પણ ચડિયાતા હતા, એટલે આર્યો ભલે જીતવા આવેલા, પરંતુ સંસ્કૃતિની દૃષ્ટિએ તો પોતે જિતાયા. 'દેવાસુર સંગ્રામ'-ની ઐતિહાસિકતાનો વિચાર કરતાં આ હકીકત પૂરી સમજાય છે અને તેમાંથી એટલું ફલિત થાય છે કે છેવટે આર્ય અને અસુર જાતિઓના મિશ્રણથી હિંદુસ્તાનમાં એક વિશિષ્ટ સંસ્કૃતિનો ઉદય થયો. પરંતુ આ અતિ પ્રાચીન હકીકત ઉપરથી આપણે હવે ખંભાતની હકીકત ઉપર આવીએ.

અસુરોની એક પેટાજાતિનું નામ 'નાગ' હતું આ નાગ લોકો પણ આપણા જેવા મનુષ્યો જ હતા. એ લોકો મોટી નદીઓ અને સમુદ્રોમાં વહાણવટું કરતા, એટલે તેમનો વસવાટ નદીકિનારે તથા સમુદ્રતટે હોય તે સ્વાભાવિક છે. આ નાગ લોકો જ્યાં રહેતા તે ભૂમિને 'પાતાલ' એવું નામ પુરાણોની પરંપરાથી મળ્યું છે. આ 'પાતાલ' કયું ? 'ખંભાતનો ઈતિહાસ' લખનાર શ્રી રત્નમણિરાવની સંભાવના એવી છે કે આ 'પાતાલ' તે સિંધુ તથા સરસ્વતીના મુખપ્રદેશ, તથા તેની અંદરના તેમજ આજુબાજુના ટાપુઓ. શ્રી રત્નમણિરાવની આ સંભાવનાની પાછળ સબળ આધારો અને ઊંડું પૃથક્કરણ છે. અસુર સંસ્કૃતિ, પાતાલ, નાગ જાતિ, સરસ્વતીનું મૂળ ખંભાત આગળની ભોગવતી વા અસુરોની નગરી, શૈવ સંપ્રદાય તથા લિંગપૂજા સાથે આ ભૂમિનો પરાપૂર્વનો સંબંધ,—એ બધી બાબતોની એમણે કરેલી અત્યંત રસપૂર્ણ, સુંદર અને શાસ્ત્રીય ચર્ચાનો લાભ લેવાની જેમની ઈચ્છા હોય તેમણે એ વિદ્વાન લેખકનો લખેલો 'ખંભાતનો ઈતિહાસ' વાંચવા જેવો છે.

ખંભાત ગુજરાતની દક્ષિણે ખંભાતના અખાત પર ઊભેલું પ્રાચીન બંદર છે. આ અખાત સૈકાઓથી પુરાતો ચાલે છે, ને એ ઘટનાના પરિણામે એક કાળનું સમૃદ્ધ ને આબાદ ખંભાત આજે તો લગભગ પડી ભાંગ્યું છે. ખંભાતની પાસે થઈને ત્યાંના અખાતમાં બે નદીઓ મળે છે: એક મહી અને બીજી સાબરમતી. એ અખાત, ભરતીના જોર માટે ઠેઠ પ્રાચીન સમયથી જાણીતો છે: એનાં મોજાં ઉન્મત્ત યોદ્ધાઓની માફક અનેક ફીટ ઊંચાં ઉછળે છે, અને પાણીનો પ્રચંડ પર્વત જાણે ધસી આવતો હોય તેમ અખાતનો જલરાશિ ધસે છે.

હજારો વર્ષથી ઘસડાઈ આવતા કાંપ અને કાદવથી આ અખાત જે પુરાતો જાય છે તે આખી યે બીના ઘણી રસમય, ને ઐતિહાસિક દૃષ્ટિએ ઘણા મહત્ત્વની છે. બેશક, ખંભાતની એ કરુણ કહાણી પણ છે. આ અખાતમાં મહી અને સાબરમતી ઉપરાંત નર્મદા અને તાપી જેવી મોટી નદીઓ પણ પડે છે, પરંતુ અખાતને પૂરવાનો ગુનો તો ફક્ત મહી-સાબરમતીએ જ કર્યો છે. અને હવે આપણે એક વિચિત્ર તથા રોમાંચક ઘટના ઉપર આવીએ.

ભારતની ભૂમિના ઇતિહાસમાંની એ અભૂતપૂર્વ ઘટના તે સરસ્વતી જેવી એક મહા નદીનું અલોપ થવું તે. આ સરસ્વતી જે વેદકાળ અને મહાભારતકાળની સૌથી વિશેષ પવિત્ર, વિશાળ અને મહત્ત્વની નદી ગણાતી તે ક્યાં થઈ ક્યાં પડતી હતી, ક્યાં અને ક્યારે અદૃશ્ય થઈ ગઈ, કેમ અદૃશ્ય થઈ ગઈ, એ પ્રશ્નો ભૂલભુલામણી જેવા છે. એ સરસ્વતીની સ્તુતિઓ વેદની ઋચાઓમાં છે અને પાછળથી તેને 'વાક્દેવી' તરીકે પૂજવામાં આવી છે. એ સરસ્વતીનો હવે આપણે વિચાર કરીએ.

'સરસ્વતી'નો અર્થ 'જળથી ભરપૂર' એવો થાય છે. તે હિમાલયથી તે સમુદ્ર સુધી એકધારા અસ્ખલિત પ્રવાહથી વહેતી અને એના વક્ષઃસ્થલ ઉપર ઉત્તરથી તે છેક દક્ષિણે સમુદ્ર પર્યંત અનેક વહાણો આવજા કરતાં. એના બંને કિનારાઓ સુંદર આશ્રમોથી ને વનરાજિથી શોભતા અને એનાં પુણ્ય સલિલોથી મનુષ્યો કૃતકૃત્ય બનતાં અને પશુપંખીઓ સંતુષ્ટ થતાં. એના તટ પરના મહર્ષિઓના એ આશ્રમોમાંથી વેદની ઋચાઓનાં ગુંજન થતાં, અને વનરાજિમાંથી નિર્દોષ પંખીઓના કલરવો તેમજ શાર્દૂલની ગર્જનાઓ પણ સંભળાતાં. આથે આથે અનાજથી ભર્યા ખેતરોમાં કો ગ્રામકન્યાઓ કંઠ ભરીને ગાતી અને સરસ્વતીની છાતીએ છાતીએ રમતાં નાવમાંના નાવિકો કિનારે વિહરતી ગ્રામમુગ્ધાંગનાઓને નિહાળી પ્રેમગીતો લલકારતા. એ ગીતોમાં અને પ્રેમકલ્લોલમાં ભગવતી સરસ્વતી પણ તલ્લીન થતાં અને નાવના પાર્શ્વ ભાગોમાં ભગવતીનાં પાણી જ્યારે અથડાતાં ત્યારે ૐકારની જાણે પ્રત્યેક માત્રા ગુંજતી હોય તેમ ગુંજાર થતો અને મર્ત્યોના પ્રણયગીતમાં પરમાત્માના પ્રણવગીતના સંચાર થતા. વાતાવરણની આવી નાદમસ્તીમાં વહાણો સંચરતાં અને સૂર્યના ઉદય તથા અસ્તથી ભગવતીનાં પાણી અનેક રંગોથી રંગાતાં. ચંદ્ર જ્યારે પ્રકાશતો ત્યારે, કોઈ નમ્ર અને શરમાળ નવયુવાન પોતાની પ્રિયતમાને જેમ હૃદયનાં પડે પડ ખોલીને સંબોધે તેમ પોતાનો સઘળો પ્રકાશ ભગવતીના અંગપ્રત્યંગમાં તે પૂરતો. સરસ્વતી ને ચંદ્રમૌલિની આ ભાવસમાધિથી આશ્રમોના તપોનિધિઓને આત્મરતિ સાંપડતી ને રસનિધિઓને રસદર્શન થતાં. કવિજનો કરતા, પ્રેમીજનો પ્રેમલીન થતા, ને નાવમાં બેઠેલો કોઈ ક્રાંતદર્શી આત્મા મહાકાવ્યને પ્રેરતી મહાગાથાનો વિચાર કરી ભગવતી સરસ્વતીના ભૂતભાવિનું માનસિક ચિત્ર ઊભું કરતો.

હજારો વર્ષો સુધી આમ ચાલ્યું, અને સહસા એક બનાવ બનો

બન્યો કે ઉપરનું બધું હતું ન હતું થઈ ગયું. એક ભયંકર ભૂકંપ થયો અને સરસ્વતી ભૂગર્ભમાં પ્રવેશ્યાં. આખી સૃષ્ટિ ફરી ગઈ અને સમૃદ્ધ નગરો, હરિયાળાં ખેતરો, મનોરમ આશ્રમો,—એ બધું કોઈ સમર્થ મહાયોગીની માયા જેવું અલોપ થઈ ગયું. એની જગા એક નવી સૃષ્ટિએ લીધી, અને તે સૃષ્ટિ તે રાજપુતાના અને પારકરનાં રણ તથા સરસ્વતીના મુખ આગળનું ખંભાતનું રણ.

આ સરસ્વતીના પ્રવાહ વિષે વિદ્વાનોમાં ભારે મતભેદ છે. એ મતભેદો સાથે આપણને નિસ્બત નહિ હોવાથી અહીં ફક્ત એટલું જ કહીશું કે સરસ્વતી કચ્છના રણમાં શોષી જતી તે વાત બરાબર નથી, કેમ કે તે હકીકતની વિરોધી હકીકતો પ્રમાણમાં ઘણી છે. શ્રી રત્નમણિરાવ અનેક હકીકતોનું પૃથક્કરણ કરી એવા ચોક્કસ મંતવ્ય ઉપર આવે છે કે ખંભાતનો અખાત પોતે જ સરસ્વતીનું પહોળું થઈ ગએલું મોં છે. આ નિર્ણય ઉપર તે ઘણી જ ચોકસાઈથી આવે છે અને તમામ બીનાઓને શાસ્ત્રીયરીતે ચર્ચી, તોળી, વિચારીને તે આ બાબતની વિસ્તૃત ચર્ચા કરે છે અને જે ધરતીકંપ થએલો તે વડવાનલના પરિણામે હતો તેમ જણાવે છે.

તે લખે છે કે 'વડવાનલ અથવા જ્વાલામુખી અને ધરતીકંપને લીધે તેમજ અતિવૃષ્ટિને લીધે પશ્ચિમ હિંદની નદીઓમાં જે મોટા ફેરફાર થઈ ગયા તેમાં કેટલીક મોટી નદીઓના પ્રવાહ બદલાયા; ઉપરાંત કેટલીક નદીઓના ટુકડા પણ થઈ ગયા. સરસ્વતી આખી લુપ્ત થવાથી એને મળનારી કેટલીક નદીઓ સિંધુને અને ગંગાને મળી. નીચાણના રેતાળ પ્રદેશમાં એના ટુકડા પણ થઈ ગયા, અને ગુજરાતમાં બનાસ, પાટણની સરસ્વતી, સાબરમતી વગેરે નદીઓ બની ગઈ. આમ, પ્રાચીન સરસ્વતીની બધી પરંપરાઓ આ બધા પ્રદેશમાં વહેતી નદીઓને આખીવધની લાગુ પડી અને એનાં તીર્થો એ બધી નદીઓને વહેંચી લીધાં'. શ્રી રત્નમણિરાવની આ સંભાવનાની પાછળ એક જ વિષયના પ્રમાણો નથી, પરંતુ વૈદિક ઉલ્લેખો, પુરાણોની કથાઓ, પરંપરાગત હકીકતો, ભૂસ્તરશાસ્ત્રીઓના અને ભૂગોળવેત્તાઓના અભિપ્રાયો, એ બધાની તુલના, પૃથક્કરણ અને સારદોહન પછીની એકવાક્યતા છે.

આ હકીકતો લક્ષમાં લેતા એમ સમજાય છે કે ખંભાતનો અખાત તે સરસ્વતીનું પહોળું થયેલુ મોં અને તે નદી ઉપરનું શહેર તે ખંભાત,—પ્રાગૈતિહાસિક સમયની 'ભોગવતી' ને પછીની 'ત્રંબાવતી' નગરી, અને ત્યાર બાદનું 'ખંભાયત.' પણ આ બંનેથી યે પ્રાચીન નામ તે "સ્તંભતીર્થ"; કેમકે 'સ્તંભ' એટલે શિવનું જ્યોતિર્લિંગ; ને 'સ્તંભ'ની પૂજા અસુરોમાં બલ્કે હિંદના પશ્ચિમ કિનારાની પ્રાચીન જાતિમાં પ્રચલિત હતી.

આમ ખંભાત અત્યંત પ્રાચીન સ્થાન છે અને 'સ્તંભતીર્થ'ની જ જગ્યા છે એવું એ વિદ્વાનનું માનવું છે. તો પછી એ નગરને 'ભોગવતી' નામ શાથી આપવામાં આવ્યું હશે? રત્નમણિરાવ એ ઉપર નીચે પ્રમાણે વિચાર કરે છે: 'આ નામ જો ખરેખર પ્રાચીન હોય તો પૌરાણિક પરંપરાની દૃષ્ટિએ તેને શોધવું પડે. પુરાણોમાં પાતાલમાં આવેલી નાગ લોકોની રાજધાનીને 'ભોગવતી' કહેલી છે અને ખંભાતનું નામ લોકપરંપરાથી 'ભોગવતી' કહેવાય છે,' એમ જણાવી શ્રી રત્નમણિરાવ પાતાલ એટલે સિંધુ તથા સરસ્વતીના મુખ-પ્રદેશો, એવી ચર્ચા કરે છે અને 'નાગલોકની' વાત છેડે છે. પુરાણોમાં આ પાતાલનું ઘણું મનોરમ વર્ણન છે. પાતાલમાં સુંદર ઉદ્યાન-પ્રાસાદો ને વિહારસ્થાનો છે, તેની આબોહવા સમશીતોષ્ણ છે અને તેની સમગ્ર શોભા સ્વર્ગ કરતાં પણ ચડિયાતી છે, એવાં અનેક વર્ણનો એમાં આવે છે. આ પાતાલમાં નાગલોકોની વસતિ હતી ને તે અસુર જાતિની એક પેટાજાતિ હતી. એ નાગલોકોના ઇષ્ટ દેવ તે હાટકેશ્વર. એ જાતિનો મોટો ભાગ સમુદ્રકાંઠે વસતો અને વહાણવટું કરતો. મહાભારતમાં સમુદ્રને નાગોનાં આલય કહેલ છે. મહાવંશમાં સમુદ્રના રાજા વરુણને અને સાગરને બંનેને નાગરાજ નામથી ઓળખાવવામાં આવ્યા છે. વળી સ્કંદપુરાણમાં વરુણ દેવતા તારક નામના અસુર સાથે યુદ્ધ કરવા નાગ ઉપર બેસીને આવ્યા એવો ઉલ્લેખ છે. પુરાણો પ્રમાણે આ યુદ્ધ ખંભાત પાસે થયું અને જ્યાં તારકાસુરનો વધ થયો તે જગ્યા તે ખંભાત આગળનું તારાપુર. આ બધી હકીકતો એટલું સ્પષ્ટ કરે છે કે ખંભાતની ભૂમિ તે પ્રાચીન સરસ્વતીનું મુખ; ત્યાંની વસતિ શૈવ સંપ્રદાયના અસુરોની; ત્યાંના લોક સમુદ્ર અને સરસ્વતી ઉપર વહાણવટું કરતા; તે ભૂમિ ઉપર આર્યો તથા અસુરો વચ્ચે અનેક યુદ્ધો થએલાં; અસુરોના વહાણવટા અને નૌકાસૈન્યથી આર્યો વારંવાર પરાજિત થતા; નાગલોકો તે એ અસુરોની જ એક પેટાજાતિ અને તેમનો વિશિષ્ટ ધંધો વહાણવટું હતો, આ અસુરો તથા નાગો સિંધુ અને સરસ્વતીના તમામ પ્રદેશોમાં પ્રસરેલા હતા—બલ્કે છેક ગુજરાતથી તે પંજાબ ને કાશ્મીર સુધી હતા, પરંતુ હારતાં હારતાં તેમને છેવટે સિંધુ અને સરસ્વતીના મુખપ્રદેશો ઉપર અને ત્યાંથી છેક દક્ષિણે નાસી છૂટવું પડેલું; અને આ આર્યો અને અસુરો છેવટે સેળભેળ થઈ ગયા, સંસ્કૃતિઓનો વિનિમય થયો, શિવપૂજા વૈદિક ધર્મમાં આવી, તેના ચુસ્ત અનુયાયીઓ આર્યોમાં છેક ઊંચી કક્ષાના બ્રહ્મદેવ લેખાયા, અને લોહી તથા સંસ્કૃતિના પરસ્પર મિશ્રણથી પૌરાણિક સમયની અને તે બાદની હિંદુ પ્રજાનું વિશિષ્ટ ઘડતર થયું.

ખંભાત અને તેની આજુબાજુના પ્રદેશનું બલ્કે પાતાલ અને ભોગવતીનું વર્ણન મહાભારતમાં પણ મળી આવે છે. સિંધુ અને સરસ્વતીના મૂળથી નીચે ઊતરી આવવું એટલે પાતાળમાં જવું એમ સમજીએ તો 'ફલાણો નાગ પાતાળમાં પેસી ગયો.' એ અર્થ બરાબર સમજી શકાય. ભોગવતી તે પાતાલની નગરી અને નાગલોકની રાજધાની, એ બંનેનો વિચાર કરતાં ખંભાત નાગલોકોની રાજધાની ઠરે. વળી 'ભોગવતી' એ સરસ્વતીનું પણ નીચલા પ્રવાહનું નામ; એટલે ભોગવતી તે જ ખંભાત, તેમ માનવાને બહુ હરકત નથી.

ઉપરની વિગતોથી એ સિદ્ધ થયું કે ખંભાત એ વૈદિક અને તેથી પણ પ્રાચીન સંસ્કૃતિનું મથક છે અને એની મહત્તાની સાખ હજારો વર્ષનો અવિચ્છિન્ન ઇતિહાસ પૂરે છે. હવે આપણે ઐતિહાસિક બલ્કે અર્વાચીન વિગતો તપાસીએ.

જ્યારે સોલંકી સત્તા ગુજરાતમાં શિખરે હતી ત્યારે ખંભાત સારા યે હિંદમાં સૌથી મોટાં બંદરોમાંનું એક ગણાતું. અસલથી તે શૈવ તીર્થ તો હતું જ, પરંતુ પછીથી જૈનોનું કેન્દ્ર પણ બન્યું. સમર્થ જૈનાચાર્ય હેમચંદ્રસૂરિએ ખંભાતમાં દીક્ષા લીધેલી. આ સમયમાં ગુજરાતના રાજાઓનું નૌકાસૈન્ય ખંભાતમાં રહેતું. જૈનોની જાહોજલાલીનું ખંભાત ક્ષેત્ર બન્યું અને ઉદયનમંત્રી તથા વસ્તુપાલ જેવા સમર્થ જૈન મુત્સદીઓ અને યોદ્ધાઓએ ખંભાતના ઇતિહાસમાં નોંધ લેવાય તેવાં પ્રકરણો ઉમેર્યાં. વસ્તુપાલ જ્યારે ખંભાતનો દંડનાયક હતો ત્યારે—ઈ. સ.ના તેરમા સૈકામાં ખંભાતને સોનાનાં નળિયાં હતાં તેમ કહીએ તો ચાલે. એ કાળે તે હિંદનું સર્વશ્રેષ્ઠ બંદર ગણાતું અને અનેક દેશોનાં વહાણો ત્યાં લાંગરાતાં. દરિયાપારના દેશો સાથે ગુજરાતને ત્યારે સ્વતંત્ર સંબંધ હતો અને તે ખંભાત દ્વારા થતો. એ પછી પશ્ચિમનો મહાન પ્રવાસી માર્કોપોલો

પણ ખંભાતનાં વખાણ કરે છે ને તેને હિંદનું શ્રેષ્ઠ બંદર કહે છે.

પરંતુ આ જ સમયથી ખંભાતનો અખાત પુરાતો ચાલ્યો અને પછી મુઘલ સમયથી ખંભાતનો સૂર્ય આથમવા લાગ્યો અને સૂરતનો સૂર્ય ઊગવા લાગ્યો. જેમ જેમ મુઘલાઈનાં વર્ષો વીતતાં ગયાં તેમ તેમ ખંભાતનું સ્થાન સૂરત લેતું ગયું.

ઇ. સ.ના સત્તરમા સૈકામાં આવેલા મેન્ડેલ્સ્લો નામના જર્મન મુસાફરે ખંભાતનું વર્ણન કર્યું છે. તેમાં તે જણાવે છે કે દીવ, ગોવા, મક્કા, ઇરાન વગેરે દેશો સાથે ખંભાતના વેપારીઓનો મોટો વેપાર છે. ત્યાર બાદ ટૅવર્નીઅર નામનો એક યુરોપી મુસાફર આવે છે તેના સમયમાં ખંભાતનો દરિયો દોઢ માઈલ દૂર ગયાની વાત છે. આમ એનો અખાત પુરાતો જ જતો હતો અને ખંભાતની સાંજ પડી ચૂકી હતી.

આમ સોળમી સદીના અંતથી ખંભાતનો અખાત પુરાતો ગયો તે અગાઉ ખંભાતનો માલ ઇરાન, અરબસ્તાન, આફ્રિકા અને છેક ચીન સુધી જતો. કેરી, નારીએળ, લીંબુ, ચોખા, મધ, કપાસ, કાપડ, સૂંઠ, મરી, અફીણ, ચામડાં, અકીક ઇત્યાદિ એના બંદરેથી ચડતાં. આયાતમાં એડનથી ત્રાંબું, સીસું, પારો, ફટકડી વગેરે આવતું. કેટલીક ચીજો યુરોપથી સુએઝના જમીન–માર્ગે એડન થઇને આવતી. સોનું રૂપું વગેરે આફ્રિકા, ઍબીસીનિયા ને ઈરાની અખાતનાં બંદરેથી આવતું. સીઆમથી કલાઇ આવતી. જુદી જુદી જાતનું જવાહર ઈરાનથી આવતું, સીલોનથી પણ આવતું. અરબસ્તાનથી ખજૂર આવતું. જાવા, સુમાત્રા અને ચીનથી પણ ચીજો આવતી અને જતી. અરબસ્તાનથી ઘોડા આવતા. બારમી સદીમાં તો જગતની દરેક વસ્તુ ખંભાતમાં મળતી. ત્યારથી તે પંદરમી સદી સુધી ખંભાતની ખરી જાહોજલાલી હતી અને એનું કાપડ આખી દુનિયાને ઢાંકતું. વસ્તુપાલના સમયમાં ખંભાતના સૂર્યનો મધ્યાહ્ન તપતો. નૌકાસૈન્યનું પણ તે મથક હતું ને રાજ્યોના એલચીઓ ત્યાંથી જ જતા આવતા.

આવા ખંભાતમાં દલાલીનો ધંધો ધમધોકાર ચાલતો. દરેક ચીજની આપ-લે માટે દલાલ હતા અને આવા દલાલો વગર પરદેશીઓથી વેપાર બીલકુલ થઈ શકતો નહોતો. આ બાબતમાં એક ઐતિહાસિક બીના એ છે કે પરદેશીઓ પહેલવહેલા ગુજરાતમાં આવ્યા પણ તેમનાથી આ પ્રાંતમાં પગભર થવાયું નહિ,—તેમને મદ્રાસ અને બંગાળ જઈ થાણાં સ્થાપવાં પડયાં, કેમકે ગુજરાતી વેપારીઓએ પોતાની હોશિયારીથી આ પરદેશીઓને ગુજરાતમાં ફાવવા ન દીધા. આનું મુખ્ય કારણ ગુજરાતના વેપારમાં દલાલીની પ્રથા અને દલાલોનું સંઘબળ. ખંભાતના આવા એક દલાલનું વર્ણન કરતાં એક યુરોપિયન લેખક કહે છે કે 'ખંભાત ઊતર્યા પછી વેપારીએ એક સારો દલાલ ખોળવો પડે છે. એ લોકો આબરૂદાર હોય છે. એમના હાથ નીચે પંદર વીસ ગુમાસ્તા હોય છે. વેપારી વહાણ પરથી ઊતરી પોતાના માલની યાદી તરત દલાલના હાથમાં મૂકે છે. દલાલને ત્યાં જ તે ઊતરે છે અને દલાલ જ વેપારીનો માલ વહાણમાંથી ઉતારી ઘેર લાવે છે. પછી તે વેચવાની ચીજોના તથા ખરીદવાની ચીજોના ચાલુ ભાવોની યાદી વેપારીને આપે છે અને વેપારીની મરજી પ્રમાણે તેને વેચી કે ખરીદી આપે છે. દલાલ વગર જાતે કરવા જાઓ તો ગમે તેટલું મથો છતાં કંઈ કામ થઈ શકતું નથી.'

બસ, આ હતું ખંભાત. નામ તેનો નાશ. આજ તો ખંભાત પળીનું સૂરતે ગયું. પછી રેલવે થઈ ને મુંબઈ થયું. એ ખંભાત અને સૂરત બંને ગયાં. પણ ચડતીપડતીના ક્રમમાં હર્ષશોક શા ?

[ઑલ ઇન્ડિયા રેડિયો, મુંબઈના સૌજન્યથી.]

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

[ચિત્રો માટે જુઓ પાછલા પૂઠામાં]

પહેલું તથા બીજું ઇનામ મોકૂફ; ત્રીજું ઈનામ: 'શિયાળાની સવાર'—ભાઇ વિક્રમ દલાલ (અમદાવાદ); નોંધપાત્ર: (૧) 'આબુ પરના સનસેટ પૉઈન્ટના ત્રણ તબક્કાઓ'—રોહિત મહેતા; (૨) ગામને ગોંદરે: કનુ ગાંધી (મુંબાઈ); (૩) 'દષ્ટિમર્યાદા': ભાનુ મહેતા (અમદાવાદ); (૪) લંગરિયાં: રોહિત મહેતા.

સંખ્યાબંધ ચિત્રોમાંથી માત્ર ચાર હરીફનાં સાત જ ચિત્રોમાં વિષયની વિવિધતા છે; પણ ગુણદષ્ટિએ તે સામાન્ય કોટિનાં છે.

ફોટોગ્રાફીના સામાનની અછત અને મોંઘવારીના આ સમયમાં ફિલ્મો, કાગળો અને બીજી સામગ્રીના ભાવ અગાઉ કરતાં ઘણા ઊંચા ગયા છે અને માલની તંગી એકદમ વધી પડી છે, ત્યારે વિવેકબુદ્ધિથી અને કરકસરપૂર્વક કામ કરવું જરૂરી છે. ગમે તે ચિત્ર જોઇને ચપોચપ ચાંપ દાબવી નહિ; અને પ્રિન્ટ પણ ચુનંદા ચિત્રોના તેમજ ખૂબ સાવચેતીથી બગાડ થવા દીધા વિના કાઢવા.

ત્રીજું ઈનામ મેળવનાર ભાઈ વિક્રમ દલાલના 'શિયાળાની સવાર'માં તડકે બેસી પોતાના પાઠ કરતા કિશોરનો વિષય અને પ્રકાશયોજના જેટલાં રૂચિકર છે તેટલું જ તેનું આયોજન હોત તો ચિત્ર પહેલી પક્તિનું બનત. કિશોરના બે પગ આગળપડતા હોઈ સ્વાભાવિકરીતે જ કૅમેરાની નજીક આવી જવાથી વધારે મોટા થઇ ગયા હોઇને બેહુદા લાગે છે. એટલે જો જરા ડાબી બાજુ પગ રખાવી સહેજ ત્રાંસી બેઠક રચી હોત તો પગની આ ઊણપ દૂર થાત અને એ બાજુનો ખાલી પડતો ભાગ પુરાઇ જાત. તદુપરાંત પ્રિન્ટને મથાળેથી પોણો ઇંચ જેટલો કાપવાની જરૂર છે.

આબુ પરના 'સનસેટ પૉઇન્ટ' પરથી દેખાતાં સૂર્યાસ્ત સમયનાં મનોરમ્ય દશ્ય એ આબુના યાત્રીઓનું એક નિત્યનું આકર્ષણ છે. તેને કૅમેરામાં ઝડપવાનો ભાઈ રોહિતનો યત્ન આવકારપાત્ર છે. તે સમયનું દશ્ય એટલું તો કાવ્યમય હોય છે કે તેનો આનંદ તો જોનાર જ અનુભવી શકે; એટલે આ ત્રણ દશ્યોમાં મૂળને મુકાબલે પોતાને કેટલી સફળતા મળી છે તેનો કયાસ તો ચિત્ર પાડારે કાઢવો જોઈએ. છાયા લેખન અને ટેકનીક ઠીક છે.

ભાઈ ભાનુ મહેતાના 'દષ્ટિમર્યાદા' ચિત્રમાં સર્પાકારે વળાંક લેતી સૂકી નદીના પટનું, કોઇ પર્વત પરના ઊંચા કોણથી લેવાએલું દશ્ય છે. એમાં ધુમ્મસઘેરા વાતાવરણની કંઈક અસર આવવા પામી છે. વેરાન પટમાંના નદીના વહેણની સાથે નજર દૂર દૂર સુધી ખેંચાઇને ક્ષિતિજમાં લય પામે છે તેમાં સ્થળની વિશાળતા ભાસે છે, પણ દશ્યમાં ખાસ ચિત્રમયતા નથી. ટેકનીક પણ મોળી છે.

ભાઈ કનુ ગાંધીના 'ગામને ગોંદરે' ચિત્રમાં ગામતલાવડી, ઢોર, ઝૂંપડાં, ઝાડ, પ્રવૃત્તિમય પાત્રો વગેરે ગામગોંદરાની ચિત્રસર્જક સામગ્રી વેરાએલી જોવા મળે છે. પણ તેમાંથી કશું રોચક ચિત્રસંયોજન સરજાતું નથી. આવાં સ્થળોનું સાચું રચનાસૌન્દર્ય શોધીને તેને દશ્યમાન કરવામાં જ કલાકારની ખૂબી છે.

ભાઈ રોહિત મહેતાના 'લંગરિયા' લડાવતા બે છોકરાઓનો વિષય આદરણીય છે, પણ રજૂઆત નબળી છે. 'ફોટો પડે છે'નું પાત્રોને ભાન હોવાથી તેમની સ્વાભાવિકતાને બદલે સ્થિરતા–જડતા દેખાય છે. આવાં ચિત્રોમાં તો રમતમાં લીન પાત્રોની સ્વાભાવિક મગ્નતા કે ગતિ સાથે તેનું વાતાવરણ જમાવવું જોઇએ. પાછળની પાળ અને મકાનની ધારો ચિત્રમાં વિક્ષેપ કરે છે. શ્રીદામ ભટ્ટ



કુદરતની લીલા (વૃક્ષો, વેલો, ફૂલો, પશુપક્ષીઓ, કીટ-પતંગિયાં આદિ) નાં પ્રતીકોની રૂપલક્ષણા પકડી લઈને દેશદેશના કલાકારોએ તેના ઉપરથી પોતપોતાની વિશિષ્ટ ઢબે શોભન-ગૂંથણીની રચનાઓ કરી છે. એવાં ડિઝાઈનો કાપડ, વાસણો, ફરનીચર તેમજ અન્ય નાનાવિધ રોજિંદા વપરાશની વસ્તુઓ પર રૂપાંકન કરવામાં તેઓ વાપરે છે. જાપાની કલાકારોએ પોતાને ત્યાંની વનસ્પતિ અને પુષ્પસૃષ્ટિ પરથી કલ્પનાથી એવી રૂપરચનાઓના નમૂના આ પાના પર આપ્યા છે, જે પરથી પ્રેરણા લઈને કલારસિકો નવાં શોભનો પ્રગટાવી શકે.

પુષ્પસૃષ્ટિની શોભનગૂંથણી (જાપાની કલા)

# નિકલ

## શ્રેષ્ઠ યાંત્રિક ગુણો ધરાવતી
## ગમે તેવા વિષમ હવામાનમાં પણ ન કટાતી ધાતુ

**એની ખૂબી તો એ છે કે વિવિધ ધાતુઓમાં વધતાઓછા પ્રમાણોમાં કરેલું તેનું મિશ્રણ તેતે ધાતુમાં અનેક નવા ને અદ્ભુત ગુણો ઉપજાવે છે.**

———લેખક - ડૉ. નરસિંહ મૂ. શાહ એમ.એસસી., પીએચ.ડી.

નિકલ એટલે ખોટું તાંબુ નિકલનું ખનીજ તાંબાના ખનીજને બરાબર મળતું આવે છે. પણ એના ખનીજમાંથી તાંબુ કાઢવાના બધા પ્રયાસ નિષ્ફળ નીવડતાં, જર્મનીના ખાણિયાઓએ ઉપહાસમાં એનું નામ 'કુપ્ફર નીકલ' (એટલે ખોટું તાંબું) પાડયું. સંસ્કૃતમાં પણ નિકલને 'પિશાચ-તામ્ર' કહે છે. નિકલ ધાતુ સૌ પ્રથમ ૧૭૫૧માં તેના ખનીજમાંથી છૂટી પાડવામાં આવી. તે પછીના બે દસકામાં તો કાંઇ પ્રગતિ ન થઈ શકી, પરંતુ ૧૭૭૪માં બર્ગમાને નિકલના ગુણધર્મનો વિશેષ અભ્યાસ કર્યો. જોકે એમ તો છે કે ઈ.સ. પૂર્વે ૨૩૫ વર્ષના જૂના સિક્કાઓમાં પણ નિકલનું અસ્તિત્વ માલૂમ પડે છે, એટલું જ નહિ પણ એથી યે પ્રાચીન કાળમાં ચીનમાં પણ નિકલ ધાતુનો ઉપયોગ થતો એમ પુરવાર થયું છે.

નિકલના ખનીજમાં નિકલ ઉપરાંત લોઢું, કોબાલ્ટ, ગંધક અને સોમલ સંયોજનના રૂપમાં હોય છે. તેમાંથી નિકલ ધાતુ કાઢવાની રીત ખૂબ અટપટી છે, અને તેમાં અનેક ક્રિયાઓ કરવી પડે છે.

આ સદીની શરૂમાં દક્ષિણ પૅસિફિકમાં ન્યૂ કૅલેડોનિયાની ફ્રેન્ચ વસાહત દુનિયાને નિકલ પૂરું પાડતી. પરંતુ પછી પરિસ્થિતિ બદલાઈ છે. કૅલેડોનિયાની પેદાશ માત્ર હવે છ ટકા જેટલી જ આવે છે, અને આજે તો દુનિયાની અત્યારની નિકલની પેદાશનો ૮૬ ટકા ઉપરાંત કૅનેડામાં ઑન્ટારીઓના સડબરી જિલ્લામાંની જ ખાણો પૂરો પાડે છે. લગભગ એ બધી ખાણો કૅનેડાની ઇન્ટરનૅશનલ નિકલ કંપનીની માલિકીની છે. આ ઉપરાંત નૉર્વે અને સોવિયેટ રશિયામાં તેમજ ફિન્લૅન્ડમાં પણ નિકલનાં ભરાણો આવેલાં છે; પરંતુ અત્યાર સુધી ઉત્પાદનમાં તેઓ અગત્યનો હિસ્સો આપતાં નથી.

રસોઇમાં જેમ ચપટી મીઠું અગત્યનો ભાગ ભજવે છે: એક ચપટી જ મીઠું જેમ રસોઇને સ્વાદિષ્ટ બનાવે છે, એવું જ નિકલની બાબતમાં છે. સામાન્ય માણસને મન નિકલ એટલે નિકલ-પ્લેટિંગ (ઢોળ ચઢાવવા)માં અને ચલણી નાણાં તરીકે સિક્કાની બનાવટમાં ઉપયોગી ધાતુ. પણ તેમાં તો નિકલની પેદાશનો માત્ર ૧૦ ટકા ભાગ જ વપરાય છે. પરંતુ એથી વિશેષ મહત્તાપૂર્ણ એનું સ્થાન તો ઉદ્યોગોમાં છે. મિશ્ર ધાતુઓમાં નિકલનો ઉપયોગ અપૂર્વ અને કિંમતી ગુણો લાવી શકે છે. એ મિશ્ર ધાતુઓની વિવિધ બનાવટોમાં એક ટકાથી માંડીને ૮૦ ટકા સુધીના પ્રમાણમાં નિકલ વપરાય છે.

અત્યારે દુનિયામાં નિકલનું ઉત્પાદન લગભગ ૧૧૦ હજાર ટન ઉપરાંત છે. તેમાંથી ૬૦ ટકા નિકલ તો એકલી મજવેલની બનાવટના ઉદ્યોગમાં ખપે છે. મજવેલમાં બે ટકા નિકલ મેળવવાથી કાંઈ ફાયદો થતો નથી, પરંતુ એ પ્રમાણ ચાર ટકા સુધી પહોંચે તો મજવેલની તણાવાની શક્તિ(tensile strength)માં અજબ ઉમેરો થાય છે. એથી મજવેલના તાર જલદી કાટ ખાતા નથી તેમજ તેમનો પસારો ખૂબ ઓછો આવે છે. નિકલનું પ્રમાણ જો દસ ટકા થાય તો મજવેલ પોચી બને છે; પરંતુ ૧૩ ટકા નિકલવાળી મજવેલ એવી તો મજબૂત અને કઠણ બને છે કે તેને કાપી શકાતી નથી તેમજ તેના પર સારડી પણ કામ કરી શકતી નથી. ૨૪ ટકા નિકલનો ઉમેરો કરવાથી લોઢું ચુંબકત્વનો ગુણ ગુમાવે છે અને એ પ્રમાણ ૩૨ ટકા સુધી લઈ જવાથી તો પછી એ મિશ્ર ધાતુમાંથી વિદ્યુતના પ્રવાહને પણ પસાર થતાં ખૂબ પ્રતિરોધ (resistance) નડે છે. આવી ધાતુ વીજળિક રૅડીએટરો, ટોસ્ટરો વગેરેની બનાવટમાં તારનાં ગૂંચળાં માટે વપરાય છે. ૩૬ ટકા નિકલવાળી મજવેલમાં એક અદ્ભુત ગુણ પેદા થાય છે. સામાન્ય ઉષ્ણતામાનના ફેરફારોની તેના પર જરાય અસર થતી નથી. આને 'ઇન્વાર' ધાતુ તરીકે ઓળખવામાં આવે છે અને ફુટપટી તથા બીજાં એવાં માપવાનાં સાધનોની બનાવટમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. બખ્તર, તોપ, ગોળીઓનાં ખોખાં અને દરિયાઇ સરંજામના અનેક ભાગોની બનાવટમાં નિકલવાળું આવું મજવેલ અતિ મહત્ત્વનું અને ઉપયોગી નીવડયું છે.

લોઢ ઉપરાંત બીજી ધાતુઓમાં પણ નિકલની મેળવણી થાય છે. ત્રાંબા સાથે નિકલ મેળવવાથી જે મિશ્ર ધાતુ પેદા થાય છે તેમાં અતિશય મજબૂતાઈ અને કાટ સામે ટકવાનો ગુણ આવે છે. એટલે તે કન્ડેન્સર ટયૂબો, દરિયાઇ સરંજામ, વીજળીરોધક તારો તથા સિક્કાઓની બનાવટમાં તેમજ બીજા નાનામોટા અવદાઉ ઉપયોગોમાં પુષ્કળ વપરાય છે. ચાર ભાગ ત્રાંબુ અને એક ભાગ નિકલવાળી ધાતુ રાઈફલની ગોળીઓને પટ દેવા માટે કામમાં આવે છે.

૬૦ ટકા નિકલ, ૧૫ ટકા લોઢું ને ૧૪ ટકા ક્રોમિયમ મેળવીને બનાવેલી મિશ્ર ધાતુ નિક્રોમ કહેવાય છે. તેનું ગલનબિંદુ અતિશય ઊંચું છે, એટલે તે વીજળિક હીટરોની બનાવટમાં તેમજ અતિશય ગરમીએ ચાલતી વીજળિક ભઠ્ઠીઓમાં વપરાય છે.

ત્રાંબા અને નિકલની સાથે જસત (૫: ૨: ૨ ના પ્રમાણમાં) મેળવવામાં આવે તો જર્મન-સિલ્વર બને છે. નિકલ અને ઍલ્યુમીનિયમવાળી મિશ્ર ધાતુ એરોપ્લેન, મોટરનાં એન્જિનો અને એવાં બીજાં એન્જિનીઅરિંગનાં કાર્યોમાં વપરાય છે. વસ્તુતઃ નિકલના ઉત્પાદનનો ૮૫ ટકા જેટલો ભાગ આમ અન્ય ધાતુઓ સાથે મેળવાઇને ઉપયોગી મિશ્ર ધાતુઓની બનાવટમાં ખપી જાય છે.

હવે નિકલના સ્વતંત્ર ઉપયોગો લઈએ. શુદ્ધ નિકલ ઇલેક્ટ્રોપ્લેટિંગમાં વપરાય છે. એમાં, પહેલાં વસ્તુને નિકલપ્લેટ કરી તેના પર ક્રોમિયમનો પટ આપવામાં આવે છે. રાસાયનિક ને વીજળિક કામો તેમજ દુગ્ધાલયો અને પેટ્રોલ કાઢવાના ઉદ્યોગમાં પણ તેનો ઉપયોગ થાય છે. બારીક નિકલનો ભૂકો વનસ્પતિ ઘીની બનાવટમાં સંસર્ગ પદાર્થ (catalyst) તરીકે વપરાય છે. આ ઉપરાંત, બૅટરીઓ તથા ઇનૅમલોની બનાવટમાં તેમજ રાસાયનિક ક્રિયાઓમાં પ્રક્રિયકો (reagents) તરીકે નિકલના ક્ષારો ઉપયોગમાં લેવાય છે.

નિકલમાં જે વિધવિધ ઉપયોગી ગુણોનું એકીકરણ થયેલું છે તે અન્ય કોઈ ધાતુમાં માલૂમ પડતું નથી. આ ધાતુ શ્રેષ્ઠ યાંત્રિક ગુણો ધરાવે છે. તેનામાં ન કટાવાનો તો અદ્ભુત ગુણ છે. ગમે તેવી વિષમ હવામાનવાળી પરિસ્થિતિમાં પણ તેને કાટ ચડતો નથી. ✿

કોઈ જ અસર થતી નથી. વેલ્ડિંગમાં કે ફોર્જિંગમાં પણ તેના ગુણોમાં ફેર પડતો નથી. અતિ ઉષ્ણતાએ પણ તેની એ શક્તિ ટકી રહે છે. ધાતુ તરીકેના તેના આ ગુણો અતિશય ઠંડીમાં પણ વિકાર પામતા નથી. તેના પર ક્ષાર કે તેજાબ તેમજ બીજા એવા પદાર્થોની અસર થતી નથી. અતિશય મુલાયમ ખોરાક, પીણાં, દવાઓ ઈત્યાદિનું સડા તેમજ કાટ સામે રક્ષણ કરવા નિકલનો પટ આપેલા પૅકિંગનો ઉપયોગ કરવામાં આવે છે. આથી એ ચીજો ખાટા યા એવા વિકારી પદાર્થો વડે અખાદ્ય બનતી નથી. ઉપરાંત નિકલનો એક વિશિષ્ટ ગુણ તેની ઉષ્ણતાવાહકતા છે. તેની સ્વચ્છ લીસી સપાટીને લીધે તે બીજી ધાતુઓ કરતાં આ ગુણમાં ચઢે છે.

નિકલના વીજળિક ગુણો પણ તેને અતિ મહત્ત્વનું બનાવે છે. ટેલીવીઝન તથા રૅડારની બનાવટમાં તે ઘણું ઉપયોગી છે. ટેલીફોન, ટેલીગ્રાફ, રેડિયો અને બીજાં વ્યવહારનાં સાધનોમાં પણ તેનો ઉપયોગ ખૂબ થાય છે.

આપણાં ઘરોમાં પણ નિકલ હવે રોજિંદા ઉપયોગમાં આવે છે. જાતજાતનાં વરખ્યુવાસણો, તેમજ બીજાં આડકતરીરીતે ઉપયોગમાં આવતાં વીજળીનાં સાધનોની બનાવટમાં નિકલનો ઉપયોગ ઘણાં વર્ષોથી વધતો ચાલ્યો છે. આમ નિકલ એક રોજિંદા ઉપયોગની અત્યંત વ્યાપક અને અતિ મહત્ત્વની ધાતુ પુરવાર થઈ છે.

નિકલ ધાતુ ૩૪૦ ડિગ્રી નીચે લોહચુંબકીયતાનો ગુણ ધરાવે છે. આ ધાતુ પર જલદ નાઈટ્રિકની અસર થતી નથી, પરંતુ મંદ ઍસિડમાં તે સહેલાઈથી ઓગળી જાય છે અને લીલા રંગનું દ્રાવણ બને છે. આ દ્રાવણમાંથી નિકલ નાઈટ્રેટના સ્ફટિકો મેળવી શકાય છે. નિકલના ઉપયોગી ક્ષારોમાં નિકલ ક્લોરાઈડ અને નિકલ સલ્ફેટ સામાન્ય છે. નિકલ સલ્ફાઈડ કાળા રંગનું છે.

માનવ સંસ્કૃતિનો જેમ વિકાસ થતો ગયો તેમ તેમ અનુક્રમે લોઢું, તાંબું, કાસું વગેરેનો ઉપયોગ મનુષ્યે કર્યો છે, અને એ રીતે માનવના ઈતિહાસમાં તામ્રયુગ, લોહયુગ ને કાંસ્યયુગ આવ્યા છે. આજે નિકલનો યુગ પ્રવર્તે છે એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નહિ ગણાય.

---

**પચ્ચીસ વર્ષ પહેલાં** (અનુસંધાન સામેના પાનાથી ચાલુ)

લોકવાર્તાઓ આપણા કંઠસ્થ સાહિત્યમાં છે તેમાંની એક રસમય બાળકથા આ અંકમાં આવી: 'અબોલા રાણી'. પોતાના અપશુકનિયાળ જન્મને કારણે પોતાનું મો જોવાથી પોતાના બારે ભાઇ કાગડા બની ગયા, તેને સાત વર્ષના અબોલ જીવનની જે કઠોર તપસ્યા વડે એ બહેન સજીવન કરે છે તેની એ વાત હતી. તે સાથે આવેલું ચિત્ર એક નાના ઐતિહાસિક મહત્ત્વને કારણે આ સાથે છાપ્યું છે: શ્રી રવિશંકર રાવળે આલેખેલું એ ચિત્ર ગુજરાતી ચિત્રકળાના ઇતિહાસમાં આલેખાએલું પહેલું છાયાચિત્ર છે. (જુઓ સામે)

'ચીતરવાનું સહેલ છે' એ લેખમાળામાં આ અંકમાં એક નવો નુસખો આવેલો. એ તારવીએ:

'ઘણી યે વાર આપણે જોઈએ છીએ કે મોટાં ચિત્રો જેટલું આકર્ષણ અને શોભા આપે છે તેટલી અસર નાનાં ચિત્રોની નથી થતી.

ઘરની ભીંત ઉપર, લગ્ન વખતે મંડપમાં કે શાળાની દીવાલ ઉપર, કોઇ સુંદર ચિત્ર તમે માત્ર સાદી રેખામાં સાદા રંગથી મોટું કરી ચીતરશો તો એથી તમને અને બીજા જોનારને તે જગ્યાનું વાતાવરણ જીવતું અને ભર્યુંભર્યું લાગશે.

પરંતુ આ વસ્તુ તમે એમ જાહેરમાં અજમાવી શકો તે પહેલાં તમારે તેનો ખાનગી અભ્યાસ ઘેર પાકો કરી લેવો જોઇએ.

શરૂઆતમાં તમે જે ચિત્ર લો તે બહુ જ સાદું અને સ્પષ્ટ રેખાઓવાળું હોવું જોઇએ. પછી જેમજેમ પ્રમાણો સાચવીને દોરવાની શક્તિ આવતી જાય, તેમતેમ અઘરા નમૂના લેતા જજો. પહેલાં ચિત્રની ચોમેર કાટખૂણે લીટીઓ દોરી લેવી. પછી, એમાં ચોરસ ખાનાં પાડવાં. ચિત્ર જો મોટું અને સહેલું હોય તો મોટાં ખાનાં પાડો, પરંતુ ચિત્ર જરા અટપટું જણાય તો ખૂબ નાના ચોરસ પાડવા.

તે માટે, તમારા કંપાસની અણીઓ પહોળી કરી, ચિત્રની ચોતરફની કિનાર પર એકસરખા માપનાં બિંદુઓ મૂકીને તેને સામસામાં જોડી લીટીઓ આંકી દો, એટલે ચોરસ ખાનાં પડી રહેશે.

તમે જોઈ શકશો કે એ દરેક નાના ચોરસ ખાનાની અંદર ચિત્રનો કોઇ ને કોઈ ભાગ જુદીજુદી રીતે સમાઈ રહેલો છે.

મૂળ ચિત્ર ઉપર આટલી તૈયારી કર્યા બાદ હવે, મૂળ કરતાં જેટલા ગણું મોટું ચિત્ર કરવું હોય તેટલા ગણો મોટો કાગળ લો. સમજો કે મૂળ ચિત્રથી ત્રણ ગણું મોટું ચિત્ર દોરવું છે, તો તેવડો કાગળ લેવો. પછી મૂળ ચિત્રમાં દોરેલાં ચોરસ ખાનાંના માપથી ત્રણ ગણો તમારો કંપાસ પહોળો કરી, મોટા કાગળની કોર પર તે માપનાં બિંદુ મૂકીને તેને સામસામાં જોડનારી લીટીઓ આંકી દો.

તમે પહોળા કરેલા કંપાસનું માપ અને તે વડે મૂકેલાં બિંદુઓ જો બરોબર હશે, તો તમે જોશો કે એ ખાના, મૂળના નાના ચિત્ર પર જેટલા ચોરસ છે તેટલી જ સંખ્યામાં, અને તેનાથી બરોબર ત્રણ ગણાં મોટાં અંકાઈ ગયાં છે. હવે, નાના ચિત્ર પરના દરેક ખાનામાં જે પ્રમાણેની રેખા હોય, તે પ્રમાણેની જ રેખાઓ મોટા કાગળ પરના ખાનામાં મોટા રૂપમાં નક્કી કરો. અને એ રેખા લંબાઇને તેની જોડેજોડનાં ખાનાંઓમાં, મૂળ ચિત્રમાં હોય તે પ્રમાણે જ, ઝાંખી રેખાઓમાં પ્રમાણસર આવતી જાય છે કે નહિ તે મેળવતા જાઓ. એમ એ આખું ચિત્ર ઝાંખી કાચી રેખાઓમાં માપસર મૂકી જાઓ. પછી તે ઝાંખી રેખા ઉપર પાકી સુંદર રેખા ધ્યાનપૂર્વક દોરી જાઓ. બરોબર કાળજી રાખશો તો પહેલે જ પ્રયાસે પચાસ ટકા કામ કરી શકશો.



આ સાથે પેડું દોડાવતા છોકરાનું એક ચિત્ર આપ્યું છે તે તદ્દન સહેલો પાઠ છે. તે ઉપર ચોરસ ખાનાં પાડી રાખ્યાં છે. તે પરથી મોટા કાગળ પર મોટાં ખાનાં આંકી મોટું ચિત્ર દોરો અને તેમાં શાહી પૂરી જાઓ. આ પાઠ બરોબર કરી શકો તો પછી 'કુમાર'માં આવેલાં ઘણાં ચિત્રો ઉપરથી તમે એવાં જ મોટાં ચિત્રો દોરી શકશો.

જે પોતાને એકલો કે અસહાય ધારી નથી લેતો તેને કોઇપણ પળે વાતાવરણનું અણુએ અણુ સહાય કરવા માટે તત્પર જ દેખાય છે. —પુ.

# પચ્ચીસ વર્ષ પહેલાં






**અંક ૧૫ • ફાગણ ૧૯૮૧ (માર્ચ) ૧૯૨૫**

**આ**વતી કાલનો પુરુષ' એ નામથી આ અંકની 'મિજલસ'-માં એક ફકરો આવેલો. તેનો શરૂઆતનો ભાગ આજે પણ એટલો જ અર્થબોધક છે. એ અહીં ઉતારીએ:

'દૂરદૂર, ભવિષ્યના ગર્ભમાં, અગણ્ય આવતી કાલોમાં તે પડેલો છે.

આશાએ ગૂંથેલા એ ભવિષ્યના પડદા પાછળ, કો વીર સેનાની, ચારિત્ર્યશીલ નાગરિક કે દક્ષ મુત્સદ્દી, કોઇ ધુરંધર વિદ્વાન, પ્રેરક કલાકાર કે પ્રતિભાવાન કવિ-દૃષ્ટાને રૂપે તે ઢંકાએલો પડ્યો છે. ત્યાં રહ્યોરહ્યો તે બહાર આવવાની રાહ જુએ છે. કારણકે પોતાની મેળે તે ત્યાંથી નીકળી બહાર આવી શકે તેમ નથી. તેનું શરીર, તેનું મન, તેનો આત્મા, બધું, ઓ કુમાર, તારા હાથમાં છે.

ઓળખ્યો એને? એ આજની કાલના પુરુષ તમે પોતે છો. આવતીકાલના એ પુરુષનું બંધારણ તમારા આજના જીવન ઉપર છે. આવતીકાલે તમારામાંથી એવો પુરુષ પ્રગટાવવા માટે તમે આજે કેવું જીવન જીવો છો? તેને માટે તમે શી તૈયારી કરી છે?...'

શ્રી ધૂમકેતુનું નેપોલિયન-ચરિત આ અંકમાં પૂરું થવા સાથે એક બીજું પ્રેરક ચરિત્ર પણ એમાં હતું. ગામડાનો એક રખડેલ છોકરો, હાઇસ્કૂલ કે કૉલેજની ઘરેડમાંથી પસાર થયા વિના, આપબળે અસાધારણ વિદ્વાન થઇને અમેરિકન યુનિવર્સિટીમાં પાલી ભાષાનો પ્રાધ્યાપક કેમ થયો એ દર્શાવતી, બૌદ્ધધર્મના તપોગચ્છ અનુયાયી શ્રી ધર્માનંદ કોસંબીની 'આપવીતી'ના પ્રસંગો આ અંકમાં જે આપ્યા છે તેમાં, પોતાના પગ ઉપર ઊભા રહીને પ્રાણવાન થવાની કળા બોલી રહી છે. વિદ્યાભ્યાસની તમન્નાથી ઘર છોડી નીકળેલા ગરીબ માબાપના એ પુત્રે કાશીમાં કેવી કરોકરીમાં સંસ્કૃતનો અભ્યાસ કર્યો તે દાખવતો એક પ્રસંગ સાથે ઉતારીએ:

'મારાં ધોતિયાં તદ્દન ફાટી ગયાં હતાં. પણ નવો ધોતીજોટો લાવવો ક્યાંથી? ગમે તેટલું સંકટ આવે તોપણ કોઈની મદદની યાચના કર્યા વિના પોતાની અક્કલ અને પ્રામાણિકપણાથી બધાં સંકટો પાર કરવાનો મેં નિરધાર કર્યો હતો. અંતે નિશ્ચય કર્યો કે અન્નછત્રમાંથી રોજ એક પૈસો તેલનો મળે છે, તે તેલમાં ન ખરચતાં બચાવવો, અને એમ બે અઢી મહીને એકાદ રૂપિયો થાય, એટલે તેનું નવું પંચિયું લેવું. પણ દીવો શામાંથી બાળવો? એમાં અમે એવું ઠરાવ્યું કે રાત્રે દીવે વાંચવાને બદલે મોઢે જેટલું આવડતું હોય તેનું પુનરાવર્તન કરી જવું. આ પ્રમાણે મેં અંધારામાં દિવસો વીતાવી પૈસા સંઘરવા માંડ્યા.

ભાઈ માટેના બહેનના નિઃસ્વાર્થ પ્રેમની જે (જુઓ સામેના પાને)



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

અમેરિકામાં ઉદ્યોગની ઇજનેરીમાં ડૉક્ટરેટનો અભ્યાસ કરવા ગએલા શ્રી સુરેન્દ્ર છ. ધોળકિયાના આ નીચેના પત્રમાં પંડિત નેહરુની અમેરિકાની સફર દરમ્યાનની શિકાગોની હિંદી વિદ્યાર્થીઓની સભાનું નિકટ રહીને કરેલું બયાન રસદાયક જણાશે.

...ભાઈ,

અમે શિકાગો જઇ આવ્યા—નેહરુનાં દર્શન માટે. હું, ગુલાબચંદ ને બીજા બે બંગાળી મિત્રો હતા. મેં આપણો પોશાક પહેરેલો: ખાદી ટોપી, શેરવાની, સુરવાલ વગેરે. તેથી અહીંના ને રસ્તાના અમેરિકનો તો ખુશ જ થઈ ગયા ને બહુ જ આતુરતાથી જોવા-પૂછવા લાગ્યા. ઉપર ઓવરકોટ ને શાલ તથા હાથમોજાં લીધેલાં એટલે ઠંડી બહુ ન લાગી. ઊપડતી વખતે અમેરિકન મિત્રની મોટર બગડી જતાં, ૧૦ મિનિટની અંદર ગળની બસમાં ઊપડયા ને સાંજે ૬ વાગ્યે શિકાગોમાં ઇન્ટર્નૅશનલ હાઉસ પહોંચ્યા. નેહરુનાં શિકાગોનાં બીજાં બે ભાષણો આમંત્રિતો માટે જ હતાં, તે સવારે ૧૧ ને સાંજે ૪।। વાગ્યે હતાં. પણ અમે હિંદી વિદ્યાર્થીઓ તથા શહેરીઓ તરફના માનપત્રમાં જઈ પહોંચ્યા. તે પહેલાં બુધવારે રાત્રે રેડિયો પર પંડિતજીનું Second Policy Speech in U. S. A. સાંભળ્યું. તેમાં તેમણે સામ્યવાદની રીતો ને વ્યક્તિસ્વાતંત્ર્ય પરના અંકુશ પ્રત્યે વિરોધ બતાવ્યો ને એશિયાની દરિદ્રતા તથા પરતંત્રતા દૂર કરવા માટે અમેરિકાએ એકલપેટી સ્વાર્થનીતિ છોડી મદદ કરવી જોઈએ એમ કહ્યું. મહાત્માજીના સિદ્ધાંતોને સામ્યવાદ સાથે વિરોધમાં સરખાવી સમજાવ્યા, ને હિંદી પરદેશનીતિના સૂત્ર તરીકે આંતરિક વિકાસ માટે વિશ્વવ્યાપક શાંતિની જરૂરિયાત સમજાવી.

શિકાગોના ગવર્નરે એમની ઓળખાણ જગતના મૂઠીભર મહાન પુરુષોમાંના એક તરીકે આપી. પંડિતજીનો સાદ (શરદીને કારણે જ) હિંદ જેવો દર્દભર્યો ન લાગ્યો. પણ મોટો અવાજ અને સરસ ઉચ્ચારો તો ઘણી અસર કરતા.

વિદ્યાર્થીવર્ગે ગોઠવેલા માનપત્ર માટેના હૉલમાં લગભગ ૧૫૦ હિંદીઓ ને બીજા ચીના, હબસી, અમેરિકનો વગેરે ભેગા મળેલા. નેહરુએ કાળો-ભૂરો સૂટ પહેરેલો ને ઊભેઊભે પહેલાં અંગ્રેજીમાં ને પછી હિંદીમાં ૪૦ મિનિટ ભાષણ કર્યું. તેમાં "હવે માત્ર ડિગ્રીઓ લગાવવાથી હિંદ-સરકારમાં નહિ પેસી શકાય; જેઓ first rate કરી બતાવશે તેમને જ લેવામાં આવશે; તમે બધા હિંદના એલચીઓ છો; સારામાં સારું ભણો ને જુઓ; આપણે પહેલાંની માફક ઇંગ્લંડના બૅરિસ્ટરોનું કામ નથી,—સ્વતંત્રતા પહેલાં હતું, હવે તો એન્જિનીઅરોનું કામ છે; હિંદી ભાષા શીખી લો;" વગેરે હળવે સાદે પ્રેરક વાતો કરી. વાતાવરણ બહુ જ સાનુકૂળ ને આહ્લાદક હતું. પછી તે બેસી ગયા ને સીગરેટ પીવી શરૂ કરી. વિજયાલક્ષ્મી તો ફર્યાં કરતાં હતાં—ચાલાક, હસતી, ચમકતી, મીઠાબોલી સ્ત્રી તરીકે મેં તેમને પહેલી વાર જોયાં. તેમણે ભાઇને થોડી મિઠાઇ ખવડાવી.

પછી ધીરેધીરે મુલાકાતો શરૂ થઈ. હું ને ગુલાબચંદ નેહરુથી ફક્ત એક ફૂટ દૂર હતા—એટલા નજીક હતા. અમે તેમને પગે લાગ્યા ને પછી હાથ મેળવ્યા. ક્યાંથી આવ્યા વગેરે વાતો પૂછી. એક સ્ત્રીએ સોનાનું ઘડિયાળ ને ૧૦૦ ડૉલરનો ચેક ભેટ આપ્યાં. ઘડિયાળનું પૅકેટ ગુલાબચંદને આપી ઉઘડાવ્યું તે વિજયાલક્ષ્મીને આપી કહ્યું 'મેં જિંદગીમાં સોનું કદી પહેર્યું નથી; તો આ શા કામનું?' બહેન કહે, 'તો બીજા કોઇને આપી દેજો.' તેઓ પરસ્પર હિંદીમાં જ વાત કરતાં હતાં. ઇંદિરા ગાંધી બહાર મોટરમાં જ બેઠાં હતાં. તે આજબ શોભતાં હતાં. ડૉ. ચન્દ્રશેખર F. R. S. જે શિકાગોમાં જ છે તે મળવા આવ્યો,—નાનકડો, કાળાશપડતો, સાદો, પણ જબરો છે. એમ જુદાજુદા માણસો થોડીથોડી વારે મળી જતા હતા.

અંદર જવા માટે હિંદીઓ માટે પણ બે ડૉલર ફી હતી. જવાહરના ફોટાવાળો બિલ્લો ને ધ્વજ લગાડી જવાનું હતું. પછી અમે એમની આત્મકથા, જે મારી પાસે છે તે, લઇ ગએલા તેના પર ઑટોગ્રાફ માટે રજૂ કરી. વિજયાલક્ષ્મીએ તો ના પાડી; પણ નેહરુ કહે, 'લાવો ઇન્ડીપેન; મારી આ ચોપડી ઉપર ના ન જ કહેવાય.' એક હિંદીએ તેમનો સ્કેચ કરી સહી લીધી. જુદીજુદી યુનિવર્સિટીઓમાંથી ઘણા હિંદીઓ આવ્યા હતા. તેમાંના ઘણા તો વહેલા આવી ગયા.

નેહરુ સાડા સાત વાગ્યે ગયા પછી અમે શિકાગો જોવા નીકળ્યા. આ રીતે આટલી પાસેથી મુલાકાતનો સ્વપ્ને પણ ન મનાય તેવો લાભ મળ્યો તેથી અનહદ સંતોષ થયો. નેહરુ જરા વૃદ્ધ લાગ્યા. સવારે તે ખેતરોમાં ફરેલા ને ખેડૂતો સાથે જમેલા તેનાં વિગતવાર વર્ણનો અહીંના છાપાંઓમાં આવ્યાં છે. પહેલે પાને લગભગ ૩ા ઇંચના અક્ષરોમાં 'Nehru Arrives in the City' મથાળા સાથે ને નેહરુનો જભ્ભો, સુરવાલ ને ઉઘાડે માથે તાલવાળો ૮ ઇંચનો ફોટો આવેલો. ઉપરાંત તેની હૉટેલનો ફોટો વગેરે તો બહુ જ આવતા. એક દિવસના હૉટેલના તેને ૪૫ ડૉલર પડતા હતા; પણ સખત પહેરો, રસોઇયા તરીકે હૉટેલનો માલિક, વગેરે બહુ જ પ્રબંધ હતો.

અમે રાત્રે ૧૨-૨૦ની બસમાં બેસી અહીં સવારે ૫ વાગ્યે આવ્યા. બસમાં સૂવાની સગવડ હતી. શિકાગોમાં એક અમેરિકન સ્ત્રી સાથે પરિચય થઈ ગયો. તેણે છેવટ સુધી અમારી સાથે રહી બધું બતાવ્યું. અમારા માટે તેણે પોતાના પૈસા પણ ખર્ચ્યા. તેની છોકરી હિંદમાં થોડો વખત રહેલી. તેને હિંદની આધ્યાત્મિક શક્તિમાં ઘણો વિશ્વાસ હતો. તેનાથી માણસના દૈવી તત્ત્વ ને બ્રહ્માંડના તત્ત્વની એકતાનતા સાધી અણુબૉમ્બનો પણ સામનો થઇ શકે; માટે હિંદે એશિયામાં કમ્યુનિઝમને અટકાવવામાં મદદ કરવી જોઈએ; તે માટે વિજયાલક્ષ્મીને કાગળ લખીશ; વગેરે વાતો કરી. તેણે ઇલેક્ટ્રિક લોકલમાં મુસાફરી કરી શિકાગોની મોટી સ્ટેઈટ સ્ટ્રીટ બતાવી. રસ્તા પરનાં જબરાં થીએટરો, ટાવરો, ૧૮-૨૦ માળનાં મકાનો ને એ બધાં પરની રંગીન ફરતી ચમકતી લાઈટના દેખાવો જોયા.

સૌથી નવું તો અમે ટેલીવીઝન સ્ટૂડીઓ જોયો. તેમાં દૂરદૂરના દેખાવો કેવી રીતે ઘેરઘેર રેડિયોમાં દેખાય તેની આખી રીત તથા સામાન દેખાડ્યાં. સામાન્ય અમેરિકનને ત્યાં જવાની મનાઈ હતી; પણ અમને હિંદી વિદ્યાર્થીઓ તરીકે જવા દીધા. તેમાં પેલી સ્ત્રી તથા અમેરિકન ન્યૂઝ ડાયરેક્ટર વચ્ચે આંતરરાષ્ટ્રીય રાજકારણ પર સારી ચર્ચા થઈ. આવી બીજી ચર્ચાઓ પરથી (અનુ૰ પૃ. ૧૦૯ મે)

**લાલ જાદૂગર** (અનુસંધાન પાછળના પૃ. ૮૪ થી ચાલુ)

નથી. અને મને પ્રતીતિ કરાવી આપ્યા પહેલાં હું એમાંનું કશું જ માનવા પ્રેરાઉં તેમ નથી..' સર ગૅડ્રૂરબીએ જણાવ્યું.

'પ્રતીતિ કયા પ્રકારની ?' વાસે સ્વસ્થપણે સામો સવાલ કર્યો.

'હમણાં એકાદ કલાક બાદ તમે જાહેરમાં પ્રયોગ કરવાના છો ને?'

'બરાબર છે.'

'વારુ; તો જુઓ. તમારા પ્રયોગ પહેલાં અમે આખું થીએટર તપાસી જવા માગીએ છીએ. આખા યે પ્રયોગખંડમાં, અમને ઠીક લાગશે ત્યાં, માત્ર અમે જ જાણતા હોઇએ એવી કેટલીક ખાનગી સંજ્ઞાઓ સાથેનાં સીલ અમે મૂકીશું અને પ્રયોગને અંતે એ સંજ્ઞાઓ જેવી ને તેવી અક્ષુણ્ણ જણાશે તો ત્યાર પછી અમે શંકા નહિ કરીએ.'

વાસ જવાબમાં માત્ર હસ્યો.

અને એ હાસ્ય કરમાવા દીધા વિના તે સર ગૅડ્રૂરબીને સંબોધતો બોલ્યો: 'ઓહો ! બસ એટલું જ ને, સર ગૅડ્રૂરબી ? એટલા સારુ કરીને મારે ઠેઠ થીએટર સુધી આવવાની યે જરૂર નથી. તમે લોકોએ તો એ જોએલું જ છે.' અને પછી મેજનું ખાનું ઉઘાડતો બોલ્યો: 'લો, આ સીલ કરવાની લાખ અને કાળી દોરી લેતા જાઓ. તમારે જ્યાં પણ જે કંઈ કરવું હોય તે બેધડક કરજો. વારુ, તમે તમારું કામ ચલાવો; દરમિયાન હું મારું કામ પતાવી નાખું.'

બ્રાઉએ ધીરે રહીને લાખ તથા દોરી લઈ લીધાં. વાસે હસતાં હસતાં એમને વિદાય આપી.

ટર્નર થોડીક પાછળ રહી ગએલી જોન સાથે કંઈક વાત કરવાને થોભવા જતો હતો ત્યાં તો બ્રાઉએ બૂમ પાડી: 'ચાલો, આપણી પાસે હવે બહુ સમય નથી.' અને ત્રણે જણ ત્યાંથી ઊપડી નીકળ્યાં. પ્રયોગખંડમાં જઇને જ્યાં કંઈ પણ નજર ફેંકી ત્યાં નર્યું પોલાદ જ જણાતું હતું. આમ છતાં તેમણે મંચના પરદા, પ્રવેશદ્વાર વગેરે પર સીલ, સંજ્ઞાઓ આદિ તો કર્યાં જ.

પ્રયોગનો સમય પણ હવે થવા આવ્યો હતો. જમા થતા જતા પ્રેક્ષકોમાં શ્રીમંતો, વિદ્વાનો અને વિજ્ઞાનીઓ સુદ્ધાં હતા. ટર્નર, જોન અને સર ગૅડ્રૂરબી બ્રાઉ ત્રણે પહેલી જ હારમાં ગોઠવાઇ બેઠાં.

વાસ પ્રયોગમંચ પર આવી પહોંચ્યો. આવતાં વેંત એણે આ જ વાક્ય પહેલું સંભળાવ્યું: 'મિત્રો, હજી યે મારી—એક મંગળ-નિવાસીની શક્તિમાં અશ્રદ્ધા ધરાવતા કોઇકોઈ પ્રેક્ષકો છે ખરા !'

અને જવાબમાં એવા પ્રેક્ષકોની ઠઠ્ઠા રૂપ હાસ્ય પ્રેક્ષકોના સમુદાયમાંથી સંભળાઇ ઊઠ્યું.

વાસે અગાઉની માફક એના એક પછી એક પ્રયોગો કરવા માંડ્યા. અને એ સૌને અંતે એણે આગલી હરોળમાં બેઠેલી ત્રિપુટીને તેમની શંકાનું સમાધાન કરી લેવા મંચ પર નિમંત્રી. ત્રણે જણે જઇને તપાસ્યું તો પોતાનાં સીલ-સંજ્ઞા આદિ જેવાં ને તેવાં અકબંધ રહેલાં જણાયાં. દોરીના તાર સુદ્ધાં યથાસ્થાને રહેલા. આ બધું જોઈને તદ્દન નિઃસંશય ન બન્યા છતાં સર ગૅડ્રૂરબીને જાહેરમાં એટલું તો કહેવું પડ્યું કે 'વાસ, હવે પછી આ બાબતમાં હું વિશેષ કંઈ તમને નહિ પૂછું.'

વાસનું ભારે મસ્તક સહેજ નમ્યું અને ત્રણેએ વિદાય લીધી.

પરંતુ થોડેક ગયા હશે ત્યાં ટર્નર એકાએક થોભી ગયો. એણે બ્રાઉ અને જોનને પાસેના એક રેસ્તોરાંમાં પોતાને માટે રાહ જોતા બેસવા જણાવ્યું અને મારતે પગે ત્યાંથી ઊપડી નીકળ્યો.

વાસની મુલાકાત વખતે ટર્નરે એ જોઈ લીધેલું કે તેના કમરાની પછીતની એક બારી અધખૂલી રહી ગએલી હતી. એ જો હજુ ય ઉઘાડી હોય તો ? વાસ જરૂર હજુ અરધોએક કલાક સુધી બીજા વિજ્ઞાનીઓ ને પત્રકારો સાથેની વાતચીતમાં રોકાએલો રહેવાનો હતો, એટલે ટર્નર એ તકનો લાભ લેવા દોડી નીકળેલો.

થોડી વારમાં તો તે પેલી ઉઘાડી બારી સામે આવી લાગ્યો. કળેબળે ઉપર ચડી અંદર નજર નાખી, અને અંદર કોઇની હાજરી ન જણાતાં ધક્કો મારી, આખી બારી ખોલી દઈને અંદર પ્રવેશ્યો. વાસ હજુ પ્રેક્ષકો સાથે જ રોકાએલો હતો. ટર્નરે એક ચપળ દૃષ્ટિ આખા ખંડમાં ફેરવી લીધી અને પછી ભીંત આગળના એક મોટા સોફાની પાછળ ઘુસી જઈને ત્યાં પડ્યોપડ્યો રાહ જોવા લાગ્યો.

રાહ જોતાં જોતાં એ લગભગ કંટાળવા આવ્યો હતો ત્યાં ખંડનું બારણું ઊઘડતું સંભળાયું. ટર્નર જરાક વધુ સંકોચાઈને બેઠો. થોડી વારે બારણું બંધ કરતાં કરતાં પોતાની સાથેની બીજી એક વ્યક્તિને સંબોધતો વાસ અંદર પ્રવેશ્યો: 'એલસી, આજે આમ કેમ થયું ? ક્યાંકથી પણ પાવર લીક થતો હોવો જોઈએ. મને કેટલાયે આંચકા અનુભવવા પડેલા.'

સાથેની વ્યક્તિએ જવાબ આપ્યો: 'બાપુ, પ્રયોગ દરમિયાન તો તમારી સાથે કશી વાત ક્યાંથી થઇ શકે ? બાકી એક ઇન્સ્યુલેટર-બૅન્ક થોડી બગડી છે. પાવર ઓછો ને ઓછો થતો જતો હોઇ એ દુરસ્ત કરવી જ પડશે.'

'એમ ? ચાલો; એ તો જાણે દુરસ્ત કરીશું; પણ બેનસન શું કરે છે ?' વાસે પૂછ્યું.

'બધું યથાસ્થાને મૂકવામાં રોકાએલો છે.'

આમ વાતો કરતાં બંને ત્યાંથી ઊપડ્યાં અને એમના અવાજ સાથે એમનાં પગલાં પણ તદ્દન અશ્રાવ્ય બની ગયાં, એટલે ટર્નર હળવેક રહીને સોફા પાછળથી બહાર નીકળ્યો.

બહાર નીકળીને પહેલી નજર એણે બારણાં તરફ નાખી.—એ બંધ જ હતું, પણ અંદરથી ! આમ કેમ ? વાસ અને તેની પુત્રી ક્યાં ગયાં ? ટર્નર થોડી વાર દિઙ્મૂઢ ઊભો રહ્યો. પણ ત્યાં ઉઘાડી બારી વાટે આવતા પ્રકાશમાં એક છેડે કંઈક બખોલ જેવું એની નજરે પડ્યું. પોતાની પહેલી તપાસમાં તદ્દન નક્કર જણાએલી ફરશમાં આ વળી બખોલ ક્યાંથી ? એ હળવે પગલે ત્યાં પહોંચ્યો અને અંધારા પોલાણમાં પગ સેરવી જોયું તો પગથિયાં જેવું જણાયું.

શું કરવું ? અંદર ઊતરવું કે નહિ ? ટર્નર જેવા સાહસિક પત્રકારને એ વિમાસણ બે પળથી વધુ ન ચાલી. હિંમત કસીને એ એક પછી એક પગથિયાં ઊતરવા લાગ્યો. ચોક્કસ, વાસ અને તેની પુત્રી બહાર ક્યાંય નહિ પરંતુ અહીં જ પેઠાં હોવાં જોઈએ.

કપરા વળાંક લેતાં એ પગથિયાંવાળી ચક્રાકાર સીડીને છેક છેડે પહોંચતાં બરાબર સામે જ એક આલેશાન ખંડ ધોધમાર રોશની-થી ઝગમગી રહેલો દેખાયો. સંખ્યાબંધ વીજળિક યુક્તિપ્રયુક્તિઓ એમાં યોજવામાં આવેલી હોય તેમ લાગ્યું. ટર્બો-જેનરેટરો, ડાયનેમો, ઈલેક્ટ્રો-મૅગ્નેટો અને કૂલીંગ-ટ્યૂબો, ઇન્સ્યુલેટર-બૅન્કો અને જબરાં સ્વિચબોર્ડો,—અને આ બધા વચ્ચે ભૂરા પોશાકમાં સજ્જ અનેક માણસો કામ કરી રહ્યા હતા.

'કમાલ છે આ !' ટર્નર સ્વગત બોલી ઊઠ્યો. 'વાસે તેના મંદિર માટે આટલી વિશાળ જગ્યા અમસ્તી જ નથી રોકી. ઉપરથી સૂની જેવી લાગતી એ વિશાળ જગ્યા નીચે એટલું જ વિશાળ આ ભોંયરું હોવાની અને એમાં એની યુક્તિપ્રયુક્તિમાં સહાયક આટલા બધા માણસો કામ કરતા હોવાની કોઇને ગંધસરખી પણ ક્યાંથી આવે ? વીજળિક શક્તિ પણ એ પાણી દ્વારા જાતે જ ઉત્પન્ન કરી લે છે, એટલે

વીજળીઘર કનેથી વધુ પાવર માગવાની એને જરૂર પણ શી રહે?'

એ આમ સંકલ્પવિકલ્પો દોડાવી રહ્યો હતો ત્યાં વાસ ને એની પુત્રી એ બાજુ આવતાં દેખાયાં. ટર્નર તરત જ ત્યાંથી પોબારા ગણી ગયો ને પેલી બારી વાટે બે મિનિટમાં બહાર પહોંચી ગયો.

દોડતો ક ને એ બ્રાક તથા જોનને જઈ મળ્યો. રેસ્તોરાંમાં બેઠે બેઠે એકીશ્વાસે આખી યે વાત તેણે એ બન્નેને કહી સંભળાવી.

'તો તો પછી તે એબલ કાર્ટન જ હોવો જોઇએ, બીજો કોઇ જ નહિ.' જોન અધીરાઈથી બોલી ઊઠી.

'એમાં કશી જ શંકા હવે નથી રહેતી.' ટર્નર સંમત થતો બોલ્યો: 'પેલી છોકરી એ એની પુત્રી જ છે. એ એક અસામાન્ય વિજ્ઞાની છે, વીજળીનો જાદુગર છે, એ નિર્વિવાદ છે. પરંતુ તે આ બધું શા માટે કરે છે તે કંઇ સમજી શકાતું નથી. આજે થોડોક પાવર લીક થયો ન હોત તો આપણને એટલું યે જાણવા ન મળત. એ છે તો બધી વીજળીની જ રમત, એ આપણે જાણી ચૂકયા છીએ, એટલે હવે તેને સપડાવવો એ પહેલાના જેટલું મુશ્કેલ નથી.'

આટલું કહી એણે સર ગૅડ્રરબી સાથે કંઇક મસલત કરી. સર ગૅડ્રરબી સહર્ષ સહકાર આપવાનું કબૂલતા ટર્નરનો ખભો થાબડી રહ્યા.

[૬]

ટર્નર, જોન અને સર ગૅડ્રરબી બ્રાક ત્રણે હવે એકબીજાના સતત સંપર્કમાં રહેવા લાગ્યાં હતા.

છેવટે એક દિવસ નક્કી કરીને ત્રણે વાસના પ્રયોગો જોવા ગયાં ને પહેલાંની જેમ જ એના પ્રયોગમંચ સામે પહેલી હરોળમાં ગોઠવાઇ બેઠાં. જોનના હાથમાં આ વખતે એક નાની પેટી પણ હતી.

જેવો વાસ મંચ પર આવીને સસ્મિત ઊભો રહ્યો કે ટર્નરે જોનના હાથમાંથી પેટી લઇ લીધી. તેણે એ ખોલીને કશુંક અંદર સેરવી દીધું અને પાછી બંધ કરી દીધી. તાત્કાલિકભાગ્યે જ પરખી શકાય એવો ધીમો ગણગણાટ એ પેટીમાંથી શરૂ થઈ ગયો હતો.

'હવે આપણે પ્રયોગોનો પ્રારંભ કરીએ.' જેવા ને તેવા સ્મિત સાથે વાસ બોલ્યો: 'સૌ પ્રથમ તો આપણે ગેબમાંથી એક જીવતી-જાગતી યુવતીને અહીં ઉતારીએ. જુઓ—' એમ કહેતાં એણે હાથ હલાવ્યો, પરંતુ કશું જ પરિણામ ન જણાયું! બીજી વાર એમ કર્યું, પણ એ જ નિષ્ફળતા!

'ઓહ, માફ કરજો, મિત્રો!' ક્ષમાયાચક અવાજે તે બોલ્યો: 'આજે કોણ જાણે શા કારણે પણ મારાથી મારું સઘળું લક્ષ કેન્દ્રિત નથી કરી શકાતું'

પ્રેક્ષકગણ અવાક બનીને વાસ સામે તાકી રહ્યો હતો. હવે પેલો ગણગણાટભર્યો અવાજ વધુ ને વધુ જોર પકડતો જઇને વાતાવરણને વધુ સ્તબ્ધ બનાવી રહ્યો હતો. અકળાએલો વાસ ઘડીમાં આમ તો ઘડીમાં તેમ નજર દોડાવી રહ્યો હતો. છેવટે હતાશ થઇને એ પાછાં પગલાં ભરવા જતો હતો ત્યાં તો સામે જ બેઠેલા સર ગૅડ્રરબી બ્રાક પ્રયોગમંચ પર કૂદી જઇને સીધા વાસ કને પહોંચી ગયા અને તેને ખભેથી પકડતા બોલ્યા: 'વાસ, આ આટલા બધા પ્રેક્ષકો તારાં બહાનાં સાંભળવા નથી આવ્યા. પ્રયોગો જોવા આવ્યા છે.'

'હા, હા, અમને પ્રયોગો કરી બતાવો.' પ્રેક્ષકોમાંથી અવાજ ઊઠવો શરૂ થઈ ગયો.

'આજે મારું ચિત્ત...'

'આ તારું ચિત્ત!' કહેતાં સર ગૅડ્રરબીએ વાસના લમણા પર જોરથી એક મુક્કો લગાવ્યો કે એની સાથે જ, વિશાળ લલાટ સાથેનું વાસનું બનાવટી મસ્તક દૂર ઊછળી પડ્યું, અને અપાર્થિવ લાગતો વાસ એકાદ સામાન્ય પાર્થિવ મનુષ્ય જેવો દેખાવા લાગ્યો! થોડા ઘણા સફેદ કેશ સાથેના તેના ટાલિયા માથા પર પરસેવાનાં બુંદ ચમકી ઊઠ્યાં.

હવે ટર્નર પણ મંચ પર આવી લાગ્યો. ક્ષુબ્ધ બનેલા પ્રેક્ષકસમુદાયને શાંત રહેવાની ઈશારત કરતો તે બોલ્યો:

'મિત્રો! પોતાને મંગળનિવાસી ગણાવતો આ વાસ એ બીજો કોઈ જ નહિ પરંતુ ફ્રાન્સ ચાલ્યો ગએલો વિજ્ઞાની એબલ કાર્ટન છે. એની બધી કરામતનો આધાર વીજળીશક્તિ પર રહેલો છે. એ શી રીતે આ બધું કરી શકે છે એ તો આપણે નથી જાણતા, પણ એનો મુખ્ય સ્રોત તો વીજળીશક્તિ જ છે એ અમે જાણી ચૂકયા છીએ. એનું એકાદ યંત્ર જો બગડ્યું ન હોત તો અમે સુદ્ધાં એ જાણી ન શકત.'

ત્યાર બાદ ટર્નરે પોતે નજરે જોએલી બધી વાત કહી સંભળાવી, અને છેવટે પોતે એ લાલ જાદુગરને શી રીતે સપાટામાં લીધો એ સમજાવતાં જણાવ્યું: 'વાસની બધી હિકમત જાણી લીધા પછી આજે અમે કેટલાંક જરૂરી સાધનો સાથેની આ નાનકડી પેટી અહીં લેતાં આવેલાં. એમાં એક વેઈવલૅંગ્થ-સ્ટૉપવૉચ પણ છે, જે રેડિયોના તરંગમાન તથા વીજળિક આવર્તનોને માપવા માટે વપરાય છે. કાર્ટન જે વીજળિક શક્તિ વાપરે છે તેનું તરંગમાન એ પરથી અમે જાણી લીધું. ત્યાર પછીનું કામ તો તદ્દન સહેલું હતું. એક અવરોધક વીજળિક તરંગ (Interference wave) ઊભો કરવાનો રહેતો હતો, જે કાર્ટનની વીજળિક શક્તિની સઘળી સમતુલા ખોરવી નાખે. આ પેટીમાં અમે એવું તરંગજનક સાધન મૂકેલું છે, જેને લઇને અમે તે કરી શક્યાં—વસ્તુતઃ હજુ પણ તે ચાલુ જ છે. કેમ, ખરુંને, વાસ!'

એટલું કહેતો ટર્નર વાસ તરફ ફર્યો. વાસને તો મોં ભારે થઈ પડી હતી.

'પોલીસ! પોલીસ!' કોઇક બોલી ઊઠ્યું અને ખરેખર પોલીસ ત્યાં આવી પહોંચી હતી. વાસના પ્રયોગોમાં અંતરીક્ષમાંથી ઊતરતી છોકરી—વસ્તુતઃ તેની પુત્રી અત્યારે પોલીસના કબજામાં જ હતી. અને એની સાથે બૂરો પોશાક પરિધાન કરેલા વાસના કર્મચારીઓ.

'બાપુજી!' પોલીસ સાથે પ્રયોગમંચ સુધી આવતાં તો એ છોકરી રડી ઊઠી: 'બાપુજી, આ બધું શું બની ગયું?'

'મેં જ પોલીસને પહેલાં ભોંયરાનું કામ પતાવી લઇને પછી અહીં આવવા જણાવેલું.' ટર્નરે ઠંડે કલેજે જવાબ આપ્યો: 'અને કાર્ટન! અત્યારે આ ઘટસ્ફોટ પછી પોલીસ જ તને સારામાં સારું રક્ષણ આપી શકે, એમ નથી લાગતું?'

'એ તો કોણ જાણે. પણ હું મારી જાતને ખુશીથી પોલીસને હવાલે સોંપી દઉં છું. આવો, ઓફસી!' વાસ નિસાસો બોલ્યો.

વાસને, એની પુત્રીને, પોલીસને તથા સ્તબ્ધ પ્રેક્ષકસમુદાયને ત્યાં જ છોડીને ટર્નર, જોન તથા બ્રાક ધીમે રહીને ત્યાંથી સરકી ગયાં.

આ ઘટનાની જાણ વીજળીવેગે ફેલાઈ ગઈ હોઈને લોકોનાં ટોળાં ને ટોળાં મંદિર તરફ ધસી રહ્યાં હતાં. વાસ, તેની પુત્રી તથા તેના કર્મચારીઓને પોલીસે મજબૂત કૉર્ડન નીચે બહાર લાવીને એમને માટે તૈયાર રાખેલી ગાડીમાં બેસાડી દીધાં.

[૭]

અડધા કલાક બાદ એ આખો યે રસાલો ન્યૂ સ્કૉટલૅન્ડ યાર્ડના ડિટેક્ટિવ-ઈન્સ્પેક્ટર વિલિસની ખાનગી કચેરીમાં એકઠો થયો. વિલિસ એ પળિયાંવાળા વિજ્ઞાનીને નિર્નિમેષ નિહાળી રહ્યો હતો.

'તમે જાણો જ છો, પ્રોફેસર, કે તમને જૂઠા પ્રતિનિધિત્વ (ફૉલ્સ રેપ્રીઝેન્ટેશન) ના આરોપ નીચે પકડવામાં આવ્યા છે. જૂઠા પ્રતિનિધિત્વ દ્વારા તમે નાણાં મેળવ્યાં છે-ગમબલખ નાણાં; અને પોતે

અન્ય ગ્રહમાંથી ઊતરી આવેલા હોવાનું જણાવીને આખી દુનિયાને તમે ઉપરતળે કરી નાખેલી છે.' વિલિસે ધીમે સાદે જણાવ્યું.

'મારા પ્રિય ઇન્સ્પેક્ટર,' કાર્ટન તેને સંબોધતો બોલ્યો: 'મને લાગે છે કે કાયદાની અદાલતમાં તમને આ આરોપ પુરવાર કરવાનું અત્યંત મુશ્કેલ થઇ પડશે. પૂરું વળતર વાળ્યા વિના કોઈની પાસેથી કશા પૈસા ન લેવાની ખાસ ખબરદારી મેં રાખેલી છે. કોઇને કશું જ નુકસાન નથી કર્યું, કે તેમ કરવાનો ઇરાદો પણ નથી સેવ્યો. મારી આખી મેં યોજના, જો સાચું કહું તો, દુનિયાની નજરે મને વ્યાજબી ઠરાવવાની હતી.'

'આથી તમે એકરાર કરવા માગો છો એમ સમજવું?' ઇન્સ્પેક્ટરે સવાલ કર્યો.

'એકરાર કરતાં હું એને નિવેદન કહેવાનું વધું પસંદ કરું.' કાર્ટને સ્પષ્ટીકરણ કર્યું: 'ટૂંક સમયમાં જ હું મારા ખરેખરા હેતુને વ્યક્ત કરવાનો જ હતો, પરંતુ ટર્નરે વચ્ચે જ મને પકડી પાડ્યો હોઇને મારે હવે કશું સંતાડવાનું નથી રહેતું. હવે હું તેનો ફોડ પાડીશ.'

'બરાબર છે.' કહેતાં વિલિસે પડખે ફરીને ત્યાં બેઠેલા કારકુનને જણાવ્યું: 'કૉનરૉય, બધું નોંધી લેજે.'

અને એકલા કૉનરૉયે જ પોતાની નોંધપોથી તૈયાર નહોતી રાખી. જોન અને ટર્નર પણ પેન્સિલ તોળીને તૈયાર બેઠાં હતાં.

કાર્ટને પોતાની કેફિયત શરૂ કરી: 'સરકારે પોતાનો શસ્ત્રીકરણનો કાર્યક્રમ જ્યારે ટોચે પહોંચાડેલો ત્યારે દેશને અમૂલ્ય થઈ પડે અને ખરેખરી કટોકટી વખતે દેશને બચાવી લે એવી કેટલીક વૈજ્ઞાનિક શોધોમાં સરકારને રસ લેતી કરવાને મેં પ્રયત્ન કરેલો. હું સરકારી અધિકારીઓનો દોષ નથી કાઢતો, પરંતુ એ લોકોનો દોષ કાઢું છું જેમણે મને અને મારી શોધોને સાંભળવા સુદ્ધાં ના પાડી દીધેલી. એમણે મને એકાદ પાગલ જેવો જ ગણી કાઢેલો.' આટલું કહી કાર્ટને કટુતાપૂર્વક પોતાના હોઠ ભીડ્યા, અને ધીમેધીમે પાછું આગળ ચલાવ્યું:

'કોઇ વિદેશી સત્તા તરફથી, અલબત્ત, મને સારો વર્તાવ મળ્યો હોત; પરંતુ મારામાં યે રાષ્ટ્રભક્તિ છે. હું કોઇને હાનિ પહોંચાડવા નહોતો માગતો. મેં એક અખબારી નિવેદન પ્રસિદ્ધ કરેલું—અહીં બેઠેલા મિસ વિનગેટ દ્વારા,–અને એવી ઉમેદ રાખેલી કે લોકોમાંથી તેને સમર્થન મળશે. પરંતુ એવા કશા સમર્થનને અભાવે છેવટે મેં મારો દેશ છોડ્યો અને લોકોને આકર્ષવા સાથે તેમને મારી શોધો સમજાવવાની કોઇ યુક્તિ માટે હું મહિનાઓ સુધી મથતો રહ્યો. છેવટે મંગળનિવાસી સોલ્લિવસ વાસનો ખ્યાલ મને સુપ્રયોજ્ય લાગ્યો. એક વાર જો હું લોકોનું,—જરૂર પડ્યે દુનિયાનું, લક્ષ ખેંચી શકું, તેમને મારી શોધોની પ્રતીતિ કરાવી શકું તો તેઓ સ્વયં પોતાની શાંતિ અને સલામતી માટે મારી એ શોધો વપરાવાની માગણી કર્યા વિના નહિ રહે, એવા ખ્યાલે હું એલસીને સાથે લઇ સસેક્સ મુકામે, દુનિયાથી તદ્દન અજ્ઞાત રહીને, પાછો ફર્યો અને ત્યાં એક ભૂગર્ભ-પ્રયોગશાળામાં મારા પ્રયોગો આગળ વધારવા લાગ્યો.

'ત્યારબાદ મેં મંગળનિવાસીનો વેશ સજ્યો. છાતી અને વાંસાને એ હતાં તે કરતાં વધારે મોટાં દેખાય એટલા માટે એમના પર પૅડિંગ કર્યું, અને મસ્તક પણ કૃત્રિમ રીતે મંગળનિવાસીનો આભાસ આપવાને મોટું બનાવ્યું.' અને ત્યાર પછી, ચહેરા પર સહેજ મલકાટ આણતો તે બોલ્યો, 'અને પેલું અંતરીક્ષયાન! ધાતુનો એ ગોળો ઊડી શકે તેમ હતો જ નહિ, કદાપિ શક્ય પણ નથી. એની અંદરનું યંત્રકામ તદ્દન નકામું હતું—જોવામાં પ્રભાવકારક, પરંતુ ઉપયોગમાં નિરર્થક. ફાવે તે રીતે ઊભું કરી દીધેલું હોવાને લઇને તે એક રહસ્ય સમું લાગતું હતું. મૂળે તો બે જુદાંજુદાં અરધિયાંમાં ગોઠવીને ગાડા મારફત મારા ઘરથી ત્રણેક માઇલ પર એ મૂકેલાં, અને પછી બંનેને જોડી કાઢેલાં. ઑક્સી-એસીટીલીન વેલ્ડરો આજે બે જુદીજુદી ધાતુઓને જોડી દઈ શકે છે, પરંતુ સાંધાનું નિશાન તે પર રહી જાય છે. પરંતુ મારી શોધ એવું કશું નિશાન રહેવા નથી દેતી. મારી શોધ વિદ્યુત્ચુંબકીય પ્રક્ષોભ (ઇલેક્ટ્રો-મૅગ્નેટિક ઍજિટેશન) દ્વારા બંને ધાતુઓના અણુઓને એવા ભેળવી દે છે કે સાંધા જેવું કશું રહે જ નહિ,—જેમ પાણીમાં પાણી ભેળવતાં કશું નિશાન નથી રહેતું તેમ. સવારના અઢી વાગ્યે કશી અવરજવરનો સંભવ નહોતો, એટલે એ બધું કામ નિરાંતે પતી શક્યું. પાછા વળતાં અમે ગાડાના પડેલા ચીલા પણ ભૂંસી નાખવાનું નહોતાં ચૂક્યાં.'

'અને પેલા દોરડાના જાદુનું શું?' વિલિસે સવાલ કર્યો.

'એમાં ઉચ્ચ કક્ષાની વૈજ્ઞાનિક તાલીમ જોઇએ છે. સાચું કહું તો, અદૃશ્યીકરણનું રહસ્ય મેં પ્રાપ્ત કર્યું છે. આ અવલ દરજ્જાના રહસ્યને પણ સરકારે તો સ્વીકારવાની મુદ્દલ તત્પરતા નહોતી બતાવી. તમે એટલું તો જાણતા જ હશો કે આપણને જે કંઈ દેખાય છે તે પ્રકાશના તરંગોને આભારી છે. દાખલા તરીકે હું તમને જોઇ શકું છું કારણકે તમે મારા પ્રત્યે પ્રકાશતરંગોનું પુનરાવર્તન કરી રહ્યા છો. વસ્તુતઃ તમે એવા પ્રકારના અણુઓનો સમુચ્ચય છો, કે તમારા પર પડતો પ્રકાશ, આપણે જેને મનુષ્ય કહીએ છીએ એવી તમારી આકૃતિ નિપજાવે છે. પ્રકાશતરંગો સીધી રેખામાં જ ગતિ કરે છે. જલ તેમને પરાવર્તિત કરી શકે છે, જ્યારે કોઈ અપારદર્શક વસ્તુ તેમને તદ્દન રોકી દઇ શકે છે. વૈજ્ઞાનિક ભાષામાં 'સ્ટીરીઓઆઈસોમર' ગણાતા પદાર્થો એ પ્રકાશતરંગોનું 'પોલેરાઇઝેશન' પણ કરી શકે છે. ફેરાડેના અખતરાઓએ સિદ્ધ કર્યા મુજબ પ્રકાશ વીજળીમય છે, અને તમામ વીજળિક ક્ષેત્રોની પેઠે તેનું પણ નિયંત્રણ સહેલું જ છે. એટલે પ્રકાશમાં રહેલી મૂળભૂત વીજળી પર સીધી અસર કરે એવું ચુંબકત્વ શોધવું જોઇએ. જે સામાન્ય ચુંબક લોઢને હલાવે છે તે પ્રકાશના તરંગોને પણ ફાવે તેમ હલાવી દઈ શકે. તેની યુક્તિ સધાય તો કોઈ પણ વસ્તુ પરના પ્રકાશને પાછો હડસેલી દઈ શકાય. એ માટે મેં સાધન નિપજાવ્યું. પહેલી પરીક્ષામાં જ મને જણાઈ આવ્યું કે મારા ચુંબકત્વની કક્ષામાંની કોઈ પણ વસ્તુને તાત્કાલિક અથવા ક્રમશઃ અદૃશ્ય કરી શકાશે. એ સાધનને પછી મેં બૅટરીમાં સમાવી લીધું. એ બૅટરી શરીર પર લગાડીને સહેજે અદૃશ્ય થઈ શકાય છે. એમનામાં અમુક પ્રકારની શક્તિ છે જે શક્તિ એકીસાથે લગભગ ચોવીસ કલાક તો ટકે જ છે. ટ્રફાલ્ગર સ્કવેરમાં મેં જે દોરડું હવામાં ઉછાળેલું તેને છેડે આંકડો બાંધેલો હતો અને ત્યાંથી પસાર થતા ટેલીગ્રાફના એક તારમાં મારા મદદનીશ બેનસને એ દોરડું બરાબર ભેરવી દીધેલું. બેનસન અને હું અદૃશ્ય રહીને બધું બરાબર ગોઠવી લીધા બાદ જ હું સૌના આશ્ચર્ય વચ્ચે એકાએક દૃશ્યમાન બનેલો. દોરડું ચડતાં ચડતાં તાર સુધી હું પહોંચ્યો કે મારા શરીરે લગાડેલી બૅટરી મેં ચાલુ કરી દીધી અને તત્ક્ષણ અદૃશ્ય થઈ ગયો. પછી ધીમેધીમે દોરડું ખેંચી લીધું. મારા હાથ પર વીંટાતાં તે પણ અદૃશ્ય થઈ ગયું. મારી નીચે જ્યારે પાછા ઊતરવાને થોડીક જગ્યા થએલી જોઈ કે હું નીચે સરકી પડ્યો અને લાગલો જ ત્યાંથી દોડી નીકળ્યો. વિક્ટોરિયા સ્ટેશનના છાપરા પર પહોંચીને હું મારા અદૃશ્યપણાથી થોડી વાર મુક્ત રહ્યો અને ત્યાર બાદ પુનઃ અદૃશ્ય બનીને મારા પ્રયોગના પરિણામની ઉત્સુકતા સાથે પાછો ફર્યો.'

'આવી બધી શોધો છતાં સરકાર તમને દાદ ન આપે એ તો નવાઈ જેવું.' વિલિસ બોલ્યો.

'કદાચ હવે આ નિવેદનની પ્રસિદ્ધિ પછી દાદ આપે તો નવાઈ નહિ.' કાર્ટર ગણગણતો બોલ્યો. ત્યાર બાદ એકાદ પળ વિચાર કરીને એણે ફરી શરૂ કર્યું: 'અરે હા, પેલી આગની વાત તો રહી ગઈ.' તે સસ્મિત બોલ્યો: 'ચોકમાંના મારા ભાષણ પહેલાં મેં જાતે જ એ શરૂ કરેલી. એ જૂની ઈમારતોના ભોંયતળિયે મેં અગ્નિથી અભેદ્ય એવા ચાર ગોળા મૂકેલા અને આગ દરમિયાન એ ક્યારે ફૂટશે તેનો સમય પણ મેં બરાબર મેળવી લીધેલો. એ ફૂટતાંની સાથે એમાંથી એક અત્યંત શક્તિશાળી વાયુ—મૂળતઃ તો કાર્બન ડાયૉકસાઈડ અને એની સાથોસાથ એક એવો બીજો ભારે વાયુ છૂટે જે ઑક્સિજનના સઘળા અણુઓ શોષી લે. પરિણામે એ વાયુ જ્યાં જ્યાં પહોંચે ત્યાં આગ એની મેળે શાંત પડી જાય. મેં મેળવેલા સમયમાં આગ શાંત પાડવા માટે ચાર ગોળા મારી ગણતરી પ્રમાણે પૂરતા હતા.'

એટલું બોલીને કાર્ટર અટક્યો. બધા આશ્ચર્યમૂઢ બની ગયા હતા. છેવટે ઈન્સ્પેક્ટર વિલિસ બોલ્યો: 'માત્ર અદૃશ્ય બનવાની શોધથી જ જગત પર વર્ચસ જમાવી શકાય તેમ હોવા છતાં તમારા જેવા આદમીને આવા પ્રદર્શનના ખેલ કરવા પડે ?'

'વર્ચસ ? અને તે ભય તથા બળપૂર્વક ?' કાર્ટરે માથું ધુણાવ્યું. 'ના, ઈન્સ્પેક્ટર, મારે લોકોને સલામત બનાવવા છે, ભયભીત નહિ.'

'અને દૂર દૂર બનતા બનાવોની આગાહીનું શું ?' ટર્નરે પ્રશ્ન કર્યો.

'ટેલીવીઝન દ્વારા.' કાર્ટરે જવાબ આપ્યો: 'પણ એ ટેલીવીઝન અત્યારે જે રીતનું સ્કૅનિંગ થાય છે એવું નહિ. મેં શોધેલા ટેલીવીઝનના પ્રકારમાં ટ્રાન્સમીટરની જરૂર નથી રહેતી. મારી રચના એક એવો વાહક-તરંગ (કૅરિયર વેઈવ) જન્માવે છે જે એક્સ-રેની માફક તમામ ઘન પદાર્થોમાંથી પસાર થઈ શકે છે—ખુદ પૃથ્વીમાંથી પણ. પ્રકાશતરંગોનો પ્રત્યાઘાત આ વાહક તરંગોને માત્ર છેડે થાય છે—જેવી રીતે લાકડીનો માત્ર છેડો જ જમીનને સ્પર્શતો હોય છે તેમ. આ પ્રત્યાઘાતને લઈને પ્રકાશતરંગો આંદોલનો રૂપે તેમના સ્રોત ભણી પાછા વળે છે, જ્યાં તેઓ પાછા મૂળ પ્રકાશતરંગોના રૂપમાં આવે છે—જેવી રીતે રેડિયો તેના મૂળ પ્રક્ષેપ (ઓરિજીનલ ટ્રાન્સમિશન)ને શ્રાવ્ય અથવા દૃશ્ય બનાવે છે તેવી રીતે. ચોકમાંના મારા પ્રયોગ વખતે મારી પુત્રી આ ટેલીવીઝનનો ઉપયોગ કરી રહી હતી અને મને બધું જણાવી રહી હતી. મારી પીઠ પર મેં અત્યંત નાજુક કદનો એક શૉર્ટ-વેઈવ રેડિયો સંતાડી રાખેલો અને અત્યંત બારીક તાર સાથેનાં નાજુક શ્રવણયંત્રો (ઈઅર ફોન્સ) મારે કાને લગાડી રાખેલાં. મારા ટેલીવીઝન દ્વારા જાણી શકાતા પ્રસંગો હું આગોતરા જાણી લેતો હતો, કેમકે પ્રકાશની ઝડપે એ જાણી શકાતા હતા.'

ફરી પાછી સૌના પર સ્તબ્ધતા છવાઈ ગઈ. છેવટે સર જૅફ્રેમી બ્રાઉન બોલ્યા: 'આ બધી વાતો તો તમે મૂળભૂત વૈજ્ઞાનિક તત્ત્વો દ્વારા સમજાવી અને તે તો સહેજે ગળે ઊતરે છે; પરંતુ નક્કર ધાતુની દીવાલોમાંથી તમે બધું મંચ પર કેમ આણી શકતા હતા ?'

'એ પણ કહું.' કાર્ટર બોલ્યો: 'કોઈ બે ઘન પદાર્થો એકીસાથે એક જ ક્ષેત્રફળ ન રોકી શકે એમ તમે માનો છો ને ?'

'બરાબર છે !'

'ના, એ બરાબર નથી.' કાર્ટર સર જૅફ્રેમી બ્રાઉનને આશ્ચર્યમાં ગરકાવ કરતો બોલ્યો: 'પદાર્થ એ નક્કર વસ્તુ નહિ પરંતુ પોતપોતાના શાહમાં વર્તતા અણુપરમાણુઓ વચ્ચેની ખાલી જગ્યાનો બનેલો હોય છે હવે, બે પદાર્થોના અણુપરમાણુઓ જો અમુક નિશ્ચિત સ્થિતિમાં જ મૂકી શકાય, તો એક પદાર્થના અણુપરમાણુઓ વચ્ચેની ખાલી જગ્યામાંથી બીજા પદાર્થના અણુપરમાણુઓ સહેલાઈથી પસાર થઈ જઈ શકે. એવડા શક્તિશાળી વિદ્યુચ્ચુંબકો વડે હું તેમ કરી શક્યો છું. આને લઈને જ નક્કર ધાતુની દીવાલોમાંથી એની અસર નીચે ગમે તે વસ્તુ સહેલાઈથી પસાર કરી શકાતી હતી. પ્રયોગ-મંચની છતમાં છુપાવેલા માઈક્રોફોન દ્વારા મારા તમામ આદેશો હું પહોંચાડી શકતો હતો.'

'અને તમારી પુત્રીએ હવામાં તરી બતાવ્યું હતું તે શી રીતે ?'

'એ ગુરુત્વાકર્ષણના બંધનની શિથિલતાને આભારી હતું હજી એ શોધને મારે સંપૂર્ણતાએ પહોંચાડવાની છે. એમ થતાં અંતરીક્ષની સફર તદ્દન આસાન બની જશે.' એટલું કહી એ અટક્યો ને પછી પાછો માથું સહેજ એક બાજુ ઢાળતો બોલ્યો: 'હવે માત્ર એક જ હિકમત મારે સમજાવવાની રહે છે, અને તે જલશક્તિ દ્વારા વીજળીના ઉત્પાદન માટે જરૂરી પાણીને લગતી. એને માટે મારા ભોંયતળિયામાં જ ડ્રિલિંગ કરીને જમીનનાં પેટાળ નીચેનું પાણી હું ઉપયોગમાં લેતો. બસ, હું ધારું છું કે આટલું પૂરતું છે. મારા દેશને મારી શોધો દ્વારા હું કેટલો ઉપયોગી થઈ શકું તેમ છું એ એમાં સ્પષ્ટ છે.'

'પ્રોફેસર, તમારા જેવી વિરલ પ્રતિભા—' વિલિસ કંઈક બોલવા જતો હતો ત્યાં તો ટર્નર પોતાની નોંધપોથી બંધ કરતો ઊઠ્યો, અને 'માફ કરજો આ નિવેદન છાપાની પહેલી જ આવૃત્તિમાં મૂકવા મારે તાબડતોબ દોડી જવું જોઈએ' એમ બોલતો, જૅનને પણ હાથે પકડી પોતાની સાથે ખેંચતો તે ત્યાંથી છટકી નીકળ્યો.

[૯]

એક મહિના બાદ એબલ કાર્ટર સામેના મુકદ્દમાનો ચુકાદો આવ્યો. ચુકાદામાં પબ્લિક પ્રોસીક્યુટરની સખ્ત ટીકા કરવામાં આવી. પ્રજામાંથી ઊઠેલી માગણીને વશ બનીને સરકારને એબલ કાર્ટરને દેશના વૈજ્ઞાનિક સંશોધનોના નિયામકપદે મૂકવા પડ્યા અને લોહિતાંગમંદિર એ દેશનું સર્વોપરિ પ્રયોગમંદિર બની રહ્યું.

(જૉન રસેલ ફર્નની વાર્તા પરથી) અશોક હર્ષ

---

## લાલ જાદૂગરે

- હવામાં દોરડું ફેંક્યું ને તે અધ્ધર ઊભું રહ્યું !
- તેના ઉપર પોતે ચડ્યો ને અદૃશ્ય થઈ ગયો; એટલું જ નહિ, દોરડું પણ અદૃશ્ય થઈ ગયું !
- એક ઠેકાણે આગ લાગેલી તે હુકમ કરતાં જ હોલવાઈ ગઈ !
- નક્કર ધાતુના ગોળા એકબીજામાંથી પસાર કરી બતાવ્યા.
- માણસ હવામાં તરતું હોય તેમ અધ્ધર ઊભું રહ્યું અને પછી અદૃશ્ય થઈ ગયું.
- દુનિયાને બીજે છેડે બનતા બનાવો ભવિષ્યવાણીની પેઠે આગોતરા કહી સંભળાવ્યા.

આ બધું શી રીતે સાધ્યું<br>
તેના વૈજ્ઞાનિક ખુલાસા<br>
આ વાર્તામાં આપ્યા છે.

---

# ટિકિટ સંગ્રહ આજનો સંસારવ્યાપી શોખ

### એ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ




ટિકિટો મૂલ્યવાન કેમ બને છે તેનાં કારણ સાથે એક દાખલો ગયા અંકમાં આપ્યો હતો. એમાં, અકસ્માત થએલી ભૂલને લીધે તેની વિશિષ્ટતા ગણાઇ હતી. અહીં બીજો એક ભૂલનો દાખલો આપ્યો છે.



જોડાજોડ આવેલી આ બે ટિકિટોમાં એક અવળી છપાએલી છે. એ સ્થિતિમાં એને ટિકિટોની પરિભાષામાં tete-beche pair (ઉલટાસુલટ જોડકું) કહે છે. મૂલ્ય આજે ૧૦ પૌંડ્ઝ; પણ એને કાપીને છુટી પાડી દો એટલે તેની કિંમત ત્રણ જ પેન્સ થઈ જાય. કેમકે પછી તે દરેક દોઢદોઢ પેન્સની સામાન્ય ટિકિટ બની જવાની. એની વિશિષ્ટતા તેના અવળા છપાવામાં જ રહેલી છે. એમ કેમ બન્યું હશે એવો સ્વાભાવિક પ્રશ્ન થાય. ટપાલ-ઑફિસમાંથી ટિકિટોની નાની ચોપડીઓ મળે છે એ તમે જોઈ હશે. એ ચોપડીઓ બાંધવા માટે શીટને વાળીને છછ ટિકિટોની થોકડીમાં કાપવામાં આવે ત્યારે સિલાઈના ટાંકા મારવા માટે ડાબી બાજુએ જ કોરી જગ્યા રહેવી જોઇએ. એ સારુ ટિકિટના એક શીટમાં અરધીનાં માથાં એક બાજુ અને બાકીની અરધીનાં બીજી બાજુ છાપે તો જ ડાબી બાજુએ એવી કોરી જગ્યા રહે તે રીતે તેની થોકડીઓ બનાવી શકાય. એવી ચોપડીઓ બનવા વગરના શીટમાંથી આ 'ઉલટાસુલટ જોડકું' મેળવેલું છે.

તમને જાણીને નવાઈ લાગશે ! દુનિયાભરમાં વિશિષ્ટતાવાળી હજારો મોંઘી ટિકિટોમાં જે સૌથી વધુમાં વધુ મૂલ્યવાન ટિકિટ છે તેના દિદાર તદ્દન મામૂલી છે. એ છે ૧૮૫૬ની બ્રિટિશ ગાયાનાની ૧ સેન્ટની ટિકિટ. દુનિયાભરમાં તેનું એક જ નંગ હયાત છે અને તેની કિંમત આજ ૮૦૦૦ પૌંડ (લગભગ એક લાખ ઉપરાંત રૂપિયા) મનાય છે. બનેલું એવું કે બ્રિટિશ ગાયાનાની ટપાલ ઑફિસમાં એક સેન્ટની ટિકિટો ખૂટી પડેલી એટલે લંડનથી નવી ટિકિટો છપાઇને આવી પહોંચે ત્યાં સુધી ચલાવવા માટે થોડી ટિકિટો ત્યાં જ છાપવાનો સત્તાવાળાઓએ ઑર્ડર આપ્યો. બ્રિટિશ ગાયાનાની ટિકિટો ઉપર જહાજનું ચિત્ર આવતું હતું. પણ છાપખાનાવાળા પાસે ખાસ જહાજના ચિત્રની જોગવાઈ ન હતી, તેથી તેણે વર્તમાનપત્રોમાં વહાણોની આવ-જાના સમાચારના મથાળા ઉપર જે વહાણનું સામાન્ય ચિત્ર છપાયા કરે છે તે મૂકીને ટિકિટો છાપી. એ એટલી મામૂલી ને બેડોળ હતી કે પોસ્ટ માસ્તરને ભય લાગ્યો કે કોઇ પણ છાપખાનાવાળો આની નકલ કરીને બનાવટી ટિકિટો છાપી કાઢશે. (જુઓ મથાળાનું ચિત્ર). આથી પોસ્ટ માસ્તર તથા તેના ત્રણ મદદનીશોએ એ બધી ટિકિટો ઉપર પોતાની સહીઓ કરી નાખી. એમાંથી બચી ગએલી માત્ર એક ટિકિટ સિવાય બાકીની બધી ટિકિટોનું શું થયું તે આજ લગી કોઇ જાણતું નથી. એ મોંઘી ટિકિટ આજે ન્યૂ યૉર્કના એક ટિકિટશોખીનના સંગ્રહમાં છે. ઇંગ્લંડના રાજા પાંચમા જ્યૉર્જને તેણે તે ભેટ આપવા ઇચ્છા દર્શાવેલી કેમકે રાજાનો સંગ્રહ દુનિયાના સુંદરતમ સંગ્રહોમાંનો એક ગણાતો. પણ રાજાએ એ દરખાસ્તને નકારીને જણાવ્યું કે એના બદલામાં આપી શકું એવું મૂલ્યવાન મારા સંગ્રહમાં કશું નથી. અને એ એટલી તો વિરલ વસ્તુ છે કે રાજાને માટે પણ તે ભેટ ભારે થઈ પડે.

આ રીતે, અછત ઊભી થવાને કારણે, અડચણના સમયે કામચલાઉ કાઢેલી એવી જ એક મૂલ્યવાન ટિકિટનું બીજું ઉદાહરણ: ઇ. ૧૯૦૧માં જર્મન મનવાર 'વિનેટા' ઉપર અચાનક ત્રણ ફેનિગની ટિકિટનો જથ્થો ખૂટી ગયો. તેથી પચીસ પાંચ ફેનિગવાળી ટિકિટોને કાપી, એકના બે ટુકડા કરીને દરેક ટુકડા પર 'ત્રણ ફેનિગ' એવા અક્ષરો વાળો જાંબલી રંગના રબર સ્ટૅમ્પ વડે સરચાર્જનો સિક્કો છાપ્યો. આમ, આપત્તિકાળે સરજાએલી આવી સરચાર્જવાળી અડધિયા ટિકિટના નંગની આજે ૮૦૦ પૌંડ કિંમત અંકાય છે. પણ એ આપત્તિ 'ખરી' હોવી જોઇએ. હવે તો કેટલાક દેશો લોભથી

દુનિયાની મોંઘામાં મોંઘી ટિકિટ: બ્રિટિશ ગાયાનાની ગુલાબી રંગની એક સેન્ટની ટિકિટ આબેહૂબ આ જ નમૂનાની છે. ફેર એટલો કે આમાં જમણી બાજુએ 'ફોર સેન્ટ્સ' (ચાર સેન્ટ) એવા અંગ્રેજીમાં અક્ષરો છે, તેને બદલે એ ટિકિટમાં 'વન સેન્ટ' એવા અક્ષરો છે. દુનિયાભરમાં એનું એક જ નંગ છે અને તેની કિંમત એક લાખ રૂપિયા ઉપરાંતની અંકાય છે. એની હકીકત આ લેખમાં આપી છે.

આવી ચિત્રવિચિત્ર ટિકિટો કાઢતાં શીખ્યા છે. હિંદમાંના પોર્ટુગીઝ સરકારે ૧૯૧૧માં આવી યુક્તિ કરીને એક ટિકિટનાં બે અડધિયાં કાપી સરચાર્જ ટિકિટો કાઢેલી. પણ એ વિરલ બની ન શકી. (ચાલુ)

### દક્ષિણ આફ્રિકાના વસાહતીઓની સ્મારક-ટિકિટો તથા કવર

(જુઓ પાછળના પાનાનું ચિત્ર)

દક્ષિણ આફ્રિકામાં વસવાટ કરવા ગએલા યુરોપવાસીઓમાં મોટાભાગના ડચ-વલંદા લોકો છે. પ્રથમ તેઓ કેઇપ પ્રૉવિન્સમાં વસ્યા, અને પછી ઉત્તર તરફ ટ્રાન્સવાલમાં આગળ વધ્યા. તેમાં તેમને જંગલો, રાની પશુ-પ્રાણીઓ તથા ત્યાંના આદિવાસીઓની સામે બાથ ભીડીને ઘણી અડચણો, સંકટો ને બોજ ખમવા પડેલાં. આમ, એ ભૂમિને પચાવી પોતાની બનાવનારા પૂર્વજોના પુરુષાર્થની યાદગીરીમાં એ લોકોએ લગભગ બે લાખ પૌંડના ખર્ચે એક મોટું સ્મારક Voortrekker Monument બંધાવ્યું છે. એને પૂરું થતાં લગભગ ૧૦-૧૨ વર્ષ થયાં. ગઇ તા. ૧૬મી ડિસેમ્બરે (૧૯૪૯) એ ખુલ્લું મુકાયું તેના સ્મરણમાં ત્યાંની પોસ્ટ ઑફિસે ત્રણ ખાસ ટિકિટો તથા ફર્સ્ટ-ડે કવર બહાર પાડ્યાં હતાં તે પાછળ આપ્યાં છે. ટિકિટોને રદ કરવા એ જ સ્મારકમંદિરના ચિત્રવાળી ખાસ છાપ યોજવામાં આવેલી તે પણ તેમાં છે. ટિકિટો પર એ પ્રસંગને અનુસરતાં ચિત્રો છે. ૧ પેનીની ટિકિટમાં બે લોકો કેવાં ગાડાંમાં અને કેવા કપરા રસ્તાઓ પર થઈ આવેલા તે બતાવ્યું છે. ૧½ પેનીની ટિકિટો પર, વચ્ચે સ્મારકનું ચિત્ર છે; બંને બાજુએ




અંગ્રેજી તથા આફ્રિકન નામ છે. નીચે ત્યાંના મૂળ વતનીઓની ઢાલ છે અને ઉપર બ્યૂગલ છે. ૩ પેનીની ટિકિટ પર એ અંધારા આફ્રિકામાં પોતે ધર્મ તથા સંસ્કૃતિનો પ્રચાર કર્યાના પ્રતીક રૂપ બાઈબલ ને દીપકજ્યોત દર્શાવી છે. તેની બંને બાજુ આદિ સંસ્થાપકોનાં પ્રતિનિધિ-ચિત્ર છે: એક બાજુ તે સમયનો પોશાક પહેરેલી સ્ત્રી બાળક સાથે છે ને બીજી બાજુ ઘોડેસવાર પોતાના કુતરા સાથે દૂરના પ્રદેશને નજરાવતો આલેખ્યો છે. ફર્સ્ટ-ડે કવર ઉપર પણ એ જ આલેખન છે. નીચલે જમણે ખૂણે દક્ષિણ આફ્રિકાએ કાઢેલી યુ. પી. યુ. (વિશ્વ-ટપાલ-સંઘ)ની ૭૫મી જયંતીની ટિકિટ છે (મોકલનાર : છોટુભાઈ ન. મહેતા, પ્રીટોરિયા, ૬૦ આ૦)

ટિકિટ-સંગ્રહનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવામાં મદદરૂપ થાય તેવો એક નાનો સરખો અંગ્રેજી કોષ પ્રકટ થયો છે, જેમાં ૨૨ પાનાંમાં ટિકિટ-સંગ્રહ વિષેના બધા શબ્દોના અર્થ સમજ સાથે આપ્યા છે. કિંમત જણાવી નથી. નામ-સરનામું નીચે મુજબ છે: Standard Philatelic Dictionary, Compiled by Vijay Krishna. Abhay-Vinay Pub-lications, 110 Khajuri Banaras-2



લંડનમાં હૅમ્પસ્ટેડ ખાતે એક 'આંતરરાષ્ટ્રીય—ભાષા—કલબ' નામનું વિદ્યાર્થીઓ માટેનું નિવાસગૃહ છે. દુનિયાના પચાસેક દેશોના ૫૦૦ જેટલા વિદ્યાર્થી ત્યાં વસે છે. એ કલબના વાર્ષિક ભોજનસમારંભ વેળાના આ ચિત્રમાં ત્યાં રહેતાં એક હિંદી (પારસી) વિદ્યાર્થી મિસ મેહરૂ દાવર હૅમ્પસ્ટેડનાં મેયરેસ સાથે હાથ મિલાવે છે. ડાબી બાજુએ ઊભેલા છે તે કૉમનવેલ્થ સંબંધક ખાતાના એ વેળાના રાજ્યમંત્રી મિ. ફિલિપ નોએલ-બેકર છે. તેમની પાછળ આ કલબના સ્થાપક મિ. ટેરેન્સ હિસ્કાલે ને તેમની પાછળ હૅમ્પસ્ટેડના મેયર (જમણે હાથ દઈ) ઊભા છે. મેયરેસની બંને બાજુ નાઈજિરિયાના બે વિદ્યાર્થીઓ છે. ઊગતી દુનિયામાં બંધુભાવ વધારવામાં આવી સંસ્થાઓ ઘણો ફાળો આપી શકે.

**પરદેશી પત્રમિત્રો**(અનુસંધાન પૃ૦૧૦૨થી)અમે એટલું તો જાણી ગયા કે અમેરિકનો એશિયામાં કમ્યુનિસ્ટોની પ્રગતિ માટે પોતાની ચીનની બાજીને જવાબદાર લેખે છે અને ભૂલ કબૂલ કરે છે, એટલું જ નહિ પણ જ્યારે અમે અમેરિકનોનાં વખાણ કરીએ, ત્યારે તેઓ તરત ચેતવે છે કે 'અમારામાંના બધા તમે ધારો છો તેવા નથી.'

પછી મેં શિકાગો સ્ટેશન પર મારા અવાજની રેકર્ડ (ગ્રામોફોન પર વગાડી શકે તેવી) ઉતરાવી. અહીં પોતાનો અવાજ રેકર્ડ પર ઉતારવા મોટાં સ્થળોએ ઑટોમૅટિક રેકોર્ડર હોય છે. તેમાં ૩૫ સેન્ટ નાખો એટલે ૬૫ સેકન્ડ બોલવા માટે લાઈટ થવા માંડે. તમે એક નાની બારી સામે બોલવાનું શરૂ કરો, ને લાઇટોથી સમયની ખબર પડતી રહે. ૬૫ સેકન્ડ સુધી બોલેલા બધા શબ્દો રેકર્ડ પર ઉતરે. પછી એ જ રેકર્ડ ફરી વાર આપમેળે વગડે એટલે બોલેલું બોલનાર સાંભળે. પછી તે બહાર નીકળે ને આપણે લઇ લઈએ. બીજા પાંચ સેન્ટ નાખી પૅક કરવાનું કવર મેળવો.

અમે એક ચાઇનીઝ રેસ્ટોરાંમાં ખાવાનું પતાવી બસની રાહ જોતા ઊભા. બસની મુસાફરીમાં આનંદ આવ્યો. શિકાગો ૧૪૦ માઇલ દૂર છે. બસ પણ આધુનિક સગવડ વાળી—હવા-પવન-ઠંડી ન લાગે તેવી હતી. રસ્તામાં ખાસ કરીને મકાઇનાં ખેતરો હતાં. અહીં રાસાયણિક ખાતરોનો બહુ ઉપયોગ થાય છે. તેનો અભ્યાસ કરવા પણ ખેડૂતના દીકરા અહીં આવે છે. રસ્તામાં એક નાનું સરોવર આવ્યું. અમેરિકાનાં સરોવરો અજબ નૈસર્ગિક સમૃદ્ધિ છે. રસ્તામાં, ચાલતી બસમાંથી ડ્રાઇવર રસ્તાની ધરો માટેનાં વર્તમાનપત્રોનાં પાર્સલો પોતાની જગા પર બેસી, બારણું ઉઘાડી, રસ્તા પર ફેંકતો જાય ને એ રીતે સમય બચાવે. એક માણસ બેત્રણ માણસનું કામ કરે. અહીં એ જાતનું માનસ તો દરેક સ્થળે દેખાય છે.

ઑફિસોમાં, રેસ્ટોરાંમાં, લાયબ્રેરીમાં—ઘણીખરી જગ્યાએ સ્ત્રીઓ જ કામ કરે છે. તે ઘણી ચપળતા ને રસથી કરે છે ને માણસો માટે ઈજનેરી જેવા જ ધંધા રાખે છે. અહીં આખું શહેર સવારના ૮ થી સાંજના ૫ સુધી કામ કરે; પણ ૫ વાગ્યે બધું બંધ થઈ જાય. દિવસ ૪॥ વાગ્યે આથમે. સાંજે ફરવા જવા જેવી રીત છે જ નહિ, તેમ જાહેર બગીચા કે તેવું કંઇ જ નથી.

શિકાગોમાં નટરાજ વશી ને તેનાં પત્ની પ્રવીણા (જે શિલ્પનું ભણે છે) ઘર રાખી રહે છે, ને ઘેર ગુજરાતી જમણ રાંધે છે. તેનાં નૃત્યો તો ત્યાં બહુ વખણાય છે. તે મળ્યાં, ને બહુ જ ભાવવાળી વાતો કહી ઉપરાંત, શીખો, બંગાળીઓ, હિંદી પ્રોફેસરોની અમેરિકન સ્ત્રીઓ (હિંદી પોષાકમાં) વગેરે ઘણું જોવાનું મળ્યું. એ રીતે એ આનન્દદાયક ને ચિરસ્મરણીય અનુભવ લેવા માટે ધન્યતા અનુભવી.

### જર્મની (બ્રિટિશ ઝોન)નાં સરનામાં

દરેક નામના ગામના નામ પછી (British Zone) એટલા શબ્દો ઉમેરી લેવા. પત્રવ્યવહાર કરતી વખતે શ્રી ગિરધારીલાલ ઍાફ. ૭૩૧/૩ સાકર બજાર, અમદાવાદ, એ નામનો ઉલ્લેખ કરવો.

Boys only: (1) Hagen Bulow, 24 Wacken u. Ttzehoe, Schleswig-Holstein, Boy—19, (Art, Nature,Science); (2) Klaus Sylla, 24b Koempe Kanal Str. 3, Schleswig-Holstein, Boy—20, (Chemistry); (3) Ernst Peters, 24b Ttzehoe Gutenhorg Str. 15 Schleswig-Holstein, Boy—19, (Literature); (4) Gottfried Brandstetter, 24b Ttzehoe Liethberg 52, Schleswig-Holstein, Boy—18, (Music, Technics); (5) Georg Forkemitt, 24b Kelling Kusen Linden Str. 44, Schleswig-Holstein, Boy—18, (Nature); (6) Walter Gerdts, 24 Brunsbuttel Koog Kanal Str. 6, Schleswig-Holstein, Boy—18, (Biology); (7) Hans-Jurgen Brede, 24 Lockstedter-Lager Lagen Str. 5, Schleswig-Holstein Boy—18, (Stamps); (8) Hubertus Bendikowski, 24 Burg i. Dithm. Bahnhof Str. 46, Schleswig-Holstein, Boy—20, (Art, Stamp); (9) Hans-Werner Otto, 24b Wilster Laudrecht 53, Schleswig-Holstein, Boy—20, (Literature); (10) Gunter Kroger, 24b Ttzehoe Eckenerweg 5, Schleswig-Holstein, Boy—17, (Music, Literature); (11) Gunter Rudtger, 24b Ttzehoe Neuhof, Schleswig-Holstein, Boy-20, (Art, Technic).

Girls Only: (1) Ursula Ahrens, Ttzehoe Olidorfer Str. 3, Schleswig-Holstein, Girl—20, (Religion, Customs); (2) Engelit Engler, 24b Ttzehoe Hindenburg Str. Schleswig-Holstein, Girl—20, (Medicine); (3) Gretel Brandt, 24b Hochfeld B./Wilster, Schleswig-Holstein, Girl—20, (Politics, Indian Religions); (4) Hella Bock, 24b Husum Bahnhof Str. 31, Schleswig-Holstein, Girl—20, (Religion, Custom); (5) Ingrid Hellm, 24b Ottenbuttel 4./Ttzehoe, Schleswig-Holstein, Girl—20, (Customs); (6) Helga Hinrichsen, 24b Ttzehoe Edendorfer Str. 84, Schleswig-Holstein. Girl 20, (Usage, Landscape); (7) Eva Jentschura, 24b Looft post Hohenaspe, Schleswig-Holstein, Girl-20, (Politis, Religion); (8) Ingrid Lahossen, 24b Wilster Am Audeich 15, Schleswig-Holstein, Girl, 20, (Economics, Religion); (9) Renate Keuchel, 24b Ttzehoe Teldschmiedekamp 18, Schleswig-Holstein Girl-20, (Politics, Books); (10) Edith Krause, 24b Ttzehoe Olixdorfer Str. 58, Schleswig-Holstein, Girl -20, (Customs); (11) Ursula Matting, 24b Ttzehoe Bismarck Str. 23, Schleswig-Holstoin, Girl—20, Daily life, Politics.

જે અનેક પત્રમિત્રો મારી પાસેથી જુદાજુદા દેશોનાં સરનામાં મંગાવે છે તેમને, જવાબ માટે પોતાના સરનામાવાળું પોસ્ટેજ ચોડેલું કવર મોકલવા વિનતિ છે

### ફરિયાદો વિષે

ગયા અંકમાં અમે પ્રકટ કરેલી ફરિયાદોને અનુમોદન આપતા પત્રો તે પછી અમને મળ્યા કર્યા છે. એમાંના બે: 'નવેમ્બર અંકમાં પ્રકટ થએલા બહેન શ્રી...ને મેં ત્રણેક પત્રો લખ્યા પણ પ્રત્યુત્તર જેવું મળ્યું જ નહિ. મને તો આ પણ કોઇ વિદ્યાર્થીનું વિદ્યાર્થિની તરીકે નામ પ્રકટ કરવાનું કાર્ય દેખાય છે.' બે મિત્રો એક સંયુક્ત પત્રમાં લખે છે: પણ અમને બંનેને 'એવા પત્રમિત્રોનો અનુભવ થયો છે કે જેમને સંખ્યાબંધ પત્રો લખવા છતાં જવાબ મળ્યો નથી. હિંદીઓની જે નામાવલિ પ્રકટ થાય છે તે બંધ કરવી જ યોગ્ય છે.'

### એક સુધારો

૩૧૪મા અંકમાં ૬૮મા પાના ઉપર આપેલાં અમેરિકાનાં સરનામાંમાં નં. ૩ થી ૫ના ગામ Baltimoreનું પરગણું Ind. (ઇન્ડિયાના) નહિ પણ Md. (મેરીલૅન્ડ) જોઈએ તે સુધારવું.

# આ માસ (માર્ચ) ઇતિહાસમાં

તા. ૩ મુંબાઇના પ્રસિદ્ધ દૈનિક બૉમ્બે ક્રૉનિકલની સ્થાપના, ૧૯૧૩
તા. ૪ ગાંધી-અરવિન કરારથી હિંદી રાષ્ટ્રીય લડતની તહકૂબી, ૧૯૩૧
તા. ૬ ઇટાલિયન કલાકાર ને શિલ્પી માઇકેલ ઍન્જેલોનો જન્મ ૧૪૭૫
તા. ૮ રશિયામાં રાજાશાહી સામે જબ્બર લોકક્રાંતિનાં મંડાણ, ૧૯૧૭
તા. ૧૨ ચીની સ્વાતંત્ર્યના પિતા સુન યાટ સેનનું મૃત્યુ, ૧૯૨૫
તા. ૧૪ સૂર્યમાળાનો સૌથી દૂરનો ગ્રહ પ્લુટો શોધાયો, ૧૯૩૦
તા. ૧૮ લૉર્ડ અરવિનને હાથે નવું દિલ્હી ખુલ્લું મુકાયું. ૧૯૨૭
તા. ૧૯ આફ્રિકા ખૂંદનાર સાહસ-સફરી લિવિંગ્સ્ટનનો જન્મ, ૧૮૧૩
તા. ૨૧ ગરવા કવિ બાલાશંકર ઉલ્લાસરામનું અવસાન, ૧૮૯૮
તા. ૨૨ સુભાષબાબુની આઝાદ હિંદફોજનો ઇમ્ફાલમાં પ્રવેશ, ૧૯૪૪
તા. ૨૩ લાહોર કાવતરા કેસ અંગે ભગતસિંહ વગેરેને ફાંસી, ૧૯૩૧
તા. ૨૪ સ્વામી શ્રદ્ધાનંદજીએ હરદ્વારનું ગુરુકુલ સ્થાપ્યું, ૧૯૦૨
તા. ૨૫ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈનું અવસાન, ૧૮૯૮
તા. ૨૭ નાસિકની 'ભોંસલે લશ્કરી શાળા' ખુલ્લી મુકાઈ, ૧૯૩૮
તા. ૨૮ પેશ્વાઈના સ્તંભ સમા નાના ફડનવીસનું અવસાન, ૧૮૦૦
તા. ૨૯ દક્ષિણ ધ્રુવની શોધમાં કૅપ્ટન સ્કૉટ મરણ થયો, ૧૯૧૨
તા. ૩૦ હિંદ-ઇંગ્લંડ વચ્ચેનો વિમાન-વ્યવહાર શરૂ થયો, ૧૯૨૯

## આ માસની વ્યક્તિવિશેષ : વિલિયમ મૉરિસ



કવિ, ચિત્રકાર, શિલ્પી, લેખક, મુદ્રક ને કારીગર,—એમ અનેકવિધ ઉજ્જ્વલ પ્રતિભા-પાસાં ધરાવનાર, ને ઇંગ્લંડની સરેકારિતાના નવપલ્લવકાળની અગ્રણી આ વ્યક્તિનો જન્મ વાથામસ્ટો ગામે ઈ. ૧૮૩૪ની ૨૪મી માર્ચે એક ધનાઢ્યને ત્યાં થએલો. તેરમે વર્ષે તો તે કૉલેજમાં ગયો; પણ ત્યાં ચાલુ અભ્યાસને બદલે તે ભમીભટકીને પ્રકૃતિના જ પરામર્શમાંથી અનોખી રીતે જ્ઞાન મેળવતો. દરમિયાન તે પ્રખ્યાત ચિત્રકાર એડવર્ડ બર્ન-જોન્સની મૈત્રી દ્વારા કેટલીક વ્યક્તિઓનો પરિચય પામ્યો જેમાં ઑક્સફર્ડનું વાતાવરણ ભળતાં તે સૌને ધર્મ અને તત્ત્વજ્ઞાનનો નાદ લાગ્યો. પણ મૉરિસે પોતાનો જીવનસંદેશ કળાકૃતિઓ દ્વારા જ ઉચ્ચારવામાં પોતાનો પૈસો ખરચવા માંડ્યો. બર્ન જોન્સ જોડે ફ્રાન્સ ને બેલ્જિયમનો પ્રવાસ કરી તેણે ગૉથિક શિલ્પનો અભ્યાસ કર્યો, જેને પરિણામે પાદરી બનવાને બદલે બર્ન-જોન્સે ચિત્રકાર થવાનો અને મૉરિસે શિલ્પી બનવાનો નિરધાર કર્યો.

પણ મૉરિસને પોતાની લેખનશક્તિનું ભાન થતાં તેણે 'લાલ શિખરનાં રુદનવૃક્ષ' નામનું પોતાનું પહેલું ગ્રન્થ પ્રકટ કર્યું ને આમ એ સરવાણી વહેતી થઈ. જેને પરિણામે તેણે 'ઑક્સફર્ડ ને કૅમ્બ્રિજ' નામનું પત્ર કાઢ્યું. તે એક જ વર્ષ ચાલ્યું, પણ અંગ્રેજી સાહિત્યનું અનોખું અંગ થઈ ગયું. આ વેળા તેને દાન્તે ગૅબ્રિયલ રૉઝેટીનો સંસર્ગ થયો. તેના કહેવાથી પોતે શિલ્પ-વ્યવસાય હાથ પર લીધો, પણ તે પૂરું વરસ પણ ન ટક્યો. હવે તેનું મન રોજિંદા વપરાશની વસ્તુઓમાં કલાનો પ્રાણ પૂરવામાં પરોવાયું; સાથોસાથ ચિત્રો પર પણ હાથ અજમાવ્યો; જોકે હજી યે તેનું લેખન-કાર્ય તો ચાલુ જ હતું. ૧૮૫૮માં તેણે 'ગનીવરની રક્ષા' નામે કાવ્ય સંગ્રહ બહાર પાડ્યો, પણ તેનો ઝોક કલામય ગૃહ-શૃંગાર પ્રતિ વળ્યો ને તે ઉદ્દેશથી 'મૉરિસ ઍન્ડ કં.' સ્થાપીને તે દ્વારા શોભનકાર્યોમાં નવું પરિવર્તન આણ્યો, દસ વર્ષ તેણે એ માટે અથાક પરિશ્રમમાં ગાળ્યાં. પણ લેખનને તે નહોતો ભૂલ્યો. ૧૮૬૭માં તેણે 'જેસનનાં જીવન ને



વિરહ' તથા 'પાર્થિવ સ્વર્ગ'ના ત્રણ ભાગ બહાર પાડ્યા.

૧૮૭૧માં અને ૧૮૭૩માં તે આઈસલૅન્ડના લોકોનું વીરત્વભર્યું પરાક્રમી જીવન જોવા તથા સ્કૅન્ડિનેવિયાના 'સાગા' (ગાથાકાવ્યો) ભેગા કરવા ગયો, જેના પરથી તેણે 'સીગર્ડ ધ વૉલ્સંગ' નામે મહાકાવ્ય તથા બીજી કૃતિઓ રચી. કળા-હુન્નરનાં ભાષણો આપવા સાથે હવે તે રાજકારણમાં પણ ઊતર્યો. 'નૅશનલ લિબરલ લીગ'-માંથી આગળ વધી હવે તે સમાજવાદ તરફ ઢળી 'ડેમૉક્રૅટિક ફેડરેશન'માં ભળ્યો અને તેના મુખપત્ર 'ઇન્સાફ'માં દ્રવ્ય અને લેખો ભરવા લાગ્યો. પણ લાંબે ગાળે કામદારોમાં વાંધો પડતાં તેમાંથી છૂટો થયો. કળા હુન્નર અને ઉદ્યોગધંધા તથા સર્વસામાન્ય ઉપયોગી વિષયો પર ભાષણો અને બે ગદ્ય પુસ્તકો આપવા સાથે હવે તેણે જીવનનું મહાકાર્ય શરૂ કર્યું. ને તે 'કેલ્મસ્કૉટ પ્રેસ', રૂપસુંદર પુસ્તકોનો તેનો અનુરાગ હવે રત્નસમ સાહિત્ય છાપવામાં પરિણમ્યો.

ટેનિસનનાં મૃત્યુ બાદ તેને રાજકવિનું પદ આપવામાં આવ્યું તે તેણે નકાર્યું. ૧૮૯૫માં તે છેલ્લીવાર જાહેરમાં બોલ્યો, ને ૧૮૯૬માં પોતાનું છેલ્લું પુસ્તક 'ધોધમાર પૂર' લખ્યું. પણ હવે પાંચ વર્ષની જૂની બિમારીએ જોર પકડ્યું. તંદુરસ્તી લથડી. અને તે આરોગ્ય સારુ ઉત્તર ધ્રુવપ્રદેશના પ્રવાસે નીકળ્યો; પણ એ ગાળામાં જ ૧૮૯૬ના ઑક્ટોબરની ૩જી ને મંગળવારે અવસાન પામ્યો.

## આ માસનો પ્રસંગ-વિશેષ: '૫૭ના સંગ્રામની ચિનગારી

ડેલહાઉસીની અન્યાયપૂર્ણ ખાલસાનીતિ તથા લોકોને ખ્રિસ્તી બનાવવા લશ્કરમાં ને બીજે સરકારની મદદથી ચાલતો ધર્મપ્રચાર વગેરેને લીધે, લશ્કર તથા પ્રજામાં જે વ્યાપક અસંતોષ ફેલાયો હતો તેનો ઉપયોગ કરીને, નાનાસાહેબ પેશ્વા તથા મૌલવી અહમદશાહ આદિ સૂત્રધારોએ લશ્કર તથા જનતાને અંગ્રેજો સામે આખરી સ્વાતંત્ર્યજંગ ખેલવા તૈયાર કર્યાં અને ૩૧મી મે ૧૮૫૭ના રોજ હિંદભરમાં એકીસાથે સ્વાતંત્ર્યયુદ્ધનો વાવટો ફરકાવવાનું નિશ્ચિત થયું. પણ તે પહેલાં એક અકલ્પિત ઘટના બની. ગાય ને ડુક્કરની ચરબીવાળાં નવી જાતનાં કારતૂસો વાપરવાની સિપાહીઓ પર બળજબરી થવાથી અસંતોષથી ધૂંધવાયેલા થએલા સૈનિકો ઉશ્કેરાઇ ગયા. બંગાળમાં બરાકપુર ખાતે ૧૯મી પલટને એ કારતૂસો વાપરવાની સાફ ના પાડતાં તેમનાં હથિયારો છીનવી લેવા અંગ્રેજોએ ૨૯મી માર્ચે તેને મેદાન પર બોલાવી. શાંતિથી હથિયારો ઉતારી આપવા કરતાં વિપ્લવ શરૂ કરી દેવાની સૈનિકોની ઇચ્છા હતી; પણ નેતાઓએ તેમને ૩૧મી મે સુધી થોભવાની સલાહ આપી. પરંતુ એ પલટનનો મંગળ પાંડે નામનો જવાન આ અપમાન ગળી જવા તૈયાર નહોતો. પલટન મેદાન પર આવતાં જ તે પલટનની આગળ કૂદી આવી સૈનિકોને વિપ્લવ શરૂ કરવા એલાન કરવા લાગ્યો. એ જોઈ પલટનના સાર્જન્ટ મેજર હ્યુસને તેને ગિરફતાર કરવા સૈનિકોને હુકમ કર્યો. પણ કોઇ સૈનિક એ માટે આગળ ન આવ્યો! ત્યાં તો મંગળે ગોળી છોડી હ્યુસનને ઠાર કર્યો. એટલે લેફ્ટેનન્ટ બાઘ ઘોડા પર બેસી તેની સામે ધસ્યો. તેને પણ ગોળીથી જમીન પર પાડી દીધો. બાઘે પાંડે પર ગોળી છોડી, પણ પાંડે બચી ગયો અને તરત જ આગળ વધી તેણે તલવાર વતી બાઘને કાપી નાખ્યો. આ જોઇ કર્નલ વ્હીલર નાસીને જનરલ તથા બીજા ગોરા સિપાહીઓને તેડી આવ્યો. એ જોઈ ફિરંગીના હાથમાં જીવતા પકડાઇ જવા કરતાં મૃત્યુ બહેતર ગણીને એ જવાંમર્દ મંગળ પાંડે એ પોતાની ઉપર જ પોતે ગોળી ચલાવી લીધી. ઘાયલ થએલા મંગળ પાંડેને ગિરફતાર કરી તેના પર કામ ચલાવવામાં આવ્યું અને ૮મી એપ્રિલે તેને ફાંસી અપાઈ.



# માધુકરી

સળગે બ્રહ્માંડની હોળી અહર્નિશ, ખડક્યાં તમસનાં ઇંધણાં,
ચેતનની જ્વાળાઓ ઊડે ફરતી ચગે. સુરઅસુરની રમણા;
વચ્ચે બેસીને હોંસભરી હોલિકા દેવો સામે રહે ડણકી,
ખોળે પ્રહ્લાદ પ્રભુબાલ રમે એનું ખિલખિલતું હાસ્ય રહે રણકી:
હસી ઊઠે ત્રિકાળનાં હૈયાં
—ધૂમે ઘેરૈયા.

—ઉમાશંકર જોષી

(સંસ્કૃતિ)

## સ્વ. ડૉ. સચ્ચિદાનંદ સિંહા: આધુનિક બિહારના પિતા

હોળીને દિવસે સઘળા મુલાકાતીઓને અબીલ આપીને એંશીમા વર્ષે પણ હોળીનો આનંદ માણ્યા બાદ, ધૂળેટીની સવારે સાડા છ વાગ્યે ચિરનિદ્રામાં પોઢી ગએલા ડૉ. સચ્ચિદાનંદ સિંહા પર એકલું બિહાર જ નહિ પણ સારું યે ભારત ગમગીની અનુભવે તો નવાઇ નહિ. પાર્લામેન્ટમાં એમને અંજલિ આપતાં સરદાર પટેલે એમને બિહારના પિતા ગણાવ્યા હતા, અને તેમાં મુદ્દલ અતિશયોક્તિ નથી. રાજનીતિના તેમજ રાજવહીવટના અવ્વલ કક્ષાના નિષ્ણાત હોઇને ભારતની બંધારણસભાના પ્રથમ પ્રમુખનું માન એ પામેલા અને પટણા યુનિવર્સિટીના વાઈસ-ચૅન્સેલરપદે રહેલા. રાજકારણ તો એમને ગળથૂથીમાં જ વરેલું હતું એમ કહીએ તો ચાલે. એ જ રીતે પત્રકાર તરીકે પણ એમનું સ્થાન અનન્ય હતું અલબત્ત, એમનું પત્રકારત્વ સી.વાઈ. ચિંતામણિ, મોતીલાલ ઘોષ અથવા કે. સી. રાયના જેવું કદી નહિ પણ વિપિનચન્દ્ર પાલના જેવું હતું.

ગાંધીજીના 'યંગ ઈન્ડિયા' પત્રની જે રાષ્ટ્રવ્યાપી અસર હતી એવી જ અસર એક કાળે શ્રી સિંહાના 'હિન્દુસ્તાન રિવ્યૂ' માસિકની હિન્દ પર અને ખાસ કરીને બિહાર પર હતી. એના દરેક અંકમાં જુદીજુદી અનેક કલમો ચમકતી, પરંતુ આખા યે પત્ર પાછળ સતત શ્રી સિંહાનું જ વ્યક્તિત્વ બોલતું રહેતું. લેખક એને ગમે તે વિષય પર લખી મોકલે તો પણ છાપી દેવું એવા મતના એ ન હતા. 'હિંદુસ્તાન રિવ્યૂ'એ અમુક ધ્યેયનો પડઘો પાડવો જ જોઇએ એ એમનો આગ્રહ હતો. ચોક્કસ કર્તવ્યવૃત્તિ (મિશન) એમના પત્ર પાછળ રહેલી, અને એને લઇને જ ગાંધીજીના 'યંગ ઇન્ડિયા'ના પ્રાકટ્ય પહેલાં હિંદની તરુણ જનતા પર એની મોહિની રહેલી. હિંદના આજના કેટલાયે નેતાઓના જાહેર જીવનનો પ્રારંભ 'હિંદુસ્તાન રિવ્યૂ'નાં પાનાંથી થએલો છે. ઓરીસાથી બિહારને છૂટું પાડવાની શ્રી સિંહાની લડતનું હજુ ઘણાંને વિસ્મરણ નહિ થયું હોય. બિહારની કારોબારી સભાના સભ્યપદ દરમિયાન પાંચ વર્ષ સુધી શ્રી કે. સી. મહીન્દ્રે કરેલા સંચાલન સિવાય શ્રી સિંહા જ 'હિંદુસ્તાન રિવ્યૂ'નું સંચાલન કરી રહ્યા હતા, અને તે એમનું જ પત્ર રહ્યું હતું.



પત્રકાર તરીકે એમનું વ્યક્તિત્વ ગજબનું હતું. ગમે તેવી પ્રબળ વ્યક્તિનો પણ વિરોધ કરતાં એ ન અચકાતા. ગાંધીજીના રાજકીય સિદ્ધાંતો બહુધા પૌરસ્ત્ય હતા, જ્યારે શ્રી સિંહાના પાશ્ચાત્ય.

### માસમાસનાં પંખી–૫૦
### કલકલિયો



નદી-તળાવે ફરવા જનારે કાબર જેવડા આ પંખીને પોતાના ભભકભર્યા વાદળી રંગથી વાતાવરણને રંગભર્યું બનાવી મૂકતું જોયું હશે.

તેની ચાંચ રાતી લાંબી, પગ ચકચકતા લાલ, છાતી સફેદ, માથું તથા પડખાં ભૂરાં રાતાં, અને તે બધા પર ઉઠાવદાર નીલવર્ણી પાંખો; અને પૂછડી તો ઘણી ટૂંકી.

માછલાં તેનો મુખ્ય આહાર, એટલે કોઈ પથ્થર પર કે પાણી ઉપર ઝૂલતી ડાળી પર તે હિલોળા લેતું પાણીની સપાટી ઉપર આવતાં માછલાં પર નજર રાખતું બેઠું હોય; અને જેવો શિકાર લાગમાં આવે કે તુરત જ ચાંચ ફાડી, પાણીમાં અતિ ઝડપે ઝપટ મારતુંક ને તેને પકડી લાવી આરોગી જાય; અને પોતાની ઝપટથી માછલાં વિખરાઈ જવાથી વળી બેસવાની જગ્યા બદલે. માછલાં ઉપરાંત તે તીડ જેવાં જીવડાં પણ ખાય છે.

માર્ચથી જૂન એ તેનો પ્રજનનકાળ. એ કાળે જ તેનું જોડું જોવા મળે. કિનારાની જમીનમાં કે કૂવાની દીવાલમાં ત્રણેક ઇંચના વ્યાસની ઊંડી અને છેડે જરા વિશેષ પહોળી બખોલ પોતાની ચાંચ વડે કોરી, તેમાં પ્રથમ દૃષ્ટિએ ગોળ જ લાગે તેવાં, ચળકતાં સફેદ રંગનાં પાંચથી સાત ઇંડાં તે મૂકે છે. કવચિત્ ઉંદરે કોરેલા દરથી પણ ચલાવી લે. ન પચે તેવો ખોરાક પાછો ઓકી કાઢવાની તેની આવડતને કારણે, તેનો આ માળો માછલાંનાં હાડકાં અને એવા બીજા ગંદા પદાર્થોથી ભરેલો દુર્ગંધ મારતો હોય છે. આંખોને અતિ ગમતો એવો આ કલકલિયો ઘ્રાણેન્દ્રિયને તો બહુ જ ખરાબ અનુભવ કરાવે છે.



દગ્ધ કરી નાખ દુરિતો તને દાખતા જબર જ્વાળામુખી શો બની જા,
કચડતા રસાડના હાડને ચૂર્ણ કર માર્ગ કર મોકળો નગ બણી જા.

—પૂજાલાલ—



૧૯૩૨ના ઉપવાસ પછી યરવડા જેલમાં મહાત્માજી વાતો કરતા બેઠા હતા. પાસે જ સગડી પર પાણી ગરમ થતું હતું. તે ગરમ થઈ રહેતાં એક કેદીએ વાસણ ઉતારી લીધું, પણ સગડીમાં રહેલા થોડાક કોલસા ઓલવ્યા નહિ. મહાત્માજીએ તે જોતાં જ વાતમાં વિક્ષેપ પાડીને પણ પેલાને સગડી ઓલવી નાખવા કહ્યું. આ જોઈ પાસે બેઠેલા જેલ અમલદારે કહ્યું, 'કોલસા સરકારી છે; આપ તેની ચિંતા શા માટે કરો છો?' લાગલા જ મહાત્માજીએ કહ્યું, 'ના, એ તો જાહેર પ્રજાના નાણાંના કોલસા છે. અને તેમ ન હોય તોપણ એટલી દેશની સામગ્રી એળે જવા કેમ દેવાય?'

અનેકાર્થી શબ્દ: શંકુ=ઉપર જતાં અણિયાળી થતી જતી ગોળ બેઠકવાળી ઘન આકૃતિ; સોયની અણી; ટોચ કે શિખર; એક હજાર અબજ દર્શાવતી સંખ્યા; સૂર્યયંત્ર.

કહેવતોના અર્થ: 'હાથકંકણને આરસીની શી ન હોય.' જે વાત તદ્દન સ્પષ્ટ, દીવા જેવી ચોખ્ખી (એટલે કે અંધારામાં દીવો સ્પષ્ટ જણાય તેવી) હોય તે દર્શાવવા માટે વપરાતી આ કહેવતનો શબ્દાર્થ ખુલ્લો જ છે. આપણે જાતે આપણો ચહેરો નથી જોઈ શકતાં તેથી તે જોવા માટે આરસીની જરૂર પડે; પણ હાથમાં પહેરેલું કંકણ તો સરળતાથી નજર સામે જોઈ શકાય છે; તે જોવા માટે આરસીની જરૂર હોતી નથી.







યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકાએ કાઢેલો સૌ પહેલો સિક્કો: 'ઈ. ૧૭૮૭નો ફ્યુજિયો સેન્ટ.' એ 'ફ્રેન્કલિન સેન્ટ'ના નામે પણ ઓળખાય છે, કેમકે એના ઉપર (ડાબી બાજુ)ના ચિત્રમાં 'માઇન્ડ યૉર બિઝનેસ' (તમારું કામ સંભાળો) એવું ફ્રેન્કલિનનું ગણાતું સૂત્ર કોતરેલું છે. મથાળે સૂર્ય અને તેની નીચે તડકા ઉપરથી સમય માપવાના સૂર્યયંત્રનું આલેખન છે, તે એમ દર્શાવે છે કે સમય ધસ્યો ઝડપથી પસાર થઈ જાય છે; અને તેથી જ તેની નીચે લખેલું સૂત્ર ઉપયુક્ત છે. જમણી બાજુના ચિત્રમાં અમેરિકાનાં તેર રાજ્યોનાં પ્રતીક રૂપ તેર કડીઓ એકબીજીમાં પરોવાઈને ગોળ સાંકળ રૂપ બનેલી દર્શાવેલી છે તે, અમેરિકાના સ્વાતંત્ર્ય સમયે રચાયેલાં તેનાં તેર રાજ્યોની એકસંપી દર્શાવવા યોજી છે, જેની વચ્ચે લખેલા સૂત્ર 'વી આર વન' (અમે એક છીએ)ને તે સાર્થ કરે છે.

'સૅન્ડવિચ' ટાપુઓના લોકો ગાંબીકોમને સૂતક આવે તો તે તેનો એક દાંત પડાવી નાખે છે! * ઇ. ૧૯૯૮ પહેલાં હિંદમાં છાપાના અંકો જો એકબીજાને બદલામાં મોકલવાના હોય તો તે ટપાલમાં મફત મોકલી શકાતા! * જપાનમાં ૨૦ વર્ષની નીચેના માણસને તંબાકુ પીવાની મનાઈ છે. * બ્રિટનની એક શાળામાં શાળાનું કામકાજ શરૂ કરતાં પહેલાં વિદ્યાર્થીઓને ૧૦ મિનિટ હસાવવામાં આવે છે. * કાચબાનું હૃદય તેના શરીરમાંથી બહાર કાઢી લીધા પછી પણ ૪૦ કલાક સુધી ચાલુ રહે છે. * નેપાળમાં ભિખારીઓ તથા દારૂડિયા બિલકુલ નથી.






મથાળે ડાબી બાજુ: આવતી તા. ૧૪-૧૫-૧૬ એપ્રિલે અમદાવાદમાં 'મુંબઈ પ્રાંતીય શારીરિક શિક્ષણ પરિષદ'નું બીજું અધિવેશન ભરાવાનું છે તેની જે મોટા પાયા પર તૈયારીઓ ચાલી રહી છે તે પરથી એ ઘણું સંગીન થશે એમ લાગે છે. તેનું શ્રી રવિશંકર રાવળે આલેખેલું પોસ્ટર (પ્રચારચિત્ર) આ ઉપર આપ્યું છે. એ પ્રસંગે આરોગ્ય, ખોરાક, વ્યાયામ આદિને લગતાં પોસ્ટરો (બોધચિત્રો)નું એક પ્રદર્શન પણ ખોલનાર છે. તેમાં ભાગ લેવા માટે પ્રાંતના સૌ ચિત્રકારો માટે એક ઈનામી હરીફાઈ યોજી છે; જેમાં મોટા તેમજ વિદ્યાર્થી ચિત્રકારો માટે બે પ્રકાર છે. વિગતો ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળની કચેરી, ખેડુકગૃહ, રીલીફરોડ, અમદાવાદ-૧, એ સરનામેથી મળશે.
જમણી બાજુ: કુલાકણિકા-કલાનો કેટલો સમૃદ્ધ આદર થતો તેનો આ નમૂનો, પંજાબની એક મુખવાસના ડબ્બા ઉપરની તકતીઓ પૈકીની આ તકતી દર્શાવે છે. એ આખું સુશોભન સોનાના બિદરી કામનો નમૂનો છે. ડબ્બાની દરેક તક્તીમાં વચ્ચેના વૃક્ષાકાર ચંદાની શોભન-આકૃતિ નિરનિરાળી કરેલી છે, તે પણ આટલી જ ભરચક અને નયનમનોહર છે. એ બીજી તાતીઓના નમૂના હવે પછી.



**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ** (જુઓ પૃ. ૯૭) મથાળે ડાબી બાજુ : 'શિયાળાની સવાર' વિક્રમ દલાલ, અમદાવાદ (બીજુ ઈનામ); જમણી બાજુ : 'આબુના-સનસેટ પૉઈન્ટ પરના સૂર્યાસ્તના દશ્યના ત્રણ તબક્કાઓ'– રોહિત મહેતા, (નોંધપાત્ર); નીચે : 'ગામને ગોદરે–કનુ ગાંધી, મુંબાઈ (નોંધપાત્ર). વિવેચન જુઓ પૃ.-૨૭મે.

## સર્જકતા

· મિશ્ર ·

આ માનવીદિલ તણા સલાટે
એવ્યું હશે સ્વપન જે ઘડી પૂર્ણ ધારે
ઉતારવા સર્જન કોઈ ધન્ય,
સર્જી તને પ્રિય, તદા? અશી તું અનન્ય!

ા એટલેથી પણ એહ તૃપ્ત
જાણે થયો નવ જરી, પ્રિય, એમ ગુપ્ત
અર્પી તને સૌ રસ રૂપ રંગે
સંપૂર્ણ તે નિજ કલા, તવ સર્વ અંગે
જૂ ય એ સર્જકતા છ વ્યાપ્ત!
કે થાય જ્યાં પ્રિય, મને તવ સ્પર્શ માત્ર,
અન્યત્વમાં જે મુજ લુપ્ત ગાત્ર,
અસ્તિત્વ એ સકલને પુનઃ થાય પ્રાપ્ત!

**નિરંજન ભગત**

## પ્રભાતમાં નાસિક*

· વસંતતિલકા ·

ચોમહીં દ્યુતિની કૈંક લકીર લાગી:
ધારને નિબિડ પૂર ડૂબેલ સૃષ્ટિ–
માં અદ્રિ સાનુ, ધ્વજ, ઘુમ્મટ, વૃક્ષ આદિ)
માં ઓસરે જલ જરા, ધરી નવ્ય દીપ્તિ
–સોહે ઉભેલ દ્વિજ શી કટિબૂડ સૌમ્ય,
અર્પિત અંજલિ હિરણ્મયને વરેણ્ય.

ાલયે મધુર ઝાલર ક્યાંક વાગી,
ને ગભીર ધ્વનિ આદિમ ગૂઢ મંત્ર
ગંત, વાયુમહિં ઝાકળ-સિક્ત વ્યાપી,
ારે રહે જગવી પાર્શ્વ અને દિગંત.
નાદની શ્રુતિથી કાલ–વિવર્ત માંહીં,
દિવ્ય શાશ્વત રહસ્યની થાય ઝાંખી.

ાદાવરીતટ પુરાતન, વ્હેણ એનાં
નિત્ય, કિંતુ જલ તો નવલાં સદૈવ.
ાવે, રમી ક્ષણ મહીં વહી જાય, નૈનાં
ા બિંદુમાં મુજ લહું રૂપ આધિ દૈવ.
યાંથી અહીં? અવ ક્યહીં? રહી જાય પ્રશ્ન:
કલ્લોલતે નિરખું જાગ્રતિ કેરું સ્વપ્ન!

**રાજેન્દ્ર શાહ**

## કાલ

કાલ સંગાથે પ્રીત
હો, મારી કાલની સાથે પ્રીત!

આજ આ મારી પોયણી કેરી
પાંખડિયો સહુ બંધ;
છુપી દલેદલમાં એની
ફોરશે કાલે ગંધ!
કાલમાં મારું ચિત!–હો, મારી૦

આજ આ મારું અંતર ઊંડા
ઘૂંટતું કાંઇ સૂર;
કાલની હવા વાય શું એનાં
ગીત લઈ ભરપૂર!
કાલ અમારો મિત!–હો, મારી૦

આજનો હું તો માનવી રે ના,
કાલનો છું મહેમાન;
આજની મારી આંખડી સામે
કાલના છે નિશાન'
કાલનાં ગાઉં ગીત!–હો, મારી૦

**પ્રજારામ**

## મુંબઈ: એક દર્શન*

· પૃથ્વી ·

નિહાળું સઘળું નવા નયનથી; નવી જિંદગી
પડે નજર; ટ્રામ, ગાડી, બસ, લોકલોની થતી
પસાર વણઝાર; ઘર્ઘર અવાજથી કાર સૌ
ડરાવી, નિજ હસ્તિ જાહિર કરી જતી; ને જનો
હજાર લખ મેદની મહીં મળી રહ્યાં સામટાં;
બધાં ય અહીં કાર્યમાં રત; વિરક્ત હું એહથી
રહું નિરખતો; ધમાલ મહીંથી જરા હું બીજી
દિશા મહીં કરું યદા નજર અબ્ધિ તો ઘૂઘવે.

સુદૂર સદનો બધાં નવ-પ્રભાતના ધુમ્મસે
છવાઈ, જ્યમ સ્વપ્નનું સ્મરણ કોક આછું રહે
ઉરે, ત્યમ બધા ય મ્લાન, હીન-રંગ, નિસ્તેજ શા
પડે નજર; ને અહીં દ્રય દિશે મકાનો તણી
ધરી સ્જતકોરનું કફન આસમાની પડી
બધી નગર-શાંતિ સાગર તળે દટાઈ દિસે.

**હરીન્દ્ર દવે**

## સાંભરે

મને આજ સાંભરે વ્હાલો
મારો મીત મોરલીવાળો.

શામળી કાડી શીતળા-છાંટી
ઘૂંઘરિયાળા કેશ,
નમણા દેહમાં દીપતા રૂડા
ઘેરઘૂમરિયા વેષ—મને૦

ગામને ગોંદરે ગંગાજળિયો
ઝાડવે ઢબૂરેલ,
કોઈના સૂરને તાલ જ્યાં જાતી
પનિયારીની હેલ—મને૦

ડુંગરઢાળું ધણ આઢે ને
પાછલી રાતનો ચંદ,
સેજમાં શાળી ભાત પાડે ત્યાં
રમતા આવે છંદ—મને૦

સાંજ સવારે ગામ કે સીમે
મંનના મણિધર
સૂરને સગડે જાય દોડ્યા બાઈ
ભાનભૂલ્યા ભીતર—મને૦

શે'રમાં વાજાં, રેડિયા સુણું
સુણું કોઈના કંઠ,
મન મારું લઈ ખડિયો ખભે
પ્હાડનો લેતું પંથ—મને૦

**મકરન્દ દવે**

## પ્રતિકૂલતાને

· દ્રુતવિલંબિત ·

ખબર છે ન તને પ્રતિકૂલતા,
તુજ શું રોજ ઘસાય સુતીક્ષ્ણ થૈ
પ્રખર આ પુરુષાર્થનું શસ્ત્ર તો
ક્ષીણ તને જ અશેષ વિદારશે.

**જયન્ત પાઠક**

## ત્રાજવું

· અનુષ્ટુપ ·

વિધિએ આદર્યા આજે
કારમા તોલ ત્રાજવે:
એક પા સંસ્કૃતિ-સ્વર્ણ,
સામી પા સ્વર્ણ-સંસ્કૃતિ.

**મજબાલ દવે**

---

* આ બંને કાવ્યોમાં બે શહેરોનાં દર્શનથી ઉપજતાં સંવેદનો આલેખ્યાં છે. દશ્યચિત્રણ કરીને તેમાં ચારરોર પરોવવાની હાલની પદ્ધતિના દૃષ્ટાંત રૂપ એબે કૃતિઓની સરખામણી કરી લેવા જેવી છે.



૧. હરિપ્રસાદ અને આ સ્મરણોના લેખક શ્રી રવિશંકર રાવળ

એની ઓગણત્રીસમીની સાંજે હું કામથી પરવારી વિચાર કરતો હતો કે હવેનો બધો વખત મોટાભાઈ (ડૉ. દેસાઈ) પાસે વિતાવું. એ જ પળે એમની પૌત્રી ઊર્મિએ આવીને કહ્યું, 'મોટાભાઈની તબિયત બગડી છે.' પચીસમીની સવારે તો મેં તેમને ખુશમિજાજ તેમના રોજિંદા ક્રમ પ્રમાણે રસોડાના ઓટલા પર જોયા હતા (જુઓ પૃ. ૧૧૮ પરનું ચિત્ર) મુંબાઈમાં હૃદયરોગનો વ્યાધિ જણાયેલો, પણ અહીં આવ્યા પછી લાગ્યું કે ઊગરી ગયા અને બીજાં પાંચ વર્ષ જરૂર ચાલશે. પણ છેલ્લા હુમલાથી તેમને આયુષ્યની શંકા પડેલી એ ચોક્કસ. પણ મારી કલ્પનામાં યે નહિ કે બે જ દિવસમાં તેમનો વિયોગ થવાનો છે.

રાત્રે એમને ઘણી મૂંઝવણ થતી હતી એટલે મેં વાત કરી નહિ. સવારમાં ગયો ત્યારે રાત્રે ડૉક્ટરોએ કરેલી ગોઠવણ પ્રમાણે ઑક્સિજન અને ઇન્જેક્શનો ચાલુ થઈ ગયાં હતાં. આગલી સાંજે ઘણું બોલ્યા હતા. લેખ પણ લખ્યો હતો અને દરેકને શિખામણ આપતા હોય એમ વાત કરતા હતા. હવે તો સૌને વાત કરવાની પણ ડૉક્ટરે મનાઈ કરી હતી. છતાં મનમાં થયું કે પાસે જઈને હાલત નિહાળું. પગ પાસે જઈ હળવેથી ચરણસ્પર્શ કર્યો, તેવામાં તેમની પુત્રીથી બોલી જવાયું, 'મોટાભાઈ! રવિકાકા છે.' નાકમાં ઑક્સિજનની નળી હતી, છતાં આંખો બંધ રાખી બોલી ઊઠ્યા. 'રવિભાઈ, આપણી મૈત્રી ૧૯૧૮થી, નહિ? Ideal friendship (આદર્શ મૈત્રી)!' એવાં કષ્ટ અને લાગણીથી બોલ્યા કે મારાથી રહેવાયું નહિ: 'મોટાભાઈ, તમે થાક્યા છો એટલે હું જતો રહું છું,' કહીને ઓરડાની બહાર નીકળી ગયો. ખરેખર, એમને શાંતિ આપવા એમ કરવું જરૂરી હતું પણ એ જીવનના શબ્દો હૃદયમાં રણકાર કરી રહ્યા છે.

આદર્શ મૈત્રીનો પાઠ આપનાર એ ગુરુ અને સ્વજનનું અંતર-મંથન કેટલું ઊંડું અને ગહન હશે! ૧૯૧૮ની સાલ એમણે કેટલી ચોકસાઈથી યાદ રાખી? મારા સંબંધને આદર્શ બનાવવા એમણે કેવી નિર્મળ પ્રીતિ, ભ્રાતૃભાવ અને આપ્તજન સાચવ્યાં, મારી કેવી ચિંતા અને સંભાળ રાખી એ બધું ગણાવી શકાય એમ નથી. પણ એમના જીવનનાં ઉત્તરોત્તર ચઢતાં પગથિયાં પર વખતોવખત સાથીદાર બનાવી એમના હૃદય ને ચારિત્ર્યનું જે સુંદરતમ રમણીય દર્શન કરાવ્યું છે તેની વાત કરતાં હું કદી થાકીશ નહિ.

૧૯૧૮ની જ વાત છે. મેં મુંબાઈમાં મારો ચિત્રકળાનો અભ્યાસ પૂરો કરી બે વર્ષથી ધંધાર્થી તરીકે જીવન શરૂ કર્યું હતું. પણ 'ગુજરાત'નો પરિચય પામવાની ઊંડી ધગશ હતી એટલે મારા મોટાભાઈ તારકામ શીખવા અમદાવાદ આવેલા તેમને મળવાને નિમિત્તે ઊતરી પડ્યો. મને નવીન સંસ્થાઓ અને નવાં બળોને ઓળખવાની ઇચ્છા હતી. એવામાં જૂના મિત્ર શ્રી નર્મદાશંકર ઠાકર મળી ગયા, તે મને ડૉ. હરિપ્રસાદને ત્યાં લઈ ગયા. સ્વ. હાજીમહંમદના 'વીસમી સદી'માં પ્રકટ થતાં મારાં ચિત્રોથી હું તેમને નામથી જાણીતો થઈ ગયો હતો. તેમનું મૂળ દાદાભાઈ નવરોજી લાયબ્રેરી ચલાવતું હતું તથા તેમના મિત્ર પંડિતે સ્વદેશી સ્ટોર ખોલ્યો હતો તે બતાવ્યાં. પોતાના કળાના શોખની વાતો કરતાં તેમના મેડામાં ટાંગેલી હિંદદેવીની છબિ બતાવી અને તેના ચિત્રકાર મગનલાલ શર્માને મળવું જોઈએ એમ ઠરાવી રવિવારની સાંજે ઘોડાગાડીમાં મને જમાલપુરમાં મગનલાલ માસ્તરને ત્યાં લઈ ગયા. અમદાવાદની એક હલ્લાની શાળાના હેડ માસ્તર પણ ચિત્રકળાના એ એક નિષ્ઠ ઉપાસક કોઈ પણ તાલીમ કે શિક્ષણ વગર, રવિવર્માને માનસિક ગુરુ ધારી તેમની ઢબે કાલ્પનિક ચિત્રો કરતા હતા, પણ તેના વિષયો ગુજરાતના ઇતિહાસ, લોકસાહિત્ય તથા પુરાણના હતા. એમનો સદ્શ્રમ અને નિષ્ઠાથી હું પણ મુગ્ધ થઈ ગયો. અમદાવાદમાં એમની કદી કદર થઈ નહિ અને એમનું હિંદદેવીનું ચિત્ર એક મિત્રે છપાવી આખા હિંદમાં પ્રસરતું પણ ચિત્રકારને એક પાઈ પણ પહોંચી નહિ.

અમદાવાદની મુલાકાતથી મને લાગ્યું કે ગુજરાતનું સ્વરૂપ સમજવા માટે અમદાવાદ જ તેનું સાચું સંસ્કૃતિકેન્દ્ર છે ને ત્યાં જ વસવું જોઈએ ભાવનગરના એક ચિત્રકાર ભાઈ ત્રિભુવન પટેલ અમદાવાદમાં આવી રહ્યા હતા. તેનાં ચિત્રો આલેખનની દૃષ્ટિએ સૌને ગમે એવાં હતાં, પણ ભાવના, વિચાર કલ્પના અને પાત્રયોજનારહિત હોવાથી સંસ્કારપરાયણ જનતાનું તેમાં આકર્ષણ થયું નહોતું. મોટે ભાગે તે ફોટોગ્રાફિક ચિત્રો પર ધંધો કરતા; પણ મને આશા હતી કે એમનો પણ હું નવી સૃષ્ટિના નિર્માણ માટે ઉપયોગ કરી શકીશ. પણ મારે શા આધારે અમદાવાદમાં રહેવું? નોકરી નહિ કરવાનો નિશ્ચય હતો. અને કલાકારને નોકરી પણ કોણ આપે? ડ્રૉઇંગમાસ્તરો જેવું સર્ટિફિકેટ નહિ. કાવ્યો કે લેખોના ચિત્રકાર તરીકે 'વીસમી સદી'એ પ્રસિદ્ધિ આપી હતી પણ એની ઘરાકી યે મુંબાઈમાં મળે. અમદાવાદ તો તે વખતે ગામઠી શહેર લાગતું. પણ ઈશ્વરી ઘટના એવી બની કે મારા નિશ્ચયને ટેકો મળ્યો. મને જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજના પ્રિન્સિપલ સ્કૉટનું મોટું તૈલચિત્ર કરવાનું કામ મળ્યું તેમાં મારા સ્વ મિત્ર મુ. પ્રો. હરિલાલ ભટ્ટનો આગ્રહ અને લાગવગ કારણભૂત હતા. એ ચિત્રની રકમ ઉપર હું એક વર્ષ અમદાવાદમાં ખેંચી શકીશ એ અટકળ ઉપર મેં અમદાવાદમાં જીવનકેન્દ્ર કરવાનું ઠરાવ્યું અને પ્રો. ભટ્ટ પાસેથી મારા ધ્યેયને ટેકો આપે એવા મિત્રો પર ભલામણપત્રો લીધા તેમાં એક પત્ર હતો સ્વ. હીરાલાલ પારેખ (ગુ. વ. સોસાયટીના મંત્રી) પર ને બીજો હતો ડૉ. હરિપ્રસાદ દેસાઈ પર.

આમ, ૧૯૧૯ના મે માં હું અમદાવાદ આવ્યો ત્યારે ત્યાંના શહેરજીવનમાં જાણીતા આ બે મિત્રો સિવાય હું કોઈને ઓળખતો

નહોતો. એ બંનેની આજીવન સમરસ મૈત્રી અને સત્સમાગમનો લાભ હું પામ્યો છું. એમને મિત્રોથી વધી જાય એવા મિત્રો મળવાનું સદ્ભાગ્ય હજી મને સાંપડ્યું નથી. મને જીવનમાં ધ્રુવનક્ષત્રો જેવા ચમકતી. સ્વ. પારેખ કરતાં ડૉ. હરિપ્રસાદ વિશેષ જીવ્યા, ને વિશેષ અનુરાગ, પ્રીતિ અને જીવનસંસ્કારનો પ્રસાદ આપી ગયા.

એમનું દવાખાનું સારંગપુરમાં હતું ત્યાંનું ત્યાં જ હજી છે. એલિસબ્રિજ એમણે ઘર બાંધ્યું તે પહેલાં એમનું રહેવાનું પણ એ દવાખાનાના મેડા પર જ હતું. પણ મુલાકાતસ્થાન તો દવાખાનાનું ટેબલ ને ચોમેર પડેલી ખુરશીઓ તથા એક મોટો બાંકડો. એમના ટેબલ પર છાપાં પડ્યાં જ હોય. દર્દીઓ આવે ને જાય, પણ એકબે પુરાણા મિત્રો, પડોશીઓ, કોઈ સાક્ષર કે સમાજસેવક ત્યાં બેઠા જ હોય. ડૉક્ટર કોઇ દર્દીને ઘેર જોવા ગયા હોય તો પણ ત્યાં કઇ ને કંઇ ચર્ચા કે મુલાકાત ચાલતી જ હોય. અહીં જ મને ડૉ. ચંદુલાલ દેસાઈ(કવિ વસંતવિનોદી) મળ્યા, શ્રી અંબુભાઇ પુરાણીનો પરિચય થયો, ડૉ.ના એક બાલમિત્ર અંબારામને જોયા, ચાની ફેરીમાંથી આલીશાં લક્ષ્મીવિલાસ હૉટેલના માલિક બનેલા પુરુષાર્થી આશાભાઇનું ઓળખાણ થયું. ડૉ. સાહેબની સપ્તરંગી મિત્રમંડળીનો દરેક જણ જીવનની કંઇકંઈ વિચિત્રતા ધરાવતો. ડૉક્ટર અને દર્દીઓ વચ્ચે પણ ધંધાદારી જેવું લાગે જ નહિ. ગમે તે વર્ણનો ઉચ્ચ, નીચ બાળક કે વૃદ્ધ, ડૉક્ટરની હસમુખી પ્રકૃતિ આગળ નિશ્ચિંત થઇ જતો. તે ગમે તેટલું પૂછે તોપણ ડાક્તર કંટાળે નહિ અને ડાક્તરી બાબતો તથા રીતભાત સરળરીતે સમજાવી દે. ઘણી વાર દર્દીઓને કહે કે, 'તમને કંઈ નથી, નકામા પૈસા ખરચો નહિ. જાઓ, આ સાદી પડીકી લઇ આરામ કરો.' આમ ખુલ્લે મને કહે એટલે તેમના પર ઘણાને વિશ્વાસ રહેતો. અમદાવાદમાં ગાંધીજીના આગમન પહેલાં એ કોરપોરેશન



અને બ્રહ્મક્ષત્રિય પાઘડી પણ પહેરતા (જુઓ ઉપર). ડાક્તરી શરૂ કરી તે પહેલાં તેમણે નેટિવ હાઇસ્કૂલ અને ન્યૂ ઇંગ્લિશ સ્કૂલના કસરત માસ્તર તરીકે કામ કરેલું અને ત્યાં છોકરાઓને કસરત ઉપરાંત નીતિ અને ચારિત્ર્યનો બોધ કરતા. ઘણાને ઘેર જઇ તેમના છોકરાઓની



અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે : અમદાવાદ શહેરના પથ્થરે પથ્થરની પિછાન ને પ્રેમ ડૉ. હરિપ્રસાદને હતાં એટલાં બીજા કોઇને ન હતાં એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અમદાવાદ મ્યુનિસિપાલિટી દ્વારા શહેરના ખૂણેખૂણાની સફાઇ કરીને પચાસેક વર્ષ પુરાણા એ શહેરનો કચરો કાઢનાર એ સેવક અંતે તેના પ્રમુખ થયા.



ડૉ. હરિપ્રસાદ તથા એમનાં પત્ની શ્રીમતી પાખડીબહેન

ારીરિક ખોડ રોગ દૂર કરવી તેની સલાહ પણ આપતા.

ડૉક્ટર સાહેબે બંગભંગના ઉદ્રેકના કાળમાં કલકત્તાની એલ.સી. એસ.ની ડિગ્રી મેળવેલી. એટલે બંગાળના સંપર્કથી તેમનામાં દેશાભિમાનનો અંશ તીવ્રપણે જાગૃત થઈ ગયો હતો. પોતાના ાત્રમંડળમાં તે ઉદ્દામવાદી ગણાતા, અને પરદેશી કાપડ વાપરવું ાધ કરી અમદાવાદની મિલોના જાડા જીનનાં કોટપાટલુન પહેરતા. । જમાનામાં ઉઘાડે છોગે સ્વદેશીધર્મ પાળનારા કે દેશભક્તિ ચારનારા તરફ અમલદાર વર્ગને એક પ્રકારની સૂગ રહેતી તેમજ ાના પર સરકાર સુદ્ધાં કરડી નજર રાખતી. છતાં ડાક્ટર સાહેબ

અને તેમના મિત્રમંડળે અમદાવાદને ખૂણે રાષ્ટ્ર-ભક્તિની જે પહેલી જ્યોત જગવી હતી તે કાયમ રહી અને વિસ્તરી, તેના મુખ્ય પુરોહિત ડાક્ટર હતા. બંગભંગના ઉદ્રેકકાળમાં અલ્હાબાદમાં રાશબિહારી ઘોષના પ્રમુખપણા નીચે મળેલી કૉંગ્રેસમાં કોઈ વક્તાએ કહ્યું કે આપણે લાચાર છીએ કે કાપડ વણવાના હુન્નર માટે દેશમાં કોઈ શાળા કે શિક્ષક નથી. તે વખતે અમદાવાદના બે રિપનિગ-માસ્તરો (સ્વ. ચુનીલાલ ભટ્ટ તથા એક બીજા ભાઈ) ત્યાં કૉંગ્રેસના સાદા પ્રેક્ષક તરીકે ગએલા તે ઊભા થઈને બોલ્યા કે 'જે કોઈ જુવાનને મિલનો હુન્નર શીખવો હોય તે અમારી પાસે આવશે તો અમે શીખવીશું.' પ્રમુખે તેમને ધન્યવાદ આપ્યો અને લોકોએ તાળીઓથી વધાવ્યા. તે પરથી બંગાળમાંથી કેટલાક તરુણો અમદાવાદ આવ્યા, જે પૈકી આજના જાણીતા શ્રી જ્યોતીન્દ્ર મઝુમદાર, લલિતબાબુ, શ્રી બૅનરજી, શ્રી બોઝ (નેતાજી સુભાષચન્દ્રના ભાઈ) વગેરે હતા. તેઓ રાયપુરમાં જ રહેતા ને ડાક્ટર સાહેબ તેમના નિકટસંગી બન્યા હતા. પરિણામે પોળે પોળે રાષ્ટ્રકીર્તનો ને રાષ્ટ્રગીતો ગાવાની પ્રથા તેમણે શરૂ કરી. અમદાવાદમાંથી તેનો કેટલો પ્રચાર વિકાસ થયો છે એ તો રાષ્ટ્રીય સાહિત્યનું એક ઉપયોગી પ્રકરણ છે. એ બધા જ બંગાળી જુવાનો ખૂબ ઊંચે પદે ચડયા અને આબાદ થયા એ પણ નોંધવું જોઈએ. ગુજરાતની પરપ્રાંત-ક્ષમતાનું તે એક જ્વલંત ઉદાહરણ છે. ડૉક્ટરની ઉઘાડી દેશભક્તિએ તેમને સરકારી અમલદારવર્ગમાં માન કે મેળાપના પ્રસંગોમાં ભળવા નહિ દીધા હોય, પણ જનતાનો તો એમના પર ઊંડો વિશ્વાસ બેસતો જતો હતો. લાલા લજપતરાય જ્યારે અમદાવાદમાં આવ્યા ત્યારે એમનું (જુઓ પૃ. ૧૪૪ ઉપર)



...તાના
...દાદરથી,
અને લાગાં
...ળેલો છો.
...થયો. ખરેખર
...નંદના શબ્દો
આદર્શ મૈત્રીનું...
સેવા કેટલું ઊંડું...
આત્મસાંઈથી યાદ...

શહેર, પ્રાંત અને દેશની સેવા જેટલી ઉત્કટતા ડૉક્ટરના કુટુંબપ્રેમની પણ હતી. રોજ સવારે અચૂક રીતે તે પોતાના રસોડાના ચોગાનમાં પોતાનાં પત્ની તથા આંખે અપંગ પુત્રીને છાપું વાંચી સંભળાવી વિગતો સમજાવતા, અને રોજ રાત્રે સૂતાં પહેલાં કોઈ ધર્મગ્રંથનું પુસ્તક વાંચી સંભળાવી સમજાવતા.

# चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च

## કેટલીક વાર સૂત્રો જીવનને ઘડે છે કેટલીક વાર એથી ઊલટું....

શિક્ષક તરીકેની ૨૫ વર્ષની નોકરી દરમ્યાન નિખિલરાયે આવો ગંદો છોકરો કદી જોયો નહોતો. મેલી બંડી, કૉલર વિનાનું પહેરણ, કાળો પડી ગએલો જાડા કાપડનો લેંઘો, એ એનો હમેશનો પોશાક હતો. કદી કદી બંડી ધોવાતી. પણ એ ધોએલી બંડી અને મેલી બંડીમાં ઝાઝો ફેર પડતો નહિ કાયમી થઇ ગએલા તેલના મોટા બે ધબ્બા એ બંડીને કદી ધોએલી દેખાવા જ દેતા નહિ. વળી એની બે મોટી ગોળ આંખો અને કાયમ ઊભા રહેતા સુક્કા અને ભૂરા વાળ નિખિલરાયને ઠમકમાટી ઉપજાવતા. નિખિલરાય એને એના ગંદાપણા માટે ઘણી વાર ટોકતા, પણ એની કશી જ અસર થતી નહિ. ઘણી વખત તો એને લીધે પોતાની આબરૂ જવાનો નિખિલરાયને ભય રહેતો; એટલે તો ઈન્સ્પેક્શનને દિવસે નિખિલરાયે એને ગેરહાજર જ રહેવા સૂચન કરેલું.

ભણવામાં પણ એ એટલો જ ઠોઠ. એને કદી લેસન આવડતું નહિ. ઘેરથી લેસન કરી પણ લાવતો નહિ. લેસન ન આવડવાના ને ન કરી લાવવાના બહાને નિખિલરાય એને મારીને રોષ ઠાલવી લેતા. કોઈકોઈ વખત નિશાળમાંથી ઊઠી પણ જવાનું એને કહી દેતા.

વળી એની ફી માટે દર મહિને નિખિલરાયને ઑફિસમાંથી ઠપકો ખાવો પડતો. નામ કાઢી નાખવાની વારંવાર ધમકી અપાયા પછી જ મહિનાની છેલ્લી તારીખોમાં એની ફી ભરાતી

પણ કેટલાક મહિનાઓની એની એ જ પરિસ્થિતિને લીધે હવે ધીરેધીરે નિખિલરાયને એના ઉપર ક્રોધ અને રોષને બદલે કંઇક અનુકંપા ઉત્પન્ન થયા કરતી હતી. એ અનુકંપા પ્રેરનાર ઘણે ભાગે એની દયામણી મોટી અને સરળ આંખો હતી. ગમે તેટલા ઠપકા સાંભળીને પણ એ બે આંખો વધુ સરળ બની જતી. કદીકદી એ મોટી આંખોમાં ખુલ્લી લાચારી દેખાઈ આવતી ને નિખિલરાયનું હૃદય ગમ ખાઈ જતું. એમને ખબર ન પડે એમ એમના દિલમાં દયા ઉત્પન્ન થઈ જતી! ફી ભરાવવાના દિવસોમાં આવું કંઇક વિશેષ બની જતું.

દર પહેલી તારીખે પટાવાળો વર્ગમાં લાલ પૂંઠાનો ચોપડો લઈને હાજર થતો, ને શીમનની મોટી આંખોમાં કંઈક બીક પેસી ગએલી દેખાતી. એક પહેલી તારીખે એ ચોપડો આવ્યો અને વર્ગમાં શાંતિ છવાઇ ગઈ. નિખિલરાયે ચશ્માંમાંથી એમાંની નોટીસના એકાદ અક્ષર તરફ નજર કરી અને સહી કરી આપી. પટાવાળો નોટીસ લઈને ગયો અને નિખિલરાયે કહ્યું: 'કાલે ફી લાવવાની છે.' ને આગળ લેસન ચાલુ રાખ્યું. સંસ્કૃતનો અવર ચાલતો હતો. વચ્ચે નોટીસ આવવાને કારણે નિખિલરાયે જે શ્લોક અધૂરો મૂક્યો હતો એ ફરીથી એક વાર આખો બોલી ગયા:

सुखमापतितं सेव्यं दुःखमापतितं तथा।
चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च॥



એ બહાર નહોતો જોતો; આંખમાંનાં આંસુને છુપાવવા બહાર નજર કરતો હતો

નિખિલરાય રોજની માફક પોતાની ફરજ બજાવ્યે જતા હતા. સંસ્કૃત એમનો પ્રિય વિષય' ઘડીમાં કોઈને પોતે બોલી ગએલા એ અર્થ પૂછતા, કોઈને શબ્દ પૂછતા, કોઇને રૂપ અને કોઇને ગણ!

નિખિલરાયે પાટિયું લૂંસી ઉપર શ્લોક લખ્યો. અને એનો ઉપયોગ સમજાવવા માટે કોઈ વિદ્યાર્થીને પૂછવાનું ધારી એક પછી એક વિદ્યાર્થીઓ તરફ જોવા લાગ્યા. ને એમની નજર શીમન ઉપર પડી. નિખિલરાયને એના ચહેરા ઉપરથી સમજાઈ ગયું કે એનું ધ્યાન અભ્યાસમાં ન હતું. નિખિલરાય ભણતરમાં ધ્યાનરેખ રેખાઓ પચીસ વર્ષમાં ખૂબ પારખતા થઈ ગયા હતા. એમણે જરા ગરમ થઇને પૂછ્યું: 'ક્યાં છે ધ્યાન તારું?'

શીમન ઊભો થયો અને ચૂપ રહ્યો.

'બસતો કેમ નથી? ક્યાં છે ધ્યાન?' નિખિલરાયે બરાડો પાડ્યો.

'ક્યાંય નહિ સાહેબ!' શીમન બહુ જ ધીરેથી બોલ્યો.

'બોલ ત્યારે, મેં શું કહ્યું?'

હજુ પણ શીમન મૌન રહ્યો. એટલામાં વર્ગનો કોઈ છોકરો બોલી ઊઠ્યો: 'સાહેબ, સવારે ય વાંચતો નથી અને સૉલ્ફ્રીટ વેચવા જતો રહે છે!' બીજો છોકરો બોલી ઊઠ્યો: 'અને સાહેબ, સાંજે અમારી શેરીમાં રોજ આઈસક્રીમના બે લીલા ડબ્બા લઈને આવે છે!'

શીમન દીન બનીને ઊભો રહ્યો. નિખિલરાયની જીભ ઉપર શબ્દ આવી ગયા હતા: 'ત્યારે પછી સારી ફેરીને રીયાઈ જાને! ભણવા શું કરવા આવે છે!' પણ એ શબ્દ ત્યાં જ અટકી ગયા. વર્ગમાં બધા જ વિદ્યાર્થીઓને થતું હતું કે સાહેબ હમણાં શીમન ઉપર ઊતરી પડશે; ભણતાં ભણતાં બીજો ધંધો કરવાની ના કહેશે; આખો દિવસ ઊભો રાખીને શીરો પૂરશે. પણ નિખિલરાયે એને કંઇ જ કહ્યા વગર બેસાડી દીધો અને શરૂ કર્યું: चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च॥

નિખિલરાયનો ભણાવવાનો ય વેગ કોણ જાણે કેમ જરા જરા શિથિલ પડવા લાગ્યો. એમની નજર વારંવાર શીમન તરફ પડી જતી હતી. એક ક્ષણ જાણે પોતાનો સૌથી નાનો છોકરો બજાર વચ્ચે ઊભો રહી 'આનાના બે' 'આનાની બે' કહી ચૉકલેટ વેચતો હોય એવી કલ્પનાઓ એમને આવવા લાગી. એમણે ફરી એક વાર શીમન તરફ જોયું. શીમનનો ચહેરો ખૂબ જ વ્યગ્ર હોય એમ જણાયું. નિખિલરાયે એ પણ જોયું કે કોઈ કોઈ વખત ઘેનથી જાણે એનાં પોપચાં બિડાઈ જતાં હતાં ને મહા મહેનતે એ આંખો ઉઘાડી રાખવા પ્રયત્ન કરતો હતો. નિખિલરાયે એ જોયું ન જોયું કર્યું. ત્યાં તો ખૂણામાંથી એક છોકરો ઊભો થઇને બોલી ઊઠ્યો. 'સાહેબ, શીમન ઊંઘે છે!'

નિખિલરાયને આ કહેનાર છોકરાની વૃત્તિ સમજાઇ નહિ. એમણે જાણે સાંભળ્યું જ નથી એમ ચાલુ રાખ્યું. અને બીજા ખૂણાના એક છોકરાને પૂછ્યું: 'પરિવર્તન્તે એટલે શું, ત્યારે?'

એ જવાબ આપે એ પહેલાં બીજો છોકરો બોલી ઊઠ્યો: 'હા સાહેબ, ઊંઘે છે હો.'

નિખિલરાયને હવે એ ધ્યાન ઉપર લેવું પડ્યું ને શીમનને ઊભા થવા કહ્યું. એ ઊભો થયો એટલે નિખિલરાયે સહેજ બેદરકારીથી પૂછ્યું. 'કેમ ઊંઘે છે ક્લાસમાં?'

શીમનને મૂંગા રહેવાની ખૂબ ટેવ હતી. એ ચૂપ જ રહ્યો. નિખિલરાયે એની સામે બરાબર જોયું. એની આંખો સહેજ રતાશ ઉપર હતી. નિખિલરાયે એને પૂછ્યું: 'કેમ, ઉજાગરો કર્યો છે કે શું?'

'હા સાહેબ.' ખૂબ જ ગરીબ બનીને શીમન બોલ્યો.

'કેમ? તારે વળી અત્યારે એવું શું કામ આવી પડ્યું હશે?' બહોળા કુટુંબમાં ઉછરેલા નિખિલરાયને ખ્યાલ ન આવી શક્યો કે શીમનને પણ ઉજાગરા કરવા પડી શકે!

'સાહેબ, મારો નાનો ભાઇ ખૂબ જ માંદો છે.'

'તે તારી બા કે બાપુ હશે ને!'

'સાહેબ, મારા ફાધર તો દસ વરસ પહેલાં મરી ગયા છે, અને મારી બાને મરી ગયે છ મહીના થયા.'

જે નાનાં છોકરાંને ઉછેરતી વિધવા માતા ન મરી જઇ શકે એવો નિયમ યમરાજને ત્યાં થોડો જ હોય છે?

છોકરાની તબિયત પૂછવા કરતાં નિખિલરાયથી સ્વાભાવિક બીજો જ પ્રશ્ન પુછાઇ ગયો: 'તો પ્રગતિ પત્રકમાં કોની સહી લાવે છે?'

'એ તો મારા એક પડોશીની લાવું છું.'

નિખિલરાયને આ પ્રથા ઉપર જરાક ચીડ ચડી. શીમનને પ્રોગ્રેસ બુકમાં સહી કરાવી લાવવાની શી જરૂર? એનો હિતેચ્છુ એના સિવાય કોણ? નિખિલરાયને યાદ આવ્યું કે ગયે મહિને શીમન છ દિવસ સુધી પ્રોગ્રેસ બુકમાં સહી નહોતો કરાવી લાવ્યો એ બદલ વર્ગના મૉનીટરે ત્રણ પીરિયડ ઊભો રાખ્યો હતો. તે સહી નહિ કરાવવાની બેદરકારી રાખનાર વાલી એ એના પડોશી જ હશે ને! કંઇક યાદ આવ્યું હોય એમ નિખિલરાય બોલ્યા:

'તો પછી એને માંદો મૂકીને કેમ નિશાળે આવ્યો છે?'

શીમન બોલ્યો નહિ. એટલે એને ઘેર જવું હોય તો જઈ શકે છે એમ કહી નિખિલરાય પાછા પેલા શ્લોકની બીજી લીટી ફરી એક વાર બોલ્યા: चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च । ને ઘંટ વાગ્યો.

રાત્રે અગિયાર વાગ્યે નિખિલરાય પથારીમાં સૂતા. સ્કૂલનો પોતાનો વર્ગ નજર સમક્ષ આવ્યો. એ શ્લોક જાણે સુંદર કાગળ ઉપર ચીતરીને શીમન ભીંત ઉપર ચોંટાડતો હતો. પૂરો ચોંટાડી રહ્યા પછી નિખિલરાય જાણે બોલી ઊઠ્યા: 'વાહ! વાહ!'...

चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च ।

અને પોતે જાણે વર્ગમાં કહેવા લાગ્યા: 'મારાં પ્યારાં બાળદોસ્તો! આ શ્લોક મરતાં સુધી ભૂલશો નહિ. દુઃખના ભારથી હતાશ ન થઇ જતા. અસંખ્ય ઉપાધિઓમાં પણ હિમાલયની જેમ સ્થિર રહેજો. દુઃખ અને સુખ તો જાણે મોસમી પવનો છે. એ નહિ આવે તો ય દુઃખ છે, આવશે તોય દુઃખ છે.'

પણ એટલામાં તો નિખિલરાય જાણે વિચારતંદ્રામાંથી જાગ્યા. એક કૂમળા ફૂલ ઉપર ધોધમાર હિમ પડતું હોય એમ શીમન પર સંકટોના પહાડ તૂટતા લાગતા હતા. બાળક કેટલું સહન કરતો હશે! અત્યારેય કદાચ એ જાગતો હશે. એનું સહેજ રતાશભરી આંખોવાળું દીન વદન શોકાં ખાતું મહામહેનતે સચેત રહેવા મથતું હોય એમ નજરે આવ્યું. નિખિલરાયનું હૈયું સહેજ ભીનું થયું. પણ બીજી જ ક્ષણે એમને થયું: શીમન શા માટે ભણવાનો મોહ રાખે છે? છ માસિક પરિક્ષામાં અંગ્રેજીમાં એના દસ માર્ક હતા. ગણિતમાં સોમાંથી પંદર ને ભૂગોળમાં સાત! આવી રીતે એ ઉપર પણ શી રીતે જઈ શકે? એ પોતાનો સમય ખરાબ કરે છે; વ્યર્થ ફાંફાં મારે છે. પૈસા અને સમયની આમ બરબાદી કરીને અંતે પસ્તાય એના કરતાં એને પહેલેથી જ સમજાવવો એ સારું છે એમ નિખિલરાયને લાગ્યું. પણ એની સાથેસાથે એક બીજો પણ વિચાર આવ્યો

—કે જ્યારે જ્યારે કંઈક નવું જ શિખવવામાં આવે છે ત્યારે શીમન ઘણા જ સરસ જવાબ આપી શકે છે. એના એક બે દાખલા નિખિલરાયને યાદ આવ્યા. એક તો જ્યારે એમણે સહ એક શીખવ્યો ત્યારે એણે ઘણા જ સંતોષકારક જવાબ આપેલા. બીજું જ્યારે એમણે 'ઇનડાઈરેક્ટ સ્પીચ'નો ખ્યાલ આપ્યો ત્યારે tomorrow ને બદલે next day મુકાય એ શીમને જ કહ્યું હતું. આમ વિચારોમાં ને વિચારોમાં શીમનનું શાના લીધે શું બગડી રહ્યું છે એ નક્કી કરતાં કરતાં એ ઊંઘી ગયા.

છઠ્ઠી તારીખે લગભગ બધાની ફી આવી ગઈ હતી. માત્ર બાકી રહ્યો હતો શીમન. પાંચ દિવસ તો શીમન નિશાળે આવ્યો ન હતો આજે હાજરી પૂરતી વખતે નિખિલરાયે શીમન સામે જોયું. શીમન આજે ખૂબ મેલાં કપડાંમાં હતો. એની સામે જોયું એ વખતે એનું હૈયું રડી જતું હોય એમ લાગ્યું. એનો ચહેરો ઝાંખો પડતો જતો હતો. નિખિલરાય કંઈ બોલી શક્યા નહિ એમણે કહ્યું: 'શીમન ગભરાઈશ નહિ. આજે તારી વાત હું સાહેબને કરીશ, કદાચ તને માફી આપશે.'

નિખિલરાયની આ ઉપકારવૃત્તિથી શીમન વધુ ઓશિયાળો બની ગયો.

ચોથો અવર નિખિલરાયને આરામનો હતો. એ ઑફિસમાં ગયા. એમનું હૃદય પણ સાહેબ પાસે જતાં જરા ધડકતું હતું એમણે ઘણી દલીલો મનમાં ગોઠવી રાખી હતી. એ અંદર પ્રવેશ્યા. સાહેબ લખતા હતા, એટલે એમને એક ખુરશી બતાવી. નિખિલરાય ટેબલના બટન બરોબર બીડીને બેઠા. થોડી વાર પછી સાહેબે નિખિલરાય સામે જોયું અને બોલ્યા: 'હાં, બોલો.'

નિખિલરાય જરા કંપતે સ્વરે બોલ્યા: 'એ તો આપની પાસે વિદ્યાર્થીનો કેસ રજૂ કરવો હતો.'

'શાનો કેસ?'

'સાહેબ, એ વિદ્યાર્થી ખૂબ જ ગરીબ છે. પોતે ઘરમાં એકલો જ છે. ચૉકલેટ વેચીને ફી ભરે છે. એને માફી આપવામાં આવે તો!'

સાહેબ ઘડીક દલાક સામે જોઇને હસ્યા.

નિખિલરાય મૂંગા રહ્યા. થોડીવાર પછી (અનુ॰ પૃ॰ ૧૪૧મે)

ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની
આપકથા

# બાંધી ગઠરિયાં



હવે આપણે ઉત્તર-દક્ષિણ, એટલે કે પાટે પાટે મુંબાઇ અમદાવાદની દિશામાં ફરવાને બદલે પૂર્વ-પશ્ચિમ જઇએ. પશ્ચિમમાં ફારમ, અને પૂર્વમાં કૅમ્પ. ફારમથી રસ્તો રેલપાટા કાપીને પૂર્વમાં કાંપમાં જતો. એ જ રસ્તે નવરોજી કાકાનું ઘર, પછી ફાટક, કારખાનું અને અમારા ઘર પાસેની બીજી ફાટક. એની આ બાજુ અમારું ઘર. સામે મથુજીની કોટડી. અમારા ઘરથી આગળ ચાલતાં, અન્ના-સાહેબની બંગલી, (જે આજે મોજૂદ છે) ને પછી ગજ્જરનો બંગલો. ત્યાં ચાર રસ્તા મળે છે. એક સ્ટેશનથી પાટાને સમાન્તર આવે છે તે. પણ આપણે તો તેને વટાવી સીધા જ જઇએ. ત્યાં છે ગરનાળું. એવું કે અંધારી રાતે તો કોઈની ગમ્મત નહિ કે ઓળંગી જાય. આસ-પાસ મોટામોટા જંગી વાંસની જંગલ જેવી ગીચ ઝાડી. આ ચાર રસ્તાના ગોખેટા પર એકલા ઊભા રહેતાં છાતી ધડકે. એ પસાર કરી જવા કે રેસિડેન્ટના બંગલાનો બગીચો આવે, અને પછી એના લશ્કર-ની છાવણી. રસ્તો સીધો જ ચાલ્યો જાય છે. જમણે હાથે રેસિડેન્ટ-ના કૉમ્પાઉન્ડને પેલે છેડે, એક હાક્તર રહે: ડૉક્ટર શેખ. ભલો, પરગજુ, અતિનમ્ર, માયાળુ, સેવાભાવી, સિદ્ધાંતવાદી, અને શરીફ દિલનો એવો માણસ કારખાનાથી કાંપમાં બીજો કોઈ જાણ્યો નથી. પછી આવે સાહેબોઓની ગૉલ્ફ રમવાની જગ્યા; બાજુમાં બે સુંદર, વિશાળ, વિસ્તરેલા વડ. એમાં ભૂત રહે! રાતે જે જાય એને મળે એમ કહેવાતું. કોઈને સળગતી સગડી પણ દેખાય! અને પછી આવે પોસ્ટ ઑફિસ. ત્યાંથી જમણે રસ્તે કાંપની નિશાળ, આગળ બધે બજાર, દેવળ, પચાસ પોણોસો ઘર અને મિશનરીઓનાં થાણાં.

કાંપમાં ચુનીભાઈ વકીલ બહુ જાણીતા વકીલ હતા. વાડીલાલ પારેખ ત્યાં રહેતા. અંગ્રેજ રેસિડેન્ટના દિવાન હતા, અને એમના રિટાયર થયા પછી દીવાન તરીકે માણેકલાલ આવ્યા. એ બન્ને મારા બાપુજીના દોસ્ત. રેસિડેન્ટના દીવાનની ત્યારે શી જાહોજલાલી! એની બગી અને એનો ઠાઠ-અસબાબ હજી મને યાદ છે. માણેકલાલ કાકાના દીકરાઓ સાથે તો ઓળખાણ ઠીકઠીક રહેલી; પણ ક્યાં ૧૯૦૭-૮, અને ક્યાં ૧૯૪૭-૪૮! ચાલીસ વર્ષ પછી એક દિવસ અમદાવાદમાં એક ઠેકાણે જમતાં અચાનક વડોદરાની વાત નીકળી. અને જમવા બોલાવનાર વ્યક્તિએ જૂના વડોદરાની રસભરી વાતો કહેવા માંડી. ત્યારે ખબર પડી કે, પોતે વાડીલાલ કાકાના પુત્ર. રમણિકલાલ પરીખ હતા.

ચુનીલાલ વકીલના બે છોકરા કાંપની નિશાળમાં ભણે: ઝવેર અને મોતી. વડોદરા સ્ટેશન પાસે રહેતા બીજા એક મારા મિત્રના દોસ્ત બળવંતરાય વૈદના બે છોકરા પણ ભણે: ભાસ્કર ને વામન. પણ મને એટલે દૂર નિશાળે મૂકવો શી રીતે? મારા વિના કંઈ મોટા જ આંગણામાં બેસી રમવા છોકરાં થઈ જાય? અને બાપી તો જવાબ જ કેમ! પણ બા એક વાત જાણતી. સવાર સાંજ નિયમિત ટ્રેનોની મારફતે, હીરાલાલ માસ્તર ફારમમાંથી કાંપમાં જતા. અમદાવાદથી ગાડી ફાસ્ટ આવવાની તૈયારી થાય કે હીરાલાલ માસ્તરનો મિશ્રિત પડો લાંબો દમલો, માથે ટોપી, ખભામાં એક છેડો આગળ ને બીજો પાછળ એ રીતે વીંટાળેલો ખેસ, નકર જોડા અને હાથમાં ગાંઠાવાળી લાકડી એવા. એક જ ચાલે વખતથી ચાલતા હીરાલાલ સવારના જાય અને સાંજે પાછા વળે. એમને દૂરથી આવતા જોઈને કોઇને પણ મનમાં થઇ જાય કે આ નિશાળના મહેતાજી છે.

રસોડાની બારીમાંથી બા રોજ એ માસ્તરને જુએ અને દીકરાને ભણાવવાના મનસૂબા ઘડે. રસોડાને ઉંબરે બેસીને એકડો-બગડો ઘૂંટતાં બાએ શીખવેલા. એક નાની પાટી, ચાકનો ખડિયો ને બરુનો કિત્તો. એટલો સરંજામ પણ મંગાવી રાખેલો. પણ એ આંકડે પહોંચેલા વિદ્યાર્થી માટે બાને હવે રોજની ચિંતા થયા કરતી.

શંકર મહારાજને પૂછીને બાએ એક બે સારા દિવસ જોવડાવી મૂક્યા હતા. તે દિવસે સવારે બહારને દરવાજે ક્યારની હીરાલાલ-ની રાહ જોતી ઊભી રહેલી બાએ માસ્તર દેખાતાં કહ્યું, 'માસ્તર સાહેબ' જરા મહેરબાની કરશો? આ મારા બાબુને નિશાળે મૂકવો છે. અને—અને એમને તો વખત....'

હાવભાવથી ઊભા રહેલા હીરાલાલે શાંતિથી આટલું સાંભળી આખી વાત સાંભળવા તૈયારી બતાવી. બાએ એમને ઘરમાં બોલાવી બેસાડ્યા, મને બોલાવી મંગાવ્યો, મારા ભણતરનો ઇતિહાસ કહ્યો, અને સાંજે પાછા વિગતો નક્કી કરવાનું સૂચવી હીરાલાલ ગયા.

બા તો મારી ખૂબ જ ખુશ થઈ ગઈ ને સાંજની રાહ જોતી બેઠી. બપોરે ડાહ્યાકાકાને કહેવડાવ્યું કે સાંજે ઘેર જતાં આવી જાય. ડાહ્યા-કાકાએ ચિઠ્ઠી લખી પુછાવ્યું કે 'શું કંઇ બજિયા બજિયાં છે?' પણ તે દિવસે બાનું મન બજિયામાં નહોતું. એણે લખાવ્યું કે બાબુને નિશાળે બેસાડવાનો છે ને સાંજે હીરાલાલ આવવાના છે એટલે ડાહ્યાકાકાએ બીજી ચિઠ્ઠી લખી પોતાને ઘેર પરિણામે સાંજે પાંચ વાગે તો વૃદ્ધ માજી, એમનાં વહુ અને પોતે આવી ચડ્યા.

'હે ચીમનલાલ શેઠ: મેં તો બજિયાં માગ્યાં. પણ આજે તો મજાનું મોં મળવાનું: હમે તો મીઠો ખાવા આવ્યાં છીએ. (મને) એઇ' ગેનાલ: આગ આવ; ત્યારે તું ભણવાનો, કેમ?'

ત્યાં તો ડાહ્યાકાકાનાં માજી બબડ્યાં:



*રસોડાની બારીમાંથી બા રોજ એ માસ્તરને જુએ અને દીકરાને ભણાવવાના મનસૂબા ઘડે

'અરે હા હા! ચાલ, ગભરાઈશ ના ડર. આવ મારા બાઈલા, આમ આવ. એ તો ઘણું ભણવાનો, બાલિસ્ટર થવાનો અને નામ કાઢવાનો.' અને મને ખોળે લેતાં હેત કરી બોલ્યાં: 'તારા બાપ કરતાં તો વધારે ભણજે જ, હં બેટા!'

'શોભનલાલ, આ સાલો જમાનો જુદો આવવાનો. જે આપણે એ ચોપડી ફાડેલી, અને તમે બે વધારે વાંચેલી, પણ આ તો હવે ભણ્યા વિના નહિ ચાલે,' ડાહ્યાકાકા બોલ્યા.

'હવે ચીમન! તું તો કંઈ બોલ; દીકરાને નિશાળે મૂકવા બેઠા છીએ તે...' માજી બોલ્યાં.

'એ તો, માજી, તમે ને આ તમારા દીકરા, એ લોકો જાણે. હું કંઈ બહુ સમજું નહિ. ભણે તો સારું. અમે તો ભણી પરવાર્યાં.'

એટલામાં હીરાલાલ આવ્યા. બધાએ એમને ખૂબ માનભેર બેસાડ્યા. બધી વાતની ચર્ચા થઈ, અને બીજે દિવસે પોતે જ મને સાથે લઈ જઈ નામ દાખલ કરાવી દેશે એમ નક્કી કર્યું.

નિશાળ! બાપુજી વિના નિશાળે ન જઉં, અને આખો દિવસ બાપુજી નિશાળમાં બેસે તો જ હું બેસું! બાપુજી રોજ સવારે મૂકવા આવે ને સાંજે તેડવા આવે: વહેલાં ઘેર જવાનું હોય તો બાપની ચિઠ્ઠી જોઈએ. શરૂઆતમાં તો ખૂબ રડેલો; અને નિશાળમાં માર પણ પડેલો. ભાસ્કર વૈદ્ય, ઝવેર અને મૂળચંદ વકીલ ત્રણ જણા મળીને મને સમજાવે અને હું વર્ગમાં બેસું. હીરાલાલ માસ્તર વળી વચ્ચે વચ્ચે પટાવે. એમ નિશાળની શરૂઆત થઈ.

નિશાળનું મકાન નાનું, પાસે પાણીની પરબડી, ને આગળ નાનું મેદાન હજી છે. ડાબે પડખે જરાક જ દૂર કમાટી બાગ, પણ ભણતર દરમ્યાન બાગ તો જોયો જ નહોતો! પિકનિક, પર્યટન, આડ નીચે વર્ગો, રમતગમત વગેરેની ઉપયોગિતા શિક્ષણમાં ત્યારે સમજાઈ નહોતી. ૧૯૦૫-૬ના એ જમાનામાં ગિજુભાઈ ને મૉન્ટેસોરી જન્મ્યાં તો હશે, પણ કોઈને એવી વાતોની ખબર નહોતી.

ધોળિયા મહેતાજી બારે તીખી વ્યક્તિ. એ મોટા માસ્તર. સફેદ ફેંટો, સફેદ અંગરખું, સફેદ પિછોડી, અને ચામડી ગોરી. ખુરશી પર પગ ચડાવી કેડ અને ઘૂંટણની આસપાસ પિછોડી વીંટાળી બેસે. પોતાનો પાણીનો લોટો-પવાલું ટેબલ પર જ એક બાજુ રાખે ને વારે વારે એમાંથી પાણી પીએ. અને એમની બીજી બાજુ રહેતી નેતરની સોટી. આંક-પલાખામાં હોશિયાર, અને લેખાં તો મોઢે. જેને એ ન આવડે તે મૂઓ છૂટ્યો. દિવસ ઊગતાં જ નેતર ખખડવા



ધોળિયા મહેતાજી



આવા અવતારે અમારો
વરઘોડો વર્ગે વર્ગે
ફેરવવામાં આવ્યો

માંડે. અગિયારથી પાંચ તો માંડમાંડ વાગે, એટલો એમનો ધાક.

બરાબર યાદ નથી; પણ આંક જ નહિ આવડ્યા હોય, તે એક દિવસ, મારો પાંચમે પડેલો મંગળ કાં તો વકરાયો, યા દસમે ધનના ગુરુ સાથે બેઠેલા શનિ સાથે અફળાયો! આંક ન આવડ્યા કે ન આવડ્યાં પલાખાં. બસ. આજ સુધી વાંકા વળી અંગૂઠા તો પકડ્યા જ હતા; પણ આજે તો હદ થઈ. ઝવેર, એક બીજો અને હું. ત્રણ જણને સજા નક્કી થઈ. ગળામાં પાટી, કપાળે શાહીનો ચાંદલો ને હાથ માથા પાછળ બાંધી એની બખોલમાં પાટી ભરાવેલી. રડવાનું તો ચાલુ. શરમ તો એવી લાગે, પણ શું થાય? આવા અવતારે અમારો વરઘોડો વર્ગે વર્ગે ફેરવવામાં આવ્યો. અને સાથે, સરકસ–માસ્તર જેવા વડા મહેતાજી સોટી લઈને ચાલે, વર્ગે વર્ગે ભાષણ આપે: 'લેસન નહિ કરે તેની આ વલે થશે.' આ ઉપરાંત સોટીનો માર તે જુદો; કાન ખેંચાય તે નફામાં; ધોલધપ્પા પડે તે વધારામાં.

અમારી આ ગેબત નીકળેલી લગભગ સાંજે; અને અમારી લગભગ મુરદા જેવી હાલતમાં હાથ છોડાતા હતા ત્યાં જ બરાબર બાપુ આવી પહોંચ્યો. એણે આખો કિસ્સો પરબડીના પાણી પાનાર બ્રાહ્મણ પાસે સાંભળ્યો. સાંભળ્યો એવો જ એ ધ્રુજારાવાળા ચિત્તાની માફક વર્ગમાં ધસ્યો. મને લઈ લીધો અને ધોળિયા મહેતાજીની ધૂળ કાઢવા માંડી. એટલામાં નાના માસ્તરો ત્યાં આવી પહોંચ્યા. હીરાલાલ પણ આવ્યા, અને પછી તો બીજા વર્ગના છોકરાઓનું ટોળું ઠીકઠીક થઈ ગયું. ધોળિયા માસ્તરે બાપુને બહાર જવા બેચાર વાર કહ્યું, મેલા, ફાટેલા, કહેવાતા 'યુનીફારમ'માં ફરતા રહેતા પટાવાળાને બોલાવ્યો; પણ ટેબલ પર પડેલી વડા મહેતાજીની સોટી લઈને કારખાનાનો કડીમેન બાપુજી જે તાપથી ઊભો હતો તે જોઈ કોઈની દેન'ન હતી કે એની પાસે સરખું કોઈ ફરકે.

એણે ધોળિયા માસ્તરને તો પૂરી સંભળાવી. ફરીથી કોઈ પણ છોકરાનો વાળ પણ વાંકો કર્યો છે તો એ જ નેતરથી એની ખાલ ઉતારી નાખવાનું કહી દીધું. બાપુએ ન તો હાથ ઉપાડ્યો, તેમ એક અપશબ્દ પણ ન ઉચ્ચાર્યો, પણ કહેવાનું બધું (અનુ. પૃ. ૧૩૯ ઉપર)

# મોલી બંદર માંડવી

લેખક
રામસિંહજી
રાઠોડ

ધોળા ગોટ જેવું ખિલખિલાટ કરતું કલપંખીઓનું ટોળું અને શુભ્ર વેળુ, 'છછરંગી દરિયો અને તેમાં તરતાં જતાં હંસ જેવાં વહાણો, ભરતી અને ઓટ, આષાઢી બીજ અને ઊર્મિભર્યાં માનવ હૈયાં: કચ્છના અગ્રણી બંદર માંડવીના નીતરતા જીવનકાવ્યનાં આ રસબસતાં અંગો. એમાં જે રાચે છે તેને માંડવીછાપ સંદેશીના આગમનો ખ્યાલ આવતો નથી.

માંડવીવાસીઓને જે રોજિંદી ઘટમાળ જેવું બની ગયું છે ને જેનું મૂલ્ય કરવાની માંડવીમાં કોઈને પરવા નથી તે આ અંગોમાં મુસાફરને કાવ્યભાસ થાય છે. માંડવીનો રેતાળ દરિયાકિનારો કુદરતની જીવંત કવિતા છે ચમકારા મારતી અબરખ મિશ્રિત ત્યાંની રેતીમાં ઊગતી રાવળપત્રીનું સુંદર જાંબલી ફૂલ આ કાવ્યના પ્રતીક સરખું છે. એનું આકંઠ પાન કરતાં હજી જીવ ધરાય જ નહિ

માંડવીની તવારીખ એટલે રત્નાકર અરબી સમુદ્રની કહાણી. સાગરશૂરા ખારવા અને જમાનાજૂનું ખખડધજ વહાણવટું એની આલાગત છે અહીંના દરિયાખેડુ એકએક ખારવાના જીવન પાછળ સમુદ્રમંથનની રોમાંચક કથા હશે. એની કડવીમીઠી નોંધ આજે તો દરિયાલાલના દરિયાવ દિલમાં ગરક થતી જાય છે. એ સાહસશોખી દરિયાસારંગોની ખોટાએલી ખાંભીઓ, નામાવશેષ રાખવાનાં અડપેલાં જેવી લાગી દરિયાલાલને નથી ગમતી; એટલે સમુદ્ર પોતાના પેટમાંથી ધૂળ ફૂંકીફૂંકી એમને દાટી દે છે. દટાએલી આવી ખાંભીઓ ખોદાણમાં નીકળી હાથ આવી ત્યારે છાતી ગજગજ ઊછળતી હતી.

રુકમાવતીને તીરે માંડવીનું બંદર અને બજાર સ્થાયી નથી રહ્યાં. બંદરની નજીકમાં ચોમેર આગ ફરતું રહ્યું છે. જેનો જૈન પ્રબંધોમાં ઉલ્લેખ છે તે રિયાણપત્તન ક્યારનું યે ફીટીને રાયપુર થયું. રાયપુરમાંથી માંડવી બન્યું ત્યારે, ઈ. ૧૫૮૦ લગભગ, ટોપણે તેને ખીલવ્યું. રા' ગોડજીના વારામાં માંડવીનું વહાણવટું ચગી તેની ટોચે હતું. ઇ. ૧૭૮૦માં માંડવીમાં બંધાએલું એક વહાણ બ્રિટાનિયાની સફર કરી મલબાર પહોંચ્યું હતું. વહાણો બાંધવાની કળામાં માંડવીના વાઢા આજે પણ એવા જ પાવરધા રહ્યા છે. રા' લખપતે માંડવીમાં જ્યારે દરિયામહેલ બંધાવ્યો ત્યારે દરિયો તેના પગ પખાળતો. હારમારાંની આંધીધૂંધી પણ માંડવીના વેપારને અટકાવી શકી નહિ.



માંડવી-કંઠારે દરિયાસારંગોની ખાંભીઓ (ફોટો ખેતસિંહજી)



માંડવીના દરિયા કિનારાના ખોદાણમાંથી મળી આવેલી દરિયાખેડુઓની આવી ખાંભીઓ ઉપર વહાણના વિવિધ આકારો કોતરેલા છે, તે વિશિષ્ટ ગણાય.

દગાણુના વૈષ્ણવ માછીગીરા કચ્છના અખાતમાં મચ્છીનો ધંધો કરતાં માંડવીમાં આશરો લેતા આવ્યા છે. મલબાર અને મુંબાઈ, ઇરાની અખાત, રાતા સમુદ્ર અને અરબસાગરમાં, મોઝાંબિક જંગબાર અને ઝેડામાં માંડવીનું વહાણવટું મોખરે રહ્યું છે. માંડવીમાંથી જમીનમાર્ગે પોઠો ઉપર એ માલ મારવાડ લગી જતો અને પાલી તથા બનારસ સુધી માંડવીનો વેપાર ચાલતો. ઇમારતી લાકડાં, નાળિયેર, ખજૂર, અતલસ, હાથીદાંત અને મેવા-મસાલાની આયાત-નિકાસમાં માંડવી માતબર બન્યું છે સમૃદ્ધિની ત્યાં છોળો ઊડતી રહી છે. પછી તો સ્ટીમરો માંડવીના દરિયામાં આવતી થઇ ને ઈ. ૧૮૭૨થી નિયમિત સ્ટીમરસર્વિસ માંડવી બંદરે ચાલુ થઇ.

દરિયાનો વિશેષ લાભ લેવા માનવબુદ્ધિએ ઈ. ૧૮૭૬માં માંડવીના દરિયામાં એક વૉટરની આડ ઊભી કરીને સમુદ્ર ઉપર કાંઠો કરવા પ્રયત્ન કર્યો. દરિયો ત્યારે રોષે ભરાઇ વિશેષ પાછો ખસ્યો. તો પણ ઓગણીસો જ માંડવીની નાળ ખુલી છે. આ નાળ બહુ અઘરી બને તો પારેનું મોઢવા માંડવીના વહાણવટાને સહારો દઈ સમારવા તૈયાર છે. પ્રકૃતિ સાથે ફરવામાં માનવીને નાનમ નથી. આજની નવી યોજના પ્રમાણે તો હવે કંડલાના કીચડભર્યાં દરિયાઈ મારગમાંથી કચ્છી આબાદીનું કમળ વિકસશે. તે કદાચ યંત્રયુગના દાંતાળા ચક્કરમાં અટવાઈ પણ રહે. જ્યારે કચ્છની જગની જહાજવટને તો માંડવી સંઘરશે.

ખારવો વહાણે ચડે છે. ખારવણ વાણું વાળી હલકા કાઢે છે. બાણું ડૂબે અને ઊગે સાંજસવાર દરિયાને તે અર્ચે છે. ધૂંટણભર પાણીમાં ઊભી રહી પોતાના વ્હાલમને જીવનનો રોમહર્ષણ સંદેશો સોંપે છે ને વિરહનું વસમું દુઃખ વિસરે છે. રંગ અને રસની જીવન અમરી આ રીતે આ સાહસમર્યાં માતબર જીવોને રાતા રાખે છે. દરિયો ખેડી ખારવે આણેલી સમૃદ્ધિ અષાઢી બીજના બાલચંદ્ર જેમ સ્વાભાવિક ખીલે છે ત્યારે માંડવીની રૂપલક્ષ્મી દરિયાલાલને અર્ઘ્ય આપવા નીકળે છે. ઘેરો સાગર તેમના પગ ચૂમતો કૃતાર્થતા અનુભવે છે અને કચ્છની દરિયાપટનું મુખ માંડવી કુદરતના અખૂટ સૌંદર્ય સમું તે દિવસે દીપી રહે છે.

# યોગાસનોની વ્યાયામ પદ્ધતિ એ એક જ

## એવી પદ્ધતિ દુનિયામાં છે કે જે શરીર, મન અને જ્ઞાનતંતુઓ ત્રણેને એકીસાથે સ્વસ્થ રાખતી હોય

— લેખક —

દામુભાઈ શુક્લ

આ લેખના લેખક શ્રી દામુભાઈ શુક્લ અમદાવાદની એક આગળપડતી માધ્યમિક શાળાના આચાર્ય હોવા ઉપરાંત યોગાસનોના વ્યાયામના વર્ષોના જાતઅનુભવી છે, અને એ વ્યાયામપદ્ધતિની વૈજ્ઞાનિક તથા બૌદ્ધિક બંને બાજુઓના અભ્યાસી છે. ઑલ ઇન્ડિયા રેડિયોના અમદાવાદ સ્ટેશનેથી તેમણે કરેલી તેની રજુઆતની શૈલી એટલી વિશદ અને સરળ હતી કે લાંબા સમયથી એ વિષય 'કુમાર'માં હપ્તેહપ્તે આપવાની અમારી યોજનાને એ મૂર્ત કરશે એમ લાગ્યું; તેથી આ અંકથી (ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી) અમે તે શરૂ કરીએ છીએ.

આસનો માટે અનેક પ્રકારના દાવા કરવામાં આવ્યા છે. એક વિદ્વાને કહ્યું છે, 'આપણી બધી શક્તિઓનો સંવાદી વિકાસ યોગ વિના સાધવો અશક્ય છે. આપણને થતી કોઈ પણ જાતની નિરાશા કે નિષ્ફળતાનું કારણ યોગના અભાવમાં રહેલ છે. શહેરના કે ગામડાના માણસ માટે, શારીરિક કામ કરનાર ખેડૂત કે મજૂર તેમજ માનસિક કામ કરનાર લેખક શોધક માટે ગૃહસ્થી કે સંન્યાસી, દરેકને માટે પોતાની વિવિધ શક્તિઓ કેન્દ્રસ્થ કરી એમાંથી પૂરેપૂરો લાભ ઉઠાવવા સારુ યોગાસનો જ પરમ સાધન છે.' એક બીજા વિદ્વાને વળી કહ્યું છે, 'આ યુગનો માણસ આહાર વિહારમાં કોઈ પણ જાતનો સંયમ પાળતો નથી. એની સ્વભાવગત નબળાઈઓ સામે એનું રક્ષણ કરવાની તાકાત અત્યારે એનામાં નથી. એથી આજે યોગાસનો જેવી કોઈ પદ્ધતિનો આશ્રય લઈ, શક્તિઓની રક્ષા, પોતાની આંતરિક શાન્તિને સાચવવી જોઈએ, કારણ 'Those who keep the peace of *their inner self in the midst of the tumult of the* city are immune from nervous and organic [illegible]. એટલે કે જેઓ અત્યારના ધાંધલિયાં શહેરોમાં પોતાની [આંત]રિક સ્વસ્થતા સાચવી શકે છે તેઓ જ્ઞાનતંતુઓ અને બીજા અવયવોના રોગમાંથી બચી શકે છે.'

એક દાક્તર સાહેબે લખ્યું છે: 'યોગાસનો મનુષ્યશરીરનો પૂર્ણ વિકાસ સાધે છે અને શરીરમાંથી કચરો, રોગ તથા દોષોને દૂર કરી એને આધ્યાત્મિક શક્તિઓને ઝીલવા સમર્થ બનાવે છે. એ, સાધકને એવું અપૂર્વ આરોગ્ય આપે છે કે જેના જેવું આરોગ્ય દુનિયાની બીજી કોઈ પણ વ્યાયામ પદ્ધતિ નથી આપતી અને આની, કોઈ પણ બુદ્ધિશાળી માણસને ખાત્રી થાય એવી નક્કર અને વૈજ્ઞાનિક સાબિતીઓ છે.' આજીવન યોગનો અભ્યાસ કરનાર એક આસનભક્ત લખે છે કે 'યોગાસનોથી શરીર-મનની સમતા (Physico-chemical balance) સચવાય છે. જીવન્ત આરોગ્ય (Dynamic health) માટે આ પદ્ધતિ સર્વશ્રેષ્ઠ છે. ઉત્તમ દૈવી શરીર (the body divine) બનાવી આપવા આના જેવી બીજી કોઈ પદ્ધતિ હજુ શોધાઈ નથી, ઘરકામમાં વ્યાપૃત રહેનાર ગૃહિણીઓ માટે આના કરતાં ચઢિયાતી કોઈ વ્યાયામપદ્ધતિ નથી.'

એક ભાઈએ લખ્યું છે, '*After 40 men put on weight in* the front, and women at the back: ચાળીસ વરસની ઉંમર પછી પુરુષોનો આગલો ભાગ (પેટની ફાંદ વગેરે) અને સ્ત્રીઓનો પાછલો (કેડથી) ભારે બની જાય છે. એટલે એમાં હૃદય નબળું પડે છે અને પછી મધુપ્રમેહ તથા બીજા વિકારથી રોગો માણસનો કબજો લઈ લે છે. એક વખત આવો કબજો લેવાયા પછી તેમાંથી છૂટવું મુશ્કેલ છે. એટલે યોગાસનોની મૂળથી જ ટેવ રાખી રોગોને શરીરનો કબજો લેતાં અટકાવવા એ જ સાચો માર્ગ છે.' છેલ્લે એક ભાઈએ કહ્યું છે: 'આસનો શરીરને સુડોળ, સપ્રમાણ, મજબૂત ને નીરોગી બનાવે છે, તથા માણસનું તેજસ (nerve-energi) સાચવીને પ્રતિભા અને વ્યક્તિત્વ આપે છે.'

આ બધા દાવા સાચા છે? બધા જાણે છે કે શરીરને તંદુરસ્ત રાખવા માટે આપણે જે પેટમાં નાખીએ છીએ તે બરોબર પચવું જોઈએ. તેમાંથી બનેલું પોષણતત્ત્વ લોહી મારફત શરીરના બધા કોષોને મળવું જોઈએ અને ન પચેલા તથા નકામા પદાર્થોનું બરોબર વિસર્જન થવું જોઈએ. જે આંતરિક અવયવો આ બધાં કામ કરે છે તે જો સારી હાલતમાં હોય તો જ તેમ થઈ શકે. માટે, જે કસરત આ આંતરિક અવયવોને તંદુરસ્ત અને મજબૂત રાખે તે કસરત સારામાં સારી કહી શકાય.

૩૦ ફૂટ લાંબી આપણી અન્નનળીમાં એક છેડેથી ખોરાક દાખલ થાય અને બીજે છેડે તેનો કચરો નીકળે, ત્યાં સુધીમાં એ ખોરાક ઉપર અનેક સંસ્કારો પડે છે. ખોરાક ચવાય, પેટમાં જાય અને એનો રસ થઈ લોહીમાં ભળે તે માટે એમાં મોંની salivaની ગ્રંથીઓમાંથી, પેટમાંની gastric ગ્રંથીઓમાંથી, લિવર અને પૅન્ક્રિયાસમાંથી રસો ભળવા જોઈએ તથા ૨૨ ફૂટ લાંબા નાના આંતરડાનું હલનચલન બરાબર થવું જોઈએ. પ્રયોગો કરીને સિદ્ધ કરવામાં આવ્યું છે કે આસનો આ બધા અવયવોને એકદમ સરસ સ્થિતિમાં રાખે છે અને મંદ તથા શિથિલ અવયવોને ચેતનવાળા કરે છે.

શરીરના દરેકે દરેક કોષને જીવંત રાખવા તેને પોષણ મળવું જોઈએ; અને એ કામ કરે છે હૃદય તથા શિરાઓ. નાક વાટે લેવાતો ઑક્સિજન જો પૂરતા પ્રમાણમાં લેવાય તો જ રુધિર શુદ્ધ અને તાજગીવાળું રહે. એ પણ સિદ્ધ કરવામાં આવ્યું છે કે હૃદય, ફેફસાં તથા રુધિરવાહિનીઓને યોગ્ય કસરત અને આરામ આપી તેમને ઉત્તમ સ્થિતિમાં રાખવા આસન સિવાયની કોઈ કસરત છે જ નહિ.

આપણે જે પાણી અથવા પ્રવાહી લઈએ તે શરીરના ઉપયોગમાં આવી જાય છે. પણ કાર્ય કરતા શરીરમાંથી યૂરિક ઍસિડ અને યૂરિયા નામનાં ખરાબ તત્ત્વો ઉત્પન્ન થાય છે. એમને બહાર કાઢવાનું કામ કિડની કરે છે. આસનો અને આસનોની અંદર જ જેનો સમાવેશ કર્યો છે તે ઉડ્ડીયાન અને નૌલી આપણાં કિડની વગેરે અવયવોને સારામાં સારી સ્થિતિમાં રાખે છે.

જ્ઞાનતંતુઓ જુદાજુદા અવયવોનું કામ સંભાળે છે અને તેમાં સંવાહિતા લાવે છે. [illegible] તેને ચેતન અને પોષણ

આપનાર જ્ઞાનતંતુ નકામો થઈ જાય તો બિનઉપયોગી થઈ જાય છે. ઊંઘ ન આવવી, ગાંડા થઈ જવું, થાક લાગવો, ઉદાસ રહેવું, નીરસ થઇ જવું વગેરે આજે સામાન્ય બનતી જતી ફરિયાદો જ્ઞાનતંતુઓની અનવસ્થામાંથી જન્મે છે. આજની બધી વ્યાયામપદ્ધતિઓ બીજા અવયવોને તો ફાયદો કરી શકે છે, પણ જ્ઞાનતંતુઓને સદા પુષ્ટ અને તૃપ્ત રાખવાનું કામ આસનો જેટલું સારું કોઈપણ બીજી પદ્ધતિ કરી શકતી નથી.

શરીરમાં સમતા સાચવી એક ભાગ બીજાને ભોગે વધી ન જાય તે જોવાનું તથા તેનો વિકાસ સાધી તેને નીરોગી અને સશક્ત રાખવાનું કામ glands માંથી આંતર-ગ્રંથીઓમાંથી ઝરતા રસો secretions કરે છે. જો આ secretions જોઈએ તેટલા પ્રમાણમાં ન થાય, એટલે કે વધારે કે ઓછા થાય તો શરીરમાં અનેક ખામીઓ દેખા દે છે. આ ગ્રંથીઓને પણ આસનો સારામાં સારી સ્થિતિમાં રાખી શકે છે.

આ ઉપરથી સમજાશે કે આસનો એક ઉત્તમમાં ઉત્તમ વ્યાયામ-પદ્ધતિ છે અને બૌદ્ધિક કે વૈજ્ઞાનિક, કોઈ પણ દૃષ્ટિએ એ વિધાનને વાંધો આવી શકે તેમ નથી.

### ૧ શીર્ષાસન

કેટલાક નિષ્ણાતો શીર્ષાસનને બદલે બીજાં આસનો પહેલાં કરવાનું જણાવે છે. વસ્તુતઃ જુદાજુદા લેખકોએ જુદાજુદા ક્રમ આપેલા છે. સાધકો પોતાને ફાવે તે ક્રમ અપનાવી શકે છે, પણ અહીં બતાવેલો ક્રમ વધારે વૈજ્ઞાનિક અને લાભદાયક છે.

આસનો કરવા માટે એક આસન અથવા પાથરણું હમેશને માટે તૈયાર કરી રાખવું જોઇએ. એક સાદડી કે શેતરંજી પાથરી, તેના ઉપર ઊનનું કે સુતરાઉ કપડું ચોવડું કરી પાથરવું, અને તેના ઉપર નિત્ય એક ધોએલો કાપડનો કકડો પાથરવો. માથાને સહેજ પણ ખૂંચે નહિ એટલું જાડું અને પોચું એ પાથરણું હોવું જોઇએ.

હવે સ્વસ્થ થઇને આસન કરવા માટે તૈયાર થાઓ. આપણે સૌથી પહેલું આસનોમાં શ્રેષ્ઠ શીર્ષાસન કરવાનું છે. એમાં શીર્ષ એટલે કે માથા ઉપર ઊભા રહેવાનું છે, માટે એ આસનને 'શીર્ષાસન' કહે છે.

પહેલાં આસન પાથરી એના ઉપર બેસી જાઓ. પછી કોણી સુધી બંને હાથ જમીન ઉપર મૂકો, જમણા હાથની આંગળીઓ ડાબા હાથની આંગળીઓમાં ભેરવો. હવે માથાને આંગળીઓની સાંકળ આગળ ગોઠવીને મૂકો. કપાળથી ઉપરના, માથાના આગલા ભાગ ઉપર નહિ, પણ પાછલા ભાગ ઉપર વજન આવે, તેવી રીતે માથાને ગોઠવવાનું ભુલાય નહિ. હવે હાથ અને માથા ઉપર વજન આવે એવી રીતે શરીરને ઊંચકો. પગ વાળેલા જ રાખો. શરીર ઊંચકતી વખતે સહેજ પણ જોર ન કરો, નહિ તો ગોઠીમડું ખાઇ જવાશે. એવી રીતે કદી ખાઈ જવાય તો ગભરાશો નહિ. એ રીતે ગોઠીમડું ન ખવાય તે માટે કેટલાક ભીંત પાસે રહીને આ આસન કરવાનું કહે છે પણ એ બરાબર નથી. એમ કરવાથી તમારામાં આત્મવિશ્વાસ મોડો આવશે. જો ન જ ફાવે તો કોઈ મિત્રને પાસે ઊભો રાખી શકાય. પણ બનતાં સુધી કોઇ પણ જાતના ટેકા વિના જ આ આસન કરવાનો આગ્રહ રાખવો સારો છે. જો તમારી ઉમર નાની હશે તો બેચાર દિવસના જ પ્રયત્નમાં તમે શરીરને ઊંચકી શકશો. અને એવી રીતે શરીર ઊંચકાય એટલે તમે આસનનો એક મોરચો સર કર્યો ગણાશે.



હવે ઢીંચણમાંથી વાળેલા રાખીને જ પગ ઊંચકો, પીઠ તો પહેલા વિભાગમાં સીધી થઇ જવી જોઇએ. હવે ઢીંચણ સુધીના પગ, એટલે કે જાંઘનો ભાગ સીધો કરો. એમ કરવું બરોબર ફાવે ત્યાર પછી ઢીંચણમાંથી વાળેલા પગને સીધા કરો. જેમ પગ ઉપર ટટાર ઊભા રહીએ છીએ તેમ હવે માથા ઉપર ટટાર ઊભા રહો. શરીરનો કોઈ પણ ભાગ વાળેલો કે વાંકો-ચૂકો ન રહે. આપણું આસન બરોબર રીતે થાય છે કે નહિ એ જોવા કાં તો સામે મોટો અરીસો રાખો, કાં કોઈ જાણકાર મિત્રને બોલાવીને બતાવો. પણ ભૂલભરેલી રીતે આસન કદી પણ કરવું નહિ. એથી ફાયદાને બદલે ગેરફાયદો વધારે થવાનો સંભવ છે. આસન કરતી વખતે શ્વાસ જેમ સામાન્ય રીતે લઇએ છીએ તેમ જ લેવો. સમય શરૂઆતમાં થોડો રાખવો. સારી તબિયત હોય તો એક કે બે મિનિટથી શરૂ કરી શકાય. આ એક જ આસન જેને કરવું હોય તે માણસ સમય વધારીને ૨૪ મિનિટ સુધી પણ લઇ જઇ શકે. પણ બીજાં આસનો સાથે આ આસન કરવું હોય તો વધારેમાં વધારે સમય ૧૨ મિનિટનો રાખવો સારો છે.

આ આસનથી આખા શરીરમાં બધા જ આંતરિક અવયવોને ફાયદો થાય છે મગજમાં સ્વચ્છ લોહી પૂરતા પ્રમાણમાં જાય છે એટલે મગજમાં આવેલી ગ્રંથીઓને તથા જ્ઞાનતંતુઓને સારી રીતે પોષણ મળે છે અને તે પ્રફુલ્લ બને છે. લેખકો, રાજદ્વારી પુરુષો, વૈજ્ઞાનિકો, વિદ્યાર્થીઓ અને બેઠાંબેઠાં ઑફિસોમાં કામ કરનારા માણસો માટે આ આસન સારામાં સારું છે.

પણ કાનમાંથી પરુ વહેતું હોય ત્યારે કે આંખ અથવા દાંતનો દુખાવો ચાલુ હોય ત્યારે આ આસન કરવું નહિ. ખૂબ નબળા માણસો અથવા હૃદયના દર્દવાળા માણસોએ કોઈ નિષ્ણાતની સલાહ લીધા વગર આ આસન ન કરવું.

પિત્તનો કોઠો હોય એવા માણસોએ સવારમાં ખાલી પેટે આ આસન ન કરવું. થકવી નાખે એવો વ્યાયામ કર્યા પછી પણ આ આસન ન કરવું. ૧૫૦ થી વધારે ને ૧૦૦ થી ઓછા લોહીના દબાણ-વાળાઓએ તથા ૪૫ કે ૫૦ની ઉમર વટાવી ગએલાઓએ કોઈ નિષ્ણાતની સલાહ મુજબ જ આ આસન કરવું.

## આરોગ્ય પ્રદર્શનનાં બોધચિત્રો

આ અંક બહાર પડશે એ જ દિવસોમાં અમદાવાદમાં સમસ્ત મુંબાઇ રાજ્યનું દ્વિતીય શારીરિક શિક્ષણ સંમેલન અને તેને અંગેનું આરોગ્ય સપ્તાહ ઊજવાતું હશે, જેનો ઉલ્લેખ અમે ગયા અંકને છેલ્લે પાને તેના ચિત્ર સાથે કર્યો હતો. પ્રજાનાં આરોગ્ય અને શરીરસૌષ્ઠવને લક્ષ્ય તરીકે રાખીને યોજવામાં આવેલા એના વૈવિધ્યપ્રચુર કાર્યક્રમમાં આરોગ્યને લગતું એક ખાસ પ્રદર્શન પણ યોજાયું છે જેમાં રજૂ કરેલાં આરોગ્ય, આહાર, વ્યાયામ, શરીરસ્વાસ્થ્ય વગેરેને લગતાં સંખ્યાબંધ બોધચિત્રોમાં પ્રજાને જાગૃત કરતી ઉત્તમ શિક્ષણસામગ્રી છે. તે પૈકી થોડાં જોરદાર ને આકર્ષક ચિત્રો યોજકોની અનુમતિથી અમે મેળવી શક્યા છીએ, જેમાંનાં થોડાં આ પછીનાં બે પાનાંઓ ઉપર આપીએ છીએ. વાચકોને તે સંભાળપૂર્વક જોવા-સમજવાની અમારી ભલામણ છે. બાકીનાં ક્રમશઃ આગામી અંકોમાં આપીશું.

માસમાસના તહેવારો

[૧૭]

# બોધિજયંતી

વૈશાખી પૂનમ

'આ જ આસન પર મારું શરીર સુકાઈ જાઓ, મારા શરીરનાં ચામડી, માંસ અને હાડકાંની માટી થઈ જાઓ, પણ અનેક યુગોમાં મળવું મુશ્કેલ એવું મોક્ષદાયી જ્ઞાન ન મળે ત્યાં સુધી આ આસન પરથી આ કાયા ખસવાની નથી.' એવી ભીષ્મપ્રતિજ્ઞા લઈ એક જુવાન રાજવીએ પીપળાના એક ઝાડ નીચે આસન લગાવ્યું. ભવચક્રમાંથી છૂટી જવાના રસ્તાની તેણે ખોજ કરવા માંડી. મગજમાં વિચારો ભઠ્ઠીની પેઠે ભભધગવા લાગ્યા. એના માર્ગથી એને ચ્યૂત કરવા અનેક પ્રલોભનો, સંકટો અને મોહ તેગની આગળ આવ્યા. મનુષ્યજાતિનો શત્રુ અને કુટિલ તર્કનો આદ્ય ગુરુ જે 'માર', એણે પોતાની ચતુરંગ સેના સાથે આ દૃઢપ્રતિજ્ઞ માનવી પર હુમલો કર્યો. તેણે બીક, મમતા, લાલચ બધું બતાવી જોયું. વૃત્તિઓનું મહાયુદ્ધ જામ્યું. પણ છેવટે, વૈશાખી પૂનમની રાત્રે એ 'માર'નો પરાભવ થયો. એ જુવાનને જે જોઈતું હતું તે 'મોક્ષદાયી જ્ઞાન' લાધ્યું. એ 'મારજિત' થયો. એ જુવાન તે કપિલવસ્તુનો રાજવી શાક્યસિંહ ગૌતમ બુદ્ધ. આ દિવસે તેમને માનવ-ઉદ્ધારનું અમર જ્ઞાન પ્રાપ્ત થએલું; બોધિ પ્રાપ્ત થએલી. આથી આ દિવસ બોધિ-જયંતીના તહેવાર તરીકે ઊજવાય છે.

જનકલ્યાણ માટે કરેલી આ ભીષણ તપશ્ચર્યા ને અન્ય પુરુષાર્થ-પૂર્વક મેળવેલા અપૂર્વ મોક્ષજ્ઞાનને લીધે વિષ્ણુનો અવતાર મનાતા સિદ્ધાર્થ ગૌતમ બુદ્ધનો જન્મ હિમાલયની તળેટીમાં કપિલવસ્તુ નામની નગરીમાં રાજા શુદ્ધોદનને ત્યાં થએલો. જોશીઓએ કુમારનું ભવિષ્ય ભાખ્યું કે કાં તો આ રાજપુત્ર ચક્રવર્તી રાજા થશે, કાં તો ધર્મસંસ્થાપક થશે. જો તેને વૈરાગ્ય ઉત્પન્ન થશે તો તે બીજો માર્ગ લેશે. આથી, જે વડે વૈરાગ્ય ઉત્પન્ન થાય એવાં ઘડપણ, રોગ અને મરણ પોતાના રાજપુત્ર સિદ્ધાર્થની નજરે ન પડે એવી વ્યવસ્થા કરીને રાજાએ પુત્રને સુખચેનના જ વાતાવરણમાં ઉછેરવા માંડ્યો. પણ સિદ્ધાર્થનાં લગ્ન થયા બાદ ઓચિંતાં વ્યાધિ, જરા અને મૃત્યુ તેના જોવામાં આવતાં તેને ભારે આઘાત થયો. દુનિયાનાં આ બધાં દુઃખો મટાડવાનો કોઈ ઉપાય હોવો જ જોઈએ અને તે મારે શોધી કાઢવો જ છૂટકો, એવો દૃઢ નિર્ધાર કરી તે રાજ્ય તથા સ્ત્રીપુત્રનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. સંન્યાસ ધારણ કરી, અનેક ગુરુઓ પાસે રહી જ્ઞાન મેળવ્યું. પણ તેથી સંતોષ થયો નહિ, છેવટે ભીષ્મ નિર્ધાર કરી પીપળાના ઝાડ નીચે બેઠા અને ૪૯ દિવસ લગી કંઈ પણ ખાધા વગર આત્મશોધ અને ચિંતન દ્વારા ધર્મબોધ મેળવવા પ્રયાસ કર્યો. આખરે દુનિયાનું દુઃખ મટાડવાનું જ્ઞાન—જેને બૌદ્ધ લોકો બોધિ કહે છે—તે તેમને પ્રાપ્ત થયું. અને સિદ્ધાર્થ 'બુદ્ધ' થયા.

જ્ઞાન પ્રાપ્ત થતાં તેમણે તેનો ઉપદેશ શરૂ કર્યો. સૌ પ્રથમ કાશી પાસે સારનાથના મંદિરમાં તેમણે તેનો ઉપદેશ આપવાની શરૂઆત કરી. હજારો લોકો તેમનો ઉપદેશ સાંભળવા બેસતા. જેમને તે ઉપદેશ ગમતો તેઓ બૌદ્ધ ભિક્ષુ થતા ને બુદ્ધ ભગવાનને શરણે જતા. આવા ભિક્ષુઓના સંઘને રહેવા માટે શ્રીમંતોએ મોટા વિહારો બાંધી આપ્યા. આમ ધર્મચક્રનું પ્રવર્તન શરૂ થયું.

તેમના ઉપદેશનો સાર એ હતો કે કુદરત તરફથી આવેલું દુઃખ ભલે ટાળી ન શકાય એવું હોય, પણ તે ભારે તો નથી જ. ઘડપણ, વ્યાધિ, મરણ આદિ વસ્તુઓનું સ્વરૂપ વિવેકથી સમજી લઈએ તો તેનું દુઃખ ઓછું પડે છે. મોટામાં મોટું દુઃખ તો આપણે જાતે જ, આપણી કદી ન છીપે એવી તૃષ્ણાથી ઊભું કરીએ છીએ. એ તૃષ્ણા જ આપણા આખા જીવનને કડવું ઝેર કરી નાખે છે. એ તૃષ્ણા જો છોડી દઈએ તો તરત આપણા દુઃખનો અંત આવે. તૃષ્ણાથી રહિત જીવન એટલે જ નિર્વાણ, કલ્યાણ.

તે વખતના કર્મકાંડ ને યજ્ઞયાગ સામે પણ બુદ્ધ ભગવાને ભારે વિરોધ ઉઠાવ્યો. યજ્ઞમાં પશુવધ કર્યે મોક્ષ મળતો નથી; બીજાના બલિદાનેથી આપણને પુણ્ય નથી મળતું; પણ પોતે શુભકર્મ કરીએ, પાપકર્મ છોડી દઈએ, વાસનાનો ત્યાગ કરીએ, એટલે કલ્યાણ જ છે એમ તેમણે શીખવ્યું. તેમણે પોતાના જીવને એ પણ જણાવ્યું કે વેર વાળવાથી વેર વધે છે. ક્ષમા કરવાથી, પ્રેમથી જ એ શમે છે.

૮૦ વર્ષની ઉંમર સુધી તેઓ ઉપદેશ દેતા દેશભરમાં ફર્યા અને આખરે કુશીનારા—કુશીનગર—નામના ગામમાં નિર્વાણ પામ્યા.

ધીમેધીમે તેમનો ઉપદેશ માત્ર ભારતભરમાં જ નહિ પણ આ

● પીપળાના વૃક્ષ નીચે તપશ્ચર્યા કરતા ભગવાન બુદ્ધને સુજાતાએ ક્ષીરપ્રાશન કરાવ્યાની કથા જાણીતી છે. વિખ્યાત કલાગુરુ શ્રી નંદલાલ બસુએ બુદ્ધજીવનનાં આલેખેલાં છ ચિત્રોના, 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' પ્રેસે બહાર પાડેલા સંપુટમાંથી સાભાર ઉપરનું ચિત્ર અહીં ઉતાર્યું છે.

દેશની સીમાઓ ઓળંગીને એશિયાભરમાં ફેલાવા લાગ્યો. સમ્રાટ અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકારી દેશદેશાંતરમાં બૌદ્ધ ધર્મોપદેશકોને મોકલ્યા. પરિણામે આજે ચીન, જપાન, બ્રહ્મદેશ, સિલોન આદિ દેશોમાં બૌદ્ધ ધર્મ પ્રચલિત છે. પરંતુ જ્યાં તેનો જન્મ થયો તે ભારતમાં તેનું વૃક્ષ કાયમને માટે જામ્યું નહિ.

મનુષ્ય જાત પ્રયત્નથી કેટલી ઊંચે ચડી શકે છે તેનું જ્વલંત ઉદાહરણ બુદ્ધ ભગવાન છે. દરેક વ્યક્તિના માર્ગમાં કામક્રોધાદિ શત્રુઓ બેઠેલા જ છે. તેમની સાથે લડ્યા સિવાય તેને મોક્ષનો માર્ગ જડતો નથી, બોધિ મળતી નથી. બોધિ પ્રાપ્ત કરવાં પહેલાં મારને પરાજિત કરવો જોઈએ. બુદ્ધ ભગવાને જે નિશ્ચયથી મારનો પરાભવ કર્યો તે જ નિશ્ચયપૂર્વક પ્રત્યેકે આ સંસારનાં દુઃખ, ભય, ને લાલચો સામે લડવું જોઈએ. પોતાનો ઉદ્ધાર પોતે જ કરી શકે. બોધિજયંતીનો સંદેશ છે.

રોજિંદા જીવનમાં વિજ્ઞાન [૩૬] • લેખક · ડૉ. નરસિંહ મૂ. શાહ એમ.એસસી., પીએચ. ડી.

# કોબાલ્ટ

**વાદળી કાચ, હજામતની પતરી, અદૃશ્ય શાહી,— એવી ચિત્રવિચિત્ર સામગ્રીઓની બનાવટમાં વપરાતી છેલ્લા દશકામાં શોધાએલી આ નવી ધાતુ કાટથી તદ્દન મુક્ત અને ગમે તેવા ઘસારા સામે પણ મચક ન આપે તેવી મજબૂત હોવાથી અત્યંત ઝડપી યંત્રો માટે આજના ઉદ્યોગમાં અનિવાર્ય જેવી થઇ પડી છે.**

કોબાલ્ટ એટલે નિકલ ધાતુનો ભાઇ. નિકલની માફક તેનું ખનીજ પણ તાંબાના ખનીજને મળતું આવે છે. તેને ભૂંજવાથી તેમાંથી લસણ જેવી ગંધ છૂટે છે. તેના પર વિવિધ રાસાયનિક ક્રિયાઓ કરવા છતાં તેમાંથી તાંબુ ન મળવાથી ખાણિયા તેને 'ખોટું ખનીજ' (કોબાલ્ટ) કહેતા. અને તાંબું નહિ મળવાનું કારણ જૂના કાળના ખાણિયા ભૂતની અસર લેખતા! ગ્રીક શબ્દ કોબાલ્ટ એટલે 'તોફાની ભૂત' એ ઉપરથી પણ કોબાલ્ટ નામ પડ્યું.

કોબાલ્ટ માટે સંસ્કૃતમાં 'ભાંડરંજન મૃત્તિકા' શબ્દ છે. પંજાબમાં એને 'રીત' કહે છે. સંસ્કૃત રીતિ શબ્દમાંથી એ આવેલો છે. હિંદીમાં તેને માટે સેત-સેરત શબ્દ છે જે સંસ્કૃત સિક્ત પરથી નીકળ્યો લાગે છે. આ ધાતુનું ખનીજ દાળી રેતી જેવું હોય છે એટલે સિક્ત એ નામ બરાબર છે. ટૂંકમાં કોબાલ્ટ માટે સંસ્કૃત શબ્દોની યોજના ખૂબ અર્થવાહી છે એમ ડૉ. દેસાઈ (ભારતીય રસશાસ્ત્રના કર્તા) માને છે અને આપણા બાપાલાલ વૈદ્ય પણ તે મત સાથે મળતા થાય છે.

પ્રાચીન મિસર દેશની કબરો તેમજ ટ્રોયનાં ખંડિયેરોમાં સુંદર વાદળી કાચના નમૂના જડી આવે છે, તેનો રંગ કોબાલ્ટને કારણે છે. ખ્રિસ્તી દેવળોની રંગીન કાચવાળી બારીઓમાં વપરાતા વાદળી રંગના કાચની બનાવટમાં પણ કોબાલ્ટનો જ ઉપયોગ થતો. વાસણો ઉપર વાદળી મીનો ચડાવવામાં કોબાલ્ટનું ખનીજ મુખ્ય હોય છે. આમ કોબાલ્ટનો ઉપયોગ અતિ જૂના વખતથી થતો આવે છે.

કોબાલ્ટવાળા ખનીજને ભૂંજી, રેતી અને પોટાશયમ કાર્બોનેટ સાથે ગરમી વડે ઓગાળવાથી સુંદર વાદળી કાચ બનતો. આ રંગ સોમલને આભારી છે એમ મનાતું. પરંતુ ઇ. સ. ૧૭૩૫માં બ્રાન્ટે પહેલું પુરવાર કર્યું કે એ ખનીજમાં કોઈ નવીન ધાતુ છે તે જ વાદળી રંગ પેદા કરે છે. ૧૭૮૦માં બર્ગમાને તેના પર વધુ સંશોધન કરી એ ધાતુના ગુણધર્મ તપાસ્યા અને તેને કોબાલ્ટ તરીકે ઓળખાવી.

કોબાલ્ટયુક્ત મહત્ત્વનાં ખનીજોમાં લોઢું, ગંધક, સોમલ અને થોડાં અંશે સોનું રૂપું પણ હોય છે. આમ કોબાલ્ટનાં ખનીજો ખૂબ મિશ્ર હોય છે એટલે નિકલની માફક તેમાંથી કોબાલ્ટને છૂટું પાડવું મુશ્કેલીભર્યું છે. આથી ખનીજમાંથી કોબાલ્ટને જ કાઢવા માટે કોઇ ખાસ ઉદ્યોગ ચાલતો નથી. પણ બીજી ધાતુઓ કાઢવાની ક્રિયામાં કોબાલ્ટ પેટાપદાર્થ તરીકે મળી આવે છે. બે દસકા ઉપર ઓન્ટારિયોમાં કોબાલ્ટ શહેર નજીક આવેલી રૂપાની ખાણોમાં રૂપું કાઢી લીધા પછી કોબાલ્ટ કાઢવામાં આવતું; પણ હવે કોબાલ્ટનું મુખ્ય પ્રાપ્તિસ્થાન ઉત્તર ર્‍હોડેશિયા અને બેલ્જિયન કૉન્ગોમાં કાટાન્ગાની તાંબાની ખાણો છે. આ ઉપરાંત ફ્રેન્ચ મૉરોક્કોની સોનાની ખાણો અને બર્માની નિકલની ખાણોની ઉપપેદાશ તરીકે કોબાલ્ટ નીકળે છે.

આજ સુધી રંગીન કાચ, ઇનેમલ, (મીના) અને ગ્લેઇઝ (રોગાન)ની બનાવટોમાં વપરાતા કોબાલ્ટનો ઉપયોગ હવે મિશ્ર ધાતુઓની બનાવટના ક્ષેત્રમાં અતિ મહત્ત્વનો ગણાતો જાય છે. ખૂબ ઝડપથી ચાલતાં યંત્રોની બનાવટમાં, ઘસાય નહિ એવા કાટમુક્ત કોબાલ્ટવાળી મિશ્ર ધાતુઓએ અતિ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ૬૦ ટકા કોબાલ્ટ, ૨૫ ટકા ક્રોમિયમ અને ૧૫ ટકા ટંગસ્ટન યા મોલીબ્ડેનમની બનેલી મિશ્ર ધાતુ 'સ્ટેલાઈટ' અતિ સખત અને કદી જ કાટ ન ખાય એવી બને છે. વાઢકાપમાં ઉપયોગી સાધનો આ જ મિશ્ર ધાતુમાંથી બને છે કટલરીમાં વપરાતું ફેરટેલ પણ કોબાલ્ટ, લોહ અને ક્રોમિયમની મિશ્ર ધાતુ છે. ૩૫ ટકાવાળું કોબાલ્ટ-મજવેલ મૅગ્નેટોમાં કાયમી લોહચુંબક બનાવવા માટે વપરાય છે અને બીજા લોહચુંબક કરતાં તે ૬૦ ગણું વધારે વજન ઊંચકે છે! હજામતની બ્લેઇડો (પતરીઓ) બનાવવામાં પણ કોબાલ્ટવાળું મજવેલ જ વપરાય છે. કોબાલ્ટ પ્લેઈટિંગ કરેલા પદાર્થોની ઉપલી સપાટી સખત અને ચકચકિત રહે છે. રંગરોગાનની બનાવટમાં કોબાલ્ટના ક્ષારો સૂકવનારા પદાર્થો (driers) તરીકે કામ આવે છે.

કોબાલ્ટ-ક્લોરાઈડનું દ્રાવણ અદૃશ્ય શાહી તરીકે વપરાય છે. આ દ્રાવણ વડે લખેલું લખાણ અદૃશ્ય રહે છે, પરંતુ કાગળને જરા ગરમ કરવાથી તે વાદળી રંગ પકડે છે, ને ઠંડું પડતાં પાછું અદૃશ્ય થઈ જાય છે.

કોબાલ્ટ ધાતુ રંગે રૂપા જેવી સફેદ હોય છે, પરંતુ તેને જરા આછી વાદળી રંગની ઝાંય હોય છે. નિકલને આવી ઝાંય નથી હોતી, એટલે નિકલ અને કોબાલ્ટ તુરત ઓળખી શકાય છે. કોબાલ્ટ પર પૉલિશ ખૂબ ચકચકિત થાય છે. કોબાલ્ટના ક્ષારોનાં દ્રાવણો આછા ગુલાબી રંગનાં હોય છે.

છેલ્લા બે દસકાની નવી ધાતુઓમાં કોબાલ્ટે ઘણું અગત્યનું સ્થાન લીધું છે અને તેના ઉપયોગો એટલા વધતા જાય છે કે ઉદ્યોગોમાં તેની જરૂરિયાત આજે અનિવાર્ય બની ગઈ છે.




ગ, ગયા અંકના 'ચિત્રબોધ' વિભાગમાં 'આપણો દેશ' નામે પુસ્તકમાંથી 'આપણે ગરીબ કેમ છીએ' તેનાં કારણ અને પ્રમાણ દર્શાવતો એક આલેખ આપ્યો હતો. તેમાં, આપણને કુદરતે બક્ષેલી કેટલી અઢળક સમૃદ્ધિને આપણે કેવળ આપણાં અજ્ઞાન, અન-આવડત કે આળસને લીધે એળે જવા દઈએ છીએ તેનો આલેખ આપ્યો હતો. એ સમૃદ્ધિઓ પૈકી જમીન અને જંગલો વિષયક આપણી સમૃદ્ધિનો બોધક ખ્યાલ આ ઉપરના આલેખમાં આપ્યો છે. ડાબી બાજુના ચિત્રમાં આપણા દેશની જમીનની ફળદ્રુપતાનો ખ્યાલ આપ્યો છે. તેમાં (પડખે આપેલી સંજ્ઞાઓ દર્શાવે છે તેમ) કરકરી કાળી લીટીવાળો થોડોક ભાગ પર્વતોથી અને તદ્દન નજ કોરો ભાગ રેતાળ જમીન વડે રોકાએલો છે; તે સિવાયનો બાકીનો આખો યે દેશ, અનેકવિધ પાક ઉગાડી શકાય તેવી વિવિધ કક્ષાની ખેતીલાયક જમીનથી ભરેલો છે. એમાં જે તદ્દન રંગીન મોટો ભાગ છે તે તો રસકસવંતી કાંપની જમીનનો છે. દુનિયામાં જે ગણ્યાગાંઠ્યાં ફળદ્રુપ મેદાનો છે તેમાંનું એક મેદાન આપણા સિંધુગંગાની ખીણના ઉત્તરપ્રદેશનું છે. એની જમીનનું દળ સેંકડો ફૂટનું ગણાય છે ને તેમાં એવા તો ઉત્તમ પ્રકારની ફળદ્રુપતા છે કે થોડું ખાતર નાખતાં તરત જ તેમાંથી વળતર મળે છે. સૌરાષ્ટ્ર, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર-કર્ણાટક આદિની કાળી જમીન કાળા સમૂહથી દર્શાવી છે તે પણ ઉત્તમ ખેતી લાયક છે. તેમાં વરાડ બાજુની કાળી જમીન તો કપાસના પાકને માટે એટલી ઉત્તમ છે કે તેના મોટા ભાગમાં હજારો વરસોથી ખાતર નાખ્યા વગર જ વાવેતર કરવામાં આવે છે છતાં સારો પાક આપે છે. માત્ર ટપકાં વડે દર્શાવેલી 'રાતી જમીન' ઓછી દળદાર ને ઓછી




છે. આમ, જમીનમાં કુદરતની આટલી કૃપા હોવા છતાં આપણે (ગયા માસના આલેખમાં દર્શાવ્યું હતું તેમ) તેનો માત્ર ૩૦ ટકા ભાગ જ ખેડી ખાઇએ છીએ અને ૭૦ ટકા જેટલી જમીન પડી રહે છે.

એવું જ આપણાં જંગલોની સમૃદ્ધિ વિષે. હિંદમાં એક લાખ ચોરસ માઇલ જેટલા વિસ્તારોમાં જંગલો પથરાએલાં છે. ને જંગલો પ્રજાજીવન માટે કેટલા મહામૂલાં છે તે આપણે નથી જાણતા. બળતણ માટે કાષ્ટ, મકાન માટે ઇમારતી ને ફરનીચરનું લાકડું તથા કાગળની બનાવટનો માવો માટેનું લાકડું પૂરું પાડવા ઉપરાંત રબર, લાખ, ટર્પેન્ટાઇન વગેરે જેવા પ્રજાને ઉપયોગી પદાર્થો અને ઔષધોનાં ઉત્પાદન માટેનું તે મોંઘુ ક્ષેત્ર છે. ને તે ઉપરાંત વરસાદને આકર્ષવામાં, જમીનમાં પાણી સંઘરવામાં, જમીનનું ધોવાણ અટકાવવામાં, ભૂમિની ફળદ્રુપતા વધારવામાં અને દેશનું ઉષ્ણાતામાન ઘટાડવા જેવાં અદૃશ્ય કાર્યોમાં તેનો એવો કિંમતી ફાળો છે કે જંગલો વિનાનો દેશ કંગાલ જ ગણાય. ઉપરના આલેખમાં સંજ્ઞાચક્રમાં લીલા ભાગથી દર્શાવ્યા પ્રમાણે દેશની ૧૩ ટકા ભાગ જમીનમાં જ જંગલો છે, અને તે ક્યાં ક્યાં છે એ ભારતના નકશામાં ઝાડ વડે આલેખી બતાવ્યું છે. આપણી ખરી ફરજ તો એ હોવી જોઈએ કે એ જંગલોની સમૃદ્ધિનો પૂરેપૂરો ઉપભોગ કરતાં જવાની સાથે તેમાં વૃદ્ધિ થતી રહે તે આપણે જોવું જોઈએ; તેને બદલે આપણે (ગયા અંકમાં દર્શાવ્યું હતું તેમ) માત્ર તેનો ૨૫ ટકા ભાગ જ વાપરીને પોણો ભાગ એળે જવા દઇએ છીએ, એટલું જ નહિ પણ જે વાપરીએ છીએ તે ફરી ઉગાડવામાં બેદરકાર રહીએ છીએ. આપણી આ અન-આવડત, આળસ અને અજ્ઞાનનું શું કહેવું?

અવ્વલ નંબરના ખેલાડીને પણ જે રમતાં
દોઢ-બે મિનિટમાં તો ભોંય ભારે થઈ પડે છે એવી
અને ચતુરાઈ તથા ચીલઝડપથી ભરેલી જેની
એકેએક ક્ષણ
સમસ્ત શરીરને તંગ બનાવી મૂકે છે એવી
મર્દોની રમત



# ખોખો

લેખક:
**વાસુદેવ ભટ્ટ**

[ખો આપતાં વેંત ચીલઝડપે એક બેસે છે અને બીજો ઊઠે છે.]

નાનપણમાં ચકભિલ્લુની રમત રમતા એ જ રમત આજે ખોખોનું સ્વરૂપ પામી છે તેનો વિચાર કરતાં વાંદરામાંથી માણસ કેવી રીતે થયા તેનો ખ્યાલ આવે છે. વાંદરામાં સુષુપ્ત રહેલી શક્યતાઓ ઉત્ક્રાન્તિને ક્રમે બહાર આવીને માનવ દેખાયો, એ જ પ્રમાણે ચકભિલ્લુની રમત ક્રમક્રમ રમાતી ગઈ તેમતેમ તેમાં ઢંકાએલો પડેલો કસબ અચ્છા ખેલાડીઓએ બહાર આણ્યો ને તેને વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું.

નાનપણમાં એકવાર બજારમાંથી થોડું ખાવાનું લઈ ઘેર આવતો ... પોળમાં પેઠો ત્યાં જ એક સમડીએ પાછળથી આવી ખાવાનાનું ...કું ઝડપી લીધું. તે નાસવા તો ગઈ, પણ ઉપર પોળનો મેડો હતો એટલે જરા ગભરાઈ. પોળમાં રમતા મારા ચારપાંચ મિત્રોને એથી મઝા પડી અને અમે બધા સમડીને પકડવા દોડ્યા. ગભરાએલી સમડીએ ઝડપ એકદમ વધારી, પણ રસ્તો સૂઝ્યો નહિ એટલે આમતેમ નાસવા માંડી. પછી તો જાણે એતરત જ નાસી ગઈ, પણ સમડી સાથેની એ સાતતાળી મને કાયમ માટે યાદ રહી ગઈ.

ખોખોની રમતમાં, પાકી પ્રયુક્તિઓ શીખ્યા વગરના કોઈ ખેલાડીને બ્હાવરો બની રમતો જોઉં છું ત્યારે મને પેલી સમડીની સાતતાળી યાદ આવે છે. અને ખરી રીતે ખોખો એ એક જાતની સાતતાળી જ છે. ટૂંકામાં કહીએ તો, નવ જણ એકબીજાના સહકારથી એક જણને પકડવા જાય તેનું નામ ખોખો. એમ તો હુતુતુમાં પણ એમ જ બને છે. પણ એમાં પેલા નવ જણાએ પેલા એકને પકડવાનું ફરજિયાત નથી. જ્યારે આમાં તો એ જ રમતનો મુખ્ય મુદ્દો છે. એટલે આમાં, રમતને ઉગ્ર બનાવવી કે મંદ તે રમનારના હાથની વાત નથી, પકડનારના હાથની વાત છે. નવ જણ એકનો પીછો પકડે એટલે પેલા રમનારનું તો આવી જ બને. પણ એમ દરેક વખતે રમનારનું આવી ન બને અને તે પણ પોતાનો કસબ દેખાડી શકે એટલા માટે પકડનારા પર જુદાંજુદાં બંધનો મૂકવામાં આવે છે. આ બંધનોનો વિચાર કરીએ તે પહેલાં અત્યારે રમાતી આ રમતનો જરા વ્યવસ્થિત ખ્યાલ મેળવીએ.

નવ નવ જણાની બે ટુકડી પડે એક ટુકડી મારનાર અને બીજી રમનાર ગણાય. મારનાર એટલે દાવ આપે તે-પકડવા જાય તે; રમનાર એટલે દાવ લે તે. એના મેદાનની રચના આ રીતની હોય:

મારનાર ટુકડીમાંના આઠ જણ, ઉપર જણાવેલા મેદાનમાં જ્યાં ખો, ખો લખ્યું છે ત્યાં, એક જણનું મોઢું આ બાજુ રહે અને બીજાનું પેલી બાજુ, એમ બેસી જાય; નવમો જણ પકડવા માટે છૂટો રહે. બેઠેલા આઠ જણની બન્ને બાજુ એક એક ખૂંટ દાટેલો હોય. ખૂંટ એટલે ખૂબ જાડી વળી. તે જમીનની બહાર ચાર ફૂટ દેખાતી હોય.

મારનારા ગોઠવાઈ જાય એટલે બે રમનારા મેદાનમાં આવે અને ગમે ત્યાં ઊભા રહે. રમત શરૂ થાય એટલે પેલો એક પકડવા જનાર, બે રમનારામાંથી ગમે તે એકને પકડવા જાય. રમનાર તેનાથી બચવા દોડાદોડી કરે. એમાં, પકડવા જનાર, જરૂર જણાય ત્યારે ઓચિંતો જ પોતાના ગમે તે ભિલ્લુને 'ખો' આપે;—એટલે કે પકડવા જવાનો પોતાનો હક તેને નામે ચડાવી આપી તેને ઉઠાડે અને પોતે તેની જગ્યાએ બેસી જાય. એમ કરતાં કરતાં બે પૈકી એક રમનાર પકડાઈ જાય એટલે તે બહાર નીકળે અને તેને બદલે એક ત્રીજો રમનાર મેદાનમાં દાખલ થાય. આ પ્રમાણે રમત ચાલ્યા કરે.

આમ તો આ રમત બહુ સીધી સાદી લાગે છે; અને જો આ જ પ્રમાણે રમવાની હોય તો તો નીરસ પણ થાય. પરંતુ એમ નથી થતી એનું એક કારણ છે પકડનારા પરનાં બંધનો. એ ચાર જાતનાં હોય છે: (૧) એકીસાથે એક જ જણ પકડવા નીકળી શકે; અને એ પકડવા જનારને થાક યા બીજા કારણે જ્યારે જરૂર જણાય ત્યારે બીજા કોઈને ખો આપી શકે. (૨) ખો આપવાની ક્રિયા અમુક જ રીતે કરી શકાય. પકડનાર તેનો ખોટો લાભ ન ઉઠાવે એટલા ખાતર તેમાં ખાસ નિયમનો લાગુ પાડેલાં છે. (૩) ખો મેળવનાર ભિલ્લુએ ખો મેળવ્યા પછી જે બાજુ જવા માંડ્યું હોય તે જ બાજુ તેણે દોડવું પડે, પાછું ન ફરાય. (૪) પકડનારા ભિલ્લુઓ જે એક સીધી લીટી પર બેઠેલા હોય છે એ સીધી લીટીને મધ્યપાટી કહે છે. કોઈ પણ સંજોગોમાં કોઈ પણ પકડનાર આ મધ્યપાટીને અડકી કે ઓળંગી ન શકે.

આ બંધનો એટલાં કપરાં છે કે સારામાં સારા ખેલાડીઓ પણ તેનો સંપૂર્ણ અમલ કરી શકતા નથી; એનો ભંગ થાય જ છે. આ બંધન ભંગને ભૂલ કહેવામાં આવે છે; અને ગમે તેવી સારી ટુકડી સાત મિનિટની રમતમાં સારી સંખ્યામાં ભૂલો કરવાની જ. બરાબર તાલીમ નહિ પામેલી ટુકડી તો કેટલીક વાર સો જેટલી ભૂલો કરી નાખે છે! પરિણામે કેટલાક ખોખોની રમતને 'ભૂલની રમત' ગણે છે.

અને રમનાર જાણે છે કે પકડનાર પર આટલાં બંધનો છે, એટલે એ બંધનોનો લાભ એ ઉઠાવવાનો જ. દાખલા તરીકે પકડનારથી

પાછો ફરી શકાતું નથી, એટલે રમનારે એવી રીતે ઓચિંતાનો પાછો ફરી જાય કે પકડનાર થાપ ખાઇ જાય અને લાચારી સાથે તેને આગળ જ વધવું પડે. આ પ્રમાણે પાછા ફરવું અને પકડનારને થાપ આપવી એ આ રમતની એક પ્રયુક્તિ થઈ. એમ એવી પ્રયુક્તિઓ આ રમતમાં ઘણી છે, અને તે બધી પેલાં બંધનોમાંથી જ જન્મે છે. દાખલા તરીકે પકડવા જનાર મધ્યપાટીને અડકી કે ઓળંગી શકતો નથી, એટલે રમનાર દોડીને મધ્યપાટી ઓળંગી જવાનો.

પરંતુ પકડનાર પણ સમજી ગયા હોય છે કે પોતાના પરનાં બંધનોનો લાભ રમનારાઓ અમુક રીતે ઉઠાવવાના, એટલે તેઓ પણ તેની સામે પોતાની તરકીબો અજમાવે છે; અને એમ પકડનારની પ્રયુક્તિઓ ઉદ્ભવે છે. ઉપરાંત પોતાની ઉપરનાં બંધનોનો ભંગ ન થાય તે રીતે રમત ચાલુ રાખવા સાથે ઝડપ વધારવાના પ્રયત્નો પણ તે કરે છે. આમાંથી પણ કેટલીક પ્રયુક્તિઓ બહાર આવે છે.

રમનારની પ્રયુક્તિઓ: (૧) પકડનારથી બચવા માટે મધ્યપાટી ઓળંગી સામી બાજુ ચાલ્યો જાય; (૨) પકડનાર ખો ન આપી શકે તેવી બારીમાં ઘુસીને એ પ્રમાણે ઉપરાઉપરી બારી પકડી સર્પાકૃતિએ રમે; (૩) પકડનારને થાપ આપવા પાછળ પલટી લે.

પકડનાર (૧) ખો આપવા તથા લેવામાં ઓચિંતો છાપો મારે; (૨) દિશા પકડવાની ચતુરાઇ દાખવે અને થાપ ન ખાવાની કાળજી રાખે; (૩) મધ્યપાટીને અડકયા વિના તેની પેલી બાજુ હાથ લંબાવી રમનારને ઝપટ મારી લે; (૪) દોડતા રમનારના પાછલા પગની એડીને હાથની ઝપટ મારે; વગેરે પ્રયુક્તિઓ અજમાવવાનો.

આ ઉપરાંત પ્રયુક્તિઓની દૃષ્ટિએ એક ખાસ અગત્યની જગ્યા છે ખૂંટ. ખૂંટ ઉપર તો રમનાર અને પકડનાર બન્ને જણ પોતપોતાનો હાથ અજમાવવાના અને જમાવવાના. નાસતો રમનાર ખૂંટ પકડી તેની મદદે પોતાની ઝડપ વધારવાનો તથા તેનો ટેકો લઇ પોતાને લેવાનો વળાંક વળવાનો; જ્યારે પકડનારો, રમનારે ખૂંટ પર મૂકેલા તેના હાથને પોતાનો હાથ મારવાનો, અથવા ખૂંટના અવલંબન પર પોતાનું બધું વજન નાખી બીજે હાથ લંબાવીને મધ્યપાટીની પેલી બાજુ નાસતા રમનારને ઝપટ મારવાનો.

આ બધી પ્રયુક્તિઓ કાગળ પર તો શું શોભવાની હતી? તેની શોભા અને આનંદ તો મેદાન પર જ છે. ખુલ્લાં, ઉઘાડાં અને માટીવાળાં શરીર સાથે ડાઘવાળાં, અને કદાચ ફાટેલાં, કહેવા પૂરતાં કપડાં પહેરેલા ખેલાડીઓ પોતાની અદ્ભુત ચીલઝડપ, સતત દોડ્યા જ કરવાની અગમ્યતા અને ક્ષણે ક્ષણે વાપરવી પડતી તરતબુદ્ધિથી ભરેલા પોતાના કસબ વડે જ્યારે ઉપરની પ્રયુક્તિઓને અજમાવતા ખેલતા હોય છે ત્યારે મેદાન પરની હવા જાણે ચીજોના પ્રવાહથી ભરેલી હોય એવી ચેતનામય બની જાય છે.

જુઓ, સામે જ જુઓ! પકડનારને મધ્યપાટીની પેલી બાજુ રાખી રમનાર આ બાજુ આવી ગયો છે. બેઠેલા બિન્દુની બરાબર સામે, પંદરેક ફૂટ દૂર આવી તે ઊભો છે. પેલા ચૂકેલા પકડનારે એ જ બેઠેલા બિન્દુને ખો આપી છે. બેઠેલો એ બિન્દુ ઊભો થાય છે. તેને જરા જુઓ તો ખરા. કેટલો સાવચેત છે! તે જાણે છે કે પોતે જો તે એક બાજુ પોતાનો પગ મૂક્યો એટલે રમનાર બીજી બાજુ નાસી જવાનો અને પોતાને થાપ આપવાનો. એટલે બરાબર પોતાની બેઠકના બિન્દુની સામે જ પગલાં મૂકતો આગળ વધે છે. અને રમનાર પણ વગર મફતની દોડાદોડી કરે તેવો મૂર્ખ નથી. એટલે એ થાપ આપવાના પેંતરા કરી રહ્યો છે. એક દિશામાં જવાનો ચાળો કરે છે પણ એ દિશામાં જતો નથી. પેલો પાસે ને પાસે આવતો જાય છે. આ જરા પાછો ખસતો જાય છે, પણ કોઇ એક દિશામાં નિશ્ચિત રીતે જતો નથી. દિશા પકડવાનો અભિનય વધારે જોરદાર કરે છે. આપણને એમ જ લાગે કે હવે તો તે એ બાજુ દોડવાનો જ. પણ ના. અરે, પણ પેલો પકડનાર તો બહુ પાસે આવી ગયો છે. રમનારે હવે નાસ્યા વગર અથવા પલટી લીધા વગર બીજો ઉપાય નથી. જુઓ જુઓ, પેલા પકડનારે સાવચેતીભરી ચાલ મૂકીને હવે આ એકદમ ચીલઝડપ મારી! મર્યો, એ મર્યો, રમનાર મર્યો! નાસ, નાસ અલ્યા, નહિતર પેલાએ તને ઝડપ્યો સમજ. રમનાર પણ ચેત્યો. તેણે ઝડપ લીધી. જમણી બાજુ ફલાંગ ભરી. પકડનાર સમજી ગયો કે હવે એણે નાસવા માડ્યું છે અને તે પણ જમણી બાજુ. એટલે તેણે પણ પોતાની ઝડપ એકદમ વધારી અને પગલાં જમણી બાજુ વાળ્યાં. પણ પેલો રમનાર વધારે ચકોર નીકળ્યો. પકડનારે પહેલું પગલું જમણી બાજુ મૂક્યું. અને બીજું પગલું મૂકે તે પહેલાં તો રમનારે પલટી લીધી. એક સેકંડના ભાગમાં ભાગની ઝડપે તેણે ડાબી બાજુ લાંગ મારી! એ એક પગલું જ પૂરતું હતું. બીજું પગલું તેણે ટૂંકાવ્યું અને ત્રીજા પગલે તો ઝડપ ઘટાડી સ્વસ્થ થવા લાગ્યો. દરમ્યાન પેલો પકડનાર તો વેગમાં ને વેગમાં જમણી બાજુ ત્રણેક પગલાં દોડી ગયો હતો, એટલે હવે તેણે નછૂટકે એ જ દિશામાં આગળ વધી પાટીમાં પાસેના બિન્દુને ખો આપી.

ખો લેનાર બિન્દુ ઊઠયો. તેણે જોયું કે પેલો રમનાર ફરીથી પેલી જ જગ્યાએ જૂના ખો લેનારની બરાબર સામે ગોઠવાયો છે. એટલે તેણે ઉતાવળ ન કરતાં નવી યુક્તિ અજમાવી.





ડાબી બાજુ: ખોખોના મેદાનનો નકશો. જમણી બાજુ: 'પલટી'નું આલેખન (ઉપરથી દશ્ય)

# જેની ઘણાને ખબર નથી

૩૦૦મો અંક બહાર પડયા પછી 'કુમાર'ની માગણી એટલી વધી ગઈ કે હજી પણ પાછલા અંકો માટે સતત માગણીઓ આવ્યા જ કરે છે; અને અમુક અપવાદો સિવાય બધા જ, છેક ૩૦૦મા અંકથી ગ્રાહક થઈને ચાલુ વર્ષના અંત સુધી ગ્રાહક તરીકે નોંધાવાનો આગ્રહ રાખે છે. પરિણામે હવે પાછલા અંકોમાં ખૂટ પડવા લાગી છે અને ઉપર મુજબ ૩૦૦મા અંકથી સળંગ ગ્રાહકો નોંધી શકાય એ રીતની ફાઈલનાં **માત્ર બાર જ નંગ બાકી છે.** છતાં એનો દર તો અમે અઢાર રૂપિયા જ રાખ્યો છે. એ પછી ગ્રાહક થનારને પાછલા અંકો દરેક છ આને નંગ લેખે અને ૩૦૦મો અંક બે રૂપિયે મળશે. સેઇલ્સ ટેક્સ, રજીસ્ટ્રેશન પોસ્ટેજ વગેરે જુદું.

તેણે તો ચડપ લઇને એ બેઠેલા ભિલ્લુને લાગલી ખો જ આપી! અને એ ખો લેનાર જૂનો ભિલ્લુ ફરી ઊઠયો. એણે વિચાર્યું કે રમનારે હજુ સાત સેકંડ પહેલાં જ પલટી લઇ પોતાને થાપ આપી છે. એટલે પોતે તેનો ભોગ થઈ ન પડવું.

રમનારે એક વાર તેની આંખ સામે આંખ મિલાવી જોઈ અને થાપ આપવાના પેંતરા શરૂ કર્યા. રમનાર સમજી ગયો કે પકડનાર પૂરતો સાવચેત છે. વળી અગાઉ તેણે પોતાની ઝડપનો પણ પરચો બતાવેલો છે. એટલે આ વખતે તેણે વ્યૂહ બદલ્યો, અને થાપ આપવાનો કશો જ પ્રયત્ન કરવાને બદલે ઝપાટાબંધ એક દિશા પકડી લીધી અને ઝડપથી એક બેઠેલા ભિલ્લુના મોં પાસેથી મધ્યપાટી ઓળંગી. પકડનારે પણ પૂરી ઝડપ સાથે તેનો પીછો પકડયો. રમનાર બારીમાં પેઠો (મધ્યપાટી ઓળંગી), એટલે હવે ખો આપ્યા વિના છૂટકો નથી. પણ પેલો જ્યાંથી અંદર પેઠો ત્યાં બેઠેલા ભિલ્લુનું મોં પોતાની તરફ છે, અને ખો તો પીઠેથી જ અપાય, એટલે લાચારી ... તે આગળ વધ્યો અને પછીના-ત્રીજા ભિલ્લુને ખો આપી.

... લેનાર ફરી પેલાની પાછળ પડયો. પેલાએ એ જ તરકીબથી ... બારી પકડી, પેલાએ ફરી ખો આપી. રમનાર હવે દોડતો જ ... છે,—પણ એક નવી જ પ્રયુક્તિ અજમાવતો: કે પોતાની પાસે ... ભિલ્લુનું મોં પેલા પકડવા દોડતા ભિલ્લુની તરફ જ રહે એમ ... સર્પાકૃતિએ તે હવે બારી પકડતો જાય છે, પણ આની સામે પકડ... પણ પ્રયુક્તિ અજમાવી તો તેગણે ઉપરાઉપરી ખો જ આપવા ... ખો, ખો, ખો, ખો સિવાય મેદાન પર હવે કાંઈ જ સંભળાતુ નથી (વચ્ચે વચ્ચે 'ભૂલ' એવા પંચના અવાજ આવ્યા કરે છે.) ચીલઝડપે એક બેસે છે ને બીજો ઊઠે છે અને રમનારની પાછળ પડે છે. પણ રમનાર સર્પાકૃતિ દોડમાં એટલી ઝડપથી આગળ વધે છે કે પાંચ જ સેકંડમાં તે એક બાજુના ખૂંટ પાસે આવી પહોંચે છે.

હવે જરા ધ્યાન રાખીને ઝીણી નજરથી ખૂંટ અને ખૂંટ પર પડતા હાથ જોયા કરજો. રમનારે હાથ લંબાવી ખૂંટ પકડયો, તેનો ટેકો લઈ ઝૂક્યો, વળાંક લીધો, અને ખૂંટની અર્ધી પ્રદક્ષિણા પૂરી કરી. આ દરમિયાન તો, તેની પાછળ જે સાત જ ફૂટના અંતરે હતો તે પકડનાર હવે તેગની લગોલગ આવી ગયો! તરત તેણે જોયું કે રમનારનો હાથ ખૂંટ પર છે, એટલે તેણે ફલાંગ ભરી હાથ લંબાવ્યા અને ખૂંટ પરના રમનારના હાથ પર પોતાના હાથ ભીડવા ઝાપટ નાખ્યું! પરંતુ રમનાર પણ પાકો ગણતરીબાજ હતો. તેણે કરોળ... ... થી આવતા પકડનારના હાથ જોયા, ને તે ખૂંટ પર પડે ન પડે ... રમનારે ગણ્યાં તો પોતાનો હાથ ખેંચી લીધો પકડનારે રમનારના છટ... એટલે હાથ લે લેયા. અરે, એક ઇંચ, ત્રણ ઇંચ, છ ઇંચ! શું નાસી જશે! ... મારનારે રીતે હવે છેલ્લો પ્રયત્ન કર્યો. ઊંધો પડીને ખૂંટ પર ભીડાએલા પોતાના હાથ પર જોરથી ટેકો લઈ તેણે પોતાનું આખું શરીર ખૂંટ પાસે થઈ મધ્યપાટીની ઉપર હવામાં લંબાવ્યું, એક હાથ છોડયો, લંબાવ્યો ને પેલા દૂર છટકતા હાથને ઝડપવા પોતાની બધી તાકાત સાથે એ હાથ ફેંકયો. પણ પેલા રમનારે ભૂતકાળમાં આવા પ્રસંગોનો ય સામનો કરેલો હતો; એટલે તેણે પોતાનું આખું શરીર મધ્યપાટી અને ખૂંટથી દૂર ખેંચ્યું,—ખેંચ્યું શું ફેંક્યું, ને ફરી દોડ શરૂ કરી. હાથની રમત ફરીથી પગની રમત બની.

ફરી પાછી સર્પાકૃતિ રમત શરૂ થઈ. જુઓ તો ખરા! ચાર પગ કેવા દોડયા જાય છે! બે પગ હરણની ગાફક એકસરખા હલથી અને પવનના વેગથી એકધારી દોડ લગાવી રહ્યા છે. ને તેની પાછળ બીજા બે પગ સખત વેગ લે છે તરત અટકે છે અને ત્રીજા બે પગ તેનું કામ શરૂ કરે છે. આમ એ દોડતા પગ, લંબાતા અને વીંઝાતા હાથ, 'ખો' 'ખો'ની બૂમો, એ બધાં પર સતત નજર રાખતી બધા ભિલ્લુઓની આંખો, સતત સતેજ ને ક્રિયાશીલ રહેતા જ્ઞાનતંતુઓ, અને એ બધાને દોરતી તેમની પાછળની યોજના: આ બધાંનો સરવાળો તો કરી જુઓ. ને તે બધાંને માટે કેટલી શક્તિની જરૂર પડતી હશે તેનો અંદાજ લગાવી જુઓ: માત્ર અંદાજ જ. એક પાછી ટુકડી પકડવા બેઠી હોય ત્યારે પહેલી કક્ષાના ખેલાડીને—શક્તિનો ને ઝડપનો ખજાનો ગણાતા ખેલાડીને, એક મિનિટ સવા મિનિટ કે દોઢ મિનિટ રમતાં તો ભોં ભારે થઇ પડે છે. ને કદાચ એ બે મિનિટ સુધી રમી ગયો તો, પકડાયા પછી તેના માનમાં પડતી તાળીઓનો ગડગડાટ પણ તેના કાને પહોંચી શકતો નથી; કારણ કે તે તો એ વખતે ધૂળમાં આળોટતો અર્ધ બેભાન અવસ્થામાં તેની છાતીની ધમણ ધમધમાટ ઊંચીનીચી કરતો પડયો હોય છે. આ પરથી આ રમતમાં વપરાતી શક્તિ, ઝડપ ને ચતુરાઇના મૂલ્યનો ખ્યાલ આવશે.

પણ છતાં આ રમતનું સાચું મૂલ્ય આંકવા માટે તો હજી પણ થોડો વિચાર કરવાની જરૂર છે. નવ જણનો સહકાર જુઓ. એક જણ પોતાનું કામ બીજાને સોંપે. બીજો એ કામને આગળ વધારે: એવી લગાતાર એકતાનતાથી કે બંને ભિલ્લુ જુદાજુદા માણસ નહિ પણ એક જ વ્યક્તિનાં જાણે બે અંગ હોય તેમ એ કાર્ય કરે. એકનું આદર્યું બીજો પૂરું કરે તેની તાલીમ આપતી આ રમત એક બીજી તાલીમને પણ અવકાશ આપે છે, ને તે એ કે આરામ તો શું પણ જરા શિથિલ પણ પડયા વિના શક્તિના છેલ્લા ટીપા સુધી કાર્યમાં લાગ્યા રહેવાની આદત.

શિક્ષકો આ ગુણોની તાલીમ આપે, ખેલાડીઓ આ રમત દ્વારા પોતાનો ઉત્તમોત્તમ કસબ ખિલાવે, અને જગના મોંઉેથી જનતા આપણી આ પોતીકી રમતને ગૌરવભર્યું સ્થાન આપે, એ દિવસો સ્વતંત્ર ભારતમાં બહુ દૂર નહિ હોય એવી આશા છે.





ડાબી બાજુ: 'ભારતીય શિલ્પ'–મધુકર પટેલ; (બીજું ઇનામ) જમણી બાજુ ઉપરનું: 'સાગર તટે'–જગતકુમાર પારેખ (ત્રીજું ઇનામ); નીચે: 'વરાળયંત્ર' કુ. ભગવતીબેન પટેલ (નોંધપાત્ર).

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: મોકૂફ; બીજું ઇનામ: 'ભારતીય શિલ્પ'–મધુકર મગનભાઈ પટેલ (વસો); ત્રીજું ઇનામ: 'સાગર તટે'–જગતકુમાર પારેખ(અમદાવાદ); નોંધપાત્ર: 'ઊગતો ભાનુ'–ગોકુલદાસ વિસનજી (કલીકટ); 'વરાળયંત્ર'–કુ૦ ભગવતીબેન પટેલ, પોરબંદર; 'શાહે આલમ'–જગતકુમાર પારેખ, અમદાવાદ.

આ વખતની હરીફાઇનાં ચિત્રોમાં વિષયની વિવિધતા સાથે ગુણવત્તા પણ છે. બીજું ઇનામ મેળવનાર ભાઈ મધુકરના 'ભારતીય શિલ્પ'માં મુસ્લિમ યુગની સ્થાપત્ય કલાનો નમૂનો અંકિત થયો છે. મસ્જિદના શોભનમંડિત ગોખનું બારીક કોતરકામ એમાં સ્પષ્ટરીતે બહાર તરી આવે છે. આ જ ઢબના અગાઉ પ્રકટ થએલા ફોટોચિત્ર-ની જેમ આમાં પણ ગોખમાં હેતુપુરઃસર બેસાડેલા બુઝર્ગ મુસ્લિમ પાત્રથી વાતાવરણ સુસંગત બને છે. પ્રકાશની પસંદગી, એકસ્પોઝર અને ટેકનીક સારાં છે. પણ સ્થાપત્યનાં ચિત્રોમાં જે ન આવવા દેવાની ખાસ કાળજી રાખવાની તે મકાનની ત્રાંસી બની જતી રેખાઓની ક્ષતિ આમાં પણ આવી છે અને મથાળાની થાંભલીઓ ઢળી પડતી જણાય છે.

ત્રીજું ઇનામ મેળવનાર ભાઈ જગતકુમારના 'સાગર તટે'ના ચિત્રનું સંયોજન વિશિષ્ટ છે. ચિત્રના લગભગ ચોથા ભાગમાં જીવંત સૃષ્ટિ આવી જઇને બાકીના ખાલી રહેતા પોણા ભાગથી વિશાળતા દાખવી છે, પણ તેમાં અંકિત થએલા ગાડીના ચીલાના નિશાન વડે એ વિશાળતાની એકતાનતાને સુરમ્યરીતે ભાંગીને સુંદર સંયોજન રચ્યું છે. એ ચીલે ચીલે દૃષ્ટિ નીચેથી ઊંડાઈ ઉપરના સમસ્ત ચિત્રમાં ફરી વળે છે. જોકે ક્ષિતિજરેખાનો કાળો પટ્ટો ને માનવમેદની મળીને ચિત્રને વધુ પડતુ માથાભારે બનાવે છે. ચિત્રની ટેકનિક 'એચિંગ' ચિત્રો જેવી આકર્ષક છે.

નોંધપાત્ર ચિત્ર 'ઊગતો ભાનુ'માં તેજોમય પ્રભાતના રંગભર્યાં શાન્ત વાતાવરણમાં, જલમાર્ગે સરતી હોડીનો વિષય કાવ્યમય છે. સંયોજન પણ સારું છે, પરંતુ ટેકનીક મોળી છે. ભાઈ જગતકુમારનું ચિત્ર 'શાહે આલમ' ઐતિહાસિક સ્થળની 'રેકર્ડ ફોટોગ્રાફી'નો ઠીક નમૂનો ગણાય. પણ આવાં મહત્ત્વનાં સ્થળોની ફોટોગ્રાફીમાં દૃષ્ટિ-કોણનું નાવિન્ય લાવીને એ જાણીતા સ્થાનને વધુ રસપ્રદ બનાવવું જોઇએ. ટેકનીક સારી છે. કુ૦ ભગવતીબેનના ચિત્ર 'વરાળયંત્ર'માં વરાળ કાઢતા એન્જિનના નીચલા ભાગનું ચિત્ર એકસ્પોઝરની દૃષ્ટિએ સારું છે, પણ તેમાં નવીનતા નથી.

**શ્રીદામ ભટ્ટ**

## નવાં પુસ્તકો

### સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના પ્રકાશનો

**દેશ અને કાળ**: પ્રો. આઇન્સ્ટાઈનના સાપેક્ષવાદ અને વેદાંતના વિવર્તવાદનો સમન્વય ગુજરાતીમાં સમજાવતું પુસ્તક, લેખક: સ્વામી માધવતીર્થ. ૪-૦-૦; **પાકશાસ્ત્ર**: સરળ ભાષામાં આપણી વાનગીઓ બનાવવાની રીતો સમજાવતા એ નાનકડા પણ ઉપયોગી પુસ્તકની બીજી આવૃત્તિ. લેખિકા: ગજરાબેન મણિભાઈ દેસાઈ. ૧-૮-૦; **મહાવીર** ત્રિશલાનંદનનું સરળ ભાષામાં લખાએલું જીવન-ચરિત્ર, લેખક: રતિલાલ મફાભાઇ શાહ. ૦-૬-૦; **ગોસ્વામી તુલસીદાસના** જીવન ને કવનની પુસ્તિકા. લેખક: ભિક્ષુ અખંડાનંદ. ૦-૬-૦; **બાળકોના આચાર**: બોધ સાથે ગમ્મત આપતા બાલ-ગીતોનો નાનકડો સંગ્રહ, લેખક: સોમાભાઇ ભાવસાર, ૦-૩-૦. **આરોગ્યની કૂંચીઓ**: પથ્યાપથ્યની પરેજ વિષે કવિ વિશ્વનાથ કૃત 'પથ્યાપથ્યમ્'નો સરળ સમજૂતી સાથેનો અનુવાદ; કરનાર: વિજયશંકર ધ મુનશી, ૨-૮-૦; **બૂકર ટી. વૉશિંગ્ટનની** આત્મ-કથા; અનુવાદક: પ્રફુલ્લ પ્રા. ઠાકોર, ૧-૮-૦; **વિશ્વામિત્ર ને હરિ-શ્ચંદ્રના** પ્રેરક ને બોધક પ્રસંગો, લે. રામનારાયણ ના. પાઠક, ૦-૪-૦.

# પચ્ચીસ વર્ષ પહેલાં






## અંક ૧૬ · ચૈત્ર ૧૯૮૧ (એપ્રિલ) ૧૯૨૫

ગુજરાતના એક પ્રબળ પ્રકૃતિના તંત્રીને અમે (એ વખતે) પૂછેલું કે તમે કેવા પ્રકારના જુવાનની અપેક્ષા રાખો છો? એના જવાબમાં એમણે કરેલી જુવાનની વ્યાખ્યા સદા કાળને માટે સાચી હોઇ, આજથી ૨૫ વરસ પરના 'કુમાર'ના (૧૬મા) અંકની 'મિજલસ'માંથી અત્રે ઉતારીએ :

'મારે એવો જુવાન જોઇએ, જે દિવસ ઊગતાં છલંગ મારી આ કાળ સમી દુનિયાની સામે ધસે; ગમે તેવા કામથી કદી પાછો હઠે નહિ; પોતાના કામ પર કોઈની દેખરેખ હોય કે ન હોય, પણ સો યે સો ટકા તન તોડીને મહેનત કરે; નિરાશા અને નાસિપાસીને વખતે બેફિકર બની આનંદની સિસોટી બજાવતો કૂચ કરે; પૈસા કે વિલાસની લાલચોમાં લપટી માલિકને નુકસાન ન કરે, છતાં માલિકના પ્રપંચોને વશ પણ થાય નહિ; અસત્ય, અનીતિ કે અન્યાયની સામે ગમે તે જોખમે છાતી ફુલાવી અડગ ઊભો રહે; દુનિયાની ખોટી રૂઢિ અને મૂર્ખ કાયદાઓને ગમે તે પળે હીમતપૂર્વક તરછોડી પોતાના અંતરાત્માના અવાજ અને પ્રેરણા પ્રમાણે જીવનરચના કરે; પોતે આપેલા ભોગની કે ત્યાગની બડાશો ન મારતાં સંયમપૂર્વક પોતાના કામ પાછળ દરેક કદમ કુચો જ જાય; દેશની માનહાનિ જરાપણ સહન ન કરે; દુષ્ટ દુનિયાને લેશમાત્ર નમતું ન આપે; પોતાના આયુષ્યની ખોટી વાણિયાશાઇ ગણતરી કરી સાહસ ને શૌર્યને ગૂંગળાવી ન નાખે; રાત ને દહાડો વિચારમાં ને વર્તનમાં નિશ્ચલતાથી ઉત્સાહભેર આગળ ને આગળ ધપતો રહે ને દુનિયાને પડકાર દે.'

નિઝામશાહી, આદિલશાહી અને મુઘલશાહી જેવી ત્રણત્રણ સત્તાઓ સામે ટક્કર ઝીલી મહાન મરાઠી રાજ્યનો પાયો નાખનાર શિવાજી મહારાજની જન્મજયંતી હોવા નિમિત્તે અમે એ અંકમાં એમના આછી જીવનરેખા આંકતા ચરિત્રપ્રસંગો આપેલા. એની પહેલી જ કંડિકામાં એમનો જે કુલપરિચય આપેલો તે કદાચ ઘણાની જાણમાં નહિ હોય એમ સમજી ઉતારીએ :

'મેવાડના સિસોદિયા મહારાણા દેવરાજજી મુસલમાન બાદશાહોના ત્રાસથી કંટાળીને દક્ષિણમાં આવ્યા. ત્યાં પણ મુસલમાનોની બીકે પોતાનું નામ ભોંસાવંત ભોંસલે રાખ્યું. એમની દસમી પેઢીએ ઈ.સ. ૧૫૩૩માં બાબાજી નામનો પુત્ર થયો. બાબાજી ભોંસલેને બે દીકરા : માલોજી અને વીઠોજી. એમાંના માલોજી તે શિવાજી મહારાજના દાદા થાય.

માલોજી પ્રથમ સીંદખેડના દેશમુખ લુકજી જાધવરાવને ત્યાં પાંચ હોન (એ વેળાનો સિક્કો)ના પગારથી સાધારણ સિપાઇ તરીકે નોકર રહ્યા. તેની ભલામણથી માલોજીને મુર્તજા નિઝામની નોકરી મળી. માલોજીના પુત્ર શાહજી અને જાધવરાવની પુત્રી જીજાબાઈ એ બંને નાનાં હતાં ત્યારથી જ એ બેને પરણાવવાનું વાગ્દાન માલોજી અને જાધવરાવે દીધેલું.'

આટલા ઉઘાડ પછી એ શાહજી ને જીજાબાઇના પુત્ર શિવાજીના જન્મની કથા શરૂ થએલી.

'એમ કેમ?' એ મથાળા નીચે કુતૂહલભરી વસ્તુઓના વૈજ્ઞાનિક ખુલાસા આજે જેમ અમે અવારનવાર પ્રકટ કરીએ છીએ તેમ શરૂથી જ કરતા આવેલા. એમાં 'બરફ પાણીમાં કેમ તરે છે?' એ વિષયનો કાકાસાહેબ કાલેલકરે આપેલો ખુલાસો વૈજ્ઞાનિક ઉપરાંત બીજું પણ એક નવું દૃષ્ટિબિંદુ રજૂ કરતો હોઈ ઉતારીએ :

'ચૂલા પર રાખેલા વાસણમાં ઉપરનું પાણી વધારે ગરમ હોય છે, જોકે દેવતા તો નીચેના ભાગને વધારે લાગે છે! એનું કારણ એ છે કે પાણી જેમજેમ ઠંડું થાય તેમતેમ વજનમાં ભારે થાય છે અને નીચે બેસી જાય છે. બીજી પ્રવાહી વસ્તુઓનું પણ એમ જ થાય છે. પણ પાણીમાં એક બાબતનો અપવાદ છે. પાણી ચાર અંશ સેન્ટીમેટ ઠંડું થાય ત્યાં સુધી જ ભારે થતું જાય છે; પણ પછી એકાએક તે પોતાનો સ્વભાવ બદલી, જેમ ઠંડું થતું જાય તેમ ફૂલતું જાય છે અને છેવટે બરફનું રૂપ પકડીને સાવ હલકું થઈ જાય છે. માત્ર પાણીની બાબતમાં જ આમ કેમ થતું હશે? કારણ કે કુદરતમાં દયા છે

એકાદ હોજ, તળાવ, નદી કે સમુદ્ર પર જ્યારે ભારે ઠંડો પવન વાય છે ત્યારે ઉપરનું પાણી ઠરી જઇ તેનો બરફ થાય છે. હવે આ બરફ જો પાણી કરતાં ભારે હોત તો એ બરફનું આખું પડ બની તે ધીમેધીમે નીચે જાત, અને પછી પાણીમાં રહેની માછલીઓ, કાચબા, કરચલા, મગર, પાણ-ઘોડા વગેરે કુદરતના બાળકો ચગદાઇને મરી જાત. કુદરત માતા એ કેમ સહન કરે? એટલે એણે ફક્ત પાણીની બાબતમાં અપવાદ કરી તેનો સ્વભાવ ફેરવી નાખ્યો. શ્રીકૃષ્ણ ભગવાન પોતાની પ્રતિજ્ઞા તોડે, પણ ભીષ્મને હાથે અર્જુનને મરવા ન દે. તે જ પ્રમાણે પ્રકૃતિ માતા પોતાના સાર્વભૌમ નિયમમાં અપવાદ ખમે, પણ બાળકોનો સંહાર ન થવા દે.'

ગુજરાતના કેવળ કિશોર-સાહિત્યમાં જ નહિ, પણ સમગ્ર આત્મચરિત્ર સાહિત્યમાં પોતાની લાક્ષણિક, પ્રસાદયુક્ત અને અભિનવ રસઝરતી શૈલીને કારણે ચિરંજીવ પદ પ્રાપ્ત કરી ચૂકેલી, કાકાસાહેબ કાલેલકરના કિશોરકાળનાં સંસ્મરણોની માળા 'સ્મરણયાત્રા' એમણે સૌ પ્રથમ ગાંધીજીના સત્યાગ્રહાશ્રમની શાળાના વિદ્યાર્થીઓના હસ્તલિખિત 'મધપૂડા'માં, 'કાકા થયા પહેલાં' એ નામથી લખેલી. તે એ જ મથાળા સાથે આ અંકથી 'કુમાર'માં પ્રકટ થવા માંડી. તેણે એવું તો અજબ આકર્ષણ કરેલું અને વર્ષો સુધી અસંખ્ય વાચકોને એણે રસતરબોળ રાખેલાં. એ પુસ્તકાકારે પ્રકટ થઈ ચૂકી હોવાથી એનો અત્રે માત્ર ઉલ્લેખ જ પૂરતો માનીએ છીએ.

શિવાજી મહારાજના ચરિત્ર સાથે એમના પ્રબલ કીર્તિદંડ સમા સિંહગઢનો પરિચય ન હોય તો અંક ઊણો લાગે આ અંકમાં આપેલા એ કિલ્લાના પરિચયમાંથી માત્ર સારભાગ :

'સહ્યાદ્રિગિરિમાળાનાં અનેક ઊંચા શિખરો પૈકી જે શિખર પર સિંહગઢ આવેલો છે તે સમુદ્રની સપાટીથી ૪૫૦૦ ફીટ અને તળેટીથી ૨૫૦૦ ફીટ ઊંચું છે. નીચે ઊભા રહીને પહાડને જોઇએ તો પોણા ભાગથી વધારે ઉપર સુધી ત્રાંસી દીવાલની માફક પહાડની કરાડો

ઢીલી રહેલી છે, અને એ કરાડો ઉપર માણસે બાંધેલી કાળમીંઢ પથ્થરની પણ હવે જીર્ણ થઈ ગએલી ગઢની દીવાલ આવેલી છે. તે કાગમાં કમ એ હાથ તો ખડી છે જ; ક્યાંક ક્યાંક એથી પણ વધુ.

ગઢનો ઘેરાવો ત્રણથી ચાર માઇલનો હશે. ગઢમાં બે દરવાજા છે: દક્ષિણે કલ્યાણ દરવાજો અને ઉત્તરે પૂના દરવાજો. દરેક દરવાજા પાસે મજબૂત ભયંકર બુરજો આવ્યા છે. આવા બુરજો ગઢમાં ઠેક-ઠેકાણે આવેલા છે. દરેક ખૂણામાં તો એક એક છે જ. ગઢ ઉપર ચડ્યા પછી આપણું લક્ષ તેમાં આવેલા કુંડ તરફ બહુ ખેંચાય છે. ગઢ ઉપર પચાસ પોણોસોથી પણ વધારે કુંડો આવેલા છે. પણ તે પૈકી ફક્ત આઠ દસ કુંડમાં જ સ્વચ્છ પાણી છે. એમાં પણ 'દેવકુંડ' સૌથી ઉત્તમ છે. એ કુંડમાં જાણે સદા યે સાકર અને બરફનો વાસ હોય એવું લાગે છે! પાણી પણ એટલું નિર્મળ છે કે નીચે અણોહી પડી હોય તોપણ તે દેખાઈ આવે.

ગઢ ઉપર આવવાનો મુખ્ય રસ્તો પૂના તરફનો છે. પહાડની તળેટી સુધી ધોરી રસ્તો આવે છે, પણ ઉપર આવવા સારુ એક કરાડ ઉપર અજગરના આકારનો પાંચેક ફૂટ પહોળો વાંકોચૂંકો રસ્તો છે. તે ઉપર ખુરસી સિવાય બીજી કોઈ પણ જાતનું વાહન નથી આવી શકતું. શેઠિયાઓ અને દરદીઓ ખુરશી પર બેસી ગઢ ઉપર આવે છે. ગઢ ઉપર ચડતાં સામાન્ય ચાલે સવા કે દોઢ કલાક લાગે છે. આ ગઢને પહેલાં કોંડાણા કહેવામાં આવતો, પણ ગઢ તાબે કરવામાં પોતાના સિંહ સમા શૂરવીર સરદાર તાનાજીના પડવાથી શિવાજીએ એનું નામ સિંહગઢ પાડ્યું. એની વાત તો જાણીતી છે.

શિવાજીના હાથમાં ગઢ આવ્યા પછી ઓગણીસમા સૈકામાં તે અંગ્રેજોએ બાજીરાવ પાસેથી લીધો. તેમને ગઢમાંથી પૂનાનો અખૂટ દ્રવ્યભંડાર મળી આવ્યો. ત્યાર પછી પચાસ-સાઠ વર્ષ સુધી એ અંગ્રેજોનું હવા ખાવાનું ઠેકાણું હતું; પણ મહાબળેશ્વરની શોધ થયા બાદ તેમણે આ જગ્યા છોડી દીધી. અહીંનાં હવાપાણી દરદીઓને માટે બહુ સારાં ગણાય છે. દેવકુંડનું પાણી તો વળી બહુ જ પાચક લેખાય છે. આ ગઢ ક્યારે બંધાયો એનો પત્તો નથી લાગતો. એક દંતકથા એવી છે કે કૌંડિન્ય ઋષિએ આ ગઢ બાંધ્યો, તેથી તેનું નામ કોંડાણા પડ્યું. ગમે તેમ હો, પણ આ ગઢ એક હજાર વર્ષથી યે જૂનો હશે એમ લાગે છે

જૂનાં કાવ્યોનો પરિચય આપતા વિભાગ 'ફૂલવાડી'માં આ અંકમાં લીધેલા કવિ ગોવિંદરામના જૂના બોધક 'ચંદ્રાવળા'ની વાનગી :

'ગોવિંદરામ જૂનાગઢ પાસેના માણાવદર ગામના વતની બ્રાહ્મણ હતા. એ સંવત ૧૮૩૭થી ૧૮૯૦ દરમિયાન થઈ ગયા. એમણે ચંદ્રાવળા છંદમાં લખેલા ઉપદેશ કાઠિયાવાડમાં જાણીતા છે. કવિ દલપતરામે એનો સંગ્રહ કરેલો. એમના લખાણમાં કુદરતી આવેગ ને ભાષાનું સચોટપણું ખૂબ છે. જુઓ:

બાપનો ચીલો

કેનોક બાપ હતો એક કાણો, તેની ફૂટલ આંખ,
તેનો પુત્ર મળ્યો દેખતો, તેને કહે ફોડી નાખ
તેને કહે શું ફોડી નાંખ્ય ને આંખ્ય,
ને તારા બાપનો ચીલો રાખ્ય;
કહે ગોવિંદરામ હરિનું નામ વખાણો.
કેનોક બાપ હતો એક કાણો.

પાણીનું તુંબડું

તુંબડું પાણીમાં બોળીએ હાડું તે બાહેર નીસરે આપ,
ખૂણે કામ કરે જે ખોટાં, તે પ્રગટ થાયે પાપ;
પ્રગટ થાયે પાપ તે કેવું,
ખરે ચડીને આરસા જેવું;
કહે ગોવિંદરામ એવું કામ છે ભૂંડું,
જેમ તુંબડું પાણીમાં બોળીએ હાડું.

આપવિકાસ માટે (ખાસ કરીને વિદ્યાર્થીઓમાં) ગુજરાતમાં હસ્તલિખિત માસિકો નીકળવા માંડ્યાને અંદાજે કેટલાં વર્ષ થયાં હશે? કદાચ અરધી સદી (૩૩ વરસ જૂનો અનુભવ તો આ લખનારનો છે.) આજથી ૨૫ વરસ પરની એ પ્રવૃત્તિની ઝાંખી આપતો એક રસમય લેખ આ જ અંકમાં આવે છે, એનો માત્ર ઉલ્લેખ જ બસ થશે. એવી જ એક નાની ઐતિહાસિક બીના આ અંક સાથે સંકળાએલી છે. ફોટોગ્રાફીની કળામાં આગળપડતું કામ કરવા માટે, ગુજરાત કે ભારતમાં જ નહિ, પણ દેશપરદેશમાં ખ્યાતિ પામેલા અમદાવાદના 'નિહારિકા' મંડળના બીજ રૂપ 'કુમાર કૅમેરા ક્લબ'ની શરૂઆત આ માસથી થયાનું એક નાનકડું વિજ્ઞાપન આ અંકમાં છે.

અને છેલ્લે 'માધુકરી'માં આપેલો એક હૃદયસ્પર્શી પ્રસંગ :

ન્યૂ યૉર્કની એક બાઈએ એક ઝવેરીને ત્યાંથી ખોટાં મોતીની માળા ખરીદી હતી. તે તૂટી જતાં ફરી એ ઝવેરી પાસે જઈને સમરાવણનું દામ પૂછ્યું. ઝવેરીએ તે તપાસીને કહ્યું કે આમાં એક મોતી ખૂટે છે તે ઉમેરીને પાછી બાંધી દેવાના ૩૦૦ પાઉન્ડ થશે. બાઈ તો ચમકી : '૩૦૦ પાઉન્ડ! મેં અહીંથી જ આ ત્રણ પાઉન્ડે ખરીદેલી.'

ઝવેરીએ કહ્યું, 'આનાં મોતી ખોટાં નહિ પણ ખરાં છે. ને તમને તે ભૂલથી અપાઈ ગઈ છે. એ આપનાર માણસને અમે નોકરીમાંથી રજા પણ આપી છે. આ માળાની મૂળ કિંમત દસ હજાર પાઉન્ડની છે, પણ અમે તમને તે ભૂલથી વેચી દીધી એટલે એ તમારી છે.'

બાઈએ જવાબ દીધો: 'ત્યારે તો એ માળા ખરીરીતે મારી ન કહેવાય. હવે મારું એક વચન માનો. હું તમને એ માળા પાછી આપું છું, પણ તમે પેલા વેચનાર માણસની ભૂલ માફ કરો અને તેને પાછો નોકરીમાં રાખો.'

ઝવેરીએ માળા રાખી લીધી. પેલા ગરીબ માણસને પાછો રાખ્યો ને આ સાથે જ બાઈની ભલાઈ જોઈ તેને હીરાનું એક લૉકેટ ભેટ મોકલ્યું.

અને એને જ અનુરૂપ આ અંકની 'મિજલસ'માં આપેલું એક સૂત્ર:

'જીવ્યા કરતાં જોયું ભલું; બોલ્યા કરતાં પાળ્યું ભલું; ખાધા કરતાં આપ્યું ભલું.'

## નવજીવન પ્રકાશન મંદિરનાં નવાં પુસ્તકો

**જીવન દૃષ્ટિ :** વિનોબા ભાવેના લેખો અને ભાષણોના અનુવાદનો સંગ્રહ. અનુવાદક : પાંડુરંગ ગણેશ દેશપાંડે ૧-૧૨-૦; **મારી જીવનકથા :** રાજેન્દ્રબાબુની આત્મકથાનો અનુવાદ, કરનાર પ્રભુદાસ છગનલાલ ગાંધી, ૮-૦-૦; **ધર્માત્મા ગોખલે** પોતાના રાજકીય ગુરુ ગોખલેજી વિષેના ગાંધીજીનાં લખાણોના સંગ્રહની પુસ્તિકા, ૦-૯-૦ **આશ્રમ ભજનાવલી :** નવી આવૃત્તિ, ૦-૧૦-૦. **ધર્મમંથન :** ગાંધીજીના ધાર્મિક વિષયક લેખ-સંગ્રહની બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ. ૨-૦-૦; **આશ્રમની બહેનોને** રેંટિયો બાપુએ લખેલા પત્રો; સંપાદક : કાકા કાલેલકર ૧-૦-૦; **કેળવણી વિવેક :** કિ. ધ. મશરૂવાળાના કેળવણી વિષેના લેખો. ૧-૪-૦; **ગાંધીજીની સંક્ષિપ્ત આત્મકથા :** સંક્ષેપકાર : મથુરાદાસ ત્રિકમજી. ૧-૦-૦; **સુખમની :** શ્રી ગુરુ અર્જુનદેવકૃત શાંત ભક્તિ-રસ-પ્રધાન કાવ્યનો, તેમના ચરિત્ર, તથા પુરવણી સાથેના અનુવાદની બીજી આવૃત્તિ; અનુવાદક : રામનારાયણ પ્રભુદાસ દેસાઈ. પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ—અમદાવાદ ૨-૦-૦.

**બાંધગઠરિયાં** (અનુ.પૃ. ૧૨૨થી ચાલુ) જ કહી દીધું. હેડમાસ્તર તો ટૂંટિયું વાળી બેસી જ રહ્યા હતા. આખરે હીરાલાલે વચ્ચે પડી બાધરને શાંત પાડવા માંડ્યો, એટલે એણે હીરાલાલને પણ થોડી સંભળાવી! એવામાં એક માસ્તરે અક્કલ વાપરી સાંજનો ઘંટ વગડાવી દીધો અને નિશાળ ઊઠી! ઘેર આવી બાધરે બધી વાત બાને કહી.

બીજે દિવસે વડા મહેતાજી બાધર સામે ફરિયાદનામું ઘડી રહ્યા હતા. એ ત્રણ બદામનો નોકર, પોતાને તતડાવી ગાળો દઈ જાય? એને નોકરી પરથી કાઢવો જોઇએ. એને સજા થવી જ જોઇએ. ફરફરિયું ચીમનલાલ પર મોકલવું કે ફોરમેન પર, એની ભાંજગડ ચાલતી હતી, એવામાં મારા બાપુજી દાખલ થયા. બાએ નીકળતાં કહેલું કે બહુ નહિ લડતા, નહિ તો નિશાળે નહિ બેસવા દે. એમના નીકળ્યા પછી એણે ડાહ્યાકાકાને પણ પાછળથી મોકલ્યા; તે પણ તરત જ આવી પહોંચ્યા. ધૂળિયા માસ્તરે બાધર સામે ફરિયાદ કરી, પણ કોઇએ સાંભળી જ નહિ. ડાહ્યાકાકાએ મીઠી જીભે ઊના ડામ દેવા શરૂ કર્યા. મારા બાપુજીનો તો પિત્તો જ ગએલો. ઠીક ઠીક જેવું ધાંધલ થયું. એટલામાં ઝવેરના બાપ ને ચુનીભાઈ વકીલ પણ આવી ચડ્યા, એટલે તો મહેતાજીના રામ જ રમી ગયા. નરમઘેંશ જેવા થઇને એણે માફીનો ધોરી માર્ગ ગ્રહણ કર્યો.

ત્યારથી જ નિશાળ, માસ્તર અને દાખલા, એ ત્રણેને માટે ઈકોતેર પેઢીનું વેર મારા હાડેહાડમાં વ્યાપી અને થીજી રહ્યું.

**સ**રસ સફેદ ઘોડો તો ફતેહસિંહરાવનો. ફાટક પાસે આવીને થનગનતો મેં એને ઘણી વાર જોયો હતો. પણ એવા જ બે સુંદર સફેદ ઘોડાની બગી જોઇને તો હું ખુશ થઈ ગયો. રોનકદાર ફાનસો, ફુમતેદાર ઘોડા, ફેંટદાર હાંકનારા, પટેદાર પાછળ ઊભા રહેનારા, એની ભભકાદાર બગીમાં અમારી સવારી ઊપડી! મોટર તો હજી સ્વપ્નામાં પણ નહોતી આવી. કહે છે કે પહેલી મોટરગાડી ૧૯૦૩-૪માં મુંબાઇમાં શેઠ મંગળદાસે ખરીદેલી. એટલે આ સદીના પહેલા દાયકાની એ શરૂઆતમાં વડોદરામાં તો મોટરકાર ક્યાંથી હોય?

અન્નાસાહેબના કુટુંબને તેડવા દરબારી બગી વહેલી બપોરથી આવી હતી. મેનાબાઈની ઇચ્છાથી અને વડિલ અન્નાસાહેબની કૃપાથી મને અને મારી બાને બગીમાં સાથે લીધાં હતાં. અમે જેટલાં બેસી શકીએ એટલાં બેઠાં હતાં. અને રૂઆબભેર બગી કાંપને રસ્તે, રેસિડેન્ટનો બંગલો વટાવી, અમારી નિશાળ પાસે થઈ, કમાટી-બાગની બાજુને રસ્તે શહેરની સડક પર સરતી, વિશ્વામિત્રી ઓળંગી ગામમાં એક મકાન આગળ ઊભી રહી. એ મકાન ક્યાં તે મને યાદ નથી. પણ બહાર પરસાળ અને જાળિયાંવાળા એ મકાનને મજલે અમને ખૂબ જ સ્વાગત કરી બેસાડવામાં આવ્યાં.

દિવસ ખુશખુશાલ હતો. લોકો લહેરમાં હતા અને ટેડા બાંકે યાર થઈ ફરતા હતા. આજે દશેરા હોઇ શ્રીમંત સરકાર (ગાયકવાડ)ની સવારી નીકળવાની હતી. વડોદરાની દશેરાની સવારી એ એટલા મુલકમાં અદ્ભુત પ્રસંગ ગણાતો. બહારગામથી થોકબંધ લોક વડોદરે આવ્યું હતું. જોતજોતામાં તો રસ્તે ઠઠ જામવા લાગી. બેત્રણ કલાક પછી સવારી આવી. એ આવતાં પહેલાં મારી કલ્પનાએ કેંકે ઘાટ ઘડી લીધા હતા. અનેક વાતો સાંભળી હતી.

કાળમીંઢ જેવા ઘોડાઓ ઉપર પૂર ભભકા અને ભારે ઠસ્સાથી બેઠેલા સવારો, હાથમાં ભાલા, ઉપર નાની વાવટી, માથે ઊંચો ઘેરો લાલ જરીવાળો ફેંટો અને કેડે તલવાર. એની પછી હતી ગોરી ટુકડી. પછી આવ્યા વાજાંવાળા, પછી લાઠી, બનેટી ને કુસ્તીવાળા, અને એમ સવારી શરૂ થઈ. લોકો પણ ગેલમાં હતા. ઘણાંએ તો પોતાના ગળામાં ગલગોટાના હાર પણ લટકાવી દીધા હતાં.

પછી તો ચાંદીની અને સોનાની તોપો ખડખડ કરતી આવી. આ તોપ! તોપનો ધડાકો મને યાદ છે અમે રોજ રાતે નવ વાગે દૂર દૂરથી તોપનો ધડાકો સાંભળતા. એ આ તોપ! પછી આવ્યા હાથી. હાથીની ઊંચાઈ વિશે, એની અક્કલ ને ખાનદાની વિશે અનેક વાતો બાધરજીએ, ડાભજીએ, લલ્લુરામે મને કહી હતી. હું તો હાથી ગણ્યા જ કરું. બે ગયા, આ ત્રીજો, આ પાંચમો...

સાવધ ન' શ્રીમંત સરકારનો હાથી આવ્યો. 'મહારાજ સયાજી-રાવ જોયા? પેલા...પેલા, પણે...ઊંચું જો, ઊંચું જો,' બા મને કહેતી હતી. ત્યાં તો મહાવતે હાથીને અમે બેઠેલા તે ઘર ભણી જરા ફેરવ્યો. હાથીએ સૂંઢ ઊંચી કરી. અમારે ત્યાંથી કોઇએ હાર આગળ ધર્યો. સૂંઢથી હાથીએ હાર મહાવતને આપ્યો. મહાવતે લઈ મહારાજને આપ્યો. મહારાજે લઈ પોતા પાસેના ઢગલામાં મૂક્યો. અને મહારાજ મલક્યા. અન્નાસાહેબે તથા આખી મંડળીએ મહારાજને ફૂલે વધાવ્યા. ટૂંક સમયમાં ઘણી વિધિ થઇ ગઈ. દક્ષિણા પણ વહેંચાઈ. અને મહારાજનો હાથી ડોલતો ઝૂલતો આગળ ચાલ્યો.

દશેરા પછી ચારપાંચ દિવસ સુધી, મેનાબાઇ અને હું ફિરકી-ઓની ગાડી, બરૂના ભાલા, લાકડાના ઘોડેસવારો લોખંડની તૂટેલી નળીઓની તોપો વગેરે એકઠી કરી અમારા બંગલાની આસપાસ સવારી કાઢતાં. હાથી મળવો મુશ્કેલ હતો. પણ ગલગોટા, મોગરા અને ગુલાબ તો જોઇએ એટલા મળી રહેતા. એટલાથી સંતોષ લેતાં અને આનંદ લૂટતાં.

**ક**વિઓએ ઋતુઓનું સૌન્દર્ય સ્થળાનુસાર વર્ણવેલું છે. વડોદરાનું ચોમાસું મને ખૂબ જ ગમતું. નેવલેથી પડતાં પાણીની ચાલતી નીકોમાં હોડીઓ બનાવી તરાવવા માટે નહિ, કે બંગલાને જોડેલા આગગાડીના ડબ્બામાં ઉપરથી પાણી ટપકતું તે સાંધવાની મજા માટે યે નહિ; પણ ત્યાંના રસ્તા ઉપર ઊભરાતી સુંદર, બેનમૂન, જીવ-સૃષ્ટિને લીધે. મેં ચેરાપુંજીનો વરસાદ જોયો છે અને હિંદુસ્તાનના મોટા ભાગનાં ચોમાસાં વેઠ્યાં છે, પણ વડોદરાના એ કાંપના સફેદ ધોરી રસ્તા ઉપર, બેત્રણ વરસાદ થયા પછી, આંગળીના નખ જેવડા કે એથી જરા નાના, ચણોઠીથી જરા મોટા. પણ ચણોઠીથી ક્યાંયે લાલચટક મખમલિયા રંગનાં અસંખ્ય નાનાં જીવથી આખો રસ્તો ઉભરાઈ જતો, એવું ક્યાંય નથી જોયું. લાલ, ઝડપબંધ ફરતી એ જીવાતને બધા ઇશ્વરની ગાય કહેતા, ને એને મારવામાં પાપ મનાતું.

ચોમાસુ નાનું પણ ફોરમ મધુરી. લીલી જાજમને પથરાતાં વાર ન લાગતી. ઝાડ પાન પ્રફુલ્લી ઊઠતાં. એમાં બહુ ગમતી, નિર્દોષ, દેખાવડી, પેલી નાની મખમલિયા ગાયો મહિનો માસ જીવતી, અને પછી એકાએક અલોપ થઈ જતી. ક્યાંથી આવી, કેમ આવી, ક્યાં રહી, શું ખાધું પીધું, ક્યાં ગઈ, કોણ જાણે! મહિનો આવતી, પણ વરસભરને માટે વડોદરાનું સોહામણું સ્વપ્ન રચી જતી.

**પ**જવાર 'કુક' કરી પછી તરત એક લાંબી વ્હિસલ સાંભળો ત્યારે જાણવું કે એ અરેરાટીની ચીસ છે: કુક્-કૂઊ.........ક! અમસ્થા એમ આગગાડીના પાટા પર જનજનાવરો અડફેટે ચડે ત્યારે એન્જિનમાંથી જે વ્હિસલ સંભળાય એનું કંઇ ધોરણ નથી. ગમે તેમ વાગે: કુક્ કુકકક; કુક કુક કુકકક કર્યા કરે અને રસ્તો કાપે. પણ સિગ્નલ ના પડ્યાં હોય અને ડ્રાઈવર બાપડો રસ્તો માગતો હોય તો વ્હિસલ જુદી. એવી એ એકધારી લાંબી ચીસ ઍક્સિડેન્ટ કે આગની નિશાની ગણાય. એવો જ કારખાનામાં એક ઘંટ પણ વગાડવામાં આવતો. એ વાગે કે સમજવું કે તાબડતોબ બધેથી, બધું યે પડતું

મેલી, બધા કલીમેનો, આગવાળા, બૉઈલરખાતું, સૌએ જમા થઈ જતું.

પણ આ તો ચાસની વ્હિસલે ન વાગી અને ઘંટ પણ ન વાગ્યો, અને કારખાનામાં બૂમ પડી ગઈ કે 'બાબુભાઈ હેંડ્યા!' મેલભઇ, લલ્લુશંગ, કાળિયો, મુસ્તફા, પીરમહમ્મદ, રણછોડિયો, રામજી, બધા જ વારાફરતી બા પાસે પહોંચી ગયા.

'પણ બા ! ઇમ એકાએકનું સ્થમ ? હજી તો ભઈ નાના છે.'

'પણ જો પાકો વચાર કીધો જ હોય તો આપણે શુકનનો બોલ બોલવો.' બીજો કહેતો.

'હા, તી યે ખરુ. મોટા થૈને તો ભૈ પાછા અહીં જ આવવાના ને?'

'એ તો કઇ જાણે. લેણાદેણીની વાત સે. રેલવઇનો પાટો, મારી હઢરીનો, બહુ લાંબો. આમ દિલ્લી હુધી પોંકે, અને આમ મૅમઈ'

ધૂળિયા માસ્તરનું શું થયું તે તો કોણ જાણે, પણ એણે ભણતરની હવા બગાડી નાખી. નિશાળનો પાયો ત્યાં બરાબર ન ચણાયો. અને ખડાખાર્ગું એવું ચાલ્યું કે ત્યાં ભણવું મુશ્કેલ થઈ પડ્યું. એક તો દોઢબે માઈલનો રસ્તો, ઉપરાંત ઘેર ભણાવવાની સગવડ નહિ,—સગવડ નહિ એટલે પૈસા નહિ, એટલે ઘેર માસ્તરજી રખાય નહિ,—ને નિશાળમાં માસ્તર પર મારા બાપુજીનો ગુસ્સો. એટલે છેલ્લી જ્યારે મારી બા સૂરત ગઈ ત્યારે નક્કી કરીને જ આવી હતી કે મને હવે સૂરત ભણવા મૂકવો. બાના મોસાળમાં બા માટે સારી લાગણી, એટલે ત્યાંથી જ આ સૂચના આવી હતી!

અને અહીં ઘરસંસાર ચલાવવો' પણ અઘરો હતો. ઘરસંસાર એટલે તો મા અને બાપ, પણ પગાર પૂરા પાંતરીશનો. પરોપકારી અને ભલા એક કપોળ ડૉક્ટર વ્હોરા અને ચીમનલાલ મુનિમ, એ બેની શિફારસથી રતલામમા પંદર રૂપિયે બાપુજીને નોકરી મળેલી: ૧૮૯૯ કે '૯૮માં. થોડો વખત વળી નાગદામાં કામ કરેલું, ને થોડો વખત ગોધરામાં. રતલામમા તો સ્ટોરકીપર હતા, પણ ગોધરામાં ... વખત બૉઈલરમાં પણ રહેલા!

એ પંદરના પચ્ચીસ થતાં એમાંથી પાંચ રૂપિયા ઘેર એમના ...પા શિવદાસ ડોસાને મોકલવા પડતા. કોઇ વાર પાંચથી વધારે ... હોય. અને વડોદરે એકની સાલમા આવ્યા પછી પાતરીસના પગારમાંથી ઘરભાડું કપાય, સૂરત રકમ મોકલાવવાની, અને ઊજળા ...ડાં પહેરવાનાં. એમા ચિરંજીવીને ભણાવવો કઇ રીતે? આ બધાંનો ... કરીને માબાપે મને સૂરત મોકલવાનું જ ઠીક ધાર્યું હશે.

બાબુભાઇ ભણવા જવાના એની આખા કારખાનામાં ખબર પડી ગઈ હતી. બધા આવ્યા તેમ મરિયમ ડોસી પણ આવીને પોતાના મુલાયમ અને મીઠા અવાજે બાને કહેવા લાગી : 'મને તો નબીએ કહ્યું ત્યારથી ચેન નથી પડતુ. મારા ઘરમાં તોફાન કરવા કોણ આવશે ? જુઓ ! સહતાબેન ! તમે છો મારાથી ઘના નાના; અને હું કંઇ સોનું રૂપું નથી આપની. યે થોડા જરદાલુ, ટોપરું અને ગોળ છે. ભાઇને રસ્તે ખાવા આપસો. મેં તો સૂરત દેખ્યું નથી, પણ બધા તારીફ ઘની કરે છ. અલ્લાની મહેરબાનીથી અહીં જ મોટા સાહેબ થઇને આવસે.' એની આંખમાંથી આંસુ નીકળે, અને બાની મગદૂર કે મરિયમને ના પાડે?

જવાના દિવસની અગાઉ સાંજે બા મને અન્નાસાહેબને ત્યાં પગે લગાડવા લઈ ગઈ. અન્નાસાહેબ તો ખૂબ જ હસ્યા. મેનાબાઈ પણ રડી. પછી અન્નાસાહેબે છાતી સરસો ચાંપી આશીર્વાદ આપ્યા.

સવારની ફાસ્ટમાં સવારી સૂરત ઊપડવાની હતી. બાને છોડતાં હું બહુ રડ્યો. બા સૂરત આવીને મને મૂકી જાય, એવી જિદ લીધી. જાણે નહિ કાલે, એમ કરી એક દિવસ વધારે રહ્યો પછી તો બીજે દિવસે સવારે સ્ટેશન પર પહોંચ્યા.

'એ ઓળખાણ રાખજો, અમને ભૂલશો નહિ.' કરતી દોડતી દોડતી જીવી આવી. ડાભાઇ ને બાધર બે તો ઠેઠ સૂરત સુધી મૂકવા આવવાના હતા. ડાહ્યાકાકાનું આખું કુટુંબ સ્ટેશન પર આવેલું.

'લ્યો ભૈ, ભગવાન તમને બહુ મોટા બનાવે.' જીવી સાડલાને છેડે બાંધેલો ખારસો મોટો–રૂપિયાથી યે મોટો ટકુ છોડીને આપતી હતી. મારી બાએ કહ્યું, 'એ શું ? તમે એને પૈસા ન આપો.' તરત જીવીએ જવાબ આપ્યો. 'હોય કૈં ? અમે ગરીબ માણસ. આમાં શું આલી નાંખ્યું જે ? લ્યો ડાબૈ, મિયાંગામ પર મગફળ લેજો અને ભૈને ખવડાવજો'

ગાડી આવી. બાધર અને ડાભઈ બંનેએ મળી બારી પાસેની જગ્યા મેળવી લીધી. ગુલાબ નબી બે નારંગી લઇ આવ્યો, અને ડ્રાઇવરમા અલ્લાબક્ષ છે એ ખબર પણ લઈ આવ્યો. ઝપાટામાં પહોંચી જવાના. અલ્લાબક્ષ હાંકે એટલે શું ?

'હોવે 'લ્યા; ગઇ રાતે જ એની ગાડીમાં ટોપલા ભર્યાસ. મારી હારી હવે સ્થમ ના દોડે?' જીવીએ કહ્યુ.

લલ્લુશંગ અને મેલભાઈ બાજુ પર મારા બાપુજી ઊભા હતા, ત્યાં જઇ છાનામાના રજા માંગી આવ્યા : સૌ જ હોશ પાછા, જે ગાડી મલી એમાં. કરતાકને ગાડીમાં ચડી બેઠા અને સૂરત સુધી વળાવવા આવ્યા. બાથી રડવાનું રોકાય એમ નહોતું, પણ એને ડાહ્યાકાકાનાં માજીએ સોડમાં લઈ લીધાં, અને ગાડી ઊપડતાં એ માજીએ જ બૂમો પાડી : 'આવજે, સાચવજે ભાઈ, ભણીગણી વહેલો આવજે.'

આમ, રડતાંરડતા મેં વડોદરા છોડ્યું. રસ્તે લલ્લુશંગે, બાધરે અને ડાભઇએ જાતજાતના ટુચકાઓ હાંકી, પટાવી મને છાનો રાખ્યો. વિશ્વામિત્રી સ્ટેશનેથી ગાડી સહેજ આગળ ચાલતાં અમે નાની ડભોઈની રેલ ઉપરથી પસાર થયા ત્યારે મને મુસ્તફા સાંભર્યો. હજી આજે પણ ત્યાંથી પસાર થતાં મુસ્તફો ખૂબ યાદ આવે છે.

પાટી પર પાડેલી કોઇ સુંદર ભાત બાળકને ભૂંસી નાખતાં જોયો છે ? પાટલા પર સરસ રંગોળી પૂરી ઓકાએક એને ઉછાળી નંખાતી જોઇ છે ? પાનાનો બંગલો બનાવી એક ધક્કે એને પાડી નાખ્યો છે ? કાળ એથી પણ વિકરાળ કામ કરે છે. કોઈ વાર પવન, પાણી, અને અગ્નિ એનાં એવાં બીપણ કામને માટે નીવડતાં છે. જો કે અહીં આગ પણ નહોતી લાગી કે રેલ પણ નહોતી આવી છતાં કાળના મુલાયમ હાથે એ જીવનને પલવારમાં ભૂતકાળના ભંડારમાં ભારી દીધું હતું.

એ બંગલો, એ બાગ, એ આગગાડીનો ડબ્બો અને પઇબેનું કૅબિન, એ પાછળનો સ્ટોર, બાજુનો કૂવો, કારખાનું અને ટર્નટેબલ: આજે એમાંનું એક પણ ઠેકાણું નથી. માત્ર ઝાંપો છે, ઝાંપાની પાસેની ઓરડી છે, અને અન્નાસાહેબ રહેતા તે બંગલી છે.

૧૯૪૬ના નવેમ્બરમાં મહોરંગને દિવસે સવારે વડોદરે ઊતરી. પ્રો૦ મંજુલાલ મજમુદારને ત્યાં જઈ, ત્યાંથી એ જૂને સ્ટેશને આંટો મારવા ગયો હતો. ડૉ. એકલીનોના એ જૂના દવાખાનાવાળા મકાનમાં આજે ફૅશન શોપ હતી. જ્યાં હું રમતો–રહેતો, ત્યાં ગાડીનો ને મોટરબસનો ધૂળિયો રસ્તો હતો. મેનાબાઈ સાથે જ્યાં ખુબ રમેલા એ બંગલીને ટગર ટગર જોયા કરી, પણ એકેય માણસ એમાંથી નીકળ્યું નહિ. કદાચ એમા કોઈ રહેતું જ નહિ હોય. એ જ રંગ, એ જ જાળી. એ જ ઢોળ ગાત્ર પાછળનો લીંબડો નહોતો. ત્યાં મિલ બંધાણી હતી.

હું પાછો ફર્યો. ફાટક પાસે આવી ઊભો. ફરીથી બગલી જોઈ: એકલી, નિસ્તેજ, પાછળ ખડી થતી મિલના ભાર હેઠળ દબાતી. ક્ષણભરમાં તો કારખાનાની અગણિત વ્યક્તિઓ ખડી થઈ ગઈ.

ફાટકની પડખે પોટા પાસે એક કૅરેજનું બાકડું હતું: લોખંડનું ગોળ ચકરડું: માણસ (એટલે કે પાવટીવાળો) બેસી શકે એટલા માટે. હું એ બાકડા પર જઇને બેઠો. પાસે એક જુવાન પાવટીવાળો ઊભો હતો. એણે મને જોયા કર્યો. હું બેસી રહ્યો. આંખમાંથી બે ચાર આંસુ ત્યાંની ધરતી પર ખરી પડ્યાં. એવામાં સવારનો ફાસ્ટ અમદાવાદથી આવીને ગયો. એણે મને જગાડ્યો રમણલાલ દેસાઇને ત્યાં જવાનું યાદ આવતાં હું ફાળ ખાઇ ઊભો થયો, અને એક બાજુ ગધજીની બંગલી અને બીજી બાજુ મેનાબાઈની બંગલી, એ બેનાં સ્મરણોની વચ્ચેથી હું કાંપને રસ્તે પડ્યો. (પહેલો ભાગ પૂરો)

चक्रवत्परिवर्तन्ते (અનુ૦ પૃ૦ ૧૨૦થી ચાલુ) સાહેબ બોલ્યા: 'નિખિલભાઇ, સ્કૂલમાં ગરીબ વિદ્યાર્થીઓ લગભગ અર્ધા હશે.'

'પણ સાહેબ, આવા બહુ ઓછા હશે.'

'નિખિલભાઈ, ગરીબાઈ ક્યાં ક્યાં છે અને કેટલી છે એ હજુ તમે જાણતા નથી.'

'આપ જાણો છો તો સહાનુભૂતિ દર્શાવો તો શો વાંધો ?'

'નિખિલરાય, તમારી લાંબી સર્વિસ ધ્યાનમાં રાખી આ પ્રશ્ન હું ધ્યાન પર લેતો નથી. બાકી એ પ્રશ્ન તમારાથી ન કરાય. અને જાણો છો નિખિલરાય, શિક્ષણ હજુ અનાજ, હવા કે પાણીની મહત્તા ધરાવતું નથી.'

'હું ' નિખિલરાયે માત્ર જવાબ વાળ્યો.

સાહેબે જે કહેવાનું હતું તે આડી રીતે સાફ સાફ કહી દીધું એ નિખિલરાય સમજી ગયા. હવે વધુ લમણાઝીક કરવાની એમને જરૂર જણાઈ નહિ. એ ત્યાંથી ઊભા થયા અને રીસેસ પડી.

નિખિલરાયનો છેલ્લો અવર પોતાના જ વર્ગમાં હતો. એ અત્યારે રહેજ રહેજ ઉદાસ લાગતા હતા. ચીમન એ જોઇ શકતો હતો, છતાં એનામાં જરા જરા આશા આવેલી હતી. છૂટવાનો ઘંટ વાગ્યો. સાહેબ શું કહે છે એ સાંભળવા ચીમન આતુર થઇ રહ્યો હતો. પણ નિખિલરાયે ચીમનને એટલું જ કહ્યું : 'ચીમન, આજે સાંજે તું મારે ઘેર આવીશ ?'

પ્રથમ તો ચીમન અચકાઇ ગયો, પણ પછી તેણે તુરંત જ કહ્યું: 'આવીશ.'

'ઘર જોયું છે તેં ?'

'ના સાહેબ, પણ એ તો પૂછી લઇશ. લત્તાની ખબર છે.'

નિખિલરાયે એને પોતાનું પૂરેપૂરું સરનામું આપી કહ્યું: 'સાંજે ગમે ત્યારે આવીશ તો ચાલશે.'

ચીમન જવાની તૈયારી કરતો હતો. પણ એણે અચકાઇને પૂછી લીધુ: 'સાહેબ રાત્રે આવું તો તમને તકલીફ પડશે ?'

'પણ રાત્રે શું કરવા ? વહેલો જ આવજે ને ?'

'સારું સાહેબ.'

પણ છતાંયે નિખિલરાયે કારણ પૂછ્યું. ચીમને જવાબ આપ્યો: 'એ તો સાહેબ, એમાંદ બે ધર્મોસ આઇસક્રૂટ વેચીને આવું, એમ વિચાર હતો. પણ ચાલશે; કાલે વધારે ફરીશ.'

'તો એમ કરજે—એ બાજુ વેચવા નીકળજે.' નિખિલરાયે રસ્તો કાઢ્યો.

'હા, એમ ઠીક છે!' કહી ચીમન ઘેર ગયો..

સાતેક વાગે ચીમન આઇસક્રીમના બે મોટા થર્મોસ લઇને નિખિલરાયને ઘેર ગયો. નિખિલરાય બહારની ઓરડીમાં દીવા ઉપર બેઠા હતા. ચીમન દૂર બેસવા જતો હતો, પણ એમણે એને નજીક બેસવા કહ્યું. એ દીવાની બાજુમાં ચટાઈ ઉપર બેઠો. નિખિલરાય જે કહેવા માગતા હતા એ એમણે સીધી રીતે ન કહેતાં જુદી રીતે કહેવા માંડ્યું: 'ચીમન, ભણીને તું શું થવા માગે છે ?'

'સાહેબ, મારું તો બીજું શું ગજું ? પણ થોડુંઘણું ભણીને નોકરી કરીશ. મરજી તો મોટા ડૉક્ટર થવાની છે; પણ એ કાંઈ પાર પડે ?'

'નોકરીમાં શી મઝા છે ચીમન ? છાનોમાનો બીજે ધંધે લાગી જાને!'

'કેમ સાહેબ ?'

'ત્યારે શું ? મૅટ્રિક થઈશ તો યે પૂરું કરવા-જેટલું નોકરીમાંથી મળવાનું નથી. તો પછી આવો તેવો ધંધો કરીને રસ્તે ચડી જવું સારું.' ચીમન બીજી દલીલો કરવામાં શું સમજે? એને નિખિલરાયની વાત ઠીક લાગી. વળી નિખિલરાયે મૅટ્રિકનો પગાર કહ્યો, ખર્ચ કહ્યો. પણ ચીમનના પિતા ચીમનની માને ચીમનને ખૂબ ભણાવવાની ભલામણ કરતા ગયા હતા, એટલે એનાં માતપિતાની ઇચ્છા પૂરી કરવા ચીમનનું મન ભણવા માટે વધારે રહેતું હતું.

નિખિલરાયે સમજાવવા માંડ્યું: 'તું વિચાર કર, ચીમન, તારા બધા જ વિષયો ખૂબ કાચા છે. અંગ્રેજી તને આવડતું નથી. ગણિત તું શીખી શકતો નથી. પછી છેક સુધી શી રીતે પાસ થઈશ ? મને એમ લાગે છે કે તું તારાં વરસ અને ખૂબ મહેનત કરીને કમાએલા પૈસા ફેંકી દે છે.'

ચીમન ચૂપ રહ્યો. અને દરેક વિષયના શિક્ષકો રોજ 'તું ભણી રહ્યો,' 'તારાથી ન ભણાય ' એવું કહ્યા જ કરતા હતા તેની ય અસર થયા વિના રહી ન હતી. અત્યારે સાહેબે પોતાને એટલા માટે છેક ઘેર બોલાવ્યો છે એ માટે કંઈક વિચારવા જેવું તો લાગ્યું જ. વળી પૈસાની ભીડ ને ત્રાસ ક્યાં ઓછાં હતાં ? નિખિલરાયે ઉમેર્યું: 'અને કદાચ ઑફિસ તરફથી ફી નહિ ભરવામાં આવે તો નામ નીકળી જશે.'

—અને જેમ એક પછી એક બંધબેસતાં કારણોને લીધે માણસ એકદમ નિશ્ચય ઉપર આવી જાય એમ ચીમને કંઈક જલદી જલદી નિશ્ચય કરી લીધો અને નિખિલરાયને કહ્યું: 'આપ ઠીક કહો છો સાહેબ, કાલથી હું નહિ આવું.'

'ના, એમ નહિ. કાલે તો તું જરૂર આવજે. ઑફિસવાળા શું કહે છે એ ઉપરથી વાત.'

'ના ના, સાહેબ, હવે મારો ભણવાનો વિચાર નથી. મોટા સાહેબ કદાચ ચાર દિવસની મુદત આપશે; પછી એનું એ જ.'

'છતાં હું માફી આપવાનો પ્રયત્ન કરી જોઈશ, કાલે તું આવજે.'

ચીમન ચૂપ રહ્યો, એટલે નિખિલરાયે ફરી પૂછ્યું: 'આવીશ ને ?'

'આવીશ.' ચીમને જવાબ આપ્યો.

અને ચીમન ઊઠતો હતો એટલામાં એને કંઈક યાદ આવ્યું. એણે એક થર્મોસ ઉઘાડ્યો. એ પૂરેપૂરો ભરેલો હતો, એટલે બીજો ઉઘાડ્યો, અને એમાંથી ચાર પાંચ સળીઓ કાઢી નિખિલરાયના નાનાં છોકરાંઓને આપવા લાગ્યો. નિખિલરાયે એને ખૂબ રોક્યો, પણ એણે માન્યું નહિ અને ચાલ્યો ગયો. નિખિલરાય એ મહેનતુ છોકરાની પૂંઠ જોઈ રહ્યા.

બીજે દિવસે પહેલો અવર ગુજરાતીનો હતો. કર્ણ વિષે કંઇક ચાલતું હતું. નિખિલરાય એ કાનેથરીને થએલા અન્યાયો એક પછી એક કહેવા લાગ્યા. અસ્ત્રવિદ્યાની હરીફાઈમાં અપમાન, મત્સ્યવેધ વખતે બોલી નાખેલા દ્રૌપદીના શબ્દો, અને તેમાં યે મહાભારતયુદ્ધ વખતે કૃષ્ણ અને કુન્તા તરફથી એને સમજાવવા થએલા પ્રયત્નો કહેતી વખતે તો નિખિલરાય લાગણીવશ થઈ ગયા:

'કુન્તાને પોતાના પતિ સિવાય બીજા દેવતાઓના કહેવાથી પુત્રોત્પન્ન કરવાની—જન્માવવાની હિંમત હતી; પણ એ જ મંત્રથી

પેરાળમાં આવેલું એ નાનકડું શહેર એની નાનાવિધ મનોહર ટિકિટોને કારણે દેશપરદેશમાં પંકાયેલું ને દરિયાપારના દેશોમાંથી એની ટિકિટોની ખૂબ માગ આવતી. થોડા સમય પર અમે ત્યાંની 'મિકવર જ્યુબિલી' ટિકિટો છાપેલી. પણ આ જ મહીને એક ભાઈ, પરદેશના એક પત્રમિત્રના કાગળનો ઉતારો ટાંકીને લખી જણાવે છે કે એની કોઈ કિંમત હવે રહી નથી. એ ભાઈનો પત્ર આ લખતી વખતે હાથવગો રહ્યો નથી, નહિતર અમે તે ઉતારત. એ ભાઈના વાંચવામાં જો આવે તો અમને તેની વિગતો ફરી મોકલે.

• • •

દુનિયામાં પહેલવહેલી ટિકિટ ઇંગ્લૅંડે કાઢી (ઈ.સ. ૧૮૪૦) તેને આ [illegible] છે તેના સ્મરણમાં આવતી તારીખ ૬ઠ્ઠી મેના દિવસે લંડનમાં એક આંતરરાષ્ટ્રીય ટિકિટ-પ્રદર્શન ભરાશે, એમાં પાંચ લાખથી વધુ ટિકિટો રજૂ કરવામાં આવશે ને સુવર્ણચન્દ્રકો તથા બીજાં પારિતોષિકો વહેંચાશે. દેશદેશના ટિકિટસંગ્રાહકો તેમાં ભાગ લઈ રહ્યા છે.

ડૉ. હરિપ્રસાદ દેસાઈ (અનુ૦ પૃ. ૧૧૮થી) સ્વાગત કરવાને કોઈ બીજી આગેવાન વ્યક્તિ તૈયાર નહોતી, એટલે ડૉક્ટરે જ પોતાના સ્વયંસેવકોને લઈ તેમનું સ્વાગત કર્યું અને શહેરમાં સરઘસ કાઢ્યું.

એ સમયે આખા અમદાવાદમાં સંસ્કાર, વિદ્યા અને સુરુચિ-જીવનનો વિકાસ માત્ર ખાડિયા-રાયપુરમાં જ હતો એમ કહીએ તો ચાલે. નાગરો અને બ્રહ્મક્ષત્રિયો તે બાબતમાં ઘણી આગળપડતી કોમો ગણાતી અને બ્રાહ્મણ, જૈન વગેરે પોતપોતાના વ્યવહારમાં મચી રહેલો રૂઢિચુસ્ત વર્ગ હતો. બ્રહ્મક્ષત્રિયો અને નાગરોમાંથી આગળ વધેલા સરકારી નોકરીઓમાં અને વિદ્યાપ્રાપ્ત ધંધાઓ—જેવા કે વકીલાત, દાક્તરી ને શિક્ષણ—માં પડેલા હતા, જ્યારે મિલો અને વેપાર વણિક કોમના હાથમાં હતો. આથી શહેરમાં સંસ્કારી વાતાવરણ શોધવું હોય તો ખાડિયા રાયપુરમાં મળતું. નવા સંસ્કારી આગંતુકો પણ રહેવાનું ઘર આ જ લત્તામાં શોધતા. આથી રજા કે ફુરસદને વખતે અમે તેને ઘેર એપાય ... સુહૃદ-મિત્રમંડળ મળી જતું. સાહિત્યરસિક અને સુસંસ્કારિતા નાગર કોમનો વારસો ગણાતાં અને આકાશેઠ કુવાની પોળમાં સ્વ. આનંદશંકરભાઈ તેના પ્રતીક સમા બિરાજતા. તેમનું 'વસંત' ગુજરાતની ફોરમ હતું. શ્રી બિન્દુભાઈ (રામમોહનરાય દેસાઈ) ને તેમનું બંધુ સમાજ 'સુંદરી સુબોધ' માસિક ચલાવતા અને એ મંડળના ભોગીન્દ્રરાવ, ડાહ્યાભાઈ લ પટેલ, વગેરે ગુજરાતના ગૃહસ્થજીવનના લલિત ભાવો અને સ્ત્રીઓને લડાવતું સાહિત્ય લખતા. બીજી બાજુ ડાહ્યાભાઈ રામચન્દ્ર .., એ કાળનું સિદ્ધ માસિક 'ભારત જીવન' બંધ કરી, થાકેલા લાગતા હતા ને શ્રી રામકૃષ્ણ પરમહંસના સંપ્રદાય તથા સિદ્ધાન્તો પાછળ શાંતિ અને પ્રવૃત્તિ સાધતા હતા. સર રમણભાઈ, મહુભાઈ, ધ્રુવ ને તેમનું કુટુંબમંડળ શાન્ત એકધારા પગલાંથી પ્રાર્થના સમાજની સાત્ત્વિક પ્રવૃત્તિ ચલાવતુ. આ બધા વચ્ચે ડૉક્ટર હરિપ્રસાદ સરસ્વતીના એક મુગ્ધ સેવક તરીકે સર્વતઃ પ્રસાદ મેળવ્યા કરતા. નિયમિતરીતે હાથમાં આવેલાં દૈનિકો, પખવાડિકો ને માસિકો તે વાંચી જતા, ઉપરાંત નવા ગ્રંથો પણ શોધ્યા કરતા. 'મૉડર્ન રીવ્યૂ' તો પોતે જ મંગાવતા અને અભ્યાસી વિદ્યાર્થીની અદાથી સાદ્યંત વાંચતા. તેમાં તેમણે ડૉ. આનંદ કુમારસ્વામી અને હેવેલના હિંદી કળા પરના લેખો વાંચેલા. એ કાળે નવી પ્રસ્થાપિત થતી એ કળાનું રહસ્ય પ્રથમ તો એ નહોતા સમજતા, પણ તેની પાછળ રહેલી રાષ્ટ્રભાવનાએ તેમને ગાંડી નાખ્યા હતા અને યુરોપિયન ચિત્રો ને હિંદી કળાનાં ધ્યેયનો ભેદ સમજતા થઈ ગયા હતા. બીજા સાક્ષરો કે વિદ્વાનો પેઠે તે એટલા પુસ્તકપૂજારી નહોતા. ઉપર વર્ણવેલા મગનલાલ શર્માની સોબત અને આંખ દ્વારા તે દૃષ્ટિગોચર થતાં ચિત્રો પાત્રો અને દશ્યોમાં રસ લેતા થયા હતા ને આ કલાભક્તિનો આરંભ એ તેમના વિકાસમાં મહત્ત્વનું મુખ્ય પગથિયું બન્યું હતું

ગાંધીજીને અમદાવાદમાં વસવાની ઇચ્છા કરાવવામાં પણ ડૉક્ટરનો જ આગ્રહ મુખ્ય હતો અને તેમના શરૂઆતના કોચરબના મુકામ પર તે નિયમિત જતા. એક બે વખત મને પણ સાથે લઈ ગયા હતા. એમાં એક વાર તો સુવારા આગળ જ શ્રી વલ્લભભાઈ મળ્યા હતા. અમે પાછા જતા હતા એવામાં એકાએક ડાક્ટરે કહ્યું 'પેલા જાય તે બૅરિસ્ટર વલ્લભભાઈ પટેલ.' એમ કહેતા તેમને પહોંચી ગયા અને મારું ઓળખાણ કરાવ્યું. જોકે વલ્લભભાઈ તો ગુજરાત ક્લબનું મકાન આવતાં તેમાં વળી ગયા અને અમે ગાંધીજી પાસે ગયા. ત્યારે ગાંધીજીના વર્ગો પૂરા થયા હતા. એટલે એમણે ડૉક્ટર સાથે રોજ મુજબ ગામના ખબર પૂછી વિનોદ મેળવવા માંડ્યો.

બીજી બાજુ એમના મિત્રમંડળમાં શાંત વિચારક અને એકાંતિક સાહિત્યપ્રેમી સ્વ. હીરાલાલ પારેખ રોજ અવનવાં પુસ્તકો મંગાવતા અને ઉત્સુક મિત્રોને તે વાંચવા આપતા. ડૉક્ટરની અને તેમની પ્રકૃતિ ઘણી બાબતમાં વિરોધી હતી, છતાં બંને વચ્ચે ઊંડો બંધુભાવ ઠેઠ સુધી જળવાયો હતો. હીરાલાલ પારેખને ઘેર અનેક પુસ્તકોના ઢગલા તેમના હીંચકાની આસપાસ પડ્યા જ રહેતા અને કોઈ ઉત્સુક ત્યાં જાય ત્યારે એ શ્રમ લઈને તેને હાથ કરાં પુસ્તકો બતાવતા. એમનો પરિચય થયા પછી હું ગુજરાત સાહિત્ય સભાના સંપર્કમાં આવ્યો. ૧૯૨૦માં એ સભાએ છઠ્ઠી સાહિત્ય પરિષદ અમદાવાદમાં ભરવાનું ઠરાવ્યું અને પારેખ તથા ડૉક્ટરે તે સાથે 'ગુજરાત કલા પ્રદર્શન' તૈયાર કરવાનું મારા પર નાખ્યું. મને અમદાવાદની કલારુચિ કેળવવાનો કોડ હતો, પણ જાહેરમાં આગળ પડી જવાબદારી નિભાવવાની હિંમત નહોતી; તેથી પ્રદર્શનના મુખ્ય મંત્રી તરીકે ડૉક્ટર સાહેબનું નામ રખાવી મેં એ કામ ઉપાડ્યું. તે પછી તો તેમણે મને અમદાવાદની પોળોમાંનાં લાકડાની પુરાણી કોતરણીવાળાં ઘરો બતાવ્યાં અને એ કોતરકામ કરતા કારીગરોના એકમાત્ર છેલ્લા અવશેષ રહેલા સોમનાથ મિસ્ત્રીને ઘેર લઈ ગયા. તેમના કહેવાથી મેં પણ એક સાઇકલ ખરીદી લીધી અને તેમના સાથમાં અમદાવાદનાં જૂનાં સ્થળો જોઈ નાખ્યાં.

પરિષદના પ્રમુખ તરીકે વડોદરા સ્વ૦ રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાને વિનતિ કરવા સાહિત્યસભાનું ડેપ્યુટેશન ગયું હતું તેમાં શ્રી પારેખ તથા ડૉક્ટરે મને પણ સાથે લીધો. ત્યાં પણ મેં જોયું કે સ્વ. મટુભાઈ કાંટાવાળા ગુજરાતની એતદ્દેશીય કળા અને કારીગરીના એક નિષ્ઠાવાન પૂજારી હતા. આવા પ્રેમ અને સદ્ભાવના વાતાવરણમાં મારી અમદાવાદની જાહેર કારકિર્દીની શરૂઆત થઈ અને ડૉક્ટર મારી જાહેર પ્રવૃત્તિઓના કર્ણધાર બની રહ્યા. (ચાલુ)

## ઇતર પ્રકાશનો

**શ્રી અરવિંદ અને તેમનો આશ્રમ**: શ્રી અરવિંદના સંક્ષિપ્ત જીવન, તેમનું તત્ત્વદર્શન અને તેમના આશ્રમની પ્રમાણભૂત માહિતી આપતી પુસ્તિકા. અનુવાદકઃ સુન્દરમ્, ૧-૪-૦; **આશ્રમ સંદેશ**: લોકહૃદયની માગણીના પ્રત્યુત્તર રૂપે શ્રી અરવિંદ તથા શ્રી માતાજીએ પાઠવેલા સંદેશાઓનો સંગ્રહ. અનુ૦ સુન્દરમ્, ૧-૪-૦. બંને પુસ્તકના પ્રકાશકઃ શ્રી અરવિંદ કાર્યાલય આણંદ; ફૂલદોલ: મનસુખલાલ ઝવેરીના આરાધના ને અભિસારના પુરોગામી કાવ્યોના સંગ્રહની બીજી આવૃત્તિ. પ્રકાશકઃ મનસુખલાલ મ. ઝવેરી, મુંબાઈ ૧. ૧-૮-૦



# મધુકરી

શુક્લા, બ્રહ્મવિચારસારપરમા, આદ્યા, જગદ્વ્યાપિની,
વીણાપુસ્તકધારિણી, અભયદા, જાડયાંધકારાપહા,
હસ્તે સ્ફાટિકમાલિકા ધરતી જે, પદ્માસને જે સ્થિતા,
વંદુ તે પરમેશ્વરી, ભગવતી, બુદ્ધિપ્રદા. શારદા.
('બુદ્ધિપ્રકાશ'માંથી સરસ્વતીસ્તવન)

## સંત તુકારામ

ગુજરાતમાંનાં નરસિંહ મહેતાનાં પ્રભાતિયાંની જેમ મહારાષ્ટ્રમાં જેમનાં અભંગ ઘરોઘર પ્રચલિત છે એ સંત કવિ તુકારામની ત્રણસોમી જયંતી નિર્વાણતિથિ મઈ ફાગણ વદ પાંચમે મહારાષ્ટ્રમાં ઊજવાઈ. ધર્મ, નીતિ, વ્યવહાર ને લોકહિતનાં અનેક ક્ષેત્રોમાં એમનાં અભંગોએ એક પ્રકારની ક્રાન્તિ આણેલી. પરમાર્થ સારુ સંસારની પરવા ન કરનાર, ભક્તિ ને સત્સંગ સારુ મુક્તિની પરવા ન કરનાર, લૌકિક પૂરતું જ પોતાના ગૃહજીવન તરફ લક્ષ આપીને 'જનસેવા આણિ ઈશ્વરસેવા'ને જ પોતાનું જીવન સમર્પી દેનાર એ સંત તુકારામ ખરેખર મહારાષ્ટ્રની એક મોંઘી મૂડી છે. શ્રી સમર્થ રામદાસ, જ્ઞાનેશ્વર મહારાજ ને સંત તુકારામ એ ત્રિમૂર્તિએ મહારાષ્ટ્રને પ્રવૃત્તિ-નિવૃત્તિનો શ્રેષ્ઠ વિવેક શીખવેલો છે.

'સત્ય ધરિતાં નિર્ધાર, કાય ન કરી વિશ્વંભર' એવો દૃઢ વિશ્વાસ પૂર્વક સત્યને વળગી રહેનાર તુકારામમાં એ સત્યના જ પ્રભાવે અભયનો પણ એટલો જ વિકાસ થએલો. એક સ્થળે એ જણાવે છે કે, અમે, વિષ્ણુના દાસ, વજ્રથી યે કઠણ અને માખણથી એ મૃદુ હોઈએ છીએ; આ જગતમાં અમારા પર રાત દિવસ યુદ્ધના પ્રસંગો આવે છે અને તેનો સામનો કરીને અમે નિર્ધાર ને અભય પૂર્વક વિચારીએ છીએ. અને એનું કારણ, 'હરીચયા દાસા, નાહી ભય ચિંતા.' તુકારામે નહોતો કોઇ મઠ સ્થાપ્યો કે નહોતો કોઇ સંપ્રદાય પ્રચલિત કર્યો; છતાં કોઇ મઠાધીશો કે આચાર્યો જે કાર્ય ન કરી શકે એવું કાર્ય તેઓ કરતા ગયા છે.

મહારાષ્ટ્રમાં ઇન્દ્રાયણી નદીને પૂર્વ તીરે આવેલા દેહૂ નામના એક સો-દોઢસોની વસતિના નાના ગામડામાં તુકારામનો જન્મ થએલો. એમના પૂર્વ જીવન વિષે આધાર પૂર્વકની માહિતી મળતી નથી. વિદ્વાનોનાં સંશોધનાનુસાર એમનો જન્મ ઈ.૧૬૦૮માં, નિર્વાણ ઈ. ૧૬૫૦માં ને જ્ઞાતિ વૈશ્ય જણાવાય છે. અન્ય સંતોની માફક એમના જીવનની આસપાસ અનેક દંતકથાઓ અને ચમત્કારો વણાએલાં છે. ગદ્ય પદ્યમાં લખાએલાં એમનાં ચરિત્રો અને છેલ્લે એમનું જીવનચિત્ર આલેખતી પટકથાને લીધે એમનું ચરિત્ર લોકોમાં જાણીતુ છે. પણ આ બધાં આલેખનોમાં મોટે ભાગે દંતકથાઓ અને ચમત્કારોનો જ વણાટ છે. એ વણાટ ગમે તેટલો હૃદયંગમ હોય છતાં તુકારામનું સાચું વ્યક્તિત્વ એમાંથી પૂર્ણપણે ઊપસી શકતું નથી. એ એક ક્રાન્તિકાર હતા, સદ્ભાવ, સદાચાર અને સમતાના પ્રચારક હતા.





આસમાસનાં પંખી-[૫૨]
ચાષ

દીવાળી ટાંકણે માત્ર શુકન પૂરતુ જ આ પંખીને આપણે જોતા હોવાથી તેને યાયાવર (પરદેશનું યાત્રી) પંખી માની લઇએ છીએ, પણ વસ્તુતઃ તો એ આ દેશનું જ વાસી છે.

એકાદ ફૂટ લાંબું અને ભરાવદાર શરીરનું આ પંખી મોટે ભાગે નીલ વર્ણનું હોવાથી 'લીલટો' નામે પણ ઓળખાય છે. માથાનો વચલો ભાગ લીલાશપડતો વાદળી; ગરદન રતાશ પડતી, ખભા અને પાંખો મેલાં ધુમાડિયા બદામી-વાદળી રંગનાં; પીઠ વાદળી; કેડ ને પૂછડીનાં ઉપરનાં પીછાં ઘેરા રતુમડા વાદળા રંગનાં; દાઢી, ગળું ને છાતી આછા રતુમડાં વાદળી; પડખાં, પૂછડીનો મૂળભાગ અને પૂછડી હેઠળનાં ઉપરનાં પીછાં આછા આસમાની રંગનાં. ચાંચ એકાદ ઇંચની કાળાશપડતા બદામી રંગની. આંખો ઘેરી બદામી; પોપચાં પીળાં; ને પગ મેલા પીળા.

આવો નયનાભિરામ ચાષ બેઠો હોય ત્યારે તો કેવળ પૂતળિયો જ લાગે છે. આહાર તીડ, તમરાં, ગરોળી ને ક્વચિત્ ઉંદર-દેડકાંનો.

સ્વભાવે સૌમ્ય અને નિરુપદ્રવી હોવા છતાં તેના સવનકાળ (ફેબ્રુઆરી)માં તે ઉન્માદમાં આવી જઈ સૂર્યોદય થતાં જ આકાશમાં ચડી, થોડે ઊંચે જઈ ત્યાંથી પડતું મૂકી વિવિધ નીલવર્ણની છોળો ઉડાડતો ગુંલાંટો ખાતો નીચે આવે છે. આથી જ તે Indian Roller કહેવાય છે. એપ્રિલથી જૂન તેનો ગર્ભાધાન કાળ. એકાદ જૂનું ઝાડ કે જૂની ભીંતનાં કાણાંમાં કે અવાવરુ ઘરના ગોખલામાં સાંઠો પથારી તેના પર ચળકતાં ધોળાં ચાર ઇંડાં તે મૂકે છે.

અંધશ્રદ્ધાના પણ એ જબરા વિરોધી હતા અને એ વિરોધ અગાઉ ઠેરઠેર વ્યક્ત કરેલો છે, જેમાંનું માત્ર એક ઉદાહરણ:

આંધળ્યા થે કાઠી લાગલે આંધળે,
ઘાત એકા ચેળે પુઢેં માગે;
ન ધરાવી-આલી કરાવા વિચાર,

તુકારામના જમાનામાં ધર્મના નામે અધર્મ પુષ્કળ ફેલાયો હતો. રૂઢિ ને પરંપરામાં સાચો ધર્મ ઢંકાઇ ગયો હતો ને અધર્માચરણ તથા અસત્યાચરણનું જોર વધી પડ્યું હતું. સામાન્ય જનતાના બુદ્ધિહ્રાસે પારાવાર નુકસાન કર્યું હતું. આ બુદ્ધિહ્રાસ દૂર કરવા પાછળ તુકારામે પોતાની સઘળી શક્તિ કામે લગાડી. જૂનવાણી આચારવિચાર સામે, દેવદેવતાઓની શ્રદ્ધાહીન પૂજાઅર્ચા સામે, મંત્રતંત્ર, ભૂતપ્રેત, બાધાઆખડી સામે એમણે કેડ કસેલી. આમ છતાં જનતા અનાચારને માર્ગ વાળનારાઓથી જ અળગી રહેતી હોઈને તેમણે પોતાનો સંતાપ પણ વ્યક્ત કરેલો છે કે:

'કાય કરૂં દેવા ઐસી નાહીં શક્તિ
દંડુની પુઢતી વાટે લાવું.'

અધર્મ અને દાંભિકતા વિરુદ્ધ એમણે મહાન બંડ ઉઠાવ્યું હતું અને લડતાં લડતાં પોતાની જીવનલીલા સંકેલી હતી. મહારાષ્ટ્રમાં રૂઢિચુસ્તોનું જોર હદ ઉપરાંતનું રહેતું આવ્યું છે. હજુ થોડા જ દાયકા પર વિધવા-પુનર્વિવાહ હિમાયત કરનાર આગરકરની ઠાઠડી કાઢનાર સમાજને 'આ ધર્મ ન હોય' 'આ દેવ ન હોય' એમ કહેનારને કેવો પરિતાપ વેઠવો પડ્યો હશે એ આજ આપણી કલ્પનામાં પણ ન આવે. 'વિષ્ણુમય જગ' એ જ સાચો ધર્મ ગણાવીને તેમણે પાંડુરંગ સ્વરૂપ ઇશ્વરના આદિ સ્વરૂપનો મહિમા ગાયો છે:

'નમો આદિરૂપા ઓંકાર સ્વરૂપા
વિશ્વાચિયા રૂપા પાંડુરંગા.'

કેટલાક વિચારકોના અભિપ્રાય મુજબ તુકારામ જેવા પુનરુદયવાદી (revivalist)નો ઉદય એ કાળે ન થયો હોત તો પરધર્મનાં મૂળ હિંદની ધરતીમાં ઘણું ઊંડે સુધી પહોંચ્યાં હોત. આ સાચું હોય કે ન હોય, પણ જાતિભેદ, વર્ણભેદ ઇત્યાદિથી પતિતાવસ્થાએ પહોંચેલા સમાજમાં એમણે નવાં બળ, સંસ્કાર ને પ્રેરણા પૂર્યાં એ નિર્વિવાદ છે. કૃત્રિમ બંધનો ફેંકી દઇને માણસ પ્રત્યે માનવોચિત વર્તનમાં જ સાચી માનવતા હોવાનું તેમણે પ્રતિપાદન કર્યું: ચિત્તની વિશુદ્ધિ પર એમણે સૌથી વધુ ભાર મૂક્યો કે:

'કાય કાશી કરિતી ગંગા ભીતરી ચંગા નાહીં તો..'
'કાય દિજે કરિતી ચાળા ભાવ બળા નાહીં ત્યા.'

જનસેવાનો આદર્શ એમણે સ્વીકાર્યો હતો તે 'જનવ્યાપક જનાર્દન'પરની શ્રદ્ધાને જ કારણે. ભૂતદયાને એમણે પોતાની મોટામાં મોટી મૂડી ગણી હતી કે 'ભૂતાંચી દયા હે ભાંડવલ સંતાં.' આવી એક મહાન વિભૂતિને ધારણ કરીને મહારાષ્ટ્રની ધરતી ખરે જ ધન્ય બની છે.

અશોક હર્ષ

## ગાજર

ગાજરનો છોડ સામાન્યતઃ ૨-૩ ફૂટ ઊંચો હોય છે. ગાજરના અંકુર સાથેનો તેનો નીચેનો ભાગ લગભગ એક ઇંચ કાપી, તેને જમીનમાં દાટી, નિયમિત પાણી પાવામાં આવે તો થોડા દિવસમાં ગાજરનો છોડ તૈયાર થઇ જાય છે. ગાજરનું બીજ વાવવાથી પણ છોડ થાય છે. જમીનમાં દાટવામાં આવેલું બીજ જમીનમાં વધે છે અને કંદમૂળ બનતું જાય છે. ત્યાર બાદ તેમાંથી જમીન પર અંકુર ફૂટે છે. આ અંકુરો વધુમાં વધુ ૨-૩ ફૂટ ઊંચે વધે છે. આ અરસામાં જમીનમાં [illegible]

રહેલું કંદ મૂળાના કંદ જેવું બને છે. આ કંદ ખાવાના કામમાં આવે છે. લાલ રંગનાં ગાજર પુષ્ટ હોય છે ને સ્વાદમાં મીઠાં હોય છે, જ્યારે સફેદ રંગનાં ફિક્કાં હોય છે.

કાચા ગાજરના કટકા તેમજ કચુંબર ભોજન સાથે ખવાય છે. કાચા ગાજરમાં પૂરતું વિટામીન છે. ગાજરને છીણી તેમાં દહીં મેળવી ચટણી બનાવાય છે. ગાજરનું અથાણું તથા મુરબ્બો પણ બનાવવામાં આવે છે અને ગાજરનું શાક પણ મીઠું અને સ્વાદિષ્ટ લાગે છે. બાફેલાં ગાજર ઘી અને સાકર સાથે ખાવાથી રુચિકારક લાગે છે. સામાન્ય રીતે ગાજર શરીરમાં ગરમી અને શક્તિ ઉત્પન્ન કરે છે. જે પ્રદેશમાં ગાજરનું વધુ ઉત્પન્ન છે ત્યાં તો ઢોરને પણ ગાજર ખવડાવવામાં આવે છે જેથી ઢોર વધુ દૂધાળાં અને તાજાં બને છે.

ગાજર દસ્ત સાફ લાવે છે, ભૂખ ઉઘાડે છે ને હૃદય પર સારી અસર કરે છે, પરંતુ સાથેસાથે તે વધુ પ્રમાણમાં ખાવામાં આવે તો તેનાથી આંખોમાં વિકાર થાય છે. હૃદયમાં બળતરા રહે છે, પેટમાં મેદ વધે છે, પિત્ત વધે છે અને પેટમાં દુખાવો ઉત્પન્ન થાય છે. ગાજરનું બીજ ગરમ અને ગર્ભપાત કરનારું હોય છે. ગાજરના છીણમાં મીઠું નાખી પાણી નાખ્યા સિવાય તેને બાફીને ખરજવાં પર થોડું ગરમ કરી બાંધવામાં આવે તો ફાયદો થાય છે.

## ૧૯૫૦માં વૈજ્ઞાનિકોની જયંતીઓ

વિજ્ઞાનના ઇતિહાસમાં મહાન શોધો અને તેના શોધકો અદ્વિતીય સ્થાન ભોગવે છે. એ શોધો કેવા સંજોગોમાં થઇ, તેમાં શી મુશ્કેલીઓ આવી ઈત્યાદિ સમજવા આ શોધો અને તેના શોધકોની જયંતીઓ ઊજવવાનો રિવાજ થઇ ગયો છે. આવી ઊજવણી ઊગતા સંશોધકોને પ્રેરણા આપે છે અને આધુનિક પ્રગતિની પશ્ચાદ્ભૂમિકા સમજવામાં મદદ કરે છે. આ સાલમાં આવતી એવી જયંતી આટલી છે:

ગણિતના ક્ષેત્રમાં મહત્ત્વનું સ્થાન પામેલા 'લૉગૅરિધમ'ના શોધક સ્કૉટલાંડના જૉન નેપીઅર (૧૫૫૦-૧૬૧૭)ની ચોથી જન્મશતાબ્દી આ વર્ષમાં આવે છે. ગુણાકાર-ભાગાકારની કડાકૂટભરેલી રીતોને બદલે લૉગૅરિધમ વાપરવાથી એ ક્રિયા સાવ સહેલી બની જાય છે. આ લૉગૅરિધમનાં કોષ્ટકો સૌ પ્રથમ તૈયાર કરનાર નેપીઅર હતો. તેણે એ કામ એકલે હાથે કર્યું હતું અને જ્યારે એ કોષ્ટકો પ્રગટ થયાં ત્યારે ગણિતની દુનિયામાં એક જબરદસ્ત વિસ્મય પેદા થયું હતું. કેટલાક એ સ્વીકારવા તૈયાર પણ નહોતા, પરંતુ લૉગૅરિધમની ઉપયોગિતા આગળ વિરોધીઓને નમવું પડ્યું. આજે મૅટ્રિકનો વિદ્યાર્થી પણ લૉગૅરિધમનો ઉપયોગ જાણે છે.

ફ્રાંસમાં રેને ડેસ્કાર્ટેસ (૧૫૯૬-૧૬૫૦) પણ ગણિતના ક્ષેત્રમાં અદ્ભુત કામ કરી ગયો. ઍનૅલિટિકલ જ્યૉમેટ્રી (ભૂમિતિ) ના પાયા તેણે નાખ્યા. આ મહાન ગણિતશાસ્ત્રીની ત્રીજી શતાબ્દી પણ આ વર્ષમાં આવે છે. જૉન નેપીયર અને ડેસ્કાર્ટિસ બંને અમીર કુટુંબના નબીરા હતા અને ગણિતના સંશોધનના રસિયા હતા.

અબ્રાહામ ગોટલોબવર્નર (૧૭૫૦-૧૮૧૭) નામે મહાન જર્મન ખનીજશાસ્ત્રીની બીજી શતાબ્દી જયંતી પણ આ વર્ષે ઊજવાશે. ભૂસ્તરવિદ્યાના ક્ષેત્રમાં તેનું વ્યક્તિત્વ પ્રબળ હતું. તેના સમકાલીન ડીઓડાટ્ ડોલોમ્યુની દ્વિશતાબ્દ જયંતી પણ આ વર્ષે જ છે. પણ એ બંનેના જીવનમાં અત્યંત ફરક છે. એક આખી જિંદગી દુઃખ ને દારિદ્ર્યની યાતનાઓમાં કાઢી; પણ પોતાનું સ્થાન છોડતા સંશોધનમાં જ સમાપ્ત કર્યું. તો બીજાને પરિસ્થિતિ ખૂબ અનુકૂળ હતી. ડોલોમ્યુ લશ્કરી તાલીમ પામી સૈન્યમાં ઊંચી પાયરીએ હતો. છતાં રસાયન અને બીજાં વિજ્ઞાનોમાં તેને ખૂબ રસ હતો. એ કાર્યમાં તે રચ્યો

પ્રચ્યો રહેતો. તેના માનમાં મૅગ્નેસિયમના ખનીજને ફોસ્ફોપાઈટ તરીકે ઓળખવામાં આવે છે.

આધુનિક રસાયણના નિર્માતાઓમાંનો એક ગેલૂસાક (૧૭૭૮–૧૮૫૦) વિશેષ જાણીતો છે. રસાયણના દરેક વિદ્યાર્થીને તેના સુપ્રસિદ્ધ નિયમનો અભ્યાસ શરૂમાં જ કરવો પડે છે. વાયુઓના ભૌતિક અને રાસાયનિક ગુણધર્મોનો અભ્યાસ તેણે કર્યો હતો. આધુનિક અણુ અને પરમાણુ વચ્ચેનો ભેદ તેણે સ્પષ્ટ કર્યો. વાતાવરણના વાયુઓના અન્વેષણ માટે એ જમાનામાં પણ તે બલૂનમાં બે વાર ઊડ્યો હતો. આ વરસે તેના અવસાનની શતાબ્દી આવે છે.

તેનો સમકાલીન અંગ્રેજ વિજ્ઞાની ડૉ. વિલિયમ પ્રાઉટ (૧૭૮૫–૧૮૫૦) લોહી, પેશાબ અને પાચનના રસાયન અંગે ખૂબ સંશોધન કર્યું હતું. ખાસ કરીને મૂળતત્ત્વોના અણુવજન સંબંધી તેનું અનુમાન પ્રાઉટના સિદ્ધાંત તરીકે સુવિદિત છે. વિલિયમ સ્ટર્જિયન (૧૭૮૩–૧૮૫૦) એક અંગ્રેજ મોચીનો છોકરો હતો, પરંતુ વિદ્યુત વિજ્ઞાન શાસ્ત્રમાં તેણે નામ કાઢ્યું. અનેક મુશ્કેલીઓનો સામનો કરીને તેણે ગણિતમાં પ્રવીણતા મેળવી અને વિદ્યુતને લગતા પોતાના અવનવા પ્રયોગોથી ઘણા વિજ્ઞાનીઓને આકર્ષ્યા. વિદ્યુત્-લોહ ચુંબક તેણે બનાવ્યું. ગરીબીને લીધે તેણે સહન પણ ઘણું કર્યું.

સ્ટર્જિયન જેવો બીજો વિજ્ઞાની સિડની ગિલ્ક્રાઈસ્ટ ટૉમસ પોલીસ કચેરીમાં કારકુન હતો. અત્યંત સામાન્ય સ્થિતિનો અને પેટને માટે કારકુની કરતો ધાતુ સંશોધન વિજ્ઞાનમાં અમર થઈ ગયો છે. લોઢામાં ફૉસ્ફરસ રહી જાય તો તે નકામું થાય છે એ ફૉસ્ફરસ કાઢી નાખવા માટેની રીત યોજીને નકામા ગણાતા ફૉસ્ફરસ યુક્ત લોઢાના ખનીજને તેણે ઉદ્યોગમાં વાપરી શકાય એવું કર્યું. જેથી લોઢના ઉદ્યોગને ખૂબ ફાયદો થયો છે. પરંતુ પોતાના મહાન કાર્યની સિદ્ધિ જોવા એ લાંબુ જીવી ન શક્યો. —ન. ભૂ. શાહ.



## દરિયાઇ સ્કાઉટો

લશ્કર–ખુશ્કી, તરી તેમજ હવાઇ દળનો આપણને લેશમાત્ર પરિચય કે પ્રેમ નથી. પણ એ ભૂલવું ન જોઈએ કે દેશના અસ્તિત્વને માટે આ યુગમાં એ પણ રાજ્યનું એક અંગ છે અને રસ હોય તેને એ દિશામાં પુષ્કળ અવકાશ છે: જમીન પરનું ખુશ્કી લશ્કર તો આપણે કંઈક જોયું હોય છે, પણ નૌકા અને હવાઈ દળો વિષે આપણી પ્રજા તદ્દન બેખબર છે.

આથી દેશના તરુણોને એ દિશામાં પ્રવેશ મળે એ ઉદ્દેશથી સરકાર તરફથી એક નવું જ પ્રસ્થાન કરવામાં આવ્યું છે. જમીન પરના 'બૉય-સ્કાઉટો'ના જેવી 'દરિયાઇ સ્કાઉટો'ની પ્રવૃત્તિ હમણાં કોચીનમાં શરૂ કરી છે, તે ૨૪ સ્કાઉટોનું ચિત્ર ઉપર આપ્યું છે.

એમાં અઠવાડિયામાં એકાંતરે ત્રણ દિવસ સાંજે એક કલાક જહાજ પર તાલીમ લેવા જવાનું હોય છે, જેમાં એક દિવસ તરવાનું અને બાકીના બે દિવસ નૌકાયાનને લગતું વ્યવહારુ જ્ઞાન આપવામાં આવે છે. તે પછી એમને હોડી ચલાવતાં, તથા જહાજના સરસામાનનું અને સઢ ચડાવવા ઉતારવાનું વગેરે શિક્ષણ આપી જહાજો ઉપર નાનીનાની સફરે પણ લઈ જવામાં આવે છે. ખુશ્કી દળોની જેમ ડ્રિલ અને બંદૂકબાજી તો તેમના અભ્યાસમાં છે જ.

કોચીનના આ દરિયાઇ સ્કાઉટો જેવી પ્રવૃત્તિ જામનગર, મુંબાઇ, ને વિઝાગાપટ્ટણ જેવા મહત્ત્વનાં નૌકાસ્થાનોમાં પણ શરૂ થવી જોઈએ.

## સાહિત્યકાર વડાપ્રધાન

ઓરિસાના વડાપ્રધાન શ્રી હરેકૃષ્ણ મહેતાબ રાજપુરુષ હોવા ઉપરાંત એક કુશળ ઇતિહાસકાર, નવલકથાકાર તથા કવિ છે, ઓરીસાભરમાં ગઇ તા. ૨૬ નવેમ્બરથી ૨૭ ડિસેમ્બર સુધી તેમનો સુવર્ણ મહોત્સવ ઉજવવામાં આવ્યો ત્યારે તેમને આપવામાં આવેલી રૂ. ૫૧,૦૦૦ની થેલીમાંથી રૂ. ૨૫,૦૦૦ ઉડિયા સાહિત્યની સુધારણા માટે ઉત્કલ વિશ્વવિદ્યાલયને તથા બાકીની રકમ પછાત વર્ગો તથા હરિજનોના હિતાર્થે ગાંધી પ્રચાર સમિતિને તેમણે આપી દીધી. શ્રી મહેતાબે ઇતિહાસ, દંતકથા, કાવ્ય તથા નાટકના લગભગ બાર પુસ્તકો લખ્યાં છે. તેમના 'ઓરિસાના ઇતિહાસે' તેમને ઇતિહાસકારોની હરોળમાં અગ્રસ્થાન આપ્યું છે. 'નૂતન ધર્મ', 'પ્રતિમા' તથા 'અસ્થાર' તેમની નવલકથાઓ છે તેમણે ૧૯૪૬માં સ્થાપેલી 'પ્રજાતંત્ર પ્રચાર સમિતિ'ના હેઠળ ઉડિયા દૈનિક 'પ્રજાતંત્ર' તથા અંગ્રેજી દૈનિક 'ઈસ્ટર્ન ટાઇમ્સ' ચાલે છે. તે ઉડિયા ભાષાનું સાહિત્યવિષયક માસિક 'ઝંકાર' ચલાવે છે ને તેમાં તથા 'પ્રજાતંત્ર'ના રવિવારના અંકમાં નિયમિત રીતે કાવ્યો તથા લેખો લખે છે.

# કુમાર

આવતી કાલનાં નાગરિકોનું અદ્યતન માસિક


સંસ્થાપક - રવિશંકર રાવળ

વ. ૨૭ અં. ૫ ૩૨૭ માહે મે ૧૯૫૦

તંત્રી

બચુભાઇ રાવત




પૂલની કમાન (લીથોગ્રાફ) - ચિત્રકાર ગોસ્વામી પટેલ - આ ચિત્રની લીથો-છાપ પદ્ધતિની સમજ અંદર આપી છે.



**સાંઢમારી**

ચિત્રકાર : શ્રી માર્કંડ ભટ્ટ એમ. એ. (એમનો પરિચય આ અંકમાં આપ્યો છે)

પ્રચંડ આવેગ અને બળની સ્ફૂર્તિ વાળી તેરામાં માણસમાત્રને એક જાતનો રસ પડે છે, કેમકે પૃથ્વી પરના બળોને મહાત કરવા મનુષ્યજાત આદિકાળથી મથી રહી છે. મારકણો સાંઢ પોતાના પ્રદેશમાં બીજા હરીફને ઊભેલો પણ જોઈ શકતો નથી અને એમાંથી તે ઉકળી હરીફ મળતાં યુદ્ધના હુંકાર કરતો ધસે છે. શીંગડાની ટીક એના હુમલાનો પ્રકાર છે. બળના પ્રતીક તરીકે સાંઢને યોજનાર ગોપાલક હિંદુસ્તાનમાં આ ચિત્રના અનેક પ્રકારો પૂર્વે થયા છે. અજંટાના કલાકારોએ આ યુદ્ધની સવેગદર્શી રચનાઓ બતાવી છે તે સૌપ્રથમ શ્રેષ્ઠ નમૂનો છે. શ્રી માર્કંડ ભટ્ટે ફરી આ યુગમાં તે જ વિષય પર હાથ અજમાવ્યો છે અને તે સાથે અદ્યતન પદ્ધતિનું નવા પ્રકારનું ચિત્રવિધાન, વિવિધ વર્ણો તથા વજનદાર પિંડસમુચ્ચયનો ખ્યાલ આપવામાં સફળતા મેળવી છે. અત્યારના જગતના બે હરીફ સત્તાશીલ વાદોની ટક્કર આ ચિત્ર દ્વારા પ્રતિધ્વનિત કરવા તેમાંયે તેમણે પૂર્વ ને પશ્ચિમના પ્રતીક રંગો—પીળા અને આસમાની—નું આયોજન કર્યું છે. અમેરિકાનાં પ્રદર્શનોમાં એ ઘણું પ્રશંસા પામ્યું હતું ને ફ્રાન્સના જગન્માન્ય મૉડર્નિસ્ટ કલાકાર માતીસે (Matisse)એ આ ચિત્ર માટે ભાઈ માર્કંડને અભિનંદન આપ્યાં હતાં.






**ગ્રાહકોને**

કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે; એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઇ કરી આપવાનું કંઈ બંધન અમારે માથે રહેતું નથી


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત મુદ્રણ-પ્રકાશનસ્થાન. કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક ટપાલ સાથે રૂ. ૭॥; પરદેશમાં રૂ. ૯॥ અથવા શિ૦ ૧૫ છુટક નકલના બાર આના

# હે અંધકાર!

· મિશ્ર ·

સ્હોણી રે'છે તેજમાં કાંચનાર :
તો મ્હેકે છે મધુર નિશિગંધા થકી અંધકાર.

હે અંધકાર!
તારાં મહા ગૌરવથી અજાણ—
અંધારમાંથી દ્યુતિને પથે જવા—
મેં ઝંખના કે કીધ વારવાર.
એ સર્વ હેલના...

ને તોય,
હે પ્રેમલ સ્નિગ્ધ સૌમ્ય!
પ્રશાન્ત તારાં સઘળાં રહસ્યનાં
તેં તો ઉઘાડી દીધ છે દુવારે.

મેં તેજની સૃષ્ટિનું કીધ દર્શનઃ
જ્યાં રૂપ છે રંગીન...
જ્યાં મધુસ્વરે
આનંદમાં ગીતનું નિત્ય વર્ષણ.
તથાપિ એ તેજ થકી જ તે બની
રહે અરે સીમિત દૃષ્ટિ નેણની,
ને શબ્દના નૂપુરનો જ્યહીં ધ્વનિ
ત્યાં મૌનના સ્પંદનને પિછાનવા
મારાં નહીં જાગ્રત કર્ણ.
રે ઘણું
ઘણુંય એ તેજ મહીં લહ્યા થકી
અદીઠ તે જાય રહી અલક્ષણ.

તારે નહી સીમ...
ન ભિન્ન વર્ણની
સોહામણી ચંચલ કોઈ છે કલા.
અવર્ણનીય હે!
તું સ્હેજમાં જ્યોતિ અનંત વિશ્વનાં
દર્શાવતો, જે પ્રગટે પ્રતિક્ષણ;
દિક્કાલથી જ્યાં થઈને અબાધિત
મારાં રમે લોચન સ્ફૂર્તિપૂર્ણ.

તારે નહીં સૂર...
તથાપિ સૃષ્ટિનાં
સૌ મંડલોની ગતિ કેરું લાસ્ય જે,
અશ્રાવ્ય એનો લય સંગ છંદમાં
મદીય જે અંતર તાલ દૈ રહે...,
એ કંપનોની અનુભૂતિ શી પ્રિય!

રે શાન્ત આનંદની સૌમ્યમૂર્તિ હે!
આ સર્વથી યે પણ કૈં વિશેષ—
તેં પક્ષ્મની ભીતરના પ્રદેશમાં
સુગોપ્ય મારું મૂલ રૂપ જે રહ્યું
તેનું યે તે દર્શન છે મને દીધું:
તારું કરું ગૌરવ હે ઉદાર!
હે અંધકાર!

રાજેન્દ્ર શાહ

# બુગદામાંથી પસાર થતાં

· મંદાક્રાન્તા ·

સર્જ્યાં તેં આ ગિરિવર, અમે ભવ્ય અટ્ટાલિકાઓ;
તારા વ્હેતા નદ થકી વહાવ્યા જ વિદ્યુત્પ્રવાહો;
તારાં પંખી, ગગન અમ આ વેગીલાં વાયુયાનો;
તારી વ્હોળી પ્રકૃતિ, નગરો શોભીતાં કૈં અમારાં.
તારી પૃથ્વી ઉપર નકશો ફેરવીએ મનસ્વી,
વીંધી પ્હાડો તુજ નીકળીએ તીર જેવા તરસ્વી;
પૂર્યો સિન્ધુ, ધરતીઉરથી વારિ ખેંચ્યાં ફુવારે,
તારાં સૂકાં રણ રસળવા હામ હૈયે અમારે!

કાલે જન્મ્યો મનુ વિકસતો વામનેથી વિરાટ!
વ્યાપી જાશે ત્રણ ભુવનમાં વર્ધતો આ અફાટ.
તારા મત્સ્યસ્વરૂપ સરખો એકથી અન્ય પાત્રે
થાતો ન્યસ્ત ક્ષણક્ષણમહીં, દીર્ઘથી દીર્ઘ ગાત્રે!
આકાશો સૌ સભર મનુથી; તું તદા ક્યાં જ હોશે!
કે, ત્યારે એ મનુસ્વરૂપમાં હે પ્રભો, તું જ રહોશે!

અજારામ

# પ્રશાંત-નીરવ

· પૃથ્વી ·

અખંડ રમણા અહો હલન કેરી વિશ્વે મચી!
અનંત નભતારલા ઘુમરતા ફરે ફૂદડી;
સદૈવ મરીચિ ક્રમે ગગન; ઘૂમી પૃથ્વી રહે;
વહે અનિલ; નીલ આ નભ ધરે નવા રંગને;
ખીલે મુકુલ; સૃષ્ટિની સકલ ચીજ,—રે ધૂલિનો
કણેકણ ક્ષણેક્ષણ સ્થિર લહે પરિવર્તન;
અને સગીર મંદમાં ઝુલત ખીલતાં પુષ્પશી
પ્રતિક્ષણ ધરિત્રી નવ્યતર રૂપ ધારી લસે.

અહીં અખિલ કિંતુ છે પ્રખર ગ્રીષ્મ-મધ્યાહ્ન શું
પ્રશાંત-નીરવ; પ્રચંડ નવ ઊર્મિ-વંટાળની
ચડે ડમરી; વાયુ-લ્હેર સમ સૂક્ષ્મ સંવેદનો
ન કે ક્યહીં ઊઠે; બધું જ બસ શૂન્યમાં મૂર્છિત!
અને અહીંતહીં પડેલ મુજ સ્વપ્નનાં દર્ભ સૌ
પલેપલ ચહી રહે ભીષણ વિશ્વ-ઝંઝાનિલ!

શ્રીકાન્ત માહુલીકર

¶ 'અંધકાર'નું ગૌરવ ગાતા આ કાવ્યમાં, પ્રકાશ ને અંધકારની સરખામણી કરીને શરૂમાં બે વૃક્ષનાં પ્રતીકથી સૂચન મૂક્યું છે. પછી કહે છે મેં તો 'અંધકારમાંથી પ્રકાશમાં જવા'ની ઝંખનાઓ કરેલી; પણ એ અવહેલનાને ગણકાર્યા વિના તેં તો તારાં રહસ્યનાં દ્વાર પ્રેમથી મારી આગળ ખોલી દીધાં. તેજની સૃષ્ટિ ભલે સુંદર હોય, પરંતુ એના પ્રકાશ વડે આંખની દૃષ્ટિ મર્યાદિત પણ બની જાય છે. ને ઘણી અદીઠ વસ્તુઓ પરખ્યા વિનાની રહી જાય છે. એને મુકાબલે, હે અંધકાર, તારે નથી કોઈ સીમા, કે નથી કોઇ સોહામણી ચંચલ કલા. તું તો સહેજમાં અનંત વિશ્વના જ્યોતિ દેખાડી રહે છે. અને તેથી યે વધુ તો એ કે, પાંપણની પાછળના અંતરતમ પ્રદેશમાં છુપાએલું પડેલું મારું સાચું મૂળ રૂપ તેં મને બતાવી દીધું. ¶ 'બુગદામાંથી પસાર થતાં' એવા સાદા મથાળા નીચે, રેલવેની મુસાફરીમાં નજરે પડતાં દૃશ્યો પરથી આવતા વિચારો દર્શાવ્યા છે. તેમાં માણસે, જાણે ઈશ્વરની સૃષ્ટિ સામે હોડ માંડી હોય તેમ, પર્વત, નદી, આકાશ, કુદરત, બધે પોતાના પુરુષાર્થ વડે જે સમાન સૃષ્ટિ ખડી કરી છે તેનું વર્ણન છે. આમ, વામનમાંથી વિરાટ થતો માણસ શું ત્રણે ભૂમીને વ્યાપી જશે? અને પછી પ્રશ્ન કર્યો છે કે બધાં આકાશો માણસથી ભરાઇ ગયાં હશે ત્યારે હે પ્રભુ તું ક્યાં હશે? કે પછી એ માણસના સ્વરૂપમાં જ તું સોહી રહ્યો હોઇશ? ¶ 'પ્રશાંત-નીરવ' લાગતા ગ્રીષ્મના પ્રખર મધ્યાહ્નનું વિશદ આલેખન કરતા આ કાવ્યમાં એ શાંતિની પાછળ રહેલી એવી જ પ્રખર કોઈ ક્રાંતિની ઝંખના આલેખી છે,—ઉનાળાના બપોરની આકરી અકળામણમાં જાણે મેઘ તોડી પાડે એવા ઝંઝાનિલની આપણે ઝંખના કરીએ છીએ તેની.

## જાતકમાઈનું ભણતર

વડોદરાના વિશ્વવિદ્યાલયે ગરીબ વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદ કરવાની યોજના ઘડવા માટે એક સમિતિ નીમી છે તે સમિતિ ગરીબ વિદ્યાર્થીઓને અભ્યાસ દરમ્યાન કોઈ જાતનું કામ શોધી આપી તેની કમાણીમાંથી અભ્યાસનું ખર્ચ કાઢવાનો માર્ગ વિદ્યાર્થીઓ માટે રજૂ કરશે. આવી જાતની યોજના અતિ અગત્યની છે.

અમેરિકામાં તો બધી જ યુનિવર્સિટીઓમાં લગભગ સાઠ ટકા ઉપરાંત વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસ માટેનું ખર્ચ પોતે જાતે કાંઈ કામ કે ઉદ્યોગ કરીને મેળવી લે છે. આ બધા જ કાંઈ ખાસ ગરીબ વિદ્યાર્થીઓ નથી હોતા. સાધનસંપન્ન માતપિતાનાં સંતાનો પણ (છોકરાઓ તેમજ છોકરીઓ બંને) માબાપને ભારરૂપ થવાનું યોગ્ય ધારતાં નથી અને કામ કરીને પોતે કમાઈ અભ્યાસનું ખર્ચ કાઢવામાં ગૌરવ માને છે. હૉટેલોમાં, ખેતરોમાં, ખાનગી ઑફિસોમાં, છાપખાનાંઓમાં, છાપાં વેચવામાં, ઘરકામમાં, નાના ઉદ્યોગોની મદદમાં, છોકરાં સંભાળવામાં ને એવાં અનેક કામોમાં ફુરસદ ને રજાનો સમય ગાળી તેઓ કમાય છે; અને ત્યાંની પ્રજા પણ ખુશીથી કામ આપે છે. કાયમના કામદારો, મદદનીશો, ઘરકામના નોકરો, બાળકોની અમુક કલાક માટે સંભાળ લેનારાં, વગેરે પ્રકારના ધંધાદારી ત્યાં ઓછા હોતા નથી અને જેટલા છે તે બહુ મોંઘા હોય છે. એટલે આવાં છૂટક કામ કરનારાં સસ્તાં પડે છે અને તેઓ ભણેલાં હોવાથી તે સારું કામ કરે છે. આમ, બંને પક્ષને ફાયદો થાય છે.

આપણા દેશમાં શાળા-કૉલેજોમાં ગરીબ વિદ્યાર્થીઓ માટે કેટલીક માફીની સંખ્યા રાખવામાં આવી છે, પરંતુ એ બહુ ઓછી છે. એના કરતાં ઘણી વધારે સંખ્યા ગરીબ વિદ્યાર્થીઓની હોય છે. સ્કૉલરશિપો તો અભ્યાસમાં જે ઊંચે નંબરે આવે તેને માટે હોય છે. પરિણામે સંખ્યાબંધ વિદ્યાર્થીઓને, આર્થિક અનુકૂળતા ન હોવાથી ઉચ્ચ અભ્યાસનો લાભ જતો કરવો પડે છે. અમદાવાદની એક ખાનગી શાળામાં એવી પ્રથા હતી કે, માફી વિદ્યાર્થીઓની માહિતી માત્ર હેડમાસ્તરને જ હોય, અને ફીને દિવસે બાળકો તેમની પાસેથી ફી લઈ આવી વર્ગમાં આપે. એ હેડમાસ્તર માનતા કે વિદ્યાર્થી માફી હોય એ બીજાની નજરમાં તેને હલકો પાડનારું છે. પણ ખરું તો વિદ્યાર્થીને જ ભાન થવું જોઈએ કે માફી ભણવામાં માનહાનિ છે.

એ સ્થિતિ લાવવા માટે વિદ્યાર્થીને કામ આપવાની યોજના બહુ આવકારપાત્ર છે. શાળા અને કૉલેજનાં કામ, આજુબાજુનાં ઘરો, દુકાનો, ઉદ્યોગાલયો, રેલવે, બૅન્કો, ઑફિસો, છાપખાનાં, મોટરબસ તથા નાના ધંધાનાં કામ, ઘેરઘેર ફરીને વેચવાનું કામ વગેરે અનેક કાર્યો વિદ્યાર્થીઓ પોતાના ફુરસદના અને લાંબી રજાના સમયમાં કરી શકે. હાલ પણ મોટરબસના કંડક્ટર, ચેકર, પ્રૂફરીડર, દુકાનનો હિસાબકિતાબ લખનાર, સિનેમાના ડોર-કીપર, સ્ટેશનરી સાબુ વગેરે વેચનાર, છાપાં વહેંચનાર, એવા અનેક ધંધા કરનાર વિદ્યાર્થીઓ અમારા જાણવામાં છે. તેઓ આ રીતે પોતાના અભ્યાસનું ખર્ચ કાઢે છે. પરંતુ ખરી રીતે તો વિદ્યાર્થીઓને કામ આપવાની વ્યવસ્થિત યોજના કરવાનું અને તેની જવાબદારી લેવાનું યુનિવર્સિટી અગર કૉલેજના સંચાલકોને માથે હોવું જોઈએ. આવી યોજના વિચારાઈ તેને વ્યવસ્થિત સ્વરૂપ આપવામાં આવે તો ઘણા વિદ્યાર્થીઓ માટે ઉચ્ચ શિક્ષણનો પ્રબંધ થઈ શકે.

વિદ્યાર્થીઓને કામ આપવા ઉપરાંત છાત્રાલયોનાં, કૉલેજના અને બહારનાં ખર્ચો ઓછાં કરવામાં આવે, નોકરો વગેરે કમી કરી પોતપોતાનું ઘણું કામ વિદ્યાર્થીઓ જાતે કરી લે એવી પ્રથા કરવામાં આવે, તોપણ ખર્ચમાં બચત થવાથી માતપિતાનો આર્થિક બોજો ઓછો થાય અને વિદ્યાર્થીઓને સ્વાશ્રયનો પાઠ મળે. અત્યારે છાત્રાલયો અને કૉલેજોમાં નોકરચાકર, ચાપાણી, મિજબાની, ટૉઇલેટ, પોષાક વગેરેમાં મોટા ભાગના વિદ્યાર્થીઓ ગજા ઉપરાંતનાં ખર્ચ કરે છે. આમાં પણ વ્યવસ્થાપૂર્વક કામ લેવાય, નોકરચાકરની મદદ ઓછી થાય, ખાવાપીવામાં વધારે સાદાઈ રખાય અને રસોઈઆ ઉપર દેખરેખ રખાય તો કેટલોક બોજો ઓછો થાય. અત્યારે જે સ્થિતિ પ્રવર્તે છે તેમાં મધ્યમ વર્ગનાં માતપિતાને પોતાનાં બાળકોને ઉચ્ચ શિક્ષણ આપવાનું, આર્થિક દૃષ્ટિએ, લગભગ અશક્ય જેવું બની ગયું છે.

એટલે, વિદ્યાર્થીઓને સ્વાશ્રયી બનાવીને માતપિતાનો આર્થિક બોજો હલકો કરવાની વડોદરા યુનિવર્સિટીની આ યોજના બધી યુનિવર્સિટીઓએ અપનાવવા જેવી છે.

રૂપર (મે ૧૯૫૦)

## ઊગતી પેઢીનું આરોગ્ય

ગયા માસના ત્રીજા અઠવાડિયામાં અમદાવાદમાં શારીરિક શિક્ષણને ને આરોગ્યના પ્રશ્ન વિષે વિચાર કરવા માટે પરિષદ ભરવામાં આવી હતી. તે પ્રસંગે પ્રદર્શનો ઉપરાંત અંગકસરતના, કવાયતના લશ્કરી તાલીમના અને એવા બીજા અનેક પ્રયોગો કરવામાં આવ્યા હતા, જે વિદ્યાર્થીઓની શિસ્ત, મનોહર વ્યૂહરચનાઓ ને સાચી તાલીમના સુંદર દૃષ્ટાન્તરૂપ હતા.

પરંતુ આ બધા પ્રયોગો અને સમારંભો છતાં ગુજરાતની પ્રજાનું સામાન્ય આરોગ્ય અને શારીરિક વિકાસ તથા બળ બહુ અસંતોષકારક છે એવું એ પરિષદ પ્રસંગે હાજર રહેલા હજારો વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓના દેખાવ ઉપરથી સહેજ જણાઈ આવતું હતું. આપણા પ્રાંતની ઊછરતી પ્રજા વ્યાયામ પ્રત્યે એકંદરે ઉદાસીન વૃત્તિ ધરાવે છે. આવા સમારંભોથી કદાચ થોડી પ્રેરણા ને ઉત્સાહ જાગૃત થાય, પરન્તુ જ્યાં સુધી આપણી રહેણીકરણીના ધોરણમાં ફેરફાર થાય નહિ, આપણી સુંવાળાશ જાય નહિ, આપણને અગવડ અને હાડમારી વેઠવાની વધારે ટેવ ન પડે ને શરીરની નબળાઈ ને નાજુકાઈમાં વડાઈ માનવાની આપણી મનોવૃત્તિ બદલાય નહિ ત્યાં સુધી આપણી શારીરિક સ્થિતિ સુધરવાનો સંભવ નથી.

લશ્કરી તાલીમ માટે પણ ગુજરાતની પ્રજામાં જરા યે ઉત્સાહ નથી. પ્રાદેશિક દળ માટે ભરતી કરવાનું પરિણામ આપણા પ્રાંતમાંથી લગભગ શૂન્ય આવેલું.

વ્યાયામ, પોષાક, ખોરાક, સ્વચ્છ હવા પાણી, એ બધાં સાધનો છે. સાધ્ય તો શરીરનું આરોગ્ય અને શરીરનું ખડતલપણું (તાપ, ટાઢ વગેરે વેઠવાની શક્તિ અને શારીરિક શ્રમનાં કામો થાક લાગ્યા સિવાય કરવાની શક્તિ) છે. એવી વૃત્તિ આપણી ઊછરતી પ્રજામાં કેળવવાની જરૂર છે. શાળામાં અને કૉલેજમાં ભણતી બાળાઓ નાજુકાઈને ને નબળાં શરીરને સુંદરતા માને છે, અનારોગી તબિયત ને ઓછા ખોરાકમાં વડાઈ માને છે એ તેમની મનોવૃત્તિ ફેરવવાની જરૂર છે. અત્યારનાં નનામડાં શરીરનાં, ફિક્કા ચહેરાનાં, જરાજરામાં થાકી જનારાં, માંદાંમાંદાં યુવકયુવતીઓ જોઈને તો ગુજરાતની ભાવિ પ્રજાના આરોગ્ય વિષે ચિંતા ઉપજે તેવું છે.

(જ્યોતિર્ધર) —મ. ઓ.

# માર્કંડ ભટ્ટ એમ.એ.

ગુજરાતના પહેલા કલાપદવીધર અને વડોદરા યુનિવર્સિટીના કલાવિભાગના નિયોજક

★

લેખક
**રવિશંકર રાવળ**

શ્રી માર્કંડ ભટ્ટ

છેલ્લાં પચ્ચીસ વર્ષમાં ગુજરાતના જુદાજુદા ભાગમાંથી કલાની સાધના કરતાં અનેક યુવક-યુવતીઓએ આખા ભારતવર્ષમાં ગુજરાતની સંસ્કારપ્રિયતાને નવી પ્રતિષ્ઠા અપાવી છે. જે કાળે સરકારી તંત્રમાં પાઠ્ય પુસ્તકોની બહારનો કોઈ પણ પ્રયોગ કે કાર્યક્રમ બગાડો અથવા ધાંધલ ગણાતું, એવા વખતમાં જે થોડી સંસ્થાઓએ શાળાના શિક્ષકસમુદાયમાં કળાકારનો સમાગમ અને શિક્ષણ અગત્યનાં માન્યાં હતાં તેમાં ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનનો ફાળો નોંધપાત્ર છે. ત્યાં શ્રી નાનાભાઇ ભટ્ટે શરૂમાં સંગીત અને પછી ચિત્રકળાના અધ્યાપકોને બીજા પદવીધર શિક્ષકો જેવા જ આદર અને સગવડોથી અપનાવ્યા હતા. એમાં ચિત્રશિક્ષક તરીકે ગુજરાતને રંગમય ચિત્રોની મોટી હારમાળા આપનાર શ્રી સોમાલાલ શાહ પર તેમની પસંદગી ઊતરી હતી; અને છેલ્લાં કેટલાંક વર્ષોથી એ સંસ્થા બંધ થવા છતાં પણ શ્રી સોમાલાલે સૌરાષ્ટ્રની ભૂમિને અપનાવી સૌરાષ્ટ્રમાં ચિત્રના વિદ્યાર્થીઓ અને સૌરાષ્ટ્રનાં માનવપાત્રોને પોતાનુ સાધનાક્ષેત્ર બનાવ્યાં છે. એમની પાસે આવેલી વિદ્યાર્થીઓની પહેલી હરોળમાં ભાઇ માર્કંડ ભટ્ટ અને ભાઇ વિનાયક પંડ્યા હતા. સંસ્થાના અભ્યાસક્રમની ઉપરાંત એ બંનેએ તો સોમાભાઇના અંતેવાસી બની કલાના વિદ્યાર્થી બનવાનો અધિકાર મેળવી લીધો. એ વખતે (૧૯૩૩મા) પણ માર્કંડના હાથનાં વર્ણભેદ અને રેખાંકનમા દઢતા અને સુરેખતા હતાં.

વિનીત (એ સમયે મૅટ્રિક જેટલું જ ધોરણ) પૂરું કરી તે મુંબાઈની

'ઇન્ટરનૅશનલ હાઉસ ઑવ ફિલાડેલ્ફિયા'ના મુખપત્રની ઑફિસમાં તેનું તંત્રીમંડળ: જેમાં શ્રી માર્કંડ ભટ્ટ કલા-સંપાદક હતા. કચેરીની ભીંતો ઉપર શ્રી માર્કંડ ભટ્ટનાં ચિત્રો દેખાય છે.

ડાબી બાજુથી ઉપર:-(૧) એક હિંદી વિદ્યાર્થી; (૨) ઈન્ટરનૅશનલ હાઉસના રેસિડેન્ટ ડિરેક્ટર મિ. ફ્રેિંબ; (૩) એક અમેરિકન વિદ્યાર્થિની; (૪) સીરિયા વિદ્યાર્થી; (૫) ઇરાનના વિદ્યાર્થી; (૬) મોંમાં ચુંગીવાળા શ્રી માર્કંડ ભટ્ટ; (૭) કૅનેડિયન વિદ્યાર્થી; (૮) અમેરિકન વિદ્યાર્થિની; આગળના ભાગમાં હસતા બેઠેલા છે તે પાકિસ્તાનના વિદ્યાર્થી શ્રી અલી; તેની તરત પાછળ નૉર્વેના એક વિદ્યાર્થી.





ઉપર: એક સ્કેચ
ડાબી બાજુ
'ગામડાંની બાલિકા'
અમેરિકા ગયા પછી
ત્યાં કરેલું સૌરાષ્ટ્ર
જીવનનું એક ચિત્ર

નીચે: કાઠિયાવાડના બીજા પાત્રો
ડાબી બાજુ: વુડકટમાં પાત્રાલેખન
જમણી બાજુ: ગામડાનાં ભાઈબહેન



સ્કૂલ ઑવ આર્ટમાં જોડાયા, અને ઘરના સંજોગો કઠણ હોવા છતાં ઘણી ધગશ અને ધૈર્યથી પાંચ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કર્યો (૧૯૩૭). તેમાં લગભગ દરેક વર્ષે તેમના કામની કદર રૂપે તેમને ઇનામ કે સ્કૉલરશિપ મળી જતાં. પ્રિન્સિપાલ કૅપ્ટન સૉલોમનની તેમના પર કૃપાદૃષ્ટિ હતી, અને તેમનું તે વખતનું એક ચિત્ર 'લોકનાયક'તો મુંબાઈના પ્રિન્સ ઑવ વેલ્સ મ્યૂઝિયમમાં ખરીદાયું પણ હતું.

૧૯૩૮માં તેમણે અને તેમના સહાધ્યાયી વિનુભાઈ પંડયાએ ભાવનગરના નવા બંધાએલા 'નટરાજ રંગભવન'નું અલંકરણ હાથમાં લીધું અને એટલી નાની ઉંમરે એ બે તરુણોએ તે કામમાં છૂટે હાથે જે રૂપયોજનાઓ ને રંગવિધાનો કર્યાં છે તે ધન્યવાદને પાત્ર કરે છે.

તે પછી સાહસિક ગાર્ડે બહે કામ શોધવા દિલ્હીનો ફેરો કર્યો





ઉપર : 'ઇન્ટરનૅશનલ હાઉસ ઑવ ફિલાડેલ્ફિયા'ના પ્રવેશદ્વારે શ્રી ગાર્ફેડ; ડાબી બાજુ : શ્રી ભટ્ટની સ્કેચની શક્તિ દાખવતા, પરભાર્યા ફાઉન્ટનપેનથી કરેલા બે સ્કેચ : તે પૈકી આડું છે તે : વેનીસનું દૃશ્ય

અને ઠક્કર બાપાએ સ્થાપેલા હરિજન કેંદ્રના પ્રાર્થનામંદિરના ઉપરના ઘુમ્મટમાં હરિજન સંતોનાં આઠ ચિત્રો કર્યાં. આ કાર્યની ત્યાં એટલી સારી છાપ પડી કે તે પછીનાં યુદ્ધનાં વર્ષો (૧૯૪૦-૪૧)માં યુદ્ધ સમયને અંગે રંગછૂપણા અથવા રૂપલોપના (કૅમોફ્લેજ) કરનારી સંસ્થામાં કૅપ્ટન સૉલૉમનના હાથ નીચે કામ કરવા માટે તેમની વરણી થઈ. ત્યાંથી છૂટીને મુંબાઈ આવીને તેમણે પોતાની સ્વતંત્ર પ્રવૃત્તિ તરીકે એક ધંધાર્થી (કૉમર્શિયલ) કલાગૃહ શરૂ કર્યું અને વેપારીઓ તેમજ સીને-કંપનીઓ માટે પ્રચારચિત્રો, અક્ષરપાટીઓ અને બીજાં ઘણી જાતનાં કામ ઉપાડ્યાં. ઉપરાંત, ૧૯૪૪-૪૫માં, મુંબાઈની આર્ટ સોસાઍટી ઑવ ઇન્ડિયાના મંત્રી તરીકે કામ કરીને તેમણે ઘણા કલાકારો સાથે સંપર્ક અને મૈત્રી કેળવ્યાં.

પણ આ બધું છતાં એમને લાગ્યા જ કરતું હતું કે હવેનો યુગ વિશેષ તાલીમ અને અનુભવની અપેક્ષા રાખે છે અને તે આપે એવી સંસ્થા હિંદમાં નથી. આથી એમણે અમેરિકા જવાનો સંકલ્પ કર્યો. તે માટે આરંભમાં એકબે ગૃહસ્થોએ મદદ કરવા વચન આપ્યું હતું, પણ પાછળથી તેઓ વિમુખ થયા. છતાં એથી નિરાશ ન થતાં તેમણે તો ડગ ધર્યું તે પાછું ન જ ફેરવ્યું, ને સારી આવકવાળો ધંધો મૂકીને પોતાના જ સાહસ પર તે (૧૯૪૬)માં અમેરિકા ગયા, જ્યાં મુરલ (ભીંત)ચિત્રો અને ગ્રંથચિત્રોના ખાસ અભ્યાસક્રમો ફિલાડેલ્ફિયાની 'પેન્સિલવાનિયા ઍકેડેમી ઑવ ફાઈન આર્ટ્સ'માં પસાર કર્યા. ત્યાર બાદ ૧૯૪૭માં બાર્ન્સ ફાઉન્ડેશન(મેરીઓન, પેન્સિલવાનિયા)માં સ્કૉલર તરીકે તેમની ચૂંટણી થઇ. આ સંસ્થાની અમેરિકા તથા યુરોપમાં એટલી ઊંચી છાપ અને પ્રસિદ્ધિ છે કે તેમાં જવાતેવાને પ્રવેશ મળવો બારે મુશ્કેલ છે. 'બાર્ન્સ સ્કૉલર' હરે તે માણસની કક્ષા માટે ત્યાં કોઇ પ્રશ્ન રહે જ નહિ. એ સંસ્થામાં તેમણે સૌંદર્યરસશાસ્ત્ર (Esthetics) અને કલાદર્શન(Art appreciation)માં પહેલું વર્ષ પૂરું કર્યું અને પછી એક વર્ષ 'ફિલાડેલ્ફિયા મ્યૂઝિયમ સ્કૂલ ઑવ ઇન્ડસ્ટ્રીઅલ આર્ટ'માં પ્રચાર-ચિત્રકલાના નિર્માણમાં એક વર્ષ વિતાવ્યું. ફરી તેમને બાર્ન્સ સ્કૉલર થવાની તક મળી અને કલાશિક્ષણ તેમજ પાશ્ચાત્ય ચિત્રકળાની પરંપરાનો કોર્સ અભ્યાસક્રમ પૂરો કર્યો. આ રીતે બે વર્ષનું કામ થયા પછી જ ત્યાં M.A.

માસ્ટર ઑફ આર્ટ (કલાસિદ્ધ) બન્યાનું પ્રમાણપત્ર મળે છે. દર વર્ષે તેમાં દાખલ થવા ૩૦૦૦ વિદ્યાર્થીઓની અરજીઓ આવે છે અને તેમાંથી માત્ર ૩૦ની જ પસંદગી થાય છે! આ પરથી ભાઈશ્રી માર્કંડની સિદ્ધિનો આંક સમજાશે

આ બધી વિવિધ તાલીમથી 'ફિલાડેલ્ફિયા પ્રિન્ટ ક્લબ'ના તે સભાસદ થઇ શક્યા, ને ઇચિંગ, લિથોગ્રાફી, સિલ્ક-સ્ક્રીન, વૂડકટ (કાષ્ઠખુદાઇ), ચીનીપાત્રનું ચિત્રકામ વગેરેમાં આખું વર્ષ વિતાવ્યું.

વચ્ચેવચ્ચે તેમણે બીજી પ્રવૃત્તિઓ પણ કરી હતી. ફિલાડેલ્ફિયામાં કળાના અધ્યાપકોની પરિષદ્ મળી હતી તેમાં હાજરી આપી હતી, ને સ્થાનિક સંસ્થાઓમાં એકબે વખત વ્યક્તિગત પ્રદર્શનો પણ કર્યાં હતાં. ફિલ્કો રેડિયોના કેન્દ્ર પરથી ટેલીવીઝનમાં કળાના પ્રત્યક્ષ પ્રયોગો પણ તેમણે કરી બતાવ્યા હતા, તેમજ ત્યાંના શિક્ષાકેન્દ્રના સમાદરથી હિંદી કળા પર વાર્તાલાપો પણ આપ્યા હતા.

કળાશિક્ષણનો આ ઉચ્ચ અભ્યાસક્રમ સંપૂર્ણ કરી તેમણે યુરોપની સર્વ શૈલીઓ તપાસવાને લાંબો પ્રવાસ કર્યો. તેમાં ઇંગ્લંડ, હૉલંડ, ફ્રાન્સ અને ઇટલીના ચિત્રાલયો તથા સંગ્રહસ્થાનો અને કળાશાળાઓ તેમણે જોઈ નાખ્યાં. આ રીતે ઉત્કૃષ્ટ વિદ્યાર્થીજીવન અને પછી વિક્રમશીલ વિદ્યાલયજીવન વિતાવી ભાઇ માર્કંડે ફરી ગુજરાતની સેવા કરવાનું યોગ્ય સ્થાન મેળવ્યું છે તે એક સદ્‌ભાગ્ય છે.

તે એક ઉત્સાહી, સંકલ્પશીલ, નિશ્ચયાત્મક બુદ્ધિના તરુણ છે અને ગુજરાતની સાધારણ ઢબે સંસારની ઝપટમાં આવ્યા નથી તેથી કલાની સાધના એકાગ્રપણે વધારી શક્યા છે; અને હવે તો તેમણે પોતાના તપથી મેળવેલા પ્રસાદના યોગે ગુજરાતના ભાવિ કલાકારોને ઝડપી ને તેજસ્વી માર્ગદર્શન આપવાનું પદ સ્વીકાર્યું છે,—એટલે કે વડોદરાની શ્રી સયાજીરાવ યુનિવર્સિટીના કળાવિભાગના મુખ્ય નિયોજક નિમાયા છે અને ડીન તરીકે ચૂંટાયા છે; અને એ દરજ્જે કલાના સર્વ પ્રકારના અભ્યાસક્રમોની યોજના તે કરી રહ્યા છે. તેમની નજરમાં કળાના આરંભિક તેમજ પ્રાગતિક વિદ્યાર્થીઓ માટે જુદાજુદા અભ્યાસક્રમો ને યોજના સ્પષ્ટ આલેખાઇ ગયા છે.

તેમણે પોતે હિંદની કળાનો સારો પરિચય પ્રથમ સાધી લીધો છે, અને આજના જગતમાં જે અનેક પ્રકારના કળાપ્રવાહો અને પ્રકારો પ્રવર્તી રહ્યા છે તેથી પૂર્ણ માહિતગાર છે, એટલું જ નહિ પણ સર્વ પ્રકારોમાં તેમણે હાથ પણ અજમાવ્યો છે. રંગની વૈજ્ઞાનિક યોજના, આકારો ને રેખાઓનાં નવાં સંમિશ્રણો, સાધનોના અભિનવ પ્રયોગો ને ચમત્કારો, એ બધા ઉપરાંત કલાકારો માટે તેમણે જીવનનિર્વાહ, બુદ્ધિવિહાર કે રસદર્શન એ પ્રત્યેક કલાકાર્ય માટે નિશ્ચિત ધોરણો તૈયાર કરેલાં છે.

વડોદરા યુનિવર્સિટીના કળાના આવા પાઠ્યક્રમમાં પાર થયેલો પદવીધર કલાકાર હવે માત્ર મૂંગો ચિત્રકાર નહિ રહે, પણ પોતાના સમાજમાં અને પોતાના વર્તુલમાં કળાની ચર્ચા, મીમાંસા, પ્રશ્નોત્તરો અને નિર્ણયો પ્રકટ કરી શકશે, સ્થાપી કે પ્રવર્તાવી શકશે ને કલાદ્વારા જનમંડળમાં નવી રસિકતા ને વિચારપૂર્ણ રેખરચના તથા રૂપવિધાનથી સંસ્કાર ને સુરુચિની સ્થાપના કરશે, એવી શુભેચ્છા સફળ હો.

**આ અંકના પૂંઠા પરનું ચિત્ર જે**

# લીથો-છાપ

છાપાં-ચોપડીઓ અને આલ્બમોમાં જે ચિત્રો છપાય છે તે વિવિધ મુદ્રણ પદ્ધતિઓથી છપાય છે, જેમાં કૅમેરાની મદદથી તેની પ્રતિકૃતિ પતરા, પથ્થર કે રબર ઉપર ઉતારીને, અને અમુકને તો અત્યંત બારીક બિંદુઓમાં છેદીને છાપ લેવામાં આવે છે. આમ, એક રીતે ચારણીએ ચળાઇને ત્રીજે હાથે જે છાપ મળે તેમાં મૂળ કલાકૃતિની અદ્દલ પ્રતિકૃતિ ન મળતાં મૌલિકતાના અંશની કંઈક ને કંઈક ઊણપ રહી જ જાય છે. પણ બેચાર પદ્ધતિઓ એવી છે કે જેમાંથી આપણને કલાકારની કલમની કે હસ્તકૃતિની સીધી જ છાપ મળી શકે છે: 'વૂડ કટ' એટલે કે કાષ્ઠખુદાઇમાં, કલાકારે સ્વહસ્તે લાકડામાં કોરેલી કલાકૃતિ ઉપર સીધો કાગળ દાબીને છાપ મળી શકે છે; 'ઇચિંગ' એટલે ત્રાંબાના પતરા ઉપર તીણી અણિયાળી સોય વડે કલાકારે કોરેલી કૃતિની પણ એ જ રીતે દાબ-છાપ મળે છે. એવી જ એક પદ્ધતિ 'લીથોગ્રાફી' છે. એમાં એક ખાસ બનાવટના કરકરા પથ્થર કે જસતના પતરા ઉપર, કલાકાર એક વિશિષ્ટ બનાવટની ચીકણી પેન્સિલ કે ક્રૅયોન વડે ચિત્ર આલેખે છે, ને તેના પર એવી જ ચીકણી શાહી લગાડીને છાપ ઉતારાય છે. પણ કોતરણીથી થતાં 'વૂડકટ' અને 'ઇચિંગ'માં કલાકારને એક મર્યાદા નડે છે. એમાં તેને પોતાની કૃતિ કેવી નીવડી છે તેનો હૂબહૂ ખ્યાલ તો તેની છાપ ઊતરે ત્યારે જ આવી શકે છે; જ્યારે લીથોગ્રાફીમાં તો પેન્સિલ વપરાતી હોવાથી, તે ચીતરતો જાય છે તે સાથોસાથ તેની નજર સામે જ કૃતિ વિકસતી જાય છે; એટલે તેમાં કંઈ ઊણપ રહેતી હોય તો તે સુધારતો જઈ શકે છે. 'વૂડકટ' ને 'ઇચિંગ'માં બીજી એક મર્યાદા એ છે કે તેમાં કેવળ નક્કર તીવ્ર રેખાઓ જ ઉતારી શકાય છે; જ્યારે લીથોગ્રાફમાં પેન્સિલ ને ક્રૅયોન વડે ચડઊતર પલટા આલેખી શકાય છે અને ઈચ્છા હોય તો પીંછી વડે પણ કામ કરી શકાય છે. ઉપરાંત રેખાચિત્રો તો આલેખાય જ છે.

પણ લીથોગ્રાફીમાં એક મર્યાદા એ છે કે આલેખવાનો પત્થર, કલાકાર પોતાની ઈચ્છા મુજબ સાથે ફેરવી શકતો નથી. આથી મોટે ભાગે કાગળ ઉપર ખાસ ચીકણા ક્રૅયોન વડે કરેલું આલેખન પત્થર ઉપર ટ્રાન્સફર કરી લેવાય છે. એમાં કલાકારને એક બીજી રીતે પણ લાભ છે. વૂડકટ તથા ઇચિંગની માફક, લીથોના પત્થર કે પતરા ઉપર તો તેને અવળું ચિત્ર આલેખવું પડે છે; તો જ તેના ઉપર દાબેલી છાપ સવળી ઊઠે, પણ ટ્રાન્સફર પેપર ઉપર તો તે સવળી જ કૃતિ ચીતરી શકે છે, જે પત્થર પર ઉતારતાં અવળી પડે અને તેના પરથી કાગળ દાબીને સવળી છાપ ઊતરે.

આ પછીની, ટ્રાન્સફર કરવાની ને છાપ લેવાની ક્રિયાઓ એટલી બધી અટપટી, કાળજીભરી, અને ટેક્નિકલ છે કે તેને સમજાવતાં મોટો લેખ થાય. તેની વળી કોઇ વાર વાત. હાલ અહીં તો તેનો ઉલ્લેખ એટલા પૂરતો જ છે કે નામી કલાકારની મૂળ હસ્તકૃતિ પણ માફકસર મૂલ્યથી આ પદ્ધતિ દ્વારા મળી શકે છે. આ અંકના પૂંઠા ઉપરની કૃતિ એક લીથોગ્રાફનો નમૂનો છે.

---

વડોદરાની શ્રી સયાજીરાવ યુનિવર્સિટીમાં જૂન ૧૯૫૦થી, હિંદભરમાં સૌ પ્રથમ એવો, મૅટ્રિક પાસ થયેલા વિદ્યાર્થીઓ માટે ચાર વર્ષનો ડિગ્રી-કૉર્સ શરૂ થશે. તે ઉપરાંત ત્યાં ચિત્ર, પ્રતિમા અને શિલ્પના વિવિધ અભ્યાસક્રમો માટે સર્ટિફિકેટ કોર્સ, ડિપ્લોમા કો[illegible] વગેરેની ગોઠવણ પણ છે. તેની તાલીમ નિષ્ણાતો જ આપશે. ચિત્ર-કલા ઉપરાંત ત્યાં સંગીતનો પણ એવો જ અભ્યાસક્રમ યોજાયો [illegible] એ બંને પૈકી કોઇ પણ માટે વિગત જાણવા ઈચ્છનારાઓએ નીચેને સરનામે લખવું: ફાઇન આર્ટ્સ ઑર્ગેનાઇઝર, શ્રી સયાજીરાવ યુનિવર્સિટી, પુષ્પબાગ, યુનિવર્સિટી રોડ, વડોદરા.



**'દરેક માણસ મહાન ન થઈ શકે પણ ઉત્તમ નાગરિક જરૂર થઇ શકે' એ સૂત્રને સામે રાખી, ગરીબીમાંથી આપબળ, અભ્યાસ ને આદર્શભક્તિ વડે ઉન્નત જીવનવિધાન કરનાર**

The ultimate truth in man is not in his intellect or in his material wealth; it is in his imagination of sympathy, in his illumination of heart, in his activities of self sacrifice, in his capacity for attending love far and wide across all barriers of caste and colour, in his realizing this world not as a storehouse of mechanical power, but as a habitation of man's soul with the eternal music of beauty and its inner light of divine presence.

મનુષ્યજીવનનું ખરું મહત્ત્વ તેના બુદ્ધિવૈભવમાં કે ધનદોલતમાં નથી; પણ એનામાં દયાભાવ જાગૃત હોય, હૃદય પ્રકાશમાન હોય, સ્વાર્પણ માટે હમેશાં તત્પરતા હોય, ને ન્યાતજાતના વાડા વટાવી તે વિશાળ પ્રેમભાવ વિસ્તારી શકતો હોય; તથા આ જગત કેવળ યંત્રબળની જમાવટ કરવાનું થાણું જ માત્ર નહિ, પણ સૌંદર્યનું અનંત જ્ઞાન ગાતા માનવઆત્માનું નિવાસગૃહ છે ને તેમાં પરમાત્મા સતત પ્રકાશી રહેલો છે એવું તે ભાન ધરાવે; તેમાં જ તેના જીવનની સાર્થકતા છે. (રવીન્દ્રનાથે અમદાવાદ સાહિત્ય પરિષદમાં આપેલા ભાષણમાંથી).

# ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

લેખક - રવિશંકર રાવળ

અમદાવાદમાં ઇ. ૧૯૨૦માં ભરાએલી છઠ્ઠી ગુજરાતી' સાહિત્ય પરિષદ એક યાદગાર પ્રસંગ બની ગઈ. તેમાં ડૉ. હરિપ્રસાદનો ફાળો ખરેખર નોંધપાત્ર હતો. તેનો દરેક પ્રસંગ ભવ્ય અને લોકભોગ્ય કેમ બને તેની તેમને બહુ ધગશ હતી. સાહિત્ય પરિષદ માત્ર ભાષણો અને નિબંધો વાંચવાનો મેળાવડો જ બની રહે એ તેમને ગમતું નહોતું. સ્વ. રણજિતરામની ભાવના પ્રમાણે દેશના સર્વ સંસ્કારોને વિકસાવે એવો સાહિત્યનો ઉદ્દેશ હોવો જોઇએ. તે સમયમાં સાહિત્ય પરિષદ તરફ જનતાનું બહુ ઓછું આકર્ષણ હતું. સ્વ રણજિતરામના પ્રયાસથી કલાપ્રદર્શનનો વિભાગશરૂ થયો હતો, તેથી મારા જેવાને પણ કંઈક કામ મળ્યું. પણ ડાક્તર તો મહત્ત્વાકાંક્ષી હતા. એ વખતે બંગાળના સાહિત્ય તરફ ગુજરાતને બહુ આકર્ષણ હતું, અને કવિવર ટાગોરને નોબેલ પારિતોષિક મળ્યું ત્યારથી તો તેમનાં કાવ્યો બહુ વંચાતાં લાગેલાં. મૂળ બંગાળી તો કોઈ બેપાંચ જણે વાંચેલાં હશે, પણ એમની અંગ્રેજી 'ગીતાંજલિ' અને 'બીજનો ચંદ્ર' (ક્રેસન્ટ મૂન) તો સાહિત્યપ્રેમીઓ અને કૉલેજિયનો હોંશથી વાંચતા. આવા જગપ્રસિદ્ધ સાહિત્ય સર્જકનો ગુજરાતને પરિચય થાય તો ગુજરાતના સાહિત્યમાં નવચેતના આવે અને સાહિત્યનું ગૌરવ લોકો સમજતા થાય. એ વાત કાર્યવાહક મંડળમાં મુકાતાં સૌને ખૂબ ગમી ગઈ. પણ એવા મહાપુરુષને આમંત્રણ કોણ આપે કે જેથી એઓ નકારી ન શકે. ડૉક્ટરે એ ગાંધીજી દ્વારા કરાવવા બીડું ઝડપ્યું. ગાંધીજી પાસે તો એ લગભગ રોજ જતા. વાત સાંભળતાં જ ગાંધીજીએ કહ્યું, 'કાગળ લખતાં ટાગોર આવશે તો જરૂર, પણ એ તો રાજવંશી જેવા છે; એમનો નિવાસ, વાહન, સગવડો વગેરે એમના મોભા પ્રમાણે થવાં જોઇએ.' એ વાતનો તોડ પણ ડૉક્ટરે કાઢ્યો. ડૉક્ટરના મિત્ર સ્વ. કરુણાશંકર કુબેરજી ભટ્ટ શ્રી સરલાદેવી અંબાલાલ સારાભાઇના શિક્ષક બન્યા હતા ને તેમના સંપર્કથી એ કુટુંબમાં વિદ્યા અને સાહિત્ય તરફ સદ્ભાવ જાગૃત થયો હતો. તેમણે ટાગોર વિષેની સાહિત્યસભાની મુશ્કેલી ત્યાં જણાવી. એ પરથી ગુરુદેવના ઉતારાની સર્વ ચિંતા શ્રી સરલાદેવીએ ઉપાડી લીધી અને ૧૯૨૦ની તા. ૨-૩-૪ એપ્રિલે ગુરુદેવ ટાગોરની હાજરી નીચે એ સાહિત્ય પરિષદનો ઉજ્જ્વલ સમારંભ સંપન્ન થયો.

એક તરફ ડૉક્ટરે ગુરુદેવને જેમ મેળવી આપ્યા, તેમ બીજી તરફ તેમની આગળ ગુજરાતની લાક્ષણિક સંસ્કારિતા રજૂ કરવાના કાર્યક્રમો પણ ગોઠવ્યા. રાણીબાગમાં ગુરુદેવ માટે જે સમારંભ રચ્યો તેમાં કન્યાઓના ગરબા ને ભજનિકોની મંડળીઓ ગોઠવી. એકતારા અને ભજનોની ધૂન ચાલતી હતી ત્યાં શ્રી સરલાદેવી સાથે ટાગોર અને ગાંધીજી આવ્યા. ડાક્તર તેમને બધે દોરતા હતા. ભજનમંડળી પાસે ટાગોર ખૂબ ઊભા રહ્યા. ડૉક્ટરે તેમને ભજનોનો અર્થ અંગ્રેજીમાં સમજાવ્યો અને કહ્યું કે ગુજરાતની જનતાના અંતરનો આ જ્ઞાનપ્રવાહ હજુ યે સજીવ છે કન્યાઓના ગરબા જોઇને તો ટાગોરે પ્રસન્ન થઈ કહ્યું 'એમને (ગરબા ગાનારીઓને) શાંતિનિકેતન મોકલો; હું રાજવંશીની જેમ મારે ત્યાં રાખી તેમની પરોણાગત કરીશ અને બંગાળી બાળાઓને આ ગરબા શીખવાડી તેમને તરત વિદાય કરીશ.'

પ્રજાજીવનની સર્વ રસસામગ્રી માટે ડૉક્ટરને પ્રબલ સદ્ભાવ હતો અને તેનું પુનર્જીવન થઈને પ્રજા ફરી પોતાનાં રસપાત્રોનું સન્માન કરે એ તેમના અહોનિશ નિષ્કામ પ્રયત્નો હતા. સાહિત્ય પરિષદનું



કલાપ્રદર્શન મુંબાઈના કલારસિક શેઠ સ્વ. પુરુષોત્તમ વિશ્રામ માવજીએ ખુલ્લું મૂક્યું. તેના પ્રારંભમાં પણ ડૉક્ટરે અમદાવાદનાં કલા-સ્થાનો અને જૂના કલાકારો તથા કારીગરોને માટે ખૂબ કુમળાશથી બિરદાવલી કરી હતી. 'હિંદદેવી'ના ચિત્રકાર મગનલાલ મારતરની કલા, સોમનાથ ભૂધર મિસ્ત્રીના પેઢીકતાર ઉત્કૃષ્ટ લાકડાનાં કોતર-કામ, અને સ્વ૦ શિલ્પીઓ રવિકરણ તથા ગુલાબજીની કારીગરીનો એમણે પરિચય આપ્યો; અને અમદાવાદની જગવિખ્યાત મસ્જિદો મંદિરો ને કારીગરો સાથે સહકાર્યકર્તાઓને પણ તે ભૂલ્યા નહોતા.

ટાગોરની પ્રસાદીનો રસ લેવા અધીરા ગુજરાતી યુવાનો અને વિદ્વાનો માટે આ સમારંભ વેળા એક બીજો પ્રસંગ પણ રચાઈ ગયો. ગુરુદેવની સાથે શાન્તિનિકેતનના વિદ્વાન આચાર્ય ક્ષિતિમોહન સેન પણ આવેલા. તેમની અને કરુણાશંકરભાઈની ઠીક ગાંઠ બેઠી. તેઓ હિંદી સારું જાણતા અને કરુણાશંકરભાઈ અંગ્રેજી મુદ્દલ ન જાણતા, એટલે તે બધી વાત હિંદીમાં જ કરતા. તેમને વિનતિ કરવાથી તેમણે ટાગોરનાં મૂળ બંગાળી કાવ્યોવાચી હિંદીમાં સમજાવવા માટે તજવીજ કરી. ત્યા પહેલી જ વાર ઘણાએ બંગાળી ઉચ્ચારણમાં કવિનાં કાવ્યો સાંભળ્યાં. તેની સાથોસાથ થતાં ક્ષિતિમોહનસેનનાં વાર્તિકથી બધાંને પરમ સંતોષ થયો અને ઘણા ઊગતા સાહિત્યકારોમાં સાહિત્યનું અભિનવ દર્શન પ્રકટ્યું. મેં કવિવરનું 'સોનાર તરી' કાવ્ય એ વખતે પહેલું સાંભળ્યું. તેની અસર એટલી બધી રહી ગએલી કે ઘણાં વર્ષો પછી રટ લઈને સ્વ. મેઘાણી પાસે તેનો ગુજરાતી અવતાર કરાવી 'કુમાર'માં છાપેલો. એ આખા યે પ્રસંગ પછી કંઈક નવી જ્યોતિઓ ગુજરાતી સાહિત્યમાં ઝબકી ને જૂની રૂઢિના સાહિત્યજીવનમાંથી નવી પેઢીને નૂતન અવકાશ મળ્યો. ભાઈ વિજયરાય વૈદ્ય અને સ્વ. બચુભાઈ ઉમરવાડિયાએ તો પોતાના નવા શરૂ કરેલા માસિક 'ચેતન' પત્રમાં તે સ્વીકાર્યું પણ ખરું. આ બધા પુણ્યનો યશ ડૉ. હરિપ્રસાદને આપીએ તો જરાયે ખોટું નથી.

એ પરિષદ ખૂબ સફળ ગણાઈ. પ્રદર્શનની મારી કામગીરી પણ બધાંને નવા પ્રકારની અને પ્રગતિદર્શક લાગી. મારા મિત્ર સ્વ. હાજી-મહમ્મદે એ પરિષદનો અહેવાલ આપતો ડૉક્ટરે લખેલો લેખ તથા તેનાં ફોટો-ચિત્રો પોતાના 'વીસમી સદી' માસિકમાં ખૂબ વિસ્તારથી પ્રકટ કર્યાં, તેથી અમદાવાદના મિત્રોમાં મારા માટે લાગણી વધી. પ્રદર્શન ઉપર મેં સ્વ. હીરાલાલ પારેખને એક વિવેચનનોંધ લખી આપી તે પ્રજાબંધુમાં અગ્રલેખ તરીકે છપાઈ. પ્રસિદ્ધિના મોહથી મેં મારું નામ નહોતું આપ્યું, પણ ડૉક્ટરે તે વાંચી ખૂબ આનંદ દર્શાવ્યો ત્યારે મને ગુપ્ત આનંદ થયો હતો.

પરિષદના એ એક માસ સુધી મેં ઘરમાં કે મારા કામમાં ધ્યાન આપ્યું નહોતું. અમદાવાદમાં મારા ચિત્રકામના ઘરાકો હજુ દેખાયા નહોતા એટલે ખર્ચ તથા આવકમાં પણ ખૂબ ખમવું પડેલું. ઉપરાંત થાક અને ઉજાગરાથી પાછળથી તબિયત બગડી, એટલે નાઈલાજે ઘર બંધ કરી હું કુટુંબને લઈ ભાવનગર પિતાને આશ્રયે જતો રહ્યો. થોડા વખત પછી ડૉક્ટર, સ્વ. હીરાલાલ પારેખ, શ્રી પ્રાણલાલ કીરપારામ દેસાઈ તથા મોતીલાલભાઈ વગેરે ચારપાંચ મિત્રો સૌરાષ્ટ્રના પ્રવાસે નીકળ્યા અને તેમાં ભાવનગરની મુલાકાત ગોઠવી. હું તો બિછાને હતો, બેત્રણ દિવસ એ બધા ભાવનગરમાં મારે ત્યાં રહ્યા તેમાં બધા વધુ નિકટ આવ્યા અને તેમનો સંબંધ મને એ વખતના અમદાવાદમાં લીલી વાડી જેવો સુખદ લાગવા માંડ્યો. બીજી રીતે તો અમદાવાદ ત્યારે તો કેવું હતું તેને કવિવર ટાગોરના વ્યાખ્યાનનું આ વાક્ય ઉચિતરીતે લાગુ પડે છે, 'When the material makes itself too aggressive and furiously multiplies itself into unmeaning voluminousness, harmony of creation is disturbed and truth is obscured.' (જ્યારે ધનસંપત્તિનું બળ વધુપડતું થઈ જાય છે અને કોઈ અર્થ વિનાના પ્રમાણમાં તે ભયંકર રીતે વિસ્તાર કરે છે ત્યારે સર્જનનું સ્વાસ્થ્ય બગડી જાય છે ને સત્ય અલોપ થાય છે.) પ્રદર્શનના દિવસોમાં મારા મિત્ર સ્વ. પ્રો. હરિલાલ ભટ્ટે પણ જૂનાગઢથી પત્ર (૨૪-૪-૧૯૨૦) લખ્યો હતો કે, 'અમદાવાદ સર્વને રસહીન લાગે છે અને આનંદશંકરભાઈએ તો એ જાહેરમાં કબૂલ કર્યું છે. મહાત્મા ગાંધીજી તેને સ્વાર્થ છોડતાં અને આત્મસમર્પણ કરતાં કેટલે દરજ્જે શીખવે છે એ જોવાનું છે.' નવજીવનમાં તો ગાંધીજીના તત્સંબંધેના લેખ માટે સ્વામી આનંદે ભારતમાતાનું ચિત્ર કરાવી પ્રકટ કર્યું હતું અને તેની વાત ડૉક્ટરે ગર્વપૂર્વક અનેક વ્યાખ્યાનોમાં કરી હતી.

મારી બીમારી અને નિર્વાહ પૂરતી આવકના પણ અભાવને જ લીધે મને અમદાવાદ છોડી દેવાનો પણ વિચાર આવી ગયો; એવામાં કલકત્તાના એલ્યુમીનિયમના વેપારી જીવણલાલ કંપનીના ભાગીદાર શ્રી રામજીભાઈ હંસરાજનો પત્ર આવ્યો કે તેઓએ શ્રી મોતીભાઈ અમીન સાથે બીજા કેટલાક યુવાનોને લઈ બંગાળનો પ્રવાસ ગોઠવ્યો છે અને મારે તેમાં સામેલ થવું; તે સાથે તેમણે મારી બીમારીના ખબર જાણી ગુજરાતના કલાકારની ખબર લેનાર એક વિરલ ગુજરાતી તરીકે મને ઉત્સાહ આપે એવી રકમ પણ મોકલી આપી. એ પત્રથી મને શ્રદ્ધા પ્રકટી કે મારા માટે જીવનકાર્ય પડ્યું છે અને ખબર લેનાર ભગવાન છે. મેં વિનયપૂર્વક તે પત્રનો જવાબ આપ્યો ને એ બદલ કંઈક પણ કામ મારી પાસેથી તેઓ લેશે એ શરતે તેનો સ્વીકાર કર્યો. આ પ્રવાસનું વિગતવાર વર્ણન મેં નવચેતનમાં પ્રકટ કર્યું હતું. પણ મુદ્દાની વાત એ છે કે એ પ્રવાસ પછી મારી નિરાશા ઊડી ગઈ. કલકત્તા, શાંતિનિકેતન, કાશી વગેરે જોઈ મનને ખાતરી થઈ કે મારી સાધના નકામી નહિ જાય અને હું ગુજરાતમાં





ઉપર: ડૉ. હરિપ્રસાદ-યુવાન વયે; સામેના પાના ઉપર: ડૉ. હરિપ્રસાદ મધ્ય વયે, જ્યારે મૂછો રાખતા ત્યારે; લેખને મથાળે આપેલી છબિ: ડૉ. હરિપ્રસાદ છેલ્લા સમયમાં—એ રીતે, પાછળ હાથ રાખીને ઊભા રહી ભાષણ કરતા એમને સૌએ જોયા છે. સામેનું ચિત્ર: અમદાવાદની છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે ડૉ. હરિપ્રસાદે યોજેલી ભજનિકોની મંડળી વચ્ચે કવિવર રવીન્દ્રનાથ, શ્રીમતી સરલાદેવી તથા મહાત્મા ગાંધીજી. (ત્યારે ટોપી પહેરતા હતા.) પાછળની હારમાં: કવિવરની જોડે આચાર્ય ક્ષિતિમોહન સેન, તથા ગોંડળના વિદ્યાધિકારી ચંદુલાલ પટેલ.

કલાની ચેતના માટે કૃતનિશ્ચય બન્યો. વિદ્યાર્થીઓને કળાનો ઉચ્ચતર અભ્યાસ કરાવવા મેં એક 'ગુજરાત કલામંદિર' નામની સંસ્થા સ્થાપી, પીરમશા રોડ પર જીવનલાલ અમરશીના પુસ્તકભંડારમાં તેનો વર્ગ ખોલ્યો. પણ મહિનાઓ સુધી ચારપાંચ વિદ્યાર્થી ઉપર સંખ્યા વધી નહિ. ને તેમાં પણ એકબેને તો મારે જ મદદ કરી નિભાવવા પડતા. શહેરના ડ્રૉઇંગ માસ્તરોને બોલાવી બેઠકો કરી, પણ ખાતાના ચોકઠાથી બનેલું ગુલામી માનસ બદલી ન શકાયું. ઘણાને મારા પ્રયત્નો રેતીમાં ભાગ કરવા જેવા લાગ્યા, પણ ડૉક્ટર વારંવાર બધા ખબર પૂછ્યા કરતા.

ભાવનગરથી આવીને મેં કલામંદિરનું પાટિયું ઉતારી લીધું અને ખર્ચ કમી કરી નાખી ઉત્સુક વિદ્યાર્થીઓને ઘરમાં જ મફત પાઠ આપવા લાગ્યો. એ વખતે ડૉક્ટરના દવાખાને શ્રી અંબુભાઇ પુરાણી વખતોવખત મળતા. તે એમના અખાડાનું એક હસ્તલિખિત માસિક ચલાવતા, જેમાં પોતે ચિત્રો પણ કરતા અને એકબે વિદ્યાર્થીઓ પાસે પણ ચિત્રો કરાવતા. તેમાં ભાઇ કૃષ્ણલાલ ભટ્ટ અને બીજા એક બે જણ હતા, તેમને લઇને એક વાર તે મારે ઘેર આવ્યા. અંબુભાઈ પણ 'મૉડર્ન રીવ્યૂ'માં કલાના નવઉત્થાનના લેખો વાંચી રાષ્ટ્રીય કળાના ભક્ત બન્યા હતા. મારી વિચારસરણી અને ઉદાર કાર્યનીતિથી તેમનો સમાગમ વધ્યો અને એમ અમે મિત્રો બન્યા. મેં ચિત્રશાળાનો બોજો કાઢી નાખ્યો હતો અને મુંબઈથી મળતાં કામો કર્યે જતો હતો. તે વખતે વાર્તાઓ અને લેખોનાં ચિત્રોનું કામ પણ મારી પાસે ઠીક પ્રમાણમાં આવતું, પણ અમદાવાદમાંથી કશું નહિ. છતાં અમદાવાદના સંસ્કારી મંડળમાં મારા માટે એક પ્રકારના આદર અને સદ્ભાવની લાગણી પ્રકટી. સુભાગ્યે મને રાયપુર બકરાની પોળમાં સગવડવાળું નવું ઘર મળ્યું ત્યારથી નિરાંતનો અનુભવ થવા લાગ્યો. આ ઘર ડૉક્ટર સાહેબના દવાખાનાથી વધુ નજીક હતું એટલે અમારો સંસર્ગ રોજનો થયો, અને કરુણાશંકર માસ્તર જે અંબાલાલભાઈને ત્યાં મુખ્ય અધ્યાપક હતા તે પણ ત્યાં મળતા એટલે કળા, સંસ્કાર અને શિક્ષણની અનેક વાતો ત્યાં છણાતી.

એવામાં એક અનોખો બનાવ બન્યો. અંબાલાલ શેઠે પોતાનાં બાળકોની કેળવણી માટે પોતાને ઘેર એક સંપૂર્ણ શાળા રચવાનો નિશ્ચય કર્યો હતો અને તેમાં એક ઉચ્ચ પંક્તિના કળાકાર શિક્ષક મેળવવા મુંબઇ તેમજ બંગાળનાં પત્રોમાં જાહેર ખબર આપી હતી. મને છેક છેલ્લી તારીખે શ્રી સરલાદેવીના ગૃહમંત્રી મારા મિત્ર નંદલાલ દલાલે રસ્તે મળતાં પૂછ્યું કે આ જગ્યા માટે મેં અરજી કેમ ન કરી? એમના કહેવાથી મેં એક સાદા નોટપેપર અરજીના રૂપમાં પત્ર લખ્યો કે 'ગુજરાતમાં યોગ્ય માણસના અભાવને કારણે આપને નિરાશ થવું ન પડે એટલા માટે હું આ જગ્યા માટે મારી ઉમેદવારી મૂકું છું.' વગેરે. મને નોકરી માટે તિરસ્કાર તો હતો જ, પણ મારા મિત્ર સ્વ. હાજીમહમ્મદનો સ્વર્ગવાસ થયો હતો અને

# યોગાસનો

## આપણાં શરીર, મન અને જ્ઞાનતંતુઓ, ત્રણેને એકીસાથે સ્વસ્થ રાખતી અનન્ય વ્યાયામપદ્ધતિ

### [૨] સર્વાંગાસન

લેખક
હાસુભાઈ શુક્લ

આ આસન કરવાથી શરીરનાં બધાં અંગોને કસરતનો લાભ મળે છે, તેથી તેનું નામ સર્વાંગાસન છે જેઓ કોઈપણ કારણસર શીર્ષાસન કરી ન શકે તે આ આસન કરીને પણ શીર્ષાસનના બધા લાભ મેળવી શકે છે.



પ્રથમ તમારા પાથરણાને સાંધું પાથરો અને તેના ઉપર નિરાંતે લાંબા થઈને ચત્તા સૂઈ જાઓ પછી, બંને પગ સાથે રાખીને ધીમેધીમે ઊંચકો, અને જમીન સાથે લગભગ ૩૦ અંશનો ખૂણો થાય એટલે પગને થોડીક ક્ષણ થોભાવો. પછી ફરી પાછા પગને ઊંચકો ને ૬૦ અંશનો ખૂણો કરી થોભાવો. છેવટે પગને ઊંચકીને જમીનથી બરાબર કાટખૂણે રાખો.

હવે શરીરને કમ્મર પાસેથી ઊંચું કરો, અને હાથનો ટેકો આપીને ખભાના પાછળના સ્નાયુઓ ઉપર ઊભું રાખો. પછી, છાતીના ઉપરના ભાગમાંનાં હાડકાંથી જે લગભગ ત્રિકોણ જેવી જગ્યા થાય છે, ત્યાં તમારી દાઢીને દબાવો, ને નજરને પગ સામે રાખવાને બદલે ગળામાંની થાઈરૉઈડ ગ્લૅન્ડ (પ્રાણગ્રંથી) ઉપર મનને સ્થિર કરો. અર્ધી કે એક મિનિટથી શરૂ કરીને, જો આ આસન એકલું જ કરવું હોય તો, તે ચોવીસ મિનિટ સુધી કરી શકાય. પણ જો બીજાં આસનોની સાથે એ કરવું હોય તો એને વધારેમાં વધારે સમય છ મિનિટનો આપવો.

હવે, શરીરને જે ક્રમમાં ઊંચક્યું હતું તે જ ક્રમમાં ધીમેધીમે પાછું નીચે ઉતારો. પગને ઊંચે નીચા લેતાં અગાઉ પહેલાંની જેમ જ ક્રમવાર ૯૦, ૬૦ ને ૩૦ અંશના ખૂણા કરો, અને પછી જ પગને લાંબા કરો.

આ આસનથી પ્રાણગ્રંથીઓ અને જાતીય ગ્રંથીઓ પર ઘણી સારી અસર થાય છે અને થી આખું શરીર ચેતનવાળું બને છે.

---

ં તેમના સ્મરણમાં ગ્રંથ બહાર પાડવાનું માથે લીધું હતું, તેના સંપાદન માટે રોકેલા શ્રી બચુભાઈ રાવતના ખર્ચને તેમજ છાપખાનાનાં બીલોને પહોંચી વળવાનું વગેરે મને તંગ કરી રહ્યાં હતાં, એટલે હું આ તક માટે આકર્ષાયો; અને કોઈ અજબ સંકેતની પેઠે ત્રીજે દિવસે મને અંબાલાલ શેઠે બોલાવ્યો અને મેં એક વર્ષ માટે બાળકોના ચિત્રશિક્ષક બનવાનું સ્વીકારી આગળની વાત પરસ્પરના અનુભવ ઉપર રાખી.

ડૉક્ટર વગેરે મારું મિત્રમંડળ તો આ ખબરથી હરખાયું. કળાકારને યોગ્ય પગાર અને સગવડ સાથે ચિત્રશિક્ષણ માટે રોકનાર શ્રીમંતની પણ એ વખતે વાહવાહ ગણાઈ પણ મારા વ્યાપક સર્જન-વ્યવહાર અને લોકસંપર્ક ઉપર એથી મર્યાદાઓ આવી ગઈ તે હકીકત મારે માટે એક મહાન મનોમંથન હતું.

એ જ વર્ષમાં અમદાવાદે રાષ્ટ્રીય મહાસભાને (કૉંગ્રેસને) આમંત્રી અને ડૉક્ટર હરિપ્રસાદે ગાંધીજી સાથે વાદ કરીને પણ મહાસભાના મંડપમાં ફૂલો ને ચિત્રોનાં સુશોભનો કરવાનું મંજૂર કરાવ્યું. તેમની ઇચ્છા પ્રમાણે મંડપ માટે મેં છએક મુરલ ચિત્રોના સ્કેચ તૈયાર કર્યા અને તેનું મોટા મુરલ માપમાં શ્રી કલ્યાણજીભાઈ શુક્લ જે મારા કામમાં મદદ કરતા તેમને કરવાનું સોંપ્યું. ડૉક્ટરે એ ચિત્રો ખૂબ હોંશથી કૉંગ્રેસના મંડપમાં ગોઠવાવ્યાં. તેમાં ખર્ચ તો જરૂર થયું હતું, છતાં કૉંગ્રેસને રાહત આપવા તે ચિત્રો વેચવાનું જાહેર કર્યું. અમદાવાદમાંથી કોઈ તેનું લેનાર ન મળ્યું અને શ્રી જગનલાલ બજાજે તે ખરીદી લઈ એથી ડૉક્ટરનો જીવ બહુ બળ્યો. તેમાં તેમની માનીતી ચિત્રકથાઓ હતી, જે પૈકી એકમાં દધિચિ ઋષિનો દેહત્યાગ ચીતરાવી તેમણે ગાંધીજીના સંકલ્પનું સ્મરણ કરાવ્યું હતું.

શહેર બહાર હું જ્યાં રહેતો હતો ત્યાં આસપાસ શરદીનું વાતાવરણ રહેતું. એક રાત્રે શહેરમાંથી મારી સાઈકલ પેર આવ્યો ત્યારે સૂતી વખતે જણાયું કે ન સમજાય એવી શ્વાસની મૂંઝવણ થાય છે. જેમતેમ કરી મેં રાત કાઢી, ને સવાર સુધી તો જીવારો નહિ એવું લાગવા માંડ્યું. સવારમાં ડૉક્ટર સાઈકલ પર બરોબર સાડાઆઠ વાગે ત્યાંથી સર ચિનુભાઈના બંગલે જવા નીકળતા એ મને યાદ આવ્યું, એટલે રેલવેના ફાટક આગળથી એમને બોલાવી લાવવા મારા ચિ. નરેન્દ્રને મોકલ્યો. થોડીક ઇંતેજારી પછી ડૉક્ટરની તદ્દરસ્ત કાયા નિર્ભયતા પ્રસારતી મારી સામે હાજર થઈ. મને બરોબર તપાસી ધીમેથી કહ્યું, 'ગભરાશો નહિ. તમને આ દમની શરૂઆત છે. સૂઈ રહો ને દવા લેવા છોકરાને મોકલો.' એ પછી હું હરતો ફરતો થયો ત્યાં સુધી એમની સાઈકલ એ રસ્તે વાળી મારી ખબર રોજ લેતા ને મને આરામ થયા પછી પણ બે ઘડી ખબર અંતર પૂછી જતા. એવી સ્નેહલતા, તત્પરતા ને લાગણી જીવનભર તેમણે દાખવ્યાં છે.

દેશમાં હવે અસહકારનું પૂર ધૂઘવતું હતું. સર્વત્ર ઘણા બનાવો અને ફેરફારો થયા હતા. ડૉક્ટરે શહેરની મ્યુનિસિપાલિટીમાં શ્રી વલ્લભભાઈની મંડળીમાં એકનિષ્ઠપણે કામ આપવા માંડ્યું હતું. મુંબાઈની ચોપાટીના દરિયા પરની દીવાની હાર જોઈ કાંકરિયાની ફરતા એવા દીવા મુકાવવા તેમણે વલ્લભભાઈનો કેડો પકડ્યો હતો. એ પાર પાડી તેઓ મિત્રોને ત્યાં સાથે લઈ જતા અને સૂર્યાસ્ત પછી એ દીવાની રોશની પાણીમાં પડતી નિહાળી અમદાવાદ કેવું સુંદર થતું જાય છે એવો સંતોષ લેતા. અમદાવાદ એમને મન મકાનો અને માણસોનું એક નિવાસસ્થાન નહિ, પણ ગુજરાતના પાટનગરની પ્રતિમા હતું. અમદાવાદની વિવિધ બીનાઓ, તેની પ્રગતિ, ગાંધીજીની આગેકૂચ, વિદ્યાપીઠ, કૉંગ્રેસ એ બધાની વાતો કરતાં એ થાકતા નહિ.

(ચાલુ)



# ઇમાન અને...... ઇનામ

લેખક
'સારંગ' બારોટ

દાદુમિયાંની પાંચેક દાયકા વિતાવી ચૂકેલી જિંદગીનો ભૂતકાળ પચરંગી હતો. જિંદગીના પહેલા દસકામાં એમણે એમના નાનાશા ગામની ગામઠી શાળાના શિક્ષકને પતરાની મજબૂત પાટીથી લોહીલુહાણ કરેલો. બીજા દસકામાં ગામના મુખીના ખેતરમાં ઝૂમતા જુવારના ઊભા પાકમાં પોતાની ઘોડી ચરાવેલી જેને પરિણામે ખૂબ જ મોટો ઝગડો જામી મામલો તાલુકાની કચેરી સુધી પહોંચેલો અને દાદુમિયાંએ ટૂંક મુદતની સજા પણ ભોગવેલી. પણ આનું એક પરિણામ એ આવ્યું કે સજા પૂરી થતાં એ બહાર આવ્યા ત્યારે આસપાસનાં ગામોના તોફાની છોકરાઓના તે સહેલાઇથી મુખી બની શક્યા અને વ્યવસ્થિત ચોરીઓ કરનારી એક ટોળકી એમની સરદારી નીચે જામી. જિંદગીના ત્રીજા દસકાની શરૂઆતમાં દાદુમિયાંની કેટલીક ચોરીઓ પકડાઈ અને પુરવાર થઇ. થોડીક જમીન અને ઘર હતાં તે જપ્ત થયાં અને ગામના મુખી તેમજ ઠાકોર સાહેબની કરડી નજરના પરિણામે દાદુમિયાંને ત્રણ વર્ષની સખ્ત કેદની સજા થઇ. એમના સાથીઓ પણ દાદુમિયાંની આ સરકારમાન્ય મહત્તાના ઓછાવત્તા ભાગીદાર બન્યા.

એ ત્રીજા દસકાના મધ્યાહ્નકાળે બીજી વારની જેલમાંથી બહાર આવતાં જ જૂના સાથીઓ એકત્રિત કરી દાદુમિયાંએ એમના જાની દુશ્મન ગામમુખી અને ઠાકોર સાહેબની સાન ઠેકાણે લાવવા બહારવટું શરૂ કર્યું. પણ સાતેક વર્ષના એ બહારવટાની એમની કારકિર્દી ઊજળી હતી. એ દરમ્યાન ગામમુખીની જુવાન દીકરી ત્રણેક વાર એમના હાથમાં સપડાઇ, પણ ત્રણે ય વખત તેને બહેન ગણી કાપડાના પૈસા આપી જતી કરેલી, અને ત્રણે ય વખત એના બાપને કહેવડાવેલું કે 'દાદુ બહારવટું કરી જાણે છે. તારી દીકરીને હાથ નહિ લગાડું.' દાદુમિયાં સ્ત્રી, બ્રાહ્મણ અને માગણ જાતના બેરખાં હતા.

પણ પછીનાં વર્ષોની વાતે પલટો લીધો. પાંત્રીસીએ પહોંચતાં પહેલાં એક દિવસ અચાનક જ દાદુમિયાંએ બહારવટું સંકેલી લીધું. સાથીઓને ભાવભીની આંખે વિદાય આપતાં એમણે એમને જીવનનો ખરો મર્મ સમજાવ્યો અને ચોરી-લૂંટનો ધંધો કરવો એ પાક પરવરદિગારની અવગણના કરવા જેવું છે એવો આદેશ દીધો. દાદુમિયાંનો આ ઇન્કિલાબ એક જબરદસ્ત કોયડા તરીકે દરેકના મનમાં રમી રહ્યો છે. સૌકોઈ જાણે છે તે માત્ર એટલું જ કે એમને કોઈ ફકીર મળી ગયો હતો જેની વર્ષોની મહેનત પછી દાદુમિયાં સદાચારી બન્યા હતા, અને એ ફકીરે પોતાની એક પાલિત બેટી જોડે દાદુમિયાંના નિકાહ પઢાવી દીધા હતા.

ગમે તેમ, પણ બહાદુર બહારવટિયા દાદુમિયાંનું જે નામ એક વખત લોકજીભે રમતું હતું તે શાન્તિથી વિલીન થઈ ગયું. બહારવટું સંકેલી લીધા પછી કોઈ વતનમાં તો રહી શકે એમ ન હતું, એટલે સૌ જુદીજુદી જગ્યાએ અને પરવડી શકે એટલા દૂર વિખરાઈ, કોઈ ને કોઈ ડાળે વળગી ગયા. દાદુમિયાં એમની બીબીને લઇ મુંબાઈ ગયા અને બહુપુત્રા મુંબાદેવીના પુત્રસમુદાયમાં અલોપ થઈ ગયા.

આજે એમને ત્રણ બચ્ચાં છેઃ બે દીકરી અને એક દીકરો. દીકરીઓ મોટી પરણાવવા લાયક થઈ ગઈ છે એ આજકાલ દાદુમિયાંની ચિંતાનો વિષય છે, કારણકે વિક્ટોરિયા ફેરવવાના ધંધામાંથી દીકરીઓની શાનદાર શાદી કરાવી શકાય એટલું ધન એ બચાવી શક્યા નથી. અને છતાં અલ્લામિયાંની બંદગી કરતા એ જિંદગીના દિવસો ટ્રામની ટોકરીઓ અને મોટરના હૉર્નથી ગાજતી મુંબાઇની સડકો પર ઢૂંઢા કરી રહ્યા છે. આવતી સાલ તો ગમે તેમ કરી બંને દીકરીઓના સાથે નિકાહ પઢાવવાનો એમણે પોતાની બીબી સાથે મસલત કરી નિશ્ચય કરી નાખ્યો છે. એ નિશ્ચયની ચિંતા એમના દિમાગમાં એવું ઘર કરી ગઇ છે કે ઘણી વાર એથી ઘેરાએલું એમનું મન ટ્રામની ઘંટડીના અવાજ કે મોટરનાં હૉર્ન પણ એમને સાંભળવા દેતું નથી.

એક વાર એમ શૂન્યમનસ્ક થએલા દાદુમિયાંની તંદ્રા એક સ્ત્રીના ઉપરાઉપરી આવતા અવાજે તૂટી. એમણે લગામ ખેંચી ગાડી ઊભી રાખી ને પેલી સ્ત્રી તરફ જોયું.

'અલ્યા બહેરો છે કે શું?—કોટમાં જવું છે; શું લઇશ?'

કૂટડા ઘાટની એ ગુજરાતણના ગુલાબી ઓઠમાંથી નીકળતું અપમાનજનક સંબોધન સાંભળી દાદુમિયાંએ (અનુ. પૃ. ૨૦૫મે)

# ડાકોર અને ગળતેશ્વર

ગુજરાતનાં બે પ્રાચીન-અર્વાચીન તીર્થસ્થાનો વિષે અભ્યાસનીય પ્રવાસલેખ · લેખક · અમૃતલાલ વ. પંડ્યા

લોકોના મનને એમ જ, કે મહીની નજીકમાં, વલ્લભવિદ્યાનગર (આણંદ) ખાતે બેઠેલા આ સંશોધકોને સાહિત્યકારો, કે જે ગુજરાત અને ગુજરાત બહારની નવીન વાતો ખોળવા ગયા કરે છે, તે ઘર આંગણાનાં ડાકોર અને ગળતેશ્વર તો ક્યારના જઇ આવ્યા હશે. એટલે જો કોઇ ભેગુ થાય તે અમારી સાથે ગળતેશ્વરની ચર્ચા ઉપાડે. અને શરમ સાથે મૂંડી નીચી કરી ગળતેશ્વર જોયું હોવાની અમારે ના પાડવી પડે! આ શરમને ટાળવા અનેકવાર પ્રયાસો કર્યાં, પણ કંઇક ને કંઇક વિઘ્ન આવી જાય અને તે ન ટળે. હમણા મહિના'ક દિવસના મંદવાડમાથી હું ઠીકઠીક ઊગરી ગયો હતો અને બે'ક ટૂંકા પ્રવાસો પણ ખેડી નાખ્યા હતા (જોકે એ દરેક પ્રવાસમાંથી તબિયત બગાડીને જ પાછો ફરતો હતો), એટલે અમારી ગળતેશ્વર નહિ જોયાના શરમને ટાળવાનો નિર્ધાર કરી અમારા પ્રિન્સિપાલ શ્રી ડોલરરાય માંકડ મને આવીને કહી ગયા કે પરમ દહાડે આપણે ડાકોર થઈ ગળતેશ્વર જવાનું નક્કી કર્યું છે. પણ રાત્રે તબીબી સલાહ મળી કે મારે અઠવાડિયું જરાય બહાર નીકળવું જવાનું હતું તેની સવારે શ્રી માંકડ સાહેબને મેં આ તબીબી ી વાત કરીને આવવા માટે અસમર્થતા દર્શાવી. પણ તેઓ ડાકોર ખાતે છપ્પન ભોગ મળે તેની વ્યવસ્થા માટે ગઇ આગાઉથી માણસ મોકલી દીધા છે. છપ્પન ભોગનું નામ આ ભાગણભાઈના મોમાં પાણી આવી ગયું! થયું કે મહિના ..થી તો પથારીમાં છું જ, એટલે છપ્પન ભોગને લીધે બીજા , સાત દિવસ વધુ પથારી સેવવી પડે તો કાંઈ વાંધો નહિ. ખાંડની અછતના આ સમયે છપ્પન ભોગની લાધેલી આ તકને તો જવા દેવી નહિ જ!

રાત્રે ટાની ગાડીમાં અમે આણંદથી ઊપડી કલાકેકમાં ડાકોર જઇ પહોંચ્યા. અમારી મંડળીમા પ્રિન્સિપાલ ડોલરરાય માંકડ, વલ્લભવિદ્યાનગરના બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલય (એન્જીનીઅરિંગ કૉલેજ)ના સ્થાપત્યવિભાગ (Architecture)ના પ્રાધ્યાપક શ્રી રમણિકરાય ઠાકર અને હું એમ ત્રણ જણ હતા.

ગુજરાતમાં મુખ્ય વૈષ્ણવ તીર્થો બે જ છે: દ્વારકા અને ડાકોર. બંને સ્થળે રણછોડરાયજી બિરાજે છે. ડાકોર તીર્થની ઉત્પત્તિ દ્વારકામાંથી જ થઇ છે; એટલે ડાકોરજીનાં દર્શન વગર દ્વારકાની જાત્રા અધૂરી લેખાય છે, અને જે લોકો દ્વારકાની જાત્રાએ જઈ શકતા નથી તેઓ ડાકોરજીની જાત્રા કરી દ્વારકાના પુણ્યના ભાગીદાર બને છે. ડાકોરતીર્થની ઉત્પત્તિ વિષે જે દંતકથા છે તે 'કાવ્ય દોહન' ભાગ ૭ માં સદ્ગત શ્રી તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ આપી છે. એ કવિ ગોપાલદાસ વિરચિત છે. બીજી કથા કપડવણજ પાસેના તોરણા ગામના એક વાણિયા કવિ રણછોડ ભગતે વિક્રમ સંવત ૧૮૬૯માં રચેલી 'રણછોડજીના ગરબા' રૂપે મળી આવે છે.

## ભક્ત બોડાણો

કહે છે કે ડાકોરનું મૂળ નામ ડંકપુર* હતું. ત્યાં વજેસિંગ બોડાણા નામે રજપૂત રહેતો હતો, જે શ્રી કૃષ્ણનો મોટો ભગત હોવાથી ભક્ત બોડાણો કહેવાતો. રણછોડજીને ચડાવવા તેણે હાથમાં તુલસી ઉગાડયાં હતાં ને દર ચારચાર છ મહીને તે હરિનાં દર્શને ડાકોરથી દ્વારકા જતો હતો. આમ કરતાં કરતાં સિત્તેર વર્ષ વીતી ગયાં:

'સિત્તેર વર્ષ સેવા કરી સ્વામિજિયો સમજવાય રે,
ડાકોરથી તો દ્વારકાંહે વર્ષે બેત્રણ ફેરા ખાય:
—રણછોડ રંગીલો.

કરમાં તુલસી વાવીને જઇ, ચતુર્ભુજને ચઢાવી રે;
પ્રભુજી તો પ્રસન્ન થયા ને, દિલમાં દયા આવી-રણછોડ૦

બોડાણો હવે ખૂબ ઘરડો થયો હતો. કથા કહે છે કે એક દહાડો દ્વારકામાં શ્રી રણછોડરાયજીએ બોડાણાને કહ્યું કે તારી ભક્તિ થકી હું પ્રસન્ન થયો છું અને વૃદ્ધાવસ્થાને લઇ તારાથી અહીં આવવાનું હવે અશક્ય બનશે માટે હું તારી સાથે ડાકોર આવું છું. તું એક ગાડું લઇ આવ. બોડાણે ડાકોરથી તૂટેલું ગાડું મેળવ્યું, દૂબળા બળદ મેળવ્યા અને આવ્યો દ્વારકા. દ્વારકાના ગૂગળી બ્રાહ્મણો બોડાણાનું ગાડું જોઈ હસવા લાગ્યા.

બોડાણો કહે,'હસો ભાઈઓ હસવા સરખી વાત રે,
ઇશ્વરઈચ્છા કોઇ ન જાણે, કેવું થશે પ્રભાત'-રણછોડ૦

બોડાણાએ ઉતારો કર્યો. અધરાતે રણછોડરાયજી તેના ગાડામાં આવી બેઠા અને તેને જગાડયો. ભક્ત અને ભગવાન બંને ડાકોરને પાદરે આવી પહોંચ્યા સવાર પડતાં દ્વારકામાં ગૂગળીઓને ખબર પડી કે રણછોડરાય તો બોડાણા સાથે ડાકોર જતા રહ્યા! ગૂગળીઓ ડાકોર આવ્યા. ભગવાને કહ્યું કે દ્વારકામાં સેવંત્રી વાવમાં મારી બીજી મૂર્તિ દટાએલી છે, તેને નવ માસ પછી કાઢી તેની સ્થાપના દ્વારકામાં કરજો એટલે તમારો ધંધો ચાલુ રહેશે અધીરા ગૂગળીઓએ મૂર્તિ નવને બદલે સાતમે મહીને વાવમાંથી ખોદી કાઢી. પરિણામે તે નાની નીકળી. એટલે જ કહે છે કે ડાકોરમાં આવેલી રણછોડરાયની અસલ મૂર્તિ કરતાં દ્વારકામાંની હાલની મૂર્તિ નાની છે. આ બનાવ ક્યારે બન્યો તે વિષે કાવ્યમાં લખ્યું છે કે:

સંવત બારસેં બારમાં પ્રભુ બાકી કશી ન રાખી રે;
દયા કરી ડાકોરમાં આવ્યા, તે સવે પૂરે સાખી-રણછોડ૦

## ડાકોરતીર્થ

ચોખ્ખા દેશી ઘી ને શુદ્ધ કેસરની વાનીઓના છપ્પન ભોગથી, આઠ દહાડાની દવા ન કરી શકે તેવો સુધારો મેં એક રાતમાં મારી તબિયતમાં અનુભવ્યો! સવારે ૬।। વાગ્યે દર્શનનો સમય હોઈ અમે વહેલા ઊઠીને નહાઇધોઈ પરવાર્યા. મૂર્તિને નવડાવે તે વખતે તેનાં દર્શન કરી અમારે પુરાતત્ત્વ દૃષ્ટિએ તેનો અભ્યાસ કરવો હતો.

આણંદથી ગોધરા જતી રેલવે લાઈન પર, આણંદથી ૧૯ માઈલ દૂર, ચરોતરના પ્રદેશમાં ડાકોર આવેલું છે. ડાકોરનું પ્લૅટફૉર્મ પણ મોટું છે, ને ત્રણેક ફર્લાંગ લાંબું હોઈ લાંબામાં લાંબા પ્લૅટફૉર્મોમાં તેની ગણત્રી થાય છે. મેળાઓ વખતે અહીં સ્પેશ્યલ ટ્રેઇનો ઘણી આવતી હોઈ અનેક પ્લૅટફૉર્મોને બદલે એક જ લાંબું પ્લૅટફૉર્મ બનાવ્યું છે કે જે પર એકીવખતે અનેક ટ્રેનો ઊભી રહી શકે. દ્વારકા અને

* પ્રિન્સિપાલ માંકડના કહેવા પ્રમાણે મૂળ નામ ડંકપુરને બદલે ડક્ક-પુર હોવું જોઇએ, કારણ કે એમાંથી જ આધુનિક નામ સંભવી શકે છે.

બીજાં તીર્થોમાં રસ્તા પર જે ગંદકી હોય છે તે ડાકોરમાં ન દેખાઈ. શહેરમાં વીજળી તથા નળ છે અને મેળા વખતે સ્વચ્છતા જાળવવાના ખર્ચ માટે મ્યુનિસિપાલિટી જાત્રાળુ દીઠ બે આનાનો જાત્રાવેરો ઉઘરાવે છે. શહેરના મુખ્ય માર્ગોની બાંધણી સારી છે. શહેરમાં મુખ્ય તો બે જ મહત્ત્વનાં સ્થળો છે: શ્રી રણછોડરાયજીનું મંદિર અને ગોમતી તળાવ. બીજાં મંદિરો પણ ઘણાં છે. જાત્રાળુઓ માટે અનેક ધર્મશાળાઓ છે. દરરોજ સરેરાશ પાંચસો જેટલા જાત્રાળુઓ ડાકોર આવે છે. ગોધરા સુધીની સળંગ ટ્રેનો સિવાય આણંદથી ડાકોર એક વધારાની ટ્રેઇન દરરોજ બપોરે દોડે છે. પૂનમને દહાડે પાંચેક હજાર માણસ એકઠું થાય છે. આસો સુદ પૂનમનો મેળો મોટામાં મોટો હોય છે. અહીંના તીર્થગોર ત્રવાડી મેવાડા બ્રાહ્મણો છે. બીજાં તીર્થોની જેમ અહીંના ગોર જાત્રાળુને ત્રાસરૂપ થઈ પડતા નથી. એ લોકો વ્યવહારદક્ષ છે. શ્રીગોડ અને તપોધન બ્રાહ્મણોની વસતિ પણ ડાકોરમાં સારી છે. દ્વારકાના શંકરાચાર્યના શારદાપીઠની શાખા રૂપે અહીં પણ શંકરાચાર્યનો મઠ છે.*

ડાકોરમાં અમારી વ્યવસ્થા સાચવનાર હતા ત્યાંની સંસ્થાન હાઈસ્કૂલ ને બીજી કેળવણી સંસ્થાઓના મંત્રી શ્રી ગિરિજાશંકર હરિકૃષ્ણ પંડ્યા, ને શ્રી ગોવિંદપ્રસાદ મોહનલાલ ત્રિવેદી (સંગીતશિક્ષક). બંને ગૃહસ્થો અમાને રણછોડજીના મંદિરમાં લઈ ગયા. સ્નાન થતી વખતે મૂર્તિનાં અમે નજીકથી દર્શન કરવા ભાગ્યશાળી થયા. મૂર્તિની ઊંચાઈ ચાર ફૂટ જેટલી જણાઇ. કાળા કસોટી પત્થરની ચતુર્ભુજ વિષ્ણુની એ મૂર્તિ અગિયારમા બારમા સૈકા જેટલી જૂની જણાઈ.



ડાકોરના રણછોડરાયજીના મંદિરનું મુસ્લિમ તાજિયા જેવું લાગતું શિખર મહારાષ્ટ્રનાં હેમાદ્રિપંતી મંદિરોના શિખરનું વિકૃત સ્વરૂપ છે.

હિંદુત્વના અભિમાનીને ડાકોરજીનું મંદિર જોઇ પહેલી નજરે નિરાશા ઉપજે તેમ છે. દૂરથી તેનો ઉપલો ભાગ જોતાં એમ જ લાગે છે કે આ મંદિર હિંદુ નથી પણ પત્થરનો બાંધેલો મુસલમાની તાજિયો છે. એ ખરું જોતાં મહારાષ્ટ્રનાં હેમાદ્રિપંતી મંદિરોના શિખરનું વિકૃત રૂપ છે. મંદિરનો નીચેનો ભાગ કંઈક વિશેષ જૂનો છે. મંદિર બંધાયા વિષે એવી માહિતી છે કે સંવત ૧૭૮૧ (સને ૧૭૨૫)માં જોધપુર મારવાડથી ડાકોર આવેલા અભેસિંહ રાજાએ આ મંદિર પ્રથમ બંધાવેલું. આ પહેલાં રણછોડરાયજીની મૂર્તિ એક બીજા મંદિરમાં હતી. સંવત્ ૧૮૨૮ (ઈ. ૧૭૭૨)માં પેશ્વાના શરાફ, સતારાના રહેવાશી ગોપાળ જગન્નાથ તાંબેકર નામે ગૃહસ્થે આ મંદિરને વધુ વિસ્તાર્યું.

રણછોડજીના મંદિરની સામે જ ગોમતી તળાવ છે. આ તળાવમાં પાણી બહારથી આવતું નથી; ચોમાસામાં ભરાઈ રહે છે તે જ પાણી આખું વર્ષ રહે છે ને તેમાં જ જાત્રાળુઓ બારે માસ નહાય છે. આખું ગામ તેમાં કપડાં ધૂએ છે. સૈકાઓ પહેલાં ડાકોર વસ્યું હશે ત્યારથી ગોમતી તળાવના આ પાવક જળમાં યાત્રાળુઓ પોતાનાં મેલ અને પાપ ધોતા આવ્યા છે! પરિણામે દુનિયાનાં પાપોથી તે એટલું બધું ભરાયું છે કે હવે તેનું પાણી એ પાપમાંથી છુટકારો માગે છે. તળાવ અર્ધા માઈલનો વિસ્તાર ધરાવતું હોઈ પાકું બાંધેલું છે.

શ્રી ગિરિજાશંકરભાઈ પંડ્યાનું આખું કુટુંબ ઉચ્ચ કેળવણી પામેલું અને સંસ્કારી છે તેમને ત્યાં ભોજન લઈ અમે ગળતેશ્વર જવા માટે સ્ટેશને ઊપડ્યા. શ્રી પંડ્યા અને તેમના પુત્ર પણ અમારા સંગાથી બન્યા અને તેથી અમને હર્ષ થયો. અમે જાણ્યું, કે ગળતેશ્વરમાં મંદિર નજીક ધર્મશાળા છે અને ત્યાંથી રાત્રે સૂવા માટે ગાદલાંગોદડાં મળી રહે છે. આથી અમારા સંગાથીઓએ પોતાની સાથે આણેલાં

* દ્વારકા અને ડાકોર ઉપરાંત ગુજરાતમાં શંકરાચાર્યના બીજા મઠો પ્રભાસપાટણ (સૌરાષ્ટ્ર) અને નડિયાદ પાસે ચકલાસી ગામમાં છે.




ડાકોર, ગળતેશ્વર અને તેનાં અનુષંગી સ્થાનો દર્શાવતો મહી નદીથી પરિપ્લાવિત વિશાળ પ્રદેશ

બિછાનાં સાથે ના લીધાં. પણ ધર્મશાળા, ને તેમાં યે તેનાં ગાદલાં-ગોદડાં વિષે મને કંઈક અણગમો હોવાથી મેં મારાં પોતાનાં સાધનો સાથે લીધાં. વળી રાત્રે ગળતેશ્વરમાં વાળુનો પ્રશ્ન હતો. માંકડ સાહેબ તો સાત્વિક માણસ એટલે સાંજે જમે જ નહિ. અને કોઈ બહુ આગ્રહ કરે તો માત્ર થોડુંક દૂધ લઈ લે. ઠાકર સાહેબ અને પંડ્યા સાહેબ પણ ભગત માણસો હતા. ઇતર પ્રકારમાં હું એક જ હતો, અને જોઈતાં સુખસગવડ નહિ મળે તો નિર્જન ગળતેશ્વરને આંગણે મારું શું થશે તેની ચિંતા હતી. જોકે મારી પાશ્ચિમાત્ય ઢબે જણાતી પ્રવાસ વેળાની કેટલીક આહારવિહારની ટેવો અને સુખાર્થમમતને દેશી ઢબ તથા ખડતલપણામાં પલટાવી નાખવા માંકડ સાહેબ સદા પ્રયત્નશીલ રહેતા આવ્યા છે. ગમે તેમ; મને પૂછવામાં આવ્યું કે ગળતેશ્વરમાં સાંજે જમવા માટે શું લઈશું? મેં ડાકોરમાં ઠેકઠેકાણે કંદોઈઓની દુકાને 'ડાકોરના સુપ્રસિદ્ધ ગોટા'નાં પાટિયાં જોએલાં. મને થયું કે આ ગોટા તે મિષ્ટાન્નના લાડુ થતા હશે ને ડાકોરમાં છપ્પનભોગમાં હોય છે તેમ એમાં પણ કેસર, મેવા વગેરે ખૂબ નંખાતાં હશે. મેં કહ્યું કે અઢી ત્રણ શેર ગોટા લઈએ; પંડ્યા સાહેબે તુરત જ ગોટા મંગાવ્યા. પડીકાં આવી ગયાં અને થેલીઓમાં નંખાઈ ગયાં. મેં નિરાંત અનુભવી કે ગળતેશ્વરમાં હવે વાંધો નહિ.

ખરેખર પોણાબારે ટ્રેઈન અંગાડી જઈ પહોંચી, અને તુરત જ ત્યાંથી અમે બે માઈલ દૂર મહી તરફ ચાલવા માંડ્યું. રસ્તો પગદંડી હોઈ ભૂલા પડી જવાય એવો છે; માટે અંગાડીથી ગળતેશ્વર જવું હોય તો અંગાડીથી કોઈ ભોમિયો સાથે રાખવો. (જુઓ પૃ. ૧૭૩)

ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની

આપકથા

# બાંધ ગઠરિયાં



આ એ જ સુરત કે જેની કીરત એક વખત ચોતરફ પ્રસરી રહી હતી. આ એ જ સુરત, જેની બરકતની નોબત દૂર દૂર દરિયાપાર ગાજી રહી હતી. આ એ જ સુરત જેના પર કુદરતના ચારે હાથ હતા, જ્યાં વેપારરોજગારની આબાદી હતી, જ્યાં ચોર્યાશી બંદરના વાવટા ફરકતા, જ્યાં દુનિયાના મશહૂર મુસાફરો અને સાહસિક સોદાગરો સફરે આવતા. આ એ જ સુરત, જેનો ઉલ્લેખ ગ્રીક મુસાફર ટૉલેમીએ ઇ.સ. ૧૩૨માં ને ભરૂચમાં આવેલા ચીની મુસાફર હ્યુએનસંગે 'સુરથ'ના નામથી કર્યો છે. આ એ જ સુરત, જેની ખ્યાતિથી ખેંચાઈ મહમદ ઘોરીનો સેનાપતિ કુતુબુદ્દીન તેરમી સદીમાં ભીમદેવને હરાવી રાંદેર સુધી આવી પહોંચ્યો હતો અને જેની દોલત દેખી ઇ. ૧૩૪૭માં મહમદ તઘલખે એને લૂટવાનો હુકમ આપ્યો હતો, પણ ૧૩૭૩માં જેની ઉપયોગિતા પ્રમાણીને દૂરંદેશી સુલતાન ફિરોઝ તઘલખે ત્યાં નાનો કિલ્લો બાંધવા હુકમ કીધો હતો. આ એ જ સુરત જેની સમૃદ્ધિ સાંભળી પોર્ચુગીઝ લુટારાઓએ વહાણોમાં આવીઆવીને ઈ ૧૫૧૨, ૧૫૩૦ ને ૧૫૩૧માં એમ ત્રણ ત્રણ વખત એને લૂટ્યું અને બાળ્યું હતું. એનો આજનો કિલ્લો ઇ.૧૫૪૦માં બંધાયો, જેની વાહવાહ સાંભળી ખુદ અકબરની પણ દાઢ સળકી, અને એણે રાજા ટોડરમલ્લને છુપકીદીથી કિલ્લાની તપાસ કરવા મોકલ્યો; ને ઇ. ૧૫૭૩માં તો એ કિલ્લાના મેદાનમાં અકબરે તંબૂ નાખ્યા, કિલ્લો ઘેરી જીતી લઇ એની ફરીથી મરામત કરી, અને એમાં, એની નજરે ચડેલી તુર્કીથી પહેલીવાર અહીં આવેલી દૂર ગોળા ફેંકી શકે એવી સુલેમાની તોપો, એણે સીધી આગ્રા મોકલાવી. વળી પોતાની સાથે આવેલા જનાનામાંથી પોતાની બે બેગમોને આ સુરતના જ તાપી-કિનારેથી મક્કે હજ કરવા જવા વહાણ પર ચડાવી.

આ એ જ સુરત કે જ્યાં ૧૬૦૮માં પહેલું અંગ્રેજ વહાણ આવ્યું, ૧૬૧૨માં એમણે કોઠી નાખી અને ૧૬૧૩માં મુઘલો તરફથી વેપારનો પરવાનો મેળવ્યો; અને જ્યાં ૧૬૧૫માં સર ટૉમસ રો ઊતર્યો અને જહાંગીરને મળી કેટલાક 'હક્કો' લઇ ૧૬૧૮માં પાછો ફર્યો. આ એ જ સુરત કે જેને શિવાજીએ ને મરાઠાઓએ ૧૬૬૪માં, '૬૯માં, '૭૦માં, '૯૬માં અને ૧૭૦૨ તથા ૧૭૦૫માં એમ છ છ વખત હલ્લા કરી લૂટીને ખેદાનમેદાન કરી નાખ્યું.

અને આ એ જ સુરત જેના પર ફરી ફરીને કરાળ કાળનો પંજો વારંવાર પડતો જ રહ્યો: ૧૭૨૭માં તાપીમાં ભયંકર રેલ આવી અને ૧૭૩૨માં કારમો દુકાળ પડ્યો; ગાયકવાડ, નવાબ, સીદીઓ અને અંગ્રેજોની આ શહેર માટેની ખેંચતાણમાં જ્યાં લડાઈઓ ઉપર લડાઈઓ થયે જ ગઈ; જ્યાં ૧૮૩૭માં નવ હજાર ઘર બળી ગયાં એવી ભીષણ આગ લાગી ને તેની તરત જ પાછળ ફરીથી બીજી નાશકારક રેલ આવી; અને પછી તો આગ-રેલનાં જાણે પંચક બેઠાં: ૧૮૮૩ની ત્રીજી રેલ, '૮૯ની બીજી આગ, પાછી રેલ. પછી '૯૭ની મરકી અને ૧૮૯૯-૧૯૦૦નો સંવત ૧૯૫૬નો છપ્પનિયો દુકાળ.

આવાઆવા અનેક કારમી જખમો સુરત પર થતા જ રહ્યા, અને છતાં આ સુરતે એની ઈશ્કે મિજાજી, એનો નવાબી રંગઢંગ, એની વાક્છટા ને લહેકાલટકા, એનાં ઠઠ્ઠા-ઠાવકાઇ ને એનું લહેરીમોજીપણું, એનો રહેલાણી સ્વભાવ અને એનું ચંચળ લોહીથી ધબકતું દિલ, બેપરવાઇથી સાચવી રાખ્યું હતું.

નર્મદે કહ્યું છે તેમ સુરતશહેરની સૂરત સોનાની મૂરત નહોતી રહી, પણ એ બની'તી રોતી સૂરત: રેલ-આગ, લૂટ-લડાઇ ને દુકાળ-મરકીથી એ પીંખાઇ ગઇ હતી. એ જૂની ઝલક, એ અસલી રોનક, એ મર્દાની તંદુરસ્તી, એ મુલાયમ ખૂબસૂરતી હવે નહોતાં; સાપ ગયા હતા અને લિસોટા દેખાતા હતા. પણ 'ભાંગ્યું ભાંગ્યું તો યે ભરૂચ'વાળી કહેવતની જેમ પડ્યું પડ્યું તો યે એ સુરત હતું.

એનું ગોપીપરું અને એનો નાણાવટ, એનો મર્જાન રૂમીખાની અથવા સીરિયાથી આવી વસેલા મિરઝા શામીનો ચકલો ને એની બુરહાનપુરી ભાગોળ, એની મક્કાબારી અને એનો ડક્કા ઓવારો, એનું ચૌટું અને એનો ચોક, એવું ઘણુંઘણું જૂના ગૌરવને તાજું કરાવવા હજી હયાત હતાં.

કંચન તે કંચન, એને વળી કસોટવું કેટલું? સોનાનો ઘાટ ઘડે તે સોની, ને એ સોનીમા જીવનના ઘાટ ઘડનારા બે: એક અમદાવાદમાં દેસાઇની પોળમાં જીવી જનાર અમર મરજીવો અક્ષયદાસ, ગુજ-



કાંતને છાપાના ચાબખે ચમચમાવનાર, ને સાહિત્યમાં અક્ષય કીર્તિ પામનાર આખા ભગત. બીજો દૃષ્ટાંતે રહી આદાસ: ગમે તે ધાતુનો દાગીનો કરવા આપો, સો ટચના સોનાનો કરીને આપે એવા એ ભગત.

આ રહી આદાસ નક્કી કોઈ દરિયાવ દિલનો સોની હોવો જોઈએ. દાન કરવાની એની એવી રીત પણ હોય; યા તો એના પર લક્ષ્મીની કૃપા હોવાથી નખશિખાતું ધન એને આવી ગળતું હોય ને એમાંથી એ દાગીના ઘડી આપવામાં વહેંચી દેતો હોય. ગમે તેમ પણ એ પ્રખ્યાત થયો. એના નામથી સુરતનો એનો ચકલો પંકાયો. એને લઈને સોનીની ન્યાત જશવંતી થઈ અને એમણે શહેરની આબરૂ વધારી.

એ સોનીભાઈઓને અમે 'સોની મહાજન'ને નામે ઓળખતા. મામાજીનું ઘર એ મારાં બાનું મોસાળ-તે અબાજીને ચકલે: અસલ રહીઆ સોનીનો ચકલો ત્યાં. સામે એક બાજુ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી રહે, બીજી બાજુ રાજેન્દ્ર સોમનારાયણ દલાલ રહે. એકે ગુજરાતી ભાષાનું વ્યાકરણ લખેલું, બીજાએ નામચીન નવલકથા લખેલી. પણ તે ઉપરાંત એ મહોલ્લામાં દસબાર સોનીઓનાં ઘર. નગીન બાપુ, જેકો જડિયો, મગન વાદળગારૂ, અહલકઓળી, મગન ગિલ્લી,—બધા જ અઠંગ કારીગરો. દિવસના બારસાઠ ને રાતના રાજા-વાળુ કરી, દીવેલની દીવી પાસે, એરણ પર હથોડી લઈ બેસે. 'જરા લાંબી એક છેડે વળેલી' ભૂંગળી વડે સહેજ ફૂંક મારી એ બંગડી કે વીંટી ઉપર દીવીના કોડિયાની જ્યોતની ઝાળ વાળતા અને સોનાને તપાવી ત્યાં પાદડી કે બદામ, વેલ કે બુટ્ટો મઢી લેતા તે જોવાની ને ખૂબ મજા પડતી પાછળથી અંકોડાનું ઝારણ તો મને યે આવડતું. જંતરડામાંથી અમે તાર ખેંચતા, અંગેઠી ગોઠવી ધમણ રેતીમાં અરીઠા પલાળી ગેરૂ નાખી સોનાની હંડીઓ ધોતા. હીરો જડતા જેકો જડિયાને જોવો એ એક લ્હાવો ગણાતો. ત્યાં રહેતા સોની મહાજનના શિખાઉ છોકરાઓ નગીન બાપુની અંગેઠી આસપાસ કારીગરી જોવા ઘણી વાર બેસતા. પોતાને કામ શિખાય નહિ, પણ પારકે ઘેર ચિત્ત દઈ એકી નજરે કામ જોતા. મને ત્યારે ખબર નહિ કે એ પણ એક નિશાળ ચાલતી.


પ્રભાશંકર

મગમાળા, મોહનમાળા, બોરમાળા અને રાવણમાળા બનાવવામાં નગીનભાઈ એક્કો ગણાતા. લાખની નાની લખોટી ઉપર સોનાની પતરી મઢી એને એવી તો ગોળમટોળ બનાવતા! ને કડાં-કંદોરામાં જેકિસનદાસ એક્કા ગણાતા. કડાના બે છેડા આગળ સામસામાં વાઘનાં મોં બનાવતા ત્યારે તો જેકિસનદાસ રંગે ચડતા. એમાં જો મોં બરાબર થાય તો ઠીક છે, નહિ તો તેને ગાળો દેતા: 'મારો સાલો કાં જવાનો? મારા હાથમાં મોં ને સાલો સિફત કરે છે?' બરાબરના ગુસ્સે થાય. અને વાઘનું મોં ઠીક આવી જાય ત્યારે ખુશી થઈ બોલતા: 'હવે દાંત ગોઠવાયા. એને સાલાને સામે વાઘનું મોઢું લાઈશ તે નહિ ગમે. હગલું વાઘણ બનાવી હોત તો તરત બેસી જતે!' ને પછી હસતા. એક વાર એમ વાઘ બનાવવા જતાં ઘાટ બેઠો જ નહિ, એટલે જેકિસનદાસે એક બાજુ નાગનું મોં અને બીજી બાજુ પૂછડું બનાવી દીધું અને પછી ઘરાક આગળ જીભ ચલાવી એને પાણી પાણી કરી દીધેલો: 'શેઠ! વાઘનાં કડાં તો સૌ કોઈ પહેરે છે, પણ હાથ પર નાગ વીંટાળીને ફરવું એ કોઈ જેવીતેવી વાત નથી; શિવજી ભગવાન જ એમ કરતા.'

મને સોની ગમતા. જરા હિસાબી ચોર ખરા; પણ એમની સાકરની જીભના લ્હેકા આગળ બધું માફ છે. એમની ચાલમાં લ્હેકો, એમની જબાનમાં લ્હેકો, એમની સલામ કરવાની ઢબમાં લ્હેકો. અને પુરુષવર્ગમાં જેટલો લ્હેકો લહેરાતો એથી વધારે સોનારણોમાં ઠસ્સો ઠમકતો. છટાદાર ઠમકની સાથે કોઈ ઓર ઠસ્સામાં સોનારણ બનીઠનીને જ્યારે બહાર નીકળતી ત્યારે મહોલ્લો શિલ્લતમાં લપસી પડતો. અંગે આલ્પાકાનાં પીળાં-સફેદ અંગરખાં અને માથે લાલ ચટક સોનેરી લપ્પાની આરેખમ પાઘડી પહેરી પિછોડી હલવતા સોની મહાજન ટોળે મળી લગનનાં નોતરાં દેવા નીકળતા ત્યારે લોક કહેતું એમની અદા! શાંતિથી, નજાકતથી, આજીજીપૂર્વક, હમળકે અરધાઅરધા થઈ એ વરઘોડામાં આવવાનું અને જમવા પધારવાનું નોતરૂં આપતા; ઓચ્છવ પ્રસંગે પાટે બેસવા પ્રતિષ્ઠિત વ્યક્તિઓને આગ્રહ કરીકરીને કહેતા; અને એટાળાની કેડે, રૂમાલ બેર ચાલતી સોનારણો મલકાતી, હસતી, 'આવજો જ' એમ ઓરકાવીને જ ઓટલા નીચે ઊતરતી.

મામાજી મુખત્યાર હતા, ને છોટાભાઈ કાયદામાં કાબેલ ગણાતા. મુખત્યાર તે વકીલ નહિ, પણ વકીલ માટેની બધી તૈયારી કરે તે. દાવો નોંધાવવા અરજી લખવી, સ્ટેમ્પના કાગળ રાખવા, ફારગતી અપાવવી, હુકમનામાં દાખલ કરાવવાં, બિલ બનાવવાં, ફરિયાદો નોંધાવવી વગેરે જાતજાતનું અદાલતી કામ તે કરતા. બેપાંચ મોટા વકીલો સાથે સારૂં એટલે શાખ પણ સારી. અને મહોલ્લામાં તો વકીલ જ. સોની મહાજનને કોરટ દરબારે ભાગ્યે જ જવું પડતું. પણ મ્યુનિસીપાલીટીના પરવેરાનાં, ખાળ-કૂવાનાં અને નળ-કૂવાનાં કાગળિયાં આવતાં તો તરત નગીનભાઈ કે જેકિસનદાસ, ઉઘાડે શરીરે પણ માથે ટોપી નાખી, છોટાભાઈને પૂછવા આવતા. અને છોટાભાઈ લાખ રૂપિયાનું કામ છોડી તરત એમને સલાહ આપતા. 'ભાઈ, પઉરશી પહેલો. બીક અમથડે મને એ કામ લાગશે.'

'ત્યારે, છોટાભાઈ સાહેબ! ભાણાભાઈને અહીં લઈ આવ્યા એમ? ભણાવો; ભણાવો. ભણશે તો પામશે'... 'એમ ત્યારે, કાલથી લાવો નિશાળે અને કરો કંકુના.' નગીન બાપુ ને જેકિસનદાસે બારણે આવતાં જ લલકાર્યું. એ ભાષા જ જુદી; એનો લ્હેકો જ ઓર, એની મિઠાશ જ અલાયદી. દરેક વાક્યને લ્હેકાવતા બોલવું એ પણ એક કળા જ છે. સરસ્વતીએ સોની મહાજનની જીભે એના ઘોળ ચડાવ્યા છે.

સામે વળી પેશાભાઈ સોની રહેતા. એ પેશાકાકા ચોથી કાકી લાવ્યા હતા! એક પર બીજીને હિસાબે નહિ, ત્રણેને ચિતામાં સુવાડીને. એ પેશાકાકા તો સામેને પોતાને ઘેરથી જ લ્હેકાવતા: 'હવે એને એક જોસ્તાન બંધાવી દો, અને એક ખડિયો કલમ,—કે ગાંડું ચાઇડું!'

પણ મામાજીએ તૈયારી પાકી રાખી હતી. એમને પોતાને એક પુત્ર અને ત્રણ પુત્રી, એ ચારેને ભણાવનાર મહેતાજી ઘેર આવવાના

હતા. કપાળે ટીલું, લાંબો અંગરખો અને મખમલની ગોળ ટોપી પહેરી, એક સવારે એ પરભાશંકર માસ્તર પધાર્યા. અને લાંબી ચર્ચા પછી આંક-પલાખાં, દેશી હિસાબ અને લેખાં ગણિત ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો. આ જ તો મ્હોંકાણ હતી. મને એમાં જરાકે ગમ પડતી નહોતી. પાંચમાંથી સાત બાદ થાય જ નહિ; અને થાય તો વદી વળી શેની લેવાની, એવદીના દશકો મગજમાં ચોંટતા જ નહિ.

થોડા દિવસ મને એક મહેતાજીની નિશાળે બેસાડેલો. મહેતાજી પાન ચાવતાંચાવતાં પચીસપચાસ છોકરાઓને એકીસાથે આંક ગોખાવતા. એમાં 'સાડાસાતનો પા' જે બોલી જાય તે પાર ઊતર્યો ગણાતો. દોઢાં-અઢિયાં સુધી તો ગાડું ઠીકઠીક ચાલ્યું, પણ પાછળથી ચકરડું! પરભાશંકરે બધું પોતાને માથે લઇ લીધું અને સવારના ભણવા બેસવાનું નક્કી કર્યું. પરભાશંકર મારતા નહિ, પણ ડોળા કકડાવતા ને કોઈકવાર ચૂંટી ભરી લેતા. પણ એમનો ધાક બહુ. રજાને દિવસે પરભાશંકર ભણાવવા આવ્યા છે એવી બૂમ પડતી કે પેટમાં ફાળ જ પડતી. લેસન તો કર્યું ન હોય, ને આંક તો શાના આવડે? લેખાંપલાખાંમાં મૂળથી જ રસ પડતો નહિ. મામાજીની મહેનત છતાં ગણિતનો પાયો મૂળથી જ લૂલો નંખાગો ને તે આગળ ઉપર ખૂબ નડયા.

સુરતના ગબરૂ ગોપીપરામાં ગોપીઓ નહોતી વસતી, કે નહોતો રહ્યો ત્યાં રાજા ગોપીચંદ. એનો વસાવનાર તો હતો રંગીલા દિલનો અને ગુલાબી સ્વભાવનો, બુદ્ધિશાળી ચતુર અને કુનેહબાજ, મહમદ બેગડાનો અને સુલતાન મુઝફ્ફરશાહનો દીવાન મલેક ગોપી. એક ગરીબ વિધવા બાઈનું એ એકનું એક ફરજંદ. સંગીત અને સત્તાનો શોખીન. વારતહેવારે એ આખા શહેરનાં ગુલાબ એકઠાં કરી કરી મોજ ઉડાવતો. એણે બંધાવેલા વિશાળ ગોપી તળાવનો તો આજે પત્તો નથી; પણ ગોપીપરું હજી હયાત છે. ત્યાં મોતીનાં તોરણો બંધાતાં અને રસ્તે રૂપૈયા ભરેલાં ગાડાં ફરતાં. અત્તરની ખુશબો ઊડતી ને રંગબેરંગી રેશમી સાડીઓ ફરફરતી. આજે રૂઆબદાર ઊભેલી ત્યાંની હવેલીઓમાં એક વખત રોનક હતી. હરરોજ રંગીન હાંડીઓમાં ત્યાં રોશની થતી ને પગથિયે સાથીઆ પુરાતા. એવી એ હવેલીઓ વચ્ચે છઠ્ઠા નંબરની નિશાળનું મકાન હતું. મકાનની આસપાસના ઓટલાઓ ઉપર ઝવેરીઓની બેઠક રહેતી. સફેદ ચાંદી જેવા ગલેફથી ઢંકાએલા ગાદીતકિયા ઉપર બેસી તેઓ હીરાનાં પડીકાં બાંધતા ને મોતીના લચ્છા ટંગાવતા. નાનાંનાનાં કાચનાં બંડારિયાંઓમાં તરેહતરેહનાં મોતીઓની સેરો લટકાવતા, અને નાનકડી, નાજુક, લાકડાની કુમતે બાંધેલી પેટીમાંથી રમકડા જેવું સુંદર ત્રાજવું કાઢી એમાં વાલ અને રતીએ હીરા જોખતા. લાલ ચટક કપડાની કોથળીમાં રૂપિયા રાખતા. ફુરસદે એ ગાદીએ હુક્કાથી બેસી ટહુકા મારતા, શરબત કે ચા પીતા, એકાદ છાપું હાથ આવી જાય તો તે કસીકસી વાચતા, અને મોજથી ઝૂલતા.

લગનસરાની મોસમમાં એ નિશાળ આગળથી હાથી નીકળતો. 'હાથી! હાથી!' એવી બૂમ પડતાં જ છોકરાઓ વર્ગ છોડી ઓટલે ઊભરાતા, અને થોડો માર પડતાં પાછા ક્લાસમાં બેસી જતા. પછી કોઈ છાનામાના નિશાળમાંથી સટકી જઇ ગોપીપુરાની પાછળના મેદાનમાં હાથીને રોટલા ખાતો જોવા દોડતા. ત્યાં ખીમચંદ અને ખૂબચંદ ફેં ફેં આસમાની સુલતાની હંકારતા:

'અડે, નગીનચંદ સેઠે દહડાજના હજાડ રૂપિયા આપી હાડી મંગાઇવોચ.'

'કાંડી, સેઠ?



'સચીનના નવાબ પાસેથી. પડગ દા'ડે નવસાડી ભાગોલને રસ્ટે આઇવો ટે મેં જોયો ક ની.'

પણ ખીમચંદને પણ ટપી જાય એવો અગારો સોભાગચંદ લગાવતો: 'હોય નહિ. આ ટો વડોદરાનો હાઠી, 'ગઇ સાલ ગાડા ગોગીકા લગન વખટે હું એના પર જ બેઠો'ટો ને.'

ત્યાં તલકચંદ કહેતો કે 'આ વખતે તો નગીનચંદ સેઠ જાતે જ સોનાની અંબાડી બનાવવાના છે, સું સમજો છ? થઈ જાય, રાજ્જા!'

અમે કંઈ બહુ સમજતા નહિ, પણ એ ડંફાસોને સાચી માની, જરા ફુલાઇ, ખુશ થઈ, ગાવત હાથીને ચીતરતો તે ચીતરામણ જોવામાં ગુંથાઈ જતા. એની સૂંઢ અને કપાળ ઉપર સફેદ પીળો, લીલો, લાલ, ભૂરો, એવાએવા રંગ વડે એટલા સરસ વેલબુટ્ટા તે પાડતો કે હાથી ખૂબ જ સોહામણો લાગતો.

અમારી એ છઠ્ઠા નંબરની નિશાળ નીચે મોટી વિશાળ પરસાળ હતી. એમાં ચારપાંચ ક્લાસો બેસતા. વચ્ચે કોઇ પણ જાતની ભીંત કે આતરા વિના બેસી જતા. ચોથા ક્લાસમાં કોઇને બાંકડા પર ઊભો કરે કે એ તાબૂત બધાથી દેખાય. કોઇને ક્યાંક સોટી પડે કે અવાજ ચારે બાજુ સંભળાય. આંક-પલાંખાના લલકાર તો ચાલુ જ હોય. ઘેર ભણાવવા આવનાર પરભાશંકર માસ્તર આ જ નિશાળમાં શીખવતા. ત્યાં એક બીજા માસ્તર હતા. નામે છબિલદાસ, જાતે શ્રાવક, સ્વભાવે જરા દયાળુ. તે એક દિવસ હેડમાસ્તરને મહા મહેનતે સમજાવી આખી નિશાળને છેલ્લા કલાકમાં હાથી જોવા લઇ ગયા! ઘેર મામાજી કહેતા કે નિશાળના ઇતિહાસમાં એ અભૂતપૂર્વ બનાવ હતો. અસલ તો એમ કોઈ લઇ જાય જ નહિ—લઈ જવાય જ નહિ. છબિલદાસ માસ્તરે બાંટા પાડીપાડીને અમને 'શોને ઠાવકા રહેવાની, તોફાન નહિ કરવાની, રસ્તે બરોબર ચાલવાની, એમ જાતજાતની સૂચના આપી. પછી ટોળું નીકળ્યું. આગળ છબિલદાસ માસ્તર ચાલે: કાળો આલપાકાનો ડગલો, મખમલની ગોળ ટોપી, કપાળે પીળો ચાંલ્લો, હાથમાં નાની લાકડી, અને મોટી ભરાવદાર

મૂછો. દરેક હવેલીવાળા એને ઓળખે, અને ઓટલે બેઠેલા બધા એને સલામ કરે. કોઈ વળી પૂછી પણ લે: 'કાં ચાઈલા છબિલદાસ?'

પણ છબિલદાસ હસતાહસતા ઈશારતથી જ જવાબ દેતા ને બધા સમજી જતા. અને પછી તો આખું ગોપીપરું ગાજી ગયું કે નિશાળ હાથી જોવા ચાલી!

છબિલદાસે ત્યાં વળી એક નાનું ભાષણ આપી દીધું. હાથી એ કેવું પ્રાણી છે, ને વળી કેટલું હોશિયાર છે. 'એની સૂંઢથી એ ઠાકણી પણ ઉપાડી શકે છે; નાની બે આની પણ એ ઉપાડી શકે છે.' કોઈકે કંઈ નાખ્યું ને કોઈકે કંઈ નાખ્યું. પણ માવતના હોકારા વિના હાથી કંઈ કરતો નહિ. પછી છબિલદાસે રૂમાલમાં ગજવામાંથી શોધી એક બે આની કાઢી. માવત બાજુમાં જ હતો. એને કહી છબિલદાસે બેઆની નાખી અને માવતને હોકારો કરવા કહ્યું. માવતે જાતજાતના હોકારા કીધા, પણ હાથીએ કંઈ બે આની ઉપાડી નહિ. પણ દીપચંદ ત્યાં હતો. એણે જમાવ્યું: 'અરે કંઈ વાંક છે? રોજ હું બે આની નાંખુંછ ને સાલો ઉઠાવે છ, અને આજે કેમ નહિ, જોઉં રા?—' કરી એણે બે આની નાખી અને તરત હાથીએ ઉપાડી!

અને અમે બધાએ તાળી પાડી, દરમ્યાન દીપચંદે છબિલદાસની બેઆની ઉપાડી લઈ તે તપાસી જોઈને બોલ્યો: અરે સું છબિલદાસ સાયેબ! તમારી બેઆની જ ખોટી છે ને. હાથીને રો એની બી સમજ છે, સમજ્યા કેની? એમ હાથી બાડી તમારાથી છેતરાય નહિ, હો કે?'

છઠ્ઠા નંબરની નિશાળમાં એક બે વરસ કાઢ્યા હશે. હું રહેતો ત્યાંથી નિશાળ બહુ દૂર નહોતી. મંબાજીના ચકલા પછી ખપાટિયો ચો, ત્યાંથી ડાબે હાથે વળતાં ગોપીપરું. ને ત્યાં આ નિશાળ, સવારની નિશાળ થતી ત્યારે વહેલા ઊઠવામાં બહુ મુશ્કેલી પડતી. જ્યારે મોડો ઊઠીને દોડતો નિશાળે જતો ત્યારે ત્રણની નાની મારી (પણ મારાથી તો મોટી) બેહદીમાં ચા લઈ શાળે આવતી. પરભાશંકર માસ્તરની નજરે પડતી કે તરત મને પીવા કલાસ બહાર જવા દેતા એમાં વળી કોઈ દિવસ અગૂઠા પકડીને બારિટલ પર ઊભા રહેવાની સવારના સજા મળી હોય તો એ ફ્રોજેતો પણ માશી જોતી અને ઘેર ખબર પણ પહોંચી જતી. બપોરે માસાજી ઘરમાં હોય તો હિસાબ લેતા, પણ તેમાં તો એક જ વાત આગળ આવતી કે હિસાબમાં ભમરડો! એમાં યે આજે પણ જે વિષે લખતા તાવ ચઢે એવા દુષ્કર, વિચિત્ર, આડકતરા પાંતીના દાખલા તો શાપ સમાન જ હતા. ત્યારે પણ હું એ સમજતો નહોતો, આજે પણ હજી સમજતો નથી.

'પરભાશંકર સેતાન ફળિયામાં રહેતા અમારા ઘરથી બહુ આઘે નહિ. નિશાળમાં કડક, ઘરમાં નરમ ગરમ. મારે એક દિવસ સવારના એમને ઘેર જવાનું થયું. બારણામાં જાળી આગળ દાખલ થતાં જ અંદરથી પરભાશંકરે બૂમ પાડી: 'કોણ, ભાઈ ચન્દ્રવદન કે? આવ ભાઈ; બેસ હું, હું હમણાં આવ્યો.' હું તો બેસતો જ નહોતો. માસ્તરને ઘેર એમ કંઈ બેસાય? એટલામાં તો ગોરાણી બહાર આવ્યાં અને વાડકીમાં ઘીની બે લાડુડી લાવ્યાં. પાછો અંદરથી અવાજ આવ્યો: 'ભાઈ ચંદ્રવદન! આ ખાવા માંડ, એટલામાં હું આવ્યો. આ તો પરસાદ છે. ના ન પડાય. કેમ છે બધાં?'

મેં એક લાડુડી પૂરી કરી ન હતી એટલામાં તો પરભાશંકર બહાર આવ્યા. આ કડક સ્વભાવના માસ્તરે બેપાંચ વાર તો કાન આમળાવેલા અને સજા પણ કરેલી. તે આવડા નરમ, આટલા માયાળુ, આટલા ભલા? વાત મગજમાં ઊતરતી જ ન હતી. પણ એમણે તો બેસાડ્યો. 'પહેલાં બેસ, પછી જે કહેવાનું હોય તે કહે.' હું બેઠો, એટલે એમણે કહ્યું: 'બોલ, ભાઈ! માસાજીએ શું કહેવડાવ્યું છે.'

'તમારે બંનેએ આજે અમારે ત્યાં જમવાનું છે; તે અગિયારેકને સુમારે આવી પહોંચજો.'

'વારુ આજે શું છે એની કંઈ ખબર છે?'

'માતાનો થાળ છે, એમ કહ્યું છે.'

'વારુ ભાઈ, કહેજે કે અમે આવી જઈશું. બીજું કંઈ કહ્યું છે?'

'ના.'

'ઠીક. તો બીજો એક લાડુ લે ભાઈ, એ ખાઈને જા.'

મેં બંને લાડુ ખાધા હતા અને ભાવ્યા પણ હતા. પણ પરભાશંકરના આગ્રહને વશ થઈ ત્રીજો પણ ખાધો. એમને ઘેર જતા મને બીક લાગતી હતી, પણ પાછા વળતાં મને બહુ આનંદ થયો હતો. આ પરભાશંકર?! એને આટલા માયાળુ તો કદી ધાર્યા નહોતા

માસાજી એમને મહિને પાંચ રૂપિયા આપતા, અને એ એમનો મોંમાગ્યો પગાર ગણાતો ઉપરાંત વરસના સારા માઠા પ્રસંગે બ્રહ્મભોજન વખતે પરભાશંકરને જમવાનું નોતરું મળતું જ.



પછી તો હું ઘણીવાર એમને ઘેર જતો. એમની તબિયત ઠીક ન હોય ત્યારે ભણવા એમને ઘેર જતો. મેં ગુજરાતી અભ્યાસ પૂરો કરી અંગ્રેજી પહેલી ચોપડી શરૂ કરી, ત્યારે પરભાશંકરની આંખમાં હરખનાં આંસુ આવ્યાં હતાં: 'હવે તો મારું કામ નહિ. ભાઈ મોટા થઈને ભણી-ને અમને ભણાવશે.' (ચાલુ)

## પ્લૅટિનમ

પરંતુ હવે પ્લૅટિનમ મિશ્રિત ધાતુઓના બનાવાય છે.

ઓસ્મિયમ ધાતુને બાળવાથી 'ઓસ્મિક ઍસિડ' બને છે. આ પદાર્થ ક્લોરીનવાળી ગંધ ધરાવે છે અને આંખોને ઇજા કરે છે. આ ઍસિડનાં દ્રાવણો સૂક્ષ્મદર્શક વડે વનસ્પતિના સૂક્ષ્મ ભાગો તપાસવામાં ઉપયોગમાં લેવાય છે.

૧૯૩૯માં કૅનેડાની પેદાશ ૧,૪૮,૯૭૭ ઔંસ પ્લૅટિનમ અને લગભગ ૧૩ાા હજાર ઔંસ પેલેડિયમ, રેડિયમ ને બીજી ધાતુઓ હતી. એ જ વરસમાં ટ્રાન્સવાલે ૫૯ હજાર ઔંસ પ્લૅટિનમ ને ૭૦૦૦ ઔંસ ઓસ્મિરીડિયમ પેદા કર્યું. એ જ વર્ષમાં બેલ્જિયન કૉન્ગોની તાંબાની ખાણોમાંથી તેર હજાર ઔંસ પેલેડિયમ કાઢવામાં આવેલું.

આમ થોડાં વર્ષો થયાં આ વિરલ ગણાતી ધાતુઓ આપણા જીવનમાં તેમજ ઉદ્યોગોમાં મદદ પ્રાપ્ત કરતી જાય છે.

# સોના કરતાં પણ મોંઘું એવું સફેદ સુવર્ણ પ્લૅટિનમ અને તેની સાથે મળતી બીજી થોડી ધાતુઓ

—રોજિંદા જીવનમાં વિજ્ઞાન: ૩૭—

લેખક - ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ પીએચ. ડી.

આપણા રોજિંદા ઉપયોગમાં મહત્ત્વનું સ્થાન લેતી ધાતુઓમાં મોંઘામાં મોંઘી ધાતુ કઇ એમ કોઇ પૂછે તો આપણે કહેવાના કે સુવર્ણ-સોનું. પરંતુ એનાથી યે મોંઘી ધાતુઓ અસ્તિત્વ ધરાવે છે અને આ યુગમાં તેમનો ઉપયોગ સીધી તેમજ આડકતરીરીતે આપણા સામાન્ય જીવનમાં રોજ બ-રોજ વધતો જ જાય છે. આવી ધાતુઓમાં પ્રથમ આવે પ્લૅટિનમ અને એની સાથે મળી આવતી તેના જેવી જ અન્ય કીમતી ધાતુઓ.

સોનું, રૂપું અને પ્લૅટિનમ—એ ધાતુ-ત્રિપુટી 'ઉમદા ધાતુઓ' કહેવાય છે. હિંદી રસશાસ્ત્રમાં પ્લૅટિનમને માટે શ્વેત સુવર્ણ શબ્દ વાપરવામાં આવ્યો છે. ગરમીમાં કે ઠંડીમાં ઑક્સિજન તેમજ શુદ્ધ હવાના વાતાવરણમાં તેના પર કોઇ જ જાતની અસર થતી નથી.

ઈ. સ. પૂર્વે સાતમા સૈકાના મિસર દેશના જે પુરાણા અવશેષો મળી આવે છે તેમાં વાપરેલાં ગૂઢ લિપિચિત્રોમાં પ્લૅટિનમની મિશ્ર ધાતુઓ વાપરેલી માલૂમ પડે છે. ૧૫૫૭માં મેક્સિકોની ખાણોમાંથી એક એવી ધાતુ મળી આવતી 'જેના પર અગ્નિની કાંઇ અસર ન થતી તેમજ સ્પેઇનના કારીગરોની કારીગરી તેના પર નિષ્ફળ નીવડતી.' ૧૭૩૫માં સ્પેનના મુસાફરોએ દક્ષિણ અમેરિકામાં કોલમ્બિયા પાસે એક ધાતુની શોધ કરી, અને તેના રૂપેરી રંગને લીધે સ્પૅનિશ ભાષાના શબ્દ 'પ્લાટા' એટલે રૂપું, એ ઉપરથી તેનું નામ પાડ્યું પ્લૅટિનમ. પ્લૅટિનમ ધાતુના નમૂના ૧૭૪૧માં યુરોપમાં લાવવામાં આવ્યા, તેના પર અનેક રાસાયનિકોએ સંશોધન આદર્યું અને પુરવાર કર્યું કે રૂપું અને પ્લૅટિનમ બે ભિન્ન ભિન્ન ધાતુઓ છે.

શરૂઆતમાં તો પ્લૅટિનમ નિરૂપયોગી લાગેલું. તેનો કોઈ ભાવ ન પૂછતું. ૧૭૩૮માં કોલમ્બિયાનાં ભરાણોમાંથી સોનાની સાથે તે મળી આવ્યું અને સોનામાંથી તેને જુદું પાડવામાં આવ્યુ. ઓગણીસમી સદીના અંત સુધી દુનિયાને પ્લૅટિનમ ધાતુ કોલમ્બિયાની ખાણો પૂરી પાડતી. આ એનો ઇતિહાસ.

રશિયા (યુરલ પ્રદેશ), કૅલિફૉર્નિયા, બ્રાઝિલ, બોર્નિયો અને ઑસ્ટ્રેલિયામાં પણ પ્લૅટિનમના ભરાણો આવેલાં છે. રશિયા લગભગ એક સૈકા સુધી પ્લૅટિનમની માગણીનો પૂરવઠો પૂરો પાડતું અને લગભગ ૯૩ ટકા રશિયાનું તથા બાકીનું કોલમ્બિયાની પેદાશનું પ્લૅટિનમ દુનિયાનાં બજારોમાં આવતું. પણ હવે ૧૯૩૩થી કૅનેડાની નિકલની ખાણો લગભગ આખી દુનિયાને પ્લૅટિનમ પૂરું પાડે છે.

પેલેડિયમ, ઑસ્મિયમ, ઈરીડિયમ, રૂથેનિયમ અને રોડિયમ—એ પાંચે ધાતુઓની સાથે પ્લૅટિનમ મળી આવે છે. આ સમૂહમાં પ્લૅટિનમ સૌથી વિશેષ સર્વસામાન્ય છે. કુદરતમાંથી જડી આવતી પ્લૅટિનમ ધાતુ સામાન્યરીતે ઉપરની આ પાંચે ધાતુઓ સાથે જ મળી આવે છે. આ ઉપરાંત સોનું અને લોઢું પણ તેની સાથે હોય છે. આ ધાતુઓ ઝીણાઝીણા દાણા રૂપે મળી આવે છે.

કુદરતી પ્લૅટિનમને પારા સાથે મેળવીને પહેલાં તેમાંથી સોનું કાઢી લેવામાં આવે છે. પછી પ્લૅટિનમ ધાતુસમૂહને હાઇડ્રોક્લોરિક અને નાઇટ્રિક ઍસિડના મિશ્રણ (ઍક્વા રીજીઆ)માં ગાળવામાં આવે છે. તેની ઑસ્મિરીડિયમ ધાતુ (ઑસ્મિયમ ને ઇરીડિયમ) પર કાંઈ અસર નથી થતી એટલે તે છૂટું પડી જાય છે. પછી પ્લૅટિનમ તેના ક્ષાર રૂપે જુદું કરવામાં આવે છે અને ઇરીડિયમ દ્રાવણમાં ક્ષાર રૂપે રહી જાય છે. પ્લૅટિનમના ક્ષારને ગરમ કરવાથી પ્લૅટિનમ ધાતુ છૂટી પડે છે અને તેને ગરમ કરીને તેમાંથી શુદ્ધ પ્લૅટિનમ બનાવાય છે.

ઑસ્મિયમ, ઇરીડિયમ અને પ્લૅટિનમ અનુક્રમે સૌથી વિશેષ ભારે ધાતુઓ છે. તેમના પર ઍસિડની કે વાતાવરણની અસર થતી નથી ને તેમનું ગલનબિંદુ ખૂબ ઊંચું છે. ઑક્સિ-હાઇડ્રોજન જ્યોતની ગરમીમાં જ તે ઓગળે છે, એટલે રાસાયનિક, વીજળિક અને ધાતુ-સંશોધન ઉદ્યોગોમાં આ ધાતુઓ કિંમતી ગણાય છે. પરંતુ પ્લૅટિનમને કાર્બન અને ફૉસ્ફરસ સાથે તપાવવાથી તે બટકણું બની જાય છે.

પ્લૅટિનમનો ખાસ ઉપયોગ ઝવેરાતમાં થતો અને હજી પણ થાય છે. હવે ૩૬ ટકા ઝવેરાતની બનાવટમાં, ૨૩ ટકા દાંતના કામમાં, ૨૨ ટકા વીજળીના ઉદ્યોગમાં, ૧૪ ટકા રાસાયનિક ઉદ્યોગમાં અને ૫ ટકા પરચુરણ કામમાં પ્લૅટિનમ વપરાય છે. પ્લૅટિનમની કીમત અગાઉ સોના કરતાં છ ગણી વધારે હતી; પરંતુ કૅનેડાનું પ્લૅટિનમ-ઉત્પાદન એટલું બધું થવા લાગ્યું કે અત્યારે સોના કરતાં પ્લૅટિનમની કીમત થોડી જ વધારે રહે છે.

પ્રયોગશાળાઓમાં ઉપયોગી સાધનો જેવાં કે મૂષો, પતરાં, પ્યાલા, તાર વગેરેની બનાવટમાં પ્લૅટિનમ વપરાય છે. ઉદ્યોગોમાં પણ પ્લૅટિનમનાં વાસણોનો ઉપયોગ વધતો ચાલ્યો છે. ટેલિફોન અને તારનાં સાધનોની બનાવટમાં તેમજ બીજા વીજળિક ઉદ્યોગોમાં કૉન્ટેક્ટ પૉઈન્ટ તરીકે પ્લૅટિનમ ધાતુઓ વપરાય છે. એરોપ્લેનના અમુક ભાગોની બનાવટમાં પણ પ્લૅટિનમ હોય છે.

ઈરીડિયમ મિશ્ર ધાતુમાં ઉપયોગમાં આવે છે, કારણકે તે ખૂબ સખત ને ચીકણી હોય છે અને જરા યે કાટ ખાતી નથી. પ્લૅટિનમને બદલે પેલેડિયમનો ઉપયોગ આજે વધતો ચાલ્યો છે; કેમકે પેલેડિયમ એક તો સસ્તું છે અને બીજું પ્લૅટિનમ જેવું જ કામ તે આપે છે. ઈ. ૧૯૩૯મા અમેરિકાના વીજળી-ઉદ્યોગે ૩૨,૫૪૮ ઔંસ પેલેડિયમ વાપર્યું હતું; જ્યારે પ્લૅટિનમ તેનાથી અરધું જ વપરાયું હતું.

બનાવટી દાંત અને પોલાણો ભરવા માટે પેલેડિયમનો ઉપયોગ પણ વધતો ચાલ્યો છે. ખૂબ સખત ઉષ્ણતા માપવા માટે, રેઝિસ્ટન્ટ થર્મોમીટરો અને થર્મોકિપલોની બનાવટમાં પ્લૅટિનમમિશ્ર રોડિયમ, ઇરીડિયમ વગેરે ધાતુઓ વપરાય છે. ઇન્જેક્શન આપવા માટે વપરાતી સોયો, ફાઉન્ટન પેનની ટાંકો, ઘડિયાળનાં ઝરાં તથા ચકો, મૅગ્નેટાઇટના પરાવર્તકો વગેરેની બનાવટમાં આ ધાતુઓ જુદી-જુદી રીતે ખૂબ વપરાય છે. પ્લૅટિનમનો તાર એક ઇંચના એકવીસ હજારમાં ભાગ જેટલો પાતળો બનાવી શકાય છે!

પ્લૅટિનમ ને કાચનો પ્રસરણાંક લગભગ સરખો હોવાથી ગરમ કાચમાં પ્લૅટિનમ દાખલ કરીને ઠંડું પડતાં ઢીલા પડવાનો કે તૂટી જવાનો ભય રહેતો નથી. વીજળિક બલ્બોમાં વપરાતા તાર પહેલાં પ્લૅટિનમના બનાવાતા, (અનુસંધાન જુઓ સામેના પાનાને છેડે)



# ગજ-ગ્રાહ

અઢાર અઢાર જબરદસ્ત મર્દોની બધી જ શક્તિના પ્રવાહનું વાહન બનેલું દોરડું સ્થિર રહેતું તમે કદી જોયું છે? સામસામા એકબીજાને ખેંચતા નવનવ જણાની તાકાત એવી તો સરખેસરખી હોય કે દોરડું ન તો આ બાજુ ચસકે કે ન પેલી બાજુ. ત્યારે દોરડું, એકબીજાની તાકાતના ત્રાજવાની દાંડી સરખું, પાંચ, દસ, બાર કે [illegible]ર સેકન્ડ વીતવા છતાં સ્થિર થઈ જાય એ પળની તંગ પરિસ્થિતિનો રોમાંચ સમજાવવો મુશ્કેલ છે.

ખેંચવું એ માણસની એક કુદરતી પ્રવૃત્તિ છે; ને તેથી, કાયાનાં કૌશલનો ક્યાસ કાઢતી કસોટીઓમાં ખેંચવાની શક્તિ માપવાની યોજનાનો પણ સમાવેશ કરવામાં આવે છે.

કોઈ પણ એકલી વ્યક્તિની ખેંચવાની શક્તિનું નિરપેક્ષ માપ [લેવા]ને બદલે જ્યારે બે વ્યક્તિઓની ખેંચવાની શક્તિનો તુલનાત્મક [ક્યાસ] કાઢવામાં આવે છે,—એટલે કે જ્યારે એકબીજાને પોતપોતાની તરફ ખેંચવાનું આવે છે ત્યારે, એકે વ્યક્તિની ખેંચવાની શક્તિનો આંક તો નથી મળતો; પણ કોણ વધારે તાકાતવાન છે એ તો સમજાય જ છે. વધારામાં, ભાગ લેનારને તથા જોનારને બંનેને એમાં ખૂબ મઝા પડે છે, કારણકે માપવાની એ ક્રિયા એક રમતનું સ્વરૂપ લે છે.

તેમાં યે બે વ્યક્તિને બદલે બે સમૂહો કે ટુકડીઓનો આ પ્રમાણે તુલનાત્મક ક્યાસ કાઢવામાં આવે ત્યારે તો વળી એ ક્રિયા ખૂબ જ ઉત્તેજક અને આકર્ષક બને છે. એ જોરદાર અને આકર્ષક ક્રિયા, એનું જ નામ ગજ-ગ્રાહ. પોતાને પાણીમાં ખેંચી જતા ગ્રાહ (મગર) સામે બલપૂર્વક જાતને ટકાવી રાખી સહાય માટે પ્રભુપ્રાર્થના કરતા ગજ (હાથી)ની પુરાણોમાંની ગજેન્દ્રમોક્ષની કથા ઉપરથી આ રમતનું નામ પડ્યું છે.

બે ટુકડીઓ, પોતાની ખેંચવાની શક્તિનો પરચો દેખાડવા માટે, તેમની વચ્ચે મૂકવામાં આવેલું દોરડું પોતાની બાજુ ખેંચી લઈ જવાનો પ્રયત્ન કરે (એટલે કે, પોતે ખેંચાઈ ન જતાં સામી ટુકડીને પોતાની તરફ ઘસડી લાવવાનો પ્રયત્ન કરે) એ આ રમતનો મુખ્ય મુદ્દો હોય છે. એ એટલી તો સરળ અને સ્વાભાવિક છે કે તેને કોઈ પણ એક દેશની પોતાની રમત ન જ કહી શકાય. હુતુતુ અથવા ખોખો તો અમુક જ ભાગોમાં રમાતી હોવાનો સંભવ છે, અને જ્યાંજ્યાં રમાતી હોય ત્યાંત્યાં પણ તેમાં પ્રકાર ભેદ અને નિયમ ભેદ પણ હશે. પણ ગજગ્રાહ? એ તો, દુનિયાના કોઈ પણ ભાગમાં જાઓ તો પણ એક જ સ્વરૂપે જોવા મળશે. હા, કદાચ એટલો ફેર પડે કે કોઈ જગ્યાએ, વિજય મેળવવા માટે દસ ફૂટનું ખેંચાણ જરૂરી હોય, તો કોઈક જગ્યાએ બાર ફૂટનું.

છતાં આ રમતને વ્યવસ્થિત કરવા માટે કેટલાક નિયમો તો ઘડવા જ પડ્યા છે દાખલા તરીકે, બંને ટુકડીમાં નવ નવ લઢ્ઢા જ રાખી શકાય. વળી દોરડાની લંબાઈ, જાડાઈ વગેરે માટે પણ મર્યાદાઓ છે. પણ એ બધા નિયમોમાં ખાસ જાણવા જેવો અગત્યનો નિયમ તો એક જ છે: દોરડાની બરાબર વચ્ચેના ભાગમાં એક ખાસ નિશાની કરવામાં આવે છે. પછી એ વચ્ચેના ભાગથી છ છ ફૂટને અંતરે, બંને બાજુ, બીજું એક એક નિશાન કરવામાં આવે છે. વચ્ચેના નિશાનને 'મધ્યપટ્ટી' અને બાજુઓનાં નિશાનને આપણે 'બાજુપટ્ટી' કહીશું. એવી દોરડા ઉપર આ ત્રણ નિશાની, એવી જ ત્રણ નિશાની જમીન ઉપર: એક લીટી વચમાં અને તેનાથી છ છ ફૂટને અંતરે બંને બાજુ બીજી એક એક લીટી. વચ્ચેની લીટીને 'મધ્યરેખા' અને બંને બાજુની રેખાઓને 'બાજુરેખા' કહેવામાં આવે છે.

હવે, રમત શરૂ થતાં પહેલાં, દોરડાને જમીન પર એવી રીતે મૂકવામાં આવે છે કે મધ્યપટ્ટી બરાબર મધ્યરેખા ઉપર અને બંને બાજુપટ્ટીઓ બાજુરેખાઓ પર રહે. પછી દરેક ટુકડી એક એક બાજુરેખાની પાછળ પોતાના નવ નવ લઢ્ઢ મેરુઓને તેમની તાકાતના પ્રમાણમાં ગોઠવી દે છે. પછી પંચ રમત શરૂ કરવાની સંજ્ઞા આપે તે સાથે જ દોરડું પોતાની તરફ ખેંચવાની રસાકસી શરૂ થાય છે, અને એ રસાકસીને અંતે જે ટુકડી સામેની 'બાજુપટ્ટી'ને પોતાની 'બાજુરેખા'ની અંદરની તરફ ખેંચી લાવે (એટલે કે દોરડું પોતાની તરફ બાર ફૂટ જેટલું ખેંચી જઈ શકે) તે ટુકડી જીતી ગણાય છે. અને આવી

'હુતુતુ'માં બધા ભિલ્લુઓ એક જ શરીરનાં જુદાંજુદાં અંગ બની સમૂહકાર્ય કરે છે; 'ખોખો'માં એકનું આદર્યું તત્પરતાથી ઉપાડી લઈ બીજો પૂરું કરે છે, જ્યારે ગજગ્રાહમાં તો બધા જ ભેરુઓ એક જ રંગે રંગાઈ જાય છે, એકસરખા બની જાય છે, જાણે એક જ વ્યક્તિ બને છે. સંઘમેવ શક્તિનું આ રમત સર્વોત્કૃષ્ટ ઉદાહરણ છે.

કુલ ત્રણ તકમાંથી જે ટુકડી બે વાર જીતે તે વિજેતા થઇ ગણાય છે.

પણ આ રમત આમ સમજવામાં જ સહેલી છે. રમવામાં તો તે એટલી બધી ભારે છે અને એમાં એટલા તો શ્રમની જરૂર પડે છે કે કેટલાક નિષ્ણાતો તેને નુકસાનકારક ગણે છે! એટલે જ વિશ્વઑલિમ્પિકમાંથી એને બાતલ કરવામાં આવી છે, અને ભારતના રમતઉત્સવમાંથી પણ તેને બગાડી મૂકવાની ભલામણ થઇ ચૂકી છે.

પણ છતાં રમત છે તો ફાંકડી. અઢાર અઢાર જબરદસ્ત મર્દોની બધી જ શક્તિના પ્રવાહનું વાહન બનેલું દોરડું સ્થિર રહેતું તમે કદી જોયું છે? એક બાજુવાળા નવ જણા સામી બાજુવાળા નવ જણને હડાફ કરતા પોતાની બાજુ ખેંચી લાવે એમાં એ ખેંચી લાવનારની સરસાઈ ભલે દેખાઈ આવતી હોય, પણ એમાં કાંઇ રમતની મઝા નથી. પણ સામસામી એકબીજાને ખેંચતા નવ નવ જણાની તાકાત એવી તો સરખેસરખી હોય કે દોરડું ન તો આ બાજુ ચસકે કે ન તો પેલી બાજુ. ત્યારે દોરડું, એકબીજાની તાકાતના ત્રાજવાની દાંડી સરખું, પાંચ સેકન્ડ, દસ સેકન્ડ, બાર સેકન્ડ કે પંદર સેકન્ડ પસાર થઈ જવા છતાં સ્થિર થઈ જાય એ પળની તંગ પરિસ્થિતિનો રોમાંચ સમજાવવો મુશ્કેલ છે. એ તો નજરોનજર જ જોવું પડે.

અને એ વખતની રમનારની સ્થિતિનો ખ્યાલ પણ જાતે રમ્યા સિવાય નહિ આવે. તેમને કોઈ પણ ભોગે સામા પક્ષના કરતાં વધારે કૌશલ દેખાડીને દોરડું આખું આ બાજુ ઘસડી લાવવું છે. કૌશલ? હા, કૌશલ પણ ખરું જ; માત્ર તાકાત નહિ. રમત છે તો ભલે તાકાતની, પણ એમાં એકલી તાકાતથી કામ નથી પતતું. શરીરમાં તાકાત હોય પણ તેને કામે લગાડતાં ન આવડતી હોય તો કામ ન આપે. એ કામે લગાડવામાં ખ્યાલ ખાસ રાખવાનો છે તે શરીરના ખૂણેખાંચરે પડેલી બધી જ શક્તિને એક બિન્દુ પર એકાગ્ર કરવાનો. ને શક્તિની એવી એકાગ્રતા મજબૂત ઈચ્છાશક્તિ વિના ન જ સંભવે.

સાચી વાત જ એ છે કે આ રમતમાં સૌથી પહેલી અને સૌથી છેલ્લી જરૂરિયાત ઈચ્છાશક્તિની જ છે. શરીરની બધી જ શક્તિને ભેગી કરવાનું, અંગના કોઇ પણ અવયવને ખૂણે શક્તિનો કણ પણ બાકી ન રહે તે રીતે સમગ્ર શરીરશક્તિને દોરડાના એક જ કેન્દ્ર ઉપર બહાર લાવવાનું કામ દૃઢ ઈચ્છાશક્તિ વિના શક્ય ન બને. 'કોઇ પણ ભોગે દોરડું ખેંચી જ જવું છે' એવો મજબૂત સંકલ્પ હોય તો જ બાકીનું કામ શક્ય બને. અને છેલ્લે પણ ઇચ્છાશક્તિની જ જરૂર છે. દોરડું જતું લાગે, સામો પક્ષ આપણને એક ફૂટ, બે ફૂટ, ત્રણ ફૂટ ખેંચી ગયો છે એમ લાગે, ત્યારે પણ દૃઢ ઈચ્છાશક્તિ ઉપર જ બધો આધાર રહે છે. એવા પણ અનેક પ્રસંગો જોવા મળે છે કે જેમાં સારી તાકાતવાળી ટુકડી પણ ત્રણેક ફૂટ ખેંચાઇ જતાં દોરડું મૂકી દે છે; અને એવા પ્રસંગો પણ કદીક જોવા મળે છે કે સામાન્ય તાકાતવાળી ટુકડી છેક સાડાઅગિયાર કે પોણાબાર ફૂટ ખેંચાઇ ગયા છતાં પણ હિંમત ન હારતાં પ્રયત્ન ચાલુ રાખીને પ્રબળ ઇચ્છાશક્તિને છેલ્લી ઘડીએ કેન્દ્રિત કરીને સામી ટુકડીને પોતાની બાજુ (એટલે કે કુલ લગભગ ૨૪ ફૂટ) ઘસડી લાવે છે!

આવી પ્રચંડ ઈચ્છાશક્તિના પ્રેર્યા ખેલાડીઓ જ્યારે કામે લાગી પડ્યા હોય છે ત્યારે તેમને પોતાને તો ઝાઝી ખબરે નથી હોતી કે તેમનું શું થઈ રહ્યું છે. પણ જોનારા જો રમત જોવાનો રસ બાજુએ રાખી દરેક ખેલાડીનું નિરીક્ષણ કરે તો તેને ખબર પડે કે દરેક જણ શું કરી રહ્યો છે. કેટલી પ્રચંડતાથી શરીરની પેશી યે પેશીમાંથી શક્તિનો કણેકણ નિચોવી નિચોવીને દોરડા પર એકાગ્ર કરી રહ્યો હોય છે.

ખેંચવું એ ક્રિયા તો હાથની જ છે; પણ રમનારાને રમી રહ્યા પછી જ ખબર પડે છે કે તેના એકલા હાથ જ નહિ પણ આખું શરીર દુઃખે છે. તેમાંય કમ્મર અને જાંગ તો ખલાસ થઈ જાય છે. ચતુર પ્રેક્ષકોને તો આ નજરોનજર દેખાતું જ હોય છે. ખેંચનારના પગના અંગૂઠાથી માંડી તેની પીંડી, જાંગ, કમ્મર, પેટ, પીઠ, છાતી, ખભા, ગરદન અને હાથ બધું જ કામે લાગ્યું હોય છે. ત્યારે મોં જ એકલું બાકી રહેતું હશે? ના મોં તો રોમેરોમ એટલું તંગ બની જાય છે કે તે અરીસો બની જાય છે,—અરીસો નહિ પણ તેમની કામગીરી જોવાનું-માપવાનું યંત્ર-'મીટર'.

પંચ રમત શરૂ કરવાની સંજ્ઞા આપે ત્યારથી જ ધ્યાનથી જોવા માંડો તો જણાશે કે ખેલાડીનું સમગ્ર શરીર કેવું તો કામે લાગી જાય છે. દરિયાના કોઈ જબ્બર મોજાની 'સ્લો-મોશન'થી ફિલ્મ ઉતારી હોય ને તેમાં જેમ મોજું ખૂબ ધીમે ધીમે પોતાની પ્રચંડ તાકાત સાથે ગતિ કરતું દેખાય છે તેવું જ એ દૃશ્ય હોય છે.

આ રમતમાં સફળતા મેળવવા ખેલાડીઓએ નાનીમોટી જુદીજુદી યુક્તિઓ પણ શીખી લીધી હોય છે: પગ કેમ ઠેરવવા, હાથથી પકડ કેમ લેવી, ક્યારે પકડ બદલવી, ક્યારે આંચકો આપવો વગેરે. પણ આ બધી પ્રયુક્તિઓના સાર રૂપ બાબત એક જ છે. અને તે છે આખી ટુકડીએ એક જ સાથે, એક જ દિશામાં, એક જ બિન્દુ પર પોતાની શક્તિનો અણુ યે અણુ કેન્દ્રિત કરવો. ટુકડીને જો વિજય મળવાનો જ હોય તો તે આમાં જ મળે. અને આમાં જો ચૂક થઇ તો સફળતા ચૂકવાનો પૂરેપૂરો સંભવ. અને આમ, સફળતા મળે એટલા માટે આખી ટુકડી એકીસાથે શક્તિનો અણુ યે અણુ કામે લગાડે ત્યારે કેટલી પ્રચંડ તાકાત એ દોરડા પર ભેગી થતી હશે.

હુતુતુ, ખોખો, ગજગ્રાહ અને બીજી રમતોમાં પણ સમૂહકાર્ય (ટીમ-વર્ક)ની જરૂર તો પડે જ છે. પણ તે બધાંનો પ્રકાર જરા જુદો રહે છે. હુતુતુમાં બધા ભિલ્લુઓ એક જ શરીરનાં જુદાંજુદા અંગ બની સમૂહકાર્ય કરે છે; ખોખોમાં એકનું આદર્યું તત્પરતાથી ઉપાડી લઇ બીજો પૂરું કરે છે; જ્યારે ગજગ્રાહમાં તો બધા એક જ રંગે રંગાઇ જાય છે, એકસરખા બની જાય છે, નવ મટીને જાણે એક જ વ્યક્તિ બને છે: એક ચાંપ દાબતાં એકસામટી નવ તોપો ફૂટે એમ. સંઘમેવ શક્તિનું આ રમત સર્વોત્કૃષ્ટ ઉદાહરણ છે.

વાસુદેવ ભટ્ટ

મથાળાના ફોટોગ્રાફમાંગજ-ગ્રાહ ખેલતી દર્શાવેલી ટુકડી અમદાવાદમાં ઘણાં વર્ષોથી અણ-જીત રહી છે; અને વડોદરામાં હિન્દવિજય જિમખાના તરફથી થતી હરીફાઇઓમાં પણ જ્યારેજ્યારે તેણે ભાગ લીધો છે ત્યારે દરેક વખતે વિજેતા થઇને જ આવી છે. એ ટુકડીએ કાંઈક એવી ખૂબી હસ્તગત કરી છે કે સામેની ટુકડી ગમે તેવી મજબૂત અને વજનદાર હોય છતાં થોડા જ સમયમાં અને સહેલાઈથી તેને ઘસડી લાવે છે. એ ટુકડી અમદાવાદના ખાડિયા સાર્વજનિક વ્યાયામ શાળાની છે.

ગળતેશ્વર મંદિર અને તેનું સ્થાપત્ય (પૃ. ૧૬૪થી ચાલુ)

અંગાડીથી ગળતેશ્વરનો રસ્તો કોતરોવાળો હોવાથી અમે ચડઊતર કરતા કલાકેકમાં મહીની[1] નજીક જઈ પહોંચ્યા અને ગળતેશ્વરનું મંદિર દેખાવા લાગ્યું. પ્રભાસપાટણ(સૌરાષ્ટ્ર)માં હિરણ્યા નદીના કાંઠે (નગરમાં) જે સુપ્રસિદ્ધ સૂર્યમંદિર છે તેના જેવો આકાર આ મંદિરનો દેખાયો. હવે અમે એક નાની નદી[2] ઓળંગી. એનું નામ હતું ગળતી. એમાં પાણી ગળ્યા કરતું હોય તેમ વહેતું હોઈ લોકો એને ગળતી કહે છે, અને આ ગળતીનો સંગમ જ્યાં મહી સાથે થાય છે તે સ્થળે જ ગળતેશ્વરનું મંદિર આવેલું છે. એક નાનો ટેકરો ચડીને અમે મંદિરે આવી પહોંચ્યા. મંદિરની બાજુમાં જ ધર્મશાળા હતી. તેમાં કાયમ રહેનારા ત્રણ સાધુઓ હતા. મોટા સાધુના પટ્ટશિષ્ય મદ્રાસી સાધુ હતા. ઊતરવા-કરવામાં આ લોકોએ અમારી સગવડ સાચવી. ગળતેશ્વર વિષે પૂછતાં મદ્રાસી સાધુએ અંગ્રેજી-તામીલ-ગુજરાતી અને હિંદુસ્તાનીની મિશ્ર ભાષામાં ઉત્તર આપ્યો: 'ઑલ ઇન્ડિયામેં' ગળતેશ્વર બડા મોટા તીરથમ્ છે. રાતકુ ડ્રીમમેં ભગવાનકા લિટ્ટર (letter) અમારા ગુરુજીને મળ્યો, અને મોટું દ્રવ્યમ્ ખરચ કરીને આ મંદિર રીપેર કરાવ્યું છે; સમજ ગયા તમે લોક?'

ગળતી નદીના નામ પરથી આ મંદિર ગળતેશ્વર કહેવાય છે. મહીના કાંઠે પ્રાચીન શિવમંદિર હોવાનો એકમાત્ર ઉલ્લેખ માળવાના પરમાર રાજા સીયક બીજાના વિક્રમ સંવત્ ૧૦૦૫ (ઇ.૯૪૯)ના હરસોલના તામ્રપત્રમાં છે. શક્ય છે કે એ 'શિવનાથ'નું મંદિર તે આ ગળતેશ્વરનું જ મંદિર હોય. તેના ઇતિહાસ પર પ્રકાશ પાડનાર બીજી કોઈ પ્રાચીન નોંધ કે શિલાલેખ ગળતેશ્વરમાં મળી આવ્યાં નથી.

મંદિર એટલે દેવમૂર્તિનું સ્થાન. ઈસ્વી સનના આરંભકાળ સુધી ભારતમાં પત્થરનાં દેવમંદિરો બંધાયાની પરંપરા જણાતી નથી. હિંદુ મૂર્તિપૂજાનો વિકાસ પણ ગુપ્તકાળ(ઇ.૩૫૦-૬૫૦)થી જ નજરે પડે છે. મંદિરના ભાગોમાં અંદરનો મુખ્ય ભાગ ગર્ભગૃહ (ગભારો) કહેવાય છે. એમાં દેવમૂર્તિ વિરાજતી હોય છે. એના પર શિખર (ઘુમ્મટ) હોય છે, ને શિખર પર આમલક (ઇંડું). ભક્તો જ્યાં દર્શન કરવા ઊભા રહે છે તે મંડપ કહેવાય છે. એના પર પહોળું અને નાનું શિખર હોય છે. પગથિયાં ચડીને જ્યાંથી મંડપમાં દાખલ થવાય છે તે અર્ધમંડપ કહેવાય છે.

કોઈ પણ મંદિરને ઓળખવાની નિશાની છે તેનું શિખર. એની ઉત્પત્તિ હજુ અજાણી છે. પ્રાચીનતમ મંદિરોને શિખરો ન હતાં. ગર્ભમંડપ પર ધીમે ધીમે શિખર આવીને ઊંચું થતું ચાલ્યું છે. ગુપ્ત કાળનાં મંદિરોનાં શિખરો ઘણાં નાનાં હોય છે. શિખરના વિકાસનો ઇતિહાસ સૌરાષ્ટ્રમાં સારીરીતે જોવા મળે છે. ગુપ્ત કાળનાં ગોપ, કદવાર વગેરેનાં મંદિરોનાં નાનાં શિખરો ૧૧-૧૨મા સૈકામાં ખૂબ ઊંચાં બની જાય છે. એ કાળ પછીના હિંદના મંદિરસ્થાપત્યમાં ત્રણ શૈલીઓ સ્પષ્ટ રીતે નજરે પડે છે:(૧) ઉત્તરની નાગર(Indo-Aryan); (૨) દક્ષિણની દ્રવિડ; અને (૩) એ બંનેના સંમિશ્રણરૂપે કર્ણાટકની ચાલુક્ય (Chalukya) કે વેસર. આ વર્ગીકરણ શિખરોના પ્રકાર પર આધાર રાખે છે. વળી કોઈ પણ મંદિરની તપાસમાં શિખર ઉપરાંત તેના પાયાના આકારનો અભ્યાસ પણ કરવાનો હોય છે.

ઇ. ૯૬૧માં મૂળરાજ સોલંકી (આ વંશને ઇતિહાસકારો સોલંકી નહિ પણ ચૌલુક્ય કહે છે, કારણ કે આ વંશના રાજાઓ પોતાના લેખોમાં પોતાના વંશનું નામ સોલંકી નહિ પણ ચૌલુક્ય લખે છે) અનહિલ્લપુર પત્તન(ઉત્તર ગુજરાતના પાટણ)ની ગાદીએ બેઠો. એની પહેલાંનાં મંદિરો તળ ગુજરાતમાં હજુ સુધી ક્યાંય પણ મળી આવ્યાં નથી, પણ સૌરાષ્ટ્રમાં તે વખતનાં કેટલાં યે મંદિરો છે. સૌરાષ્ટ્રના આ ચૌલુક્ય પૂર્વ કાળનાં મંદિરોમાંનાં જૂનામાં જૂનાં ગુપ્ત કાળ જેટલાં જૂનાં ખરાં. આ મંદિરોના પાયાનો આકાર લગભગ ચોરસ છે, જ્યારે ચૌલુક્ય કાળનાં મંદિરોનો લગભગ ગોળાકૃતિ છે. બન્ને આકૃતિ વચ્ચે આ મુખ્ય તફાવત છે. સૌરાષ્ટ્રનાં આ પુરાતન મંદિરો નાગર શૈલીનાં છે અને પાયા તથા ઘુમ્મટના આકારની દૃષ્ટિએ ઓરિસ્સાના ભુવનેશ્વર વગેરેનાં મંદિરો સાથે તે ખૂબ મળતા આવે છે. તેથી કેટલાક પુરાવિદો માને છે કે મંદિર સ્થાપત્ય આપણે ત્યાં ઓરિસ્સાથી આવ્યું છે. પણ હું આ અભિપ્રાયની વિરુદ્ધ છું. મારી માન્યતા પ્રમાણે ગુજરાત-સૌરાષ્ટ્રનું મંદિર સ્થાપત્ય તળપદી ઉત્પત્તિનું છે, કારણ કે સૌરાષ્ટ્રનાં મંદિરો ઓરિસ્સાના ભુવનેશ્વરાદિનાં મંદિરો કરતાં વિશેષ જૂનાં છે, અને આપણે ત્યાં આપણા આ તળપદી શૈલીના વિકાસના બધા અંકોડા મળી આવે છે.

પાટણના ચૌલુક્યોએ એક નવી જ મંદિર-સ્થાપત્ય-શૈલી ગુજરાતમાં દાખલ કરી ને તે 'ચૌલુક્ય શૈલી'; (જે ચાલુક્યથી જુદી કહેવાય છે.) આ મૂળ તો આપણા પ્રાંતની નાગર વર્ગની તળપદી શૈલી જ, પણ તેમાં થોડાંક કર્ણાટકની વેસર શૈલીનાં દાક્ષિણાત્ય તત્ત્વો આવતાં આ નવી શૈલી ઉત્પન્ન થઈ હતી. ગુજરાતના ચૌલુક્યો મૂળ કર્ણાટકના હતા, તેથી તેમના સમયે ગુજરાતમાં કર્ણાટકનાં તત્ત્વો ખૂબ આવ્યાં છે ને તેના જ પરિણામ રૂપે આ શૈલી આપણે ત્યાં ઉદ્ભવી. આ દાક્ષિણાત્ય તત્ત્વો હોવા છતાં તેની ગણત્રી ઉત્તરની નાગર શૈલીમાં જ થાય છે. રુદ્રમાળ, મોઢેરા, આબુ, ગિરનાર, પ્રભાસ વગેરેનાં બધાં ચૌલુક્યકાળનાં મંદિરો આ શૈલીનાં છે અને ગુજરાતની આ શૈલીની અસર તેની આજુબાજુના તેની સંસ્કૃતિથી પ્રભાવિત થએલા પ્રદેશો જેવા કે માળવા, ડાહલ (જબલપુર), મારવાડ, ઉત્તર મહારાષ્ટ્ર વગેરેની તત્કાલીન સ્થાપત્યશૈલીઓ ઉપર પણ થએલી.

આપણે જોયું કે મંદિર-સ્થાપત્યની બે પ્રાચીન શૈલીઓ ગુજરાતમાં મળી આવે છે: સૌરાષ્ટ્રના ચૌલુક્યપૂર્વ કાળનાં મંદિરોની નાગર વર્ગની એક વિશેષ શૈલી, અને ચૌલુક્ય કાળના ગુજરાત-સૌરાષ્ટ્રનાં મંદિરોની નાગર-વેસર મિશ્રિત વિશિષ્ટ શૈલી. એમાં આખા ગુજરાતમાં એક માત્ર ગળતેશ્વરનું જ મંદિર એવું છે કે જે આ બંનેમાંથી બીજા એક પણ વર્ગમાં પૂરેપૂરું આવતું નથી. ગળતેશ્વરના મંદિરના પાયાનો આકાર લગભગ ચોરસ છે અને આ દૃષ્ટિએ તે ચૌલુક્ય શૈલીનાં મંદિરોથી જુદું પડતું હોઈ સૌરાષ્ટ્રનાં મંદિરોની સાથે મળતું આવે છે; પણ શિખર અને બીજા બાહ્ય ભાગોની કળાની દૃષ્ટિએ તે ચૌલુક્ય મંદિરોના જેવું જ છે. સને ૧૯૨૦માં હિંદી સરકારના પુરાતત્ત્વ ખાતાના એક અમલદાર સુપ્રસિદ્ધ પુરાવિદ્ ડૉ. બર્જેસે તેની તપાસ ચલાવી હતી. તેમના કહેવા પ્રમાણે આ મંદિર ગુજરાતની ચાલુક્ય શૈલીનું હોવાને બદલે કર્ણાટકની ચાલુક્ય શૈલીનું હોવાનું વધારે જણાય છે. ગર્ભગૃહનો આકાર ચોરસ છે ને આ દૃષ્ટિએ તે કલ્યાણ પાસેના અંબરનાથના પ્રાચીન મંદિર સાથે સામ્ય ધરાવે છે. ગર્ભગૃહનાં દ્વાર પરની કોતરણી ગુજરાતનાં ચૌલુક્ય મંદિરો કરતાં કર્ણાટકનાં ચાલુક્ય મંદિરોના જેવી છે. ગર્ભગૃહનો પાયો તારાના આકારનો હોઈ કર્ણાટકમાં ડમ્બલમાં આવેલ દોદાબાસપ્પાના મંદિર સાથે સમાનતા ધરાવે છે. આ સિવાય બીજી રીતે ગળતેશ્વરનું મંદિર

[1] એ લાજવાબ નદી મહી વિષે આ જ લેખકનો એક માહિતીપૂર્ણ તથા અભ્યસનીય લેખ, નકશાઓ સાથે આવતા અંકમાં આવશે.

[2] નાની નદીઓ માટે ગુજરાતના જુદાજુદા ભાગોમાં જુદાંજુદાં નામો છે; દા૦ત૦ સૌરાષ્ટ્રમાં 'વોંકળો' ને દક્ષિણ ગુજરાતમાં 'ખાડી.'

ગુજરાતની ચૌલુક્ય શૈલીનું છે. મોઢેરાના મંદિરની જેમ આ મંદિરની આસપાસની કોતરણીમાં ભોગાસનોનાં શિલ્પો ખૂબ છે.

ગળતેશ્વર-મંદિરનો પત્થર તેની નજીકમાં જ થતો એક વેળુ-આપાણ છે, જેનો રંગ ભૂખરો લાલ છે. ક્યાંક ક્યાંક મહીકાંઠાના કાળા પથ્થરનો પણ ઉપયોગ થયો છે. મંદિરનો કેટલોક ભાગ પડી જતાં પુરાતત્ત્વ ખાતાએ તેનું સમારકામ કરાવ્યું છે, પણ શિખર હજુ અધૂરું જ છે અને તેના પત્થરો આજુબાજુ પડ્યા છે.

ગળતેશ્વર આગળ મહીનો પટ ખડકવાળો છે. તેથી અહીં મહી અનેક ધારાઓમાં વહેંચાઈ ગઈ હોવાથી ઊંડી પણ નથી. આથી ભરેલાં ગાડાં અહીં મહીને ઓળંગી શકે છે. વળી અહીં નદીનો ઢાળ વિશેષ હોવાથી પૂર વખતે પાણી થોડાક વખતમાં જ ઊતરી જાય છે ને રેતીનો અભાવ છે. આથી પણ અહીં જ મહીને ઓળંગવી સુગમ હોઈને ખંભાતથી માળવાનો મહામાર્ગ અહીં મહીને એ ઠેકાણે હતો અને અવરજવરની આ પરિસ્થિતિને લઈ ગળતેશ્વર જેવું સુંદર મંદિર અહીં બંધાયું. જોકે હવે તો આ પ્રદેશ નિર્જન જેવો લાગે છે.

## સરનાળ

મહીમાં અમે સહુ નાહ્યા અને ત્યાંથી નજીક એક માઈલ આવેલા સરનાળ આગળ પ્રાચીન 'ચંદ્રહાસ' નગરીના અવશેષો જોવા ગયા. અહીં પૌરાણિક ચંદ્રહાસ રાજા રાજ્ય કરતો હોવાની દંતકથા છે. પણ દંતકથા કંઈક જુદું જ કહેતી હોય છે ને સંશોધન કરતાં ખરી વસ્તુ કંઈક જુદી જ નીકળે છે. અવશેષો વિસ્તૃત છે અને તે પ્રાચીન સરનાળ ગામના હોવા જોઈએ. સરનાળ (એનું મૂળ નામ કળી શકાતું નથી) દસમા-અગિયારમા સૈકામાં મહીકાંઠે એક ઠીક ઠીક વ્યાપારિક મથક હશે. પ્રાચીન સાહિત્યમાં એની નોંધ નથી. એના આંગણે બનેલા મુઘલાઈ જમાનાના એક ઐતિહાસિક બનાવની નોંધ અકબરનામા તવારીખનવેશ અબુલ ફઝલે લીધી છે. ગુજરાતની મુસ્લિમ સલ્તનતની પડતીના વારામાં અહીં રાજકીય અંધાધૂંધી ફેલાએલી ને તેમાં કેટલાય મુસલમાન સરદારોએ બંડ ઉઠાવેલું, એટલે સમ્રાટ અકબર ગુજરાત પર ચડી આવ્યો. ઈબ્રાહીમહુસેન મિરઝા નામનો સરદાર સરનાળ જઈ સંતાઈ રહ્યો. અકબરને વડોદરામાં સમાચાર મળતાં તે સરનાળ પર સૈન્ય લઈ ચડી ગયો અને ઈ. ૧૫૭૨ના ડિસેમ્બર માસની ૨૩મી તારીખે યુદ્ધમાં સરનાળને આંગણે અકબર અને તેના એક મંત્રી રાજા ભગવાનદાસના જીવ જોખમમાં મુકાયા. એ યુદ્ધમાં રાજા ભગવાનદાસનો ભાઈ મરાયો. મિરઝા ઇબ્રાહીમહુસેન સરનાળના ગઢના બીજા દરવાજા વાટે મારવાડ નાસી ગયો. અબુલફઝલના વર્ણન પરથી લાગે છે કે ૧૬મી સદીમાં સરનાળ શહેર હતું અને તેને ગઢ પણ હતો. આ ગઢના અવશેષો ક્યાંક ક્યાંક નજરે પડે છે. આજે તો સરનાળમાં માત્ર સો સવાસોની વસતિ છે.

દિવસ ઢળવા લાગ્યો અને હવે મારું મન સરનાળના અવશેષોને બદલે ગળતેશ્વર મંદિરની ધર્મશાળામાં પડેલી અમારી થેલીઓની અંદરના મઘમઘતા ડાકોરના ગોટાઓ તરફ વધુ ને વધુ વળવા લાગ્યું. જેમતેમ અમે મંદિરે પહોંચ્યા. સમાચાર મળ્યા કે મોટા મહારાજ સીધી ગયા છે અને જે માણસ પાસે ગાદલાં-ગોદડાંની ઓસીની ચાવી રહે છે તે પણ સરનાળ જતો રહ્યો છે. પરિણામે અમને બેએક ગાદલાં તો પેલા મદ્રાસી સાધુની કૃપાથી મળ્યાં, પણ ઓઢવા માટે કશું મળ્યું નહિ. એટલે ચિંતા થઈ કે આવા ખુલ્લા સ્થાનમાં અને વળી નદીના કાંઠે આ શિયાળાની રાત શી રીતે ગાળવી. જેમતેમ દૂધ મેળવ્યું, પણ તે ઉકાળેલું નહિ હોવાથી મેં ન પીધું. મને તો થતું હતું કે ક્યારે પેલી થેલીઓના મોં ખૂલે. અંતે પંડ્યા સાહેબ થેલીઓ લાવ્યા ને મને થયું કે હવે મહેફિલ જામશે. પણ પડીકાંના દોરા તૂટતાં તેમાંથી ત્રેસણના ગોળ ગોળ મોટાં ભજિયાં ખાખરામાં ગબડી પડ્યાં! મેં કહ્યું કે પંડ્યા સાહેબ આ તો ફૂલવડી (સૌરાષ્ટ્રમાં કહેવાય છે તે પ્રમાણે) છે, પણ પેલા મીઠા મીઠા ડાકોરના ગોટા ક્યાં? પંડ્યા સાહેબ કહે કે, 'એ જ ડાકોરના ગોટા!' હું તો આભો જ બની રહ્યો. મેં નિરાશ થઈ માંકડ અને ઠાકર સાહેબને કહ્યું કે તમે કેમ મને કહેલું નહિ કે ડાકોરના ગોટા મિઠાઈ નહિ પણ એ પ્રકારનાં ભજિયાં થાય છે? એ બંને સદ્‌ગૃહસ્થો બોલ્યા કે આમ પોતાને ય ખબર નહિ કે ડાકોરના ગોટા એ મિઠાઈ નહિ પણ ભજિયાંનો એક પ્રકાર છે. મેં કહ્યું કે ડાકોરમાં વિષ્ણુ ભગવાને છપ્પન ભોગ આપ્યા ત્યારે ગળતેશ્વરના મહાદેવ આપણી પાસેથી હવે છપ્પન 'ભોગ' લેશે એમ લાગે છે. અને ખરેખર એમ જ બન્યું. પથારી પૂરતી મળી નહિ; ખાવાનું ફારસ થયું; પાણી ન મળ્યું તે પંડ્યા સાહેબ સાવ અંધારામાં અર્ધો માઈલ ચાલી થોડુંક પાણી બે વાર ભરી લાવ્યા; સખત ઠંડીમાં સહુ કુંધાડા પડી રહ્યા; ઠંડીને લઈ મને તાવ ચડી આવ્યો; ચાર વાગે ઊઠીને અમે ચાલતા થયા; લોકોએ અગાઉથી કહેલું કે સવારે અંધારે રસ્તા જડતા નહિ, કારણ જોખમી રસ્તો છે, એટલે છ માઈલને લાંબે રેતાળ રસ્તે ડાકોર સુધી ચાલતા ગયા; અને ટ્રેનમાં જગ્યા મળી નહિ! આમ, વલ્લભવિદ્યાનગર પહોંચતા સુધીમાં તો ગળતેશ્વરના મહાદેવે અમારી પાસેથી છપ્પન 'ભોગ' પૂરા કરી લીધા!

(સામેના પાનેથી ચાલુ) લૂટારુઓએ એમને પણ જતા રોક્યા, કશું યે પડાવી લેવાજોગ નારદ પાસેથી ન નીકળ્યું એટલે ગુસ્સામ ને ગુસ્સામાં એમણે સાધુને ખૂબ માર માર્યો. સાધુ તો બીચારા આખી રાત ત્યાં ને ત્યાં પડી રહ્યા.

સવારે ઊઠીને નારદે જોયું તો ગઈ કાલે પોતાને લૂંટનાર ટોળા તથા એક બીજા લૂટારુઓના ટોળા વચ્ચે ઝપાઝપી થતી હતી. ગઈ કાલના ટોળાનો એમાં કચ્ચરઘાણ વળી ગયો. એક લૂટારો એમાં બહુ ઘાયલ થયો હતો એટલે એને પડ્યો રહેવા દઈ સૌ પલાયન કરી ગયા.

બધાના જવા પછી નારદે ત્યાં જઈને જોયું તો ગઈ કાલે પોતાને માર મારવામાં જે સૌથી આગળ પડતો હતો એ જ લૂટારો દુઃખથી પીડાતો ત્યાં પડ્યો હતો. બંનેએ એકબીજાને ઓળખ્યા. લૂટારાની આંખમાંથી આંસું સર્યાં. નારદે લૂટારાની માવજત કરવા માંડી, પણ એનો અંત પળે પળે પાસે આવતો હતો.

'મારું એક કામ કરશો?' લૂટારાએ માંડમાંડ પૂછ્યું 'તમે મને નહિ ઓળખતા હો. મારું નામ મહાદત્ત. હું પાંડુ શેઠનો ગાડીવાળો. પાંડુ શેઠ સામે વેર લેવા હું લૂટારો બન્યો; એમનું હતું એટલું લૂંટી લીધું; મારા મનને શાંતિ વળી......પણ ના; એ મારી ભૂલ હતી. અપકારને પણ ઉપકારથી વાળવો એ આજ તમે મને શીખવ્યું. મને એમાં જ ખરી શાંતિ લાગે છે.' મહાદત્તને આટલું બોલતાંમાં હાંફ ચઢી આવ્યું. 'ભગવન્, હવે આટલું કરજો. જુઓ, પેલી દૂરની ગુફામાં પાંડુ શેઠનું બધું ધન પડ્યું હશે. તમે એ બધું એમને પહોંચાડશો? મને એથી જ સાચી શાંતિ વળશે.'

મહાદત્તને છેલ્લું હચકું આવ્યું. એકલે હાથે મહાદત્તનો અગ્નિ-સંસ્કાર પતાવી નારદ પાંડુ શેઠ પાસે ગયા ને બધી વાત કહી. મહાદત્તે કહી હતી એ ગુફામાંથી બધું ધન નીકળ્યું. એને લીધે બૌદ્ધ વિહાર બંધ થતો અટક્યો. એ દિવસથી પાંડુ શેઠનાં મદ ને ગર્વ ચાલ્યાં ગયાં. એમણે ચોક્કસ માન્યું કે દેવળ કે મહાદત્ત પોતાના કરતાં કોઈ રીતે ઓછા તવંગર નહોતા.'

—ચં૰

# પચ્ચીસ વર્ષ પહેલાં






અંક ૧૭ · વૈશાખ ૧૯૮૧ (મે) ૧૯૨૫

વૈશાખી પૂર્ણિમાએ કુમાર સિદ્ધાર્થને જ્ઞાન લાધ્યું અને તે 'બુદ્ધ' થયા. એ નિમિત્તે 'કુમાર'ના એ વૈશાખ અંકમાં કાકાસાહેબ કાલેલકરનો, અત્યંત સરળ રીતે ટૂંકમાં, ભગવાન બુદ્ધનું ચરિત્ર તથા તેનો બોધ સમજાવતો સુંદર લેખ આપેલો. ગયા જ અંકમાં બોધિજયંતી નિમિત્તે એ ચરિત્રસ્મરણ કરેલું હોઇ અહીં એ નહિ લઈએ. પણ ભગવાન બુદ્ધના ક્ષમાના અને ઔદાર્યના ઉપદેશને મૂર્ત કરતી બે ચોટદાર વાર્તાઓ એ અંકમાં આવેલી, તેમાંની એક ઉતારીએ:

'મહાદત્ત, હજુ જલ્દી.' કાશીને માર્ગે એક ગાડી તાબડતોબ જતી હતી. પળે પળે માત્ર ચાબુકના અવાજ આવતા. પણ હવે ચડઊતર રસ્તો આવ્યો એટલે ચાબુક પણ નકામી હતી. પાંડુ શેઠે ગાડીમાંથી બહાર ડોકિયું કર્યું તો એક બૌદ્ધ સાધુ એમની નજરે ચડ્યા.

'આપને કઈ તરફ જવું ?' પાંડુ શેઠે પૂછ્યું.

'વારાણસી.' એ ટૂંકા જવાબમાં પણ જાદુ હતું.

'તો તો બેસી જાઓ.' કાશી પહોંચવા અશાંત બનેલા મનને શાંત કરવા પાંડુ શેઠે ઉપાય શોધ્યો. ઘડી બે ઘડીમાં તો બંને જણ મોહ અને મોક્ષની ગહન વાતોમાં ગુંથાઈ ગયા.

ત્યાં ગાડી ઓચિંતી ઊભી રહી ગઇ. જોયું તો ચોખાની ગુણોથી ભરેલું એક ગાડું રસ્તો રોકી ઊભું હતું. આ જોતાં વેંત શેઠનું મગજ તપી ગયું. 'મહાદત્ત, મૂઢ માફક બેસી શું રહ્યો છે ? ઊતર નીચે, અને ગાડામાંથી કોથળા ફેંકી દે, એટલે ગાડું સહેલાઇથી ફરી શકશે.'

ગાડીવાળાએ શેઠનો હુકમ પાર પાડ્યો ને ગાડી આગળ ચલાવી. પણ ત્યાં તો એક પણ અક્ષર બોલ્યા વિના સાધુ બહાર કૂદી પડ્યા.

'કેમ, કેમ ?' શેઠે અધીરાઇથી પૂછ્યું.

'બાપુ, ક્ષમા. આ ગરીબ ખેડૂતના ચોખા ધૂળ ભેગા કર્યા એમાં તમને શું મળ્યું ? એણે બિચારાએ તો પોતાનું બધું ખોયું. હું હવે એને વીણવામાં મદદ કરીશ.'

'આપ તો પ્રભુના માણસ છો. કોઈ દુનિયાદારીને તો આવી નિરર્થક દયા ન પાલવે.' હસીને આટલું કહી શેઠે ગાડી આગળ હંકાવી મૂકી. દયાની એક દૃષ્ટિ નાખી સાધુ એને જોઇ રહ્યા.

પછી સાધુ ગાડાવાળા દેવળને મદદ કરવા ગયા. બંનેએ વેરાએલા ચોખા વીણી સાફ કરી નાખ્યા. દેવળને આ અદ્‌ભુત લાગ્યું. પરવારીને તેણે ગાડું આગળ ચલાવ્યું. સાધુ પણ એમાં જ બેસી ગયા. રસ્તામાં બંને અપકાર અને ઉપકાર પર વાતો કરતા હતા, ત્યાં દેવળની નજરે એક સાપ પડ્યો. એ જોઈ બીકને લીધે એનાથી ચીસ નીકળી ગઇ.

પણ એ કેવળ ભ્રમ હતો. બારીકાઇથી સાધુએ જોયું તો એ સાપ નહિ પણ સોનામહોરોથી ભરેલી કેડે બાંધવાની વાંસળી હતી. તરત જ એમણે ધારી લીધું કે એ પાંડુ શેઠ સિવાય બીજા કોઈની હોય નહિ. એટલે સાધુએ દેવળને કહ્યું, 'ભાઇ, અપકારનો બદલો ઉપકારથી વાળવો એ મેં તને હજુ હમણાં જ કહ્યું. તારે માટે એ તક આવી પહોંચી છે. તારા ચોખા જેમણે વેરી નંખાવ્યા એ શેઠની જ આ વાંસળી છે. એમને એ તું ન આપી આવે ?'

દેવળને આ વાત જરા ન રૂચી. પણ સાધુને એ ના પાડી શકે એમ ન હતુ. ઘણી વારે એણે ડોકું હલાવી હા કહી.

કાશીએ જઇને દેવળ જુએ છે તો કાંઇ નવો જ તમાશો હતો. બજારચોકમાં મહાદત્તની પીઠ પર સિપાઈના કોરડા પડતા હતા. તપાસ કરતાં દેવળને જણાયું કે મહાદત્ત એના શેઠની સોનામહોરોની વાંસળીની ચોરીના આરોપ માટે પકડાયો હતો. આ સાંભળતાં તો દેવળનું હૈયું ધ્રુજી ઊઠ્યું. તરત જ તેણે બૂમ પાડી, 'એ નિર્દોષને ન મારો; વાંસળી તો આ રહી.'

દેવળે વાંસળી વિષે બધી હકીકત કહી, એટલે મહાદત્તને છોડી મૂકવામાં આવ્યો. પણ પાંડુ શેઠ સામે મહાદત્તનું દિલ વેરથી બળતું હતુ. એ વેરમાં ને વેરમાં તે ક્યાંક અદૃશ્ય થઇ ગયો.

પાંડુ શેઠનું મન વિચારોથી ઊભરાવા લાગ્યું. દેવળની ઉદારતાનો ખ્યાલ કરતાં તેમને પોતા તરફ તિરસ્કાર છૂટ્યો. પણ એટલામાં એને પેલા સાધુ સાંભર્યા. શેઠે નક્કી માની લીધું કે દેવળની આ ભલમનસાઈનું મૂળ કારણ તો એ સાધુ જ હશે. એમનું નામ નારદ છે એટલું તો ગાડીમાં વાતવાતમાં શેઠે જાણી લીધું હતું.

શેઠે એ નારદ શ્રમણની તપાસ આદરી. આખરે પત્તો મળ્યો. શેઠ એમના ચરણમાં ઢળી પડ્યા. 'આપનો ઉપકાર કેમ કરી વાળીશ ?' શેઠે આર્ત સ્વરે પૂછ્યુ. નારદ તો કાંઇ જ ન બોલ્યા; માત્ર થોડું હસ્યા.

'મારી એક વિનંતિ સ્વીકારશો ? કોસામ્બી નગરીમાં એક બૌદ્ધ વિહાર બંધાવવા મારું મન છે. આપ ત્યાં પધારી લોકોને સન્માર્ગે ચડાવવાનું માથે ન લો ?' નારદે એટલું સ્વીકાર્યું.

થોડા માસમાં તો કોસામ્બીમાં બૌદ્ધ વિહાર બંધાઇ ગયો. દેશદેશનાં ધર્મપ્રેમી લોક શ્રમણ નારદનો ઉપદેશ સાંભળવા ત્યાં આવવા લાગ્યાં. ટૂંક સમયમાં તો આ વિહારની ખ્યાતિ ચોમેર ફેલાઈ ગઈ.

અને સાથે સાથે પાંડુ શેઠની કીર્તિ પણ આથી બહુ વધી ગઈ. દેશના મોટામાં મોટા ઝવેરીઓમાં એનું નામ પહેલું ગણાવા લાગ્યું.

ઓચિંતા એક દિવસ શેઠને પાસેની નગરીના રાજા માટે સોનાનો એક મુકુટ બનાવવાનો હુકમ મળ્યો. બને તેટલો સુંદર મુકુટ એમણે તૈયાર કર્યો. રાજા કદાચ વધારે ખરીદી કરે એમ ધારી, થોડાં બીજાં જવાહર પણ સાથે લઇ, શેઠ એ નગરી તરફ જવા નીકળ્યા. સાથે હથિયારબંધ માણસો હતાં.

ને તો ય રસ્તામાં શેઠ લુંટાયા. લુટારુઓના એક મોટા ટોળાએ શેઠને પળવારમાં ભિખારી કરી નાખ્યા. શેઠને આ લૂટથી ભારે નુકસાન પહોંચ્યું અને આ આવી પડેલા સંકટને અંગે બૌદ્ધ વિહાર કાઢી નાખવો પડશે એ વિચારે એમના દિલમાં દુઃખની કંપારી છૂટી.

એ જ સાંજે નારદ એ રસ્તે થઇને જતા હતા. એક હાથમાં પુસ્તકોથી ભરેલી ઝોળી અને બીજા હાથમાં ભિક્ષાપાત્ર સિવાય એમની પાસે ત્રીજું કાંઇ યે ન હતું છતાં પેલા (સામેના પાનાને છેડે જુઓ:)

**ઇમાન અને ઈનામ** (અનુ. પૃ. ૧૬૨થી ચાલુ) એક નિસાસો નાખ્યો અને પૂછ્યું: 'કોટમાં કઈ જગ્યાએ બૉન?'

'ફાઇન્ટન:—ફ્લોરા ફાઉન્ટન. આવવાજવાનું શું લઈશ?'

'ત્રણ રૂપિયા બૉન, બેસો.' દાદુમિયાંએ ગાડીની બેઠક તરફ હાથ કરતાં કહ્યું.

'બે રૂપિયા મળશે' કહી એ ગુજરાતણ હાથમાંનું મોટું પ્લાસ્ટિકનું પાકિટ રમાડતી, બીજી ગાડીની શોધમાં હોય તેમ, રસ્તા પર નજર ફેરવવા માંડી.

'પાયલું ઓછું આલજો બૉન!' દાદુમિયાંને કાલબાદેવીના ભરચક લત્તામાં રસ્તા પર રકઝકમાં ઝાઝો વખત ગાડી રોકાએલી રાખવામાં પોલીસદાદાનો ડર હતો.

'નહિ, બે રૂપિયા મળશે' કહી પેલી ફરી આમતેમ જોવા લાગી.

એ સ્ત્રી ફુટપાથ પર જે જગ્યાએ ઊભી હતી ત્યાં જ, એની પાછળ આવેલા એક મોટા માળાના મુખ્ય દરવાજામાંથી એક આધેડ ઉંમરનો પુરુષ નીકળ્યો અને બહાર આવતા જ સ્ત્રીને પૂછ્યું: 'ગાડી ઠરાવી?'

'પોણા ત્રણ રૂપિયા માગે છે, આવવા-જવાના.'

'અઢી રૂપિયા આપીશું બડેમિયાં! ચલો.' કહી એ શેઠ જેવા લાગતા લાંબા ડગલાવાળા ગુજરાતીએ ગાડીમા બેઠક લીધી અને ગુજરાતણ એની બાજુમા આવી બેસી ગઈ. દાદુમિયાંએ ગાડી કોટ તરફ હંકારી.

ગાડીમાં બેઠેલા શેઠની ઉંમરની સરખામણીમાં યુવતી લાગતી હતી તો એમની પુત્રી જેવડી, પણ બંને ધણીધણિયાણી હતાં એ વાત મુંબઈનાં નગરજનોથી ટેવાએલી દાદુમિયાંની નજર તુરત પારખી ગઇ હતી. ગાડી વેગમા લેવા ઘોડાના કાન આગળ ચાબુકનો સટાકો બોલાવતાં દાદુમિયા મનમા ખુદાને બંદગી કરવા લાગ્યા: 'હે અલ્લા! તારી મહેરબાની છે કે મારી દીકરીઓનું તેં આવા બાપ-ઉંમરિયા ખાવિંદ જોડે પાનું નથી પાડ્યુ...'

અને એમની નજર આગળ, એમની બેઉ પુત્રીઓના નક્કી થએલા ભાવિ પતિના ચહેરા ફરી વળ્યા. એ ગુલાબી ચહેરાઓનાં દર્શન થતાં જ સ્નનમણીના છોડ જેવી એમની દીકરીઓ સકીના અને નજમા નજરે પડી. બીબીનું ચિંતાછાયું નિસ્તેજ મોઢુ દેખાયુ અને ફરી પાછું દાદુમિયાંનું દુઃખ એમના મન પર સવાર થયુ. ગાડીનાં પૈડાની સાથે દાદુમિયાંના મનના વિચારો ચકરાતા હતા. ડામરની સડક સાથે અથડાતા ઘોડાની નાળજડી ખરીવાળા દાબડાનો સંવાદી અને તાલબદ્ધ અવાજ દાદુમિયાંના હૈયાના નગારા પર ટંકા વગાડી ભૂતકાળના આબાદીભર્યા દિવસોનું સ્મરણ જગાડી જતા હતા. એક વખત દાદુ બહારવટિયાના નામથી ધરતી ધ્રૂજતી; આજે એક રેશમી ટાંગલીએ, એ કંપાવનારા નામના ધણીને 'અલ્યા બૅરો છે કે શું?' કહી જમાનાની તાસીરનું તાદૃશ ચિત્ર દાદુમિયાંની આંખ આગળ દોરી આપ્યું હતું.

'વખત વખતની વાત છે, ભઇ!' જાણે પોતાના ઘોડાને સંબોધતા હોય એમ કહી દાદુમિયાંએ એક ઊનો નિસાસો નાખ્યો, અને મનની વરાળને જાણે વિખેરી નાખી ગાડીનો વેગ વધારતાં ફરી વાર ઘોડાના કાન આગળ ચાબુકનો સટાકો બોલાવ્યો.

ગાડી ફ્લોરા ફાઉન્ટન પહોંચી. 'પેલી બૅંક આગળ ઊભી રાખ.' ગાડીમાંથી શેઠનો અવાજ સંભળાયો. ઘરાકના સૂચન મુજબ દાદુમિયાંએ ગાડી ઊભી કરી. આધમની જવાનીનો એ માલિક એની ઘરવાળી જોડે બૅંકના સેઈફ ડિપૉઝીટ-વૉલ્ટમાં ગયો ને દાદુમિયાં પોતાની દાઢી પર હાથ ફેરવતા હમેશના વિચારોમાં લીન થઇ ગયા.

ચોમાસાના દિવસોમાં મુંબાઈનું ઋતુમાન એ શહેરના લોકોના મિજાજ જેવું જ અનિશ્ચિત હોય છે. શેઠ અને શેઠાણી સેઈફ ડિપૉઝીટ-વૉલ્ટમાં ગયા કે દસ જ મિનિટમાં તો વાદળાં ઘેરાઈ આવ્યાં અને વરસાદ પડવા માંડ્યો. દાદુમિયાંએ પોતાની કોચવાનની બેઠક પરથી ઊતરી ગાડીની છત્રી ચડાવી અને વરસાદથી બચવા ગાડીની અંદર બેઠા. વાદળાંને લીધે ચોમેર અંધકાર છવાઇ ગયો હતો. દાદુમિયાંએ ખિસ્સામાંથી બીડી કાઢી સળગાવી અને દીવાસળીને બહાર વરસતા પાણીમાં નાખી ઓલવાતી જોઈ રહ્યા. થોડી વારે વરસાદનો મારો વધ્યો અને પાણીના રેલા વહેવા લાગ્યા. દીવાસળી પાણીના ઘસારાથી જરાક ખસી અને તરવા લાગી, પણ એથી જરાક આગળ પડેલી સિગારેટની એક ખાલી ડબ્બીની આડ નડવાથી એની ગતિ અટકી પડી. દાદુમિયાં એ રમતને જોઈ રહ્યા. વરસાદ વધતો ચાલ્યો તેમ રેલાનું જોર પણ વધ્યું, ને વધતા જતા પ્રવાહમાં પેલું સિગારેટનું ખોખું જરાક ખસીને બાજુએ થઈ ગયું. દીવાસળીને ફરી પાછો વેગ મળ્યો ને એની મજલ આગળ વધી. દાદુમિયાં દાઢી પસવારતા એક આછા સ્મિત સાથે મનમાં જ બોલ્યા: 'અલ્લામિયાંની દુઆથી મુસીબતો આમ આસાન બની જાય છે.' અને ફરી પાછા એ એમની વિચારતંદ્રામાં પડ્યા.

દાદુમિયાંની વિચારધારા આડાંઅવળાં વહેણોમાંથી પસાર થતાં એક જગ્યાએ સ્થિર થઇ અને એમને ભાન થયું કે આવા ભારે વરસાદમાં તો પોતે કોટમાંથી શહેરમાં કોઈ દૂરને સ્થળે ભાડે જવાના ચારપાંચ રૂપિયા તો સહેલાઈથી કમાઈ શકે. શેઠશેઠાણીને લટકતાં રાખી જો એ ઘરાક મેળવે તો પણ નફો જ હતો. પણ એમ કરવું એમને ઠીક ન લાગ્યું. વિચારનું વહેણ જરાક બદલાયું અને એમને થયું કે પેલા શેઠ પાસે જ વધારે ભાડું કેમ ન માગવું? પણ પોતે અઢી રૂપિયામાં બંધાઈ ચૂક્યા છે એ વાતનું નૈતિક બંધન એમને મૂંઝવતું હતું અને છેવટે વિજય એ નૈતિક બંધનનો જ થયો. શેઠ-શેઠાણી આવ્યાં. દાદુમિયાં ગાડીમાંથી નીચે ઊતર્યા ને ધોધમાર વરસાદથી બચવા એક જૂના ઓવરકોટમાં શરીર ઢાંકતા પોતાની કોચવાનની જગ્યા સંભાળી, અને એમની લાક્ષણિક ઢબે ચાબુકનો સટાકો બોલાવી ગાડીને વેગમાં લીધી.

કાલબાદેવી પહોંચતાં દાદુમિયાંએ ગાડીને પેલા મોટા માળાના દરવાજા આગળ ઊભી કરી. એમનું ઘરાક-યુગલ એમને અઢી રૂપિયા આપી વરસાદથી બચવા દોડતું દોડતું એ દરવાજામાં પેઠું અને અંધકારમાં ખોવાઈ ગયું.

અતિશય વરસાદ ને વહેલી સવારથી જોડેલા ઘોડાનાં લથડતાં ડગલાંએ દાદુમિયાંને તબેલા તરફ દોર્યા.

દાદુમિયાંએ ગાડી તબેલામાં મૂકી ઘોડો છૂટો કર્યો અને ગાડીની બત્તીઓ બુઝાવવા લાગ્યા. બીજી બત્તી ઓલવવા જતાં એમની નજર ગાડીની બેઠક પર અપરિચિતરીતે ચળકતી કોઈ વસ્તુ પર પડી અને એમણે જોયું તો એ પ્લાસ્ટિકનું એક મોટું ચળકતું પાકિટ હતું. તુરત જ એમને પેલી ઘરડા વરની ફૂટડી યાદ આવી, જે ગાડી ઠરાવતાં આ જ પાકીટ સાથે રમત કરતી હતી. ખભે લટકતા બીબના અંગૂછામાં સાવચેતીથી પાકીટને વીંટાળી દાદુમિયાં એમની ઓરડીમાં પહોંચ્યા અને ઘરમાં પેસતાં જ પાકીટ અભરાઈએ ચડાવ્યું.

'શું સંતાડ્યું અબ્બાજાન?' મોટી દીકરી સકીનાએ ટહુકો કર્યો.

'કાંઈ નહિ બેટા, એ તો...'

પણ ત્યાં સુધીમાં તો સકીના, નજમા, મહમ્મદ અને દાદુમિયાંની બીબીએ મળી એ ચળકતી ચીજનો કબજો લઈ લીધો હતો અને પાકીટની અંદરની વસ્તુઓ જોવા માટે જાણે યુદ્ધ આદર્યું હતું.

'ક્યાંથી મળ્યું અબ્બા?' નજમાએ પૂછ્યું.

'ઘરાકનું છે, બેટા! ભૂલથી રહી ગયું ગાડીમાં. શું છે અંદર?'

'અંદર તો ઘણું છે. ઘરમાં રાખીએ તો દીકરીઓના વિવા' રંગેચંગે થાય એટલું.' સકીનાની માએ કહ્યું ને બહાર નીકળની વસ્તુઓ સૌ જોઈ રહ્યાં. બે સોનાનાં કડાં; ચાર મોતીની બંગડી; એક મોતીની માળા; એક હીરાની વીંટી; એક સો રૂપિયાની નોટ; કેટલીક છુટ્ટી નોટો અને થોડુંક પરચુરણ પાકીટમાંથી સકીનાએ બહાર કાઢ્યું. દાદુમિયાંએ કડાંને હાથમાં લઈ વજનનો અંદાજ કાઢ્યો; મોતીની માળા અને બંગડીઓની કારીગરી પર આંખ ફેરવી; હીરાની વીંટીનો ચમકાટ તપાસ્યો. વેરાએલી નોટોને એકત્રિત કરી સરખી ગોઠવીને ગણી; ને ત્યારબાદ એક પછી એક બધું મિત્રપૂર્વક પાકીટમાં મૂકી એને બંધ કર્યું ને બીબીના હાથમાં આપતાં મોટી દીકરી તરફ જોઈ બોલ્યા:'સકીના, બેટી! તારી અમ્માને આટલા વર્ષે તારા ખુદા અબ્બાજાનનું પારખું લેવાનું સૂઝ્યું છે. એ પાકીટને અભરાઈએ મૂક, બેટી! અને ખાવાનું થયું હોય તો આપ. મારે વાળુ કરીને કાલબાદેવી જવું પડશે. પારકી થાપણ ઘરમાં રાખવી ઠીક નહિ.' આટલું કહી દાદુમિયાંએ બીબીના મોં તરફ જોયું તો ત્યાં સ્મિત રમી રહ્યું હતું.

**પા**કીટ બગલમાં મારી દાદુમિયાં કાલબાદેવી જવા નીકળ્યા ત્યારે વરસાદ બંધ થયો હતો. મુંબઈના રસ્તાઓ સ્નાન કરી સ્વચ્છ બન્યા હતા અને ધીમીધીમી શીતળ હવા ગંદી ગલીઓના વાતાવરણને નિર્મળતાનો ઓપ આપી રહી હતી. દાદુમિયાં મોટા રસ્તાના નાકે આવી કાલબાદેવી તરફ જતી ટ્રામની રાહ જોતા ઊભા.

પાકીટના માલિકના રહેઠાણની દાદુમિયાંને જાણ હતી, એટલે માળો તો એમને મળ્યો; પણ ત્રીસેક કુટુંબને સંઘરતા એ મોટા મકાનમાં શેઠ-શેઠાણીને નામ જાણ્યા વિના શોધી કાઢવાનું કામ જરા આકરું હતું. પહેલા અને બીજા માળે થોડીક પૂછપરછ કરી, પણ શેઠનો પત્તો મળ્યો નહિ. ત્રીજા માળે પહોંચી દાદુમિયાંએ એક કુટુંબને પૂછ્યું: 'ભાઇ! આ માળમાં એક શેઠ રહે છે, જેમના થોડાક દાગીના ખોવાયા છે; એમને મળવું છે મારે.'

'હા,હા, એ તો પાંચમે માળે રહે છે.' પેલા કુટુંબના મોવડીએ કહ્યું: 'નામ રામદાસ શેઠ; પાંચમે માળે દીવાનખાનામાં પૂછજો.'

દાગીના ખોવાયાની વાત પવનવેગે માળામાં પ્રસરી ચૂકી હતી. દાદુમિયાં શેઠ-શેઠાણીના દરવાજે જઇ ઊભા ત્યારે એ બંનેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પાકીટ શેઠાણીને આપતા દાદુમિયાંએ કહ્યું: 'સંભાળી લ્યો બાનો! બધું ય જેમનું તેમ જ છે;—જોખમને આમ રખડતું ન મૂકીએ'

શેઠાણીએ ઝડપથી પાકીટ ખોલી અંદરની વસ્તુઓ પર નજર ફેરવી લીધી. શેઠ દાદુમિયાં તરફ જોઈ ઉપકારવશ બની બોલ્યા:

'અમે તો આશા છોડી હતી, બડેમિયાં! પોલીસને પણ જાણ કરી છે. હમણાં જ પોલીસને ખબર આપું છું કે ખોવાએલી વસ્તુઓ મળી ગઇ છે. અઢી હજારની મતા આમ ઘેર બેઠાં કોઇ પહોંચતી કરશે એનો તો સ્વપ્ને પણ ખ્યાલ ક્યાંથી આવે?'

શેઠ એમના વિશાળ ઓરડાના ખૂણે શોભતા ટેલીફોન તરફ ગયા અને પોલીસ ચોકીનો નંબર જોડી વાતચિત કરવા લાગ્યા.

'બાનો! ગરીબની મતિ ફરી જાય એટલું જોખમ આમ રેઢું મૂક્યું? તમને એટલી ય ખબર ન રહી?' દાદુમિયાંએ શેઠાણીને કહ્યું.

'વરસાદની ઝડીમાં હું તો ભૂલી ગઇ; દીવાનખાનામાં પેસતાં જ યાદ આવ્યું એટલે પાછી દોડી, પણ રસ્તા પર તમારી ગાડી દીઠી નહિ. આજે આ દાગીના ન મળ્યા હોત તો કાલે હું પહેરત શું? મારી ભાણેજનાં લગ્ન છે, મિયાં સાહેબ!'

'સારું બા, સારું. શાદી મુબારક હજો, હવે હું જાઉં.' કહી દાદુમિયાં બારણામાં ઊભા હતા ત્યાંથી પીઠ ફેરવી દાદર ભણી ચાલ્યા.

શેઠની પોલીસ જોડેની વાતચીત પૂરી થઇ હતી. દાદુમિયાંને જતા જોઈ એમણે ટેલીફોન નીચે મૂકતાં હાક મારી એમને પાછા બોલાવ્યા: 'ભલા માણસ! એમ તે જવાતું હશે. લ્યો આ ચા-પાણી જોગ થોડું.' કહી શેઠે પોતાની પત્નીના હાથમાંથી પાકીટ પોતાના હાથમાં લીધું અને એમાંનું પરચુરણ હથેલી પર કાઢી માંહેથી એક આઠ આનીની ઊચકી, બાકીનું પરચુરણ પાછું પાકીટમાં નાખી શેઠ અધેલી દાદુમિયાંને આપવા લાગ્યા.

'ના શેઠ, રહેવા દો. આપ જેવાની મે'રબાનીથી ચા-પાણીની ખોટ નથી; રહેવા દો શેઠ.' દાદુમિયાએ કહ્યું.

'અરે એમ તે ચાલે, ભાઇ?' કહી શેઠે દાદુમિયાંની અનિચ્છાની દરકાર કર્યા વિના આઠ આની એમના ખિસ્સામાં ઠેસવી દીધી.

દાદુમિયાં કશું જ બોલ્યા નહિ. દાદરો ઊતરી તે કાલબાદેવીના મોટા રસ્તા પર આવ્યા અને ટ્રામની રાહ જોતા ઊભા.

'...તેરે બાલબચ્ચોં કી તંદુરસ્તી કાયમ રહે, બાબા! અંધા લાચાર હૂં' એક ફકીરનો અવાજ દાદુમિયાંના કાને પડ્યો.

એમણે ખિસ્સામાં હાથ નાખી પેલી અધેલી બહાર કાઢી ફકીરના હાથમાં મૂકી. અને જાણે એ આઠ આનીનો બોજ ઊતરી જતાં એક મોટી હળવાશ અનુભવતા હોય તેમ એક લાંબો શ્વાસ લીધો.

'તેરે મન કી મુરાદ પૂરી હો, સખી દાતાર! અલ્લા તેરી રોજીમેં બરકત કરેગા......'

'અલ્લાકે પ્યારે! તેરે બાલબચ્ચોંકી ખેર...સખી દાતાર...' એવી આગળ વધતા ફકીરની દુઆ સાંભળતા દાદુમિયાં પોતાની દાઢી પસવારતા સ્મિત કરી રહ્યા.

## નવાં પુસ્તકો

**યુગવીર આચાર્ય ભાગ ત્રીજો:** પંજાબકેસરી શાસન પ્રભાવક આચાર્ય શ્રી વિજયવલ્લભ સૂરીશ્વરજીનો ચરિત્ર-ગ્રંથ. પ્રયોજક: ફુલચંદ હરિચંદ દોશી 'મહુવાકર'. પ્રકાશક: આત્માનંદ જૈન સભા–મુંબાઈ, ૨-૮-૦; **સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા એકનાથ**નું કિશોરો માટે સરળ ભાષામાં લખાએલું સંક્ષિપ્ત જીવનચરિત્ર, લેખક: પ્રફુલ્લ પ્રા. ઠાકોર, પ્રકાશક: શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ–અમદાવાદ, ૦-૬-૦; **શ્રી જગદ્‌ગુરુ શંકરાચાર્ય**નું સંક્ષિપ્ત જીવનચરિત્ર, લેખક: પુરુષોત્તમરાય શિવરાય ભટ્ટ ગવાડાકર, પ્રકાશક: નવભારતી કાર્યાલય રાજકોટ, ૧-૦-૦; **વીર વ્યક્તિઓ:** હિંદની ઐતિહાસિક ૧૯ વ્યક્તિઓની જીવનકથાઓનું, ત્રીજા ધોરણનાં બાળકો માટેનું પાઠ્યપુસ્તક, લેખકો: રતનશી પુરુષોત્તમ અનડા ને મહાશંકર ઇંદ્રજી દવે, પ્રકાશક: અનડા બુકડીપો-અમદાવાદ, ૦-૯-૦; **સત્યાગ્રહ સંવત્સરી મોહરમ:** હિંદુ-મુસ્લિમ ઐક્યનો સબક આપતી નાનકડી પુસ્તિકા; સંસ્કરણકાર ને પ્રકાશક: હબીબ મામનાની-રાજકોટ, મૂલ્ય: 'જિજ્ઞાસા' **સુખ મહેમાન:** ડૉ જીલા દંત સાહિત્યમાળાનું ૪૦મું પુસ્તક; લેખક અને પ્રકાશક: ડૉ. બેખશરૂ દો. જીલા–નવસારી. **भारत की सांस्कृतिक दिग्विजय:** प्राचीन काळमां विदेशोमां विस्तरेली भारतीय संस्कृतिनी यशकथा; लेखक: प्रो. हरिदत्त वेदालंकार, प्रकाशक: सर्वोदय साहित्य संसद्–न्यू दिल्ही, ०-१२-०; **નિમિષ:** ગીતુ દેસાઈનાં ઊર્મિગીતો ને મુક્તકોનો સંગ્રહ; પ્રકાશક: વલ્લભજી સુંદરજી કવિ મુંબાઈ, ૨-૮-૦.



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

આ પત્ર મેળવનાર : ગિરધારીલાલ કૉફ ૭૧૧/૩, સાકર બજાર, અમદાવાદ-૨

પ્રિય ગિરધારીલાલ,

સુંદર ફોટોગ્રાફો સાથેના તમારા મજાના પત્ર માટે હજારો શુક્રિયા. ફરી તમારા સમાચાર મળતાં ઘણો જ આનંદ થયો. તમારો પત્ર મળતાં પહેલાં જ મેં થોડા સામયિકો ને ચિત્રો તમને મોકલ્યાં છે, ને ત્રણેક અઠવાડિયાં પર થોડી ટિકિટો, સિક્કાઓ, સ્ટૅમ્પ-કૅટલૉગ અને બીજી કેટલીક વસ્તુઓ પણ મોકલી છે. આશા રાખું છું કે તમને તે બધું વહેલું મળી જશે. કંઈક વજનદાર હોવાથી મેં તે સાદી ટપાલથી જ મોકલેલ છે.

છેલ્લા પત્રમાં તમે મને કેટલીક બાબતો વિષે પૃચ્છા કરેલી. તેમાં પહેલું તો અમારા દેશના સ્ત્રી-પુરુષોના પોષાક વિષે પુછેલું. આ સાથે અમારા દેશના જુદાજુદા પ્રાંતોના વિશિષ્ટ પોષાકો પહેરેલા માણસોનાં થોડા ચિત્રો મોકલ્યાં છે. પણ એ પોષાકો રવિવાર કે બીજા કોઈ રજાને દહાડે જ તેઓ પહેરે છે. બીજું, તમે મને સ્વીડનની ભાષા શીખવવા વિષે લખ્યું હતું. પણ તે એટલું સહેલું નથી. હું નથી ધારતો કે તમે તે બરોબર બોલી શકાય એટલું શીખી શકો; કેમકે અમારે ત્યાંના ઉચ્ચારો બહુ ગૂઢ છે પણ છતાં તમે વાંચતાં તો શીખી શકો.

સૌ પ્રથમ તો હું તમને સ્વીડિશ મૂળાક્ષરોના ઉચ્ચારો શીખવીશ. તે થોડા ફેરફારવાળા છે : Aનો ઉચ્ચાર અંગ્રેજી શબ્દ Bullમાંના u જેવો છે; B, C અને D અંગ્રેજી પ્રમાણે જ; Eનો ઉચ્ચાર અંગ્રેજી wayમાંના a જેવો, capitalમાંનાં a જેવો પહોળો નહિ; F, G અને H અંગ્રેજી મૂળાક્ષરો માફક જ; I નો પણ ઉચ્ચાર અંગ્રેજી I માફક જ, પણ પહેલા પુરુષ એકવચનના I જેવો નહિ; J નો ઉચ્ચાર અંગ્રેજી wayમાંના y જેવો; K અંગ્રેજી માફક જ, પણ kneeમાંના k જેમ તેનો ઉચ્ચાર અધ્યાહાર નહિ; L અંગ્રેજી શબ્દ littleમાંનાં પહેલા L જેવો, છેલ્લા L જેવો નહિ; M અને N અંગ્રેજી માફક જ; Oનો ઉચ્ચાર અંગ્રેજી શબ્દ doમાંના o જેવો ઉકારવાળો, home કે moreમાંના સાંકડા o જેવો નહિ; P અંગ્રેજી માફક જ; Q તો અમારે ત્યાં જવલ્લે જ વપરાય છે; Rનો ઉચ્ચાર German માંના R જેવો અર્ધ ઉચ્ચાર, French કે Garbo માંના r જેવો નહિ; S અંગ્રેજી s મુજબ જ, પણ ક્યારેય તેનો સ્વતંત્ર ઉચ્ચાર થતો નથી; T અંગ્રેજી જેમ જ; U નો ઉચ્ચાર તમારે માટે કરવો લગભગ અશક્ય જ છે, પણ તમે અંગ્રેજી, જર્મન કે ઈતર યુરોપની બીજી કોઈ ભાષામાં ન હોય એવા સ્વરનો ઉચ્ચાર કરી શકો; એમ ન ફાવે તો અંગ્રેજી more માંના oના ઉચ્ચારને મળતો કરી શકો; V અને W બંને અંગ્રેજી V માફક જ—w જેવા નહિ; Y જર્મન ü માફક; X તથા Z પણ અમારામાં ભાગ્યે જ વપરાય છે. આ ઉપરાંત, A ઉપર એક ટપકું મૂકતાં તેનો ઉચ્ચાર અંગ્રેજી more માંના o જેવો સાંકડો; A ઉપર બે ટપકાં મૂકતાં અંગ્રેજી as માંના a જેવો પહોળો અને O ઉપર બે ટપકાં મૂકતાં અંગ્રેજી first માંના i જેવો ઉચ્ચાર થાય છે. પણ મૂળાક્ષરોના આ ઉચ્ચારો તે શબ્દોમાં સંકળાએલા હોય ત્યારે જ થાય છે.

હવે નામ અને જાતિ વિષે :

નર જાતિ: Gossen (ગૂસેન)=છોકરો. તેનું સર્વનામ: han (he).
નારી જાતિ: Flickan (ફ્લિકન) તેનું સર્વનામ: hon (she).
Reale: Boken (બૂકેન)=ચોપડી તેનું સર્વનામ: den (it).
નાન્યતર જાતિ: Trädet (ટ્રૅડેટ)=વૃક્ષ. સર્વનામ: den (it).

એક વચનમાં અમે ડેફિનિટ આર્ટિકલ તરીકે n કે en વાપરીએ છીએ અને તે શબ્દને છેડે મુકાય છે. દાખલા તરીકે bok-boken. નાન્યતર જાતિમાં t કે et પ્રત્યય લગાડાય છે દા. ત. träd-trädet. જો શબ્દનો છેલ્લો અક્ષર 'સ્વર' હોય તો ત્યાં એકલો n કે t મૂકવો, પણ જો વ્યંજન હોય તો et કે en મુકાવો જોઈએ. દા. ત. flicka-flickan. ઇનડેફિનિટ આર્ટિકલ en કે ett છે. જે અંગ્રેજી આર્ટિકલ 'a', 'an' અને 'one' જેવા જ છે.

બહુ વચન: સ્વીડિશમાં બહુવચન કરવા માટે ૭ રીતો છે:

૧ or મૂકીને (en skolas—skolor = school) a નો ઉચ્ચાર અંગ્રેજી માફક.
૨ ar મૂકીને (en pojke-pojkar)
3 er ,, (en bok-böcker)
૪ r ,, (en sko-skor=shoe)
૫ n ,, (ett hjärta-hjärtan-he
૬ કંઈ પણ મૂક્યા સિવાય (ett träd-träd)

આમાં પણ કેટલાક અપવાદો હોય છે જે હું પાછળથી બતાવીશ.

બહુવચનમાં ડેફિનિટ આર્ટિકલ તરીકે a કે na પ્રત્યય લગાડાય છે. પણ જો શબ્દ પહેલાં વિશેષણ હોય તો નર અને નારી જાતિનાં બહુવચનમાં de અને den પ્રત્યયો લાગે છે અને નાન્યતરજાતિમાં det પ્રત્યય લાગે છે. આમાં વિશેષણ હમેશાં 'a'થી પૂરું થાય છે. દાખલા તરીકે : Den fina gossen–The fine (nice) boy. ઉપર નં. ૩ના નિયમમાં bokના o ઉપર બહુવચનમાં માથે બે ટપકાં આવે.

હવે સર્વનામ લઈએ: અંગ્રેજી પહેલો પુરુષ એક વચન I માટે jag; you માટે du; He માટે han; she માટે hon; it માટે den અને det; we=vi; you=ni અને they માટે de. અહીં તમે જોઈ શકશો કે બીજા પુરુષ બહુવચનમાં you du (યૂ ડૂ) અને you ni (યૂની) એમ બે પ્રયોગ થએલા છે. you du એવી વ્યક્તિ માટે વપરાય છે જે આપણી બહુ પરિચિત હોય અને વયમાં આપણા જેવડી જ હોય; જ્યારે niનો પ્રયોગ પોતાથી અપરિચિત તથા મોટી ઉંમરની વ્યક્તિ માટે થાય છે. ખેડૂતો જેવી ગામ-જનતા હમેશાં duનો પ્રયોગ કરે છે, જ્યારે શહેરીઓ niનો.

હવે થોડાં ક્રિયાપદો: to be-all vara; Jag är-I am; du är-you are; han är-he is; hon är-she is; den är-it is, det är-it is; de är(o)-they are, vi är(o)-we are. ni är(o)-you are.

બહુવચનમાં તમે ar કે aro બંને વાપરી શકો. ar બોલતી વખતે

અને aro લખતી વખતે વપરાય છે, જોકે હાલમાં ar પણ કાગળ-પત્રો અને નવલકથાઓમાં વપરાતો થયો છે. arનો ઉચ્ચાર œ'r અને aroનો œ'ro થાય છે. To have=att hava–અટ્ હા; Jag har, Du har, Han har, Hon har, Den har, Det har, Vi ha (har બોલતી વેળા), Ni har, De ha (har બોલતી વેળા) ઘણાં તો માણસો લખવાવાંચવામાં લગભગ har નો જ પ્રયોગ કરે છે. હવે વધુ સ્વીડિશ બીજે વખતે.

ઈસ્ટરની રજાઓમાં હું ગામડે જવાનો છું. અહીં સ્વીડનમાં ઇસ્ટરમાં અમે ઇંડાં વિશેષ ખાઇએ છીએ અને એ દિવસો દરમ્યાન બધે જ પીળો રંગ વિશેષ વપરાય છે.

વારુ, પ્રિય ગિરધારીલાલ! તમારા મિત્રો, માતાપિતા તથા સંબંધીઓને યથાયોગ્ય સહ ' તમારો સહૃદય મિત્ર -Björn.

**એક આંતરરાષ્ટ્રીય પત્રમિત્ર-સંસ્થા**

ભાઇ કાસમઅલી એન. મરચંટ, બી. એ. (૪ થે માળ, ૧૧૪, બનાતવાળા બીલ્ડિંગ ડોંગરી સ્ટ્રીટ, મુંબઇ ૯) લખે છે: આ સાથે હું B. P. C. C. International (British Polish Correspondence Club)નું એક ઓળખાણ પત્ર મોકલું છું, જેનો હું એક હિંદી સભ્ય છું. આ સંસ્થા 3, Novar Crescent, kirkcaldy (Scotland)માં આવેલી છે અને એના લગભગ ૧૨૦૦ જેટલા સભ્યો દુનિયાભરમાં વિસ્તરેલા છે. વાર્ષિક ફી હિંદી સભ્યો માટે ફક્ત રૂ. ૩ છે. પ્રવેશ ફી કંઇ નથી. આ વાર્ષિક ફીના બદલામાં સભ્યોને વરસમાં પત્રમિત્રોનાં સરનામાં સાથેનાં ચાર બુલેટીનો મળે છે, એમાંનું એક સચિત્ર એટલે જુદા જુદા દેશનાં મિત્રોના ચિત્રો સાથેનું હોય છે ને વર્ષનું છેલ્લું એટલે ચોથું બુલેટીન એ કલબનાં બધાં સભ્યો-નું સંપૂર્ણ લિસ્ટ હોય છે. ૧૯૪૯ના બુલેટીન પ્રમાણે એડન, અમેરિકા, આર્જેન્ટીના, ઑસ્ટ્રેલિયા, બેલ્જિયમ, બેલ્જિયન કૉંગો, બ્રાઝિલ, બલ્ગેરિયા, કેનેડા, સીલોન, સાઇપ્રસ, ચેકોસ્લોવાકિયા, ડેનમાર્ક, ઈરીટ્રીઆ, ફ્રાંસ, ગ્રેટબ્રિટન, વેસ્ટ જર્મની, હૉલૅંડ, હૉન્ડુરાસ, ઇંડિયા (હિંદ), ઈન્ડોચાઈના, ઇન્ડોનેશિયા, ઈરાન, આયર્લૅન્ડ, (આયર), ઇટાલી, જમાઇકા, કેન્યા (આફ્રિકા), મલાયા, મારોક, મોરીશિયસ, ન્યૂ ઝીલૅન્ડ, નૉર્થન્ર્હોડેશિયા, (આફ્રિકા), નૉર્વે, પાકિસ્તાન પોલૅંડ પોર્ટુગલ, એલ સાલ્વાડોર, સેન્ટ્રલ અમેરિકા, સાઉથ આફ્રિકા, સ્પેન, સ્વીડન, સ્વિટ્ઝર્લૅન્ડ, ટાન્ગાન્યકા (પૂર્વ આફ્રિકા), ટાસ્માનિયા (ઑસ્ટ્રેલિયા), ટર્કી, યુગાન્ડા (પૂર્વ આફ્રિકા) ઝાંઝીબાર (પૂર્વ આફ્રિકા), ફિનલૅન્ડ, હંગેરી, આટલા દેશોમાં આ કલબનાં સભ્યો છે.

કુમારના વાંચક બંધુઓમાંથી કોઇને સભ્ય બનવું હોય તો અગર વધુ માહિતી જોઇતી હોય તો પોતાનું સરનામું તથા જવાબી ટિકિટ મને મોકલી આપશે તો એમને જોઇતી માહિતી આપીશ.

આ સંસ્થામાં નાતજાતનો કે સ્ત્રી-પુરુષનો કોઈ ભેદભાવ નથી. ઓછામાં ઓછી વય ૧૬ વર્ષની હોવી જોઇએ અને અંગ્રેજીનું સાધારણ જ્ઞાન હશે તો ચાલશે.

**પરદેશનાં પત્રમિત્રો**

(1) Henrique Eduardo Cruz, Caixa Postel No. 264, Lobito (Angola), Stamps; (2) Bartolomeu De Oliveria, Caxia Postel 47, Joad Pessoa (Paraiba) (Brazil), View-cards, Stamps; (3) Williams Cornelius, Grange Hill; P.O. Westmoreland (Jamaica); (4) Johny Gober; Dir., 'The Interant. Club Exchange- P.O. Box 67, Wien 89 (Austria), View-cards, Photos; (5) Nikolai Schaworonkoff Kaenkuja 4; Helsingfors (Finland), Stamps, Beauties; (6) Alex. A Kotopoulis, C/o Bangue de Grecce, Athenes, (Greece), View cards: (7) Emile Karvel Arason, Vestmannabr, 46-a (Island), Stamps; (8) Imants Budriks, L. Paegles 9-8., Riga (Latvian S.S R. Russia), Unused Stamps. (ઉલ્લેખ: ભાઈ રમેશચન્દ્ર શાહ. ડાંપા શેરી, વાંકાનેર, સૌરાષ્ટ્ર) એ જ ભાઇ વધુમાં લખે છે કે: ઑસ્ટ્રેલિયામાં 'Koala Stamp And Hobby Club' નામની એક પ્રખ્યાત કલબ છે. તેના સભ્ય થવાની કોઇને ઇચ્છા હોય તો મારી પાસે તેનાં સભ્યપદનાં ફૉર્મ છે. પોસ્ટેજનો પોણો આનો મોકલનારને હું તે મોકલીશ.

**હિંદી પત્રમિત્રો**

(486) Mahendra C. Shah C/o C.J. Shah, 3 Dasha Porwad Society, Ellisbridge, Ahmedabad. (Stamps); (487) Mr. Bachubhai H. Bhatt, C/o Dr. P H Bhatt, Dhanasuthar's Street, Ahmedabad. (Stamps). (ઉલ્લેખ: ગિરધારીલાલ શાહ, સાકર બજાર, અમદાવાદ.) (488) Matharadas Haridas Ved, 7/9D, ModyStreet, Fort, Bombay-1—18, Stamps, Viewcards, Coins; (489) Natwarlal Jivram Jani, Mundra-Cutch—21, Stamps, Films, Reading; (490) Arunkumar R. Amin, C/o Dr. R. L. Amin, 146 B, Princess Street, Bombay-2—15, Sports, Stamps, Photography; (491) Shah Balkrishna Amritlal, Khusal Gaga's pole, Kalol (N. G.)—18, Reading, Exercise, Travelling; (492) Ramanlal Manilal Thakkar, C/o Manilal Chhaganlal Thakkar, 766, Gomtipur, Near Ambaji's Temple, Ahmedabad-10 —18, Stamps, View-cards, Literature; (493) Dilipkumar Bhailal Bakshi, Bakshi Khadaki, Rajpipla, Via Ankleshvar—19, Drawing, Stamps, Reading; (494) Sureshkumar S. Thaker, Bhula Thaker's pole, Punchkoi, Nadiad (Kaira)—20, Stamps, Sports, Films, *Literature; (495) Jaukroy H. Trivedi, C/o H. J. Tri*vedi, Parsiwada, Sadar Bazar, Rajkot (Saurashtra) —14, Swimming, Literature, Paper-cutting, Stamps, Photography; (496) Jayant Meghani, C/o Chitradevi Meghani, Meghani Kutir, Plot No. 1165 B, Sir Pattani Rd., Ghogha Circle, Bhavnagar (Saurashtra)—13, Stamps; (497) Irani Godrej Mehervanji, C/o Minoo K. Pooniwala, 246, Bibi's wadi, Saiyadpura, Surat —16, Stamps; (498) Ramakant Dattatraya Mahulikar, 835, Bhaw's pole, Raipur, Ahmedabad-17, Penfriendship, Literature, Chess; (492) Gulabrai Mehta, 2, Jairaj Plot, Rajkot (Saurashtra)—26, Gymnasium, Music, Reading; (500) K. P. Visharia, C/o Premji Murarji Shah, Koday (Cutch)—17, Penfriendship, Literature; (501) Bakulesh A. Bhatt, Manekwadi, Plot No. 5, Station Road, Krishnanagar, Bhavnagar (Sau.)—17, Stamps, Sports, Literature; 502) Ma Para Kanti, Plot No. 603, Manekwadi, Krishnanagar, Bhavnagar (Sau.)—18 Photography, Reading. (ચાલુ)

# ટિકિટ સંગ્રહ આજનો એ સંસારવ્યાપી શૉખ

### કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ



દેશદેશની અભિનવ ટિકિટો: ટિકિટોમાં કદાચ સૌથી લાંબામાં લાંબી જપાનની આ મૂળ ટિકિટ તો આ છાપ કરતાં પણ સહેજ મોટી હતી.

ટિકિટ-સંગ્રાહકોનાં શૉખનો લાભ લઈને પૈસાની આવક કરનાર બેએક દેશોની વાત ગયે વખતે કરી હતી. તે તો નાનકડાં રાજ્યો હતાં, જેમને બીજી કોઈ ખાસ રાષ્ટ્રીય આવક ન હોવાથી આ માર્ગ ગ્રહણ કરેલો. પણ ઈટાલી, સ્પેઇન અને રશિયા જેવાં મહારાજ્યો પણ એ માર્ગે ચાલે તો માફ કરવાનું મન ન થાય. સંગ્રાહકોને લલચાવતી રૂપકડી ટિકિટોનો નુસખો એમણે અજમાવવાના પરિણામે દુનિયાના સંગ્રાહકોનાં આલ્બમો ફૂલતાં ગયાં,—સાથે તેમની તીજોરીઓ પણ. સ્પેઇને તો, પાછળથી પોતાનો એ ઊમળકો દાબીને ટિકિટોના દન ઉપર અંકુશ મૂકી દીધો, પણ ઈટાલી ને રશિયાના નુસખા તો હજી ચાલુ છે. તેમાં યે રશિયાએ તો જાણે ટિકિટો કાઢવાનો ધંધો માંડ્યો હોય એમ સૌને પાછળ રાખી દીધા છે. પણ એનાં કરતૂકનો રમૂજી દાખલો તો એણે 'તાન્નોક તુએવા' નામના એક મૉંગોલિયન દેશની ટિકિટો પાડ્યાનો છે. ત્રિકોણ, લંબચોરસ, ચોસલિયા, એવી વિવિધ ઘાટની કુતૂહલપ્રેરક ને આકર્ષક એ ટિકિટો, સંગ્રાહકોમાં 'ઉત્તર મૉંગોલિયા' દેશની ટિકિટો તરીકે જાણીતી છે, અને મૉસ્કોમાંથી જ પ્રિ-કૅન્સલ થઈને મળી શકે છે: પણ ખૂબીની વાત તો એ છે કે જે દેશના નામે એ ટિકિટો કાઢેલી તે દેશમાં એ ગઈ જ નથી. કેમકે એ પ્રાંત એટલો ઉજ્જડ અને વસતિહીન છે કે ત્યાં એકેય પોસ્ટ ઑફિસ જ નથી! છેક ૧૯૩૭ સુધી આ તૂત ચાલ્યું. અંતે એ વર્ષે સ્વિટ્ઝર્લેન્ડના ટિકિટ-વિક્રેતાઓના મંડળે 'આવી સુંદર અને ચાબલખ ટિકિટો કાઢતા એ દેશની ટપાલની પરિસ્થિતિ સંબંધી તપાસ કરવા, તથા થોડા પત્રો પર ત્યાંની છાપ લેવા માટે ત્યાંની જ ટપાલમાં કાગળો પોસ્ટ કરવા પોતાના એક પ્રતિનિધિને ત્યાં મોકલ્યો ત્યારે ભેદ ફૂટી ગયો. એ ઉજ્જડ પ્રદેશમાં મહીનાઓ સુધી હાડમારીભરી મુસાફરીને અંતે તેને જણાયું કે માત્ર ભટકતી ટોળીઓથી વસેલા એ દેશમાં કોઈ પોસ્ટ ઑફિસ તો શું, પણ ટપાલ જેવી કશી વ્યવસ્થા સુદ્ધાં નથી!

આને પણ ટક્કર મારે એવો નુસખો ડેનહાર્ટ નામના બે જર્મન ભાઈઓએ ૧૮૮૯માં અજમાવેલો. તેમણે લાઇપઝિગના મિ. સેન્ફ નામના એક ટિકિટ-વેપારીના લાભાર્થે પૂર્વ આફ્રિકામાં એક 'સ્વાહિલી લૅન્ડ' નામનો કલ્પિત દેશ જ ઊભો કરેલો. લાઈપઝિગના જ છાપખાનામાં એ છપાતી અને ત્યાંથી જ સામગ્રી ખરીદી લઈને એ વેપારી પોતાના સંગ્રાહક-ગ્રાહકોને વેચતો. જ્યારે 'સ્વાહિલી લૅન્ડ' નામના દેશનું આ દુનિયા ઉપર અસ્તિત્વ જ ન હતું' છતાં આજની ઘડી સુધી મિ. સેન્ફના સ્ટૅમ્પ-કૅટલૉગમાં એ દેશનો ઉલ્લેખ છે. આનું નામ સાચી બલિહારી!

ગયા અંકમાં ભાવલપુર રાજ્યની ટિકિટો નિરર્થક હોવા વિષે એક વાચકના પત્રનો ઉલ્લેખ કરેલો તે હવે આ નીચે આપીએ છીએ. એ વાચક (શ્રી શાન્તિલાલ વાલંભિયા, બૉક્સ નં. ૮૯ ઝાંઝીબાર) લખે છે : હમણાં જ 'કુમાર'માં ભાવલપુરની રજતજયંતી ટિકિટો આવેલી તેના અનુસંધાનમાં અમેરિકાના 'ધ સ્ટૅમ્પ ટ્રેડિંગ પોસ્ટ' નામના પત્રના તા. ૧-૧-૫૦ના અંકમાંથી નીચેનો ઉતારો આપું છું : 'વિક્ટોરિયન સેમિનરી (ડી. સી.) થી આવેલા ભાઈ સ્ટાનિસ્લાવ અસ. ઑસ્લેબિસ્કી તરફથી એક પત્ર આવ્યો છે: "પાકિસ્તાનમાના મારા એક સ્ટૅમ્પમિત્રના મિત્ર તરફથી આવેલા પત્રમાંની નીચેની વિગતમાં તમને કદાચ રસ પડશે: ભાવલપુરની ટપાલવ્યવસ્થા પાકિસ્તાન સરકાર હકૂમત તળે છે. ભાવલપુરની બધી જ ટિકિટો જેવી કે રજત-જયંતી, મુલતાન-કૂચ, પાકિસ્તાન સાથેનું જોડાણ અને છેલ્લી નીકળેલ વિશ્વટપાલસંઘ ટિકિટો માટે (પાકિસ્તાન સરકારે સત્તા આપી નથી...ભાવલપુરમાં માત્ર પાકિસ્તાનની ટિકિટો જ વપરાય છે. ભાવલપુરની ટિકિટો માત્ર (ભાવલપુરના સરકારી પત્રવ્યવહારમાં અને ભાવલપુર રાજ્યની હદમાં જ વપરાય છે. પરંતુ તરતમાં બંધ કરવામાં આવશે. ભાવલપુરને ટિકિટો બહાર પાડવાનો અધિકાર જ નથી તે પાકિસ્તાનની હકૂમત નીચે છે. છેલ્લે બહાર પડેલી (ત્યાંની) વિશ્વ-ટપાલ-સંઘની ટિકિટો માત્ર લંડનમાં જ વેચેલી, અહીં ભાવલપુરમાં નહિ; કેમકે પાકિસ્તાન સરકારે તે જપ્ત કરેલી છે. ગયા ફેબ્રુઆરીમાં મેં આ સંપૂર્ણ કોરી ટિકિટોનો સેટ (૧ ડૉલર ૭૫ સેંટની કિંમતનો) ભાવલપુર સિટીના પોસ્ટમાસ્તરને રજિસ્ટર્ડ ટપાલથી મોકલીને જણાવેલું કે તે કૅન્સલ કરીને મને મોકલી આપે ત્યાર પછી પણ મેં વારંવાર લખ્યું છે, પરંતુ હજી સુધી જવાબની રાહ જ જોઉં છું. હું માનું છું કે તે જપ્ત કરવામાં આવેલ હશે. મેં કર્યું એમ કરવા બીજા કોઈ ચાહે તો તેમને ચેતવવા આ જણાવવું મને ઉચિત લાગે છે ""

### કેટલીક નવી હંગેરિયન ટિકિટો

સામેના પાના ઉપર શ્રી અજિતકુમાર સંઘવીના સંગ્રહમાંથી કેટલીક કોરી (મિન્ટ) ટિકિટો (મૂળ કરતાં સહેજ નાના માપમાં) આપી છે.

પહેલી હાર: ડાબી બાજુથી: (૧) ૧૯૪૯ની ૨૦મી ઑગસ્ટે હંગરીનું 'પૉપ્યુલર રીપબ્લિક કૉન્સ્ટીટ્યૂશન' બંધારણ કાયદેસરરીતે મંજૂર થયું તેના સ્મરણમાં કાઢેલી '૬૦ ફીલર'ની મોટી ટિકિટ, જેના વચ્ચે (રશિયાની ઢબે) અનાજના ડૂંડાં અને હથોડીની સંજ્ઞા તથા તારો છે; (૨) સંત સ્ટીફનની ૯૦૦મી સંવત્સરીએ બહાર પાડેલી તેમના મુકુટના ચિત્રવાળી ટિકિટ; (૩) પ્રજાસત્તાકના સ્થાપના-દિનની, રણશિંગું ફૂંકતા ઘોડેસવારવાળી ટિકિટ; (૪) લડાઈના વિનાશમાંથી થતું નવસર્જન આલેખની ટિકિટ; (૫) સંત સ્ટીફનનું રાજ્યારોહણ; (૬) પુનર્રચનાની પંચવાર્ષિક યોજના દાખવતી ટિકિટ-જેમાં મોટા પાંગડાના પેટાળમાં આલેખન છે; (૭) આગળ ફરીથી આવે છે;

બીજી હાર: (૧) શાંતિદેવીના ચિત્રવાળી; (૨-૫) રેડક્રૉસની પ્રવૃત્તિઓના આલેખનવાળી તેના ફંડ માટે બહાર પાડેલી; (૬) હંગેરિયન ધ્વજના આલેખનવાળી; ત્રીજી હાર: વાઈસ રીજન્ટ સ્ટીફન હોરોથીના મૃત્યુ પ્રસંગે કાળા રંગમાં બહાર પાડેલી શોક-ટિકિટ; (૨-૫)



ખાણના ઉદ્યોગમાં તથા ઇમારતી લાકડાના વ્યાપારમાં પડ્યા હતા. શ્રી સાલિમને અભ્યાસમાં ઝાઝો રસ નથી એ જોઇને એમણે એમને પોતાની પાસે બોલાવી લેવાથી ઈ. ૧૯૧૪માં શ્રી સાલિમ બર્મા ગયા. ત્યાં ત્રણ વર્ષ ભાઇની સાથે ધંધામાં ગાળી ૧૯૧૭માં એ દેશ પાછા ફર્યા અને હમેશ માટે ધંધામાં જ રોકાવાનું હોઈ તે મુંબાઈની દાવર કૉલેજમાં દાખલ થયા અને હાયર ઍકાઉન્ટન્સીની ડિપ્લોમા મેળવી.

બર્માંમાંના વસવાટ દરમ્યાન પક્ષીઓનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો, એટલે મુંબાઇ આવ્યા પછી એમને એ વિષયનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવાની વૃત્તિ થઈ, આ માટે માર્ગદર્શન અર્થે એ સેઈન્ટ ઝેવિયર્સ કૉલેજના ખ્યાતનામા વનસ્પતિવિદ્દર અધ્યાપક રેવરંડ બ્લેટર પાસે ગયા. રેવ૦ બ્લેટરે એમને બહિઃસ્થિત વિદ્યાર્થી (out-student) તરીકે કૉલેજના બી. એસસી.ના પ્રાણીશાસ્ત્ર (ઝૂઑલૉજી)ના વર્ગમાં દાખલ કર્યા. એ જ વર્ષમાં મુંબાઇ નૅચરલ હિસ્ટરી સોસાઍટીના ભૂતપૂર્વ સંગ્રહપાલ (ક્યુરેટર) અને હવે બ્રિટિશ મ્યૂઝિયમના એક અધિકારી શ્રી. એસ. એચ. પ્રેટર પણ બહિઃસ્થિત વિદ્યાર્થી તરીકે એ જ કૉલેજમાં સિનિયર બી. એસસી.માં પ્રાણીશાસ્ત્રનો અભ્યાસ કરતા હતા, એટલે બંને વચ્ચે ગાઢ મૈત્રી જામી. બંને મિત્રોએ બી. એસસી.નો અભ્યાસક્રમ પૂરો કર્યો. પછી શ્રી પ્રેટર મુંબાઇ નૅચરલ હિસ્ટરી સોસાઍટીમાં જોડાયા અને શ્રી સાલિમ બર્મા પાછા ફર્યા (૧૯૧૯). પરંતુ પ્રથમ વિશ્વયુદ્ધ તાજેતરમાં પૂરું થયું હતું એટલે વ્યાપારધંધા મોળા પડતા હતા. આથી એમના મોટા ભાઇએ ધંધો સંકેલી લેવામાં પણ ડહાપણ માન્યું અને બંને ભાઈઓ ૧૯૨૩માં સ્વદેશ પાછા ફર્યા.

મુંબાઈ આવતાં અચાનક એક નવી તક એમને મળી ગઈ. એ સમયમાં મુંબાઈ સરકારે જાહેર પ્રજાને પ્રાણીજીવનનો પરિચય કરાવવાના ઉદ્દેશથી એક યોજના ઘડી હતી અને એ કાર્ય માટે યોગ્ય વ્યાખ્યાતાની શોધમાં હતી. રેવ૦ બ્લેટરે શ્રી સાલિમની ભલામણ કરતાં મુંબાઈ સરકારે એમની નિમણૂક કરી (૧૯૨૬). બે વર્ષના અનુભવ પછી શ્રી સાલિમને લાગ્યું કે આ વિષયમાં પરદેશમાં જઈને વિશેષ જ્ઞાન મેળવવું આવશ્યક છે, તેથી એમણે પોતાના ખર્ચે જર્મની જઈને શિક્ષણ લેવા સરકાર પાસે રજાની માગણી કરી.

રજા મળતાં વેંત એ જર્મની ગયા અને બર્લિન યુનિવર્સિટીના પ્રાણીશાસ્ત્રના મ્યૂઝિયમમાં દાખલ થયા. ત્યાં એમણે પક્ષીશાસ્ત્રના જગન્માન્ય એકમાત્ર પ્રમાણિત વિદ્વાન ડૉ. સ્ટ્રેસેમૅનના હાથ નીચે સાત મહિના કામ કર્યું. એમનાં કાર્યથી પરમ સંતુષ્ટ થઈને ડૉ. સ્ટ્રેસેમૅન એમને, યાયાવર પક્ષીઓના સ્થલાન્તર વિષયના અભ્યાસ અવલોકન અર્થે પોતાની સાથે હેલિગો દ્વીપમાં લઇ ગયા (સને ૧૯૨૯) પ્રથમ વિશ્વયુદ્ધ પછી હેલિગો દ્વીપની કિલ્લેબંદી તોડી નાખવામાં આવી હતી અને એ લશ્કરી કેન્દ્ર તરીકે બંધ કરવામાં આવ્યો હતો. એને સ્થાને ધ્રુવપ્રદેશ બાજુથી આવતાં યાયાવર પક્ષીઓના અવલોકન-અભ્યાસનું એક મોટું કેન્દ્ર ત્યાં સ્થાપવામાં આવ્યું હતું અને એનું સંચાલન ડૉ. ગાટકે નામના સમર્થ પક્ષી-તત્ત્વજ્ઞને સોંપાએલું હતું. ડૉ. સ્ટ્રેસેમૅનના સંગમાં શ્રી સાલિમે ડૉ. ગાટકેના મહેમાન તરીકે પાનખર ઋતુમાં બે અઠવાડિયાં હેલિગો દ્વીપમાં ગાળ્યાં ને ત્યાંની પ્રણાલિનો અભ્યાસ કર્યો. એ સાથે એમનો જર્મનીનો અભ્યાસ પૂરો થયો. જર્મનીથી નીકળીને એ લંડન ગયા અને બ્રિટિશ મ્યૂઝિયમના પક્ષીવિભાગમાં છ અઠવાડિયાં અનુભવાર્થે ગાળ્યાં. એ દરમ્યાન ભારતીય પક્ષીઓના સમર્થ જ્ઞાતા અને નિરીક્ષક-અન્વેષક બે અંગ્રેજ વિદ્વાનો ડૉ. ક્લૉડ ટાઈસરસ્ટ અને શ્રી હ્યુ વ્હીસ્લર સાથે એમને પરિચય થયો.

જર્મની અને લંડનમાં પક્ષીવિદ્યાનો અભ્યાસ પૂરો કરીને તે ૧૯૩૦માં દેશ પાછા ફર્યા તે પૂર્વે તો મુંબાઈ સરકારે પેલી પ્રકૃતિ-શિક્ષણની યોજના બંધ કરી દીધી હતી. એટલે દેશ આવીને એ ભારે વિમાસણમાં પડ્યા. મુંબાઈમાં એમનું પોતાનું ઘર તો હતું નહિ. એટલે એમનાં પત્ની સાથે એ મુંબાઈના પડખે અલીબાગ પાસે આવેલા કિહિમમાં એમના સસરાના ઘેર રહેવા ગયા. સુગરીની નીડરચનાનું એમનું અપૂર્વ અવલોકન એમણે આ જ દિવસોમાં કરેલું.

આરંભમાં એમણે હિંદી પ્રાણીઓના નિરીક્ષણ-વિભાગ (ઝૂઓલૉજિકલ સર્વે ઑવ ઈન્ડિયા)માં જોડાવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એ યુનિવર્સિટીની કોઈ ડિગ્રી ધરાવતા ન હોવાથી એમને ત્યાં સ્થાન મળ્યું નહિ. એટલે નોકરી શોધવાનો પ્રયત્ન છોડી દઇને એમણે સ્વતંત્રપણે પક્ષીઓનું નિરીક્ષણકાર્ય કરવાનો નિર્ણય કર્યો. એના આરંભ અર્થે એમણે દક્ષિણ હૈદરાબાદનો પ્રદેશ પસંદ કર્યો. એ સમયે સર અકબર હૈદરી નિઝામ સરકારના અર્થસચિવ હતા. એમણે શ્રી સાલિમને હૈદરાબાદ રાજ્યનાં પક્ષીઓના સંશોધન–નિરીક્ષણનું (Survey) કાર્ય સોંપ્યું અને એ દ્વારા ભારતવર્ષનાં શુદ્ધ શાસ્ત્રીય પદ્ધતિના એમના નિરીક્ષણકાર્યના શ્રી ગણેશ મંડાયા. આ કાર્ય પૂરું થયું કે તરત જ મુંબાઈની નૅચરલ હિસ્ટરી સોસાઍટીએ સગરેત

ભારતના પ્રાદેશિક વિભાગોનાં પક્ષીઓનાં સંશોધન-નિરીક્ષણની યોજના ઘડી કાઢી એ કાર્ય માટે શ્રી સાલિમને નિયુક્ત કર્યા. શ્રી સાલિમે આજ સુધી કરેલાં પક્ષીસંશોધનમાં દક્ષિણ હૈદરાબાદ, ત્રાવણકોર ને કોચીન રાજ્યો, મધ્યભારત—ગ્વાલિયર, ઈન્દોર, ધાર અને ભોપાલ રાજ્ય, મહીસુર રાજ્ય, ભાવલપુર રાજ્ય, કચ્છ રાજ્ય, ગુજરાત વડોદરા, પાલણપુર-રાધનપુર ને ખંભાત રાજ્યો, મિશ્મી ગિરિપ્રદેશ (આસામ), ડાંગપ્રદેશ—સોનગઢ, વધાઈ ને નાસિક, મધ્યભારત—બસ્તર રાજ્ય ને ઓરિસા પ્રદેશ, એટલાંનો સમાવેશ થાય છે. 'કચ્છનાં પક્ષીઓ' ને 'ત્રાવણકોરનાં પક્ષીઓ' વિષે તો શ્રી સાલિમે સ્વતંત્ર ગ્રંથ લખ્યા છે. એમનાં આ સંશોધન-નિરીક્ષણોના પરિણામે આજે ભારતવર્ષનો એક પણ પ્રદેશ એવો નથી રહ્યો કે જ્યાંનાં પક્ષીઓનું શાસ્ત્રીય નિરીક્ષણ ન થયું હોય.

શ્રી સાલિમનો પક્ષીવિદ્યાનો રસ પણ પક્ષીઓની ગૃહવ્યવસ્થા ને જીવનવ્યવહાર Ecology વિદ્યાના અભ્યાસમાં કેન્દ્રિત થયેલો છે. આ વિશિષ્ટ વિષયમાં યુરોપ ને અમેરિકામાં અત્યંત મહત્ત્વની પ્રગતિ થઈ છે, પરંતુ ભારતવર્ષના પક્ષીઓ સંબંધમાં આવું કાંઈ હજી થયું નથી. શ્રી સાલિમનાં પોતાનાં નિરીક્ષણો દ્વારા એટલી અનેકવિધ મહામૂલી નવી સામગ્રી પ્રાપ્ત થઈ છે કે એ બધાના સમાવેશ અર્થે, 'ભારતવર્ષનાં પક્ષીઓ'નો નવીન ગ્રન્થ લખાવવાનો નિર્ણય ભારત સરકારે કર્યો છે, ને એ માટે સુપ્રસિદ્ધ અમેરિકન પક્ષીતત્ત્વવિદ્ ડૉ. એસ. ડિલોન રિપ્લે ને શ્રી સાલિમની વરણી કરવામાં આવી છે. આ ગ્રન્થ 'ફોના'ના ગ્રન્થો કરતાં જોઢગણી રચનાવાળો થવાનો સંભવ છે.

શ્રી સાલિમની પક્ષીસંશોધન વિષયની સર્વતોમુખી પ્રવૃત્તિ અને અપૂર્વ વિદ્વત્તાનું યથાર્થ મૂલ્યાંકન કરીને ઈંગ્લૅન્ડના 'બ્રિટિશ ઑર્નિથૉલૉજિકલ યૂનિયને' એમને પોતાના સન્માનિત સભ્યપદે સ્થાપ્યા છે. આ સંસ્થા ઉચ્ચતમ કક્ષાના અને જગન્માન્ય પક્ષીતત્ત્વવિદ્યાશ્રણીઓનું જ આવું બહુમાન કરે છે. ભારતીય પક્ષીતત્ત્વવિશારદોમાં આવું માન મેળવનાર શ્રી સાલિમ પ્રથમ ને એકલા જ છે. એટલી જ ઉચ્ચ કક્ષાની 'અમેરિકન ઑર્નિથૉલૉજિકલ યૂનિયને' પણ શ્રી સાલિમને પોતાના સન્માનિત સભ્યપદે સ્થાપ્યા છે, ને એ જ રીતે જર્મનીની 'ડોઇશ્સ ઑર્નિથૉલૉજિશ ગેસેલશાફ્ટ'ના પણ શ્રી સાલિમ સન્માનિત સભ્ય છે. હિંદમાં એમને સન્માનિત સભ્યપદે સ્થાપીને ગૌરવ પામનારી પ્રથમ સંસ્થા 'ગુજરાત પ્રકૃતિ મંડળ' છે.

શ્રી સાલિમ પ્રકૃતિએ અત્યંત પ્રસન્નચેતા, ઉદારમતવાદી, નિર્મળ પ્રકૃતિના, મધુરભાષી, અભિજાત સજ્જન છે. પક્ષીવિદ્યામાં આટલા રસબસ હોવા છતાં એમણે અંગ્રેજી સાહિત્યનો સારો અભ્યાસ કરેલો છે. ભારે ધનવાન કુટુંબમાં જન્મ્યા અને ઉછર્યા છતાં તે ઐશ્વર્યથી મદમત્ત નથી. એમના એક ભાઈ આઈ. સી. એસ. થએલા છે. અન્ય ભાઈ શ્રી આબિદઅલી કૅમ્બ્રિજ યુનિવર્સિટીની ખેતીવાડી વિજ્ઞાનની ડિગ્રીઓ મેળવી આવ્યા છે. શ્રી સાલિમ પોતે ઇંગ્લંડ, ફ્રાન્સ ને જર્મનીમાં દીર્ઘકાળ રહેલા છે, છતાં એ વિલાયતી રંગે રંજ પણ રંગાયેલા નથી. એમને અનેક અંગ્રેજો-યુરોપિયનો સાથે ગાઢ મૈત્રી-સંબંધ હોવા છતાં ગોરી ચામડીનો એમને રંજ પણ મોહ નથી. એ પ્રબળ રાષ્ટ્રપ્રેમી હિંદી છે. સ્વાતંત્ર્યસંગ્રામમાં એમના કુટુંબીજનોએ ભારે ફાળો આપ્યો છે. એમના વડીલ બન્ધુ શ્રી આબિદઅલીએ સને ૧૯૪૨ની લડત પ્રસંગે કારાવાસ સેવ્યો છે અને આજે પણ ચુસ્ત મહાસભાવાદી છે. શ્રી સાલિમનાં ભાણેજ-ભાણેજીઓએ પણ સ્વાધીનતાના યુદ્ધ પ્રસંગે જેલ ભોગવી છે. શ્રી સાલિમ પોતે પણ જેલમાં જવાનો નિશ્ચય કરી બેઠા હતા, પરંતુ છેક છેલ્લી પળે પંખીઓના એમના અભ્યાસનું સાતત્ય ખંડિત ન થાય એ વિચારથી જેલ જવાનું માંડી વાળવું પડેલું.

જીવનના અશેષ સંયોગો એમના પક્ષીવિદ્યાના અભ્યાસને સર્વથા અનુકૂળ હોવા છતાં, શ્રી સાલિમનું જીવન ભારે વ્યથાથી ભરપૂર છે. એ વ્યથા તે શ્રી સાલિમનાં પત્નીનું ભર યુવાનીમાં અકાળ અવસાન. શ્રી સાલિમનાં પત્નીને પણ પક્ષીઓમાં અપૂર્વ રસ હતો. જર્મનીના અભ્યાસકાળે એ એમના પતિ સાથે હતાં એટલું જ નહિ, પરંતુ ત્રાવણકોરનાં પક્ષીઓના નિરીક્ષણ પ્રસંગે તો એમણે શ્રી સાલિમના મંત્રી અને ક્ષેત્રકર્મચારી રૂપે અથાગ પરિશ્રમ કર્યો હતો. સને ૧૯૩૯માં શસ્ત્રક્રિયાના પરિણામે એમનું અવસાન થયું અને શ્રી સાલિમનું દામ્પત્યજીવન ખંડિત થયું. આદર્શ પતિ હોવાથી શ્રી સાલિમે પુનઃ લગ્નસંબંધ સાંધ્યો નહિ, અને એ કરુણ ઘટના પછી ડહેરાદૂન છોડીને એ મુંબાઈ આવી સ્થિત થયા. આજે જીવનની પ્રત્યેક પળે એ પક્ષીઓનાં જીવનનાં અભ્યાસ, મનન ને ચિંતનમાં ગાળે છે અને એમાં જ કૃતકૃત્યતા અનુભવે છે.

પક્ષીવિષયની એમની પ્રથમ જિજ્ઞાસાને સંતોષનાર મુંબાઈની નૅચરલ હિસ્ટરી સોસાઍટી સાથે શ્રી સાલિમ ગાઢ સંબંધે સંકળાએલા છે. એક પ્રસંગે મંડળના સંગ્રહપાલ curator તરીકે એમણે કામ કરેલું છે. એકાદ અપવાદ વિના એમનાં અશેષ સંશોધન-નિરીક્ષણો પણ એ મંડળ તરફથી જ એમણે કરેલાં છે. આજે પણ તે, એ મંડળના અવૈતનિક મંત્રી અને મંડળના મુખપત્રના એક સંપાદક છે. —હ. અ.

## ટ્યૂબ લાઇટ – ફ્લૉરેસન્ટ ટ્યૂબો

હમણાં કેટલાક વખતથી આપણે ત્યાં વ્યાપારી અને ઔદ્યોગિક ક્ષેત્રોમાં—દુકાનો, હૉટેલો, ઑફિસો, કારખાનાં વગેરેમાં ફ્લૉરેસન્ટ ટ્યૂબના પ્રકાશનો પ્રચાર વધતો જાય છે, અને કેટલેક ઠેકાણે રસ્તાના દીવાઓ પણ તેના જ વપરાવા લાગ્યા છે. કોલસાની ખાણોમાં પણ તેનો ઉપયોગ સફળતાપૂર્વક થવાના પ્રયોગો થયા છે. સામાન્ય ભાષામાં તે 'ટ્યૂબ લાઇટ' નામથી ઓળખાય છે. ચાલુ વપરાશમાં આવતા વીજળીના ગોળાઓની સરખામણીમાં તેમાં ઓછી વીજળી બળે છે. વળી તે વધુ ટકાઉ તથા પ્રકાશવાન છે, તેમજ ઓછા ઝળહળાટ મારતી હોવાથી આંખને ઓછી ખૂંચે છે.

ફ્લૉરેસન્ટ ટ્યૂબો એ વીજળિક મોક્ષ (discharge) વડે પ્રકાશ મેળવવાનાં સાધનોનું એક રૂપ છે. આ ટ્યૂબના દરેક છેડે ઇલેક્ટ્રોડ સીલ કરીને બેસાડેલા હોય છે. ટ્યૂબમાં થોડો આર્ગન વાયુ ને થોડી પારાની વરાળ દાખલ કરેલી હોય છે. તેમાં, વીજળીનો પ્રવાહ દાખલ થતાં આર્ગનવાયુના કણો ઉત્તેજાય છે. તે પારાની વરાળને ઉત્તેજે છે અને તેથી અલ્ટ્રાવાયોલેટ કિરણો ઉત્પન્ન થાય છે. ટ્યૂબની અંદરની બાજુ પર મૅગ્નેશિયમ ટંગસ્ટેટ જેવા ખાસ રાસાયણિક ક્ષારો લગાડેલા હોય છે. તે અલ્ટ્રાવાયોલેટ કિરણોને શોષતા ન હોવાથી એ કિરણો સફેદ કિરણોમાં પલટાઇને તેમાંથી પ્રકાશ છૂટે છે. આ ક્ષારોને વિવિધ મિશ્રણમાં વાપરવાથી વિવિધ રંગ પેદા કરી શકાય છે. એ પદાર્થોને 'ફૉસ્ફર' કહેવામાં આવે છે અને તેઓ મોટે ભાગે જસતનાં સંયોજનો હોય છે. 'ફૉસ્ફર' એટલે પ્રકાશ ધરે એવા પદાર્થો.

સામાન્ય રીતે વપરાતા વીજળીના ગોળા—બલ્બો—કરતાં આ ફ્લૉરેસન્ટ દીવાઓ વધારે કાર્યક્ષમ હોય છે. આપણા સામાન્ય બલ્બોમાં વીજળીના તારને ગરમ કરવા માટે ૯૦ ટકા વીજળી ખપી જાય છે ને બાકીના ૧૦ ટકામાંથી જ પ્રકાશ ઉત્પન્ન થાય છે; જ્યારે તેના મુકાબલે, વીજળીના વપરાશના પ્રમાણમાં ફ્લૉરેસન્ટ ટ્યૂબો ત્રણગણો વધારે પ્રકાશ આપે છે.

## સાહસ

ત્યારે અમારી જુવાની પાંગરતી હતી. તેના જોશમાં જે કોઈ પરોપકારી કાર્ય કરવાનું આવે તે માટે સાહસવૃત્તિ ઉછાળા મારતી.

આ સાહસવૃત્તિ દાખવવાનો પ્રસંગ પણ અણધાર્યો જ સાંપડી ગયો. કોચરબમાં રાત્રીશાળા ચલાવવા અમે બેએક મિત્રો જતા. ત્યાં એક દિવસે ગામના બે જુવાનોએ અમને કહ્યું, 'આજે ટેકરાઓમાં બકરાંનો વધ થવાનો છે. આપણે એ બકરાંને બચાવવા જોઈએ'. અમે તુરત જ હા પાડી. ગામનાપાંચ સાત જુવાનો અને અખાડાના સાતઆઠ તરુણો ભેગા થઈ, સાદી લાઠીઓ લઈ, બીજી કશી ગણતરી કર્યા વગર ઊપડયા.

એલિસબ્રિજમાં ત્યારે ગુજરાત કૉલેજથી આગળ ચિનાઈવાળાના બંગલા આગળ એકે સોસાએટી કે મકાન નહોતું. ત્યાંથી પસાર થતા નેળિયામાં અંધારી રાત્રે રસ્તો વીંધતા અમે આગળ ઊપડયા. પાંજરાપોળથી આગળ આવતી ટેકરીઓ તરફ અમારો માર્ગ જતો હતો.

ટેકરીઓ પાસે આવ્યા ત્યારે જ અમને અમારા કાર્યનો ખ્યાલ આવ્યો. બરાબર ટેકરીઓની વચ્ચે સ્ત્રી-પુરુષોની મોટી મેદની જામી હતી. મેદનીમાં સ્ત્રીઓ ગાતી હતી અને પુરુષો નાચતા હતા. પુરુષો પાસે લાકડીઓ તથા ધારિયાં હતાં. શણગારેલાં બે બકરાં બરાબર નાકે બાંધેલાં હતાં અને ત્યાં એમની પૂજા થતી હતી. હવે અમારા કાર્યની વિકટતા અમને સમજાઈ. સામે બે હજાર જેટલાં સ્ત્રીપુરુષો હતાં, જ્યારે અમે માંડ પંદર-સત્તર હોઈશું!

અમે વ્યૂહ ગોઠવ્યો. ત્રણ ટુકડીઓ બનાવી. ટુકડીઓના આગેવાનોના હાથમાં લાકડી આપી. આસપાસની ટેકરીઓ પર સહુને ગોઠવી દીધા. સહુને સૂચના હતી કે સીટી વગાડતાં જ બધાએ હાકોટા કરતા સીધા ધસી જવું.

અમારી ટુકડી સૌથી પ્રથમ ધસી. લાઠી વીંઝતા, બૂમો મારતા અમે બરોબર વધસ્થાને પહોંચી ગયા. બધાની બૂમોથી અને ચારેબાજુથી ધસતી ટુકડીઓ જોઈને ત્યાં ભારે શોરબકોર મચી ગયો. બધા આમતેમ દોડવા લાગ્યા. અમારો વ્યૂહ સફળ થયો.

આ અંધાધૂંધીમાં અમે એક ટુકડી સાથે બકરાંને વિદાય કરી દીધાં અને બીજા કચકચ કરવામાં રોકાયા. અમે વાત કરતા હતા ત્યાં સામે ઊભેલી વ્યક્તિઓમાંથી એકે છરા સાથે હુમલો કર્યો. પડખેના સાથીદારે સમયસૂચકતાપૂર્વક લાકડી વડે એ છરાને જો ભોંયભેગો ન કર્યો હોત તો મારી લાશ ત્યાં નીચે જ પડી હોત!

બકરાં આપીએ પણ એનો વધ નહિ કરવાનો, એવી શરત કરી અમે ત્યાંથી નીકળી આવ્યા ત્યારે થયું કે બકરાં બચાવવા જતાં અમે પણ જાન ગુમાવવાની અણી પર જ આવ્યા હતા. —નીરૂ દેસાઈ

(એલિસબ્રિજ આરોગ્ય સમિતિ તરફથી શ્રી નીરૂ દેસાઈ અને અશોક હર્ષના તંત્રીપણા નીચે શરૂ થએલા નવા ત્રૈમાસિક 'ઘડતર'માંથી)

## ગરીબોની બદામ મગફળી

મગફળી માણસ, ઢોર અને ઉદ્યોગ ત્રણેને એકસરખી ઉપયોગી છે. પૌષ્ટિક આહારની નજરે આપણે ત્યાં તેનો બહુ ઓછો વિચાર થએલો છે. પણ ગરીબોના મેવા કે ગરીબોની બદામ તરીકે ઓળખાતી એ મગફળી અથવા ભોંયશીંગનો પ્રચાર જરૂરી છે. વળી એનો પાક જમીનને નત્રવાયુ (નાઈટ્રોજન) પૂરો પાડી તેને સમૃદ્ધ બનાવે છે. એની ફળી ખાદ્ય તરીકે તથા ઔદ્યોગિક ઉત્પાદનમાં કામ લાગે છે, જ્યારે ફળી ઉતારી લીધેલો પાલો ઢોરોના ખોરાક તરીકે.

આપણે ત્યાં લગભગ બધે જ સ્થળે તેનો પાક ઊતરે છે. દુનિયાના મગફળીના પાકનો અરધો ભાગ (૩૦ લાખ ટન) આ દેશમાં જ થાય છે. અહીં તેનો મુખ્ય ઉપયોગ તેલ તથા ખોળ તરીકે થાય છે.

આપણા હિંદી લોકોના ખોરાકમાં જેની વધુમાં વધુ ઊણપ રહે છે એ પ્રોટીનનું સારું જેવું પ્રમાણ શીંગદાણા તેમજ તેના ખોળમાં રહેલું છે. વળી મગફળી ફૉસ્ફેરિક તેમજ વિટામીન બી થી (ખાસ કરીને વિટામીન બી-૧ થી) સમૃદ્ધ છે અને વિટામીન બી-૨ વર્ગના ખોરાકમાં પણ અગત્યનું સ્થાન ધરાવે છે. સ્નિગ્ધ પદાર્થ સાથે એનું કૅલરીનું (એટલેકે શરીરમાં ગરમી ઉત્પન્ન કરવાનું) પ્રમાણ પણ ઊંચુ રહેલું હોઇને ખોરાક તરીકેનું તેનું મૂલ્ય અધિક છે. તે એકલી વધુપડતી ખાવાથી પિત્તને ઉત્તેજતી હોઇને ગોળ અથવા સાકર સાથે લેવાથી પિત્તનો સંભવ નથી રહેતો. આપણે ત્યાં ગામડાંઓમાં તો હજુ યે ગોળ ને મગફળીનો નાસ્તો સારી પેઠે પ્રચલિત છે.

મગફળીનું તેલ હવે ખાદ્ય તરીકે આ દેશમાં ચાલુ થયું છે. અન્ય કોઇ દેશોમાં એ એટલું જ પ્રચલિત હોય તો તે ફ્રાંસ અને બ્રાઝિલમાં.

ઘણાને જાણીને નવાઈ લાગશે કે મગફળીનું મૂળ વતન દક્ષિણ અમેરિકામાં આવેલો બ્રાઝિલ દેશ છે. પેરૂમાંની આંકોનની કબ્રોમાંથી તેના દાણા મળી આવેલા. બ્રાઝિલ તથા પેરૂના કેટલાક જૂના લેખોમાંથી તેનો ઉલ્લેખ મળી આવે છે. હિંદની કોઈ ભાષામાં તેનો પ્રાચીન ઉલ્લેખ નથી મળતો—સંસ્કૃત સુદ્ધાંમાં નહિ. તામિલમાં તેને 'મનીલા કોટલ' કહે છે, તે પરથી એમ અનુમાન થઈ શકે કે અમેરિકાથી ફિલિપાઈન્સ થઇને હિંદમાં તેનો પ્રવેશ થએલો હશે. અમેરિકાએ કૃષિ-જગતને પાંચ અમૂલ્ય વસ્તુઓની ભેટ આપી છે: મગફળી, કપાસ, મકાઈ, તમાકુ અને બટાટા.

કાચા અથવા શેકેલા શીંગદાણા ગોળ યા સાકર સાથે અથવા તે વિના ખવાય છે. તે ઉપરાંત તેનો દાળ, રસાદાર શાક વગેરેમાં પણ ઉપયોગ થાય છે. વળી શેકેલા શીંગદાણાના લોટનો કૉફીના સ્થાને ઉપયોગ થઈ શકે છે અને કેટલાકના અભિપ્રાય મુજબ—તો અસલ કૉફી કરતાં પણ ભોંયશીંગની કૉફી વધુ સ્વાદિષ્ટ હોય છે. કોપરા અને ચટણીના બીજા સામાન્ય મસાલા સાથે તેની ચટણી પણ સ્વાદિષ્ટ બને છે. ('ઘડતર')

## મંદ પડેલી બૅટરી ફરી ચાલુ કરવા વિષે

'કુમાર'ના જાન્યુઆરી અંકના છેલ્લા પાના ઉપર, નકામી થઈ ગએલી બૅટરીને ફરી ચાલુ કરવા માટેનો જે નુસખો છાપ્યો છે તે બાબતમાં અમને ઘણી પૃચ્છાઓ આવી હોવાથી, એ નુસખો વધારે સ્પષ્ટતાથી અત્રે ફરી આપીએ છીએ. ગયે વખતે છપાએલા વાક્યમાં 'કાગળનું પડ કાઢી નાખવું' એવા શબ્દ છાપભૂલથી રહી જવા પામ્યા હતા. એ બૅટરીની રચના એવા પ્રકારની હોય છે કે તેમાં વચ્ચે કારબનની સ્ટિક મૂકીને તેની ચોમેર જરૂર પૂરેનું રસાયણ ભરી તેને લાકડાના ભૂસા કે એવી વસ્તુઓ વડે સજ્જડ કરી દીધેલું હોય છે. તે સુકાઇ જવાને કારણે બૅટરી મંદ પડી જાય છે. તેને ફરી તાજું કરવા ભેજ આપવાની જરૂર હોય છે. આથી એવી મંદ પડી ગએલી બૅટરીના ઉપરનું કાગળનું પડ કાઢી લઈ તેને પાણીમાં બોળી રાખવાથી અંદર પાણીનો ભેજ પહોંચીને ફરી બૅટરીને ચાલુ કરે છે. અંદરના રસાયણની વચ્ચે કાર્બન મૂકેલો હોય છે. તેનું ટાચકું બૅટરીના મથાળામાં વચ્ચોવચ દેખાતું હોય છે. અને એ ટાચકાની આજુબાજુ ડામર જેવું કોઈ મિશ્રણ દાબીને મથાળું બંધ કરી દીધેલું હોય છે. એ મિશ્રણમાં, વચલા ટાચકાથી દૂર કિનાર ઉપર એક નાનું છિદ્ર પાડી, બૅટરીને પાણીમાં એવી રીતે ઊભી રાખવી કે પાણી છિદ્ર વાટે અંદર જઈ શકે, પણ ટાચકાને બહુ હરકત ન કરે. આમ થવાથી પાણી સીધું અંદર જઈને બૅટરીને જલદી તાજી કરી શકશે. થોડા કલાક આ રીતે

# કનુ દેસાઈનાં ચિત્રાલ્બમો




છાયાચિત્રો ભાગ ૧
છાયાચિત્રો ભાગ ૨
રંગચિત્રો ભાગ ૧
રંગચિત્રો ભાગ ૨
નૃત્યરેખા
રંગલહરી ભાગ ૧
રંગલહરી ભાગ ૨
લગ્નોત્સવ
મંગલાષ્ટક
જીવનમંગલ
વ્રતચિત્રાવલિ
ગાયત્રી
મહાત્મા ગાંધી
*(Mahatma Gandhi)*
ભારત-પુણ્ય-પ્રવાસ
મીરાંબાઈ
રૂપરેખા
શ્રીલેખા
શૃંગારિકા
ચિત્રમંજરી
ચિત્રલેખા
રંગાવલિ
ગીતગોવિંદ
સરળ ચિત્રાવલિ

**હવે પછી**

પ્રણયમાધુરી
સ્મૃતિરેખા
ઋતુરંગાવલિ
રામાયણ

**કુમાર કાર્યાલય લિમિટેડ · અમદાવાદ**








### ચિત્રો



### કાવ્યો



### ચરિત્ર



### વાર્તા



### લેખો



### વિભાગો




કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન. કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક (ટપાલ સાથે) રૂ. ૭ાાા; પરદેશમાં રૂ. ૯ાા અથવા શિ૰ ૧૫ છુટક નકલ બાર આના

## અજાણ ઉર

: પૃથ્વી :

અજાણ ઉર બે નવાં, મન જુદાં, જુદા ગામનાં,
કુટુંબ નવલાં વળી, જન કુટુંબનાં, ને સ્થિતિ
જુદી, તન જુદાં, જુદાં વય ઉછેર, નામે નવાં;
અહો, જગત ક્રીડતા ઉભય જીવની શી ગતિ!

મળ્યાં, નયનથી હળ્યાં; પ્રણયમૌનકેરી રતિ
હસી, શરમમાં લસી: વિકલ શબ્દભાવે વધ્યાં
અશેષ દિનરાત જે હ્રદયની રચી ઉન્નતિ
પ્રભાતકમલો સમાં યુગલ થૈ બન્યાં એક શા.

દેશળજી પરમાર



## સ્મિત

· મિશ્ર ·

આનંદની અંતર-સાગરે ફરી
છલી રહી ઊર્મિ! અને તરંગ બે
એ વાત છાની કહેવા ધસેલા
બે હોઠની ઉપર, કિન્તુ એને
દાબી દીધા કે નવ વાત છાની
આવી રિતે ખોલવી છાજતી, રે!

કિન્તુ ધસ્યા બેઉ તરંગ, પાછા
ફર્યાં નહીં ને નયનો મહીં એ
આવી અને ગુપ્ત રિતે ઉઘાડું
પાડી દિધું અંતરનુ રહસ્ય!

હરીન્દ્ર દવે

## યજ્ઞ

(વસંતતિલકા)

સાફલ્યની મમત ના, નવ યત્ન-ગર્વ,
અર્પ્યે જવું સતત રે! નિજ પ્રેય સર્વ,
એ ત્યાંય અજ્ઞ જનના બસ એ જ યજ્ઞ;
ને એ જ છે જગતચાલક આદ્ય-ચક્ર.

નીચોવતા ઉરથકી જલ કૈંક મેઘો,
સીંચે અનેક સરિતા જલઓઘ મીઠો;
ખારાશ તો ય ઘટતી નહિ સિંધુમાંહે!
ને મેઘ કે સરિત ના નિજ યત્ન છોડે.

## ખેતરિયે મંગલ

આપણુ ખેતરિયે મંગલ
ટહૂકે મોરા, બાદલ વરસે ઝરમરઝરમર જલ...
આપણુ ખેતરિયે મંગલ.

ધરતીની ધૂળ ઝરતી આજે
મનહર મીઠી ગંધ,
નીલ દાણાના અંકુરે શો
હલમલ રે આનંદ!
થલે થલે વ્હેતાં ઝરણાંનો નાદ રમે કલકલ...

'હું લાવી ઓરામણ:'
'લાવ્યો હું ધોરી ને હલ:'
બેળી તે મ્હેનતનાં આપણ
ભેળાં જમશું ફલ.
આભ-ધરાને આધારે જે
રંગછટા અંકાઈ,
એવાં રે જીવતર હૈયાંને
ઉમંગ રે'શું ગાઈ,
દિનભરનાં ભીંજ્યાં, પોઢણિયે ઓઢીશું કંવલ...
આપણુ ખેતરિયે મંગલ.

રાજેન્દ્ર શાહ

## સ્નેહની રુશનાઈ

તમારી સ્નેહની રુશનાઈ ન'તી મેં એવી જાણી કે
લખાશે ગ્રંથ પૂરો ત્યાં બધા અક્ષર ઊડી જાશે!

પ્રિયકાન્ત મણિયાર

## બે ગીત

૧

એવું કોણ રે ચાલી જાય?
બધું બધું મારું બાનર ખાલી થાય!—એવું૦

સંધ્યાની સ્મિતસુરખી છાઈ,
નભ ના રહ્યું નીલું;
એ જ રે રંગીન તેજ ગામ રહ્યું
વિલયનો લય પીલું;
અવ હું એવો અંધાર અંતર ઝીલું
મુજને મારો જ સંગ તેસાલી જાય!—એવું૦

દળવું મારું હૈયું થાતાં,
પોપચે એનો ભાર;
મનનું કોઈ માનવી જાતાં
સૂનાં સકલ દ્વાર:
ન્યાળીને મુજ નયનનીરની ધાર
નભનું તારકવૃન્દ રે મ્હાલી જાય!—એવું૦



૨

એવું કોણ રે હસી જાય?
જાણે ચાંદમુખીનો વાદળઘેરો ઘૂંઘટ ખસી જાય!—એવું૦

નીંદભૂલી એ નેન રોઈ,
ને મનમાં મૌન છવાયું:
પૂનમમાં ય મેં અમાસ જોઈ
તે ગીત ન એક ગવાયું:
એવી અંતરસૂની એકલતાની વચમાં વસી જાય!—એવું૦

મેઘલી રાતને પાલવ મેલે
રે કોણ ઉષાની કોર?
બાનરનાં સૌ દ્વાર હેલે
રે બ્હાર કોનો કલશોર?
આતમના મુજ આંગણામાં વિરાટ ધસી જાય!—એવું૦

# ડૉ. હરિપ્રસાદ દેસાઈ

લેખક • રવિશંકર રાવળ



**...ણે કદી સ્વાર્થ જોયો ન હતો;**
**...ત શોધી ન હતી; પણ માત્ર**
**'જ્ઞાન, ચારિત્ર્ય અને સેવા'ના મંત્રને**
**ધ્યેય તરીકે રાખીને**
**અવિરત પુરુષાર્થ વડે એવું તો**
**ઉદાત્ત અને ઊર્ધ્વગામી જીવનવિધાન કર્યું**
**કે જે દ્વારા તે ગુજરાત આગળ**
**ઘણી ભાવનાઓ અને સ્વપ્નાં મૂકી ગયા.**

૧૯૨૩માં હું શેઠ અંબાલાલ સારાભાઈની ગૃહશાળામાંથી છૂટો થયો અને ફરી શહેરમાં ખાડિયાપોળના મારા મકાનમાં આવી વસ્યો. ડાક્ટર મારી પ્રવૃત્તિમાં વધુ રસ લેતા ને વખતોવખત વિદ્વાન મિત્રોને મારે ત્યાં તેડી લાવતા. એ રીતે ડૉ. સુમન્ત મહેતા ગુજરાત વિદ્યાપીઠના આચાર્ય શ્રી ગિદવાણી તથા શ્રી મલકાણીનો પરિચય કરાવી તેમને મારે ત્યાં ચિત્રો બતાવવા લાવેલા.

આમ મારી આસપાસ તેમના ઊમળકા અને આનંદનું વાતાવરણ મને ઘણું પ્રોત્સાહક અને પ્રેરક લાગતું. પણ એ તો એનું સક્રિય ફળ જોવાને ઇંતેજાર હતા. આથી ૧૯૨૩ના જુલાઈની ૨૯મી તારીખે તે મને સર ચીનુભાઈને ત્યાં પ્રથમ પરિચય માટે લઈ ગયા. હું માત્ર નિસ્પૃહ ભાવે કલારસિક મંડળના સમાગમના લોભે જ ત્યાં ગએલો. એ આખા કુટુંબના સદ્ભાવ ને સ્વાગતથી મારા મનમાં ઘણી જ લાગણી થઈ. બધાં કલારસનાં તરસ્યાં, અને માર્ગદર્શન ને અભ્યાસના અભાવે તેમના જીવનમાં પ્રાપ્ત થએલી તકોનો સુંદર ઉપયોગ કરવા અધીર હતાં. એમને સ્વેચ્છાથી માર્ગદર્શન આપવા મેં સ્વીકાર્યું. ડાક્ટર મારફત તેમણે મને નિયમિત પુરસ્કારથી એ કામ કરવા પુછાવ્યું. પરંતુ કોઈ પણ જાતનું બંધન સ્વીકારવાની વૃત્તિ હવે મને રહી નહોતી, એટલે 'મારામાં શ્રદ્ધા હોય તો હું પ્રસંગોપાત્ત માર્ગદર્શન કે અભ્યાસપાઠ આપું અને તેને તેઓ અનુસરશે તો મને પુરસ્કારથી પણ વધુ બદલો મળ્યો માનીશ' એમ મેં જણાવ્યું.

તે પછી એમના ભવનમાં એક સુસજ્જિત ચિત્રખંડ તૈયાર કરાવ્યો અને ત્યાં ઘરનાં આબાલવૃદ્ધ ધીમેધીમે કલાની તાલીમ ને પરિચયમાં વિકાસ કરવા લાગ્યાં. એ એક અનોખું પ્રકરણ છે; પણ તેમાં ડાક્ટર અખંડ રસ લેતા ને કંઈ પણ કામ કે નવી યોજના થાય તેથી ખુશ રહેતા. પોતે પણ કલા પર આવતાં પત્રો ને પુસ્તકોનું અવલોકન અને મનન કરતા થઈ ગયા.

આ નાનકડા કલારસિક મંડળે માત્ર ચિત્રકળા જ નહિ પણ સંગીત, સાહિત્ય અને નૃત્ય તથા નાટ્યમાં અમદાવાદમાં કેટલી ય પ્રારંભિક પ્રેરણા આપી છે. પણ વિશેષ તો ત્યાંથી ઊગતા કલાકારોને અનેક વાર પ્રોત્સાહન અને ઉદાર સહાય પણ મળી રહેતાં, અને એ રીતે કળાની એક લીલી વાડી ત્યાં ફાલવા માંડી હતી. ડૉ. હરિપ્રસાદ એ બધાના સલાહકાર ગુરુજન કે સન્મિત્ર બની સદૈવ એ જાગૃતિ રખાવવા અહોનિશ પ્રયત્ન કરતા. ડૉક્ટર તરીકે એ કુટુંબની શારીરિક સંપત્તિની જ તકેદારી નહિ, પણ સાંસ્કારિક તેમજ આધ્યાત્મિક સંવૃદ્ધિ માટેની તેમની નિસ્પૃહ ચિંતા પણ આદર્શ હતી.

કળાઓના આશ્રયદાતા તરીકે એ કુટુંબના ગુણો ને જ્ઞાન વિકસાવવા તે નવાંનવાં પુસ્તકો અને વ્યક્તિઓનો તેમને પરિચય કરાવતા અને અંતે તેમાંથી ગુજરાતમાં તેમનાં દાન અને સંસ્કારનો પ્રવાહ વહે એ જ તેમની શુભ નેમ હતી. કેટલા યે વિદ્યાર્થીઓ ત્યાંથી સ્કૉલરશિપો પામતા. એ મંડળની સૌજન્ય-યાત્રાઓના પ્રવાસો મહિનાઓ સુધી હિંદના શીતલ પર્વતીય નિવાસોમાં જીતે કે કલાધામો યા પ્રાચીન સ્થળો જોવામાં જાય, તોપણ ડાક્ટરને અને મને બહુ આદર અને પ્રેમપૂર્વક તેમાં સ્થાન મળતું. લગભગ એ દરેક પ્રવાસના સચિત્ર વૃત્તાંતો 'કુમાર'માં પીરસાયા છે.

આ પ્રવાસો દરમ્યાનના નિવૃત્તિસમયમાં ડાક્ટરે તેમની સાહિત્યપ્રવૃત્તિનો એક અનોખો પ્રકાર સર્જેલો. કુટુંબમંડળ અને સાથીઓની વ્યક્તિઓને વિનોદ ને ઉપાલંભ આપવા તેમણે 'ભસેગા ઓર કાટેગા' નામની એક હસ્તલિખિત 'ગૃહપત્રિકા' કાઢવા માંડી હતી 'ભસતા કૂતરા કરડે નહિ' એવી લોકોક્તિની સામે તેમણે આ નામ યોજ્યું હતું કે 'આ કૂતરો તો એવો છે કે જે ભસશે પણ ખરો અને કરડશે પણ ખરો.' એનો અર્થ એ કે 'તમારો દોષ પણ બતાવીશ ને રોકીશ પણ ખરો.' એમાં, ઉપલક દેખાવમાં ટીખળ અને મજાક ઉડાવતા પ્રસંગોની પાછળ દોષ બતાવી સુખ ને કલ્યાણનો માર્ગ લેવાનો ગુપ્ત બોધ આપતાં કાવ્યો, ગીતો, ટુચકા, સંવાદો વગેરે ડાક્ટર રચતા ને લખતા. દાખલા તરીકે એક વાર એ લોકો સેંકડો રૂપિયા ખર્ચીને બહુ વિરલ અને સમૃદ્ધિદાયક મનાતો, જમણા મુખનો શંખ લઈ આવ્યા. ડાક્ટર આવા વેવલા વહેમો અને પોકળ માન્યતાઓને આધીન બની શકતા નહિ, એટલે એ શંખ આવ્યો કે

૫૦મે વર્ષે ડાયરીમાં એમણે લખ્યું...

"૨૫ વર્ષની ઉમરે મેં જાહેર જીવન શરૂ કર્યું. આજે મને પચાસ વર્ષ થયાં છે. એ ૨૫ વર્ષ દરમિયાન કોઇ દિવસ યજ્ઞ કર્યા વગર હું જમ્યો નથી. યજ્ઞ એટલે જેમાં કશો સ્થૂલ સ્વાર્થ નથી એવી કેવળ સ્વાર્થત્યાગની ક્રિયા, ભાષણ, ઉપદેશ, સેવા અથવા પરોપકાર અર્થે કરેલું કંઇ કામ. લખાણ એમાં ગણી શકાય. દવાખાનું આમા મને સહાયક થયું. એમાં કંઈ ને કંઈ પરોપકારનો પ્રસંગ સહેજે પ્રાપ્ત થઇ જાય.'

...

એમની છેલ્લી ડાયરીના છેલ્લા પાના પર, અવસાન પહેલાં પાંચમા દિવસની, તા. ૨૪-૩-'૫૦ની છેલ્લી નોંધ આ પ્રમાણે છે:

"પ્રભુએ મને માગ્યું મોત આપ્યું."

"જે શહેરની જીવનભર સેવા કરી છે ત્યાં જ મૃત્યુ થાય તો અંતિમ વિદાય સારી થાય; પણ તે વિષે મમતા નકામી છે. સ્વજનોથી દૂર કે પરદેશમાં થાય તો યે શું છે? એવા ખોટા મોહ છોડવા સારા."

"મૃત્યુ નજીક છે એમ લાગતાં પ્રભુને 'જબ પ્રાણ તન સે નીકલે, સાંવરા નિકટ હો' એ પ્રાર્થના કરી. મારો રેકર્ડ ચોખ્ખો છે એ ભાવથી મૃત્યુનો ડર લાગતો જ નથી."

'ભસેગા ઔર કાટેગા': છે આખર તો પણ શ્વાન,
ધર્મરાજની સાથે ફરિયો અધિકાર એંધાણ.
રાગરામ છે હવે અમારા, બોલ્યુંચાલ્યું માફ
કરજો, વિનતી એટલી ને દિલ હતું અમ સાફ.

'ભસેગા-કાટેગા'ની ફાઈલો તેમની આવી કૃતિઓનો ભંડાર છે. હું તેમાં રમૂજી ચિત્રો પણ કરતો. શ્રી દાદાસાહેબ માવળંકર, શ્રી રસિકલાલ પરીખ, ડૉ. બાળકૃષ્ણ પાઠક, શ્રી બાબુરાવ મહેતા, શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી, શ્રી રત્નમણિરાવ ભીમરાવ વગેરે સ્નેહીસંબંધી જનો જે જે ત્યાં સાથે હોય તે પણ તેમાં ફાળો આપતા. એના નમૂનારૂપ બે પ્રતિકૃતિઓ આ સાથે છાપી છે.

ડૉક્ટરે આ કુટુંબને કળાની લગની લગાડવામાં મારો ઉપયોગ કર્યો તેની સાર્થકતા સૌને સમજાઇ હતી. મેં ભાગ્યે જ મારી જાતને આગળ મૂકવા કે લાભ ઉઠાવવા ઇચ્છા કરી હતી, પણ ગુજરાતમાં કળા પાંગરે અને અભિનવ ચિત્રકારો પાકે એ મારી ધગશ સતત રહેતી, અને તેથી તરુણ કલાકારોની સારી મૌલિક કૃતિઓ ખરીદી તેમને ઉત્તેજવાનો પ્રસ્તાવ ત્યાં કરાવ્યો હતો. તેમાંથી શ્રી કનુ દેસાઈ, કૃષ્ણલાલ ભટ્ટ, રસિકલાલ પરીખ વગેરે કલાકારોનાં સૌપ્રથમ ચિત્રો ત્યાં જ સંઘરાયા છે; એટલું જ નહિ પણ શ્રી રસિકલાલ પરીખ, શ્રી યજ્ઞેશ શુક્લ, શ્રી કૃષ્ણલાલ ભટ્ટ વગેરે લાંબી મુદતોની શિષ્યવૃત્તિઓ પણ તેમની તરફથી પામ્યા હતા. ગુજરાતના કલાકારોને માટે એવી નિયમિત સહાય આપનારું બીજું (અનુસંધાન પૃ.૧૯૫)

ડાબી બાજુ ડૉ. હરિપ્રસાદની રોજનિશિમાંના બે ઉતારા; નીચે: ગ્રીષ્મયાત્રાના ગિરિનિવાસ દરમ્યાન ડૉક્ટર 'ભસેગા-કાટેગા' નામે હસ્તલિખિત ગૃહપત્રિકા કાઢતા તેના એક અંકના મુખપૃષ્ઠ ઉપર શ્રી રવિશંકર રાવળે આલેખેલું સાથીમંડળનું ચિત્ર; તેમાં: મથાળે—શ્રી રાવળ પોતે; વચ્ચે ડાબી બાજુ—શ્રી ધૂમકેતુ; જમણી બાજુ—શ્રી રસિકલાલ છો. પરીખ; નીચે—ડૉ. હરિપ્રસાદ.




તુરત 'કસુંબી, કસુંબી, કસુંબી, કસુંબી રંગ હો ગયે' એ રાગમાં

'પધારો, પધારો, પધારો, પધારો શંખભારથી"

નામનું કટાક્ષગીત બનાવ્યું અને એ સૌની પાસે જ ગવડાવ્યું! રાગ, ઢાળ અને શબ્દોની ગડમથલ તો તેમને એવા સિદ્ધ હતા કે આવાં ગીતો રમૂજી તેમજ સચોટ બનતા. એ માટે તે બધા જ છંદો, રાગો, દેશી ઢાળો, લાવણીઓ, ગરબીઓ, નાટકનાં ગાયનો વગેરેનો ઉપયોગ કરી શકતા. એ પત્રિકાની પ્રવૃત્તિ પાછળનો એમનો ઉદ્દેશ વ્યક્ત કરતું એક કાવ્ય નીલગિરિની ગ્રીષ્મયાત્રાવાળા છેલ્લા અંકના અંતે એમણે લખેલું તે નમૂના તરીકે ઉતારીએ:

રાગ રામગ્રી

સમાપ્ત આજે ગ્રીષ્મયાત્રા, સમાપ્ત બનતું પર્વ;
જ્ઞાનપ્રદેશ ઘણા અહિં નિરખ્યા, કરશો નહિ કોઇ ગર્વ.
સૌન્દર્યે જે વસી રહ્યા છે, તેની લીલા જાણી;
રહેજે ઝાંખી કરી હોય તો લેજો મનમાં આણી.
પુરુષાર્થ ને સ્વદેશભક્તિ સ્વરાજ્યના કૈં મહિમા
પ્રદેશ જોઇ સમજશે તો ભરજો એથી હૈયાં
ચિત્ર અને સંગીત વિભૂતિ, લઇની સાથે નેમ,
વિરલ સમય મિત્રા કરશો તો જીવન કરશો ક્ષેમ.

સામયિક વિચાર

# આપણી સ્વચ્છતાનું સરવૈયું

શારીરિક આરોગ્ય માટે કસરત, પુષ્ટિકારક ખોરાક, સ્વચ્છ પાણી અને હવાની જેટલી જરૂર છે તેટલી જ સ્વચ્છ શરીર અને સ્વચ્છ ઘર તથા આંગણાની જરૂર છે. આપણા દેશના મોટા ભાગમાં રોજ નહાવુંધોવું, સ્વચ્છ ધોએલાં કપડાં પહેરવાં, વાસણકુસણ સ્વચ્છ રાખવાં અને ઘર તથા આંગણું ઝાડીઝપેટીને વાળવાં, એ સિદ્ધાન્ત તરીકે તો લગભગ બધા માન્ય રાખે છે, પરંતુ વ્યવહારમાં તેનો અમલ ઘણો ઓછો થતો જોવામાં આવે છે. અને સ્વચ્છતાની સામાજિક ટેવનું તો ભાન જ નથી.

શરીરને સ્વચ્છ રાખવા માટે નહાવાની જરૂર આપણા જેવા ગરમ દેશમાં સહુ સ્વીકારે છે; પરંતુ નહાવાનું પાણી હમેશ સ્વચ્છ ન હોય; બંધિયાર તળાવ કે છીછરી નદીના પાણીમાં નહાવાનું હોય, સારી રીતે નહિ માંજેલા વાસણમાં નહાવાનું હોય, બરોબર સાફ ન હોય એવી જગામાં નહાવાનું હોય, ખુલ્લામાં નહાવાને લીધે શરીરના ઘણા ભાગો સારી રીતે સ્વચ્છ ન થઈ શકતા હોય, નહાઈને તદ્દન સ્વચ્છ કપડાં ન પહેરાતાં હોય, એવું ઘણું આપણા સમાજમાં સામાન્યતઃ જોવામાં આવે છે. નહાવા-ધોવાની અગત્યને 'ધાર્મિક ફરજ' ગણવામાં આવી હોવા છતાં ઉપર જણાવેલી સ્થિતિ જ આપણે ત્યાં મોટા પ્રમાણમાં પ્રવર્તે છે.

સ્વચ્છ ધોએલાં કપડાં પહેરનારાંમાંનાં ઘણાંખરાં માત્ર ઉપરનાં કપડાં સ્વચ્છ પહેરવાની વિશેષ કાળજી રાખતાં જણાય છે. પણ શરીરની ચામડીને જે કપડાં અડકે છે તે તદ્દન સ્વચ્છ રાખવાની તો સૌથી વિશેષ જરૂર છે. આ કાળજી બહુ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે; ને કપડું જો રંગીન હોય અને એ મેલું ન જણાય, તો તો તે મેલું નથી એમ જ માની લેવામાં આવે છે!

વાસણકુસણ માંજીને સાધારણરીતે સાફ તો રાખવામાં આવે છે, પરંતુ ખાવાની ચીજ ભરેલાં વાસણ ઉઘાડાં ઢાંક્યા વગરનાં રાખવાની બાબતમાં, તેમાં અસ્વચ્છ હાથ બોળવા બાબતમાં, ચમચો સાફ કર્યા વિના અંદર નાખવાની બાબતમાં, ગળણું મેલું રાખવાની બાબતમાં, વાસણ ઉપરનું ઢાંકણું વાસણ ઉપરથી લઈને નીચે કચરાવાળી જમીન ઉપર મૂકવાની બાબતમાં, કડછી-તાવેથા વગેરે સાધનો જમીન ઉપર મૂકવામાં, આવી ઘણી બાબતમાં, સ્વચ્છતા જાળવવાની તો બહુ જ ઓછી કાળજી આપણે ત્યાં રાખવામાં આવે છે. એટલે કે આપણી સ્વચ્છતાની સમજ બહુ બુઠ્ઠી છે.

ઘર અને આંગણું સ્વચ્છ રાખવામાં પણ આપણી દૃષ્ટિ કેવળ સ્વાર્થી હોય છે. આપણા ઘરનો તથા આંગણાનો કચરો આપણે ફળિયામાં કે પડોશીના ઘર આગળ નાખીએ છીએ (અગર તો બારી કે બારણામાંથી હવામાં ઉડાડીએ છીએ, જે ઘણે ભાગે પાછો પવન સાથે આપણા ઘરમાં જ આવે છે)! નાનાં છોકરાંને ઘર બહાર, પોળને નાકે અગર ચોકઠામાં જાજરૂ બેસાડવાની અતિશય ગંદી રીતમાં પણ આપણે સ્વાર્થી વૃત્તિ રાખી, પાડોશીની પછીતે કે બીજાના ઓટલા પાસે બાળકોને બેસાડીએ છીએ!

રસ્તામાં, ફળિયામાં, પોળના ચોકઠામાં અને પાડોશીની પછીતે એંઠવાડ કે ગંદી ચીજો નાખતાં તો આપણને જરા પણ સંકોચ થતો નથી, એટલું જ નહિ પણ કુદરતી હાજતો માટે પણ બેશરમરીતે આપણે રસ્તાનો, ફુટપાથનો ને ગલીકૂંચીનો ઉપયોગ કરીએ છીએ. આ જાતની બેશરમ અને ગંદી રીત માત્ર અભણ અને પછાત વર્ગના લત્તામાં જ નહિ પણ ભણેલા અને ઊંચી જ્ઞાતિઓના માણસોમાં પણ જોવામાં આવે છે. રસ્તે ચાલતાં ને જતાંઆવતાં સુઘડ તથા સંસ્કારી સ્ત્રીપુરુષોને આ ટેવ અતિ ત્રાસ રૂપ લાગે છે.

ટ્રેનના ડબ્બામાં થૂંકવાની તથા કચરો ને ફળ છોતરાં વગેરે નાખવાની ટેવ તો બહુ જ સાધારણ હોય છે અરે, બારી પાસે બેઠેલા માણસો પણ ડબ્બામાં જ આ જાતની અસ્વચ્છતા કરે છે. ટ્રેનના જાજરૂ તો બેદરકારી ને સ્વચ્છતાનું ભાન ન હોવાને કારણે અત્યંત ગંધાતાં અને ગંદાં જોવાનો અનુભવ સહુને વારંવાર થતો હશે. થર્ડ ક્લાસમાં જ નહિ પણ સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરનારા સાધારણ 'સુધરેલા' વર્ગના ગણાતા માણસોમાં પણ આ ટેવો જોવામાં આવે છે.

આ બધી અસ્વચ્છ અને ગંદી ટેવો માટે કેટલેક અંશે આપણા દેશની ગરીબી જવાબદાર છે એ ખરું છે; પરંતુ ગરીબ ન હોય તેમનામાં પણ ઘણી ગંદી ટેવો જોવામાં આવે છે. વળી એ માટે જેમ વ્યક્તિઓ જવાબદાર છે તેમ કેટલેક અંશે સ્વચ્છતાનાં સાધનોનો અભાવ પણ જવાબદાર છે. શહેરોમાં કુદરતી હાજતમ ટેનાં સ્થળો બહુ ઓછાં રાખવામાં આવેલાં હોય છે; અને જેટલાં હોય છે તે સ્વચ્છ રાખવાની કે તે માટે પૂરતું પાણી આપવાની પણ કાળજી સુધરાઈ તરફથી રાખવામાં આવતી નથી. સ્ત્રીઓ માટે તો એવાં સ્થળો ભાગ્યે જ રાખવામાં આવે છે, અને ગામડાંમાં તો એવી સગવડ બીલકુલ હોતી જ નથી. એટલે સાધનોનો અભાવ એ પણ કેટલેક અંશે એક કારણ ગણી શકાય.

પરંતુ આપણો સ્વચ્છતાનો ખ્યાલ પણ અધૂરો જ છે અને નાગરિક તરીકેની ફરજની કમસમજ દર્શાવનારો છે. આપણા સમાજમાં સારી સ્થિતિવાળાંનાં ઘરોમાં યે નહાવા માટે તેમજ ખાળે બેસવા માટે, બંને માટે એક જ સ્થળનો ઉપયોગ ઘણેખરે સ્થળે થતો જોવામાં આવે છે. જ્યાં જુદી ઓરડીની સગવડ ન હોય ત્યાં ખાળ તરીકે જાજરૂનો ઉપયોગ કરવો જોઈએ,—નહાવાની ઓરડીનો નહિ, એટલું ભાન પણ ઘણાને હોતું નથી.

આ બધી ગંદી ટેવો સુધારવાનો મુખ્ય ઉપાય શાળામાં બાળકોને આ બાબતનું સ્પષ્ટ શિક્ષણ આપીને, તે બાબતના કડક નિયમો કરીને, અને તે નિયમોનું ચુસ્તપણે પાલન કરાવવાનો બંદોબસ્ત કરીને જ કરી શકાય. અત્યારે ઊછરતાં બાળકોમાં સ્વચ્છતાના નિયમોનું સચોટ ભાન થાય, ને તેઓ પોતે જ અસ્વચ્છતા પ્રત્યે તિરસ્કાર તથા શરમની લાગણી રાખતાં થાય, તો જ ભવિષ્યની પ્રજામાં સ્વચ્છતાની ટેવ પડે એમ લાગે છે. વ્યાખ્યાનો કે સમજૂતીથી અસ્વચ્છતાની ટેવ દૂર થાય એવી તો આશા જ નથી. સ્વચ્છતાના નિયમના ભંગ માટે દંડની ને જાહેરમાં તેમનાં નામ પ્રગટ કરવાની શિક્ષા કરવાના કાયદા ઘડવામાં આવે, અને એ કાયદાનું ચુસ્તપણે તથા કોઈની શેહશરમ રાખ્યા વિના પાલન કરવામાં આવે તો જ થોડોઘણો સુધારો થવાનો સંભવ છે

શાળાઓ માત્ર પુસ્તકો ભણવા-ભણાવવા માટે જ નહિ પણ સારી ટેવો પાડવા માટે છે, ચારિત્ર્ય અને સદ્વર્તન ઘડવું એ શાળાઓની ખાસ ફરજ છે, એવો ખ્યાલ આપણી શાળાના સંચાલકોને થાય તો જ આ બધું શક્ય બને.

—ગ. (જ્યોતિર્ધર)

['હિન્દ સેવક સમાજ'ના શ્રી કોદંડરાવે 'ઇન્ડિયન સોશ્યલ રીફૉર્મર'માં લખેલા લેખ ઉપરથી]

# સૌન્દર્યનો ઉપાસક કવિ સ્વ. હરિશ્ચંદ્ર ભટ્ટ

—લેખક - નિરંજન ભગત—

ગઈ ૧૮મી મેની સાંજે મુંબઈમાં આપણા આ એક સાચા કવિને સૌંદર્યોપાસકે આત્મત્યાગ કર્યો, એ આપણું મોટું દુર્ભાગ્ય છે.

જગતમાં અન્કલાનો અંત આણવો એ જ જાણે કે શ્રી હરિશ્ચન્દ્રના જીવનનો પરમ પુરુષાર્થ હતો. એમના વ્યક્તિત્વની સુરેખ છબિ જો એક જ વાક્યમાં આંકવી હોય તો એમના જ પરમ મિત્ર (અને ગુજરાતના એક અગ્રગણ્ય કવિ)ની, એમને અર્પણ થએલી એક કાવ્યપંક્તિના શબ્દોથી આંકી શકાય:

'અક્લાંત જેહ સહૃદ્‌પાન્થ કલા-પ્રવાસી.'

આમ, આવા અક્લાંત કલાપ્રવાસીને જીવનનો થાક લાગે એ તો જીવનની પોતાની જ કરુણતા છે.

વાતવાતમાં એકવાર એમણે કહેલું કે 'નાનપણથી મારે બે સ્વપ્નો હતાં: એક યુરોપ જવાનું ને બીજું ચિત્રકાર થવાનું.' આ બન્ને સ્વપ્નો પોતાને વિષે તો પોતે સિદ્ધ કરી શકે એવા સંજોગો ન હતા, એટલે એમણે બીજી રીતે સિદ્ધ કર્યાં: પહેલું એમણે પોતાના નાના ભાઈ (શ્રી પ્રબોધ ભટ્ટ, જેઓ સારબૉન (પારીસ) યુનિવર્સિટીના પીએચ. ડી. છે તે)માં એમણે સિદ્ધ કર્યું; ને બીજું અનેક ચિત્રકારો અને એમનાં ચિત્રોની સેવા કરવામાં.

પોતે યુરોપ ન ગયા, પણ યુરોપના એક આપણા જેવા જ, એ સમયના 'દુઃખી દેશ' પોલાન્ડનો કલાવારસો એ અહીં લાવ્યા, અને પોલાન્ડના તારણહાર 'માર્શલ પિલ્સુદ્સ્કી'નું એક સ્વતંત્ર જીવનચરિત્ર તથા પોલાન્ડના એક યુવાન કવિ વોઈચેહ બાકના કાવ્યોનો 'को जाग्रि?' અનુવાદ, એમ પોલાંડ વિષયક બે પુસ્તકોનું ગુજરાતી સાહિત્યને અર્પણ કર્યું. જો કે એમની માતૃભૂમિ હિંદ છે, પણ એમની હૃદયભૂમિ તો જાણે પોલાંડ જ. અને એમનો એ પોલાંડપ્રેમ અનેક પોલિશ કલાકારો તથા લેખકોની અંગત અને ગાઢ મૈત્રીમાં એમણે પ્રગટ કર્યો. પોતે જાણે કે વૉર્સોના રસ્તાઓ ઉપર જ ચાલે છે એવા ગૌરવસ્વપ્નમાં મુંબઈના રસ્તાઓ પર તે ફરતા. ને પછી તો પોલાંડ દ્વારા સારા યે યુરોપે એમના સૌંદર્યપ્રિય માનસ પર કોઈ અજબ ભૂરકી નાખી. પોતાના ત્રણ પરમપ્રિય પુસ્તકોમાં એ 'ગીતા'ની સાથે ગ્રીક ફિલસૂફ 'પ્લેટો' અને જર્મન કવિ રિલ્કેની કૃતિઓ ગણાવતા. હોલ્ડરલીન, હાઈન, ગટે, સ્ટીફન જ્યૉર્જ અને રિલ્કે જેવા જર્મન કવિઓ; બોદલેર, પોલ વર્લે અને વાલેરી જેવા ફ્રેંચ કવિઓ, લીઓપાર્ડી અને લૉર્કા જેવા ઈટાલિયન અને સ્પૅનિશ કવિઓ તથા અન્ય યુરોપી દેશોના પણ જાણીતા કવિઓના પોતે એક 'સહૃદ્‌પાન્થ કલાપ્રવાસે' નીકળ્યા જેવા બની ગયા હતા. આ પરથી એમની અદ્‌ભુત રસિકતા અને સંવેદનશીલતાનો પરિચય થાય છે. શ્રી હરિશ્ચંદ્રના વ્યક્તિત્વનું આ પાસું એમના જીવનનું ગૌરવ છે અને ગુજરાતનું સદ્‌ભાગ્ય છે. આર્ય સંસ્કૃતિ પ્રત્યેનો એમનો પ્રેમ એમના 'મહિમા'નાં કાવ્યો પરથી કલ્પી શકાય છે; તોપણ શ્રી હરિશ્ચંદ્ર સાચી રીતે તો પોલાંડના જ સંસ્કારવારસ છે.

આવા એક વારસની પોતાના સંસ્કારોની માતૃભૂમિ પ્રત્યેની 'છેલ્લી મનીષા' પિલ્સુદ્સ્કીના મૃત્યુ પરના એમના પોતાના જ કાવ્યની નીચેની પંક્તિઓ પરથી કંઈક કલ્પી શકાય:

'અને છેલ્લી મારી હરખભરને એક મનીષા:
હુંફાળા હૈયાને શિશુ સમયની હોંસ પૂરવા
તહીં દાટો મારા વતન મહીં એકાંત કબરે,
સુતેલી માતાના પદકમળની આરતી કરી
રમું કાલાન્તે યે ચરણરજ થૈ એ જ પદમાં.'

'સ્વપ્નનું સત્ય અને બીજાં કાવ્યો' તથા 'કેસૂડાં અને સોનેરું' નામના પ્રકટ થએલા કાવ્યસંગ્રહો, તેમજ હજુ અપ્રગટ એવાં થોડાંક કાવ્યો એ શ્રી હરિશ્ચંદ્રનું ગુજરાતને અર્પણ થએલું કાવ્યસર્જન. 'સ્વપ્નનું સત્ય' માંનાં '—ને' તથા 'વસંતપંચમીએ મૃત્યુ પામેલી બહેનને' એ બે કાવ્યો ગુજરાતી કવિતામાં સરલતા ને સચ્ચાઈના અજોડ નમૂના રૂપે જીવશે; અને 'કેસૂડાં ને સોનેરું'માંના 'મહિમા' નાં કાવ્યો એમના છંદપ્રભુત્વના તથા અર્થપ્રેમના સહાયના સાક્ષી રૂપ ચિરંજીવ રહેશે.

તેમાં આત્માની અમરતાનું દર્શન એમણે—

'આ સૃષ્ટિના અંતકાલેય, ત્યારે,
આથી યે જો એક પણે સુવાનું,
તારું પેલું શૈશવી રૂપ તેમાં
અંગૂઠો હું ધાવતો તારી સાથે.'

એ પ્રતીકમાં પ્રગટ કર્યું છે; તો પૃથ્વી પ્રત્યેનો આશ્ચર્યમુગ્ધ પ્રેમ એમણે 'પૃથ્વીને' નામક કાવ્યમાં

'બ્રહ્માંડોના વૃક્ષનું તું જ સાચે
સ્રષ્ટાનું છે એક આશ્ચર્ય-પુષ્પ'

એ પ્રતીકમાં પ્રગટ કર્યો છે. અને જીવનનું મધુરદર્શન 'ઈન્દુ'ને નામક કાવ્યમાં આ રીતે કર્યું છે:

'જવે ખડમાં, ધરતીમાં જ્યાં,
એક પ્રયાસે વજ્જારાગમાં
બાંધે એવો, પ્રેમપાશ હું
માગું તારો, ઈન્દુ, આપ તું.'

તો, મૃત્યુનું મંગલ દર્શન આ પંક્તિઓમાં ગાયું છે:

'નયનમાં કરુણા ધરી જો મળે,
જીવન મૃત્યુ બધું સરખું જ છે!'

શ્રી હરિશ્ચન્દ્રનું જીવન ને મૃત્યુ બન્ને જગતની આ કરુણા પાસે જાણે કે જવાબ માગી રહ્યાં છે!

'હરગમનનાં પ્હેલાં પીવાં ઝહેર!...' એમ એમણે ગાયું છે; અને એ ઝેર પી લઈને પછી પણ પોતાને પક્ષે તો ઉદારમતિ આપણને કહી જ રાખ્યું છે કે:

વિધિવશાગળે સૌએ, સૌએ જુદા વિધિથી થવું,
જીવતર મહીં થોડું જીવી ઘણું ન બગાડવું,
ગત વિસરવું, ભાવિ સાથે પુનઃ સરજવા.

એટલે, ગત વિસારીને, એમનો આત્મા તો ક્યારનો ય સાચું ભાવી પુનઃ સરજવા પ્રવૃત્ત થઈ ગયો હશે. આવા આત્માઓએ કદિ ય જપ જાણ્યો નથી ઈશ્વર શું આવા આત્માઓને આમ એકાંકી જીવાડીને ઘણું બગાડતો હશે? કો જાણે! આપણે તો એટલું જ જાણીએ કે આવા જીવન તથા મૃત્યુને માટે તો જગતમાં અન્કલાનો અંત આણીને જ સાચું તર્પણ કે પ્રાયશ્ચિત્ત થઈ શકે.

જ્યાંજ્યાં કવિતા-કલા જીવે છે, ત્યાંત્યાં આજે પણ હરિશ્ચન્દ્ર જીવે છે. આપણે પ્રભુને એટલી પ્રાર્થના કરીએ કે જીવનમાં અસુન્દરનો અંત આવો, કારણ કે એમાં જ હરિશ્ચંદ્રના આત્માની શાંતિ છે.

[એમની સવિશેષ જીવનનોંધ આ અંકની 'માધુરી'માં આપી છે.]



ડૉકટરના હસ્તાક્ષર અને શ્રી રાવળના આલેખનવાળું 'ભસેગા-કાટેગા'નું પાનું, જેમાં, શ્રી રાવળ નિસર્ગશોભા માટે આગ્રહપૂર્વક બહાર જતાં વરસાદમાં લપસી પડવાથી ઉપજેલા પ્રસંગ પર નિર્દોષ ગમ્મત-કાવ્યનું આલેખન છે.

ડૉ. હરિપ્રસાદ દેસાઈ (અનુ. પૃ. ૧૯૧થી ચાલુ) કુટુંબ અમદાવાદમાં જોયું નથી. એ બધાનું ઋણ ડૉ. હરિપ્રસાદની નિઃસ્વાર્થ કલાભાવના પ્રતિ રહ્યું છે. ગુજરાત વિદ્યાપીઠના તે સેનેટર બન્યા ત્યારે પણ ત્યાંની કલાની ફૅકલ્ટીના તે 'ડીન' થયા, અને ત્યાંથી શ્રી કનુ દેસાઈને શાંતિનિકેતનમાં અભ્યાસ કરવા માટે બે વર્ષની સ્કૉલરશિપ તેમણે અપાવી. માત્ર એક કુટુંબમાં જ કલાનું ગમક બનાવવામાં ડૉકટરને સંતોષ નહોતો થતો, પણ સમગ્ર અમદાવાદ શહેરમાં રસિકતા, કલાપ્રેમ તથા નિસર્ગપ્રેમ કેમ વધે તેનું તે અહોનિશ ચિંતન કરતા, યોજનાઓ ઘડતા અને અધિકારી માણસોને ભેગાં કરી તે માટે કંઈક ને કંઈક કરવા દેશપરદેશનાં દૃષ્ટાંતો આપી પ્રેરણા આપતા.

ભારતીય કલા અને સંસ્કૃતિના પ્રતિનિધિરૂપ ને પ્રધાન ગણાતા એશિયાભરના એકમાત્ર ત્રૈમાસિક તરીકે જગતના કલાવિદોમાં પ્રતિષ્ઠા મેળવનાર 'રૂપમ્' પત્રના તંત્રી શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલી ૧૯૨૭માં અમદાવાદમાં પહેલી વાર આવ્યા ત્યારે ડૉકટર તથા સ્વ. હીરાલાલ પારેખે મને કહ્યું કે અમદાવાદમાં કલાના પ્રસંગો યોજવા માટે એક કલાસંસ્થા હોવી જોઈએ. શ્રી ગાંગુલી જેવી વ્યક્તિને સત્કારવાને બીજાં કોઈ મંડળોની યોગ્યતા મર્યાદિત ગણાય. 'ગુજરાત કલા-પ્રવર્તક મંડળ'ના કટુ બનાવોને લઈને હું આવાં મંડળ કે તેની કાર્ય-કડાકૂટથી કંટાળેલો હતો, પણ એ બે મિત્રોએ તો તુરતાતુરત એક સારું બંધારણ ઘડી પાંચ-દસ સ્થાપક સભ્યો સાથે 'ભારત કલામંડળ' નામનું નવું મંડળ જન્માવ્યું અને બીજે જ દિવસે સંસાર સુધારા હૉલના મેડા પર તે મંડળના નામથી મોટો સન્માન સમારંભ ગોઠવી ડૉકટરે ગુજરાતીમાં લખેલું માનપત્ર શ્રી ગાંગુલીને આપ્યું. મને તો કશી બાબતની ખબર જ પડી નહિ કે આમંત્રણો તથા માનપત્રનો ખર્ચ ક્યાંથી આવ્યો અને કોણે તે તૈયાર કર્યાં.

આ રીતે જ ડૉકટર સાહેબે મને હંમેશાં જાહેર જીવનમાં હડસેલો માર્યા કર્યો હતો અને મને જાહેર કામ કરવાની દીક્ષા આપી હતી. ત્યાર પછી તો એ 'ભારત કલામંડળ'ના આશ્રયે શહેરમાં ઘણા કલાપ્રસંગો ઊજવાઈ ગયા. તેનાં કાર્યોમાં જરાક મૂંઝવણ કે મુશ્કેલી આવતી ત્યારે હું તેમને મળતો અને તે કોઈ ને કોઈ તોડ કાઢી આપતા. પોતાનાં આવાં ઉકેલકાર્યોમાં તેઓ ઘણી વાર બંધારણ કે નિયમોની થોડી અવગણના કરતા, પણ કાર્યસાધકતા ને શુદ્ધ નિષ્ઠાથી કરેલાં તેમનાં આ શુભ કાર્યો પ્રતિ સૌ ક્ષંતવ્ય નજરે જોતા.

અમદાવાદની જાહેર પ્રવૃત્તિઓમાં તો તેમનો ફાળો જાણીતો છે. એ શહેરની મ્યુનિસિપાલિટીના સભ્ય બનીને ગાંધીજીના આદેશ પ્રમાણે તેમાં પાયાની સેવાઓ તેમણે ઉપાડી અને 'અમદાવાદના આરોગ્ય'ને એનો પ્રથમ પ્રશ્ન માની, જાતે ઝાડુવાળાઓ તથા ભંગીઓની સરદારી લઈ, સાતસાત વખત તેની છેક ઊંડામાં ઊંડી પોળોના પણ ખૂણેખૂણામાંથી ગાડાગંધ કચરો કઢાવ્યો. આવી રીતે એક પછી એક પોળ સાફ કરાવી ને ત્યાં પાણી છંટાવતા, અને રાત્રે એ પોળમાં પોળનાં નાગરિકોને ભેગાં કરી આરોગ્ય-પ્રવચન કરતા. અમદાવાદ શહેરમાં જે સુખાકારી અને રોગની નિવૃત્તિ થઈ તે ડાકટરની આ મૂંગી સેવાને આભારી છે. એ વેળા અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે સરદાર વલ્લભભાઈ, સ્વ. બલુભાઈ ઠાકોર કે માનનીય માવળંકર જે કોઈ ઉત્તરોત્તર અધિકાર પર આવ્યા એ સૌ ડૉકટર સાહેબની સ્વચ્છતા અને સૌન્દર્ય માટેની ધગશ પિછાની એમનાં એવાં કાર્યોમાં જોઈતો સર્વ સહકાર અને સાથ આપતા.

અમદાવાદ એમને મન ગુજરાતનું ધબકતું હૃદય હતું અને તે જગતનાં શહેરોની બરોબરી કરે એવું કરવા એમના મહામનોરથો હતા. આવડા મોટા અમદાવાદ શહેરને મ્યૂઝિયમ ન હોય એ ઊણપ વિષે સદોદિત જીવ બાળી, તે વાતનો કેડો પકડી, તેમણે મ્યુનિસિપાલિટી પાસે સરદાર પૂલ પાસે તેને માટે ખાસ જમીન રખાવીને નકશા કરાવ્યા હતા. મ્યુનિસિપાલિટી જો એમની ભાવનાની ખરી કદર કરવા ચાહે તો એમનું એ અધૂરું સ્વપ્ન તેણે જલદી પ્રત્યક્ષ કરવું જોઈએ. મ્યુનિસિપાલિટીએ કરેલી 'ફરતા પુસ્તકાલય'ની યોજના ને રાણીબાગમાં જાહેરરીતે થતા રેડિયોબ્રોડકાસ્ટની ગોઠવણ પાછળ તેમનો જ વેગ હતો. ત્યાં શહેરના સંગીત-કલાકારોના સંગીતની બેઠકો પણ તેમણે જ ગોઠવેલી. ગુજરાતી ભાષામાં 'સૌન્દર્યનારાયણ' શબ્દનો પ્રયોગ સૌન્દર્યપ્રેમી આ ડૉકટર સાહેબે જ દાખલ કર્યો છે.

ધીરેધીરે મને તે પોતાની સાથે અમદાવાદની આસપાસનાં ગામડાં, કસ્બા અને નગરોમાં લઈ જવા લાગ્યા. હું ન માનું તો ત્યાંનાં સ્થાનિક માણસોને મારે ત્યાં લઈ આવે અને મને સમજાવે કે તેઓ તમને લેવા આવ્યા છે. પછી સાથે જ જઈએ ત્યારે ગામડાંનાં માણસોની ખાસિયતો, સ્વભાવ, વર્તન, બધાંમાં તેમના નિરીક્ષણનો લાભ મને આપતા. એમની સાથે નરોડા, ઉમરેઠ, નડિયાદ વગેરે સ્થળોમાં જઈ આવ્યા પછી જ મને આપણું ગુજરાત કેવું ને ક્યાં છે તેનું દર્શન થવા લાગ્યું. કોઈ ગામમાં વિશિષ્ટ કારીગરો, તો કોઈ ગામમાં ધગશવાળા સમાજસેવકો, ક્યાંક જનતાની સેવા કરનારા પુણ્યશીલ સાધુઓ, તો ક્યાંક સંસ્કારમૂર્તિ પંડિતો કે આગેવાન મુખીઓ દ્વારા જે બહુવિધ કલ્યાણકાર્ય થયાં કરતું તે જોઈ ડાકટર હરખાતા અને કહેતા કે આપણી યુનિવર્સિટીના ઓળા અહીં નથી પડ્યા તેથી જ આ લોકોનાં મન શુદ્ધ છે. તેઓ પુરસ્કારના હિસાબો કરતા નથી કે પ્રસિદ્ધિની લોલુપતા રાખતા નથી; જીવતું પુણ્ય ભેગું થાય એ જ તેમની દૃષ્ટિ. (જુઓ અનુ૦ પૃ૦ ૨૦૯મે)

# માનવીનું મન

વિખ્યાત બંગાળી લેખક 'વનફૂલ'ની વાર્તા
★
અનુવાદક
રમણિક મેઘાણી



નરેશ અને પરેશ બેઉ સગા ભાઈ. પણ એક જ વેલનાં બે ફૂલની ઉપમા એમને નહિ આપી શકાય. આકૃતિએ અને પ્રકૃતિએ બંને રીતે બેઉમાં મેળ કરતાં અમેળ જ વધુ હતો. નરેશના ચહેરાનું વર્ણન એકંદર આમ કરી શકાયઃ વાને શામળો, લાંબો, ટૂંકાટૂંકા વાળ, ગોળ મોં અને બે તેજસ્વી આંખો, નોળિયાની પૂછડી જેવી બરાબર ભરાવદાર મૂછ અને પોપટની ચાંચ જેવું અણિયાળું નાક.

અને પરેશ? વાને ઊજળો, કદે ઠીંગણો, માથાના વાંકડિયા વાળ સુંદર રીતે ઓળેલા, મોં જરા લંબગોળ, અને નાક જાડું ને ચીબું, બેઉ આંખોમાં એક પ્રકારનો તન્મય ભાવ, દાઢીમૂછ સફાચટ, ગળામાં કંઠી અને કપાળે ચંદનનો લેપ.

માનસિકરીતે બન્ને પોતપોતાના ક્ષેત્રમાં ચુસ્ત નિષ્ઠાવાન હતા એક હતો ચુસ્ત વૈજ્ઞાનિક અને બીજો હતો ચુસ્ત વૈષ્ણવ. અત્યંત નિષ્ઠાપૂર્વક નરેશે જ્ઞાનમાર્ગ અને પરેશે ભક્તિમાર્ગ સ્વીકાર્યો હતો.

નરેશનો 'કમ્બાઈન્ડ હૅન્ડ' નોકર જ્યારે નરેશ માટે 'ફાઉલ કટલેટ' મુરઘીની વાની બનાવવામાં પરોવાયો હોય ત્યારે એ એક જ મકાનમાં પરેશ સ્વયંપાક કરી નિરામિષ ભોજન પતાવી શ્રીમદ્-ભાગવતમાં મગ્ન હોય! આવું લગભગ સદા યે દેખાતું

પણ આ ઉપરથી એમ ન માનશો કે એ બેઉ સદા ઝઘડ્યા જ કરતા. એવું જરાયે નહોતું. એમની વચ્ચે કજિયો થતો જ નહિ, અને એવું હોવા જેવું કારણ એ હતું કે આર્થિક પ્રશ્ન માટે એમને પરસ્પરની પાસે હાથ લંબાવવાની જરૂર નહોતી.

બન્ને એમ. એ. થએલા હતા,—નરેશ કેમિસ્ટ્રી લઈને પાસ થયો હતો અને પરેશ સંસ્કૃત લઈને. બેઉ કૉલેજમાં પ્રોફેસરપદે હતા અને સારો પગાર મેળવતા હતા. પિતાએ મૃત્યુ પહેલાં પોતાની મિલકત બેઉને સરખે ભાગે વહેંચી આપી હતી. જે મકાનમાં તેઓ રહે છે તે પણ વારસામાં મળેલું છે. મકાન મોટું છે, એટલું મોટું કે બન્નેનાં કુટુંબો પુત્ર-પૌત્રાદિ સાથે છૂટથી રહી શકે. પરંતુ નરેશ અને પરેશના મનમાં પૃથ્વીની અનિત્યતા વિષે કંઈક એવા વિચારો બંધાયા છે કે આજ સુધી એમણે લગ્ન કર્યાં નથી. પરેશ વિચારે છે કે—'કા તવ કાન્તા'—એ જ સત્ય છે. 'કિશેમિસ્ટ્રી'નો વિદ્યાર્થી નરેશ વિચારે છે કે...નિર્મળા સાચે જ શું મૃત્યુ પામી છે? હું ભલે એને જોઈ શકતો નથી—પણ એટલે જ શું?...

પરિણામે નરેશ અને પરેશ સગા ભાઈઓ હોવા છતાં ભિન્ન પ્રકૃતિના છે. અને ભિન્ન પ્રકૃતિના હોવા છતાં યે એક જ મકાનમાં શાન્તિપૂર્વક રહે છે.

પણ એક બાબતમાં એ બન્ને સરખા છે. પલ્ટુને એ બેઉ ચાહે છે. પલ્ટુ એમના નાનાભાઈ તપેશનો દીકરો છે. તપેશ અલ્હાબાદમાં નોકરી કરતો. ઓચિંતું કોગળિયું થતાં એક દિવસ એ અને એની પત્ની મનોરમા અવસાન પામ્યાં. માંદગીનો તાર મળતાં જ આઘાત પામેલા નરેશ અને પરેશ ત્યાં જઈ પહોંચ્યા હતા, પણ તપેશ અને મનોરમાના છેલ્લા શબ્દો જ તેઓ સાંભળી શક્યા. એ છેલ્લા શબ્દો આ હતા; 'અમે તો જઈએ છીએ, પલ્ટુનું ધ્યાન તમે રાખજો.'

પલ્ટુને લઈ નરેશ ને પરેશ કલકત્તા આવ્યા. તપેશના ભાગમાં વારસામાં જે થોડી રકમ મળી હતી તેમાંથી અરધી પરેશના સંતોષ માટે રામકૃષ્ણ મિશનમાં આપવાનું સૂચન નરેશ તરફથી થયું કે તુરત પરેશ બોલી ઊઠ્યો કે 'તો તો પછી બાકીની અરધી રકમ વિજ્ઞાનના સંશોધન પાછળ ખરચાવી જોઈએ!' અને એમ જ થયું. પલ્ટુ વિષે તો એમણે નક્કી કર્યું કે જો આપણે કોઈ જ સંસારી નથી તો પછી પલ્ટુના ભાવિની ચિંતા જ શા માટે કરવી પડે!

પલ્ટુ—નરેશ ને પરેશ બેઉની આંખનાં રતન જેવો પલ્ટુ ધીમે ધીમે મોટો થવા લાગ્યો. નરેશ કે પરેશ બેમાંથી કોઈ જ પોતાનો મત પલ્ટુ પર લાદતા નહિ. પલ્ટુને જ્યારે જેમ રુચતું તેમ જ તે કરતો. નરેશ સાથે જમીજમીને જ્યારે એનો મુરઘીનો સ્વાદ ઓસરી જતો ત્યારે એ પરેશના નિરામિષાહારી ભોજન તરફ થોડા દિવસ ઢળતો ને થોડા દિવસ નિરામિષ ભોજન પછી માંસાહારની ઇચ્છા જાગતાં ફરી પાછો નરેશના રસોડા બાજુ જતાં પણ એને કોઈ રોકતું નહિ.

નરેશ કે પરેશ બેમાંથી કોઈ તેને કોઇ નક્કી ચોકઠામાં જકડવા ઇચ્છતું નહિ જોકે બેઉ મનોમન તો એમ જ માનતા કે પલ્ટુ મોટો

થઈને પોતાના જ આદર્શને સ્વીકારશે.

પલ્ટુ સોળ વર્ષનો થયો છે. આ વર્ષે એ મૅટ્રિકની પરીક્ષા આપશે. સુંદર સ્વસ્થ કાયા, ગૌરવર્ણ ને પ્રેમાળ આંખો. નરેશ ને પરેશ બન્ને હૃદયથી પલ્ટુને ચાહતા. આ બાબતમાં બેમાં જરા યે ફેર નહોતો.

એ પલ્ટુ જ એક દિવસ માંદો પડ્યો.

નરેશ ને પરેશ ચિંતામાં પડ્યા. નરેશ વૈજ્ઞાનિક હતો. એ સ્વાભાવિકપણે એક ઍલોપેથિક ડાક્તરને લઈ આવ્યો. પરેશે પ્રથમ તો કંઈ વાંધો ન લીધો, પણ જ્યારે ઉપરાઉપરી સાત દિવસ વીતી ગયા ને છતાં તાવ ન ઊતર્યો ત્યારે તે શાન્ત રહી ન શક્યો. એણે નરેશને કહ્યું: 'મને થાય છે કે કોઈ સારા વૈદરાજને બોલાવીને પલ્ટુની તબિયત દેખાડી જોઈએ?'

'ભલે એમ જ કરો—'

વૈદરાજ આવ્યા. સાત દિવસ એની દવા ચાલી, પણ તાવ ઓછો ન થયો, ઊલટાનો વધ્યો. પલ્ટુ જેમતેમ બકવા લાગ્યો. અસ્થિર થઈ પરેશે ત્યારે નરેશને કહ્યું: 'વારુ કોઈ સારા જ્યોતિષીને બોલાવી એની કુંડળી બતાવી હોય તો કેમ? શું કહે છે?'

'ભલે જ્યોતિષીને બોલાવો! છતાં ગમે તેમ કરો પણ આ તાવ એકવીસ દિવસ પહેલાં જશે નહિ. ડાક્તરે કહ્યું છે કે એને ટાઇફૉઈડ છે!'

'એમ જ છે કે શું?'

પલ્ટુની કુંડળી લઈ વ્યગ્ર પરેશ જ્યોતિષીને ત્યાં દોડ્યો. જ્યોતિષીએ કહ્યું: 'મંગળ મારકેશ. એ રૂઠ્યા છે.' શું શું કર્યે એ શાન્ત થાય એની એક યાદી એણે આપી. પરેશ એ મુજબ પ્રવાળ વગેરે ખરીદી લાવી, પલ્ટુને હાથે બાંધી, મંગળની શાન્તિ માટે જપ-જપાદિની વ્યવસ્થા કરવા લાગ્યો.

પરંતુ આમ છતાં માંદગી ઉત્તરોત્તર વધતી જ ચાલી. આખરે એક દિવસે નરેશે કહ્યું: 'વૈદરાજની દવાથી ખાસ ફાયદો થતો નથી. ડાક્તરને જ ફરી બોલાવીશું કે?'

'તો એને બોલાવો—'

નરેશ ડાક્તરને બોલાવવા ગયો. પરેશ પલ્ટુને ઓશીકે બેસી એના માથા પર પોતાં મૂકવા લાગ્યો. પલ્ટુ બકવાદ કરતો હતો: 'બા, મને લઈ જા. બાપુજી ક્યાં?'

ભય ને ચિન્તાથી પરેશનું હૈયું ધ્રૂજી ઊઠ્યું. ઓચિંતુ એને યાદ આવ્યું તાડકેશ્વર જઈને ધ્યાન ધર્યે દૈવી દવા મળી શકે છે-બરાબર!

નરેશ પાછો ફરતાં જ પરેશે કહ્યું, 'હું જરા તાડકેશ્વર જાઉં છું.- પાછા વળતાં એકબે દિવસ થશે.'

'ઓચિંતા તાડકેશ્વર કેમ?'

'ભગવાનનું ધ્યાન ધરવા—'

નરેશે કંઈ જ ન કહ્યું. બેબાકળા જેવો પરેશ બહાર નીકળી ગયો. ડાક્તરે દરદીને તપાસી કહ્યું, 'બહુ ખરાબ પલટો લીધો છે.'

ડાક્તરની દવા ચાલવા લાગી.

બે દિવસ પછી પરેશ પાછો ફર્યો. એના હાથમાં માટીનું એક શકોરું હતું. ઉલ્લાસિત થઈ એણે કહ્યું: 'ભગવાનનો સ્વપ્ન-આદેશ મળ્યો છે. એમણે કહ્યું છે કે માંદાને ઈન્જેક્શન ન આપશો. અને કહેજો કે આ ચરણામૃત રોજ એક વાર નિયમિત આપજો. એથી માંદગી આપમેળે ચાલી જશે,—દરદી સાજો થઈ જશે.'

ડાક્તરે પોતાનો વિરોધ જણાવ્યો. નરેશે પણ ના પાડી. ટાઈફૉઇડના દરદીને ફૂલ-બિલીપત્રથી ગંધાતું પાણી કોઈ પણ રીતે આપી ન શકાય.

હતબુદ્ધિ પરેશ હાથમાં શકોરા સાથે એમ ને એમ ચૂપ ઊભો રહ્યો.

પણ હકીકતમાં સ્થિતિ ઊલટી જ બની. પરેશને ખબર ન પડે તે રીતે પલ્ટુને ડાક્તર નિયમ મુજબ ઈન્જેક્શન આપવા લાગ્યા, ને એ જ રીતે નરેશ અને ડાક્તરને ખબર ન પડે એમ પરેશ પલ્ટુને રોજ થોડુંથોડું ચરણામૃત આપવા લાગ્યો. થોડાક દિવસ આ રીતે ચાલ્યું, પણ દરદ ઓછું થવાનાં લક્ષણો દેખાતાં નહોતાં.

ગાઢ રાત્રિ છે. ઓચિંતા નરેશે બાજુના ઓરડામાં જઈ પરેશને જગાડ્યો: 'ડાક્તરને બોલાવવા જરૂરી છે; પલ્ટુને કંઈક થાય છે!'

'અરે! શું કહો છો?' પલ્ટુને ત્યારે શ્વાસ ઊપડ્યો હતો.

પાગલની જેમ પરેશ દોડતો નીચે જઈને ડાક્તરને ફોન કરવા લાગ્યો. એનો અધીર ઊંચો સાદ સંભળાતો હતો: 'હલ્લો—સાંભળો છો ડાક્તર? હલ્લો—હા, હા; હવે મને—પલ્ટુને તમે ઈન્જેક્શન આપો એમાં વાંધો નથી. સમજ્યા? હલ્લો—સમજ્યા વાંધો નથી—તમે ઈન્જેક્શન લઈ જલદી આવો—મારે વાંધો નથી. સમજ્યા—'

બીજી બાજુ નરેશ પાગલની જેમ પેલા શકોરામાંથી ચમચા વતી થોડુંક ચરણામૃત લઈ પલ્ટુને પટાવતો હતો: 'પલ્ટુ, લે તો—લે તો બાપા—એક વાર પી જા તો જરાક—' એનાં હાથ થરથર ધ્રૂજતા હતા.

ચરણામૃત પલ્ટુનાં મોંમાંથી પાછું નીકળી ગયું.

## સંસ્કૃત ભાષાથી ભડકનારાઓ માટે

ઘ. સંસ્કૃત અઘરી ભાષા હોવાથી તેમાં ઝટ પાસ નહિ થવાય એ બીકે પોતાના ઘણા વિદ્યાર્થીઓ ચોથા ધોરણમાંથી સંસ્કૃતને બદલે ફારસી કે ફ્રેન્ચ લે છે, એમ જોઈને એક વિદ્વાન હેડ માસ્ટરે શિક્ષણના ક્ષેત્રમાંથી એ ખોટી ભડક નિવારવાનો એક રસ્તો શોધી કાઢ્યો. નવું વર્ષ શરૂ થતાં ચોથા ધોરણમાં પોતે વર્ગ લેવા જાય, અને એક અત્યંત સાદો, સરળ, ઝટ સમજાય એવો શ્લોક પાટિયા પર લખી પોતે મોટેથી ગાય અને આખા વર્ગને પોતાની સાથે ગવડાવે. શ્લોકના ગાનમાધુર્યની એવી અસર થતી કે સંસ્કૃત રસમય ભાષા છે એમ લાગવા માંડતું. પછી વિદ્યાર્થીઓને જ શ્લોકનો અર્થ પૂછે ને એમાં કોઈ અઘરી રચના કે શબ્દ હોય તો તેના ઉકેલનું સૂચન મૂકી દે. આથી સરળ શ્લોકનો અર્થ વિદ્યાર્થીઓ આપોઆપ બેસાડી શકતા, અને આમ, એક પછી એક શ્લોકો—કોઈ ચાતુરીના, કોઈ વિનોદના, કોઈ બોધના, કોઈ ભક્તિના, એમ આવતા જઈ એવો રસ જમાવતા કે સંસ્કૃતની ભડક ભાંગી જતી. હમણાં નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ એમણે એ નુસખાને નાની પુસ્તિકાનું રૂપ આપ્યું છે. (પુષ્પમાલા: સંપાદક-શ્રી સાકરલાલ અમૃતલાલ દવે, પ્રકાશક-ગૂજરાત સાહિત્ય મંદિર, ગાંધી માર્ગ, અમદાવાદ ૦-૧૦-૦.) તેમાં ચોથાથી સાતમા ધોરણના વિદ્યાર્થીઓ પોતાની કક્ષા અનુસાર સમજી શકે તે રીતે ચાર ભાગમાં શ્લોકોને ગોઠવ્યા છે, અને તે દરેક ભાગને અંતે, ઉપર કહ્યું તેમ, માત્ર શ્લોકોને સમજવામાં સહાય રૂપ થાય તેવાં સૂચનોની ટીપ મૂકી છે: પણ અર્થ એકેનો આપ્યો નથી. પોણા બસો ઉપરાંત શ્લોકોના એ સંગ્રહમાં બોધ, વિનોદ ને ચાતુરીથી ભરેલાં એવાં રસમય સુભાષિતો સંચિત થયાં છે કે વિદ્યાર્થીઓ ઉપરાંત જાણકારને પણ બે ઘડી જ્ઞાનની ઉજાણીનો આનંદ આપે.

## બે પગે દોડતા માણસને એક પગે દોડનારો કદી પકડી શકે ખરો?

તમે કહેશો કે 'ના.'

એ 'ના'ને 'હા'માં પલટાવતી આપણી રમત

# લંગડી

લેખક
વાસુદેવ ભટ્ટ



જમીન પર ગબડી પડી આગોટીને પસાર થઈ જાય છે.

દોડવું એ ક્રિયા નૈસર્ગિક છે, અને એટલે જ દોડવાની ક્રિયા પર રચાયેલી રમતો વધારે છે. એ રમતોને અગસદ્ધ બનાવવા તેમાં કેવી નાનાવિધ મુશ્કેલીઓ યોજવામાં આવે છે તે પણ આપણે જોયું. એવી જ એક અભિનવ અડચણ તે એક પગ ઉપર દોડવાની યોજના. એને લંગડી લેવી કહે છે. આપણે ત્યાં નાનીનાની તો એવી ઘણી રમતો છે કે જેમાં લંગડી લેવાની હોય; પણ મોટી, એટલેકે વ્યવસ્થિત સ્વરૂપ પામેલી અને આટપાટા કાનૂનથી નિયમન પામેલી, એવી જે મુખ્ય રમત પણે ત્યાં છે એનું નામ છે 'લંગડી'. ભારતમાં જુદાજુદા પ્રાંતે વિવિધ નામ સાથે અને વિવિધ પ્રકારે રમાય છે.

આ રમત જોતાં મૂળભૂત સવાલ એ થાય છે કે એક માણસ બે પગે દોડતો હોય, અને તેને બીજો માણસ (કે જેની દોડવાની શક્તિ લગભગ પેલા માણસ જેટલી જ છે) તે લંગડી લઇને પકડવા જાય. તો તે તેને કદી પણ પકડી શકે ખરો? સવાલ વાજબી છે, ને તેનો વાજબી જવાબ પણ છે. સરખી શક્તિવાળા બે માણસ દોડતા હોય: એક આગળ અને એક પાછળ. આગળનો બે પગે અને પાછળનો એક પગે. જો એ બંને સીધા જ દોડ્યા કરે તો પાછળનો માણસ કદી પણ આગળના માણસને પકડી ના શકે; પણ આગળનો માણસ સીધી દોટ છોડી વળાંક લેવાનું શરૂ કરે કે તરત જ પાછળના માણસને લાભ મળવા લાગે છે–કહો કે લાભ ઉઠાવવાની તક મળે છે. સાઈકલનું આગળનું પૈડું જેટલી મુસાફરી કરે છે તેના કરતાં પાછળનું પૈડું ઓછી મુસાફરી કરે છે, કારણ કે સાઈકલ જ્યારે જ્યારે વળાંક લે છે ત્યારે-ત્યારે પાછળનું પૈડું આગળના પૈડાના જ રસ્તે ન જતાં જરા ટૂંકો રસ્તો લે છે. લંગડીની બાબતમાં પણ આ જ નિયમ લાગુ પડે છે. બે પગે દોડનાર માણસ જ્યારે જ્યારે વળાંક લે ત્યારે ત્યારે તેને પકડવા જનાર લંગડી લેતો માણસ રસ્તો જરા ટૂંકાવવાનો. એટલે, જો તે પોતાની ઝડપ પેલા દોડનારની ઝડપ જેટલી જ રાખે તો તેમની વચ્ચેનું અંતર જરા ઓછું કરી શકવાનો; અને જો એ જ વેળા પોતાની ઝડપ એકદમ વધારી નાખે તો તેને પકડી પણ શકવાનો. આનો અર્થ એ કે લંગડી લેનારને સફળતાની તક આપવા માટે દોડનારની પાસે ફરજિયાત વળાંક લેવડાવવા જોઇએ, અને એનો ઉપાય એ કે દોડનારને અમુક મર્યાદિત અંતરમાં જ દોડવાનું કહેવું જોઇએ. એ મર્યાદા જેમ ટૂંકી તેમ પકડવા જનારને વધારે સગવડ. આ જ સિદ્ધાંત ઉપર લંગડીની રમત રચવામાં આવી છે.

આજના તેના વ્યવસ્થિત સ્વરૂપનો સામાન્ય ખ્યાલ આ પ્રમાણે છે: (જુઓ સામેના પાના પરનો નકશો) ૩૦ ફૂટના વ્યાસવાળું એક કુંડાળું દોરવામાં આવે છે. [મહારાષ્ટ્રે એક નવો અખતરો એ કર્યો છે કે ગોળ કુંડાળાને બદલે તેઓ સમચોરસ રાખે છે; ને એ સમચોરસને લીધે પડતા ખૂણાઓમાં જ્યારે દોડનાર–પકડનાર–જાય છે ત્યારે ત્યાં નવીનવી પ્રયુક્તિઓ જોવાની મળે છે.] દાવ લેનાર ટુકડી કે જેને રમનાર પક્ષ કહેવામાં આવે છે તેના નવે નવ ખિલાડી આ કુંડાળાની અંદર ચારે બાજુ ગમે ત્યાં ઊભા રહે છે. કુંડાળાની બહાર દાવ આપનાર ટુકડી કે જેને મારનાર પક્ષ કહેવામાં આવે છે તે, તેના નવે નવ ખિલાડી ક્રમ પ્રમાણે (પહેલાં કોણ પકડવા જશે, બીજો કોણ, ત્રીજો કોણ એમ નવે જણનો ક્રમ નક્કી કરીને) વ્યવસ્થિત બેસાડી દે છે. કુંડાળાને એક પ્રવેશદ્વાર હોય છે. પહેલો પકડવા જનાર આ પ્રવેશદ્વારની બહાર એક પગે ઊભો રહી પકડવા જવા માટે એક-પગે થઈ રહે છે. પંચ રમત શરૂ કરવાની સંજ્ઞા આપે કે તરત તે કુંડાળામાં દાખલ થઇ પોતાનું કૌશલ દેખાડવા માંડે છે, અને પકડાય એટલા



લંગડીની રમતમાં એક કટોકટીની પળ; જેમાં રમનાર પોહલું થઈ નીચે પડીને સરકી જાય છે. પંચ પણ કેવા સાવચેત છે!

બિલ્લુને પકડવા મથે છે. જેઓ પકડાઇ જાય તે કુંડાળાની બહાર નીકળી નિયત જગ્યાએ બેસી જાય છે. પકડવા આવેલો બિલ્લુ થાકે એટલે કુંડાળાની બહાર નીકળી જાય છે અને તાજો બિલ્લુ લંગડી લઇ કુંડાળામાં દાખલ થાય છે, અને કામ આગળ ધપાવે છે.

રમત પૂરેપૂરી પાંચ મિનિટ ચલાવવાની હોય છે. પાંચ મિનિટ પહેલાં બધા રમનારા (એટલેકે દાવ લેનારા) પકડાઇ જાય, તો તેમને ફરીથી અંદર બોલાવવામાં આવે છે અને રમત ચાલુ રાખવામાં આવે છે. પાંચ મિનિટ પૂરી થતાં પહેલાં બધા મારનાર (એટલેકે દાવ આપનાર) થાકી જઈને બહાર નીકળી ગયા હોય, તો તેમને દરેકને ફરીથી બીજી વાર વારાફરતી મોકલવામાં આવે છે. આમ, કોઈ પણ હિસાબે, પાંચે પાંચ મિનિટ રમત ચાલુ રાખવી જ પડે છે.

દાવ આપનાર ઉપર એક ખાસ શરત એ હોય છે કે પોતાનો વારો ચાલુ હોય તે દરમિયાન કુંડાળાના અંદર, ઊંચો રાખેલો પગ કે શરીરનો બીજો કોઇ પણ ભાગ તે જમીનને અડાડી ન શકે. અડાડે તો તેની એક ભૂલ થઈ ગણાય.

જેટલા મારનારનો વારો પૂરો થયો હોય તેનાથી બમણા ગુણ રમનાર પક્ષને મળે છે; અને પછી જેટલા રમનાર બાદ થયા હોય તેનાથી બમણા ગુણ મારનાર પક્ષને આપી, તેમાથી તેણે કરેલી ભૂલ દીઠ એક લેખે ગુણ બાદ કરવામાં આવે છે. બે રમતને અંતે જે ટુકડી વધારે ગુણ મેળવે તે ટુકડી જીતી ગણાય.

આ રમત શિશુ અને કિશોરોને ખૂબ આકર્ષે છે. કુમારોનેય આકર્ષે છે ખરી, પણ શિશુ-કિશોરો જેટલી નહિ. અને યુવાનોને તો તેમાં બહુ ઓછો રસ પડે છે.

એક પગ પર સમતોલપણું સાચવી ટપ્, ટપ્, ટપ્, કરતાં લગડી લેતા શિશુમાં કેટલીક વાર એવી તો હલક અને છટા જોવાની મળે છે કે રસદષ્ટિવાળા કોઈ કવિને જરૂર એમાંથી કવિતા જડે.

પકડવા જનારે પોતાનું સમતોલપણું સાચવવાનું હોય છે એટલે તેની ગતિ ઉપર એક જાતની મર્યાદા મુકાઈ જાય છે: ખાસ કરીને તેને વાંકા વળવાનું—નીચા નમવાનું મુશ્કેલ પડે છે. દાવ લેનાર આનો પૂરેપૂરો લાભ ઉઠાવે છે. એ લાભ ઉઠાવવામાં એ ખાસ કરીને બે જાતની પ્રયુક્તિઓ અજમાવે છે: એક તો ઓચિંતાની દિશા બદલવાની—એટલેકે પલટી લેવાની; અને બીજી નીચે જમીન પર ગબડી પડી આળોટીને પસાર થઈ જવાની! આમાં એ પકડવા આવનારને છેતરવાનો—એટલેકે એક દિશામાં જવાનો ચાળો કરી બીજી દિશામાં દોડી જવાનો—પ્રયત્ન કરે છે. આ બધા પ્રયત્નોને પરિણામે તે પકડનારના પંજામાંથી સરકી જવામાં અને કેટલીકવાર તો પકડનારનું સમતોલપણું ગુમાવડાવવામાં પણ સફળ થાય છે.

પકડવા જનાર પણ દાવ લેનારની મુશ્કેલીઓ જાણતો હોય છે અને તેથી તેનો લાભ ઉઠાવવાનો પૂરો પ્રયત્ન કરે છે. દાવ લેનારને ત્રીસ ફૂટના કુંડાળાની બહાર નીકળી ન જવાય તેની ખાસ તકેદારી રાખવાની હોય છે. એટલે પકડવા જનાર તેને કુંડાળાની વચમાં જતાં રોકે છે. આમ કરવામાં તેને બીજો એક લાભ એ થાય છે કે તેને દોડનારના કરતાં ઓછું અંતર કાપવું પડે છે અને એટલે પેલાને પકડવાનો સંભવ વધે છે. આ ઉપરાંત બન્ને હાથ પહોળા કરી, બન્ને બાજુથી તેને આવરી લેવો, ઓચિંતાની લાંબી ફલાંગ મારવી, એવી કેટલીક બીજી પ્રયુક્તિઓ પણ તે અજમાવે છે.

આ તો આપણે આ રમતનાં કેટલાંક અંગ છૂટાંછૂટાં જોયાં; પણ જ્યારે આખી રમત સમગ્રરીતે અને સળંગ પ્રવાહમાં જોવાની મળે છે ત્યારે જ તેની ખરી મઝા માણી શકાય છે.




આ જુઓ. કુંડાળાની અંદર નવ જણ ઊભા છે, પણ તે પ્રવેશદ્વારની ઠેઠ સામી બાજુએ ને જરા છૂટાછૂટા. પણે પેલો પકડનાર પ્રવેશદ્વારની બહાર એક પગ ઊંચો લઇ પકડવા જવા માટે અધપગે થઈ રહ્યો છે. ચાલો, પંચે સિસોટી મારી;—હવે મઝા પડશે. પકડવા જનારે લંગડી શરૂ કરી છે. હજી તો તદ્દન તાજો જ છે એટલે કેવો સ્ફૂર્તિથી ફલાંગો મારે છે! અને કોને પકડવો તેની પસંદગી કરવા બધા રમનારની સિકલરૂપી સિક્કા તપાસે છે. હં; એકાદ ખોટો નજરે ચડ્યો લાગે છે! બસ, બધા ધડધડ બાજૂ પર રાખી પેલા છોકરા તરફ તેણે ગતિ કરી દીધી છે. પેલો રમનાર પણ સમજી ગયો છે કે હવે તેનું આવી બન્યું. પોતની નિર્બળતા તે મનમાં તો જાણે જ છે, અને એટલે તેણે આત્મવિશ્વાસ જરા ગુમાવ્યો છે, જેનું પ્રતિબિંબ તેના મો પર પણ દેખાયું છે. પકડનાર આ બધું જોઈ સમજી ગયો છે કે એ 'વિકેટ' હમણા પડી સમજો. પણ રમનાર ટુકડીનો નાયક એમ ટૂંકો સોદો પતાવવા તૈયાર નથી. તે પોતે અને બીજા કેટલાક અચ્છા ખેલાડી પકડનારને લોભાવવા તેની પાસે આવે છે. જરા સાહસ ખેડી તેના મોં પાસે થઇને પસાર પણ થઈ જાય છે. પરંતુ પકડવા આવનાર બિલ્લુ પણ પોતાની ટુકડીનો એક પાકો બિલ્લુ છે, અને તેથી તે એમ છેતરાય એમ નથી. તેણે તો પેલા ખોટા સિક્કા સાથે જ ઉંદર-બિલાડીનો રમત શરૂ કરી દીધી છે, અને તેને છોડવા તૈયાર નથી. પેલો મુંઝાએલો ખેલાડી છટકવા પ્રયત્ન તો કરે છે, પણ ત્યાં તો લો! પેલા યે મારી એક ફલાંગ, અને સટાક દઇને એક ટપલી લગાવી દીધી! એક 'વિકેટ ડાઉન!' આ બધું તો માત્ર અગિયાર સેકન્ડમાં જ પૂરું થયું છે!

પકડનારે સ્વયંવર કરી બીજી પસંદગી કરી લીધી છે. ફરી પાછું એનું એ. રમનાર નાસે છે; પકડનાર પીછો લે છે; નાયક અને બીજા લલચાવે છે. તેમના આ લલચામણ પકડનારને નથી ગમતી, કેમકે

ને તેના મનમાં, અને પરિણામે કાર્યમાં, ખરેખર પહોંચાડી રહી છે. પણ એ પાકો ઉસ્તાદ છે. પેલાનો પીછો છોડતો જ નથી. અને છતાં મનમાં એક પેંતરો ગોઠવી રહ્યો છે. પેલા હલચાવનારામાંનો એક તેની પાસેથી પસાર થઈ બાજુ પર ઊભો છે અને જરા ગાફેલ થયો છે. બસ, પકડનારે પોતાનો પેંતરો અજમાવી લીધો. જુઓ, જુઓ! કેવી પલટી મારીને એણે પેલા ગાફેલ બિલ્લુ તરફ તીર જેવી ફલાંગ લીધી છે! રમનાર આખી ટુકડીએ હાહાકાર મચાવી મૂક્યો, પેલાને ચેતવ્યો, અને તેને નસાડવા બને તે બધું કર્યું. પેલો ગાફેલ બિલ્લુ પણ હવે તો ચેતી ગયો ને આછો ચિત્કાર કરી ઝડપ લેવા મંડ્યો. પણ પેલો પકડનાર તો તીર જેવો છૂટ્યો છે. નાસનાર નાસે તે પહેલાં તો એ આખો ને આખો તેની પર આવી પડ્યો ને! ખલાસ. બીજો બિલ્લુ બાદ' અને એ બીજો બિલ્લુ એટલે ટુકડીના પહેલી પંક્તિના પાકા બિલ્લુમાંનો એક, નાયક અને આખી ટુકડીના ગુસ્સા તથા ચીડના ઉદ્‌ગારો વચ્ચે તે બહાર નીકળ્યો. પ્રેક્ષકોએ પકડનારને શાબાશી આપી. પણ પકડનારે તો આમાંની એક પણ બાબત પર ધ્યાન નથી આપ્યું. એ તો કર્તવ્યનિષ્ઠ થઈને પેલા બીજા ખોટા સિક્કાની પાછળ ક્યારનો ય લાગી ગયો છે. રમત શરૂ થયે માત્ર સોળ જ સેકંડ થઈ છે એમ અટક-ઘડી (સ્ટૉપ વૉચ) જણાવે છે. એટલા વખતમાં બે બિલ્લુ બાદ થયા એ પકડનાર પક્ષને માટે ખુશાલીની બીના છે. અરે, પણ ત્યાં તો બીજી છ સેકન્ડમાં પેલો નબળો બિલ્લુ પણ ઝડપાયો. બાવીસ સેકન્ડમાં ત્રણ બાદ!

હર્ષના પોકારો વચ્ચે રમત આગળ ચાલી. રમનાર ટુકડી હવે ચેત થઈ ગઈ છે કેમકે તેણે થોડા જ વખતમાં ત્રણ બિલ્લુ ગુમાવ્યા, જેમાં એક તો પાકો. નાયકે બધાને ખબરદાર કરી દીધા છે.

પકડનારની સ્ફૂર્તિ જરા કમી થઈ છે. તેણે એક નવી પસંદગી તો કરી છે, પણ તે પસંદ થએલો બિલ્લુ નબળો જ છે તેની તેને પોતાને પણ ખાતરી નથી. મધ્યમ કોટિનો બિલ્લુ માનીને તેણે તેને પસંદ કર્યો છે અને પીછો પકડ્યો છે. પણ પસંદ થએલો બિલ્લુ ધાર્યા કરતાં જરા ઊંચી કોટિનો છે. તેણે પકડનારને પોતાનો પરચો દેખાડવા માંડ્યો છે. ઝડપ લે છે અને અંતર વધારે છે; જરા થોભી લલચાવે છે; અંતર ઓછું થતાં બે દિશામાં ગતિ દેખાડે છે; પલટી લઈ પેલાને થાપ આપે છે અને પરિણામે એનો થાક વધારે છે.

રમત જામી છે. રમનાર અને પકડનાર બંને પોતાની પ્રયુક્તિઓ અજમાવી રહ્યા છે પણ પકડનાર સમજી ગયો છે કે હવે તેની શક્તિ તેને લાંબુ' નહિ રમવા દે. એટલે જ તો તેણે હવે ઝડપ વધારી છે અને બધી શક્તિ ભેગી કરી આ ચોથા બિલ્લુને બાદ કરવા કમર કસી છે. તેણે પૂરી ઝડપ લીધી છે; અને અંતર ઘટાડ્યું પણ ખરું. અને જુઓ તો ખરા, આટલો થાકેલો હોવા છતાં તેણે કેવી ફલાંગ લીધી! એ... એ... પેલો ગયો- ગયો... અરે, વાહ! રમનાર પણ કોઈ કાંઠો ખેલાડી લાગે છે. તેણે શું સુંદર 'સ્ટન્ટ' કર્યો! એકદમ પડતું મૂક્યું', પોટલું થઈ જમીન પર પડ્યો, લંબાયો, આળોટ્યો અને પકડનાર નીચો નમે ને તેને પકડે તે પહેલાં તો તેની બાજુમાં થઈ પસાર થઈ ગયો! તેને પકડવા પકડનાર નીચો તો નમ્યો હતો ને હાથ પણ લંબાવ્યો હતો. એ હાથ પડત તો પેલા રમનાર પર; પણ એ તો ખસી ગયો. હવે જો પોતાનો હાથ કે શરીર લંબાય તો તો હાથ જમીનને જ અડે અને 'ભૂલ' થાય એ નક્કી. પણ વાહ! શી કાબેલિયતથી તેણે હાથ ને શરીરને ઊંચાં લઈ પોતાનું સમતોલપણું સમાલી લીધું! વાહ, ખેલાડી, વાહ!

પકડનાર સમજી ગયો કે પેલો છટક્યો. પણ એ કાંઈ એમ એને જતો કરવા તૈયાર નથી. થાક લાગ્યો છે, કેફસાંએ ધમણનું અનુકરણ શરૂ કર્યું છે, છતાં તે પ્રયત્ન નથી છોડતો. રમનાર હજી જમીન પર જ છે એ તેણે જોઈ લીધું. પોતાનું સમતોલપણું તો હજી હમણાં જ મળેલું છે, છતાં તેણે લંગડી લેતાંની સાથે જ દિશા બદલી અને પેલા તરફ ફલાંગ મારી. પણ થાકેલા શરીરે જોઈએ એવી ગતિ ન લીધી. આહ!

રમનારે તો સ્વસ્થતા મેળવી લીધી હતી અને દિશા પણ પકડી હતી. અસલ ઝડપમાં દોડતા એ રમનારને હવે પોતે પકડી નહિ શકે એ પકડનાર સમજી ગયો છે. ડહાપણ ભરેલો રસ્તો એક જ છે કે પોતે બહાર નીકળી જવું અને નવા તાજા પકડનારને એ રમનારનો હવાલો સોંપવો. તેણે પ્રવેશદ્વાર તરફ જોયું. તેનો અનુગામી બિલ્લુ ત્યાં પૂરી તૈયારી સાથે ઊભો છે. એટલે હવે પોતે નિવૃત્તિ લે તો તેમાં વાંધો નથી; એટલું જ નહિ પણ એ જ એકમાત્ર માર્ગ છે.

પણ જુઓ તો ખરા! આટલો નાનો છોકરો પણ કેવો હોશિયાર છે. એમ સીધેસીધો તો નથી જ નીકળતો. કંઈક પેંતરો ગોઠવે છે. રમનાર આગળ નાસે છે તેનો પીછો એવી રીતે પકડ્યો કે તેને દોડતાંદોડતાં પ્રવેશદ્વાર પાસેથી પસાર થવું પડે. બસ, બરાબર એ જ વખતે તેણે એક ફલાંગે કુંડાળાની બહાર પગ દીધો! રમનાર તો હજી પ્રવેશદ્વારની પાસે છે, અને નવો પકડનાર તો ટાંપીને ઊભો જ હતો. હવે પૂછવાનું શું હોય? નવા પકડનારે પ્રવેશદ્વારમાંથી જ એક તાજગીભરી ફલાંગ મારી અને સીધો જ પેલા રમનારને પકડ્યો! પેલા થાકેલા પકડનારે બહાર નીકળતાં નીકળતાં પણ ખરી તરકીબ અજમાવી દીધી! પોતે ન પકડી શક્યો પણ પોતાના બિલ્લુ પાસે ઓછામાં ઓછી મહેનતે તેને પકડાવ્યો! તાજ, રમનારે એક નવા (પાંચમા) બિલ્લુને હાથ કર્યો, ને રમત આગળ ચાલી.—

—એ તો એમ ચાલ્યા જ કરશે; અને મઝા પણ પડ્યા કરશે. પરંતુ . . . લેખ પૂરો કરવો જ પડશે.

અંતમાં એક વાત. એક નાના સરખા—વીસ જ ફૂટના—મેદાન પર આટઆટલું કૌશલ જોવાનું મળતું હશે એવો તમે કદી ખ્યાલ કર્યો હતો? હજારો ફૂટના વિસ્તારમાં ભરાતાં પ્રદર્શનોમાં જઈ તમે ઘણી વાર ઘણા ઉદ્યોગો અને કળા-કારીગરી જોયાં હશે. પણ આપણા રમતનાં મેદાન તરફ તમે કદી નજર કરી છે? આપણાં કારખાનાં ભલે વાસણો ને મોટરો ઘડતાં હોય, પણ આપણા નાગરિકો તો રમતના મેદાન પર જ ઘડાય છે એ ન ભૂલશો. મર્દોનું ઘડતર કરતાં મેદાન પર નજર કરવી એ આપણી ફરજ છે એ ન ભૂલશો. ફરજ? હા, ફરજ.

## કલાનો અભ્યાસ કરવા ઇચ્છનારાઓ માટે અગત્યનું

ગયા અંકમાં અમે જાહેર કર્યા મુજબ વડોદરાની શ્રી સયાજીરાવ યુનિવર્સિટીમાં જૂન ૧૯૫૦થી, હિંદભરમાં સૌ પ્રથમ એવા, મૅટ્રિક પાસ થયેલા વિદ્યાર્થીઓ માટે ચાર વર્ષનો ડિગ્રી-કોર્સ શરૂ થશે. તે ઉપરાંત ત્યાં ચિત્ર, પ્રતિમા ને શિલ્પના વિવિધ અભ્યાસક્રમો માટે સર્ટિફિકેટ કોર્સ, ડિપ્લોમા કોર્સ વગેરેની ગોઠવણ પણ છે. તેની તાલીમ નિષ્ણાતો જ આપશે. ચિત્ર-કલા ઉપરાંત ત્યાં સંગીતનો પણ એવો જ અભ્યાસક્રમ યોજ્યો છે. એ બંને પૈકી કોઈ પણ માટે વિગત જાણવા ઇચ્છનારાઓએ નીચેને સરનામે લખવું: ફાઈન આર્ટ ઑર્ગેનાઈઝર, શ્રી સયાજીરાવ યુનિવર્સિટી, પુષ્પબાગ, યુનિવર્સિટી રોડ, વડોદરા.

# બાંધ ગઠરિયાં



બાના મોસાળનું ઘર રસ્તા ઉપર. ત્યાંથી ત્રણચાર ઘર બાદ, અંબાજી માતાના દહેરાની નાની ગલીની બરાબર સામેની એવી જ એક નાની ગલીને નાકે માળીની દુકાન હતી. ત્યાં રોજ સાંજે માળણ ફૂલ વેચવા બેસતી. એ ગલીમાં દાખલ થતાં બીજું જ ઘર તે અમારો 'શિવદાસ પૅલેસ' કહેવાતો! વડોદરાના પૅલેસો (રાજમહેલો) જોયા પછી આ પૅલેસ જોઇને હસવું આવતું. વરસાદમાં ઓટલે કાદવ ભરાઈ જતો, એટલો તો એનો ઓટલો નીચો હતો. અમારા એ 'પૅલેસ'ને થાંભલે મ્યુનિસિપાલિટીનું ફાનસ ટીંગાડેલું હતું, ભીંતે પોપડા વળતા, અંદરથી છો ને ચૂનો ખર્યા જ કરતા. રંગરોગાનનું તો ઠેકાણું જ શાનું હોય? એ હતું અમારું બાપીકું ઘર. નીચે બે ઓરડા; એવા જ ઉપર બે; અને ત્રીજે માળે પણ એવા જ બે, પણ માળચાં જેવા. ઉપર ચાલો તો ઘર આખું ધ્રૂજે!

અહીં મારા શિવદાસ દાદા રહેતા. એંશી-પંચ્યાશી ઉપર ઉંમર હશે, પણ સ્વભાવમાં ભારે તીખાશ. શરીર કસાએલું; પગમાં જોર. પાઘડી-અંગરખો પહેરી, પિછોડી નાખી નીકળે તો લાગે દમામદાર. દર શિયાળે દિવસમાં સાંતળેલી મેથીના લાડુ ખાય અને અમને બોલાવી મારીઠોકીને ખવડાવે. એકવાર મેં ન ખાધા, ત્યારે હાથ પગ બાંધીને મને ઉપર માળિયે ચડાવી દીધેલો! લાડવો ખાઉં તો જ છુટકારો થાય એમ હતું. ત્યારે મને મગત કરવાની ટેવ પડી ગઈ હતી. આખરે દાદાએ હારી, મને પકડી રાખી, જબરદસ્તીથી મોંમાં



મેથીનો આખો લાડવો જબરદસ્તીથી મારા મોંમાં ગડબાવી દીધો.

લાડવો ગડબાવી દીધો. નરદમ મેથી જો! ત્યાંથી છૂટી સીધા આની મામાજીને ફરિયાદ કરી. એટલે મામાજીએ ત્યાં નહિ જવા ફરમાવ્યું. બેત્રણ દિવસ ભીમો (નોકર) બોલાવવા આવ્યો. પણ હું શાનો જાઉં, એટલે દાદાજીએ ત્યાંથી જતાંઆવતાં ડોકિયું કર્યું. છોટામામા રોજ સાંજે રસ્તા પર જરા પાણી છંટાવી ઓટલે ગાદીતકિયો નાખી બેસતા. એમ ઓટલે બેની મુલાકાત થઈ ગઈ:

'પેલો કેમ હમણાં કંઇ દેખાતો નથી?'

'એના તમે હાથપગ બાંધો તે એ કેમ આવે?'

'તો શું એની પૂજા કરું? કાલે સવારે મોકલજો, નહિ તો હાડકાં જ ખાંડી નાંખીશ!'

'સવિતાએ એને અહીં રહેવા અને ભણવા મોકલ્યો છે. અહીં રહેશે ત્યાં સુધી એ ત્યાં નહિ આવે.'

'અરે હંઈ વાત છે! આજે જ ચીમનને હું કાગળ લખું છું.'

'તે ભલે; પણ હું બેઠો છું ત્યાં સુધી એ માર ખાવા નહિ આવે.'

મામાજીની મક્કમતા જોઈ દાદાજી જરા ટાઢા પડયા:'છોટાભાઇ મેથીના લાડવા ખાય તો શરીર મજબૂત થાય. તમે સમજાવીને ખવડાવતા હો તો હું અહીં મોકલી આપું.'

'અહીં લાડવા બનાવી શકાય છે. અને જો સમજાવીને જ ખવડાવાના હોય તો તમે જ સમજાવીને કેમ નહિ ખવાડો. પણ છોકરાને માર તો નહિ પડવા દઉં.'

બસ. મેથી અને મેથીપાક બંને બંધ. અને પછી તો ડોસા સાવ ખખડી ગયા અને શ્રીચરણ પણ થઇ ગયા. પણ મામાજી એમની મોટાઇની બહુ વાતો કરતા. એમને શિવદાસ વાલ તરીકે બધા ઓળખતા. મહોલ્લામા સૌની મહાજન તો એને શિવા વાલ જ કહેતા.

આત્મારામ ભૂખણની જાણીતી પેઢીમાં શિવદાસ મુનીમ હતા. એ પેઢીને માટે એવું કહેવાતુ કે જંગલમાં પણ એની હૂંડી સીકરાતી. પેઢી ઘણી મોટી, અને ઘણા મુનીમો કામ કરતા હોઈ એમાં શિવદાસ નામના બેત્રણ મુનીમો હતા. એમને ઓળખવા એક શિવદાસ મગ, બીજા શિવદાસ દાળ, ત્રીજા શિવદાસ વાલ, એ રીતે ઓળખાતા. શિવા વાલ તો વળી આખરે મોટા મુનીમ થયા હતા. મામાજી તો કહેતા કે આત્મારામ ભૂખણની આબરૂ એટલી બધી હતી કે એક વખત શિવદાસને પેઢીને કામે ઝાંસી જવું પડેલું ત્યારે આત્મારામ ભૂખણની પેઢીના મુનીમ આવે છે જાણી એમને તેડવા સામે હાથી મોકલવામાં આવેલો, અને દરબારમાં એમને જમણે હાથે બેઠક આપવામાં આવેલી! (આ સાબિત કરવા મારી પાસે કંઈ જ દસ્તાવેજી પુરાવા નથી!)

શિવદાસદાદાને નજીવું વર્ષાસન મળતું, ને ઉપરાંતમાં દાણોદૂણી અને એટલામાં સારી રીતે દસબાર સંતાનથી ઊભરાતું, અને તેના વિસ્તારવાળું બહોળું કુટુંબ એમણે નભાવ્યું હતું.

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના જમાઇ પ્રો. શ્રી મોહનલાલ પાર્વતીશંકર દવે, અને એ પ્રો. દવેના જમાઇ સ્વ. પ્રો. વ્યોમેશચંદ્ર પાઠકજી. વ્યોમેશચન્દ્રના પિતા સરદાર જનાર્દન. વ્યોમેશચંદ્રનો ભાઇ મંગેશ મારી સાથે ભણતો અને અમે બે નાનપણમાં સારા દોસ્ત હતા. ત્રિવેદી, દવે અને પાઠકજી એ ત્રણે સંસ્કૃતજ્ઞ કુટુંબ અમારી નજીક જ રહેતાં. તેમાં સરદાર જનાર્દન પહોળી લાલ કિનારનું ધોતિયું, કાળો ડગલો ને માથે કાળા ફુમતાવાળી લાલચટક 'ફેઝ' પહેરીને નીકળતા, એ જોઇ અમને જરા પણ નવાઈ લાગતી નહિ. ધોતિયા ઉપર પારસીશાહી ટપકીની પાઘડી પહેરનારા—ખાસ કરીને કપોળમાં મેં ઘણા જોયા હતા, પણ ફેઝનો દાખલો તો મારી જાણમાં આ પહેલો જ હતો. સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ પહેરતા, પણ તે થોડા સમયને માટે. પણ જનાર્દન પાઠકજી તો વર્ષો સુધી, સારેમાઠે અવ-

તાનની ગોળીઓ પણ વેચતો.

નાની શાળડીમાંથી મોટું જોરતાન થયું, અને એમાંથી ફૂટપટ્ટી-રબર વેચતો થયો. દિકડી-પીપરમીટમાં એને રસ નહોતો: 'સાલા એમાં તો દાંત ખરાબ થાય; ચૂરણ જ સરસ, કે બેટમજી પેટ તો બરાબર રહે!' બધાનો માનીતો ને રોકડાનો વેપાર,–ઉધાર કોઈને નહિ; એટલે એનું ગાડલું આમતો સારું ચાલતું; પણ ભણવામાં મીંડું.

'મારો બાપ કાં અંગ્રેજી ભણેલો કે હું ભણું? આ તો ઠીક છે મારા ભાઈ, ઘેર બેસી માખો મારીએ એના કરતાં આ શું ખોટું? સાલા કાઢી મૂકશે તારે વાત. હમણાં તો ત્રણ‌ત્રણ વરસ દરેક ક્લાસમાં રહીશું. એટલામાં બધા જ ઘરાક બંધાઈ જશે. અને પછી જુઓ રાજ્જા! બાલાજીના ટેકરા પર એવી તો દુકાન કાઢુંછ, કે માસ્તર સુદ્ધાં મને સલામ કરશે.'

એક દિવસ મંછુએ હેડમાસ્તરના છોકરાને ચૂરણ ચખાડ્યું, ને તરત જ વેચ્યું; અને 'હિસાબ કોડીનો' સુણાવી દીધો. પેલા પાસે પૈસો નહિ, ને વાત વધી. અમે બહુ યે સમજાવ્યો, પણ મંછુ માને શાનો? અમારામાંથી એક જણ ચૂરણની કિંમત આપી દેવા તૈયાર થયો, પણ મંછુભાઈ કોઈ પણ હિસાબે નગદું આપવા તૈયાર નહોતા:'હી, સાલા કેવી બીજી તારીખે ગણી લે છે! બે દિવસ મોડી આપીએ તો દંડ કરે છ. તો હું સેનો પૈસો જવા દઉં? હેડ માસ્તરની એસીતેસી!' મંછારામ જ્યારે વેપારની વાતો કરતા ત્યારે પોતે વિદ્યાર્થી છે એ ભૂલી જ જતા.

હેડમાસ્તર સોટી લઈને નીકળ્યા. જુબાનીઓ લેવાઈ. કેટલા જણા વેચાતુ લે છે તેનો આંક મંડાયો. થોડા કબૂલ થયા, તેમને મુએ જ બૂમ પાડી કહ્યું કે 'બધ્ધા જુઠ્ઠું બોલજો. કોઈ કૈં કહેતા નહિ. ચૂરણ વેચું અને છોકરાઓ ચૂરણ ખાય એમાં હેડમાસ્તરના બાપનું શું જાય?' વાત બહુ વધી ગઈ. બેત્રણ જણાએ માર ખાધો.


–'એસીતેસી!'

આખરે મંછુને ડિસમિસ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. એને ભણતાં જ નથી આવડતું અને નાપાસ થાય છે, એવો શેરો પડયો.

મંછુ રોજ નિયમિત નિશાળે આવે. તે એક દિવસ ન આવ્યો. તે દિવસ ફી લેવાનો હતો. એની ફી નથી આવી એટલે એને ડિસમિસ કરવામાં આવે છે એવો હેડમાસ્તરે સરક્યુલર કાઢયો. ત્યાં તો ફક્ત બે જ કલાકમાં ખબર આવ્યા કે મંછુ એકાએક હૃદય બંધ પડવાથી ગુજરી ગયો છે! આવા કારણે સરકારી નિશાળમાં રજા તો શાની પડે? પણ કોઈ શિક્ષકે વર્ગ લીધો નહિ; અને લીધો ત્યાં કોઈ નિશાળિયો ભણ્યો નહિ. પાણીની ઓરડી પાસે પાણી પાનારો ઘરડો બ્રાહ્મણ થોડા છોકરાઓની વચ્ચે ડુસકે ડુસકે રડતો હતો.
(ચાલુ)

# વિપરીતકરણી

શરીર, મન અને જ્ઞાનતંતુઓ, ત્રણેને સ્વસ્થ રાખતી યોગાસનોની વ્યાયામ પદ્ધતિ: હપતો-૩



જેને શીર્ષાસન પણ ન ફાવે અને સર્વાંગાસન પણ ન ફાવે તે આ વિપરીતકરણી વડે એ બન્ને આસનોનો ફાયદો મેળવી શકે. આ ક્રિયાથી છ મહિનામાં ઘરડું શરીર જુવાન થઈ જાય છે એમ યોગનાં જૂનાં પુસ્તકોમાં લખ્યું છે. એ ગમે તે હોય; પણ એમાંથી એક 'જિહ્વાબંધ' બાદ કરીએ, તો પહેલાં બંને આસનો કરતાં એમાં ઓછી મહેનત છે એ વાત ચોક્કસ. જિહ્વાબંધ એક સ્વતંત્ર ક્રિયા છે. એમાં જીભને તાળવે લગાડવાની છે. પણ એ ક્રિયા કોઈ નિષ્ણાત પાસેથી શીખીને પછી જ કરવી.

આ આસન કરવા માટે પ્રથમ સર્વાંગાસનની જેમ સૂઈ જાઓ. હવે બન્ને પગને ૯૦ અંશનો ખૂણો થાય ત્યાં સુધી તે જ પ્રમાણે ઊંચકો. પછી હાથનો ટેકો આપી કમરના ઉપરના ભાગના શરીરને અધ્ધર કરો. પણ આમાં શરીરને સર્વાંગાસન જેટલું ઊંચુ લેવાનું હોતું નથી. ગોઠણનો પાછળનો ભાગ, ડોક ને ખભાના બધા સ્નાયુઓને જમીનને અડકેલા રાખવા. છાતી દાઢીથી દૂર રાખવી. આંખો કાં તો બંધ રાખવી, કાં પગના અંગૂઠા પર ઠેરવવી. આટલું કર્યાં પછી જિહ્વાબંધ કરવાનો હોય છે. પણ જેને તે ન ફાવે તેમણે આટલે આવીને અટકવું. આટલું કરવાથી પણ શરીરને ખૂબ ફાયદો થાય છે. કેટલાક ભાઈઓ તો આમાં બતાવ્યા પ્રમાણે શરીર રહી શકે એવી લાકડાની પેટી બનાવે છે. તેમાં તેઓ વિપરીતકરણી અનાયાસે કરી શકે છે અને તે નિયમિત કરતા રહીને પેટનાં અનેક દર્દોને દૂર કરી શકે છે.

દામુભાઈ શુક્લ

પોતાની કરાળતા અને વિશાળતાથી 'સાગર'નું બિરદ પામેલી ગુજરાતની મહાનદી

# મહી


લેખક
**અમૃતલાલ વ. પંડ્યા**





ભૌગોલિક, પૌરાણિક અને ભૂસ્તરશાસ્ત્રીય માહિતી આપતો આ અભ્યાસનીય લેખ આ સાથેના બે નકશાઓની મદદથી વાંચવાથી વિશદ ને રસમય બનશે.

ગુજરાતની મુખ્ય નદીઓ ચાર: સાબરમતી, મહી, નર્મદા અને તાપી. મહી નદી મુખ્યત્વે ખડકો, પર્વતો અને વનોના પ્રદેશમાંથી વહેતી હોવાથી નર્મદા વગેરેના કાંઠે જેમ પુરાતન કાળમાં જુદીજુદી પ્રજાઓ વસી અને નગરો ઊભાં થયાં તેમ, એના ચરોતરમાંના ભાગને બાદ કરતાં, બન્યું જણાતું નથી.

ગુજરાતની પૂર્વોત્તરે માળવાનો ઉચ્ચ પ્રદેશ આવેલો છે. તે જ્વાળામુખીના કાળા ખડક, એટલે કે સોપાન શિલાઓ (Deccan traps)નો રચાયેલો છે. માળવાના આ ઉચ્ચ પ્રદેશમાં વિંધ્યાચળના શિખરભાગ આગળથી, પૂર્વથી પશ્ચિમ તરફ ગણત્રી કરતાં, અનુક્રમે આટલી નદીઓ નીકળે છે: [તેમના નામની પડખે કૌંસમાં તેમનાં પ્રાચીન નામ આપેલાં છે] દસાન (પ્રાચીન દશાર્ણ); બેતવા (પ્રાચીન વેત્રવતી, જેના કાંઠે સાંચી=પ્રાચીન કાકનાદ, વિદિશા=હાલનું બેસનગર કે ભેલસા ઈત્યાદિ ઐતિહાસિક સ્થળો આવેલાં છે); સિન્ધ, પાર્વતી (પ્રાચીન પારા), કાલી સિન્ધ (પ્રાચીન નિર્વિન્ધ્યા), ક્ષિપ્રા, ચંબલ (પ્રાચીન ચર્મણ્વતી) અને મહી. [જુઓ ત્રીજે પાને મોટો નકશો]

એમાંની બીજી બધી નદીઓ ઉત્તર તરફ વહી, પછી પૂર્વ તરફ વળી

અંતે યમુનાને જઈ મળે છે ને યમુના ગંગાને મળે છે, આ પ્રમાણે માળવાની આ બધી નદીઓ પૂર્વવાહિની છે. એમાં અપવાદ રૂપે એક માત્ર મહી છે, જે પશ્ચિમવાહિની છે. તે સરદારપુર પાસેથી નીકળી, પહેલાં તો સવાસો માઈલ જેટલે પશ્ચિમોત્તર તરફ સીધી ચાલી જાય છે; અને પ્રતાપગઢ આગળ એકાએક લગભગ ૭૫ અંશનો વળાંક લઈ, દક્ષિણ-પશ્ચિમ ખૂણામાં ગુજરાત તરફ વળી જાય છે. આ વિસ્તારમાં મેવાડપ્રદેશની બધી નદીઓ એક પછી એક તેને મળે છે.

મેવાડની દક્ષિણે મહી જ્યાં આ અસામાન્ય પ્રકારનો (નદીઓની બાબતમાં) વળાંક લે છે, ત્યાંથી ભાષાદૃષ્ટિએ, ગુજરાત શરૂ થઈ જાય છે. પછી તે વાંસવાડા અને ડુંગરપુરના પ્રદેશોનો સીમાડો બાંધતી ખંભાતના અખાતની દિશામાં આગળ ચાલે છે. આ બધો પ્રદેશ જંગલોથી ભરપૂર હોઈ ડુંગરાળ છે અને તેમાં ખનીજો ખૂબ છે. એ 'વાગડ' કહેવાય છે. વાગડ એટલે વગડો કે વન. ગુજરાતમાં ત્રણ વાગડ છેઃ એક તો આ વાગડ; બીજો વાગડ ઉત્તર ગુજરાતમાં વઢિયાર પ્રદેશ આગળ; અને ત્રીજો કચ્છમાં. આ વાંસવાડા-ડુંગરપુરના પ્રદેશો ગુજરાતી બોલનારા છે ને અહીંની પ્રજાએ તો ગુજરાત સાથે જોડાવા માગણી પણ કરેલી, પરંતુ હાલ તો તેમને રાજસ્થાન સાથે સાંકળી રાખવામાં આવ્યા છે. પણ તેમનો ભાષાકીય, સાંસ્કૃતિક, ઔદ્યોગિક અને વ્યાપારિક સંબંધ ગુજરાત સાથે જ છે. આ પ્રદેશમાં મહીને કાંઠે ગલિયાકોટ નામનું વહોરાભાઈઓનું તીર્થસ્થાન છે, જ્યાં જાત્રા માટે તેઓ મોટી સંખ્યામાં જાય છે.] પાછળ નકશો જુઓ.]

ગલિયાકોટથી થોડે આગળ મહી લુણાવાડાના પ્રદેશમાં પ્રવેશ કરે છે. આ પ્રદેશની ભૂગોળને લગતું આપણું જ્ઞાન ઘણું ઓછું છે.

બાલાસિનોરને થોડેક છેટે પશ્ચિમે રાખી, મહી જે પ્રદેશમાં હવે આવે છે તે મહીકાંઠો કહેવાય છે. અહીં તે અરવલ્લી પર્વતમાંથી બહાર નીકળી મેદાનમાં આવે છે. આ મેદાનપ્રદેશ, લોએસ Loess નામની ઘણી બારીક ને લીસી ગોરાડ માટીનો રચાએલો છે, ને એ પોચી માટીમાં મહીના પ્રવાહે ઘણાં જ ઊંડાં કોતરો પાડ્યાં છે. ગુજરાતમાં આ 'મહીનાં કોતરો' જાણીતાં છે, અને તે ધાડપાડુ ને લુટારાને સંતાઈ રહેવા માટે આદર્શ સ્થળ ગણાયાં છે. એવાં જ ઊંડાં કોતરો, પૂર્વથી પશ્ચિમે અરાવલ્લીની તળેટીએ તળેટીએ મહીની જેમ બીજી નદીઓ (વાત્રક, મેશ્વો, સાબરમતી વગેરે)એ પણ પાડ્યાં છે. [જુઓ પાછળ નાનો નકશો] મહાક્ષત્રપ રુદ્રદામનના ઈ ૧૫૦ ના ગિરનારના ખડકલેખમાં તેણે આનર્ત અને સુરાષ્ટ્ર સાથે જે 'શ્વભ્ર' પ્રદેશ જીત્યાની નોંધ આપી છે તે, મારા ધારવા પ્રમાણે ગુજરાતનો આ કોતરવાળો પ્રદેશ જ હોવો જોઈએ; કારણ કે 'શ્વભ્રનો' અર્થ 'કોતર' થાય છે સાબરમતીનું મૂળ નામ પણ 'શ્વભ્રમતી' હતું.

આ પ્રદેશમાં, સેવાલિયા આગળ, આણંદ-ગોધરા રેલવે લાઈન પર મહીનો પૂલ આવે છે. મહી પર આ બીજો પૂલ છે. પહેલો રતલામ અને દાહોદ વચ્ચે પંચપિપલ્યા સ્ટેશન આગળ આવે છે; ત્રીજો આણંદ અને વડોદરા વચ્ચે વાસદનો [જુઓ સામે નકશો] જાણીતો પૂલ છે. સેવાલિયા આગળ મહી પશ્ચિમ તરફ વળે છે અને સાતેક માઈલ ડાકોરના સાંનિધ્ય સુધી રેલવે લાઈનની હારોહાર, તેનાથી બે માઈલ છેટે રહીને, વહે છે. [જુઓ નાનો નકશો] ડાકોરથી હાસરા, આંબાવાવ, અંગાડી ને ગાલ્લવણ થઈ સેવાલિયા સુધી પાકી સડક છે [જુઓ નાના નકશામાંનો પેટા નકશો] અને તેના પર દિવસમાં ચારેક વાર ડાકોરથી સેવાલિયા સુધી બસ દોડે છે. સેવાલિયા થી બાલાસિનોર પણ બસ જાય છે. ડાકોર સેવાલિયા સડક ઉપર હાસરા અને અંગાડી વચ્ચે જે આંબાવાવ ગામ આવે છે ત્યાંથી એક પાકી સડક સારનાળ થઈ મહીના કાંઠે છેક ગળતેશ્વરના મંદિર સુધી જાય છે. મહીને મળનારી ગળતી નદીને કાંઠે આવેલું ગળતેશ્વર ત્યાંથી અઢી માઈલ થાય છે. [જુઓ નાના નકશામાં પેટાનકશો.]

બાલાસિનોર પાસે મહીના કાંઠે તથા સાવલી નજીક મહી ઉપર જૂનાં દેવાલયો છે. ગળતેશ્વરની સામે વરસડા છે (જે પેટા-નકશામાં વરસરા તરીકે છપાયું છે), ત્યાંથી ડેસર સુધી પાકી સડક છે, અને મહાશિવરાત્રીને દિવસે મહીને કાંઠે વરસડામાં મોટો મેળો ભરાય છે. ડેસર અને તેની આસપાસ મહીના તટપ્રદેશે બ્રુસફૂટ નામના ભૂસ્તરશાસ્ત્રીને ઈ. સ. ૧૮૯૩માં પ્રાગૈતિહાસિક અવશેષો મળી આવ્યા હતા. એ રીતે આ ડેસર મહીનદીની ઉપત્યકા (તટપ્રદેશ)માં એક અગત્યનું પુરાતન સ્થળ જણાય છે. આ ડેસર મહીની પૂર્વ દિશામાં ટીંબા અને સમલાયા વચ્ચે નાની રેલવે લાઇન ઉપર એક સ્ટેશન છે. ડેસરની આ કેટલીક માહિતી એક વાચક ભાઈ કમલકુમારે ગળતેશ્વરનો લેખ વાંચીને મોકલી છે.

ગળતેશ્વરના સાંનિધ્ય લગભગથી મહી નદી પહોળી થવા લાગે છે ને તેથી 'મહીસાગર' કહેવાતી જાય છે. આ મહીસાગર તે ચરોતર પ્રદેશનો પૂર્વ સીમાડો. મહી અને ઢાઢરની વચ્ચે આ પછીનો પ્રદેશ વાંકળ કહેવાય છે. [જુઓ નાનો નકશો] ત્યાંથી વહેતી મહીસાગર ખંભાત આગળ ખંભાતના અખાતને મળે છે. એના મુખની પશ્ચિમે ખંભાત અને દક્ષિણે કાવી બંદરો છે. કાવી પૂર્વકાળમાં કપીશિકા કહેવાતું, કારણ ત્યાંથી ભરૂચના કાનમપ્રદેશનો કપાસ, કે જે હિંદના દેશી કપાસમાં સૌથી સારો ગણાય છે તે, પરદેશ ચડતો હતો. મહીના ઉદ્ગમથી મુખ સુધીની કુલ લંબાઈ લગભગ ૩૫૦ માઈલ છે.

આપણું પ્રાચીન સાહિત્ય જોતાં મહીનું નામ વાલ્મીકિ રામાયણના કિષ્કિંધાકાંડમાં મળી આવે છે. મહાભારતમાં (ભીષ્મપર્વ, અધ્યાય ૯મા) તેને 'મહિતા' કહી છે અને તેની ઉત્તરના પ્રદેશને 'મહ્યુત્તર' કહ્યો છે, જે મહીસાગર-સંગમની ઉત્તરે આવેલ પ્રદેશ કહ્યો હશે. એ મહીકાંઠો હોવો જોઈએ. પુરાણોમાં પારિપાત્ર પર્વતનું નામ ઘણે સ્થળે આવે છે. પારિપાત્ર એટલે હાલનો અરાવલ્લી ને તેની સાથે પૂર્વમાં જોડાએલો વિન્ધ્યાચલનો ભોપાલ સુધીનો ભાગ. વૈદિક સાહિત્ય અને મનુસ્મૃતિમાં આર્યાવર્તનો દક્ષિણ સીમાડો આ પારિપાત્ર પર્વતને કહ્યો છે. પુરાણો પ્રમાણે આટલી નદીઓ પારિપાત્ર પર્વતમાંથી નીકળે છેઃ વેત્રવતી (બેતવા), સિન્ધુ (માળવાની સિન્ધ), કાવેરી (ઓમકાર-માંધાતા આગળ નર્મદાને મળતી), પારા (પાર્વતી), શિપ્રા (ઉજ્જૈનવાળી), નર્મદા, મહતી (મહી), વૃત્રઘ્ની (વાત્રક) અને પર્ણાશા (બનાસ, પાલનપુર-રાધનપુર વાળી).

પુરાણોમાં મહીના પ્રદેશને 'માહેય' કહ્યો છે અને તેની ગણત્રી અપરાન્ત (અપર=પશ્ચિમ+અંત=છેડોઃ પશ્ચિમનો છેડો, એટલે હિંદનો પશ્ચિમ સાગરકાંઠો)ના એક પ્રદેશ તરીકે આ રીતે કરી છેઃ આનર્ત, અર્બુદ, સૌરાષ્ટ્ર, કચ્છ, સારસ્વત (પાટણવાડો), ભારુકચ્છ (ભરૂચનો પ્રદેશ કાનમ), માહેય, આનર્તનર્મદ (રેવાકાંઠો), શૂર્પારક (સોપારા-મુંબઈ), ને નાસિક્ય (નાસિક). પુરાણોમાં 'ભારુકચ્છાસમાહેયાઃ' આવો પ્રયોગ બહુ આવે છે. આમ, મહીપ્રદેશની ગણત્રી પશ્ચિમ સાગરકાંઠાના એક પ્રદેશ તરીકે કરેલી હોવાથી જણાય છે કે આ નામ મહીતટના ગુજરાતપ્રદેશ માટે—ખાસ કરી મહીકાંઠા ને ચરોતરના પૂર્વ ભાગ માટે પ્રાચીન કાળમાં વપરાતું હતું.

વળી સ્કંદ પુરાણમાં મહીતટના પ્રદેશ માટે 'કુમારિકા ક્ષેત્ર' નામ પણ મળી આવે છે. એની ઝીણી વિગતો શ્રી રત્નમણિરાવે પોતાના 'ખંભાતના ઇતિહાસ'માં ચર્ચી છે. મહીસાગર-સંગમનું

સ્કંદ અને થોડાંક બીજાં પુરાણોમાં ખૂબ મહત્ત્વ છે.

અસુરો અને દેવો વચ્ચે થયેલા દેવાસુર-સંગ્રામો તો પ્રસિદ્ધ છે. એક દેવાસુર-સંગ્રામમાં અસુરો હાર્યા, એટલે તેમની વચ્ચે તારક નામનો અસુર થયો. એણે પારિયાત્ર પર્વત (અરાવલ્લી) પર બ્રહ્માનું તપ કર્યું કે તે દેવોને હરાવી શકે. બ્રહ્માએ કહ્યું કે નાના બાળક સિવાય તને બીજું કોઈ મારી શકશે નહિ. તારકે મહીસાગર-સંગમ આગળ પોતાને માટે તારકપુર નામનું નગર વસાવ્યું ને દેવો સાથે યુદ્ધ કરી તેમને હરાવ્યા. દેવો બ્રહ્મા પાસે ગયા એટલે બ્રહ્માએ કહ્યું કે તેને બાળક મારી શકશે. આથી દેવોએ શિવના બાળક પુત્ર કાર્તિકેયને તેને મારવા કહ્યું. કાર્તિકેયે તારકનો વધ કર્યો અને દેવો અસુરો પર વિજયી થયા. આની ખુશાલીમાં તેમણે મહીસાગર સંગમ પાસે વિજયનો સ્તંભ રોપ્યો ને આ સ્થાન સ્તંભતીર્થ તરીકે પંકાયું, જે પાછળથી ખંભાત થયું. આ જૂનું ખંભાત તે હાલનું નગરા, કે જે ખંભાતની ઉત્તરે પાંચ માઇલ પર આવેલું છે. તારકપુર તે હાલના પેટલાદ અને ખંભાત વચ્ચેનું તારાપુર. ત્યાં અગાઉ એક શિલાલેખ મળી આવ્યો છે તેમાં એનું મૂળ નામ 'તારકપુર' આપેલું છે. વળી તારાપુરમાં તારક દૈત્યનો એક ટેકરો છે, એની પણ અમે તપાસ કરી છે.

મહીની ખાસ અગત્ય માં તો આ છે કે જ્યારે નર્મદાના મુખથી ભરુકચ્છનું પુરાતન બારું પુરાયું ત્યારે હિંદના મુખ્ય બંદર તરીકે તેનું સ્થાન મહીમુખે આવેલા ખંભાતે લીધું. ખંભાત હિંદનું મુખ્ય બારું બનતાં હિંદના જુદાજુદા ભાગોમાંથી ત્યાંથી આયાત-નિકાસ માટે નવા રસ્તા વિકાસ પામ્યા. ખંભાતથી ફંટાતા પુરાતન માર્ગો વિષે વલ્લભવિદ્યાનગરના સંસ્થાપક અને ચેરમેન શ્રી ભાઈલાલભાઈ ડી. પટેલ ઊંડું અને વિશદ જ્ઞાન ધરાવે છે. તેઓ સડકોના બાંધકામના વિષયમાં હિંદમાં નિષ્ણાત મનાય છે અને પ્રજાસત્તાક હિંદમાં સડકોના બાંધકામ તથા વિકાસ પરત્વે તેમણે અંગ્રેજીમાં પ્રમાણભૂત ગ્રંથ લખ્યો છે. શ્રી ભાઈલાલભાઈના સંશોધન પ્રમાણે ખંભાતથી સોજિત્રા સુધી મોટો રાજમાર્ગ જતો. અહીં તેમાંથી ત્રણ રસ્તાઓ ફંટાતા: પહેલો ખેટક (ખેડા), કર્ણાવતી (અમદાવાદ), મોઢેરા અને પાટણના માર્ગે ભિન્નમાલ જતો; બીજો નડિયાદ, મહુધા, કપડવણજ અને મોડાસા થઈ ચિતોડ જતો અને ત્યાંથી પૂર્વ રજપુતાના તથા મધ્ય ભારતમાં થઈ કનોજ જતો. ત્રીજો માર્ગ સોજિત્રાથી ફંટાઈ પેટલાદ અને ડાકોર પર રહી ગળતેશ્વર આગળ મહીને ઓળંગતો અને પછી ત્યાંથી ગોધરા, દાહોદ વગેરેને રસ્તે ઉજ્જૈન જતો. અને ઉજ્જૈનથી તે વિદિશા (ભેલસા), કૌશાંબી, કાશી ને પાટલીપુત્ર વગેરે સ્થળે જતો. [જુઓ મોટો નકશો.]

આ પ્રમાણે જે સ્થળે હાલ ગળતેશ્વર છે ત્યાં ખંભાતથી માળ-વા—મધ્ય હિંદનો મહામાર્ગ મહી નદીને ઓળંગતો, અને એથી અહીં જે શહેર વિકાસ પામ્યું તે સરનાળ. સરનાળ ગળતેશ્વર આગળ જ છે અને ગળતેશ્વરનું મંદિર સરનાળની હદમાં આવેલું છે. ગયા અંક-માં એ ગળતેશ્વરના મંદિરના પ્રવાસનો વિસ્તૃત લેખ આવી ગયો તે તો સૌ વાચકોના ખ્યાલમાં હશે. (સંપૂર્ણ)

ડૉ૦ હરિપ્રસાદ દેસાઈ (અનુસંધાન પૃ૦ ૧૯૫થી ચાલુ)

'થી જ ડાકટરે પોતાના જીવનનું જ્યોતિર્મય સજીવ તત્ત્વજ્ઞાન કાઢયું હતું ને અટલ શ્રદ્ધાથી તેને વ્યવહારમાં ઉતાર્યે જતા હતા. ...ઓમાં યે ખરાખોટાની તેમને પરખ થઈ જતી, પણ દરેક ...નો વિનય તે સાચવી લેતા.

એમનું તત્ત્વજ્ઞાન કેટલું સુદૃઢ અને ક્ષમતાભર્યું હતું તેની પ્રતીતિ ...ા ૧૯૩૪માં તેમના પ્રિય વચેટ પુત્ર વિષ્ણુના મૃત્યુ પ્રસંગે થઈ. અમે નીલગિરિના આવાસમાં હતા, ત્યા સવારમાં ટૂંક કૉલ આવ્યો કે 'વિષ્ણુનો તાવ ઊતરતો નથી અને તબિયત ગંભીર છે. સાંજે ફરી ખબર દઈશું.' સાંજ સુધી અમારો નિત્ય ક્રમ ચાલુ રહ્યો. સાંજે જમતા હતા ત્યાં ટૂંક કૉલ આવ્યો. ચૈતન્યપ્રસાદે ઊઠીને ફોન લીધો, અને ડાકટરને બોલાવ્યા. તે વખતે દીવાનજીનું મો ગંભીર હતું, એટલે સૌને લાગ્યું કે સમાચાર સારા નથી. ત્યાં ડાકટર ફોન પર જરા તરડાતે સ્વરે બોલી ઊઠયા: 'કોણ ઈન્દુ? હેં? ભાઈ ગયો? રામ! રામ! હું કાલે જ નીકળું છું.' સૌને લાગ્યું કે ડાકટર આ પ્રસંગે વિમૂઢ બની જશે. પણ તેમણે એટલું જ કહ્યું કે 'તમે ગભરાશો નહિ. હું ખમી શકું છું. મારું જ્ઞાન મને ક્યારે કામ લાગશે? નહાવાનું પાણી કઢાવો.' એમની લાગણીઓને સમાધાન વડે દબાવતાં તેમણે રાત કાઢી ને બીજે દિવસે એકલા ચાર દિવસનો પ્રવાસ ખેડી અમદાવાદ ગયા.

એમનાં જેલજીવનના પ્રસંગો તો અનેક સાથીદારોનાં હૃદયોમાં યાદગાર બન્યા છે. જેલમાં તેમણે જુદાજુદા પ્રાંતના દેશસેવકોનો સંપર્ક સાધ્યો અને ભારતની એકતાની પ્રતીતિ મેળવી. ત્યાં પણ કળા, સંસ્કૃતિ ને સાહિત્યનાં નવું ચિંતન કરતા જ હોય. એ બધું તો એમની ૧૯૩૦ની સાલથી લખાતી આવતી મોટી જેલ-ડાયરીઓ-માં વિગતવાર નોંધાયું છે; અને એમની આનંદી પ્રકૃતિના નમૂના રૂપ હસ્તલિખિત પત્રિકાઓ 'જેલ-લીલા' અને 'ભસ્મેરા-કાટમા'ના અંકોમાં ખીલેલું તેમનું હાસ્ય તેમના કલ્લાસમય જીવનનું પ્રતિબિંબ છે. જીવનના ઘણા-વહેલા કાળથી તેઓ નિયમિત રોજનીશી લખતા, અને તેમાં રોજના પ્રસંગો, વાચન અને અવલોકન, ઉપરાંત ચિંતન, મનોમંથન તથા આત્મશોધન નોંધતા. તે પૈકી અમુક સમય-ની રોજનીશીનો તો નાશ કર્યો છે. તેનો પ્રકાર સમજવા માટે આ સાથે ચોકઠામાં તેનાં થોડાં અવતરણો આપ્યાં છે.

એમની સાથેના પ્રસંગોમાં કોઈને કદી અણગમા કે કંટાળાનો અનુભવ થતો નહિ. ઊલટું એમની સાથે ફરવા જવું, પ્રવાસ કરવો કે વાચન કરવું વા પ્રદર્શન જોવું એ જીવનની અનેરી મઝા રૂપ હતું. કળાના દરેક પ્રસંગે એ મારી પાસેથી પ્રશ્નો પૂછી પૂછીને તેનું રહસ્ય સમજવા પ્રયત્ન કરતા, અને હિંદની કળાના બધા પ્રવાહોનો તેમણે એ રીતે સરસ પરિચય કર્યો હતો. ઘણા પ્રસિદ્ધ કલાકારો અને વિદ્વાનો સાથે સીધા સંવાદો કરી પોતાના પ્રશ્નોનાં નિરાકરણ તેમણે શોધ્યાં હતાં. તાજેતરમાં યુનેસ્કો તરફથી અમેરિકા અને યુરોપના આજના સંપ્રદાયનાં 'મૉડર્નિસ્ટ' ચિત્રોનું પ્રદર્શન મુંબાઈમાં આવ્યું હતું. એ કૃતિઓની વિચિત્રતા જોઈને સાધારણ માણસ તો મકાઈ જ જાય. પણ એમણે તો મારો હાથ પકડી એ પ્રદર્શનના એકેએક ચિત્ર પાસે મિનિટો સુધી મારી ચર્ચા સાંભળી. એ બધાં જ વિષે હું પણ અનુકૂળ મતનો નહોતો, છતાં તેમણે મારા વક્તવ્યમાંથી એ કલાશૈલીનું આજનું નવું દૃષ્ટિબિંદુ મનમાં ઉતારી સંતોષ લીધો.

આવા અનુરાગી ને સમાનધર્મી છતાં ઉદાત્ત ને ઊર્ધ્વગામી એ સન્મિત્ર મારા જીવનનો મહાન સમૃદ્ધિભંડાર હતા. જાહેર પ્રજાએ તેમને ઓળખ્યા તે પહેલાં ૧૯૧૮થી હું તેમનો અંતેવાસી બંધુ અને શિષ્ય થવાનો લ્હાવ માણી ચૂક્યો હતો. એમણે ગુજરાત આગળ ઘણી ભાવનાઓ અને સ્વપ્નાં મૂક્યાં છે. તેમણે કદી સ્વાર્થ જોયો નહોતો, કીર્તિ શોધી નહોતી; છતાં માણસના ગયા પછી તેનું મૂલ્યાંકન કરનારા પરખંદાઓ તો સમજશે કે તેમની સાથે મુકાય એવા શોધ્યા જડવાના નથી. ગુજરાત એમનાં આદર્શો અને ભાવના સિદ્ધ કરશે ત્યારે જ એમને યોગ્ય શ્રદ્ધાંજલિ પૂર્ણ થશે. (સંપૂર્ણ)

# કેટલીક વિરલ ધાતુઓ



લેખક
ડૉ. નરસિંહ મૂ. શાહ
એમ.એસસી., પીએચ.ડી.

પ્લૅટિનમથી ત્રણ ગણી સખત. . .ટંગસ્ટન
ઍલ્યુમીનિયમ અને લોખંડ બંનેના ગુણ ધરાવતી. . .ટિટૅનિયમ
માણસના શરીરમાં હાડકાંને બદલે નાખી શકાય એવી. . .ટૅન્ટાલમ
તેજાબ જેને અસર કરી શકતો નથી એવી. . .ઝિર્કોનિયમ
ગજવેલને અજબ ગુણ આપતી. . .મૉલિબ્ડૅનમ
અને પોલાદને સાફ કરતી. . .વૅનેડિયમ



ગસ્ટન, ટિટૅનિયમ, ટૅન્ટાલમ, ઝિર્કોનિયમ અને વૅનેડિયમ, આ બધી ધાતુઓ 'વિરલ ધાતુઓ' તરીકે ઓળખાય છે. એ પરથી કદાચ એવો ખ્યાલ બંધાય કે એ અત્યંત જૂજ પ્રમાણમાં મળતી હશે અને આપણા રોજિંદા જીવનમાં બહુ ખપની નહિ હોય. પરંતુ પરિસ્થિતિ એથી ઊલટી છે. આ ધાતુઓનાં ખનીજ બીજી સુલભ્ય ગણાતી સામાન્ય ધાતુઓના કરતાં પૃથ્વીમાં વિશેષ પ્રમાણમાં મળી આવે છે. ઝિર્કોનિયમ તો ત્રાંબા કરતાં બે ત્રણ ગણું અને સીસાના કરતાં તેર ગણું વધારે નીકળે છે. ગૅલિયમ ધાતુના ખનીજ તો રૂપા કરતાં દોઢસો ગણા વધારે મળી આવે છે!

આ વિરલ કહેવાતી ધાતુઓ વિશેષ પ્રચારમાં નથી એના કારણોમાં એક તો એ કે તેમનાં ખનીજોમાંથી એ ધાતુઓ સહેલાઈથી ને સસ્તીરીતે કાઢી શકાતી નથી. બીજું એ કે સામાન્ય પ્રચલિત ધાતુઓ કરતાં આ ધાતુઓના ગુણધર્મ કેટલીકવાર જોઈએ એવા હોતા નથી. છતાં કેટલા યે ઉદ્યોગોમાં તેઓએ પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી છે. આમ છતાં, લાગે છે કે કદાચ થોડાં જ વર્ષોમાં આજની પ્રચલિત ધાતુઓની જગ્યા આ 'વિરલ' ધાતુઓ લેશે.

ટંગસ્ટન મેળવવાના સૌથી વિશેષ ઉપયોગી ખનીજો વૉલ્ફ્રામ, શીલાઈટ ને ફર્બેરાઈટ લેખાય છે. કલાઈના ખનીજોની સાથે નીકળતું વૉલ્ફ્રામ લોહનું ટંગસ્ટેટ છે અને બીજા ખનીજો કરતાં વિશેષ સામાન્ય છે. શીલાઈટ એ કૅલ્શ્યમ ટંગસ્ટેટ છે. ૧૯૧૮ સુધી વૉલ્ફ્રામ ખનીજની પેદાશ દુનિયામાં સૌથી વિશેષ ચીનમાં હતી. ત્યાર બાદ બ્રહ્મદેશનો નંબર આવે. આ ઉપરાંત અમેરિકા, પોર્ટુગલ, મલાયા, સિયામ (થાઈલૅન્ડ), ઑસ્ટ્રેલિયા વગેરેમાં પણ ટંગસ્ટનના ખનીજો નીકળે છે. ટંગસ્ટનના ખનીજને હાઈડ્રોક્લોરિક ઍસિડ સાથે ઉકાળવાથી ટંગ્સ્ટિક ઍસિડ થાય છે. તેને સોડા સાથે ગરમીમાં સીઝવવાથી સોડિયમ ટંગસ્ટેટ નામનો ક્ષાર બને છે. એ રંગવામાં મૉર્ડન્ટ તરીકે વપરાય છે તેમજ ગરમ ફલાલીનને ફાયર-પ્રૂફ કરવા માટે પણ તેનો ઉપયોગ થાય છે. ટંગ્સ્ટિક ઍસિડને કોલસા સાથે મેળવવાથી યા હાઈડ્રોજન વાયુના વાતાવરણમાં લાલચોળ તપાવવાથી ટંગસ્ટન ધાતુ બને છે.

ટંગસ્ટન પોલાદના રંગની ભારે ધાતુ છે પ્લૅટિનમ કરતાં એ ત્રણ ગણી સખત હોવાથી તથા તેનું ગલનબિંદુ ઊંચું (૩૩૦૦ ડિગ્રી) હોવાથી ઔદ્યોગિક ઉપયોગોમાં તે પ્લૅટિનમનો હરીફ છે. વીજળીના ઉદ્યોગમાં તો તેણે પ્લૅટિનમને હટાવીને તેની જગ્યા લેવા માંડી છે. વીજળીબત્તીના ગોળામાં વપરાતા તાર ટંગસ્ટનના હોય છે. પણ એ ઉદ્યોગમાં તો માત્ર બે જ ટકા ટંગસ્ટન વપરાય છે. તેનો સૌથી વિશેષ ઉપયોગ તો ગજવેલના ઉદ્યોગમાં થાય છે, અને દુનિયામાંથી નીકળતા ૩૬,૦૦૦ ટન ટંગસ્ટનના લગભગ ૯૫ ટકા તો એમાં જ ખપી જાય છે. ટંગસ્ટનવાળું પોલાદ લાલચોળ તપાવો તોપણ કઠણ જ રહે છે. એટલે ઝડપથી ચાલતા સંચા અને ઓજારો–હથિયારોની બનાવટમાં ટંગસ્ટન-પોલાદ પુષ્કળ વપરાય છે. છેલ્લા ત્રણ દસકામાં બીજી કોઈ ધાતુ ટંગસ્ટન જેટલી ઉપયોગી માલૂમ પડી નથી. વાયરલેસ વાલ્વોમાં, ક્ષ-કિરણોની ટ્યૂબોમાં કૅથોડ તરીકે, વીજળીના સામાનમાં સંસર્ગ પૉઇન્ટોમાં, સ્પાર્ક પ્લગોમાં તેમજ અતિ ઉષ્ણતામાં ટકી શકે એવા મૂષકોની બનાવટમાં પણ આ ધાતુ ખૂબ વપરાય છે.

ટંગસ્ટનની મિશ્ર ધાતુઓમાં લોહ ઉપરાંત ૧૮ ટકા ટંગસ્ટન, ૪ ટકા ક્રોમિયમ અને ૧ ટકા વૅનેડિયમવાળી મિશ્ર ધાતુ સામાન્ય છે. સ્ટેઇનલેસ સ્ટીલ, મોટરકારની સ્પ્રિંગો, દળવાનાં ઓજારો, છરી ને અસ્ત્રાનાં પાનાં, કાનસો, કરવતો વગેરે સામાનની બનાવટમાં ઉપયોગી વિધવિધ પ્રકારના ગજવેલોમાં પણ ટંગસ્ટન વપરાય છે. બખ્તરને છેદી અંદર પ્રવેશતી શેલો (ગોળીઓ)ની બનાવટમાં, બખ્તરની પ્લેઈટોમાં અને તોપોની બનાવટમાં ટંગસ્ટન-મિશ્ર ગજવેલ ખૂબ ઉપયોગી નીવડ્યું છે.

ટંગસ્ટનના ઉપયોગની આવી મહત્ત્વની આ ખીલવણીમાં 'ટંગસ્ટન-કાર્બાઈડ'નો ઉલ્લેખ પણ કરવો જોઈએ. આ કાર્બાઈડ હીરાને બાદ કરતાં સૌથી વધુ સખત પદાર્થ છે. કાચ, પોર્સિલેઇન અને મૅન્ગેનીઝ-ગજવેલ (જેને સામાન્ય ઓજારો વડે ન કાપી શકાય તેવા) જેવા સખત પદાર્થો કાપવા માટે તેનો જ ઉપયોગ થાય છે. 'કાર્બોલૉય' નામના ઉપયોગી ઘર્ષક પદાર્થો (abrasives)ની બનાવટમાં આ કાર્બાઈડ વપરાય છે. આ ઉપરાંત ટંગસ્ટનનાં સંયોજનો રંગરોગાનમાં પણ વપરાય છે.

ટિટૅનિયમ ધાતુ દોઢસો વર્ષ થયાં જાણીતી છે, પણ બીજી ધાતુઓની સરખામણીમાં તે એટલી ઉપયોગી નીવડી નથી. કુદરતમાંથી પુષ્કળ મળી આવતી આ ધાતુના મુખ્ય ખનીજો રૂટાઈલ અને ઇલ્મેનાઈટ. તેમાં ઇલ્મેનાઈટ કાળો મેશ જેવો હોય છે. ત્રાવણકોરમાંથી તે પુષ્કળ મળી આવે છે અને દુનિયાને લગભગ ૯૮ ટકા ઇલ્મેનાઈટ એકલું ત્રાવણકોર પૂરો પાડે છે. ત્યાર બાદ નોર્વેનો નંબર આવે. નવાઈની વાત એ છે કે એવા કાળા પદાર્થમાંથી સરસમાં સરસ સફેદ રંગ બને છે!

રૂટાઈલ ઑસ્ટ્રેલિયામાં પુષ્કળ નીકળે છે. તેનાથી ઊતરતી પેદાશ બ્રાઝિલ, અમેરિકા અને નોર્વે વગેરે દેશોમાં થાય છે. રૂટાઈલ સફેદ પદાર્થ છે અને ચિનાઈ માટીને પીળો ભાનો ચઢાવવા માટે ખૂબ વપરાય છે. બનાવટી દાંતને કુદરતી રંગ આપવા માટે પણ તેનો

ઉપયોગ થાય છે. ટિટેનિયમ એટલું હલકું છે કે ઍલ્યુમીનિયમ કરતાં તે માત્ર દોઢ ગણું વધારે ભારે છે, અને કાટ ન લાગે એવી ગજવેલ (સ્ટેઈનલેસ સ્ટીલ) જેટલી તેની મજબૂતાઈ છે. વળી તેની માફક તેના પર પણ કાટ ચડતો નથી. આથી તે એક બાજુ લોઢાના અને બીજી બાજુ ઍલ્યુમીનિયમ જેવી હલકી ધાતુના, બંનેના ગુણો ધરાવે છે. પણ આ ધાતુને ખનીજમાંથી કાઢવાનું ખૂબ મુશ્કેલીભર્યું છે. એમાં સુધારણા કરી તેની કિંમત સસ્તી કરી શકાય તો જ તે 'સ્ટેઇનલેસ સ્ટીલ'ની હરીફાઈ કરી શકે. આજે તો ટિટેનિયા (ટિટેનિયમ ડાઇ-ઑક્સાઈડ)નો ઉપયોગ રંગરોગાનની બનાવટમાં મબલખ થાય છે. આ સિવાય તેના બીજા ઔદ્યોગિક ઉપયોગો હજી શોધાયા નથી.

**ઝિર્કોનિયમ** ટિટેનિયમનો ભાઈ કહી શકાય. તેના પર તેજાબોની અસર થતી ન હોઈ ઉદ્યોગોમાં તેજાબ પ્રૂફ સરંજામની બનાવટમાં ખૂબ ઉપયોગી છે. ટેન્ટાલમ આજે એટલું બધું મળતું નથી, અને આજકાલ ઍટમિક શક્તિનાં કારખાનાંમાં બાંધકામની ધાતુ તરીકે તેની ઉપયોગિતા અંગે અનેક શક્યતાઓ છે.

**ટેન્ટાલમ** વાઢકાપમાં ખૂબ વપરાય છે, કેમકે તેના પર શરીરના પ્રવાહીઓ કશી જ અસર કરી શકતા નથી. આથી હાડકાંના પૂરક ભાગ તરીકે તે મૂકવામાં આવે છે. પ્લાસ્ટિક-સર્જરીમાં તેના તાર ટાંકા લેવા માટે ખાસ ઉપયોગમાં આવે છે. બનાવટી આંખની પછવાડે તેનો જ પડદો મૂકવામાં આવે છે. પણ આ ધાતુનું ઉત્પાદન ઘણું ઓછું છે. ગત વિશ્વયુદ્ધ દરમ્યાન પણ તેની વધારેમાં વધારે વાર્ષિક પેદાશ લગભગ ૫૦ ટન હતી. તે ભારે અને નિષ્ક્રિય છે તેના પર કોઈ પણ તેજાબની અસર થતી નથી. બૅટરીથી ચાલતા રેડિયોમાં રેક્ટીફાયર સેલોમાં તે વપરાય છે. નિર્વાતક રેડિયો ટ્યૂબોની બનાવટમાં તે ખાસ ઉપયોગી છે.

**મૉલિબ્ડેનમ** ધાતુ બાંધકામમાં ઘણી ઉપયોગી છે. લોઢાની સાથે મેળવીને તેમાંથી 'મોલી-ગજવેલ' તૈયાર કરવામાં આવે છે. લોઢામાં માત્ર બે ટકા મૉલિબ્ડેનમ ઉમેરવાથી ગજવેલના ગુણમાં અજબ પરિવર્તન થાય છે અને તેને પછી ગમે તેટલી ગરમ કરો તો પણ પોચી પડતી નથી. ખૂબ ઝડપથી ફરતા યંત્રો જેવાં કે લેથના ઓજારો, એન્જિનનાં પૈડાં વગેરેની બનાવટમાં આ ગજવેલ અતિ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી ચૂકી છે. વીજળીના ગોળાની બનાવટમાં ટંગ્સ્ટનની સાથે પણ તેનો પૂરક તરીકે વપરાશ છે તેનું ઉત્પાદન પણ ખૂબ ખર્ચ ચાહતું હોવાથી તેમાંથી મોટી નળીઓ-ગોળાકાર સીલિન્ડરો બનાવાય છે. આ ઉપરાંત રેડિયોવાલ્વ જેવા ઇલેક્ટ્રોનિક સરંજામની બનાવટમાં પણ તે વપરાય છે. કાચ બનાવવાની વીજળિક ભઠ્ઠીમાં તેનો ઉપયોગ ઇલેક્ટ્રોડ તરીકે થાય છે, અને પિત્તળ જેવી ધાતુઓના ઢાળા પાડવાની જરૂરી ડાઇઓ પણ તેની જ બને છે. વિમાનના કેટલાક ભાગોની બનાવટમાં તથા પેટ્રોલિયમ ઉદ્યોગમાં તેના ઉપયોગનો વિકાસ થતો જાય છે. વળી તેનાં વિધવિધ સંયોજનો સંસર્ગપદાર્થો (catalysts) તરીકે, ચામડાં રબર અને ઊનની વસ્તુઓને રંગવા માટે તથા એનામલ અને ફિનિશિંગના કામમાં ખૂબ વપરાય છે. રાસાયનિક પૃથક્કરણમાં પણ તેનો ઉપયોગ થાય છે.

મૉલિબ્ડેનમના ઉપયોગી બે ખનીજો કુદરતમાંથી મળી આવે છે: એક મૉલિબ્ડેનાઇટ ને બીજું વુલ્ફેનાઇટ. મૉલિબ્ડેનાઇટ મેફાઇટને મળતું આવે છે, અને કેટલીક જગ્યાએ મેફાઇટની સાથે જ મળી આવે છે. મૉલિબ્ડેનમનું વાર્ષિક ઉત્પાદન લગભગ ૧૦,૦૦૦ ટન ઉપરાંત હોઇ મોટો ભાગ (લગભગ ૯૦ ટકા) અમેરિકા જ પૂરો પાડે છે. બાકીનામાં નૉર્વે અને મેક્સિકો આવે છે.

**વેનેડિયમ** ધાતુ તરીકે ઔદ્યોગિક ઉપયોગિતા ધરાવતું નથી, પરંતુ તેનો લગભગ ૯૫ ટકા ખાસ જાતના ગજવેલની બનાવટમાં ખપે છે. બાકીના પાંચ ટકામાંથી તેના જુદાજુદા ક્ષારો અને સંયોજનો બનાવાય છે. ગજવેલની બનાવટમાં તે સાફસૂફીનું કામ આપે છે અને ગજવેલમાં રહેલો ઑક્સિજન વાયુ કાઢી નાખે છે. ઉપરાંત ગજવેલને ખૂબ ચીકણી, સખત ગરમીમાં પણ ટકી શકે એવી અને વળી ન જાય એવી મજબૂત બનાવે છે. એન્જિનો, મોટરના શાફ્ટ, ગીઅર, ઍક્સલ, સ્પ્રિંગો વગેરેની બનાવટમાં વેનેડિયમ-ગજવેલ ખૂબ અગત્યની પુરવાર થઈ છે. વેનેડિયમના ક્ષારો તેમજ સંયોજનો કાપડના રંગાટમાં, રંગરોગાનમાં અને દવાઓમાં પણ વપરાય છે. વેનેડિયમ ઑક્સાઇડ પીળો રંગ છે.

વેનેડિયમનાં મહત્ત્વનાં ખનીજો ત્રણ ચાર છે: પેટ્રોનાઇટ, રૉસ્કોલાઈટ, કાર્નોટાઇટ અને વેનેડીનાઇટ. આ ખનીજો પેરુમાંથી કોલસા જેવી કાળી શિલાઓમાં મળી આવે છે, અને દુનિયાના ઉત્પાદનનો ૩૩ ટકા જેટલો હિસ્સો એ જ દેશ આપે છે.

દુંદુભિ-સંદેશ (અનુસંધાન સામેના પાનાથી ચાલુ)

એમાં પહેલા જ સ્થાનો બોલ તો સંજ્ઞાથી દર્શાવ્યો છે તે જ મુજબ વગાડવાનો છે; પણ એ જ સંજ્ઞા વડે જ્યારે બીજા જસ્થાનો બોલ વગાડવો હોય, ત્યારે એ બોલ પછી તેમાં એક 'ઝિલંગ' ઉમેરવાનો છે: એ જ રીતે ત્રીજા જસ્થાનો બોલ વગાડવા માટે બે 'ઝિલંગ' વગાડવાના. દાખલા તરીકે 'અ' દર્શાવવા માટે એકલો 'તડિંગ'; પણ 'ક' માટે 'તડિંગ-ઝિલંગ;' એ જ રીતે 'ખ' માટે 'તડિંગ-ઝિલંગ-ઝિલંગ.'

કાના-માત્રા વગેરેવાળા બારાક્ષરીના અક્ષરો દર્શાવવા માટે વ્યંજનમાં સ્વરસંજ્ઞાઓ ઉમેરવાની છે. દાખલા તરીકે 'કુમાર' કરવું હોય તો ક+ઉ; મ+આ; અને ર. એટલે તેને વગાડવાની સંજ્ઞાઓ આ રીતે આવે: ○ ● —; ○ ○ — — ● ● ● ○; — ○ ○. 'તડિંગ-ઝિલંગ-ધિન; તડિંગ-તડિંગ; ધિન-ધિન-ઝિલંગ ઝિલંગ-તડિંગ-તડિંગ; ધિન-તડિંગ-તડિંગ.'

અંકસંખ્યા તો, અગાઉ કહ્યું તેમ, અક્ષર વડે જ દર્શાવવાની છે. જેમકે ૧૦ કહેવું હોય તો દ+સ. તે આમ વગાડાય: ● — — ●; ○ — ○ ●. 'તડિંગ-ધિન-ધિન-ઝિલંગ; તડિંગ-ધિન-તડિંગ-ઝિલંગ.'

હવે એક ઉદાહરણ લઇએ. દાખલા તરીકે આપણે એવો સંદેશો મોકલવો છે કે "ત્રણ ચોર નાઠા છે. પકડો." તેને આ રીતે વગાડાય.
— ● S; — ● ●; ○ — ● ● ● (● ● ●); ● ● ● ○ —; — ○ ○ (● ● ●); — ○ — ● ● ○ ●; ○ ○ ○ ● ● ● ● ○ ○ (● ● ●); ○ ○ ● ● — — (● ● ●); — — ●; ● ●; — ● ● ● —; (● ● ● ● ● ●). શબ્દ પૂરો થવાના ત્રણ ઝિલંગ કૌંસમાં દર્શાવ્યા છે.

'ધિન ઝિલંગ-ધા; ધિન-તડિંગ-તડિંગ; તડિંગ ધિન-તડિંગ ઝિલંગ-ઝિલંગ (ઝિલંગ ઝિલંગ ઝિલંગ); તડિંગ-તડિંગ-ઝિલંગ તડિંગ-ધિન; ધિન-તડિંગ તડિંગ (ઝિલંગ-ઝિલંગ-ઝિલંગ); ધિન-તડિંગ-ધિન ઝિલંગ ઝિલંગ; તડિંગ-તડિંગ; તડિંગ-તડિંગ-તડિંગ ઝિલંગ ઝિલંગ તડિંગ-તડિંગ (ઝિલંગ ઝિલંગ ઝિલંગ); તડિંગ તડિંગ ઝિલંગ ઝિલંગ-ધિન-ધિન (ઝિલંગ ઝિલંગ ઝિલંગ); ધિન ધિન ઝિલંગ; તડિંગ ઝિલંગ; ધિન-તડિંગ-ઝિલંગ તડિંગ ધિન (ઝિલંગ ઝિલંગ ઝિલંગ; ઝિલંગ-ઝિલંગ.)'

આ રીતે મહાવરો પડવાથી ઝપાટાબંધ સંદેશા મોકલી શકાશે.

# દુંદુભિ-સંદેશ

અંધારી રાત્રે, ગીચ જંગલમાં, યા ગમે તેટલે દૂર છૂપા સંદેશા મોકલવા માટેની સહેલી સંકેતલિપિ

—લેખક—

કરણસિંહ ગોવિંદસિંહ ચુડાસમા

**સાં**કેતિક સંદેશાઓ મોકલવા માટેના બે પ્રકારો—કરપલ્લવી અને ધ્વજસંદેશ-વિષે આપણે અગાઉ જોઈ ગયા (જુઓ અંક ૩૧૦-૩૧૧). ત્રીજી પદ્ધતિ દુંદુભિ-સંદેશાની છે. એનો વિચાર કરતાં પહેલાં આપણે આધુનિક તારની (મોર્સ) લિપિનો પરિચય પણ મેળવ્યો (અંક ૩૧૨); કેમકે એ બંને વચ્ચે સામ્ય છે.

કરપલ્લવી અને ધ્વજ-સંદેશાનું કામ, માત્ર આપણી નજર પહોંચે ત્યાં સુધીનું જ મર્યાદિત છે. પણ અતિ દૂર સુધી સંદેશાઓ પહોંચાડવા હોય તો એ અશક્ય નહિ તો મુશ્કેલ પડે; અને તેમાં માણસો તથા સમય વધુ જોઈએ. વળી, તાર મોકલવાની વ્યવસ્થા સર્વ સ્થળે ન હોય, અથવા કરવી હોય તો અગવડભરી પણ ઘણી છે. આથી તત્કાળ ઉપયોગમાં લઈ શકાય એવી કોઈ પદ્ધતિ હોવી જરૂરી છે, અને તેની ગરજ આ 'દુંદુભિ સંદેશ' દ્વારા સાધી શકાય છે. એ બહુ સગવડભરી ને સસ્તી પદ્ધતિ છે. સાધનમાં જોઈએ માત્ર દુંદુભિ—ઢોલ કે નગારું-તથા તે પીટવાની દાંડીઓ. એના અવાજ દ્વારા ઘણે દૂર સુધી, તેમજ ઓછા સમયમાં વધુ ઝડપથી સંદેશાઓ મોકલી શકાય છે. અને તેનો મોટો ફાયદો તો એ છે કે તે રાત્રે પણ મોકલી શકાય છે. ધ્વજ-સંદેશ માટે તો દિવસનો પ્રકાશ જોઈએ; પણ ઢોલનો અવાજ અંધારી રાત્રે તેમજ ગીચ ઝાડીવાળા જંગલમાં પણ દૂર પહોંચી જાય છે. આફ્રિકા તથા બીજા મુલકની જંગલ-જાતિઓમાં આજે પણ તેમની રીત પ્રમાણે આ સંદેશ-પદ્ધતિ ચાલુ છે.

આ સંદેશની બીજી સરળતા એ છે કે તેની સંજ્ઞાઓના બોલ સ્મરણમાં ન હોય તોપણ, એક કાગળ ઉપર તેની સંજ્ઞાઓ લખી લઈ તેમાં જોઈજોઈને તે મુજબ બોલ વગાડીને સંદેશ મોકલી શકાય છે. સંદેશ લેવામાં પણ એ જ રીતે સાથમાં જો કોઈ સાથી, આવેલા સંદેશાની નોંધ કરી તેના અર્થ ઘટાવનાર તરીકે, મદદમાં હોય તો વળી વધુ સરળ થઈ પડે. એ કોઠો શીખવા માટે કોઠાને ઢોલ યા કેરોસીનના એકાદ ખાલી ડબા પર ચોડી, તેની સામે બેસી, ડબાની બે બાજુનો ઢોલક પેઠે ઉપયોગ કરીને મહાવરો પણ પાડી શકાય.

તાર-પદ્ધતિમાં જેમ 'કટ્' અને 'કડ' એવા બે પ્રકારના બોલ છે, તેમ આ દુંદુભિ-સંદેશામાં તેને અનુકૂળ 'તડિંગ' અને 'ધિન્'એવા બે બોલ રાખ્યા છે, અને તેને તાર-પદ્ધતિની ઢબે મિશ્ર કરીને લિપિની યોજના કરી છે. પણ અંગ્રેજી લિપિમાં માત્ર ૨૬ અક્ષરો જ હોવાથી એવી યોજના તેમાં સહેલાઈથી થઈ શકે; જ્યારે આપણી લિપિમાં (માત્ર મુખ્ય જ લઈએ તોપણ) ૩૫ અક્ષરો ને માત્ર ૯ સ્વરસંજ્ઞાઓ મળી ઓછામાં ઓછી ૪૪ની વ્યવસ્થા કરવી પડે. [આમાં યે સ્વરસંજ્ઞામાંથી હ્રસ્વ 'ઇ' અને દીર્ઘ 'ઊ', તેમજ વિરામચિહ્નો તથા આંકડા તો કાઢી નાખેલા છે.] તેમાં પ્રશ્નાર્થની એક સંજ્ઞા ઉમેરતાં કુલ ૪૫ સંજ્ઞાઓની રચના આ નીચેના કોઠાઓમાં આપી છે. વિરામચિહ્નોની બહુ અગત્ય જણાી નથી; અને અંકસંખ્યા તો અક્ષરોમાં દર્શાવી શકાય એટલે તેને પણ જતી કરી છે. લિપિને બને તેટલી ટૂંકી અને સરળ રાખવી એ જ ધ્યેય નજર સામે રાખ્યું છે

આ ૪૫ની રચના પણ જો મોર્સ પદ્ધતિની માફક માત્ર 'તડિંગ' અને 'ધિન્'ના મિશ્રણથી જ કરવા જઈએ તો તો ઘણી લાંબી અને ગૂંચવણિયા થઈ જાય. આથી તેને ટૂંકી ને સરળ કરવા માટે માત્ર પંદર જ સંજ્ઞાઓ યોજી છે, અને પછી તેને ત્રણ જથ્થે ત્રિગુણિત કરીને ૪૫ કરી છે. તેમાં 'બોલ'ની સંજ્ઞા આ પ્રમાણે યોજી છે: પોલું મીંડું (o) એટલે 'તડિંગ'; લીટી (—) એટલે 'ધિન્'; ટૂપકી (●) એટલે 'ધ્રિજંગ'.

| સંજ્ઞા | બોલ | જથ્થો-૧ | જથ્થો-૨ | જથ્થો-૩ |
|---|---|---|---|---|
| o | તડિંગ | અ | ક | ખ |
| o o | તડિંગ તડિંગ | આ | ચ | છ |
| o o o | તડિંગ તડિંગ તડિંગ | ઇ | ટ | ઠ |
| — | ધિન્ | ઉ | ત | થ |
| — — | ધિન્ ધિન્ | એ | પ | ફ |
| — — — | ધિન્ ધિન્ ધિન્ | ઐ | ગ | ઘ |
| o — | તડિંગ ધિન્ | ઓ | જ | ઝ |
| — o | ધિન્ તડિંગ | ઔ | ડ | ઢ |
| o — — | તડિંગ ધિન્ ધિન્ | અં | દ | ધ |
| — — o | ધિન્ ધિન્ તડિંગ | અઃ | બ | ભ |
| o o — | તડિંગ તડિંગ ધિન્ | ય | શ | ક્ષ |
| — o o | ધિન્ તડિંગ તડિંગ | ર | ષ | જ્ઞ |
| o — o | તડિંગ ધિન્ તડિંગ | લ | સ | ણ |
| — o — | ધિન્ તડિંગ ધિન્ | વ | હ | ન |
| o o — — | તડિંગ તડિંગ ધિન્ ધિન્ | ? | ળ | મ |

| સંજ્ઞા | બોલ | |
|---|---|---|
| ● | ધ્રિજંગ | બીજા જથ્થાનો અક્ષર દર્શાવવા માટેનો બોલ |
| ● ● | ધ્રિજંગ ધ્રિજંગ | ત્રીજા " " " " " |
| ऽ | ધા | અર્ધો અક્ષર દર્શાવવા માટેનો બોલ |
| ● ● ● | | ત્રણ વાર ધ્રિજંગ: પૂરો થએલો શબ્દ દર્શાવનારો બોલ |
| ● ● ● ● ● | | પાંચ વાર ધ્રિજંગ: સંદેશ પૂરો, એમ " " |

પ્રત્યેક અક્ષર વગાડીને થોડો (એક સેકન્ડનો) વિરામ લઈ બીજો અક્ષર શરૂ કરવો. શબ્દ પૂરો થયે ત્રણ વખત ધ્રિજંગ વગાડવું; અને સંદેશ પૂરો થયે પાંચસાત વખત ધ્રિજંગ વગાડીને સંદેશ પૂરો થવાની સંજ્ઞા આપવી.

આપણી અક્ષરમાળામાં 'ક ચ ટ ત પ', 'ખ છ ઠ થ ફ' એવા પાંચપાંચ અક્ષરના જે સમૂહ છે, એ સમૂહના રૂપમાં જ ઉપરની યોજના કરી છે. સ્વરાક્ષરોના પણ એવા બે સમૂહ કર્યા છે: 'અ આ ઇ ઉ એ' અને 'ઐ ઓ ઔ અં અઃ' [એમાંથી, અગાઉ કહ્યું તેમ, હ્રસ્વ 'ઇ' ને દીર્ઘ 'ઊ'ને પડતા મૂક્યા છે].

આ રીતે પાંચપાંચ અક્ષરના જે નવ સમૂહ થાય છે તેને ત્રણ-ત્રણના જથ્થામાં, ત્રણ વિભાગમાં ગોઠવેલા આ કોઠામાં જણાશે. પ્રત્યેક વિભાગમાં પાંચપાંચ સંજ્ઞાઓ લેખે ત્રણ વિભાગમાં મળી પંદર સંજ્ઞાઓ ગોઠવી છે, અને તેની સામે ત્રણ જથ્થે પાંચપાંચ અક્ષરો ગોઠવ્યા છે. દરેક વિભાગમાં પ્રથમ પાંચ સંજ્ઞાઓ છે; તેની સામે તેના દરેકના બોલનો ઉચ્ચાર છે, અને તેની સામે પાંચપાંચ અક્ષરસમૂહોના ત્રણ જથ્થા છે.

(અનુ૦ સામેના પાને)

# ગોરખઆંબલી

લેખક
પ્રો. જયંતીલાલ ઓઝા એમ. એસસી.



ગોરખઆંબલી' કે 'રૂખડો' નામથી ઓળખાતી આ વનસ્પતિને સંસ્કૃતમાં 'ગોરક્ષી', 'પંચપર્ણિક' અને 'દીર્ઘદડી'; મરાઠીમાં 'ગોરખચિંચ' અને હિંદીમાં 'ગોરખ ઈમલી' છે. અંગ્રેજીમાં તે 'Baobab' તેમજ 'Monkey-bread tree' નામે ઓળખાય છે. શાસ્ત્રીય નામ 'ઍડેન્સોનિયા ડિજિટાટા' ('Adansonia digitata L.') ઍડેન્સન નામે ફ્રેન્ચ વનસ્પતિશાસ્ત્રીના માનમાં 'ઍડેન્સોનિયા નામ પડ્યું છે, ને 'ડિજિટાટા' એ નામ, દાંડી ઉપર તેનાં પાનની રચના આંગળીઓ જેવી હોવાનું સૂચક છે. ગોરખનાથે તેમના શિષ્યોને આ વૃક્ષ નીચે બેસીને બોધ આપેલો તેથી તેનું નામ ગોરખ-આંબલી પડેલું છે એવી માન્યતા પ્રચલિત છે. વનસ્પતિસૃષ્ટિમાં બહુ જાડા થડવાળી ને દીર્ઘજીવી વનસ્પતિ તરીકે તેની ગણના થાય છે. તેનું આયુષ્ય ૫૧૫૦ વર્ષનું ગણાય છે!

મૂળ તો એ આફ્રિકાનું વતની, પરંતુ વર્ષો પૂર્વે અરબ વેપારીઓ તેને હિંદમાં લાવ્યા ત્યારથી તે આપણે ત્યાં પણ કુદરતી બની ગયું છે. ઉત્તર પ્રદેશ, બિહાર, મુંબઈ ને મદ્રાસના ઘણા ભાગમાં તે જોવા મળે છે. તેનાં જાડાં થડ, મોટાં સફેદ ફૂલ અને જાડી દોરી પર લટકતાં મોટાં ફળની અજાયબી માટે તે બગીચાઓમાં પણ ઉગાડાય છે.

તેના થડનો ઘેરાવો ૩૦ ફીટ અગર તેથી યે વધારે હોય છે; પરંતુ થડની જાડાઈના પ્રમાણમાં એ ઝાડની ઊંચાઈ ઓછી—૪૦થી ૭૦ ફીટ—હોય છે. થડ કાંઈક શંકુ આકારનું (તળિયે ઘણું વધારે પહોળું અને ટોચ તરફ ધીમેધીમે સાંકડું) હોય છે. તેની શાખાઓ ચોમેર ફેલાએલી હોવાથી તે ઘેરાવદાર દેખાય છે. તેની બહારની છાલ ભૂરી ને કઠણ લાકડા જેવી તથા અંદરની છાલ રાખોડી ને રેસાવાળી હોય છે. તેનાં પાન સંયુક્ત, દાંડીવાળાં અને ૩ થી ૯ (સામાન્ય ૫) નાનાં પાનનાં બનેલાં હોય છે. નાનાં પાન ૨ થી ૫ ઇંચ લાંબાં ને ૧½ થી ૨ ઇંચ પહોળાં, તળિયે સાંકડાં પરંતુ ટોચે પહોળાં અને અણીદાર ટોચવાળાં હોય છે સંયુક્ત પાનની દાંડી ૬ થી ૭ ઇંચ લાંબી અને રુંવાટીવાળી હોય છે. પાન શિયાળે ખરી પડે છે.

મે અને જૂન માસમાં ગોરખ આંબલીને ફૂલ આવે છે. તે રાત્રે ઊઘડે છે ને સવારમાં વૃક્ષ પરથી ખરી પડે છે. તેની વાસ તીવ્ર અને અણગમતી હોય છે. ફૂલ સફેદ, મોટાં, કક્ષસ્થ (પત્રકોણમાંથી નીકળતાં) એકાકી અને લગભગ ૮ ઇંચ લાંબી જાડી દાંડી પર લટકતાં હોય છે. ફૂલમાં વજ્ર નાની પ્યાલી આકારનું અને પાંચ પાંખડીનું બનેલું હોય છે. તે પર મખમલ જેવી રુંવાટી હોય છે; ફૂલમણિને પાંચ મોટી સફેદ પાંખડી હોય છે; પુંકેસર તંતુઓ એક જાડી દાંડી પર ગોળ દડા જેવી આકૃતિમાં ગોઠવાએલા હોય છે; સ્ત્રીકેસર એક હોય છે અને તેના ગર્ભાશયમાં ૫ થી ૧૦ કોષ હોય છે.

ગોરખ આંબલીના ફળને સંપુટી કહે છે. તે મોટું, અંડાકાર અગર લંબગોળ, કડણ, ૯થી ૧૨ ઇંચ લાંબું ને ૪ થી ૫ ઇંચ પહોળું હોય છે. તે પર ભૂરી, મખમલ જેવી રુંવાટી હોય છે. ફળની અંદર સ્હેજ ફડવો ને ખાટો ગર્ભ હોય છે ને તેમાં કઠણ, ચળકતાં, મૂત્રપિંડાકાર ઘણાં બીજ હોય છે.

આ ઝાડ બીજ વડે ઊગે છે, પણ તે ધીમે ઊગનારી વનસ્પતિ છે. દરિયાકિનારાની રેતાળ જમીન તેને સારી માફક આવે છે. કાપકલમથી પણ તેને ઉગાડી શકાય છે.

આફ્રિકામાં આ વૃક્ષની અંદરની છાલના રેસામાંથી દોરીદોરડાં, માલ ભરવાનાં થેલા, માછલાં પકડવાની જાળ વગેરે બનાવવામાં આવે છે. હિંદમાં તેમાંથી હાથી પર મૂકવાના ચારજામા સારા બને છે. આફ્રિકામાં તેની છાલમાંથી કાગળ બનાવવા માટે માવો તૈયાર કરવામાં આવે છે અને તેમાંથી સારી જાતનો કાગળ બને છે. તેનું લાકડું આછું પીળું, નરમ અને બહુ હલકું હોય છે, અને તેમાંથી ડાબડા, ડબ્બી, પેટીઓ, હોડકાં, હલેસાં વગેરે બનાવવામાં આવે છે. તેના બીજમાંથી ચરબીવાળું તેલ મળે છે. તેના ફળની કઠણ છાલની રાખમાં ૪૭ ટકા જેટલો પોટાશ હોય છે તેમજ તેના બીજની રાખમાં ૩૧ ટકા પોટાશ અને ૩૪·૨ ટકા ફૉસ્ફરસ હોય છે અને તેથી તે બંનેનો ખાતર તરીકે ઉપયોગ કરી શકાય છે.

ગોરખ આંબલીનાં મૂળ, છાલ, પાન ને ફળ, ઔષધીય દૃષ્ટિએ ઉપયોગી ગણાય છે. ઝૅમ્બીઆ (આફ્રિકા)માં તેનું મૂળ જ્વરઘ્ન (તાવનાશક) ઔષધ તરીકે વપરાય છે. તેની છાલ પણ જ્વરઘ્ન ગણાય છે. ગોલ્ડ કોસ્ટ (આફ્રિકા)માં પણ તાવમાં ક્વિનાઇનને બદલે તે વપરાય છે. તેમાં ચીકણો ગુંદર હોય છે; અને છાલમાં 'ઍડેન્સોનીન' નામનું પાસાદાર કડવું રાસાયનિક તત્ત્વ હોય છે.

ગોરખ આંબલીનાં સૂકાં પાનનો ભૂકો ઝાડા, તાવ અને બીજા રોગોમાં અપાય છે. મધ્ય આફ્રિકામાં તેનો ઉપયોગ તાવમાં, અતિશય પરસેવો થતો અટકાવવા માટે ને બાધક તરીકે થાય છે. તે સાન્ત્વક ગણાય છે.

તેનું ફળ પિત્તપ્રકોપ, ઊલટી, મરડો અને વધુ પડતા પરસેવામાં ઉપયોગી લેખાય છે. તેનો ગર્ભ તાવમાં ઉપયોગી છે; તે ગરમી ઓછી કરે છે ને તરસ મટાડે છે. મુંબઈમાં તેના ફળનો ગર્ભ છાશ સાથે ઝાડા ને મરડામાં બાધક તરીકે વપરાય છે. કોંકણમાં તે ગર્ભ અંજીર સાથે દમમાં અપાય છે. ને તેના શરબતમાં જીરું અને સાકર ઉમેરી પિત્તપ્રકોપ તથા અજીર્ણમાં આપવામાં આવે છે.

ઈતિહાસ શીખવતા શિક્ષક—મનુ, એક જ દિવસે બે બનાવ બન્યા હોય એવો દાખલો આપ
મનુ—મારા ભાઈ ને ભાભી એક જ દિવસે પરણેલાં!

# પચ્ચીસ વર્ષ પહેલાં








અંક ૧૮ • જેઠ ૧૯૮૧ (જૂન) ૧૯૨૫

**આ**જથી બરાબર પચ્ચીસ વર્ષ પહેલાંનો ૧૮ મો અંક, એ 'કુમાર'ના પોતાના સ્વતંત્ર છાપખાના 'કુમાર પ્રિન્ટરી'માં છપાએલો પહેલો અંક પાછળથી જેણે પોતાની સુઘડ તથા કલાત્મક છપાઈ વડે ઠીકઠીક પ્રતિષ્ઠા જમાવી તે 'કુમાર પ્રિન્ટરી' વિષે એ અંકની મિજલસમાં નાની નોંધ છે કે: 'ઘણા માસથી ચિંતવેલું અમારું સ્વપ્ન આ અંક રૂપે સાચું પડચું છે. એક વસ્તુની કલ્પના અને તેની સિદ્ધિ વચ્ચે કષ્ટો, મૂંઝવણો અને કસોટીઓની મહા નદી ધોધમાર વહી જતી હોય છે. એટલે જ ઝંપલાવનારા ઓછા હોય છે. એ ઝંપલાવનારમાંથી જેની શ્રદ્ધા ખૂટે, જેનો ઉત્સાહ ડગે, અને જે હારી ખાઈ થાકે તેનાં બારે વહાણ ડૂબે'.

**આ** અંકમાં શીખ ધર્મ, તેના ધર્મગુરુઓ તથા તેમના ધર્મ મંદિર અમૃતસર વિષે, તેમજ એ ધર્મનાં વીર સંતાનોનાં પરાક્રમો તથા આત્મબલિદાન વિષે જુદાજુદા ત્રણ લેખો છે. તેમાંથી તારવેલી નીચેની સામગ્રી એ વિષેનો સમગ્રતયા ખ્યાલ આપી રહેશે.

'**જે**નું જીવન એ સત્યનું તીર્થક્ષેત્ર હતું, ને જ્ઞાનના દુષ્કાળમાં જેણે કલ્યાણની પરબ માંડી હતી' એ ગ્રીસના પ્રાચીન તત્ત્વચિંતક સોક્રેટિસનું ચરિત્ર પણ આ અંકમાં આવેલું. અને સતત ચાલી આવતી 'આકાશ દર્શન'ની ઉપયોગી લેખમાળામાં તારાઓ ઉપરથી દિશા ને સમયનું જ્ઞાન મેળવવાની આ અંકમાં જે રીત આપેલી છે તે પણ રસમય છે. પણ સ્થળ સંકોચને લીધે અહીં ઉતારી શકતા નથી.

શીખોનો ઇતિહાસ એટલે આત્મબલિદાનની પરંપરાઓ. જગતની એ બહાદુર અને બળવાન પ્રજાએ માત્ર છેલ્લાં બસો વર્ષમાં જ પોતાનાં બળ, ટેક, ઉજ્જ્વળ બલિદાનો અને શૌર્યભર્યાં સાહસોથી હિંદનું નામ ઉજ્જ્વળ કર્યું. એ વીર કોમનો ઇતિહાસ શૌર્ય ને સ્વાર્પણ તથા ધર્મભક્તિ અને દેશભક્તિની કથાઓથી ભર્યોભર્યો છે.

આ સિંહ સમી શૂરવીર પ્રજા કેમ ઉત્પન્ન થઈ તેનો આખો યે ઇતિહાસ અદ્ભુત છે. એ પ્રજાને ઉત્પન્ન કરનાર અને ઘડનાર એના દસ ગુરુઓ. આજથી ચારસેં વર્ષ પહેલાં હિંદુ અને મુસલમાન સંસ્કૃતિ તથા ધર્મને એકઠાં કરી, તેમના ભેદભાવ ભુલાવી, તેમાંથી આ નવી જ કોમ ઉત્પન્ન કરનાર પહેલા ગુરુ અકાલ પુરુષ બાબા નાનક. એ સંપ્રદાયના 'શિષ્યો' વધતા ગયા તેઓ 'શીખ' કહેવાયા. હિંદુ-મુસલમાનનું ઐક્ય કરવાના ઉદ્દેશથી આ સંપ્રદાય સ્થપાએલો, પણ કાળબળે પાછળથી એ જ શીખો હિંદુ સંપ્રદાય રૂપે પલટાઇ ગયા.

બીજા ગુરુ અંગદે શીખો માટે ગુરુમુખી નામની લખવાની નવી લિપિ યોજી તેનો પ્રચાર કર્યો. 'લંગર' નામની એક સંસ્થાની સ્થાપના તેમણે કરી જેમાં સૌકોઇને વિના મૂલ્યે ભોજન મળતું અને રાજાથી રંક સુધી સૌ સાથે બેસીને જમતા. આથી શીખ લોકોમાં ભાઈચારો ખૂબ ફેલાયો. ત્રીજા ગુરુ અમરદાસે શીખોના પ્રદેશને ૨૨ ભાગોમાં વહેંચી નાખી તે દરેક પર એક ઉપદેશક નીમ્યો. ચોથા ગુરુ રામદાસે શીખોના મુખ્ય સ્થળ તરીકે અમૃતસરની સ્થાપના કરી.

પાંચમા ગુરુ અર્જુનજીએ શીખોને હથિયાર ધારણ કરાવ્યાં અને પોતાના ધર્મના રક્ષણ અર્થે ઝૂઝી મરવાની પ્રેરણા પાઈ. શીખોના વેદ રૂપ 'આદિગ્રંથ'નો તેમણે સંગ્રહ કર્યો. એ ગ્રંથસાહેબે શીખોમાં અજબ ચેતના રેડી. એમના સમયમાં દિલ્હીના તખ્ત ઉપર મુઘલ બાદશાહ જહાંગીર હતો. તેના શાહજાદા ખુશરૂએ તેની સામે બળવો જગાવ્યો. તેમાં ગુરુ અર્જુનજીએ તેને મદદ કરી. ખુશરૂ હાર્યો, ગુરુજી પકડાયા ને લાહોરના કિલ્લામાં તેમને કેદ કરવામાં આવ્યા, જ્યાં થોડા વખત પછી તેમનો શિરચ્છેદ કરવામાં આવ્યો. ગુરુ અર્જુનજીના આ બલિદાનથી શીખ પ્રજાનાં લોહી ઊકળી ઊઠ્યાં. હવે તેમને જરૂર હતી માત્ર લડાયક બનાવીને દોરનાર સુકાનીની. તે સુકાની પણ તૈયાર હતો. એ છઠ્ઠા ગુરુ હરગોવિંદ. તેમણે શીખોને કવાયત શીખવી બહાદુર લડવૈયા બનાવ્યા, અને મુઘલો પર છુટાછવાયા છાપા મારી તેમનામાં વધારે હિંમત રેડી. આ પછી શીખોનાં બલિદાનોની પરંપરા શરૂ થઈ. જેમજેમ મુઘલ સલ્તનત તરફથી દંડ, કેદ, દેશનિકાલ ને ફાંસીની સજાઓ વધતી ગઈ તેમતેમ શીખ પ્રજાની સહનશીલતા અને ધર્મપ્રેમ વધતાં જ ગયાં. નવમા ગુરુ તેગબહાદુરને પકડી ઔરંગઝેબના દરબારમાં લઈ જવામાં આવ્યા અને તેમની સમક્ષ એ વાત મૂકવામાં આવી: કાં તો મુસલમાન બની છૂટી જાઓ, અથવા તો મરવાને તૈયાર થાઓ. તેગબહાદુરે બીજી જ વાત કબૂલ કરી ધર્મને માટે માથું આપવું ઉચિત ધાર્યું.

ગુરુ તેગબહાદુરના આવા મૃત્યુથી એમના બાળ પુત્ર-દસમા ગુરુ-ગોવિંદસિંહનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠ્યો. તેમણે પોતાનું આખું જીવન, સર્વ સમય ને શક્તિ, શીખોને એક મહાન લડાયક પ્રજા તરીકે તૈયાર કરવામાં જ ખરચ્યાં, અને એને પરિણામે શીખો પરાક્રમી સિંહોના રૂપમાં ફેરવાઈ ગયા. જીવ્યા ત્યાં સુધી લડીને ગુરુ ગોવિંદસિંહે ઔરંગઝેબ અને મુઘલ સલ્તનતને તોબા પોકરાવી. પોતાના મરણ સમયે તેમણે આજ્ઞા કરેલી કે પોતાના પછી કોઈને ગુરુ ન નીમવો, એટલે ત્યાર પછી કોઇ ગુરુ થયા નહિ.

**ક**હેવાય છે કે ગુરુ ગોવિંદસિંહે શીખ પ્રજાને લડાયક પ્રજા બનાવવા માટે બાર વર્ષ સુધી કઠણ તપશ્ચર્યા કરીને શક્તિની ઉપાસના આદરેલી. બાર વરસના તપ પછી ગુરુ બહાર આવ્યા ત્યારે શીખોએ 'ગુરુ તપશ્ચર્યા'નો ઉત્સવ ઊજવવા સારુ કેશગઢમાં એક મોટી સભા બોલાવી. ગુરુજીની આજ્ઞા ઝીલવા સેંકડો શીખ વીરો ત્યાં એકઠા મળ્યા હતા. ઉપદેશ પૂરો થવા પછી ગુરુએ વીજળીની જેમ પેઠે ઝબકારા કરતી પોતાની ભયાનક સમશેર બહાર કાઢી અને તેને હવામાં વીંઝી પેરા ગંભીર સ્વરે બોલ્યા, 'હું તમારા બલિદાનનો ભૂખ્યો છું; મને બીજું કશું ન જોઇએ. શીખ વીરોનાં શિર જોઇએ. છે કોઇ શીખ બચ્ચો, જે આ દેવીને પોતાનું માથું અર્પણ કરે?'

આખી સભા સ્તબ્ધ બની સાંભળી રહી હતી. ગુરુએ ફરીથી તલવાર વીંઝી પૂછ્યું, 'છે કોઇ આ માતાના ખપ્પરમાં શિર સોંપનારો'

શાન્ત મેદનીને બંને હાથે ખસેડતો જેવા જેવો રૂપાળો એક યુવાન શીખ આગળ આવ્યો. અને ગુરુ ચરણે શિર ઝુકાવી તે બોલ્યો:

'ગુરુજી, મારું માથું હાજર છે.' એક પણ શબ્દ બોલ્યા વિના ગુરુ તેને મંદિરમાં લઇ ગયા. થોડી વારે ગુરુ પાછા આવ્યા. તેમની તલવાર લોહીથી તરબોળ હતી ! આ વિકરાળ દૃશ્યથી આખી સભા સ્તબ્ધ થઈ ગઈ. ગુરુએ ફરીથી હવામાં તલવાર ઉછાળી ગર્જના કરી. 'હજી વધુ બલિદાન જોઇએ ! તૈયાર હોય તે ચાલ્યો આવે.'

એ એક બલિદાનથી તો શીખોનું લોહી ઊછળી ઊઠયું. ગુરુના એ શબ્દે સંખ્યાબંધ શીખો બલિદાન માટે ધસ્યા. તેમાં ધર્મસિંગ જાટ પહેલા હતા. પછી માખનસિંગ તૈયાર થયા. પછી સાહેબસિંગ અને તેમની પછી હિંમતસિંગ. અને એ પાંચેયનાં એ જ રીતે બલિદાન લેવાયાં. ગુરુજીએ અંદર જઇ મંદિરનાં બારણાં બંધ કર્યાં. થોડી વારે મંદિરનાં દ્વાર ઊઘડયાં અને એ પાંચેય શિષ્યો 'વાહ ગુરુજીકી ફતેહ' પોકારતા બહાર આવ્યા ! આખી મેદની પર વીજળી પડી હોય તેમ સૌ આશ્ચર્યથી ચમકી ઊઠયાં! ત્યાં તો ગુરુજીનો ધીરો સ્વર સંભળાયો:

'પ્યારા શીખો ! નવાઈ ન પામતા. આ તો માત્ર મેં તમારી કસોટી કરી હતી, અને એ કસોટીમાંથી તમે પાર ઊતર્યા છો. મારી ખાતરી થઇ છે કે મારો બોલ પડતાંવેંત શીખ ધર્મને ખાતર પોતાનું શિર દેતાં કોઈ પણ શીખ ખચકો હવે નહિ અચકાય.'

વર્ષો સુધી અખંડ પરિશ્રમ ખેડી ગુરુ ગોવિંદસિંહે શીખ પ્રજામાં સિંચીસિંચીને શૌર્ય અને ઝનૂન ભર્યાં હતાં. છેવટે, તેમણે આ પ્રસંગ શોધી, તેઓ બલિદાન માટે કેવાક તૈયાર છે તેની કસોટી કરી જોવા આ તદબીર કરી. તલવારમાંથી ટપકતું લોહી વગેરે બધું નકલી જ હતું. ગુરુએ બલિદાનમાં માથું માગ્યું, અને એક પછી એક પાંચ જણ માથાં આપનારા પણ નીકળ્યા. ગુરુજીએ એમને 'પંજ પ્યારા' કહી ભર સભામાં ભારે માન આપ્યું, અને ત્યારથી શીખસમાજ બલિદાન દેવા હરદમ ખડે પગે તૈયાર રહેવાનું શીખી ગયો.

અમૃતસરનું સુવર્ણમંદિર એ શીખ ધર્મનું મોટું ધામ છે. શીખો તેને 'હરિમંદિર' યા 'દરબારસાહેબ'ના નામે ઓળખે છે. તેઓ પોતાના ધર્મપુસ્તકને 'ગ્રંથસાહેબ' કહે છે. આમ શીખોએ 'સાહેબ' શબ્દનો અર્થ ધાર્મિક ને ઊંચો કર્યો છે. 'સાહેબ'નો અર્થ તેઓ 'પરમાત્મા' કરે છે. 'સત્ નામ સાહેબનું' એ એમનું મહાવાક્ય છે.

અમૃતસર લાહોરની દક્ષિણે ચાળીસ માઈલ પર આવેલું છે. તેની આજુબાજુ જેલમ અને મગર નદીઓ આવેલી છે. આ બે નદીઓની વચ્ચેના પ્રદેશમાં શીખ ધર્મનો ફેલાવો અને શીખ લોકનાં ખૂબ પરાક્રમો થએલાં છે. શીખ ગુરુઓએ આ બે નદીઓના અંતરાળમાં રહીને જ પોતાનાં ભજન ગાયાં છે; ત્યાં જ તેઓએ મુઘલ સામ્રાજ્યની જોહુકમી સામે ઝુંબેશ ઉઠાવી જીવસટોસટના સંગ્રામો ખેડેલા.

કહેવાય છે કે પંજાબની પાંચ નદીઓના કાંઠા ઉપર બેસી ઋષિઓ ઋગ્વેદનાં સ્તોત્રો બોલતા તે વેળા, અત્યારે જ્યાં આ સુવર્ણમંદિર છે તે જગ્યાએ, એક નાનકડું પવિત્ર સરોવર હતું. એ સ્થળનો ત્યાર પછીનો ઇતિહાસ જણાયો નથી; પણ એ સ્થળે આવેલા એક ખાબોચિયામાં નહાવાથી એક રક્તપીતીઓ સાજો થયાનો ચમત્કાર જોઇને ચોથા ગુરુ રામદાસે, એ ખાબોચિઆને સ્થળે મોટું તળાવ ખોદાવ્યું અને પાસે જ એક મોટું ધર્મમંદિર ચણવા માંડયું. અમૃતસરના સુવર્ણમંદિરની સ્થાપના આમ થઈ.

અહમદશાહ દુરાનીએ હિંદ ઉપર સવારી કરી તે વેળા તેણે એ મંદિરને જમીનદોસ્ત કરી અપવિત્ર કર્યું. પાછળથી શીખ રાજા રણજીતસિંહે મંદિરનો ઉદ્ધાર કરાવ્યો. એણે મંદિરનો નીચલો અરધો ભાગ આરસ અને બીજા બહુમૂલ પથ્થરોથી ચણાવ્યો અને ઉપલા ઘુમટના ભાગને સોનાના પાતળા પતરાંથી મઢાવ્યો. ત્યાર પછી એ સુવર્ણમંદિર તરીકે ઓળખાવા લાગ્યું

શીખ પ્રજા વિષે એક વાત ખાસ જાણવા જેવી છે. કોઈ પણ શીખ જન્મથી શીખ નથી ગણાતો. બાળક જન્મ્યા પછી તેને એમના મુખ્ય મંદિરમાં લઈ જવામાં આવે છે. ત્યાં થોડાક પાણીમાં સાકર નાખી, એ વાસણને વીંટળાઇને પાંચ માણસ પ્રાર્થના કરતા બેસે છે. પ્રાર્થના દરમ્યાન કીરપાણથી પાણીને હલાવ્યા કરે છે. પછી એ પાણીને બાળકના મોં અને વાળ પર છાંટે છે અને બાકીનું એને પીવડાવી દે છે. આ દીક્ષા લીધા પછી જ બાળક શીખ થયો ગણાય છે.

શીખ લોકોમાં પણ અંદરઅંદર જુદાજુદા વિભાગો છે. દસમા ગુરુ ગોવિંદસિંહને માનનારા શીખો સિંહ તરીકે ઓળખાય છે. પહેલા ગુરુ નાનક અને એમની પછીના આઠ ગુરુઓમાં માનનારાઓ માત્ર શીખ કહેવાય છે. વળી તેઓની સંજ્ઞા પાંચ 'ક'માં રહેલી છે. એકેએક ધર્મચુસ્ત શીખ પાસે આ પાંચ વસ્તુ તો હોવી જ જોઇએ: કેશ-લાંબા વાળ, કિરપાણ-જમૈયા જેવી નાની તલવાર, કંઘી-દાંતીઓ, કચ્છ, અને કાંડા ઉપર લોઢાનું કડું. આ બધાં ચિહ્નો બતાવે છે કે શીખોને લડાયક પ્રજા તરીકે તૈયાર કરવાનો જ એમના ધર્મગુરુઓનો ઉદ્દેશ હતો. કડું પહેરે છે તે સંયમની નિશાની છે; કચ્છ સહેજથી સગવડ છે; કિરપાણ એ ધર્મની રક્ષા કરવાની શક્તિની નિશાની અને શત્રુને ત્રાસ પમાડનારી વસ્તુ રૂપે મનાય છે. કેશનું તો એ લોકો બહુ જતન કરે છે, તેથી કંઘી (કાંસકી)ની તો જરૂર રહી જ છે. વાળ કતરવાની કે બીડી પીવાની એમને ધર્મની સખત બંધી હોય છે એ સૌ માંસાહારી છે, પણ ગાયનું માંસ ખાવાની એમના ધર્મની મનાઈ છે.

સુવર્ણમંદિર તળાવની વચ્ચોવચ બાંધેલું છે. સૂર્યના તેજમાં ઝગઝગતો સોને મઢેલો તેનો ઉપરનો ભાગ, અને તળાવના પાણીમાં પડતું પ્રતિબિંબ, દૂરથી આ મંદિર ઊંચા કરતાં બેઠા ઘાટનું અને પહોળું પથરાએલું વધારે લાગે છે. તળાવનો કાંઠો આરસની ફરસબંધીથી જડેલો છે, અને તેના ઉપર અનેક જાતનાં ચિત્રવિચિત્ર માનવીઓ —ભિખારીઓ, શીખ ભજનિકો અને શ્રદ્ધાળુ યાત્રાળુઓનાં ટોળાં બેઠેલાં જોવામાં આવે છે. તળાવની પાળ પરથી મંદિરમાં જવા માટે કોતરકામવાળા એક મોટા દરવાજામાંથી પસાર થઇએ. એટલે મંદિર તરફ જવાનો એક પહોળો આરસજડિત રસ્તો આવે છે, જેના ઉપર થઇને તળાવ ચીરી મંદિરમાં જવાય છે. મંદિરના મુખ આગળ આવેલા મોટા આરસના ચોગાનમાં, તથા ભીંતો પર ઠેરઠેર રંગબેરંગી પથ્થરનાં પશુપક્ષી, ફૂલવેલ વગેરે વિવિધ સુશોભનો કોતરેલાં છે પ્રભુ સર્વ દિશાએથી પૂજાય એ આશયથી મંદિરની ચારેકોરની દીવાલોના બધાં દ્વાર સદા ખુલ્લાં રાખવામાં આવે છે. પ્રાર્થના સવારના ત્રણથી રાતના અગિઆર સુધી ચાલુ હોય છે. પ્રાર્થના ચાલતી હોય ત્યારે પણ ગમે તે ધર્મના માણસને દાખલ થવા દેવામાં આવે છે

એમની પ્રાર્થના કરવાની રીત પણ રસિક હોય છે ગ્રંથી મોટેથી ગ્રંથસાહેબ વાંચે, એક જણ મોટા ચામર વડે ગ્રંથસાહેબને ચામર ઢાળે અને બાકીના શાંતિથી સાંભળે ગ્રંથસાહેબને એક ઊંચી વ્યાસપીઠ પર રેશમની મોટી મુલાયમ ગાદી પર રાખવામાં આવે છે. ભક્તજન આવીને ગ્રંથસાહેબ પર ફૂલ ને દક્ષિણા ચડાવે છે. આપણાં મંદિરોમાં દક્ષિણાના બદલામાં ચરણામૃત મળે છે. શીખ મંદિરમાં પૂજાને વખતે જાઓ તો 'કણાસાહેબ' પણ મળે. 'કણાસાહેબ' એટલે પ્રસાદનો શીરો. મંદિરના પાછળના ભાગમાં મંડપ છે તળાવનો આ ભાગ ખાસ પવિત્ર ગણાય છે.



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

અમેરિકામાં ઉદ્યોગની ઈજનેરીમાં ડૉક્ટરેટનો
અભ્યાસ કરવા ગએલા શ્રી સુરેન્દ્ર છ. ધીરજકિયાના એક પત્રમાંથી

...ભાઈ,

આવતી રજામાં અમારી યુનિવર્સિટીમાં જુદાજુદા દેશમાંથી આવેલા વિદ્યાર્થીઓ પ્રદર્શન ગોઠવશે. હિંદી વિભાગની જવાબદારી મારે માથે છે. તે માટેની બધી સગવડો 'યુનિવર્સિટી વિદ્યાર્થી સંઘ' આપશે. પ્રદર્શન સફળ થાય એ જ અમારે જોવાનું છે. એક હિંદી બાઈને ચિત્રકામ સારું આવડતું હોવાથી, તેની પાસે એક બંગાળી સ્ત્રી, એક ગુજરાતી સ્ત્રી ને એક પંજાબી સ્ત્રીનાં ચિત્રો તૈયાર કરાવ્યાં છેઃ પ્રાંતીયતા બતાવવા નહિ, પણ આપણી સંસ્કૃતિનું વૈવિધ્ય દર્શાવવા. બહુ જ સુંદર અને આકર્ષક થયાં છે. ઉપરાંત, હિંદનો પૂંઠાનો નકશો, Hydro-electric power projects, ને બીજી Scientific researchની આંકડાસહિત વિસ્તૃત માહિતી; ભૂતકાળ તેમજ વર્તમાનના ચિરંજીવ પ્રસંગો આલેખતાં રંગરંગીન પોસ્ટરો; આ બધું તૈયાર કરવામાં ગૂંથાયા છે. મિત્રોનો હાર્દિક સહકાર છે. ઉપરાંત, આપણા એલચીખાતાને ફિલ્મો ને ચિત્રો મોકલવા લખ્યું હતું. તેનો 'હા'માં જવાબ આવી ગયો. તેઓ Our Heritage I & II, 'શાંતિનિકેતન' ને 'ભારત નાટ્યમ્' એમ ત્રણ ફિલ્મ મોકલશે ને ૨૫-૩૦ સરસ ફોટોગ્રાફો (૮"×૮"). તેમાં આપણા નેતાઓનાં ચિત્રો તેમજ મરીનડ્રાઈવ, કાપડની મિલો, મ્યૂઝિયમ, દિલ્હીની સેક્રેટરિયેટ, તાજમહાલ, કુતુબમિનાર, અજંતા-ઇલોરા, સોફિયા કૉલેજની છોકરીઓ, ચાંદીનું માટીનું સુંદર નકશીકામ, ખેતીની રીતો, હિંદીઓનો પહેરવેશ વગેરેનાં સુંદર, લાક્ષણિક ને આકર્ષક ચિત્રો છે. અમારી પાસે હાથીદાંતની વસ્તુઓ છે; તે બધું મળીને પ્રદર્શન સરસ થશે.

...અહીં બધું જ ઊંધું લાગે. મોટરમાં હાંકવાનું પૈડું ડાબી બાજુ; રસ્તામાં પણ Keep Right.—જ્યારે આપણે ત્યાં Keep Left હોય છે. પરદેશ મોકલવાની મોટરોમાં ખાસ જમણી બાજુ પૈડું બનાવે છે. ઇલેક્ટ્રિક ચાંપ, (Switch) પણ નીચે ઉતારો એટલે off થાય—આપણે ત્યાં on થાય; હજામત કરવી, નહાવું, વાંચવું વગેરે રોજિંદાં કામો પણ અહીં રાત્રે જ પતાવાય છે. અહીં પાક વધારે પકવીને પાણી ભાવ ટકાવવા બાળી મૂકવાનો રિવાજ ઘણો પ્રચલિત છે; તેમ પ્રાણીઓનું વધારાનું માંસ પણ બજારમાં મૂકે જ નહિ.

મોટર રસ્તા પર ઊભી રાખવી હોય તોપણ પૈસા પડે. તે લેનાર કોઈ માણસ ન હોય, પણ એવી parkingની જગ્યાઓએ એક થાંભલો હોય તેમાં, મોટર ઊભી રહે કે તરત જ લાલ બની જાય, ને દસ સેન્ટ ન નાખો ત્યાં સુધી તે બળ્યા જ કરે; એટલે શરમાઈને પણ નાખવા પડે.

અહીં અર્ધો ડૉલર, ¼ ડૉલર, ૧૦ સેન્ટ, ૫ સેન્ટ, ૧ સેન્ટ એમ જુદાજુદા સિક્કાઓ છે. સેન્ટ તાંબાનો, ૧૦ સેન્ટ નિકલના ને બીજા સિક્કા ચાંદીના હોય છે. ડૉલરો તો કાગળના જ હોય છે. દેશની અંદરનું પોસ્ટેજ સાદું ૩ સેન્ટ, એરમેલ ૬ સેન્ટ; કાર્ડ ૧ સેન્ટ.

અહીં દર ગુરુવારે વિદ્યાર્થીઓને યુનિવર્સિટી તરફથી મફત ફિલ્મ દેખાડવામાં આવે છેઃ વૈજ્ઞાનિક સાહસોની, પાશ્ચાત્ય યંત્રયુગની સિદ્ધિઓની કે અમેરિકન સંસ્કૃતિની મહત્તા પ્રતિબિંબિત કરતી જ બહુધા તો હોય. ગયે ગુરુવારે 'This is United States' એટલે અમેરિકાના જુદાજુદા ભાગોનાં રંગીન ચિત્રોની ફિલ્મ દેખાડી. ખરેખર પ્રેરણામય રીતે, સુંદર કલાથી આ લોકો પ્રચાર કરે છે. આપણે ત્યાં તેનાથી વધી જાય તેવાં સ્થળો છે, પણ પ્રયાસ કરતા જ નથી.

'I love each stone, each leaf, each blade of grass: I love birds, animals and human beings; I love Liberty, I love Peace, I love the Flag—all of the United States'—એમ બોલીને પૂરું કરે છે, અને વાતાવરણમાં તેની ગાઢ પ્રેરણા વ્યાપી રહે છે.

હમણાં વસંત ઋતુ આવતાં સવાર બહુ જ વહેલી ઊગે છે. તેને કારણે આખા ગામનાં ઘડિયાળો એક કલાક આગળ મૂક્યાં છે. પહેલાંના ૭ એટલે હમણાંના ૮. તેને D.S.T. (Daylight Saving Time)—દિવસનો પ્રકાશ બચાવવાનો સમય. કહે છે આ તો અહીં દર વર્ષે થાય ને સપ્ટેમ્બર સુધી રહે. આપણે ત્યાં સમય ફેરવશે હોય તો કેટલી ધમાલ થાય! જ્યારે, અહીં તો આ કુદરતી છે.

હમણાં અહીં ધાર્મિક સપ્તાહ થયું તેમાં જુદાજુદા નિષ્ણાતોના વ્યાખ્યાનો હતાં. પ્રમુખ ચીનના ડૉ. કુ હતા. તે હિંદ આવું ફર્યા છે તેણે પોતાના પ્રવચનમાં અમેરિકાને ખૂબ ઠપકો આપ્યો. પણ પોતાના ચાલુ જીવનથી સામાન્ય અમેરિકનને સંતોષ છે. એને જીવનની કૃત્રિમતા સાલતી નથી કે અશાન્તિ જણાતી નથી, કેમકે તેના આચાર ને વિચારમાં સામ્ય છે.

### પ્રકીર્ણ પત્રો

'કુમાર'નો મે માસનો અંક જોયો. મેં લખેલા પત્રનો ઉતારો છાપી આપે મને ઘણો આભારી કર્યો છે. એ લખાણના પ્રત્યુત્તરમાં મને 'કુમાર'ના ઘણા વાચકબંધુઓ તરફથી પત્રો મળ્યા છેઃ દ્વારકા, ઓખા, કલકત્તા, નડિયાદ, સુરત, અમદાવાદ, વલસાડ વગેરે સ્થળોએથી પત્રો આવ્યા છે એ 'કુમાર'ના બહોળા ફેલાવાના લીધે છે. પણ એક વસ્તુ મારી સમજમાં ન આવી. કોઈ બહેનનો પત્ર હજી આવ્યો નથી. [કેમકે ઘણી બહેનોને પોતાના પત્રમિત્રોનો કડવો અનુભવ થયો છે. અમારી પાસે એવી ફરીયાદો પણ આવી છે—તંત્રી]

બીજું, 'કુમાર'ના લખાણના પ્રત્યુત્તરમાં ઘણાખરા પત્રો ગુજરાતીમાં આવેલા હોવાથી લખનાર ભાઈઓનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન કેટલું છે એ કળી શકાયું નહિ. અંગ્રેજી તો બાજુ રહી, શુદ્ધ ગુજરાતી ભાષામાં પણ પત્ર લખી શકતા નથી. ઘણાખરા ભાઈઓને અંગ્રેજીનું થોડુંઘણું જ્ઞાન હશે—પણ ધ્યાન તો નથી જ. આ ફરિયાદ નથી પણ ખરી વસ્તુસ્થિતિ છે.' (કાસમઅલી એન. મર્ચંટ, ૪થે માળ, ૧૧૪, બનાતવાલા બીલ્ડિંગ, ડોંગરી સ્ટ્રીટ, મુંબઈ-૯.)

---

"અહીં ગુજરાતી મિત્રોમાં ક્રિકેટની અણઆવડતથીમાં મને ઘણા જ રમુજી અનુભવો થયા છે. મિસ્ત્રીમાં અને કૉલેજમાં ઘણા વિદ્યાર્થીઓએ મારી ક્રિકેટ પ્રશંસા પાડી છે. વારંવાર લખવામાં લાવવામાં ક્રિકેટ મોકલવા નથી. હમણાં જ વધુ માસ ઉપર જહાજમાં

બી. એસસી.નો અભ્યાસ કરતા એક વિદ્યાર્થીનું સરનામું આવેલું. મેં તેમને કાંઈ સભી ટિકિટો અદલાબદલી કરવા આમંત્રણ આપ્યું. તેમનો જવાબ આવ્યો કે 'અદલાબદલી કરવા શક્ત છું. પરંતુ મારામાં વિશ્વાસ રાખજો.' એટલે મેં તેમને સારામાં સારી ૨૫ Commemorative ટિકિટો મોકલાવી. પરંતુ બદલામાં તેમણે બધી જ સામાન્ય, ને સારી હતી તે બધી જ ફાટેલી, મોકલી; અને પછી જણાવ્યું કે પરીક્ષા થઈ ગયા પછી સારી ટિકિટો મોકલીશ, પરંતુ પરીક્ષા થઈ ગયા પછી મેં તેમને બે પત્રો લખ્યા, તેમની ફાટેલી ટિકિટો પાછી મોકલાવી, પરંતુ હજી સુધી તેમનો કોઈ જવાબ નથી! આવા અનુભવો પરથી જાણી શક્યો છું કે આપણે ત્યાં ફક્ત ૧૦ ટકા મિત્રો સારા નીકળે છે જ્યારે પરદેશોમાં ૯૦ ટકા.

ટિકિટ-સંગ્રાહકોને ઉપયોગી થઈ પડે અને કદાચ દુનિયામાં સૌથી મોટી છે એવી ક્લબનું સરનામું આ સાથે આપને મોકલું છું. એનું વાર્ષિક લવાજમ ૬॥ રૂપિયા છે. પહેલી નજરે જોતાં લવાજમ વધારે લાગે, પરંતુ અનુભવે જણાયું છે કે છુટક છુટક ગુજરાતી મિત્રો સાથે દસ-પંદર ટિકિટો મોકલી એક્સચેન્જ કરવા કરતાં એકસામટી ૫૦-૧૦૦ જુદીજુદી ટિકિટો મોકલનાર એ ક્લબના સભ્યો સાથે એક્સચેંજ કરવું એ સરખામણીએ વધુ ફાયદાકારક છે. ક્લબનું સરનામું: President J. R. Cooke, The Stamp Collector's Exchange Club, Hickson, Ontario, (Canada).

આ ક્લબના ૧૩,૦૦૦થી ઉપર સભ્યો છે: બધા જ ટિકિટ-સંગ્રાહકો. તે ઉપરાંત તેમને બીજા શોખો પણ હોઈ શકે. એ ક્લબ તરફથી દર બે માસે ૩૨ થી ૩૬ પાનાંનું મૅગેઝીન નીકળે છે, તેમાં ૨૫૦ સભ્યોનાં સરનામાં દરેક વખતે આપવામાં આવે છે. નવી બહાર પડતી ટિકિટોના સમાચાર, ટિકિટસંગ્રહના લેખો, વગેરે હોય છે. આ ક્લબમાં જોડાવા માટે કોઈ જાતનો [illegible] રાખવામાં આવતો નથી. દુનિયાના દરેકે દરેક દેશના સભ્યો [illegible]માં જોડાએલા હોય છે. બે આનાવાળું જવાબી કવર મોકલનારને એ ક્લબનું ફૉર્મ તેમજ માહિતી હું મોકલી આપીશ. (મોરારભાઈ ડી. પટેલ, દોલા ફળીઆ, પો. મટવાડ, વાયા જલાલપુર, જિ. સુરત)

'ગયા માસના 'કુમાર'માં મારા ઑસ્ટ્રેલિયન ક્લબના ફૉર્મ વિષેનો ઉલ્લેખ કરેલો તેથી ઘણા ભાઈઓએ લાભ ઉઠાવ્યો છે. નીચેના દેશોમાં આવેલી ક્લબોમાં જે ભાઈઓને દાખલ થવાની ઈચ્છા હોય તેઓ રિપ્લાઈ કાર્ડ લખશે તો તેમને હું તે દેશોની ક્લબનાં સરનામાં, માહિતી વગેરે જણાવીશ. આટલા દેશોનાં સરનામાં મારી પાસે છે: (૧) ઇટાલી, (૨) માલ્ટા, (૩) રોડેશિયા, (૪) ઑસ્ટ્રેલિયા, (૫) નૉર્વે, (૬) જર્મની, (૭) ભારત, (૮) બગદાદ (ઈરાક), (૯) ચેકોસ્લોવાકિયા (યુરોપ), (૧૦) સ્વીડન, (૧૧) બેલ્જિયમ, (૧૨) અમેરિકા, (૧૩) ફિનલૅન્ડ, (૧૪) પાકિસ્તાન અને સ્કૉટલૅંડ.

—રમેશચંદ્ર સી. શાહ, ઝાંપાસ્ટ્રીટ, વાંકાનેર (સૌરાષ્ટ્ર).

## પરદેશના પત્રમિત્રો

When writing to the following friends, add Germany (Br. Zone) in each address; and state that you have received the address from Mr. Girdharilal Shroff, 711/3, Sakar Bazar, Ahmedadad-2.

Boys Only

(1) Klaus Wosnitza, 24 Ttzehoe Reichustr, 21 Schleswig-Holstein—20, Agriculture, Music; (2) Armin Draber, 24 Ttzehoe Bruckenstr, 32 Schleswig-Holstein—17, Stamps; (3) Bodo Forstreuter, 24 Ttzehoe Brunnenstr, 39 Schleswig-Holestein—20, *Science*, Art; (4) Hans Behrendt, 24 Wilster Am Market, 23 Schleswig-Holstein—17, Literature; (5) Theodor Voigt, 24 Ttzehoe Kamper Weg; 100 Schleswig-Holstein—18, Literature; (6) Hans-Joachim Mohr, 24b Ttzehoe Breibestre, 6 Schleswig-Holstein—18, Sports, Biology; (7) Guido Dusch, 24b Ttzehoe Lindenstr, 59 Schleswig-Hoistein—19, Hockey, Literature; (8) *Michael* Dammann, 24b Ttzehoe Brookstr, 3 Schleswig-*Holstein*—18, Stamps; (9) Hans Junge, 24b Ttzehoe Brukenstr, 24 Schleswig-Holstein—18, Sport, Literature; (10) Horst Ott, 24b Ttzehoe Lindenstr, 28 Schleswig-Holstein—18, Stamps, Art; (11) Peter Klein, 24 Wilster Allee, 5 Sebelswig-Holstein—17, Art, Technic.

Girls Only—All 17 years old

(1) Heike Mollenhoff, 24b Ttzehoe Breifenburgestr, 19 Schleswig-Holstein-Culture, Economy; (2) Sigrid Hinrichsen, 24b Ttzehoe Edendorferstr, 84 Schleswig-Holstein-Regin, Custom; (3) Ilse Holm, 24b Ttzehoe Lindenstr, 76 Schleswig-Holstein-Religion, Economy. All 18 years old (4) Horst Zindler, Schenefeld Bahnhofstr, 16 Schleswig Holstein—Art, Technic; (5) Hedwig Bielfeldt, 24b Ttzhoe Kirchenstr, 6 Schleswig-Holestein-Music, Literature; (6) Inge Dahl, 24b Poschendorf b. Schenefeld, Schleswig-Holstein, Music, Religion; (7) Inge Zentschura, 24b Looft Ttzehoe, Schleswig-Holstein-Religion, Literature; (8) Illse Langemack, 24b Ttzehoe Hindenburgstr, 6 Schleswig-Holstein-Sport, Music; (9) Alfons grand, 24 Ttzehoe Bergstr, 5 Schleswig Holestein-Sport, Technic. 19 years old (10) Ingrid Ralfs, 24b Ttzehoe Brunnenstr, 23 Schleswig-Holstein-Education, Sport; (11) Karl-Heinrich Ehrenforth 24 Ttzehoe Ht. Klosterhof, 10 Schleswig-Holestin—Music, Art. 20 years old: (12) Elisabeth Bruhn, 24b Wilster Market, 15 Schleswig-Holstein-Custom

[A list of Indian boys' and girls' addresses is to be sent to Germany Pen-friends. Those who wish to correspond with them may write to Mr. Girdharilal Shroff, 711/3, Sakar Bazar, Ahmedabad-2 stating their full name, address, sex, age, hobbies etc. Those who want a reply from Mr. Shroff, Should enclose a reply cover.]

## હિંદી પત્રમિત્રો

(503) Zaveri Harendra Harjivandas, Sardar Bldg., 1st. Floor, Near Masjid, Bhavanishanker Rd, Dadar-Bombay-14—16, Stamps, Coins, Penfriendship; (504) Ravindra Krishnadas Bhatia, C/o Mr. K. C. Bhatia, Arvind Vastu Bhandar, Dharangaon, East

Khandesh—15, Stamps, Photography, Drawing and Painting; (505) Jayantilal Jivanlal Udeshi, C/o J. S. Bhatia, 81, Bora Bazar St., Fort Bombay-1—16, Stamps, Cricket, Science; (506) Indulal P. Lavingia, Lavingia Street, Dhandhuka—20, Stamps; (507) Miss Dina Vakil, C/o Mohanlal S. Vakil, Jhaveri Bldg., Top floor, Opp. Dunlop Rubber Co., French Road, Bombay 7—19, Stamps, Photography, Music, Coins; (508) Jaykumar H. Pandya, 621, Aumkar Kutir, Krishna Nagar, Bhavnagar (Saurashtra)—17, Stamps, Politics, Reading; (509) Mahendrakumar Pranjivandas Mody, Vajir Building, Bha Devani Street, Bhavnagar (Saur.)—16, Cricket, Swimming, Photography; (510) Jagdishchandra Patel, C/o Shivabhai K. Patel, Vanshikra Falia, Matvad, Via Jalalpur Dirt. Surat—17, Stamps.

(ચાલુ)

# વિદ્યાર્થી તાલીમ-છાવણીની વિશિષ્ટ સમાજસેવા

આજે ગુજરાતના યુવાનો શરીરશ્રમથી શરમાતા હોય છે કે ખરા ચારિત્ર્યના ઘડતરને વિસરીને ફૅશન ને નાટક-ચેટકમાં પડ્યા હોય છે, ત્યારે વિદ્યાર્થીઓનું એક જૂથ શરીરશ્રમદ્વારા સમાજસેવા કરવાનો એક નાનકડો પણ અદ્ભુત પ્રયોગ સફળરીતે કરી બતાવે ને સમાજસેવાનો એક નવો જ ચિરાગ જલાવે એ હર્ષની વાત છે. ખંભાત ગામથી ૭ માઈલ દૂર, હજારેક માણસની વસતિનું ભૂવેલ નામનું એક નાનકડું ગામડું છે. છેલ્લાં ૩૭ વરસથી એની સહકારી મંડળીના કાર્યની પ્રમાણિકતા અને પ્રતિષ્ઠા માત્ર સરકારમાં જ નહિ પણ આજુબાજુનાં અનેક ગામડાંમાં સદ્ધરરીતે સ્થપાયેલી છે, અને વિશાળ વડની વડવાઈઓ પેઠે એ મંડળની છાયા નીચે બીજી અનેક નાનીમોટી પ્રવૃત્તિઓ પ્રગતિમાં ચાલે છે.

ગુજરાતનાં વિદ્યાર્થી મંડળોની મધ્યસ્થ સંસ્થા 'અખિલ ગુજરાત વિદ્યાર્થી કૉંગ્રેસે' આ વરસે ઉનાળાની રજાઓમાં ત્યાં શરીરશ્રમ દ્વારા સમાજસેવાનો પ્રયોગ કરવાનું નક્કી કરેલું. ભૂવેલના લોકોએ આ નિર્ણયને આવકાર્યો અને વિદ્યાર્થીઓની ખાવાપીવાની તમામ જવાબદારી સ્વીકારી લીધી. છાવણીના સ્થળ તરીકે શાળાનું મકાન નક્કી કરવામાં આવ્યું, અને એ મકાનની બાજુમાં જ આવેલા ગામના તળાવને ખોદીને ઊંડું કરવાનું કાર્ય ઉપાડી લેવાનું વિદ્યાર્થીઓએ નક્કી કર્યું. તા. ૧૨મી મેથી છાવણીની શરૂઆત થઈ. ૬૧ વિદ્યાર્થીઓ જોડાયા, જેમાં કૉલેજ તેમજ શાળાના ઉપરના ધોરણમાં ભણતા વિદ્યાર્થીઓ હતા. શરૂઆતમાં વીસ પચીસ ગામલોકો પણ જોડાયા, પરંતુ ચોમાસુ પવન ફૂંકાવા લાગતાં ગામલોકો ખાતર કાઢવાના કામમાં પડ્યા ને પછી માત્ર વિદ્યાર્થીઓએ જ ખોદકામ ઉપાડી લીધું.

છાવણીનો કાર્યક્રમ શિસ્તબદ્ધ અને વ્યવસ્થિત રહેતો. સવારના સાડા ચાર વાગે સૌ ઊઠી જતા અને પ્રાતઃવિધિ તથા પ્રાર્થના પતાવી બરાબર સાડા પાંચે સૌ કોદાળી, પાવડા, ત્રિકમ અને ટોપલા લઈને વ્યવસ્થિત ટુકડીઓમાં ખોદકામ શરૂ કરી દેતા. નવ વાગ્યા સુધી એકધારું સતત રોજ સાડાત્રણ કલાક એ ખોદકામ કરવામાં આવતું.

બાદ નાસ્તામાં મગફળી અને ગોળ લઈ સૌ ગામના સહકારી પંપે સ્નાન માટે જતા ને ત્યાંથી ભોજન માટે જતા. ભોજનમાં બાજરીના રોટલા, શાક, દાળ અને સાંજના ઘણુંખરું દાળ-ભાત રહેતાં. ભોજન પછી ૩ વાગ્યા સુધી આરામ અને ૩ થી ૫॥ વર્ગો લેવાતા. સાડાપાંચથી ૭ છાવણીને લગતું પરચુરણ કાર્ય પતાવી સાડા છથી સાડાસાત ગામનાં બાળકોને રમતો રમાડવામાં આવતી. સાંજના ભોજન બાદ રાતના સવા આઠથી પોણા દસ સુધી નિયમિત ગામના લોકો માટે રંજનકાર્યક્રમ ગોઠવાતો આવતો. રાતના દસ વાગે સૌ સૂઈ જતા.

બૌદ્ધિક વર્ગોમાં જાણીતા સામાજિક કાર્યકરોએ નીચે મુજબના વિષયો ઉપર વર્ગો લીધા: આકાશદર્શન, પછાત વર્ગના પ્રશ્નો, વિદ્યાર્થી મંડળોનું સંચાલન, યુરોપની વિદ્યાર્થી-પ્રવૃત્તિ, સાહિત્યનો શોખ, સેવાકાર્ય અંગે સૂચનો, વિશ્વની રાજકીય અને ભૌગોલિક પરિસ્થિતિ, પત્રકારત્વ, ભારતનું બંધારણ, ગુજરાતના સામાજિક અને કેળવણી વિષયક પ્રશ્નો, વિદ્યાર્થી પ્રવૃત્તિનાં મૂલ્યો, ગામડાનું અર્થશાસ્ત્ર વગેરે.

વર્ગ દરમ્યાન એક દિવસ બાજુના ઉનેલ ગામની મુલાકાત લીધી અને ત્યાં ગામલોકો સમક્ષ રંજનકાર્યક્રમ આપ્યો. એક દિવસ ભૂવેલથી ૧૦ માઈલ દૂર આવેલા ધુવારણથી મછવામાં બેસીને ખંભાતના અખાતમાં સામે કાંઠે આઠેક માઈલ આવેલા ભરૂચ જિલ્લાના કાવી ગામ સુધી દરિયાનો પ્રવાસ કર્યો.

વળી એક દિવસ શિબિર-શણગારની હરીફાઈ યોજવામાં આવી. અને ગામના આગેવાનોની બનેલી એક પરીક્ષક સમિતી નક્કી કરવામાં આવી. શાળાનું મકાન ને મેદાન તદ્દન સ્વચ્છ બની ગયાં, અને જ્યાં ભોજન કરવામાં આવતું તે ગામની ધર્મશાળા તો કદી નહિ હોય તેવી વાળીઝૂડીને સાફ બનાવી દેવામાં આવી. ગામના કૂવાની, પરબડીની, ચોરાની પણ સફાઈ કરવામાં આવી. છાવણીમાં સફાઈ જળવાઈ રહે તે માટે છાવણીથી દૂર કામચલાઉ જાજરૂ બાંધી દેવામાં આવેલાં. પેશાબ કરવા માટે પણ અમુક અંતરે ખાસ વ્યવસ્થા કરવામાં આવી. થૂંકવાનું પણ ખાસ જગ્યાએ જ. પીવાના પાણીની કોઠીને અરધી જમીનમાં દાટી દેવામાં આવી જેથી પાણી ઠંડું રહી શકે. છાવણીમાં દવાખાનું પણ ચલાવવામાં આવતું અને એક તબીબી વિદ્યાર્થી તેનું કામ સંભાળતા. ઉપરાંત, છાવણીમાં રોજ ભીંતપત્રો લખાતાં જેથી છાવણીના સભ્યોમાં શી વાતો ચાલી રહી છે તેની જાણ મુખ્ય કાર્યકરોને થઈ શકતી. છાવણીમાં કુલ ૬૧ વિદ્યાર્થીઓ જોડાયા, તેમાં ઉત્તર ગુજરાત ૧૩, અમદાવાદ ૧૧, ખેડા ૪, વડોદરા ૧૮, સુરત ૧૫; તેમાંથી સરેરાશ ૪૦ વિદ્યાર્થીઓએ રોજ તળાવનું ખોદકામ કર્યું.

ખોદાણની માટીમાંથી પાળ પરનો રસ્તો પહોળો બનાવ્યો. તળાવને કાંઠે આવેલો જતો, ૨૫૦ ફૂટ લાંબો અને સરેરાશ ૫ ફૂટ પહોળો તથા ૮ ફૂટ ઊંચો આડારસ્તો સમારવામાં આવ્યો. બાકીની માટી આજુબાજુ ખાડા પૂરવામાં, કાંટા દબાવવા વગેરેમાં વપરાઈ.

આજે યુવાનોમાં સમાજ ને દેશ પ્રત્યેની તેમની જવાબદારીનો દુઃખજનક અભાવ જણાય છે; અરે પોતાની જાત માટે જીવનસંગ્રામ લડી લેવાની પણ તેમનામાં શ્રદ્ધા નથી અને માત્ર વિદ્યાર્થીઓનું જ નહિ, પણ સમગ્ર સમાજના ચારિત્ર્યનું ધોરણ કથળી ગયું છે આવી પરિસ્થિતિમાં ગુજરાતના મૂઠીભર વિદ્યાર્થીઓએ સમાજસેવાનો આ એક વિશિષ્ટ અને અદ્ભુત પ્રયોગ કરીને સમાજસેવામાં શારીરિક શ્રમને સુયોગ્ય પ્રાધાન્ય આપવી એક નવી દિશા દેખાડી છે તે નિઃશંક છે. અને તે માટે એ નવયુવાનો સાચે જ સમગ્ર ગુજરાતના અભિનંદનને પાત્ર છે. એ મૂઠીભર નવજુવાનોએ માત્ર સમાજસેવાના ભિન્નજથી પસીનો પાડીને નિઃસ્વાર્થભાવે પ્રગટાવેલો એ ચિરાગ ગુજરાતનો વિદ્યાર્થીવર્ગ જલતો રાખે અને સમસ્ત ગુજરાતના અંદર જીવનમાં એ ચિરાગની જ્યોત પ્રસરે એવી આશા આપણે રાખીએ

—જયકુમાર ભટ્ટ (ગુજ. સમાચાર)

(જૂન ૧૯૫૦) ૨૦૭

# ટિકિટસંગ્રહ આજનો સંસારવ્યાપી શૉખ

## એ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ

જગતમાં આજે અનેક પ્રકારના સંગ્રહ કરવાના શૉખ છે. દેશદેશના સિક્કા, કિસમકિસમનાં પતંગિયાં, વિવિધ પંખીઓ અને પ્રકારોનાં પીછાં, ઝાડઝાડનાં પાંદડાં અને વનસ્પતિઓ, દેશદેશની માટી અને રેતી, શંખલાં અને માછલીઓ, કીડા અને કરોળિયા, પંખીઓ, ઘાટઘાટનાં ગાડાં ને વાહનો, (જુદીજુદી બનાવટની પેન્સિલો દીવાસળીની છાપો વગેરે તો અતિ સામાન્ય ને બાલિશ છે)—એમ અનેક ગણાવી શકાય; પણ દુનિયામાં સૌથી મોટી સંખ્યાના માણસોને આકર્ષતો શૉખ તો ટિકિટસંગ્રહનો. એનું કારણ એ છે કે તેમાં ઘણા પ્રકારનાં આકર્ષણો છે, અને લગભગ બધા સ્વભાવના માણસોને તેમાં રસ પડે છે. બીજા શૉખોમાં અમુક મર્યાદાઓ છે. કેટલાકમાં ખૂબ ભમવા-ફરવાનું હોય છે, કેટલાકમાં ખૂબ શ્રમ લેવાનો હોય છે, કેટલાક સંગ્રહો માટે મોટી જ તેમજ નાણાં જોઈએ છે, કેટલાકમાં ચાલુ ફૂડ (માછલીઓ અને પખીઓ જેવાની સ્વાર) રાખવાની હોય છે. આ દૃષ્ટિએ ટિકિટોનો સંગ્રહ ઓછામાં ઓછી તકલિફ ખર્ચ વાળો, સરળ, ગમે ત્યારે—ફુરસદની એકાંત પળોમાં—અભ્યાસ ને આનંદ આપનારો હોય છે. વળી તેમાં હરીફાઈનું વિશાળ ક્ષેત્ર રહેલું છે; અને છતાં એ હરીફાઈ ધંધાદારી હરીફાઇ જેવી ગળાકાપુ નથી, તેમ જ રમત-ગમતની હરીફાઇ પેઠે કોઈ એક જ પક્ષને વિજય અપાવનારી પણ નથી; પરંતુ એ તો સૌને મૂલ્યવાન ને વિરલ વસ્તુઓ મેળવવાની તકો આપતું બહોળું ક્ષેત્ર છે. વળી એમાં ઉચ્ચ-નીચ કે યુવાન-વૃદ્ધના ભેદ વિના સૌ નિકટરીતે હળીમળી શકે છે, એટલું જ નહિ પણ તે ભાષા કે જાતિના ભેદ ભુલાવીને આંતરરાષ્ટ્રીય મિત્રતા સ્થાપી આપે છે. જગતનાં રાષ્ટ્રો વચ્ચે એખલાસ લાવવા માટેની 'લીગ ઑવ નેશન્સ' અને 'યુનો' જેવી સંસ્થાઓની કલ્પના પણ ન હતી ત્યારે ટપાલ વિષયક બાબતોમાં વિવિધ પ્રજાઓ ને દેશો વચ્ચે એક રાગથી કામ કરતી 'યુ. પી. યુ.' (યુનાઇટેડ પોસ્ટલ યુનિયન—વિશ્વટપાલસંઘ) જેવી સંસ્થા સ્થપાઈ હતી; પરંતુ દેશદેશના ટિકિટ સંગ્રાહકોના સંપર્કે વડે તો એ યુ. પી. યુ. કરતાં યે પહેલાં દુનિયાભરમાં મિત્રતાનો એક અદૃષ્ટ સંઘ સ્થપાઇ ચૂક્યો હતો. આમ, સામાજિક ને જાગતિક બંધુભાવનું પોષક એક બળવાન સાધન (પત્રમિત્રતાની માફક) આ શૉખ બને છે.

આ ઉપરાંત, આ શૉખની શિક્ષણ શક્તિનું મહત્ત્વ તો અનેક વખત ગવાઈ ચૂક્યું છે. ઇતિહાસ અને ભૂગોળના સામાન્ય જ્ઞાન ઉપરાંત, દેશદેશનાં લોકો, વિખ્યાત સ્થળો, ક્રાંતિકારક બનાવો, રાજકીય ઉથલાઓ, પ્રજાપ્રજાની વિભૂતિઓ, પાક-પેદાશો અને ઉદ્યોગો, વિચિત્ર વિશિષ્ટતાઓ આદિનું જ્ઞાન ટિકિટ-સંગ્રાહકને તેના શૉખને લીધે જેટલું સરળ અને ગમ્મતભરીતે મળી જાય છે તેટલું સામાન્ય માણસને નથી હોતું. પ્રકૃતિના અભ્યાસીને તેમાંથી દેશદેશનાં પંખી, પ્રાણી અને વનસ્પતિનો પરિચય મળે છે; અને સિક્કાઓ, ધ્યાનમુદ્રાઓ તથા રાજચિહ્નોના શૉખીનોને વળી તેની વિવિધતા મળી રહે છે. વિશેષમાં ટિકિટના ઉત્પાદનને લગતા અભ્યાસથી કાગળ ને શાહીની બનાવટ, છાપવાની પદ્ધતિઓ આદિનું જે જ્ઞાન થાય છે તેથી એ પણ પ્રતીત થાય છે કે ટિકિટોની બનાવટમાં વિજ્ઞાન ને કળાએ કેટલી પ્રગતિ કરી છે.

ઉપરાંત આ શૉખથી જે સામાન્ય તાલીમ મળે છે તે પણ કીમતી હોય છે. સ્વચ્છતા અને કલાત્મક રસદૃષ્ટિ તો આ શૉખ શરૂ કરવાની સાથોસાથ કેળવવાં જ 'પડે' છે; અને બારીક અવલોકન, તથા વિવિધતાઓ યાદ રાખવા માટેની તીવ્ર સ્મરણશક્તિ તો એવાં કેળવાય છે કે, એક નવી ભાષા શીખનારના જેટલી કક્ષાએ બુદ્ધિ કેળવાય છે.

જોકે આવા નિર્દોષ, જ્ઞાનદાયી શૉખની સાથે પૈસાની વાતને ભેળવવા જતાં હલકી કક્ષાની વાત કરવા જેવું થાય, પણ એટલું કહેવું જોઇએ કે બીજા શૉખો પાછળ રોકેલાં નાણાં જેમ તેમાં જ રોકાઇને સ્થગિત થઇ જાય છે તેવું આમાં નથી. જો જરા ગણત્રી, ચતુરાઇ અને વિવેકબુદ્ધિથી વિરલ ને મોંઘી ટિકિટોની આપલે કરવામાં આવે તો રોકાએલી રકમનું વળતર મળવા ઉપરાંત કોઇ વાર ઠીક રકમ ગાળી પણ રહે છે. પરંતુ આ કહેવાની સાથોસાથ એ પણ લાલ બત્તી બતાવવી જોઈએ કે આ શૉખમાં જે ઘડીએ 'કમાણીની જ' લાલચ પેઠી તે ઘડીએ તે 'શૉખ' મટીને 'સટ્ટો' બની જવાનો. અને એવા સટ્ટાખોરનું સ્થાન ટિકિટસંગ્રહના શૉખીનોમાં કોડીના મૂલનું યે નથી ગણાતુ.

ચેકોસ્લોવાકિયાની ટિકિટ પર એ દેશનાં પ્રતીકો ને સંજ્ઞાચિહ્નો

ટિકિટ-સંગ્રાહક શૉખીનોના સામાન્ય રીતે ત્રણ પ્રકાર ગણાય: શરૂઆત કરનારો 'શિખાઉ', મધ્યમ કક્ષાનો 'સંગ્રાહક', અને 'નિષ્ણાત'. પણ એ ત્રણની વ્યાખ્યા શી? જ્યાં-ત્યાંથી ટિકિટો એકઠી કરીને પડીકાં કે ખોખાં ભરભર કરનારો 'શિખાઉ' નહિ કહી શકાય; તેમ આલ્બમો ભર ભર કરનારો 'સંગ્રાહક' નહિ કહેવાય; કે અમુક વર્ષોનો રીઢો સંગ્રાહક અને ધંધાદારી યુક્તિઓ અજમાવીને સરસ વેચાણો કે સાટાં-દોટાં કરીને પૈસા કમાતો માણસ 'નિષ્ણાત' પણ નહિ કહેવાય. ઈ. ૧૮૪૦માં પહેલવહેલી ટિકિટ છપાઇ ત્યારથી માંડીને તે આજ સુધીમાં દુનિયા આખીમાં ૧,૫૦,૦૦૦ (દોઢ લાખ) ઉપરાંતની જાતો ટિકિટોમાં છપાઈ છે એવો એક સામાન્ય ગણત્રી કહેવાય છે. એમાં જોકે દિનપ્રતિદિન વધારો થતો જાય છે, પણ ગણત્રીના ધોરણ માટે એ આંકડો માન્ય રખાયો છે. તેના ૧૦ ટકા, એટલેકે પંદર હજાર વિવિધ 'કિસમ'ની ટિકિટો જેણે ભેગી કરી હોય તે હજી તો શરૂ કરનારો શિખાઉ ગણાય; પંદર હજાર અને પચાસ હજાર વચ્ચેની સંખ્યાની જાતો જેની પાસે હોવ તે મધ્યમ; ને ૫૦,૦૦૦ ઉપરાંત જાતો જેની પાસે હોય તે જ નિષ્ણાત. ધ્યાન રાખવાનું છે કે આ સંખ્યા કુલ 'ટિકિટોની' સંખ્યા પરથી, પણ 'જાતો'ની સંખ્યા છે કીમતનું તત્ત્વ પણ આમાં ગૌણ છે. ખરી કીમત તો જાતોની વિવિધતા અને વિશાળતા ધરાવવામાં છે. કોઇની પાસે ૨૦,૦૦૦ જાતની ટિકિટો હોય, પણ તેની કિંમત માંડ ૫૦૦ રૂપિયા પણ ન હોય; અને કોઈની પાસે માત્ર મોંઘામૂલનાં ચુનંદાં ૨૦૦ નંગ હોય, પણ તેની કિંમત ૪૦,૦૦૦ રૂપિયા હોય; તો એ બેમાં ખરો સંગ્રાહક કોણ? ૨૦,૦૦૦ જાતવાળો જ ખરો શૉખીન કહેવાય, કેમકે તેણે સંગ્રાહકની દૃષ્ટિપૂર્વક જહેમત કરીને (કાળજી, ધીરજ અને અવલોકન પૂર્વક) એ સંગ્રહ કરેલો હોય છે; જ્યારે પેલો મોંઘામૂલી ૨૦૦ ટિકિટનો સંગ્રાહક તો સટ્ટાખોર છે, કેમકે તેની દૃષ્ટિ માત્ર મૂલ્ય ઉપર અને તેમાંથી ક્યારે સારો તડાકો પાડી શકાય

તેના ઉપર હોય છે.

પણ શિખાઉ પાસે ટિકિટોની આટલી મોટી વિવિધતા હોવી જોઈએ એ આંકડો સાંભળીને ગભરાવાની જરૂર નથી. આ શૉખમાં જે ખાસ અગત્યની વસ્તુ છે તે તો કાળજી, ધીરજ અને શ્રમપૂર્વક મેળવેલું જ્ઞાન. પાંચ હજાર પુસ્તકોની લાયબ્રેરી એકઠી કરનારા કોઈ સામાન્ય બુદ્ધિના શ્રીમંત કરતાં એક બહુશ્રુત અને અભ્યાસી વિદ્વાન જેમ ચડિયાતો છે, તે જ રીતે, બહુ સંખ્યાની વિવિધતા ખરીદી લઈને એકઠી કરી નાખનારા સંગ્રાહક કરતાં, ધીમેધીમે, શ્રમપૂર્વક, ચો તરફથી એકઠી કરીને, અદલાબદલી કરીને અને કાળજીપૂર્વક વીણીવીણીને નાના સંગ્રહથી શરૂઆત કરનાર ખંતીલો સંગ્રાહક ચડિયાતો છે. ટિકિટસંગ્રહ, એ મુખ્યત્વે જ્ઞાનનું સાધન બનવો જોઈએ. તેની પાછળ રસભરી એકાગ્રતા, ઊંડું અધ્યયન અને નિરીક્ષણ, ખંતપૂર્વકની શોધ અને ચૂંટણીની વિવેકબુદ્ધિ હોવી જોઈએ. શાંત અભ્યાસ અને ધીરજપૂર્વકની સાધના વડે જ માણસ હજારો જાતોનાં વર્ગીકરણ સમજી શકે તેમજ કરી શકે. જ્ઞાન અને ડહાપણ કદી નાણાંથી ખરીદી શકાતાં નથી.

સાચા ટિકિટ-શૉખીનને મન 'ટિકિટ' એ જ મુખ્ય વસ્તુ છે. સાચી તમન્નાવાળા સંગ્રાહકને તો, અમુક પરફોરેશનમાં થોડો ફેર શોધી કાઢવામાં, કે છાપવામાં કોઇ આંખે ન ચડે તેવી બારીક ભૂલ શોધી કાઢવામાં જે રસ પડે છે તે સોંઘા-મોંઘાનાં સાટાંદોદાંમાં નથી પડતો. પોતે જે અવલોકનો નિરીક્ષણો ઉપાસના અને જાતજહેમતથી, કિસમકિસમની વિશિષ્ટતાઓ, વિવિધતાઓ અને વિરલતાઓ ભેગી કરી હોય છે તેનું જ તેને ખરું ગૌરવ અને ખરો રોમાંચ હોય છે.

### ઑસ્ટ્રિયાની નવી ટિકિટો

રશિયાની અસર નીચેના હંગેરીની નવી ટિકિટોનો સમૂહ ગયા અંકમાં આપ્યો હતો. આ અંકને પાછલે પૂઠે ઑસ્ટ્રિયાના પ્રજાસત્તાકની નવી બહાર પડેલી ટિકિટોનો સમૂહ ભાઈ અજીતકુમાર સંઘવીના સૌજન્યથી આપીએ છીએ. તેમાં અનુક્રમે પુષ્પ છોડ, શાંતિ-સંદેશ હતારતું કબૂતર, ખ્રિસ્તી ધર્મનાં દેવળો અને કિલ્લા, માતૃમૂર્તિ મેરી, નગરોના ચોક અને વિખ્યાત મકાનો તથા છેલ્લી હારમાં વિવિધ પ્રતીકો છે. તેના ઉપર ત્યાંનો ખાસ ટપાલ-સિક્કો પણ છે. બીજી હારમાં પહેલી ટિકિટ કાર્લ મિલૉકરના સ્મરણમાં કાઢેલા ફર્સ્ટ-ડે કવર સાથેની છે.



















ટિકિટ-સંગ્રહના શૉખથી થતો એક મોટો ફાયદો તે નાનાવિધ જ્ઞાનના ક્ષેત્રોનો પરિચય કહી શકાય. તેનો માત્ર આછો ખ્યાલ આપવા પૂરતો એક સમૂહ આ ઉપર છાપ્યો છે. તેની મથાળાની હારમાં ત્રણ વિખ્યાત પુરુષો છે: (૧) ડેન્માર્કની ટિકિટ ઉપર ત્યાંનો જગજાણીતો પરીકથાકાર હૅન્સ ઍન્ડર્સન; (૨) દક્ષિણ રહોડેશિયાની ટિકિટ ઉપર, આફ્રિકાનો અગ્રણી સંસ્થાન-સ્થાપક સેસિલ રહોડ્સ; અને (૩) રશિયાની ટિકિટ પર લેનિન. બીજી હારમાં પશુપંખીની વિવિધતાની વાનગી છે: (૧) ન્યૂઝીલાંડની ટિકિટ ઉપર 'કીવી' નામનું જાનવર; (૨) બેલ્જિયમ કૉંગોની ટિકિટ પર આફ્રિકાનું 'ઓકાપી' નામક પશુ; ને (૩) ગ્વાટેમાલા (મધ્ય અમેરિકા) ની ટિકિટ ઉપર 'ક્વેટ્ઝાલ' પંખી. ત્રીજી હારમાં (૧) જર્મનીની ટિકિટ ઉપર ત્યાંનો વિખ્યાત પુરાતન કિલ્લો; (૨) ગ્રીકની ટિકિટ ઉપર સૂર્યદેવ અને (૩) જાપાનની ટિકિટ ઉપર ત્યાંના વિશિષ્ટ સઢવાળા વહાણનો પરિચય મળવા ઉપરાંત તે તે દેશોની લિપિઓ પણ જોવા મળે છે. ચોથી હારમાં એરમેઇલની ટિકિટોના નમૂના છે, જેમાં પહેલી ઈટાલીની, બીજી હૉલંડની અને ત્રીજી જર્મનીની છે, અને એ ત્રણેમાં વાયુ-ઉડ્ડયનનાં વિવિધ પ્રતીકોનાં આલેખનો છે. પહેલીમાં પાંખાળો ઘોડો અને ત્રીજીમાં પૃથ્વીના ગોળાને આવરીને ઊડતો જર્મનીનો રાષ્ટ્ર-પ્રતીક ગરુડ છે, જ્યારે વચલી, વિમાનના આલેખનવાળી ટિકિટના અનોખા ત્રિકોણ ઘાટમાં વિશિષ્ટ ચિત્રરચના કરેલી છે.

એક વેપારી પેઢીમાં મહેતાજીનું કામ કરતાંકરતાં સંસ્કૃત, અંગ્રેજી, થોડા ફ્રેન્ચ ને પોલિશ સાહિત્યના સંપર્કવાળો બહુશ્રુત સાહિત્યસેવી બન્યો, એ એની એકધારી સાધના ને તમન્નાભર્યા પુરુષાર્થનું જ પરિણામ હતું. જર્મન, સ્પૅનિશ, પોલિશ કે રશિયન સાહિત્ય વિષેની કોઇ પૃચ્છા કરવા કે પુસ્તક માગવા આવનાર કૉલેજિયનોથી માંડીને, મુંબાઈની મોટી લાયબ્રેરીઓના લાયબ્રેરીઅનો સુધીના વિવિધ માણસો એમના આ વિશાળ જ્ઞાનસંચયનો લાભ પામતા.

એવા, આપબળે જાતઘડતર કરનાર ભાઈ હરિશ્ચન્દ્ર ભગવતી-શંકર ભટ્ટનો જન્મ, ૧૯૦૬ની છઠ્ઠી ડિસેમ્બરે અમદાવાદમાં થયેલો. તેઓ મૂળ સુરત જિલ્લાના ઓલપાડ ગામના મોતાળા બ્રાહ્મણ.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ મુંબાઇમાં લઈ મૅટ્રિક થયા બાદ, ઉચ્ચ અભ્યાસ માટે બનારસ હિંદુ યુનિવર્સિટીમાં જવાની તૈયારી પિતાના અવસાનને લીધે પડતી મૂકી, દેશી વેપારી પેઢીમાં એમને નોકરી લેવી પડેલી. છતાં અભ્યાસના અનુરાગને લીધે એ નોકરી સાથે એક વર્ષ સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં અભ્યાસ કરેલો. ઉપરાંત, હાઈસ્કૂલના શિક્ષણની સાથેસાથે જૂની ઢબ પ્રમાણે સંસ્કૃત અને વેદાધ્યયન શીખવાનો પણ પ્રયત્ન કરેલો.

કુટુંબપોષણને માટે નોકરી અર્થે અભ્યાસ છોડી દીધેલો હોવા છતાં વાચનનો નાદ એમનો એટલો તીવ્ર હતો કે કાવ્ય, રાજકારણ, સંસ્કૃતિ, ઈતિહાસ, કલાવિવેચન વગેરેનાં યુરોપી સાહિત્યનાં ઘણાંખરાં પુસ્તકોથી તેઓ પરિચિત હતા. તેમાં યે સ્લાવ સાહિત્ય અને સંસ્કૃતિ (મુખ્યત્વે પોલાંડ વિષે)નો એમનો અભ્યાસ એટલો બહોળો હતો, કે એક વખત પોલાંડ વિષે પોતે વાંચેલા પુસ્તકોની યાદી મુંબાઈમાંના પોલાંડના એલચીને મોકલીને વિશેષ પુસ્તકોનાં નામ મેળવવા માટે તે એમને મળવા ગયા, ત્યારે એ એલચી (ડૉ. બાનાસિન્સ્કી)એ કહેલું કે પોલાંડ વિષે મારા કરતાં પણ તમે વધારે પુસ્તકો વાંચ્યાં છે! પાછળથી તેમને મુંબાઈમાંના પોલાંડના એલચી ખાતામાં નોકરી મળી, જે, ગયા મહાયુદ્ધમાં એ દેશ પાદાક્રાંત થયા બાદ એલચીખાતું બંધ થયું ત્યાં સુધી રહેલી. ઉપરાંત તે કલાના અભ્યાસી ને રસિક ભોક્તા હતા ને રૂપસુંદર ગ્રંથવિધાનની પણ એમને દૃષ્ટિ હતી. સાહિત્ય ને કલાની આવી સુમેળવાળી દૃષ્ટિ હોવાથી પોલિશ એલચી ખાતામાંથી મુક્ત થયા બાદ મુંબાઈમાં શ્રી જયંત દાણી ને શ્રી મુરલી ઠાકુરની સાથે એ 'નાલંદા' પ્રકાશનગૃહમાં જોડાયા અને એ સંસ્થાના શરૂનાં બધાં પ્રકાશનો એમનાં જ વિધાનો છે.

કલા, કવિતા, સાહિત્ય અને સંસ્કાર વિષેની એમની ધૂન કોઈ અનોખી ભક્તિ જેવી હતી. તદ્દન મધ્યમ આવકમાં સાદું જીવન ગાળતા એ મહેતાજી જેવા માણસને કોઈ કલાપ્રદર્શનમાંથી સવાસો રૂપિયાનું ઇચિંગ કે વૂડકટ ખરીદતા જોનારા ઘડીભર અચરજ પામી જતા. એ જ રીતે કોઈ કવિ કે સાહિત્યરસિક મિત્રને, તેના જન્મદિને ટપાલમાં એકાએક ઉમદા છપાઈનો મૂલ્યવાન કાવ્યસંગ્રહ કે સાહિત્યગ્રંથ એમના તરફથી ભેટ આવી પડીને તેને આશ્ચર્યમુગ્ધ ને આર્દ્ર બનાવી મૂકતો. કલાત્મક ગ્રંથવિધાનને ઉમદા મુદ્રણકાર્યના એ આશક પાસે સારો ડગલો કદી ન હોય, પણ યુરોપ-અમેરિકાના ગ્રંથરત્ન ગણાતી 'લિમિટેડ એડિશન'ની મોંઘી ચોપડીઓનો સંગ્રહ રહેતો.

આવી ઊંચી રસવૃત્તિ અને વિશાળ વાચનવાળા ભાઈ હરિશ્ચન્દ્ર આ જમાનાની છાપાળવી જાહેરાત પામ્યા નથી; બલ્કે, એક સન્મિત્રે હમણાં જણાવ્યું હતું તેમ, આ ક્ષેત્રના એ unknown soldier—અણજાણ સૈનિક જેવા હતા; અને એમ જ અણજાણ રહીને, અચાનક એ ગયા માસમાં ચાલ્યા ગયા. પણ જેમના જેમના અંતરમાં એમના સંસ્કારસંપર્ક અને ઉષ્માભરી હૂંફાળા સ્નેહની ફોરમ રહી ગઈ છે એક ઉમદા મિત્રની અને ગુજરાતને એક ઉમદા સંસ્કારસેવકની મોટી ખોટ પડી છે. આ લખનારને અંગત રીતે તો, એમના જેવો હેતાળ મિત્ર ગુમાવ્યાની જે અંગત ખોટ પડી છે તેના આઘાતની કળ વળે ત્યારે ખરી. આજે માત્ર આ અશ્રુભરી અંજલિથી એમના આત્માને શાંતિ ઈચ્છી મન વાળીએ છીએ.

—બ. રા.

## કોડઈકાનલ

પ્રકૃતિએ જ્યાં છૂટે હાથે પોતાનું માધુર્ય રેલાવ્યું છે એવું, હિંદભરમાં કદાચ શ્રેષ્ઠ આબોહવાવાળું આ હવા ખાવાનું સ્થળ, મદ્રાસ ઈલાકાના મદુરા જિલ્લામાં, પાલનીની ટેકરીઓના પહાડી પ્રદેશમાં આવેલું છે. ગિરિ-નિવાસોમાં રાણી રૂપ ગણાતા નીલગિરિના ઉતાકામંડ કરતાં પણ અહીંનું હવામાન ચડિયાતું ગણાય છે; અને એટલી જ ઊંચી એની પ્રતિષ્ઠા ત્યાંની વેધશાળાને લીધે છે

કોડઈકાનલ રોડ સ્ટેશનથી ૫૦ માઈલ દૂર, સમુદ્ર સપાટીથી ૬૫૦૦ ફૂટ ઊંચે વસેલું આ નાનું ગામ શાંતિ અને આરામનું આદર્શ ધામ છે વૉટરવર્ક્સ તથા વીજળીની આધુનિક સગવડો સાથે હરિયાળી ટેકરીઓ ને આહ્લાદક નિસર્ગદૃશ્યોથી ભર્યુંભર્યું એ રમણીય ગ્રીષ્મધામ ત્યાંના વિશાળ સરોવરને લીધે વધુ આકર્ષક બને છે.

કોડઈની ફરતો ગૅરોન રોડ નામનો, ટેકરીઓ અને ખીણમાંથી પસાર થતો ૩૦ માઈલ લાંબો રસ્તો ફરવા જવા માટેનું એક મોટું આકર્ષણ છે. તેની આજુબાજુની હરિયાળી ને પાણીના ધોધો બધી જ ચિંતા ભુલાવી દે તેવું માદક વાતાવરણ રચી રહે છે.

શહેરથી ત્રણ માઈલ દૂર આ પ્રદેશના સર્વોચ્ચ સ્થળે ૭૬૮૮ ફૂટની ઊંચાઈએ સરકારસ્થાપિત વેધશાળા છે, જેમાં પૃથ્વીનું ચુંબકત્વ, હવામાનશાસ્ત્ર તથા સમયને લગતાં આકાશી અવલોકનો અને ખગોળશાસ્ત્રીય નિરીક્ષણો કરવામાં આવે છે. તેમાં પણ મુખ્ય કામ તો સૂર્ય-વિજ્ઞાનને લગતાં નિરીક્ષણોનું થાય છે.

ટેકરીની બાજુમાં લેડી રામનાથન્ નામની એક અમેરિકન હિંદુ બાઇએ બંધાવેલું સુબ્રહ્મણ્યનું સુંદર મંદિર છે. અહીંથી અને પ્રૉસ્પેક્ટ પૉઈન્ટ પરથી પહાડના ગાળામાંથી દૂર પાલનીની ટેકરી પરનું વિખ્યાત જાત્રાધામ (મંદિર) તથા તેનું સરોવર જોઇ શકાય છે. 'પિલર રૉક્સ' નામના ૪૦૦ ફૂટની ઊંચાઈવાળા ત્રણ પ્રખ્યાત સીધા ખડકો પણ અહીંના દૃશ્યમાં મધુર ભવ્યતા ઉમેરે છે.

## સિંહોની વસતિ-ગણતરી

સોરઠનો વનરાજ એ આખી દુનિયામાં સિંહોની એક વિશિષ્ટ જાતિ ગણાય છે, અને હિંદભરમાં તેની વસતિ કાઠિયાવાડના ગીરના જંગલમાં જ માત્ર મર્યાદિત છે. ઉપરાંત તેની વસતિ દિનપ્રતિદિન ઘટતી જતી હોવાથી જગતનું આ મોંઘું પ્રાણીધન સાચવવા માટે થોડા સમય પર વડાપ્રધાન જવાહરલાલના ખાસ ફરમાનથી તેના શિકારની બંધી કરવામાં આવી હતી. હવે, તેમાં એક ડગલું આગળ વધીને ગયા ઍપ્રિલની ૨૧મી તારીખે સિંહોની વસતિ ગણત્રી કરવામાં આવી છે. એ ગણત્રી મુજબ સૌરાષ્ટ્રનાં જંગલોમાં હાલ ૨૧૨ સિંહો રહે છે, એમાં ૧૭૨ મોટા અને ચાલીસ નાના છે.

એમાં જામવાળા ખાતે ૪૫ બીસાવદર ખાતે ૨૪, સાસણ ખાતે ૬૮, જસધાર પાસે ૪૫, અમરેલી પાસે ૨૬ અને ગિરનારમાં ૩ સિંહો રહે છે. આ ઉપરાંત બીજા ડુંગરોઓમાં પણ ક્યાંક ક્યાંક સિંહો રહેતા હોય એમ જણાય છે. પરંતુ એ અંગેની વિગતો મેળવવી હજી બાકી છે. આ કપરી વસતિગણતરી જે રીતે કરવામાં આવી છે તેની પદ્ધતિ રસદાયક છે. દોઢ વર્ષના સંશોધન બાદ અને વન-

**એક કપુત કાળુ કરે ઉજ્જવલ બીજો પ્રકાશ.**
**દીપકના બે દીકરા કાજળ ને અજવાશ.**

આવતી પહેલી તારીખે એક કરોડ વૃક્ષો વાવીને દેશવ્યાપી વૃક્ષારોપણ પર્વ ઊજવવાનો અનુરોધ થયો છે તે સમયે, ગોંડળ (સૌરાષ્ટ્ર)ના સદ્‌ગત રાજવી ભગવતસિંહજીના વૃક્ષપ્રેમનો એક પ્રસંગ યાદ આવે છે. એમની અંગત પરવાનગી વિના ઝાડ કાપવાની એમના આખા રાજ્યમાં મનાઈ હતી. એક વખત રાજધાની ગોંડળની જ એક નવી થતી ફુશાદે સડકની વચ્ચોવચ જંગી ઝાડ આવતું હતું, તે કાપવાની રેરેટ એન્જિનીયરે અનુમતિ માગી. તેને ના પાડતાં એમણે કહ્યું, 'આપણો આ નવલખો મહેલ છે તે કદાચ પડી ગયે નવો ચણાવીને ઊભો કરવાનો સંકલ્પ કરીએ, તો ધારી મુદતમાં—અરે એક રાતમાં પણ, આપણે ચાહીએ તેટલી લક્ષ્મી ખરચીને કરી શકીએ; પણ કાપી નાખેલું ઝાડ આપણે ગમે તેટલા ખર્ચે પણ ઊભું કરી શકવાના હતા?'




૧૯૫૦: આ ત્રિકોણની ત્રણે બાજુઓ ઉપર, ત્રણે વેધ (ઊંચાઈઓ)માં, અને બીજા સમૂહોમાં આવતા નાના ત્રિકોણોમાંની રકમોનો સરવાળો ઈ.સ.ના આ વર્ષ (૧૯૫૦) જેટલો થાય છે. (અમેરિકાના આયોવા પરગણાના એરોકી ગામના શ્રી બેન લેપોરકી રચિત.)

અનેકાર્થી શબ્દ: **ચાસ**=ખેડવાથી પડતો લાંબો આંકો; ખોટ; ચાસણી; એક પક્ષી.

દુશ્મનાવટની હદ સુધી પહોંચેલા બે હરીફો એક સ્થળે સામાસામા થઈ ગયા. એક અંદર જતો હતો, બીજો બહાર આવતો હતો. એકે બીજાને જોઈને ગુસ્સાથી કહ્યું: 'હું બદમાશોનું મોં જોતો નથી.'

'હું તો જોઉં છું.' બીજાએ ઠંડકથી કહ્યું.

કહેવતોના અર્થ: 'વાધરી માટે ભેંસ મારવી' વાધરી (ચામડાની નાની દોરી)નો ખપ પડતાં તેને માટે આખી ભેંસ મારી નાખવા નીકળવું જેવું બેવકૂફી ભરેલું છે, તેવું જ કોઈ મામૂલી લાભ માટે મોટું નુકસાન વહોરવા નીકળવું મૂર્ખાઈભર્યું છે, એમ દર્શાવવા માટે આ સચોટ ઉદાહરણવાળી કહેવત વપરાય છે. તેને મળતી બીજી કહેવતો: 'આગ લગાડીને તાપણી કરવી;' 'વડ બાંગીને ફટીપણું કરવું;' 'ખીલા માટે ભીંત પાડવી' વગેરે.



તમે કહી પણ શકો ખરા, કે આ બે જણ જે વસ્તુને અઢેલી રહ્યા છે તે સિક્કા છે! પાસિફિક મહાસાગરના કેરોલીન દ્વીપસમૂહમાંના 'યાપ' ટાપુના વતનીઓ આવા કાણાંવાળા પથ્થરના સિક્કા વાપરે છે, જેમાં લાકડું ભરાવી બે જણ ઊંચકીને તે લઈ જાય છે!

વિલાયતમાં ઠંડો મુલક હોવાને કારણે માણસો બહુ સ્નાન ન કરતાં હાથમોં જ ધૂએ છે; ત્યાં, એવી ગણત્રી નીકળી છે કે, એક માણસ તેના આખા જીવનમાં હાથમોં ધોવા માટે દોઢ હજાર ટન પાણી વાપરે છે.

ચાદીની ચીજો તથા વાસણો સાથે કપૂરનો કટકો રાખી મૂકવાથી રૂપું ઝાંખું નહિ પડે અને વળી ચીજો સુગંધિત રહેશે.

આખી જીવસૃષ્ટિમાં કદના પરિમાણથી કરોળિયો સૌથી ઝડપી ને તગડું સૌથી બળવાન સાબિત થયાં છે. કરોળિયો પોતાની લંબાઈ કરતાં સો ગણું અંતર એક સેકંડમાં દોડી શકે છે; ને તગડું પોતાના વજન કરતાં ૫૦ ગણું વજન ઊંચકી શકે છે.



પોતાની રજતજયંતિના અભિષેકથી માનવીઓ રાણીમા રેથી રૈસિડાં વપરાશની જે ચીજો જોઈ તેમાં આ કૂંચી નવતર ઉમેરો કરે છે. સુંદર શોભનરચનાવાળી આ લોખંડની કૂંચી જ શોભા ખાતર નહિ પણ ઇંગ્લેંડના રાજા ચોથા વિલિયમના ખાનગી વપરાશ માટે બનાવેલી ને દર્શાવેલા નામાક્ષરો W. R ના મોનોગ્રામ તથા શાહી તાજ કૂંચીના મથાળાના ભાગમાં ગૂંથેલા છે.

એકલા લંડન શહેરની વસતિ આખા ઑસ્ટ્રેલિયા ખંડની વસતિ કરતાં વધુ છે.

આંખ આવીને બહુ દુખતી હોય તેના ઉપર સીંબોઈનાં પાનને સાફ કરી, ઘી ચોપડીને ગરમ કરી, દરેક આંખે ચાર ચાર પાંચ-પાંચ પાનની થોકડી મૂકી પાટો બાંધી દેવાથી આંખમાંથી ગરમ પાણી રૂપે ગરમી ચાલી જઈને સવારે આંખ ચોખ્ખી થઈ જશે.

અત્યંત બારીક મલિન જેવાં કપડામાં સલામતરીતે પિન ભરાવવી હોય, તો કાપડની તળેના ભાગમાં કૉટનવૂલ (રૂ)નો ડૂચો રાખી, તેમાં ભરાવવાથી તેને ટકે પિન અકડ રહેશે અને કપડું ફાટશે નહિ.

**એક અદ્‌ભુત ચીજ છે. દુનિયાના તવંગરમાં તવંગર માણસ પાસે પણ એને ખરીદવાના પૈસા નથી. પણ તમે ધારો તો એ મફત મેળવી શકો. એનું નામ સંતોષ.**

વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીનું તદ્દન નવું પ્રસ્થાન

## લલિતકલાઓ અને સંગીતનો અભ્યાસક્રમ

વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી તરફથી લલિત કલાઓ તેમજ સંગીતના વિષયોના 'ડિગ્રી' તથા 'ડિપ્લોમા' અભ્યાસક્રમો યોજવામાં આવ્યા છે. ડિગ્રી માટેના અભ્યાસોમાં પેઇન્ટિંગ, (ચિત્રકળા), સ્કલ્પ્ચર (શિલ્પ), ઍપ્લાઇડ આર્ટ્સ, મ્યુઝિક (સંગીત) અને ડૅન્સિંગ (નૃત્ય)ના વિષયો છે. તેમાં દાખલ થવા માટે ઓછામાં ઓછી લાયકાત મુંબઇની એસ. એસ. સી. (માધ્યમિક શાળાંત પ્રમાણપત્ર)ની પરીક્ષા પાસ કરેલી હોવી જોઇએ. સત્ર-ફી રૂા. ૭૦ તથા વિદ્યાર્થીસંઘ અને વૈદકીય ફી રૂા. ૧૫ છે. વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થિનીઓ બંને માટે જરૂરી હૉસ્ટેલો (છાત્રાલયો)ની વ્યવસ્થા કરવામાં આવી છે. દાખલ થવા ઇચ્છનારાઓએ નીચે સહી કરનાર પાસેથી પ્રવેશપત્રો મંગાવીને ભરી મોકલવાનાં છે.

ચિત્રકળાના 'ડિપ્લોમા' અભ્યાસક્રમના વર્ગો ૨૦મી જૂનથી શરૂ થાય છે; સંગીતના વર્ગો નવેમ્બરના બીજા અઠવાડિયામાં શરૂ થશે. તેમાં જોડાવા ઇચ્છનારાઓએ ભરી મોકલવાનાં અરજીપત્રોનાં ફૉર્મ, પ્રોસ્પેક્ટ (જ્ઞાપનપત્રો) વગેરે માટે નીચેને સરનામે ડીનને અરજી કરવી.

કૉલેજો ૨૦મી જૂન ૧૯૫૦ના રોજ ઊઘડી જશે.

ડીન · ફૅકલ્ટી ઑફ ફાઇન આર્ટ્સ · પુષ્પબાગ · યુનિવર્સિટી રોડ · વડોદરા

નાગદમન
પ્રાચીન
ગુજરાતી
શિલ્પ

ા પ્રમાણભાર અને પ્રવાહી રેખાવહનવાળું આ અદ્‌ભુત મધુર શિલ્પ તો દેલવાડાના મંદિરનું જ હશે એમ જ સ્વાભાવિકરીતે લાગે; પરંતુ કોઈને યે ન આવે કે તે સૌરાષ્ટ્રના છેક પશ્ચિમ કિનારાના એક અજાણ સ્થળના ખંડિયેરમાનું રત્ન છે. પોરબંદર રાજ્યના માધવપુર ગામથી એક માઈલ ોલા ‘મૂળ માધવપુર’ ગામના અસલ માધવરાયના મંદિરના ખંડિયેરોની છતમાંનું એ શિલ્પ છે. એની રેખાઓ ગુજરાતના તળપદા શિલ્પની ા સ્પષ્ટ છે, અને આબુના શિલ્પ કરતાં તે વધુ પ્રાચીન અને વધુ સુંદર છે. નીચે નાગ, ઉપર કૃષ્ણ, ચોમેર નાગણીઓ અને વચ્ચેનાં નાનાં ં જલથલની પ્રાણીસૃષ્ટિ, એ બધાંનું સામંજસ્ય કલાકારે વહેતા વળાકાઓની શોભનગૂંથણીમાં અદ્‌ભુતરીતે સાધ્યું છે. પોરબંદરની ભાવ-હાઈસ્કૂલના વિદ્યાર્થી-સંગ્રહસ્થાનના સૌજન્યથી એ મળ્યું છે તેનું સાભાર ઋણ સ્વીકારીએ છીએ. ℂ નીચે છાપેલા આધુનિક મુક્ત શૈલીના તાદૃશ આલેખનને બદલે લણણી વેળાના સમૂહકાર્યમાં થતા અંગવિન્યાસગાની ગતિનું સંગીત ને ઉત્સાહનો ભાવ જ દર્શાવવાનો પ્રયત્ન છે.



લણણી
વી. એસ.
ધોપતકર



ચીની યોદ્ધો : જગવિખ્યાત જાપાની કલાકાર કાત્સુશીકા હોકુસાઈનું બલિષ્ઠ રેખાંકન. (જુઓ પૃ. ૨૪૫ ઉપરનો ચિત્રપરિચય)

તંત્રી
બચુભાઈ રાવત

સંસ્થાપક
રવિશંકર રાવળ

જુલાઈ : ૧૯૫૦







કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક (ટૅક્સ સાથે) રૂ. ૭॥; પરદેશમાં રૂ. ૯॥ અથવા શિ૦૧૫ છુટક નકલ-બાર આના

## માનવતા અને પ્રકૃતિનો કવિ

# વિલિયમ વર્ડ્ઝવર્થ

લેખક • નિરંજન ભગત



કવિ વર્ડ્ઝવર્થ પ્રૌઢ જીવનમાં ↑
(માર્ગરેટ ગિલિસના ચિત્ર પરથી)

આ સાલ દુનિયામાં ગ્યૉટેના જન્મની બસોમી જયંતી ઊજવાયા પછી ઇંગ્લંડમાં આ સાલ ત્યાંના આ મહાન કવિના મૃત્યુની સોમી સંવત્સરી ઊજવાઇ એમાં એક પ્રકારનું આકસ્મિક ઔચિત્ય પણ છે; કારણ કે મૅથ્યુ આર્નૉલ્ડ જેવા વિદ્વાન વિવેચકની દૃષ્ટિએ, જગતભરના છેલ્લાં બે હજાર વર્ષના મહાન કવિઓમાં પાંચમું સ્થાન ગ્યૉટેનું અને એની પછીનું જ-છઠ્ઠું સ્થાન વર્ડ્ઝવર્થનું આવે છે. [પ્રથમ ચાર સ્થાને દાન્તે, શેક્સપીઅર, મોલિયેર અને મિલ્ટન છે.]

'માનવી' શબ્દનો સાચો અર્થ શબ્દકોષમાંથી નહિ પણ વર્ડ્ઝવર્થ જેવા કવિના કાવ્યકોષમાંથી જ જડી આવે. વળી વર્ડ્ઝવર્થથી વધુ મોટો એવો પોતાનો ગાયક તો પ્રકૃતિને પણ ભાગ્યે જ મળ્યો હશે. જીવનની ક્ષુદ્રતામાંથી પણ ભવ્યતાનો આનંદ પીનાર અને પાનાર આવા કવિને પ્રગટાવીને તો જીવને પોતાનો જ મહિમા પ્રગટ કર્યો છે.

ઇંગ્લૅંડના કૉકરમાઉથ નામે ગામડામાં, ઈ. ૧૭૭૦ના એપ્રિલની ૭મી તારીખે એક જાગીરદારના એજન્ટ જૉન વર્ડ્ઝવર્થને ત્યાં એ જન્મ્યો. જૉનનાં પાંચ સંતાનોમાંનું બીજું સંતાન તે કવિ વિલિયમ વર્ડ્ઝવર્થ. પરંતુ કવિનાં ચાર ભાંડુભહેનોમાંથી એની નાની બહેન ડૉરૉથી અને અનુજ જૉન એમ બેનું જ એના જીવનમાં મહત્ત્વનું સ્થાન રહ્યું અને તેમાં યે 'વિલિયમ' વર્ડ્ઝવર્થને 'કવિ' વર્ડ્ઝવર્થ બનાવનાર જો કોઇ હોય તો તે ડૉરૉથી જ. જોકે કવિના શિશુ હૃદયમાં તો પોતાના ઘરની પાછળથી વહી જતી નદી ડર્વેન્ટ અને નવ માઈલ દૂર ઊભેલી સ્કિડૉ ટેકરીનું જ મહત્ત્વનું સ્થાન હતું.

કવિના શૈશવકાળનો સૌથી મહત્ત્વનો પ્રથમ પ્રસંગ તે ૧૭૭૮માં માતાનું મૃત્યુ અને પરિણામે સારો યે પરિવાર છૂટો પડી ગયો. મોટાં ચારે બાળો (રિચાર્ડ, વિલિયમ, ડૉરૉથી અને જૉન) પેનરિથ મુકામે તેમને મોસાળ ગયાં, જ્યાં તેમના નાના-દાદા-વિલિયમ કુકસન દુકાન ચલાવતા. બાપીકા ઘર પાછળની ખડતલ ટેકરીઓ, પુરાણો કિલ્લો અને રોજ જેમાં નહાવાની મઝા આવતી એવી મધુરી ડર્વેન્ટ નદીનું આહ્લાદક કુદરતી વાતાવરણ છોડી મોસાળ જવું વિલિયમને ગમ્યું નહિ હોય એમ લાગે છે. કદાચ નાનાના ઘરનું વાતાવરણ બંધિયાર ને કંટાળાભરેલું લાગ્યું હશે. ગમે તેમ, પણ ત્યાં એ એકલસૂરો, ધૂની અને ચીડિયો બની ગયો. એક વખત તો કોઇ કારણે બહુ લાગી આવ્યું હશે, તેથી ઘરના માળિયા ઉપર જઇને ત્યાં પડી રહેતી તલવારથી આપઘાત કરવાનો બાલિશ પ્રયત્ન પણ કરેલો, પરંતુ છેલ્લી ઘડીએ જીવ ન ચાલ્યો! પણ અહીંથી તેને હૉકસ-હેડ ગામની શાળાએ ભણવા મૂકેલો, ત્યાં એને છુટ્ટો દોર મળતો; એટલે ત્યાં અનેક પ્રવૃત્તિઓમાં તે ખીલી ઊઠ્યો: નદીમાં તરતો, હોડીઓ ચલાવતો, બરફ પર લપસતો, અને ચોમેરના પ્રદેશમાં માઇલો સુધી ભટકીને ગોપ-જનો, ખેડૂતો, ભરવાડો અને ભમતારામ જાતિઓ જોડે અનનવી ઓળખાણો સાધતો. આમ, હૉકસ-હેડના સમાજમાં એ માનવ હૃદયનો પ્રથમ પરિચય પામ્યો. પોતાના એક શ્રેષ્ઠ કાવ્ય 'માઇકલ'ની વાર્તા એણે અહીં જ ઍન ટાઈસન નામની એક બાઈ (જેના મકાનમાં એ રહેતો તેની) પાસેથી સાંભળી, અને કવિના સુકુમાર હૃદયમાં માનવપ્રેમની સૌરભ મ્હેકી ઊઠી. આ કાળનાં એનાં પ્રિય પુસ્તકોમાં અરેબિયન નાઈટ્સ (જે એનું સૌથી વધુ પ્રિય પુસ્તક) તથા ફીલ્ડિંગ, સ્વિફ્ટ અને સ્વિફ્ટની નવલકથાઓ. પણ એ સૌથી યે પ્રિયતર તો કુદરતની કિતાબ જ હતી. હૉકસ-હેડથી સ્હેજ જ છેટે કોનિસ્ટનમાં એક સાયંકાળે અસ્તાચળના રવિકિરણોની રક્તરંગીન ઝાકઝમાળને જોઇને, હજુ તો ઊઘડતું એવું એનું કવિઉર ગાઈ ઊઠ્યું હતુંઃ

'... There I said
That in whatever region I should close
My mortal life, I would remember you
Fair scenes!'

**જેણે પ્રકૃતિની ભંગુરતાને ભવ્યતાનો નવજન્મ આપ્યો**

એવામાં તો આ સુખી જીવન પર ફટકો પડ્યો. ચૌદમે વર્ષે તેના પિતા ગુજરી ગયા, અને વારસામાં માત્ર જમીનદાર પાસેનું પાંચ હજાર પૌંડનું લેણું મૂકતા ગયા. પણ જમીનદારે તે ચૂકવવાની ના પાડી. કુટુંબના આ આર્થિક સંજોગોમાં વર્ડ્ઝવર્થને ઘણો આઘાત થયો, અને દુનિયા જાણે પોતા તરફ બેદરકાર છે એવી લાગણીથી તે ફરી બેચેન, વાદીલો અને અસ્થિર મનનો બની ગયો.

આમ ને આમ હૉક્સ-હેડની ગ્રામરસ્કૂલનો અભ્યાસ પૂરો કરી તે આગળ અભ્યાસ માટે કેમ્બ્રિજની સેન્ટ જૉન્સ કૉલેજમાં ગયો; પરંતુ ત્યાં પણ, ઈ. ૧૭૮૭-૯૦નાં ત્રણ વર્ષના કેમ્બ્રિજના અભ્યાસકાળમાં, ડર અને કપવનની કુંજોમાં અહોરાત પડ્યો રહેનારો કવિ એકલવાયો થઈ પડ્યો. અહીં પણ જીવનધ્યેય વિષે તે અસ્થિર જ રહ્યો, અને ઘણીવાર ધર્મજીવનમાં પડીને પાદરી થવાના વિચારો સામે મથામણ કરતો રહ્યો. પણ ચૉસર, સ્પેન્સર અને મિલ્ટન જેવા કવિઓની સ્મૃતિથી કેમ્બ્રિજ સભર હતું. એ 'પુરાણા વડીલો'ની પાસે આ નવોદિત કવિએ પોતાની કાવ્યદીક્ષા લીધી. પણ સાચી સર્જકતાનો સંસ્પર્શ તો એ વર્ષાન્તે આવતી લાંબી રજાઓના કાળમાં જ પામ્યો. આવી ત્રણે રજાઓ તેણે કેમ્બ્રિજની બહાર ગાળી.

આમ, કેમ્બ્રિજનો ત્રણ વર્ષનો વસવાટ કવિના જીવનમાં વિરલ નહિ તો પણ વિકાસશીલ તો નીવડ્યો જ. અને, અઢારમી સદીનાં કાવ્યોનાં સૌ અપલક્ષણોને અનુસરતો, ને તો યે નવીન કવિતાના અંશોથી ક્યાંક ક્યાંક મૌલિકતા ધારણ કરતો, એનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ધી ઈવનિંગ વૉક' આ સમયે પ્રગટ થયો.

૧૭૯૧ના ફેબ્રુઆરીમાં કેમ્બ્રિજની ઉપાધિ લઈ કવિ લંડનમાં આવીને વસ્યો. પણ હજી યે આવતી કાલ પાસેથી પોતાની શી અપેક્ષા છે તેનો કશો નિર્ણય તેણે કર્યો ન હતો. અંતે ફ્રેન્ચ ભાષા શીખવાના નિમિત્તે તેનો રખડુ આત્મા ફ્રાન્સના પ્રવાસે નીકળી પડ્યો, અને ૧૭૯૧ના નવેમ્બરથી ૧૭૯૨ના ડીસેમ્બર લગીના એ તેર માસના ફ્રાંસનિવાસથી કવિનું જીવન આમૂલ પરિવર્તન પામ્યું.

ઑર્લીયાન્સમાં રહીને ફ્રેન્ચ ભાષાના પાઠ શીખવા નીકળેલો કવિ 'બ્લવા' (Blois)ના એક ડૉક્ટરની (પોતાથી ચાર વર્ષ મોટી) દીકરી ઍનેત વાલોં પાસે પ્રેમના પાઠ શીખવા બેસી પડ્યો. આ



કવિ વર્ડ્ઝવર્થ જુવાનીમાં (બી. આર. હેડનના ડ્રૉઇંગ પરથી)

પ્રેમનો આવેશ પાછળથી એટલો તો પ્રબળ થઈ પડ્યો કે તે એક ગેરકાનુની બાળકીના જન્મમાં પરિણમ્યો. આ પ્રેમની કથા તેણે પાછળથી પોતાના 'વૉડ્રાકુર ઍન્ડ જૂલિયા' નામે કાવ્યમાં ગૂંથી છે. જોકે આ પ્રસંગનો ખુલ્લો એકરાર તો તેણે કદી કર્યો નથી. એણે ને એના ચરિત્રકારોએ એ સંબંધે મૌન જ સેવેલું. પણ પોતાનાં આપ્તજનો—બેન ડૉરૉથી ને પત્ની મેરીથી તેણે આ સત્ય કદી છુપાવ્યું ન હતું. અનેક વર્ષો પછી પ્રોફેસર હાર્પરે આ પ્રસંગનું સંશોધન કર્યું.

૧૭૯૨નો જે ઉનાળો તેણે ઍનેતના ગામ (બ્લવા)માં ગાળ્યો, તે દરમ્યાન એ માનવપ્રેમી કવિ કેટલાક ફ્રેન્ચ અફસરોના સંસર્ગમાં આવ્યો. એ સૌ ફ્રેંચ ક્રાન્તિના વિરોધી હોવાથી કવિનો સહજ સ્ફૂરિત રૂસોવાદ વધુ દૃઢ થયો. પ્રેમ, કરુણા, ત્યાગ, આશા અને શ્રદ્ધા જેવા માનવ્યપૂર્ણ ભાવોદ્રેકનાં, ફ્રાન્સના રસ્તા પરનાં દશ્યોથી એનું હૃદય દ્રવી જતું. ફ્રેંચ ક્રાંતિ પ્રત્યેની એની આ સગાયની હમદર્દીની લાગણી, વયમાં પોતાથી પંદર વરસ આગળ એવા મિશલ બૉપે સાથેની એની મૈત્રીમાં એણે મૂર્તિમંત કરી છે, અને પોતાની આત્મકથા જેવા લાંબા કાવ્ય 'ધ પ્રિલ્યૂડ'માં એનું એક જીવંત રેખાચિત્ર દોર્યું છે. કોલરિજ અને ડૉરૉથીને બાદ કરતાં વર્ડ્ઝવર્થના બૌદ્ધિક જીવનમાં બૉપેની અસર સૌથી પ્રબળ છે. 'લ્વાર'ના વનપ્રદેશમાં સદાયે સાથે ભટકતા આ બે મિત્રો વચ્ચે રાષ્ટ્રોના આદિ, અંત અને અસ્મિતાની અનેક ચર્ચાઓ ચાલતી. બંને મિત્રોનો સમાજદ્વારમાં આવો ઊંડો રસ, નજરોનજર જોયેલી પીડિત માનવતામાંથી જન્મ્યો હતો.



કૉકરમથમાં આવેલા આ મકાનમાં ૧૭૭૦ની ૭મી એપ્રિલે કવિનો જન્મ થયો હતો.

વળી, આ જ સમયમાં કવિએ પોતાના કાવ્યોદ્દવકાળ-



કવિ વર્ડ્ઝવર્થની નાની બહેન, અને તેના જીવનભરની મિત્ર બની રહેલી ડૉરોથી, જેણે એની જીવનદાત્રી બનીને હૂંફ આપી. ભાઈને ખાતર જીવનભર અવિવાહિત રહેલી ડૉરોથીએ પોતાનું જીવન ભાઈને જ અર્પણ કરી દીધું હતું. એણે નિયમિત લખેલી રોજનિશીમાંથી કવિજીવનની મોટા ભાગની સામગ્રી મળી રહે છે.



સમરસેટ પરગણામાં, ક્વાન્ટૉક ટેકરીઓના પ્રદેશમાં, કોલરિજના મકાનથી માઈલેક દૂર આવેલું 'આલ્ફૉક્સડન મૅનોર' નામે મકાન, જ્યાં પોતાની બહેન ડૉરોથી સાથે કવિએ પોતાનો શ્રેષ્ઠ જીવનકાળ વીતાવ્યો; જ્યાં દુનિયાના સાહિત્ય-જગતમાં વિરલ એવી (મમ્મટ-વિશ્વરની મૈત્રી જેવી) વર્ડ્ઝવર્થ ને કોલરિજની મૈત્રી જામી, ને ફાલી; જ્યાં ચાલેલી મનભર કાવ્યચર્ચાઓના પરિણામે જગતનાં શ્રેષ્ઠ કાવ્યોમાં ગણનાપાત્ર થોડાં કાવ્યો વાળો એ બંનેનો સંયુક્ત કાવ્યસંગ્રહ 'લિરિકલ બૅલડ્ઝ' રચાયો; જ્યાં કવિના આત્મકથાનક જેવું તેનું મહાન કાવ્ય 'ધ પ્રિલ્યૂડ' લખાયું.

ની બીજી લાંબી કૃતિ 'ડિસ્ક્રિપ્ટિવ સ્કેચિઝ'ની રચના કરી, ને બીજે વર્ષે લંડનમાંથી એનું પ્રકાશન કર્યું. વિષય અને શૈલી બન્નેની દૃષ્ટિએ 'ધી ઈવનિંગ વૉક'થી એમાં કશું જ નવું નથી. આખી યે કૃતિ એટલી જ કૃત્રિમ છે, અને અંતના ભાગમાં રૂસોની તથા ગોડવિનની અસર સ્પષ્ટ વરતાઈ આવે છે. એમાં ક્રાંતિના ખુલ્લાં વખાણ સાંભળીને લંડનના વિવેચકોએ તે વિષે એક બાજુ પોતાનો રોષ પ્રગટ કર્યો, ત્યારે, હજી તો કેમ્બ્રિજમાં ભણતા કોલરિજ જેવાએ અંગ્રેજી સાહિત્યમાં એક નવી પ્રતિભા જન્મતી જોઈને પોતાનો પરમ સંતોષ પ્રગટ કર્યો.

ઑક્ટોબરમાં એ ઓર્લિયન્સથી પારીસ ગયો. એક જ મહિના પર જ્યાં ક્રાંતિની ભયાનક કતલ ચાલી હતી એવી ત્યાંની શેરીઓમાં ફરતાં એ થોડો દુઃખી થયો; પણ માનવજાતની મુક્તિ માટે આવી કતલો કમનસીબ અનિવાર્યતા રૂપે એણે સ્વીકારી લીધી, અને ડિસેમ્બરમાં એણે ફ્રાન્સ છોડયું ત્યારે એનું ક્રાંતિમુગ્ધ મન ગાઈ રહ્યું હતું:

'Bliss was it in that dawn to be alive.'

ઇંગ્લંડ આવીને એણે ફ્રેંચ ક્રાન્તિને પુરસ્કારતું 'ઍપોલૉજી ફૉર ધ ફ્રેન્ચ રેવોલ્યુશન' તો લખ્યું, પણ દિવસે દિવસે એ જ ક્રાંતિનાં પરિણામો વિષે એને ભ્રમભંગ થતો ગયો. એ ક્રાન્તિની મૂળ પ્રેરક રૂસોની વિચારસરણીથી ઊલટી જ દિશામાં ક્રાન્તિનો પ્રવાહ ચાલી રહ્યો હતો. આમ, ત્રેવીસ વર્ષના આ નવલોહિયા ક્રાંતિરસિકની શ્રદ્ધા તૂટવાની અણી પર હતી, એટલામાં ઇંગ્લંડમાં ક્રાંતિપ્રેરિત એક પુસ્તક પ્રકટ થયું; અને ઘડીભર તો વર્ડ્ઝવર્થની આંખ આગળથી આવતા અંધારનો ઓળો હટી ગયો. એ પુસ્તક તે વિલિયમ ગૉડવિનનું 'એન્ક્વાયરી કન્સર્નિંગ પૉલિટિકલ જસ્ટિસ.' એ જ વરસે, ૧૭૯૩માં એણે તેની અસર નીચે 'ગિલ્ટ ઍન્ડ સૉરો' નામની પોતાની એક મહત્ત્વની કૃતિ શરૂ કરી અને બીજે વરસે એ પૂરી કરી. આ કૃતિમાં કવિના પોતાના હૃદયપલટાનો તાગ પણ પુરાયો છે.

૧૭૯૫ના સપ્ટેમ્બરમાં કોલરિજ સાથેના પ્રથમ પરિચય બાદ વર્ડ્ઝવર્થે એ કૃતિ એની આગળ જે હરખથી વાંચી સંભળાવી એનો રસિક ઇતિહાસ (જે પ્રસંગ અંગ્રેજી સાહિત્યનો એક ચિરસ્મરણીય ઇતિહાસ ગણાયો છે) કોલરિજે પોતાના પુસ્તક 'બાયોગ્રાફિયા લિટરારિયા'માં આલેખ્યો છે. કોલરિજને એ કૃતિમાં જે અપૂર્વતાનું દર્શન થયું તે પાછળથી એના કાવ્યવિચારનાં મૂળ તત્ત્વ રૂપે રજૂ થયું છે.

પણ 'ગિલ્ટ ઍન્ડ સૉરો'ની પૂર્ણાહુતિ પછીનો કાળ વર્ડ્ઝવર્થના જીવનમાં સૌથી વધુ રહસ્યમય અને કટોકટીનો છે. આ કાળમાં જ એનામાં કોઈ નવા જ વર્ડ્ઝવર્થનો જન્મ થયો લાગે છે. ક્રાંતિ વિષેની એ ની શ્રદ્ધા ભાંગીને ભુક્કો થઈ ગઈ ને રેઈસડાઉનના ૧૭૯૫ના નિવાસ કાળમાં 'ધ બોર્ડરર્સ' નામે નાટક રચતો તે દેખાય છે. એ ૧૭૯૫નું આખું યે વર્ષ વર્ડ્ઝવર્થના જીવનમાં અત્યંત મહત્ત્વનું છે. એક બાજુ રૂસો, ફ્રેંચ ક્રાંતિ ને ગૉડવિન એના જીવનમાંથી વિદાય લે છે, અને બીજી બાજુથી ડૉરોથી ને કોલરિજનો પ્રવેશ થાય છે:

'O welcome Messenger! O welcome friend!
A captive greets thee—'

આવા શબ્દો વડે, પોતાના જીવનમાં આમૂલ પરિવર્તન આણનાર આ બે અતિથિઓનો કવિએ હૃદયસત્કાર કર્યો છે. રેઈસડાઉનમાં કવિએ ડૉરોથીની છાયામાં આ દ્વિજ જીવનનો આરંભ કર્યો. સામે વર્ડ્ઝવર્થને બેવડા પ્રેમથી નવાજ્યો હતો: ઍનેતના અને ક્રાંતિના. એ બંનેની જગ્યા જો આ બે વ્યક્તિઓએ-ડૉરોથી અને કોલરિજે-ન લીધી હોત તો આ ભાંગી પડેલો કવિ ફરીને પાછો બેઠો જ

અમેરિકામાં મોટા રાજમાર્ગો પર મોટરોનો પ્રવાહ સતત વહી રહ્યો હોય છે. એવા રાજમાર્ગો જ્યાં એકબીજાને કાપતા હોય ત્યાં, અકસ્માત કર્યા વિના તેમજ કોઈના વ્યવહારને રોક્યા વિના આસાનીથી બીજા માર્ગ પર ચડી જવા માટે, રસ્તાના ચોભેટા આગળ, આવી જોડાણ રસ્તાની યોજના કરી હોય છે. અમેરિકામાં બધી ગાડીઓ જમણી બાજુ હાંકવામાં આવે છે. આ યોજનામાં, કોઇ પણ બાજુથી આવનાર ડ્રાઇવરને કોઇ પણ પડખાના રસ્તા પર ફંટાવું હોય તો ફૂલની પાંદડીના વળાંકામાં પ્રવેશી જમણો ને જમણો જ હંકાર્યે જઇને પોતાને ફાવતા રસ્તા પર ચડી, એ રસ્તાની મોટરોના પ્રવાહમાં તે ભળી જાય છે.




આથી જાપાનની સત્તા સામે માથું ઊંચકીને દેશવટો ભોગવતા કોરિયનોએ ચીનમાં કોરિયાની આરઝી હકૂમત સ્થાપી. ૧૯૪૩માં કેરો પરિષદમાં બ્રિટન, અમેરિકા ને ચીન સંમત થયાં કે જાપાનના પરાજય પછી 'કોરિયા યોગ્ય સમયે મુક્ત ને સ્વતંત્ર દેશ બને.' પણ તે પછી ૧૯૪૫મા મૉસ્કોની બીજી પરિષદ વખતે એવી સમજૂતી થઇ કે કોરિયાને ચાર મહાસત્તાઓના વાલીપણા હેઠળ મૂકવું.

જાપાનનો પરાજય થતાં લશ્કરી જરૂરિયાત લેખે ૩૮ અક્ષાંશરેખાના ઉપલા ભાગના ઉત્તર કોરિયામાં રશિયાએ દેખરેખ સ્વીકારી, જ્યારે દક્ષિણ કોરિયામાં અમેરિકાએ સ્વીકારી. મૉસ્કો-કરાર પ્રમાણે ત્યા પાંચ વરસમાં લોકશાહી સ્થપાય તેવાં પગલાં લેવા માટે નીમાએલા સોવિયેટ-અમેરીકન કમિશને કામ શરૂ કર્યું પણ ભંગાણ પડવાથી ૧૯૪૬માં તે કામ કરતું બંધ પડ્યું. આમ ઉત્તર અને દક્ષિણ કોરિયાનું એકત્રીકરણ કરવાના યત્નો નિષ્ફળ નીવડતાં રશિયાએ ઉદ્યોગો ધરાવતા ઉત્તર કોરિયામાં એકપક્ષી શાસનતંત્ર દાખલ કર્યું અને જમીનો અંગે સુધારા દાખલ કર્યા; જ્યારે ખેતીવાડી ધરાવતા દક્ષિણ કોરિયામાં અમેરિકાએ મુક્ત વેપારને ઉત્તેજ્યો અને લોકશાહી માન્ય રાખી. કોરિયાની કુલ વસતિના ૬૬ ટકા દક્ષિણ કોરિયામાં છે, પરંતુ ઉત્તર કોરિયા પાસે બળવાન સૈન્ય છે.

દક્ષિણ કોરિયાના પાટનગર સાઓલ ખાતેના અમેરિકન વિદેશખાતાના અધિકારીઓએ ગયે વર્ષે એવો અંદાજ કાઢ્યો હતો કે ઉત્તરમાંથી દક્ષિણ કોરિયામાં આવેલા વીસેક લાખ રાજકીય અને સામાજિક નિર્વાસિતોમાં ભળી જવા માટે ઉત્તર કોરિયામાંથી ૫૦ હજાર સામ્યવાદી કોરિયનો દક્ષિણ કોરિયામાં ઘુસી આવ્યાં હતા. અમેરિકન અધિકારીઓએ ગયા સપ્ટેમ્બરમાં ચેતવણી ઉચ્ચારી હતી કે ઉત્તર કોરિયામાંથી કોઈ પણ આક્રમણ થશે તો આ સામ્યવાદીઓ એ આક્રમણની મોખરાની ટુકડી બની રહેશે.

બલ્ગેરિયા તથા (જમણી તરફ છેલ્લી) યુગોસ્લાવિયાની નવીન પ્રતીકવાળી ટિકિટો

(અજિતકુમાર સંઘવી)

બલ્ગેરિયાની આ ટિકિટો તેના ચિત્રોની નવીનતાને લીધે આકર્ષક છે. પહેલી હારમાં (૧) દરિયાકિનારે વિરામ-વિનોદ કરતાં બાળકો-દર્શાવતી બાળ તંદુરસ્તીની ટિકિટ; (૨) સાઇકલ-શરત: રમતોના ઉત્તેજન માટેની ટિકિટ; (૩) રાજ્યની પંચવર્ષીય યોજનાના સ્મરણમાં કાઢેલી ટિકિટ, જેમાં વચ્ચે ઉદ્યોગ (ચક્ર), તે પછી ખેતીવાડી (ડુંડાં) અને બે બાજુ શક્તિ (પાવરહાઉસ) તથા મિલોનાં પ્રતીક દર્શાવ્યાં છે; (૪) યુદ્ધપ્રવૃત્તિ દર્શાવવા માટેની ટિકિટ પર મશીનગન ચલાવનાર તથા હૅન્ડ ગ્રેનેડ (હાથ બૉમ્બ) ફેંકનાર સૈનિકોનાં ચિત્રો. બીજી હારમાં શરૂની ચારે ટિકિટો સુંદર પ્રતીકાલેખન દર્શાવે છે: (૧) ચાંચમાં ઑલિવની ડાળી ધારણ કરતું જગતશાંતિનું દૂત કબૂતર; (૨) રમતોને ઉત્તેજન દર્શાવતું શતરંજનું મહોરું; (૩) વચ્ચે શાન્તિના પ્રતીક રૂપ ઑલિવ વૃક્ષની ડાળી અને બાજુ રશિયા, અમેરિકા, ઇંગ્લંડ વગેરે મહારાજ્યોના ધ્વજચિહ્નોવાળાં પ્રતીક; (૪) ખેતીવાડી ઉત્તેજન માટેની ટિકિટ ઉપર ગુલાબનું ફૂલ, દ્રાક્ષનો ઝૂમખો તથા તંબાકુનું પાંદડું ઉદ્યોગના ચક્રમાં દર્શાવ્યાં છે; (૫) પર્વતમાળામાં સરહદ પાસેથી માહિતી મેળવતા સરહદના રક્ષકનું ચિત્ર. ત્રીજી હાર (૧) ૧૯૪૬ની લોકમત-મહાત્રીના સ્મરણમાં કાઢેલી; (૨) તાર ટપાલ ખાતાના સર્વતંત્ર માટે કાઢેલી ટિકિટ ઉપર ટેલીગ્રાફનો થાંભલો દુરસ્ત કરતા લાઇન-મૅનનું ચિત્ર; (૩) વ્યાયામ-ઉત્તેજન માટેની ટિકિટ ઉપર વેઇટ લિફ્ટિંગનો અનોખો પ્રકાર; છેલ્લી-જમણા હાથ તરફની ટિકિટ બાલ્કન રાજ્યોની સંધિ નિમિત્તે બહાર પડેલી યુગોસ્લાવિયાની છે, જેના ઉપર યુગોસ્લાવિયા, ગ્રીસ, રૂમાનિયા અને તુર્કીની રાજમુદ્રાઓ બતાવી છે (શ્રી અજિતકુમાર સંઘવીના સંગ્રહમાંથી)

ને વધારે ઊંડાં જતા જાય છે. દરેક ચોમાસામાં આપણી લાખો એકર જમીનનો રસકસ સમુદ્રને તળિયે ખેંચાઈ જાય છે.

લાખો ટન અનાજ દર વરસે ઘટે છે તેનું શું કારણ છે? ખાતર વગર અનાજ ઓછું પાકે છે, છતાં બળતણની તાણને લીધે છાણ અને ખેતરનો કચરો આપણે બાળી દઈએ છીએ. ખેતરના પાકોને બહુ આગત્યના, છતાં આપણી જમીનોમાં બહુ જ ઘટતા ફૉસ્ફેટ જેવા પદાર્થ આપણને ઝાડને લીધે જ મળી શકે છે, કેમકે તે પદાર્થને ઝાડનાં મૂળ નીચેથી ખેંચી લાવી પાનમાં પાછાં આપે છે અને સૂકાં પાનનું સરસ ખાતર બને છે.

ઝાડ આપણું કલ્પતરુ છે. તે સૂર્યની ગરમીને ઝીલી લઈને વાતાવરણને ઠંડું કરે છે, ને જમીનમાં બાઝી રહેલાં તેનાં મૂળ આપણી જમીનને ધોવાતી અટકાવે છે; વહી જતાં પાણીને ઝીલી જમીનમાં ઉતારીને આપણાં નદીનાળાં અને ઝરાઓ જીવતાં રાખે છે. બરોબર જરૂરને વખતે આરોગ્યને સાચવતાં ફળો આપે છે. ઝાડ આપણી હયાતીનો મૂળ આધાર છે. એનો નાશ કરી આપણે દંગા-

લિયત વહોરી છે. માટે હાલ જે ઝાડો છે એનું જીવની પેઠે જતન કરો અને દરેક ખુલ્લી નકામી પડી રહેલી જગ્યા પર ઝાડ ઉગાડી કાળજીપૂર્વક મોટાં કરો.

### કોરિયા

ઉત્તર કોરિયાએ દક્ષિણ કોરિયા ઉપર આક્રમણ કર્યું છે ને ત્યાં યુદ્ધ ચાલી રહ્યું છે એ સૌ જાણે છે. એટલે એનો પરિચય મેળવીએ.

કોરિયાનું કદ લગભગ બ્રિટન જેવડું, ને તેની વસતિ ત્રણેક કરોડની છે. તેમની ભાષા તાર્તાર, મોંગોલ ને જાપાની ભાષાઓના જેવી છે, પણ તે લખાય છે માત્ર ચીની લિપિમાં. નકશામાં જોતાં કોરિયા એ મંચુરિયા અને જાપાન વચ્ચેના પુલ જેવું છે.

કોરિયા મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ છે અને ઘઉં, ચોખા જવ એ એના મુખ્ય પાક છે. થોડાંક નોંધપાત્ર ખનિજો પણ છે. વસતિના નેવું ટકા માણસો ખેડૂતો છે, જેમનું જીવનધોરણ નીચું છે. જાપાને સને ૧૯૧૦ માં કોરિયા કબજે કરી લીધું ગયા વિશ્વયુદ્ધ દરમ્યાન તેણે કોરિયાનાં સાધનોનો પૂરો ઉપ

તુલસી નીચો આદમી કરે ન ઊંચો કામ,
કયા ચૂને કે ચામ સે મુને નગારા ગામ?



કલાકાર રફાએલે ફ્લૉરેન્સમાં માતૃમૂર્તિ
ીનાં કરેલાં અદ્દભુત ભાવભર્યાં ચિત્રોથી
ી નામના ડંકા ગવાવા લાગી ત્યારે
લાક ઇર્ષ્યાખોરોનું ટોળું ઉશ્કેરાઇને તેનો
તે કરવા તેને ઘેર ધસી ગયું. એ વખતે
એલ નિઃસીમ એકાગ્રતાથી મેરી અને
ુ ઈશુનું એક ચિત્ર આલેખતો હતો.
ાએ બારણામાં પેસતાં રફાએલની તો
ક જ લીધી, પણ પેલા ચિત્રમાંનાં પાત્રોનાં
ઉપરના નિર્દોષ ને પવિત્ર ભાવો તેમની
રે પડતાં જ એટલી મેરી અસર તેમના
થઇ કે બધો રોષ વિસરી જઈ તેઓ
ન્તિથી ત્યાંથી ચાલ્યા ગયા.

અનેકાર્થી શબ્દ : ઠાકું = નંખાઇ ગયેલું
ીર, કલેવર; હાડપીંજર; છાતી અને થા-
નાં હાડકાં; વરસાદની સખત હેલી-હીકળ;
પણ જીર્ણ થએલી વસ્તુ, ખોખું; ગાડાનો
ચલો ભાગ; ભાંગીતૂટી ઢાલ; બે વાર છડેલી
જરીના ચોખ્ખા દાણા; બાજરીની ખી-
; બાજરિયાને બંને છેડેથી નીકળેલા
ગાં; બણબોટુ માણસ.

કહેવતોના અર્થ: 'દુકાળમાં અધિક માસ'
હિંદુ વર્ષ-ગણનામાં, દર ત્રણ વરસે એક
, એક મહીનો વધારાનો ગણીને વરસમાં
રેને બદલે તેર માસ ગણવામાં આવે છે.
ક્રમી પરિભ્રમણની સાથે વર્ષ-ગણનાનો
બેસાડવા માટે વધારવામાં આવતા
અધિક માસને પુરુષોત્તમ માસનું ધા-
ક સ્વરૂપ આપવામાં આવ્યું છે. કોઈવાર
ામુક વરસે) વરસાદ ન પડવાને કારણે
વર્ષમાં જો દુકાળ પડ્યો હોય ને તેની
ભીષણતાથી લોકો ત્રાસતાં હોય, તેમાં જો
અધિક માસ એ વરસના ચોમાસાની
હેલાં આવી જતો હોય તો દુકાળની યાતના
ોને એક મહીના લગી વધારે ભોગવ-
ી આવે છે; ને દુકાળના છેલ્લા મહીના
ેશાં કપરા રહેતા હોવાથી એનું દુઃખ
ારે લાગે છે. આ ઉપરથી કોઈ પણ
ની આપત્તિમાં કંઇ વધારાનું દુઃખ,
વર કે ભાગ્ય આવીને ઉમેરાય છે ત્યારે
દર્શાવવા માટે આ કહેવત વપરાય છે.

ઊંટને અતિ મોટાં નસકોરાં હોય છે.
ેમાં રેતીના વંટોળ ચડે ત્યારે તે નાકમાં
ી જતી અટકાવવા એ બીડી દઈ શકે છે.

ગણિતગમ્મત : બે આંકડાની કોઇ પણ રકમના દશક અંકમાંથી એકમ અંક બાદ કરી, તેને નવ વડે ગુણીને તે મૂળ રકમમાંથી બાદ કરતાં મૂળ રકમથી ઉલટી રકમ જ આવશે દા૦ ત૦ ૫૨; ૫-૨=૩; ૩×૯=૨૭; ૫૨-૨૭=૨૫, તે '૫૨'ના ઉલટા. જ્યારે દશક કરતાં એકમ સંખ્યા મોટી હોય ત્યારે બાદબાકીની રકમ ઓછામાં ગણવી. દા.ત. ૩૯; ૩-૯=-૬×૯=-૫૪; ૩૯-(-૫૪)=૩૯+૫૪ =૯૩, તે ૩૯ના ઉલટા. (નીતિન મજુમદાર)



કલાકણિકા: માનવજાતે બીજી બધી વસ્તુઓ કરતાં પોતાના દેહને શણગારતાં ઘરેણાં ઉપર સૌથી વિશેષ અલંકરણ કરેલું છે. કટક તરફનું હાથનું આ રૂપાનું ઘરેણું તેનું ઉદાહરણ છે. હજી આજે પણ આથી યે વિશેષ શોભન-કારીગરીથી ખચેલા અલંકારો આપણે ક્યાં નથી પહેરતા?




મોટી સંખ્યામાં કાગળો કે દાગીના મોકલનારા હોય છે, ત્યારે તે દરેક પર ટિકિટો ચોડવાની કડાકૂટ, ને એટલી ટિકિટોનો વ્યય નિવારવા માટે ટપાલ ઑફિસ, એટલા પત્રોના પોસ્ટેજના હિસાબે રોકડા પૈસા લઈ લઈને, તે કાગળ પર તેના પોસ્ટેજના મૂલ્યની છાપ મારી આપે છે. ભારત સ્વતંત્ર થયા પછી એ પ્રકારની છાપમાં ફેરફાર થઈને અશોક ચક્રવાળી જે નવી આકૃતિ યોજાઈ છે તેનું ચિત્ર આ ઉપર આપ્યું છે.

મૅલેરિયાના જંતુઓ માત્ર માદા મચ્છરોમાં જ હોય છે, નરમાં નહિ.




પ્રજાનાં આરોગ્ય, ઉદ્યોગ, ખેતીસુધાર, રોગનિવારણ આદિ લોકકલ્યાણનાં કાર્યોમાં પ્રજાનો ફાળો મેળવવા માટે ઘણા દેશો અવારનવાર ટપાલની તે નિમિત્તની ખાસ ટિકિટો કાઢે છે. તેની કિંમતમાં ચાલુ મૂલ્ય કરતાં અમુક ટકા ઇરાદાપૂર્વક વધારાના રાખવામાં આવે છે, જે, એ કાર્ય ખાતે રાજ્યની તિજોરીમાં નંખાય છે. આ રીતે આ વરસના ઑક્ટોબર માસમાં ન્યૂઝીલાંડ જે આરોગ્ય-ટિકિટો (હેલ્થ-સ્ટૅમ્પ્સ) કાઢવાનું છે તેની છાપ ઉપર આપી છે. તેમાં છઠ્ઠા જ્યૉર્જની મોટી પુત્રી (અને ઇંગ્લંડની ગાદીવારસ) રાજકુમારી ઇલિઝાબેથ ને તેના પુત્ર ચાર્લ્સ (જે તેની પછીનો ગાદીવારસ બનશે તે)ની છબિઓ છે. આ ટિકિટ બેને બદલે ત્રણ પેન્સથી વેચાશે; ને તેના પર છૂટા દર્શાવ્યા છે તે મુજબ, તેમાંથી પોસ્ટેજ તરીકેના બે પેન્સના ચાલુ દર ઉપરાંતનો વધારાનો ૧ પેન્સ બાળકોના આરોગ્યફાળામાં જશે, જેમાંથી ન્યૂઝીલૅન્ડનાં માંદાં બાળકોને આમ વાતાવરણમાં રાહત આપવામાં આવે છે. સંગ્રાહકો આવી ટિકિટ આતુરતાપૂર્વક સંઘરે છે.

અમેરિકનોની સૌથી વધુ લોકપ્રિય 'હૉબી' (સંગ્રહશોખ) ફોટોગ્રાફી, લાકડકામ, માટીકલા, ચિત્રકામ, સીવણ, તથા ટિકિટો, કાચનાં વાસણો, સિક્કાઓ ને હસ્તાક્ષરો એકઠા કરવાની છે. (યુસિસ)











આ માસની ફોટોગ્રાફી હરીફાઈનાં ઉલ્લેખાએલાં ચિત્રો. [પરિણામો તથા ચિત્રવિવેચનો માટે જુઓ અંદર પૃ. ૨૪૩] મથાળે: ડાબી બાજુ–પાલીતાણાનાં જૈન દેરાસર (કંચનલાલ અમીન, અમદાવાદ); જમણી બાજુ–વિસામાની શોધમાં (ઈમદાદ હુસેન સૈયદ, બીજાપુર) નીચે: ડાબી બાજુ–નૌકાવિહાર (નવનીતકુમાર ગાંધી, વેરાવળ); વચ્ચે–મદુરાનું મંદિર (કૌશિક ઝવેરી, અમદાવાદ); જમણી બાજુ–અગારી તૈયારી (રસિકચન્દ્ર છ. અમીન ફિલિન્ડિની પૂર્વ આફ્રિકા).






૩૨૦

ગસ્ટ • ૧૯૫૦ આવતી કાલનાં નાગરિકોનું માસિક

તંત્રી
બચુભાઈ રાવત



બે ઘોડાની સવારી
જનતા અને સરકાર
એ બંનેના સહકાર
પર જ આધાર રાખતી
સ્વરાજ્યની કૂચ બે
ઘોડાની સવારી જેવી
કપરી છે. એ સાથ
જો તૂટે તો...

KUMAR Reg. No. B. 1808













આ માસની ફોટોગ્રાફી હરીફાઈનાં ઉલ્લેખાએલાં ચિત્રો. [પરિણામો તથા ચિત્રવિવેચનો માટે જુઓ અંદર પૃ. ૨૪૩] મથાળે: ડાબી બાજુ–પાલીતાણાનાં જૈન દેરાસર (કંચનલાલ અમીન, અમદાવાદ); જમણી બાજુ–વિસામાની શોધમાં (ઈમદાદ હુસેન સૈયદ, વીજાપુર) નીચે: ડાબી બાજુ–નૌકાવિહાર (નવનીતકુમાર ગાંધી, વેરાવળ); વચ્ચે–મદુરાનું મંદિર (કૌશિક ઝવેરી, અમદાવાદ); જમણી બાજુ–અગારી તૈયારી (રસિકચન્દ્ર છ. અમીન કિલિન્ડિની પૂર્વ આફ્રિકા).









કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન. કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
વાર્ષિક (ટંકસ સાથે) રૂા. ૭ાા; પરદેશમાં રૂા. ૯ાા અથવા શિ. ૧૫ છુટક નકલ-બાર આના

# પગનું તળિયું અને ચાલ




(૧) ચાલવાની ખોટી રીતઃ આ રીતે ચાલવાથી ઘૂંટણ અને સાથળના સાંધા વધુ વિકૃત બને છે.
(૨) ચાલવાની સાચી રીત. આ રીતે ચાલવાથી શરીરનું વજન બંને પગ ઉપર સરખું આવવાથી વધુ તાકાત ને કમી થાક
(૩) ખોટી રીતઃ આમ ચાલનારનાં તળિયાં પર અણઘટતો બોજ આવે છે અને કડનો થાક લાગે છે.



તળિયાં ચોરસ રાખવાની ખરી રીત



સૈનિકોની ઊભા રહેવાની રીત
જાણકારોને તેમાં ખોડ લાગે છે.

તંદુરસ્ત ખોડવાળું



પગલું





પગના સ્નાયુઓ અને હાડકાં

લવામાં પણ શરીરની રચના અનુસાર પગલું માંડવાની કાળજી ન રખાય તો શ્રમ વધારે પહોંચે છે, અંગ વિકૃત થાય છે અને આરો
મભાય છે. ઉપરના આલેખમાં મથાળે ત્રણ પ્રકારની ચાલવાની રીત બતાવી છે, તેમાં પહેલી–પગલાં અંદર નાખીને ચાલવાની
ને ત્રીજી–પગલાં બહાર પહોળાં નાખવાની રીત બને ખોટી છે. વચ્ચે દર્શાવેલી, મધ્યરેખા પર બરોબર સીધાં પડતાં પગલાંવાળી
સાચી છે. તેનાં કારણો સાથે વર્ણન તેમાં આપ્યાં છે. એ જ રીતે ઊભા રહેવામાં કઈ રીત સાચી અને તંદુરસ્ત તથા ખોડવાળાં પગ
ાં તે પણ નીચેનાં ચિત્રોમાં દર્શાવ્યું છે. એક ખિલાડીને ઊભા રહેવાની સૈનિકોની રીત આરોગ્યદૃષ્ટિએ ખોટી ઠરી છે અને તેને પ



# શ્રાવણી મધ્યાહ્ને

રાજેન્દ્ર શાહ



મધ્યાહ્નની અલસ વેળ હતી પ્રશાન્ત
ધીરે ધીરે લસતી ગોકળગાય જેમ,
ને શ્રાવણી જલનું વર્ષણ તે ય ક્લાન્ત,
ફોરાં ઝરે દ્રુમથી - રૂંઠે રહી એક એક.
  જેવું વિલંબિત લયે મૃદુ મંદ ગાન,
  તેવું જ મારું સહજે ઉર સ્પંદમાન.

ભારો ઉતારી શિરથી પથને વિસામે
નાનેરું ગામ શ્રમથી વિરમ્યું લગાર,
ગ્રામીણ કોઈ, વળિ કોઇ વિપણ્ણ કામે
સુતેલ, નેત્રમહીં મૌન હતું અપાર.
  આંહી કશો જલધિ બે ભરતીની મધ્ય
  કંકાર છોડી બનિયો નિજમાં નિમગ્ન!

કર્તવ્ય કોઈ અવશેષમહીં રહ્યું ના
તેવું નચિંત મન મારું, ન હર્ષ શોક;
ના સ્વપ્ન કોઇ હતું નેણુમહીં વસ્યું, વા
વીતેલ તેની સ્મૃતિનો પણ ડંખ કોક:
  મારે ગમા અણગમાશું હતું કશું ના,
  ધોંધાટહીન પણ ઘાટ હતા ન સૂના.

મેં સ્હેલવા મન કરી લીધ વન્ય પંથ,
ભીનો બનો, ક્વચિદિક પંકિલ, ક્યાંક છાયો
દુર્વાથી, બેઉ ગમ વાડ થકી દબાયો,
ઝીલાય-તેમ ઝીલતો સહુ સૃષ્ટિ રંગ.
  લાગી'તી-વેલતણી નીલમવર્ણ ઝૂલ,
  કંકાસિની પણ પ્રસૂન વડે પ્રફુલ્લ.

પાણી ભરેલ કંઇ ખેતરમાં જ્વારા
તેજસ્વી અંગ પર શૈશવની કુમાશે
સોહંત, ઊંચી ધરણી પર ત્યાં જ પાસે
ઝૂંડે ઝૂણા હસતી બાજરી ચિત્તહારા;
  ઊડે હુલાસમય ખંજન, કીર, લેલાં,
  ટ્હૌકે કદી નીરવતામહીં મોર ઘેલા.

ત્યાં પંકમાંહિ મહિષી-ધણ સુસ્ત બેઠું
દાદૂર જેની પીઠ્યે રમતાં નીરાંતે,
ને સ્વર્ણને ફૂલ શું બાવળ હોય આ તે!
મેં કંટકે વિરલ બંધુર રૂપ દીઠું!
  વૈશાખનો ગુલમહોર ધડી ભુલાય,
  ત્યાં શી વસંત રત શાલ્મલીની સ્પૃહા ય!

ઊંડાણને ગહન-વ્યોમતણાં ઝીલંત
નાનું તળાવ નિજમાં પરિતૃપ્ત મસ્ત,
ને શમ્ભુનું સદન ત્યાં યુગથી અનંત
અશ્વત્થની નજીક સોહત ધ્યાન મગ્ન.
  એનું કશું શિખર-શીર્ષ સ-લીલ-સ્યામ!
  જેની લટોની મહીં જાહ્નવીનો વિરામ.



ખીલેલ પ્રાંગણમહીં ફૂલ ધંતુરાનાં,
પીળાં કરેણ પણ, ભીતર બિલ્વ પુંજ
છાયેલ લિંગ જલધારથી સિક્ત, છાનાં
તેને ત્યહીં તિમિર ધુમ્મટનાં ઝળુંબે.
  ઘંટારવે યદપિ ના રણકાર કીધો,
  ને તોય રે અગલ ગુંજનનો શું પીધો!

રેકો દૃપ્ત ઋષભ નંદિ—ની પાસ બેસું
કેવી સ્વા હલમલે મુજ પક્ષ્મ-રોમે!
હું માનસી જલ તુહિનથી શ્વેત પેખું
ને ચંદ્રમૌલિ તણી કૌમુદી નીલ વ્યોમે.
  કૈલાસનાં પુનિત દર્શન...ધન્ય પર્વ,
  ના સ્વપ્ન જાગ્રતિ, તુરીય ન, તો ય સર્વ.



પાત્ર-પરિચય

વિશ્વામિત્ર: મહર્ષિ ઋચીકના શિષ્ય ગાધિરાજના પુત્ર
વસિષ્ઠ: બ્રહ્માના માનસપુત્ર, અરુંધતીના પતિ અને સપ્તર્ષિઓમાંના એક
ઈન્દ્ર: દેવરાજ, અને વિશ્વામિત્રના પરીક્ષક
મેનકા: ઇન્દ્રે મોકલેલી અપ્સરા; વિશ્વામિત્રની પ્રેમિકા
ત્રિશંકુ: અયોધ્યાના રાજા અને વસિષ્ઠના શિષ્ય
વિશાલાક્ષ: વસિષ્ઠનો પુત્ર
ઉપરાંત—નારદ, ચિત્રસેન, બ્રહ્મા, સારંગદેવ, દ્વારપાળ, વગેરે
વર્ણનકાર: કથાસંયોજક

# વિશ્વામિત્ર

અગાઉ આવી ગયેલા 'મેઘનો કવિ' રૂપકના
લેખક · બૃહસ્પતિ
કૃત, લખનૌ રેડિયો ઉપરથી હિંદીમાં પ્રસ્તુત થયેલું
**રેડિયોરૂપક**
અનુવાદક
**ગુણવંતલાલ છોટાલાલ શાહ**



## દૃશ્ય પહેલું

[વર્ણનકાર: ગાધિપુત્ર વિશ્વામિત્ર કાન્યકુબ્જના રાજપદે આવ્યા પછી એકવાર શિકાર ખેલવા ગયેલા. ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં ઋષિરાજ વસિષ્ઠના આશ્રમ પાસે આરામ માટે રોકાએલા ત્યારે વસિષ્ઠે અતિથિભાવનાથી પ્રેરાઈને વિશ્વામિત્રને ભોજન માટે નિમંત્રણ આપેલું.]

દ્વારપાળ: મહારાજનો જય હો! સેનાપતિ દ્વાર ઉપર આજ્ઞાની પ્રતીક્ષા કરી રહ્યા છે.

વિશ્વામિત્ર: એમને જલદી મોકલો.

[જવા-આવવાના પદધ્વનિ પછી]

વજ્રદંડ: મહારાજનો જય હો! રાજધાની તરફ પાછા ફરવાનો મહારાજનો વિચાર છે?

વિશ્વામિત્ર: હમણાં તો કશું ન કહી શકાય, વજ્રદંડ. વસિષ્ઠનો આશ્રમ સમીપમાં છે અને તેમણે ભોજન માટે નિમંત્રણ આપ્યું છે.

વજ્રદંડ: આપ ક્યારે પાછા ફરશો?

વિશ્વામિત્ર: તમારે પણ સાથે જ આવવાનું છે,—તમારા અનુચરોએ પણ.

વજ્રદંડ: એટલે...

વિશ્વામિત્ર: આપણને સઘળાંને નિમંત્રણ આપેલું છે.

વજ્રદંડ: (ચૂપ રહે છે)

વિશ્વામિત્ર: કેમ, શું વિચારો છો?

વજ્રદંડ: કહું?

વિશ્વામિત્ર: એ જ ને, કે વસિષ્ઠ આટલાં બધાં માણસોને કેમ ખવડાવી શકશે? મારા મનમાં પણ આ જ પ્રશ્ન ઊઠે છે. પરંતુ મેં વિચાર્યું કે ચાલો તો ખરા, કંઈ નહિ તો ગમ્મત તો થશે. આપણે ત્યાં પણ ભોજન તૈયાર રહે એવો પ્રબંધ કરાવજો. અમે હવે જઈએ છીએ. તમે પણ અનુચરો લઈને આવો.

વજ્રદંડ: જેવી આજ્ઞા.

વિશ્વામિત્ર: (વિદૂષકને) ચાલો મિત્ર, વિદૂષક.

વિદૂષક: હું નહિ આવી શકું.

વિશ્વામિત્ર: કેમ?

વિદૂષક: તેના નિમંત્રણ કરતાં મને મારા પ્રાણ અધિક પ્રિય છે.

વિશ્વામિત્ર: અત્યાર સુધી તો પ્રાણના બદલે ભોજન જ વધુ પ્રિય હતું ને?

વિદૂષક: એ તો મહારાજ વિશ્વામિત્રની પાકશાળાનું ભોજન હતું. આ તપોવનના ભોજનથી તો ઈશ્વર બચાવે તો સારું.

વિશ્વામિત્ર: કેમ?



વિશ્વામિત્રના રૂપની

વિદૂષક: જ્યારે હું વિદ્યાર્થી હતો ત્યારે અનુભવ કર્યો છે. એ ભોજનને પચાવી શકતો હોત તો હું રાજગુરુ જ ન બન્યો હોત? ગુરુ-કુલમાંથી ભાગીને વિદૂષક શા માટે બન્યું? બે ચાર મોટાંમોટાં ...ના, કાચાં-પાકાં જંગલી ફળ અને ...ની રાખમાં પકવેલાં ... આવું હશે ત્યાંનું ભોજન. ... નહિ કરી શકે.

વિદૂષક : તમારું મનોરંજન પણ ઠીક છે! સભ્યતાની દૃષ્ટિથી બે ચાર મૂળિયાં ખાધાં તો......

વિશ્વામિત્ર : ઠીક, મૂર્ખતા ન કરો, ચાલો'

વિદૂષક : ચાલો; પોતાનું મૃત્યુ સામે જ હોય તો પછી કોણ રોકી શકે ? (બન્ને જાય છે)

## દૃશ્ય બીજું

[વર્ણનકાર : વસિષ્ઠને ત્યાં ભોજન કર્યા પછી તમામ અધિકારીગણ આરામ માટે બેઠો હોય છે ત્યારે—]

વસિષ્ઠ : કહો રાજન્, કશી મુશ્કેલી તો નથી નડી ને? આપને નિમંત્રણ આપ્યું ત્યારે મનમાં સંકોચ તો થતો જ હતો કે આપનું આતિથ્ય કદાચ સરખી રીતે નહિ કરી શકીએ.

વિશ્વામિત્ર: આપ શું કહો છો, બ્રહ્મન્! આપને ત્યાં ભોજનમાં જે સ્વાદ હતો તે અપૂર્વ હતો. આ શિષ્ટાચાર માટે નથી કહેતો. હું! મને તો આશ્ચર્ય થાય છે કે અહીં વનમાં આપે આ બધું બનાવ્યું કેવી રીતે? અને તે પણ આટલા થોડા સમયમાં!

વસિષ્ઠ : કંઇ જ આશ્ચર્યની વાત નથી, રાજન્! મારા તપોવનની પાસે જ ગુરુકુલ છે, જ્યાં દસ હજારથી પણ વધુ વિદ્યાર્થી શિક્ષણ લે છે. શસ્ત્ર ને શાસ્ત્રની શિક્ષા ઉપરાંત તેમને વ્યવહાર પણ શીખવવામાં આવે છે. ત્યાંનો હું કુલપતિ છું. મારા શિષ્યો રાજાઓની સાથે થતો વ્યવહાર સારી રીતે જાણે છે, એટલે આ પ્રબંધ કરવામાં મને કંઇ મુશ્કેલ પડયું નહિ.

વિશ્વામિત્ર : પરંતુ આ સિંહાસન, બહુમૂલ્ય છત્ર અને સોના-ચાંદીનાં હજારો પાત્ર—આ બધી રાજાને યોગ્ય વસ્તુઓ ક્યાંથી મેળવી?

વસિષ્ઠ : કેટલાક દિવસો પહેલાં મેં એક યજ્ઞ કર્યો હતો. એ યજ્ઞમાં અનેક રાજાઓને નિમંત્રણ આપ્યું હતું. આદરસત્કારનો પ્રબંધ કરવા માટે મેં દેવરાજ ઇન્દ્ર પાસે કામધેનુની માગણી કરેલી. કામધેનુને સાધારણ ગાય ન સમજતા. તેની પાસેથી જે માગીએ તે મળે છે. આપનો સત્કાર પણ તેની જ કૃપાનું ફળ છે.

વિશ્વામિત્ર : એમ? તો એ કામધેનુના દર્શન કરવાની ઇચ્છા છે.

વસિષ્ઠ : ચાલો. (સઘળા જાય છે.) પ્રણામ કરો રાજન્, આ કામધેનુ છે. આની કૃપાથી જ મારો યજ્ઞ નિર્વિઘ્ન સંપૂર્ણ થયો હતો.

વિશ્વામિત્ર : ગાય દર્શનીય છે; સરળ પણ લાગે છે. આપના ગુરુકુલનો પ્રબંધ ક્યાંથી થાય છે, ભગવન્?

વસિષ્ઠ : અયોધ્યાના સૂર્યવંશી રાજાઓના કોષમાંથી.

વિશ્વામિત્ર : મારા યોગ્ય કંઈ સેવા હોય તો બતાવશો.

વસિષ્ઠ : આવશ્યકતા હશે ત્યારે આપને જ કહીશ; અને કહો—મારા યોગ્ય કશું હોય તો.

વિશ્વામિત્ર : આપી શકતા હો તો એક વસ્તુ ઇચ્છું છું.

વસિષ્ઠ : કઈ રાજન્?

વિશ્વામિત્ર : આપ તો જાણો છો કે રત્નો રાજાઓ પાસે જ રહેવાં જોઈએ

વસિષ્ઠ : આપના કહેવાનું તાત્પર્ય મારા ખ્યાલમાં ન આવ્યું.

વિશ્વામિત્ર : આપ આપો તો કહું.

વસિષ્ઠ : કહો રાજન્! વસિષ્ઠની કોઇ વસ્તુ એવી નથી કે જે આપને ન આપી શકાય. લોક કલ્યાણ માટે પ્રાણ પણ આપી દેવાનું શિક્ષણ મને મળ્યું છે.

વિશ્વામિત્ર : તો મારી ઇચ્છા આ કામધેનુ લેવાની છે. એના બદલામાં આપની સેવામાં હું દૂધ આપે તેવી એક હજાર ગાય મોકલીશ.

વસિષ્ઠ : આપ આ શું કહો છો રાજન્? કામધેનુ મારી વસ્તુ તો છે જ નહિ. આપને મેં પહેલાં જ કહ્યું ને કે ઇન્દ્ર......

વિશ્વામિત્ર : નહિ નહિ, ઋષિરાજ! આ કામધેનુ તો આપે આપવી જ પડશે. આપે વચન પણ આપ્યું છે

વસિષ્ઠ : હું તો હજી પણ કહું છું કે મારી પાસે એવી કોઇ પણ ચીજ નથી કે જે આપને ન અપાય; પરંતુ કામધેનુ આપી દેવાનો મને શો અધિકાર છે?

વિશ્વામિત્ર : જે વસ્તુ જેની પાસે હોય તે તેની જ છે. મને ન આપવાના ચાળા ન કરો.

વસિષ્ઠ શિવ! શિવ! અવિશ્વાસ કરવાની આવશ્યકતા નથી, રાજન્. અમે તપસ્વીઓ અસત્ય બોલવાનું જાણતા જ નથી.

વિશ્વામિત્ર : કામધેનુ તો મારી થઇ ગઇ. આપ જો પ્રસન્નતાથી નહિ આપો તો......

વસિષ્ઠ : તો શું?

વિશ્વામિત્ર : મારે બળનો પ્રયોગ કરવો પડશે. આપનું મન ન દુભાય એમ હું ઇચ્છતો હતો, પરંતુ સીધી આંગળીથી ઘી ન નીકળે...

વસિષ્ઠ : ત્યારે આપ વાંકી આંગળીથી કાઢશો, કેમ? રાજા પ્રજાનો રક્ષક હોય છે, ભક્ષક નહિ. જ્યારે આપ જ અમારી ઉપર અત્યાચાર કરવા લાગશો ત્યારે ધર્મરક્ષા ક્યાંથી થશે?

વિશ્વામિત્ર : આમાં અત્યાચારની કોઈ વાત જ નથી. અન્યાય તો આપ કરો છો. જે વસ્તુનો આપને ઉપયોગ નથી તેને પાસે રાખીને આપ બીજાના અધિકાર છીનવી લ્યો છો. (સેનાપતિને) વજ્રદંડ, ગાય લઇ લ્યો.

વજ્રદંડ : મહારાજ......

વિશ્વામિત્ર : મહારાજ શું? વિશ્વામિત્રની હઠ પૂરી થઈને જ રહે છે. (કામધેનુ ભાંભરે છે.)

વસિષ્ઠ : વિશ્વામિત્ર!...

વિશ્વામિત્ર : વિશ્વામિત્રના ક્રોધની જ્વાળામાં ન પડ, મૂર્ખ બ્રાહ્મણ! હું કંઇ સાંભળવા નથી માગતો

વસિષ્ઠ : ઈશ્વર તને બુદ્ધિ આપે. યાદ રાખજે કે હું પોતે કામધેનુ નથી સોંપતો.

વિશ્વામિત્ર : ચાલો વજ્રદંડ! અનુચરોને પ્રસ્થાનની આજ્ઞા આપો.

વજ્રદંડ : જેવી આજ્ઞા. (ગાયના ભાંભરવાના અવાજ)

## દૃશ્ય ત્રીજું

[વર્ણનકાર : થોડાંક વર્ષ પછી દેવરાજ ઇન્દ્રની સભામાં અપ્સરા નૃત્ય-સંગીત કરતી હોય છે; એ સમયે મુનિરાજ નારદ આવે છે અને વિશ્વામિત્રનો ઇતિહાસ કહી સંભળાવે છે.]

(અપ્સરાનું નૃત્ય-સંગીત)

ઇન્દ્ર : ખૂબ સરસ! ખૂબ સરસ!! આ તમારું આપેલું શિક્ષણ છે કે ચિત્રસેન?

ચિત્રસેન : હા, મહારાજ! આગામી ઉત્સવમાં એક નવીન નાટક આપની સેવામાં પ્રસ્તુત કરવાની ઇચ્છા છે. મહામુનિ ભરતની લેખિનીમાંથી તે નાટકનો ઉદ્‌ગમ થયો છે

ઇન્દ્ર : નાટકનું નામ શું છે?

ચિત્રસેન : 'સાગરમંથન.'

ઇન્દ્ર : એ નાટકમાં કોનો કોનો અભિનય છે?

ચિત્રસેન : સ્ત્રી અને પુરુષ બંનેનો અભિનય અપ્સરાઓ કરશે, એમ ઉર્વશી કહે છે, દેવરાજ!

ઇન્દ્ર : (હસીને) સહેજ વિચિત્ર છે.

(વીણાવાદન ને 'ભગવાન નારાયણ નારાયણ' નાં સ્વરો સંભળાય છે.)

ચિત્રસેન: દેવર્ષિ નારદ પધારી રહ્યા છે.

ઈન્દ્ર: હા, લાગે છે તો એ જ. તમે જાઓ દેવર્ષિ અકારણ નહિ આવતા હોય.

ચિત્રસેન: જેવી આજ્ઞા.

(નૂપુર-ઝંકાર; તગામનો જવાનો અવાજ; કીર્તન નજદીક આવે છે.)

ઈન્દ્ર: ભગવન્! પધારો! ઈન્દ્ર પ્રણામ કરે છે.

નારદ: દેવરાજનો જય હો! કહો, કુશળ છો ને?

ઈન્દ્ર: જ્યાં આપનાં ચરણની રજ પડતી હોય ત્યાં કુશળતા નહિ હોય તો ક્યાં હશે? ઘણા દિવસો પછી દર્શન થયાં.

નારદ: મહાપુરુષોને નમ્રતા જ શોભા આપે છે. આજ વિચાર્યું, ઘણા દિવસથી દર્શન નથી થયાં, જઈ આવું.

ઈન્દ્ર: કહો મૃત્યુલોકના શા સમાચાર છે?

નારદ: કંઈ વિશેષ વાત નથી હા...એક વાત છે.

ઈન્દ્ર: શી?

નારદ: વિશ્વામિત્ર બહુ જ ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યો છે.

ઈન્દ્ર: કોણ વિશ્વામિત્ર?

નારદ: એ જ, ગાધિનો પુત્ર.

ઈન્દ્ર: રાજા વિશ્વામિત્ર?

નારદ: હા, એ જ. હવે તે વર્ષોથી તપસ્વી વિશ્વામિત્ર છે અને ભયંકર તપ કરે છે.

ઈન્દ્ર: કારણ?

નારદ: બદલો લેવાની ઈચ્છા છે.

ઈન્દ્ર: બદલો કેમ?

નારદ: કામધેનુને પૂછો.

ઈન્દ્ર: કેમ?

નારદ: આપે વસિષ્ઠને કામધેનુ આપી હતી ને?

ઈન્દ્ર: હા; તેનું શું?

નારદ: વિશ્વામિત્ર તેને વસિષ્ઠ પાસેથી બળપૂર્વક લઈ ગયો. પણ વિશ્વામિત્રના શિબિરમાં પહોંચ્યા પછી તેણે પોતાનું રૂપ બતાવ્યું.

ઈન્દ્ર: (હસીને) શું?

નારદ: પોતાનાં શીંગડાં અને પગો વતી સૈનિકોને હેરાન કર્યાં. કેટલાક મરી ગયા ને કેટલાક ભાગી ગયા. વિશ્વામિત્ર મૂર્છિત થઈ ગયો.

ઈન્દ્ર: પછી?

નારદ: આ ઘટનાને તે કામધેનુનો નહિ પણ વસિષ્ઠની તપશ્ચર્યાનો પ્રભાવ સમજે છે. એટલા માટે તેણે શસ્ત્ર છોડીને તપોબળથી વસિષ્ઠને જીતવાનું નક્કી કર્યું છે. ઠીક; હવે જાઉં, દેવરાજ!

ઈન્દ્ર: પ્રણામ, ભગવન્!

નારદ: કલ્યાણ થાઓ!

(પ્રસ્થાન; કીર્તન-ધ્વનિ ધીમેધીમે લુપ્ત થાય છે)

ઈન્દ્ર: (સ્વગત) દેવર્ષિ નારદ આવ્યા અને ચિંતા ઉત્પન્ન કરતા ગયા. વિશ્વામિત્ર તપશ્ચર્યા કરે છે વસિષ્ઠનો બદલો લેવા, અને ચિંતા છે દેવરાજને. પરંતુ તેનો સંકલ્પ બદલવો જોઈએ. નહિતર હઠીલો ક્ષત્રિય કાલે સ્વર્ગનું રાજ્ય લેવા તૈયાર થઈ જશે. ઠીક છે વિશ્વામિત્ર, જોઉં તો ખરો કે તારી તપશ્ચર્યા કેવીક છે! તપશ્ચર્યાનું કારણ દ્વેષ હશે તો ભંગ જલદી થઈ જશે. વિષવૃક્ષને વધતાં દેવું તે મૂર્ખતા છે. રોગની ચિકિત્સા શરૂઆતમાં જ થવી જોઈએ. અરે, કોઈ છે કે? (પદધ્વનિ)

દ્વારપાળ: દેવરાજનો જય હો.



'તેઓ, પેટ ભરીને આની છબિ જોઈ લો.'

ઈન્દ્ર: મેનકાને અહીં મોકલો તો.

દ્વારપાળ: જેવી આજ્ઞા. (પદધ્વનિ)

ઈન્દ્ર: (સ્વગત) ધન્ય છે બ્રહ્મર્ષિ વસિષ્ઠને કે જેને વિશ્વામિત્રના દુર્વ્યવહાર પર ક્રોધ ન આવ્યો. (દ્વારપાળના પદધ્વનિ)

દ્વારપાળ: મહારાજનો જય હો. મેનકા ઉપસ્થિત છે.

ઈન્દ્ર: મોકલો. (પદધ્વનિ-નૂપુરધ્વનિ)

મેનકા: દેવેન્દ્રનો જય હો.

ઈન્દ્ર: મેનકા! તને એક કઠિન કાર્ય સોંપવાનું છે.

મેનકા: આજ્ઞા આપો દેવરાજ!

ઈન્દ્ર: મૃત્યુલોકમાં વિશ્વામિત્ર ઘોર તપશ્ચર્યા કરે છે. તેની પરીક્ષા લેવાની ઈચ્છા છે

મેનકા: ભગવન્, તપસ્વીનો ક્રોધ...

ઈન્દ્ર: હું માનું છું કે વિશ્વામિત્ર એવો તપસ્વી નથી કે જેથી ભય પામવો જોઈએ. જેના હૃદયમાંથી સાંસારિક કામનાઓનો નાશ થયો હોય એવા તપસ્વીઓની છેડછાડ ઉચિત નથી; પરંતુ જેનું હૃદય માન-અપમાનના ઝઘડામાં પડ્યું હોય તેનાથી ભય પામવો ન જોઈએ. અને વિશ્વામિત્રની તપશ્ચર્યાનું કારણ તો દ્વેષ છે જાઓ, અમારા આશીર્વાદ તારી સાથે જ છે.

મેનકા: જેવી આજ્ઞા. (નૂપુરધ્વનિ)

## દૃશ્ય ચોથું

[વર્ણનકાર: ઈન્દ્રની યોજના પ્રમાણે મેનકા વિશ્વામિત્રના આશ્રમ પાસે આવે છે ત્યારે વિશ્વામિત્ર સ્નાન કરીને આવતા હોય છે]

વિશ્વામિત્ર: (સ્વગત) દિનરાત એ જ ચિંતા, કે કોઈપણ ઉપાયથી વસિષ્ઠને મારા કરતાં નીચો બનાવું! ૐ નમઃ શિવાય! ૐ નમઃ શિવાય! ચિત્ત એકાગ્ર કરવાની ખૂબ ઈચ્છા કરું છું. પરંતુ ફરી ફરીને વસિષ્ઠની મૂર્તિ જ આંખો સામે રહે છે. જાણે તે મારા પર હસી રહ્યો હોય એવું જણાય. ૐ નમઃ શિવાય! ૐ નમઃ શિવાય! ૐ...

મેનકા : (દૂર ગાતી હોય તેવો અવાજ)

વિશ્વામિત્ર : અરે ! આ ગીત કેવું ? આશ્ચર્ય ! આ નિર્જન વનમાં નારીનો કંઠ ! ગીત તો મધુર લાગે છે. (ગીત નજીક આવતું જાય છે.)

વિશ્વામિત્ર : જોઉં તો ખરો કે એ છે કોણ ? પરંતુ મને જોઈને ચૂપ થઈ જશે તો ? આ કુંજલતા પાછળ છુપાઈ જાઉં. આ તરફ જ આવતી હોય તેમ લાગે છે. (ગીત-ધ્વનિ વધુ નજીક આવે છે.)

વિશ્વામિત્ર : (સ્વગત) અહો ! લાવણ્યની પ્રતિમા છે ! દિવ્ય સૌંદર્યની મૂર્તિ ! વિશ્વને વિચલિત કરનાર ગાન ! હૃદય, સાવધાન ! મુખ ઉપર કેટલી સરલતા છે ! મારા શરીરમાં આ રોમાંચ ક્યાંથી ? અહા ! આ સમયે લજ્જા તો તેનાથી કેટલી દૂર છે. પ્રકૃતિની સુંદર ગોદમાં શી સ્વચ્છન્દતાથી રમી રહી છે ! કાળી કાળી અલકાઓ કપાળને ચુંબન કરી રહી છે. વક્ષઃસ્થળ ઉપરથી વસ્ત્ર સહેજ...

(ગીત બંધ થાય છે અને એકાએક નારી-કંઠની ચીસ સંભળાય છે.)

વિશ્વામિત્ર : હેં, શું થયું ? જોઉં તો ખરો ! અરે ! આ તો મૂર્છિત છે ! શું કરું ? શિવ ! શિવ ! ગુલાબના કાંટાઓએ આના હાથને ઈજા પહોંચાડી લાગે છે. પણ આ મૂર્છિત કેમ થઈ ? શું કરવું ? અહીં ઉપચાર પણ શો હશે ? સહાયતા માટે બીજા કોઈ તો છે નહિ. આને ઉઠાવીને કુટિમાં લઈ જાઉં (ઉઠાવી લે છે.) ફૂલ જેવું હલકું શરીર ! સુંદર વસ્તુ દરેક અવસ્થામાં સુંદર જ લાગે છે. અરે હું ? પરંતુ તપસ્વીને એમાં શું ? દર્શનમાં તો પાપ નથી. આની મૂર્છા મારા માટે વરદાન રૂપ નીવડી. નેત્રો, પેટ ભરીને આની છબિ જોઈ લ્યો. આ આવી ગઈ કુટિ. આને મૃગછાલ પર સુવડાવું ? મૂર્છા કેમ દૂર થાય ? ક્યાં ગયું કમંડલ ? મોં ઉપર પાણી છાંટી જોઉં. મૂર્છા વળતી જ નથી ? અરે ! આ હાથ તો રૂધિરથી ભરાઈ ગયા છે. કપડાનો નાનકડો કટકો; પણ એ ય અહીં વનમાં ક્યાંથી હોય ? ઠીક, આ ભગવા વસ્ત્રમાંથી જ થોડુંક ફાડું. શિવ શિવ ! કાંટાઓએ પણ કેટલી નિર્દયતા... પાટો. મોં પર ફરી પાણી છાંટું... ચેતના હજી કેમ નથી ? હૃદય પર હાથ રાખીને જોઉં તો ખરો... ધડકન તો રહ્યું છે.

મૂર્છાનું કારણ ભય હશે. અરે ! પણ મારા શરીરમાં ફરી રોમાંચ ! ફરી થડકાર ! મારા હાથ ઉપર આ પ્રસ્વેદ કેમ ? અહીં, આના નેત્ર ખુલી રહ્યાં છે !–સુર્યોદયના સમયે જાણે કે કમલ ખીલી રહ્યું છે'

મેનકા : (મૂર્છામાંથી જાગતી) હું ક્યાં...?

વિશ્વામિત્ર : ચિંતા ન કરો દેવી, તમે સુરક્ષિત છો. ઊઠતાં નહિ

મેનકા : (ઊઠીને) હું ક્યાં છું ? આપ કોણ છો ?

વિશ્વામિત્ર : અરે ! ઊભા થઈ ગયા ! મને વિશ્વામિત્ર નામથી ઓળખે છે. આ મારો આશ્રમ છે. તું મૂર્છિત થઈ ગઈ હતી, એટલે હું તને ઉપાડીને અહીં લાવ્યો.

મેનકા : (સંકોચથી) આપ પોતે...?

વિશ્વામિત્ર : શરમાવાની જરૂર નથી, દેવી ! મેં તો મનુષ્યના કર્તવ્યનું પાલન કર્યું છે.

મેનકા : મારા હાથ ઉપર આ પાટો પણ આપે જ બાંધ્યો ?

વિશ્વામિત્ર : હું વિવશ હતો. અહીં કોઈ સહાય માટે ન હતું.

મેનકા : આપે વિવશ થઈને કે ગમે તે રીતે, પણ મારો હાથ પકડ્યો છે મારા શરીરને સ્પર્શ પણ કર્યો છે.

વિશ્વામિત્ર : દેવી, હું તપસ્વી છું...

મેનકા : જરા મારી તરફ તો જુઓ. મારો સ્પર્શ કરતી વખતે શું આપનું હૃદય બિલકુલ વિરક્ત હતું ? જો એમ જ હશે તો મારું જીવન કોઈ પણ પ્રકારે પૂરું કરીશ. પાણિગ્રહણ તો એક જ હોય છે. આપ આપના ધર્મનું પાલન કરો. હું મારા માર્ગે જાઉં.

વિશ્વામિત્ર : (સ્વગત) બુદ્ધિ કામ નથી કરતી.

મેનકા : આપના મુખ ઉપર ક્ષત્રિયો જેવું તેજ છે. હાથમાં ધનુષ્યની દોરી ખેંચવાનાં હજી ચિહ્ન છે. રાખ બનવાથી અંગારાનો અગ્નિ શાન્ત નથી થતો. આપ ક્ષત્રિય લાગો છો. જો એમ જ હોય તો બતાવો, શરણાગતનો ત્યાગ કરવો તે શું ઉચિત છે ?

વિશ્વામિત્ર : તારું અનુમાન સાચું છે દેવી. હું ક્ષત્રિય છું. સંસારથી મને વૈરાગ્ય નથી; પરંતુ હું એક સાધનામાં પડ્યો છું.

મેનકા : પુરુષ એકલો કોઈ પણ સાધનામાં સિદ્ધિ નથી મેળવી શકતો; સ્ત્રી અને પુરુષ મળીને એક શરીર બને છે.

વિશ્વામિત્ર : હું જાણું છું

મેનકા : તો પછી ?

વિશ્વામિત્ર : પરંતુ પ્રેમ અને તપ બન્ને ભિન્ન વસ્તુઓ છે.

મેનકા : આશ્ચર્ય થાય છે. પ્રેમ તો તપસ્યાના અગ્નિમાંથી જ નીકળે છે. હું આપની તપસ્યામાં વિઘ્ન નથી નાખતી, આ ચરણોમાં સ્થાન મળે એમ ઈચ્છું છું. પાર્વતીએ જે પ્રકારે તપસ્યા કરીને યોગિરાજ શંકરને પ્રાપ્ત કર્યા હતા, એ જ રીતે હું પણ તપસ્યા કરીને આપને મેળવવાની અધિકારિણી બનીશ. આપ આટલો યે અધિકાર નહિ આપો ?

વિશ્વામિત્ર : (થોડીવાર પછી) તું મારી કુટિમાં રહી શકે છે પણ તારો પરિચય તો આપ ?

મેનકા : (અત્યંત આકર્ષક હસીને) હું ચોર નથી, મારા પર શંકા કરવાની આવશ્યકતા નથી.

વિશ્વામિત્ર : ચોરવા માટે આ વનવાસી ક્ષત્રિય પાસે છે જ એક હૃદય છે. એના પરથી પણ અધિકાર જતો હોય તેમ લાગે. તારું કુળ અને પિતાનું ગોત્ર જાણવાની મારી ઈચ્છા છે. (પ્ર...



મારા શાપથી તું જ નહિ, પણ વસિષ્ઠના સઘળા પુત્ર ભસ્મ બની જશે



ફરવાન લેતા દોડવીરની દોડ ગફરની ઝખમની અદા

# ક્ષયના દરદીમાંથી મૅરૅથૉન રનર થનાર

# ડૉક્ટર વી. ઑલિયટ

## નાનપણથી સેવેલી દોડવીર થવાની મહત્ત્વાકાંક્ષાથી ક્ષય જેવા દર્દને પણ મારી હઠાવનાર પુરુષાર્થીની જીવનકથા

લેખક: — રમણલાલ નાગરજી મહેતા એમ. એ.

'સ્પન્જિજ; જલદી કેટગટ નંબર બે. વક્રગોળ સોય પર ચડાવી જલદી તૈયાર કરો.' ડૉક્ટર કૉન્સનો હુકમ છૂટ્યો. ઑલિયટે નિરુત્સાહપૂર્વક પોતાનો નિર્બળ હાથ લંબાવ્યો.

'કેટગટવાળી સોય.' ઑલિયટે થરથરતે હાથે સોય આપી.

'ઑલિયટ, મૂંઝે છે કેમ? જરા રેડિયોમોલ્ટ ખાઈ લેજે'; કહી સ્મિત કરીને વાદળાના શ્વેતરંગી ઓરડામાં ટેબલ પર પડેલા દરદીનાં આંતરડાં કાપી, તેને ટાંકા લઈ, ડૉક્ટરે ઑપરેશન પૂરું કર્યું અને બીજા દર્દીઓને તપાસવા પોતાની ઑફિસ તરફ પાછા ફર્યા.

ઑપરેશન કરવામાં આવેલા દર્દીને તેના બિછાનામાં પહોંચાડી ઑલિયટ ડૉક્ટર કૉન્સ પાસે જઈ ઑફિસના કામમાં મદદ કરવા લાગ્યો, પરંતુ તેની હીલચાલ પરથી તેની તંદુરસ્તી અંગે ડૉક્ટરને શંકા ઉત્પન્ન થઈ. દવાખાનાના દર્દીઓને દવા આપી વિદાય કર્યાં બાદ ડૉક્ટરે ઑલિયટને કહ્યું, 'જરા ટેબલ પર સૂઈ જા તો?'

'કેમ?'

'તારું ડહાપણ જવા દે. સૂઈ જા.' ડૉક્ટરે જરા ગુસ્સે થઈને કહ્યું. ઑલિયટ ડૉક્ટરના હુકમને અનુસર્યો.

ડૉક્ટરે સ્ટેથોસ્કોપ કાને ચડાવી ઑલિયટની છાતી પર મૂક્યું અને આંગળીઓ ફેરવતાં, એકાગ્ર ચિત્તે છાતીમાંથી આવતા અવાજો સાંભળતાં તેમના મુખ પર આશ્ચર્ય, ચિંતા અને ગંભીરતાના ભાવો બદલાતા ગયા. તેમણે ઑલિયટનું ગળું અને પેટ તપાસ્યાં અને પછી ત્યાંથી બેઠા થવાની મના ફરમાવી કેસ તૈયાર કર્યો: 'ક્ષય ત્રીજા તબક્કામાં; કાકડા અને ઍપેન્ડિસાઈટિસના ઑપરેશનની જરૂર; સૌથી પહેલો જ આ કેસ; કાકડાનું લોકલ ઑપરેશન.'

ઇ. ૧૯૩૨ના જૂનની ૨૩મી તારીખે વલસાડ મિશન હૉસ્પિટલમાં ઉપલો પ્રસંગ બન્યો. ને ૨૪મી જૂને સવાર વીતતાં તો કાકડાનું ઑપરેશન થયેલો ખાટલાવશ ઑલિયટ બિછાનામાં પડ્યો હતો.

વિક્ટર ઑલિયટનો જન્મ ઈ. ૧૯૧૦ના જાન્યુઆરીની ૯મી તારીખે, વડોદરામાં પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયના દેશી પાદરીને ત્યાં થયેલો; ને ત્યાંની મેથોડિસ્ટ બૉય્ઝ હાઈસ્કૂલમાંથી ૧૯૩૦માં તેણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. નાનપણથી જ નાજુક બાંધાનો હોવા છતાં ઑલિયટ ખેલકૂદનો ખૂબ શોખીન હતો. એ શોખની આજના દોડવીરના સ્વરૂપમાં થવા પામેલી ખીલવણીનો પ્રસંગ નોંધતાં ઑલિયટ જણાવે છે કે, 'હું અંગ્રેજી પહેલા ધોરણમાં હતો ત્યારે એક દિવસ મિડલ સ્કૂલના વિદ્યાર્થીઓ વડોદરાના પોલોગ્રાઉન્ડ ઉપર ઉજાણીએ ગયા હતા. ત્યાં ગમ્મતની ખાતર અમારા શિક્ષકોએ પોલોગ્રાઉન્ડની આજુબાજુ દોડ લગાવવાની શરત મૂકી. મોટા મોટા વિદ્યાર્થીઓ પરસ્થાન-રેખા પર ઊભા રહ્યા. મોટા ભાગના તો અંગ્રેજી ત્રીજા ધોરણના હરીફો હતા, ને પાંચ દસ બીજા ધોરણના હતા. હું એકલો જ પહેલા ધોરણમાંથી હતો. મારા ક્લાસમાંથી વધુ હરીફો ન હતા: તેનું કારણ દીવા જેવું ચોખ્ખું હતું એક તો હરીફો મોટા મોટા હતા; ને બીજું એ કે દોડ ઘણી મોટી હતી. પોલોગ્રાઉન્ડનું ચક્કર પોણા એ માઈલનું હતું. એ દોડવાની હિંમત કોણ કરે? એ હિંમત એ આધારે હતી કે હું પતંગો પકડવા ઘણી વાર દૂર દૂર સુધી નીકળી જતો અને મારી સાથે પતંગ પકડવા આવનારા બીજા બાળકોને પાછા કરતા જ્યારે હું ઊંચી ગરદન રાખી પતંગને જોતો તેની પાછળ માઈલ સવા માઈલ સુધી ઘણી વાર દોડતો.

સટા વગાડીને દોડ શરૂ થઈ. અમે બધા તીરની માફક છૂટ્યા. એક ફર્લાંગમાં તો બધા જ ઢીલા થઈ ગયા, અને ડગમગ ડગમગ કરવા લાગ્યા. હું પણ ડગમગ કરતો હતો અને સૌથી નાનો હોઈ સ્વાભાવિક જ બધાની પાછળ હતો. પરંતુ જેમજેમ પગ આગળ ધપતા અંતર કાપતા ગયા તેમતેમ હું ધીમેધીમે એક પછી એક હરીફને પાછળ મૂકતો આવ્યો અને પરિણામે મારામાં કંઈ નવું જ

સામાન્યરીતે દુનિયાનો કોઈ દોડવીર આ ૨૬ માઈલની મૅરેથૉન દોડ [illegible] દોડી શક્યો નથી. પરંતુ ડૉ. ઑલિયટ આજ ૩૫ વરસની ઉંમરે [illegible] ૪૦ [illegible] દોડવાની આશા રાખે છે →



ડૉ. વિક્ટર ઑલિયટ
(આશરે ૧૯૫૦) રેખા

જેમ આવતું ગયું. અર્ધો માઇલ જતાંમાં તો મેં લગભગ છ જણાને વટાવી લીધા અને એક માઇલ ગયા ત્યારે હું ચોથે નંબરે આવી ગયો! આમ માત્ર એક માઇલમાં લગભગ પચાસ જણાને હું વટાવી ગયો હતો. પ્રથમ ત્રણ હતા તે બધા જ ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ હતા. પહેલો હતો બેન્જામીન પીટર્સ અને બીજો હતો ફિલિપ ટેલર. ત્રીજે નંબરે જૅકબ કરીને એક પ્રચંડ કાયાવાળો છોકરો હતો. તેની ઉંમર લગભગ સોળ વર્ષની હતી. હું તો માત્ર દસ જ વર્ષનો હતો. મારે અને જૅકબને ખરી સ્પર્ધા થઇ હતી. જૅકબ પાછળ જુએ અને દોડે. હું પણ તેને પકડી પાડવા જબ્બર પ્રયત્ન કરું અને પકડી પણ પાડું; ત્યાં વળી જૅકબ જોર કરે અને મને વીસત્રીસ વાર પાછળ પાડી દે. આમ છેક દસમા ફર્લાંગ સુધી ચાલ્યું. પરંતુ પછી તો જૅકબ પેટ પકડીને બેસી ગયો અને હું આપોઆપ જ ત્રીજો થયો. નંબર એક અને બે તો જરૂર મારા કરતાં સારા દોડનારા હતા અને મોટા મોટા હતા. વિજયરેખા આવી અને હું ત્રીજે નંબરે આવ્યો. મારા જીવનની એ પ્રથમ હરીફાઇ અને પ્રથમ જ લાંબી દોડ. પતંગની પાછળનું દોડવાનું તો જુદા જ પ્રકારનું હતું. ત્યાં તો હું ઊભો રહેતો અને દોડતો. પણ આ દોડ હતી સળંગ, રોકાયા વગરની. એટલે તેનું પરિણામ એ આવ્યું કે દોડ પૂરી કર્યાં પછી મને ચક્કર આવ્યાં અને હોશ ન રહ્યા, મહા મુસીબતે હું ઘેર પહોંચ્યો. પરંતુ એ ત્રીજા નંબરે મને અજબ પ્રોત્સાહન આપ્યું

પગ શા માટે દુઃખે? મને વિચાર આવ્યો. રોજ મહાવરો કેમ ન રાખવો? વડોદરા કૅમ્પનું ચક્કર અમારે માટે એક આકર્ષણ હતું, એટલે તેના ઉપર દોડ કરવાનું મેં કોઈ કોઈ વખત ચાલુ રાખ્યું.

વળી અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતો ત્યારે મૅટ્રિક ક્લાસ ને છઠ્ઠું ધોરણ કમાટી બાગમાં ઉજાણીએ ગયા. ત્યાં અર્ધા માઇલની દોડ ... હરીફોમાં સારાસારા દોડનારા હતા. પેલા જૂના બેન્જામિન અને ફિલિપ પણ હતા. મેં પણ ભાગ લીધો. પ્રથમ ચૂંટણીમાં બેન્જામિન તેની ટુકડીમાં પહેલો આવ્યો; અને હું મારી ટુકડીમાં બીજો આવ્યો. કુલ ૧૮ દોડનારા હતા ને તેની છ છની ત્રણ ટુકડી પાડી હતી, તેમાંથી માત્ર છ જણને અંતિમ હરીફાઈ માટે પસંદ કર્યાં અને ફક્ત ૧૦ મિનિટના આરામ બાદ ફરીથી દોડ શરૂ થઇ.

બે ફર્લાંગ પહોંચતામાં તો હું ત્રીજે નંબરે આવ્યો; અને ત્રીજા ફર્લાંગ ઉપર બીજે નંબરે પહોંચ્યો. પ્રથમ દોડનારો 'હિંદ વિજય'નો આગલા વર્ષનો એક માઇલનો વિજેતા મિ. તારાપોર કરીને જુવાન હતો. સવા છ ફૂટ ઊંચો તે લાંબી ફાળો ભરતો દોડ્યે જતો હતો. મેં હતું તેટલું જોર એકઠું કરીને તેને પકડી પાડ્યો, અને છેલ્લા સો વાર બાકી રહ્યા ત્યાં તો હું તેને વટાવી આગળ નીકળી ગયો. આ વિજય મારો મહાન વિજય હતો. મિત્રોએ ત્યારે મને 'હિંદ વિજય'-ની રમતોમાં ઊતરવાને ખૂબ પ્રોત્સાહન આપ્યું પરંતુ હું ન ઊતર્યો.

૧૯૩૦માં મને વિચાર આવ્યો કે 'હિંદ વિજય'માં ઊતરી તો જોવું. ત્યાં એક માઈલ ને દસ માઈલની બે દોડ હતી. બીજી દોડ હતી અરધા માઇલ અને ત્રણ માઇલની, પરંતુ તે ૧૬ વર્ષની અંદરનાને માટે હતી. ત્યાં ઊંચાઈનું ધોરણ હતું ૫ ફૂટ ૨ ઇંચ. ઊંચાઇના આ ધોરણનો લાભ મારી ઉંમરના (૨૦ વર્ષના) લેતા અને નંબર મારી જતા. પણ મને તે અનુચિત લાગવાથી હું 'ઓપન'-માં જ ઊતરવા માગતો હતો. તેથી એક માઇલ ને ૧૦ માઇલની હરીફાઈમાં ઊતર્યો.

એક માઈલની પ્રાથમિક ચૂંટણીમાં હું પ્રથમ આવ્યો; પરંતુ ત્યાર બાદની ચૂંટણીમાં મુંબઇ અને પૂનાના દોડનારાઓથી હું હારી ગયો. હવે રહી દસ માઈલની દોડ. તેમાં હું ચોથે નંબરે આવ્યો. ૧ કલાક અને ચાર મિનિટમાં એટલું અંતર પૂરું કરવું એ મારે માટે ખરેખર પ્રશંસનીય હતું. પરંતુ ત્યાર પછી મને પ્લુરસી થઈ.

પ્લુરસી મટ્યા પછી મૅટ્રિક થઇ એલિયટે ૧૯૩૧માં મેન્સલ કારકુન તરીકે કામ કર્યું ને ૧૯૩૨માં ડૉક્ટર ફૉક્સ સાથે તે જોડાયો. ત્યાં, ઉપર જોયું તેમ, તે વખતે તેનો ક્ષય બીજા તબક્કામાં હતો!

ફેફસાના ઑપરેશન બાદ ડૉક્ટર ફૉક્સ એલિયટને દવા આપ્યા કરતા. એક વખત હંમેશ મુજબ પોતાના કામકાજથી પરવારી એલિયટ ડૉક્ટર ફૉક્સ પાસે પોતાની દવા લેવા ગયો. ડૉક્ટર ત્યારે ચા પીવા ગયા હતા અને મિસિસ ફૉક્સ ત્યાં બેઠાં હતાં. તેમણે એલિયટને પૂછ્યું, 'કેમ એલિયટ! હવે તબિયત કેમ છે?'

'હવે તો મને આરામ થઇ ગયો છે, જરા ઉધરસ છે; પણ તે તો મટી જશે. મિસિસ ફૉક્સ! આ વર્ષે તો મારે વડોદરા દસ માઈલની દોડમાં ભાગ લેવો છે, ને તેને માટે મારે દોડવાની તૈયારી કરવી છે. પણ ડૉક્ટર કોણ જાણે કેમ મને દવા આપવાનું બંધ નથી કરતા અને મારો કેસ પણ જોવા દેતા નથી. હવે તો હું આ દવાથી કંટાળી ગયો છું અને કાલથી જ દોડવાનું શરૂ કરવાનો છું.'

એલિયટનાં આ વાક્યો સાંભળી મિસિસ ફૉક્સ ચમકી ઊઠ્યાં. પરંતુ સુપરિન્ટેન્ડેન્ટ ઑફ નર્સિઝને છાજતી શાન્ત ધીરજ રાખી તેણે એલિયટને આઘાત ન લાગે તેમ જણાવ્યું, 'એલિયટ' દોડવાનો મોહ છોડી દે. હવે તું કદી જ દોડી નહિ શકે!'

'નહિ શાથી દોડાય? હું તો દોડવાનો જ.' એલિયટે મક્કમતાપૂર્વક જવાબ આપ્યો.

મિસિસ ફૉક્સે લાચારીપૂર્વક જણાવ્યું,' દોડવાથી તને નુકસાન છે, એલિયટ. તું આમ જિદ્દીની માફક વાત કરે છે, પણ તને ખબર છે કે તું ક્ષયના બીજા તબક્કામાં છે, અને દોડવાથી ફેફસાંની નસ તૂટી જશે કે જ્ઞાનતંતુ તૂટશે તો તું જિંદગીથી હાથ ધોઇ બેસીશ!'

આ વાત ચાલતી હતી એટલામાં ડૉક્ટર આવી પહોંચ્યા. તેમના કાન પર 'દોડવાથી...નુકસાન' વગેરે ભાંગ્યાતૂટ્યા શબ્દો પડેલા. એટલે અંદર દાખલ થતાં જ તેમણે શો બનાવ બન્યો હતો તે પૂછી જોયું. મિસિસ ફૉક્સે કહ્યું, 'આ મારો દોડવાની વાતો કરે છે.' આ સાંભળતાં ડૉક્ટર ફૉક્સે એલિયટને કોઈ પણ પ્રકારનો વ્યાયામ નહિ કરવાની સખ્ત શબ્દોમાં ચેતવણી આપી અને છ અઠવાડિયાં સુધી પથારીમાંથી પગ પણ બહાર નહિ મૂકવાની આજ્ઞા કરી. ત્યાર બાદ ડૉ. ફૉક્સ છ અઠવાડિયાં માટે મસુરી ગયા..

આ મુદત દરમિયાન એલિયટ બેચાર વખત છાનોમાનો ક્રિકેટ રમવા જતો રહ્યો હતો. ડૉક્ટર ફૉક્સ પાછા ફર્યા ત્યારે હાઉસ સર્જન ડૉક્ટર જૅરોમે આ બાબતની તેમને ખબર આપી અને પરિણામે તેમણે એલિયટને ખૂબ ખખડાવ્યો

થોડા વખત પછી ડૉક્ટર ફૉક્સને લાગ્યું કે એલિયટને એ. પી. ટ્રીટમેન્ટની જરૂર છે. એ. પી. ઉપચારમાં ફેફસાંમાં પ્રાણવાયુ ભરવામાં આવે છે અને તેને પરિણામે ક્ષયના જંતુઓનો નાશ થાય છે એમ મનાય છે. પરંતુ આ સારવાર માટે એલિયટને મુંબઈ મોકલતાં પહેલાં તેમણે એનું ઍપેન્ડિસાઈટિસનું ઑપરેશન તા. ૫-૮-૧૯૩૩ના રોજ કરી નાખ્યું. ઑપરેશન સફળ થયું.

હવે એલિયટનો કસોટીનો સમય આવ્યો. ડૉક્ટર તેને એ. પી. ટ્રીટમેન્ટ માટે મુંબઇ જવાનું કહેતા હતા, પરંતુ એલિયટ જુદી જ રીતે વિચારતો હતો. તેને લાગતું કે જો પ્રાણવાયુ જ ક્ષયનો દુશ્મન હોય તો હવામાંનો પ્રાણવાયુ સીધો જ ફેફસાંમાં ભરવામાં શો વાંધો? ફેફસાંના બધા ભાગોમાં હવા પહોંચાડવા માટે તો ઊંડા શ્વાસોચ્છ્વાસ

# હલાસન

આપણાં શરીર મન અને જ્ઞાનતંતુઓ ત્રણેને એકીસાથે સ્વસ્થ રાખતી અનન્ય વ્યાયામપદ્ધતિ

## યોગાસનો - ૫મો હપતો

આ આસન પૂરેપૂરું થાય એટલે શરીરનો દેખાવ હળ જેવો થતો હોવાથી તેને હલાસન કહે છે.

શરૂઆતમાં પાથરણા પર ચત્તા સૂઇ જાઓ. હવે, સર્વાંગાસન કે વિપરીતકરણીમાં જેવી રીતે પગ ઉચકતા હતા, તેવી રીતે ધીમેધીમે ઉચકીને શરીર સાથે કાટખૂણો કરો. હવે પીઠને બને તેટલી જમીન સરસી રાખીને બંને પગને માથાના પાછળ લઇ જાઓ, અને અંગૂઠાને જમીને અડકાડો. શરૂઆતમાં આ ક્રિયા મુશ્કેલ લાગશે. પણ ઉતાવળ ન કરતા; તેમજ હિંમત પણ ન હારતા. હવે પગને અને અંગૂઠાને પાછળ ને પાછળ ખસેડો. ધીમેધીમે લઇ જઇ શકાય એટલે લઇ ગયા પછી, હાથ કે જે અત્યાર સુધી તમે લાંબા જ રાખ્યા હતા તેને ઉપાડીને, માથાની પાછળ, આંગળીઓ એકબીજામાં ભિડાવીને મૂકો. હજુ યે અંગૂઠા થોડા દૂર મોકલાય તો મોકલો. પગને બરોબર ટટ્ટાર રાખો. ઢીંચણમાંથી સહેજ પણ વળવા ન દો. દાઢી છાતીના ઉપરના હાડકાના ત્રિકોણમાં દબાવી જોઇએ. આ પ્રમાણે બરોબર થતાં હલાસન સિદ્ધ થશે. આ આસન એક જ વાર લાંબો સમય રાખવા કરતા બેત્રણવાર કરવું અને થોડીથોડી વાર રાખવું; તો તેથી વધારે ફાયદો થશે. આસન છોડતી વખતે પહેલાં અંગૂઠાને તથા પગને ધીમેધીમે માથા તરફ ખસેડવા, પછી તેમને ઉંચકીને કાટખૂણે રાખવા, ને પછી ધીમેધીમે નીચે ઉતારવા.

આ આસનથી કરોડને ખૂબ સરસ કસરત મળે છે. જેની કરોડ જુવાન રહે તે માણસ પણ જુવાન રહી શકે. આ આસન નિયમિત કરનાર માણસ જુવાનીને લાંબા વખત સુધી ટકાવી શકે છે. જૂનું અજીર્ણ અને કબજિયાત આ આસનથી મટે છે તથા યકૃત (લીવર) મોટું થઇ ગયુ હોય તો તે બરોબર થઇ જાય છે. અમુક પ્રકારના ડાયાબિટિસ (મધુપ્રમેહ)ને મટાડવામાં પણ આ આસનના સફળતાપૂર્વક પ્રયોગો થાય છે.

જેની કરોડ સખત થઇ ગઇ હોય કે જકડાઈ ગઇ હોય તેણે આ આસન કરવામાં ઉતાવળ ન કરવી. એવા માણસોએ થોડા દિવસ એક સ્થિતિ કરીને પછી બીજી સ્થિતિ કરવી, તે પછી જ છેલ્લી સ્થિતિએ આસનને લઇ જવું.

હાસુભાઈ શુક્લ.



જેવી બીજી સારી કોઈ રીત નથી. અને ઊંડા શ્વાસોચ્છ્વાસ દોડતી વખતે આપોઆપ લેવાય છે, એટલે દોડવામાં પણ કંઇ વાંધો ન હોય. પરંતુ શરીર અશક્ત છે ને ક્ષય થયો છે, એમાં દોડવાની મહેનતનો અખતરો કરવા જતાં ફેફસાંની નસો તૂટે અથવા જ્ઞાનતંતુ તૂટે તો? સર્વનાશ!! જોખમ તો છે જ; પણ એ.પી ની ટ્રીટમેન્ટ નથી લેવી. થવું હોય તે થાય પણ ઊંડા શ્વાસોચ્છ્વાસ લેવાની શરૂઆત તો કરવી જ.

આવા વિચારોને અંતે એલિયટે શ્વાસોચ્છ્વાસની કસરતનો અખતરો કરવાનો નિશ્ચય કર્યો અને ઍપેન્ડિસાઈટિસનું ઑપરેશન મટી જતાં જ તેણે એ કસરત શરૂ કરી. પરંતુ આ કસરતમાં તેને કંટાળો આવતો. આથી તેણે કંટાળા સિવાય ઊંડા શ્વાસોચ્છ્વાસ લેવાની રીત ખોળવા માંડી. પરંતુ દોડ જેવી બીજી કોઈ રીત તેની નજરે ન પડી; એટલે તેણે દોડવાનો નિશ્ચય કર્યો અને ફેફસાંને જરા યે જોર ન પડે તેવી રીતે દોડવાની શરૂઆત કરી. તેણે શરૂઆતમાં તો માત્ર પાંચ મિનિટ દોડવા માંડયું. (આ જાતની દોડ Gogging-'જૉગિંગ' કહેવાય છે.) આમ એક માસ વીતી ગયો. તેને શરીરમાં સ્ફૂર્તિ આવતી માલૂમ પડી. બીજે મહીને તેણે દસ મિનિટ દોડવા માંડયું. આટલા સમયમાં તે ભાગ્યે જ પોણો માઇલ દોડી શકતો. ત્રીજે મહીને તેણે પંદર મિનિટ કરી અને તેટલા સમયમાં તે માંડ એક માઈલનું અંતર પૂરું કરતો.

આ સમય દરમિયાન તેણે ડૉક્ટર ફૉક્સની દવા લીધી ન હતી. ત્રણ માસ પછી તેણે એલિયટની ચિકિત્સા કરી અને કહ્યું, 'એલિયટ! તું બહુ ઝડપથી સાજો થતો જાય છે!' એલિયટે ઠંડે કલેજે જવાબ આપ્યો: 'એ રોજ એક માઈલ દોડવાનું પરિણામ છે!' આ સાંભળી ડૉ. ફૉક્સ ઘડીભર તો સ્તબ્ધ જ થઈ ગયા. પરંતુ ક્ષણવારમાં તે ખૂબ ગુસ્સે થયા અને એલિયટને દોડવાના ને કસરતના ગેરફાયદા વિષે મોટું ભાષણ આપ્યું. પરંતુ આ ભાષણની અસર એલિયટ પર શાની થાય? તેણે તો પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી. આ વખતે તે ડૉક્ટર ફૉક્સ સાથે નવસારી રહેતો હતો. દોડને પરિણામે તેની તબિયત ઝપાટાબંધ સુધરતી જતી હતી, છતાં ડૉક્ટર ફૉક્સને તેની દોડ પ્રત્યે શંકા અને ઘૃણા હતી. ડૉક્ટરને એ દોડમાં તેનું મૃત્યુ ચોક્કસ દેખાતું હતુ. આથી તેમણે એલિયટને જો તે દોડવાનું બંધ ન કરે તો તેને નોકરી પરથી રજા આપવાની ધમકી આપી. એનું પરિણામ વિપરિત આવ્યું. આ ધમકીથી ઉશ્કેરાઇને એલિયટે જાતે જ રાજીનામું મૂકીને ડૉ. ફૉક્સ અને મિશનની નોકરી છોડી દીધી અને ૧૯૩૪માં તે અમદાવાદ આવ્યો.

અમદાવાદમાં તેણે ખાનગી દવાખાનું શરૂ કર્યું ને પોતાની તંદુરસ્તી માટે દોડવાનું ચાલુ રાખ્યું. આ સમય સુધીમાં તેણે દોડવાનું અંતર વધારીને ત્રણ માઈલનું કર્યું હતું. બીજા બે માસમાં તેણે છ માઈલ દોડવાનું શરૂ કર્યું. ત્યાર પછીના બે માસમાં તે દસ માઇલે પહોંચ્યો અને આ અંતર તેણે હરરોજ માંડયું.

અમદાવાદમાં આવ્યા બાદ તેણે મિ. ડાનિયલ અનેરસની મદદથી ક્રિશ્ચિયન સ્પોર્ટસ ક્લબની સ્થાપના કરી હતી. આ ક્લબમાં રમતો

અને ઍથલેટિક્સને કૉલેજનું મળતું. આ વખતે તે રાયખડમાં રહેતો. આજુબાજુ રહેતાં નાનાં છોકરાંને ભેગાં કરી, પોતાના ખભા પર પોલ વૉલ્ટ માટે વાંસ લઈ તે સાબરમતીની રેતી તરફ જતો.

૧૯૩૪ના ડિસેમ્બરમાં સમગ્ર અખિલ અમદાવાદ હરીફાઈ સમિતિ તરફથી પ્રથમ ક્રીડાસંમેલન ગોઠવાયું, તેમાં ક્રિશ્ચિયન સ્પોર્ટ્સ ક્લબ તરફથી લગભગ વીસ જેટલાં બાળકોએ ભાગ લીધો અને તેમણે સારી નામના મેળવી. ત્રણ માઇલની દોડમાં એલિયટ પોતાની રોજની દોડવાની ટેવને પરિણામે સહેલાઈથી પ્રથમ આવી વિજેતા બન્યો.

આ વિજયે એને ઉત્સાહ આપ્યો અને તેના મગજમાં વડોદરા 'હિંદવિજય જિમખાના'ની દસ માઈલની દોડ રમવા માંડી. હિંદ વિજયની સ્પર્ધામાં તેણે ૧૯૩૪માં ભાગ લીધો. કરાંચીના દોડવીર ચૌહાણ સાથે તેમાં તેને ટીકડીક સ્પર્ધા થઈ. માઈલ પછી માઈલ પગ નીચેથી સરતા જતા હતા અને એલિયટ ચૌહાણની સાથે જ રહેતો આવતો હતો. નવ માઈલ પૂરા થયા. સાડા નવ માઇલે તેઓ કોઠીનો દાંડિયા બજાર તરફનો ઢાળ ઊતરવા લાગ્યા. દાંડિયા બજારનો રસ્તો આવ્યો અને ચૌહાણે આખરી ઝડપ વધારી; પણ એલિયટ પોતાની ઝડપ કાયમ રાખતો આગળ વધ્યો. વિજયમાળા ચૌહાણના કંઠમાં પડી; એલિયટ પોતાની તંદુરસ્તીની ચિંતામાં બીજે આવ્યો.

આ હરીફાઈ બાદ તેણે નડિયાદના ડૉક્ટર ઑલિવ્રુચ અને આણંદના ડૉક્ટર કૂક પાસે ચિકિત્સા કરાવી. બન્ને ડૉક્ટરોએ ચિકિત્સા કરીને તેનાં ફેફસાં તદ્દન સ્વચ્છ છે એમ ખાત્રી આપી. આથી તેની મહત્ત્વાકાંક્ષા વધી. તેણે દોડવાની ઝડપ વધારી અને હવે તે એક કલાકમાં દસ માઈલ દોડતો થયો.'

'ઈ. ૧૯૩૫માં તેણે ફરીથી વડોદરા હરીફાઈમાં ભાગ લીધો. આ વખતે તેની ઝડપ સારી હતી, પરંતુ તેના હરીફો મિ. ચૌહાણ અને મિ. હિંગે એના કરતા ચડિયાતા હતા. તેની ચપળતા અને દોડવાની શૈલીથી આકર્ષાઈને મિ. હિંગેએ તેને મૅરેથૉન દોડમાં ભાગ લેવાની પ્રેરણા આપી. તેથી પ્રોત્સાહિત થઈ ૧૯૩૬ના જાન્યુઆરીમાં તેણે મુંબાઈની મૅરેથૉનની (૨૬ માઈલ ને ૩૮૫ વાર) દોડમાં ભાગ લીધો ને પોતાની એ પ્રથમ જ મૅરેથૉન દોડ ૩ કલાક અને ૪૫ મિનિટમાં સાતમે નંબરે આવીને દોડી બતાવી! આ રમતમાં તેની દોડવાની પદ્ધતિની સારી પ્રશંસા થઈ હતી અને તેને ભવિષ્યના 'મૅરેથૉન રનર' તરીકે નવાજવામાં આવ્યો હતો.

ત્યાર પછી તો તેની હરીફાઈ-પરંપરા જ શરૂ થઈ. આ હરીફાઈઓમાં મોટે ભાગે તો દોડ જ હતી. લાંબી દોડ સિવાય તેણે અમદાવાદમાં સાઇકલિંગ, શૂટિંગ અને જલદ ચાલની હરીફાઈઓમાં પણ ભાગ લીધેલો. તેની કેટલીક દોડ નીચે પ્રમાણે છે:

| વર્ષ | દોડ | સ્થળ | નંબર |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧૦ માઈલ | વડોદરા | ૪ |
| ૧૯૩૪ | ૩ માઇલ | અમદાવાદ | ૧ |
| ૧૯૩૪ | ૧૦ માઈલ | વડોદરા | ૨ |
| ૧૯૩૫ | ૧ માઇલ | અમદાવાદ | ૧ |
| ,, | ૩ માઈલ | ,, | ૧ |
| ,, | ૧૦ માઇલ | ,, | ૧ |
| ,, | ૧૦ માઇલ | વડોદરા | ૩ |
| ૧૯૩૬ | ૨૬ માઈલ ૩૮૫ વાર મૅરેથૉન | મુંબઈ | ૭ |
| ,, | ૧૦ માઇલ | વડોદરા | ૩ |
| ,, | ૧ ,, | અમદાવાદ | |
| ,, | ૩ ,, | ,, | |
| [illegible] | [illegible] (કલકત્તા) | | |
| ૧૯૩૬ | ૬ માઇલ | અમદાવાદ | |
| ૧૯૩૭ | ૧૦ માઈલ | વડોદરા | |
| ,, | ૧ ,, | અમદાવાદ | |
| ,, | ૩ ,, | ,, | ૧ |
| ,, | ૬ ,, | ,, | ૧ |
| ૧૯૩૮ | ૧૦,૦૦૦ મીટર | મુંબઈ | ૧ |
| ,, | ૫,૦૦૦ ,, | ,, | ૩ |
| ,, | ૨૬ માઈલ ૩૮૫ વાર મૅરેથૉન | અખિલ હિંદ (કલકત્તા) | ૪ |
| ૧૯૩૯ | ૧ માઈલ | અમદાવાદ, ગુ. વ્યા. પ્ર. મંડળ | ૧ |
| ,, | ૧ ,, | અમદાવાદ, ગુ. વ્યા. પ્ર. મંડળ | ૧ |
| ,, | ૩ ,, | ,, | ૧ |
| ,, | ૬ ,, | ,, | ૧ |
| ,, | ૨૬ માઇલ ૩૮૫ વાર મૅરેથૉન | અખિલ હિંદ (પૂના) | ૧૧ |
| ૧૯૪૦ | ૧૦,૦૦૦ મીટર | વડોદરા | ૧ |
| ,, | ૧૫,૦૦૦ મીટર | ,, | ૧ |
| ૧૯૪૦ | ૧ માઈલ | અમદાવાદ | ૧ |
| ,, | ૩ ,, | ,, | ૧ |
| ,, | ૬ ,, | ,, | ૧ |
| ૧૯૪૦ | ૧,૫૦૦ મીટર | ગુ. વ્યા. પ્ર. મંડળ | ૧ |
| ,, | ૫,૦૦૦ ,, | ,, | ૧ |

૧૯૪૦ થી ૧૯૫૦ સુધીમાં તેણે વડોદરા, અમદાવાદ ગુ. વ્યા. પ્ર. મંડળ અને મુંબાઈની ૮૦૦ મીટર, ૧૫૦૦ મીટર, ૫૦૦૦ અને ૧૦,૦૦૦ મીટરની દોડમાં ભાગ લીધો હતો અને તેમાંની ઘણીખરી માં તે વિજયી થયો હતો. મુંબઈમાં તેણે ૫,૦૦૦ અને ૧૦,૦૦૦ મીટરની શરતમાં સારી નામના મેળવી છે. માત્ર તેની મૅરેથૉન દોડમાં તે હમેશ કમનસીબ રહ્યો છે અને કોઈ ને કોઈ કારણસર તેની એ હરીફાઈમાં પ્રથમ આવવાની મહત્ત્વાકાંક્ષા હજુ બર આવી નથી. ૧૯૩૩ થી ૧૯૪૯ સુધી તે નીચે પ્રમાણે મૅરેથૉન દોડ દોડ્યો છે:

| સાલ | સંસ્થા | નંબર |
|---|---|---|
| ૧૯૩૬ | બી. પી. ઓ. એ. (મુંબાઈ) (બૉમ્બે પ્રૉવિન્સ ઑલિમ્પિક ઍસોસિએશન) | ૭ |
| ૧૯૩૮ | ,, | – |
| ૧૯૩૮ | અખિલ હિંદ (કલકત્તા) | ૪ |
| ૧૯૩૯ | અખિલ હિંદ (પૂના) | ૧૧ |
| ૧૯૪૨ | અખિલ હિંદ | અધૂરી |
| ૧૯૪૩ | બી. પી. ઓ. એ. (મુંબાઈ) | – |
| ૧૯૪૪ | ,, | ૪ |
| ૧૯૪૫ | ,, | ,, |
| ૧૯૪૬ | ,, | ,, |
| ૧૯૪૭ | અખિલ હિંદ | – |
| ૧૯૪૭ | બી. પી. ઓ. એ. (મુંબાઈ) | ૪ |
| ૧૯૪૮ | ,, | ૩ |
| ૧૯૪૯ | અમદાવાદ ઑલિમ્પિક્સ | ૨ |
| ,, | બી. પી. ઓ. એ. (મુંબાઈ) | ૪ |

આ પ્રમાણે માત્ર દોડીને જ ક્ષેત્ર પર વિજય મેળવનાર અને નાજુક બાંધાના માયકાંગલા ગુજરાતીમાંથી મૅરેથૉનનો દોડવીર બનનાર ચાળીસ વર્ષની ઉંમરનો, બેઠા ઘાટનો એલિયટ આ વર્ષે પણ અખિલ હિંદ ઑલિમ્પિક્સની મૅરેથૉનની દોડ માટે ગુંથાયો હતો. આજે પણ તે સારા સ્વાસ્થ્ય સાથે નિયમિત વ્યાયામ કર્યે જાય છે.

ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા

# બાંધ ગઠરિયાં



ઉત્તરહિંદુસ્તાનમાંએક્કાનીગમેતેટલી જાત હોય, પણ સુરતનો એક્કો અને રાંદેરની ડૉક્કાર્ટની વાત જ જુદી. હું સુરત રહેવા ગયો તે જ અરસામાં મામાજી પોતાનો જૂનો એક્કો બદલી નવા એક્કાની વેતરણમાં હતા. સોની, જરદોસ, તારકસ, હૅન્ડલૂમવાળા અને વહોરા વેપારી, એ સૌ પોતપોતાના કિસબમાં જેટલા હોશિયાર એટલા જ એક્કાના શોખીન. વાડી ફળિયામાં સિતવાળા અને હરિપરામાં ગોરધનદાસ બહેરામજી, મામાજીના બે મોટા દોસ્તદારો. એ બે અને મામાજી બેસીને એક્કાના વચલા ચોકઠાનો, બાજુમાં અઢેલવાના દરાનો, દરા ઉપર જર્મન સિલ્વરના પકડવાના દાંડાનો, જુગતિપૂર્વક વિચાર ચલાવતા. એમાં ગાદી કંતાનની તો નહિ જ; તેમ માણકપડની પણ નહિ.



'છોટાભાઈ, એમ જીવ નહિ બાળો. હવે એક્કો કરવા બેઠા તો થવા દો. સાટીન હું આપીશ.' ગબલભાઈ સિતવાળા કહેતા.

'અને ઉપરનો ગલેફ મારો. થઈ જાય!' ગોરધનદાસ ઉમેરતા. તેઓ કાને બહેરા, એટલે મોટે ભાગે તો ઈશારતથી યા ડોકું ધુણાવીને જ પતાવતા. ગબલભાઈ કહેતા: 'છોટાભાઈ, અંબાજીને રસ્તેથી નીકળો તો લોકો જોઈ રહે એવો બનાવીએ! જુઓ, પૈડાં રબર ટેરનાં. બળને (બળદને) જરા રાહત પણ મળે. ને રંગ રેશમી.'

'પીળો? છટ્!'

'પીળો એટલે? એમ સાલો પીતાંબર જેવો લાગે! ખુલ્લો રેશમી નહિ: ગેરો, જરા મેલખાઉ, કેમ ગણપત?' હાંકો તો ગણપત ગાનીને તે ત્યાંથી પસાર થતા તેની પણ સાહેદી પુરાવી

બળદ, બળનો લાલ અરતનો એ ઢો, બળનો છેડો (રાશ), છેડાને છેડે ફુમતાં, ગાદી, ગાદી પરનો ગલેફ અને એની ઝૂલ, ગાદીની નીચે નાનું સરખું કોતરેલું પાકીટ, એ બધું જોઈ તપાસી, ફક્કડ છે એમ અદેખાવી, જે દિવસે છોટાભાઈ મુખત્યાર હાથમાં જાતે છેડો લઈ, સાથે મોટી મામા ને પાછળ છોકરાંઓને બેસાડી, દરરોજ દિવસે સાંજે વરાછાની હલબમાં જવા નીકળ્યા, ત્યારે, સાહેબ, અમારો ઘોળિયો બળદ ઘોડાની ચાલે થનગનતો હતો, અને અંબાજીનો આખો રસ્તો મલકતો હતો. સોની મહાજન ઓટલે ટહેલતું હતું. ને ભાગોળ સુધી એક્કાની વાહવાહ બોલાઈ. પાંચેક જણને મોઢેથી પાંચસોપાંચસો, તો કેટલાકને પંજો બતાવી પાંચસોનો આશરો કહેતા છોટામામા આદિસ્તે એક્કો હાંકતા હતા. જેકિશનદાસે તો ઊભો રખાવી હાથની રક્ષા શમી ઝાડ પર ચડાવવ. ને બદલે એક્કાને જ બાંધી:

'છોટાભાઈ સાહેબ, આ યે સમી ઝાડનું જ લાકડું છે એમ માનો: બસ, હવે કોઈની નજર નહિ લાગે.'

ગણપને સૅન્ડપેપરથી બળદનાં શીંગડાં ઘસી લીસાં બનાવ્યાં હતાં, અને ઉપર તેલ ઘસ્યું હતું એટલે એ પણ ચળકતાં હતાં. અને ભાગોળ વટાવી સ્ટેશન આગળ થઈ વરાછાને રસ્તે ચડ્યા ત્યાં તો બળદે ચાલ બતાવી દીધી. મામાજી જાતે જ કહેતા કે ઘોડાગાડી રદ છે!

વરાછાની ટાંકી એટલે સુરતનો પાણીનો સંઘરો. એ રસ્તે જતાં અધવચ્ચે જ બેઠી બાંધણીનો, ગણપતિ ગજાનન જેવો, સિતવાળાનો બંગલો હતો. ત્યાં ગબલભાઈ, નગીદાસ, અમૃતલાલ વકીલ, ગોરધન, જીવનકાકા અને મામાજી અઠવાડિયે-પખવાડિયે સાંજના પહોરે મળતા, બેચાર કલાક બ્રિજિક ખેલતા, અને વચ્ચે ચા-પાણી પીતા ને ભૂસું ખાતા. ત્યાં એક્કો દાખલ થતાં જ સૌએ વધાવી લીધો. પણ ગંગાદાસે ફાનસની જોડ બરાબર નથી, કહી પેંડ કાઢી; ને પાછળથી સુંદર નાના કાચવાળા, નાજુક ફાનસની જોડ મુંબાઈથી મંગાવી આપી ભભકો પૂરો કર્યો.









આ બંગલામાં વરસમાં એકાદવાર, (કોઈને ત્યાં લગન થયાં હોય તો તેની ખુશાલીમાં પણ) તાયફાનો મુજરો ગોઠવાતો. સુરતની નામીની ઈદનજાનને પહેલી વાર ત્યાં જોઈ હતી. આપણે કંઈ મોડે સુધી જાગતા નહિ; પણ મોડી રાતે તવાયફ કેરબો કરતી, ત્યારે અમને જગાડવામાં આવતા. બિછાનું ગરમ છોડી, ઊભી થઈ, મજલિસમાં ઠમકઠમક ઘૂમઘુમ કરતી એ ગાતી અને નાચતી, એ જોવાની મને મઝા પડતી, અને બીજે દિવસે નિશાળમાં એ ગાંની આવડે તેટલી અદા બીજાઓ આગળ કરી બતાવતો।

શ્રાવણ મહિનામાં દર સોમવારે કતારગામ મહાદેવ પાસે મેળો ભરાતો, ત્યાં પણ અમે એક્કામાં જતા. ચૌટાબજાર વટાવી, શાહપોરમાં થઈ, ઘોડાં જૂનાં બંદર આગળથી 'ચકલા'માં એક્કો દાખલ થતાં, અમે ચારે તરફ અને ઊંચે બારીઓમાં નજર કરતા. સુરતનો નવાબી ઠાઠ અને શહેરનો શણગાર અહીં ઝળકતો. એ જ રસ્તે આખું ગામ જતું અને આવતું. મહાદેવને પૂજવા જવાનો આ લાંબો રસ્તો અહીંની નૈકિનીઓની મીઠી નજરથી હળવો લાગતો,—જતાં ઉમળકો આવતો, આવતાં થાક ઓસરી જતો.

કોઈ ઓટલે બેસતી તો કોઈ બારીએ બેસતી. નવાબી વખતનો મિરઝા અઝીઝનો ચકલો એની રોનકને માટે મશહૂર હતો. વચગાળે આવેલી માલણની દુકાન જ આંખ ઠરે એવી હતી. એમાં બહાર કૂપસી આવતી ખારેસી મોટી છાબમાં જે મિસાલથી ગુલાબ અને મોગરો ગોઠવવામાં આવતા તે જોઈને વટેમાર્ગું ઘડીભર તો થંભી જાય. અને પછી એની ગ્હેક! કેટલેક એટલે મુગલાઈ ફાનસો લટકતાં, તે અને સાથે આગાશાઈ પાનનો વખારો અને મીનાકારી કોતરકામનો નાજુક નળીનો હુક્કો, સૌ કંઈ સુરતની ખૂબસૂરતીની વધારતું. અહીં રોનક હતી, ખુશબો હતી, ખુમારી હતી. દિલની દિલાવરી હતી



એમ જ એક્કો ચૌદ પંદર માઈલની ભીમપોરની સવારીએ પણ જતો. ભીમપોરના પાતાળિયા હનુમાનના મેળા વખતે એક્કાની દોડ થતી. અમારા મહોલ્લાનો જુવાન મગન સોની મેળાના બે ત્રણ મહિના અગાઉ જ એક નાનું ગેગિયું (ટીંગણું બળદ) લઈ આવ્યો, અને એની ખૂબ બરદાસ કરવા મંડ્યો. ભીમપોરના શરતની એ તૈયારી હતી. ખાસ ઈનામ કે એવું કંઈ આપવામાં આવતું હોય એમ તો મને યાદ નથી, પણ ફક્ત વટ પર જ, આ શરત જીતવાની. શહેરની બહાર 'લાઈન્સ'ના રસ્તેથી એક્કા દોડતા અને ઓછામાં ઓછા વખતમાં ભીમપોર પહોંચતા. મામાજી શરતમાં દોડાવતા નહિ, પણ બાજુ પર ધીમે ધીમે હંકાર્યે જતા, અને હરીફોનો રંગ જોતા. પંદર માઈલનો આખો રસ્તો ત્યારે ગાજી ઊઠતો.

**આ** તો નદીની આ બાજુના રસ્તાઓની વાત: પણ નદીની પાર કરણા શહેર રાંદેર જોયું છે? 'થાની હો! હોની હે'નું ગાન મોજી એ શહેર. નાનકડું, તવંગર, અમીરી અને રંગીલું. ઘણીવાર મામાજી મને લઈ જતા. કોરટનું કામ હોય તો અસીલોને મળવા રવિવારે સવારે રાંદેર ઊપડતા, ને મોડી બપોરે પાછા ફરતા. કહેવત તો એવી છે કે

'વેડ ફળીઆથી ને સિંગણપોર; આવતાં જતાં થાય બપોર.'

પણ રાંદેરની મુસાફરીમાં યે બપોર થઈ જતા.

હિલ્લા પાસે તાપીનો પુલ ઓળંગી, બે પૈસાનો પુલવેરો આપી નદી પાર જતા, અને કાંઠે કાંઠે રસળતા જતા રસ્તા ઉપર કુદરતની ખૂબીઓ, નદીમાં અધવચ્ચે આવેલો બેટ અને સામે પારનાં સુરતની શોભા જોતા અમે રાંદેર પહોંચતા. ત્યાં 'ગામ' 'પીપરડી' અને 'ઓટાવાળા'નાં ત્રણ જાણીતાં ખાનદાનને ત્યાં મામાજી વારાફરતી આંટો મારતા. બળદની દોરી પેઠે બાંધી, ગાડી તળિયેથી ઘોડું બળદને ખવડાવવા ઘાસ કાઢવા જતા કે તરત નોકરો બહાર આવતા અને ઠપકાઈથી કહેતા: 'બસ રે, બસ રે! છોટાભાઈ? પાછા હમારી આબરૂ લીધીને? અજી ફરમાન, દેખતા ક્યા હો? અપના ઘોડા ક્યા સાઈં ક્યા છોટાભાઈ મેહકા ઘાસ નહિ ખાયગા?'

અને ઈબ્રાહીમ ભાઈના દીવાનખાનામાં એમના બે પાંચ વગ-વસીલા વચ્ચે છોટાભાઈ મુખત્યારની બેઠક થતી. કામ દસ મિનિટનું, પણ કલાક નીકળી જતો. શરૂઆતના અરધા કલાકમાં તો ખુશબો ભરી સૂકો મેવો આવતો અને ભાણાભાઈ માટે મિઠાઈ આવતી. ભાણાભાઈ ખાતા કે બ.મ. ખીજવતા: 'છોટાભાઈ, હવે ભાણો વટલી ગિયો. અબ તો ગુલામ હુસેન! ઉનકો બીબીકી સાથ શાદી કરા દો.' આમ છેક રડવા સુધી મને ચીડવતા. પછી મિજલસમાંના બધા ધીમે ધીમે ખરવા માંડતા. પછી મામાજી તથા ભાગ કંઈ દસ્તાવેજ કાગળોનું બંડલ કાઢી વાતો કરતા.

'એ કંઈ એફીડેવીટ બેફીડેવીટ હું સમજું નહિ છોટાભાઈ, આપને જે મુનાસિબ લાગે તે કરો. હું સાલો શું સમજું? મેં તો ફરજ તમને આપી દીધા.'—અને મામાજી ચેક ના કાગળો ઘડી વાળી પોતાના રેશમી રૂમાલે બાંધવા મંડતા. અને રજા લેતા. જતી વખતે ભાગ સાહેબ પોટલીમાં કાજુ કે એવું કંઈ બાંધી આપતા, અને મને વહાલથી ધબ્બો મારી, હાથમાં એક રૂપિયો આપતા: 'દેખો ભાણાભાઈ, અબ તો તૂ વટલી ગયા. તો યે બામન કો દે કર ફિર અસલ થા વૈસા હો જાના!'



આ જ પ્રમાણે પછી પીપરડી અને ઓટાવાળાને ત્યાં પણ. સુરતથી આવેલા આ વકીલ મુખત્યારની તહેનાત થતી. એને ઘેર છેલ્લા જતા, ત્યાં તરત જ ખબર પહોંચી જતી, એટલે ખાણીપીણીની તૈયારી ભારે ઠાઠથી થતી: 'હા, હા. અમારે તાંસાના ખાઓ તમે?' કરીને મેણાં મારતા, એટલે ઓટાવાળાને ત્યાં તો શરબત, દૂધ, યા મલાઈ ઉપરાંત કઢી જલેબી તો કદી ઘેવર તૈયાર જ રહેતાં. ને એમ ખામસું જાતજાતનું ખાઈને બપોરસોતા સવારી પાછી ફરતી. પાછા મામાજી રસ્તે એ ગામ, પીપરડી ને ઓટાવાળા ખાનદાનની અનેક વાતો કહી સંભળાવતા: 'આ ઓટાવાળાના બાપે તાપી નદીના પુલથી ડુમ્મસ સુધી નદી ખોદાવી દરિયો સુરતમાં લાવવાની સ્કીમ સરકારને અરજ કરેલી. પણ સરકારે કહ્યું કે એમ કરતાં જે નીકળે તે સરકાર લે, ને ઓટાવાળા કહે કે જે નીકળે તે પોતે લે. એમ તકરાર

નક્કી કરેલા ધ્યેયને ખાતર ખતમ થઈ જવાની તમન્ના શીખવતી અને જાનફેસાનીનું પહેલું પગથિયું ચડાવતી રમત

# ધ્વજયુદ્ધ

લેખક - વાસુદેવ ભટ્ટ

હુતુતુ, ખોખો, વોલીબૉલ કે ગિલ્લીદંડાની રમતો તો અટપટા નિયમોવાળી છે. કોઇ પહેલી જ વાર રમવા આવે તો તેણે શરૂઆતમાં ધ્યાન રાખી બરાબર સમજવાનો પ્રયત્ન કરવો પડે; નહિતર એ મુંઝાઇ જાય. પણ ધ્વજયુદ્ધ! અરે, કોઇ રસ્તે જનારને પણ મેદાનમાં ખેંચી આણો ને! માત્ર એક જ વાત તેને સમજાવો અને ધડાક દઇને તે રમવાનું શરૂ કરી શકે. અલબત્ત, આ રમતને પણ બીજી રમતો માફક નિયમબદ્ધ કરવામાં આવી છે. પણ એ નિયમબદ્ધ સ્વરૂપની ખાસ જરૂર પડતી ન હોઈ અહીં એ રજૂ કરવાની જરૂર નથી.

રમત તદ્દન સીધી-સાદી છે. રમનારાની બે ટુકડી પડે. દરેક ટુકડીમાં રમનારાની સંખ્યા જેમ મોટી તેમ વધારે મઝા પડે. દરેક ટુકડીમાં ઓછામાં ઓછા બાર-પંદર ખિલાડીઓ તો જોઇએ જ; નહિતર રમત જામે નહિ. ચાળીસ-પચાસ—અરે, સો કે બસો ખિલાડીઓ પણ રાખી શકાય. અને જો રમનારા પ્રાણવાન હોય તો તો રમત એવી જામે કે જોનારાને પણ શૂરાતન ચડી જાય.

મેદાન પણ રમનારાની સંખ્યાને માફક આવે એવું જ જોઇએ. દરેક ટુકડીમાં પંદર-વીસ રમનારા હોય તો આશરે ૧૦૦×૧૦૦ ફૂટનું મેદાન જોઇએ. નાનું-મોટું હોય તો યે ચાલે. હવે એ મેદાન પર બન્ને બાજુ એક એક ટુકડી ચાલી જાય. બન્ને ટુકડી પાસે એક એક ધ્વજ હોય. ધ્વજ એટલે વાવટો જ, એવું નથી. કપડાનો વાવટો તો આમાં ફાટી જ જાય. એટલે ધ્વજને બદલે ધ્વજદંડ—એટલેકે લાકડીના દંડા, આખાં કે તૂટેલાં મગદળ, કે એવી જ કોઈ વસ્તુ ધ્વજનું થ ન લઈ શકે.

બંને ટુકડીનું ધ્યેય માત્ર એક જ. કોઈપણ હિસાબે પોતાના ધ્વજનું રક્ષણ કરવું અને સામા પક્ષના ધ્વજને પોતાને ત્યાં ઉઠાવી લાવવો. આ ધ્યેયને બર લાવવા જમે તે કરો: પેંતરા રચો, વ્યૂહ ગોઠવો, તૂટી પડો, હલ્લો કરો, મારંમારી કરો, બાખડો, કોઇને પકડો, કોઇને ગબડાવો, કોઈની છાતી ઉપર ચડી બેસો, કોઇને દૂર રાખો—જમે તે કરો, પણ સામી ટુકડીનો વાવટો ઉઠાવી લાવો!

'જંગલી! બિલકુલ જંગલી!' તમે કહેશો: 'મારંમારી કરવી! છાતી પર ચડી બેસવું! આજના સુસંસ્કૃત જમાનામાં આવી વાત કરો છો?'

'હા, ભાઈ, હા. જંગલી કહો તો જંગલી. એમાં તો શરીરે ઉઝરડા જ નહિ, પરંતુ ઘા પણ પડે છે. શરીર માટીમાં માત્ર રગદોળાતું જ નથી, પરંતુ લોહીલુહાણ પણ થાય છે.'

તમે ઇંગ્લંડની 'રગ્બી ફૂટબૉલ' નામની રમતનું નામ સાંભળ્યું હશે. એ રગ્બી ફૂટબૉલ, કે આ ધ્વજયુદ્ધ, કે એવી કક્ષાની રમતો જ ખરી મર્દાનગીની રમતો છે. જરા વિચાર કરી જુઓ. આખી ટુકડીનો વાવટો ઉઠાવી લાવવાનો છે અને પોતાનો વાવટો જવા દેવાનો નથી. આ ટુકડીમાં જેટલા ખિલાડી છે એટલા જ સામી ટુકડીમાં છે. ગંભીર નુકસાન ન થાય એવી જાતની બાથંબાથીની અને 'તોફાન'-ની છૂટ છે. આ બધાંનો ખ્યાલ કરીને વિચારો કે બે રમનારાઓ શું શું કરશે? પોતાની બુદ્ધિને ક્યાંથી ક્યાં દોડાવશે? પોતાના જ્ઞાનતંતુઓને કેટલા સતેજ રાખશે ને સ્નાયુઓને કેટલા ક્રિયાશીલ કરશે? અને કેટકેટલી યુક્તિ-પ્રયુક્તિઓ અજમાવશે?

યુક્તિ-પ્રયુક્તિઓ? હુતુતુ, ખોખો કે બાસ્કેટબૉલની રમતમાં નિયમો ખૂબ છે અને પ્રયુક્તિઓ મર્યાદિત છે; જ્યારે આ રમતમાં નિયમો નહિવત્ છે અને પ્રયુક્તિઓ સર્વત્ર છે. જુઓ, આ મેદાન ઉપર, વચ્ચે વ્યાયામ-શિક્ષક ઊભા છે. એ જ શિક્ષક અને એ જ પંચ! તેમણે બે ટુકડીઓને એક એક દંડો આપ્યો છે. ટુકડીએ એ દંડાને પોતાનો ધ્વજ માની મેદાનના બંને છેડા તરફ જવા ઊપડી છે.

ટુકડીને પણ પોતાનું મગજ હોય છે, જ્ઞાનતંતુઓ હોય છે, સ્નાયુઓ હોય છે. સ્નાયુઓ જેવા કેટલાક ખિલાડીઓ વાવટો લઈ દોડતા પહોંચી ગયા છે; અને નાયકનો હુકમ મળે કે તરત જ હુમલો કરવા તૈયાર થઈ ગયા છે. જ્ઞાનતંતુ જેવા ખિલાડીઓ ચારે બાજુ નજર ફેરવી રહ્યા છે, આવતા યુદ્ધની ગંધ સૂંઘી રહ્યા છે અને તેના ભાવિ આનંદથી પુલકિત થવા લાગ્યા છે; જ્યારે મગજ જેવા ખિલાડીઓ ટુકડીના નાયકની સાથે મળી કાંઈક ગુસપુસ કરી રહ્યા છે, સામી ટુકડીના ખિલાડીઓને ગણતરીમાં લઇ રહ્યા છે અને હાથ લંબાવ્યા વિના નજરથી મેદાન માપી રહ્યા છે. તેમનાં મોં પરની ગંભીરતા તો જુઓ! જાણે કે ત્રીજા વિશ્વયુદ્ધના સૂત્રધારો તેઓ જ ન હોય!

છેવટે તેમણે કાંઇક નિર્ણય કરી લીધો. જ્ઞાનતંતુઓ અને સ્નાયુઓને તેમનું કામ સોંપી દીધું અને હવે મેદાન ઉપર એક પ્રકારની વ્યવસ્થા કરવા લાગ્યા છે.

શિક્ષકે લાંબી સિસોટી વગાડી, ને બૂમ પાડી: 'ચાલો, તૈયા...ર!' અને એ અવાજે બન્ને બાજુની ટુકડી પર જાદુઇ અસર કરી. જાણે આનંદમયું ચેતન, પોતાના ખભા પર શૂરાતનને બેસાડી, દરેક ખેલાડીને ટપલી મારી આવ્યું! ખેલાડીઓમાં ઝણઝણાટ વ્યાપી ગયો, એકવાર સળવળાટ કરી, યોગ્ય સ્થાને ગોઠવાઈ, સૌ સ્થિર થઇ ગયા.



આ નકશામાં ડાબી બાજુ જુઓ. સૌથી પાછળ, બાવળની ગાંઠ જેવો સજ્જો, હાથમાં ધ્વજ લઈ, દાંત ભીંસી, હુંબાવી, જાણે કે પ્રતિસ્પર્ધીઓને પડકાર કરતો ઊભો છે. તેની આજુબાજુ ચાર-પાંચ જણા, એક નાનો સરખો કિલ્લો રચ્યો હોય તેમ, તેનું રક્ષણ કરવા ગોઠવાઇ ગયા છે. તેનાથી આગળ દસબાર જણાએ એક કતાર બનાવીને લગભગ આખો રસ્તો રોકી દીધો છે. આપણે અનુમાન કરીએ કે તેઓ કદાચ હલ્લો ખાળનારા ને રક્ષણ કરનારા હશે. પણ આખી કતારમાં અમુક ચોક્કસ જ જગ્યાએ બે ગાબડાં પાડેલાં છે, એટલે જરા શંકા ઉપજે છે. તેનાથી આગળ આઠેક જણા ચાર ચારની બે ટુકડી પાડી મધ્યમેદાને ઊભા છે તેમની આગળ એ

ટુકડીનો નાયક છે. અનુમાન કરીએ કે નાયક ને તેની પાછળના આઠ જણા હલ્લો લઈ જવા આગળ ઊભા હશે.

હવે આ તરફ જુઓ : એ નાયકની સામે જ જમણી બાજુનો નાયક ઊભો છે. તેની પાછળ ચાર જણ અને પાછા તેની પાછળ બીજા છએક જણ ઊભા છે. આગળના ચાર તો હલ્લો કરનારા લાગે છે, પણ તેની પાછળના છ જણ શાને માટે? શું બે હપ્તે હલ્લો કરવાનો વિચાર રાખ્યો હશે? અને તેની પાછળ બીજા છ જણ ત્રણત્રણની ટુકડીમાં બે બાજુ ઊભા છે, એ 'વિન્ગ' શું કામ ઊભી કરી હશે? બાજુ પરથી હલ્લો કરવા? કે બાજુ પરથી આવતો હલ્લો રોકવા? તેમની પાછળ વચલા ભાગમાં વળી ચાર જણ ઊભા છે. મોટે ભાગે તો તેઓ બચાવ કરનારા જ હોવા જોઈએ. અને તેમની પાછળ તો, જરૂર ધ્વજરક્ષકો અને તેમની વચમાં ધ્વજધારક છે.

ટુકડીઓ કેવી ગોઠવાઈ ગઈ છે! અને તેમાં નાના અને મોટા, જાડા ને પાતળા, કસાએલા અને નાજુક, ગંઠાએલા અને ફોદા જેવા, એમ જાતજાતના ભિક્ષુઓ પોતપોતાની ટુકડીના નાયકની સૂચના પ્રમાણે ચોક્કસ સ્થાને ગોઠવાઈ ગયા છે. બધાનાં મોં પર જાણે તોફાન પહેલાંની શાંતિ છે!

ને તોફાનના પહેલા વીજચમકારા જેવો શિક્ષકનો હુકમ ગાજ્યો: "નમ.....સ્તે! એક, દો, તીન" બન્ને નાયકોએ પરસ્પર સલામી આપી અને બરાબર એ જ વખતે બ્યુગલે એક એવો તો નાદ શરૂ કર્યો! જાણે વીજચમકાર પછીની ભીષણ મેઘગર્જના! અને પછી? પછી તો સર્વતોમુખી તોફાનનો ઝંઝા શરૂ થઈ ગયો. બ્યૂગલે જાણે સૌના સ્નાયુઓને શરીરની બહાર ફેંકી દીધા અને બંને ટુકડીઓ વચ્ચે ગચ્ચેલી ધમાચકડીમાં તાલ પુરાવતા 'લગાવ' હટાવો ચલાવ! આને દો! ચલ હટ!" ના શૌર્યભર્યા હાકોટાથી મેદાન ગાજી રહ્યું.

મેદાન ઉપર જુઓ: જમણી બાજુના નાયકે નગારેલે પતાવ્યા પછી સીધી જ દોટ મૂકી છે. તેની સામે ઊભેલા નાયકની એક બાજુ ર નીકળી, સામી ટુકડીના ધ્વજને પોતાનું લક્ષ્ય બનાવી તીરની માફક તે છૂટ્યો છે. તે અને તેની પાછળ ગોઠવાયા હતા તે ચારે જણ તેની પાછળ તેને પગલે પગલે જ દોડ્યા છે. તેમના ઘેરા હાકોટા, સજ્જડ મુખમુદ્રા, વીંઝાતા હાથ અને વેગીલી ગતિએ બધાંએ ભેગાં મળી તેમને એવું તો સ્વરૂપ આપ્યું છે કે જાણે કેસરિયાં કરી નીકળી પડેલા યોદ્ધાઓ! અને તેની અસર પણ એવી જ થઈ. સામી ટુકડીનો નાયક ચેત્યો. તેને આ બાબત જરા ગંભીર લાગી. તેણે જરા પાછું ફરીને જોયું. એટલામાં તો પેલા મરણિયા જવાનો પોણા મેદાને પહોંચી ગયા હતા, અને પોતાની ટુકડીના રક્ષણ કરનાર વિભાગના પાંચ પૈકી બેત્રણને ભોંય ભેગા કરતા ગયા હતા. બેએક જણ ગભરાઈ ગયા હતા. આથી નાયકે પોતાના હલ્લો કરનારા જવાનોમાંથી હિંમત અને અક્કલવાળા બે જણાને પેલા મરણિયાઓની પાછળ જવા અને તેમને કાબૂમાં લેવાની વ્યવસ્થા કરવા ગર્જનાભર્યો હુકમ કર્યો. અને પછી બીજો લાંબો વિચાર કર્યા વિના બાકીના છ હલ્લો કરનારાને લઈ પોતાના સપ્તર્ષિમંડળ સાથે, ગાડ પાડી, સામી ટુકડીને પોતાનું પાણી દેખાડવા દોટ મૂકી.

ત્રણચાર સેકન્ડ આ બધી વ્યવસ્થામાં વીતાવી ડાબી બાજુના નાયકે જેવો હલ્લો શરૂ કર્યો તેની સાથે જ તેને બીજી મુશ્કેલી નડી. જમણી બાજુના નાયકે તથા તેના ચાર સાથીદારોએ જે વિજયી હલ્લો કર્યો હતો તેવો જ વિજયી હલ્લો, તેની પાછળ, તેના બીજા છ સાથીદારોએ પણ કર્યો. ડાબી બાજુના ધરચે આવતા નાયક અને તેના સાથીદારોમાં ભંગાણ પાડતો એક હલ્લો કરી, તેમની સાથે બાથંબાથી કરવાની જરાપણ તૈયારી દેખાડ્યા વિના, તેઓ પણ સામા ધ્વજની દિશામાં તીરની માફક ઊડ્યા.

'ના ના; આના કરતાં તો ખોખોની રમત ઘણી સારી: મધ્યે તે એક જગ્યાએ બેઠાંબેઠાં આપણે દાવ લેનાર પર નજર રાખીએ એટલે આખી રમત દેખાય. ફુટબૉલ અને લંગડીમાં પણ એવું જ. ગજગ્રાહમાં પણ દોરડા પર નજર રાખીએ એટલે આખી રમત કઈ દિશામાં ગતિ કરી રહી છે તે તરત જ જણાય. પણ આ રમતમાં રમનારાઓને મુશ્કેલીઓ નડતી હોય કે નહિ, પણ આપણને તો મુશ્કેલી નડી જ રહી છે. ક્યાં જોવું? જમણી બાજુના નાયકે પહેલો હલ્લો કર્યો તે જોવું? કે ડાબી તરફના નાયકે પ્રયત્ન કર્યો તે જોવું? કે પછી જમણી ટુકડીના બીજા વિભાગે બીજો હલ્લો કર્યો તે જોવું? —અને દરેકને વારાફરતી પણ કેવી રીતે જોવા? એકને જોઈએ ત્યાં સુધી બાકીની રમત કાંઈ સ્થિર થોડી રહેવાની હતી? ખરી મુશ્કેલી!'

'શું ખરી મુશ્કેલી! ખરી મુશ્કેલી તો નડી છે ડાબી બાજુની ટુકડીને. જુઓ, જમણા નાયકે જે વીજળિક શક્તિનો પરચો દેખાડ્યો તે તેમને ભારે પડ્યો છે. ડાબા નાયકે મોકલેલા પેલા બે જણાએ આખી બચાવ હરોળના બધા જ ભિક્ષુઓને કામે લગાડ્યા. અને બાજુ અનામત દળ ગોઠવેલ તેમને તથા ભોંય ભેગા થઈ પડેલા બધા જ ભિક્ષુઓને પેલા મરણિયા યોદ્ધાઓને ધ્વજ પર જતા રોકવા દોડાવ્યા. અત્યારે જે પરિસ્થિતિ છે તેનું ચિત્ર બરાબર જોઈ લ્યો:



ડાબી બાજુનો ધ્વજધારક અચળ ઊભો છે. તેની આંખો અને મુખમુદ્રા કહી આપે છે કે જરાપણ ભય તો બાજુ રહ્યો, પણ નર્યું શૂરાતન ને નિશ્ચલ આત્મવિશ્વાસ તેનામાં અત્યારે ભારોભાર ભર્યાં છે. તેની આગળ ગોઠવાએલા પાંચ ધ્વજરક્ષકો પેલા મરણિયાઓનો સામનો કરવા આગળ વધ્યા છે. બરાબર તેમની સામે વિકરાળ વાઘ જેવા પેલા પાંચ મરણિયા જૂથની વચ્ચે અટવાતા અને બાકીના બીજા બધા તેમની પાછળ, તેમને રોકવા આવી રહ્યા છે. ને બરાબર તેમની પાછળ બીજો હલ્લો કરનારા છ જણા આવી લાગ્યા છે.

હવે, જમણી બાજુ જુઓ. ડાબી બાજુવાળું સપ્તર્ષિ મંડળ આગળ વધ્યું છે અને તેમનો સામનો કરવા બચાવહરોળ તેમને ત્રણ બાજુથી આવરી લેવા મથી રહી છે. બાકી ખાસ ધ્યાન ખેંચે તેવી પરિસ્થિતિ ત્યાં હજી ઊભી નથી થઈ. ખરેખરી આકર્ષક રમત તો ડાબી બાજુના મેદાનમાં જ જામી હોય એમ લાગે છે.

આપણે આ પરિસ્થિતિ જોવામાં હજી તો થોડીક જ સેકન્ડો વીતાવી છે, પણ એટલામાં તો ડાબો મોરચો બરાબર જામી ગયો છે. પહેલા પાંચ મરણિયા આક્રમણકારો પર આગળ અને પાછળથી બરાબર હલ્લો થયો, અને એ બચાવાત્મક હલ્લાએ તેમને ત્યાં જ

અટકાવી દીધા. માત્ર અટકાવ્યા નહિ, તેમની સાથે બાથંબાથી શરૂ કરી દીધી. બીજો હલ્લો કરનારા, શરૂઆતમાં તો, પેલા બચાવ કરનારા અનામત દળની પછિળપાછળ ધસી આવ્યા; પણ અનામત દળ તરત ચેત્યું. તેમણે આગળ દોડવાનું બંધ કરી પાછળથી આવતી આ બીજી ટોળીને રોકવા તૈયારી કરી. હલ્લો કરનારી એ ટોળી પણ ચેતી; અને પાણીના પ્રવાહની વચમાં એક પથરો મૂકો તો એ જેમ બીજો ઢોળાવ શોધી લે છે, તેમ એ બીજી આક્રમક ટોળીએ પોતાની ડાબી બાજુ વળાંક લીધો; કેમકે તેમણે જોયું કે એ બાજુથી ધ્વજને પહોંચવામાં ઓછી મુશ્કેલી નડશે. પણ સામેનું અનામત બચાવ-દળ તેમને એમ સહેલાઈથી ધ્વજ સુધી પહોંચવા દે તેમ નહોતું. એ દળના કેટલાક પઠ્ઠાઓએ એમાંના થોડાકને મારી હઠાવ્યા; તો વળી હલ્લો કરનારા કેટલાક લઠ્ઠાઓ અનામત દળના થોડાકને ફેંકી-ગબડાવી છેક ધ્વજની લગોલગ પહોંચવા આવ્યા.

અરે! આપણે તો એમ માનતા હતા કે જમણી બાજુના મેદાનમાં ખાસ કાંઈ નહિ થાય. પણ પેલા સપ્તર્ષિ મંડળે તો નહિ ધારેલી પરિસ્થિતિ ઊભી કરી દીધી લાગે છે! ત્રણ બાજુથી થતા મુસારામાં ભીંસાઈ જવાય તે પહેલાં નાયકે એક ચાલ લડાવી. પોતાની જમણી બાજુ હલ્લો કરવા મોં ફેરવ્યું, અને એવો તો દેખાવ કર્યો કે હવે એ જ બાજુથી તેઓ આગળ વધશે. પણ એ માત્ર દેખાવ જ નીકળ્યો. વીજળીની ઝડપથી તેણે ઓચિંતો પોતાના છ મિત્રો સાથે ડાબી બાજુ વળાંક લીધો અને બચાવ હરોળમાં રહેલા એક નાના ગાબડાનો લાભ લઈ, તેને વટાવી સીધો જ ધ્વજ ઉપર હલ્લો કર્યો. ત્યાં પણ છેક ધ્વજ પાસે જ ઝપાઝપી જામી.



અત્યારે હવે આખા મેદાન ઉપર હાથોહાથની લડાઈ જામી પડી છે. રમતનું ખરેખરું સ્વરૂપ અત્યારે દેખાય છે. જુઓ, કુશ્તીના અખાડામાં જેમ પોતપોતાની જોડ શોધી પહેલવાનો દાવ ખેલવા માંડે, તેમ અહીં ક્યાંક બબ્બે, ક્યાંક ત્રણત્રણ, તો ક્યાંક ચારચારનાં ઝુમખાંએ રીતસરની કુશ્તી જ શરૂ કરી દીધી છે. પણ કુશ્તીનો એકની સામે એક અને બેની સામે બેનો નિયમ અહીં લાગુ નથી પડતો. અહીં તો નિયમ છે 'કોઈપણ હિસાબે આગળ વધો' અને 'કોઈપણ જોખમે રોકો.' અને તેનું પરિણામ? સામુદાયિક કુશ્તી!

એ સામુદાયિક કુશ્તી અત્યારે તમારી આંખ સામે ખેલાઈ રહી છે. ક્યાંક કોઈની છાતી પર એક જણ ચડી બેઠો છે, અને નીચે પડેલો 'શેતાન' એ એકને ગાંઠતો નથી, એટલે બીજા બેત્રણ જણા તેના હાથપગ દબાવી તેની પર ચડી બેઠા છે. ક્યાંક કોઈ પહેલવાન બીજા એકને ધોબીપછાડનો લાભ આપી રહ્યો છે. ક્યાંક વળી કોઈ એકવડા શરીરવાળો જિગરિયો જવાન બબ્બે પહેલવાનોને પોતાના રુદ્ર સ્વરૂપથી ડરાવી રહ્યો છે, તો ક્યાંક કોઈ નીચે પડેલો બની બનેલો બારકસ, સામી ટુકડીના દોડયે જતા ખેલાડીનો પગ એકદમ પકડી લઈ તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરાવે છે! ક્યાંક કોઈ તુફાની તારકસના ત્રાસમાંથી છૂટવા ચાર જણાએ તેની ટાંગાટોળી કરી છે, તો ક્યાંક સાત તાલી રમાઈ રહી હોય એવો ઘાટ છે. 'લડવું તો શૂરાને મરવું' એ સૂત્રને સાર્થ કરતા બધા લડી રહ્યા છે.

પણ ખરી તો ત્યાં જામી છે;—ત્યાં બંને છેડે ખદબદતી પીરામીડ જેવા ઢગલા જોયા? જરા વિચાર તો કરો કે તેની અંદર પડેલા શું કરતા હશે, અને તેમને શું થતું હશે? એ તો 'માંહી પડ્યા તે મહાસુખ માણે!' ઝંઝા બરોબર ટોચે ચડી છે, અને એ ધમધમાટીના શોર સોંસરા વ્યાયામશિક્ષકના બંને બાજુને બિરદાવતા પડકારા સંભળાય છે: 'શાહબાશ! અરે વાહ! લગાવ દોસ્ત! રંગ છે!'

પણ હવે અહીં જ આ રમત છોડવી પડશે. કોણ હારશે અને કોણ જીતશે એની સાથે આપણને હવે નિસ્બત નથી. પણ હવે શું શું થશે? ખદબદતી પિરામીડો ક્યારે છૂટી થશે? કયો ગુલાંટબાજ એકદમ છૂટો થઈ ધ્વજ પર પહોંચશે? નાયકો કોઈ નવો વ્યૂહ લડાવશે ખરા? એ બધું જોવાનું આપણે ગુમાવવું પડશે. અને રમત પૂરી થયા પછી ખભા, કોણી અને ઢીંચણ પરના ઊઝરડામાંથી ઝમતું લોહી, છોલાએલા એ શરીરો પરના માટીના લપેડા, માથામાં ભરાએલી ભારોભાર ધૂળ, એ બધું પણ આપણે નહિ જોઈ શકીએ. અત્યારે લડતા આ જવાનો રમત પૂરી થતાં, પરસ્પર સલામી આપી સામુદાયિક રીતે બેઠી પડી, દોસ્તીના તોર પર જે વાર્તાલાપ ચલાવશે તેનો રસ પણ આપણા નસીબમાં નથી.

શરૂઆતમાં કહ્યું હતું: 'આ રમતમાં નિયમો નહિવત્ છે અને પ્રયુક્તિઓ સર્વવત્ છે.' એ બાબત પર હવે વિચાર કરી જુઓ. કુશ્તી અને બાથંબાથ જેવી સ્થૂળ ક્રિયાઓ, મર્દાનગી ભર્યાં 'સ્ટન્ટ' જેવી ચતુરાઈઓ, યોજના અને વ્યૂહ જેવી બૌદ્ધિક બાબતો અને નક્કી કરેલા ધ્યેયને ખાતર ખતમ થઈ જવાની તમન્ના જેવી ભાવનાઓ શીખવતી આ રમતનું સ્થાન આપણા રાષ્ટ્રીય ઘડતરમાં કેટલું ગણશો?

એક વાત જણાવવી જરૂરી છે, કે આ ધ્વજયુદ્ધ રમી ચૂકેલા ગુજરાતીઓએ આઝાદીના આપણા સંગ્રામમાં મોખરે રહી નામ નોંધાવ્યાં છે; અને એ આઝાદી ટકાવવા યુદ્ધ કરવું પડશે તો તેઓ પાછા નહિ પડે. જ્યાં સુધી આ ધ્વજયુદ્ધની રમત આપણા કુમારો અને યુવાનો લડ્યા કરશે ત્યાંસુધી આઝાદીના સંરક્ષકો તૈયાર કરવામાં આપણને સહાય મળ્યા કરશે.

લડાયક વૃત્તિને યોગ્ય વળાંક આપતી અને જાનફેસાનીનું પહેલું પગથિયું ચડાવતી આ રમતના યોજક-પ્રચારક પુરાણીભાઈઓને, આઝાદીપર્વના આજના સુવર્ણદિને મારી આ અંજલિ હો!

**તમે થોડો પુરુષાર્થ કરવાને તૈયાર હો તો 'કુમાર' મફત મેળવી શકો. યોજના મંગાવો.**

# હળ-કર-ફેણ

એટલે

## ખેતીકામમાં વપરાતાં હળ, કરબ, તરફેણ, બેલી ને સમારિયું એ બધાં ઓજારોનો એકમાં જ સમાવેશ કરતું નવું ઓજાર

લેખક

કરણસિંહ ગોવિંદસિંહ ચુડાસમા



"વધુ અનાજ વાવો"ની યોજનાની સાથોસાથ તેનો ઝડપી અને સફળ અમલ કરવા માટે તરત જ પરદેશી યાંત્રિક ટ્રૅક્ટરનો ખ્યાલ કરવામાં આવે છે. પણ મારા અનુભવે વિચાર કરતાં મને લાગ્યું કે એ માર્ગ અતિ ખર્ચાળ છે; નાનીનાની જમીનો ખેડનારાઓના આ વિશાળકાય ગરીબ દેશમાં તે વસાવવાં પરવડે પણ નહિ, ને પરવડે તો પહોંચી શકાય નહિ; હજારો લોકોને શિક્ષિત થતાં વર્ષો જાય, દરમ્યાન લાખો રૂપિયાનાં યંત્રો આવે, ભાંગે, રીપેર થાય, નકામાં જાય, અને તેના માટે પરદેશો પર પરાધીન રહેવું પડે. તેના કરતાં આપણા જીવનમાં શ્રમનું મહત્ત્વ જળવાઈ રહે, આપણા ...ન સાથે જડાએલાં ગાય-બળદ વિસરાય નહિ, આજની કમાનેર, ...જ વગરની પ્રજાને ઓછા કટાળો આવે, અને સમય શક્તિ ...ા નાણાંનો વધારેમાં વધારે કરકસરભર્યો ઉપયોગ થાય, એ બધા હેતુ પાર આવે એવું સાધન આપણાં ચાલુ ઓજારો અને આધુનિક યંત્રોના અભ્યાસમાંથી બનાવવું જોઈએ. પરિણામે આ યંત્ર બન્યું છે.

એની રચના આપણાં ચાલુ ઓજારો જેવી જ છે. છતાં એ એકમાં હળ, કરબ, તરફેણ અને બેલી એમ ચાર ઓજારોનું કામ થઈ શકે છે. (૧) હળ નવી જમીન તોડે છે; (૨) કરબ અથવા કળિયું જમીનને સાફ કરે છે; (૩) તરફેણ અથવા વાવણિયા વડે બીજ ઓરાય-વવાય છે; અને (૪) બેલી જમીનમાં ઊગેલા અનાજના ચાસને ઊભા રાખી પડખેથી નકામું ઘાસ નિંદી નાખે છે. ઉપરનાં ચારે સાધનોનાં નામનો સમાવેશ કરે તેવું નવું નામ તેને આપ્યું છે: 'હળ-કર-ફેણ'. તે ગોરાડ, કાળી, કાંઠ, એમ પથ્થર વિનાની બધી જમીનોમાં કામ લાગે તેવું છે. આટલાં બધાં સાધનોનો તેમાં સમાવેશ હોવા છતાં આ ગરીબ દેશના સામાન્ય ખેડૂતોને તે પરવડી શકે તેટલું સસ્તું, અને ખેતીમાં એને રસ પડે તેટલું સરળ તેને બનાવવામાં આવ્યું છે, અને કોઈ પણ સામાન્ય કારીગર તે બનાવી શકે એટલી સહેલી તેની રચના છે. મામલતદાર સાહેબ જેવા સરકારી અમલદાર, અને અંગત દેખરેખની ગ્રોજમીન ખેડાવતા કોંટ્રાક્ટરો તથા ખુદ ખેડૂતો સમક્ષ તેના સફળ અખતરાઓ કરી બતાવવામાં આવ્યા છે. વળી એ જ ઓજારનો નાની ગાડી તરીકે પણ ઉપયોગ થાય અને ખેડૂતને ખેતરે જવા માટે (ખાસ કરીને ચોમાસાની ઋતુમાં) મોટા ગાડાની જરૂર ન પડે એ દૃષ્ટિએ તેનો પ્રયોગ ચાલુ છે. 'વધુ અનાજ વાવો'ની યોજનાના એક અત્યંત કાર્યક્ષમ ને છતાં ઉપરાંત સરળ સાધન તરીકે તે આદરપાત્ર ઠરો એવી આશા છે.

### સમજણ

← આ સામે એ સંયુક્ત હળ-કરબ-તરફેણ-બેલી એમ ચારે સાધનોને જરૂર પ્રમાણે યોજી શકતા ઓજારની આકૃતિ આપી છે. તેમાં ગજવેલની પટ્ટીમાંથી જુદાજુદા એવા દાંતા બનાવ્યા છે કે જેમાં ખેડવા, વાવવા, સાફ કરવા વગેરેનાં સાધનોનાં ફળાં ભરાવી શકાય. નીચે તેની આકૃતિનો સન્મુખ આલેખ છે; ઉપરથી જોતાં ખૂલે, તે યંત્ર જમીન પર પડેલું હોય તેમ બતાવ્યું છે. તેની સમજણ આકૃતિમાં દર્શાવેલા અક્ષરોવાર આ નીચે આપી છે.

#### આકૃતિ-૧ (જુઓ મથાળે)

"અ-બ-ક-ડ" એ આખા યંત્રનું ચોકઠું છે, જે દેઢ ઈંચ પહોળી અને ત્રણ દોરા જાડી લોખંડની પટ્ટીના ત્રણ ટુકડાની બનાવેલું છે.

'ઇ'-ગજવેલના સળિયાની પટ્ટીમાંથી બનાવેલા દાંતા. તે જડવાનું વર્ણન આકૃતિ ૨ માં નં. ૧-૨-૩માં જુઓ.

'ફ'-જમીન ખેડવા માટેનાં ફાળવાં-ફળાં અગર બાલિયાં; વિલાયતી કલ્ટીવેટર જેવાં. જુઓ આકૃતિ ૨માં નં. ૫.

'ગ'-યંત્રના મૂળ ચોકઠા સાથે લાકડાનો સાંબેલો જોડવા માટેની લોખંડની બે કળઓ; ઊંચું-નીચું (ઊંચું-નીચું) કરવા માટે જરૂરી.

#### આકૃતિ-૨ (જુઓ નીચે)

આકૃતિ-૧માંની ફ્રેમમાં બેસાડવા માટેનાં જુદાંજુદાં સાધનોના છૂટા ભાગનાં વિગતવાર આલેખનો આ નીચેની આકૃતિમાં આપ્યાં છે. તેની નંબર વાર સમજણ હવે આગળ વાંચો:



(૧) ૧૫×૧॥ ઇંચની લોખંડની કાટખૂણિયા ઍંગલ; જે આકૃતિ ૨માં બતાવેલા 'ઇ' નંબરના દાંતા જોડવા માટે, ફ્રેમમાં દર્શાવેલા ચાર સ્થળે જડવામાં આવે. દાંતા જડવાના સાધન ઉપરાંત તે ફ્રેમને મજબૂતી પણ આપે છે. ફ્રેમના નીચલા ભાગમાં વચ્ચે જ્યાં 'ઇ' અક્ષર છે ત્યાં આવી એક ઍંગલને બદલે (ઉપરની આકૃતિમાં નં. ૧૧માં બતાવ્યા મુજબની, બે સપાટ પટ્ટીઓ જડવાની છે, કેમકે ત્યાં ઍંગલ જોડવાથી, વરાપ સિવાય ખેતી કરતાં તેમાં ઘાસ ભરાઈ રહે છે. તેથી ત્યાં બે પટ્ટીઓ વચ્ચે જગ્યા રાખીને જરા દૂર જડવી. અને તેમાં દાંતા ભરાવવાની સરળતા થાય તે માટે ખાલી જગ્યામાં લાકડાનાં ડગળાં ફાચર તરીકે મૂકવાં.

(૨) દાંતા–૧॥ ઇંચ પહોળી અને લગભગ ૦॥ ઇંચ જાડી લોખંડની ગોળ વાળેલી પટ્ટી: જેના એક છેડાનો ૪ ઇંચ ભાગ ઍંગલને બૉલ્ટ વડે જોડાય; અને બીજે છેડો ટીપી પહોળો કરીને ભૂંગળી જેવો વાળી વચ્ચે ચોરસ વેહ રાખેલું હોય. (જુઓ આકૃતિ 'દાંતાનું મોઢિયું.') જેથી તેમાં ભરાવેલાં ફળાં ફરી ન જાય.

(૩) નં. ૧ તથા ૨ જોડાઈને બનેલો ઍંગલ સાથેનો દાંતો.

(૪) માત્ર સૂકી જમીન તોડવા માટેની, હળની કોશ જેવી બનાવેલી, આઠ ઇંચ લાંબી કોશ. જેનો દાંતામાં બેસાડવાનો છેડો રાંપના તળિયા જેવો શંકુ આકારનો, દાંતાના વેહમાં આવે તેવો, ને ચોરસ હોય. હળ ચાલતાં સામું જોર આવવાથી તે નીકળવાનો ભય નહિ. આવી કોશ જરૂર પ્રમાણે ત્રણ અથવા પાંચ વાપરવી.

(૫) ભાલિયું–પાંચ ઇંચ પહોળાઈનું, ત્રિકોણાકાર ફળું. જેનો પણ ઇંચનો છેડો કોશની માફક જ દાંતામાં બેસાડવા માટે ઘડેલો હોય. હળથી તોડીને ખેડેલી જમીન સરખી કરવા માટે, ઘાસનો ગાભો પાડવા માટે, અને બહુ કઠણ ન હોય તેવી પોચી જમીન ખેડવા માટે, વિલાયતી કલ્ટીવેટર માફક આ પાનાનો ઉપયોગ થાય છે. તેનાથી ખેડાએલી જમીનનું ઘાસ તરત જ સુકાઈ જાય એવી રીતે વેરાઈ જાય છે. વરાપ હોય ત્યારે કરબ અને હળ કરતાં આ પાનાં સરળ પડે છે. જરૂર પ્રમાણે ત્રણ અથવા પાંચ વાપરવાં તેની વિશેષ સમજણ આગળ આવે છે.

(૬) ફાળવું–વાવણી વખતે ઉપયોગમાં આવતા લાકડાના દાંતા (નં ૭)ને મજબૂતી આપવા માટેનું લોખંડનું પાનું. કોશના સળિયાને વચ્ચેથી ફાડી, દાંતાની પહોળાઈ (૩ ઇંચ) જેટલું ગોળાકાર ઘડવું, જેથી દાંતાના વેહ સાથે બંધ બેસી રહે, અને નં. ૮ માં જણાવ્યા મુજબ, બે ખીલા વડે જડી લેવાય. તેનો આગલો છેડો દાંતાની અણી સાથે બંધ બેસે, ને પાછલો છેડો કોશ તથા ભાલિયાના છેડા જેવો દાંતામાં બેસાડવા માટે ઘડેલો હોય.

(૭) દાંતો: ઉપર બતાવ્યા પ્રમાણે વાવણી વખતે દાણા ઓરવાની ભૂંગળી કે વાંસિયું ભરાવવા માટેનું કાણાવાળું સાધન.

(૮) દાંતા ઉપર જડેલા ફાળવાનો દેખાવ.

(૯) દાંતા ઉપર જડેલા ફાળવાનો (નં ૮નો) પડખેથી દેખાવ.

(૧૦) બે ઍંગલો વચ્ચેનું અંતર ઘટાડવા માટેની યોજના—જ્યારે બે ચાસ વચ્ચેનું અંતર ઘટાડવું હોય કે નાની રાંપ વાપરવી હોય ત્યારે બે દાંતાઓ વચ્ચેનું અંતર ઓછું કરી તેમને નજીક લેવા પડે. તે માટે એ અંતર જેટલું ઘટાડવું હોય તેટલી પહોળાઈની લાકડાની પાટલીઓ દાંતા અને ઍંગલ વચ્ચે મૂકી દાંતાઓ એકબીજાની નજીક લાવી શકાય. દા.ત. આકૃતિ ૨માંના નીચેના ભાગના બે છેડાના દાંતાઓ વચ્ચે ૩૨ ઇંચનું અંતર છે જો એટલી મોટી રાંપ ન વાપરવી હોય, તો તે દાંતાઓ ઍંગલ સાથે જોડતાં પહેલાં, બંને બાજુ વચ્ચે બબ્બે ઇંચનાં લાકડાનાં ડગળાં મૂકી, પછી તેના સોંસરા બૉલ્ટ વડે દાંતાને ઍંગલ સાથે જડવાથી, એ બંને ડગળાંની જાડાઈ જેટલું–એટલે કે કુલ ચાર ઇંચ જેટલું અંતર ઘટે, અને ૩૨ને બદલે ૨૮ ઇંચની રાંપ વાપરી શકાય. આ યોજના ચિત્રમાં બતાવી છે.

(૧૧) ઍંગલને બદલે વપરાતી લોખંડની પટ્ટી—વરાપ સિવાયના વખતમાં ખેતી કરતાં, નીચલે વચલે દાંતે ઘાસ વગેરે કચરો ભરાઈ રહેવાનો વધુ ભય રહે છે. તે ટાળવા, વચલો દાંતો જોડવા માટે ત્યાં ઍંગલ ન રાખતાં, ઍંગલ જેટલી જ જાડાઇ-પહોળાઈની બે લોખંડની પટ્ટીઓ, વચ્ચે ચોડેર ગાળો છોડીને, ઊભી (કટાર) જડવી. આ પટ્ટીઓના આગલા છેડા પ્રથમ કાટખૂણે વાળી તેને મરડીને આલેખમાં દર્શાવ્યા મુજબ ફ્રેમ સાથે જડવા; જ્યારે પાછલા છેડા સાથે દાંતો જોડવાનો હોવાથી તેને તેમ ન વાળતાં, બીજા આલેખમાં બતાવ્યા મુજબનાં વીંકિયા વડે તેને જકડી લેવા.

(૧૨) રાંપ–એ ૧૨, ૧૬, ૩૨ કે ૨૮ ઇંચ લંબાઈની, જરૂર મુજબની, વપરાય છે. તેને દાંતાઓમાં બેસાડવા માટે તેની લંબાઈના પ્રમાણમાં, આલેખન નં. ૧૦માં બતાવ્યા મુજબ, લાકડાનાં ડગળાં મૂકીને બે દાંતાઓ વચ્ચેનું અંતર ઘટાડી શકાય છે.

## વિશેષ સૂચનાઓ

વાવણી વખતે આકૃતિ ૧માં બતાવેલો નીચેનો વચલો દાંતો ને ઉપરના બે દાંતા કાઢી લઈએ એટલે, ડરના ગાળાની તરફેણ (દંતાળ) બને. આમાં દાંતા જડીને સૌરાષ્ટ્રની ઓરણી વડે એક જ ઓરણીથી બે દાંતે વાવી શકાય; અથવા ગુજરાતની ઓરણી વડે બંને ચાસોમાં જુદાંજુદાં વાવેતર કરવાં હોય તો અલગઅલગ બે ઓરણી જોડીને તેમ પણ થઇ શકે. ઉપરાંત દાંતામાં દાંતા બેસાડ્યા વિના કોશની કે ભાલિયાંની જ બાજુમાં વાવણીની ભૂંગળીઓ બાંધીને, કે ફાળવાની અંદરના ભાગે તે ભેરવીને, એમ ત્રણે રીતે આ યંત્રથી વાવણી થઈ શકે. પહેલી બે રીતે વાવતાં દાંતા બનાવવાની પણ જરૂર રહેતી નથી.

સારી વરાપે પાંચેહળ મધ્યમ પ્રકારના બળદથી ખેંચાવી શકાય; પણ ખેતર કસ્ડ, કરોલ્ડું અને કઠણ હોય તો નીચલો વચલો દાંતો ઉપર ખસેડી તથા ઉપલા બે દાંતા નીચે લઈ જઇને, અને નીચલા બંને છેડાના દાંતા કાઢી લઇ, ફક્ત ત્રણ જ દાંતે ઓછા જોરથી કામ કરી શકાશે. આ યોજના આકૃતિ ૧માં કરકરિયાળી લીટીથી બતાવી છે.

વળી, નીચલો વચલો દાંતો કાઢી લઇ, ઉપરના બે દાંતા (કરકરિયાળી લીટીથી બતાવ્યા મુજબ) નીચે ઉતારી નીચે ચાર દાંતા કરીએ, તો બે કરબડી-બેલીનું કામ લઈ શકાય. પણ તે, મોલાત બહુ મોટી ન થઈ હોય ત્યાં સુધી. મોટી મોલાત થાય ત્યારે ટૂંટવા (રાંપ દેવા —રાંપવવા) માટે એકાદ બે કરબડીઓ જ ખેડૂતને વધારવી પડે.

ખેતર ઘણું લીલું હોય, ઉગાવો મોટો થયો હોય અને ખેડૂત મુંઝાતો હોય ત્યારે દંતાળની માફક માત્ર નીચલા ત્રણ દાંતામાં હળની કોશ જોડવી, જેથી જોર ઓછું પડે. જો ઉગાવો નાનો હોય અને ખેતર ચોખ્ખું હોય તો, પાંચે દાંતે કામ કરવા છતાં, ફળી કાચી વરાપમાં, પાણી ભરેલા ક્યારડામાં, અને બહુ ઘણો ન થયો હોય તેવા મધ્યમ પ્રકારના ઉગાવામાં પાંચે હળો વગર મુશ્કેલીએ કામ આપી શકે એવી રીતના ગાળાઓ યોજ્યા છે.

વધારે સેવું (નીચું) કે વધારે ચરાણ (ઊંચું) કરવાની જરૂર પડે ત્યારે દાંતાનાં મોઢિયાં પર હથોડીના એકાદ બે ફટકા મારી, તેને વાંકાં કરીને બળદના માપનું સેવું-ચરાણ (ઊંચુંનીચું) કરી શકાય.

જ્યારે ખેતરમાં માત્ર દેશી બાંધીને સમાર દઈ પાંસ ભીંગો કરવો હોય, ત્યારે આ યંત્રને ઊંધું પાડી, (અનુસંધાન પાછલે પાને)

# અધિક માસ આવી ગયો. પણ દર ત્રણ વર્ષે તે કેમ આવે છે તે જાણો છો?

—લેખક—
પ્રા. હરિહર પ્રાણશંકર ભટ્ટ

અંગ્રેજી મહિના ને તારીખ ઉપરથી આપણે ઋતુ કહી શકીએ છીએ, પણ ચંદ્રની કળા કહી શકતા નથી.

ઈસ્લામી મહિના અને તારીખ ઉપરથી ચંદ્રની કળા કહી શકીએ છીએ (કેમકે એ તારીખો હિંદુ તિથિ જેવી જ હોય છે), પણ ઋતુ કહી શકતા નથી; કારણ કે ઈસ્લામી મહિના દરેક ઋતુમાં આવે છે.

હિંદુ મહિના ને તિથિ પરથી આપણે ઋતુ ને ચંદ્રની કળા બંને કહી શકીએ છીએ ઉપરાંત બીજી કેટલીક બાબતો પણ તરત જણાઈ જાય છે. જેમકે શ્રાવણ માસ ઉપરથી આપણને જણાય છે કે શ્રવણ નામના તારાનો સમૂહ આ માસમાં સાંજે પૂર્વમાં ઊગશે; એ તારાઓની પાસે ચંદ્ર આ માસની પૂનમે આવશે; વગેરે.

આમ, હિંદુ પંચાંગ આકાશના અભ્યાસની ઘણી સગવડ પૂરી પાડે છે. તેમાંથી એક જ બાબતનો આજે વિચાર કરીશું કે હિંદુ પંચાંગ ચંદ્રની કળા તથા ઋતુ એ બંનેને એકસાથે શી રીતે સાચવી શકે છે?

ચંદ્રની કળાને શી રીતે સાચવે છે તે સૌ જાણે છે. હિંદુ માસ અમાસથી અમાસ સુધી (ઉત્તર હિંદમાં પૂનમથી પૂનમ સુધી) ગણાય છે. તેમાં ૩૦ તિથિ હોય છે, તેના પરથી ચંદ્રની કળા જણાય છે.

પણ હિંદુ માસ ઋતુઓને શી રીતે સાચવે છે એ સમજવું સહેલું નથી. અમાસથી અમાસ સુધી (કે પૂનમથી પૂનમ સુધી) ૨૯·૫૩ દિવસ થાય છે. આને આપણે 'ચાંદ્રમાસ' કહીશું. આ વર્ષની અમુક ઋતુથી આવતા વર્ષની તે જ ઋતુ સુધીમાં ૩૬૫·૨૪ દિવસ થાય છે. આને આપણે 'સૌર વર્ષ' કહીશું. અંગ્રેજી વર્ષ સૌર છે. તેમાં ૩૬૫ દિવસ હોય છે; ને વધારાના ·૨૪ દિવસ માટે તેમાં દર ચાર વર્ષે એક વધારાનો દિવસ આવે છે. સૈકાના વર્ષમાં તે વધારાનો દિવસ આવતો નથી. તેથી અંગ્રેજી ૧૦૦ વર્ષના ૩૬૫૨૪ દિવસ થાય છે. આ ઉપરથી ૧ વર્ષની લંબાઈ ૩૬૫·૨૪ દિવસ મળી રહે છે.

હવે આપણે હિંદુ (ચાંદ્ર) માસ અને અંગ્રેજી (સૌર) વર્ષનો વચ્ચેનો તફાવત વિચારીએ:

૧ સૌર વર્ષના દિવસ =૩૬૫·૨૪
૧૨ ચાંદ્રમાસના દિવસ=૧૨×૨૯·૫૩=૩૫૪·૩૬
તફાવત ૧૦·૮૮ દિવસ

એટલે કે ૧૨ ચાંદ્રમાસ કરતાં ૧ સૌરવર્ષ ૧૦·૮૮ દિવસ મોટું છે. આ તફાવત દર વરસે વધતો જાય છે. તો આ તફાવત ૨૯·૫૩ દિવસ ક્યારે થશે? બીજી રીતે કહીએ તો ૧૦·૮૮ દિવસનો ફરક ૧૨ ચાંદ્રમાસમાં આવે છે, તો ૨૯·૫૩ દિવસનો ફરક કેટલા ચાંદ્રમાસમાં આવશે? જવાબ ૨૯·૫૩×૧૨÷૧૦·૮૮=૩૨·૫૩ ચાંદ્રમાસ

આનો અર્થ એ કે દર ૩૨ કે ૩૩ ચાંદ્રમાસ પછી એક ચાંદ્રમાસ ઉમેરવાથી ઋતુઓની સાથે ચાંદ્રમાસનો મેળ મળી રહેશે. આ ઉમેરેલા માસને 'અધિક માસ' કહે છે. અંગ્રેજી વર્ષમાં ચાર વરસે આવતી ફેબ્રુઆરીની ૨૯મી તારીખની વ્યવસ્થા આના જેવી જ છે. આપણે એ વધારાની ૨૯મી તારીખને 'અધિક તારીખ' કહી શકીએ!

દરેક અધિક માસ ૩૨ કે ૩૩ માસને અંતરે આવતો નથી, પણ થોડો વહેલો કે મોડો આવે છે. આનું કારણ એ છે કે સૂર્ય-ચંદ્રની ગતિ હમેશાં એકસરખી રહેતી નથી. પરંતુ એકંદરે લાંબે હિસાબે બે અધિક માસની વચ્ચે ઉપર જણાવેલું સરાસરી ૩૨·૫૩ માસનું જ અંતર આવે.

ઇસ્લામી માસ ચંદ્રદર્શનથી ચંદ્રદર્શન સુધી ગણાતો હોવાથી ચંદ્રદર્શનને બીજે દિવસે નવા માસની પહેલી તારીખ ગણાય છે તેથી ઇસ્લામી માસની લંબાઈ હિંદુ માસના જેવડી જ છે. પણ ઇસ્લામી વર્ષમાં અધિક માસ ઉમેરવામાં આવતો નથી, તેથી ઇસ્લામી પંચાંગમાં ઋતુઓ દર ત્રણ વર્ષે એક માસ જેટલી મોડી આવે છે અને લગભગ ૩૩ વર્ષમાં દરેક માસમાં દરેક ઋતુ આવી જાય છે. તાજિયા (મોહરમ) ને (રમઝાન) શિયાળામાં, ઉનાળામાં તેમ ચોમાસામાં પણ આવે છે એ ઘણાંના ધ્યાનમાં હશે.

હિંદુ પંચાંગમાં અધિક માસની વ્યવસ્થાને લીધે, અમુક હિંદુ ચોક્કસ મહિનાઓમાં ચોક્કસ જ ઋતુ હમેશાં આવે છે.

---

ઈંગ્લંડ છેલ્લા યુદ્ધમાં વિજયી થયું, તે કેવળ તેની સંકલ્પશક્તિ જેને અંગ્રેજીમાં 'વિલપાવર' કે ઈચ્છાશક્તિ કહે છે તેથી જ. જ્યારે હિટલરે ફ્રાંસ લઇ લીધું અને ૫૦૦ વિમાનોનો કાફલો લંડન પર હુમલો કરવા મોકલ્યો, ત્યારે તેની સામે લડવા માટે ઇંગ્લંડ પાસે માત્ર ૩૬ વિમાન જ હતાં, પણ એ છત્રીસેના વિમાનીઓએ ખૂબ જ મરણિયા બની અતિશય વેગથી ફરીફરીને આવ્યા જઇ મારો ચલાવ્યો ને ૧૮૯ વિમાન તોડી પાડયાં. છત્રીસેએ દેખાવ એવો કર્યો કે જાણે ઇંગ્લંડ પાસે સેંકડો વિમાનો હોય! પણ ખરું જોતાં તો ફરીફરીને તેનાં તે જ વિમાનો આવ્યાં કરતાં. આ બળ જોઇ હિટલર જરાક ડઘાઈ ગયો, ને તેના પર એવી છાપ પડી કે ઇંગ્લંડ પાસે બહુ મોટો કાફલો છે; ને તે થંભી ગયો. દરમ્યાન સાતકોડો અંગ્રેજ સ્ત્રીપુરુષ-બાળક સૌ મંડયાં, ખૂબ ઉત્પાદન કર્યું, અને લશ્કરી તાકાત વધારી દીધી. તેમણે તે વેળા હાથમૂખ જોયાં નહિ. આ વાત હું અદ્ધરતાલ કહેતો નથી. ઇંગ્લંડના વિમાનદળનો એક અમલદાર હાલમાં અરવિંદ આશ્રમમાં આવીને વસેલો છે, તેની પોતાની પાસેથી મળેલી આ હકીકત છે. (શ્રી અંબાલાલ પુરાણીએ સુરતમાં આપેલા વ્યાખ્યાનમાંથી.)

—પ્રભાકર

---

હળ-કરન્ફેણ (અનુસંધાન પૃષ્ઠ ૨૮૨થી ચાલુ)

દાઢાની ખાલી રહેલી પટ્ટી સાથે છએક ઇંચના વ્યાસનું દશેક ફૂટ લાંબું લાકડું લાંબા બૉલ્ટથી જડી દેવાથી સમારિયું પણ તૈયાર થઈ શકે.

આમ, આ એક જ યંત્ર દ્વારા હળ, કરબ, કલ્ટીવેટર, તરફેણ યા વાવણીઓ, બેલી, અને સમારિયું જેવાં અનેક કામો લઇ શકાય છે ને આ બધા ફેરફારો આટપટા ન હોવાથી બહુ જલદી થઇ શકે છે. ઉપરાંત, તેની હેરફેર પણ બહુ મુસીબતભરી નથી હોતી. આ જ સાધનને ઉંઘડુ ફેરવી નાખી ઘસેડવા મુજબ લાવી લઈ જઇ શકાય છે. ફ્રેમમાં પાછલા બંને છેડે જો બે નાનકડાં પૈડાં જોડી દીધાં હોય તો વળી ખેતરેથી પાછા ફરતી વખતે, સાંઠી કે બળતણ ખડકીને અથવા ભાતનાં ખાલી ભાણાં નાખી, લહેરથી તેના પર સવાર થઇ આરામથી ઘેર આવવાની પણ મઝા લઇ શકાય.

# મહાભીષણ અણુબૉમ્બનું ઉત્પાદક તત્ત્વ યુરેનિયમ અને અસાધ્ય દર્દોનું ઉપચારક તત્ત્વ રેડિયમ

રોજિંદા જીવનમાં વિજ્ઞાનનો ફાળો નિર્દેશતી લેખમાળા [૪૦]

લેખક • ડૉ. નરસિંહ મૂ. શાહ

ઍટમ બૉમ્બની બનાવટમાં વપરાતા યુરેનિયમને આ યુગમાં તો હવે બધા જાણતા થઈ ગયા છે. પૃથ્વી ઉપરનાં ૯૨ મૂળ તત્ત્વોમાં તેનું સ્થાન છે; એટલું જ નહિ, પણ કુટુંબમાં જેમ વયના ચડતા ક્રમે બાળકોને ગણીએ, તેમ અણુવજનના ચડતા ક્રમે ૯૨ મૂળ તત્ત્વોમાં તેનું અણુવજન સૌથી વિશેષ છે.

રાસાયનિક દૃષ્ટિએ તે ટંગસ્ટન સાથે ખૂબ મળતું આવે છે. યુરેનિયમના ક્ષારો અને સંયોજનો મુખ્યત્વે કાચની બનાવટમાં વપરાય છે; અને તેથી કાચ પીળાશપડતા લીલા પ્રકાશ વડે પ્રતિપ્રકાશક (fluorescent) ગુણ પ્રાપ્ત કરે છે. ચીની માટીનાં વાસણોને રંગીન રોગાન ચડાવવા માટે યુરેનિયમની ભસ્મ વપરાય છે, અને તેના ક્ષારો ફોટોગ્રાફીમાં વપરાય છે. ગજવેલની બનાવટમાં થોડું યુરેનિયમ ઉમેરવાથી બનતું ફેરો-યુરેનિયમ વિશિષ્ટ ઉપયોગી થવા લાગ્યું છે.

ચાલુ સદીના પ્રારંભમાં યુરેનિયમના અભ્યાસે વિજ્ઞાનના ઇતિહાસમાં નવું પ્રકરણ ઉઘાડ્યું. ૧૮૯૬માં બેક્વેરેલે શોધી કાઢ્યું કે યુરેનિયમના ક્ષારો અમુક પ્રકારનાં કિરણો છોડવાનો અજબ ગુણ ધરાવે છે. ફોટોગ્રાફિક પ્લેઈટને કાળા કાગળ વડે સુરક્ષિત ઢાંકીને તેના ક્ષાર પાસે મૂકવાથી તેના પર ચિત્ર પડ્યું હોય એવી અસર થાય છે. વળી એ ક્ષાર પાસે ઇલેક્ટ્રોસ્કોપને મૂક્યો હોય તો તેમાં રહેલો વીજળિક ચાર્જ નીકળી જાય છે. થોરિયમ, રેડિયમ, પોલોનિયમ વગેરેના ક્ષારો પણ આવા ગુણ ધરાવે છે. આવા પદાર્થો રેડિયો-ઍક્ટિવ (radio-active) કહેવાય છે. તેમના અણુઓમાંથી ખાસ કિરણો છૂટે છે. બેક્વેરેલની આ શોધ પછી મૅડમ ક્યૂરીએ વળી આગળ શોધી કાઢ્યું કે યુરેનિયમનું ખનીજ (પીચબ્લેન્ડ) તો વળી શુદ્ધ કરેલા યુરેનિયમના ક્ષાર કરતાં પણ વિશેષ રેડિયો-ઍક્ટિવ ગુણ ધરાવે છે. એટલે તેણે અનુમાન કર્યું કે યુરેનિયમના કરતાં પણ વિશેષ પ્રબળ કોઈ બીજું અજાણ્યું રેડિયો ઍક્ટિવ તત્ત્વ તેમાં હોવું જોઈએ; અને ત્રણ ચાર વર્ષના સતત સંશોધન પછી તેમાંથી એ તત્ત્વ તેણે જુદું પાડ્યું: તે રેડિયમ.

આ તત્ત્વોના વિશેષ અભ્યાસ પરથી એમ નક્કી થયું કે આ તત્ત્વોમાં અણુઓ આપોઆપ જ તૂટતા જાય છે: એ ક્રિયા ચલાવવા માટે કોઈ બાહ્ય શક્તિની જરૂર પડતી નથી, એટલું જ નહિ પણ તેનું આમ વિઘટન થવાને લીધે (અણુઓ તૂટવાને લીધે) તેમાંથી શક્તિ પણ છૂટે છે. આ વિશેષતા માત્ર રેડિયો-ઍક્ટિવ તત્ત્વોના જ અણુઓની છે; બીજાં સામાન્ય તત્ત્વોના અણુઓ આ રીતે તૂટતા નથી. આથી અણુ તૂટવાના આ કાર્ય ઉપર, છેલ્લાં ત્રીસ-ચાળીસ વર્ષના ગાળામાં ખૂબ સંશોધન થયું. પરંતુ ગયા મહાયુદ્ધમાં તેને અસાધારણ વેગ મળ્યો ને યુરેનિયમ-અણુ તૂટવાથી નીકળતી શક્તિનો ઉપયોગ કરીને તેમાંથી અણુબૉમ્બ રચવામાં આવ્યો. આમ આજે તો અણુશક્તિનો ઉપયોગ સંહાર અર્થે જ થઈ રહ્યો છે; પણ શાંતિના કાળમાં તેનો ઉપયોગ જનહિતાર્થે સર્જનાત્મક કાર્યોમાં કેમ થાય એ વિષે સંશોધન ચાલુ છે.

રેડિયમ મેળવવાનું સાધન પણ યુરેનિયમના ખનીજ (પીચબ્લેન્ડ) જ છે. તેમાંથી ત્રીસ લાખ ભાગ યુરેનિયમના પ્રમાણમાં માત્ર એક જ ભાગ રેડિયમ કાઢી શકાય છે. મૅડમ ક્યૂરીએ ચેકોસ્લોવાકિયાની ખાણોના પીચબ્લેન્ડ-ખનીજ વાપરીને રેડિયમની શોધ કરી હતી. પહેલાં તો આફ્રિકાના બેલ્જિયમ કૉંગોની ખાણો દુનિયાને યુરેનિયમ પૂરું પાડતી, પરંતુ ૧૯૩૦માં કૅનેડામાં ગ્રેઇટ બેર લેઈકની પ્રસિદ્ધ ખાણો શોધાયા પછી પરિસ્થિતિ બદલાઇ ગઈ છે.

વિજ્ઞાનના અભ્યાસમાં રેડિયમ ખૂબ અગત્યનું પુરવાર થયું છે. હવે દ્રવ્ય-રચનાને લગતા નવા સિદ્ધાંતો એથી અસ્તિત્વમાં આવ્યા છે. અણુ અવિભાજ્ય અને અવિનાશી છે એ જૂની માન્યતા હવે નષ્ટ થઈ છે, અને અણુ-રચનામાં ઇલેક્ટ્રોન, પ્રોટોન, પોઝીટ્રોન એવા મૂળભૂત કણો ભાગ લે છે એ હવે સમજાયું છે, એટલું જ નહિ પણ આ કણોની સંખ્યામાં ફેરફાર કરીને નવા તત્ત્વોના અણુઓ પેદા કરી શકાય છે એમ સાબિત થયું છે. આમ, જૂના જમાનાના કીમિયાગરોનાં સ્વપ્નાં—પારામાંથી સોનું બનાવવાનાં—સિદ્ધ થયાં છે.

રેડિયમનો ઉપયોગ વૈદકીય સારવારમાં કૅન્સર અને બીજાં ચામડીનાં દર્દો મટાડવા માટે ખૂબ થાય છે એ તો જાણીતું છે. એમાંથી ક્ષ-કિરણો જેવા જ ગુણો ધરાવતાં ગામા કિરણો છૂટે છે તેમાં એ ગુણ રહેલો છે. રેડિયમનો ૮૫ ટકા જેટલો ભાગ વૈદકમાં ઉપયોગમાં લેવાય છે અને ૧૦ ટકા ચકચકિત રંગોની બનાવટમાં જાય છે.

પણ શુદ્ધ રેડિયમ કાઢવું અતિ દુર્લભ હોય છે. આખી દુનિયામાં આજે માત્ર સવાબશેર રેડિયમનો જથ્થો હશે! ચકચકિત રંગોમાં તો અતિ અલ્પ રેડિયમ આવે છે: બાકી મોટે ભાગે તો ઝિંક સલ્ફાઈડ જ હોય છે. ઘડિયાળના ચંદા, વહાણોનાં હોકાયંત્રો, હંગાસ, વીજળીની સ્વિચો, રેડિયો અને બીજાં એવાં અંધારામાં ચળકતાં સાધનોની બનાવટમાં આ રંગો વપરાય છે. શુદ્ધ રેડિયમનો ચળકાટ વાદળી રંગનો હોય છે અને તેમાં વસ્તુઓ પ્રકાશિત દેખાય છે.

રેડિયમની શોધ દરમિયાન મૅડમ ક્યુરીને પીચબ્લેન્ડમાંથી એક બીજું પણ નવું તત્ત્વ મળી આવ્યું હતું ને તે પણ રેડિયો-ઍક્ટિવ ગુણ ધરાવતું હતું. શ્રીમતી ક્યુરીએ પોતાની માતૃભૂમિ પોલાંડના માનમાં તેનું નામ પોલોનિયમ પાડ્યું હતું. રેડિયમ કાઢી લીધા પછી જે ભાગ પાછળ રહે છે તેમાંથી ૧૮૯૯માં ઍક્ટીનિયમ કાઢવામાં આવ્યું હતું. ઍક્ટીનિયમ પણ રેડિયમ અને યુરેનિયમની માફક સ્વયં રૂપાંતર પામે છે અને છેવટે તેમાંથી સીસું પેદા થાય છે. યુરેનિયમ અને રેડિયમ પણ છેવટે સીસામાં જ પરિવર્તન પામે છે. આ રૂપાંતર પૃથ્વીની વય નક્કી કરવા માટે ઉપયોગી થાય છે. આ રૂપાંતર થતાં કેટલાં વર્ષો લાગ્યાં હશે એ ઉપરથી પૃથ્વીના વયની ગણતરી ભૂસ્તરશાસ્ત્રીઓ કરે છે, અને બીજાં અનુમાનો પરથી કરેલી ગણતરી સાથે તે મળતી આવે છે.

રસાયનના ઇતિહાસમાં રેડિયો-ઍક્ટિવ તત્ત્વોની શોધ એક મોટા સીમાચિહ્નરૂપ છે. એનાથી આપણા જ્ઞાનમાં પુષ્કળ વૃદ્ધિ થઈ છે અને નવાં ક્ષેત્રો વિકસ્યાં છે. એથી રસાયનના અભ્યાસને એક નવો જ ઝોક મળ્યો છે, કેટલી યે જૂની પુરાણી માન્યતાઓ ઊડી ગઈ છે અને પ્રયોગસિદ્ધ પુરાવાઓ પ્રાપ્ત થયા છે.

આપણી આસપાસની વનસ્પતિ-૩૩

# અગથિયો

લેખક • પ્રો. જયંતીલાલ ઓઝા



મનોહર ફૂલોથી શોભતા આ વૃક્ષને સંસ્કૃતમાં 'અગસ્તિ', 'અગસ્ત્ય' 'મુનિદ્રુમ' ને 'દીર્ઘશિંબી', હિંદીમાં 'અગસ્ત' તથા 'હથિયા' અને મરાઠીમાં 'અગસ્ત' કે 'અગસ્તા' કહે છે. અંગ્રેજીમાં તે 'લાર્જ ફ્લાવર્ડ અગથી' (Large Flowered Agati) કહેવાય છે. તેનું શાસ્ત્રીય નામ 'સેસ્બેનિયા ગ્રાન્ડીફ્લોરા' ('Seshenia Grandiflora Pers'). શિંબી વર્ગની વનસ્પતિમાં અગથિયાનાં ફૂલ સૌથી મોટાં હોય છે. તેથી તેનું 'ગ્રાન્ડીફ્લોરા' (મોટાં ફૂલવાળો) નામ સૂચક છે. આકાશમાં અગસ્ત્ય તારકનો ઉદય હોય ત્યાં સુધી અગથિયાને ફૂલ આવે છે, તેથી અગસ્ત્ય મુનિના નામ પરથી તેના 'અગસ્ત્ય' ને 'મુનિદ્રુમ' નામો પડ્યાં છે. અગથિયાની બે જાતો—સફેદ અને રાતાં ફૂલવાળી થાય છે. તેને જ્યારે ફૂલ આવે છે ત્યારે તેનો દેખાવ સુંદર અને જોવા જેવો હોય છે. શ્રીહર્ષે નૈષધચરિતમાં તેનું સુંદર વર્ણન કરેલું છે.

આ ઝાડ પૂર્વ ને દક્ષિણ હિંદ, ગંગાની આસપાસનો પ્રદેશ, બંગદેશ, મોરીશિયસ, મલાયા અને ઉત્તર ઑસ્ટ્રેલિયાનું વતની છે. હિંદમાં બાગબગીચાઓમાં તેમજ રસ્તા પર તેનાં નયનમનોહર ફૂલ માટે તે ઉગાડવામાં આવે છે. અગથિયાનાં ફૂલ મહાદેવને ચડાવવા માટે પવિત્ર મનાય છે અને તેથી તે શિવાલયમાં ખાસ ઉગાડવામાં આવે છે. અગથિયો જલદીથી વધનારી ને અલ્પાયુ- સાતથી આઠ જ વર્ષ જીવનારી—વનસ્પતિ છે.

તેનું ઝાડ ૨૦ થી ૩૦ ફીટ ઊંચું થાય છે. પાન સંયુક્ત શાખાઓ પર, એકાંતરે આવેલાં, અને ડાંડીવાળાં હોય છે. ડાંડીનો તળિયાનો ભાગ વધારે ઉપસેલો હોય છે. દરેક સંયુક્ત પાન, તેની મધ્યરેખા પર, ૧૫ થી ૩૦ જોડીમાં સામસામાં ગોઠવાયેલાં નાનાં પાંદડાંનું બનેલું હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં, ½ ઇંચ પહોળાં, લંબગોળ, તળિયે ને ટોચે ગોળ, પરંતુ ટોચે કાંઈક બેઠી અણીવાળાં હોય છે.

આ માસ (ઑગસ્ટ)થી ડિસેમ્બર સુધી અગથિયાને ફૂલ આવે છે. તે સફેદ અગર રાતાં, મોટાં, દેખાવડાં અને ડાળી ઉપરના ઉપલા પાનના ખૂણામાંથી, ૨ થી ૩ ઇંચ લાંબી નાની ડાંડી પર, ૨ થી ૪ના સમૂહમાં ઊગે છે. ફૂલનું વજ્ર ઘંટાકાર અગર કંઈક પ્યાલી આકારનું હોય છે. ફૂલમણિની પાંખડીઓ વધારે બહાર પડતી અને ૨ થી ૩ ઇંચ લાંબી હોય છે. તેની ગોઠવણી સુંદર હોય છે: મુખ્ય પાંદડી સપાટ અને લંબગોળ, બીજી બે બાજુમાં પાંખરૂપે ગોઠવાએલી, અને તેની અંદરની બે પાંખડીઓ જોડાઈને હોડી આકારની હોય છે. ફૂલમણિની સફેદ પાંખડીઓમાં રાતા અગર ગુલાબી રંગની ઝાંય હોય છે. પુંકેસર તંતુઓ દસ, અને તે બે જુથમાં (૯ અને ૧ના) હોય છે. બીજાશયને એક નાની ડાંડી હોય છે.

આ ઝાડ શિંબી વર્ગની વનસ્પતિ છે. તેની ફળી—શીંગ ૧૨ થી ૧૮ ઇંચ લાંબી, ⅓ ઇંચ પહોળી, બન્ને છેડે સાંકડી અણીદાર અને ઘણાં (લગભગ ૩૦ થી ૪૦) બીજવાળી હોય છે. બીજ ચપટાં, લીસાં અને ભૂરા રંગનાં હોય છે. આ વૃક્ષ બીજ વડે ઉગાડવામાં આવે છે.

અગથિયાની અંદરની છાલમાંથી સારા રેસા મળે છે. તેનું લાકડું પોચું અને હલકું (એક ઘનફૂટનું વજન ૩૨ રતલ) હોય છે. બંગાળમાં તેના લાકડાંનો ઉપયોગ ઝૂંપડાં બાંધવામાં અને બળતણ તરીકે થાય છે. દ્રાક્ષ અને નાગરવેલના વેલા ચડાવવા માટે આ ઝાડ વપરાય છે. તેનાં ફૂલનું શાક અને ભજિયાં બને છે તેમજ કઢીમાં પણ નંખાય છે. શીંગોનું પણ શાક થાય છે. તેમાંથી '[illegible]'ને મળતો સુગંધીદાર ઝાંખો ગુંદર મળે છે.

આયુર્વેદમાં અગથિયાની છાલ, મૂળ, પાન, ફૂલ ને શીંગ બધાં જ ઉપયોગી મનાયાં છે. તેની છાલ ગ્રાહક છે અને શક્તિ આપનાર ઔષધ તરીકે વપરાય છે. શીતળામાં તેનો ઉકાળો આપવામાં આવે છે. કંબોડિયામાં તે ઝાડા ને મરડામાં વપરાય છે. સફેદ ફૂલવાળા અગથિયાની છાલ સર્પદંશમાં પાણી સાથે વાટી પાય છે; પરંતુ કાયસ ને મહરના મત અનુસાર અગથિયાની છાલ સર્પદંશ પર બીનઅસરકારક છે.

તેનાં મૂળ પાન, કફ ને સોજા માટે છે. રાતા ફૂલના અગથિયાનું મૂળ પાણી સાથે વાટી સંધિવા પર ચોપડે છે. મૂળનો ૧ થી ૨ તોલા રસ મધ સાથે સળેખમ પર પણ અપાય છે. અગથિયાના મૂળને ધંતુરાના મૂળ સાથે પાણીમાં વાટી સોજા પર લગાડે છે.

પાન સ્વાદે તીખું, કડુ અને મધુર હોય છે. તે કૃમિનાશક મનાય છે, ને કફ, ખુજલી, કોઢ, રતાંધળાપણું, દર્દ, સંધિવા તેમજ આંખનાં દર્દોમાં ઉપયોગી છે. મુંબઈમાં તો અગથિયાનાં પાન યા ફૂલનો રસ સળેખમ-માથાના દુઃખાવામાં નાકમાં ટીપાં તરીકે વપરાય છે: નસકોરામાં તેનાં ટીપાં પાડવાથી નાકમાંથી ખૂબ પાણી છૂટે છે અને દુઃખ ઓછું થાય છે. વળી આ પાન ગૌમૂત્ર તથા મરી સાથે વાટીને વાઈ ઉપર પવાય છે. [illegible]માં ઉઝરડા તેમજ [illegible] અગથિયાનાં પાનની પોટીસનો ઉપયોગ બહુ પ્રચલિત છે. પુનાની દવામાં તેનાં પાન ટોનિક મનાય છે અને રતાંધળાપણું તેમ જ પિત્તદોષ મટાડવા માટે અપાય છે.

અગથિયાનાં ફૂલ શીતળ છે. તે [illegible] તાવ, સળેખમ, કફ, પિત્તદોષ, ખાંસી તથા રતાંધળાપણું મટાડે છે અને સંધિવામાં ઉપયોગી મનાય છે. કંબોડિયામાં અગથિયાનાં ફૂલ શીતળ અને રેચક મનાય છે. આંખની ઝાંખ દૂર કરવા માટે અગથિયાના ફૂલનો રસ આંખમાં નાખવામાં આવે છે.

શીંગ કડુ અને તીખું છે. તે રેચક મનાય છે અને ત્રિદોષ, તાવ, ખાંસી, પાંડુરોગ તથા ગુમડાં મટાડે છે, તાજગી આપે છે, સ્વાદ સુધારે છે અને બુદ્ધિ સતેજ કરે છે.

# પચ્ચીસ વર્ષ પહેલાં






## અંક ૨૦ શ્રાવણ ૧૯૮૧ (ઑગસ્ટ ૧૯૨૫)

શ્રાવણ માસનો અંક 'વીરપસલી અંક' કાઢવાની ગયા વર્ષની પરંપરામાં આ વર્ષે પણ બહેનોને અનુકૂળ સામગ્રી આ શ્રાવણ અંકમાં આપેલી. પૂંઠા ઉપરના સ્વપ્નશીલ કુમારીના ચિત્રથી માંડી 'વાજની સંભાળ' સુધીનું જે વિવિધ ને કન્યાગાનસને રોચક સાહિત્ય એમાં હતું, તેમાં સત્તાવનની સ્વાતંત્ર્યલક્ષ્મી 'વીરાંગના લક્ષ્મીબાઈ'નું ચરિત્ર મુખ્ય હતું. દર મહીને અભિનવ રચનાનું પૂંઠું આપવા માટે આજે ખ્યાત બનેલી 'કુમાર'ની એ પ્રણાલિ આ જ અંકથી ખરેખરી શરૂ થએલી, તેનો નમૂનો આ લેખના મથાળાના આલેખનમાં આપ્યો છે; અને હવેથી એ ફેરફાર ત્યાં સદા જોશો.

'બહેનો જીવનના મુજ સભર ઊંડા આકાશમાં બીજની મંગળ કળા શી સદૈવ તું રળિયામણી રહે છે'—એવા વાક્યથી ઉપાડ કરીને શ્રી દેશળજી પરમારે પહેલા પાના પર બહેનને બિરદાવતા 'ભાઇના ભાવ' આલેખ્યા હતા. દસ પાનાં ભરીને આપેલા રાણી લક્ષ્મીબાઈના વિસ્તૃત ને વિગતવાર ચરિત્રનો પ્રસ્તુત ભાગ એમાંથી ઉતારીએ:

'એમનો જન્મ સં. ૧૮૯૧ના કારતક વદ ચૌદશે (૧૮૩૫ની ૧૬મી નવેમ્બરે) બીજા બાજીરાવ પેશ્વાના ભાઈ ચિમાજી આપ્પાના દીવાન મોરોપંત બલવંતરાવને ત્યાં થયો હતો. ૧૮૧૮માં અંગ્રેજ સરકારે બાજીરાવને ગાદી પરથી ઉઠાડી બ્રહ્માવર્તમાં મોકલી દીધા ત્યારથી ચિમાજી કાશીએ જઈ રહ્યા હતા, અને મોરોપંતને પણ પોતાની સાથે લાવ્યા હતા. પુત્રી મનુબાઈ (લક્ષ્મીબાઈનું નાનપણનું નામ) ત્રણ ચારેક વરસની થઈ ત્યાં તેની માતા ભાગીરથીબાઇનું મૃત્યુ થયું, એટલે મનુબાઈને બાજીરાવના બે દત્તક પુત્રો નાનાસાહેબ અને રાવસાહેબ સાથે રહેવાનું થયું એ કુમારો સાથે ઘોડેસવારી કરવી, શિકારે જવું, યુદ્ધકળા શીખવી, તલવારબાજી ખેલવી વગેરે રાજકુંવરીના જેવું જ જીવન ગાળવાનું સદ્ભાગ્ય અહીં મનુબાઈને સાંપડ્યું.

૧૮૪૨માં મનુબાઈનાં લગ્ન ઝાંસીના મહારાજા ગંગાધરરાવ સાથે થયાં. ત્યારથી એ મનુબાઈ મટી લક્ષ્મીબાઈ કહેવાવા લાગ્યાં. લક્ષ્મીબાઈના આવ્યા પછી રાજ્ય એટલું સમૃદ્ધ અને સુખી થયું કે લક્ષ્મીબાઇને લોકો સાક્ષાત રાજલક્ષ્મી જ માનવા લાગ્યા ૧૮૫૧માં લક્ષ્મીબાઈએ એક પુત્રને જન્મ આપ્યો. પણ આ સુખ બહુ ન લભાયું. પુત્ર ત્રણ માસનો થઈ મૃત્યુ પામ્યો. આ ધા પછી ગંગાધરરાવની તબિયત પણ લથડી; ને એ વેળાના બુંદેલખંડના પોલિટિકલ એજંટની હાજરીમાં એમણે વાસુદેવરાવ નેવાલકરના પુત્ર આનંદરાવને દત્તક લીધો આ વખતે લૉર્ડ ડેલહાઉસી હિંદુસ્તાનના વાઈસરૉયપદે હતો. એણે તો એવી જ નીતિ રાખી હતી કે હિંદનો કોઇપણ રાજ્યકર્તા હકદાર વારસ વિના મરી જાય કે એનું રાજ્ય ખાલસા કરી બ્રિટિશ મુલકમાં ભેળવી દેવું. ડેલહાઉસીની આ હડહડતી નીતિથી ચેતીને ગંગાધરરાવે દત્તકવિધિ થઈ રહ્યા પછી તરત જ તે બાબતનો એક ખરીતો બ્રિટિશ સરકારજોગ લખાવી તૈયાર કરાવ્યો. તે પછી ૧૮૫૩ની ૨૧મી નવેમ્બરે ગંગાધરરાવ અવસાન પામ્યા.

અઢાર વરસની નાની ઉંમરે આવી પડેલું આ વૈધવ્યનું દુઃખ, હિંમતપૂર્વક ખમી લઈ લક્ષ્મીબાઇએ મહારાજાની ઉત્તરક્રિયા પતાવી, અને સરકાર પર દામોદરરાવને ગાદી મળવા વિષે બીજો ખરીતો મોકલ્યો. પણ ડેલહાઉસીની દાનત ખોરી હતી. એટલે આડાંઅવળાં બહાનાં કાઢી ઝાંસી રાજ્ય ખાલસા કરવાનો હુકમ કાઢ્યો. ગમ ખાઈને બેસી રહેવા સિવાય હવે મહારાણીને બીજો કશો આરો નહોતો, એટલે એમણે પોતાનું જીવન ઈશ્વરભક્તિમાં ગાળવા માંડ્યું. એમ કરતાં આખરે, હિંદીઓના હૃદયમાં લક્ષ્મીબાઇને અમર કરનાર પેલી ૧૮૫૭-૫૮ના બળવાની સાલ આવી પહોંચી.

ઉત્તર હિંદુસ્તાનના દરેક શહેરમાં એ બળવાનો હુતાશ પ્રગટી ઊઠ્યો. ઝાંસીના લશ્કરને પણ એ બળવાની ઝાળ લાગી. જૂનની ૪થીની સાંજે પલટનના હવાલદાર ગુરુબક્ષની સરદારી નીચે બળવાખોરોએ 'સ્ટારફોર્ટ'નો કબજો લીધો. બંડખોરોએ વિજયના ઘેનમાં કેટલાક ગોરાઓના જાન પણ લીધા. બાકીનાં ૪૫ ગોરાં સ્ત્રીપુરુષો ને બાળકો કિલ્લામાં ભરાઇ બેઠાં. તેમના આગેવાન મિ. ગૉર્ડને લક્ષ્મીબાઈની મદદ માગી. ઈશ્વરભક્તિમાં જીવન ગાળતી લક્ષ્મીબાઈ પાસે તો હથિયાર–લશ્કર કાંઈ હતા નહિ; છતાં તેણે બન્યું એટલું કરીને પોતાનાં ૧૦૦ માણસો મોકલી એ અંગ્રેજ સ્ત્રી-બાળકોને રક્ષણ આપ્યું. પરંતુ ૮મી જૂને બંડખોરોનું મોટું ટોળું તેમને ઘેરી વળ્યું. અંતે નિઃશસ્ત્ર થઇ જવા દેવાની શરતે બહાર નીકળેલાં એ સૌને ઝાંસીની જેલના દારોગા બક્ષિશઅલીએ દગાથી કતલ કર્યાં.

ઝાંસીમાં આમ સરકારની સત્તાનો નાશ થયાના સમાચાર લક્ષ્મીબાઇએ સાગરના કમિશ્નરને પહોંચાડ્યા. તેણે બીજો કોઈ અંગ્રેજ અધિકારી મોકલવામાં હૅમિલ્ટન આવે ત્યાં સુધી ઝાંસીનો કારભાર લક્ષ્મીબાઇને સોંપ્યો. આ વેળા મહારાણીનું વય માત્ર ૨૩ જ વર્ષનું હતું, ઠેરઠેર અવ્યવસ્થા અને ત્રાસ વર્તી રહ્યાં હતાં અને પાસે કોઈ કુશળ સલાહકાર કે વીર યોદ્ધો ન હતો. છતાં ઘણી જ હિંમત ને કુશળતાથી લક્ષ્મીબાઇએ અજબ રીતે વ્યવસ્થા કરવા માંડી લક્ષ્મીબાઇને અબળા સમજી આ તકનો લાભ લેવાના ઈરાદાથી સદાશિવરાવે ઝાંસીના મહારાજાનું પદ ધારણ કરી હલ્લો કર્યો. પણ લક્ષ્મીબાઇએ તરત જ એને હરાવ્યો. ત્યાં વળી ઓરછા સંસ્થાનનો દીવાન નથેખાં ૨૦,૦૦૦ના લશ્કર સાથે ઝાંસી પર ચડી આવ્યો. બ્રિટિશ સરકારે પોતાને ઝાંસીનો કારભાર સોંપ્યો હતો માટે તેનું વફાદારીથી રક્ષણ કરવાનો રાણીએ નિરધાર કર્યો, પોતાના નાનકડા લશ્કરને ઉત્તેજિત કર્યું અને પોતે પઠાણનો લડાયક વેશ ધારણ કરી મુખ્ય બુરજ ઉપર બ્રિટિશનો યુનિયન જૅક ચાવટો રોપી લડાઈમાં હિંમતપૂર્વક ભાગ લીધો પરિણામે નથેખાં હાર્યો અને જીવ લઇને નાઠો.

નથેખાને હરાવી, લક્ષ્મીબાઇએ રાજ્યમાં પૂરનો બંદોબસ્ત કર્યો અને આ બાબતના સમાચાર હૅમિલ્ટન પર લખી મોકલ્યા. પણ નથેખાંએ રસ્તામાં એ ખરીતો લઈ જનારને મારી નંખાવ્યો. મહારાણીએ દસ મહિના સુધી ત્યાં અંગ્રેજોની વતી અમલ ચલાવ્યો. એ સમયે બીજે ઠેકાણે બળવાનો અગ્નિ સળગ્યો હતો તે વેળા લક્ષ્મી-

બાદને પ્રતાપે ઝાંસી પર પુનિત જૅક કરતો હતો. પણ અંગ્રેજ સરકારને આ હકીકતના ખરા સમાચાર પહોંચવા પામ્યા નહિ. ઉલટું બાતમીદારોએ ઝાંસીમાં કરેલી કતલમાં રાણીનો હાથ હતો એવી અફવાથી એમના કાન ભંભેરવામાં આવ્યા. આથી સર હ્યુ રોઝની સરદારી નીચે એક મોટું સૈન્ય ઝાંસી સર કરવા મોકલાયું. લક્ષ્મીબાઈ પાસે આ વખતે માત્ર ૧૧,૦૦૦નું લશ્કર હતું.

૧૮૫૮ના માર્ચની ૨૦મીની સવારે અંગ્રેજ સૈન્ય ઝાંસી આવી પહોંચ્યું. સર હ્યુ રોઝે લક્ષ્મીબાઈને કહેણ મોકલ્યું કે કિલ્લો ખાલી કરી સોંપી દો ને તમે નિઃશસ્ત્ર થઈ અમારી આગળ હાજર થાઓ. આવું અપમાન કરનારું કહેણ સાંભળી લક્ષ્મીબાઈનું સ્વાભિમાન ઘવાયું. પોતે મોકલેલા ખરીતાઓનો કોઈએ કશો ઉત્તર આપ્યો નહિ અને પોતે તેમનું રાજ્ય સંભાળી રાખી આટલી સેવા કરી તેનો બદલો આ અપમાન! લક્ષ્મીબાઈનું લોહી ઊકળી ઊઠ્યું, અને ઉત્તરમાં કહેવડાવી દીધું કે હું લડવા તૈયાર છું.

૩૧મી તારીખ સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું. દુર્ભાગ્યે આવામાં જ ઝાંસીનો દારૂગોળો સળગી ઊઠ્યો. દારૂગોળો ખૂટી જતાં લક્ષ્મીબાઈએ એક પછી એક અલંકારો તોપોમાં ઠાંસીઠાંસીને છોડવા માંડ્યા! તાત્યા ટોપે ૨૦,૦૦૦નું સૈન્ય લઈ મદદે આવી લાગ્યો. પણ હ્યુ રોઝની કુશળતાએ એને ફાવવા ન દીધો. એવામાં દુર્ભાગ્યે એક વિશ્વાસઘાતી ફૂટ્યો અને અંગ્રેજોએ ઝાંસીના કોટનો ચોરછા દરવાજો તાબે કર્યો. લક્ષ્મીબાઈ હાથમાં નાગી તલવાર લઈ પોતાના ચુનંદા સ્વારોના લશ્કર સાથે તૂટી પડ્યાં. પણ છેવટે કિલ્લાનું કોઈ પણ રીતે રક્ષણ થઈ શકે એમ નથી એવી ખાતરી થવાથી, પોતે પુત્ર દામોદરરાવને પીઠ પર બાંધી, અંગ્રેજ લશ્કરને થાપ આપી, ઝાંસીને છેલ્લી સલામ કરી. અને આખરે ચોવીસ કલાકના અન્નપાણીના ઉપવાસ પછી ૧૦૨ માઈલ કાપી મધરાતે તે કાલ્પી પહોંચ્યાં.

અહીં ૧૮૫૭ના બળવાની એ ત્રણ વિખ્યાત વ્યક્તિઓ એકઠી થઈ: લક્ષ્મીબાઈ, તાત્યા ટોપે અને રાવસાહેબ પેશ્વા. આ ખબર હ્યુ રોઝને મળતાં તેણે કાલ્પી પર ચડાઈ કરી. લક્ષ્મીબાઈને સ્ત્રી જાણીને પેશ્વાએ લડાઈના વ્યૂહમાં તેમની કશી સલાહ ન લીધી. લક્ષ્મીબાઈએ તેમને સમજાવ્યા કે વિલક્ષણ બુદ્ધિ અને કાર્યપટુતાથી કામ લીધા વિના આ અંગ્રેજોને હરાવવા સહેલા નથી. પણ એમનું સાંભળે કોણ? અંગ્રેજોએ સજ્જડ હલ્લો કર્યો. લક્ષ્મીબાઈએ પોતાની નાનીશી ટુકડી લઈને અંગ્રેજો પર એવો તો જોરથી ધસારો કર્યો કે અંગ્રેજ સિપાઈઓના છક્કા છૂટી ગયા. પણ એટલામાં હ્યુ રોઝની પાંચમી પલટન આવી લાગી અને રાવસાહેબ પેશ્વા મેદાન છોડી નાસવા માંડ્યા! આમ ૨૪મી મેએ કાલ્પી પણ અંગ્રેજોને હાથ પડ્યું.

કાલ્પીની હારથી તાત્યા ટોપે અને રાવસાહેબ નિરાશ થઈને બેઠા, પણ લક્ષ્મીબાઈએ માર્ગ બતાવ્યો કે 'અત્યારે અંગ્રેજોના કેળવાયેલા સૈન્ય સામે આપણા શિખાઉ લશ્કરનું કાંઈ ચાલવાનું નથી, માટે આશ્રય સારુ કોઈ પણ કિલ્લો હાથ કરવો જોઈએ. ઝાંસી અને કાલ્પીના કિલ્લા હવે પાછા મેળવી શકવાની આશા નથી, માત્ર એક રસ્તો છે. જયાજીરાવ સિંધિયા જો આપણને મળી જાય, અને ગ્વાલિયરનો કિલ્લો હાથ આવે તો જ આપણે ફાવીએ.' લક્ષ્મીબાઈની આ વિચક્ષણ સલાહથી સૌ ઉત્સાહમાં આવી ગયા.

આ વખતે પણ લક્ષ્મીબાઈને સેનાપતિ ન નીમતાં ખુદ રાવસાહેબ પેશ્વા પોતે સેનાપતિ બની બેઠા! મદદ માગવા આવતા આ લશ્કરનો સિંધિયાએ ઊંધો જ અર્થ કર્યો, અને પોતાના લશ્કરને યુદ્ધ-આરંભનો હુકમ આપ્યો. સિંધિયાના લશ્કર તરફથી તોપો ફૂટી એટલે રાવસાહેબને વહેમ થયું કે આ તો આદરસત્કારની તોપો ફૂટે છે! પણ જ્યારે એ વધુ પ્રમાણમાં ફૂટી ત્યારે ખાતરી થઈ કે આ તો લડાઈની તોપો! બસ, થઈ રહ્યું. પેશ્વાના લશ્કરમાં ગભરાટ ફેલાયો. પરંતુ આ વખતે પણ પેશ્વાઈ લશ્કરમાં ગાબડાં પડતાં જોઈ લક્ષ્મીબાઈ પોતાના ૩૦૦ સવાર લઈ આગળ આવ્યાં, અને વજ્રની માફક સિંધિયા પર તૂટી પડ્યાં. કાળ સમી વીજળીની ઝબૂક જેવી તેમની તલવારના સંહાર આગળ સિંધિયાના વીરો ગભરાઈ ગયા અને ખુદ જયાજીરાવ સિંધિયા જીવ લઈ આગ્રે નાસી ગયા.

આ વિજયના મદમાં મસ્ત બની રાવસાહેબ પેશ્વા અને તાત્યા ટોપે ખાણાંપીણાં અને નાચરંગમાં ગુલતાન બની ગયા! આ જોઈ લક્ષ્મીબાઈ ગુસ્સે થયાં ને તેમણે પેશ્વાને કહેવડાવ્યું કે આ વખત ભોગવિલાસનો નથી. પણ એમાંથી એકેયે માન્યું નહિ. પેશ્વા બ્રાહ્મણોને દાનભોજન આપવામાં મશગુલ હતા અને તાત્યા ટોપે પણ વિજયના ગર્વમાં ભવિષ્યમાં હિંદનું રાજ્ય કેમ હાથ કરવું અને ચલાવવું તેનાં સ્વપ્નાં ઘડતો હતો!

જોતજોતામાં સર હ્યુ રોઝ ગ્વાલિયર પર ચડી આવ્યો. હવે પેશ્વા ગભરાઈ ગયેલા સૈન્યને હિંમત આપવા નીકળ્યા. તાત્યા ટોપે પણ ઉતાવળે ઉતાવળે યુદ્ધનો બંદોબસ્ત કરી સલાહ લેવા લક્ષ્મીબાઈ પાસે આવ્યો. લક્ષ્મીબાઈએ કહ્યું, 'હવે જ્યારે અંગ્રેજો છાતી પર આવીને ઊભા રહ્યા ત્યારે જાગ્યા? જાગો, હું મારાથી બને તેટલું કરવા તૈયાર છું.' તાત્યા ટોપેના પગમાં જોર આવ્યું.

જૂનની ૧૭મીએ બ્રિગેડીઅર સ્મિથે લડાઈ શરૂ કરી. મહારાણીએ તોપનો મારો શરૂ કરાવ્યો અને પોતે પોતાના તુર્ક અને મરાઠી સવારોને લઈ દુશ્મનો પર તૂટી પડ્યાં. તુમુલ યુદ્ધ મચ્યું. એવામાં સમાચાર આવ્યા કે પેશ્વા હારીને નાસી ગયા. આ ખબર સાંભળી લક્ષ્મીબાઈનું પાયદળ પણ નાસવા માંડ્યું. લક્ષ્મીબાઈને પડખે માત્ર ગણ્યાગાંઠ્યા સવારો રહ્યા. તેમને અંગ્રેજ સેના ચોમેરથી ઘેરી લઈ તેમના પર તૂટી પડી. ગોરાઓની સેંકડો બંદૂકો ચારે તરફથી ગોળીઓનો વરસાદ વરસાવતી ચોમેરથી ધસી આવતી હતી. આવા વિકટ વ્યૂહમાંથી રણકૌશલની મૂર્તિ લક્ષ્મીબાઈ પોતાની બે દાસીઓ, દત્તક પુત્ર અને એક સ્વામીભક્ત સરદારને લઈ સુરક્ષિત બહાર સાથી રસ્તે પડ્યાં. બ્રિગેડિયર સ્મિથે તેમની પાછળ અંગ્રેજ સવારો દોડાવ્યા. તેમણે ગોળીઓનો અંધાધુંધ મારો ચલાવ્યો. એક ગોળી મહારાણીની પીઠમાં વાગી. એટલામાં અંગ્રેજ સવારો ભેટંભેટ થઈ ગયા. ત્યાં જ યુદ્ધ મચ્યું. પોતાને ગોળી મારનારને પહેલે જ ઘાએ લક્ષ્મીબાઈએ પૂરો કર્યો. ત્યાં પાછળથી પોતાની દાસી મુંદ્રાની ચીસ સાંભળી. તરત જ લક્ષ્મીબાઈએ ઘોડો ફેરવી દાસીનો જાન લેનારને પણ ઠાર કર્યો, અને વળી પાછો પંથ કાપવા માંડ્યો. પણ દુર્ભાગ્યે રસ્તામાં એક નાળું આવ્યું. લક્ષ્મીબાઈનો ઘોડો ત્યાં અડી બેઠો. આ ઘોડો એમણે સિંધિયાના તબેલામાંથી લીધો હતો. એ ઘોડાએ આખરે દગો દીધો. અંગ્રેજ સવારો આવી પહોંચ્યા. એક જણે પાછળથી ઘા કર્યો. લક્ષ્મીબાઈના માથાનો જમણો ભાગ છિન્ન ભિન્ન થઈ ગયો અને આંખ બહાર નીકળી પડી! પણ છતાં, એમણે પડતાંપડતાં જમણે હાથે તલવારનો ઘા કરી પોતા પર ઘા કરનારને પૂરો કર્યો.

વિશ્વાસુ સરદાર રામચંદ્રરાવ ઘાયલ લક્ષ્મીબાઈને પાસેની ગંગાદાસ નામના એક બાવા સંન્યાસીની ઝૂંપડીમાં લઈ ગયો. રાણીને તરસ ખૂબ લાગી હતી. સંન્યાસીએ લક્ષ્મીબાઈના મુખમાં ગંગાજળ રેડ્યું; અને ભારતની સ્વતંત્રતા સામી એ દેવી, એ ૧૮૫૮ના જૂનની ૧૮મી તારીખે (સંવત ૧૯૧૪ના જેઠ સુદ ૭ને દિવસે) મૃત્યુ પામી.



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

આ પત્ર મેળવનાર : ગિરધારીલાલ બૉક ૭૧૧/૩, સાકર બજાર, અમદાવાદ-૨

પ્રિય મિત્ર

બે માસ પહેલાં મને તમારો પત્ર મળેલો. હું ઘણો જ કામમાં હોવાથી વહેલો જવાબ ન આપી શક્યો તે માટે તમારી ક્ષમા માગું છું. મેં લશ્કરી નોકરી છોડી દીધી છે, અને ફરીથી વાગાનિન્જેનની ખેતીવાડી કૉલેજમાં અભ્યાસ કરવા ચાહું છું.

આ સાથે 'મુક્ત નેધરલૅન્ડ' નામના અમારા એક અઠવાડિકમાં આવેલું ચિત્ર (જુઓ નીચે) કાપી મોકલું છું. એનું હેડીંગ મથાળું છે 'In Gandhi's Geest'–ગાંધીબોધને પગલે; અને નીચે શબ્દો



છે 'સબૂર !' 'મુક્ત નેધરલૅન્ડ' અમારાં શ્રેષ્ઠ સાપ્તાહિકોમાંનું એક છે ૧૯૪૦ના ઑગસ્ટમાં જર્મનોએ અમારા દેશનો કબજો લીધો ત્યારે તે સ્થપાયેલું અને અમે ફરી મુક્ત થયા ત્યાં સુધી તે 'ભૂગર્ભ-પત્ર' તરીકે નીકળતું. તેનું વલણ સમાજવાદી છે, પણ 'ડચ મજૂર પક્ષ'થી તે સ્વતંત્ર છે.

૧૯૩૯માં જ્યારે યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે અમે ભાગ્યે જ માનતા હતા કે ૧૯૧૪-૧૮ના ભીષણ જગતયુદ્ધ પછી માણસજાત ફરી નવું યુદ્ધ ખેલશે. પરંતુ આજે, જર્મની અને જપાનની શરણાગતીનાં પાંચ જ વર્ષ પછી, ફરી લશ્કરો કૂચ કરવા માંડયાં છે ને આગ ફેલાવા લાગ્યા છે. જોકે કોરિયાનો ઝગડો ગયા મહાયુદ્ધની સરખામણીમાં અગત્યનો નથી; પણ ભવિષ્યમાં શાં પરિણામ આવશે તે કોઈ કહી શકે તેમ નથી.

સામ્યવાદ વિષેનો મારો અભિપ્રાય મેં તમને કહ્યો છે. એશિયામાં સામ્યવાદીઓને વિજય મેળવતા અટકાવવાના 'યુનો'ના ઠરાવને હું અનુમોદું છું; પણ બીજી બાજુ એશિયામાં અમેરિકન નીતિ નિષ્ફળ નીવડી છે એની આપણે ના નહિ પાડી શકીએ. દક્ષિણ કોરિયાની સડેલી અને પ્રત્યાઘાતી સરકાર સામાજિક ન્યાય ન સ્થાપી શકી, અને ફરી આપણે ઇતિહાસમાં જોઈએ છીએ કે જ્યાં બીજી પદ્ધતિઓ નિષ્ફળ જાય છે ત્યાં સામ્યવાદીઓ ફાવી જાય છે. એ જ રીતે હું માનું છું કે સામ્યવાદી ચીનને 'યુનો'ની બહાર રાખવામાં ભૂલ થાય છે. ચ્યાંગ કાઈ શેકની સરકાર નાલાયક નીવડી. માઓ ત્સે તુંગની સરકારનો સ્વીકાર એ વાસ્તવિકતાનો સ્વીકાર છે. એથી બ્રિટનની નીતિ જોડે હું સંમત થાઉં છું અને બંને પક્ષ વચ્ચે સમાધાન કરાવવાના નેહરુના પ્રયત્નની પ્રશંસા કરું છું. સામ્યવાદી ચીનને 'યુનો'માં દાખલ કરાવવાનો દાવો ન્યાયયુક્ત છે ચીન એશિયામાં મહા બળવાન સત્તા છે, ને એનો ઇન્કાર કરવો તે વાસ્તવિકતાને જોવાની ખામી છે.

હવેને વખતે હું તમને વધારે લાંબો પત્ર લખીશ આવતી કાલે હું ફ્રાન્સ જઉં છું અને ત્યાંથી ૨૦મી ઑગસ્ટે પાછો આવવા ચાહું છું; એટલે એ તારીખ પછી હું ફરી લખીશ એ વખતે હું, તમારા દેશની જ્ઞાતિવ્યવસ્થા વિષેના તમારા છેલ્લા પત્રમાંના રસમય વિષયનો જવાબ લખીશ

તો હું હવે ફ્રાન્સ જવા ઊપડું છું–આ રીતે. (જુઓ નીચેનું ડાબી બાજુનું ચિત્રઃ ખભે થેલો ને હાથમાં છત્રી લઈને પરસેવો પાડતાં.) તમારા દેશમાં તો મુસાફરી કદાચ ઘણી સરળ હશે,–આ રીતે. (જુઓ જમણી તરફનું ચિત્રઃ હાથી ઉપર સૂતાસૂતાં.) પણ આ પ્રાણી અમે



તો અહીં માત્ર પ્રાણીસંગ્રહસ્થાનમાં જ જોવા પામીએ છીએ.

હૃદયથી તમારો લૂઇ (Louis)

### બે ફરિયાદ-પત્રો અને બે રચનાત્મક સૂચનનો

'કુમાર'નો વર્ષોથી ગ્રાહક છું. કંઈક મારા શોખને મળતા આવતા નામવાળી વ્યક્તિઓને પત્રમિત્ર બનાવવાની ઈચ્છા રાખું છું. જૂન '૫૦ના અંકમાં એક સરનામું જોયું...અને પત્ર લખ્યો...અને પરિણામ આવ્યું ત્રણ જ દિવસમાં. પત્ર ફોડયા સિવાય જ refused થઈને પરત આવ્યો.

ત્યારે એટલો જ પ્રશ્ન થાય છે કે જો આવેલા પત્રો સામે નજર સરખી ય નાખવાની ભાવના જાગતી નથી, તો પત્રમિત્ર થવા નામ શું કામ આપતાં હશે? પોતાનું નામ 'જાહેરાત'માં મૂકવા માટે તો નહિ હોય? ...તે ગમે તે હો. પણ આવાં નામ માસિકમાં છપાતાં અટકવાં જોઈએ જ. કારણ આ અને આવા બનાવો પત્રમિત્ર થવાની અને બનવાની ભાવનાનાં જડમૂળમાં જ ઘા કરનાર હોય છે. મારા કથનની સાબિતીમાં પરત આવેલો પત્ર–જેવો આવ્યો તેવો જ–આપને બીડું છું. આપને યોગ્ય લાગે તો પત્ર ખોલીને વાંચી શકો છો.

(ઈન્સ્ટીટ્યૂટ ઑવ ઍગ્રિકલ્ચરઃ આણંદ થઈને) —મધુ દેસાઈ

● ● આ જ વ્યક્તિને લખેલા પત્રોનો ઉત્તર ન મળવા બાબત ભાઈ ધનવંત વાળાનો પણ ફરિયાદ-પત્ર અમને હમણાં જ મળ્યો છે. હવે એવી જ ફરિયાદ કરતો એક વધુ આકરો પત્ર વાંચો:

'મને લાગે છે કે આપણા યુવકો 'કુમાર'નું અપમાન કરી રહ્યા છે. મારો એક અમેરિકન મિત્ર જણાવે છે કે 'આપે (મેં) મોકલેલાં ૪૦થી ૫૦ સરનામાંઓમાંથી મેં ઘણા જ પ્રમાણમાં મારા ૧૧ શાળા-મિત્રોને વહેંચ્યાં, પરંતુ તે સરનામાંમાંથી ફક્ત બે જ હિંદી ભાઈઓએ જવાબ આપ્યો: એક રાજકોટથી અને બીજો મુંબઈથી; ને તેમણે મને સવાલ કર્યો છે કે શું હિંદીઓ આવું જ કર્યા કરે છે? અગર જો તેઓ અમારી સાથે મૈત્રી બાંધવા નાખુશ હોય તો અમને પોતાની નાખુશીનો જવાબ તો જણાવે, જેથી અમે ફરી બીજા હિંદીઓ સાથે પત્રમિત્રતા કરતા રહી શકીએ. કારણકે અમને 'ના'નો જવાબ મળે તો 'હા'નો પણ કોઈ વખત જવાબ મળશે જ."

ઉપર જણાવેલાં સરનામાં તો મેં 'કુમાર'માંથી જ મેળવ્યાં હતાં. અને તે ઓરિજિનલ કાપલીઓ જ મેં ત્યાં મોકલી હતી. વધારામાં તેઓ જણાવતા હતા કે બધા પત્રો Air-Mailથી જ લખવામાં આવ્યા હતા. આપને જરૂર લાગશે કે આપણાં હિંદી ભાઈ-બહેનો આ ખરાબ કરી રહ્યાં છે. તેઓ ફક્ત 'કુમાર'નું નહિ, પરંતુ હિંદી પ્રજાનું પણ અપમાન કરી રહ્યા છે.

મારે તેઓને જવાબમાં શું જણાવવું તે પણ મારી પાસે સવાલ ઊભો થયો છે. અને ૧૦ દિવસથી આવેલા પત્રનો આજ સુધી પણ હું જવાબ આપવાને શક્તિમાન બની શક્યો નથી. આવાં ભાઇ બહેનો માટે આપે તાત્કાલિક ઉપાયો લેવા જોઈએ.

આપ એવો કોઈ ઉપાય શોધી નાખો અને પછી જ આપણાં હિંદી ભાઇ-બહેનોના સરનામા આપના માસિકમાં છાપો.

(૨૫૫૭ દેવશાનો પાડો, અમદાવાદ) —કુમુદકાંત શાહ'

● ● ઉપાય શો શોધીએ? હિંદી પત્રમિત્રોનાં નામ સદંતર ન છાપવા બાબતની અમારી જાહેરાત પછી તેમ નહિ કરવા સમજાવતા પણ અનેક પત્રો અમારા ઉપર આવ્યા કે એમ 'પાડાને વાંકે પખાલીને ડામ' દેવાથી તો બીજા પ્રામાણિક ને ખરા ઉત્સુક પત્રમિત્રોને અન્યાય થશે. જોકે સરનામા છાપવાની માગણી કરતા પત્રોના આધારાથી બની શકતી ચકાસણી કર્યા બાદ ચૂંટેલાં નામ જ અમે છાપીએ છીએ; છતાં આમ બને છે. વ્યવહાર વિવેકની આ ખામી, આ દેશમા સર્વત્ર વ્યાપી રહેલા નીતિશૈથિલ્યનું જ એક પાસું છે. આપણા પ્રજાકીય ચારિત્ર્યનો એ એક ડાઘ ગણાય, અને એથી આપણા દેશની આબરૂ આપણે ખરાબ કરી રહ્યા છીએ એટલું ભાન આણવાની વિનતિ કરીને ફરીથી સૌ પત્રમિત્રોને અમે અપીલ કરીએ છીએ કે પત્રવ્યવહાર કરવાની પોતાની અનિચ્છા હોય તો તેમ સ્પષ્ટ દર્શાવતો છેવટનો નિખાલસ પત્ર લખવાનો વિવેક તો સૌએ કરવો જ જોઇએ.

હવે બે રચનાત્મક સૂચન કરતા પત્રો વાંચો:

### હિંદમાં વસતા પરદેશીઓની પત્રમિત્રતા વિષે

'હું ઘણાં વર્ષો થયાં 'કુમાર'નું વાચન કરું છું...પત્રમિત્ર વિભાગમાં હું ખાસ રસ લઉં છું. તેમાંથી એક વસ્તુ પ્રત્યે તમારા મારફત પત્રમિત્રોનું ધ્યાન ખેંચવા જેવું લાગે છે.

આજ સુધી પત્રમિત્ર વિભાગમાં કોઈ દિવસ પણ હિંદમાંના અંગ્રેજ, જર્મન, ફ્રેન્ચ, ચાઈનીઝ, બર્મીઝ, જાપાનીઝ, પોર્ટુગીઝ વગેરે પરદેશના યુવકોનાં સરનામાં જોવામાં આવેલ નથી. શું હિંદમાં તેઓનાં સરનામાં અપ્રાપ્ય છે? કે તે યુવકો હિંદી પત્રમિત્રો સાથે તેમના દેશમાં જ પત્રવ્યવહાર કરવા અનિચ્છા દર્શાવે છે?

પરદેશના યુવકો સાથે પત્રવ્યવહાર કરવાથી જાણવાયોગ્ય માહિતી મળી શકે છે એ સાચું, પણ મારા માનવા મુજબ જેઓ આપણા દેશમાં વસવાટ કરી રહેલા છે તેવા યુવકો સાથે જો પત્રવ્યવહાર અને વિચાર-વિનિમય કરવામાં આવે તો આપણે તેમના વિષે અને તેઓ આપણા વિષે વધારે જાણી શકે. અંગત પરિચયની તાની સંભવિતતા પણ રહે. આવો કોઇ પ્રયત્ન આજ સુધી આપણા તરફથી થયો હોય એવું મારા ધ્યાનમાં નથી. આવી જાતના પત્રમિત્રોનાં સરનામાં આપની પાસે કે કોઈ ભાઇઓ પાસે હોય તે મને મોકલવાની ગોઠવણ કરશો તો હું આભારી થઈશ.

(ઠે. જી. ચાંચાણી, પો. બોકારો, જિ. હજારીબાગ)—જિતેન્દ્ર ઠાકર'

ભાઈ ગિરધારીલાલ શ્રોફ પોતા ઉપર આવેલો આ નમૂનો પત્ર મોકલે છે:

કુમારમાં આવતો 'Our Friends Abroad' વિભાગ મને ઘણો જ ગમ્યો છે. અને એની મદદને લઈને જ મારે આજે લગભગ પંદરથી વીસ મિત્રો થયા છે.

આ વિભાગ માટે હું એક સૂચન કરવા માગું છું. 'કુમાર'ની જેમ બીજા દેશોમાં પણ માસિકો નીકળતાં હશે. 'કુમાર' તેવા માસિકોનો સહકાર સાધે અને 'Our Friends Abroad'માં છપાતા હિંદીમિત્રોનાં નામોનું પાનું જુદાજુદા દેશોનાં સામયિકો તથા માસિકોમાં છપાવે તો હિન્દી પત્રમિત્રોને, હું માનું છું કે, ઘણો જ લાભ થશે; કારણકે 'કુમાર' ફક્ત ગુજરાતી વાંચનાર બંધુઓ જ ખરીદતા હોય છે. —ગજેન્દ્રના જયહિન્દ'

● ● આનો એક અફળ પ્રયત્ન અગાઉ અમે કરેલો; ફરી પણ કરીશું. દરમ્યાન જે પત્રમિત્રો પોતાના પરદેશનાં મિત્રો દ્વારા ત્યાંનાં પરદેશનાં સામયિકોને અમારી ઈચ્છા પહોંચાડી અમને તેમના સંપર્કમાં મૂકી શકે તેમ હોય તેમને તેમ કરવાની અમારી વિનંતિ છે.

### હિંદી પત્રમિત્રો

(533) Rameshchandra Chunilal Parikh, Three Poles, Umreth (Kaira)—15, Stamps, Coins, Drawing and Painting, Games; (534) Ramnik B. Shah, Manek Bhuvan, Bunder Road, Kutch-Mandvi—20, Stamps; (535) Harilal Keshavlal Jadav, C/o Chawda & Co., Khodi Ambli, Ahmedabad—21, Literature, Philosophy; (536) Joshi Lakshmishanker Jayashanker, Soni Falia, Bhuj-Kutch—17, Politics, Science, Geometry, Birds, Astrology; (537) Rajani A. Sheth, C/o G. D. Sheth, Kansara Pole, Visnagar—16, Drawing, Music, Literaure; (538) Pravin R. Dalal, 1597 Ratan Khadaki, Dhanasuthar's Street, Ahmedabad—17, Stamp, Coins, Photography (539) Suresh C. *Parikh*. C/o G. D. Sheth, Kansara Pole, Visnagar—16, Music, Photographiy, Stamps; (540) Miss Krishna A. sheth, C/o G. D. Sheth, Kansara Pole, Visnagar—17, Photography, Music, Cinema; (541) Chinubhai A. Shah, 3503, Darwaja's Khancha, Shahpur, Ahmedabad—20, Stamps, Gandhism, Music, Philosophy; (542) Bhailal Khatri, C/o Ramjibhai Narsidas, Khatriwad, Amreli (Saurashtra)—17, Coins, Stamps, Cricket;

(ચાલુ)

[વિશ્વામિત્ર—અનુસંધાન પૃ. ૨૬૯થી]

મેનકા : મને આપના પાસે રાખવાથી આપને કલંક નહિ લાગે. સમય આવશે ત્યારે મારો પરિચય મળી જશે. આપ મને 'કવિતા' કહીને સંબોધન કરજો.

વિશ્વામિત્ર : તું મૂર્છિત કેમ થઇ ગઈ હતી, કવિતે ?

મેનકા : ગુલાબના એક ફુલ સાથે રમી રહી હતી, ત્યાં મને એક ભયંકર સર્પ દેખાયો અને ચીસ પાડી ઊઠી પછી આંખ ખુલી ત્યારે...

વિશ્વામિત્ર : શરમાવા લાગી ?

મેનકા : આને શરમ કહે છો ? મારી મેળે આપને ગળે પડી રહી છું

વિશ્વામિત્ર : કેવી વાત કરે છે, કવિતે ! ભલે થવાનું હોય તે થાય.

## દૃશ્ય પાંચમું

[વર્ણનકાર : મહર્ષિ વસિષ્ઠના શિષ્ય અને અયોધ્યાપતિ મહારાજા ત્રિશંકુને રાજસૂય યજ્ઞ કરવાની ઇચ્છા થવાથી, ને વશિષ્ઠ કુલ-ગુરુ હોવાથી, તેમને યજ્ઞમાં આચાર્યપદ સ્વીકારવાની વિનંતી કરવા તે મહર્ષિના આશ્રમમાં આવે છે.]

ત્રિશંકુ: ગુરુદેવ, રાજસૂય યજ્ઞ કરી શકું એવી મને આજ્ઞા આપો, એ માટે હું આપની પાસે આવ્યો હતો.

વસિષ્ઠ : કેમ ? આ યજ્ઞ કરવાનું એકદમ કેમ સૂઝી આવ્યું ?

ત્રિશંકુ: શુભ કાર્ય માટે જ્યારે ઈચ્છા થાય ત્યારે તે પૂર્ણ કરવામાં વિલંબ ન થવો જોઇએ, એ તો આપનું શિક્ષણ છે.

વસિષ્ઠ: આટલા દિવસમાં તમે બીજાં ક્યાં શુભ કાર્ય કર્યા ? ત્રિશંકુરાજ, તમે યજ્ઞ કરવાના અધિકારી નથી.

ત્રિશંકુ: શું હું સૂર્યવંશમાં ઉત્પન્ન નથી થયો ? શું મારા બાહુઓમાં બળ નથી ? અને શું આપ મારા ગુરુ નથી ? બ્રહ્મર્ષિ વસિષ્ઠનો શિષ્ય જ યજ્ઞ કરવાનો અધિકારી નથી, તો બીજો કોણ છે ?

વસિષ્ઠ: તમે ભોળા છો, રાજન. માત્ર સૂર્યવંશી અને વસિષ્ઠના શિષ્ય બનવાથી કોઇ માણસ યજ્ઞ કરવા માટેનો અધિકારી નથી થઇ જતો. યજ્ઞકર્તામાં બીજા ગુણો પણ હોવા જોઇએ.

ત્રિશંકુ: એટલે ?

વસિષ્ઠ: જેની બુદ્ધિ પર લોભનો પડદો હશે તે ઉચિત શું ને અનુચિત શું એ કેમ સમજી શકશે ? બોલો, કેટલા યાચકોને તમારે ત્યાંથી ભિક્ષા મળે છે ? તમારા કેટલા દુષ્ટ કર્મચારીઓને દંડ દીધો ? તમે પ્રજાનાં કષ્ટોનો વિચાર કરવાની કેટલી વાર જરૂરત જોઇ છે ? અયોધ્યાની સન્માનિત વ્યક્તિઓએ અનેક વાર મારી પાસે આવીને તમારી કર્તવ્યહીનતા ઉપર આંસુ પાડયાં છે.

ત્રિશંકુ: મને હતું કે યજ્ઞના સંકલ્પથી આપ પ્રસન્ન થશો.

વસિષ્ઠ: ખૂબ પવિત્ર છે ને તમારો સંકલ્પ ! કયા કયા રાજાઓના કોષ પર તમારી શનિ-દૃષ્ટિ થઇ છે ? અયોધ્યાનરેશ ! રાજસૂય યજ્ઞ બીજાને લૂંટીને પોતાનું ઘર ભરવા માટે નથી થતો.

ત્રિશંકુ: શું મારા પૂર્વજોએ દિગ્વિજય નહોતો કર્યો ?

વસિષ્ઠ: અવશ્ય કર્યો હતો. પરંતુ તે ઉદ્દંડ રાજાઓના સ્વચ્છંદ રોકવા માટે, નિર્બળોની રક્ષા કરવા માટે; બીજાને લૂંટવા માટે નહિ. પરાજિત રાજાઓ પાસેથી તે નામનો કર લેતા હતા; અને તે પણ એટલા જ માટે કે પોતાની ઉપર પણ કોઈ છે એમ તેઓ ન ભૂલે

ત્રિશંકુ: મારી પણ એવી જ ઈચ્છા છે, ગુરુદેવ ! સીમા-પ્રદેશના કેટલાક રાજાઓ વિદ્રોહ કરી રહ્યા છે.

વસિષ્ઠ: પણ તે શા માટે તેની ખબર છે ? તેઓ એટલા માટે જ વિદ્રોહ કરે છે કે તેમના ઉપર કોઈ આદર્શ રાજાનું શાસન નથી. ચક્રવર્તી અયોધ્યાનરેશને મનોરંજનમાંથી નવરાશ જ ન મળે ત્યારે તેના રાજ્યમાં ઉપદ્રવ ન થાય તે જ આશ્ચર્ય હોય. જાઓ ત્રિશંકુરાજ, પહેલાં તમારું આચરણ સુધારો; એ પછી યજ્ઞના વિચાર કરજો,

ત્રિશંકુ: ગુરુદેવ......

વસિષ્ઠ: બધું નિરર્થક છે રાજન્ ! હું કશું જ નહિ સાંભળું. એક વાત વધારે કહી દઉં કે તમે જો તમારા આચરણમાં શીઘ્રતાપૂર્વક પરિવર્તન નહિ કરો તો પ્રજા પોતાના માટે કોઇ અન્ય યોગ્ય રાજા શોધી લેશે; અને એવી દશામાં વસિષ્ઠ ન્યાયનો પક્ષ લેશે

ત્રિશંકુ: આપ મારો ત્યાગ કરો છો ?

વસિષ્ઠ: જ્યાં સુધી પરિવર્તનની આશા છે ત્યાં સુધી. દર્દની ચિકિત્સા અસંભવિત લાગે ત્યારે માંસ કાપી નાખવું જોઈએ. હવે હું વધારે નથી સહન કરી શકતો. શિષ્યના પાપનાં ફળ ગુરુએ પણ ભોગવવાં પડે છે. જાઓ, મારી દૃષ્ટિમાં તમે જ્યારે યજ્ઞના અધિકારી જણાશો ત્યારે હું મારી મેળે આવીને કહીશ.

ત્રિશંકુ: જેવી આજ્ઞા. (જવાનો પદધ્વનિ)

વસિષ્ઠ: સારંગદેવ ! સારંગદેવ ! (દોડવાનો ધ્વનિ આવે છે.)

સારંગદેવ: આજ્ઞા, ગુરુદેવ !

વસિષ્ઠ: વિદર્ભના રાજકુમાર વિદ્યાધ્યયન માટે આજે ગુરુકુલમાં આવનાર છે. તમે વેદ-વિભાગના આચાર્ય સુમેરુતુંગને કહો કે સંસ્કાર સમયે વેદપાઠીઓને ઉપસ્થિત રહેવા કહે.

સારંગદેવ: જેવી આજ્ઞા. (જવાનો પદધ્વનિ)

વિશાલાક્ષ: (દૂરથી અવાજ) ગુરુના વચન ઉપર અવિશ્વાસ કરે છે, નીચ ! આવા પાપી માટે ક્ષમા ન હોય. મારા શાપથી ચાંડાલ થઈ જા તને કોઈ પણ ધર્મકાર્ય કરવાનો અધિકાર નથી.

વસિષ્ઠ: (સ્વગત) અરે, આ તો વિશાલાક્ષનો અવાજ છે ! એણે કોના ઉપર ક્રોધ કર્યો ? ઈશ્વર કલ્યાણ કરો. (વિશાલાક્ષ આવે છે.)

વિશાલાક્ષ: આની નીચતા જોઇ, પિતાજી !

વસિષ્ઠ: કોની, વિશાલાક્ષ ?

વિશાલાક્ષ: પેલો ત્રિશંકુ !

વસિષ્ઠ: પુત્ર ! શાંતિ ! શું થયું ?

વિશાલાક્ષ: આપની પાસેથી કોરો જવાબ મળ્યો, એટલે મને યજ્ઞ કરાવવા માટે કહેવા લાગ્યો

વસિષ્ઠ: પણ એમાં તેં ક્રોધ કેમ કર્યો ? શાપ દેવાની શી આવશ્યકતા હતી ? શિવ ! શિવ !

વિશાલાક્ષ: પોતાના ગુરુ અને મારા પિતાનું અપમાન કરનાર શું વરદાન મેળવે ?

વસિષ્ઠ: તું એને વરદાન નહિ, પણ ક્ષમા આપી શકતો હતો.

વિશાલાક્ષ: પાપીને ? અને તે ય ક્ષમા ? !

વસિષ્ઠ: (હસીને) ધન્ય છે તારી બુદ્ધિને ! વત્સ, ક્ષમા પાપી માટે ન હોય તો શું પુણ્યાત્મા માટે હોય ? ક્ષમા બ્રાહ્મણનું ભૂષણ છે અને ક્રોધ શત્રુ. ત્રિશંકુ તો ચાંડાલ થઇ ગયો, પરંતુ તારા ઉપર પણ ક્રોધ રૂપી ચાંડાલ છે જ. બોલ, અહીં આવ્યા પછી મને પ્રણામ કરવાનું તારું કર્તવ્ય ન હતું ?

વિશાલાક્ષ: (ચૂપ રહે છે.)

વસિષ્ઠ: બોલતો કેમ નથી ? જોયું ? ક્રોધે તારી બુદ્ધિને પણ નષ્ટ કરી નાખી ને ? ત્રિશંકુએ તો માત્ર પોતાના ગુરુનું અપમાન કર્યું હતું, પરંતુ તેં એવી અવજ્ઞા કરી કે જે તારા પિતા અને ગુરુ બન્ને છે.

વિશાલાક્ષ: ક્ષમા માગું છું, ભગવન્ !

વસિષ્ઠ: મારા તરફથી તો પ્રત્યેકને માટે ક્ષમા છે જ. પરંતુ

બ્રહ્મા: દુનિયા બ્રાહ્મણના પુત્ર પાસેથી એ આશા રાખે છે કે તેનામાં બ્રાહ્મણ જેવા ગુણ હોય; કેમકે મનુષ્યના પ્રકૃતિમાં તેના વંશની કશીક વિશેષતા મળે જ છે. છતાં યે કોઇ બ્રાહ્મણપુત્ર હોવા છતાંય પોતાના કર્તવ્યનું પાલન ન કરતો હોય, તો તે બ્રાહ્મણપુત્ર ભલે કહેવાય પણ બ્રાહ્મણ તો ન જ કહેવાય. દેવતા ને રાક્ષસ બંને મહર્ષિ કશ્યપનાં સંતાન છે, પરંતુ દેવતા એ દેવતા જ ને રાક્ષસ એ રાક્ષસ જ.

વિશ્વામિત્ર: ત્યારે તો મનુષ્યની જાતિ નક્કી કરવા માટે તો તેનાં કર્મ કેવાં છે તે જ જોવાં ને?

બ્રહ્મા: ગુણ અને કર્મ બંને

વિશ્વામિત્ર: એમ કેમ?

બ્રહ્મા: એ માટે તમારું જ દૃષ્ટાંત લઇએ તમે માત્ર તપશ્ચર્યાને એટલે કેવળ બહારના કર્મોને જ બ્રાહ્મણ બનવાનું લક્ષણ માન્યું. એ એક ભૂલ છે. તપશ્ચર્યા તો અનેક રાક્ષસોએ પણ કરી છે. પરંતુ એ દ્વારા તેમની ઇચ્છા દેવતાનું વેર લેવાની અને સાંસારિક કામનાઓની પૂર્તિ કરવાની. આ જ તમારી દશા છે.

વિશ્વામિત્ર: કઇ રીતે?

બ્રહ્મા: સ્પષ્ટ જ છે. વસિષ્ઠને નીચે પાડવાની ઇચ્છા તમને નચાવી રહી છે, અને એટલા જ માટે તમે વારંવાર તપશ્ચર્યા કરો છો. બ્રાહ્મણ બનવાનું તો દૂર રહ્યું, પરંતુ તમે ક્ષત્રિય પણ ન રહ્યા

વિશ્વામિત્ર: તો હું અત્યારે કેવો છું?

બ્રહ્મા: એક ભટકતી વ્યક્તિ, કે જેને પોતાના કર્તવ્યનું જ્ઞાન નથી. આજ પણ તમે ઘૃણા, ક્રોધ અને દ્વેષના દાસ છો છતાં યે બ્રાહ્મણ કહેવડાવવાની કામના રાખો છો. માત્ર જટા વધારીને તથા વનમાં રહીને બ્રાહ્મણ નથી બનાતું. બ્રાહ્મણમાં તપની સાથે ક્ષમા અને દયા પણ હોવા જોઇએ. બ્રાહ્મણ કોઈ ઉપર દ્વેષ નથી કરતો તેનું તપોબળ દુનિયાના કલ્યાણ માટે હોય છે.

વિશ્વામિત્ર: શું મેં ત્રિશંકુના કલ્યાણ માટે પ્રયત્ન નથી કર્યો?

બ્રહ્મા: તમને શરમ થવી જોઇએ, વિશ્વામિત્ર. એમાં પણ તમારી ભાવના વસિષ્ઠનું અપમાન કરવાની હતી. એક નવું સ્વર્ગ રચીને તમે એક સારા શિલ્પકાર કહેવડાવી શકશો, પણ બ્રહ્મા નહિ કહેવડાવી શકો. લોકોપકાર તો તમે રાજા હતા ત્યારે પણ ન કર્યો. બોલો, વસિષ્ઠના પુત્રોને શાપ આપવાની શી જરૂર હતી? તમારી ઇચ્છા વસિષ્ઠને દુઃખ દેવાની હતી પરંતુ, તેના મુખ ઉપર મેલ પણ નથી. તે આજ પણ તમારા માટે કલ્યાણ કામના રાખે છે.

વિશ્વામિત્ર: તે મારું કલ્યાણ ઇચ્છે છે?

બ્રહ્મા: આજે જ નહિ—સદાથી. એ જ બતાવોને, કે આજ સુધી એમણે તમારો કંઈ અપકાર કર્યો? એ સમય યાદ છે ને કે જ્યારે તમે શસ્ત્ર લઇને તેમને મારવા ગયા હતા? એનો તેમણે બદલો લીધો?

વિશ્વામિત્ર: હું શું કરું? બ્રાહ્મણ કહેવડાવવાની ઇચ્છા...

બ્રહ્મા: બ્રાહ્મણ કહેવડાવવું તે કંઇ સન્માનની વાત નથી બ્રાહ્મણ તો માન અને અપમાનથી દૂર રહે છે. તે બીજાનો સેવક છે, સ્વામી નહિ. તમે બીજાનું સન્માન કરતાં શીખો. બ્રાહ્મણ બનવું તે તમારા હાથમાં છે. હૃદય શુદ્ધ કરો, વેરને ભૂલી જાઓ અને વસિષ્ઠ પાસે તમારા અપરાધની ક્ષમા માગો એમાં નાક નીચું નહિ થાય વિનય તો મનુષ્યને ઊંચે લઈ જાય છે. જે દિવસે વસિષ્ઠ પોતે પોતાના મુખથી તમને 'બ્રાહ્મણ' કહેશે ત્યારે તમે બ્રાહ્મણ બનશો. જાઓ, મારા આશીર્વાદ તમારી સાથે છે. તમારું કલ્યાણ થાય.

વિશ્વામિત્ર: (સ્વગત) ભગવાન ગયા અને મારી આંખ ખોલતા ગયા. મેં વસિષ્ઠનો અપરાધ કર્યો છે આ પાપનું પ્રાયશ્ચિત્ત શું કરું? ખૂબ અશાંતિ થાય છે! જીવન ભાર લાગે છે! મૃત્યુ સિવાય બીજો કશો ઉપાય નથી. આજે આ મેરુશૃંગ મારા માટે ફાંસીનો માળો બનશે. આ વૃક્ષ ઠીક છે ઉપર ચડી જાઉં. આ ફાંસો બની ગયો. થોડી વાર પછી વિશ્વામિત્ર નામ જ બાકી રહેશે. (ફાંસો ગળામાં નાખે છે) હરિઃ ૐ વિશ્વાનિ દેવ સવિતર્દુરિતાનિ પરાસુવ, યદ્ ભદ્રં તન્ન આસુવ ॥

વસિષ્ઠ: (પ્રવેશ કરે છે) થોભો વિશ્વામિત્ર!

વિશ્વામિત્ર: કોણ, વસિષ્ઠ?

વસિષ્ઠ: હા વિશ્વામિત્ર. આ શું? આત્મહત્યા મહાપાપ છે.

વિશ્વામિત્ર: ક્ષમા આપો, ભગવન્! અપરાધી વિશ્વામિત્ર હવે કોઇને મુખ બતાવવા લાયક નથી રહ્યો

વસિષ્ઠ: પશ્ચાત્તાપના અગ્નિએ તમને આટલી વારમાં જ તપાવીને કુંદન બનાવી દીધા છે.

વિશ્વામિત્ર: હું એક નીચ મનુષ્ય છું.

વસિષ્ઠ: તમારું હૃદય હવે સ્વચ્છ છે. તમે હવે બ્રાહ્મણ છો. વસિષ્ઠ બ્રાહ્મણનું સન્માન કરવાનું શીખ્યો છે. બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર! આવો, તમને હૃદય સાથે ચાંપું. [સંપૂર્ણ]

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: મોકૂફ; બીજું ઇનામ: 'એકાન્ત અધ્યયન' ભાઈ જગજીવન ર. માવદીઆ (પોરબંદર); ત્રીજું ઇનામ: 'સંસ્કૃતિનાં સોપાન' —ભાઇ બાલચન્દ્ર દવે (માંગરોળ); નોંધપાત્ર: (૧) 'વિખરાતાં વાદળ' ભાઇ બાલચન્દ્ર દવે, માંગરોળ; (૨) 'ગિરિ તળેટી ને કુંડ દામોદર': વિનયકાન્ત મ. મહેતા (સાવરકુંડલા) ચિત્રો અન્યત્ર જુઓ.

આ વખતે બીજું ઇનામ જીતનાર ભાઇ જગજીવન માવદીઆનું 'એકાન્ત અધ્યયન' ચિત્રમય ફોટોગ્રાફીનો પ્રશંસનીય નમૂનો છે. ગિરનારની ગોદમાં આવેલાં આ જૈન દેરાસરોનાં અનેક દશ્યચિત્રો આ જ સ્થળેથી લેવાયાં છે; પણ વાતાવરણને બંધબેસતા માનવ પાત્રથી એ સ્થળને જીવંત ને કાવ્યમય બનાવવાનો આ પ્રયાસ ફોટો-કલાકારની રસવૃત્તિનો ખ્યાલ આપે છે. સુરુચિકર વર્ણમેળ, મકાનની ઉજાગાન અને મૃદુ સૂર્યપ્રકાશથી વાતાવરણ શાંત પ્રસન્ન છે. વચ્ચે ઝૂકેલી ઝાડની ડાળી દૂર ખેંચાઇ જતી દૃષ્ટિને ચિત્રપટ પર કેંદ્રિત કરે છે માનવપાત્ર ફોકસ બહાર ન હોત તો ચિત્ર પહેલા ઇનામને પાત્ર બનત.

નોંધપાત્ર ઠરતા ભાઇ વિનયકાન્ત મહેતાના 'ગિરિ તળેટી ને કુંડ, દામોદર'નું ચિત્ર એ સ્થળનો ખ્યાલ આપતો માત્ર સ્નેપશૉટ છે. નથી તેમાં દૃષ્ટિની નવીનતા કે કૅમેરાના કોણની ખૂબી. ઓવર એક્સ્પોઝરને કારણે પ્રકાશની ખૂબી પણ પ્રિન્ટમાં આવી શકી નથી.

ભાઇ બાલચન્દ્રના ચિત્ર 'વિખરાતાં વાદળ'માં રંગબેરંગી વાદળોના આકર્ષણથી કૅમેરાની ચાંપ દબાઇ છે. પણ ચિત્રમાં કોઇક વસ્તુ કેન્દ્ર બનવી જોઇએ. સ્થળને અનુકૂળ ઝાડ કે કોઈ પાત્રથી વાતાવરણ ઊભું કરવું જોઇએ. અહીં આકાશ, ઝાડ ને ઝૂંપડી, સૌ પ્રતિસ્પર્ધી જેવાં છે અને દૃષ્ટિને અસ્થિર બનાવે છે.

એ જ ભાઇનું ત્રીજું ઇનામ જીતનારું ચિત્ર 'સંસ્કૃતિનાં સોપાન' સુંદર છે. વળાંક લેતાં પગથિયાં અને બંને બાજુની પાળો, ઝરૂખો, કોઠો, પડખેનું મકાન, સર્વ એક મધુર સંયોજન રચી રહે છે. અહીં પગથિયાં પરની નીચેની કાળી છાયા યોગ્ય પ્રમાણમાં સાગંધપણું જાળવી રહી છે. આ જ ચિત્રનો વચ્ચેનો કાળો પડછાયાવાળો ભાગ યોગ્ય પ્રમાણે રાખી ટ્રિમ કરી લેવાથી એક બીજું વધુ સારું ચિત્ર તેમાંથી નીપજે તેમ છે.

શ્રીદામ

સને ૧૯૩૯માં એમની ૭૫મી વર્ષગાંઠ ઊજવાઈ હતી ત્યારે તેમને એક અભિનંદનગ્રંથ ભેટ આપવામાં આવ્યો હતો. લંડન સ્કૂલ ઑફ ઈકોનોમિક્સના ડાયરેક્ટર પ્રૉફેસર કાર્નેરગોને એ ગ્રંથ શૉની અસેંબલીના નિવાસસ્થાન પર ગયા. એક સ્થળે પ્રો. કાર્નેરે લખ્યું છે: "એ ભેટ વખતે હું તેમને ઘેર ગયો, કે જેથી તેમને તેમની વર્ષગાંઠ પ્રસંગે હું અભિનંદન આપી શકું. સાતને સમયે મેં પહોંચીને મારા નામની ચિઠ્ઠી મોકલી. સેવિકાએ અંદર જઈને તેમને મારા આગમનની સૂચના આપી. તેમણે મને પોતાના અભ્યાસખંડમાં બોલાવ્યો. તે એક મેજની સામે માથું ઝુકાવીને કામમાં ગરકાવ બેઠા હતા. ચારે બાજુએ પુસ્તકોના ઢગલા હતા. મેજ પર અનેક લિપિઓના કાગળો પડ્યા હતા. મેં એમને વર્ષગાંઠ પ્રસંગે અભિનંદન આપ્યાં, પણ તેમને તો સ્મરણ જ નહોતું કે આજે પોતાની વર્ષગાંઠ છે! અભિનંદનગ્રંથ જોઈને તે પ્રસન્ન થયા ને બોલ્યા: 'માફ કરજો, આ કાર્યમાં એવી ફુરસદ મળતી નથી કે જેથી વર્ષગાંઠની ઉજવણી કરી શકું'" શી કાર્યનિષ્ઠા!

## ચોમાસામાં આરોગ્ય

ચોમાસામાં વરસાદને લીધે હવા ભેજવાળી રહે છે. સૂર્યનાં કિરણો પૃથ્વી ઉપર પૂરાં પડતાં ન હોવાથી અનેક પ્રકારની જીવાત વધે છે. માખીઓ, કીડી, મકોડા, કુદા, પતંગિયાં ને વાંદાનું લશ્કર વધે છે. તળાવ, નદી-નાળાં, ખાડા-ખાબોચિયાં અને નીચાણવાળી જગ્યાએ ભરાતા પાણીમાંથી મચ્છર મોટા પ્રમાણમાં થાય છે. આમ બીજી ઋતુને મુકાબલે ચોમાસું રોગ ફેલાવનારી ઋતુ છે. એ વખતે માણસે શરીરની તંદુરસ્તી સાચવવા સાવધાન બનવું જોઈએ. ઋતુઓના ફેરફારમાં તે તરફ લક્ષ ન રાખીએ તો રોગનો ભોગ બની જવાય છે. એને દૂર કરવાનો સાચો ઈલાજ દવા નથી; પણ કુદરતને સમજીને જીવન જીવવાની કળા શીખી લેવી જોઈએ.

વરસાદને રોગ ઉત્પન્ન કરનાર માનવા કરતાં આપણી બેદરકારી, અજ્ઞાન, ગંદકી કરવાની ટેવ અને તંદુરસ્તીની ચાહનાનો અભાવ એ રોગ લાવે છે. સૂર્ય, એની ગરમી, પવન, હવા, વરસાદ અને [illegible] રહેલાં તત્ત્વો એ સઘળાં કુદરતી રીતે માનવીને જીવંત રાખવા [illegible] સતત કાર્ય બજાવી રહ્યાં છે. તેને જો માનવી સમજી વિચારી મદદ કરે અને સાવધાન રહે તો દરેક ઋતુ કલ્યાણકારી જ છે.

એમ તો આપણે ઉનાળાના તાપથી એટલા તપી ગયા હોઈએ કે ઠંડક થાય તો સારું એમ મન અને તન ચાહે છે. પરંતુ જ્યારે ધરતી પર ઘટા છાઈને અમૃતવર્ષા શરૂ થાય છે ત્યારે આપણે એ વર્ષાની ધારાઓ શરીર ઉપર ઝીલી શકીએ એવી આપણી શરીરસંપત્તિ ક્યાં છે? શરૂઆતના બેત્રણ વરસાદ શરીર ઉપર ઝીલીને શરીર ઉપર ચોંટેલી અળાઈઓ અને પરસેવાના ક્ષાર વગેરેને વરસાદથી દૂર કરશો તો એટલો આનંદ પ્રાપ્ત થશે કે જે અનુભવથી જણાશે. અને વરસાદ આવીને બંધ થયા પછી તમે બહાર નીકળી પડો,—શહેરથી બહાર. એ વખતે હવામાં ઓઝોન મોટા પ્રમાણમાં હશે. એનાથી દિલ બહેલી ઊઠશે. વગડાઉ રસ્તે વરસાદનું પાણી વહી ગયા પછી, ચોકખી રેતી પ્રવાહથી બીછી ગઈ હોય એવે નદીકિનારે, કે દરિયાકિનારે ઉઘાડા પગે ઓછામાં ઓછું ચાલશો તો આનંદ આવશે. તંદુરસ્ત માણસને વરસાદમાં ભીંજાવાથી શરદી ના થવી જોઈએ; અને શરદી થાય તો એટલો તમારા શરીરમાં પ્રકૃતિનો દોષ છે તેને સમજી વિચારી કાઢવો રહ્યો. શરીર એવું બનાવવું રહ્યું કે ગરમી અને ઠંડી વરસાદ અને તેની ધારાઓ તમે આનંદથી ઝીલી શકો એવી સહનશીલતા તમારામાં હોય. સુંવાળાપણું અને અતિ નાજુકતા એ માનવીનાં મિત્ર નહિ પણ શત્રુ છે.

ચોમાસામાં પાચનશક્તિ મંદ પડે છે. ખોરાકનો વિચાર થવાથી જઠર બરાબર કામ કરી શકતું નથી અને વાયુપ્રકોપ થાય છે. એથી આહાર સંબંધમાં કાળજી નહિ રાખનારને આ ઋતુમાં ઝાડા, મરડા અને અતિસાર થાય છે. કબજિયાતવાળાને વાયુનો પ્રકોપ થાય છે અને ભૂખ મરી જાય છે. તેમણે હમેશાં પાંચ ચાર દિવસ લેવું. એકાદ નકોરડો ઉપવાસ કરવો ને ત્યાર પછી સવારમાં પીપળીમૂળનો ગંઠોડા લોઢા [illegible] અને મીઠું એક આનીભાર મેળવી ચાલુ રાખવાનું રાખવું. શક્તિ સારી તેમણે વરસાદની ઋતુમાં એક વખત ભોજન લેવું ને સાંજના ભોજનનો ત્યાગ કરવો. ધાર્મિક ચાતુર્માસનાં એકટાણાં અથવા એકાસણાં ઘણાં સ્વાસ્થ્યપ્રદ છે. એક વખત ભોજનથી સાંજે ભૂખ લાગે તો દૂધ અથવા ફળ સાંજે લેવાં. ફળમાં કેળાં ઠીક. આઠ દિવસે અથવા પંદર દિવસે એક ઉપવાસ કરવો ચોમાસામાં જરૂરી છે. ઉપવાસ કરીને કોઈ પણ પ્રકારનો ફળાહાર ન લેવો. માત્ર ઉકાળી ઠારેલું પાણી જરૂરિયાત પ્રમાણે લેવું. આઠ કે પંદર દિવસે એક ઉપવાસ કરનારનાં શરીર નીરોગી બને છે. વધુ-પડતો થયેલો કચરો સાફ થાય છે અને સ્વાસ્થ્યરક્ષા ઉત્તમ પ્રકારે થાય છે. ચોમાસામાં આદુ લીંબુનું સેવન કરવું. સવારમાં ૧ ગ્લાસ પાણીમાં એક લીંબુ નિચોવીને રોજ પીવો. એથી આંતરડાં ને પાચનશક્તિને સારી મદદ થશે. આદુ રસ તો તાજા ભોજન સાથે લેવાથી પાચનક્રિયા સારી રીતે થશે ને વાયુનું શમન થશે. લીંબુના પાણીમાં ચોકખું મધ ને આદુનો રસ નાખશો તો વધુ ગુણકારી બનશે.

ચોમાસામાં લીંબુ, દાડમ, લીલી દ્રાક્ષ, મોસંબી, કેળાં, કારમીરી સફરજન, જાંબુ વગેરે છૂટથી મળે છે, તે જેમને સગવડ હોય તેમણે ખાવાં જોઈએ. ચોમાસામાં બજારુ મિઠાઈ ને ચવાણાંથી તો દૂર જ રહેજો. ઘરમાં પણ વાસી અન્નનો ત્યાગ કરજો. ખાવાપીવાના પદાર્થો ઉઘાડા ન રહે એ ઘણું જરૂરનું છે. ચોમાસામાં જીવાત એટલી બધી હોય છે કે જણાય નહિ એવી રીતે ખાવાપીવાના પદાર્થોમાં પડે છે. દૂધ ગરમ કર્યા વગર ન વાપરશો; પાણી ગાળ્યા વગર ન વાપરશો. નદી કે તળાવનાં પાણી નજીક કે વાપરવાનાં હોય તો ઉકાળીને વાપરજો. તાજા વરસાદનાં પાણી અતિ ભારે છે અને પાચનક્રિયાને બગાડે છે. બને તો કૂવાનાં પાણી વાપરવાં. બપોરે ઊંઘવા કરતાં ઉપલે માળ સૂવાનું રાખવું. વરસતા વરસાદનો શીળો પવન ન ખાવો. રાત્રે જાગવું હોય તો બે દિવસ છતાં જમી લેવું. દીવાબત્તી પછી રાત્રે જમવું ભયપ્રદ છે. પ્રકાશમાં અનેક જંતુ ઊડતાં હોય છે અને ભોજનમાં આવી પડે છે. ચોમાસામાં દિવસની નિદ્રા નુકસાન કરે છે.

જ્યાં કાદવ, કીચડ અને દુર્ગંધ મારતી હોય એવા ભરાએલાં પાણીમાં ઉઘાડા પગે ચાલવું અહિતકર છે. ફિનાઈલનો મોરી અને જાજરૂમાં છૂટથી ઉપયોગ કરજો. વધેલું દાંતવાનાં પાંજરાં અને લેપ, ઘી, દૂધ રાખવાનાં ઢાંકિયા યા કબાટમાં દર ચોથે દિવસે ડી. ડી. ટી. છાંટજો. સાવચેતીના આ ઈલાજો અમલમાં મૂકશો તો આ વખત આવતી ચાર ઋતુ વગર વ્યાધિએ પાર કરી શકાશે.

(ગુજરાત સમાચારમાંથી ટૂંકાવીને) —વૈદ્ય જયદેવજી નાભેરામ

## દરબિરિમિટર

અમેરિકામાં જનરલ ઈલેક્ટ્રિક કંપનીએ 'દરબિડિમીટર' નામનું એક યંત્ર બનાવ્યું છે જે પીવાના પાણીથી માંડી ગટરો અને ડહોળી નદીઓનાં પાણીમાંનાં ડહોળનું પ્રમાણ આપમેળે નોંધી આપે છે. એમાંથી પાણીમાં પ્રકાશનાં જે કિરણ ફેંકાય છે તેનો અવરોધ તેમાંનો ડહોળ કરે છે. તે અવરોધના પ્રમાણની એક નોંધ 'ફોટોઈલેક્ટ્રિક આંખ' કરી લઈને ડહોળનું પ્રમાણ નક્કી કરી આપે છે.

## રાષ્ટ્રગીતની સ્વરલિપિ

આપણા રાષ્ટ્રગીત તરીકે કવિવર રવીન્દ્રનાથનું 'જનગણમન-અધિનાયક' અને બંકિમ બાબુનું 'વંદેમાતરમ્' બંને મંજૂર રખાયાં છે; પરંતુ રાષ્ટ્રગીતને માટે જે ભાવની ઉત્કટતા સાથે સમૂહગાન તથા વૃંદગીતને અનુરૂપ રોમાંચક ને પ્રોત્સાહક ગાનલય જોઈએ તે 'જનગણમન'માં વિશેષ છે. એ ગીત સાચા રાગમાં ગવાય તેમ શીખી લેવાની એકેએક દેશવાસીની ફરજ જ નહિ, પણ ઉમળકો હોવો જોઈએ. તે માટે મૂળ સ્વરલિપિ શાંતિનિકેતનના સંગીતકારોએ ગાંધીજીની માગણી ઉપરથી તૈયાર કરી આપી હતી, તે ૨૬૩મા અંકમાં આપી હતી. ત્યાર બાદ લંડનની રાષ્ટ્રીય રેડિયોસંસ્થા બી.બી.સી.ના સંગીત વિભાગના અધ્યક્ષ શ્રી હર્બર્ટ મુરિલે તેને પશ્ચિમી પદ્ધતિની સ્વરલિપિમાં યોજી આપી હતી તેના નોટેશનનો આલેખ આ નીચે આપીએ છીએ. મૂળ ગીતની પહેલી કડીમાંનાં પ્રાંતનામોમાં




'સિંધ'નો સમાવેશ થતો હતો, પરંતુ ભાગલાને પરિણામે સિંધ પાકિસ્તાનમાં ગયું હોઈ તે કમી કરીને 'કામરૂપ' ઉમેરવામાં આવ્યો છે. એ સુધારેલી કડી પણ ફરીથી આ નીચે આપીએ છીએ

જનગણમન-અધિનાયક જય હે ભારતભાગ્યવિધાતા.
કામરૂપ પંજાબ મરાઠા ગુર્જર દ્રવિડ બંગ.
ઉત્કલ વિંધ્ય હિમાચલ યમુના ગંગા જલધિતરંગ;
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માગે;
ગાહે તવ જય ગાથા.
જનગણ મંગલદાયક જય હે ભારતભાગ્યવિધાતા
જય હે, જય હે, જય હે, જય જય જય જય હે.

એ આખું ગીત હિન્દી સ્વરલિપિ સાથે ૨૬૩મા અંકમાં આવી ગયું છે.

## વૃક્ષારોપણ વિષે વધુ

ગયા અંકમાં વાંસદા નર્સરીની પત્રિકા (જે મેં જ લખેલી) માંથી કરેલો ઉતારો વાંચ્યો. એમાં એક મહત્ત્વનો ઉમેરો કરવો જોઈએ.

લાકડાં, કોલસા, ખાણના કોલસા, પેટ્રોલ, કેરોસીન, ક્રૂડ ઑઈલ વગેરે પદાર્થોમાંથી મળતી બધી ગરમી (અગર શક્તિ) વૃક્ષોએ જ પોતાનાં પાન પર પડતા સૂર્યતાપમાંથી ભેગી કરીને સાચવેલી મોંઘામૂલી ભેટ છે. સૂર્યની ગરમીનું રાસાયનિક રૂપાંતર કરીને આટલા મોટા જથ્થામાં સાચવવાનો, ઝાડનાં પાન વગર આજે તો આપણી પાસે બીજો કશો વ્યવહારુ ઉપાય નથી. રસોડામાં રાંધવા, શિયાળામાં તાપવા, મોટર કે ટ્રેનો દોડાવવા, મિલોનાં ને બીજાં યંત્રો ચલાવવા, આપણે ઝાડની આ અત્યંત ઉપકારક સમૃદ્ધિનો જ ઉપયોગ કરીએ છીએ. જેટલા પ્રમાણમાં આપણે નવાં ઝાડ ઉછેરીએ છીએ, તેના કરતાં તો કેટલાયે ગણા વધારે પ્રમાણમાં આપણે આ વૃક્ષોએ ઉત્પન્ન કરેલી શક્તિના સંચયનો ઉપયોગ કરી નાખીએ છીએ. આ પરિસ્થિતિ લાંબો વખત નિભાવી શકાય તેમ નથી માટે ખેતી અગર બીજાં કામમાં ન વપરાતી હોય તેવી બધી જમીન વૃક્ષોથી છાઈ દેવી જોઈએ.

—જશભાઈ જ. પટેલ

## એક મોટું યજ્ઞકાર્ય

અમેરિકાના એક હવાખાવાના સ્થળના હૉટેલવાળાએ એક નવી યુક્તિ રચી છે. ત્યાં અનેક જોડાં લગ્ન કર્યા બાદ પહેલી સહેલમાટે જતાં હોય છે. તે દરેક જોડાને હાથે તે એક વૃક્ષ રોપાવે છે અને તેના પર તેનાં નામઠામનું પાટિયું જડાવે છે. આથી એ વૃક્ષ સાથે તેમને મમત્વ બંધાય છે. હૉટેલવાળાને એક પંથ બે કાજ થાય છે.

જો આપણા લગ્નવિધિમાં એવું દાખલ કરી શકાય તો કેવું સારું, કે વિધિના એક ભાગ તરીકે વરવધુએ એક વૃક્ષ રોપવું, ને પોતાના પહેલા બાળક તરીકે ઉછેરવું. શહેરમાં કેટલાકને તેની શક્યતા ન હોય તે માટે નગરપાલિકાઓએ તે વિષે વિચાર કરવો. પણ તેવા અપવાદો છોડી દઈએ તો બીજે ઠેકાણે આ જમાનાનું આ એક મોટું યજ્ઞકાર્ય થાય.

(હરિજનબંધુ) —કિશોરલાલ મશરૂવાળા

## શોધસફરી વિદ્યાર્થીઓ

બ્રિટિશ શાળાઓની શોધસફર સંસ્થા (બ્રિટિશ સ્કૂલ્સ એક્સપ્લોરિંગ સોસાયટી) તરફથી ઉત્તર નૉર્વેના પ્રદેશની માપણી તથા તેના અભ્યાસાર્થે સાઠ વિદ્યાર્થીઓનું એક દળ નિષ્ણાતોની નિગેહબાની નીચે જવાનું છે, જે એ પ્રદેશના પશુપક્ષી તથા ત્યાંની વનસ્પતિ અને ભૌતિક રચનાનો અભ્યાસ કરશે અને ઉપરાંત બ્રિટિશ મ્યૂઝિયમ માટે વિરલ વનસ્પતિઓ તથા જંતુઓના નમૂનાઓ પણ એકઠા કરી લાવશે. સોસાયટી સ્થપાઈ ત્યારથી આજ સુધીમાં તેના તરફથી આવી આ બારમી સફર યોજાઈ છે. અભ્યાસ ને જ્ઞાનમાત્ર સાહિત્ય-કવિતા, ઇતિહાસભૂગોળ ને ગણિતભૂમિતિમાં જ પુરાઈ રહેલા નથી. એનું ક્ષેત્ર તો અતિ વિશાળ છે અને આપણે ત્યાં તો તદ્દન અણખેડાયેલું છે, એ આપણા કેળવણીના સૂત્રધારોને કોણ સમજાવે?

## માહિતી મેળવવાની એક નવી રીત

વાતાવરણમાંના હવાના વમળોના અભ્યાસ માટે બ્રિટિશ વિમાની દળે હાલમાં એક નવી રીત અજમાવી છે. જુદી જુદી ઊંચાઈએથી વિમાન દ્વારા હવામાં પોસ્ટકાર્ડો ઉડાડવામાં આવે છે. તે જેને હાથ આવે તેણે તેમાં, તે કયે સ્થળેથી મળ્યું તેની ચોક્કસ માહિતી લખી વાયુશાસ્ત્રના ઑફિસે મોકલી આપવાનું હોય છે. હવામાના વમળોનો આમ અભ્યાસ કરી નવી રચનાવાળાં વિમાનો બનાવવામાં સરળતા પડે તે માટે આ રીત અખત્યાર કરવામાં આવી છે. પ્રજાના સહકારથી આમ કેટલાયે પ્રશ્નો સરળતાથી ઉકલી શકે તેનો આ સચોટ દાખલો છે

ઘણીવાર ખાસ આલેખનો, ચિત્રો ને વર્ણનોવાળાં એ પ્રસંગને માટે જ તૈયાર કરેલાં હોય છે તેની નવીનતા, આકર્ષણ અને કુતૂહલને કારણે આવાં કવરો તો આજકાલ ખૂબ સંગ્રહાય છે.

જોકે ચુસ્ત અને પીઢ સંગ્રાહકો આ બધાં 'એન્ટાયરો', 'ફર્સ્ટ-ડે' અને 'લેટરલેટરો' આદિના સંગ્રહને બહુ અગત્ય નથી આપતા. (એ જગ્યા પણ ખૂબ રોકે છે.) એમને મન તો છૂટી ચોડાઈ આવેલી રાબેતા મુજબની 'ટિકિટ'નું જ માત્ર મહત્ત્વ છે. પરંતુ એમાં યે એક અત્યંત વિરલ એવો અપવાદ ગણાય છે અને તે 'મલરેડી કવર'નો. એ કવરો પણ, દુનિયાની પહેલવહેલી ટિકિટ 'પેની-બ્લૅક' બહાર પડી તેની સાથે જ ઇંગ્લંડે બહાર પાડેલાં. એટલે દુનિયાના પહેલા કવર તરીકે તેનું ઘણું જ મહત્ત્વ છે. તેના ઉપર ટિકિટ ચોડવાની ન હતી; માત્ર એક મોટું વિસ્તીર્ણ ચિત્ર આલેખેલું હતું, જેમાં ચોમેર ચિત્રવિચિત્ર માનવીઓ, પ્રાણીઓ અને પશુઓથી વીંટળાએલી બ્રિટાનિયાનું હાસ્યાસ્પદ પુરાણું આલેખન હતું. મલરેડી નામના ચિત્રકારે તે ચીતરેલું હોવાથી તે 'મલરેડી કવર' નામથી ઓળખાય છે. છઠ્ઠી મે ૧૮૪૦ના રોજ ઇંગ્લંડે એક પેનીની કાળી ટિકિટ 'પેની-બ્લૅક' અને બે પેન્સની વાદળી ટિકિટ 'ટુ પેની-બ્લુ' બહાર પાડી તે જ દિવસે, સાથોસાથ જ 'પેની ફાર્ધિંગ' અને 'ટુપેન્સ-ફાર્ધિંગ'ની કિંમતે આ કવરો અનુક્રમે કાળી અને વાદળી શાહીથી છાપીને બહાર પાડેલાં. ટપાલના સત્તાવાળાઓએ તો તે ખૂબ લોકપ્રિય થવાનું ધારેલું; પણ લોકોએ ટિકિટોને જ હાર્દિક આવકાર આપ્યો; અને આ કવરો તો માત્ર તેમને મન ગમ્મતનું સાધન થઈ પડ્યું. તેની ખપત બહુ ન થઈ, એટલે ૧૮૪૧માં આજના ધાટનાં સાદાં કવરો કાઢ્યાં. પણ આજે એ મલરેડી કવરો એટલાં તો વિરલ છે કે જવલ્લે જ હાથ આવે છે અને કિંમતી ગણાય છે. આ મલરેડી કવરસિવાયનાં બધાં 'એન્ટાયરો', ઉપર કહ્યું તેમ, સંગ્રાહકો બહુ અગત્યનાં નથી ગણતા: પણ શિખાઉ સંગ્રાહકોને તેનો અલગ સંગ્રહ રાખવો પરવડે ને રાખે તો જ્ઞાનપિપાસા અને નાવિન્યની દૃષ્ટિએ તે ખોટું નથી. (ચાલુ)

### એક આનાની ટિકિટ પરની ભૂલ સુધરી




નયા સ્વાતંત્ર્યદિને બહાર પડેલી એક આનાની ટિકિટ ઉપર બોધિસત્ત્વનું જે ચિત્ર હતું તેના આલેખનમાં એક ભૂલ હતી: તેમાં જનોઈ જમણા ખભા ઉપર હતું. તે શાસ્ત્રીયરીતે ડાબા ખભા ઉપર જોઇએ. આથી તે ભૂલ સુધારેલી એક આનાની નવી ટિકિટો આ મહીને બહાર પડી છે ઉપર એ બંને ટિકિટોની છાપ આપી છે. ડાબી બાજુ જૂની ટિકિટ છે, ને જમણી બાજુ નવી હવે એ ભૂલવાળી જૂની ટિકિટો વિરલ થઇ જવાની ને તેની કિંમત ટિકિટોના બજારમાં ભવિષ્યમાં વધારે અંકાવાની. જેમની પાસે હોય તેમણે સંઘરી રાખવી પોતાના આલ્બમમાં એ બંને નમૂના આ રીતે જોડાજોડ રાખવા ઉચિત થશે. આલેખન તો બંનેનું એકસરખું જ છે; માત્ર ડાબા-જમણાનો ફેર હતો. એ તો બહુ મોટો ફેર કહેવાય. ટિકિટોમાં તો અત્યંત બારીક ફેરફાર પકડાય તે પણ ઘણા મહત્ત્વના ગણાય છે. તેનાં ઉદાહરણ રૂપ એક ખબર ઝાંઝીબારથી ભાઇ શાન્તિલાલ વાલંબિયા મોકલે છે તે આ નીચે વાંચો:

### પાકિસ્તાનની ટિકિટ ઉપરની છાપની ખામી

'ધ સ્ટૅમ્પ ટ્રેડિંગ પોસ્ટ' નામના એક અમેરિકન પખવાડિકના ૧ એપ્રિલ ૧૯૫૦ના અંકમાં નીચેના સમાચાર પ્રગટ થયા છે: "પાકિસ્તાન છૂટું પડ્યા પછી તેના માટે હિંદની જૂની (જ્યોર્જ છઠ્ઠાની છાપની) ટિકિટો ઉપર PAKISTAN એવા અક્ષરો 'ઓવર પ્રિન્ટ' કરી લેવામાં આવ્યા હતા. એ પુનર્મુદ્રણ વખતે છાપખાનામાં ટિકિટોનાં શીટોને ચોક્કસાઈપૂર્વક કેન્દ્રમાં રાખવામાં બહુ ધ્યાન અપાયું નહોતું; એથી સંભવિત છે કે એમાંની અમુક ટિકિટોમાં PAKISTAN શબ્દનો અમુક ભાગ જ છપાએલો માલૂમ આવે દાખલા તરીકે, AKISTAN અને PAKISTA એમ છપાએલું હોય તેવી ટિકિટો છે, પણ તે સહેલાઇથી માલૂમ પડે તેમ નથી. એથી તમારી પાસે આવની એવી પ્રત્યેક પુનર્મુદ્રિત ટિકિટોને તપાસી જવાનું લાભદાયી થઈ પડશે!"

### અમેરિકાનો ધ્વજદિન (જુઓ નીચેનું ચિત્ર)

ચોથી જુલાઇ એ જેમ અમેરિકાનો સ્વાતંત્ર્યદિન છે, તેમ ૧૪મી જૂન તેમનો 'ધ્વજદિન' છે. ઈ. ૧૭૭૭માં તે તારીખે રાષ્ટ્રનો ધ્વજ નક્કી કરવામાં આવ્યો. ત્યાંના સ્વાતંત્ર્યસંઘમાં જે ૧૩ રાજ્યો જોડાયાં તેમના પ્રતીક રૂપ, વાદળી ભોંય પર ૧૩ તારકચિહ્નો સાથે ૧૩ લાલ અને સફેદ પટ્ટાઓ એકબીજાને આંતરે ગોઠવવાનો કૉન્ટીનેન્ટલ કૉંગ્રેસે ઠરાવ કર્યો; અને બેટ્સી રૉસ નામની ફિલાડેલ્ફિયાની એક ધ્વજ બનાવનાર બાઇને તેની કામગીરી સોંપી. અમેરિકાના ઐતિહાસિક પ્રસંગોનાં ચિત્રો આલેખનાર કલાકાર ટૉમસ મૉરાને કરેલા એ પ્રસંગના જાણીતા ચિત્રની છાપ આ નીચે આપી છે. તેમાં બેટ્સી રૉસના ઘરમાં 'ધ્વજ-સમિતિ'ના ૩ સભ્યો દર્શાવ્યા છે, જેમાં ડાબી બાજુએ અમેરિકાના પ્રથમ પ્રમુખ જ્યૉર્જ વૉશિંગ્ટન છે. (યુસિસ)



**સત્ય, દયા, તપ, શૌચ છે ચરણ ધર્મના ચાર**
**જેના હૃદયમાં એ રહ્યા ઉત્તમ તેનો આચાર**

વઢવાણ પાસે રામપુરા ગામના ગંગારામ નામે બ્રાહ્મણ-શિક્ષકને રક્તપિત્તનો રોગ થયો. આયુર્વેદના નિષ્ણાત નાનભટ્ટ વૈદ્યે તેને એક વરસ સુધી રોજ એરંડિયું તથા ગળોનો રસ પીવાનું કહી મીઠું, સિધવ કે કોઈ પણ મસાલા વિનાની, મગની દાળ ને ચોખાની ખીચડી સિવાય બીજું કાંઈ જ ન ખાવાની આકરી પરહેજ ફરમાવી. વર્ષ વીત્યું, રોગ મટી ગયો, પણ નાનભટ્ટ વૈદ્ય ફરતારામ હોવાથી મળે જ નહિ. એમ કરતાં નવ વર્ષ વીત્યા બાદ વૈદ્ય ગંગારામને ગામ આવ્યા ત્યાં સુધી એ જ રીતની પરહેજ એણે પાળેલી. ગંગારામે તબિયત બતાવી રોગમુક્તિ માટે યથાશક્તિ પચીસ રૂપિયા નાનભટ્ટને આપ્યા. વૈદ્યે પોતાના ટંકલામાંથી બીજા પચ્ચીસ કાઢીને તેમાં ઉમેરી, ઊભા થઈને ગંગારામની આસપાસ સાત પ્રદક્ષિણા ફરી તેને પ્રણામ કર્યા ને પચ્ચાસે રૂપિયા તેને ચરણે મૂક્યા. આશ્ચર્યચકિત થએલા માણસોએ આનો ખુલાસો પૂછતાં નાનભટ્ટ બોલ્યા: 'દર્દીને વૈદ્યો તો મળી રહે, પણ આવી આકરી પથ્ય (પરહેજ) પાળનાર દર્દી મળવા મુશ્કેલ છે. આયુર્વેદથી રક્તપિત્ત મટે છે એની સાબિતી પોતાની ચુસ્ત પરહેજથી મને કરાવી આપનાર ગંગારામ મારા ગુરુ છે, તેથી તેમને મેં એ ગુરુદક્ષિણા આપી છે.'

અનેકાર્થી શબ્દ: કપોત=કબૂતર; હોલો; સાબુખાર; સુરમો.

ગણિતગમ્મત: પાસેપાસેની કોઈ પણ બે સંખ્યાનો સરવાળો, તે બે સંખ્યાના વર્ગની બાદબાકી જેટલો જ આવશે. દા. ત. ૨+૩=(૩×૩)−(૨×૨)=૯−૪=૫ (ધીરજલાલ)



ઈ.૧૭૫૦ના જુલાઈની ૨૮મી એ મૃત્યુ પામેલા વિખ્યાત જર્મન સંગીતશાસ્ત્રી યોહાન સેબાસ્ટિયન બાખની ૨૦૦મી સંવત્સરી નિમિત્તે જર્મનીએ ગઈ ૨૮મીએ બહાર પાડેલી ટિકિટ. (ગિરધારીલાલ શ્રોફનો સંગ્રહ)

કહેવતોના અર્થ: 'મિયાંભાઈની ચાદે ચાંદ'—વણસમજ્યે કે જાતખાતરી વિના કોઈની હા એ હા કરવા માટે વપરાતી આ કહેવત પાછળ વાત એવી છે કે, રમઝાન માસ વીત્યા પછી નવા માસનો ચાંદ ન દેખાય ત્યાં સુધી રમઝાન પૂરો થયો ન ગણાતો હોઈ મુસ્લિમ બાઈઓને ઉપવાસ ચાલુ રાખવા પડે છે. આથી વધુ ઉપવાસ કરવામાંથી છૂટવા માટે કોઈ અજ્ઞાની પોતાને ચાંદ ન દેખાતો હોય તો યે બીજાના અભિપ્રાયમાં હા એ હા મેળવી સૂર પુરાવે તે પરથી એ કહેવત પડેલી.

બશેર પાણીમાં ચાર આખાં લવિંગ નાખી, પાણીને સારી રીતે ઉકાળી પછી ગાળી લઈને તે પાણી રોજ એકથી બે પ્યાલા જેટલું પીવાથી ચોમાસામાં કૉલેરા, વિષમ જ્વર વગેરે દૂર રહે છે.

ચોપચીનીનાં મૂળિયાંના સોપારીના કટકા જેવા ટુકડા કરી, તેને પાણીમાં ઉકાળીને એ પાણી થોડુંથોડું પીવાથી સંધીવા મટશે. કટકાને ૩ દિવસ ઉકાળ્યા બાદ બદલવા.

| શુદ્ધ ઘી ખાવાથી | | વનસ્પતિથી ખાવાથી |
|---|---|---|
| વજન વધ્યું | ૩૦ દિવસ પછી | વજન ઘટ્યું |
| શારીરિક વિકાસ થયો | ૬૦ દિવસ પછી | વાળ ખરી ગયા |
| સુંદર તંદુરસ્તી | ૯૦ દિવસ પછી | શરીર કથળ્યું |
| કુટુંબ પરિવાર વધ્યો | ૧૨૦ દિવસ પછી | નપુંસક થયા |
| સર્વ તંદુરસ્ત | ૧૮૦ દિવસ પછી | ૫૦ % મૃત્યુ |

શુદ્ધ ઘી અને વનસ્પતિ ઘીનાં ઉંદરો ઉપર કરેલા અખતરાનાં છ માસનાં ક્રમિક પરિણામોનો આલેખ. ('જન્મભૂમિ'માંથી)

આ અંકના પહેલા પાના ઉપરની કવિતાની ચોથી કડીની છેલ્લી લીટીમાં 'કંકાસિની' શબ્દ આવે છે, એ કંકાસણી નામની એક વેલ થાય છે ને ગ્રામપ્રદેશોમાં વાડ ઉપર તે ઊગે છે. તેને પાંચ પાંખડીનાં સુંદર લાલ રંગનાં ફૂલ થાય છે, જે ટાઢે જતાં પીળાં થતાં જાય છે, અને તેની કિનારી આસોપાલવનાં પાન જેવી કરકરિયાળી હોવાથી એ દીપશિખા જેવાં સોહે છે. ગામડાંમાં એવી વહેમી માન્યતા છે કે કોઈના ઘરમાં એ ફૂલ નાખવામાં આવે તો ત્યાં કંકાસ થાય. આ ઉપરથી તે એ નામે ઓળખાય છે.

આપણા શરીરમાંના લોહીનું વજન સામાન્યરીતે શરીરના વજન કરતાં બારમા ભાગનું હોય છે.

કલાકણિકા: જમણવારમાં પ્રવાહી ખોરાક પીરસવાના ઓધરાળા જેવી દેખાતી આ વસ્તુ જૂના જમાનાની ચીની ઈસ્ત્રી છે એની તમને કલ્પના પણ હતી? પિત્તળના અત્યંત ભારે એવા પાત્રમાં સળગતા કોલસા ભરીને ધોબીઓ તથા દરજીઓ ઇસ્ત્રી કરવા તે વાપરતા. એ પાત્ર તથા એના લાકડાના હાથા ઉપરનાં સુશોભનો દર્શાવે છે કે દુનિયાના એકેએક દેશે પોતાના રોજિંદા ઉપયોગનાં સાધનોને પણ કલાથી દેવાં બનાવ્યાં છે.



અંધારામાં ચળકે એવા રંગ આવે છે. તે નીકળ્યાની સિવાયને લાગડાથી રાતે આપમેળે પ્રકાશી ઊઠશે ને અંધારામાં દીવો મારવા નહિ પડે.



રેલવે અકસ્માતમાં પાટાની જે 'ફિશપ્લેટો' કાઢી નાખ્યાના હેવાલો આવે છે તેનું ચિત્ર ઉપર આપ્યું છે. બે પાટાના છેડાને જોડતી તે લોઢાની પ્લેટ હોય છે, ને આ રીતે બોલ્ટ વડે પાટાને જકડી રાખે છે. ભાંગફોડિયાઓ એ બોલ્ટ કાઢી નાખી પ્લેટને દૂર કરે છે, તેથી પાટા છૂટા થઈ જવાને પરિણામે ગાડી ઊથલી પડી અકસ્માત થાય છે.



દિલ્હીની આર્ટ્સ ઍન્ડ ક્રૅફ્ટ્સ સોસાયટી નામની કલા-સંસ્થા તરફથી દર વરસે સમસ્ત ભારતના કલાકારોની કૃતિઓનું પ્રદર્શન ભરવામાં આવે છે. આ વરસના એવા પ્રદર્શનનાં અરધાં ચિત્રોનું પ્રવાસી પ્રદર્શન રચીને દેશનાં મોટાં શહેરોમાં આમંત્રણથી જવાની યોજના કરી છે. તે મુજબ આ માસમાં અમદાવાદમાં એ પ્રદર્શન ભરાએલું. તેમાંની બે કૃતિઓ અહીં (એક ઉપર અને બીજી અંદરના ભાગમાં) આપી છે. પોતાની અદ્ભુત મુલાયમ પીંછી માટે નામચીન, લખનૌના કલાકાર ઈશ્વરદાસની આ ઉપર આપેલી પ્રતિકૃતિ તો તેની માત્ર આકૃતિ જ દર્શાવી શકે છે. અંદરનું ચિત્ર એવા જ એક કલાકાર બિન્દુની કલમનો નમૂનો છે જેનું વર્ણન તેની નીચે આપ્યું છે. જમણી બાજુ: ફોટોગ્રાફી હરિફાઈનું પરિણામ: મથાળે—'એકાન્ત અધ્યયન' (જગજીવન માવડિયા) અને 'સંસ્કૃતિનાં સોપાન' (બાલચંદ્ર દવે); નીચે 'વિખરાતાં વાદળ' (બાલચંદ દવે) અને 'ગિરિ તળેટી,ને કુંડ દામોદર' (વિનયકાન્ત મહેતા). પરિણામ તથા ચિત્રોની વિગતો માટે જુઓ પૃ. ૨૪૩









આહ્લાદસદનમાં પરહતો. અમે જમી રહ્યા એટલે કોઈએ એટલા આગળ બધાના જોડા અને ચંપલો હારબંધ જોડ કરી ગોઠવી દીધેલા જોયા ! આ નાનું કાર્ય ફરીલખવાની મતલબ એટલી જ કે અમે થોડી જ વાર પહેલાં પરિષદના બારણાં આગળ સેંકડો જોડાની જે સેળભેળ અને ઢગલા જોયા હતા તેને પરિણામે ત્યાં થએલી ધમાધમ અને જોડા ગુમ થવાના સંભવ, કકળાટ તથા વખતના બગાડ તરફ વિદ્યાર્થીઓ વિચારતાં શીખે. વિદ્યાર્થીઓને ખરું જીવનશિક્ષણ શાળા કે કૉલેજો નહિ જ આપી શકે, પણ આવાં સહકારી અને સ્વાશ્રયી આશ્રમો જ તેમને ઘડી શકશે. એનું અનુસરણ ને પ્રચાર સર્વત્ર, સર્વ પ્રસંગે થવાં જોઈએ. ચૂંટણીઓ અને નેતાગીરીની ધમાલો નિરર્થક છે, દંભ છે, એ સૂત્ર વિદ્યાર્થીઓ નહિ પકડે તો તેમની સંસ્થાઓ અને સંમેલનો પણ રાજકાજ. અને યુનિવર્સિટીઓ સરખાં જ પ્રપંચયુક્ત ધામો બનવાનાં.

વિદ્યાર્થીઓ અને યુવકોનાં સંમેલનો દેશમાં ઠેરઠેર થાય એ ખૂબ ઈચ્છવાજોગ છે. આ પ્રસંગને અનુસંધાને, એવાં સંમેલનોમાં શું થઈ શકે તેનાં સૂચન 'કુમારે' આજથી ૨૨ વર્ષ પર કરેલાં તે આજે પણ એટલાં જ સાચાં હોવાથી આ નીચે ઉતારીએ છીએ:

'આવા પ્રસંગે ઘણા જણ પોતે પોતાના જીવનના કોયડા શી રીતે ઉકેલ્યા તેની વાતો કરી બીજાને હિંમત અને સૂચના આપી શકે તથા પોતાના જીવનમાં થએલી ભૂલોથી બીજાને ચેતવીને બચાવી શકે. વળી નવાં જીવનક્ષેત્રો તરફ ધ્યાન ખેંચી શકે એટલા માટે સંમેલનોમાં શિક્ષકો અને સાહિત્યકો ઉપરાંત કુશળ કાર્યકર્તાઓ, સફળ વ્યાપારીઓ, ખેડૂતો, સમર્થ કારીગરો, બાહોશ અમલદારો અને મુત્સદ્દીઓ પણ યુવકોના સલાહકાર તરીકે ભાગ લેવા આવે એ ઈચ્છવા જોગ છે માત્ર તેમનાથી ચેતવાનું એટલું કે તેઓ ભૂલેચૂકે પણ પોતાની ઉપરના પીઢપણા ને અતિ ચીવટાઈથી યુવાનોના ઉત્સાહને ઠંડો કરી ન નાખે.' (કુમાર વર્ષ ૫મું: ગિજલસ)

એ જ વર્ષમાં કબીરવડને છાંયડે મળેલા યુવકોના પ્રતિનિધિઓએ સર્વાનુમતે યુવાનોના સામાન્ય ધર્મ તરીકે સ્વીકારેલી બાબતો પણ ઉતારીએ:

## યુવક-ધર્મ

(૧) ગુજરાતના યુવકોએ દર સાલ એક સંમેલન કોઈપણ ગામડાના શાંતિમય કુદરતી વાતાવરણમાં ભરવું, ને પરસ્પર પરિચય તથા સદ્ભાવ વધે એવા કાર્યક્રમ ગોઠવવો.

(૨) ગામડાં ને શહેરોની વચ્ચેના અંતરાયો દૂર કરવા અને સાદાઈ તથા સ્વાશ્રયના ધોરણ ઉપર આ સંમેલનની યોજના રચવી.

(૩) આ સંમેલનમાં પ્રતિનિધિ તરીકે આવતા ભાઈઓ દેશસેવાના કોઈપણ ક્ષેત્રમાં સક્રિય ભાગ લેતા હોય.

(૪) દેશનાં બાળકો પર પડતો શિક્ષણનો નકામો ભાર ને ત્રાસ દૂર કરવા દરેક યુવાન મહેનત ને હીલચાલ કરે, તથા ભાવી પ્રજાની ઉન્નતિ ખાતર બાળલગ્ન, કજોડાં તથા પ્રેતભોજન તરફ તિરસ્કાર બતાવી તેનાથી દૂર રહે.

(૫) યુવાનો પ્રજાના શારીરિક વિકાસ માટે વ્યાયામ જેવી હીલચાલને ઉત્તેજન આપે.

(૬) યુવાન માને કે દેશની દોલત દેશને માટે જ વાપરવી જોઈએ. તે ખાતર બને ત્યાં સુધી દરેક વસ્તુ દેશની વાપરે. પ્રયોગ, અભ્યાસ કે હુન્નર ખાતર જરૂર પડે એટલું જ પરદેશનું સ્વીકારે. વૈભવ કે શોખના પદાર્થો સ્વદેશના જ હોવા જોઈએ એવું પ્રતિજ્ઞાપૂર્વક સ્વીકારે.

(૭) દેશમાંથી મેળવેલી દોલત પરદેશના વૈભવી પદાર્થો પાછળ વાપરતા શ્રીમંતો દેશને નુકસાનકર્તા છે એવું દરેક યુવાન માને ને એ વૈભવ ખાતર તેઓની જરાયે પ્રતિષ્ઠા ન કરે.

(૮) સ્ત્રીજાતિ તરફ યુવાનનો ધર્મ મૈત્રીની દૃષ્ટિ કેળવવાનો છે. ઘરમાં, શાળામાં કે સમાજમાં યુવકો તરફથી તેમને સન્માન, સહાય ને નિર્મળ વાતાવરણનો અનુભવ થવો જોઈએ. દરેક યુવકે ઘરની સુધારણામાં સ્ત્રીઓના મદદગાર થવું જોઈએ. રસોડાથી માંડી ઘરના કોઈપણ કામમાં ભાગીદાર થવાની, તેમાં વ્યવસ્થા અને યોજના લાવવાની જવાબદારી સ્વીકારવી જોઈએ.

(૯) દેશમાં થતા અન્યાય અને ગેરવર્તન સામે ઊભા રહેવા દરેક પળે યુવક તત્પર રહે.

(૧૦) નાતોનાં અનિષ્ટ બંધનો સત્વર દૂર થાય એવાં પ્રયત્ન યુવાન કરે. કોમ ને ધર્મના વિખવાદોમાં ન ભળતાં તે અટકાવવા મથે.

(૧૧) જીવનને હાનિકારક વ્યસનોથી પ્રત્યેક યુવાન તદ્દન મુક્ત રહે.

(૧૨) યુવાને દેશના વ્યવહારમાં દેશની કળા ને રૂપોનો આદર કરે; અનિવાર્ય સંજોગો સિવાય બધે ગુજરાતી ભાષાનો પ્રયોગ કરે.



ગથાળે : વીસનગરની સમસ્ત ગુજરાત વિદ્યાર્થી કૉંગ્રેસનાં પ્રમુખ શ્રી બળવંતભાઈ મહેતા (જમણી બાજુએ) તથા મંગલ પ્રવચનકાર શ્રી કાકાસાહેબ કાલેલકર; નીચે: પરિષદની કારવાઈ દરમ્યાન વ્યાસપીઠ ઉપર શ્રી બળવંતભાઈ, શ્રી કાકાસાહેબ તથા શ્રી રવિશંકર રાવળ

# નરસિંહરાવ

કવિ અને ભાષાશાસ્ત્રી સદ્‌ગત નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાના નામથી કુમાર ગુજરાત હજી તદ્દન અપરિચિત નહિ હોય, કારણકે એમનાં કેટલાંક કાવ્યો હજી પાઠ્ય પુસ્તકોમાં સ્થાન પામે છે. 'ફૂલ સાથે રમત', 'મધ્યરાત્રિએ કોયલ', 'સહસ્રલિંગ તળાવ' એવાંએવાં એમનાં કેટલાં કાવ્યો આજનાં કુમારકુમારીઓના વાંચવામાં આવતાં હશે. એ કવિ નરસિંહરાવ કોણ હતા? કેવા હતા? એ પ્રશ્નોના ઉત્તરો આપનાર શિક્ષક કે વડીલ, 'નરસિંહરાવ કડક હતા, લેખકો ને કવિઓની આકરી ચકાસણી કરનાર હતા—ઝાટકણી કાઢનાર હતા', એવું એવું કહે તો આશ્ચર્યની વાત નથી. નરસિંહરાવ સખ્ત હતા, આકરા સાહિત્યપરીક્ષક હતા, એ ખરું છે, અને ગુજરાત એ જાણે છે. પણ ગુજરાત બધું એ કેવા નરમ પણ થઈ શકતા એ કદાચ ન જાણતું હોય. એકનો એક માણસ વજ્ર જેવો કઠોર પણ હોય અને કુસુમથી પણ વધારે મૃદુ હોય. એવા પુરુષોની એ કમનસીબી છે કે જાહેરમાં એમની કઠોરતા જ દેખાય; એમની મૃદુતા નિકટના સંસર્ગમાં જ અનુભવાય.

નરસિંહરાવના જીવનનો એક પ્રસંગ એમની એ દ્વિવિધ પ્રકૃતિનું સારું ઉદાહરણ આપે છે એક પ્રાથમિક શિક્ષક હતો. અરજદાર હતો. નરસિંહરાવભાઈ ભલામણ આપે તો એનું કામ સફળ થાય એવું એ માનતો હતો. નરસિંહરાવભાઈએ સખ્ત થઈને પારકા કાર્યમાં હાથ નાખવાની નાખુશી જણાવી. કેટલાક દિવસો એ વાતને થઈ ગયા. એક દિવસે વહેલી સવારે, નરસિંહરાવ વાંદરામાં આવેલા 'બ્લુ બંગલા'માં હજી ઊંઘમાંથી પૂરા જાગ્રત નહોતા થયા ત્યારે, ભૈરવીના મધુર સ્વરો એમને કાને પડ્યા. કોઈ ગાતું હતું: 'દયામય, મંગલ મંદિર ખોલો,' એમનું જ રચેલું ગીત. પોતાના પ્રિય પુત્ર નલિનના મૃત્યુ પછી રચેલી કરુણપ્રશસ્તિ (elegy) 'સ્મરણસંહિતા'માંનું, પોતાને પ્રિય અને ગુજરાતને પણ પ્રિય એવું એ ગીત, કોઈક હૃદયને પીગળાવે તેવા સ્વરોમાં ગાતું હતું. નરસિંહરાવ જાગ્યા; બહારના ખંડમાં આવીને બારણું ખોલ્યું. ગાનારની પ્રાર્થના ફળી. નરસિંહરાવ દયામય બન્યા અને એમણે 'મંગલ મંદિર' ખોલ્યું. આ ગાનારે એમના પ્રિય ગીત વડે એમના મકાનનું જ નહિ, એમના હૃદયનું પણ બંધ દ્વાર ઉઘાડ્યું, અને પોતાને જોઈતી હતી તેવી ભલામણ મેળવી. યોગ્ય-અયોગ્યને તોળનારી નરસિંહરાવની કડક બુદ્ધિએ જે ન કર્યું, તે એમના હૃદયની કોમળતાએ કર્યું.

એમના પર સ્વજનોનાં મૃત્યુનાં અનેક દુઃખો પડ્યાં હતાં, ને એ એમણે મનને નબળું પડવા દીધા વગર, વજ્ર જેવી કઠણ છાતી કરીને સહ્યાં હતાં. અનેકવાર બીજાનાં દુઃખોએ પણ એમના હૃદયની કોમળતાનું પારખું કરાવ્યું હતું

એમની ન્યાયબુદ્ધિ કડક હતી, પણ પ્રામાણિક હતી. પ્રામાણિક અને ન્યાયી બનવાના એમના આગ્રહે એમને જેમ અનેકવાર કડક બનાવ્યા હતા, તેમ અનેકવાર બીજા ન બને તેટલા કોમળ ને ઉદાર પણ બનાવ્યા હતા એક વખત તેઓ એમ. એ.ની પરીક્ષામાં ગુજરાતીના પરીક્ષક હતા. એ પરીક્ષાના એક ઉમેદવારે પરીક્ષા અગાઉ એમને મળીને એમની સહાનુભૂતિ મેળવવાના ઉપરાઉપરી પ્રયત્નો કર્યા. ન્યાયી પરીક્ષક એવા પ્રયત્નોને ઉત્તેજન ન જ

ઉપર: નરસિંહરાવભાઈ ઉનરાવરસાએ [illegible] થયા બાદ, નીચે: જ્યારે એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના પ્રોફેસર હતા



# ભોળાનાથ . . . કવિ, વિવેચક અને વિશેષ તો ભાષાશાસ્ત્રી તરીકે જેઓ ગુજરાતી સાહિત્યની સાથોસાથ જીવંત રહેશે

★ લેખક

**રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી**



અંગ્રેજીના અને ગણિતના તેજસ્વી વિદ્યાર્થી: ૧૮૭૫ના કુમાર નરસિંહરાવની આંખોની ચમક વર્તાઇ આવે છે.



નીચે: પિતા ભોળાનાથ જેવી નાગરી પાઘડી પહેરેલ આવા (૧૮૮૮ના) નરસિંહરાવને ભાગ્યે આવા કોઈએ જોયા હશે.

આપે; નરસિંહરાવે એ ભાઇને મુલાકાત સુદ્ધાં આપવાની ના કહી. એ ભાઈએ આગ્રહ છોડ્યો નહિ ને એકવાર એ એમના ઓરડામાં ઘુસ્યો. નરસિંહરાવભાઇએ એને ધમકાવીને કાઢ્યો. પરીક્ષા પૂરી થઈ. ઉત્તર પત્રો તપાસાઇ ગયા. પરિણામ નક્કી કરતાં પહેલાં રિવાજ પ્રમાણે પરીક્ષકોની સભા મળી. એ જ ઉમેદવારને પહેલો વર્ગ મળવામાં સારા જેવા માર્ક ખૂટતા હતા. બીજા વિષયના એક પરીક્ષકે થોડાક માર્ક આપવાની પોતાની ખુશી જણાવી, અને નરસિંહરાવભાઈને પૂછ્યું, 'તમે બાકીના ખૂટતા માર્ક ગુજરાતીમાં આપશો?' નરસિંહરાવે ખૂટતા માર્ક આપ્યા. એમનો ખુલાસો એ હતો કે અહીં એ ઉમેદવારની બુદ્ધિની અને તૈયારીની પરીક્ષાનો પ્રશ્ન હતો; એના નૈતિક વર્તનનો ન્યાય કરવાનો પ્રસંગ નહતો. એને મુલાકાત ન આપીને પોતે એને અનીતિ કરતો બચાવ્યો હતો, એટલે અનીતિનો પ્રસંગ ઉત્પન્ન જ નહોતો થયો. ગુજરાતના મહાપંડિતોમાં અગ્રસ્થાને ગણાય એવા એમના એક મિત્ર, એમણે આ રીતે પ્રથમ વર્ગ આપી દીધો એથી નાખુશ બન્યા હતા. પણ નરસિંહરાવને આત્મસંતોષ એ હતો કે નૈતિક ક્ષેત્રની ભૂલ માટે—ભૂલ નહિ, ભૂલના પ્રયાસ માટે એમણે બૌદ્ધિક ક્ષેત્રમાં શિક્ષા નહોતી કરી. આવાઆવા પ્રસંગો જનતાના જાણવામાં ન આવે. જનતા તો કાર્યરૂપ ફળ જુએ, એની પાછળ રહેલાં મનોમન્થનો એના લેખામાં ન આવે.

એ નરસિંહરાવને ગુજરી ગયાને આજે લગભગ 13 વર્ષ થયાં. એમનાં કાવ્યો આજથી પાંત્રીશેક વર્ષ પહેલાં વંચાતાં તેટલાં આજે વંચાતાં નથી. છતાં સહુકોઈ જાણે છે કે સદ્‌ગત નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા એટલે પૂજ્ય ગાંધીજીએ સત્કારેલા 'મંગલ મંદિર ખોલો' એ ગીતના રચનાર કવિ; નવીન યુગના કવિઓના અગ્રણી; ને આજે એમ. એ. ના વિદ્યાર્થીઓને ભાષાશાસ્ત્રના અભ્યાસમાં અત્યન્ત ઉપયોગી થતા 'Gujárati Language and Literature'નામના ગ્રન્થના લખનાર સમર્થ ભાષાશાસ્ત્રી. આજથી ત્રીશ-પાંત્રીશેક વર્ષો પહેલાં જેમનાં કાવ્યોએ ગુજરાતી કવિતામાં નવી ભાત પાડીને કાવ્યરસિકોને શિષ્ટ સુસંસ્કૃત કાવ્યવાચન પૂરું પાડ્યું હતું, ચાર દશકા સુધી જેમનો ભાષાશુદ્ધિ માટેનો આગ્રહ ગુજરાતી લેખકોને 'સાવધાન'નો પડકાર કરી રહ્યો, જેમની નીડર સત્યભક્તિ અને સ્પષ્ટ વાણી અનેકને ડારતી હતી, એ નરસિંહરાવની અન્ય કાવ્યકૃતિઓ કદાચ વિસરાઇ જાય, એમનું વિવિધરંગી નહિ પણ સાહિત્યક્ષેત્રના વીર લડવૈયા જેવું જીવન કદાચ ભુલાઇ જાય, તોપણ એમનું ભાષાશાસ્ત્રનું વિશાળ કાર્ય એમને વિદ્યાર્થીઓના અભ્યાસમાં જીવન્ત રાખશે ને 'મંગલ મંદિર ખોલો' જેવી થોડીક લોકકંઠમાં વિરાજેલી એમની ગીતકૃતિઓ એમને ગુજરાતમાં અમર રાખશે.

કવિની કોમળતા તેમજ ભાષાશાસ્ત્રીની કઠોરતા, એવા વિરોધી ગુણ ધરાવતા ગુજરાતી સાહિત્યના આ ભીષ્મપિતામહના માનસમાં, આપણે જોયું તેમ, વિરોધાભાસો અનેક હતા. લોકખ્યાતિમાં



નરસિંહરાવ અને એમના દ્વિતીય પત્ની સૌ. સુશીલાબહેન ઈ. ૧૮૮૮માં. આ છબિમાં પહેરેલી છે તેવી જ બંગાળી પાઘડી-ટોપી (એનું નામ 'મોરાશો') નરસિંહરાવ, રમણભાઈ વગેરે પહેરતા તે, કવિવર રવીન્દ્રનાથના મોટાભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદ, શોલાપુર વગેરે સ્થળે ડિસ્ટ્રિક્ટ જજ હતા તેમના ગાઢ સંપર્કમાં આવવા બાદ નરસિંહરાવે અપનાવેલી.

એ જુદા હતા, વિશિષ્ટ અનુભવમાં જુદા હતા. સાહિત્યચર્ચામાં એ જેટલા ઉગ્ર હતા તેટલા વ્યક્તિ-જીવનમાં પ્રેમાળ હતા, બાલવત્સલ હતા. પોતાનો મત ખરો હોય ત્યારે એ જેટલા આગ્રહી હતા તેટલા જ, એમની ખાતરી કરાવે તેવો કોઈ વિરલો નીકળે તો પરમતગ્રહણમાં ઉદાર હતા. આકૃતિએ રુઆબથી ડારે તેવા હતા;— પોતાની લગભગ પ્રચંડ એવી કાયાને આખી કોટ પાટલૂન ને હૅટમાં સજાવીને નીકળે ત્યારે સાર્જન્ટ જેવા લાગતા, છતાં ઘરઆંગણે બંડી-યાન અને ધોતિયાના સાદા પોષાકમાં નાગરભક્ત નરસિંહની યાદ આપતા. આસિસ્ટંટ કલેક્ટર તરીકે, ગુજરાતી સમાજથી દૂર, અંગ્રેજોના વર્તુલમાં રહેલા તેથી તેમણે આહાર-નીબાબતમાં પાશ્ચાત્યજીવનસરણી સ્વીકારી હતી, પણ આન્તરતત્ત્વમાં એ આર્ય-'દેશી' રહ્યા હતા. વિધિ, ઉપચાર અને ઔચિત્યના આગ્રહી આ આમલદાર કવિ નિરાંતજીવન માં માથે હૅટ ને કેડે ધોતિયું પહેરીને નીકળતા ત્યારે પશ્ચિમ ને પૂર્વના એ મિશ્ર પહેરવેશથી પોતાની dual personalityનું—બેવડા વ્યક્તિત્વનું પ્રત્યક્ષ નિદર્શન બની રહેતા.

આવા, ગુજરાતના નવયુગના આ પ્રથમ પંક્તિના કવિ ને ભાષાશાસ્ત્રી નરસિંહરાવનો જન્મ, ૩જી સપ્ટેંબર ૧૮૫૯ને રોજ અમદાવાદમાં થયો હતો. એમના પિતા સરદાર રા. બ. ભોળાનાથ સારાભાઈ સરકારી અમલદાર હતા. ભોળાનાથભાઈ પ્રથમથી જ ખૂબ ધાર્મિક હતા, પણ એમની ધાર્મિકતા ગતાનુગતિક રૂઢિને અને ખોટા વહેમોને તજીને એકેશ્વરભક્તિ પ્રત્યે વળી હતી. સમાજસુધારામાં એ સમયે તેઓ અગ્રણી હતા. અમદાવાદમાં પ્રાર્થનાસમાજની સ્થાપના કરવામાં તેમનો મુખ્ય હિસ્સો હતો. દેવેન્દ્રનાથ ટાગોર, પ્રતાપચંદ્ર મુઝુમદાર, બાબુ કેશવચંદ્ર સેન વગેરે બંગાળી સમાજ સુધારકો અને વિચારકો જોડેના એમના સંપર્કથી, તથા રણછોડલાલ છોટાલાલ, મહીપતરામ રૂપરામ, લાલશંકર ઉમિયાશંકર વગેરે અમદાવાદના અગ્રણીઓની મૈત્રીથી એમણે સુધારા અને સંસ્કારને વેગ આપ્યો હતો. વિદ્યા, કલારસિકતા ને ખાનદાનીને કારણે તે વખતે ભોળાનાથભાઈના કુટુંબની સારી ખ્યાતિ હતી. આવા ભોળાનાથભાઈનાં સાત બાળકોમાં નરસિંહરાવ છઠ્ઠા હતા. એમના બે વડીલ બંધુઓમાંથી એક આપારાવ ૧૮૬૬માં અને બીજા, સૌથી જ્યેષ્ઠ, બાબારાવ ૧૮૮૪માં ગુજરી ગયા હતા. નરસિંહરાવથી નાના ઑફિસર કૃષ્ણરાવ સંગીતમાં કુશળ હતા. નરસિંહરાવ ઉર્ફે નન્નુભાઈ કવિ, અને ગનુભાઈ (કૃષ્ણરાવ) સંગીતજ્ઞ, એ બેનો સ્નેહસંચાર 'હૃદયવીણા'ના અર્પણ-કાવ્યમાં અમર થયો છે.

નરસિંહરાવની વિદ્યાર્થી અવસ્થા સંસ્કૃત, અંગ્રેજી, ગણિત વગેરે વિષયોમાં દેખાઈ આવતી બુદ્ધિમત્તા અને ઊંડી ગુરુભક્તિથી દીપી ઊઠી હતી. એમના ગુરુઓમાં મુખ્ય સદ્ગત અંબાલાલ સાકરલાલ દેસાઈ અને (કૉલેજમાં) સદ્ગત ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર. એ બંને ગુરુઓ પ્રત્યે નરસિંહરાવને કેવો શુદ્ધ ને ખરા હૃદયનો પૂજ્યભાવ હતો તે આગળ ઉપર જ્યારે ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદને અંગે ગુરુ અંબાલાલભાઈ અને શિષ્ય નરસિંહરાવ વચ્ચે ગુજરાતે કોની પસંદગી કરે એ વિકટ પ્રશ્ન આવ્યો હતો ત્યારે, તેમજ સંસ્કૃતના અને ગુજરાતીના ભાષાશાસ્ત્રના ક્ષેત્રમાં ડૉ. ભાંડારકરનો

મતભેદનો નાજુક અવસર આવ્યો હતો ત્યારે,—એ બંને પ્રસંગોએ નરસિંહરાવે પુરવાર કરી બતાવ્યો હતો. તે એમની વિદ્યાને ધન્યતા અપાવે એવો હતો.

બી. એ. માં સંસ્કૃતના વિષયમાં આખી યુનિવર્સિટીમાં જે પ્રથમ આવે તેને મુંબાઈ યુનિવર્સિટીનું ભાઉ દાજી પારિતોષિક મળે છે. આ ઈનામ ઉપર આપણા દક્ષિણી બંધુઓનો જ ઈજારો હોય એવું મનાય છે, અને છે. ગુજરાતીઓમાંથી એ ઇનામ મેળવનારા બહુજ નીકળ્યા છે. નરસિંહરાવે હોશિયાર દક્ષિણી હરીફોને હંફાવીને એ ભાઉ દાજી ઈનામ મેળવ્યું હતું.

વિદ્યાસંસ્થાના આ ગુરુઓ ઉપરાંત બાળ વયમાં કાવ્યરચનાના પ્રાથમિક પાઠ આપનાર કવિ દલપતરામ ડાહ્યાભાઈને પણ નરસિંહરાવ પોતાના ગુરુ માનતા.

ઇંડિયન સિવિલ સર્વિસ—આઈ. સી. એસ.ની મશહૂર પરીક્ષા આજે તો બંધ પડી છે, અને ભારત સ્વતંત્ર બનતાં એ પરીક્ષાનું સ્થાન Indian Administrative Service નામની પરીક્ષાએ લીધું છે. આઈ. સી. એસ.ની પરીક્ષા ઇંગ્લંડમાં લેવાતી અને એમાં ઊંચે નંબરે પાસ થનારાને હિંદ સરકારમાં કલેક્ટર જેવા ઉચ્ચ હોદ્દાઓ મળતા. એ હોદ્દાઓ પ્રાપ્ત કરવા માટે આઇ સી. એસ. એ એક જ માર્ગ હતો, જે માટે વિલાયત જઈને અભ્યાસ કરવો પડતો. પણ નરસિંહરાવ બી. એ. થયા તે જમાનામાં આસિસ્ટંટ કલેક્ટરની જગ્યા માટે ઉમેદવારો પસંદ કરવાની એક બીજી પ્રદ્ધતિ પણ પ્રચલિત હતી. પ્રતિષ્ઠિત કુટુંબના વિદ્વાન અને બુદ્ધિશાળી નબીરાઓમાંથી એ પસંદગી કરવાનો તે વખતે કાયદો હતો. આ રીતે પસંદ થએલા યુવાનોને વિલાયત જઇને આઇ.સી.એસ.ની પરીક્ષા આપ્યા વગર જ જગ્યાઓ મળતી. આને સ્ટૅટ્યુટરી સિવિલ સર્વિસ (સનદી નોકરી) કહેતા. નરસિંહરાવની આ રીતે પસંદગી થતાં એમણે ૧૮૮૪માં ખેડા જિલ્લામાં આસિસ્ટન્ટ કલેક્ટર તરીકે સરકારી નોકરીની શરૂઆત કરી. એ નોકરી દરમ્યાન એમણે બાહોશીથી કામ કર્યું; પણ સાથેસાથ, પોતાની સમાન કક્ષાના ને કોઇક વાર ઊતરતી કક્ષાના પણ અંગ્રેજ અમલદારો, પોતે અંગ્રેજ છે એ કારણે અભિમાનવાળું વર્તન દાખવતા તે નરસિંહરાવ સહી લેતા નહિ, બલ્કે સ્પષ્ટ અને સખ્ત વિરોધ કરતા. એમના આ હિંદી તરીકેના સ્વત્વ સ્વમાનને લીધે એમના ઉચ્ચ પદવીના ખરા હકથી પણ એમને વંચિત રાખવાનો પ્રસંગ ઉપજ્યો હતો.

આવી ઉચ્ચ સરકારી નોકરી મળવાથી નરસિંહરાવનું માન કુટુંબમાં અને સમાજમાં બહુ વધ્યું. એમના કુટુંબને પણ આમાં માનપ્રાપ્તિનો અનુભવ થયો. અમદાવાદના વિદ્વાન પ્રસિદ્ધ અગ્રણી નાગરિક સર રમણભાઈ નીલકંઠનાં પત્ની લેડી વિદ્યાગૌરી નરસિંહરાવનાં ભાણેજ થાય. એમણે એક સ્થળે લખ્યું છે કે 'આ નોકરીને અંગે અમે બધાં પણ કાંઇક ઊંચી પદવીએ આવ્યાં હોઇએ એમ અમારા બાળ માનસને લાગતું.'

આ નોકરીમાં નરસિંહરાવની બદલી સોલાપુર, કારવાર, રત્નાગિરિ, સિંધ-હૈદરાબાદ વગેરે સ્થળે થવાથી એમના ભાષાશાસ્ત્રના અભ્યાસમાં ઉપયોગી નીવડે એવો મરાઠી, કાનડી ને સિંધી ભાષાઓનો એમને પરિચય થયો. ૧૯૧૨માં નિવૃત્ત થયા પછી થોડાં વર્ષ આરામ લઇને તેઓએ ૧૯૨૦થી ૧૯૩૬ સુધી એલ્ફિન્સ્ટન કૉલેજના ગુજરાતીના પ્રોફેસર તરીકે પણ કામ કર્યું હતું.

એમનું પ્રથમ લગ્ન ઈ. ૧૮૭૨માં એટલેકે એમની ૧૩ વર્ષની વયે થયું હતું. પ્રથમ પત્નીથી એમને એક જ પુત્ર (અનુસંધાન પૃ. ૩૨૫મે)



મથાળાનું ચિત્ર : શ્રી રવિશંકર રાવળે આલેખેલો સ્કેચ.

નીચે: આ અંકના મુખચિત્ર તળે આપેલા છે તે, 'મિત્રાવરુણૌ'ના કાવ્યનો સ્વ. નરસિંહરાવે એવા જ અનુષ્ટુપમાં સ્વહસ્તે લખેલો

ઉત્તર

કુસુમો તો થયાં મ્લાન, વીણાના તાર તૂટિયા,
નૂપુરો કિંકિણી સર્વે વાગે છે બોખરી હવાં.

રહ્યો માત્ર હવે. ગૂઢ કરુણારસ તે વડે,
ભલે આ ઉરની ભૂમિ ભીંજાતી સર્વદા રહે.

કલા ને રસની ચર્ચા થઇ નીરસ જો પડી !
ગ્રન્થનો ઉરમાં ઊંડાં થઇ રહેશે ધડીધડી.

વારિમન્થનમાંથી શું નવનીત ચહ્યું તમે ?
જ્ઞાનની જ્યોત ઝંખાઇ, ભલે તે તમને ગમે.

મૂઢ આશ્ચર્યથી જોઉં મિત્ર ને શિષ્યમંડલ,
શુષ્કાશ્ચય વિરો પીએ અમી માની કટુ જલ.

(ઉપરના બે સિવાય બાકીના બ્લૉકો 'બુદ્ધિપ્રકાશ'ના સૌજન્યે)

# ભૂત-આંબલી

લેખક
'સારંગ' બારોટ



હોળીનો દિવસ હતો. લાકડાં-છાણાં ઉઘરાવવાનું કામ પૂરું થયું હતું ને 'ચોરવાનું' કામ ચાલુ થયું હતું. ઘેરૈયાની સ્વતંત્રતા પરથી વડીલોનો કાબૂ ઊઠી ગયો હતો. ગોઠના પૈસા ન આપનારનું અપમાન થતું, કપડાં ફાટતાં, કૂંડીઓ ભરાતી અને આ બધું થયા પછી પણ ગોઠ તો આપવી જ પડતી. બાળાઓની ચૂંદડીઓ રંગાઈ ગઈ હતી. હિયરિયાઓનાં મોઢાં તાવડીની મેશથી રગદોળાઈ ચૂક્યાં હતાં. રંગની શીશી કે પિચકારી હાથમાં ન હોય એવો જુવાન એ નાનાશા ગામમાં મળવો મુશ્કેલ હતો. હોળીના દિવસથી જ જાણે ધૂળેટી શરૂ થઈ ગઈ હતી.

સૂરજ ડૂબતાં ચકલે ચકલે હોળી પ્રગટી. સૌથી મોટી અને આઠ દિવસ સુધી સળગતી રહે એવી હોળી ગડોલવાનું ગૌરવ ગણાતી, અને આ ગૌરવ વર્ષોથી ઠાકરડાવાસને વરેલું હતું. ઠાકરડાવાસની ઘેર આગળ ગામની બીજી બધી ઘેર ઝાંખી લાગતી. કોઈ ઘેર તેના કરતાં ઉપરવટ જવા પ્રયત્ન કરતી તો તુરત જ એનો તેજોવધ થતો, મારામારી થતી, લાકડીઓ ઊછળતી, અને જોતજોતામાં વાત ધારિયાં-તલવાર પર આવી જતી. પણ છેવટનો વિજય ઠાકરડાવાસની ઘેરનો જ થતો. ઠાકરડાવાસની ઘેર જ્યાં લાકડાં છાણાં ચોરવા જતી ત્યાં બીજી કોઈ વાસની ઘેર આવી ચડે તો એને નમતું આપવું પડતું અથવા કોઈ નાના સાથી રાજ્યના લશ્કરની જેમ ઠાકરડાવાસની ઘેરમાં જોડાઈ જઈ એને મદદ કરવી પડતી. ઠાકોર મોતીસિંહ ઠાકરડાવાસની ઘેરનો આજીવન સભ્ય અને વણચૂંટ્યો સરદાર હતો.

પાલી બામણીએ આખું વર્ષ વગડો રઝળીને ભેગાં કરેલાં બળતણ પર મોતિયાની નજર હતી. કણબીવાસની ઘેરનો પણ ત્યાં જ છાપો મારવાનો વિચાર હતો. મધરાત પછી બંને ઘેર ત્યાં એકીસાથે પહોંચી એટલે વાત કદાચ વધી જાત, પણ પાલી ડોશીની કૂકડી જેવી ઊંઘ જરાક અવાજ થતાંની સાથે જ ઊડી જશે એની સર્વને જાણ હતી. શોર કરવો પાલવે તેમ ન હતું. ઝઘડવામાં મોતિયો જીતવાનો એ ચોક્કસ હતું અને પાછા જવામાં અપમાન હતું. શું કરવું એની વિમાસણમાંથી કણબીવાસની ઘેરનો સરદાર માર્ગ કાઢે એ પહેલાં તો તેનું ગળું પકડતાં મોતિયાએ ધીમેથી એના કાનમાં કહ્યું: 'જલ્યા ધનિયા! મરવાનો થયો છે? છાનોમાનો ડાંડે પડી જા નહિ તો ડાચું રંગાઈ જશે.'

મોતિયાની વાણી અને વર્તન વચ્ચે ઝાઝો જુદાગરો ન હતો એ બધા જાણતા. એને છેડવામાં જરા યે સલામતી ન હતી. પણ પોતાની ઘેરના દેખતાં નમતું આપવામાં પણ ઓછી માનહાનિ ન હતી. કણબીવાસના સરદારને આ ઉપસ્થિત થએલી પરિસ્થિતિ પ્રિય તો નહોતી જ; છતાં જરાક હિંમતથી અને જરૂર કરતાં જરા મોટા અવાજથી એ બોલ્યો: 'મોટો બહાદુરનો બેટો....'

પણ એનું વાક્ય મોઢામાં જ રહી ગયું. અને મોતિયાએ એના પેટમાં જોરથી એક મુક્કી ચોડી દીધી! ધનિયો પેટ પકડી દૂર રહી ગયો. થોડીક વારે એને કળ વળી. એના સાથીઓમાંથી કોઈ સળવળ્યું નહિ. હવે પાછા જવા સિવાય બીજો માર્ગ ન હતો. જતાં જતાં ધનિયાએ કહ્યું: 'મોતિયા! રાંડીરાંડનાં બળતણ ચોરવામાં તે શી બહાદુરી! બહાદુરનો બેટો હોય તો ભૂતિયા આંબલીનું સુકાએલું ડાળું પાડી આવને; તારા વાસની હોળી અષાડના વરસાદ સુધી સળગતી રહેશે.'

'અરે, ભૂત ને ચુડેલ, બધું ય ગજવામાં ઘાલીને ફરું છું. છાનોમાનો જા, નહિ તો એકાદ તને જ વળગાડી દઈશ. મૂક તારી ઘેરનું ઉઘરાણું હોડમાં. ડાળું તો શું આખી આંબલી ઉપાડી લાવું.'

'કબૂલ છે.'

'કેટલા રૂપિયા ઉઘરાવ્યા છે?'

'પંચ્યાશી. પણ શરત ૫૦ની ને પાંચ શેર ખજૂરની. છે હિંમત?'

'એમાં વળી હિંમત શી જોઈતી'તી?'

'ઠીક, તો આવતી કાલે મધરાત પછી તારે એકલાએ જવાનું. ખજૂરની પોટલી આંબલીની ડાળે સાંજ પડતાં તારા દેખતાં જ બાંધી આવીશું. પોટલી છોડી લાવજે અને રૂપિયા ગણી જજે.'

'કણબા! ફરી ન જતો, હોં; નકર આગળ કહું છું.'

'ફરે એ બે બાપનો.'

'ઠીક ત્યારે; રૂપિયા ને ખજૂર કાલે સાંજે તૈયાર રાખજે.'

શરતની મંજૂરી મેળવી ધનિયો એની ઘેર સાથે પાછો ફર્યો.

મોતિયાના ગામની ઉગમણી ભાગોળથી અર્ધેક ગાઉ પર આવેલી ભૂતવાળી આંબલી આજુબાજુનાં સઘળાં ગામોમાં જાણીતી હતી. ખરા બપોર, ડૂબતી સાંજ અને અરધી રાત આ ત્રણ વેળાએ ત્યાંથી પસાર થવું જોખમભરેલું મનાતું. કોઈ અજાણ્યો વટેમાર્ગુ બપોરે ત્યાં વિસામો કરતો તો સાંજ પહેલાં એને તાવ ચડી આવતો. સાંજે ત્યાંથી પસાર થતાં ઘણાં માણસોએ ત્યાં વિચિત્ર છાયાઓ અને અજાણીતા અવાજો સાંભળ્યા હતા. જેણે જેણે આ અનુભવ્યું હતું એમાંના ઘણાખરા એ અનુભવના દિવસે જ માંદા પડ્યા હતા. સવા શેર દૂધ અને અરધો શેર જલેબી ભૂત-આંબલીએ પહોંચાડતાં દરદી સાજો થઈ જતો. આંબલિયા ભૂતની આવળજોરનો ઉપાય આટલો સહેલો હોવા છતાં કોઈ માનવી ત્યાં સ્વેચ્છાએ જવા તૈયાર થતું નહિ. મોતિયાના જ ગામના મુખીની ભેંસ એક રાતે સાંકળ તોડી નાસી ગએલી. બીજા દિવસે સવારે ભૂતવાળી આંબલી નીચે એ મરેલી મળી આવી ત્યારથી એ આંબલીની અગમ્ય ગાથાઓમાં એકનો ઉમેરો થયો કે મધરાતના સમયે માનવી તો શું, ઢોર પણ ત્યાં જાય તો જીવતું પાછું ન આવે! મોતિયો આ બધી વાતોથી અજાણ્યો તો નહોતો જ. પણ સ્વભાવે જરા અક્કડ અને એમાં વળી કોઈએ પડકાર્યો, પછી પૂછવું શું? શરતનો પડકાર એણે ઝીલ્યો હતો અને ઝીલ્યો હતો એટલે હવે જીરવવાનો હતો.

ધૂળેટીની સાંજ પહેલાં આંબલીની ડાળ પર ખજૂરની પોટલી બંધાઈ ગઈ: મોતિયો મધરાત પહેલાં ત્યાં પહોંચી જઈને ગોઠવાઈ

ન કરે એ માટે ધનિયાએ એનું પડખું છોડયું નહિ. એનો કોઇ સાથીદાર નિયત સમય પહેલાં પોટલી છોડી ન લે એ માટે કણબીવાસની ઘેરના છોકરાઓની છૂપી ચોકીઓ આંબલીના રસ્તે ગોઠવાઈ ગઇ. મધરાત થઇ અને મોતિયો તૈયાર થયો. ધોતિયાની કાછડી મજબૂત કરી, માથાનું ફાળિયું ઠીક કરી એણે હાથમાં તલવાર લીધી, અને એનું મહાપ્રસ્થાન નિહાળવા એકઠા મળેલા સર્વને ઉદ્દેશી એણે કહ્યું: 'કોઇએ મને ડરાવવાનો ત્રાગડો ગોઠવી આંબલી પર કોઇ માનવી મોકલ્યું હશે તો આ તલવારથી એનું માથું જુદું થઇ જશે. ભૂત-આંબલીએ જે મળશે એને આજ જીવતું નહિ છોડું.'

ધનિયો મોતિયાની આંખની ખુન્નસભરી ચમક જોઇ થથરી ગયો: 'મોતિયા! એવી તે મશ્કરી કોઈ કરતું હશે? પણ પોટલી કોઈ મધરાત પહેલાં જ ઉતારી ન લે એટલા માટે થોડા જણને એ રસ્તા પર નજર રાખવા મોકલ્યા છે.' ધનિયાએ કહ્યું.

'હુતારી કણબાની! અલ્યા મારા પર વે'મ ખાધો ભૂંડા! હું બોલીને દગો કરું એવું કદી બન્યું છે?'

'ભઈ, આ તો શરત છે.'

'હવે જોઇ મોટી શરત.' કહી મોતિયો જવા તૈયાર થયો.

'મોતિયા, રસ્તામાં પેલા ચોકીવાળામાંથી કોઇ મશ્કરી ખાતર તને બીવડાવે તો તરવાર ખેંચતાં જરા વિચાર કરજે, ભઇલા.' મોતિયાની મર્દાનગી જોઈ ધનિયો લગભગ ગભરાઈ ગયો હતો.

'બીવડાવે શું? મારીની મીંદડી? એક હાકોટો કરીશ ત્યાં બધાનાં ધોતિયાં ઢીલાં થઇ જશે!' કહી મોતિયો ચાલી નીકળ્યો.

ગામની ભાગોળ વટાવી મોતિયાએ ઉતાવળે પગલે સીમનો રસ્તો લીધો. એક બે જગ્યાએ થોરિયાની વાડ પાછળ સળગતી બીડીના અંગારા દેખાયા. મોતિયાએ ખોંખારો ખાધો. વાડ પાછળ સંતાએલા કણબીવાસની ઘેરના છોકરા મોતિયાને જતો જોઈ રહ્યા. ભૂત-આંબલીનો રસ્તો શરૂ થતો હતો ત્યાં બેઠેલી છેલ્લી ચોકીના ચોકિયાતોએ મોતિયાને છાતી કાઢીને જતો જોયો, અને એની હિંમત પર એ ફિદા થઇ ગયા. એની ચાલમાં હિંમત હતી; પગલાંમાં નિર્ભયતા હતી; એના ફેંટાના ઊડતા છોગલામાં અભિમાન ફરફરતું હતું; મોતિયાએ ગોંદરાની સીમ વટાવી. આગળ વગડો શરૂ થતો હતો.

દિવસના રળિયામણી લાગતી સીમ રાત્રે ઘણી વાર બિહામણું રૂપ ધારણ કરે છે. સુકાએલા વૃક્ષનું ઓઠાંદ વિચિત્ર આકારવાળું ઠૂંઠું, પવનના સુસવાટાથી ખખડતાં ઝાડનાં પાંદડાં, રાતના બિહામણાં જનાવરોના વિચિત્ર અવાજો, આ બધું મળીને એક જાતનું ભયપ્રેરક વાતાવરણ સર્જે છે. આવા વાતાવરણમાં 'ડર્યા તો મર્યા' એ સર્વસાધારણ નિયમ હોય છે. મોતિયો આ નિયમથી અજાણ્યો ન હતો. ઊઘડતી સવારના આહ્લાદક અજવાળામાં ફરવા નીકળ્યો હોય એવી નિર્ભયતાથી એ જઇ રહ્યો હતો. અજવાળી રાત હતી, પછી ડર શાનો?'

'ઘૂ-ઘૂ ઘૂ-ઘૂ ..ઉ...ઘૂ...ઉ...' સીમની શાંતિ ચીરતો બિહામણો ને કર્કશ અવાજ, મોતિયો જ્યાંથી પસાર થતો હતો ત્યાંના એક ઝાડ પરથી સંભળાયો. અચાનક જ થએલા આ અવાજથી મોતિયાનાં પગલાંનો નિયમિત વેગ હળવો થઇને મૂળ ગતિએ આવી ગયો. પાણીના આંધણમાં સળગતો કોલસો પડે અને છમ્ અવાજ કરીને ઓલવાઈ જાય, એવું જ કાંઈક મોતિયાની છાતીમાં થયું ને શમી ગયું.

આગળ પડતા પગ અને પાછળ ઊડતું ધોતીયું, એ બંનેની ગતિ સાથે સંવાદિતપણે હીલોળા લેતી હાથમાં આડી પકડેલી તલવાર હવાની ફૂંકથી એક વાર ધોતિયાની ફડકમાં ભરાઈ. મોતિયાને થયું કે માર્યા! કોઇએ પાછળથી ધોતિયું પકડવાનો એને વહેમ થયો. પણ બીજી જ પળે એને પરિસ્થિતિ સમજાઈ ત્યારે પોતાના મનની નબળાઈ પર એને હસવું આવ્યું. છાતીનું જોર માપવાનો અણમોલ અવસર મળ્યો હતો એ વાતની મોતિયાના મનને પ્રતીતિ થઈ ગઈ. ભૂત આવે તો શું કરવું એનો વિચાર કરતો એ આંબલીનું અંતર ઓછું કરી રહ્યો.

રસ્તાની બાજુએ આવેલા એક મોટા વડની છાયામાંથી પસાર થતાં, ઉતાવળાં પગલાંની અડફટમાં કશુંક અથડાયું અને કલેજું કાંપી જાય એવી ચીસ સંભળાઈ. મોતિયો કૂદકો મારી બે ડગલાં પાછળ હટી ગયો. હાથ તલવારની મૂઠ પર સજ્જડ થયો. એક માંદલું કૂતરું ઠોકરના મારથી પીડાતું, ચીસો પાડતું, આથડિયાં ખાતું, બાજુએ હટી ગયું. પણ વડની છાયા ચીરીને પચાસેક ડગલાં ચાલ્યો ત્યાં સુધી મોતિયાના કાળજાનો ફફડાટ ઓછો થયો નહિ. ભૂત-આંબલીએ પહોંચવું જાવરા કાળજાના માનવીનું કામ ન હતુ એની મોતિયાને હવે ખાતરી થઈ ગઈ. પડીભર તો એને થયું કે પાછા ફરી જવું! એની ચાલના વેગમાં થોડીક શિથિલતા આવી; હૈયાની હામ ઓસરતી લાગી; પણ પગ પાછા ન વળ્યા તે ન જ વળ્યા. જીવ જાય તો જાય, પણ અભિમાન ઘવાય એના જેવી હીણપત બીજી કઇ હોઇ શકે?

પહોળો રસ્તો પૂરો થતાં એક સાંકડી નેળ શરૂ થતી હતી. આજુબાજુ થોરિયાની ઊંચી વાડ હતી. વાડમાં વચ્ચે વચ્ચે ઝાડ ઊગેલાં હતાં. એમાંથી ચળાઇને આવતો ચંદ્રનો પ્રકાશ નેળના સાંકડા રસ્તામાં ચાંદરણાં ચીતરતો હતો. એક વળાંક પાસે આવતાં લગભગ મોતિયાની અડફટમાં આવતો એક લાંબો કાળો સાપ પસાર થઈ ગયો. બરાબર એ જ વખતે નજીકમાં જ શિયાળની લાળી સંભળાઇ. ઝાડ પર સૂતેલાં વાંદરાં સળવળ્યાં. ને પંખીઓએ બિહામણો ફફડાટ કરી મૂક્યો. વળાંકમાં



# ભુજંગાસન

આપણાં શરીર, મન અને જ્ઞાનતંતુઓ, ત્રણેને એકી સાથે સ્વસ્થ રાખતી અનન્ય વ્યાયામ પદ્ધતિ

યોગાસનો

આસન

૬



અત્યાર સુધીનાં આસનો ચત્તા સૂઈ ને કર્યાં. હવેનાં ત્રણ આસનો ઊંધા સૂઈને કરવાનાં છે.

આ આસન બરોબર થઇ શકે તો ફેણ માંડેલા નાગ જેવો શરીરનો દેખાવ થાય છે, માટે એને ભુજંગાસન કહે છે. ભુજંગ એટલે સાપ.

પાથરણા ઉપર લાંબા થઇને ઊંધા સુઇ જાઓ. બંને હાથ બંને બાજુ પર રાખો અને કપાળને જમીનને અડકવા દો. પગનાં તળિયાં ઉપર રહે અને અંગૂઠા જમીનને અડકે, એવી રીતે પગ રાખો. હવે માથાને ઊંચું કરો અને ધીમેધીમે બને તેટલું પાછળ લઈ જવાનો પ્રયત્ન કરો. છાતી સુધીનો ભાગ ઊંચકાય એટલે અર્ધી ક્ષણ થોભી પાછું માથું પાછળ લો. નાભિ-દૂંટી-જમીનને અડકેલી રહે; માત્ર તેનાથી ઉપરનો ભાગ જ ઊંચકાઈ જવો જોઈએ. શરીરને વાળતા હાથના ટેકાની જરૂર પડે તો લો. ધીમે ધીમે હાથ ઉપર ઓછું જોર આપવું અને કમરના સ્નાયુઓને જોરે જ વળાશે. કરોડના ઉપરના ભાગમાંથી વળતાં વળતાં નીચે જવાનું છે એ યાદ રાખવું. આત્ર-માણે બરોબર આસન આવી જાય, એટલે થોડીક સેકન્ડ એ રાખો. પછી જેવી રીતે શરીર ઊંચક્યું હતું તેનાથી ઊંધી રીતે એને પાછું જમીનને લગાડો. બે વારથી શરૂ કરીને સાત વાર સુધી આ આસન કરી શકાય.

આ આસનથી કરોડને ખૂબ ફાયદો થાય છે. થાકને લીધે પીઠ કે કમરમાં દુખતું હોય તો આ આસન કરવાથી આરામ થઇ જાય છે. જમ્યા પછી જેને કાયમ પેટ ભારે લાગતું હોય તેવા માણસો આ આસન કરી ખૂબ ફાયદો ઉઠાવી શકે છે. હાસુભાઇ શુક્લ

(ઑલ ઈન્ડિયા રેડિયો-અમદાવાદના સૌજન્યથી)

---

આવતાં જ સામેથી એક વરુ ભયંકર વેગથી છીંકોટા દેતું મોતિયાની સામે ધસી આવ્યું. મોતિયો તલવાર ખેંચતો ચપળતાથી એક બાજુ હટી ગયો. વરુ વેગમાં ને વેગમાં સીધું દોડી ગયું અને વાડામાના એક છીંડામાથી ખેતરમાં ચાલ્યું ગયું. મોતિયાની છાતી ધડકી ઊઠી. ફફડતા હાળજે આગળ અને પાછળ નજર ફેરવતો એ જેમ તેમ કરતો ઝડપથી નેળ પસાર કરી ગયો.

નેળમાંથી બહાર નીકળતાં થોડે દૂર સામે જ પેલી ભયંકર ભૂત-... દેખાઇ. હૈયાની ફાળ ખંખેરી નાખવાનો પ્રયત્ન કરતાં ...તિયાએ મેલા અને ચોખ્ખા બધા દેવોનું સ્મરણ કર્યું, પણ ...નીમાંથી, કોણ જાણે કેમ, પેલો ફફડાટ ખસતો ન હતો. શરતની ...રથી આવક કાળભૈરવના થાનકમાં ખર્ચવાની માનતા માની ...તિયાએ હારતા હૈયાની ઓસરતી હિંમત એકઠી કરવા પ્રયત્ન ...ર્યો પણ દિલમાં પેસી ગએલો ભીતિનો વાયરો વંટોળે ચડ્યો હતો. પગમાં હવે નરી શિથિલતા આવી ગઈ હતી. ચાલનો વેગ તદ્દન હળવો થઈ ગયો હતો. સામે દેખાતી ઊંચી આંબલી અત્યંત ભયંકર લાગતી હતી. એમાં વસતા ભૂતની કલ્પના સર્વ ભયંકરતા કરતાં વધુ ભયંકર હતી. કાંપતાં જડબાં અને થથરતા હોઠમાં મોતિયાની જબાન સળ-વળી: 'કાળભૈરવ બાપો. કશું દેખાશે નહિ અને હેમખેમ ઘેર પાછો પહોંચીશ તો પચાસે રૂપિયા તારા થાનકમાં વાપરીશ, મારા ધણી!'

કાળભૈરવનું સ્મરણ કરતો મોતિયો આંબલીએ પહોંચ્યો અને જે ડાળ પર પોટલી બાંધી હતી ત્યાં નજર કરી. મજબૂત કપડામાં ગાંઠ વાળીને બાંધેલી પાંચ શેર ખજૂરની પોટલીને બદલે ત્યાં પેલા કપડાનો ગાભો અને પડીકાનો કાગળ હવામાં ફરકતો હતો। મોતિ-યાનાં રૂંવાટાં અને માથાના વાળ ભયથી ઊભા થઇ ગયા, હાથપગ પાણી પાણી થઈ ગયા અને જ્યાં પોટલાના લટકતા અવશેષોની બાજુમાં એની નજર પડી ત્યાં તો...

'ઓ બાપલિયા રે...' કરતી ચીસ પાડી, મુઠીઓ વાળી મોતિયાએ પાછી દોટ મૂકી પણ ભીતિથી કાંપતું અને હાથપગ પરથી કાબૂ ગુમાવી બેઠેલું એનું શરીર ફસડાઈને આંબલી નીચે જ બેહોશ થઈ ઢગી પડ્યું. તલવાર બાજુએ ઊડી પડી. મોતિયાની ચીસથી ઝાડ પર એક કદાવર આકાર જરાક સળવળ્યો અને પાછી ત્યાં શાંતિ છવાઈ ગઈ.

ઘણી વાર કરતાં ઘણો વધુ સમય વીતી જવા છતાં મોતિયો પાછો ફર્યો નહિ, એટલે અમંગળ શંકાઓથી ઘેરાએલા મોંએ પચાસેક પેરેવાળં એક ટોળું તલવાર, ધારિયાં, ડાંગ, કુહાડાં અને લાંબી બૅટરીના પ્રકાશ લઇ એની શોધમાં નીકળ્યું. ભૂત-આંબલીએ આવતાં નીચે પડેલા માનવ આકારને જોઇ બધાયનાં કાળજાં કંપી ઊઠ્યાં. સંઘબળની હૈયાધારણ ન હોત તો કોઇ તેની નજીક જવાની હિંમત પણ કરત નહિ. આંબલી નીચે આવતાં બધાયના પગ કાંપી રહ્યા હતા. બૅટરી પ્રકટાવી સાથીઓએ મોતિયાને તપાસ્યો. જીવ હતો, પણ જડબું જબરજસ્ત ભીંસાએલું હતું દાંત બંધાઈ ગયા હતા. બીકથી આંખો ફરડાઇ ગઇ હતી. કપાળ પર પરસેવાનાં ટીપાં સાફ દેખાતાં હતાં. બધાયના પ્રયત્નથી દસેક મિનિટે મોતિયાને હોશ આવ્યા. સાથી-દારોને જોઈ એને ખાતરી થઇ કે પોતે જીવી ગયો છે. તાવથી તતડતા શરીરે એણે ભૂત જોયું હતું ત્યાં હાથ લંબાવ્યો. આંખ ઉઠાવવા જેટલી હિંમત પણ એનામાં રહી ન હતી.

ચાર પાંચ બૅટરીનો પ્રકાશ પેલી પોટલીવાળી ડાળી પર નંખાયો અને ત્યાં એકઠા થએલા પચીસે જુવાનો પેલો કદાવર આકાર જોઈ થથરી ગયા...

—પણ બીજી જ ક્ષણે બધાંના કાળજાંનો કંપ ઓસરી ગયો. કવખતે એકઠા થએલા આ જુવાનિયાઓના અટક્યાળા સ્વાંગ પર, બૅટરીના પ્રકાશથી જાગી ગએલો એક મોટો ઘુવડ ત્યાં ડાંતિયાં કરી રહ્યો હતો।

બીજા જ દિવસે પેરૈયાઓએ ભૂત-આંબલીને નામશેષ કરી, એના અવશેષો ઓલવાની હોળીમાં હોમી દીધા.



← શ્રી ચન્દ્રવદન મહેતા: આ હપતાઓમાં આવતાં સુરતના કાળનાં સ્મરણો વેળાએ : કુમાર વયમાં.

ચન્દ્રવદન મહેતાની આપકથા

# બાંધ ગઠરિયાં



હૂસ્થમાં ક્રિકેટ રમવાની ખરી મજા પડી. શીખવનાર તો કોઇ નહિ, પણ 'જામ રણજીત' (જામસાહેબ)ની 'જ્યૂબિલી બુક' હાથ આવી ગઈ તે આખી વાંચી નાખી. કેમ ઊભા રહેવું, કેમ બૅટ પકડવું વગેરે નાનીમોટી બધી જ સૂચનાઓ ધ્યાનમાં રાખી રમવા માંડ્યું. પરિણામે જુનિયર ટીમમાં શીલ્ડ મૅચ રમવાની મળી. એમાં મેં કરેલી વિકેટ-કીપિંગથી આત્મારામ ખાનસાહેબ માસ્તર બહુ ખુશ થઇ ગયા તે એક બૅટ ઇનામ આપ્યું. એ જ મૅચમાં હું પહેલો જઈ છેલ્લો નૉટ આઉટ રહ્યો તેથી આપણે સીનિયર ટીમમાં પણ દાખલ થઈ ગયા. નૉટ આઉટ રહેવામાં કંઇ મોટી ધાડ નહોતી મારી; કારણ રમત સાવ ફુસ, અને બૅટ ઉપાડવાના જ સોગંદ! આગળ વધીને દબાવ યા પાછળ જઇને અટકાવ, એ જ એક સિદ્ધાંત! રન ગણો તો પૂરા સોળ પણ નહિ.

દાખલા તો કપાળે ચોંટ્યા જ હતા. ચક્રવૃદ્ધિ વ્યાજ અને સ્ટૉક્સ ઍન્ડ શેર્સ. માંડમાંડ ચોથીમાંથી પાંચમીમાં આવેલા, પણ પાંચમીના દાખલા તો તોબા. ઍલજિબ્રા પણ વિચિત્ર બનતી જતી હતી. રેવર અને કચૂમ; ગુણો, છુટા પાડો અને કૉમન કાઢો. પરિણામે, પહેલીની પેઠે આ પાંચમીમાં પણ શેઠના હાંડિયા ગુલ! દાખલામાં તો ખરા જ, પણ અંગ્રેજીમાં યે માર્ક ઓછા!

પરિણામ સાંભળી આવીને આપણે છાનામાના પાછલે બારણેથી મોડા મોડા ઘરમાં દાખલ થઈ ગયા. તે દિવસે તો ઘરમાં કોઈ કંઇ બોલ્યું નહિ. બીજે દિવસે શનિવાર હતો. કોરટ તે દિવસે કંઈ બંધ હતી. શું ધારો છો? સવારે ચા-બા પીધી ત્યાં સુધી જાણે કંઇ છે જ નહિ. પછી મામાજીએ એક્કો જોડી મંગાવ્યો અને કપડાં પહેરવા માંડ્યાં: 'શેઠ! ચાલો, તૈયાર થાઓ.' એટલે જાણે મારે તૈયાર થવાનું સૂચન મળ્યું. વાતાવરણ તરત જ સમજણ પડે એવું હતું, પણ નેમ શી હતી તે કળવી મુશ્કેલ હતી.

નવેકને શુમારે આપણે એક્કામાં ગોઠવાયા. મામાજી જાતે હાંકવા બેઠા. નાના મામા મોતીભાઈ પણ સાથે નહિ. અને વરઘોડો નીકળ્યો. સુફિયાણી ચાલે, બેત્રણ ઘર નથી ગયા, એટલામાં તો સોની મહાજન પોતપોતાને ઓટલે આવકાર આપવા તૈયાર હતા!

પહેલાં તો સામેવાળા ઘેલાભાઇ રસ્તે ઘોળાતા ઘોળાતા આવતા અફળાયા: 'કેમ? લઇ ચાઈલા તારે? હા તો, બીજું સું થાય!'

હજી એ પૂરું કરે એટલામાં જેકિસનદાસે જાણે તપાવેલો લાલચોળ સળિયો પાણીમાં છમકાર્યો: 'કેમ ભાઈ? કાટલા ખાતે? હવે એમ સું કરો છ છોટાભાઇ સાહેબ! એક વરસ વધારે!'

પણ ઘેલાભાઈને વળી ટહુકો પૂરનાર મળ્યું એટલે ઊભા રહી ગયા. અને બળદ પણ મારો વહાલો સમજુ, તે એ પણ ઊભો રહી ગયો! ઘેલાભાઇએ હવે છીણી ચલાવી: 'એ તો, છોટાભાઇ! પેલા તમે બૅટબૉલને સાલાને સળગાવી દો. આખો દા'ડો ટેકરે કૂદાકૂદ. બે આમ માઇરા ને બે આમ માઈરા! સાલું વરસ જાય છ તે કંઈ પાછું આવે છ? ઠીક છે; લઈ જાઓ!'

પણ ક્યાં?

જરા આગળ નથી વધ્યા ત્યાં તો અગારા દાદાના ઘરની ગલીવાળા અલ્લક ઝોળી ઓટલે ટાંપીને બેઠેલા તે ઝળક્યા: 'હું ચિમનને આજે જ લખુછ, છોટાભાઈ સાહેબ! આ જુઓ, આ જ ગલીમાં અહીં તણ વાસની લાકડી ઠોકે અને બે પાટિયા લઈને બૉલ ઝૂડે. ચિમન ને હું તો નાનપણમાં રમેલા, એટલે મને તો કહેવાનો હક્ક છે. આવોની મારે તાં જ, જરા ભૂંગળી પકડતાં શીખવાડું'.

ત્યાં નગીન બાબુ ને છગન વાંદામારૂ બેઠેલા, તેમાંથી નગીનભાઈએ શારડી ચલાવી: 'અરે પકડયા ભૂંગળા! આ કહું તે, અરે ધમણ નહિ પુરાય ભણીને યે સું ધાડ મારે છ તેની મને ખબર છે ને! છોટાભાઇ સાહેબ, રોજ સવારે બે કલાક મારે તૈં બેસવા મોકલો, જુઓ કેવો હોસિયાર બનાવું છ!'

'તે નગીનભાઇ, પગાર સું આપસો?' વાંદામારૂએ ટહુકો કર્યો.

'પગાર સેનો? એ તો ભાણાભાઈ મને સાગા આપે. ઈસ્કૂલમાં ફી લઈ જતા હતા ને, તેમ. બહુબહુ તો છોટાભાઇ કહેસે તો દાળભાત ને બે તળેલા ભજિયાં. કેમ ભાણાભાઇ! હવે જરા ઊચું તો જુઓ!'

નહોતું કોઈને નહાવા-ધોવાનું કે બીજું કંઈ કામકાજ, તે ચઢતે પહોરે અરધો ફર્લાંગ ગયા નથી એટલામાં તો પોણો મહોલ્લો જમા થઈ ગયો! સાલો, ભગરડા ફેરવવામાં નગીન બાબુનો ભત્રીજો રોજ મારી સાથે રમે, તે યે ખુલ્લે શરીરે છાતી કાઢતો શું યે જાણે એણે વાઘ માર્યો હોય તેમ એ પણ આવીને ઊભો રહી ગયો! ઘેલાભાઈ સૌની વળી ફૂલની છાબડી લેવાની ભૂલી ગયા, તે પાછા માળીની દુકાન આગળ આવી રહ્યા: 'મેં તો, છોટાભાઇ, મારા સમ, આ વખત ભાણાને પાસ થાત તો ઈનામ આપવાનું નક્કી કર્યું હતું.'

'હવે એમ અમસ્થી લાપસી સું પીરસોછ? આપજો આવતે વર્સે.'

'હવે, બે વરસે તો ગધેડા પણ પાસ થાય!'

'એ વાત રહેવા દો. આપણા ગંગારામનો નટુ આજ પાંચ વરસથી મેટ્રિકમાં ફુગાયા કરે છ.'

'તે ભાણાભાઇ! તમે મેટ્રિકમાં નાપાસ થયા? એ પરીક્ષા જરા અઘરી ખરી. એમાં તો ભલભલાનાં કાટલાં નેખાય છ, જો!'

'જ્યાતમા વહુના સાંસા કે હવે? હેં છોટાભાઈ!'

'જી.'

'આપણે વહેવારથી જીએ હોય; માસ્તરને વિવેક ન આવડે અને ધનને ફેંકી દે, તો આપણે કઢાવી લેતાં શરમાવું નહિ. તું નોટ કઢાવી લે.'

'જી.'

'હવે બોલો; આ ફી લેવી છે કે નહિ? ચાર રૂપિયા ને ચાર આના જ લાવવા! જો કાયદો કાઢ્યો છે તે! અને ન લાવે તો ઉપરથી પૈસો દંડ! કેમ, સરકારની તીજોરી ખાલી થઈ ગઈ છે? છે શું!'

'ચાલો હેડમાસ્તર સાહેબ પાસે.' માસ્તર ટાઢા તો થઈ ગયા હતા. એટલે છટકવા બારી શોધી.

'તે હેડમાસ્તર સાહેબ ગવંડરથી પણ મોટા છે, એમ? આવે અહીં. હું તો તમને ઓળખું, તમને. તમે મારા દીકરાને ગાળ દીધી. હરામખોર કહ્યો. શી હરામખોરી કરી એણે?'

વાત વધતી હતી. પડખેના વર્ગના માસ્તરે મામલો પારખી જઈ હેડમાસ્તરને બોલાવી મંગાવ્યા. તે આવ્યા અને ભીખુભાઈને શાંત પાડી બહાર લઈ ગયા. ફી લેવાનું તે દિવસે બંધ કરવામાં આવ્યું. પણ પેલા માસ્તરે ત્યાર પછી કદી ફી લીધી નહિ.

'ગોપીપુરા દૂર હૈ; જાના જરૂર હૈ.'-

'હોળીઆ રે! ......હું બોલાઉં તેમ બોલશો કે......?'

'હા. . .રે.'

'બોલો બોલો, શ્રીઈ રામ બોલો.

આ જાય તે કાકાને લઈ ચાલો!'

હવાડીઓ ચકલો છે. ચીનુ ચટપટના પહોળા ઓટલા પર પાંચ સાત છોકરા બેઠા છે. સામે, એક વખતની—અને તે વખને પેલાભાઈ મુન્સફની—હવેલીના ઓટલા પર બેપાંચ જણ બેઠા છે. સંપૂર્ણ શાંતિ છે. લોકો જાય છે, આવે છે. સુમસામ છે. કોઇ જરા પણ બોલતું નથી. એવી પાંચદસ મિનિટ પસાર થાય છે, અને એકાએક આડા-અવળા શાંત બેસી રહેલા વીસપચીસ છોકરાઓ એકીસાથે પોકારી ઊઠે છે: 'બોલો બોલો, શ્રીઈઈઈ...'

(બધા) '...રામ બોલોઓઓ......'

રસ્તામાં ચાર ઠેકાણે બે અરધા અને બે રૂપિયા પડેલા છે. તે જતા-આવતા કોઇની નજરે ચડે છે, અને તે લેવા જાય છે યા લે છે, કે હોળિયાઓ ચીકિયારી પાડી ઊઠે છે: 'બોલો બોલો, શ્રીરામ...'

એ અરધો તે અરધો નથી અને રૂપિયો દેખાતો તે રૂપિયો નથી. પૈસા ઉપર પારો ધરેલો, અરધા જેવો રૂપેરી દેખાતો, બનાવટી અરધો છે, અને એવો જ પારો ચડાવેલો ઢબુ તે બનાવટી રૂપિયો છે.

જેવી 'શ્રી રામ બોલો'ની ચીચિયારી પડે કે ખસિયાણો પડેલો વટેમાર્ગુ સિક્કો મૂકી નાસવા માંડે. ઘણા તો એ મશ્કરી હસી કાઢે; પણ જો કોઇ મિજાજ કરી ઝઘડો ચલાવવા સાહસ કરે તો મૂઓ જ પડ્યો. ટોળું એની આસપાસ હાક હાક કરતું વીંટળાઇ વળે, મશ્કરી ચસ્કો વિસ્તરવા માંડે, અને આખરે હાલહવાલ થઈ જવું પડે.

હવે આ બીજું કરતુક જુઓ. હોળિયા આગતેમ ફર્યા કરે છે. હાથમાં નેતરની સોટી યા ચાબુક છે. રાત્રે ખાસ બેસી બનાવેલી ધજાગરી હાથમાં છે. વેંત લાંબી સળીને એક છેડે ધજા છે. બીજે છેડે ટાંકણી ઊંધી દોરીથી બાંધી છે. કોઇ શિકાર હાથમાં આવે એની રાહ જોવાય છે. કોઇ હરિના દાસ કે શહેરીલાલા પાઘડી-અંગરખે પસાર થાય છે કે તરત હળવે પગલે પાછળ ચાલી ધીમેથી ટાંકણીવાળી ધજાગરી ઢગલે કે પાઘડીએ ટપકાવી જ છે! શાહદારી ધજા ફરકાવતા ચાલે દૂર જાય છે કે 'બોલો બોલો શ્રી રામ બોલો'ની બૂમ પડી જ છે!

આ વળી ત્રીજું કરતુક: મુન્સફને ઓટલે માર્કંડ બેઠા છે. આ બાજુ સામે ચટપટને ઓટલે ચંપક બેઠો છે. ચૂપચાપ બન્નેએ પોતાના હાથ થાંભલા પર ક્યારેથી ટેકવ્યા છે. કોઈ ટેરી અણાટાબંધ ચાલતા બંગલોર કે એવી કોઇ ટોપી પહેરી આવે છે, અને ધડ દઇને તલવારને એક ઝાટકે શરીરથી ધડ છૂટું થાય એમ, માથેથી ટોપી ઊડી નીચે ગબડે છે! અને તરત જ 'બોલો બોલો શ્રી રામ બોલો...'ની બૂમ પડી રહે છે. માર્કંડ અને ચંપકે સામસામી ઝીણી પણ મજબૂત દોરી એવી સિફતથી ઝાલી છે, કે આવનારની ઊંચાઇનો બરાબર અંદાજ કાઢી ટોપીનો શાખોટલો કરાવાય છે. એમાં પણ જો એ મિસ્ટર હસીને સહી લે તો હોળિયા જાતે જ ટોપી ઊંચકી, ધૂળ ખંખેરી પાછી આપે છે; પણ જો પતરાજી કીધી, 'તમારી જાતના...' કરી બે ગાળ દીધી, તો સાથી સો ગાજેક વછૂટી જ છે, અને ટોપી લઇને એકાદું ગમ્મતું રફૂ થઈ જાય છે તે જુદુ, અને વખત બગડે છે તે નકામાં.

આ છે હવાડિયા ચકલાની હોળીના દિવસો. ચકલે ચકલે હોળી રચાય છે. બાલાજીને ચકલે તો બારેથી મોટી, ઈંટોની ચણેલી, સાત છ પાંચ એમ ચઢઊતરની પગથીની. યજ્ઞકુંડ જેવી મોટી હોળી બના-વતા. ઉપર, અબીર ગુલાલે શણગારતા, ધૂપસળીએ શોભાવતા, ગાડીની નાની લાકડી ઉપર ફૂલ મૂકી મહેકાવતા, અને છેક પરાંના લોક તે જોવા પધારતા. સેતાન ફળિયાની હોળી પણ મોટી, અને હોળિયાઓ સેતાની' હોળી અગાઉ ત્રણ ચાર દિવસથી નાચણવેશ શરૂ થઈ જાય. 'કાકા હાંજીની પેં; કાકાની પાઘડી ડૂબલે ગે'ના શોરબકોર ચાલવા માંડે. ઘણા સમજુ, શાનદાર શહેરીઓ તો સમયને સમજી બે ચાર-પાંચ દિવસ બહાર જ નહિ નીકળતા; ને કદાચ નછૂટકે નીકળતા તો ખિસ્સામાં છૂટી દસવીસ પૈસો નાખીને જ નીકળતા. છોકરાઓનું ટોળું વીંટળાવા માંડે તે પહેલાં ગજવામાં હાથ નાખી પૈ પૈસો કાઢી જ આપતા અને રસ્તો માપતા. અને એમની 'જે' પણ બોલાતી.

પણ કેટલાક ઘાસલેટસ્વભાવના આવતા ત્યારે ઠીક મજા આવતી. અમારે ચકલે મહિપત બાંગડ મોટે ભાગે બેસી રહેતો. ઉંમરમાં પાકટ, અને એના બેચાર બીજા શોખીનો પણ ખરા. જમાનાનો ખાધેલો, ગરીબનો બેલી, મહોલ્લાનો વાઘ, પાણી બાંધણીના કદાવર શરીરવાળો, હિંમતબાજ એવો કે ડોળો ચમકાવે તો ભલભલાના છક્કા છૂટી જાય. એમાં જોગાનુજોગે કોઈ ગરમ લોહીનો આવી જાય ને ગાળાગાળી ઉપરથી છૂટા હાથના ગોદાની વાત બની જાય તો મહીપત રાજા નીચે ઊતર્યો જ છે. બે મિનિટમાં મામલો શાંત થયો તો ઠીક, નહિતો એ નવુંજૂનું કરી બતાવે અને પોલીસના મામલા પણ થઈ જાય. કોઇક વાર પોલીસ આવીને બેસતી ત્યારે મહીપત એને પળમાં પસરાવી મૂકતો, અને ચહાની બે આનીમાં એને ઠેકાણે પાડી દેતો.

રાતે બારે મજા આવતી. બાર-બે વાગ્યા સુધી અમારી ટોળી શિકારે નીકળતી. શિકાર એટલે અડોશી પડોશીનુ જે કંઇ હાથ લાગે તે લાકડું ચોરી લઇ આવવાનું. શિકાર પર ન જવાનું હોય તો ચાંદનીમાં તડકો-શીળો રમતા, અથવા સામી હોળી છેડવા ધાપો મારવા જતા. બીજા ચકલાની હોળી ફરી જાઓ તો તમે છત્યા, પાછા જાઓ તો હાર્યા. આ માટે વ્યૂહ રચાતા, રીતસરની ચાબુકની મારા-મારી થતી, હલ્લા થતા, અને બીજે દિવસે વેરઝેર ભુલાઇ જતાં.

હોળીની રાતે અગિયાર બાર વાગે મોટી હોળી પ્રકટતી ત્યારે એની પૂજા થતી. પરાની હોળી ખાડો ખોદી કરવામાં આવતી. શહેર-માં માટીની બનાવી એની આસપાસ જ લાકડાં, ઘાસ, છાણાં વગેરે મૂકી સજાવાતી. પૂજા કરનારાઓ હારડો બનાવી લઇ જતા. હારડો એટલે વચ્ચે કાણું રાખી બનાવેલા રમકડાં: જામફળ, કમરખ,



**ઝરનાળાને કાંઠે** — ફોટો · આર. આર. ભારદ્વાજ

અદ્‌ભુત કૅમેરા-કાબૂ અને ચકોર સૌન્દર્યદૃષ્ટિ ધરાવનાર શ્રી આર. આર. ભારદ્વાજની ફોટો-કલા-પ્રતિભાથી 'કુમાર'ના જૂના વાચકો તો પરિચિત છે. એમની અસંખ્યાત કૃતિઓમાંથી ચૂંટી કાઢેલી ૧૫૧ નાની છબીઓનું જે પ્રદર્શન ગયા માસમાં અમદાવાદના ફોટોકલામંડળ 'નિહારિકા'એ યોજેલું, તેમાંની વાનગી રૂપે આ, તથા મુખચિત્ર પાછળની કૃતિઓ આપી છે. આ અંકમાં, પૃ. ૪૧૩ ઉપર એમની કલાશક્તિની ટૂંક આલોચના આપી છે. એ સમગ્ર ફોટોકલા રત્નાવલીની બીજી અનેક કૃતિઓ મેળવવા 'કુમાર' સુભાગી થયું છે, જે આવતા માસના તેમજ તે પછીના અંકોમાં આવ્યા કરશે.






ચિત્રો—


કાવ્યો—


ચરિત્ર—


વાર્તા—


લેખો—


વિભાગો—



કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક (લવાજમ) રૂ. ૭ાા; પરદેશમાં રૂ. ૯ાા અથવા શિ૦ ૧૫; છુટક નકલ-બાર આના













## રાષ્ટ્રીય દળોની સંજ્ઞાઓ અને પરાક્રમ પદકો

પ્રજાસત્તાક સ્થપાયા પછી આપણા પ્રત્યેક રાષ્ટ્રીય વ્યવહારમાં, રાષ્ટ્રીય સંજ્ઞા તરીકે આપણે બ્રિટિશ તાજ વગેરેને દૂર કરી તેને સ્થાને અશોક ચક્રવાળા સિંહ-સ્તંભની સંજ્ઞા મૂકી છે એ ફેરફાર-વાળા આપણા સિક્કા, ટિકિટો વગેરેનો આપણને પરિચય છે. એ જ રીતે આપણા ખુશ્કી, તરી અને હવાઇ દળોનાં સંજ્ઞાચિહ્નોમાં જે ફેરફાર થયા છે તેનાં આલેખન ઉપર આપ્યાં છે. ઉપર, ડાબા-બાની હારમા ખુશ્કી (જમીન પરનાં) લશ્કરો માટેનાં ચિહ્નો છે. જેમાં પ્રથમ, જનરલ ઑફિસર (સેનાપતિઓ) માટેના પ્રતીકમાં વિજયમાળની વચ્ચે ખડ્ગ ને દૂરબીન ઉપર અશોક સિંહ છે. વચ્ચેનો તારક અને ત્રીજો અશોક સિંહ બીજી બધી હરોળોના સૈનિકો માટે છે બીજી હારમાં દર્શાવેલાં તરી (નૌકા) દળનાં ચિહ્નોમાં પહેલું ઍડમિરલ (નૌકા-સેનાપતિ)ના ખભા પરની પટ્ટીનું આલેખન છે, જેમાં માથાળે બે સિંહ મુદ્રાઓ અને છેડે ત્રણ તારકોની વચ્ચે દૂરબીન અને તલવાર છે. બીજું નૌકા-અમલ-દારોની ટોપી માટેનું ચિહ્ન છે, ને ત્રીજું ચિત્ર ભારતના સમસ્ત નૌકાદળની મુદ્રાનું છે, જેમાં બંનેમાં સિંહ-મુદ્રાની નીચે જહાજ-નાં લંગરોનાં ચિત્રો છે. નીચેના છેલ્લા હવાઇ દળોના સંજ્ઞા સમૂહમાં માથાળે પાઇલૉટ માટેનો બિલ્લો, ને નીચે, ડાબી તરફ હવાઈદળની મુદ્રા તથા જમણી તરફ અમલદારોની ટોપી માટેનું ચિહ્ન છે ત્રણેમાં સિંહ-મુદ્રા સાથે ઊડતા ગરુડનાં આલેખન છે.

















આ ઉપરના ચિત્રમાં, વીરતા માટેના ત્રણ પરાક્રમ-પદકો દર્શાવ્યા છે, અત્યાર સુધી સૈનિકોને બહાદુરી માટે 'વિક્ટોરિયા ક્રૉસ' વગેરે અપાતા તેને સ્થાને, વીરતાની ઉત્તરોત્તર ત્રણ કક્ષાઓ માટે, પરમ વીર ચક્ર, મહાવીર ચક્ર, અને વીર ચક્રના ત્રણ પદકો યોજવામાં આવ્યા છે. તેમાં 'પરમ વીર ચક્ર' કાંસાનો છે, ને તેની આગલી બાજુએ 'વજ્ર' (ઈન્દ્રના અસ્ત્ર)ની વચ્ચે સિંહ મુદ્રા છે, 'મહાવીર ચક્ર' ચાંદીનો છે અને તેની આગલી બાજુ તારકની વચ્ચે સિંહ મુદ્રા છે. ત્રીજો 'વીર ચક્ર' પણ ચાંદીનો છે, જેમાં તારકની વચ્ચે અશોક-ચક્ર અને તેની મધ્યમાં સિંહ મુદ્રા છે. ત્રણે પદકો-ની પાછલી બાજુએ, નાગરી તથા અંગ્રેજી લિપિમાં તે તે પદકો-નાં નામ, અને તે નામની વચ્ચે કમળ ફૂલની બે આકૃતિઓ છે. ત્રણે પદકોનો વ્યાસ ૧⅜ ઇંચનો છે.



## આવશે

—ગિશ—

પોતેજ કાં તો તવ ઘેર આવશે
પોતા તણી મોજ થકી યથેચ્છ;
એ ના'વશે તારી હમેશ કેરી
સુદીન શબ્દોની વિનંતીઓથી.
સૌંદર્ય તું તારું બિછાવ એહવું,
કે ના'વનારો વરમાળ પ્હેરવા,
લાવણ્યને તારું નિહાળી જોતા
પ્હેરાવવાને જયમાળ આવશે.

ઉશનસ્

## આ પાત્ર મારું

આ પાત્ર મારું ભરી દો છલાછલ,
હું ઝંખતો એવી અપાર રિદ્ધિ;
જે ઝેર આખા જગનાં હલાહલ
શમાવી દે અમૃતગર્ભ સિદ્ધિ.

પિનાકિન્ ઠાકોર

## ઝેર પી જનારાને

—ગઝલ—

કરે છે યાદ જ્યાં કફન બાંધનારાને
મરણ-પ્રદીપને હાથે જ પ્રગટનારાને.
સનમનો રાહ છે અંધાર ભરેલા વનમાં;
ગમે છે સર્પતણી સોડમાં સુનારાને.
(એ) જવાંમર્દ ખરા, એને વતન યાદ કરે,
વતનને કાજ વતન-માટી ઓઢનારાને.
સમૃદ્ધિ-ટોચ પર છતાં ય ગરૂરી ન ધરે;
ગમે છે સિદ્ધિ ખરી, રિદ્ધિ ત્યાગનારાને.
બળીબળીને બીજા કાજ જ્યોતિ-તેજ ઝરે,
ગગનમાં સ્થાન મળ્યું તો જ છે સિતારાને.
અરે ગાફિલ! જો ખોઇ ખુદને દે ખુદાઇમાં,
ચઢે તે મેળવી રહીમ રામ પ્યારાને.

'ગાફિલ'

## પ્રથમ મિલનની ભૂમિ

રે આ પ્રથમ મિલનની ભૂમિ:
પલાશ-પિયુને પ્રથમ અહીં રે મલય-લહરગે ચૂમી!
રે આ પ્રથમ મિલનની ભૂમિ!

ડાલડાલ પર પંચમ સુરમાં
કોયલ અહીં કૂજેલી
જ્યારે કોયલ અહીં કૂજેલી,
અબીલગુલાલ લઇને કરમાં
વસંત અહીં પૂજેલી
જ્યારે વસંત અહીં પૂજેલી,
ઝરમર ઝરમર કૈંક પૂનમની રાત અહીં રે ઝૂરી
જ્યારે કૈંક પૂનમની રાત અહીં રે ઝૂરી;

અહીં અવનિ પર ઊતરી આવી
અમરાપુરી વસેલી
ત્યારે અમરાપુરી વસેલી,
'સુધા અવરને અવ ના પાવી'
એવું સ્હેજ હસેલી
ત્યારે એવું સ્હેજ હસેલી,
આશાઓની કૈંક અપ્સરા આ નન્દનમાં ઘૂમી
ત્યારે કૈંક અપ્સરા આ નન્દનમાં ઘૂમી!
રે આ પ્રથમ મિલનની ભૂમિ!

નિરંજન ભગત

卐

પ્રદર્શન હૉલનાં કાર્ટૂન દેખીને હસો છો !
ચિતારે ચોતરફ કેવા અરીસાગોઠવ્યા છે!

મકરન્દ દવે



## આજ—

આજ મને કોઇ દૂરદૂરેથી બોલાવતી શરણાઇ,
એના સૂરનાં પૂર ચઢે ને અંતર જાય તણાઇ.
દૂરની પેલી સીમનાં ખેતર,
નીલનીલા પેલા દૂરના ડુંગર,
નાનેરા ગામનું નિર્મલ પાદર,
શૈશવની જહીં પગલીઓ પડી, યૌવન કેરી વધાઇ,
પ્રથમપ્રેમના ગાનથી જ્યાં ગુંજી ઉરનણી અમરાઇ.
ધરતીની ભીની મ્હેક જ્યાં માણી,
આરત જ્યાં પ્રીતની પરમાણી,
કોઇની માયા લાગી અજાણી,
એ રે ધરતીની આજ પલેપલ જાગે પ્રેમસગાઇ,
લાખ વ્યથા ભૂલી અંતર એના નેહમાં રહેતું ન્હાઇ.

જયન્ત પાઠક

# ગુજરાત અને સૌરાષ્ટ્રની રંગભાવના

રવિશંકર રાવળ

રંગ અને રાગ બંને, માનવ જીવનમાં રસ સીંચનારાં તત્ત્વો છે. સંસારનાં તેજછાયા વચ્ચે રસળતા માનવીમાં તે નવીનવી ઊર્મિઓના સાથિયા પૂરે છે.

સૌરાષ્ટ્ર અને ગુજરાતની રંગ માણવાની કળા પણ અજબ છે. લીલુડો પોપટ, કાળી કોયલ, ચંદન, કેવડો ને ચંપો, મોરનું ગળું, આવળ ને કેરડાંનાં ફૂલ, ચંદની તારાની ચમક, એ બધાં તેમનાં રંગ-નિરૂપણ છે. 'મેં તો કંકુએ લીંપ્યું મારું આંગણું રે લોલ.' એ પ્રજાની રંગભાવના પ્રભાતના આકાશમાંથી પ્રસરે છે, ને બદલાતા સૂર્યપ્રકાશમાં પ્રકટ થતી, પૃથ્વીનાં પશુ-પંખીઓ, વનસ્પતિ ફૂલો, પદાર્થો વગેરે વિવિધ રંગોના પ્રતીક બની રહે છે; અને રંગનો અનુભવ વ્યક્ત કરવા તેનાં જ નામો ઉચ્ચારણ પામે છે:

રાતા તે રંગીલ ચૂડલા, રાતા કન્યાના દાંત;
રાતા વરરાજનાં મોળિયાં, રાતા કંકુના થાળ
કાળા તે ડૂંગર હાથીડા, કાળી કાજળ રેખ;
કાળાં કોયલડીનાં બચડાં, કાળા મેઘમલ્હાર.
ધોળા ધરાણ વખાણીએ, ધોળાં બાર કપ સ;
લીલા તે પોપટ પાંજરે, પીળા પીતાંબર...

એમ, જીવનના હરેક પ્રસંગ, હરેક વ્યવહાર અને હરેક રચનામાં રંગનો પ્રયોગ વ્યાપક બની જાય છે. રંગનો અભાવ શોક અથવા દુઃખનું જ પ્રતીક બની રહે છે કાળો ટીલો, કાળું એ ઢળું, એ અમંગળ ને અશુભના સંકેત બન્યાં છે; ને ધોળો રંગ વિરાગ કે નિવૃત્તિનો. એ બે રંગ વચ્ચે પ્રજાના જુદાજુદા થરોમા ને ચૂંદડીઓ, બાંધણીઓ ને શણગારો, તોરણો, ચાકળા ને ચંદરવાકામાં રંગની અજબ ભાતો અને સુરખી લહેરાતી દેખાય છે. રંગ સમજનારા નરનારીઓના હૃદયના ઊમળકા ને આનંદ એ વસ્ત્રો ને પાઘડીઓનાં ઊંગોમાંથી ફુવારા દેતાં લાગે છે. અલંકારો ને ગૃહવિધાનમાં કુદરતે પ્રેરેલા આકારો તથા રંગો દ્વારા વેલ-ફૂલોવાળી ચૂંદડીઓ, મોર પોપટના કાંગરાવાળી કાષ્ઠરચનાઓ, જાણે રંગોના રાસ હોય એવા ભીંત પરના ચંદરવા, પારણાંનાં ખોયાં, તથા છેક બળદની ઝૂલો વગેરે સુધી પ્રકૃતિમાંથી મેળવેલી રસિકતા પથરાય છે, અને એ રીતે જીવનનો રસ, રંગભર્યાં સ્વરૂપોમાં અનુપ્રાણિત થાય છે.

રંગની આ વિવિધ યોજનાઓ ને ગૂંથણી, નિરક્ષર અભણ ગ્રામ્ય ભૂમિસંતાનોને કોણે શીખવી? કયા કાનૂનોથી તેમનાં વસ્ત્રો અને ભાતોની તેમણે પસંદગી કરી તે તેઓ તો કહી શકતાં નથી. કવિવર ટાગોરે કહ્યું છે કે, 'ભગવાનનો આનંદ પ્રકૃતિમાં અને માનવ ચરિત્રમાં આપમેળે પોતાનું સર્જન કરી રહ્યો છે. જે વિશ્વરચના વચ્ચે માનવી મુકાયો છે તેની સાથે તેના જીવનના સંવાદમાંથી જ આ આનંદસૃષ્ટિ ઉદ્ભવે છે'...

રંગ અને આકાર ભાવને મૂર્તિમત કરે છે; સંગીત અને નૃત્ય ભાવને ગતિ આપે છે. રૂપ-રંગ અને ગીત-નૃત્યનો એ મેળ સૌરાષ્ટ્ર અને ગુજરાતના લોકજીવનમાં ઓતપ્રોત છે. મોર તેમનું કળાપ્રતીક છે. તેમાં રંગ અને કંઠ છે અને નૃત્યના તાલ પણ છે. કવિ નાનાલાલે યથાર્થ કહ્યું છે કે

ઈન્દ્રવેલ અંગે ઓઢી પીંછડાંમાં ચન્દ્ર,
કંઠ ઢળ્યાં આભ, એને કલગીનો આનન્દ,
પાય નાચે નૃત્ય એવા છબીલાના છન્દ,
મોંઘો મોરલો રે,

ગુજરાત-સૌરાષ્ટ્રના સંઘજીવનમાં રાસ-ગરબા તો અજબ ને અદ્વિતીય સંપત્તિ છે. એમાં ગીત-નૃત્યની લહરો સાથે રંગરંગની ઓઢણીઓ કોઇ નવી જ મોહક છટા ઉપજાવે છે. આંખ અને કાન ઉભયની રસ-પિપાસા એથી તૃપ્ત થાય છે. મેઘાણી કહે છે: 'ખાલી હવામા રાગ જેમ ધ્વનિ રૂપજાવી શૂન્ય વાતાવરણને રમ્ય બનાવે છે, તેમ જ રંગ ખાલી જગ્યાને, સૂની દીવાલોને, કોરા કાપડને કે વેરાન બગીચાને રંગની છાંટ કે ફૂલટપકી કે રંગનાં છાયામંડળો રચી સંસારમાં આનંદ અને ઉત્સવનું મંગલ સ્થાપે છે, અને એ રીતે જગતમાં સમગ્રની સાથે યોગ સાધી પ્રત્યેકને વિકાસ આપે છે... બહુરંગીલા લોકમેળામાં, સામાજિક ઉત્સવોમાં, લગ્નસરામાં કે ઋતુપરિવર્તનના અવસરે, આપણું સંઘહૃદય તાલ ગીત અને રંગની ત્રેવડી-ગૂંથી રાસકલાનો કેફ કરતું'

સૌરાષ્ટ્ર-ગુજરાતની નાગરિકતાએ તો પાઘડીઓ, દુપટ્ટા ને પગરખાં સુધી રંગતોરા અને ફૂલભાતની બાજરો કરી મૂકી હતી. કિનખાબ, જરદોસ અને બુટ્ટીઓવાળાં સાડીની રંગમેળવણી પર આજે પણ દુનિયાના કળા-પરીક્ષકો વાહવાહ પુકારે છે. આપણાં દેવ-મંદિરોની ભીંતો રંગબેરંગી ચિત્રોથી જ્ઞાન અને કળાનો સાર્વજનિક ભોગવાળ બનતી. આપણું ગ્રંથ-સાહિત્ય તો કળાના સાજ વગર લાજ પામતું. 'કલ્પસૂત્ર', 'વસંતવિલાસ', 'મધુમાધવી' તથા ગીતા-ભાગવતનાને મધ્ય-ભારતના હસ્તલિખિત ગ્રંથો વિવિધ હાંસિયા સાથે કાળી શ્રી ભોંય ઉપર સોનેરી રૂપેરી અક્ષરે દેવભાષાની કીર્તિ પ્રસારતા આજે પણ મોજૂદ છે. આંખની પ્રસન્નતા અને મનનો આનંદ એ રંગપ્રેમી સમાજનો સહજ પ્રસાદ હતો. અને આજે? આપણી શાળાઓમાં અક્ષરોના ગંજોડા ઠોકી ઠોકીને જડ બની ગયેલી આંખોની ઇન્દ્રિયોને મોકળાશ કે પ્રસન્નતા આપવા આજની દુનિયામાં ક્યાં ક્યાં છે? આપણું જીવન, સમાજની શિષ્ટાચારીઓ અને નકલી ઠાઠમાં જકડાઈ ગયું છે. રંગબેરંગી વસ્ત્રોના શાસ માત્ર વિરલ પ્રસંગોનો બન્યાં છે. રોજના પોશાકોમાં કેવળ કાળા કે ધોળાના જ ચટાપટા દેખાય છે. ઘરમાં વાર્નિશ કરેલાં ફર્નિચરો આવ્યાં છે અને ઑફિસો તથા શાળાઓ શુષ્ક દફતરખાનાં બન્યાં છે. માત્ર કવિઓની સ્વપ્નસૃષ્ટિમાં અને ગામડાં કે ખેતરોમાં મજૂરી કરી રહેલી અર્ધભૂખી જનતાને માટે રંગનો કંઈક અર્થ રહ્યો છે. રંગની છાંટ કે જરાસરખી લહેર ભોગવવાની માનવીને તક ન મળે ત્યારે ઉકળાટ, ક્રૂરતા અને વિષાદ સિવાય શું રહે?

નિશાળની રંગપેટીઓમાંથી નવી ભાતો અને નવાં ગીતો કેમ નીકળતાં નથી? આંગણાં ને ઓરડામાં રંગસાથવટો કેમ જાગતી નથી? એવા કયા પાપસંસ્કારે આપણાં ચક્ષુઓ પર રંગવિરોધનાં ચશ્માં ચડાવી દીધાં છે? ભણતર ને તાલીમને નામે શિક્ષાધિકારીઓ ભીંત ભૂલ્યા નથી શું? જીવનની દીપ્તિ અને ઉમંગની નિશાની સમા રંગને આપણા જીવનઘડતરમાં સ્થાન આપવા લેશ પણ ચેષ્ટા તેમણે કરી નથી, એ તેમની લાયકાત પર પ્રશ્ન કરવા જેવું નથી? જૂનામાં ને મુક્ત જીવનની લહેરો હતી તે ફરી પાછી નહિ આવે શું? શ્રી રામનારાયણ પાઠક જેને 'ચૈતન્યનો જુવાળ' કહે છે એવી જીવન ભરતીમાં, આપણાં યુવક યુવતીઓ ને જનસમાજ, નવા રંગમંડપો, રંગમહેલો કે નગરની ભીંતો પર, તેમજ ઘરનાં આંગણે તથા વસ્ત્રોમાં રંગસાથિયા પૂરી હૃદયને રેલાવે એવો દિન ક્યારે આવશે?
પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ ક્યારે ઊઘડશે?
આવાં ઘોર અંધારાં રે પ્રભુ ક્યારે ઊતરશે?
(ઑલ ઇંડિયા રેડિયોના અમદાવાદ સ્ટેશનેથી કરેલા વાર્તાલાપમાંથી તારવીને ઑલ ઇંડિયા રેડિયો'ના સૌજન્યથી)

વીજળીના ક્ષણિક ચમકારા જેવું નહિ, પણ કોઇ શાંત નંદાદીપ જેવું સ્થિર અને શાશ્વત જેમનું તપશુચિ અને ધ્યેયનિષ્ઠ સેવાજીવન ભારતભરમાં અજોડ છે, એ



# વિનોબા ભાવે

લેખક
માધવરાવ દત્તાત્રેય માહુલીકર

★

વી

'પૂજ્ય પિતાજી,
હું મુંબાઇ પરીક્ષા આપવા જતો નથી. પણ બીજે જ ક્યાંક જાઉં છું. હું ક્યાંયે જાઉં અને ક્યાંયે હોઉં, તોપણ કોઇ અનૈતિક કાર્ય મારે હાથે થશે નહિ, એની આપને ખાતરી છે જ.'

વીસેક વર્ષના એક જુવાને સુરત સ્ટેશનેથી ઉપર મુજબ પોતાના પિતાને એક નાનો પત્ર મોકલ્યો. વડોદરા ભણતો એ જુવાન ઇન્ટરની પરીક્ષા દેવા મુંબઈ જતો હતો. પુત્રના ભાવિ વિષે કંઈકંઈ ઊંચાં સ્વપ્નાં બાંધતા તેના પિતાએ તેને વડોદરા સ્ટેશને વિદાય આપી હતી. પણ ગાડીમાં સ્વસ્થતાથી બેઠેલા જુવાનના મનમાં વિચારોનું તુમુલ યુદ્ધ મચ્યું હતું તેની પિતાને ખબર ન હતી.

૧૯૧૬નો એ તેજસ્વી કાળ હતો. જનતાની દુર્દમનીય સ્વાતંત્ર્ય-પિપાસા ધૂંધવાઈ રહી હતી. ક્રાંતિકામી જુવાનિયા હાથમાં શિર લઇ બ્રિટિશ સલ્તનત સામે મેદાને પડ્યા હતા. બંગાળ તો જાણે સ્વાતંત્ર્ય-યજ્ઞનું મેદાન બન્યું હતું. બંગાળ આખામાં યુવકોની ધરપકડ થતી હતી. જ્યોતિન મુકરજી જેવા તેજસ્વી યુવકો અંગ્રેજો સામે હાથોહાથનું યુદ્ધ ખેલતા હતા. એવા શૌર્ય અને નમ્રતાના રંગે રંગાતા જતા વાતાવરણમાં દેશનું સ્વાતંત્ર્ય જુવાનોને સાદ પાડતું હતું. એ સાદ પેલા પરીક્ષા આપવા મુંબાઈ જતા જુવાનને બેચેન બનાવતો હતો. ગાડીના વેગ સાથે એ જુવાનના વિચારોનો વેગ પણ વધ્યો. આખરે એણે એક દૃઢ નિશ્ચય કર્યો: દેશના સ્વાતંત્ર્યયુદ્ધમાં કૂદી પડવાનો. સુરત સ્ટેશન આવ્યું ને એ ગાડીમાંથી ઊતરી ગયો. પુસ્તકિયા જ્ઞાનની પરીક્ષા આપવા મુંબાઈ ન જતાં પોતાના સ્વત્વની, ખમીરની ને સ્વાતંત્ર્યવાંછાની પરીક્ષા આપવા તેણે બંગાળનો રસ્તો લીધો. આયુષ્યનો આ સૌથી મહાન અને ગંભીર નિર્ણય કરી લઇ તેની જાણ કરતો ઉપર્યુક્ત ટચૂકડો પત્ર તેણે પિતાજીને લખ્યો અને દેશ ખાતર ફના થવા એ ચાલી નીકળ્યો.

એ વખતનો એ ઉદ્દામવાદી સ્વાતંત્ર્યવાંછુ જુવાન તે જ આજના વિનોબા ભાવે. સુરતથી બંગાળ જઈ તેમણે ત્યાંની ક્રાંતિકારી સંસ્થા સાથે સંપર્ક સાધ્યો અને એ પ્રવૃત્તિનું નિરીક્ષણ કર્યું પણ તેમને તેમાં કેટલીક ઊણપો જણાઈ. આથી જોકે એ પ્રવૃત્તિ તેમને આકર્ષી રાખી નહિ, પણ જુવાનીમાં પાદાર્પણ કરતી વખતે આયુષ્યનો જે ચક્રવર્તી નિર્ણય તેમણે કરી લીધો હતો તે ફરવો અશક્ય હતો. દેશ ખાતર ઘરનું બંધન છોડ્યું તે તો હવે કાયમ માટે જ. એટલે બંગાળમાંથી પાછા ઘેર ન જતા તે કાશી ચાલ્યા ગયા.

એવા એ દૃઢનિશ્ચયી વિનોબાનું નામ મહાત્મા ગાંધીજીના મૃત્યુ પછી ઘણાએ સાંભળ્યું હશે. ગાંધીજીના પટ્ટશિષ્ય તરીકે આજે જગતભરમાં જાણીતી એ સંતવિભૂતિનું સમસ્ત જીવન પાવિત્ર્ય, સ્વાધ્યાય, તપશ્ચર્યા, નમ્રતા આદિ ઉત્તમોત્તમ ગુણોથી એવું સભર અને સુગંધિત છે કે દરેક વ્યક્તિનું મસ્તક તેમની આગળ આદરથી ઝૂકી પડે જેમ કોઇ શિલ્પકાર ટાંકણા વડે ઘડીઘડીને પથ્થરમાંથી સુંદર મૂર્તિ ખડી કરે, તેમ વિનોબાજીએ સતત પરિશ્રમ, તપશ્ચર્યા અને નિશ્ચયનાં ટાંકણા વડે પોતાનું જીવન ઘડીને એવું ઉન્નત, આદર્શ અને પથપ્રદર્શક બનાવ્યું છે કે મહાત્માજી પછી એ બાબતમાં તેમનો જ નંબર આવે છે ગાંધીજીના રાજકીય વારસદાર જો જવાહરલાલ છે, તો આધ્યાત્મિક વારસદાર વિનોબાને સાચેસાચ કહી શકાય એટલી તાદાત્મ્યતા તેમણે મહાત્માજીના વિચારો સાથે કેળવી છે. લોકોને આંજી નાખે એવું, વીજળીના ક્ષણિક ચમકારા જેવું કોઈ કાર્ય તેમણે કરી બતાવ્યું નથી; પણ શાંત નંદાદીપની માફક સેવાજ્યોત ઘડવાનું, જે કાર્ય તેમણે કર્યું છે તે તો રાષ્ટ્રના ઇતિહાસમાં ખૂબ મહત્ત્વનું ગણાશે.

એમના કુટુંબનું મૂળ રહેઠાણ તો રત્નાગિરિ જિલ્લામાં. પણ પછી તેઓ સતારા જિલ્લામાં વાઇમાં અને કુલાબા જિલ્લામાં ગાગોદે ગામમાં સ્થિર થએલા. વિનોબાના દાદા શંભુરાવ વાઈમાં રહેતા. વિરક્ત વૃત્તિના અને કડક નિયમો તથા વ્રતો પાળતા એ ભગવદ્‌ભક્ત દાદાના ઘણા ગુણો વિનોબામાં ઊતર્યા છે. શંભુરાવનાં વ્રત, ઉપવાસ આદિ હમેશ ચાલતાં જ હોય. તેઓ ચાંદ્રાયણ વ્રત કરતા એ વ્રત એટલે પડવાને દિવસે એક કોળિયો, બીજને દિવસે બે, ત્રીજને દિવસે ત્રણ, એમ કરતાંકરતાં પૂનમ સુધી જવાનું, અને પાછું એ જ રીતે ઓછું કરતાંકરતાં અમાસ પર આવવાનું. ચંદ્રોદય જ્યારે થાય ત્યારે પૂજા આરતી કર્યા પછી જ જમવાનું. દાદા આરતી કરે ત્યારે બાળકોને પણ ઉઠાડે. તેમાં વિનોબા પણ હોય. વિનોબા કહે છે: 'દાદાના પાવિત્ર્યને લીધે જ મારામાં આજે જે કંઈ થોડુંઘણું હશે તે આવ્યું છે. એ એમની શ્રેષ્ઠ ભેટ છે.' એમનાં દાદી પણ સ્વાભિમાની અને નિશ્ચયી સ્વભાવનાં હતાં. પંચાવનમે વર્ષે એ લખતાંવાંચતાં શીખેલાં!

શંભુરાવના ત્રણ પુત્રો પૈકી નરહર તે વિનોબાના પિતાજી. નરહરપંત અતિ બુદ્ધિમાન અને મહત્ત્વાકાંક્ષી હતા. પણ શંભુરાવ અંગ્રેજી ભણતરની વિરુદ્ધ હોવાથી નરહરપંતને આખરે વડોદરામાં નોકરી લેવી પડી અને તેમની મહત્ત્વાકાંક્ષા પર ઠંડુ પાણી રેડાયું. નરહરપંતનું લગ્ન રખુમાઈ નામનાં એક સચ્ચરિત્ર સ્ત્રી સાથે થયેલું. વડોદરામાં પતિપત્ની રહેતાં હોવા છતાં સુવાવડ માટે રખુમાઈ ગાગોદે જતાં. એટલે વિનોબાનું ઘણુંખરું બાળપણ એ ગામની રમ્ય ગોદમાં જ વીતેલું. ૧૮૯૫ની ૧૧મી સપ્ટેમ્બરે એ ગાગોદેમાં જ વિનોબાનો જન્મ થયો. ત્યાં કાકાને ઘેર બધું વાતાવરણ રાષ્ટ્રીય જાગૃતિના ચૈતન્યથી ભરેલું હતું. બંગભંગની ચળવળ, ૧૯૦૬ની કલકત્તા કૉંગ્રેસનો સ્વદેશી બહિષ્કારનો આદેશ, લોકમાન્યે શરૂ કરેલ શ્રી શિવાજી-ઉત્સવ, ગણેશોત્સવ, પૈસાફંડ, દારૂબંધી ઇત્યાદિ ચળવળો, એ બધાના ધ્વનિપ્રતિધ્વનિ એ નાના ગામમાં પણ ઊઠતા. કાકાને ઘેર કેસરી, ભાલા, કાળ, રાષ્ટ્રમત, હિંદુપંચ, વિહારી વગેરે રાષ્ટ્રીય વૃત્તિનાં બધાં જ છાપાં આવતાં હોવાથી વિનોબાના સંસ્કારક્ષમ માનસ ઉપર એ બધાંની અસર થયા વગર કેમ રહે?

બાળપણમાં બનેલો એક પ્રસંગ તેમની નિશ્ચલ મનોવૃત્તિ તથા કરેલો નિરધાર આમરણ પાળવાની દૃઢતા બતાવે છે. તે બારેક વરસના હતા ત્યારે તેમણે તથા તેમના ફોઈના છોકરા ગદાધરે આજીવન બ્રહ્મચારી રહેવાના સોગંદ લીધા. એ મહાન સંકલ્પ કરતી વખતે તેમની આંખ આગળ શંકરાચાર્ય કે સ્વામી રામદાસ જેવા કોઈ મહાન પુરુષ હોય તો નવાઈ નહિ. નાનપણમાં ઘણા લોકો અનેક પ્રકારના સંકલ્પ કરે છે, પણ તે જીવનભર ટકાવી રાખનારા તો વિનોબાજી જેવા કોઈક જ હોય છે. એવો જ એક બીજો પ્રસંગ પણ નોંધવા જેવો છે. તેમના પિતાજી ખૂબ ક્રોધી સ્વભાવના હતા. તેમણે એક વાર વિનોબાને નાની બહેનને તેડવા કહ્યું પણ વિનોબાએ તેમ ન કર્યું. આથી પિતા ક્રોધે ભરાયા. તેમણે સાવરણીના ઝુડાથી એમને ખૂબ માર્યા, પણ વિનોબાની આંખમાંથી ન તો આંસુનું ટીપું પણ પડ્યું કે ન મોંમાંથી એક હરફ પણ નીકળ્યો! આખરે પિતાજી અને વિનોબા બહેનને ન જ લેતાં બહાર જતા રહ્યા!

પ્રાથમિક શિક્ષણ ગાગોદેમાં પૂરું થતાં તે અંગ્રેજી ભણતર માટે વડોદરા જ રહેવા લાગ્યા. એ કુમાર વયમાં જ્ઞાનાર્જનની એવી તો ગજબ ભૂખ તેમનામાં ઊઘડી કે કોઈ દુકાળિયો માણસ જેમ ખાવા જ માંડે તેમ તેમણે વાંચવા જ માંડ્યું. તેમની જ્ઞાનતૃષા સંતોષે એવું મોટું ગ્રંથાલય વડોદરામાં હતું જ. ગ્રંથ પછી ગ્રંથ વંચાવા જ માંડ્યા. જ્ઞાનદેવ, એકનાથ, તુકારામ, નામદેવ, રામદાસ, વામન, મોરોપંત ઇત્યાદિ સંત મહંતોનું સાહિત્ય તેમણે વાંચી કાઢ્યું. ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન, ગણિત અને ધાર્મિક સાહિત્ય વગેરે વિષયોને લગતાં અનેક પુસ્તકો પણ વાંચ્યાં. ભારતીય લેખકોનાં પુસ્તકો સાથે ગિબન, કાર્લાઈલ આદિ પશ્ચિમના લેખકોના ગ્રંથો પણ ઉથલાવી નાખ્યા. પિતાજી સાથે વિશેષ બનતું નહિ હોવાથી તે એક જુદી ઓરડીમાં રહેતા અને ફક્ત જમવા અને સૂવા ઘેર જતા. જ્યારે જુઓ ત્યારે એ ઓરડીમાં આસનસ્થ બની વાંચતા જ હોય. મિત્રો ભેગા થાય તો ય ફાલતુ ગપ્પાં ન મારતાં વાંચેલાં પુસ્તકો પર ચર્ચા ચાલતી. ચર્ચામાં અપેક્ષિત નેતૃત્વ વિનોબા પાસે જ રહેતું.

આ ઉપરાંત એક વિદ્યાર્થીમંડળ શરૂ કર્યું હતું. તેની મારફત હનુમાન જયંતી, શિવાજી જયંતી, ગણેશોત્સવ, રામનવમી ઇત્યાદિ ઉત્સવ ઊજવતા. વિદ્યાર્થીઓ લોકોનાં દળણાં દળીને પૈસા એકઠા કરતા અને તેમાંથી સુંદર પુસ્તકાલય ચલાવતા. એ પુસ્તકાલયમાં લગભગ એવા ૧૬૦૦ ગ્રંથો એકઠા થએલા! પાછળથી એ પુસ્તકાલય તેમણે સાબરમતી આશ્રમને ભેટ આપેલું. આ વિદ્યાર્થીમંડળ આગળ વિનોબાજીનાં સ્ફૂર્તિદાયક ભાષણો થતાં. તે વખતના તેમના મિત્રો—ગોપાળરાવ કાળે, વાઘુંજકર, મોઘે, ઘોરે વગેરે આજે પણ રાષ્ટ્રસેવાના કાર્યમાં તનમનધનપૂર્વક પરોવેલા છે.

પોતાના બુદ્ધિમાન બાળક માટે પિતાને ઘણી મોટી આશાઓ હતી. એને યુરોપ મોકલી મોટો સંશોધક બનાવવાની તેમની ઇચ્છા હતી. એ દૃષ્ટિથી તેમને બીજી ભાષા તરીકે ફ્રેંચ ભાષા લેવાની તેમણે ફરજ પાડી. પણ વિનોબાજીને વિશેષ આકર્ષણ સંસ્કૃત તરફ હતું. એટલે ખાનગી રીતે તેનો અભ્યાસ કરી પોતાની ભૂખ એ ભાંગતા.

કુમાર વયમાં જ્ઞાનની ઉપાસનાની સાથેસાથે જીવનને ખડતલ, સહનશીલ બનાવવાના તથા દેશદાઝથી પ્રેરાઈ તપશ્ચર્યામય તથા સત્ત્વશાળી કરવા માટેના પ્રયત્નો પણ ચાલતા હતા. માત્ર કામળા પર ઓશિકા વગર સૂઈ રહેવું, ગમે તેવો ઉનાળો હોય છતાં પગમાં કશું પહેરવું નહિ, ગળપણ ખાવું નહિ ઇત્યાદિ અનેક કષ્ટપ્રદ નિયમો તે પાળતા. તે એટલે સુધી કે પોતાની બહેનના લગ્નમાં પણ ગળ્યું ન ખાતાં એકલાં આમટી-ભાત ખાઈ ઊઠી ગએલા!

હાઈસ્કૂલનું શિક્ષણ પૂરું કરી તે કૉલેજમાં ગયા. એ કાળે પહેલું મહાયુદ્ધ શરૂ થયું હતું. એ તકનો લાભ લઈ દેશમાં સ્વાતંત્ર્ય માટે જોરમાં પ્રયત્નો શરૂ થયા. જબરદસ્ત 'ગદર' ચળવળ એ જ કાળે થએલી. દેશભરમાં નવચૈતન્યનો પવન ફૂંકાવા લાગ્યો. વિનોબાના મન પર તેની અસર થયા વગર કેમ રહે? અને એ પરીક્ષા આપવા મુંબાઇ ન જતાં બંગાળ ગયા, અને ત્યાંથી કાશી ગયા.

કાશીનિવાસ દરમ્યાન તેમણે સંસ્કૃત ભણવાની પોતાની હોંશ પરિપૂર્ણ કરી લીધી. અન્નછત્રમાં જમતા અને બાકીનો બધો વખત જ્ઞાનોપાસના કરતા. ત્યાંની પ્રખ્યાત મૂર સેંટ્રલ લાયબ્રેરીના ઉત્તમોત્તમ ગ્રંથો તેમણે વાંચી કાઢ્યા. એ જ અરસામાં એ હિમાલયનો પ્રવાસ પણ કરી આવેલા. જ્ઞાનની આ અખંડ ઉપાસના ચાલતી હતી એવામાં એમના જીવનની બીજી ક્રાંતિકારી પળ આવી પહોંચી.

બનારસ હિંદુ વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ ડૉ. એની બેસંટની અધ્યક્ષતામાં થયો. એ સમારંભ વખતે ગાંધીજીનું હિંમત અને નિર્ભયતાથી ઓતપ્રોત એવું ઐતિહાસિક ભાષણ થયું. આફ્રિકાની લડતમાં સફળ નેતાગીરી ઝળકાવી આવેલા ગાંધીજી એ વખતે દેશની નાડીપરીક્ષા કરવા ફરતા હતા. ગાંધીજીનું પ્રથમ દર્શન વિનોબાએ ત્યાં કર્યું. મહાત્માજીના મોં પરનાં શાંત, નિર્ભય તેજ તથા પાવિત્ર્યે એમને ગાંધીજી પ્રત્યે આકર્ષ્યા. ગાંધીજી સાથે તેમણે પત્રવ્યવહાર શરૂ કર્યો અને પ્રશ્નોત્તરો થવા માંડ્યા. મહાત્માજીએ તે વખતે સાબરમતી તટે સત્યાગ્રહાશ્રમ શરૂ કર્યો હતો. તેમણે વિનોબાને આશ્રમમાં બોલાવ્યા. વિનોબાએ તરત એ માન્ય કરીને અમદાવાદ આવવાનું ઠરાવ્યું. અત્યાર સુધી વિનોબાએ ઘણું લખ્યું હતું. પોતાના મનનીય વિચારો તેમણે નોંધી રાખ્યા હતા. પણ હવે જ્યારે તેમણે મહાત્માજી પાસે નવજીવનની દીક્ષા લેવા જવાનું ઠરાવ્યું ત્યારે એ બધું ગંગાર્પણ કરી દેવાનો નિશ્ચય કર્યો અને એક દિવસ ગંગાતીરે જઈ એ બધું તેજસ્વી લખાણ, તથા બધો પત્રવ્યવહાર ગંગામાતાને ખોળે અર્પણ કરી દીધાં! સાથે લીધાં માત્ર આજ સુધીની તપશ્ચર્યાના ભોગે મળેલાં જ્ઞાન, વૈરાગ્ય, સ્ફૂર્તિ અને સંસારનું માંગલ્ય. જાણે જીવનનો એક નવો જ અંક તેઓ શરૂ કરતા હતા.

ભવભૂતિનો એક શ્લોક છે: 'સતાં સદ્ભિઃ સંગઃ કથમપિ હિ પુણ્યેન ભવતિ.' ગાંધીજી અને વિનોબાનું મિલન એ એક એવો જ યોગ

કહી શકાય. સાબરમતી આશ્રમમાં આવીને તેમણે મહાત્માજીના વિચારોને પચાવવા માંડ્યા. કેટલીક વાર તો ગાંધીજી ને વિનોબા એક જ ઘંટીએ સામસામા દળવા બેસતા. જ્યારે ગાંધીજીને ખબર પડી કે વિનોબાએ સુરતથી ચાર લીટીનો ઘેર કાગળ લખ્યા પછી કાગળ જ લખ્યો નથી ત્યારે તેમણે જાતે જ એમના પિતાને પત્ર લખ્યો. એ નાનકડા પત્ર પરથી પણ વિનોબાની સાચી મહત્તાનો ખ્યાલ આવે છે. તેમણે લખ્યું, 'વિનોબા મારી પાસે છે. આટલી નાની ઉમરમાં તમારા દીકરાએ એટલી તેજસ્વિતા અને વૈરાગ્ય મેળવ્યાં છે કે એવું વૈરાગ્ય મેળવવા મારે કેટલાંય વર્ષો સુધી સતત પરિશ્રમ કરવો પડ્યો.' આ પત્રમાં પ્રથમ વાર જ વિનોબાને 'વિનોબા' નામ મળ્યું. તેમનું નામ વિનાયક છે. પણ ગાંધીજીએ તેમને પ્રેમળ નામ 'વિનોબા' આપ્યું, જે ત્યારથી રૂઢ થયું.

સંસ્કૃત સાહિત્યના અધ્યયને વિનોબામાં એવો તો રસ જગાડેલો કે તેનું સંપૂર્ણ પરિશીલન કરવાની તેમની તીવ્ર ઈચ્છા હતી. તત્ત્વજ્ઞાનનો શ્રેષ્ઠ ગ્રંથ 'શાંકરભાષ્ય' કોઈ શાસ્ત્રજ્ઞ વિદ્વાન પાસે વાંચવાની તાલાવેલી હતી. એ દૃષ્ટિથી તેમણે સંસ્કૃત અધ્યયન માટે પ્રખ્યાત એવા, વાઈ ગામની પ્રાજ્ઞપાઠશાળાના મહાન આચાર્ય નારયણશાસ્ત્રી મરાઠે પાસે 'શંકર ભાષ્ય.' વાંચવા-સમજવા જવાની ૧ વરસ માટે ગાંધીજી પાસે પરવાનગી માગી. રજા મળતાં જ તેઓ વાઈ પહોંચ્યા. ત્યાં તેમનું ઘર તો હતું જ, એટલે જતાંવેંત તેમણે એકાગ્ર ચિત્તે અધ્યયન શરૂ કર્યું. એ બૌદ્ધિક તપશ્ચર્યા સાથેસાથે તેમણે શારીરિક તપશ્ચર્યા પણ શરુ કરી. કેવળ એક જ વસ્ત્ર તેઓ પહેરતા, અંગે ઓઢવા પણ બીજું કંઈ લેતા નહિ. વરસતા વરસાદમાં નદીકિનારે પડ્યા રહેતા. ક્યારેક તડકામાં જ જઈ બેસતા. ખાવામાં પણ તેમણે અનેક જાતના નિયમો કર્યા: અમુક ચીજ જ ખાવાની; તેમાં પણ ગણતરીના પદાર્થો જ ખાવાના; ને તેય અમુક જ પ્રમાણમાં; એમ અનેક રીતે એ દેહદંડના ચાલતી હતી. મન સાથે શરીર પણ ઘડાતું જતું હતું. શાંકરભાષ્ય પૂરું થતાં તે મહારાષ્ટ્રના પગપાળા પ્રવાસે નીકળ્યા. ત્યાંના ઈતિહાસપ્રસિદ્ધ કિલ્લાઓ, પવિત્ર તીર્થો, સંતોનાં જન્મસ્થાનો, બધું જોઈ વળ્યા. જે જે ગામે જતા ત્યાં કોઈ ખેડૂતને ત્યાં ઊતરતા અને ભાજી-ભાખરી જે મળે તે ખાઈ લેતા. એ રીતે ફરતાફરતા, પોતાનું રોજનું ખોરાકી ખરચ બે આનામાં જ પતાવતાં પતાવતા ઠરાવેલે સમયે તે પાછા આશ્રમે આવી પહોંચ્યા.

આશ્રમ આવ્યા ત્યારે તેમની આંખો ઘણી બગડી હતી. કશું બરાબર દેખાતું નહિ. અપરંપાર વાચન, કડક દેહદમન, તડકામાં ઉઘાડાં પગે ચાલવું ઈત્યાદિની આંખ પર અસર થઈ હતી છતાં તેઓ ચશ્માં લેતા નહોતા! છેવટે ગાંધીજીએ આગ્રહ કરી તેમને ચશ્માં લેવડાવ્યાં. એ વાત કહેતાં વિનોબાજીએ એકવાર કહ્યું, 'આશ્રમમાં જે ઓરડીમાં રહેતો હતો ત્યાં ઘણી કીડીઓ હતી. મને તે દેખાતી નહોતી; પણ ચશ્માં આવતાં તે બધી દેખાવા લાગી. મનમાં થયું, 'આજ સુધી કેટલી બધી પગ તળે કચડાઇ હશે તે ભગવાન જાણે!' જેમ બહારની આંખોનું તેમજ બુદ્ધિની આંખોનું છે વિચારની દૃષ્ટિ સ્વચ્છ નહિ હોય, જ્ઞાનચક્ષુ જો આંધળાં હશે તો આપણા હાથે કેટલાં અનુચિત કૃત્યો થશે એને સીમા નથી!'

**સા**બરમતી આશ્રમમાં એક વાર મહાત્માજીના માનસપુત્ર સ્વ. જમનાલાલ બજાજ આવ્યા. તેમણે કહ્યું 'મહાત્માજી, આ આશ્રમમાં ગીરદી ઘણી થઇ છે. વર્ધામાં એક શાખા કાઢોને! મહાત્માજીએ સંમતિ આપતાં વર્ધામાં શાખા શરૂ થઈ. એ ચલાવવા કોઇ યોગ્ય વ્યક્તિને મોકલવા જમનાલાલજીએ ગાંધીજીને વિનંતિ કરી.

## યોગાસનો: આપણાં શરીર મન અને જ્ઞાનતંતુ ત્રણેને એકીસાથે સ્વસ્થ રાખતી અનન્ય વ્યાયામપદ્ધતિ

૮

## ધનુરાસન



**આ** આસન બરોબર થતાં શરીરનો દેખાવ ધનુષ્ય જેવો થાય છે, એટલે એને ધનુરાસન કહ્યું છે. ધનુઃ એટલે ધનુષ્ય.

દાઢી જમીનને અડકાડીને પાથરણા પર ઊંધા સૂઈ જાઓ. હવે પગને ઢીંચણમાંથી વાળો અને એમને જાંગ ઉપર લાવો. બંને હાથ વડે બંને ઘૂંટીઓને પકડો. હવે પગને લાંબા કરવાનો પ્રયત્ન કરો; પણ તેને હાથથી સજ્જડ પકડી રાખો. આથી આખું શરીર કમાન જેવું તંગ થશે. એમ થાય એટલે આસન આવી ગયું કહેવાય. આ રીતે શરૂઆતમાં આ આસન પાંચ સેકન્ડ રાખવું, પણ પછી ધીમેધીમે વધારીને ત્રણ મિનિટ સુધી પણ રાખી શકાય છે. પછી ધીમે ધીમે છાતી અને જાંગના ભાગ નીચે ઉતારી, હાથ છોડી દઇ, શરૂઆતની જેમ લાંબા થઇને સૂઇ જવું, એટલે આસન પૂરું થઈ જાય.

આ આસનમાં શ્વાસ રોકવાનો નથી; સામાન્યરીતે ચાલે છે તેમ એ ક્રિયા ચાલવા દેવી. શરીરને એકદમ ઉંચકવાનું આમાં હોય છે, પણ તેમ કરવામાં ઉતાવળ કદી પણ કરવી નહિ. શરૂઆતમાં મુશ્કેલી લાગે, તો બંને પગના ઢીંચણ છૂટા રહે તો રાખવા. જેમજેમ ટેવ પડે તેમતેમ ઢીંચણને ભેગા રાખવાનો પ્રયત્ન કરવો.

આ આસનમાં ભુજંગ અને શલભ બંને આસનોનું મિશ્રણ છે, ને ફાયદા પણ બંને આસનના થાય છે. કરોડ મજબૂત બને છે તથા ખૂંધ નીકળતી હોય તો તે મટે છે. ચરબી ઘટી શરીરમાં ચેતન વધે છે અને સારી રીતે ચાલી શકાય છે. દાસુભાઇ શુક્લ

---

અને વિનોબા વિના ગાંધીજી બીજા કોની પસંદગી કરે?

વિનોબાજીએ ત્યાં જઇને સેવામય-કર્મમય તપશ્ચર્યા શરૂ કરી. અસંખ્ય સેવકો તૈયાર કરવાનું મહાન કાર્ય ત્યાં તેમણે શરૂ કર્યું. અનેકોને નવી દૃષ્ટિ આપી. સેંકડો લોકોને કાર્ય કરવાની સ્ફૂર્તિ આપી. કૈંક જણ એમની પાસે સાન્ત્વના મેળવવા, માર્ગદર્શન પ્રાપ્ત કરવા આવતા. મહાત્માજીના સિદ્ધાંતોને ત્યાં તેમણે સારી પેઠે ઘૂંટ્યા, એટલું જ નહિ પણ મહાત્માજીની કલ્પનાનો આદર્શ આશ્રમ ત્યાં ખરો કરી પવિત્ર, નિર્ભય, તેજસ્વી વાતાવરણ જમાવ્યું. તે એટલે સુધી કે મહાત્માજીએ સાબરમતી આશ્રમ છોડ્યો ત્યારે વર્ધા આશ્રમના વાતાવરણને લીધે ત્યાં જ રહેવાનું તેમણે નક્કી કર્યું.

વર્ધા આવ્યા પછી એમણે 'મહારાષ્ટ્ર ધર્મ' નામે માસિક શરૂ કર્યું. એમના આદર્શ તેજસ્વી જીવનનું જાણે તે (જુઓ અ૦ પૃ૦ ૩૯૯મું)

# આ

## જર જમીન અને જોરૂ જેમાં અસૂયા નહોતાં આણતાં

આર્ય, દ્રવિડ, હૂણ, મોંગોલ—પ્રત્યેક સ્વતંત્ર જાતિના જીવનમાં એક સમય એવો આવે જ છે કે જેને નવયૌવનકાળ કહી શકાય. ઊછળતી જુવાનીના તોરમાં ત્યારે, તેઓ લાંબો વિચાર કર્યા વિના ઘણીક અશક્ય અને હાસ્યજનક પ્રતિજ્ઞા લઈ બેસે છે અને આખરે એ પ્રતિજ્ઞા પાળ્યે જ રહે છે.

આપણે જેમને આર્ય તરીકે ઓળખીએ છીએ તે આર્યોના જીવનમાં પણ આવો એક નવયૌવનકાળ કુરુક્ષેત્રના યુદ્ધ પૂર્વે આવી ગયો હતો. પંચાંગની ત્યારે હજી શોધ નહોતી થઈ. આકાશમાં ગ્રહ, નક્ષત્ર, ચંદ્ર ને સૂર્ય ફાવે તેમ નચિંત થઈને પોતપોતાના વર્તુળમાં ફરતા. એનાં હલનચલન કે એમાં થતાં પરિવર્તનો ઉપર માનવી ત્યારે આજની જેમ બહુ ઝીણવટથી ધ્યાન આપતો થયો નહોતો.

આર્યોના આદિ વીર પુરુષો ભારતભૂમિમાં પગપેસારો કરી અહીંના આદિવાસી 'અનાર્યો'ને વિંધ્યાચળને પેલે પાર હાંકી કાઢીને શાંત નહોતા થયા. રાક્ષસ, પિશાચ, દસ્યુ વગેરે નામથી એમનો ઉપહાસ પણ તેઓ કરતા. કદાચ આજની જેમ એ યુગમાં પણ શત્રુની વગોવણી કરવાની પ્રથા ચાલુ હશે.

એ પછી એકાદ અગસ્ત્ય મુનિએ એમના કેટલાક શિષ્યાદિ સહ દક્ષિણાપથે અગસ્ત્યયાત્રા કરી, ને તેઓ પાછા ફર્યા જ નહિ. રાક્ષસો ને પિશાચો એમને ખાયા ને ખાયા ભક્ષી ગયા કે નહિ તેનો ઉલ્લેખ પુરાણોમાં મળતો નથી. જે હોય તે. પણ ત્યારથી અન્યાન્ય આર્ય વીર પુરુષો પણ વિંધ્યાચળની દક્ષિણે ડોકિયું કરવા લાગ્યા.

બે યુવાન આર્ય યોદ્ધા સૈન્યસામંતો સાથે દક્ષિણાપથ બાજુ બહુ આગળ વધી ગયા હતા, અને એમણે જોઈ કરીને એક નાના પણ સુંદર રળિયામણા પ્રદેશમાંથી ત્યાંના આદિનિવાસી કૃષ્ણકાય દસ્યુ તસ્કરોને હાંકી કાઢી ત્યાં પોતાનું રાજ્ય સ્થાપી દીધું હતું. એ આર્ય વીરોનું નામ પ્રદ્યુમ્ન અને મધવા. એ બેઉ ગાઢ મિત્રો હતા.

મિત્રતા શબ્દમાં આજે એ તેજસ્વિતા, એ પ્રબળ ભાવના નથી રહી; આજે તો એ શબ્દનો ઉપયોગ સ્વાર્થ સાધવા કે રમૂજ કરવા પૂરતો જ બની ગયો છે. પરંતુ એ યુગમાં દસ્યુઓ અને રાક્ષસો દ્વારા ઘેરાએલા હોઇ મિત્રતાને ઝળકવાની પૂરેપૂરી તક મળતી. બેઉ મિત્રોની સામટી શક્તિના સામર્થ્યે રાજ્ય તો સ્થપાયું. પરંતુ પછી પ્રશ્ન ઊઠ્યો કે રાજા કોણ થાય?



'મધવા, તું રાજા થા; હું સેનાપતિ થઈશ.' પ્રદ્યુમ્ને કહ્યું.

'ના, તું જ થા; હું સેનાપતિ થઈશ.' મધવાએ ઉત્તર આપ્યો.

સમસ્યાનું સમાધાન ન થયું. મિત્રને વંચિત કરી જાતે રાજા થવાની અધીરતા કોઈને ન હતી. બીજી બાજુ નવું સાંપડેલું રાજ્ય પણ એટલું નાનું હતું કે ભાગલા પાડતાં, ખાસ કંઈ ભાગમાં આવે નહિ; અને વસતિની વહેંચણીમાં પણ શક્તિનો ક્ષય અનિવાર્ય હતો. બેઉ મિત્રો બહુ વિચારમાં પડી ગયા.

એક રાત્રે આકાશમાં પૂર્ણગોળાકારે ચંદ્ર શોભી રહ્યો હતો. અર્થાત્ એ પૂર્ણિમાની રાત હતી. પથ્થરોથી બંધાએલા ઊંચા કિલ્લાની ટોચ પર બંને મિત્રો ચિંતાતુર ચહેરે બેઠા હતા. કિલ્લો બેશક હાંકી કાઢેલા અનાર્ય દસ્યુઓ દ્વારા જ બાંધવામાં આવ્યો હતો. ત્યારે આર્યો કિલ્લો બાંધતાં જાણતા નહિ. રામચંદ્ર લંકામાં રાવણનો કિલ્લો જોઈ એકદમ અવાક્ થઈ ગયા હતા.

પોતાની ભીંગરી દાઢી પસવારતાં પસવારતાં મધવો ઉઘાડી અગાશીમાં આંટા મારતો હતો. વિશાળ તેજસ્વી ચહેરો, આસમાની આંખો ને ગદા જેવો મજબૂત અને નક્કર દેહ. ચિંતા કરવાની ટેવ ખાસ એને નહોતી. એથી જ આકરી ચિંતાની વાત આવતાં જ એનાં આંગળાં દાઢી ખંજવાળવા લાગતાં.

પ્રદ્યુમ્નનો ચહેરો પ્રમાણમાં બહુ છતાં

એવી આર્યબિરાદરીની

# પ્રાગ્-જ્યોતિષ

## કાળની નવલિકા શ્રી શરદીન્દુ બંદ્યોપાધ્યાય ની વાર્તા ઉપરથી

અનુવાદક
રમણિક મેઘાણી

ઠીક ઠીક નક્કર અને તેજસ્વી હતો. મસ્તકે સોનેરી ઝુલ્ફાં, અને આંખની કીકી ઘેરી આસમાની. દાઢી એને નહોતી. માત્ર ઝીણી એવી મૂછ એણે રાખી હતી. એ મૂછ પર હાથ ફેરવતો ફેરવતો એ કોટના કાંગરાને અઢેલીને ચંદ્ર તરફ જોઈ રહ્યો હતો.

પરંતુ ચંદ્ર તો હસતો હતો. એના પર તોળાઈ રહેલી મહાન આફતની એને ખબર નહોતી. પંચાંગની શોધને અભાવે એને એનો પૂર્વાભાસ પણ નહોતો.

ઓચિંતો ગધવો બોલ્યો: 'એક ઉપાય સૂઝે છે, પ્રદ્યુમ્ન. ચાલ આપણે પંજો લડાવીએ. જે હારે એણે રાજા થવું પડશે.'

મૂછમાં હસીને પ્રદ્યુમ્ન બોલ્યો, 'લુચ્ચાઈ કરવી છે ને? છેલ્લી વેળા મારું કાંડું ખડી ગયું હતું એ યાદ છે એટલે ને?'

નિરાશ થઈ ગધવો ફરી દાઢી ખજવાળવા લાગ્યો. અને એ બોલ્યો, 'આપણે બંને રાજા થઈએ તો શો વાંધો?'

'બેઉ જણ રાજા થઈએ તો કોણ કોનો હુકમ માને? વસતિને ફરમાન કોણ ફરમાવશે?' પ્રદ્યુમ્ને ખુલાસો કર્યો.

'એ તો ખરું.'

'આપણે બેઉ વારાફરતી રાજા થઈએ.'

'એ કઈ રીતે?'

'થોડા દિવસ તું રાજા અને હું સેનાપતિ; ને પછી થોડા દિવસ હું રાજા ને તું સેનાપતિ; બીજું શું?'

વિચાર કરીને ગધવાએ કહ્યું, 'વાત ખોટી ન કહેવાય. એક દિવસ તું રાજા ને એક દિવસ હું.'

'ઊંહું, એટલા જલદી જલદી રાજા બદલાય તો તો ગોટાળો થાય.'

'ગોટાળો શાનો?'

'માન કે મેં રાજા થઈને તને હુકમ કર્યો કે 'સેનાપતિજી, સાંભળ્યું છે કે દક્ષિણમાં લંબોદર નામના રાક્ષસોના રાજ્યમાં રસાળ નામનું એક જાતનું અતિ સુંદર ફળ મળે છે. તમે સત્વર જઈને એ ફળ લઈ આવો, મને એ ખાવાનું મન થયું છે. હવે એ ફળ લઈને પાછા વળતાં દિવસ વીતી ગયો, ને તું રાજા થયો અને હું સેનાપતિ થયો. તો એ દશામાં એ ફળ કોણ ખાય?'

'સાચું, સાચું. બહુ મુશ્કેલી છે એમાં તો.' ગધવાએ કહ્યું.

યાદ રાખવાનું છે કે આર્યોએ ત્યારે હજુ સ્થિર થઈને બેસી જ્ઞાન-વિજ્ઞાનની શોધખોળ શરૂ નહોતી કરી. બેએક ઋષિ ઓચિંતા મંત્રદ્રષ્ટા બની વિદ્યુતરેખાના એકાએક થતા ચમકારની જેમ એકાદ સૂત્રનું ઉચ્ચારણ કરી નાખતા એટલું જ. શિયાળો, ઉનાળો ને ચોમાસું, આ જાતનાં ઋતુપરિવર્તનની વાતો એકંદર જાણવા છતાં, સમયને અઠવાડિયું, મહિનો કે વર્ષમાં વહેંચી નાખવાની બુદ્ધિ ત્યારે પણ કોઈમાં ઉદ્ભવી નહોતી.

પરિણામે પ્રદ્યુમ્ન અને ગધવો મોટી ચિંતામાં પડી ગયા.

બીજી તરફ આકાશમાં ચંદ્ર પણ વિપદમાં પડ્યો હતો. પ્રદ્યુમ્ન એના તરફ નજર ખેંચવા જતાં બોલી ઊઠ્યો, 'અરે અરે! આ શું?'

ગધવાએ પણ ઊંચે જોયું. જોયું તો આકાશ વાદળવિહોણું છે, છતાં ચંદ્રના શુભ્ર મોં ઉપર ધુમાડા જેવી છાયા પડે છે, અને એ કાળી છાયા ધીરેધીરે ચંદ્રને ગળી જવા લાગી છે!

બંને મિત્રોનાં મનમાં શંકા અને ઉત્તેજના જન્મ્યાં. એ પહેલાં પણ કેટલીક વાર એવું જ દૃશ્ય જોયું હોવા છતાં તેમને એ સંપૂર્ણ સ્વાભાવિક એક કુદરતી ઘટના ન લાગી; ધરતીકંપ જેવી એક અણધારી આફત જ જણાઈ. ગધવાએ દોડતાં જઈ પ્રદ્યુમ્નનો હાથ દાબી ગુસપુસ કરતાં કહ્યું, 'ચંદ્રગ્રહણ!'

પ્રદ્યુમ્ને પડી ગએલા મોંએ મિત્રને આશ્વાસન આપતાં કહ્યું, 'હા, પણ ચિંતા નથી. ચંદ્ર ફરી મુક્ત થશે. નાનપણમાં વૃદ્ધ અંગિરા ઋષિ પાસે થોડુંક ભણેલો, ત્યારે એક દિ એમણે કહેલું કે આકાશમાં રાહુ નામનો એક અદૃશ્ય રાક્ષસ છે, એ વચ્ચેવચ્ચે ચંદ્ર-સૂર્યને ગળી જાય છે, પરંતુ વધુ વખત એ એને દાબી રાખી શકતો નથી.'

'હા, મેં પણ ચારપાંચ વાર આવું જોયું છે.'

'મેં પણ વચ્ચેવચ્ચે આવું દીઠું છે.'

બેઉ મિત્રો એકબીજાના હાથ પકડી લેવા લાગ્યા. વિપદગ્રસ્ત મરણિયો ચંદ્ર એક તામ્રવર્ણા અર્ધસ્વચ્છ અજગરના પેટમાં થઈને પશ્ચિમ બાજુ જઈ રહ્યો છે. કિલ્લા નીચે ભયભીત જનતા એકત્ર થઈને ચીસો પાડતી વિવિધ વાજિંત્રો જોરશોરથી વગાડી રહી છે. જાણે આ જાતના ઉગ્ર અવાજથી ભય પામીને દુષ્ટ રાક્ષસો પોબારા ગણી જશે!



થાંભી વારે ચંદ્રનો એક ખૂણો ચળકતો બહાર દેખાયો. તે પછી જોતજોતામાં ચંદ્ર સંપૂર્ણ અક્ષત દેહે હસતે મોંએ રાક્ષસના પંજામાંથી મુક્ત થયો. સૌએ ફરી સાદે આનંદના પોકારો કર્યા. મઘવો પ્રદ્યુમ્નનો હાથ છોડી નિરાંતનો શ્વાસ મૂકતાં બોલ્યો, 'ખેર, બચી ગયા.'

પ્રદ્યુમ્ને કહ્યું, 'માત્ર એટલું જ નહિ; આપણી સમસ્યાનું સમાધાન પણ મળી ગયું.'

'કઇ રીતે ?'

'સાંભળ, આજથી હું રાજા બનું છું. ફરીને જ્યારે ચંદ્રગ્રહણ થશે ત્યારે તારો રાજત્વકાળ પૂરો થશે, ને હું રાજા થઈશ. એ રીતે ચલાવ્યા કરશું.'

મઘવાએ વિચાર કરીને કહ્યું, 'વાત કંઇ ખોટી નહિ. પણ પહેલાં હું જ શા માટે રાજા થાઉં ?'

'કારણ કે આ ઉકેલ મેં શોધ્યો છે. હવે જાઉં છું. કાલ સવારે સૈન્ય સાથે યુદ્ધયાત્રા આરંભીશ. સેનાપતિને બીજું કામ પણ શું હોય ? મહારાજ' આ દરમિયાન આપ ભેદભાવ વિના પ્રજાપાલન કરતા




પ્રદ્યુમ્ને જોયું કે એક બારી પાસે બેઠીબેઠી વેણી સરખી કરી રહી છે.

રહેજો. મહારાજનો જય હજો.' અને એક સ્મિત કરતો પ્રદ્યુમ્ન નીચે ઊતરવા લાગ્યો, ને મઘવો અતિ નિરાશ થઈ દાઢી ખંજવાળવા લાગ્યો.

મઘવાના માથામાં બહુ બુદ્ધિ નહોતી. છતાં હવે ઓચિંતો એનામાં રાજબુદ્ધિનો ઉદય થયો! એણે ગંભીર થઇ સાદ પાડ્યો: 'સેનાપતિ પ્રદ્યુમ્ન !'

'જી; આજ્ઞા આપો મહારાજ!' હાથ જોડીને પાછા ફરતાં પ્રદ્યુમ્ને કહ્યું.

મહારાજ મઘવાએ મેઘગંભીર સ્વરે કહ્યું, 'હું આજ્ઞા કરું છું કે કાલે પ્રભાતે તું સૈન્યસમેત લઈ યુદ્ધયાત્રાએ જાઉં છું. હું પાછો ન ફરું ત્યાં સુધી તમે વિના ભેદભાવે પ્રજાપાલન કરજો. રાત બહુ વીતી ગઈ છે. હવે હું રાજશય્યા ઉપર સૂવા જાઉં છું.'

આવું હાસ્ય હસવા મઘવો ટેવાએલ નથી. પ્રદ્યુમ્ન તરફ એકવાર આંખનો મિચકારો કરતાં, ખડખડાટ હસત હસતાં એણે પ્રસ્થાન કર્યું.

ને ગમાર જેવો બની પ્રદ્યુમ્ન કાન પાછળ ખંજવાળવા લાગ્યો.

નવયૌવનની મુખ્ય ખાસિયત એ છે કે તે જીવનને ગંભીર્યનાં ચશ્માં વાટે કદી નિહાળતું નથી. જગત એને માટે રમતનું મેદાન છે; યુદ્ધ એને માટે સરસ કૌતુક છે; પ્રેમ એને માટે એક માદક ઉત્તેજના છે.

મહારાજ મઘવા મહા આનંદસહ અમુક સૈન્ય લઈ યુદ્ધયાત્રાએ ચાલ્યા ગયા. રાજ્યની દક્ષિણ સીમા ઉપર કોદંડ નામની એક અનાર્ય જાતિ વસે છે એના ઉપર વિજય મેળવવાનો એનો ઇરાદો છે.

આધુનિક ગણતરીએ જે સમયને લગભગ ત્રણ માસ કહી શકાય તેટલા સમય પછી મઘવો યુદ્ધયાત્રામાંથી પાછો ફર્યો. એના પિંગળા વાળ રૂક્ષ થઇ ગયા છે. એના દેહ પરનું ચામડાનું આવરણ છિન્નભિન્ન થઈ ગયું છે. એનાં મોં પર પરિતૃપ્ત ઈચ્છાનું હાસ્ય છે.

આવતાંવેંત એણે પ્રદ્યુમ્નનો વાંસો થાબડતાં પૂછ્યું, 'કાં? કેમ છો ?'

બન્ને મિત્રો બાથ ભરીને ભેટ્યા. પ્રદ્યુમ્ને કહ્યું, 'તું દૂબળો થઈ ગયો દેખાય છે. રાક્ષસોના દેશમાં કંઈ ખાવા મળ્યું હોય એમ નથી લાગતું.' અને પછી પોતાના પદનું ભાન લાવીને બોલ્યો, 'મહારાજનો જય થજો! આપને ના બધા યે સમાચાર સારા છે ને ?'

મઘવાએ કહ્યું, 'ખરાબ કંઇ જ નથી. બેટા કોદંડોને બરાબરના ફટકાવ્યા છે. એટલું જ નહિ, એક સરસ ચીજ પણ લાવ્યો છું. ચાલ દેખાડું.'

પરાજિત જાતિ પાસેથી લૂંટેલી ઘણીઘણી વિચિત્ર ચીજો સૈનિકોના એક દળના સંરક્ષણ નીચે હતી. મઘવો એમને ઇશારો કરતો રાજભવન તરફ ચાલ્યો. જતાંજતાં એણે પ્રદ્યુમ્નને પૂછ્યું, 'હં, પણ રાજ્ય કેમ ચાલે છે ? લોકો આનન્દમાં છે ને ?'

'તમારા ગમનથી આનંદ વધી ગયો છે.'

'કઇ રીતે ?'

'આપણે યોદ્ધાઓમાં રસનો સંચાર થયો છે. અનાર્ય છોકરીઓને પકડી આણી તેઓ ધપાધપ લગ્ન કરી રહ્યા છે.'

મોટેથી હસી પડતાં મઘવાએ કહ્યું, 'એમ છે કે ? ત્યારે તો એ દરદ ચેપી લાગે છે!'

(અનુસંધાન આગળ પૃ. ૪૦૭મે)

# છાવણી પર હલ્લો



તાલીમ લેતા કુમારો
જેમાં પોતાની બુદ્ધિ અને બળ
બતાવે છે એવો
માત્ર નામ અને ઠામ બદલીને વર્ણવેલો
**એક સાચો પ્રસંગ**

—લેખક
વાસુદેવ ભટ્ટ

'ગામ તો જો કે કાંઈ મોટું નથી; પણ છોકરાઓ ઉત્સાહી છે. અને એટલે તમારે એક વાર આવવું જ પડશે.'

શાંતિભાઈના એ આગ્રહને લીધે મારે સાંતેજ ગામે જવું જ પડ્યું. સાંતેજના છોકરાઓ કેવા ઉત્સાહી હતા એની તો સાંતેજ ગયા પછી ખબર પડી (અને તે પણ બરાબર!). પણ શાંતિભાઈના ઉત્સાહની તો મને ખબર હતી જ. ખરું પૂછો તો શાંતિભાઈના ઉત્સાહને લીધે જ છોકરાઓમાં ઉત્સાહ આવ્યો હતો, અને પરસ્પરના એ ઉત્સાહને લીધે જ 'સાંતેજ તાલીમ છાવણી' સફળ થઈ હતી.

નિયત દિવસે સાંજના 'સાંતેજ તાલીમ છાવણી'માં પહોંચી, વિદ્યાર્થીઓ સાથે વાર્તાલાપ કરી, ઓરડાની બહાર નીકળતો હતો ત્યાં મારે કાને શબ્દો પડ્યા: 'જુઓ, આજે રાતે બરાબર સાચવજો હોં! આ રસિકભાઈ આવ્યા છે ને, તે બહુ તોફાની છે. વ્યાયામ-વર્ગ વખતે બધાને બહુ હેરાન કરે છે. એટલે રાતના ચોકી વખતે બરાબર ધ્યાન રાખજો.'

શબ્દો સાંભળીને હું ચમક્યો. બોલનાર તરફ નજર ફેરવી તો એ તો નીકળ્યો અગાઉ વ્યાયામવર્ગમાં મેં ત્રણ વર્ષ અનુભવ લઈ ગયેલો મનુ: હોશિયાર, રમૂજી અને તોફાની. અને હું બધી વાત પામી ગયો. ભાઈસાહેબને તોફાન કરવું હતું. પણ શિર સલામત રાખવું હતું; તેથી અત્યારથી જ મારા ગળામાં તોફાન-માળા પહેરાવવા માંડી હતી. મેં મનમાં મનમાં કહ્યું: 'સારું દોસ્ત, મનુ! તું પણ તારો દાવ અજમાવી લે. મારા નામે પણ જો છાવણીમાં કાંઈક નવો અનુભવ થતો હોય તો ભલે થાય. તારા તોફાનના શિકાર બીજાને બનાવજે અને શિકારીનો ટોપ મારે માથે નાખી તું શિરસાબૂત બનજે!' પણ એ વખતે મને ખબર નહોતી કે તોફાનની પરંપરા કંઈક બીજી જ રીતે ગોઠવાશે ને મારે માથે પણ કાંઈક જુદી જ ફરજ આવી પડશે. મનુના શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરી હું બહાર નીકળી ગયો.

છાવણી-જીવનને શોભતું વાળુ પતાવી, શાંતિભાઈ તથા છાવણીના વડા અધિકારી સુબોધભાઈ સાથે થોડી વાતચીત કરી, 'મહેમાન ગૃહ' વાળા ઓરડામાં મેં લંબી તાણી. રાતના ચોકીની વ્યવસ્થા કઈ જાતની છે એ જાણવાની જરા ઇચ્છા તો થઈ આવી, પણ સવારના છની ગાડી પકડવાની હોવાથી મેં તો મારે લંબી તાણી.

બાર વાગી ગયા પછી મનુએ મને જગાડ્યો. હું પૂરો સ્વસ્થ થાઉં તે પહેલાં તેણે પોતાની અસ્ખલિત જીભ દોડાવવા માંડી: 'ગભરા થઈ છે' (એ તો હું જાણતો જ હતો!) 'બધાને બહાર કાઢ્યા છે.' (એમ? એ કાંઈક નવું! એ જાણવું પડશે.) 'એ, રસિકભાઈ! છાવણી પર ઢેખાળા પડ્યા!' (ક્યાં પડ્યા એ કહેવાની જરૂર નથી. કારણ કે ઢેખાળા ખરેખર પડ્યા જ હતા કે કેમ તે હું જાણું છું) 'એટલે મેં 'ભય'ની સિસોટીઓ વગાડી અને સુબોધભાઈને જગાડ્યા.' (એટલા માટે તો ઢેખાળા તારે હાથ પડ્યા.) 'સુબોધભાઈને મેં કહ્યું કે છાવણી ભયમાં છે: કોઈક હરામખોરો છાવણી પર પથરા ફેંકે છે.' (અને એ હરામખોરો છાવણીની બહાર હતા કે અંદર?) 'ત્યારે મને સુબોધભાઈએ કહ્યું કે એ હરામખોરોને જરા પરચો બતાવવો પડશે. એમ કહીને તેમણે 'ભય'નો ઘંટ વગડાવ્યો અને આખી છાવણી જગાડી.' (ચાલ તારું તોફાન લેખે લાગ્યું!) 'પછી બધાને કતાર-માં ખડા કરીને સમજાવ્યું કે છાવણી ભયમાં છે, માટે આપણે બરાબર તપાસ કરવી પડશે.' એમ કહીને તેમણે બધા મજબૂત મજબૂત છોકરાઓને આગળ બોલાવ્યા. મને અને બાબુને છાવણીનું ધ્યાન રાખવા કહ્યું અને પેલા મજબૂત છોકરાઓને પોતાની સાથે બહાર લઈ ગયા, હરામખોરોની શોધ કરવા. બેટમજી બધા ખરા લાગમાં આવ્યા છે.' (તેં શિયાળાની ઠંડી રાતે ગરમી પેદા કરી ખરી!)

અને મનમાં ખુશ થતો મનુ પાછો બહાર ચાલ્યો ગયો. મારી આંખોમાં તો હજી ઊંઘ હતી જ, ને તોફાન પતી ગયું હતું એટલે મેં ગોદડી ઓઢી લીધી ને પહેલાંના અનુસંધાને ઊંઘને આગળ લંબાવી.

પણ મનુના તોફાનનું અનુસંધાન જરા વધારે લંબાયું. સુબોધભાઈ અને બીજા સૈનિકો તપાસ માટે ગયા હતા. તપાસ કરતાં બહુ બહુ તો અર્ધો કલાક થાય. પણ તેટલા વખતમાં તેઓ પાછા ન ફર્યા. મનુને જરા ચટપટી થઈ. અધૂરી રાખેલી વાર્તા જલદી પૂરી નથી થતી, એ જોઈ તેનું અનુસંધાન સાધવા એ ઝોકાંની ગોત કરવા લાગ્યો. સવા કલાક જેટલો સમય વહી ગયો, પણ સુબોધભાઈ કે તેના કોઈ સાથીની ગંધ સરખી ન મળી. છેવટે અકળાઈને મનુ મારી પાસે આવ્યો. મને ઢંઢોળ્યો. મેં કહ્યું: 'કેમ પાછું શું થયું? બીજું કાંઈ તોફાન કર્યું કે શું?'

'ના, ના, તોફાન તો શું?—પણ હજી એ લોકો પાછા નથી આવ્યા.'

'શું? હજી પાછા નથી આવ્યા? કેટલોક વખત થયો?'

'કલાક વાગી ગયો.'

'એ લોકો કેટલાક વાગ્યે ગયા હતા?'

'લગભગ બાર વાગ્યે.'

'ઓમ? એટલે સવા કલાક ઉપર થયું?'

'હા!'

'હં.' હું વિચારમાં પડ્યો. કાંઈ સવા કલાક સુધી હરામખોરોની શોધ ના ચાલે. જરૂર હરામખોરોને શોધનારા જ હરામખોર નીકળ્યા. અને મેં ગોદડી આઘી કરી. પથારી છોડી પહેરણ પહેરવા માંડ્યું અને મનુને કહ્યું: 'બહાર આવ'



મકાનનો
નકશો

બહાર, સામે જ વદ છઠનો ચંદ્ર પૂર્વ દિશામાં ઠીકઠીક ઊંચે આવી ગયો હતો પણ આકાશ સહેજ ચોખ્ખું નહોતું. વાતાવરણ મેતલોકનું દૃશ્ય ઊભું કરવા પ્રયત્ન કરતું હતું. એ અર્ધ પ્રકાશની અસ્પષ્ટ દુનિયાને સ્પષ્ટ કરવાની સૌથી પહેલી જરૂર હતી. હાથમાં એક એક મજબૂત દંડો ફકાવી, મનુને સાથે લઈ, છાવણીની ભૂગોળ ભણવા હું મકાનમાંથી મેદાન પર આવ્યો.

ભૂગોળ આમ હતી: વચ્ચે મકાન; ચારે બાજુ ખુલ્લી જગ્યા; ખુલ્લી જગ્યાની ચારે બાજુ વાડ- મકાનની આગળના ભાગમાં-એટલે કે પૂર્વ દિશામાં કાંટાવાળા તારની પાકી વાડ; તેમાં વચ્ચે મુખ્ય ઝાંપો; અને વાડ પછી સ્ટેશનથી ગામ તરફ જતો મુખ્ય માર્ગ. ઉત્તર દિશામાં એવી જ મજબૂત વાડ પણ વચ્ચે, તારને પહોળા કરી ઉપરનીચે બાંધી બનાવેલું એક છીંડું; એ છીંડા વાટે સામેના જૈનછાત્રાલયમાં જવાયઆવાય. પાછળ પશ્ચિમમાં કાંટાવાળા તારની વાડ; વચ્ચે નાનો ઝાંપો; તેની પાછળ નાનું નેળિયું; અને નેળિયાની પેલી બાજુ ખેતરો. દક્ષિણ બાજુ થોરિયાની વાડ; પણ તે ય છૂટીછવાઈ—જેમાં વાડના કરતાં છીંડા વધારે એવી; એ છીંડાંઓની પેલી બાજુ ઝાડપાન અને ઝાંખરાવાળી થોડી ખુલ્લી જગ્યા; ખાલી જગ્યા મૂકીને અવાવરુ ધર્મશાળા.

ભૂગોળનો અભ્યાસ પૂરો કરી, મકાન પાસે આવી મેં સૈનિકોનો અભ્યાસ શરૂ કર્યો: 'આપણી છાવણીમાં અત્યારે કેટલા જણ છે?'

'હું, તમે, બાલુ અને બીજા છ.' જરા ગણતરી કરી મનુએ કહ્યું.

'અને સુબોધભાઇ કેટલા જણને સાથે લઇ ગયા છે?'

'તેમણે ગિન્તી કરાવી ત્યારે સોળ થયા હતા. એટલે કુલ સત્તર.'

'શાંતિભાઈ ક્યાં છે?'

'એ તો આગલા એમને ઘેર જ સૂએ છે'

'ચાલ; આપણી છાવણીમાં જેટલા છે એટલા બધાને જગાડો.'

'પણ એમાં બે તો માંદા છે;—અને બે જણને માર વાગેલો છે.'

'કાંઈ વાંધો નહિ. બધાને જગાડ.'

બધા જાગીને આવી જાય ત્યાં સુધીમાં ચારે બાજુ ફરી વળી, છ વત્તા ત્રણ જણને કેવી રીતે કામે લગાડવા તેનો મેં ખ્યાલ કર્યો. એટલામાં તો મનુએ ખબર આપી કે બધા જાગીને તૈયાર થઈ ગયા છે. જઇને જોઉં તો 'ઘરડા, લૂલા, આંધળા' એવાં છ જણ એક હારમાં ઊભા હતા! બે માંદાએ બરાબર કપડાં લપેટ્યાં હતાં; બે ઘાયલ સૈનિકો ત્રિભંગ કરી ઊભા હત; અને એ છયે જણમાં મોટાભાગનાની ઉંમર ૧૧ થી ૧૪ વર્ષની હતી! શિયાળાની ઠંડી હવા મને જરા વધારે ઠંડી લાગી. છાવણીની છાશ અહીં ભેગી થઇ હતી અને માખણ બહાર ગયું હતું!

બે માંદાને દફતર પાસે બેસાડ્યા. બહાર બરાબર બંધ કરાવ્યો, અને એટલા ભાગ પર નજર રાખવાનું તેમને સોંપ્યું. બાળસેનાને પાછળ પશ્ચિમ બાજુ લઈ લીધી. નાનો ઝાંપો બંધ કરાવ્યો. ઝાંપાથી જરા વધારે અંદરના ભાગમાં તેમને બેસાડ્યા. પાસે પથરાનો ઢગલો કરાવ્યો અને સૂચના આપી કે કાંઇ ભૂગાભગ સંભળાય કે પથરા પડે તો જરા હાકોટા તથા પથરાબાજીથી તેનો જવાબ આપજો.

એક ઘાયલ સૈનિક પાસે આગળનો મુખ્ય ઝાંપો બંધ કરાવી પૂર્વ તથા ઉત્તર દિશાની દુનિયા કે જ્યાં ઝાડપાનનો અંતરાય ન હોવાથી લાંબે સુધી 'મેદાન સાફ' હદ તેની પર નજર રાખવા સૂચના કરી.

બાલુને આ ત્રણેય વિભાગ પર—ખાસ કરીને બાળકોના પર—દેખરેખ રાખવા કહ્યું. દરેકને સિસોટીઓ આપી. મેં, મનુએ અને બાલુએ દંડાને અમારો સાથીદાર બનાવ્યો. બધું બરાબર થઈ ગયું. એટલે દક્ષિણ બાજુની વાડ પાસેની તડકીછાંયડીમાં મેં અને મનુએ છાનામાના ધીમેથી ફરવા માંડ્યું.

આ બધાં કામકાજમાં વખત તો બહુ જ થોડો વીત્યો હતો; પણ સત્તર જણાની સવારી ગયે એટલો બધો વખત વીત્યો હતો કે અમારે હવે હુમલાની ઘડીઓ જ ગણવાની હતી. અને, ખરેખર, અમારે બહુ રાહ ન જોવી પડી.

થોડાક જ વખતમાં પશ્ચિમ બાજુના નેળિયાની પેલી બાજુથી એક આંબા નીચેથી શિયાળિયાની લાળી સંભળાઈ, ઝાંખાંઝાંખાં છાયાચિત્રો દેખાયાં, ને છાવણી પર પુષ્પવૃષ્ટિ થઈ! એક કિશોરે આવી જરા હાંફળાફાંફળા થઇ અમને આ સમાચાર આપ્યા. બાલુ પણ એ બાજુ દોડી ગયો હતો. કિશોરને અમે સૂચના આપી કે જરા ય ચિંતા કર્યા વિના તમે હોંકારા કરો ને થોડા પથરા એ દિશામાં નાખો. વળી બાલુને, ત્યાંથી ખસી પૂર્વ અને ઉત્તર બાજુ નજર રાખવા કહ્યું.

મારી એક ગણતરી સાચી પડી, એટલે બીજી ગણતરી પણ કદાચ સાચી પડશે એમ લાગ્યું. ગણતરીને સાચી પડતી જોવા અમારું ધર્મશાળાના મેદાન પરનાં ઝાંખરાં અને ઝાડનાં થડિયાંની પાછળ અમે નજર ચોંટાડવા માંડી. આંખોએ દગો ન દીધો. ઝાંખાઝાંખા આકાર લપાતાછુપાતા અમારી છાવણી તરફ આવી રહ્યા હતા. અમે એવા લપાઇને ઊભા હતા કે તેઓ અમને જોઈ શકતા નહોતા અને તેથી જ આગળ વધી રહ્યા હતા. જરા વધારે પાસે આવ્યા એટલે મોટી ગર્જનાઓ કરતા અને દંડા ઉછાળતા અમે કૂદી પડ્યા. હતા તો અમે બે જ જણ, પણ દેખાવ એવો થયો કે જાણે પાંચ-છ જણ છો (જોકે થોડી જ વારમાં બાલુ પણ અમારી સાથે થઈ ગયો હતો.) હુમલો કરનારાની પાછલી હારે પીઠ ફેરવી. આગલી હાર સામે થઇ. તેમની પાસે પણ લાઠીઓ હતી. ઝપાઝપી થઈ. તેઓ છાવણી લૂંટવા આવેલા. લૂંટનારા જેવો દેખાવ પણ હતો જ. માથે બુકાની બાંધેલી અને મારસા-ચાદર વીંટ્યાં હતાં: તેમનો એ અનુરૂપ પોશાક તેમને અનુકૂળ ન થયો. અમારા દંડાના જેટલી સરળતાથી તેમની લાઠીઓ ના ફરી. અમારા પગ જેટલી સરળતાથી તેમનાં શરીર ના ફર્યાં. ઝપાઝપીમાં બન્ને પક્ષે થોડી નુકસાની તો થઇ, પણ પરિ-

ણામમાં હુમલાખોરોએ માર તથા કાંઇક વિશેષ ખાધા. અને વધારામાં ત્રણ હુમલાખોરો અમારા કેદી બન્યા! બાકીનાઓએ પોતાની સલામતી ખાતર અમારી છાવણીની સલામતી અમને બક્ષી.

અમારું ધ્યાન, અને બને તો અમારાં શરીર, બીજે સ્થળે દોરવા માટે પશ્ચિમ દિશામાંથી શરૂ થએલ હિલચાલ તો ક્યારની શમી ગઈ હતી, અને દક્ષિણ તરફની મૂંગી પણ સક્રિય હિલચાલ નિષ્ફળ ગઇ હતી. પરિણામે હુમલાખોરો તરફથી પૂરી શાંતિ રહી.

પકડાએલા ત્રણ હુમલાખોરોને માટે અમારે જેલ બનાવવી પડી. એક ઓરડો ખાલી કરી તેમાં ત્રણે ય કેદીને પૂર્યા અને બહાર એક જેલરને બેસાડવામાં આવ્યો. કેદીઓની ઊલટ તપાસ કરવામાં આવી, તો તેમાં જાણવા મળ્યું કે તેઓ ડુંગરપુર બાજુના ભીલ લોકો છે! અને તેમણે ચાદરો ચડ્ડી અને ધોળાં ખમીસવાળા છોકરાઓને આજે રાતે રસ્તામાં ક્યાંય જોયા નહોતા!

**અ**ર્ધો-પોણો કલાક શાંતિથી પસાર થયો. તે દરમિયાન અમારી ગોઠવણીમાં અમે એટલો ફેરફાર કર્યો કે પશ્ચિમ ને દક્ષિણ બાજુએ બાળસૈનાને ફરતી-નજર કરતી રાખી, ઘાયલ-માંદાને ઉત્તર અને પૂર્વ બાજુ નજર રાખવા જણાવ્યું, ને અમે ત્રણ-હું મનુ અને બાલુ-ચારે બાજુ ફરતા રહ્યા.

'જુઓ, જુઓ રસિકભાઇ! આ છાત્રાલય બાજુ જુઓ.' બાલુએ બૂમ પાડી. 'બધા ફરી આવતા લાગે છે.' એમ જ હતું.

ઉત્તર બાજુના છાત્રાલયમાંથી એકસામટો હલ્લો કરવાનું તેમણે નક્કી કર્યું લાગતું હતું, કારણકે આખું લશ્કર ત્યાંથી ટોળાબંધ અમારી તરફ આવી રહ્યું હતું. અમે તારના છીંડા તરફ ગયા.

'રસિકભાઈ માર્યા!' મનુએ કહ્યું, 'બધા આપણી ઉપર તૂટી પડ્યા સમજો.'

'તું જો તો ખરો!–'

એ ખરેખર તૂટી પડ્યા. પણ અમારા પર નહિ, તારની વાડ પર!

'આવો, આવો!' મેં શાંતિથી આવકાર આપ્યો, 'જેને આવવું હોય તે આવો. આ છીંડામાં જે કોઈ પહેલો પેસશે તેનું માથું અમર ટાંટિયો સલામત નથી. મારો દંડો સત્કાર કરવા તૈયાર છે.'

સળંગ વાડમાં એક જ છીંડું હતું. છીંડામાંથી એકીસાથે એક કરતાં વધારે માણસ પેસી શકે તેમ ન હતું. અને પેસે તેનો સત્કાર થવાનો એ પણ નિશ્ચિત હતું. તો હવે પેસવાની પહેલ કોણ કરે?

તારની વાડથી એક લાકડી વાર દૂર ઊભેલા હુમલાખોરો પાસે અમને હાર પહોંચાડવા માટે એકમાત્ર ઉપાય હવે એ જ રહ્યો કે તેમણે તેમની લાકડીઓ અમને ફેંકી મારવી અને એ રીતે પોતાની લાકડીઓનો કબજો અમને સોંપવો! તેઓ એને માટે તૈયાર પણ નહોતા. પરિણામે બિનઅસરકારક બૂમો પાડવાનું અને વાડ પર લાકડીઓ પછાડવાનું એ બે જ કાર્ય તેમની પાસે બાકી રહ્યાં!

છતાં છીંડા પરથી તેમની નજર ખસતી ન હતી. અને કોઈ કોઇ અણસારિયું ત્યાં સરકી આવતું પણ હતું. પરંતુ, તો અમે પણ .....

'એ..એ...આવ્યો...લઈ ગયો,..સરી જાય છે...પકડો! પકડો!' એવી બૂમો અમારા મકાન તરફથી આવી. નજર ફેરવીને જોયું તો ઑફિસ પાસેથી કોઈક મુખ્ય ઝાંપા તરફ નાસતો હતો. તેના હાથમાં કાંઈક હતું શું કરવું? છીંડું છોડાય તેમ નથી; અને પેલાને પકડવો જોઈએ. પણ, અરે વાહ! એની બરાબર પાછળ ને સળંગ જ અમારો મનુ પણ હતો. મેં ચિંતા છોડીને છીંડું સંભાળી લીધું.

ઑફિસ પાસેથી એક વ્યક્તિ આવી સમાચાર આપ્યા કે કોઈક આપણું બ્યૂગલ ઉઠાવી ગયું. હલ્લો કરનારાઓએ એ સાંભળ્યું તેમણે ખુશાલી વ્યક્ત કરી અને તે સાથે જ તેમનું જોર પણ ઓસરી ગયું થોડી જ વારમાં ધોપણાઓ કરતાકરતા તેઓ ચાલ્યા ગયા.

મેં મનુને કહી દીધું: 'પથરા ફેંકનારા હરામખોરોની શોધ કરવા ગએલા આપણા સાથી સૈનિકો હવે થોડા વખતમાં જ આવી પહોંચશે. ચાલો, તેમના સ્વાગતની તૈયારી કરીએ.'

'પણ છેવટે, આપણું બ્યૂગલ ઉઠાવી ગયા ખરા.' મનુએ કહ્યું. 'જો કે ઉઠાવી જનારના લોહીનાં થોડાં ટીપાં આપણને મળ્યાં છે.'

'અને વધારામાં ત્રણ કેદી!' બાલુએ પૂર્તિ કરી.

**હું** તો મહેમાન હતો, એટલે સ્વાગત કેવી રીતે કરી શકું? સ્વાગત કેમ કરવું તે મનુને શીખવાડી હું મહેમાન-ગૃહ તરફ ચાલ્યો અને બાલુ તથા મનુ સિવાય બાકીનાને પણ સૂઈ જવા જણાવ્યું.

ગામમાંથી લાવેલા ચારસા, ચાદરો અને લાકડીઓ પાછાં પહોંચાડતાં અને બરાબર સજ્જ થતા અર્ધોએક કલાક તો સ્વાભાવિકરીતે જ જાય અને એટલા જ સમય પછી સુબોધભાઈની સરદારી નીચે અમારા સૈનિકમિત્રો આવી પહોંચ્યા. ઝાંપે મનુ ઊભો હતો. દાખલ થવા માટે લશ્કરી વિધિ થવા માંડી. સુબોધભાઇએ 'પરવર'(મૌખિક પાસ) સાચો આપ્યો અને દાખલ થવા દેવાની માગણી કરી.

'બધા આવી ગયા?' મનુએ પૂછ્યું

'હં ..હા.' જવાબ મળ્યો.

'કેટલા જણ ગયા હતા?'

'સત્તર.'

'અત્યારે કેટલા છો?–જરા ગિનતી કરોને.'

'હજી ત્રણ તપાસમાં રોકાયા છે.' સુબોધભાઈએ જવાબ આપ્યો.

'અરે ના રે ના; છાવણીમાં જ એમને પકડી રાખ્યા છે.' ચૌદમાંથી કોઇક બોલી ઊઠ્યું.

'એ તો,' મનુએ જવાબ આપ્યો, 'રાતે, તમારા ગયા પછી આપણી છાવણી પર હલ્લો થયો હતો. હલ્લો કરનારામાંથી ત્રણ જણને અમે પકડ્યા છે. કહેતા હતા કે ડુંગરપુર તરફના ભીલ છે.'

'સારું, ચાલો; અમને અંદર આવવા દો.' સુબોધભાઇએ કહ્યું.

'પણ જે ત્રણ જણ શોધ કરવા રોકાયા છે તેમનું શું? તમે બધાને સાથે લઇ ગયા છો એટલે બધાને સાથે લાવવા જોઈએ.'

'એઓ હમણાં આવી પહોંચશે'

'ત્યારે, આવવા દો એમને. પછી બધાને સાથે અંદર લઈશ.'

'સારુ ચાલો, એમને બોલાવી લાવીએ.' એમ કહી સુબોધભાઈ બધાને દૂર લઈ ગયા અને હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા.

સત્તર જણ તો થઇ શકે તેમ જ નહોતું એટલે છેવટે પાછા આવ્યા અને છાવણીના વડા અધિકારી તરીકે જણાવ્યું કે ત્રણ જણા પછી આવશે, પણ આ ચૌદ જણને હમણાં દાખલ કરવા.

આખી રાતનો ઉજાગરો હતો. મારંભાવીની ગરમી ઓસરી ગઈ હતી. શિયાળાની પાછલી રાતનો ઠંડો પવન આછા ગણવેશને વીંધી શરીરને કંપાવતો હતો અને ઝાઝી રકઝક અર્થહીન હતી. તેથી દાખલ થવાની પરવાનગી આપવી ઉચિત માની.

પો ફાટતો હતો ત્યારે ટુકડી છાવણીમાં દાખલ થઇ. મોખરે ચાલતા સુધીરભાઇના કપાળમાં તાજા જ ઘાના લોહીનું નિશાન હતું.

આનંદથી કિલકિલ થતી છાવણીમાં 'આજે રાજ રહેગે' એવું જાહેર થયું ત્યારે, છાવણીમાં મહેમાન તરીકે આવેલ, છાવણીને હેરાન કરીશ એવા પ્રચારનો ભોગ બનેલ, અને હકીકતમાં છાવણીનો બચાવ કરવાની નકટકની ફરજમાંથી મુક્ત થએલ હું, મારી મેડી સાથે સાંનિજના સ્ટેશને ઊભો હતો.

# દિવાળીમાં ફોડવામાં આવતી આતશબાજીમાં પણ વિજ્ઞાનનો જ ફાળો છે

રોજિંદા જીવનમાં વિજ્ઞાનનો ફાળો-૪૩ ★ લેખક • ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ

દિવાળીના તહેવારોમાં લોકો એ ઉત્સવનો ઉમંગ વ્યક્ત કરવા દારૂખાનું–આતશબાજી ફોડે છે. તેનું એ પર્વમાં એટલું મહત્ત્વનું સ્થાન બની ગયું છે, દારૂખાનું અને દિવાળી બંને એટલાં અવિભાજ્ય બની ગયાં છે કે બીજા કોઇ પર્વમાં તેને સ્થાન જ નથી. એ દારૂખાનામાંયે મોખરાનું સ્થાન ફટાકડાનું. ફટાકડા એટલે અવાજ સહિત ફૂટતી અને એ દરેક ધડાકે ફૂટતી એવી, બંદૂકની માફક ઠાંસીને દારૂ ભરેલી, સખત કાગળની નાની નળીઓ.

ઐતિહાસિક નજરે જોવા જઇએ તો ફટાકડા, દારૂખાનું કે આતશબાજી,–એ બધાંની શરૂઆત છેક ઇતિહાસની યે પહેલાંના–પ્રાગ્-ઐતિહાસિક–કાળથી ગણાવી શકાય. સુરોખાર અને કોલસાના ભૂકાને બરાબર મેળવીને માનવીએ શરૂઆતમાં ભડકા કર્યો હશે તેને આતશબાજીનું પ્રાથમિક સ્વરૂપ ગણાવી શકાય. ફટાકડાને અંગ્રેજી ભાષામાં ફૅકર કહેવામાં આવે છે. એ ફૅકર શબ્દ જર્મન શબ્દ ક્રેકેન એટલે ફૂટવું એ ઉપરથી આવેલો છે. ફટાકડા બનાવવાની કળામાં ચીનના લોકો નિષ્ણાત ગણાય છે અને ચીની ફટાકડા જગતભરમાં વખણાય છે. નવાઈની અને નોંધપાત્ર વાત એ છે કે ફટાકડા બનાવવાની કળામાં યાંત્રિક બળનો ઉપયોગ હજી ઘણો ઓછો થાય છે. મોટે ભાગે તે હસ્તોદ્યોગ–ગૃહઉદ્યોગ તરીકે જ ચલાવવામાં આવે છે.

ફટાકડા એવી ઘરઘરની વસ્તુ છે કે તેના પ્રકારોનું વર્ણન કરવાની જરૂર જ નથી. સૌથી ઝીણા લવીંગિયા, ને મોટા ટેટા; એની વચ્ચે પણ ઉત્તરોત્તર નાનામોટા કદના ઘણી જાતના ફટાકડા બજારમા મળે છે. કદ નાનુંમોટુ હોય પણ દરેકમાં વપરાતા પદાર્થો તો સરખા જ હોય છે. લવીંગિયા ફટાકડા તીણો અવાજ કાઢે છે, તો ટેટા ફૂટે ત્યારે જબ્બર અવાજ ઉત્પન્ન થાય છે.

ઉપર જણાવેલા પ્રારંભિક પદાર્થો–સુરોખાર ને કોલસાના ભૂકા–પછી દારૂખાના માટે ધીમેધીમે વિવિધ પદાર્થો તેમાં વપરાવા લાગ્યા. ૧૩મી સદીમા બર્થોલ્ડ શ્વાર્ટ્ઝ નામના માણસે બંદૂકની શોધ કરી, તેમાં દારૂ ઉપયોગી નીવડ્યો. દારૂ એટલે પોટાસ્યમ નાઇટ્રેટ, કોલસો અને ગંધકનું મિશ્રણ. પશ્ચિમના દેશોમાં દારૂની શોધનું માન રૉજર બેકનને (૧૨૧૪-૧૨૯૨) આપવામાં આવે છે. પણ ચીનાઓ તો તે અગાઉ ક્યારના દારૂની શોધ કરી ચૂક્યા હતા; અને ઈ. ૧૧૫૦માં તો ચીનાઓએ દારૂનો ઉપયોગ ફટાકડાની બનાવટમાં પણ કરવા માંડેલો. દારૂખાનાની બનાવટની એ કદાચ શરૂઆત ગણાય. એનો સિદ્ધાંત બંદૂક અને તોપ જેવો છે. બાળકો લોખંડની ચકીમાં 'પોટાસ' નાખીને ફોડે છે એ પણ તોપનું જ નાનું રૂપાંતર છે.

એ પછી તો યુદ્ધોમાં તોપ અને એવાં બીજાં સંહારક શસ્ત્રો જેમજેમ પ્રચલિત થતાં ગયાં તેમતેમ યુદ્ધમાં ઉપયોગી થાય એવા અવનવા સ્ફોટક પદાર્થો પણ અસ્તિત્વમાં આવતા ગયા. પણ આ સ્ફોટક પદાર્થો નુકસાનકારક હોવાથી સામાન્ય ઉપયોગમાં તો સહીસલામત રીતે વાપરી ન શકાય, એટલે એ પદાર્થોમાંથી હળવાં પ્રમાણ લઈને આતશબાજી બનાવવાનું હાથ ધરવામાં આવ્યું. જન્મદિવસો, રાજ્યારોહણો, યુદ્ધમાં વિજયના પ્રસંગો, કોઇ તહેવારની ઉજવણીમાં યા શુભ અવસરે, આનંદપ્રદર્શન અર્થે લોકોને મનોરંજન આપે એવું દારૂખાનું બનાવવાનું આ કાર્ય પ્રારંભમાં લશ્કરી સરંજામખાતાના જ એક વિભાગ તરીકે શરૂ થયું. તેમાં પહેલી શરૂઆત હવાઈઓથી થઈ. તેમાં દારૂ ઉપરાંત કેટલીકમાં બેરિયમ નાઈટ્રેટ અને લેડ નાઈટ્રેટ પણ ઉમેરવામાં આવે છે. વળી એકદમ ચકચકિત અગ્નિનો દેખાવ કરવા ઍલ્યુમીનિયમનો ભૂકો પણ ઉમેરવામાં આવે છે. ઍન્ટીમની, આર્સેનિક યા ગંધક ઉમેરવાથી સફેદ રંગનો અગ્નિ પેદા થાય છે. આતશબાજીમાં જે જાતજાતના રંગ દેખાય છે તે પેદા કરવા વિધવિધ પદાર્થો ઉમેરવામાં આવે છે. તેમાં લાલ રંગ માટે સ્ટ્રૉન્શિયમ નાઇટ્રેટ, લીલા રંગ માટે બેરિયમ નાઇટ્રેટ, પીળા માટે સોડિયમના ક્ષાર, વાદળી માટે કૉપર કાર્બોનેટ અને કેલોમલ તથા ચળકાટ માટે મૅગ્નેશ્યમનો ભૂકો વપરાય છે.

બપોરિયાંની બનાવટ તો હવે સામાન્ય થઇ પડી છે. બપોરિયાં એટલે રંગીન પ્રકાશની દીવાસળી. દીવાસળીનો ઉદ્યોગ બરાબર સ્થિર થયા પછી તેમાં બપોરિયાંનો ઉદ્યોગ પણ ખીલ્યો છે. તેની રંગબેરંગી જ્યોત માટે પણ ઉપર દર્શાવેલાં જુદાંજુદાં રસાયનો જ ઉમેરવામાં આવે છે. ફૂલઝરમાંથી જે તણખા ઝરે છે તે માટે તેની સળી પર ચોપડેલા પદાર્થમાં મૅગ્નેશ્યમ ને ઍલ્યુમીનિયમનો ભૂકો વપરાય છે. વીજળીના તાર પણ મૅગ્નેશ્યમ ધાતુમાંથી જ બનાવેલા હોય છે. મૅગ્નેશ્યમ બળે ત્યારે ખૂબ પ્રકાશ થાય છે. સળગાવવાના જે સાપ આવે છે, એ મર્ક્યુરી સલ્ફો સાયેનાઈડ હોય છે. એ પદાર્થને સળગાવવાથી ખૂબ રાખ પેદા થાય છે, એટલે તેની નાની કકડીમાંથી પણ રાખની મોટી સળી બંધાતી જાય છે. તે સાપના આકાર જેવી હોય છે. પરંતુ એ પદાર્થ ઝેરી છે એટલે વાપરતાં સાવચેતી રાખવી. આમ, રસાયને આપણને આનંદપ્રમોદની આ આતશબાજીની ચીજો માટે પણ અનેક પદાર્થો આપ્યા છે.

ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા

# બાંધ ગઠરિયાં



સુરતમાં રૂવાળાનો ટેકરો જમના વેણીના અખાડા માટે ખૂબ જાણીતો હતો. આ અખાડામાંના કંઈકંઈ કસ્તાદોએ નામ કાઢ્યાં હતાં. દંડ, મલખંભ, બનેટી ને કુસ્તી કરનારા ત્યાંના વ્યાયામવીરોને અમે ઘણીવાર જોવા જતા. એકવાર બે મહર્ષે સાથે બેઠક શરૂ કરી. એક ત્રણેક હજાર કરી છૂટી ગયો, અને બીજો અઢી હજારે ઠેં થઈ ગયો. એ જોવા અમે ગએલા. મલ્લના શરીરમાંથી પરસેવાની તો જાણે ધાર થતી!

એ અખાડો રફતે રફતે તૂટવા લાગ્યો. પણ રોજ સવારે સાડા પાંચ અને છની વચ્ચે હું એ ટેકરે જતો. મામાજીને ઊઠતાંવાર વહેલી સવારે ચા જોઈએ. એ માટે વહેલો ઊઠી, સંચો સળગાવી, પાણી મૂકી હું દૂધ લેવા જતો. ત્યાં તાજું દૂધ દોહી આપતા, એ લઈ આવી ચા કરી, પી, મોટે ભાગે હું પાછો સૂઈ જતો. વાંચવા બેસવા માટે મામાજી બૂમ પાડે તો વળી બેસીએ. શિયાળામાં સખત ટાઢ વાતી. મારા અક્ષરો ખરાબ, એ સુધારવા મામાજીએ એક નુસખો બતાવેલો. કહે કે શિયાળામાં સવારના પહોરમાં ઠંડા પાણીમાં હાથ બોળી કોપી લખે તો અક્ષર સુધરે! એ પ્રમાણે આપણાં આંગળાં છ વાગ્યે ભરી પવાલીમાં બોળાતાં, અને અકડી ગએલા ટાચા વડે કિત્તા પકડી કોપી લખાવા માંડતી. આ બધી જહેમત પછી પણ અક્ષરો તો એવા મ્હોંકાણ જેવા રહ્યા છે કે મારા પોતાના લખેલા અક્ષરો પણ હું ઘણી વાર વાંચી શકતો નથી!

બાબુભાઈ (હું) રોજ સવારે ઊઠીને તાજું દૂધ લેવા જાય છે એ જાણીને બીજા એક જણ પણ વળગ્યા: 'અમારું પણ લેતો આવને.' એટલે થઈ બે લોટી. એમાં નવનીતનાં બા પણ દાખલ થયાં. અને એક બે વાર કરતાં તો એનું દૂધ મારે અઠવાડિયામાં ત્રણચાર વાર લાવવાનું થતું. તે શરૂઆતમાં તો ઠીક છે; પણ અમારી નિશાળમાં ત્યારે હજુ કોઈ સ્કાઉટિંગ શીખવતા નહિ, સ્વયંસેવકની એવી કોઈ ભાવના દિલમાં પ્રગટેલી નહિ, અને ઉપરાંત નવનીત સામે ખુન્નસ: હું ઉપલા પાંચમાં નંબર રાખું, એ પહેલા પ માંમાં નંબર રાખે; એનું રજિસ્ટર સારું, સ્વચ્છ; માસ્તર એને માટે 'ગુડ' લખે, આપણે માટે 'પ્રીટી ફેર' લખે;—એ મગજમાં ખુન્નસ: એટલે એનું દૂધ લાવવામાં મારો તોબરો ચડતો. પગ અફાળતો ગોડિયાં કાઢતો હું લાવતો તો ખરો, પણ બહુ બબડતો: 'એ મોટો હોશિયાર તે વહેલો ઊઠી વાંચે અને ઉપર નંબર રાખે, અને ઘર બેઠાં સાહ્યબી ભોગવે; અને હું ટાઢમાં ઠૂંઠવાતો દૂધ લેવા જાઉં!' મામાજી કહેતા કે 'એમાં તને ભાર શો પડે છે? આંટામાં આંટો.' પણ નંદુમાશી અને ચંદીમાશી મારો પક્ષ લઈ કહેતાં કે 'બરોબર છે, નવનીત ઊઠીને કેમ ન જાય? કંઈ નહિ તો વારાફરતી જાય.'



એક દિવસ મારો પિત્તો ગયો. ઘરમાંથી નીકળતાં, નવનીતની બાએ આપેલી લોટીમાં ચપટી મીઠું નાંખી લીધું અને તેમાં દૂધ લઈ એ આપી આવ્યો. અને કલાકમાં જ બૂમ પડી કે 'તમારા દૂધનું શું થયું?' અમે તો દૂધ ગરમ કરી, ચા બનાવી, પી, બારસા પરસાળી બેઠા હતા. હું તો ડાહ્યોડમરો થઈ વાંચવા પણ બેસી ગયો હતો. ત્યાં દૂધ ફાટી જવાની વાત આવી અને પૃચ્છપરચ્છ શરૂ થઈ. પણ એકવાર જૂઠું બોલ્યા પછી કેં તેનું સાચું થઈ શકે છે? 'ના હું તો કંઈ જ જાણતો નથી.' બસ એક વાત પકડી તે પકડી: 'મને કશી જ ખબર નથી.' બધું પતી ગયા પછી માશીએ કહ્યું: 'હું જાણું ની! તારાં જ કારસ્તાન! મીઠું બીઠું નાખ્યું'તું? બોલ!' આપણે જવાબ ખાઈ ગયા. પણ તે દિવસથી બીજાનું દૂધ લાવવાની લપ ગઈ તે ગઈ. ખરેખર, મેં એ ઘણું ખોટું કામ કર્યું હતું. પણ.. પણ સાળી ચીડ ન ચડે?

ચાનું તો જાણે ઠીક, પણ વરસાસરમાં બીજાં કામ કરવાની મગમાત પડતી. જીવણ પટેલ પોતાની ગાલ્લી લઈને આવે ત્યારે પાછળ માડું આવ્યું જ સમજવું. પાંચ ગુણી ઘઉં ઉપલે માળે ઠાલવીને એ જાય. તે પછી પંદરેક દિવસ ઘઉં વીણવાનું ચાલે. એ વીણાએલા ઘઉંના ઢગલામાં રમવા-કૂદવાની મજા પડતી. એ ઢગલો ખૂંદવા માટે એક દિવસ પણ મુકરર થતો. એટલે કે માશી ઓરડાનાં બારીબારણાં બંધ કરી, માથે રૂવાલ બાંધી, અમને ઘઉં ખૂંદવા બોલાવતાં. ઘઉંમાં રાખ નખાતી ને પછી ખૂંદતા. અને એમ રાખમાં રગદોળાએલા ઘઉં મોટી કોઠીઓમાં ભરી લેતા. તેમાં વચ્ચે વળી પારો નાખતા—થોડા થોડા પ્રમાણમાં. એ જ પ્રમાણે મલિકાઓમાં દિવેલ આવતું, તે વડે તુવેરની દાળ મોવતા અને તે પણ ભરી રાખતા. વાલની દાળ બહુ પંકાતી. અનાજ ભરવાના દિવસો પૂરા થતા કે ઓરડે છાણનાં લીપણ થતાં. એમાં પણ ઓકળી પાડીને લીંપવાની કળા અજમાવવા અમે હાથ બગાડતા, પણ એમાં આખરે ધૂળ પર લીંપણા જેવું થતાં પાછા હાથ ધોઈ નાખતા.

પડોશમાં વાડો, ખુલ્લી જગ્યા, અને મોટી મુન્સિફની હવેલી. મામાજી અને પેલાભાઈ મુન્સિફ બે વચગાળાની જમીનના ટુકડા માટે કોર્ટે ચડેલા. નાની કોર્ટમાં છૂટ્યા. મુન્સિફે ઉપલી કોર્ટમાં અપીલ કરી. એમ ઠેઠ હાઈકોર્ટ સુધી લડ્યા, અને મામાજીનો હક કાયમ રહ્યો. એ મુન્સિફના કુટુંબ સાથે આમ અમારે જમવા ખાવાનો વ્યવહાર ખરો, પણ કોરટ-દરબારે લડાઈ! પેલાભાઈ મુન્સિફનો સૌથી નાનો છોકરો મારો દોસ્ત. ટેકરે સાથે રમેલા. અને સુરતમાં નાના હોઈએ ત્યારે ટેકરે કેમ બેસતા એનું કારણ તો કોઈ જાણે. એ કુસુમલાલ મુન્સિફ મુંબાઈમાં પણ કોલેજમાં મારી સાથે. એ તો બરાબર; પણ પછી ૨૫-૩૦ વરસે, નાનપણમાં એના પતંગની દોરી છાનામાના મેં કાપી હશે કે શું, તે એના સર્જરીના ટેબલ પર, એ છરી લઈને ઊભેલા એની સામે મારે સૂવા વારો આવ્યો: એ ધારત તો વેર લેત, પણ જે હાથેથી એણે છરી ચલાવી એથી એના ઉપર મારો ભાવ વધી ગયો હતો!

એ મુન્સિફની હવેલીની બાજુનો રસ્તો સૈતાન ફળિયા તરફ જાય. એ બાજુ પરભુ જતા વરસોડાઓમાં વરસાદના થોડા આગમ મોટે ભાગે 'વાડી' રહેતી અને અમારે માટે એ વાડી ગુરા-

વાડી. વાડી એટલે કાગળનાં ફૂલ, ગોટા વગેરેની બનાવેલી, નાના તાબુતને મળતી, ચારેક જગ્યે કપાયેલી ચોરસ ફૂલવાડી. વચ્ચે એક પરી હોય તે દોરી ખેંચતાં સલામ કરે. મુન્સિફને ઓટલે ઊભા રહી, એની વાડી એ તરફ આવતી કે તરાપ મારી અમે વાડી લૂંટતા. અમારી દાનત પરી પર. એટલે પહેલો હાથ ત્યાં જ નાખતા, અને પરી હાથ આવી તો તે લઈ ખુશખુશ થતા ઘેર આવતા. વરઘોડામાં ચાલનાર છોકરાઓથી એમાં જરા પણ ભાગ ન લેવાય એવો કાયદો; છતાં કેટલાક ચોટ્ટાઓ વરઘોડો છોડી પહેલેથી ગોઠવે આવી ઊભા રહેતા, તો અમે બૂમરાણ મચાવી મૂકતા. એ ઓટલે સવારે હજામો બેસતા. મામાજીની બાબામાં અમારે 'જટોડા' કપાવવાના હોય તો ત્યાં જઈ 'ભગત'ને પકડી લાવતા.

ઘેલાભાઈ મુન્સિફની હવેલીની બાજુના રસ્તા ઉપરથી, છલંગ મારતી ચાલે ચાલતા 'કવિ' નીકળતા. અને હજી મારા ઘર તરફ પૂરા ન પહોંચે ત્યાં તો બારીએ ઊભેલા નવનીત મહેતાને ઈશારત કરતા. પછી બંને દોસ્તો નવનીતને ઓટલે બેસતા યા ફરવા જતા. નવનીત એને 'કવિ' કહે, અને મને ઝાંઝ ચઢે! અટક દવે, નામ જ્યોતીન્દ્ર, અને કવિ કયા હિસાબે ? બંને જણ સાર્વજનિક હાઈસ્કૂલમાં ભણે, હોશિયારમાં ભણાય, ને ઠાવકાઈથી વર્તે. દવેનો સગો મંગેશ પાઠકજી મારો દોસ્ત, અને મંગેશને ઓટલે પણ એ બધાની બેઠક, એટલે ત્યાં અમારો ભેટો થઈ જતો. પણ અદેખાઈનો બળેલો હું! કવિ સાથે મેં દોસ્તી ન બાંધી તે ન જ બાંધી.

પછી તો નવનીત અને હું બે સારા દોસ્તો થઇ ગયા હતા. મહોલ્લામાં અમે એક નાની ક્રિકેટ કલબ પણ કાઢેલી. પણ એમાંયે 'કવિ' નહિ. નવનીત ત્યારે મને ભલા સ્વભાવનો અને ખૂબ માયાળુ દોસ્ત લાગ્યો, અને પછી તો દોસ્તી પણ ગાઢી થઈ. પણ જ્યારે એ વાતવાતમાં 'કવિએ બે ત્રણ સરસ શાર્દૂલવિક્રીડિત લખ્યા છે' એમ કહેતો ત્યારે પાછો મારો પિત્તો ઊછળી આવતો. પણ એ દાઝ મનમાં જ સમાવતો અને કવિ ઉપર દાઢ રાખતો. એને જ્યોતીન્દ્રના નામે તો હું બોલાવું જ નહિ 'નવનીતનો દોસ્ત' કહું. મૂળ વાતે અદેખાઇ. એક તો એને સંસ્કૃત સારું આવડે. અઠવાડિયામાં એક વખત એવા પાંચ દસ જણા એકઠા થઇને સંસ્કૃતમાં જ સભા ચલાવે ! (એમાં મારી સાથે એક અનંત હરિકૃષ્ણ દવે ભણતો, તે તો સંસ્કૃતનો ખાં. ધાણી ફૂટે એમ સંસ્કૃત બોલે !) એક એ, અને બીજું એને 'કવિ' કહેતા તે પણ અદેખાઇનું કંઇ ઓસડ છે ?

પણ અમારી નિશાળની ચોકડી તો જુદી જ હતી: ક. કેર એસ. ઠાકોર, દુર્લભરામ વખારિયા અને રણજીત રાગજી. ઠાકોર અમારી ક્રિકેટ ટીમનો કૅપ્ટન, સીધા સ્વભાવનો છોકરો, થીઓસોફીનો રસિક અને ભણવામાં હોશિયાર. વખારિયા વેપારી, ખાનદાન, લહેરી. પાસ થવાય તો ઠીક છે, નહિ તો હરીગજ્જ! રણજીત બટકો, ચતુર, તોફાન કરે એ અને નામ બોલવું આવે એવો. પણ અમારો જિગર-જાન. અમે ચારે, અઠવાડિયે એક વાર કોઈ કોઈને ઘેર,—મોટે ભાગે વખારિયાને ઘેર—ભૂસું ખાવા જઈએ. વખારિયા ત્યારે પરમેશ્વર; અને ઘરમાં રાજ. રેશમની વખાર; મુગટા-અબોટિયાંનો પાર નહિ. ત્યાં ભૂસાને બદલે ભજિયાં-પાતરાં પણ થઇ જતાં.

આ ઉપરાંત રણજીતનો દોસ્ત,—અને પછી અમારો પણ દોસ્ત થઈ ગયેલો—રઘુવીર દેસાઈ ભળ્યો. એને અમે પાપાભાઈ કહેતા. એ યુનિયન હાઇસ્કૂલમાં ભણે.

અમે સાથે મળી ઘણાં તોફાનો કર્યાં, અને વખારિયાની ડૉકકાટમાં રખડપટ્ટી પણ ઘણી કીધી. એક દિવસ, બસ કંઈ નજીવા કારણે, (પણ એ તો આજે નજીવું. ત્યારે તો જાણે ડુંગર તૂટી પડ્યો હોય એવું લાગ્યું હશે) બસ મેં આપઘાત કરવાનો વિચાર કીધો ! ત્યારે 'કલાપી' વાંચતા, અને મરી જવું જોઇએ. યા મરવાનો વિચાર કરવો જોઇએ એ ભૂત કે ભૂત મગજમાં ભરાઈ બેઠેલું. કારણમાં ન્યાતની એક અલપઝલપ જોએલી છોકરીને મનથી હું વહુ માની બેઠો! કોઇએ એનાં રૂપગુણની વારંવાર મારી આગળ તારીફ કીધી, એટલે જોયા-જાણ્યા વિના આપણે મનથી પ્રેમી બની ચોપડીને પૂંઠે, નિશાળની બારીઓ પર. 'જ્યાં જ્યાં નજર મારી પડે ત્યાં ત્યાં' એનું નામ લખી બેઠા! રણજીત મજાક કરવામાં બાકી ન રાખતો. 'અલ્યા તેં બરાબર જોઈ નથી, એને તું મળ્યો નથી; અને આ તે કઈ જાતની ઘેલછા !' પણ વખારિયા બહુ સમભાવ બતાવતા, અને મને પંપાળતા-પોષતા. ઠાકોર અને પાપાભાઇ બેદરકાર હતા.

એટલામાં કોઈકે ખબર આપ્યા કે એના વિવાહ બીજે ઠેકાણે થઈ ગયા. બસ; નવલકથાઓ વાંચેલી, તેના વિરહની વ્યથાનાં વર્ણનો યાદ આવ્યાં! કારણ પૂરતું હતું. બે ત્રણ દિવસ રડવા જેવું મોઢું કર્યું. દિવસ નક્કી કર્યો ને વખારિયાને ચિઠ્ઠી લખી. તાપીના પુલ પર જતાં અચાનક રણજીતને પણ 'છેલ્લોવહેલો' મળવા ગયો. અને પછી ચાલ્યો:

"હું જાઉં છું, હું જાઉં છું ત્યાં આવશો કોઈ નહિ!"
સૌ સૌ દીવાલો...'

અરે દીવાલ કોના બાપની ! ને ભાઇસાહેબ ચાલ્યા! ક્યાં ? એમ ને એમ આપઘાત કરું તો એમાં મજા શી ? અને પછી આપઘાત તો કરવો જ પડે ! ફાડ ફાડે એવી દહેશત તો ખરી જ નો-કોઇને કહીએ નહિ, અને કોઇ બચાવવા ન આવે તો પછી ભુસકો મારવો જ પડે ! અને ભુસકો ન મારીએ અને આપઘાત 'પોસ્ટપોન' કરીએ તો ભોંઠા પડીએ ! એટલે બે જણને કાને વાત નાખી 'અરથરી' નીકળી પડ્યાં! ગોપીપુરા વટાવી, વડીવાડને રસ્તે નિશાળ પાસે થઈ, 'દેવાસ' કિલ્લાના મેદાનમાં આવ્યો; અને ત્યાંથી ધીમેધીમે પુલની વચ્ચે જઈ કઠેડા ઉપરથી નીચે નદી જોતો ઊભો રહ્યો. કલાક થઈ ગયો હશે; અંધારું પણ ખાસ્સું થઈ ગયું; ત્યારે રણજીત અને વખારિયા આવ્યા. પાછળ ઠાકોર અને પાપાભાઈ ધીમેધીમે આવતા હતા.



'ચાલો હવે' એમ વખારિયાએ કહ્યું. હું પણ એવા જ કોઇ સંબોધનની રાહ જોતો હતો. ને અમે પાછા વળ્યા! મારી કલ્પનામાં તો હતું કે બધા અને ખૂબ જ વીનવશે, અને હું આનાકાની કરીશ, અને પછી લાંબે કાળે માની જઈશ પણ એ તરંગો તો કોરા જ રહી ગયા. એમ કરવા જતે તો કદાચ આખી રાત પુલ ઉપર જ ઊભા રહેવું પડતે, અને પછી કંટાળી નીચી મૂંડીએ એકલા ઘર ભેગા થવું પડતે એના કરતાં આ ઠીક છે. રસ્તે પાપા અને ઠાકોર ચાબખા માર્યા કરે: 'એ તો તમે દુર્લભભાઈ! અમે તો આવત જ નહિ.' અને દુર્લભભાઈ ભલા, ઉદાર અને માયાળુ. તે બધાને ચૂપ રહેવા કહે: 'હવે કોની મજાલ નહિ' પણ રણજીતને છૂટા પડતી વખતે કહ્યું, 'એ તો મને કહેવા આવ્યો ત્યારે જ જાણતો હતો કે નાટક છે. એમ કાંઇ કોઇ આપઘાત કરતા હશે ? પણ આપણે એમાં ભાગ તો લેવો જોઇએ ને!'

'અંબા રે મા તારું' દર્શન દુર્લભ, દર્શનથી દુઃખ ભાગે છે.
સુરત શહેરના ધી આ ફળિયામાં અંબા રે મા હું બિરાજે છે.'

**અં**બાજીને ચકલે અમે રહેતા. મારા દાદાના ઘરની નાની ગલીની બરાબર સામે અંબાજીનું મંદિર. નિશાળમાં અધકચરા શિક્ષકોએ કવિતા શીખવેલી, પણ છંદ તો એક પણ નહોતો શીખવ્યો. હરિગીતની ચાલ અનાયાસે પકડી લીધેલી, એટલું જ. પણ છંદની ખૂબી, છંદોના જુદાજુદા ઢાળ, ઝૂલણા, સવૈયા, દોહરા ચોપાઇ લાવણી વગેરે ગાવાની લય તો અંબામાતાએ જ શીખવી.

અને અંબા માતાએ રસિક દૃષ્ટિથી નિહાળવાનું પણ શીખવ્યું. નવરાત્રિ આવે ત્યારે સુરતનું ભાવિક લોક માતાને મંદિરે દર્શન કરવા આવે. અમારા બારણા આગળથી સેતાન ફળિયા, નાગર ફળિયા, બાલાજી રોડ અને ગોપીપુરાની પેલી પારની નગણી સ્ત્રીઓ આવે અને જાય. બેત્રણ નવરાત્રિઓ જોયા પછી નવે દા'ડા નવ જુદાજુદા રંગના સાળુ પહેરનારીઓની યાદી પણ અમારી પાસે થઇ ગઇ હતી. સાડી પહેરવાની ઢબછબ ઉપરથી અમુક સવારી ચોક્કસ મહોલ્લામાંથી જ સરકી આવેલી છે એ પણ કળી શકાતું. સાંજના પાંચથી સાતમાં આવજાવન ભારે રહેતી. તેમ પાંચમ છઠ પછી ભીડ પણ વધી જતી. અમે નિશાળેથી આવી મોં-બો ધોઇ એટલે બેઠક જમાવતા. ચારેક વાગ્યે દરેક ઘરમાંથી રસ્તા પર પાણી છંટાતું, સાળે છત પર હાંડીઓ ટીંગાવાતી અને ઓટલે ગાદીતકિયા પથરાતા. મામાજી પણ બેસતા. એમના ઓળખીતા દર્શન કરવા નીકળતા, ને પાછા આવતાં પાંચદસ મિનિટ બેસતા અમે ઓટલાને બીજે ખૂણે અડ્ડો જમાવતા અને જતા-આવતાને બારીકીથી જોતા.

લોકોની આવજા સ્ત્રીઓથી વધારે શોભતી. પટાનો સાળુ, ભાતભાતની છાપનાં છાયલ, ઘેરા-ખુલ્લાં ગવન, ભૂરીમાળી ચન્દ્રકળા, રંગબેરંગી લ્હેરિયાં ને ક્વચિત રેશમી ધુપછાંવ ફરફરી રહેતાં. પણ સાડી ગમે તેવી હોય, એને દીપાવી મૂકવાનો આધાર પહેરનારની ઢબ પર છે. પહેરતાં આવડતી હોય તો ગમે તેવી સાડી ઝલમલાને પણ દીપાવી દે છે. બાકી બસો ત્રણસોની સુંદર સાડીઓ લબાચાની માફક લપેટનાર પણ જોયાં છે. ના, અહીં કંઈ એવા લગનના ઠાઠ નહોતા. સામાન્ય ભરની સાડીઓ પસંદ કરાતી. પણ જે ફેરતાદ પહેરનારા છે, તેઓ તો રોજ તરી જ આવતાં. ત્યારે કેડ ચીપટીની પદેશઅલી સાડી 'ફૂરાનેબલ' ગણાતી, મગિયા બાંધતાં બ્લાઉઝ અપટુડેટ મનાતાં.

ઓઢણીનો રિવાજ સારા પ્રમાણમાં પ્રચલિત હતો. ફરાક ક્યાંક ક્યાંક દેખાતાં. પણ ઓઢણી જ શોભતી.—આકર્ષક લાગતી; અને એમાંયે કેટલાક રળિયામણુારંગમાં તો છોકરીઓ સોહામણી લાગતી.

માથે ઓઢવાનો રિવાજ સારા પ્રમાણમાં હતો, છતાં કેટલાકની વાળ ઓળવાની રીત જોવા મળતી. ગુચ્છા પાડવાની પ્રથા નાબૂદ થતી ગઈ હતી. ચપટિયા વાળ ઓળાતા અને એના વળાંકે કાન થોડાથોડા ઢંકાતા તે સુંદર લાગતા. 'બૉબ્ડ-હૅર'નો તો પત્તો જ નહોતો. કદીક છૂટી લટ રહેતી અંબોડા તો વિધવિધ પ્રકારના વળાતા. ખાસ કરીને ચાર લટનો, કેવડો ખોસીને નાગપાશનો અંબોડો અથવા ઓઢલો જ ચિત્તાકર્ષક મનાતો.

મોટે ભાગે બધી જ સ્ત્રીઓ ધીમેધીમે મલપતી ચાલતી; કોઈક જ ઉતાવળી ચાલતી. ઉતાવળ તો કોઈને જ નહોતી. વળી સામે કોઈ મળ્યું તો 'કેમ છો' 'દેખાતાં નથી' 'આવજો'માં મધપરો થવા કરતાં. કોઇ વળી હાથમાં ફૂલ લઈ દર્શને જતી, ને પાછા ફરતાં એમાં પ્રસાદનું કોપરું, ચા, સાકરિયા, એલચીદાણા કે એવું બાંધતી જતી. અજવાળાં ઓછાં થતાં, હાંડીમાં દીવા થતા, મહોલ્લો ઝગી ઊઠતો રસ્તો રસભર્યો લાગતો. આનંદની સુરખી પથરાએલી લાગતી.

જુવાન પુરુષો પણ ગાંજ્યા જાય એવા નહોતા. બાંકેલાલ બૅંગલોર કે હંગેરિયન કૅપ સિફતથી પહેરતા; માથે જરા ટેડી પણ રાખતા; અને ડગલાના છાતી પરના ગજવામાંથી રૂમાલને ખાસ્સો ડોકાવતા. એ તો ઠીક, પણ ખરી ખૂબી તો ધોતિયામાં બનાવતા. પાટલી એવી રીતે રાખતા, કે જરા ફલ્લાશથી ચાલે તો ધોતિયાના પાલવમાં પવન ભરાતાં પાછળ ફુગ્ગો ફુલાવતા ચાલતા. એમાં પણ જાતજાતના લોક જોવા મળતા. એમની ચાલ, એમની લઢણ, એમની ખાસિયતો, એમની ટેસી, દિલ્હિયારી, એ બધું જોવાની મઝા આવતી.

રાતે અંબામાતાના ચોકમાં ગરબા ગવાતા, એ મોડી રાતે ઘરમાં સૂતાંસૂતાં પણ સંભળાતા. ગરબાની જરાક વાત નીકળતી કે મામાજી ખીલતા. એમને આ આજકાલના ગરબામાં બહુ રસ કે ઝમક ન જણાતાં: 'અરે, ગરબા તો રાધાના. છેક વડોદરેથી લોક ગરબા સાંભળવા આવે. રાધા એટલે શું? છેક ગઇ કાલ સુધી એ ગાતી હતી. લગનસરા હોય અને માંડવે રાધાનો ગરબો ન કરાવે તો લગન ફીક સમજવાં! હજારો માણસ એક ચિત્તે સાંભળે. કંઠ પણ તેવો; અને ગવડાવવાની ખૂબી પણ એની જ. એની પછી એની છોકરી કોઇકોઇ વાર ગવડાવતી, પણ ફુસ! છોકરીમાં દેખાવ હતો, પણ ગરબાનો ઉઠાવ નહોતો. રાધા તો નાગ જ કરી ગઈ.'

આ રાધા વિષે મેં ઘણી વાર સાંભળ્યું હતું, પણાને મેંએ એનાં વખાણ સાંભળ્યાં હતાં, પણ એની આથી વધારે હકીકત મારા ધ્યાનમાં નથી. મેં તો એને જોઈ કે સાંભળી નહોતી, પણ મામાજી જે ચિત્ર ખડું કરતાં તે ઉપરથી અલૌકિક કંઠની, નાજુક બદનની, ગરબે ઘૂમનારી એ ગોરી 'મદ ગલપતી નાર' હોવી જોઇએ, એ ચોક્કસ.

જ્યોતીન્દ્ર દવેને—પેલા 'કવિને'—તો સુરતમાં આમતેમ જોયા હતા ખરા, ને એના પર મને દાઝ પણ ખૂબ ચડતી; પણ ધનસુખલાલ મહેતા, મારા કરતા થોડાં જ વર્ષો અગાઉ નજીકના મહોલ્લાના રહેવાસી, છતા એમનો સારેમાઠે પ્રસંગે પણ ભેટો થએલો નહિ. બહુ મોડી દોસ્તી થઈ. હમણાં—૧૯૪૮માં આ લખાણ એમને જરા વાંચવા આપ્યું, એટલે રાધાની વાત આવતાં એમણે લખાણના હાંસિયામાં લાલ પેન્સિલે જાતજાતનાં ટાચણો કરી લીટા ખેંચી કાઢયા. એમાં એમનો ફફડાટ સ્પષ્ટ દેખાઈ આવતો હતો.

એમણે રાધાને જોઈ હતી, સાંભળી હતી. અને મામાજીના મત સાથે એ પણ મળ્યા. દેખાવ કંઈ એવો નહિ, પણ અવાજ તો ઓ-હો-હો! આ 'ઓ હો' બોલ અમારા 'નવાબ'નો,—એટલે કે ધનુભાઇનો. (ધનસુખલાલનું હુલામણું—મિત્રોમાં વ્હાલભર્યું નામ ધનુભાઇ.) એ 'નવાબ' કેમ થયા એ રૂપમાં જો અહીં ઊપરયા તો રાધા રીસાઈ જવાની, એટલે આગળ જ ચાલીએ. ધનુભાઈ તો કહે છે કે રાધા પોતાની એક નાનકડી ટોળી જ રાખતી, ને જ્યાં ગરબો ગાવા જતી ત્યાં એ ટોળી ગરબામાં ભળી જતી, એટલે બલબલા ગરબો ખીલી ઊઠતો. રાધાનો કંઠ, અને પછી એનો રૂપાડ; આરોહની મીઠી રાત એટલે નિરાંત અને શાંતિ; ટૂંકમાં આફરની જ મિલાવટ.

પણ તમે કહેશો કે અહીં ધનુભાઇને ક્યાં ઝાંખ્યા! ઝાંખ્યા એમ, કે એના પર મને અદેખાઈ આવે છે. શું ધારો છો? રાધાને એમણે જોઇ—સાંભળી એ તો સમજ્યા. પણ એ બહાને તો રાધા જાહેરમાં ગાતી ત્યારે વયમાં હારમોનિયમ પણ વગાડ્યું હતું. અને તે એક વાર નહિ;—ધનુભાઈ છાતી ફુલાવીને કહે છે કે ઘણી વાર. એમાંનો એકે સુભગ પ્રસંગ જોવાનું મારા નસીબમાં નહિ.

૧૯૦૫થી ૧૯૨૫ સુધી—એક સળંગ વીથી—એમાંથી એની રીતે

ગરબાઓના જલસામાં ડંકે ડંકે ભેરી વગાડી હતી. છેલ્લી સાહિત્ય પરિષદ વખતે વનિતાવિશ્રામના કૉમ્પાઉન્ડમાં વગાડી એમણે એ કામમાંથી નિવૃત્તિ લીધી. એવું નામ ને રૌાખ ગરબા પ્રત્યેના એમના પ્રફુલ્લિત થએલા રસનું કારણ હવે સહેજે સમજી શકાશે.

નવરાત્રિની આઠમને દિવસે મેળો જ ભરાતો. ત્રણ ચાર વાગ્યા-થી ખાવાનાંવાળા, રમકડાંવાળા અને 'કાશીકા યે ઘાટ દેખો', 'મુંબઈકા યે શહેર દેખો' કરી પૈસો પૈસો લઈ ભૂંગળાંના કાચમાંથી મોટાં કરેલાં ચિત્રો બતાવનારાઓ એકઠા થઈ જતા. તે દિવસે રસ્તે ભારે ધમાલ રહેતી, વાહનવ્યવહાર બંધ જેવો થઈ જતો, અને મોડી રાત સુધી 'અંબે માતકી જે' સંભળાયા કરતી. પણ છઠ સાતમ અને નોમ એ ત્રણ દિવસ તો મંદિરમાં રાત્રે મંડળી જમતી:

'અમીચંદ કહે છંદ બનાવી મેં માજીની કીધી પૂજા.'

રે માજીના બડા ભક્ત અમીચંદ છંદ ગાવા આવતા. પોતે પોતાના બનાવેલા છંદો ગાતા, અને ત્રણ દિવસ ચંડીપાઠ લલકારતા.

સને ૧૮૪૮ ૪૯ માં એમનો જન્મ અમારા ઘરની પાછલી શેરી આગલીશાનમાં થયો હતો, અને ત્યાં જ રહેતા. છેક ૯૩ વર્ષની ઉમરે ગુજર્યા, અને અવસાન પામવાના વર્ષ સુધી, સતત ૬૦ વરસ એમણે એક પણ અપવાદ સિવાય દર સાલ માતાજીની સામે છંદ તથા ચંડી-પાઠ ગાયા છે. સિત્તેરની આસપાસ તો મેં એમને જોયા હતા, અને લગભગ દરેક વરસ—એટલે કે એ સાઠની આસપાસ હશે ત્યારથી—એમના છંદ સાંભળ્યા છે. ચમત્કારની વાતો તો એમને માટે ઘણી સાંભળી હતી, અને લોક કહેતા કે એમને માજીએ દર્શન આપ્યાં હતાં. એ તો જે હોય તે ખરું, પણ એ સામાન્ય વ્યક્તિ નહોતા જ એમ તો કહેવું જોઈએ. જેને આપણે 'ઇન્સ્પાયર્ડ' કહીએ એવા તો એ હતા જ. માતાજીમાં એમને અપૂર્વ શ્રદ્ધા હતી ને અનન્ય ભક્તિથી એ સેવા કરતા. ધંધે ઝવેરી. પોતાનો કસબ જાતમહેનતથી શીખેલા, અને પોતાનાં અંકુરને સરાણ બનાવડાવી એ જ હીરાને પહેલ પાડવાનું કામ કરતા.

પણ અમારે મન તો અમીચંદ એટલે માતાજીના અનન્ય ભગત. છઠ સાતમ અને (આઠમે બહુ ભીડ રહેવાથી) નોમ, એમ ત્રણ દિવસ એ છંદ ગાવા આવતા. અમે જમી પરવારી મામાજીની સાથે માતાજી આગળ જઈ બેસતા. આમ તો જગ્યાની પડાપડી, પણ ગણપતિ-રામ અમારી જગ્યા કરાવી આપતા. પછી છંદ શરૂ થતા. પહેલાં તો ભક્તો લલકારે. એક જણ ગાય અને બીજા ઝીલે. જાતજાતના છંદ ગવાય. વાતાવરણ સરસ જામે એટલામાં અમીચંદ આવવાની બહાર બૂમ પડે. એવો જ માજીનો જયકાર બોલાય. અને અમીચંદ પધારે બધા ઊભા થઈ જાય. પોતે બરાબર માજી સામે બેસે, પ્રણામ કરે, ધ્યાન ધરે, બધે ખૂબ જ શાંતિ છવાય, અને પછી સ્વચ્છ સુંદર અવાજે ગાવાનું શરૂ કરે. માજીના શણગાર, માજીનો થાળ. સુરત પર જળ-રેલનો કેર, માજીની આરતી વગેરે છંદો ગાયા પછી ચંડીપાઠ ઉપાડે. એમાંના કેટલાક છંદો તો પોતે એકલા જ બોલી જાય. બીજાથી ઝીલી જ ન શકાય એવા અટપટા. પણ સુંદર શબ્દચાતુર્યવાળા. ગહન અર્થવાળા, ભક્તિરસથી ભરપૂર વરસોથી સાંભળતા આવતા એટલે મામાજીને અને તેમ બીજા ઘણાને તો એ લગભગ બધા જ મોઢે.

એમાં માજી દૈત્યો મારવા જતા ત્યારે, કવિ ભગત જે વીરરસના છંદો લલકારતા તેનો રણકાર હજી આજે મારા કાનમાં ગાજી રહેલ છે. શુંભ-નિશુંભ બે દૈત્ય બળિયા, ધુમ્રલોચન અને રક્તબીજની કથા, ચંડ-મુંડની વાતો અને એમની સાથેના માજીના યુદ્ધનાં વર્ણન આપણાં રુંવાં ઊભાં કરી નાંખે. એમાં વળી રણશીંગડાંના વર્ણન આવે:

'માજી નાગડધિન્ નાગડધિન્ વાજે' બાજી રહ્યાં સૌ સાથે.'

જમીન પર દૈત્યનું લોહીનું ટીપું પડતાં તેમાંથી સૌ દૈત્ય ઊભા થાય; પછી એમાંથી બચવા માજી કેવી યુક્તિ રચે છે, નવચંડીનું રૂપ ધારણ કરી ફરે છે, વિકરાળ સ્વરૂપે ફરે છે, ગગન ગડગડી રહે છે, હાથમાં ખપ્પર છે, દૈત્યોના રુંઢની માળા પહેરી માજી રણે ચડે છે, રણચંડી બની દૈત્યનો શિરચ્છેદ કરી નીગળતું લોહી પોતાની જીભ પર લઈ લે છે, અને દૈત્યોનો—અસુરોનો સંહાર કરી શાંતિ સ્થાપે છે. માજીની શક્તિનો એ પરચો, મહામાયાનું સ્વરૂપ, મહાયુદ્ધનું વર્ણન, વીર અને અદ્ભુત રસનું એ આસ્વાદન કોઈ છટાદાર બાનીમાં, હૃદયંગમ ભાષાથી—અને હું માનું છું કે કોઈ દિવ્ય શક્તિથી—પ્રેરાઈ જ એ કરતા, એ દૃશ્ય હજી મારી નજર સામે ખડું છે. એમની તેજસ્વી આંખો, સૌમ્ય મુદ્રા અને છંદના લલકાર, હજી સ્મરણમાંથી ખસ્યા જ નથી.

માજીની કૃપા ઉપરાંત સરસ્વતીની પણ એમના પર કૃપા હોવી જ જોઈએ. કવિતાનું છંદનું આસ્વાદન મેં ત્યાં જ પ્રમાણ્યું. જાતજાતના છંદ મગજમાં ઘૂમવા માંડ્યા. એ માટે અમીચંદનો ઉપકાર માનું કે માજીની કૃપા?

એમનો એક અધર છંદ તો હજી મને યાદ છે. એ ગાતાં હોઠે હોઠ અડકે નહિ એવી એની શબ્દરચનાની ખૂબી છે.

'અધર છંદ ગાતા આનંદે, આજ લાજ રાખ સરસતી,
અરજ કરી શિર ચરણે ધરતે, સંતન કે કારજ કરતી.'

આખો છંદ તો લગભગ ચાળીસ લીટીનો લાંબો છે, પણ સાંભળવા જેવો છે. એમાં એક પણ ઓષ્ઠસ્થાની શબ્દ આવતો જ નથી.

આ છંદ સાંભળવાથી પિંગળનું જે જ્ઞાન મને મળ્યું એના દશમા ભાગનું પણ નિશાળમાં નહોતું મળ્યું. એ તો આ સદીના બીજા દાયકાની વાત. આજે આ સદીના પાંચમા દાયકામાં પણ મળે છે?

એમ નવરાતર યા નોરતાં પૂરાં થતાં. દશેરાએ શમીના ઝાડ આગળ મેળો થતો. અને પછી દીવાળીની તૈયારીઓ શરૂ થતી.

નવરાતર ન હોય તોયે અમે તો લગભગ રોજ અંબામાતાને મંદિરે એક વાર દર્શન કરવા જતા. લોક દૂર દૂરથી આવે સો અમે નજીક રહેનારા શા માટે ન જોઈએ? ત્યાંનાં પગથિયાં ઊતરતાં જ એક ઓટલો હતો. ત્યાં એક મિનિટ પણ બેસીને જ ઘેર પાછા જવાનો રિવાજ હતો. અમે પણ તે પ્રમાણે કરતા.

અહીં ઘણા લોક મળતા. મારા વર્ગમાં ભણનારા દોસ્તો પણ મળતા. એમ એક દોસ્તના કુટુંબની એક છોકરી મને અહીં મળી. અવારનવાર મળતી; અને જ્યારે મળતી ત્યારે પરસાદનું કોપરું વહેંચી અમે ખાતાં, ઓટલે બેસી ગપ્પાં હાંકતાં, અને ઘેર જતાં. નાની, ચબરાક, ડાહી, દેખાવડી, ખૂબ જ સ્ફૂર્તિવાળી, એ ચણિયો-ચોળી પહેરી આવતી અને અમારી દોસ્તી ઠીક ઠીક વધતી. ઝડપઝડપ ચાલતી અમારા ઘર આગળ થઈને નિશાળે જતી ત્યારે પણ કદીકદી પાણી પીવા ચડી આવતી. ત્યારે કંઈ છોકરા છોકરીઓને સાથે ભણવાનો ચાલ નહોતો. એ ભણતી કન્યાશાળામાં એનું નામ પ્રિયંવદા.

વાડી ફળિયાના નાકા પરના માતાના ઘરમાં ત્યારનું સાંજનું મળવું. સાંજનું એટલે પંચ. જમી પરવારીને ધીમે ધીમે બધા આસપાસને ઓટલે એકઠા થાય, અને ગુસપુસ ગુસપુસ કર્યા કરે. દરેકના મોં પર જુઓ તો ભારે ગંભીરતા, અને માથે આખી દુનિયાનો ભાર. પંચ મળતાં વિશ્વામિત્રે નવી સૃષ્ટિ રચવા માંડેલી, એવું કંઈ કરી નાંખશે એવા ડોળ. ખાસ સ્પેશ્યલમાં મુંબાઈથી પટેલિયાઓ આવતા, તે મુંબાઈવાળા કહેવાતા. રાતના બબ્બે વાગ્યા સુધી પંચની બેઠક જામતી. ઠીકઠીક લોકો ભરાય ત્યારે કોઈ ટયાળખોર ગોરાણીને ટહુકો કરે: 'હવે કયા રાયજગની રાહ જોવાય છે?' (અનુ૦ પૃ૦ ૪૦૨)

(અનુ૦ પૃ૦ ૪૦૨)

# પચ્ચીસ વર્ષ પહેલાં





અંક ૨૩ કારતક ૧૯૮૨ (નવેમ્બર ૧૯૨૫)

પહેલા પાના ઉપર એ વેળા નિયમિત આવતા શ્રી દેશળજી પરમારના નાના ભાવનાલેખોના સરસ નમૂનારૂપ આ અંકમાંનો 'નૂતનશ્રી' લેખ, બેસતા વર્ષના આ પ્રસંગે ઉચિત પણ જણાશે :

"ભયંકર ગાજવીજ, ઉન્મત્ત તોફાન અને મૂશળધાર વરસાદ પછી પ્રશાન્ત ઉઘાડ નીકળે છે, ભયાનક સ્વપ્નો અને ઉદ્વેગ-ચિંતાઓભરી ભીષણ કાળરાત્રી પછી પ્રકાશનું રંગીન પ્રભાત ફૂટે છે, એ વેળા અંતરમાં કેવી પ્રફુલ્લતા ને આશા પ્રગટે છે!

પાનખરના ભૂખરમાં ઝરડાઈ ગએલી વનસ્પતિ ફૂટતી વસંતની પહેલી જ નજરે પાંગરવા માડે છે. ઠૂંઠવાઈ બેઠેલાં પંખીઓના કંઠ ખુલી જાય છે અને વાતાવરણમાં ચેતન ચડે છે.

વિનાશક દુકાળ, જીવલેણ રોગચાળા, યુદ્ધના પ્રલય કે અનેક મુશ્કેલીઓ અને ખોટહાનિઓ, વચ્ચે આખું યે વરસ કપરું વીત્યું હોય છતાં નવા વર્ષનું અરુણદર્શન જગતભર અપૂર્વ મોદ ઉપજાવે છે.

એવી એ કયી વરદાયિની શક્તિ છે જે એ શાતાના શેરડા પાડે છે, વાસંતી નવપલ્લવતા લાવે છે ને અંતરતર મોદ ઉપજાવે છે? નૂતનશ્રી. શોકાડંબરમાંથી એ શ્રદ્ધા જન્માવે છે, આંસુના ઓટ કરી આશાનો જુવાળ ભરે છે; કાળના જખમો રૂઝવી સાન્ત્વન અર્પે છે.

માતાની ગોદમાં ને બાળકના ગાલમાં, ગરીબની રાબમાં ને અનાથની ભૂખમાં, અવનવ માધુરી એ રેડે છે. પ્રતિપલ એની નિરાકાર કાયા સંસારનું પ્રાણચક્ર ચલાવી રહી છે. એનું પગલું પડે ને સૃષ્ટિ પલટાઈ જાય છે; એની મીટ મંડાય ને વાતાવરણ રંગાઈ જાય છે. આશાની એ યોગિની છે, આનંદની અધિષ્ઠાત્રી છે, ચેતનાની દેવી છે.... રે, જગતઆખાની એ સંજીવની છે"

સાચી કલાની કદર પીછવા માટેની ધગશ પ્રગટાવવાનું અને નજર કેળવવાનું જે કામ પા સદીથી 'કુમાર' કરતું આવ્યું છે તેની એ સતત ચાલતી મુંબેશનો ખ્યાલ 'મિજલસ'માંના આ ઉતારાથી આવશે :

"આપણી દેશી બનાવટો-આપણા દેશની વસ્તુઓના રૂપો તથા ઘાટો પાછળ, મકાનો ને તેના શણગાર પાછળ, આપણા પહેરવેશ રહેણીકરણી ને ઉત્સવો પાછળ અનેક કલામય યોજનાઓ ખતમ થવાં છે. તમે તાજી આંખે એ બધાંને જુઓ, પુનઃપુનઃ નીરખો, સરખાવો, અભ્યાસ કરો, તો તેની કલ્પના ને સુંદરતા જોઈ તમને આશ્ચર્ય થશે. આપણા દેશની સુંદર ઇમારતની કોતરણીઓ પરદેશ ચડી જાય; આપણાં બાબાપિત્તળનાં સુંદર વાસણો બજારમાંથી યે યુરોપવાસીઓ ખરીદી જાય; આપણાં દેવદેવીઓની અદ્ભુત મૂર્તિઓ જર્મની અને ફ્રાન્સનાં મ્યુઝિયમો સજાવે; હિંદુસ્તાનનું કાંઈ પણ સારું અને સુન્દર હોય તેની કદર પરદેશીઓ કરે, એ આપણું દીવાળું નહિ તો બીજું શું? આપણાં આંખકાન માત્ર બાકોરાં રૂપ બની ગયાં છે. નથી તેને રંગની સુરંગતાની ખબર, કે નથી તેને રૂપરંગના સુંદર સંગીતની અસર. આવાં અપંગ માનવ પ્રાણીઓથી આપણો સંસાર ચોપાસ ઉભરાય છે. વરઘોડા ને જમણવારોમાં મોટાં ખર્ચ કરનારા આપણે કલા અને કારીગરીઓમાં તદ્દન અંધ ને બેપરવા રહ્યા છીએ.

પાટણનાં જૂના અપાસરાના અદ્ભુત કોતરકામવાળા પાટડા ચોકીદારોની ચલમ સળગાવવા માટે છોડિયાં થતા પડ્યા છે; ભરૂચનો કબીર વડ જે સૃષ્ટિ આપણીના ચમત્કારરૂપ, તેને થોડા કપાસની ખાતર બાંડોખાંડો કરવામાં આવે છે; સરકારી બાંધકામખાતાવાળાઓ જૂનાં સુંદર મકાનો તોડી નાખી આપણાં શહેરો કદરૂપાં બનાવે છે; ફરજિયાત કોટપાટલુનના બેંગલા પોષાક આગળ આપણા ભદ્ર નાગરિક પોષાકની અવગણના અને બહિષ્કાર થાય છે. સૌન્દર્યપ્રેમની વાતો તો ઘણી યે થાય છે, પણ કોઈએ દિન પર દિન કુરૂપ થતાં આપણાં જીવન, રહેણી, પોશાક, વસ્તુઓ, મકાનો, શહેરો માટે ઝુંબેશ ઉઠાવી છે? યુગની ધનસંપત્તિ અને ભંડાર રહેશે કે જશે એ કોણ જાણે છે? પણ યુગની સ્મૃતિ રૂપ કલાકૃતિઓ તો જરૂર રહેશે. એથી જ દેશનો તાગ મપાશે; એ પર જ યુગનું મહત્ત્વ અંકાશે. આ બધાં ઉપર વિચાર કરવાનો વખત દેશના સંસ્કારી માણસોને છે? એમને ન હોય તો પછી આ સાદ પાડવાનું એક જ ઠેકાણું છે, અને તે દેશની તારણહાર આવતી કાલની પ્રજા."

પહેલા પાનાના કવિત્વભર્યા ભાવનાલેખથી જરા જુદા, પ્રકારપ્રકારના 'મિજલસ'માંનાં મધ્યવર્તી ફકરાઓનો પરિચય આપણે અગાઉ કર્યો છે. એમાં આ વધારો કરવા જેવો છે. વિષય છે 'લલાટના લેખ':

"આપણામાં માન્યતા છે કે માણસ લલાટે જે વિધિના લેખ લખાવીને જ જન્મે છે, તે કોઈ મિથ્યા કરી શકતું નથી. પ્રારબ્ધ આગળ પુરુષ પામર છે. કોઈ બાળ વયે કે ભરજુવાનીમાં મરી જાય, કોઈનો વેપાર ભાંગે, કોઈની નોકરી છૂટે, કોઈને અકસ્માત થાય, કાંઈ મંદવાડ આવે, ઘરમાં આગ લાગે, કંઈ અણચિંતવી આફત આવી પડે, કે લોકો એ જ નિસાસાનાં વેણ કાઢવાનાં: 'જેવા લલાટના લેખ, ભાઈ! પ્રારબ્ધ આગળ આપણું શું ચાલે?'

આપણી પડતીનું અસલ કારણ આપણો આ પ્રારબ્ધવાદ છે. માણસને પ્રભુએ પ્રાણનું ઐશ્વર્ય બક્ષ્યું છે. એ પ્રાણ બતાવ્યા વિના, પુરુષાતન દાખવ્યા વિના, નિર્માલ્ય બાયલાની પેઠે કપાળે હાથ દઈ પ્રારબ્ધને દોષ દેતા બેસવું એ આપણી મર્દાઈનું કલંક છે, ભયંકર પાપ છે, આત્માનો ને પ્રભુનો દ્રોહ છે. જગતમાં જેટલા પુરુષો મહાન બન્યા છે તેમાંનો એકેએક જણ પ્રારબ્ધને થપ્પડ મારીને જ મહાન બન્યો છે. સત્તાને સિંહાસને ચડનાર, લક્ષ્મીની ગોદમાં આળોટનાર, સરસ્વતીને પોતાની જીભ પર રમાડનાર, આત્માનું સામ્રાજ્ય ભોગવનાર કે ઈશ્વરને પોતાની તહેનાતમાં ખડે પગે રાખનાર, દરેક મહાન સત્તાધીશ, શ્રીમંત, વિદ્વાન, જ્ઞાની કે ભક્તે પ્રારબ્ધની સામે બંડ જ ઉઠાવ્યું છે.

અકાળે મૃત્યુ પામનાર પોતાની ભૂલોને લીધે જ મરણને વહેલું નોતરે છે. ખાનપાન ને રહેણીકરણી સંયમશીલ હોય તો મંદવાડ કે મૃત્યુની મગદૂર છે કે આડા આવીને ઊભાં રહે? ભાંગેલો વેપાર કે છૂટેલી નોકરી પ્રાણવાન માણસ થોડા વખતમાં સજીવ કરી શકે છે. અકસ્માતો ને આફતો મર્દની મર્દાઈ માપવા માટેનાં સમાન



# Our Friends Abroad



## પત્રમિત્રતા શા માટે અને કેમ?

'શું તમારા દેશમાં સિંહ, વાઘ, જંગલી હાથી, સાપ અને એવું બધું છે? શું તે સડકો ઉપર પણ ફરે છે? ત્યાં તમે કેમ રહેતા હશો? તમે મારી જન્મપત્રિકા બનાવડાવીને મોકલી શકશો? મારા ભવિષ્ય વિષે સૂચનો કરી શકશો? શું પહેલાં તમારા લોકો ભીનાં કપડાં આકાશમાં અધ્ધર સૂકવતા? શું તમારા ભીમે હાથીની ટાંગ પકડી આકાશમાં ફેંકી દીધેલો ?–અને તે ત્યાં જ લટક્યા કર્યો? શું મને એવી જાદુઈ વીંટી મોકલી શકશો કે જેથી પરીક્ષામાં પાસ થવાય કે વેપારમાં ફતેહ મળે? શું તમને ત્યાં રસાયનશાસ્ત્ર ભણાવે છે? શું તમારા વર્ગોમાં છોકરીઓ હોય છે?'

આ બધું શું છે? આ બધા પ્રશ્નોની ઝડી ક્યાંથી? શા માટે?

'મોટી બા, એક વાર્તા કહોને!' બાળકને ઉંઘાડવા જતાં બાળકે આગ્રહ કર્યો, અને મોટીબાએ ચલાવ્યું : 'એક હતો રાજા. તેને સાત રાણી. નાનામાં નાની રાણીના કુંવરે એક જાદુઈ ઘોડો ખરીદ્યો અને ચાલ્યો પરીઓના દેશમાં–અલકા સુંદરીને લાવવા.' એ જ પ્રમાણે યુરોપ અને અમેરિકામાં કોઈ બાળકને સુવાડવા તેની મોટીબાએ વાર્તા કહેવા માંડી: 'અરે જહાંની, હિંદ નામે એક દેશ છે. ત્યાં સાપ, વાઘ ને ચિત્તા વગેરે ભયંકર પ્રાણીઓ એટલાં બધાં કે તે સડકો ઉપર પણ ફરે. ત્યાંના લોકો જંગલી અને જાદુગરો છે. વગેરે વગેરે' નાનપણમાં સાંભળેલી આ વાતો સ્મૃતિપટ પરથી ભૂંસાઈ ન જતાં, ત્યાંના એક યુવાને, ઉપર પહેલા ફકરામાં જણાવેલા પ્રશ્નો આપણને કર્યા છે. આપણી શી ફરજ છે? વિશ્વની સર્વોત્તમ સભ્યતા ધરાવનાર સ્વતંત્ર હિંદ આજે સર્વ અદ્યતન સાધનોથી સજ્જ થઈ આગળ ધપે છે અને મહાત્મા ગાંધીજીના આદેશો અનુસાર વિશ્વને શાંતિપાઠ ભણાવે છે તે આપણે પરદેશી લોકોને કેવી રીતે સમજાવી શકીએ? હિંદની અખૂટ પ્રાકૃતિક સંપત્તિ, કલકત્તા–મુંબઈ જેવાં વિશાળ નગરો, ભારતનાં રમણીય સ્થાનો, આપણાં પૂર્ણ વિકસિત ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, શિક્ષણ વગેરે વિષે આપણે પરદેશના લોકોને કેવી રીતે સત્ય માહિતી પૂરી પાડી શકીએ?–પત્ર દ્વારા, પત્રમિત્રતા દ્વારા.

આજના નવયુવાનનું ઊછળતું નવું લોહી તેને કંઈક કરવા પ્રેરે છે–તેને વિશ્વશાંતિ અને ભાઈચારા તરફ પ્રેરે છે–સર્વ માનવોને એક ઈશ્વરનાં સંતાન ગણી તેમને સમજવા, તેમની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા પ્રેરે છે . . . અને 'પત્રમિત્રતા' એ તેને સહેલામાં સહેલો રસ્તો જડે છે. 'મારી ઉંમર ૧૪ વર્ષની, ઊંચાઈ ૫ ફીટ, વજન ૮૦ રતલ, માથે વાંકડિયા વાળ છે, આંખો ભૂરી છે' વગેરેથી શરૂ કરી, બાળકો પોતાના કુટુંબ, અભ્યાસ, શહેર, પ્રાન્ત અને દેશની વાતો કરતા થાય છે. જેમ પત્રમિત્રોની ઉંમર વધતી જાય તેમ તેમની ચર્ચાના વિષયો પણ વધુ ગહન થતા જાય: જેમકે દેશની રાજકીય આર્થિક પરિસ્થિતિ વિશ્વના ચાલુ બનાવો ને તેમનું મહત્ત્વ, મહાન પુરુષોની જીવનકથા, દેશનો પ્રાચીન–અર્વાચીન ઇતિહાસ, ભાષા, વાદ, ધર્મ, ફિલસૂફી વગેરેની માહિતી તથા ચર્ચા ચાલે.

અને આમ, આપણે જોઈશું તો જણાશે, કે પત્રમિત્રતાનું ક્ષેત્ર કેટલું વિશાળ છે–કેટલું અનન્ત છે. જગતના લગભગ બધા દેશોમાં લગભગ અઠ્ઠાવીસ હજાર જેટલી સંસ્થાઓ પત્રમિત્રતા સાધવામાં મદદ કરે છે. આમાંની આઠેક હજાર તો ફક્ત અમેરિકામાં જ છે. લગભગ પચાસ લાખ ઉપરાંત પત્રમિત્રનાં નામો એ જુદીજુદી સંસ્થાઓમાં નોંધાઈ ગયાં છે. રોજ પડોશમાં રહેતા મિત્ર સાથે ગહન વિષયો પર ચર્ચા ભાગ્યે જ થાય છે; અને તેને મળવાથી જે આનંદ આવે છે તેના કરતાં કોઈ જુદો જ અનિર્વચનીય આનંદ ત્યારે આવે છે જ્યારે હજારો માઈલ દૂર વસતા કોઈ અજાણ્યા–અદીઠ મિત્રનો, એક બે મહીને રાહ જોયા બાદ, કાગળ આવે છે.

પત્રને ખાસ કોઈ હદ નથી–કોઈ રોકટોક નથી, અને બહુ ખર્ચ પણ નથી. ફક્ત સાડા ત્રણ આનામાં એક પત્ર ધ્રુવ પાસેના બરફ-પ્રદેશોમાં વસતા માનવીને, અને એ જ રીતે આફ્રિકાના ગાઢ અને જંગલી પ્રાણીઓવાળાં વિષુવવૃત્તીય જંગલોને ભેદી તે પાર વસતા માનવીને પહોંચી શકે છે. આ પત્ર–નાનકડો પત્ર–અજાણ્યાને જાણીતો, અપરિચિતને પરિચિત, પારકાને પોતાનું તેમજ શત્રુને મિત્ર બનાવે છે. દા૦ત૦ અમેરિકાએ જાપાન પર અણુબોમ્બ નાંખીને દરેક બાળક-વૃદ્ધ જાપાનીને શત્રુ બનાવ્યા. પરંતુ હવે જાપાન ને અમેરિકાના યુવાનો પત્રમિત્રતા દ્વારા વધુ સારા પરિચયમાં આવે ને સહાનુભૂતિ તથા ભ્રાતૃભાવ કેળવે તે હેતુથી ત્યાંની સરકાર ખાસ વિભાગ ખોલી રહી છે.

પત્રમિત્રતા દ્વારા અખૂટ માહિતી મેળવાય છે, અને આપણી તેમજ બીજાઓની સત્ય હકીકતોને, છાપાંઓની રંગાએલી ભાષા વગર, સમજી તેમજ સમજાવી શકીએ છીએ. અને આ રીતે આપણે વિશ્વશાંતિ અને ભ્રાતૃભાવ (વસુધૈવ કુટુંબકમ્)ના સિદ્ધાંતને ફલિભૂત કરવા પ્રયત્ન કરીએ છીએ નિકટના ભવિષ્યમાં સહેલ-સપાટા માટે, ભણવા માટે, વેપાર અર્થે, શોધખોળ અર્થે અથવા દેશના એલચી તરીકે પરદેશગમનનો મોકો આવે અને તે વખતે આપણને ત્યાં કોઈ મિત્ર–કાગળો અને ફોટાઓનો મિત્ર–મળી જાય તો વેરાન રણમાં કોઈ રણદ્વીપ મળે એટલો આનંદ થાય છે. આ વસ્તુનો ખ્યાલ સ્વાનુભવથી જ આવી શકે.

પત્રમિત્રતામાંથી મળતી માહિતી લઈને આપણે થોડાક દાખલા લઈએ: ઇટાલીથી એક ભાઈ લખે છે, 'હું તમને જે ટિકિટો મોકલું છું તેમના બદલામાં મહેરબાની કરી એક જોડી બૂટ, અથવા ૪૨ નંબરનાં સૅન્ડલ, અથવા ગ્રીષ્મ-પોષાક મોકલશો; કારણ કે છેલ્લા વિશ્વયુદ્ધ વખતે બૉમ્બમારામાં મારી બધી જ પ્રિય વસ્તુઓનો નાશ થઈ ગયો.' એવી જ રીતે જર્મની, બેલ્જિયમ વગેરે દેશો–જેમની છાતી પર યુદ્ધ ખેલાયું હતું ત્યાં–થી એક નહિ પણ અનેક કાગળો તેમની અત્યારની કંગાલ દશા ને અસહ્ય તંગી-હાડમારી વિષેના આવ્યા છે.

બીજું, આપણા વિષેની શંકા–કુશંકાઓ વિષે પણ કંઈ ઓછા કાગળો નથી આવતા. હૉલૅન્ડથી એક બહેન લખે છે, 'તમને સ્વતંત્રતાથી કેટલો આનંદ થતો હશે તે તો હું સમજી શકું છું, કારણ કે અમે પણ જર્મનોની ગુલામગીરીમાંથી પાંચે વર્ષે છૂટાં થયાં હતાં. પરંતુ તમારું સ્વશાસન હોવા છતાં તમે આવા કછાંછિયા, સ્વચ્છંદી, ઝુલ્લડખોર અને વિનાશકારી શા માટે થઈ ગયા છો, અને આંતરવિગ્રહ

—બાજુ તરફ શા માટે પ્રયાણ કરી રહ્યા છો? શું તમારી સરકાર નમાલી છે?' બેલ્જિયમથી એક ભાઈ—Jos—લખે છે: 'આજે અમે છાપાંમાં વાંચ્યું: 'હિંદનાં જંગલોમાં, સાથે ફરતાં ઇશ્વર અને શરાબ: આ વાત મુંબઈ પ્રાંતની છે. ત્યાં ૧૯૫૦ના એપ્રિલથી દારૂબંધી થવાની છે, પરંતુ ત્યાંના લોકોને દારૂ બહુ ગમે છે અને તેથી ત્યાં ચોરીછૂપીથી વેપાર કરતી ઘણી ટોળીઓ ઊભી થઇ છે' શું આ સાચું છે? છાપાંમાં પ્રકટ થયેલ ફોટો અને કાપલી આ સાથે બીડું છું.×××વળી જણાવે છે કે, "હિંદ એક રાષ્ટ્રભાષા માટે પ્રયત્ન કરી રહ્યું છે." એટલે શું? તમારે ત્યાં એક રાષ્ટ્રભાષા જ નથી?'

જુદાજુદા લોકો કેવા વિચાર ધરાવે છે તે જાણવામાં ઘણીવખત મઝા તેમજ રમૂજ પણ પડે છે. નાઇજીરિયાથી એક મિત્ર—Denis—લખે છે: 'મહેરબાની કરી મને 'White Magic' (શ્વેત જાદુ) નામની ચોપડી—જે હિંદમાં જ મળે છે—મોકલી આપશો.' હૉલૅન્ડથી એક યુવક જણાવે છે: 'તમે ઇંડોનેશિયા (ઇન્ડોનેશિયા) વિષે શું ધારો છો? શું તમને એમ નથી લાગતું કે ત્યાંના પહેલા રાજ્યકર્તાઓ (જાપાન) સામે લડી ડચ લોકોએ ઇંડોનેશિયા પ્રત્યે મહાન ઉપકાર કર્યો છે?—આ પ્રશ્નોના જવાબ પહેલાં લખી મોકલશો, પછી જ હું તમારા પત્રોના જવાબ લખીશ.'

જુદાજુદા દેશોની ભૌગોલિક સ્થિતિ, ઔદ્યોગિક પ્રગતિ, નકશા, પ્રાકૃતિક સૌન્દર્યવર્ણન, આબોહવા, આફ્રિકાના જંગલી લોકો, તેમની રહેણીકરણી, અજબ પ્રથાઓ, તેમજ નોર્વેની મધ્યરાત્રિનો સૂર્ય, ફીનલૅંડની અજવાળી વસંતરાત્રિઓ વિષે તો ચોકબંધ કાગળો આવે છે. ત્યાંનાં કુમાર-કુમારિકાઓ આપણને કેવા પ્રેમાળ શબ્દોમાં ત્યાં આવવાને નિમંત્રણ આપે છે તે પણ જોવા જેવું હોય છે. પત્ર દ્વારા નાનામોટાંનો તફાવત નથી રહેતો. મિત્રોને લખતો યુવક મહાન પુરુષોને પણ લખતો થઈ જાય છે. દા.ત. મેં પંડિત નહેરુ, સ્વીડનના રાજા ગસ્ટવ પાંચમા તેમજ બ્રિટનની ભવિષ્યની રાણી એલિઝાબેથને પણ કાગળો લખેલા છે.

શરૂઆતમાં કેટલાક પત્રમિત્રોને ખરા ઉદ્દેશનો ખ્યાલ નથી આવતો. દાખલા તરીકે મારા પત્રમિત્રોનો સહેજ ખ્યાલ આપું: મારો જર્મન પત્રમિત્ર ત્યાંની એક રાજદ્વારી પાર્ટીનો પ્રમુખ (ચૅરમેન) છે ને હમણાં જ તે ભાષણો કરવા માટે સ્વિટ્ઝર્લૅન્ડની મુસાફરી કરી આવ્યો. તેના વધુ પત્રો હવે પછી 'કુમાર'માં પ્રગટ થશે. તે રાજ્ય-ખટપટ ઉપરાંત સાહિત્ય, કળા, વિજ્ઞાન વગેરેમાં તેમજ વિવિધ દેશોની સંસ્કૃતિ, ઇતિહાસ, વ્યુત્પત્તિ વગેરે ઘણા વિષયોમાં રસ ધરાવે છે. તેની ઉંમર આશરે ૩૦ છે. હૉલૅન્ડનો એક પત્રમિત્ર ખેતીવાડીની કૉલેજનો વિદ્યાર્થી છે. તે વિશ્વના ધર્મો તેમજ ફિલસૂફીમાં નિષ્ણાત છે અને આપણા હિન્દુ ધર્મ વિષે આપણા કરતાં પણ કદાચ વધુ જાણે છે. તેની ઉંમર ૨૫ આશરે છે. ઑસ્ટ્રેલિયાની એક પત્રમિત્ર ૪૭ વર્ષની એક 'યુવતી' છે (ત્યાં ૪૭ વર્ષે ઘડપણ નથી આવતું). શીવણકળા-નૃત્યકળાનો તેને શોખ છે. હૉસ્પિટલમાં તે 'પાર્ટટાઇમ' સેવા કરે છે. સૌન્દર્ય અને કલાશોખીન આ બાઈનું સમુદ્રકિનારે નાનકડું મકાન અને ફાર્મ છે, તેને દૂધ વગેરેનો વેપાર છે અને તેના ઘરમાં રેડિયો, મોટરકાર વગેરે પણ છે. ચીનનો મારો દોસ્ત હમણાં બી. એ. પાસ થઈ ત્યાંની સ્કૂલમાં શિક્ષક થયો છે. તેના પિતાશ્રી ત્યાંની નૅશનલ યુનિવર્સિટીમાં પ્રાધ્યાપક છે તેમજ અમેરિકા અને જર્મની વગેરે દેશોનાં વિશ્વવિદ્યાલયોના સ્નાતક છે. જાપાનનો એક મિત્ર·પત્રીમ છે. અને સરકારી આર્થિક-તપાસ કમિટી (Govt. Economic Investigation Committee)નો સભ્ય છે. દેશની આર્થિક હાલત, આયાત-નિકાસ, બેકારીનો પ્રશ્ન તથા ઉદ્યોગધંધાની ખીલવણીના માર્ગોનું અન્વેષણ, એ તેનું ક્ષેત્ર છે, દેશમાં ઊભરાતા કાળાબજારિયાઓને પકડી જેલ કરવી એ તેનું કાર્ય. આ ઉપરથી વિશ્વ-ગૃહમાં યોજી શકાતા મિત્રપરિવારનો આછો ખ્યાલ આવ્યો હશે.

આપણે આપણા જ દેશ વિષે ભાગ્યે જાણવાનો પ્રયત્ન કરતા હોઇએ છીએ. પરંતુ જ્યારે પરદેશનાં પત્રમિત્રો આપણા દેશ વિષે પૂછે ત્યારે તે જાણવાની આપણને ફરજ પડે છે. કારણ કે જો તેના પ્રશ્નોના જવાબ ન આપી શકીએ તો નાનમ લાગે. અને એવું જ મારે વિષે થયું. મારે અનેક લેખો—જેમાં હિંદનાં અગત્યનાં વિદ્યાધામો, હિંદની જૂની તેમજ નવી પ્રથાઓ, લોકો અને રીતરિવાજ, હિંદનાં ખાસ ખાસ શહેરો ને બંદરો, ફરવા લાયક તેમજ ઔદ્યોગિક સ્થળો, મુખ્ય પેદાશ, તારીખ ગણવાની રીત, વગેરે વિષે સંખ્યાબંધ નાના-નાના લેખો લખી મોકલવા પડ્યા છે. આપણા દેશના સ્વાતંત્ર્ય-યુદ્ધનો ઇતિહાસ, ગાંધીજીનું જીવનચરિત્ર વગેરે પણ લખી મોકલવા છે, અને આ માટે સારીપેઠે પુસ્તકો તેમજ લેખો પણ વાંચવાં પડે છે. આમ, પત્રમિત્રતા આડકતરીરીતે આપણને વાંચતાં કરે છે. હમણાં મારો એક પત્ર—જેમાં મેં હિંદ અને ગ્રીસનાં સાંસ્કૃતિક સંબંધો વિષે ચર્ચા કરી હતી—ગ્રીસના એક દૈનિક પત્રમાં પ્રગટ થયો છે. ભવિષ્યમાં પણ એવા પત્રો અને લેખોની આપલે માટે મને પરદેશોના વિશ્વ-વિદ્યાલયોના વિદ્યાર્થીઓ તેમજ ત્યાંના માસિકપત્રો તરફથી આમં-ત્રણ મળ્યાં છે. લોકો હિંદ વિષે જાણવા કેટલા આતુર છે તે આપણે આ ઉપરથી જાણી શકીએ.

એક વાત વધુ. તમે બધા તમારાં સરનામાં મોકલો છો અને તે 'કુમાર'માં પ્રગટ પણ થાય છે. તે પૈકીના કેટલાક વિદેશી ફરિયાદો પણ વાંચી હશે. આ તો આપણા દેશની વાત થઇ. પરદેશીના પત્રમિત્રો સાથે પણ આપણાં અણસમજુ કુમારો એવું જ વર્તન રાખતા હોય છે. હમણાં જર્મનીથી એક ફરિયાદ આવી છે કે અહીંના બે કુમારોએ ત્યાંની બે કુમારિકાઓને પત્રને અંતે એવું લખ્યું, 'મારી સાથે પત્રવ્યવહાર કરનારાઓમાં છોકરી તો તું એક જ છે, માટે પત્ર જલદી લખજે.' ત્યાંના લોકોને ગમ્મત તો થઈ, પરંતુ સાથે સાથે તેઓ આપણા વિષે કેટલો ખરાબ મત બાંધે? તમારા સરનામાં પરદેશ જાય, ત્યાંથી કાગળો આવે, પરંતુ કોઇ કારણે પત્રવ્યવહાર કરવાની ઇચ્છા ન હોવાથી તમે જવાબ ન લખો તે પણ અણગમતું છે. તમારા તરફથી 'ના'નો એક પોસ્ટકાર્ડ તો નાખી જ દેવો જોઇએ કે જેથી સામેના મિત્રને આશામાં બેસી ન રહેવું પડે. હૉલૅન્ડની એક કુમારિકા કેટલાક વખત સુધી પત્રવ્યવહાર કર્યા પછી (જેના પત્રો 'કુમાર'માં પ્રગટ થઇ ગયા છે) એકાએક લખી જણાવે છે: 'હું તમને હવે જે કહેવાની છું તે મારે માટે તો ઘણું જ દુઃખદાયક છે પણ અનિવાર્ય છે. અંતિમ પરીક્ષાને કારણે હું બહુ જ કાર્યરત છું તેથી બધા મિત્રોને પત્રવ્યવહાર બંધ કરવાનું મારાથી કહેવું પડે છે. મને આશા છે કે તમે મારી સ્થિતિ સમજી ગુસ્સે થશો નહિ. તમારા ભવિષ્ય માટે આ છેલ્લી શુભેચ્છાઓ સહ તમારી—હૅલી.' આવી ભાવના અને નમ્રતા આપણે પણ કેળવવાં જોઇએ.

પત્રમિત્રતા દ્વારા આપણે બીજું કાંઇ પણ વૃદ્ધિ કરતાં જ્ઞાન-પ્રાપ્તિનો જ ઉદ્દેશ રાખવો જોઇએ. કેટલાક મિત્રોને યુવતીઓ સાથે પત્રવ્યવહાર કરતાં સંકોચ થાય છે, જ્યારે કેટલાકને તોફાન કરવાનું સૂઝે છે. એવું ન થવું જોઇએ. સ્ત્રી અને પુરુષ બન્નેને ઇશ્વરે જ સર્જ્યાં છે અને તેમાં માનવતાની દૃષ્ટિએ કંઈ તફાવત સમજવો જોઇએ નહિ. આપણા ઘરમાં જેમ આપણી બહેનો હોય છે તેમ બહાર પણ અને

પરદેશમાં પણ હોય જ છે. એમાં કંઇ નવું નથી. માગ, પત્રવ્યવહાર કરતી વખતે આપણું કોઇ દૂષણ ન દર્શાવા દેવું જોઇએ. એવા કેટલાયે દાખલા બન્યા છે કે હિંદનો એકાદ યુવક અથવા યુવતી નાલાયક અથવા અપ્રામાણિક નીવડતાં પરદેશ વસતો માનવી આખા હિંદ દેશને જ એવો માની લેગે છે. માટે પત્ર લખતી વખતે પોતે આપણા દેશના પ્રતિનિધિ છીએ એમ જાણી-સંભાળીને જ લખવો જોઇએ. અને હિંદ વિષે વિપુલ માહિતી આપવી જોઇએ. આ પત્રની શરૂના પેરેગ્રાફમાં ટાંકેલા આપણા વિષેના હાસ્યાસ્પદ ખ્યાલો દૂર કરી આપણો ગૌરવવંતો ઇતિહાસ, આપણા મહાન પુરુષો અને સાંસ્કૃતિક મહત્તાનો ઉલ્લેખ કરવો જોઇએ. અને તે માટે નિષ્ઠાપૂર્વક અનેક પુસ્તકો વાંચીને માહિતી તારવવી જોઇએ. આવી પત્રમિત્રતા સાધી હિંદની અને હિંદના લોકોની સત્ય માહિતી આપી પરદેશના લોકોનો પ્રેમ સંપાદન કરવો, ભ્રાતૃભાવ કેળવવો એ પણ દેશસેવા જ છે ને?

ગિરધારીલાલ શ્રોફ

# તમારી કસોટી કરો!

માણસમાણસની મતિમાં, બુદ્ધિમાં, અમુક વસ્તુને સમજવાની ને ગ્રહણ કરવાની શક્તિમાં, એકાએક ઉપસ્થિત થયેલા સવાલને ઉકેલવાની ઝડપમાં, વગેરેમાં ઘણો ફરક હોય છે. એકને અમુક વસ્તુ સમજતાં કે કોઈ પ્રશ્ન ઉકેલતાં ઘણીવાર લાગે, જ્યારે બીજો એ વસ્તુ તરત સમજી જાય ને પ્રશ્નનો ઉકેલ તરત શોધી આપે.

તમે એકાએક ઉપસ્થિત થયેલા કોઈ મામલામાં ગભરાઇ જાઓ છો? કે એવે સમયે મગજનું સમતોલપણું બરોબર જાળવી શકો છો? નાનાનાના પ્રશ્નો ઉકેલવામાં તમને હરવખતે મૂંઝવણ ઊભી થાય છે કે ઉકેલ તરત જડે છે? ચાલો, નીચેના વિવિધ, રમૂજભર્યા પ્રશ્નો વાંચો ને એના જવાબ આપો. એ પરથી તમારી પરીક્ષા થશે. ઓછામાં ઓછા સમયમાં તમે બધાના સાચા જવાબ આપવાનો પ્રયાસ કરો. ઉત્તરો આ અંકમાં પૃ. ૪૦૬ ઉપર આપ્યા છે.

### જવાબ માટે કુલ સમય ૭ મિનિટ

(अ) (૧) હિમાલય દુનિયામાં મોટામાં મોટો પર્વત છે, એ ઉક્તિ તમને સાચી ન લાગે તો નીચેની ટપકાં વડે બતાવેલી ખાલી લીટીમાં એક કુંડાળું ન દોરો, પણ એક ચોકડી મૂકો......

(૨) હવે આવતા અલ્પવિરામની પહેલાં કોઈ 'ઝ' આવે, તો એના પર ચોકડી મૂકો; નહિ તો હવે પછી આવતા 'ઝ' પર ચોકડી મૂકો.

(૩) બારાખડીમાં 'ક' એટલે ૧ ગણાય તો કને જનો સરવાળો શો?

(૪) ૮૨થી ૭૬ સુધી અવળું ગણતાં આવડે છે? તો લખો.

(૫) ચોરસ જો કુંડાળાથી મોટાં હોય તો નીચે ખાલી લીટીમાં ચોરસ દોરો, ને કુંડાળાં જો મોટાં હોય તો તેમાં કુંડાળું દોરો......

(૬) 'જગતમાં લાંબામાં લાંબી નદી કઈ?' એનો જવાબ 'નાઈલ' ખોટો ન લાગે, તો નીચે 'યમુના' ન લખો, પણ ચોરસ દોરો......

(૭) એક ફૂલનું ચિત્ર દોરો. પણ બારાખડીમાં 'લ' તેરમો અક્ષર નથી એમ તમે ન માનતા હો, તો ફૂલ ન દોરતાં ચાર ચોકડી મૂકો.

(૮) 'તમારી ઉંમર કેટલી?' એ પ્રશ્નનો નકારાત્મક ખોટો જવાબ આપો.

(૯) પોણીઓગણપચાસમાંથી અડતાલીસ રહ્યા, તો કેટલાં ગયાં?

(ब) નીચેનામાં ખાલી જગ્યાઓ પૂરો. એ બધાંમાં કંઇ ને કંઇ ક્રમ રહેલો છે, એટલે તે મુજબ જ ખાલી જગ્યા પૂરવાની છે:

(૧) ૧, ૯, ૧૭, ૨૫, ૩૩, —, —

(૨) I, IIV, IV, V, VI, VII, —

(૩) ૧, ૩, ૬, ૧૦, ૧૫, ૨૧, ૨૮, —, —

(૪) ૧૩૨, ૨૪૩, ૩૫૪, ૪૬૫, ૫૭૬, —.

(૫) કપગબ, ચઝજછ, ટઠડઢ, —.

(૬) બરસાત, નબળાઇ, કલબલ, —. (અહીં ચોથો શબ્દ નથી મૂકવાનો, પણ એ શબ્દનો છેલ્લો (એટલે ચોથો) અક્ષર શો હોવો જોઈએ એ તમારે કહેવાનું છે.)

(क) નીચે અમુક પ્રસંગ આપ્યા છે. એવા પ્રસંગમાં તમે આવી પડ્યા હો તો તમે શું કરો એ વિચાર કરીને કહો.

(૧) ઘોડેસવારી હું ઘણી વાર કરતો, પણ આ વખતે હું મારા એક મિત્રના અજાણ્યા ઘોડા પર બેઠો, ને એ નીકળ્યો તોફાની. કાબૂમાં ન રહ્યો, ને મેદાનમાંથી રસ્તા પર આવીને પુરપાટ દોડવા લાગ્યો. ઘણી મથામણ કરી પણ કેમે ય ઊભો ન રહે. સામે મેં એક મોટરને પૂર ઝડપે આવતી જોઈ. સામસામા અથડાઈ પડવાનો પૂરો સંભવ ઉપસ્થિત થયો. મારે શું કરવું? તમે હો તો શું કરો?

(૨) મારો નાનો ભાઇ રડતોરડતો આવ્યો. વીંટીના આકારનું લોઢાનું નાનું ચક્કર એણે આંગળીમાં ચડાવી દીધું હતું, તે હવે નીકળતું ન હતું. સાબુ લગાવીને કાઢવાની મહેનત કરી પણ નીકળ્યું નહિ. લુહાર પાસે લઈ ગયો; પણ કહે લોઢું ઘણું સખત છે, ને આંગળી સાથે એકદમ બંધબેસતું થઈ ગયું છે! કપાશે નહિ. આ દરમ્યાન બાબુની આંગળીમાં સોજો પણ ચડી ગયો હતો. એ વખતે એક ભાઈ ત્યાં આવી ચડ્યા ને એક સાદા પ્રયોગથી વીંટી કાઢી દીધી તો તે એમણે કેમ કાઢી હશે? તમે કંઇ નુસખો જાણો છો?

(૩) મોટર લઇને બાજુના ગામડે હું કોઇને મળવા ગએલો. એના ઘર સામે, ઝાડ નીચે મોટર ઊભી રાખીને હું નીચે ઊતર્યો. એકાએક એક ડાઘિયો કૂતરો 'હાઉ...હાઉ...' કરતો મારી ઉપર ધસ્યો. પણ હું તરત આઘો ખસી ગયો. સુભાગ્યે કૂતરાને ઝાડ સાથે દોરીથી બાંધ્યો હતો, એટલે હું સલામતીથી ચાલ્યો ગયો.

પણ પાછો આવ્યો ત્યારે વળી મુશ્કેલી ઊભી થઈ! કૂતરો મને મોટરની નજીક જ આવવા ન દે! જરાક આગળ જાઉં કે ભસતો ભસતો મારી તરફ કૂદે. વળી એની દોરી યે લાંબી હતી, એટલે એ ઘણો મોટો ચકરાવો લઈ શકતો હતો. હવે મોટરમાં મારે કેમ બેસવું? તમે મારી જગ્યાએ હો તો શું કરો?

(૪) સાંજને વખતે અમે બેત્રણ મિત્રો હોડીમાં સહેલ કરવા ગયા. કાંઠાથી અરધોક માઇલ ગયા ત્યાં ગાજવીજ સાથે વરસાદ તૂટી પડ્યો, ને હોડી ઘસડાઇને નાના નિર્જન ટાપુ પર જઈ પડી. ટાપુમાં પહેલાં એક બાવો રહેતો હતો પણ એને મરી ગયે દોઢેક માસ થઈ ગયો હતો. અમે ટાપુ પર ઊતર્યાં. અંધારું વધતું જતું હતું. અમે લાકડાં સળગાવી ને થોડે દૂર ચાલ્યા જતા એક વહાણને નિશાની મોકલવાનો વિચાર કર્યો. પણ લાકડાં વરસાદને લઇને ભીંજાઇ ગયાં હતાં, એટલે સળગે એમ નહોતાં. થોડે દૂર બાવાની ઝૂંપડી હતી. ત્યાં જઇને જોતાં કેરોસીનનું નાનું ફાનસ ને દીવાસળીની પેટી મળી આવ્યાં. અમે ખુશ થયા, પણ ખુશી ઝાઝી ટકી નહિ: જોયું કે દીવામાં કેરોસીન એટલું થોડું હતું કે વાટ કેરોસીન સુધી પહોંચતી જ ન હતી. અમારે શું કરવું? તમે હો તો કયો ઉપાય અજમાવો?

(અંગ્રેજી પરથી) રમેશચંદ્ર હ. શેઠ

વિનોબાભાવે (અનુસંધાન પૃ૦ ૩૮૨થી ચાલુ) પ્રતિબિંબ જ હતું. તે માસિકના જોકે ચાર જ અંકો નીકળ્યા, પણ તેમાંના ઉચ્ચ, હૃદયંગમ, સચોટ વિચારોને કારણે તે ઘણા યાદગાર બની ગયા. માસિક બંધ થયા પછી થોડા કાળ બાદ એ જ નામનું સાપ્તાહિક તેમણે શરૂ કર્યું. જાહેરખબર વગરના આ અઠવાડિકમાં બધું જ લખાણ પોતે લખતા. તુકારામના ચૂંટેલા અભંગો આપી તે ઉપર તેઓ જે માર્મિક ભાષ્ય કરતા તેની નવી દૃષ્ટિ તથા મૌલિકતા અનેકોને મુગ્ધ કરતી. એ અઠવાડિકનું સમસ્ત લખાણ બુદ્ધિની પ્રખરતા ને સૂક્ષ્મતા, ભાવનાની તીવ્રતા ને ઉચ્ચતા, તથા સચોટ ઉપમાના અલંકારોથી સમૃદ્ધ અને તેજસ્વી શબ્દરચનાથી સભર રહેતું. એમાંના ચૂંટેલા લેખોનું પુસ્તક 'મધુકર' નામથી બહાર પડ્યું છે. જે વિનોબાજીના ઉત્કૃષ્ટ વિચારોના દોહન તથા અનોખી શૈલીના ઉત્તમ નમૂના તરીકે ખાસ અભ્યાસ કરવા જેવું છે. તેનો ગુજરાતી અનુવાદ પણ થયો છે.

મહાત્માજીના સમાગમમાં આવ્યા ત્યારથી છેક ૧૯૪૦ સુધી લગભગ પા સદીના લાંબા ગાળામાં ઇતિહાસે વિનોબાજીને પ્રસિદ્ધિના પ્રકાશમાં લાવવા અનેક ફાંફાં માર્યાં; પણ તે નિષ્ફળ ગયા. વિનોબાજીએ તેને એકે એવો અવસર જ ન આપ્યો કે મહાત્માજીના ઇતર શિષ્યોની માફક તે પણ છાપાંઓને પાને ચમકી ઊઠે! વાસ્તવિક રીતે મહાત્માજી ગમે તેવી નાની સાધારણ વ્યક્તિને આંગળી અડાડે ને તે થોડા જ વખતમાં જગવિખ્યાત બની જતી, એવી સ્થિતિ હતી. પણ વિનોબાજીએ તો લેશ માત્ર એવી કામના ન કરી, એટલું જ નહિ, પણ પ્રયત્નપૂર્વક તેનાથી દૂર રહ્યા. રાષ્ટ્રઘડતરના પાયાના નીરસ કાર્યમાં તથા મહાત્માજીના રચનાત્મક કાર્યના ઉપેક્ષિત ક્ષેત્રમાં તેમણે પોતાની જાતને એવી તો બાંધી રાખી હતી કે ઇતિહાસનો કોઈ ગુપ્તચર પણ ત્યાં પહોંચી શકે નહિ. ઇતિહાસે પોતાની સોનાની સાંકળમાં તેમને બાંધવા ઘણાયે પ્રયત્નો કર્યા, પણ તેને વિનોબાજીએ દાદ સુદ્ધાં દીધી નહિ. માત્ર ત્રણચાર વાર જ તેને વિનોબાજીનું નામ છાપાને પાને ચમકાવવાનો હર્ષ થવા મળ્યો. એક ૧૯૨૩માં નાગપુર ઝંડા-સત્યાગ્રહ વખતે રાષ્ટ્રીય ઝંડાની શાનને માટે ત્યાં સત્યાગ્રહ શરૂ થયો. સરકારે સત્યાગ્રહ-સમિતિ ગિરફતાર કરતા વિનોબાજી એ સત્યાગ્રહનું સંચાલન કરવા મેદાને પડ્યા. પણ સરકારે તેમને પણ પકડીને જેલના સળિયા પાછળ ધકેલી દીધા. છાપાંઓને તેમનું નામ છાપવાનો પહેલો પ્રસંગ આ વખતે મળ્યો. ફરી જ્યારે મહાત્માજી સત્યાગ્રહ શરૂ કરતા ત્યારે વિનોબાનું નામ છાપામાં આવતું. એ રીતે ૧૯૩૦, ૧૯૩૨ની ચળવળ વખતે તથા ગુરુવાયુરની લડત વખતે વિનોબાજીને માત્ર નામ-પ્રસિદ્ધિ મળી હતી.

પણ ઇતિહાસને એથી સંતોષ કેમ થાય? ઇતિહાસની એ ઇચ્છા તૃપ્ત થઈ ૧૯૪૦માં સરકારની યુદ્ધનીતિનો વિરોધ કરવા મહાત્માજીએ વ્યક્તિગત સત્યાગ્રહની યોજના કરી. એ અભિનવ પ્રકારના સત્યાગ્રહના પહેલા સત્યાગ્રહી થવાનું માન કોને મળશે એ માટે અનેક અટકળો થતી હતી. જવાહરલાલ, વલ્લભભાઈ, રાજેન્દ્રબાબુ ઇત્યાદિ કૉંગ્રેસના મહારથીઓનાં નામ બોલાતાં હતાં. પણ એ સન્માન જ્યારે વિનોબાજીને મળ્યું ત્યારે જગત આશ્ચર્ય પામ્યું કે આ વિનોબા કોણ? એ વખતે લોકોએ મહાત્માજીના આ પટ્ટશિષ્યને પહેલવહેલા બરાબર ઓળખ્યા. મહાત્માજીની સર્વાંગીણ સાધનામાં વિનોબાજી જેટલા કોઈ જ રસમગ્ન થએલા ન હોવાથી તેમની પસંદગી થાય એ સ્વાભાવિક હતું. એ વખતે વિનોબાજીની વિશિષ્ટતા દર્શાવતો જે ટૂંકો પરિચય મહાદેવભાઈએ 'હરિજનબંધુ'માં આપ્યો હતો એ તેમની સાચી ઓળખાણ આપવા સમર્થ છે. તેમણે લખ્યું હતું, 'જેમને પ્રસિદ્ધિની પરવા નહોતી તેમને પૂ. ગાંધીજીએ અસાધારણ પ્રસિદ્ધિ અપાવી છે. આ પ્રસિદ્ધિ મળી તો ય તેનાથી જલકમલવત નિર્લિપ્ત રહેવાની શક્તિ જેટલી વિનોબામાં છે એટલી બીજા કોઇમાં નથી. એમનો પ્રભાવ આજ નહિ પણ વર્ષો બાદ લોકો ઓળખશે. એ નૈષ્ઠિક બ્રહ્મચારી છે, કદાચ એવા નૈષ્ઠિક બ્રહ્મચારી બીજા પણ હશે. એ પ્રખર વિદ્વાન છે; એવા પ્રખર વિદ્વાન પણ બીજા હશે. એ સાદગીને વર્યા છે; એમનાથી વધુ સાદગીથી રહેનારા ગાંધીજીના અનુયાયીઓમાં અનેક છે. એઓ રચનાત્મક કાર્યના મહાન પુરસ્કર્તા છે અને રાતદિવસ એમાં જ રત રહેનારા છે; એવા પણ કેટલાક ગાંધીમાર્ગાનુગામી છે. એમના જેવી તેજ બુદ્ધિમત્તા અને શક્તિ ધરાવનાર પણ ઘણા છે. પણ એમનામાં કેટલીક બીજી પણ વસ્તુઓ છે જે બીજા કોઇમાં નથી. એક નિશ્ચય કર્યો, એક તત્ત્વ ગ્રહણ કર્યું કે તરત એ ક્ષણથી એનો અમલ કરવો એ એમનો પ્રથમ પંક્તિનો ગુણ છે. એમનો બીજો ગુણ નિરંતર વિકાસશીલતા છે. ભાગ્યે જ કોઈ અમારામાં એવો હશે જે કહી શકે કે હું પ્રતિક્ષણ વિકાસ કરી રહ્યો છું. બાપુને બાદ કરતાં બીજી વ્યક્તિમાં જો મેં એ ગુણ જોયો હોય તો તે વિનોબાજીમાં...બાપુના કેટલાક મોટા અનુયાયીઓ એવા છે કે જેમનો જનતા ઉપર બહુ પ્રભાવ પડે છે. પણ બાપુના ભાગ્યે જ કોઈ અનુયાયીએ સત્ય-અહિંસાના ઉપાસક અને સાચા કાર્યરત સેવકો એટલા તૈયાર કર્યા હોય જેટલા વિનોબાજીએ કર્યા છે.'

આમ તેમની સુયોગ્યતાને કારણે તેમને વૈયક્તિક સત્યાગ્રહના પહેલા સત્યાગ્રહી થવાનું માન મળ્યું. પણ તેમની નમ્રતા કેટલી કે તેમણે પોતાના પિતાજીને લખ્યું 'આપની કૃપા અને આશિર્વાદનું આ પરિણામ છે.' સત્યાગ્રહી તરીકે તેમની ધરપકડ થઈ અને સજા મળી. આગળ જતાં સત્યાગ્રહ બંધ રહ્યો અને ક્રિપ્સ મિશન આવ્યું. સ્વરાજ્ય મળશે એમ લાગ્યું. પણ એ કલ્પનાઓ નિષ્ફળ ગઈ અને '૪૨ની રાષ્ટ્રવ્યાપી ચળવળ આવી ઊભી. બધા અગ્રણી નેતાઓ ગિરફતાર થયા અને જનતાએ સ્વયંસ્ફૂર્તિથી ચળવળના શ્રી ગણેશ કર્યાં. આશ્રમવાસીઓએ વિનોબાજીને 'ચળવળનો કાર્યક્રમ શું' એમ પૂછતાં તેમણે તરત કહ્યું, 'તમે સ્વતંત્ર છો એમ જનતાને બધે કહેતા જાઓ. રામનામ પ્રમાણે આ મંત્ર બધે ફેલાવી રહો.' ત્યાર બાદ વિનોબાજીની ધરપકડ થઈ.

છૂટ્યા બાદ તેઓ બધી સંસ્થાઓ સાથેનો સંબંધ છોડી દઈ મુક્ત થયા. તેમણે કહ્યું, 'સત્ય મોકળું હોવું જોઈએ; સંગઠનમાં તે સંકુચિત બને છે.' મહાત્માજીએ પૂછ્યું, 'પણ કામ તો કરશો ને?' જવાબ મળ્યો, 'હા.' અને રોજ પવનાર આશ્રમથી થોડે દૂર આવેલા સુરગાંવમાં ખભે પાવડા સાથે જઈ ભંગી કામ કરી આવવા લાગ્યા. લોકોએ પૂછ્યું, 'આ કાર્યક્રમ કેટલા દિવસનો છે?' ઉત્તર મળ્યો '૨૦ વર્ષનો!'

પણ એમના પર એથી ઘણી મોટી અને વ્યાપક કામોની જવાબદારી આવી પડવાની હતી. સ્વરાજ્ય આવ્યું અને દેશભરમાં કત્લેઆમ અને તોફાન થયાં. મહાત્માજીનું બલિદાન અપાયું, તે વખતે વિનોબાજી વર્ધાથી ૪ માઈલ દૂર પવનાર આશ્રમમાં રહેતા હતા. પણ મહાત્માજીના મૃત્યુ પછી તે બહાર આવ્યા અને એમનું અધૂરું કાર્ય પૂરું કરવાની, તેમનો સંદેશ જનતામાં પહોંચાડવાની, તેમનું તત્ત્વજ્ઞાન કાર્યાન્વિત કરવાની જવાબદારી હવે તેમની પર આવી. રામકૃષ્ણ પરમહંસના મૃત્યુ પછી જેમ સ્વામી વિવેકાનંદે તેમના કાર્યનો ભાર ઉપાડી લઈ તેમનો સંદેશ જનતામાં પહોંચા-

કર્યો તેવી જ રીતે વિનોબાજીએ કામ શરૂ કર્યું નિર્વાસિતોને થાળે પાડવાનું, તેમને સાન્ત્વન આપવાનું. તેમની મુશ્કેલીઓ દૂર કરવાનું વિરાટ કાર્ય તેમણે ઉપાડયું. હિંદુ–મુસ્લીમ ઐક્યનું કાર્ય પણ હતું. ૧૯૩૩માં તેમણે કહેલું કે 'એક વખત એવો આવશે કે મારે સતત પ્રવાસ કરવો પડશે.' અને એ વચન સત્ય થવાનો વખત આવી પહોંચ્યો. નિર્વાસિતોને રાહત આપવા અર્થે તથા શાંતિના દૂત તરીકે તે હિંદભરમાં ફરી વળ્યા. એ પુણ્યવાન પુરુષે, જ્ઞાન, ભક્તિ અને કર્મની એ પ્રત્યક્ષ મૂર્તિએ, પોતાના જીવન દ્વારા સર્વધર્મના ઐક્યનો સંદેશ આપનાર એ મહાત્માએ દિવસ કે રાત જોયા વિના દેશ માટે અખંડ સેવા, અથાક પરિશ્રમ શરૂ કરી દીધો. પરિણામે એમને કૅન્સરનો વ્યાધિ લાગુ પડયો હોવાનું જાણવા મળે છે, એટલે હમણાં થોડો કાળ એઓ આરામ લઈ રહ્યા છે.

દેશની સેવામાં પોતાનું સમસ્ત જીવન વહાવી દેનાર આ મહાપુરુષમાં એવા તો અનેક ગુણો, અનેક શક્તિઓ પડેલાં છે કે એ એક એક શક્તિના વિકાસ પાછળ જો તેમણે પોતાની બધી શક્તિઓ એકાગ્ર કરી હોત તો એ પ્રત્યેક ક્ષેત્રમાં એ સર્વોચ્ચ સ્થાને બિરાજતા હોત. સાહિત્યકાર તરીકેની તેમની શક્તિ એ પ્રકારની કહી શકાય. અત્યાર સુધી તેમણે કામને અર્થે જ જે કાંઇ લખ્યું છે તેમાં પણ તેમની સાહિત્યકલાનાં ઊંચા તત્ત્વો એટલાં તો સભર ભરેલાં છે કે સહૃદયી વાચક તે વાંચીને મુગ્ધ થયા વગર રહેતો નથી. બહુશ્રુતપણું, પ્રાસાદિકતા, પારદર્શકપણું, સચોટતા ઇત્યાદિ ગુણો તો છે જ; પણ તે સાથે ઉપમા-અલંકારોનું મૌલિકપણું તથા વાચકના મન પર ઠસી જાય તેવી પ્રસન્ન શૈલી એ એમની વિશિષ્ટતા કહી શકાય. જોકે મોટા ભાગનું લખાણ તેમણે આધ્યાત્મિક વિષયો પર લખેલું છે, પણ તેમાં યે તેમની નાવીન્યપૂર્ણ દષ્ટિ અને જૂના વિચારોને નવી દષ્ટિથી જોવાની મૌલિકતા અનન્ય છે.

વિનોબાજીને કોઇ વિષય અંતઃકરણપૂર્વક ગમતો હોય, બીજા કોઈ વિષય કરતાં સૌથી વધારે પ્રેમ હોય તો તે ગીતા માટે. માતૃપ્રેમ જેટલો જ–બલ્કે તેથી પણ વિશેષ તેમનો ગીતાપ્રેમ વિશુદ્ધ અને બળવાન છે. ગીતા એટલે વિનોબાજીનો પ્રાણ. એક વખત એમણે કહેલું, 'માના દૂધ ઉપર હું જેટલો ઊછર્યો છું તેથી અધિક ગીતાના દૂધ ઉપર ઊછર્યો છું. હું હમેશા ગીતા-સમુદ્રમાં જ ડૂબતો હોઉં છું. કદીક ઉપર તરતો હોઉં છું, રમતો હોઉં છું; તો કદીક ઊંડે ડૂબકી મારતો હોઉં છું. ગીતા ઉપર બોલવા માટે મારે કદી પણ તૈયારી કરવી પડતી નથી. હૃદયમાં એ ભરેલી જ હોય છે.' આમ, ગીતા એમના રોમેરોમમાં સમરસ થઇ ગઇ છે. ગીતા ઉપર પ્રવચન આપતી વખતે તેની સાથે તેઓ એવા તો તન્મય થઇ જાય છે કે ઘણી વાર એમની આંખોમાંથી અશ્રુઓનો પ્રવાહ વહેવા લાગે છે. ૧૯૩૨માં તેઓ ધૂળે જેલમાં હતા ત્યારે દર રવિવારે એક અધ્યાય પર એક, એમ ૧૮ પ્રવચનો આપ્યાં હતાં. એ પ્રવચનો સાંભળનારા કહે છે કે એ એક અપૂર્વ મેજબાની હતી. વિનોબાજીના કંઠમાંથી જાણે અમૃતધારા વહેતી હતી. એ પ્રવચનો 'ગીતા હૃદય' નામથી ગુજરાતીમાં પણ પુસ્તકાકારે પ્રકટ થયાં છે.

ગીતાના પ્રચારમાં વિનોબાજીનું સૌથી મોટું અને ચિરંજીવ કાર્ય એટલે 'ગીતાઇ'ની રચના. સંસ્કૃત ગીતાની માફક સહેલી લોકગમ્ય મરાઠી ભાષામાં સમશ્લોકી એ ભાષાંતર ગીતાના તત્ત્વજ્ઞાનને તેમણે કેટલું પચાવ્યું છે તેનું દ્યોતક હોવા ઉપરાંત તેમની પ્રતિભાનો એ એક સર્વોત્તમ આવિષ્કાર છે. 'ગીતાઈ'ની રચનાને માટે નિમિત્ત તો તેમનાં માતુશ્રી જ બન્યાં. ગીતા ઉપર એમને ખૂબ જ પ્રેમ. નાનપણમાં ઝૂંડી ઉપર બાને ઝુલાવવા પણ લાગતા. એકવાર એમનાં બાએ તેમને કહ્યું, 'વિન્યા, તું ગીતા ગીતા કહે છે, પણ મને એ સંસ્કૃત શ્લોકો નથી સમજાતા. મરાઠી ગીતા નથી? હોય તો લાવી આપને એકાદ?' વિનોબાજીએ એ વખતે વામન પંડિતે રચેલી સમશ્લોકી ગીતા લાવી આપી. પણ એની ક્લિષ્ટ-સંસ્કૃત–શબ્દ–પ્રધાન રચનાને લીધે તે પણ સમજવી માતા માટે અઘરી થઈ પડી. ત્યારથી વિનોબાજીના મનમાં ગીતાનું તદ્દન સહેલું, સરળ, સહજગમ્ય ભાષાંતર (મૂળનું ગાંભીર્ય ન જવા દેતાં) કરવાનો વિચાર આવ્યો. ૧૨ વર્ષ એ વિચાર મનમાં ઘોળાયા કર્યો. અનુવાદ કરવો શરૂ કર્યો ત્યારે આંખ આગળ ગામડાંની અભણ ભોળી જનતા હતી; અને છેક સ્ત્રી બાળકો સુધી સૌ સમજી શકે એવો તે કરવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. આથી રોજ પોતે જે કંઈ લખતા તે આશ્રમની છોકરીઓ પાસે વંચાવતા. એમને જો બરાબર સમજાય તો જ તે પાસ કરતા. એવી એ 'ગીતાઈ' પ્રસિદ્ધ થયા બાદ તેની લાખ ઉપર નકલો ખપી ગઈ!

મહાત્માજીએ વિનોબાજી માટે કહ્યું હતું કે 'સ્વભાવે તેઓ અધ્યયનશીલ છે.' વિનોબાજીનો આ એક મહત્ત્વનો ગુણ છે. નવું નવું જાણવાની, નવીન જ્ઞાન પ્રાપ્ત કરવાની તેમની તમન્ના અદમ્ય છે. જેલમાં હોય કે બહાર, પણ જ્ઞાનાર્જનની એ દોરા એટલી જ તીવ્ર રહે છે. પાછળના વર્ષોમાં આંખોની તકલીફને કારણે તેમનાથી બહુ વંચાતું નહિ ત્યારે પણ તેમણે સાને ગુરુજીને કહેલું કે, 'તમે જે વાંચતા હો એનો ભાવાર્થ, એના વિચારો મને જણાવતા રહેજો. એટલે નવા વિચારો સાથે હું પરિચિત રહીશ.' નાગપુરની જેલમાં હતા ત્યારે તેઓ તેમને નવાંનવાં પુસ્તકો વાંચવા કહેતા અને પોતે સાંભળતા. વિનોબાજીને હિંદની લગભગ બધી જ ભાષાઓ આવડે છે. ઉપરાંત ફ્રેન્ચ, લૅટિન, જર્મન, ઉર્દૂ અને અરબી પણ આવડે છે. તેમણે અરબી ભાષાનો અભ્યાસ કુરાનના અધ્યયન માટે કરેલો. કુરાનના કેટલાક ફકરાઓ તેમને મોઢે છે. એક વાર મૌલાના અબુલ કલામ આઝાદ બેઠા હતા એ વખતે મહાત્માજીએ વિનોબાજીને કુરાન બોલવા કહ્યું. વિનોબાજી મોઢેથી જ એ બોલવા લાગ્યા એ સાંભળીને મૌલાના પણ અવાક થઈ ગયા! એમાં એક પણ ઉચ્ચારમાં ભૂલ નહોતી!

વિનોબાનો પરિચય આપતાં ગાંધીજીએ તેમનો એક બીજો પણ અસાધારણ ગુણ જનતા આગળ મૂક્યો હતો. એ એટલે વખતની કિંમત જાણવાનો. ગાંધીજી જેટલા જ–બલ્કે એથી પણ કંઈક વિશેષ તેઓ વખતસર, નિયમિતપણે સર્વ કામો કરે છે. સાબરમતી આશ્રમમાં જ્યારે તેઓ હતા ત્યારે સંસ્કૃતના અધ્યયન માટે તે ૧ વર્ષની રજા લઇને વાઈ ગયા હતા. ૧ વર્ષ ત્યાં રહી બરાબર જે દિવસે સાબરમતી આશ્રમમાંથી નીકળ્યા હતા તે જ દિવસે આશ્રમમાં ચૂપચાપ આવી હાજર થઇ ગયા. ગાંધીજી પણ એ દિવસ ભૂલી ગએલા. પણ વિનોબાજી કેમ ભૂલે? એવો જ એક બીજો પ્રસંગ નોંધવા જેવો છે. દિલ્હીમાં ગાંધીજીએ હિંદુ-મુસ્લિમ ઐક્ય માટે ૨૧ દિવસના ઉપવાસ શરૂ કર્યા હતા. તે શાંતિથી પાર પડયા બાદ દેશમાં એકતાની ભાવના ફેલાય તે માટે દિલ્હીમાં સર્વ ધર્મ-પરિષદ ભરાઇ. બધા ધર્મોના પ્રતિનિધિઓ ત્યાં આવેલા. પરિષદનો વખત સવારના ૬ વાગ્યાનો હતો. પણ બરાબર ૬ વાગ્યે ત્યાં ફક્ત બે જ હાજર હતા: એક વિનોબાજી અને બીજા ડૉ. એની બેસંટ! વિનોબાજીએ એક વાર કહેલું કે, 'ઘડિયાળની શોધ પશ્ચિમના લોકોએ કરી છે, અને એઓ જ વખતની કિંમત વધુ જાણે છે.'

વિનોબાજીનું સમસ્ત જીવન શિસ્તબદ્ધ છે. શિસ્ત–નિયમિતતા એમના જીવનમાં એવી તો વણાઈ ગઈ છે કે તેને જુદી પાડવી જ અશક્ય છે. એક વાર તેઓ જેલમાં હતા ત્યારે સુપરિન્ટેન્ડેન્ટે બધા કેદીઓને વિશિષ્ટ રીતે હાથ આગળ ધરવાનો હુકમ કર્યો. બધાએ તે પ્રમાણે કર્યાં બાદ સુપરિન્ટેન્ડેન્ટ ચાલ્યો ગયો, તોપણ વિનોબાજી તો એ પ્રમાણે જ હાથ આગળ રાખી ઊભા રહ્યા. 'હાથ નીચે લો એવો હુકમ ક્યાં છે?' એમ તેમણે જણાવ્યું! શિસ્તની સાથે નમ્રતાની પણ તેઓ મૂર્તિ છે. એક વાર બોલતાંબોલતાં તેમણે કહ્યું, 'આજકાલ રામાયણની ભાષામાં બોલવાની રૂઢિ શરૂ થઈ છે. અંગ્રેજ સરકાર એટલે રાવણ. મહાત્માજી એટલે રામ. વલ્લભભાઈ એટલે હનુમાન. જવાહરલાલ એટલે અંગદ, એમ વક્તાઓ કહે છે. હું વિચાર કરવા લાગ્યો કે આ રામાયણમાં હું કોણ? વિચાર કરતાં-કરતાં મને અહલ્યાની શીલા દેખાય છે. હું એ શીલા થાઉં તો ય બસ; કૃતાર્થ થઈશ, એમ મનમાં આવે છે.'

મહાત્માજીની માફક દરિદ્રનારાયણ માટે વિનોબાજીનું હૃદય અહોનિશ વલોવાતું રહે છે. દેશની અર્ધભૂખી, અર્ધનગ્ન પ્રજાને બે ટંક ખાવાનું અને શરીર ઢાંકવા કપડાં કેમ મળે એને માટે શરૂથી તેઓ પ્રયત્ન કરી રહ્યા છે. એ ચિંતામાં અને સેવામાં બીજું બધું તેમને ગૌણ લાગે છે. એક વાર એક કલાપ્રેમી એક સુંદર ચિત્ર લઈ આવી વિનોબાજીને બતાવવા લાગ્યા. વિનોબાજીએ તેમાં વિશેષ રસ બતાવ્યો નહિ. એટલે પેલા ભાઈ કહેવા લાગ્યા, 'તમને કલાની પરખ લાગતી નથી. વિનોબાજી શાંતિથી બોલ્યા, 'મારી સાથે ચાલો. હું તમને મારી કલોપાસના બતાવું.' બંને નીકળ્યા. વિનોબાજીનાં પગલાં હરિજનવસતિ તરફ વળતાં પેલા ભાઈ ચકળી ઊઠ્યા, 'આ બાજુ ગંદકીમાં ક્યાં જાઓ છો?' 'મારું' કલામંદિર આ બાજુ જ છે!' વિનોબાજીએ શાંતિથી જવાબ આપ્યો. હરિજન-વસતિમાં હરિજનોનાં નિર્બળ, માંદલાં બાળકો હતાં. તેમને બતાવી વિનોબાજી બોલ્યા, 'તેં ૫૦ રૂપિયામાં પેલું ચિત્ર વેચાતું લીધું એના બદલે એ ૫૦ રૂપિયા આ બાળકોને દૂધ આપવા પાછળ ખરચ કર્યા હોત તો એમના ફિક્કા ચહેરા ઉપર થોડો ગુલાબી રંગ આવ્યો હોત. દેવનાં બનાવેલાં આ ચિત્રો નકામાં જાય છે અને નિર્જીવ ચિત્રો તમે તમારી સાથે લઈ ફરો છો. શું ને હું રસિક? આ મારી કલોપાસના. આ ગરીબોનાં મોં પર નવી તાજગી લાવવી એ મારી કલા.'

ગીતામાં એક વચન છે કે 'संशयात्मा विनश्यति.' પણ વિનોબાજીના જીવનમાં સંશયનો ક્યાંયે લવલેશ નથી. નાનપણથી માંડીને છેક અત્યાર સુધી તેમના જીવનમાં ચોક્કસપણું, નિર્ધાર અને નિશ્ચય ડગલે ને પગલે દેખાઈ આવે છે. ઘર છોડતાં પહેલાં જીવનનું એક લક્ષ્ય તેમણે બનાવી રાખ્યું હતું. એટલે જ પહેલાં તેમને અભ્યાસનાં તથા ઇતર જે સર્ટિફિકેટો મળ્યાં હતાં તે તેમણે 'અગ્નયે સ્વાહા' કરી દીધાં હતાં. માતાએ તેમને એ કામ કરતાં રોક્યા ત્યારે ગંભીર સ્વરે એ બોલ્યા, 'મારે જ્યારે આ જીવનમાં આ સર્ટિફિકેટનો ઉપયોગ જ કરવો નથી તો પછી આવો કચરો ઘરમાં વધારીને શો ફાયદો?' એ વખતે પોતાના ભાવિ જીવનની યાત્રા વિષે તેમના મનમાં ક્યાંય સંશય ન હતો. ભાવિ જીવનક્રમ માટેની સ્પષ્ટ વિચારસરણી અને ધ્યેય તેમના મનમાં નિશ્ચિત હતું. એવા જ એક અત્યંત મહત્ત્વના પ્રસંગે તેમણે પ્રશ્નનો નિકાલ કરવામાં એ જ નિશ્ચયીપણું અને નિર્ધાર બતાવ્યાં હતાં. '૪૨ની ચળવળ શરૂ કરતાં પહેલાં જો સરકાર એ ચળવળની પહેલાં જ પોતાને ગિરફતાર કરી લે તો આમરણાન્ત ઉપવાસ દ્વારા પોતાનું આત્મબલિદાન કરવાનો મહાત્માજીએ દૃઢ નિર્ધાર જાહેર કર્યો. અહિંસાનો પૂજારી પ્રબળ હિંસાનો સામનો પોતાનું બલિદાન આપી ન કરે તો અહિંસાનો પ્રભાવ ન જ રહે એમ મહાત્માજી માનતા હતા. આ પ્રશ્નમાં જ્યારે આ ભીષણ નિર્ધારની બધાને ખબર પડી ત્યારે બધે સન્નાટો છાઈ ગયો. મહાદેવભાઈ ગભરાઈ ગયા. કિશોરલાલ મશરૂવાળા ધીરજથી તર્ક ચલાવવા લાગ્યા. પણ બધાને વિનોબાજી પર ભરોસો હતો. વિનોબાજી આવ્યા. મહાત્માજીએ પોતાનું મંતવ્ય જણાવી વિનોબાજીનો તે પર અભિપ્રાય માગ્યો. વિનોબાજીએ તરત કહ્યું, 'તમારો વિચાર બરાબર છે. આવી સ્થિતિમાં અહિંસાના પૂજારીનું બલિદાન એના કર્તવ્યની કક્ષામાં જ આવે છે. પણ અંતિમ નિર્ણય એ જ તે વખતે જ કરી શકે છે.' ગાંધીજીએ તેમને બેચાર દિવસ વિચાર કર્યા બાદ જવાબ આપવાનું કહ્યું. પણ વિનોબાજીએ નમ્રતાથી નકાર કહ્યું, 'મારે હવે વધુ વિચાર કરવાનું જ શું રહ્યું છે?' અને તેઓ આવ્યા હતા એ જ શાંત મુદ્રાથી પવનાર પાછા ચાલ્યા ગયા.

ઉપરથી શાંત ને નમ્ર દેખાતા વિનોબાજી દરેક વિષયમાં ઘણા ક્રાંતિકારી વિચારો ધરાવે છે. એક વાર મધ્યપ્રાંતમાં અતિવૃષ્ટિને લીધે કપાસનો પાક નિષ્ફળ ગયો હતો. લોકોનાં દુઃખો તેઓ જોતા હતા. તે વખતે એક પરિષદમાં તેમણે કહ્યું, 'કૉંગ્રેસના મંત્રીઓ લોકોનાં આ દુઃખો દૂર ન કરી શકતા હોય તો તેમણે રાજીનામાં આપી દેવાં જોઈએ.' આર્થિક પ્રશ્ન પર બોલતાં તેમણે કહેલું કે 'મિલ-માલિકોએ દેશદ્રોહ કર્યો છે. મિલો રાષ્ટ્રની માલિકીની કરવી જોઈએ.' અનાજનો આજનો વિકટ પ્રશ્ન કેમ ઉકેલવો એ પર બોલતાં તેઓ બોલેલા, 'હું જો પ્રધાન હોત તો પાંચમા અંગ્રેજી સુધીના બધા જ વર્ગો બંધ કર્યા હોત અને શાળાઓ મહાશાળાઓના વિદ્યાર્થીઓને અન્ન ઉત્પાદન માટે લઈ ગયો હોત!'

શીલ ને ચારિત્ર્ય, ત્યાગ ને તપસ્યાના તો તેઓ મૂર્તિમાન અવતાર છે. એક વખત વર્ધાની એક કૉલેજના પ્રોફેસરે તેમનો પરિચય આપતાં કહ્યું હતું કે 'જો શીલની ડૉક્ટરેટની પદવી આપવાનો પ્રસંગ ભારતવર્ષમાં આવશે તો સૌ પહેલી પદવી વિનોબાજીને મળશે.' એવા, પ્રાચીન ઋષિ જેવું પાવિત્ર્ય ને તેજ ધરાવતા વિનોબાજીનો બાહ્ય દેખાવ પણ ઋષિમુનિ જેવો જ છે. પ્રચંડ વિદ્વત્તાનો સૂચક વિશાળ ભાલપ્રદેશ, નિશ્ચય અને અન્યાયનો સામનો કરવાની દૃઢ મનોવૃત્તિ બતાવતું સીધું અણિયાળું નાક, પાવિત્ર્ય અને પ્રેમ ઝરતી નિર્મળ આંખો, સૌમ્ય મુખમુદ્રા, બાંધું શરીર–પગમાં કેવળ ટૂંકું પંચિયું–એવા સાદા પોશાક [illegible] વિનોબાજીને જોતાં જ દરેક ભારતીયનું મસ્તક આપોઆપ તેમની આગળ નમી પડે છે.

ભારતના આ અર્વાચીન સંતશિરોમણિના અનેક ગુણવૈશિષ્ટ્ય પૈકી એકાદનું પણ અનુકરણ આપણાથી થાય તો બસ. તેમની પ્રખર બુદ્ધિમત્તા અને મૂળગામી પ્રજ્ઞા, એમનું વિશાળ વાચન અને ઊંડો અભ્યાસ, એમનું અખંડ સેવાવ્રત અને કડક વૈરાગ્ય, એમની અદ્વિતીય સાધુતા ને આશ્ચર્યજનક શુચિતા, એમની [illegible] વૃત્તિ ને સ્થિતપ્રજ્ઞપણું, અપૂર્વ સ્મરણશક્તિ ને [illegible] ઈશ્વરનિષ્ઠા, એમની દુર્જેય કષ્ટસહિષ્ણુતા અને સતત ઉદ્યમપરાયણતા, એમની આજીવન તપશ્ચર્યા અને અવિચલ નમ્રતા, એમનું નિરભિમાનીપણું ને નિર્ભયતા—આવાં અનેક ગુણરત્નોની ખાણ સમા વિનોબાજી ભારતનું ભૂષણ છે, ભારતીય સંસ્કૃતિના અગ્રદૂત છે અને દેશનું મોંઘેરું ધન છે.

એવા એ મહર્ષિને ઈશ્વર આરોગ્ય અને દીર્ઘાયુષ્ય આપો.

**બાંધગઠરિયાં** (અનુસંધાન પૃષ્ઠ ૩૬૭થી ચાલુ) કેટલું મોડું કરવું છે? અમારે તો ઘરબાર છે.' એમ મેણાંટોણાં થઈ રહેતાં દશેક વાગે મોટા અગ્રેસર પટેલિયાઓ આવી પહોંચતા. બધા માતાની સામે બેસતા. પહેલાં ત્યાં ગોરાણી ઘીનો દીવો કરતી, પોતાનું દાપું લઈ લેતી; અને કયા કારણસર પંચ એકઠું કરવામાં આવ્યું છે, તે કારણ ચોપડે લખેલું હોય તે વાંચી સંભળાવતી. પછી આડુંઅવળું કામ-કાજ શરૂ થતું, પણ કોઈ મૂળ વાત પર આવે જ નહિ. કલાકેક એમ નીકળી જતો, પણ મુદ્દો નીકળતો ત્યારે હાહાકાર થઈ રહેતો. આખો મહોલ્લો ગાજી ઊઠતો. પંચમાં ગાળાગાળી કરવાની રજા નહિ, અને કોઈ કરે તેને આનો દંડ એવો નિયમ. છતાં અસલી જમાના ખાધેલ, ખડતલ, કંઈક કુવાનાં પાણી પીધેલ, મોઢા પરની એકેક ઝીણી ઝીણી કરચલીમાં 'જમનાદાસનો કરેલો દંડ, છબિલદાસે દસ વરસ પર તોડેલા વિવાહ, બાલમુકુન્દને વીસ વરસ પર ફલાણા ગુના માટે મૂકેલા ન્યાતબહાર, વિઠ્ઠલદાસે ન્યાતભરમાં કરેલી થાળીની લહાણી, ને એમ કરતાં ત્યજેલું શિવકોરનું ઘર,' એવીએવી ચાળીસ પચાસ વરસની હજાર વિગતો નોંધી ચૂકેલા ડોસા-ડગરા, દંડ ભરવો પડે તો કબૂલ પણ કંઈ ગાળ બોલ્યા વિના રહે ખરા? મહાલક્ષ્મી માતા ન્યાતની કુળદેવીઃ વાત સાચી; સામે મૂર્તિ તે પણ લેખાસર; પણ ન્યાત એટલે ન્યાત, અને સાલી ગાળ એટલે ગાળ! અમુકને તે વખતે જવા દીધો, તે ત્યારે તમારો સગો લાગતો હતો? કોઈએ છોકરીનું માગું પાછું ઠેલ્યું હશે, કોઈએ જમાઈને ઓછું આપ્યું હશે, કોઈએ દીકરીનું આઘરણી પિયેર નહિ કરાવ્યું હોય, કોઈએ સાળીને તરછોડી હશે, એવી એવી હજાર વાતોની પેટમાં ચૂંક, તે બધી તે દિવસે અગળાઈઅમળાઈને બહાર પડે. ઘાંટાઘાંટ પરથી કદીક મારા-મારી પર પણ મામલો આવી જતો. ત્યારે વળી ગોરાણી અમથી ચાંપલી થઈને જરા ભાષણ કરતી, એટલે ઘડી શાંત; પણ લાકડીઓ અફળાય તો ખરી. એમાં કોઈ બીજી ન્યાતની કન્યા પરણી લાવ્યો તો તો મૂઓ જ પડ્યો! 'સાબિત કરો.'

'એ ફલાણી ન્યાતની જ છે એની અમને શી ખબર?'

'અમે કંઈ સાક્ષી લેવા ગયા છ?'

'લાઈવો તારે ન્યાતને પૂછવા આઈવો'તો!'

'તે શું એના મગજમાં ખીલા ઘાલેલા છે, એમ?'

'અરે ભલભલા ચમરબંધ અટવાઈ ગયા. ન્યાત એટલે પંચ; અને પંચ એટલે પરમેસર.'

વચ્ચે માતા તો આવે જ નહિ. સીધા પરમેશ્વર પર જ પહોંચો! કોઈ વાર મામલો વિફરી જતો તો તડાં પણ પડતાં. ધારી કે બરફી અમુકના નામથી વહેંચાય. તે રાખે તે એ તડનું, અને નહી તો સામા તડવાળા: પછી ન્યાતવહેવાર બંધ! ઓચ્છવ જમે ખરા મારા બેટા, પણ જુદા જુદા જમે; અને બંને ઓચ્છવ બે જુદેજુદે દિવસે હોય તો બંનેમાં હાથ મારી આવે એવા પણ દાગીના ખરા!

બે તડાં પડે, પછી વળી એને સાંધવાની જુગતીઓ યોજાય. પટેલિયાઓનું જીવનકાર્ય જ એ. પંચમાં પણ એમનો એક્કો. એ બોલે ત્યારે એને સાંભળવા યે પડે. એવા ત્રણ ચાર પટેલ પર ન્યાતનું ગાડું હીંડે. ઘાંટા પાડવામાં હોશિયાર. દલીલ બલીલમાં ભગાના ભાઈ જેટલું જાણે. કંઈ જ ન ચાલે ત્યારે ગાળાગાળી પણ કરે. એક વાર તો પંચે ગાળ બોલે તે માટે દંડ રાખેલો. ત્યારે અ-મારા ઘોળિયાભાઈ તો આવીને પહેલેથી જ દંડ આપી દે, અને પછી લાખ લાખ રૂપિયાની સંભળાવે માતાની સામે જ બેસે, અને ધડાધડ ચોપડાવે બાકી તો ઠોક્યે રાખે. ધાકધમકીથી ચ-લાવે. કોઈએ વિવાહ ઓછંડ્યા હોય તો તેના બાર વગાડી દે. એક દાખલો મને યાદ છેઃ એમાં વિવાહ કર્યા પછી છોકરાને ક્ષય થયો અને રોગ વધતો જ ચાલ્યો. એણે છોકરીને સાસરે મોકલવી બંધ કરી, અને વિવાહ ઓછંડી નાખ્યા. બસ. છોકરાવાળા કસાઈઓએ છોકરીની દયા ન ખાધી, નિઃસ્વાર્થીરીતે વિચાર પણ ન કર્યો, અને પંચ આગળ ભીંગાણું કર્યું તે જુદું. એ બે પાંચ પટેલિયાઓની ચુંગાલમાં જો કોઈ સપડાયો તો બરબાદ થયે જ છુટકો.

'હિન્દ અને બ્રિટાનિયા' નામનું પુસ્તક સરકારે જપ્ત કરેલું એવું અમે સાંભળ્યું હતું. એવી એક નકલ મામાજીના કબાટમાં હતી તે અમે વાંચી ગયા હતા. એના લેખક ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ, 'ગુજરાતી'ના તંત્રી, પ્રચંડકાય, વિશિષ્ટ વ્યક્તિત્વવાળા, ગૌરવર્ણા તેજસ્વી મોવાળા, ઘણીવાર પંચ મળવાનું હોય ત્યારે મુંબઈથી સૂરત આવે ને મામાજીને ત્યાં મળવા આવે. એમના દીકરા સાથે મામાજીની ત્રીજી દીકરીનો વિવાહ થયો હતો, એટલે વેવાઈ પણ થાય. 'ચન્દ્રકાન્ત'ના ત્રણે ભાગ અમે વાર્તા પૂરતા વારંવાર ઉથલાવતા. 'ગુજરાતી' દર સોમવારે અમારે ત્યાં આવતું. આ જ એ ભવ્ય લેખક. આ જ એ કવિ નર્મદાશંકર સામે ઝૂઝનારો મહારથી? સર ફિરોઝશાહ મહેતાને પડખે રહી બ્રિટિશ સલ્તનતની સામે લખાણો કરનારો આ કલમ-બાજ? બહાર ઓટલા આગળ આવીને એ ઊભા રહેતા કે અમે અંજાઈ જ જતા. એ કદાવર બાંધો, એ અતિ તેજસ્વી મુખમુદ્રા, એ વિશિષ્ટ પ્રકારનો અવાજ, બરાબર નજર સામે સજીવ છે. સાજનામાં કે પંચમાં ગમે તે મ્હોકાણ મંડાતી હોય, તો એને અંગે ઈચ્છારામ દેસાઈ સુરત આવતા, ને વાડી ફળિયામાં આવેલા પોતાના ઘરમાં ઊતરતા, ત્યારે એમને મળવાનો પ્રસંગ પ્રાપ્ત થતો એ જ સદ્ભાગ્યની વાત છે.

ન્યાતના એકેએક ઘરની મને ખબર. પંચ પોતામાં વાસણો રાખે, પણ એક બીજી જ સમિતિ ભણતા વિદ્યાર્થીઓને ચોપડીઓ ધીરવાનું કામ કરતી. એ બુક-લોન કમિટી કહેવાતી. એની મીટિંગો મામાજીને ત્યાં મળતી; યા મહોલ્લાને નાકે રહેતા ડૉ. મગનલાલ મહેતાને ત્યાં મળતી. એનો સર્ક્યુલર બધાને ત્યાં પહોંચાડવાનું શ્રમજનક કામ કદીક આપણે માથે પણ આવતું, તો બે દિવસમાં શહેરમાં ફરવું પડતું. કોઈ વાર કેટલાક સભ્યોની સહીઓ કરાવવાની પણ હોય. શ્રોફ, મપારા, નાણાવટી, ઘીવાળા, ભગત, ચુડાવાળા, ઝવેરી, ગરબડ, મહેતા, દેસાઈ, ચેવલી, તારમાસ્તર, હાંસોટી, કોમોટોર બધાને ઘેર આંટો મારવો પડતો.

સાજનું યા પંચ તડાં પાડવાની યા પડેલાં સાંધવાની તેમજ જમણવારો ગોઠવવાની પેરવી કરતું, તો બુક-લોન સમિતિ દરસાલ ઈનામનો મેળાવડો યોજી ઉત્સવ કરતી. એમાં નાનાનાના પ્રવેશો યા નાટકો રજૂ થતાં. ભણનારાઓ એમાં હોંશેહોંશે ભાગ લેતા. એમાં ભાગ લેવા માટે મામાજી મને આગ્રહ કરે, પણ આપણો શરમાળ એમાં પડતા જ નહિ. છોકરીઓ સાથે સરખામણી થતી, બાપાબાઈ કહેતા, અને એમ બેત્રણ વરસે એક શ્લોક—ચાર લીટીનો—બોલવા માટે નક્કી કરાવવામાં આવ્યું. ચાર જ લીટી. ગોખી તો ખરી, અને મેળાવડાને દિવસે નામ પણ પ્રમુખ સાહેબ બોલ્યા. પણ બનીઠનીને ગએલા બન્દા છેલ્લી ઘડીએ એવા ફસક્યા, ને હિંમત હારી ગયા, કે ઊભા યે ન થયા! બસ. પછી રાતે જે થઈ છે તે! મામાજીએ, ઉપરાંત ત્રણે માશીએ, એક પછી એક, કેટલીક વાર સૌએ સાથે, તો કોઈએ પછી વળી રફતે રફતે, માળે-વચગાળે, માથાની ટાલ ઉખેડી નાખી છે.

'મેર મુઆ, નાગ બોલ્યું ! તારા કરતાં તો નવનીત સારો.' એ મારો જન્મનો દુશ્મન તો સરખામણીમાં હોય જ !

'બામ દોડવામાં તો વાઘ, પણ કેવો બકરી ઘેંસ જેવો બેસી રહ્યો. અહ્યા ઊભા તો થવું'તું.'

'બાપાબાઈ ! કોઈ કન્યા નહિ દે, એમ રહી જશો.'

તે દિવસ પછી આઠ દસ દિવસ એ પુરાણ ચાલ્યું. જરા કંઈ બહાર દોડતા ગયા, થાકતાવળે દાદર ઊતર્યા ચડ્યા કે 'આ જોર તે દા'ડે કાં ભાગી ગયું'તું ? ઓઢણી-ચણીઓ પહેરો, ડાળગાજી. પેલી સાત વરસની છોકરી હોશિયાર.'

આંખમાંથી ડબક ડબક આંસુ પડે, ત્યાં તો કપરાછાપરી આવે: 'હવે રડો. બાયલો રડે નહિ તે બીજું કરે પણ શું ?' અને ભીંતને પણ કાન હોય છે. ચાર દિવસમાં તો આખા મહોલ્લાએ જાણ્યું કે ભાણાભાઇ પસરી ગયા. મહોલ્લો એટલે સોની મહાજન.

'તે, છોટાભાઈ શેઠ ! આપણે તો મોકલોની. હાથે બે બંગડી એવી પહેરાવી દઉં કે મિસ્તર શોભી નીકળે.' સામેવાળા ઘેલાભાઇને છોકરાં નહોતાં થતાં, અને ચોથી વારની વહુ લાવ્યા હતા, તે વળી આવીને લ્હેકાવે, 'છોટાભાઇ ! એમ નહિ. આપણે આવતે મંગળવારે ઘેર માતા બોલાઈવાછ. પૂજા પછી આવવા દો. એની પાસે ઘાઘરી ચોળી પહેરાવી ગરબો ગવડાવીએ. તારે જરા હિંમત આવશે.'

ઠીક ભાઈ, એ પણ સહી ! દિવસો વીત્યા અને વાત વિસારે પડી, પણ પાછું વરસ બદલાતાં તે વરસનો મેળાવડો આવી રહ્યો મામાજીએ એક અંગ્રેજી કવિતા શોધી રાખી હતી: 'ડ્રાઈવ ધ નેઈલ એરાઇટ બોય્ઝ, હિટ ઈટ ઓન ધ હેડ ' તે ચૂપચાપ ગોખાવવા મંડ્યા. પછી પોતાની આગળ રોજ બોલાવડાવતા. પછી મોતીમામા એમના દીકરા આગળ બોલાવડાવતા. અને મેળાવડો પાસે આવતાં તો મારાઓની જીભ ખીલવા માંડી. પણ તરત મામાજી કહેતા: 'બાબુ ! આગ આવ. પેલા ચાર સ્ટૅન્ઝા બોલી નાખ. બધા હમણાં ચૂપ થઇ જશે.' ને હું મામાજીના બતાવ્યા પ્રમાણે ભાર દઇ ભભકાથી બોલી જતો.

'તે ઘરમાં તો એક્કો છે જ તો; પણ બહાર લો!'

બનાવેલાં આ ચિત્રો નકામાં જાય છે તો. આ વખત જુઓ એ કેવો બોલે છે તે.' સાથે લઇ ફરો છો. હું ને હું રસિક ? આ ગીં, કે એ તો મેળાવડાની તૈયારી છે. ટીબોનાં મોં પર નવી તાજગી લાવવી એ મારાબુ હમેશાં બહારના લાવતા:

ગીતામાં એક વચન છે કે 'સંશયાત્મા વિનશ્યતિ.' રેલના ખાનસાહેબ, વંજુ-જીના જીવનમાં સંશયનો ક્યાં યે લવલેશ નથી. નાનપણથી લડું પણ આવી ગયા છેક અત્યાર સુધી તેમના જીવનમાં ચોક્કસપણું, નિર્ધાર અને નિશ્ચય ડગલે ને પગલે દેખાઈ આવે છે. ઘર છોડતાં પહેલાં જીવનનું એક-લક્ષ્ય તેમણે બનાવી રાખ્યું હતું. એટલે એ પહેલાં તેમને અભ્યાસનાં તથા ઇતર જે સર્ટિફિકેટો મળ્યા હતાં તે તેમણે 'અગ્નયે સ્વાહા' કરી દીધાં હતાં. માતાએ તેમને એ કામ કરતાં રોક્યા ત્યારે ગંભીર સ્વરે એ બોલ્યા, 'મારે જ્યારે આ જીવનમાં આ સર્ટિફિકેટનો ઉપ-યોગ જ કરવો નથી તો પછી આવો કચરો ઘરમાં વધારીને શો ફાયદો ?' એ વખતે પોતાના ભાવિ જીવનની યાત્રા વિષે તેમના મનમાં ક્યાંય સંશય ન હતો. ભાવિ જીવનક્રમ માટેની સ્પષ્ટ વિચાર-સરણી અને ધ્યેય તેમના મનમાં નિશ્ચિત હતું. એવા જ એક અત્યંત મહત્ત્વના પ્રસંગે તેમણે પ્રશ્નનો નિકાલ કરવામાં એ જ નિશ્ચયીપણું અને નિર્ધાર બતાવ્યાં હતાં. 'જરની ચળવળ શરૂ કરતાં પહેલાં જો સરકાર એ ચળવળની પહેલાં જ પોતાને ગીરફતાર કરી લે તો મર-

ને બધાને તેમજ પ્રમુખને દંગ કરી નાખતા આગળ થતા. પોતે ચોપડી લઇ બેસતા, કેમ બોલવું



એટલે કમિટિના સભ્યો આગળ બધાના પાઠ થતા. ત્યાં કમિટિ સભ્ય, અને ન્યાતના પટેલોમાંના એક, ધીરજલાલ કોમોડોર કાઢી જુદી રીતે કરવા કહેતા. પણ મામાજી અગાઉથી સૂચના મૂકતા: 'કોમોડોર બતાવે ત્યારે તે પ્રમાણે કરવું. પણ મેળ આપણે કરીએ છીએ તેમજ કરવું.' એટલે બહુ તડભેદ

છાની છુપી અને છૂટ ચાલી, પછી તો પૂછવું જ શું ! અગારી મેળે બનાવીને પણ ભજવતા. એક વાર ચન્દ્રશંકર પ્રમુખ, અને સુરતમાં ખાયણાં પ્રસિદ્ધ, તે એની સામે બેઠી

'આવો પંડ્યાજી, બેસો સામી ખુરશી
કન્યા માગો રીતે, કે...બ્હેન આપીએ.'

રોગ એક પછી એક ખાયણાં-ચમકાવેલાં. બધા જ ન્યાતના મેળા-વડાઓમાં આપણો ઠેકો વાગતો. બેત્રણ કલાક વહેલા જઇ, તૈયારી કરી, નાટક ભજવી, ફેર આવી ઓસરતા જતા કલાકો પકડી રાખવાની એ મોજ, સારો પાઠ કર્યા પછી આગળ વાળાઓની આશા વારંવાર, નહિ તો બહાનું શોધીને પણ, જઇ એમની પાસે સાબાશી મેળવવાની એ આછું ફિરિયાદી, ગે હકાવો, —એવાં ભૂત-જાતાં મહાંબાં સંસ્મરણો, ઘણાંઓને હશે જ તેમ મને પણ છે જ.

ખુરાનપુરી ભાગોળમાં હીરા ભરિયાવાળાની દુકાન. હીરો ભરિ-યાવાળો એટલે ન્યાત, વરા, ઓચ્છવ, જમણવારને મહાજનમાંથી ની પૂરી કતારવામાં પહેલો. એમાંથી એણે પૈસો પણ સારો પેદા કર્યો, અને પાછળથી મુંબાઇમાં દુકાન પણ

કેવળ દૂર્ ૫ જોતાં જ દરેક બાળો પણ બાંધ્યો, તો એનું જ. હા, દુકાને

ભારતના આ અર્વાચીન

પૈકી એકાદનું પણ અનુકરણ આપણાથી

પ્રખર બુદ્ધિમત્તા અને મૂળગામી પ્રજ્ઞા, એ

ઊંડો અભ્યાસ, એમનું અખંડ સેવાવ્રત અને

અદ્વિતીય સાધુતા ને અનુકરણીય શુચિતા, એમ

સ્થિતપ્રજ્ઞપણું, અપૂર્વ સ્મરણશક્તિ ને અભ્યાસ

એમની દુર્દમ્ય ઇચ્છાશક્તિ અને સતત ઈશ્વર

આજીવન તપશ્ચર્યા અને અવિજિત નમ્રતા, એમનું

નિર્ભયતા—આવા અનેક ગુણ-રત્નોની ખાણ સમા

તનું ભૂષણ છે, ભારતીય સંસ્કૃતિના અગ્રદૂત છે અને દેશનું

એવા એ મહર્ષિને ઈશ્વર આરોગ્ય અને દીર્ઘાયુષ્ય

ફરતા હીરાને હાથે મોટા પેણામાં એમનું તળાવું. અરધાં તળાય કે હીરો એને બાજુ પર કાઢી લે અને બીજા નાખે. એ અરધાં તળાય કે એને કાઢી લઈ, પહેલાંના પાછાં નાખે અને એની ઉપર ધાણા ભભરાવે. આગ, તળાઈ રહે લાંબો ઝારો પેણામાં નાખી બહાર પડેલી મોટી કથરોટમાં હીરો નાખવા જાય છે, ત્યાં તો પાંચદસ છેલબટાઉ છોકરાઓ બાંય ચઢાવી હાથમાં પતરાળીઓ લઇ ભજિયાં લૂટવા ઊભા જ છે! કથરોટમાં ભજિયાં પડે કે પતરાળી ઉપર પડી જ છે. અને પછી સૌસૌની લૂટ લઈ ભજિયાં ખાવા કોઈને ઓટલે બેસી જાય. ન્યાતનો જમણવાર શરૂ થવાનો હોય છ વાગ્યે, પણ ભજિયાંની લૂટ ચાલે ચાર સાડાચાર વાગ્યાથી. શરૂઆતના ઘાણ તો હીરાભાઇએ લગનના ઘર માટે કાઢી આપ્યા હોય, એ 'ઢાંકણાં' મોકલવાનાં હોય એમાં ખપમાં લેવાય. પણ ચાર સાડાચાર પછી તો ચટણીચટાકામાં જ ઊડી જાય. છોકરાઓ લૂટે તે પણ કોઈના દોરવેલા. ન્યાતમાં પોતાનાં સગાંવહાલાં આવ્યાં હોય તેમને માટે પણ લૂટનાં ભજિયાં લઈ જાય. કોઈ સારી છોકરી પંગતમાં બેઠી હોય, અને હજી પીરસણની કળવાને વાર હોય ત્યારે જો એ કહે 'અંતુભાઈ, એક પડિયો ભજિયાં લાવી આપોને' તો અંતુભાઈની મજાલ છે કે ના પાડે? જાય દોડચા તમણ પર, લે હાથે પતરાવળાં, અને ખાસ્સો હિસ્સો લઇને બીચારી છોકરીની વહારે દોડે. અને પછી છોકરી એકલી કંઇ ઓછી જ ખાય છે? આસપાસનાં એકેક બબ્બે ઊનાં ભજિયાં ખાય, અને અંતુભાઇને પણ આગ્રહ કરી ચખાડે.

જુવાનિયા ત્યાં પણ ઠસ્સો કરતા. પટિયાં પાડી વાળ ઓળતા, સફાઈથી અબોટિયાં પહેરતા, અને રેશમી ખમીસની ફૅશન ચલાવતા. બાંય પર રબરનાં ગાર્ટર પહેરતા. જરૂર પડે તો બાંય ઊંચી રાખવા ઇટાલીઆનો રૂમાલ રાખતા. એમાં વળી સેંટ છાંટતા. પીરસવાનું કામ પણ રૉફથી કરતા. સારીસારી છોકરીઓ પર નજર રાખતા. 'જળ તમારે'; 'પૂરી તમારે'; 'વેંગણ';–હાથમાં જે હોય તેની બૂમો પાડતા. ઓળખીતાઓ આગળ કાવલાચાંપલા થઈ જરા આગ્રહ કરતા.

લગનની ન્યાત હોય તો સ્ત્રીઓની પંગતમાં વરરાજા હાર પહેરી પાનનાં બીડાં પીરસવા નીકળતા. વહુ પુરુષોની પંગતમાં એ જ પ્રમાણે નીકળતી. સ્ત્રીઓની પહેલી પંગતમાં વહુ જમવા બેઠી હોય, અને ત્યાં, વરરાજા ચટ્ટાદાર અબોટિયું ને ચકચકતા રેશમી ખમીસ સાથે, થાળ લઈ ડોલતાડોલતા, એકેકને બીડું આપતા વહુની આગળ આવી રહેતા તે 'સીન' જોવા બધા ઇંતેજાર રહેતા. અમારા જેવા તો ત્યાં જ ખડા થઇ જતા. વહુજી શરમાઇને પાન લેતાં, અને વરરાજા જરા મલકીને આગળ વધતા. પછી તો પાકા સુધારકોનો ક્યાં ટોટો હોય છે? એક જ પંગતે વર અને વહુ બંને સાથે પણ નીકળતાં, અને તે જાણે ભારેનો સુધારો ગણાતો. અને પછી વળી નવા ટેસીબાર તો નીકળતા જ નહિ. એ શું? એમાં નાનમ પણ જોતા. કઢંગો રિવાજ ગણી હસી નાખી પોતાને સુધારક કહેવડાતા. સુધારો પણ બીચારો એવી રીતે જ જીવતો રહેતો. મને યાદ છે કે ન્યાતમાં પહેલાં રેશમી ખમીસ પહેરવાનાં દાખલ થયાં ત્યારે મારામારી થએલી, અને પહેરનારને ન્યાત બહાર મૂકવા જેટલી હદે વાત પહોંચી હતી!

ત્યારે સામસામી દલીલોનો પાર નહોતો. હાથમાં રૂમાલ રખાય તે સુતરાઉ હોઈ શકે, ને રેશમી ખમીસ નહિ? અબોટિયાં ઉપરની બનારસી કોર રેશમી દોરે સીવેલી તે ચાલે. ધોળિયાભાઇ તો પંચમાં ઘાંટો પાડી કહેતા:'સાળાઓ! બૈરાં સાડીની એ સુતરાઉ ચણિયા પહેરે છ તેનો તમને વાંધો નથી?' પણ સુતરાઉ રેશમીની ક્યાં વાત છે? અમારે એ નવો બંગ જ નહી જોઈએ, ચલ જા! શિયાળો હોય અને ઊનનું ગજીફરાક પહેર્યું તો યે આફત! પણ કૂવાના દેડકા આવી આવી તકરારોમાં જ રસ લે એ કુદરતી છે.

યાદ નથી. આ જ શહેરમાં, આ જ વિભાગમાં, નાગર ફળિયામાં નર્મદે હાકલ પાડી હતી તે? ભિક્ષુક ગણાતા ઘરનાં કાંચળી પહેરીને જમવા ન આવી શકે અને એ રિવાજ પર નર્મદ ઊકળ્યો હતો. 'એમ હોય તો રાયજીના ઘરનાં જમવા નહિ આવે.'

'તો નહિ આવે!' કાંકરીઓ પડી, પથ્થરો ઉછાળ્યા, નર્મદે શરૂઆત કરી, અને કઢંગા રિવાજો કઢાવ્યા. પણ બધે જ કંઈ નર્મદ થોડા પાકે છે? પણ ઠેકઠેકાણે નાના નર્મદો તો ખરાને? અને શી દેશની કમનસીબી! નર્મદ જેવા વીર પુરુષને કેવી નાનકડી વાત પર ઘમસાણ મચાવવું પડ્યું? પણ એ તો એમ જ હોય. વાત નાનેથી જ વધે.

ઘેરઘેર માટીના ચૂલા. દરેક ન્યાતમાં આવા કજિયાના ઈતિહાસ નીકળવાના. વાતમાં કંઇ સાર નહિ, છતાં વતેસર કરી મૂકે નાહકની શક્તિનો વ્યય કરે, કંઈકની જિંદગી પણ બરબાદ કરે. મમત, હોંસાતુસી, દેખાદેખી, અદેખાઈ વગેરેની નાની ચિનગારીએ ભલભલાના સંસારમાં આગ લગાડી છે, કેટલાકનાં જીવતર બાળી મૂક્યાં છે. પણ એ તો શું થાય? પરાધીન હિન્દની પ્રજામાંથી સત્ત્વ જ ચાલ્યું ગયું, એટલે મગતરા માનવીઓ બીચારા બીજું કરે પણ શું?

**ન્યા**તની એ કુળમાતાની પ્રતિષ્ઠા હતી. ગોરાણીએ કંઇ તાગડો કરી, બેપાંચ પટેલિયાઓને સમજાવી, મૂર્તિની પ્રતિષ્ઠા કરવા નિરધાર્યું હતું. ઑલ ઇન્ડિયા વીમેન્સ કૉન્ફરન્સ ત્યારે નહિ, ને સ્ત્રીઓના એવા બહાર પડતા સુધારક સેવાભાવી સમાજો પણ નહિ; છતાં ન્યાતમાં ગોરાણીનું ચલણ ભારે. ન્યાત જમવા બેઠી હોય અને ભલભલા ચમરબંધ બિરાજ્યા હોય, પણ ગોરાણીના હુકમ વિના કોઈ મોંમાં કોળિયો મૂકી શકે નહિ. એ ડોશીનું નામ મને યાદ નથી, પણ એનો ઠસ્સો ભારે હતો. જુવાની જોઈ હતી, અને વળતાં પાણી આકર્ષક નિશાનીઓ મૂકી ગયાં હતાં. વિધવા છતાં રેશમી પટોળું પહેરી ન્યાત વચ્ચે ગોરાણી ચાલે, તે પણ જાણે પટરાણી! એની ખબર પૂછે, ચારની ખબર લઇ પણ નાખે! અને દક્ષિણા લઈ ઘેર જાય. કેટલાક ઘર સાથે સંબંધ સારો, ને કેટલીક વ્યક્તિ સાથે મીઠો સંબંધ પણ ખરો. એ ગાંદીસાજી હોય ત્યારે એના છોકરાની વહુ વિવાહ લગનમાં જતી આવતી. એટલે કે એની ગાદી પછી એના છોકરાની વહુનું રાજ; પુરુષનું તો નહિ જ.

અને એ માટે નવી મૂર્તિનો વરઘોડો કાઢવાનું પણ સાજનાએ ઠરાવ્યું. એ વરઘોડામાં માતાની મૂર્તિ પાલખીમાં નીકળે તેની આગળ સાંબેલા રાખવાનું પણ સ્વાભાવિકરીતે નક્કી થયું. એમાં છેલ્લો સાંબેલો કોનો રહે? છેલ્લે એટલે કે મૂર્તિ પાસે જે રહે એનું જ વધારે માન! એટલે એ માટે આરતીનું ઘી બોલાવાયું. આરતી માટે જે વધારે ઘી ચઢાવે એનો નંબર છેલ્લો. દશ શેરથી મણ પર વાત પહોંચી, અને મણથી સવામણ પણ ચઢનારા ચઢ્યા. મને તો કશી જ ખબર નહિ, પણ રાતે મામાજી ઘેર આવ્યા ત્યારે એમણે વાત કરી કે ઘી વધતાં પોતે સૌથી વધારે હોડ બકી આવ્યા, એટલે બાપુનો નંબર છેલ્લો, માતા પાસે! ત્યારે અમને બધાંને ખબર પડી કે આપણો સાંબેલે ચઢવાનું છે. માશીઓ ખુશ થઇ ગઈ. અને ત્રણ દિવસમાં તૈયારી કરવાની, તે રાતોરાત દરજી બેસાડી રજવાડી ડ્રેસ તૈયાર કરાવડાવ્યો, ચિઠ્ઠી આપી રાંદેર બગી માટે માણસ દોડાવરાવ્યો. નાનુમિયાંનું નાનખટાઈ બૅન્ડ ત્રીશ રૂપિયે ઠરાવ્યું. છેલાને નગારા માટે ગોઠવ્યો. મોતીમામા, નંદી માશી તેમજ ચંદી માશીમાં રૈંટા માટે મતભેદ પડ્યો, પણ આખરે બફરંગ નક્કી થયો!

(નવેમ્બર ૧૯૫૦) 

સપાટશાવ જેવો અંગરખો, ભૂરી સુરવાલ અને કેડે ગખમલનો પટો. એના પર મામાજીના ભાઇબંધ ઝવેરીઓએ મોતી ભરી આપ્યાં. ફેંટામાં મોતીની સેર બંધાઇ.ગળા માટે સીતવાળાને ત્યાંથી બે ત્રણ કંઠા આવ્યા તે પહેરાવ્યા, મારીઓએ વારણાં લીધાં, નજર ન લાગે કહી જરા આટ ટીલી કરી અને હાથમાં રૂમાલ પકડાવ્યો. પોતાનાં ભારે અગ્બાર(સાળુ)મારીએ કાઢી આપ્યાં તે બગી પર પથરાયાં,ને સુંદર ઘોડાની જોડવાળી બગીમાં મને બેસાડવામાં આવ્યો.

તે વખતે આખું ઘર ભરાઇ ગયું હતું. મને શણગારવા ફેંટો બાંધનાર, ઝવેરી, સોની મહાજન, સગાંવહાલાં બધા ખડે પગે હાજર થઈ ગયા હતા. અને મેં જોઇ રૂપિયો રૂપિયો હાથમાં મૂક્યો તે જુદો. બગીમાં કેમ બેસવું તેની વિગતવાર સમજ આપવામાં આવી હતીઃ 'ટટાર તો ખરા;પણ ઓળખીતા મળે તો તેને સલામ કરવી;એમ ડોયા જેવા—પૂતળા જેવા બેસી નહિ રહેવાનું'એ વારંવાર સમજાવવામાં આવ્યું. અને આખરે બે મહોલ્લામાંથી એકાગાં બેસાડી સોની મહાજન વચ્ચેથી મામાજી લઈ ગયા હતા, ત્યાંથી ઘોડાગાડીમાં જ,વાજાં સાથે વરઘોડામાં જવા અમારી બગી ઊપડી. એટલે ખીચોખીચ ઉભરાઈને સોની મહાજને વાહવાહ બોલાવી, મારી સલામો નમીનમીને ઝીલી, રહી ગએલાઓએ નીચે ઊતરીને રૂપિયા આપ્યા અને પછી મારો સાંબેલો માતાના વરઘોડામાં ફર્યો.

આ ન્યાતના મેળાવડાઓમાંનાં નાટકચેટક, અને જમણવારમાંની સટરપટર, એ બધાને પરિણામે કન્યાના બાપે વર પર તરાપ મારી! પરીક્ષામાં છેલ્લે નંબરે પાસ,પણ વહુ મેળવવામાં તો અમે સારે નંબરે પાસ થઇ ગયા! એટલે કે વહેલો નંબર નોંધાઈ ગયો! હજી તો છઠ્ઠું ધોરણ પણ પાસ નહોતું કર્યું, અને ઉંમર હશે સોળ-સત્તરની, ત્યારે ધીરજલાલ કામોડારે પોતાના જમાઈને લાયક મને ઠેરવી દીધો! ન્યાતને ચોપડે વિવાહ નોંધાયા ત્યાર પછી બેત્રણ દિવસે એના પેંડા વહેંચાયા.પણ ત્યાં સુધી મને વહુ મળ્યાની ખબર નહોતી. નવનીતને ત્યાં ગપ્પા મારતા બેઠા હતા ત્યાં એની માએ આવી પેંડો ખવડાવ્યો અને ઉપરથી કહ્યું કે 'અમને કહ્યું પણ નહિને કે તારા વિવાહ થયા!' ત્યારે જ મને મારા વિવાહની ખબર પડી! કોણ જાણે, એ ખબર પડતાં જ પહેલી ઘડીએ તો મારી આંખમાંથી ડળક ડળક આંસુ સરી પડ્યાં.એ ખુશાલીના આંસુ નહોતાં,એ હું ચોક્કસ જાણું છું.

આટલી ઉતાવળે ને આટલી ચુપકીથી મારા વિવાહનું વરસી કેમ વજ્યું હશે,એના ખરા કારણની મને આજ સુધી ખબર નથી. (ચાલુ)

# ગણિત-ગમ્મત

## પાંચ અંકી સંખ્યાની ખૂબી

(૧) ગમે તે દ્વિઅંકી સંખ્યા એકવાર લખો. દા. ત. ૧૭ ફરી એની એ સંખ્યા આગ ૦૧૭ એને પડખે લખો. એટલે ૧૭૦૧૭ થયા. આ સંખ્યા ૭ થી, ૧૧ થી કે ૧૩ થી નિઃશેષ ભાગી શકાય.

(૨) ગમે તે દ્વિઅંકી સંખ્યા લખો. દા. ત. ૨૨. તેને ૩ થી ગુણોઃ ૨૨×૩=૬૬. આ ૬૬ ને હવે ૨૨ ને પડખે આગ ૦૬૬ લખો. એટલે ૨૨૦૬૬ થયા. આ સંખ્યા ૧૭થી અથવા ૫૯થી નિઃશેષ ભાગી શકાય.

(૩) ગમે તે દ્વિઅંકી સંખ્યા લખો. દા. ત. ૨૩. હવે તેને ૭થી ગુણોઃ ૨૩×૭=૧૬૧. ૨૩ ને પડખે તેને મૂકતાં ૨૩૧૬૧ થાય. આ સંખ્યા ૧૯ થી અથવા ૫૩ થી નિઃશેષ ભાગી શકાય.

(૪) (અ) ગમે તે એક જ અંક ધારો. દા. ત. ૭. હવે તેને ૫ થી ગુણોઃ ૭×૫=૩૫.૭ને પડખે તેને મૂકીને પાંચ અંકી સંખ્યા કરવી હોય તો તેને આગ ૦૦૩૫ લખાય. એટલે થાય ૭૦૦૩૫. આ પાંચઅંકી સંખ્યા ૨૩ અથવા ૨૯ થી નિઃશેષ ભાગી શકાય. (બ) આ રહસ્ય માટે જો દ્વિઅંકી સંખ્યા લેવાનો જ આગ્રહ રાખવો હોય તો તેની સંખ્યા બેકી ધારવી. દા. ત. ૨૬ ધારી. હવે ૨૬×૫=૧૩૦. ૧૩૦માં ત્રણ અંક છે, પરંતુ એમાં એકમ સ્થાન પર ૦ છે તે નિયમ પ્રમાણે નીકળી જાય. એટલે બાકીના ૧૩ ને ૨૬ ને પડખે મૂકીને પાંચઅંકી સંખ્યા કરવા માટે તેની પૂર્વે માત્ર ૦ મૂકાય.જેથી ૨૬૦૧૩ આવ્યા. આ સંખ્યા પણ ૨૩ થી અથવા ૨૯ થી નિઃશેષ ભાગી શકાય.

આમાં જો દ્વિઅંકી સંખ્યા એકી લેવી હોય તો પાંચ અંકીને બદલે ૬ અંકી સંખ્યા કરવી જોઇએ. દા. ત. ૧૫; ૧૫×૫=૭૫. હવે ૭ અંકી સંખ્યા કરવા માટે ૧૫ અને તેની વચ્ચે ૦૦ મૂકાય, એટલે ૧૫૦૦૭૫ થાય. આ સંખ્યા પણ ૨૩ થી અથવા ૨૯ થી નિઃશેષ ભાગી શકાય.

આ વિષય પાંચ અંકી સંખ્યાનો હોવાથી દ્વિઅંકી ધારવાની સંખ્યાને બેકી લેવાની સૂચના હતી. જો શરૂમાં દ્વિઅંકીને બદલે એક જ અંક લેવો હોય તો તે અંક બેકી જ લેવાય; એકી ન લેવાય. કેમકે બેકી લેતાં તેને પાંચ વડે ગુણવાથી છેવટ શૂન્ય આવે. દા. ત. ૮×૫=૪૦ થાય. તે આગ ૦૦૪૦ લખાય, એટલે છેલ્લું મીંડું નીકળી જતાં ૮૦૦૪ એમ ચાર અંક આવે. આ સંખ્યા પણ ૨૩ અથવા ૨૯ થી નિઃશેષ ભાગી તો શકાશે જ, પરંતુ તે ચાર અંકી સંખ્યા થશે.

મૂળજી જેઠુ જોશી

## અથાણું

કોઈ એક માણસ એક સ્ત્રીને પરણ્યો ત્યારે સ્ત્રીએ સરકારી દફ્તરમાં પોતાની ઉંમર ૩૯ વર્ષ લખાવેલી. પાછળથી સ્ત્રીના ચહેરાની કરચલીઓ જોઇ એ માણસને તેની ઉંમર વિષે વહેમ પડ્યો.

'તેં મને ત્યારે કેટલી ઉંમર કહેલી?' એણે એક દિવસ પૂછ્યું.

'માત્ર પિસ્તાળીસ વર્ષ.' સ્ત્રીએ જવાબ આપ્યો.

'સરકારી દફ્તરમાં તો તેં ઓગણચાળીસ વર્ષ લખાવેલાં ને? સાચું કહી દે, મને પિસ્તાળીસનો આંકડો પણ સાચો નથી લાગતો.'

'વારુ મારે હવે તમને બહુ છેતરવા નથી; ચોપન વર્ષ!'

પેલા માણસને હજુ પણ શંકા રહી. કંઈક યુક્તિ લડાવવાનો વિચાર કરીને તે થોડી વાર મૌન રહ્યો અને પછી બોલ્યો : 'ઠીક છે, હું હવે ઉંદરો ખાઇ ન જાય એટલા માટે પેલી મીઠાની બરણી ઢાંકી આવું.'

આ સાંભળતાં જ સ્ત્રી ખડખડાટ હસી પડી અને બોલી, 'ઉંદરો મીઠું ખાઇ જાય એ તો મારી સડસઠ વર્ષની જિંદગીમાં પહેલું તમારે જ મોંએ સાંભળ્યું.' (ચોની હાસ્ય ટુચકો)

ન્યાયાધીશ—તું કહે છે કે, આ માણસે તારે ત્યાં ચોરી કરી છે. તો તું તેની પાસેની ચીજોમાંથી કોઈ ચીજ ઓળખાવી શકે ખરો?

ફરિયાદી—હા, સાહેબ. તેની પાસેનો રૂમાલ મારો છે.

ન્યાયાધીશ—એ કંઇ પુરાવો ન કહેવાય. એની પાસે છે એવો એક રૂમાલ મારી પાસે પણ છે.

ફરિયાદી—ખરી વાત સાહેબ,મારા એવા બે રૂમાલ ચોરાએલા!

શેઠાણી : 'મેદાનમાંથી બધું ઘાસ ખોદી કાઢીને, બાજુની ટેકરીમાંથી માટી ખોદી મેદાન પર પાથર. એ પર રોલ ફેરવ. કાંકરાવાળા રસ્તા પૈસથી બધાં નકામાં છોડ નીંદી કાઢ. બાગમાંથી નકામાં ઘાસછોડ કાઢી નાખીને છોડઝાડને પાણી પા. મેદાન આખું સાફ કર. આખા બંગલામાંથી ચક્કુ કાઢ અને ફર્નિચર—'

નવો આવેલો નોકર: 'માફ કરજો શેઠાણી, પણ મને કહેશો કે આ એક દિવસનું કામ છે કે કોઈ પંચવર્ષીય યોજના છે?'

આપણી વનસ્પતિ ૩૬ માસમાસનાં વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા

# રાયણ

લેખક • પ્રો. જયંતીલાલ ઓઝા



દેખાવે મનોહર અને ખાવામાં મીઠાં, એવાં પીળાં રાયણાંથી કોણ અપરિચિત હશે? રાય કે રંક સૌને એ પ્રિય મેવો આપનાર વનસ્પતિને 'રાણ' કે 'રાયણી' પણ કહે છે. સંસ્કૃતમાં 'રાજાદનિ', 'ક્ષીરિણી', 'દૃઢસ્કંધ' ને 'ક્ષીરવૃક્ષ'; હિંદીમાં 'ખીરી', 'ખીરણી' તથા 'રાજન'; ને મરાઠીમાં 'રાયન', 'રાજન' તથા 'ખીરણી' નામથી તે ઓળખાય છે. તેનું શાસ્ત્રીય નામ 'મીમુસોપ્સ હેકસાન્ડ્રા (Mimusops hexandra Roxb). આ વૃક્ષ હિંદ અને સિલોનનું વતની છે. બિહાર, ઓરિસ્સા, મધ્ય અને દક્ષિણ હિંદ, કોંકણ, કર્ણાટક, દખ્ખણ ખાનદેશ અને ગુજરાતમાં ખૂબ જોવા મળે છે.

રાયણનું ઝાડ મોટું, સદાય લીલું અને ૫૦ થી ૬૦ ફીટ ઊંચું ઊગે છે. તેની ચોતરફ ફેલાતી શાખાઓ કઠણ અને ગાંઠાવાળી હોય છે. તેની છાલ કાળાશપડતી રાખોડી ને ખરબચડી હોય છે. પાન શાખાઓ પર એકાંતરે આવેલાં, સાદાં, ઘેરાં લીલાં, બન્ને બાજુએ લીસાં, ઉપરની બાજુએ ચળકાટવાળાં અને નીચેની બાજુએ ફિક્કાં, ૨ થી ૪½ ઇંચ લાંબાં અને ૧ થી ૨ ઇંચ પહોળાં, લંબગોળ અગર વ્યસ્ત અંડાકાર, ટોચે પહોળાં અને ગોળાકાર અગર સહેજ ખાંચાવાળાં ને તળિયે સાંકડાં થતાં હોય છે. પાનાની ½ થી ½ ઇંચ લાંબી લીસી દાંડી પર ઉપરની બાજુએ લાંબી ખાંચ હોય છે.

સપ્ટેમ્બરથી ડિસેમ્બર માસ સુધી રાયણને ફૂલો આવે છે તે સફેદ, બોરસલીનાં ફૂલ જેવી આછી સુવાસવાળાં, ચક્રાકાર, દાંડીવાળાં ને પત્રકોણમાંથી એકલાં અગર ૨ થી ૬ના સમૂહમાં હોય છે. ફૂલની દાંડી ½ થી ½ ઇંચ લાંબી ને લીસી હોય છે. ફૂલમાં વજપાંખડી ૬ હોય છે અને તે ત્રણ-ત્રણની બે હારમાં ગોઠવાએલ હોય છે. વજની બહારની પાંખડીઓમાં તપખીરિયા રંગની રુવાંટી હોય છે.

ફૂલમણિ નળી આકારે હોય છે. નળીના ઉપરના ભાગમાં પાંખડીઓના છેડા બે હારમાં ગોઠવાએલા હોય છે. બહારની હારના ૧૨ છેડા રેખાકાર અને ટોચે અણીદાર હોય છે; અંદરની હારના ૬ છેડા વ્યસ્ત ભાલાકાર હોય છે. ફૂલમાં પુંકેસરો ૬ હોય છે અને તે ફૂલમણિની નળી ઉપરના અંદરની હારના ૭ છેડાઓ સામે ગોઠવાએલા હોય છે. આ ઉપરાંત ફૂલમાં ૬ વંધ્ય પુંકેસરો હોય છે અને તે ૬ પુંકેસરો સાથે વારાફરતી ગોઠવાએલા હોય છે. પરાગધર પીળાશ પડતા ભૂરા રંગનું, અણીદાર અને પુંકેસરતંતુ જેટલું લાંબું હોય છે. ફૂલમાં બીજાશય પર રેશમી રુવાટી હોય છે. તેમાં ૧૨ કોષ હોય છે.

રાયણનાં ફળને રાયણાં કહે છે દરેક ફળ ½ થી ૧ ઇંચ લાંબું, ને લંબગોળ અગર ઇંડા આકારનું હોય છે. તેમાંથી દૂધ નીકળે છે. ફળમાં ૧ (ક્વચિત્ ૨) લીસાં, ચળકતાં, કાળાં ભૂરાં અને એક છેડે ગોળ તથા બીજે છેડે અણીદાર તેમજ સહેજ ચપટાં બીજ હોય છે. ફળ શરૂઆતમાં લીલાં હોય છે, પરંતુ પાકે છે ત્યારે પીળાં થાય છે. સૂકાં ફળને રાણકોકડી અગર રાયણકોકડી કહે છે. રાયણ મધૂકાદિ (મહુડો, બોરસલી, ચીકુ વગેરેના) વર્ગની વનસ્પતિ છે. તે બીજ વડે ઉગાડવામાં આવે છે અને બહુ ધીમે ઊગનારી વનસ્પતિ છે.

રાયણના ઝાડમાંથી રતાશપડતો ગુંદર નીકળે છે. તેનાં બીજમાંથી તેલ મળે છે. તેનું લાકડું ઘણું કઠણ, મજબૂત અને ચીકણું હોય છે, ને એટલું ભારે હોય છે કે તેના એક ઘનફૂટ ગચિયાનું વજન ૬૦ થી ૭૨ રતલ હોય છે. તેનો ઉપયોગ શેરડી પીલવાના સાંચા, તેલ કાઢવાની ઘાણી, બેનીનાં ઓળરો, મકાનના થાંભલા, ફર્નિચર વગેરે બનાવવામાં થાય છે રંગેલા કાપડની કુંદી કરવા માટે વપરાતા ધોકા પણ રાયણના લાકડામાંથી જ બનાવવામાં આવે છે. રાયણનાં પાન ઢોરોને ચારા તરીકે અપાય છે.

આયુર્વેદ તેમજ યુનાની બંને વૈદકમાં રાયણ વપરાય છે. તેનાં સર્વે અંગ ઉપયોગી ગણાય છે. ચરક તેમજ સુશ્રુતે તેના ઔષધીય ગુણ વિષે નોંધ કરેલી છે. રાયણાં પૌષ્ટિક, ગરમીને શાંત કરનાર અને તરસ મટાડનાર છે. હૃદય માટે તે સારાં ગણાય છે. તે પિત્તપ્રકોપ, ત્રિદોષ, ક્ષય, ભ્રમ, મૂર્ચ્છા, રક્તવિકાર વગેરે મટાડે છે ને કોઢ માટે ઉપયોગી ગણાય છે. રાયણમાંથી નીકળતું દૂધ દુખતી દાઢ પર લગાડવામાં આવે છે. રાયણનાં બીજને પાણીમાં ઘસીને વીંછીના ડંખ પર લગાડવાથી વીંછીનું ઝેર ઊતરે છે. રાણકોકડી મળ બાધક છે. રાયણની છાલ તેમજ ફળ ગ્રાહી ગણાય છે.

પ્રદર, રક્તપિત્ત તેમજ વાતપિત્તમાં રાયણ અને કોઠીનાં પાન ઘીમાં શેકી આપવામાં આવે છે. સ્ત્રીઓને ધાતુસ્રાવમાં રાયણનાં પાનનો રસ આપવામાં આવે છે. કોંકણમાં ગરમાળાંના પાન ને કડીના બીજને રાયણના દૂધ સાથે વાટી ગુમડાં પર ચોપડવામાં આવે છે.

---

ઉન્નતિનું આકાશ સર્વ પ્રાણીઓ પ્રત્યે અભેદભાવ ધારણ કરીને અફાટ મોકળું પડ્યું છે! સંજોગ સાધન કે ભાગ્યને દોષ દેનાર પોતાની જ અશક્તિનો એકરાર કરે છે.

 (અનુસંધાન પૃષ્ઠ ૩૮૫થી આગળ ચાલુ)

પ્રદ્યુમ્ને મધવા તરફ વક્ર કટાક્ષ કર્યો. મધવાએ કહ્યું, 'પણ એનો ઓછો જ કંઈ ઉપાય છે? આ દેશમાં એ વસવાટ કરવાનો જ છે, તો પછી આર્ય રક્તને નિર્દોષ રાખવું અશક્ય છે. આર્યાવર્તમાંથી એટલી છોકરીઓને અહીં આણવી શક્ય નથી. અને કુળનો દીવો ચાલુ રાખ્યા વિના પણ ચાલે નહિ હમણાં હું જે જીત મેળવી આવ્યો, એ કોને માટે?'

પ્રદ્યુમ્ને કહ્યું, 'હં'

રાજા અને સેનાપતિ મંત્રણાગૃહમાં જઈને બેઠા. સામન્ત, સચિવ, શ્રેષ્ઠી, વિદૂષક કોઈ જ ત્યાં ન હતું, એટલે મંત્રણાગૃહ ખાલી હતું ચાર સૈનિકોએ નેતરનો એક મોટો ટોપલો ઉપાડીને તેમની સન્મુખ મૂક્યો. ટોપલાનું ઢાંકણું બંધ હતું. એનો આટલો ભાર જોઈ તેમાં પુષ્કળ દ્રવ્ય હશે તેમ લાગ્યું.

વિસ્મય પામી પ્રદ્યુમ્ને પૂછ્યું, 'આમાં શું છે? અજગર કે સાપ?'

હાથના ઈશારે સૈનિકોને બહાર જવાનું કહી મધવાએ હસતાં હસતાં ટોપલાનું ઢાંકણું ઉઘાડ્યું.

મદારીનો ટોપલો ઉઘડતાં તેમાંથી જે રીતે ફેણ ઊંચી કરતો કાળો સર્પ ઊભો થાય, એ જ રીતે એક સ્ત્રી ટોપલામાંથી ઊભી થઈ! એની આસમાની આંખો વાટે એ વિદ્યુત વર્ષાવતી હતી.

પ્રદ્યુમ્ન દિંગ થઈ ગયો. એના પહોળા થએલા મોંમાંથી શબ્દો બહાર નીકળ્યા: 'અરે! આ શું? આ તો એક છોકરી છે!'

અટ્ટહાસ કરી મધવાએ પૂછ્યું, 'કેમ, કેવી લાગે છે? સુંદર નથી?'

પ્રદ્યુમ્ને મૌન રહી બંદિનીનું નિરીક્ષણ કર્યું ઉટકેલા ત્રાંબાવરણો શરીરનો વાન; સૂજી ગએલી આંખો અને વિખરાયેલા વાળ; વસ્ત્રાલંકારો અલ્પ; ગળામાં કોડીની માળા; બાહુ ઉપર શંખના બાજુબંધ; વેણી અને કાનના પુષ્પો સુકાઈ ગયા છે; કમરથી ગોઠણ સુધી એક વિચિત્રવર્ણું પટ્ટવસ્ત્ર એણે પહેર્યું છે. એ દૂબળીપાતળી યુવતીના યૌવનભરેલ દેહમાંથી અગ્નિની દીપ્તિ ઝળકતી હતી

મધવાએ ફરી પૂછ્યું: 'કેમ, કેવી લાગે છે? સુંદર નથી?'

પ્રદ્યુમ્ને ચોંકીને મધવા તરફ જોયું. ને પછી ધિક્કારના સાદે કહ્યું. 'તું સાવ ગમાર છો' લડાઈ લડવા જતા છોકરી ઉપાડી લાવ્યો! હવે આનું શું કરીશ? દાસી-પરિચારિકા તરીકે આ જરા યે ચાલી શકે તેમ નથી એ તો એને જોતા જ સમજાઈ જાય છે.'

'એની સાથે લગ્ન કરવાનું મેં નક્કી કર્યું છે.' મધવાએ કહ્યું

ચમકીને પ્રદ્યુમ્ને પૂછ્યું: 'શું? લગ્ન?!'

'હા; એ કોણ છે તે જાણે છે? કોદંડરાજની પુત્રી છે એ'

એકાએક પ્રદ્યુમ્ન ગંભીર થઈ ગયો મધવો કહેવા લાગ્યો. 'કોદંડોની રાજધાનીમાં પ્રવેશીને જોયુ તો બધા જ ભાગી છૂટ્યા હતા. માત્ર આ રાજકન્યા જ એકલી ઊભી હતી અને એ બહુ ગમી. એને ઘણુંઘણું પૂછ્યું પરંતુ એ કંઈ જ સમજી ન શકી. એથી ટોપલામાં પૂરીને સાથે લઈ આવ્યો. આર્ય રાજાની રાણી થવાને એ યોગ્ય છે; પરંતુ પ્રથમ એને આર્યભાષા શીખવવી પડશે. તે પછી એને મારી પટરાણી કરીશ.'

પ્રદ્યુમ્ને ફરી એક વાર યુવતી તરફ જોયું એ એમની વાતોનો મર્મ જરા યે પામી શકતી નહોતી; માત્ર એની આંખો તેમના બેઉના ચહેરાને વારાફરતી અવલોકી રહી હતી. એના મોં પર ભય કે આશંકાનું ચિહ્ન સરખું નહોતું. હતી માત્ર આ જંગલીઓના કાર્યકલાપ પરત્વે એક ઘૃણાભરી જિજ્ઞાસા.

ભવાં જરા ખેંચી, મધવા તરફ જોઈ પ્રદ્યુમ્ને કહ્યું 'તેં અયોગ્ય કાર્ય કર્યું છે, મધવા. ગમે તેમ પણ એ રાજકન્યા છે. એને આ રીતે પકડી આણવી એમાં આર્ય શિષ્ટતા નથી.'

'લગ્ન કરવાને ઈરાદે કન્યા-હરણ કરવામાં આર્ય શિષ્ટતાનું ઉલ્લંઘન નથી' મધવાએ ઉત્તર આપ્યો.

'ઉલ્લંઘન થાય છે. અરક્ષિત સ્ત્રીને ઉપાડી લાવવી એ તસ્કરનું કામ છે. આ જ ઘડીએ એને પાછી મોકલવી એ યોગ્ય છે.' પ્રદ્યુમ્ને કહ્યું.

તપી જઈ મધવાએ કહ્યું, 'કદી યે નહિ' ને પછી પોતાને કાબૂમાં લેતાં એણે અત્યંત શાંત સ્વરે કહ્યું: 'હું મહારાજ મધવા, તમને આદેશ આપું છું, સેનાપતિ પ્રદ્યુમ્ન, આ કન્યા માટે કોઈ યોગ્ય નિવાસ-ગૃહની ગોઠવણ કરો કે જેથી સુખમાં રહે ને ક્યાંય ભાગી ન જાય. યાદ રાખજો કે જો એ ભાગી ગઈ તો તેના જવાબદાર તમે ગણાશો.'

એક વાર થોડીક ક્ષણો સુધી મિત્રના મોં તરફ જોઈ, પછી હાથ જોડી, મસ્તક નમાવી, પ્રદ્યુમ્ન બોલ્યો: 'જેવી મહારાજની આજ્ઞા.'

કિલ્લા પરના એક ગુપ્ત ગૃહમાં રાજ-રાણીનો નિવાસ નક્કી થયો. કોદંડ-કન્યા બીડેલા હોઠે અને અકુંચિત પગલે કિલ્લા પરના એ કારાગારમાં પ્રવેશી. હકીકતમાં કારાગાર હોવા છતાં એ સ્થળ વિશાળ ને ઝરૂખાવાળો એક મહેલ જ હતું, જેમાં એક ભાગી છૂટવા સિવાયની બીજી બધી જ સગવડો છૂટે હાથે વેરવામાં આવી હતી.

સહર્ષ પ્રદ્યુમ્નનો વાંસો થાબડતાં મધવાએ કહ્યું: 'રાણી જેવી રાણી મળી ગઈ છે.—ઓહ, શું કહે છે?'

પ્રદ્યુમ્ન બોલ્યો: 'હં.'

પરંતુ વળતી પ્રભાતે ગંભીર સમાચાર આવ્યા. કોદંડદેશથી વાજ જ પાછા ફરેલા, મરણતોલ હાલતમાં અહીં પહોંચેલા, એક ભગ્ન-દૂતે સમાચાર આપ્યા કે રાજકન્યાના અપહરણની વાત જાણતાં જ ભાગેડુ કોદંડ જાતિનાં ટોળેટોળા ફરી કોદંડ પાછાં વળ્યાં છે અને હવે પૂરેપૂરા કોપાયમાન થયા છે. મધવો જે થોડાક આર્ય સૈન્યને ત્યાં દેખરેખ રાખવા મૂકી આવ્યો હતો તેઓની તેમણે કત્લેઆમ કરી નાખી છે. માત્ર દોડવાની અસાધારણ શક્તિને કારણે ભગ્નદૂત પોતાના પ્રાણ બચાવી શક્યો છે. પરિસ્થિતિ અત્યંત ચિંતાજનક છે.

આ સાંભળી પ્રદ્યુમ્ન અધીર થઈ ઊઠ્યો. એણે કહ્યું, 'મહારાજ, આજ્ઞા આપો એટલે સાળાઓને ઠેકાણે કરી આવું.'

પણ મધવો રાજી ન થયો. એણે કહ્યું કે 'એમ ન થાય; જો એમને ઠેકાણે કરવાના જ છે તો તે હું કરીશ.' અને સૈન્ય લઈને ફરી મધવો નીકળી પડ્યો. દૂર જઈ પાછા ફરી એણે પ્રદ્યુમ્નને કહ્યું, 'આ ગાળામાં તું પેલીને આર્ય ભાષા શીખવતો રહેજે.'

મનની ક્ષુબ્ધતા ગોપવી પ્રદ્યુમ્ને કહ્યું: 'ભલે.'

બેએક દિવસમાં જ પ્રદ્યુમ્ન સમજી ગયો કે અનાર્ય યુવતી અત્યંત મેધાવી છે. આઠ દિવસમાં તો એ ભાંગ્યુંતૂટ્યું બોલવા પણ લાગી. એનું નામ હતુ એલા. નામ ભલે અનાર્ય હતું, પરંતુ સાંભળવામાં અને બોલવામાં એ બહુ મીઠું લાગતું. પ્રદ્યુમ્ને કેટલીક વાર ઉચ્ચારી જોયું: 'એલા! એલા! વાહ સરસ છે આ તો!'

વાતચીત કરતાં આવડ્યું કે સૌ પહેલો પ્રશ્ન એલાએ એ કર્યો કે 'મને અહીં પકડી આણનાર પેલો માણસ કોણ હતો?'

'મારો મિત્ર.' પ્રદ્યુમ્ને કહ્યું.

'મિત્ર' શબ્દનો અર્થ સમજતાં એલાને થોડીક વાર લાગી. આખરે સમજ્યા પછી એ મોં મચકોડી, તીવ્ર અવજ્ઞાના સાદે બોલી, 'તમે લોકો જંગલી છો જંગલી!'

અવાક્ થઈ પ્રદ્યુમ્ન વિચારવા લાગ્યો કે 'કેવું આશ્ચર્ય! અમે જંગલી?!'

ધીરેધીરે એલા આર્ય ભાષામાં વાતો કરવા લાગી. કોઈ પણ

વાત કહેતાં કે સમજતાં એ અચકાતી નહિ. એક વાર એણે પૂછ્યું, 'મને અહીં પકડી રાખી છે શા માટે?'

પ્રદ્યુમ્ને વાત મળી જતાં કહ્યું, 'આર્ય ભાષા શીખવવા માટે.'

એલા બોલી, ધૂળ ભાષા! 'આ શીખીને મારે શું કરવું છે?'

જરા રમુજ કરતાં પ્રદ્યુમ્ને કહ્યું 'પ્રેમાલાપ કરવાની સરળતા થશે. મહારાજ મઘવાએ તમારી સાથે પરણવાનું નક્કી કર્યું છે.'

એલા બેઠી હતી તે ધીરેધીરે ઊભી થઈને થોડી વાર એકીટશે પ્રદ્યુમ્ન તરફ જોઈ રહી. ને પછી ફરીથી બેસી જઈ નચિતપણે બોલી, 'એને હું નહિ પરણું. જંગલી!'

એનો ગુસ્સો ખાળવા પ્રદ્યુમ્ને વચ્ચે કહ્યું. 'મઘવો દાઢી રાખે છે એ ખરું; પણ માણસ ખરાબ નથી–'

એલા ફરી 'જંગલી' બોલી રહી ગઈ એમ દિવસો જવા લાગ્યા, પરંતુ મઘવો પાછો ન ફર્યો. એણે કોદંડોને ઠેકાણે કર્યા કે કોદંડોએ એને ઠેકાણે કર્યો તેના કંઈ ખબર નહોતા. પ્રદ્યુમ્ન અધીર થઈ ઊઠ્યો.

જોતજોતાંમાં ત્રણ માસ વીતી ગયા.

એક પ્રભાતે એલાને ત્યાં આવતાં પ્રદ્યુમ્ને જોયું કે એલા બારી પાસે બેઠીબેઠી વેણી સરખી કરી રહી છે. પ્રદ્યુમ્નને જોઈ એક વાર એણે મોં ફેરવ્યું, ને વળી પાછી બહાર દૂરદૂર કાંઈ જોતી વેણીના વાળનાં ગૂંચળાં સરખાં કરવા લાગી.

પ્રદ્યુમ્ને ખોંખારો ખાધો, પણ એનું કંઈ ફળ ન આવ્યું. એટલે એ બારી પાસે જઈને ઊભો રહ્યો. એણે આકાશ તરફ જોયું, નીચે ડોકિયું કર્યું, અને પછી ફરી વાર ખોંખારો ખાઈ કહ્યું, 'શિયાળો ગયો; મઝાનો ઉનાળો હવે તો શરૂ થયો છે.'

એલા બોલી, 'હા.'

ઉત્સાહિત થતાં પ્રદ્યુમ્ને કહ્યું, 'હમણાં દક્ષિણમાંથી જે હવા આવે છે તેને જ તમે મલયસમીર કહો છો કાં? આર્યાવર્તમાં આવી હવા નથી.'

એના તરફ ગંભીરપણે આંખો ઊંચી કરી એલાએ પૂછ્યું, 'બે દિવસથી દેખાતા કેમ નહોતા?'

જરાક ચમકતાં પ્રદ્યુમ્ને કહ્યું, 'કામમાં હતો.'–ને જરા અટકી 'તમારે તો વધુ આર્યભાષા શીખવાની જરૂર નથી. જેટલી શીખ્યાં છો એટલામાં જ અમારા સૌના કાન કાપી શકો એમ છો.'

થોડી વાર કોઈ કશું જ ન બોલ્યું. એલા ઢળેલી નજરે હવે વેણી ફરીને બાંધવા લાગી. આખરે પ્રદ્યુમ્ન વાતનો તાંતણો જોડતો બોલ્યો, 'હવે તો મઘવો આવી જાય તો નિરાંત થાય. ઘણા દિવસ થઈ ગયા. હજુ યે એના કંઈ ખબર-ખબર ન આવ્યા. ચિન્તા થાય છે.'

રજમાત્ર પણ સહાનુભૂતિ ન દાખવતાં નિર્દયપણે હસીને એલા બોલી, 'તમારો મઘવો હવે પાછો નહિ ફરે. અમારી જાતવાળાઓએ એને પૂરો કરી નાખ્યો હશે.'

ક્રોધભરી એલા સામે જોઈ પ્રદ્યુમ્ને કહ્યું: 'મઘવાને પૂરો કરી શકે એવું કોઈ દાક્ષિણાત્યમાં નથી. એ મહાવીર છે.'

'જંગલી!' તુચ્છકાર કરતી એલા બોલી.

પ્રદ્યુમ્ને રોષે ભરાઈ કહ્યું. 'એ જંગલી સાથે જ તારે પરણવું પડશે.'

ભમ્મર નચાવતી એલા બોલી, 'એમ કે? મારી ઇચ્છા વિરુદ્ધ?'

'તું તો બંદિની છો. તારે વળી ઇચ્છા-અનિચ્છા કેવી?'

એના પ્રત્યેક શબ્દને કાપતાં કાપતાં એલાએ ઉત્તર આપ્યો: 'મારી ઇચ્છા વિરુદ્ધ મને પરણી શકે એવો પુરુષ તમારા આર્યાવર્તમાં પેદા થયો નથી. જોઈ આ બીજી માળા?' ને એ આંગળી વતી પોતાના ગળામાંની માળા ઊંચી કરી એણે કહ્યું, 'એક બી ચાવું એટલી જ વાર. પછી તમે મને મેળવી ન શકો.'

પ્રદ્યુમ્ન ભયસહ બોલી ઊઠ્યો, 'કેવો સર્વનાશ!–ઝેર? આપો મને,–આ ઘડીએ જ આપી દો એ માળા!'

જરા દૂર સરકી જઈ એલાએ કહ્યું, 'આટલા દિવસથી તમારી બંદિની થઈને પડી છું, એટલે માન્યું હશે કે હું અસહાય છું; તમારું રમકડું છું. પણ એમ નથી. જ્યારે ચાહું ત્યારે મુક્ત થઈ શકું તેમ છું.'

મૂઢ જેમ તેના તરફ તાકી પ્રદ્યુમ્ન બોલ્યો, 'તો થતાં કેમ નથી?'

પળવાર મૌન રહી એલાએ ગર્વથી કહ્યું, 'મારી મરજી.'

એ જ વખતે બારી બહાર દૂર ખીણમાંથી શંખના ધીર ગંભીર પડઘા પડ્યા. ચમકીને પ્રદ્યુમ્ને એ તરફ જોયું. સીમાડાના મહાવનમાં થઈને ધ્વજપતાકા સાથે આર્ય સૈન્ય પાછું ફરતું હતું. કપાળ પર હાથનું નેજવું કરી તે તરફ જોઈ રહીને નિરાંતનો શ્વાસ મૂકતો પ્રદ્યુમ્ન બોલ્યો, 'હાશ, બચ્યો! મઘવો પાછો ફર્યો છે!'

પ્રદ્યુમ્ન ઉતાવળે બહાર ચાલ્યો જતો હતો. ત્યાં પાછળથી એલાનો શાંત સાદ સંભળાયો, 'હું યે બચી. મુક્તિને હવે વધુ વાર નથી.'

ચમકીને પ્રદ્યુમ્ન પાછું વાળીને ઊભો રહ્યો. એલા એમ ને એમ બેઠીબેઠી વેણી ગૂંથતી હતી. એના મોં પર તીરથી વીંધાએલ મૃત પતંગિયા જેવું જરાક હાસ્ય હતું

પ્રદ્યુમ્ને એની નજીક જઈ આગ્રહપૂર્વક સમજાવતાં કહ્યું, 'એલા, એવી બાલિશતા ન કરતી. મઘવાને સમજતાં તને સમય લાગશે, પણ લગ્ન પછી એને સમજીશ ત્યારે તને નક્કી લાગશે કે એના જેવો સારો માણસ તેં બીજો કોઈ જોયો નથી. તને વિનતિ કરું છું કે ઉતાવળી થઈને કંઈ આડુંઅવળું કરી બેસતી નહિ.'

એલાએ ઉત્તર આપ્યો, 'ઉતાવળે કંઈ પણ કામ કરવાની મને ટેવ જ નથી. હું કોદંડ-રાજકન્યા છું; જંગલી નહિ. જો મઘવા બળજબરીથી મને પરણવા ઇચ્છશે તો લગ્નમંડપમાંથી હું મુક્તિ મેળવીશ.'

'કોદંડોને બરાબર ઠેકાણે પાડી ન શક્યો. ગાંડાતૂર બનીને એઓ લડતા હતા. આખરે સંધિ કરી.' મઘવાએ કહ્યું.

'સંધિની શરતો શી શી છે?' પ્રદ્યુમ્ને પૂછ્યું.

મોટેથી હસતાં હસતાં મઘવો બોલ્યો, 'અજબ, અદ્‌ભુત જાતિ છે એ કોદંડ; અને અજબ છે એમની રાજનીતિ. તને ખબર છે? એમની જાતિમાં દીકરી બાપની વારસદાર બને છે, ને દીકરો મામાની મિલકતનો અધિકારી બને છે. સાંભળ્યું છે આવું કોઈ દિ?'

માથું હલાવી પ્રદ્યુમ્ને કહ્યું, 'ના; પણ સંધિની શરત શી છે?'

'શરત આ છે: એમની રાજકન્યાનું અપહરણ થતાં એમની આબરૂને સખત ધક્કો લાગ્યો છે. એ કલંક દૂર કરવાનો એકમાત્ર ઉપાય એ રાજકન્યા સાથે લગ્ન કરવું તે છે. એની સાથે લગ્ન ન કરું તો તેઓ યુદ્ધે ચડશે; બીજું કંઈ જ સાંભળશે નહિ. અને જો લગ્ન કરું તો ઉત્તરાધિકારી તરીકે કોદંડોનો રાજા થઈશ. ગજબની શરત છે ને?'

થોડી વાર આંખો ઢાળી ઊભા રહ્યા પછી આછું હસીને પ્રદ્યુમ્ન બોલ્યો, 'શરત ગજબની તો ખરી.'

'એટલે હવે વિલંબ કર્યા વિના સત્વર કોદંડ-રાજકન્યા સાથે પરણી જવું જરૂરી છે. એ છે તો મઝામાં ને?' મઘવાએ પૂછ્યું.

'મઝામાં છે.'

'આર્ય ભાષા કેવીક આવડી?'

'સારી.'

'તો કાલે જ લગ્ન ઊજવીએ'

થોડી વાર મૌન રહી પ્રદ્યુમ્ને પૂછ્યું, 'પણ એની ઇચ્છા-અનિચ્છા

જાણવાની જરૂર નથી ?'

'જરા યે નહિ. આ તો રાજની વાતો. એક શબ્દનો પણ ફેરફાર ચાલે નહિ. સંધિની શરતો પાળવી જ પડશે.'

એ જ રાત્રે પ્રદ્યુમ્ન ચોરની જેમ એલાના મહેલમાં પ્રવેશ્યો. આકાશમાંથી લગભગ પૂર્ણાકાર ચંદ્ર બારી વાટે શીતળ કિરણો વરસાવી રહ્યો હતો. એ જ્યોત્સ્નામાં એલા કંઈ પણ પાથર્યા વિના ધરતી પર પડીપડી ઊંઘતી હતી. ઘરમાં દીવો નહોતો.

પ્રદ્યુમ્ન બિલ્લીપગે એની પાસે ગયો: ગોઠણ વાળીને બાજુમાં બેઠો: શ્વાસ રોકીને પોતાનું મોં એલાના મોં નજીક લઈ ગયો.

એલા સૂતી હતી, છતાં એની આંખના ખૂણામાંથી આંસુ સરી રહ્યાં હતાં. સ્વપ્નમાં એ ગદ્‌ગદ કંઠે બોલતી હતી: 'પ્રદ્યુમ્ન! પ્રદ્યુમ્ન! પ્રદ્યુમ્ન!... હું મરવા નથી ઇચ્છતી... તું કેવો માણસ છે'... કંઈ જ સમજી શકતો નથી?... જંગલી! મારો ઉદ્ધાર કર... પ્રદ્યુમ્ન!'

જે કાર્ય માટે એ આવ્યો હતો તે થયું નહિ. પેલી માળા એલાના ગળામાં જ રહી. પ્રદ્યુમ્ન આવ્યો હતો એ જ રીતે ચોરની જેમ બિલ્લી-પગલે પાછો ફર્યો.

બીજે દિવસે સૂર્યાસ્તની સાથોસાથ પૂર્વમાં ચંદ્રોદય થયો. મધવો રાતની રાહ જોઈ રહ્યો હતો. એણે કહ્યું 'પ્રદ્યુમ્ન, હવે લગ્નની તૈયારી કરો.'

રાજભવનની સામે ઉઘાડા વિશાળ પટમાં ધૂણીની જેમ અગ્નિ પ્રજ્વળી ઊઠ્યો. અગ્નિની સાક્ષીએ એ લગ્ન થનાર હતાં. હોમાગ્નિની પૂર્વ બાજુ વર-વધૂ માટે બાજોઠ ઢાળવામાં આવ્યા.

લગ્નના સમાચાર આગલે દિવસે જ જાહેર કરવામાં આવ્યા હતા, એટલે આતુર જનમેદની ઉભરાવા લાગી હતી

છાતીસરસી અદબ ભીડીને પ્રદ્યુમ્ન એકીટશે અગ્નિ તરફ તાકી રહ્યો છે. એક વાર એનો એક ઊંડો નિસાસો સંભળાયો.

મધવાએ આવીને એને ખભે હાથ મૂકતાં એ જાણે ઝબકીને જાગ્યો. અગ્નિ સામેથી નજર ખેસવી એણે પોતાની સામે આકાશ તરફ જોયું. સામે જ ચંદ્ર હતો. વૃક્ષની આડશેથી હમણાં જ એ ઊંચો ચડ્યો છે પ્રદ્યુમ્ન એના તરફ જ જોઈ રહ્યો છે.

'રાત્રિ થઈ ગઈ છે. લગ્નનું મુહૂર્ત નિકટ છે હવે તું જા અને [illegible] તેડી આવ'

પ્રદ્યુમ્ને ધીરેથી મધવા તરફ ફરી ગંભીર સાદે કહ્યું, 'સેનાપતિ મધવા!'

મધવો બેબાકળો બની ગયો. રાજા તરીકેની ટેવ એનામાં એવી તો ઘર કરી ગઈ હતી કે પ્રથમ તો એ કંઈ સમજી જ ન શક્યો. તે પછી પ્રદ્યુમ્નની નજરનું અનુસરણ કરતાં એની દૃષ્ટિ ચંદ્ર પર પડી.

આકાશ વાદળવિહોણું હોવા છતાં ચંદ્રના શુભ્ર મોં પર એક ધૂમ્રવર્ણી છાયા પડે છે. એ કાળી છાયા ધીરે ધીરે આખા યે ચંદ્રને ગળી જવાની તૈયારી કરી રહી છે.

પ્રદ્યુમ્ને કહ્યું, 'સેનાપતિ મધવા! હું વહુને તેડવા જાઉં છું. સંધિની શરતોનું પાલન કરવા હું જ તેની સાથે પરણીશ. આ દરમિયાન તમે પ્રજામંડળને આપણી વાત સમજાવી દેજો.'

મધવો થોડી વાર તો સ્તંભિત જ થઈ ગયો. એ પછી એના પ્રચંડ હાસ્યે આકાશ ગાજી ઊઠ્યું

સહસા હાસ્ય અટકાવી હાથ જોડીને મધવો બોલ્યો, 'જેવી મહારાજની આજ્ઞા!'

એલા બારી પાસે બેઠી હતી, પ્રદ્યુમ્ન પ્રવેશતાં જ એ ઊભી થઈ ગઈ.

'મને લેવા આવ્યા છો?'

'હા, રાજકુમારી. કોદંડો સાથે અમારે સંધિ થઈ છે. એ મુજબ આર્યરાજાએ કોદંડ-રાજકુમારી સાથે પરણવાનું છે. અમે ફરજથી એ શરત પાળવા બંધાએલા છીએ.'

'બીજું કંઈ કહેવાનું છે?'

'થોડુંક જ. નિયમ મુજબ હવે હું આર્યરાજ થયો છું, ને મધવો મારો સેનાપતિ થયો છે. પરિણામે પરણવાનું હોય તો મારે જ તમને પરણવું જોઈશે.'

લાંબી વાર સુધી ફાટી નજરે જોઈ રહી આખરે ક્ષીણ અવાજે એલા બોલી, 'શું કહ્યું?'

રાજકીય ગંભીરતા ધરીને પ્રદ્યુમ્ન બોલ્યો, 'મારે પરણવું પડશે. હવે ઝટ નક્કી કરી નાખો કે મારી સાથે પરણશો કે પેલું પી જાશો?'

સ્વપ્નની રૂંધાએલ આકુળતા આખરે ધૂંધવાતા પૂરની જેમ મોકળી થઈ એની સૂજી ગએલી બેઉ આંખોમાં જળજળિયાં આવી ગયાં.

બારી ઉપર બેસતાં પ્રદ્યુમ્ન બોલ્યો, 'ગ્રહણ મુક્ત થવાને હવે બહુ વાર નથી. તેટલી વારમાં તારે નિર્ણય કરી લેવાનો છે.'

ને વર્ષાની વચ્ચે થતી વીજના ચમકારા જેવું હાસ્ય હસતાં એલા બોલી, 'જંગલી!'

## કસોટીના જવાબ

(अ) (૧) કુંડાળું; (૨) પહેલા 'ક' ઉપર ચોકડી; (૩) ૩૩. ('અ' વગેરે ૧૨ સ્વર; ત્યાર પછી તેરમો 'ક' ને વીસમો 'જ'; એટલે ૧૩+૨૦=૩૩); (૪) ૮૨થી ૭૬ સુધી અવળા લખો; (૫) કંઈ ન દોરો. કુંડાળાં ચોરસથી મોટાં પણ દોરી શકાય ને નાનાં પણ દોરી શકાય. એ જ પ્રમાણે ચોરસ પણ કુંડાળાંથી મોટાં ને નાનાં દોરી શકાય; (૬) 'યમુના' લખવાનું. લાંબામાં લાંબી નદી એમેઝોન છે (દક્ષિણ અમેરિકા), ૪,૧૦૦ માઈલથી યે વધુ; (૭) ફૂલદોરો; (૮) તમારી સાચી ઉંમર લખો; (૯) ૦।।। ગયો.

(ब) (૧) ૪૧, ૪૯ [દરેક બે આંકડાની વચ્ચે સાતસાત આંકડા સમાએલા છે]; (૨) I. [આ અંક મૂકીને પછી 'V'ને મધ્યબિંદુ ગણતાં બન્ને બાજુ સમતોલ રહે છે]; (૩) ૩૧, ૪૫. [વચ્ચે છોડી દીધેલા આંકડાની સંખ્યા એક એક કરીને વધતી જાય છે]; (૪) ૬૮૮. (દરેક સંખ્યાની વચ્ચે ૧૧૧નો તફાવત છે.); (૫) તથદય; (૬) છેલ્લા શબ્દનો છેલ્લો-ચોથો અક્ષર 'બ'. [પહેલા શબ્દમાં 'બ' પહેલો છે; બીજામાં બીજો; ત્રીજામાં ત્રીજો;—એટલે ચોથામાં ચોથો].

(क) (૧) ઘોડાની આંખો પર બંને હાથ દાબી દેવા. કંઈ દેખાશે નહિ એટલે ઘોડો તરત ધીમો પડીને પછી ઊભો રહી જશે. (૨) પેલા ભાઈએ સૂતરની એક દોરી લઈને વીંટીના ઉપરના ભાગથી વીંટવા માંડી. વીંટીથી આંગળીની ટોચ સુધી સખત રીતે વીંટી. પછી વીંટી પાસેથી થોડી દોરી ખોલી નાખી. ને વીંટીને થોડી આગળ સરકાવી. (દોરી સખત બાંધેલી, એટલે આંગળીનો એ ભાગ દબાએલો હતો) પછી વળી દોરી થોડી આગળ ઉખેડી, ને વીંટીને આગળ સરકાવી. આમ કરીકરીને વીંટી કાઢી નાખી. (૩) કૂતરાની પાસે જતાં તે ભસીને કરડતો આવતો, એ તેની ચાડનો લાભ લઈને તેને એ પ્રમાણે ચીડવતાં ને ઘેનાથી સલામત અંતરે રહેતાં ઝાડને બે કે ત્રણ આંટા હું લઉં એટલે સાથે કૂતરો પણ લે. એથી દોરી ઝાડને વીંટાઈ જાય અને એટલી ટૂંકી બની જાય. એમ થતાં અંતર એટલું ટૂંકું થાય કે કૂતરો મને મોટરના બારણા સુધી પહોંચી ન શકે. (૪) કેરોસીન-ના ડબ્બામાં પાણી રેડીએ તો કેરોસીન ઉપર તરે ને વાટ કેરોસીનમાં ડૂબે

# રણજીતરામ સુવર્ણચંદ્રક

## અને એના ધારકો

લેખક ★

**યશવંત પંડ્યા**



સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતા

તાજેતરમાં ગુજરાત સાહિત્ય સભા (અમદાવાદ) તરફથી શ્રી સોમાલાલ શાહને ચિત્રકળા માટે ઈ. ૧૯૪૯નો રણજીતરામ સુવર્ણચન્દ્રક મળ્યો એમ વાંચતાં, એક લક્ષ્મીનંદન—પણ સાહિત્યસંગીતકલાવિહીન—સ્નેહીએ પૂછપરછ કરી કે 'અરે ભાઈ, આ બધું શાનું પ્રપંચ છે?' એમનું કહેવું એવું લાગ્યું કે સોનાના ભાવ જ્યારે આટલા ઊંચા ચડી ગયા છે ત્યારે આ રણજીતરામ તે વળી કોણ છે—એટલે કે કઈ મિલના માલિક છે, કેટલોક ઇન્કમટૅક્સ ભરતા હશે,—અને શાને સોનાના ચાંદ વહેંચવા નીકળ્યા છે?

આજે આવું અજ્ઞાન માફ કરવું પડે છે: પરંતુ પેઢી પહેલાં કોઈએ પૂછ્યું હોત તો તેનો એકડો ગામસગાંથી નીકળી જાત. રણજીતરામ એટલે ગરવી ગુજરાતના પનોતા પુત્ર, ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રણેતા અને પ્રાણ; એમણે એ સ્થાપી અને પાળીપોષી. રણજીતરામ એટલે કનૈયાલાલ મુનશી સરખાને ગત 'મિત્ર અને મહાત્મા', ('ગુજરાતનો નાથ'ના અર્પણમાં મહાત્મા શબ્દ છપાએલો છે), એમને ઐતિહાસિક નવલકથાઓ તરફ દોરનાર, એનું વસ્તુ પૂરું પાડનાર—જેને પરિણામે આપણને 'પાટણની પ્રભુતા', 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ' સમી, આજની ઘડી સુધી અનન્ય એવી, રસીલી નવલત્રયી મળી. રણજીતરામ પોતે પણ સમર્થ લેખક અને સંશોધક હતા. ૧૯૧૭માં ભરયુવાન વયે એઓ અકસ્માતવશાત્ જુહુને કિનારે સાગરમાં સમાઈ ગયા ન હોત તો ગુજરાત એમની સેવાઓથી સવિશેષ સમૃદ્ધ હોત એ સૂર્ય જેટલું સ્પષ્ટ છે. એટલે એમના સુભગ સ્મરણમાં ગુજરાત સાહિત્યસભા (જેની સ્થાપના યે એમને આભારી છે) તરફથી વરસે વરસે ગુજરાતની સંસ્કારિતાના સેવકને સુવર્ણચન્દ્રક અપાય છે.

આ ચન્દ્રકના ગંજાવર ઋણનો યશ ગુજરાત વિદ્યાસભાના મંત્રી-સદ્ગત હીરાલાલ પારેખને મળવો જોઈએ. રણજીતરામને નામે મિત્રો મારફત કંઈક રકમ એકઠી થઈ હશે તેમાંથી ત્રણેક વર્ષ સુધી એની વ્યવસ્થા ચાલેલી; પણ એ ખૂટી જતાં ચન્દ્રક બંધ થવાની વાત છાપાંઓમાં સુદ્ધાં આવી હતી. ત્યારે અણીને સમયે ગુજરાત સાહિત્ય સભાએ હેત અને હિંમતથી તેની જવાબદારી સ્વીકારી લીધી હતી. આજે એ જ ચન્દ્રકથી સભાની શોભા વધી ગઈ છે.

પેલા લક્ષ્મીનંદન સ્નેહી જેવું અજ્ઞાન તો છેક નહિ, પણ એ ચન્દ્રક સાથે જેમનાં નામ જોડાયાં છે એમનો સિલસિલાબંધ પરિચય તો કદાચ બધાંને નહિ હોય. ઈ. ૧૯૨૮નો પ્રથમ ચન્દ્રક ઝવેરચંદ મેઘાણીને આપવામાં આવ્યો હતો. એમની એ કાળે બોલબાલા હતી. ગામડે ગામડે ફરીને લોકસાહિત્યની કથા અને કવિતાને એ એકઠી કરતા હતા, અને એમની કલમમાંથી 'સૌરાષ્ટ્રની રસધાર' અને 'રઢિયાળી રાત'ના ભાગો ગ્રંથનાં રૂપ લેતા હતા. સાહિત્યની દરેક દિશા એમણે ખેડી છે અને ખીલવી છે. સંખ્યા સાથે ગુણની દૃષ્ટિએ એમનો ફાલ સોળ આની આંકી શકાય. ઈશ્વરે એમને મધુર અને બુલંદ કંઠ બક્ષ્યું હતું અને તેનો લાભ ગુજરાત અને સૌરાષ્ટ્રનાં શહેરોને મળતાં મેઘાણી સૌના લાડકવાયા થઈ પડ્યા હતા: જે જીવ્યા ત્યાં લગી રહ્યા હતા. મહાત્માજીને મુખે જે 'રાષ્ટ્રીય શાયર'નું પદ પામેલા, તે સ્વતંત્રતાના પ્રભાતની પળે એકાએક ચાલ્યા જાય એ તે વિધિની કેવી ક્રૂરતા! આજે અમારા મિત્રમંડળમાં અને આપણા સાહિત્યસંસારમાં મેઘાણીભાઈનું સ્થાન સૂનું પડ્યું છે.

બીજા આવ્યા ગિજુભાઈ બધેકા;—બાલ સાહિત્યના જેને લગભગ સર્વ હક સ્વાધીન હતા' દક્ષિણામૂર્તિની નાની રંગુકડી ચોપડીઓ ઘરઘર જોવામાં આવતી. ક્યારેક એક દિવસમાં એ ત્રણ ચાર ચોપડીઓ લખી-લખાવી શકતા. બાળકોની તેને માટે પડાપડી થતી. બાળક સાથે બાળક થતાં એમને આનંદ આવતું—એટલે સુધી કે કવિ 'કાન્તે' એમનું નામ મૂછાળું બાળક પાડેલું!

ત્રીજો, ઈ. ૧૯૩૦નો ચન્દ્રક રવિશંકર રાવળને મળેલો. પણ એમને માટે આ પહેલો નહોતો. ઈ. ૧૯૧૭માં મુંબાઈની કલાસંસ્થા 'બૉમ્બે









ઝ મેઘાણી (૧૯૨૮) લોકસાહિત્ય · ગિજુભાઈ (૧૯૨૯) બાલસાહિત્ય · રવિશંકર રાવળ (૧૯૩૦) ચિત્રકલા · વિજયરાય વૈદ્ય (૧૯૩૧) વિવેચન



રમણલાલ દેસાઈ (૧૯૩૨) નવલકથા



રત્નમણિરાવ જોટ (૧૯૩૩) ઇતિહાસ

આર્ટ સોસાયટી' તરફથી એમને એ વર્ષના ત્યાંના પ્રદર્શનની શ્રેષ્ઠ કૃતિનો સુવર્ણચન્દ્રક અર્પવામાં આવેલો. આ શુભ પ્રસંગે રણજીતરામ અને હાજીમહમ્મદ બંને હાજર હતા, એને હું શોભામાં સાચી અભિવૃદ્ધિ સમજું છું. ર. મ. રા. ચિત્રકાર છે એમ કહેવા કરતાં ચિત્રકારના ચિત્રકાર છે એ કહેવું વધારે સાચું છે. કનુ દેસાઈ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ અને બીજા ઘણા પીંછીના પ્રદેશમાં એમનું માર્ગદર્શન મેળવીને ફાલ્યાફૂલ્યા છે. રવિભાઈ વ્યક્તિ નથી, સંસ્થા છે; અને આ ચન્દ્રકે જ્યારે સાહિત્યની સીમા વિસ્તારીને કલાને સાથમાં લીધી ત્યારે તેમની પસંદગી આપોઆપ હતી.

પછી વારો આવ્યો વિજયરાય વૈદ્યનો. વિશિષ્ટ વિવેચક તરીકે એમણે નામના મેળવી છે. એક કાળે એઓ સાહિત્ય સંસદના મુખપત્ર 'ગુજરાત'ના તંત્રી હતા, આજે એમના 'માનસી'ના છે; પણ જે પ્રતિષ્ઠા સાર્વજનિક 'કૌમુદી'એ પ્રાપ્ત કરેલી એ જુદી જ જાતની હતી. લેખકો અને કવિઓને 'કૌમુદી' પોતાનું લાગતું. સાહિત્યની સાધનામાં તન મન ધન,—ધનથી અધિક મન અને મનથી અધિક તન ખર્ચવામાં વિજયરાયની બરાબરી કોઇ કરી શકે એમ નથી.

૧૯૩૨ની આસપાસ રમણલાલ દેસાઈની નવલકથાનું જોર જામ્યું હતું. એમની કીર્તિના કાંગરા સમાં 'દિવ્ય ચક્ષુ' ને 'ભારેલો અગ્નિ' વગેરે ત્યારે લખાએલાં; અને એ રીતે એમને અપાએલો ચન્દ્રક યથાસ્થાને યથાસમયે હતો. લેખક અને વાચકના વર્ગ પાડીએ તો વાચકવર્ગમાં રમણલાલ વિશેષ પ્રીતિપાત્ર રહ્યા છે. આના અનુસંધાનમાં મારે અહીં ઉમેરવું જોઇએ કે સાહિત્યકારોમાં રમણલાલ સજ્જન ગણાય છે.



ચન્દ્રવદન મહેતા (૧૯૩૬) નાટક



ચુનીલાલ શાહ (૧૯૩૭) નવલકથા



સુન્દરમ્ (૧૯૩૪) કાવ્ય



વિશ્વનાથ ભટ્ટ (૧૯૩૫) વિવેચન

રત્નમણિરાવ જોટનું નામ તમે સાંભળ્યું છે? ઇતિહાસના એ અભ્યાસી છે, ભૂગોળના ભોમિયા છે. એમનાં 'અમદાવાદ', 'ખંભાત' અને 'સોમનાથ' પરનાં દળદાર અને વિગતવાર પુસ્તકોમાંથી તમે એક પણ વાંચશો તો તેની તમને ખાત્રી થશે. એમને ખોળી કાઢીને ૧૯૩૩નો ચન્દ્રક અર્પવા બદલ સાહિત્ય સભાને અભિનંદન ઘટે છે.

૧૯૩૪નો ચન્દ્રક સુન્દરમ્‌ને અને '૩૯નો ઉમાશંકર જોષીને મળવામાં વચ્ચે પાંચ વરસનો ગાળો ગયો; પણ આપણે તો એમને સાથે જ લઇશું. સુન્દરમ્ 'કાવ્યમંગલા'થી ને ઉમાશંકર 'ગંગોત્રી'થી પ્રથમ પંક્તિના કવિઓ તરીકે સ્થપાઇ ચૂક્યા હતા અને બન્નેની પછીની કવિતાએ એનું ઉત્તરોત્તર સમર્થન કર્યું છે. બન્નેએ નાટક, નવલિકા, વિવેચન વગેરેમાં પણ ફાળો નોંધાવ્યો છે. ઉમાશંકરનો 'અખો—એક અધ્યયન' અને 'કલાન્ત કવિ' અભ્યાસીને અવશ્ય ઉપયોગી છે. સુન્દરમ્‌નું 'અર્વાચીન કવિતા' એકેએક કવિતાપ્રેમીને વાંચ્યા વિના ચાલે તેમ નથી.

૧૯૩૫માં વિશ્વનાથ ભટ્ટ, '૪૪માં વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને '૪૬માં ડોલરરાય માંકડ—આ ત્રણે વિવેચકોની સેવા ભિન્નભિન્ન ભાતની મળી છે. વિશ્વનાથ વિશાળ વાચનમાંથી સરસ સાહિત્ય ઉપજાવે—દાખલા તરીકે અદ્ભુત એવું એમનું 'વીર નર્મદ.' વિષ્ણુપ્રસાદની વિવેચના ધીરગંભીર, પરિશીલનશીલ પણ સ્વતંત્ર. ડોલરરાયનું સામર્થ્ય સંસ્કૃત ભાષા અને સાહિત્ય. ત્રણેમાં આવી વ્યક્તિગત વિશિષ્ટતા સમાએલી છે.

ચન્દ્રવદન મહેતાને કવિ કહેવા કે નાટકકાર, એ કોયડો છે. છતાં ૧૯૩૬નો ચન્દ્રક એમની રંગભૂમિની સેવાની કદર રૂપે ગણેલો એ નક્કી છે. પોતે જેવા સફળ નાટકકાર છે એવા જ કુશળ નટ છે. એમની સાથે તખ્તા પર ઊતરવાનું મને મળ્યું છે, એટલે હું કહું છું તે તમારે માનવું પડશે. એમની 'નટઘર'ની યોજના અમલમાં નથી આવી: આવી હોત તો ગુજરાતી નાટકો વંચાવા લાગત અને રંગભૂમિ ઊંચી આવત. દસકાથી વધારે વરસથી એમણે ઑલ ઇન્ડિયા રેડિયો, મુંબઈના ગુજરાતી વિભાગનું સંચાલન સ્વમાન સાથે સંભાળ્યું છે. આ કાર્ય કેટલું કપરું છે તે તો જે જાણે છે તે જાણે છે, અને જે નથી જાણતા તેમને જાણવા-જણાવવા જેવું નથી. ટૂંકમાં ચન્દ્રવદન આપણા અભિનંદનના અધિકારી છે

ચુનીલાલ વર્ધમાન શાહ (૧૯૩૭) અને ગુણવંતરાય પોપટભાઈ આચાર્ય (૧૯૪૫)ને પણ સાથે લઇએ એ સારું છે. બન્ને સફળ નવલકથાકાર છે, ઇતિહાસમાંથી વસ્તુ મેળવે છે અને એને વફાદાર રહેવામાં માને છે. ગુણવંતરાયને આ દિશામાં આગ્રહ કરીને ધૂમ-



કનુભાઈ દેસાઈ (૧૯૩૮) કલા



ઉમાશંકર જોષી (૧૯૩૯) કાવ્ય



ધનસુખલાલ મહેતા (૧૯૪૦) હાસ્ય



જ્યોતીન્દ્ર દવે (૧૯૪૧) હાસ્ય

જનાર ચુનીલાલ હતા, એ બન્ને માટે માનની વાત છે. વચ્ચે ગુણવંતરાય સિનેમાસૃષ્ટિ તરફ વળેલા, પણ પાછળથી એમણે એ પ્રવૃત્તિ પડની મૂકી છે. ચુનીભાઈએ વરસો સુધી—'સાહિત્યચર્ચાનું સિંહાવલોકન' કર્યું છે. આજે એમનું નામ આપણા ઉત્તમ અઠવાડિક 'પ્રજાબંધુ'ના પહેલે પાને સહતંત્રી તરીકે આવે છે: પણ 'પ્રજાબંધુ' અને ચુનીભાઈ વચ્ચે તો જૂનુંપુરાણું તો ય નિત્યનવું સાયુજ્ય છે એ આખું પત્રજગત જાણે છે.

કનુ દેસાઈ વિષે કાંઈ કહેતાં હું અચકાઉં છું. પચ્ચીસેક વર્ષ પહેલાં, અમારા અભ્યાસકાળમાં, કલાકોના કલાકો અને દિવસોના દિવસો સુધી અમે સાહિત્યકલાની ચર્ચા કરી છે. એમના જેવો ઉદ્યમી કલાકાર મેં જોયો નથી. એ પ્રેરણા અને પરસેવો બન્ને ઉપર આધાર રાખે છે. એમની અનેક ચિત્રાવલિઓમાં અને 'ભરતમિલાપ', 'રામરાજ્ય' વગેરે ચલચ્ચિત્રોના કલાનિદર્શનમાં આની પ્રતીતિ થશે. ૧૯૩૮ના ચન્દ્રકનું માન એમને મળ્યું એ સર્વ વાતે યોગ્ય હતું.

સાથેસાથે શાન્ત અને શરમાળ* ચિત્રકાર રસિકલાલ પરીખને લઈએ. આ પ્રથમ પંક્તિના કલાકારે મુંબઈની જે. જે. સ્કૂલ ઑફ આર્ટની પરીક્ષામાં પણ પ્રથમ આવેલા. ત્યાંની આર્ટ સોસાએટી તરફથી પણ એ સુવર્ણચન્દ્રક પામ્યા છે. રસિકલાલ સુંદર ચિત્રકાર ઉપરાંત સુઘડ મૂર્તિકાર પણ છે. ૧૯૪૨ના ચન્દ્રકથી એમની કલાની કદર થઈ હતી.

એમ નથી લાગતું કે અત્યાર લગી આપણે ઘણી ગંભીર વાત કરી? ધનસુખલાલ મહેતાને ફાળે ૧૯૪૦નો ચન્દ્રક જતાં એમાં હાસ્યનું મૂલ સ્વીકારાયું હતું. ચાળીસેક પાંત્રીસેક વર્ષથી એ મુખ્યત્વે હળવા સાહિત્યની સતત ને સરસ સેવા કરતા આવ્યા છે, એટલે મારે તમને એમની માંડીને ઓળખાણ આપવાની ન હોય. અહીં એટલું કહેવું વિના નથી રહેવાતું કે જીવનની કરુણતાને અંતરમાં સમાવીને એમણે જે હસતું મોં રાખ્યું છે અને અન્યને હસાવ્યાં છે એ સિદ્ધિ વિરલ છે.

અને ૧૯૪૧ માટે નક્કી થયા જ્યોતીન્દ્ર દવે. આ અનિવાર્ય હતું. ધનસુખલાલે અને જ્યોતીન્દ્રે જેમ બેમા મળીને 'અમે બધાં' લખ્યું, તેમ અન્યત્ર પણ બન્ને સાથે હોય એ જ શોભે ને? જ્યોતીન્દ્રનું હાસ્યસાહિત્ય ગુજરાતી ભાષામાં તો અજોડ છે જ: પણ અન્ય ભારતીય ભાષામાં યે એમની જોડી જલદી નહિ જડે. એમનું ભાષણ સાંભળવું એટલે હસીહસીને હારી જવું. એમના 'રંગતરંગ'ના ભાગો જેણે નથી વાંચ્યા તેણે જીવનનો આનંદ ખોયો છે.

સાહિત્ય અને કલાની જોડી સાથે ૧૯૪૩માં સંગીત સ્વીકારાતાં તેની ત્રિપુટી રચાઈ. ચન્દ્રક માટે પંડિત ઓમકારનાથ ઠાકુરનું નામ જાહેર થતાં એઓ સાહિત્યકાર કહેવાય કે કેમ, એ વિષે ઉહાપોહ થએલો. એ અસ્થાને હતો. ઓમકારનાથની સારીગમ વિષે કશું કહેવું એ મારા જેવા માટે વધુપડતું, અરે અવિવેકભર્યું: પરંતુ ચન્દ્રકપ્રદાનવિધિ પ્રસંગે એમણે આપેલા ભાષણમાંથી કંડિકા ઉતારવાનો લોભ તો હું ખાળી શકતો નથી ભાષણમાંથી કંડિકા ઉતારવાનો લોભ તો હું ધરાવું છું:

"સાહિત્ય અને સંગીતને હું તો સદૈવ સહોદર જ માનતો આવ્યો છું. કારણ સાહિત્ય જેનું જીવન છે અને સંગીત જેના જીવનનો નિષ્કર્ષ છે એવી વીણાપુસ્તકધારિણી ભગવતી ભારતી માતાનાં યુગલ પયોધરને પાવીને જ જેમનાં જીવનનાં ઘડતર ઘડાયાં છે એવા સાહિત્યકાર અને સંગીતકારને માટે આ જોડિયા ભાઈ સિવાય અન્ય કયો સંબંધ યોગ્ય ગણાય? આપણી બે આંખો જે સાથે જ જન્મે છે, સાથે જ જીવે છે અને સદૈવ જે સાથે જ જુએ છે, રૂએ છે, હસે છે અને રૂએ છે એવું સહજીવન જીવતાં આપણાં ચક્ષુઓને વામસવ્ય કરી જુદાં ગણવાથી શો લાભ હશે, શો અર્થ સરશે?"

કોણ કહેશે કે ઓમકારનાથ શુદ્ધ સાહિત્યકાર નથી?

અને પછી તો ચન્દ્રકની સીમા એથી ય આગળ વધી હતી. ૧૯૪૭નો ચન્દ્રક હરિનારાયણ આચાર્યને એમના પ્રકૃતિવિજ્ઞાન માટે મળ્યો હતો. હરિનારાયણનો વ્યાયામ વિષયનો અભ્યાસ પણ ઊંડો છે અને ગુજરાતને એનો ય લાભ લેવો જોઈએ.



રસિકલાલ પરીખ (૧૯૪૨) કલા



ઓમકારનાથ ઠાકુર (૧૯૪૩) સંગીત

*આ ઉપરથી પૂછવાનું મન થાય છે કે રસિકલાલે રાખવું જોઈતું 'શરમાળ' ઉપનામ કનુભાઈએ કયા હિસાબે રાખ્યું હશે? કનુભાઈને તો 'અકલાતુન' કે એવું કંઈક બંધબેસે! પણ પાછું એ નામ તો રવિભાઈએ પોતા વારને પસંદ કર્યાનું યાદ આવે છે!!



# મધુકરી

મારી જાઉં, આંખ, તારા આ અજબ ચાતુર્ય પર:
જે ગમે ના જોવું, તે તું કોઈ દિ' જોતી નથી!

ઘાસની ગંજી મહીંથી સોય તું શોધી શકે:
પણ ઊભી વાટે વસેલું તું મુસળ જોતી નથી!

સેંકડો જોજનથી શોધે કોકની ભૂલ-કાંકરી:
તું ફક્ત તારા જ પાપોના ડુંગર જોતી નથી!

વિશ્વને એકેક ખૂણે ઘૂમતી તારી નજર:
(સારથી) શું ન જોતી તું? ફક્ત એક જાતને જોતી નથી! —વૈશંપાયન

## લેફ્ટેનન્ટ કર્નલ જેમ્સ ટૉડ

'રાજસ્થાનના ઇતિહાસ'ના કર્તા તરીકે તો એમનું નામ આપણને લગભગ સૌને સુપરિચિત છે, પણ એથી વિશેષ તેમનો પરિચય ઘણાને નથી. રાજસ્થાનની દંતકથાઓમાં અટવાએલા ઇતિહાસને સંઘરી સેરમારી એકઠું કરવાના એમના ઉપકારક કામની સાથોસાથ મધ્યહિંદ અને રાજપુતાનામાંની એમની કારકિર્દીની પાછળ અંગ્રેજોની કૂટનીતિ પણ કામ કરી ગઈ છે. એમનો જન્મ ઇંગ્લંડના ઇસ્લિંગટન ખાતે ૧૭૮૨ની ૨૦મી માર્ચે થયો હતો. એમના પિતાનું નામ જેમ્સ ટૉડ ને માતાનું નામ મેરી હિટલી. રાજા ચાર્લ્સ પહેલા પ્રત્યેની વફાદારીને અંગે એમને બળાત્કારે દેશત્યાગ કરી અમેરિકા જવું પડયું. પરંતુ છેવટે અમેરિકા પણ છોડી, પોતાના ભાઈ જૉનની સાથે ભાગીદારીમાં એમણે આગ્રા-અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં આવેલા મિરઝાપુરમાં ગળીનું વાવેતર કરવા માંડયું.

આ રીતે નાના જેમ્સને પિતા ને કાકા દ્વારા હિંદનો ગાઢ પરિચય થયો, ને ૧૭૯૯માં કાકાની લાગવગને પરિણામે ઈસ્ટ ઇંડિયા કંપનીની યુદ્ધશાળામાં નોકરી મળી. કલકત્તા આવતાં એને બીજી યુરોપિયન પલટણમાં નિમણૂક મળી, જેમાંથી તે ૧૮૦૦માં ચૌદમી દેશી પાયદળ સેનામાં લેફ્ટેનન્ટ બન્યા. આ પછી દોલતરાવ સિંધિયાની છાવણીના સરકારી એજન્ટ મિ. ગ્રીમ મર્સરે એમને રાજપૂત ને મરાઠા રાજકારણનો તથા રાજજીવનનો પરિચય કરાવ્યો. ભૌગોલિક સંશોધન માટેની પોતાની શોખવૃત્તિથી પ્રેરાઈ, એમણે ૧૮૧૨થી ૧૮૧૭ દરમિયાન રજપૂતાના ને મધ્યહિંદમાં મોજણીનું કામ માથે લીધું.

આ સમયે હિંદી સરકાર પિંઢારા જાતિને દબાવી દેવાની યોજના વિચારતી હતી. ૧૮૧૭માં આ કાર્ય માટે લૉર્ડ હેસ્ટિંગ્સે તે વેળા હિંદમાં જે શક્તિશાળી બ્રિટિશ દળો હતાં તેમને એકઠાં કર્યાં, અને આવી બે સેનાઓની સફળ કામગીરીને પરિણામે સિંધિયા પર ધાક બેસી ગઈ, હોળકરની હાર થઈ, નાગપુરના રાજા કેદ પકડાયા, મરાઠા પેશ્વા નાસી છૂટયા ને પિંઢારાઓ વિખરાઇ ગયા. આમાં ટૉડે ઘણી મૂલ્યવાન સેવાઓ આપી હતી. શરૂઆતમાં જ એમણે યુદ્ધસ્થાનોના નકશા બ્રિટિશ સ્ટાફના હાથમાં મૂકયા ને જનરલોએ એમના સ્થાનિક જ્ઞાનનો પણ સારો ઉપયોગ કર્યો. ૧૮૧૮માં મેવાડ, મારવાડ, જયપુર, કોટા ને બુંદીનાં પાંચ રાજ્યોના પોલિટિકલ એજન્ટ તરીકે એમની નિમણૂક કરવામાં આવી ને ૧૮૨૨ના જૂનમાં અહીંની નોકરીમાંથી નિવૃત્ત થતાં સુધી એ પદવીએ તે રહ્યા.

રાજપૂતાના ને મધ્ય હિંદમાંની સત્તર વર્ષની નોકરી દરમિયાન પોતાના મહાન લેખનકાર્ય માટે સામગ્રી ભેગી કરવા એમણે સતત ઉદ્યમ કર્યો હતો. ઈતિહાસ, પુરાતત્ત્વ, નૃવંશવિદ્યા ને ધર્મોના અભ્યાસમાં એમને ભારે રસ હતો. પણ સ્થાનિક ભાષાઓ પૂરી જાણતા ન હોવાથી જૈન યતિ જ્ઞાનચંદ્રને ગુરુ બનાવી તેમની મ.સેથી ને બ્રાહ્મણ પંડિતો પાસેથી માહિતી મેળવતા. એક ઉદ્યમપરાયણ, વિદ્વાન, સહાનુભૂતિ ધરાવનાર સંશોધકને છાજે એવું એમનું માનસિક ઘડતર હતું. હિંદનો કિનારો છોડયા પછી એમણે આયુષ્યનાં

માસમાસનાં પંખી [૫૮]

## લાવરી



વગડામાંથી પસાર થતાં, ગાડાંના ચીલાઓમાં કે કેડીએ કેડીએ સંચાર રચી રખડતાં લાવરાંને તો ઘણાંએ જોયાં હશે. તેતર વર્ગના આ પંખીનાં નર ને માદાનાં શરીરમાં થોડો તફાવત હોય છે. માદાને નરની પેઠે સફેદ છાતી-પેટ કે તે પરનાં ઘેરા તપખીરી લહેરિયાંને બદલે, કેવળ એકસરખા મેલા બદામી રંગનો જ એ બધો ભાગ હોય છે. વળી, નરની માફક આંખોની ઉપર થઈ ગરદન તરફ ઢળતી શ્વેત પટ્ટીઓ પણ નથી હોતી. બાકી બંને બધી રીતે લગભગ સરખાં, મેલા તપખીરી કે ઇંટિયા લાલ રંગની કાયા અને તેના પર એવા જ ઘેરા રંગના ઝીણાંઝીણાં લહેરિયવાળાં હોય છે.

ઘાસ-ઝાંખરાંવાળાં મેદાનોનું તે વાસી. પાંચથી વીસનાં ટોળાંમાં તે એકબીજાની લગોલગ ભેરાઇ બેઠેલાં ઘણીવાર જોવા મળે છે. તેમની આ ટેવનો લાભ પારધીઓ સારી રીતે ઉઠાવે છે, પણ તેને બીજી એક આદત છે કે તેઓ આગ બેઠાં હોય ત્યાંથી ઓચિંતાં જ એકસામટાં બધાં ઊડે છે અને તેથી તેના શિકારાર્થે જનાર ઓચિંતો ગૂંચવણમાં પડી જાય છે. આથી, મોટે ભાગે તો સવારે કે સાંજે કેડીએ કેડીએ થઇ તેની લંગાર જ્યારે પાણી પીવા ઊતરે છે ત્યારે જ શિકારી તે તક ઝડપી લે છે. તેને ફસાવવાની એક બીજી રીત એ પણ છે કે તેના બોલ 'કિરીકી કિરીકી'ની સહેલાઈથી નકલ કરી, તેને નજીક બોલાવી તેના પર જાળ નાખી દેવામાં આવે છે.

અનાજના કણ, કૂણું ઘાસ ને તેનાં બીઆં એ તેનો આહાર ક્વચિત ઝીણી જિવાત પણ ખાઇ તે જોવામાં આવે છે.

કોઈ છોડ-ઝાંખરા હેઠળ ઘાસ પાથરી, માળો કરી, તેમાં ઊંધું વરસ મેલા શ્વેત રંગનાં ચળકતાં ૪ થી ૮ ઇંડાં તે મૂકે છે, અને તેર દિવસે તેમાંથી બચ્ચાં નીકળે છે.

તેર વર્ષ વિતાવ્યાં. ૧૮૨૪માં એ મેજર બન્યા ને ૧૮૨૬માં લેફ્ટેનન્ટ કર્નલ. ઈંગ્લાંડમાં તો એમનો ઘણો સમય, હિંદમાં ભેગી કરેલી સામગ્રીની વ્યવસ્થામાં, ને પોતાના પુસ્તકનું સંપાદન કરવામાં જ વીત્યો. ૧૮૨૯ ને ૧૮૩૨ વચ્ચે પ્રસિદ્ધ થયેલ 'રાજસ્થાન'ના એમના ઇતિહાસ ગ્રંથે, ને ૧૮૩૯માં એમના મૃત્યુ પછી પ્રસિદ્ધ થયેલ 'પશ્ચિમ હિંદના પ્રવાસે' એમને ઉજજ્વળ કીર્તિ અપાવી. રૉયલ એશિયાટિક સોસાયટી જેની સાથે પણ એમને ગાઢ સંપર્ક હતો, તેના લાયબ્રેરિયન તરીકે પણ થોડો સમય એમણે કામ કરેલું.

૧૮૨૬ની ૧૬મી નવેમ્બરે ડૉ. હેનરી ક્લટરબકની પુત્રી જુલિયા સાથે એમનાં લગ્ન થયાં, ૧૮૩૫માં રીજન્ટ પાર્કમાં એક ઘરમાં એ ઠરીઠામ થયા, ને તે જ વર્ષની ૧૭મી નવેમ્બરે એમનું અવસાન થયું.

કર્નલ ટૉડના ચરિત્રની બીજી બાજુનું ચિત્ર પં૦ સુંદરલાલજીએ 'ભારતમાં અંગ્રેજી રાજ્ય'માં આપ્યું છે તે પણ જોવું જોઈએ. પંડિતજી લખે છે કે કંપનીના એજન્ટ તરીકે ટૉડને મુખ્ય કામ એ કરવાનું હતું કે રાજપૂતોને ખૂબ ચડાવીને તેમને મરાઠા અને મુસલમાનોની વિરુદ્ધ હમેશાં ઉશ્કેર્યા કરવા, જેથી એમના મનમાં તેઓ પ્રત્યે તિરસ્કાર પેદા થાય, અને આ ત્રણે જાતિઓ ભારતની સ્વાધીનતાને નામે અંગ્રેજોની સામે એક ન થઈ જાય. ટૉડનો પ્રસિદ્ધ ગ્રંથ 'રાજસ્થાન' આ ઉદ્દેશ નજર સમક્ષ રાખીને જ લખાયો છે. આ ગ્રંથ મરાઠા તથા મુસલમાનો બંનેની વિરુદ્ધ અને કલ્પિત તથા ભયયુક્ત વૃત્તાંતોથી ભરપૂર છે. ભારતના સૌથી વધારે યોગ્ય, સૌથી વધારે મહાન અને કર્તવ્યનિષ્ઠ સમ્રાટ અકબરને પણ કલંકિત કરવામાં કર્નલ ટૉડે પાછું વાળીને જોયું નથી. પરંતુ પોતાનો રાજકીય હેતુ પાર પાડવામાં એને અત્યંત આશ્ચર્યજનક સફળતા મળી. સર ડેવિડ ઑક્ટરલોની લખે છે કે કર્નલ ટૉડ રાજપૂતાનાના રાજાઓ તથા સરદારો પાસેથી ખૂબ નજરાણાં અને લાંચરુશ્વત પણ પડાવતો હતો.

આ આખીયે યોજના પાછળ જે વિચારણા ને ઉદ્દેશ હતાં તેની પ્રતીતિ લૉર્ડ હેસ્ટિંગ્સની ડાયરીમાંથી મળે છે. એ નોંધે છે કે 'જો કદાચ ખુલ્લી રીતે ન બની શકે તોપણ ઓછામાં ઓછું વ્યવહારમાં તો અંગ્રેજ સરકારને આ દેશના અધિરાજપદે સ્થાપી દેવાનો આપણો ઉદ્દેશ હોવો જોઈએ. દેશની બાકીની રિયાસતો રીતસર ન બને પણ વાસ્તવિક રીતે તો આપણા સામંત જેવી જ રહેવી જોઈએ.'

આમ છતાં કર્નલ ટૉડે એના ગ્રંથ દ્વારા ઇતિહાસક્ષેત્રમાં કરેલું કામ નોંધપાત્ર તો રહેશે જ. ('રાજપૂતબંધુ'માંથી સુધારાવધારા સાથે)

## દ્રાવિડ દેશમાં જઈ વસેલા સૌરાષ્ટ્રીઓ

સૌરાષ્ટ્રથી લગભગ બારસો માઈલ દૂર, છેક દ્રાવિડ દેશમાં લગભગ લાખેક માણસોની એક જાતિ વસે છે. એ લોકો પોતાને 'સૌરાષ્ટ્ર બ્રાહ્મણ' કહેવડાવે છે. દક્ષિણના (ખાસ કરીને મદુરા જિલ્લાના ગેઝેટિયર ગ્રંથોમાં અને દક્ષિણની જાતિઓને લગતા ગ્રંથોમાં એ જાતિનાં વિસ્તૃત વર્ણનો છે. એ લોકો આજે વ્યવહારમાં ત્યાંની તામિલ ભાષા વાપરે છે, પણ ઘરમાં જે બોલે છે તેને 'સૌરાષ્ટ્રી' બોલી કહે છે. તામિલમાં એ લોકોને 'પટ્ટનુલકારન્' કહે છે, જેનો અર્થ 'રેશમી કાપડ વણનારા' એવો થાય છે. ગુજરાત-સૌરાષ્ટ્રમાં જે અનેક ભ્રમણયુગો આવ્યા તેમાં, મહમદ ગઝની કે અલ્લાઉદ્દીનની ચડાઈ વખતે થયેલા ભ્રમણયુગમાં જે લોકો નાઠા તે દક્ષિણમાં દેવગિરિ, વિજયનગર વગેરે સ્થળોએ રહેતા રહેતા છેવટે મદુરાની આસપાસ સ્થિર થયા. એમનાં લગ્નોમાં ગોત્રોચ્ચાર વખતે સામસામે આ પ્રમાણે બોલે છે. 'તમે કોણ છો ને ક્યાંથી આવો છો?' જવાબ: 'અમે સોરઠના બ્રાહ્મણો; ત્યાંથી દેવગિરિ આવીને વસ્યા; ત્યાંથી વિજયનગર, અને ત્યાંથી મદુરામાં આવ્યા.' વર અને કન્યા બંને પક્ષો આ પ્રમાણે પૂછે છે અને જવાબ દે છે. આ લોકો ઉદ્યોગી અને વેપારી છે. તામિલ બ્રાહ્મણો એમને બ્રાહ્મણ ગણવામાં વાંધો લેતા. સત્તરમી સદીમાં કેટલીક તકરારો પછી મહારાણી મંગમ્માએ એમને બ્રાહ્મણનું ઉપાકર્મ કરવાનો પરવાનો લખી આપ્યો.

ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ એમની ભાષાનો પણ અભ્યાસ કરવા જેવો છે. એમની બોલીમાં આપણા શબ્દો સાથે કન્નડ, તેલુગુ અને તામિલ શબ્દો ભળેલા છે. ૧૯૨૯માં ગાંધીજી મદુરા ગયા ત્યારે તેમણે એ ભાષામાં એમને માનપત્ર આપેલું તેમાં, એ લોકનું મુખ્ય કામ જે 'સુંદરી બાંધણી'નું છે તેનો ઉલ્લેખ એમણે 'સુનાક સંદિનિ કાંઠ' એ રીતે કરેલો. બૅંગલોરમાં એ લોકોનો એક લત્તો છે તેને 'સોરાષ્ટ્ર પેટ' કહે છે. —રત્નમણિરાવ ભીમરાવ

(જૂનાગઢ ઇતિહાસ પરિષદ-પ્રદર્શન વખતના વ્યાખ્યાનમાંથી)

## આથો ચડેલો ખોરાક

ધાન્યો અને ઘીતેલથી શરીરને ગરમી ને કામ કરવાની શક્તિ મળે, પણ મજબૂત હાડકાં અને માંસ બનાવવા માટે તો રોજના ખોરાકમાં પ્રોટિન અથવા માંસદ તત્ત્વો અને ક્ષારો જ જોઈએ આપણે ઘણે ભાગે અન્નાહારી હોઈ માંસદ તત્ત્વો મેળવવા જુદાંજુદાં કઠોળો ઉપર આધાર રાખવો પડે છે. પણ તેમાંનાં પ્રોટિનો મધ્યમ કોટિનાં છે. પ્રાણીઓનાં કલેજાં, માંસ, મચ્છી, ઈંડાં વગેરે પદાર્થો અને દૂધમાં જ ઉત્તમ પ્રોટિનો તો છે. પણ આપણે તો તે પૈકી ફક્ત દૂધ જ લઈ શકીએ; અને માણસ દીઠ સવા રતલ દૂધ રોજ જોઈએ, પણ આપણે ત્યાં ચોથી પાંચમા ભાગનું જ દૂધ મળે છે. વળી તે એટલું બધું મોંઘું છે કે મધ્યમ અને ગરીબ વર્ગને તે વગર જ ચલાવી લેવું પડે છે. આથી આપણે અહીંના અન્નાહારીઓને અનાજના મધ્યમ કોટિનો પર જ નછૂટકે આધાર રાખવો પડે છે. એટલે આપણાં શરીર દિનપ્રતિદિન નબળાં જ પડે છે અને આપણી ઊછરતી પ્રજા નબળી બનતી જાય છે. તો શું આપણે અન્નાહારીઓએ માંસ, મચ્છી અને ઈંડાં ખાવાં? આ સવાલનો જવાબ હોલૅન્ડના વિજ્ઞાનીઓએ હમણાં આપ્યો છે.

પહેલા મહાયુદ્ધ વખતે જર્મનીને જ્યારે અનાજ અને માંસની તીવ્ર તંગી પડવા માંડી ત્યારે ત્યાંના વૈજ્ઞાનિકોએ ખોરાક પર અખતરા કરી શોધી કાઢ્યું કે આપણા ખોરાક વગેરેમાં જે આથો આવે છે તે 'યીસ્ટ'—ખમીર ઉત્તમ પ્રકારનાં માંસદ તત્ત્વોથી ભરપૂર હોય છે. આ ખમીરો એક જાતના ઝીણા છોડવા છે. તે એટલા બધા ઝીણા છે કે તેમને જોવાને સારામાં સારું સૂક્ષ્મદર્શક યંત્ર જોઈએ. એક ચોરસ ઇંચ જગ્યામાં લાખો છોડવા રહી શકે. તે હવામાં પણ ઊડતા રહે છે.

ચોખા, જવ વગેરે ધાન્યો, મહુડાં, દ્રાક્ષ, ખજૂર, સફરજન વગેરે મીઠાં ફળો, ગોળની રસી કે બીજી એવી શર્કરાવાળી ચીજોનો રસ કરી તેને હવામાં રાખવામાં આવે, તો તે છોડ તેમાં હવામાંથી પડે અને તે તેમાં વધે. આ ખમીરો વધે ત્યારે તે રસ ઊફણે અને તેમાં દારૂ પેદા થાય. આપણાં ઘરમાં ઢોકળાં, ઇડડાં, ઇડલી, પાંઉ, વડાં, જલેબી વગેરે બનાવીએ છીએ, ત્યારે તેમના ખીરામાં પણ હવામાંનાં ખમીરોના છોડવા પડે છે અને, તે ખીરું પણ ઊફણે છે તેમાં પણ પુષ્કળ ખમીરના છોડવા વધે છે. આ ખીરું બાર કલાક સુધી ઊફણે તો તેમાં લાખો એવા છોડ પેદા થાય છે.

દારૂનાં કારખાનાંમાં મહુડાનાં મીઠાં ફૂલોનો રસ ઊફણે છે. તે રસમાં થોડું ક જૂનું ખમીર નાખવાથી તે ઊફણવાની ક્રિયા જલદીથી ચાલે છે ને ફદફદતા રસની ઉપર જે ફીણ જેવું તરી આવે

છે, તેમાં પુષ્કળ ખમીરી છોડવા હોય છે. જ્યારે દારૂ બનાવાય ત્યારે તે કચરાને-નકામો ગણીને બહાર કાઢી નંખાય છે. આ ખમીરનો સ્વાદ કડવાશ ભરેલો હોય છે તેથી તે ખવાતું નથી. એ ખમીરમાંથી જર્મન વૈજ્ઞાનિકોએ કડવાશ કાઢીને મિઠાશ મૂકી અને તેનો ઉપયોગ લશ્કરીઓના ખોરાક તરીકે કરાવ્યો. ઇંગ્લંડે બીજા મહાયુદ્ધ વખતે ઇંગ્લંડને પણ એવી જ ખોરાકીની તંગી નડવાથી તેણે પણ એ ખમીરના પ્રયોગો કર્યાં, અને તેને સૂકવીને તેની ટીકડીઓ બનાવી પોતાના દેશનાં લશ્કરોને તે મોકલી. આવા ઉત્તમ માંસલ તત્ત્વ તથા 'બ' વર્ગનાં જીવનસત્ત્વો (વિટાંમિન)થી ભરપૂર કેટલું ખમીર પેદા થાય તેનો ખ્યાલ મેળવવા એક દાખલો લઈએ: એક પીપમાંનું પ્રવાહી ચોવીસ કલાક ઊફણે તો તેથી જેટલું માંસલ તત્ત્વ પેદા થાય તેટલું તત્ત્વ મેળવવા સારુ બે વરસની ઉંમરના હૃષ્ટપુષ્ટ ચાર ગોધાઓને મારવા પડે! આવું ઉત્તમ માંસલ તત્ત્વ બનાવવા સારુ ગોળની રસી, બગડેલો કાળાશ પડતો ગોળ, માણસના ઉપયોગમાં ન આવે એવા બટાટા ને સકરજન વગેરે પદાર્થો વાપરી શકાય; આ ખમીરમાં પ્રાણિજ માંસલ તત્ત્વ જેટલું જ ઉત્તમ માંસલ તત્ત્વ જીવનસત્ત્વ બી પણ હોય છે. તે ખમીર ઉંદરો, મરઘીઓ, ગાયો વગેરે જાનવરોને પણ આપી જોવામાં આવ્યું. આથી ગાયોની શક્તિ, વજન ને દૂધ વધ્યું અને મરઘીઓ ૨૫ ટકા વધારે ઇંડા મૂકતી થઈ. માણસોને પણ આવા ખમીરનો ભૂકો ખોરાકમાં આપવામાં આવતાં શરીરનો બાંધો સુધર્યો.

આ છેલ્લી વાત આપણા ગરીબ દેશને માટે ઘણી અગત્યની છે. આપણે આપણાં ઘરમાં લાખો ખમીરી છોડ ઉત્પન્ન કરી વાપરી શકીએ તેમ છીએ. આપણાં ઢોકળાં, ઈદડાં, ખમણઢોકળાં, વડાં, હાંડવો અથવા ઉંધેલું, વગેરેમાં સાંજે તૈયાર કરેલા ખીરાને સવારમાં આથો આવે છે. એવી રીતે રોજ ખવાય તો તેમાંના ખમીરનાં ઉત્તમ માંસલ તત્ત્વો તથા 'બ' વર્ગનાં બધાં જીવનસત્ત્વોનો લાભ મળે. જો એવી કેટલીક ચીજોમાં ખીરું કરતી વખતે દહીં નાખ્યું હોય, તો તે જાતના પણ ખમીરી છોડવા તેમાં ઊગે. વળી સવારે બાંધેલી કણકની સાંજે ચીજો બનાવી હોય તો તેમાં પણ ખમીર પડે; અને તે ખમીર ત્યાં વધે અને તેથી તેને પણ આથો આવે. પછી દરરોજ જે આથો આવેલી કણક થાય તેમાંથી થોડી રાખી લઇ તેને બીજા દહાડાની કણકમાં ભેળવે, તો તે કણકમાં ખૂબ સારો આથો આવે. આવી ખમીરી રોટલી ખાવાની ટેવ પાડવામાં આવે, તો પ્રજાને ખમીરનો લાભ મળે.

જો અન્નાહારી પ્રજાને પોતાનાં અને પોતાની ભવિષ્યની પ્રજાનાં શરીર સુધારવાં હોય, તો તેમણે પોતાની ખાવાની ટેવો સુધારવાની જરૂર છે. તે રોજ સવારે બેત્રણ ઢોકળાં, ખમણ, હાંડવો અથવા ઉંધેલું, ઈદડાં અને ઈડલી ખાય અને સાંજે ખમીરી રોટલી ખાય તો તેમનાથી માંસ, મચ્છી, ઇંડાં અને દૂધ જેટલો જ લાભ મળશે. આની વિરુદ્ધ કેટલાક ખરચ અને કડાકૂટના સવાલ ઊભા કરશે. પણ આમાં કશી કડાકૂટ નથી. સાંજે જે કણક બંધાય છે તેને બદલે સાંજની રસોઇની કણક સવારે બાંધીને તેની સાંજે ચીજો બનાવવામાં આવે. ઢોકળાં વગેરે બનાવતાં તો માથાકૂટ નથી જ. વળી ઢોકળાં, ઇદડાં વગેરે પાછળ તો ખરચ પણ ઓછું થાય છે. એટલે આ ખોરાકથી બેવડો લાભ થશે.

('આબંડાનંદ'માંથી તારવીને) —હરરાય દેસાઈ

## રાધાગાળી

અત્યંત સ્વરૂપવાન સ્ત્રીનું નામ 'કાળી' નથી હોતું? ને તદ્દન કાળી સ્ત્રીનું નામ 'ભૂરી' પણ હોય છે. તેવું જ એક અત્યંત સુંદર ફૂલો ને પત્રવાળી વેલનું નામ લડવાડિયું પડ્યું છે. નામ છે 'રાધાગાળી.' અને બીચારી કાંઈ આજની આવા નામે ઓળખાય છે? છેક પ્રાચીન વખતથી સંસ્કૃતમાં પણ એને 'કલિહારિકા' (એટલે 'કજિયાખોર નાર') નામે ઓળખવામાં આવી છે. પ્રાચીન કાળમાં એવી માન્યતા હતી, અને આજે પણ છે, કે કોઇના ઘરને છાપરે આ વેલાનો ટુકડો નાખવામાં આવે તો તે ઘરમાં વઢવાડ થાય મરાઠીમાં પણ એને 'કળલાવી' કહે છે અને તેનો અર્થ પણ 'વઢવાડિયું' જ થાય છે. આપણાં ગામડાંમાં તો એવો શબ્દપ્રયોગ પણ રૂઢ થઇ ગયો છે કે જ્યારે કોઇના ઘરમાં સતત કલહ ચાલ્યા કરતો હોય ત્યારે 'એને છાપરે કોઈએ રાધાગાળી નાખી છે' એવું કહેવાય છે. એનું બીજું નામ 'લાંગુલી' ને 'હલિની' છે. એનાં પાનનો આકાર (અને મૂળનો પણ કંઈક) હળ જેવો હોઈ, તે પરથી આ નામ પડ્યું હોય.

આ 'રાધાગાળી' આપણી વાડો પર ઊગે છે. તેના મૂળમાં કંદ હોય છે અને એ કંદ ઝેરી છે. આયુર્વેદે જે સાત 'સ્થાવર ઉપ-વિષો' ગણાવ્યાં છે તેમાં એ પણ છે; પણ બીજાં ઝેરોની પેઠે યોગ્ય માત્રામાં વાપરવાથી દવા તરીકે તેનો ઉપયોગ થઇ શકે છે. તેના ગુણ ઝેરકોચલાને મળતા છે; તે ભૂખ લગાડે છે, જ્ઞાનતંતુઓને બળ આપે છે ને તાવને દૂર કરે છે. એનો આકાર વછનાગને કંઈક મળતો હોઈ તેને 'દૂધિયો વછનાગ' કહે છે, પણ તે નામ યોગ્ય નથી. વછનાગ ને આ બન્ને જુદાજુદા વર્ગનાં છે. વછનાગ મોરવેલના વર્ગનો છે જ્યારે આ લસણ–ડુંગળીના વર્ગની છે. તેનાં ફૂલનો આકાર અગ્નિશિખા જેવો છે, તેથી સંસ્કૃતમાં તેને 'અગ્નિશિખા' કે 'અગ્નિજ્વાલ' પણ કહે છે. નાની જાતની જાસુદી જેવાં લટકણાં એનાં ફૂલ, કુંડમાંથી ભડભડતા નીકળતા અગ્નિ જેવાં દેખાય છે. પાંદડાં પણ લહેરિયાંળાં ને સુંદર ગોઠવણીના હોય છે અને તેથી લૅટિનમાં તેને 'ગ્લોરિયોસા સુપર્બા' ('સર્વોત્તમ કીર્તિ') એવું નામ અપાયું છે. બગીચામાં ઉછેરવા જેવી નિતાન્ત સુંદર પરી એ છે. (ગુજરાત સમાચાર)

## 'હિઝ માસ્ટર્સ વૉઈસ'નો કૂતરો

વિખ્યાત ગ્રામોફોન કંપની 'હિઝ માસ્ટર્સ વૉઈસ'ના ટ્રેડમાર્ક પર આવતું વાજું સાંભળતા કૂતરાનું ચિત્ર અસ્સલ કૂતરા પરથી દોરેલું છે. એ ચિત્ર દોરનાર મિ. ફ્રાન્સિસ બરોડ મારા કાકા થાય.

કૂતરાનું નામ નીપર. સને ૧૮૮૪માં બ્રિસ્ટલમાં એ જન્મેલો. એ કૂતરો ખાસ ઊંચી ઓલાદનો ન હતો, તે બુલડૉગના જેવી એની છાતી પરથી તમે જોઇ શકશો.

મારા કાકા ફ્રાન્સિસ બરોડ જ્યારે ગ્રામોફોન વગાડવા બેસતા ત્યારે નીપર ખરેખર એના ભૂંગળા પાસે મોં રાખીને સાંભળવા બેસતો. તેથી મારા કાકાના મનમાં થતું કે કૂતરો જાણે પોતાના શેઠનો અવાજ (His Master's Voice) સમજીને જ સાંભળવા બેસતો હોય એમ લાગે છે!

આ પરથી મારા કાકાએ એનું એ રીતનું ચિત્ર દોરી કાઢ્યું અને ગ્રામોફોન બનાવનારી એક પેઢીને બતાવ્યું. પરંતુ એ લોકોને એમાં ઝાઝો રસ પડ્યો નહિ એટલે ચિત્ર પાછું આપ્યું. ત્યારપછી એક મિત્રની સલાહથી એમણે ન્યૂ ગ્રામોફોન કંપનીને એ વેચ્યું, અને તે પછી તો અમારો નીપર જગવિખ્યાત બની ગયો. —ઇ. એમ. બરોડ

# ટિકિટસંગ્રહ

**આજનો એ સંસારવ્યાપી શોખ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ**

સંગ્રહ શરૂ કરવાની સાથે હવે તેનાં સાધનોનો પણ વિચાર કરવો જરૂરી છે. જોકે મધ્યમ સ્થિતિના શોખીનો તેમજ વિદ્યાર્થીઓ માટે એ થોડું ખર્ચાળ નીવડે. પણ તમે પ્રારંભશૂર બનીને પછી આ રસ છોડી દેવાના ન હો, તો એનાં સાધનો વસાવી લેવાં હિતાવહ છે; કારણ કે ટિકિટોની પરખ, સંગ્રહની રચના, વર્ગીકરણ, વ્યવસ્થા, સ્વચ્છતા, વગેરે માટે એ બધાં જરૂરી છે. એકસામટું ખર્ચ કરવાની ગુંજાયશ ન હોય તેણે ધીરેધીરે એ સાધનો વસાવી લેવાં; અને તાત્કાલિક ન જ ખરીદી શકાય એવી તંગ સ્થિતિ હોય તો અહીં જે સાધનો વર્ણવવામાં આવે તેના ઉપયોગનું તત્ત્વ સમજી લઈ, તે મુજબ સાદાં સાધનો સર્જી લેવાં; ને તે ય અશક્ય હોય ત્યાં કાળજીપૂર્વક ચલાવી લેવું.

દાખલા તરીકે આલ્બમો. તેના અનેક પ્રકાર આવે છે—બેત્રણ રૂપિયાથી માંડીને બેત્રણ ગીની સુધીના. પણ કોઈ ગામડાના ગરીબ વિદ્યાર્થીને આ શોખ લાગ્યો હોય ને તેને માટે એ ખરીદી તત્કાલ અશક્ય હોય તો શરૂઆત માટે સ્વચ્છ કાગળોની મજબૂત નોટ બાંધી, તેમાં નીચેનાં વર્ણનો પ્રમાણેની યોજના, ખાનાં આંકીને કરી શકે.

શરૂઆત કરનાર પાસે થોડીક જ ટિકિટો હોય તો તેણે પ્રારંભ પૂરતું સામાન્ય કિંમતનું ચાલુ આલ્બમ ખરીદવું સારું. તેમાં જુદાજુદા દેશો માટે અલગ અલગ પાનાંઓ રાખીને, પાનાને મથાળે તે દેશનું નામ, તેનો ટૂંકો ભૌગોલિક તથા ઐતિહાસિક પરિચય, અને પિછાન માટે તે દેશની એકાદ બે ટિકિટોનાં ચિત્રો છાપેલાં હોય છે, અને તેની નીચે ટિકિટો ચોડવા માટે આખું પાનું ભરીને ખાનાં પાડેલાં હોય છે. પછી જ્યારે સારી સંખ્યામાં ટિકિટો થઈ જાય, ત્યારે પછી મોટાં ખાસ યોજનાવાળાં આલ્બમોમાં તે ખસેડી લેવી. એવાં આલ્બમોમાં દરેક દેશની એકેએક પ્રકારની ટિકિટ માટે ખાસ અલગ ખાનું હોય છે, અને તે ટિકિટનું સંક્ષિપ્ત વર્ણન અથવા તો ચિત્ર કાં તો એ ખાનામાં હોય છે, યા તો એ ખાનાંઓમાં નંબર પાડી તેની સામેના પાના ઉપર તેના નંબર વાર તેનાં વર્ણન આપેલાં હોય છે. જોકે આવાં આલ્બમોમાં પણ દુનિયાની બધી જ ટિકિટોનાં નિઃશેષ ચિત્રો આવવાં તો અશક્ય જ છે, કારણ કે આજે દુનિયામાં બધી મળીને દોઢ લાખ જેટલા પ્રકારની ટિકિટો હશે!

બની શકે તો બે પૃષ્ઠની વચ્ચે કોરો કાગળ રાખેલાં આલ્બમો પસંદ કરવાં, જેથી સામસામાં પાનાં પર ચોડેલી ટિકિટો એકબીજીની સામે ઘસાઈને જફા ન પામે. યા તો, સામી બાજુ કોરી રાખીને એક જ બાજુ ચોડવાનાં ખાનાંવાળાં આલ્બમો આવે છે તે લેવાં. પણ આ બધી યોજનાઓમાં બંધાઈ રહેવું ન હોય ને પોતાની ઇચ્છા મુજબની કોઈ ખાસ રચનાથી ટિકિટો ચોડવી હોય, તો તેને માટે છૂટાં પૃષ્ઠવાળાં આલ્બમો પણ આવે છે, જેમાં તમે ઇચ્છા મુજબ સમૂહો યોજી શકો ને ચાહો ત્યારે તેમાં ફેરફારો પણ કરી શકો. વળી જેઓ અમુક એક જ દેશની ટિકિટોનો સંગ્રહ કરતા હોય, અને એમનો એ સંગ્રહ આલ્બમનાં પાનાંમાંનાં ખાનાંની સંખ્યા ઉપરવટનો થઈ જાય, તેઓને માટે પણ છૂટાં પૃષ્ઠ કોરાં આલ્બમો જ સારાં. આલ્બમોમાં બે પ્રકારના કાગળો આવે છે: ધોળા ને કાળા. કેટલાક કાળા કાગળો પસંદ કરે છે, જેથી ટિકિટોનો રંગ ઊઠાવ પકડે. પણ એ તો જેવી જેની રુચિ.

બીજું સાધન છે 'હિન્જિસ', એટલે ગુંદવાળા પાતળા પારદર્શક કાગળની બેવડી વાળેલી ચિઠ્ઠીઓ, જેને ટેકે જ ટિકિટો આલ્બમમાં ચોડી શકાય. આલ્બમનાં પાનાં પર કદી ટિકિટો સીધેસીધી લપેટી ન દેવાય; કે તેના ઊંડા ચિટકાણને પણ ન ચોડાય એથી ટિકિટોને જફા પહોંચે, આલ્બમ ગંદું થાય, ને ટિકિટસંગ્રહમાં આપણે બુદ્ધૂ ગણાઈએ. મિજાગરાં પેઠે બેવડી વાળેલી એ 'હિન્જ'નો એક છેડો ટિકિટ પર

---

'કુમાર'ના ૩૨૧મા અંકમાં આવેલી 'દેવનાગરી લિપિમાં રદ્દીકરણ'વાળી નોંધના અનુસંધાનમાં ભાઈ રાજેન્દ્ર રમણિકલાલ ભટ્ટ આ માહિતી તથા ચિત્રસામગ્રી મોકલે છે: 'દેવનાગરીમાં માત્ર "જય હિંદ" શબ્દોવાળું પ્રથમ રદ્દીકરણ તા. ૧૫-૮-૪૮ના રોજ થયું'તું. તે પછી બીજીવાર સંપૂર્ણ દેવનાગરીમાં રદ્દીકરણ "૫૫મી કૉંગ્રેસ ગાંધીનગર જયપુર ૧૫-૧૨-૪૮"ની છાપ સાથેનું થયું. એ એક જ રદ્દીકરણની આખી છાપ દેવનાગરીમાં છે. આ વખતની નાસિક કૉંગ્રેસ વખતના રદ્દીકરણની છાપ પણ આખી જ દેવનાગરીમાં નથી; તેમાં તારીખ અંગ્રેજીમાં છે. એવી જ છાપ ૨૬-૧-૫૦ના રોજ પ્રજાસત્તાકની જાહેરાતના દિને કલકત્તા, મુંબઈ વગેરેની પોસ્ટ ઑફિસોએ મારી હતી. આ જોતાં આ વખતનું રદ્દીકરણ દેવનાગરીમાં ચોથી વારનું ગણાય. પણ સંપૂર્ણ નાગરી લિપિમાં તો ૧૫-૧૨-૪૮ના દિવસે જ થયું છે.'
















જૂનાગઢમાં નવાબનું રાજ્ય હતું ત્યારે તેની 'સોરઠ સરકાર' તરફથી રાજ્યની આંતરિક ટપાલ માટે 'સૌરાષ્ટ્ર પોસ્ટેજ'ના નામથી ચાર પ્રકારની ટિકિટો નીકળેલી: ૦ા આનો, ૦ાા આનો, ૧ આનો અને ૨ આના. તે પૈકી ૦ાા આના વાળી ટિકિટ અહીં આપી છે, જેના ઉપર ગીરના સિંહનું ચિત્ર છે.

ચોડીને,પછી બીજો છેડો આલ્બમમાં ચોંટાડવો અને આમ, તેને ટેકે જ ટિકિટને આલ્બમમાં વળગેલી રાખવી.

આ ઉપરાંત ટિકિટો તપાસી જોવા માટે આકૃતિને મોટી કરી બતાવનારો 'બહુદર્શી' કાચ (મૅગ્નીફાયિંગ ગ્લાસ); ટિકિટોને પકડવા, ચોડવા, ઉખેડવા તથા ફેરવવાફેરવવા માટે કાટ ન વળે એવી ધાતુનો નાજુક ચીપિયો; પરફોરેશન (ટિકિટોની ચોમેરની કાંગરીઓ) માપવાનો ખાસ 'ગેજ'; ટિકિટમાંનો 'વૉટરમાર્ક' તપાસવા માટેનું સાધન; રંગ-પરખનો ચીપિયો; વર્ગીકરણ કરેલી ટિકિટોને આલ્બમમાં ચોડતાં પહેલાં અલગ અલગ રાખવા માટેની, નાનાનાના સંપુટોવાળી સંગ્રહપોથી, અને તેના ખર્ચમાં ન ઊતરવું હોય તો પાતળા પારદર્શક કાગળોની જુદાજુદા કદની કોથળીઓ કે કવરો; તથા આખાં કવર તેમજ પોસ્ટકાર્ડને અકબંધ આલ્બમમાં ચોડવા માટે, ગુંદર લગાડેલા ટચુકડા (ફોટોગ્રાફ ચોડવાના) ખૂણિયા આવે છે તે. આટલી વસ્તુઓ પણ સંગ્રાહકે વસાવવી જરૂરી છે. ગુંજાયશ ન હોય તો આમાંની શક્ય તેટલી વસ્તુઓ વસાવે; અને બાકીની ક્રમશઃ મેળવી શકે. (ચાલુ)

# આ માસ (નવેમ્બર) ઇતિહાસમાં: દિનવિશેષ · વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

### આ માસના દિનવિશેષ

**તા.** ૧ અલ્લાહાબાદમાં દબદબાભર્યા દરબારમાં મહારાણી વિક્ટોરિયાનો ઢંઢેરો, ૧૮૫૮.
**તા.** ૩ મુંબાઈમાં ધરતીકંપના ભયંકર આંચકાથી લાખોના જાનમાલનું નુકસાન, ૧૮૫૪.
**તા.** ૭ છેલ્લા મુઘલ સમ્રાટ બહાદુરશાહનું રંગૂનમાં કેદી રૂપે મૃત્યુ, ૧૮૬૨.
**તા.** ૧૦ ઇસાઈ ધર્મમાં ક્રાન્તિ આણનાર માર્ટિન લ્યૂથરનો જન્મ, ૧૪૮૩.
**તા.** ૧૧ કથકલી નૃત્યના પુનરુદ્ધારક કેરલ-કોકિલ કવિ વલ્લાથોલનો જન્મ, ૧૮૭૮.
**તા.** ૧૨ લંડનમાં હિંદી સ્વાતંત્ર્યની વિચારણા માટેની પહેલી ગોળમેજી પરિષદ ૧૯૩૦.
**તા.** ૧૫ સ્વાતંત્ર્યવાંછુ શિક્ષણ આપતી ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના, ૧૯૨૦.
**તા.** ૧૯ હુમાયૂંના સરદાર હિંદલ મિરઝાંની પુત્રી રકિયા સાથે અકબરનું લગ્ન, ૧૫૫૧.
**તા.** ૨૦ મદ્રાસ પાસે સઇદાપેટમાં પહેલી ઍગ્રીકલ્ચરલ કૉલેજ ખુલ્લી મુકાઈ, ૧૮૭૬.
**તા.** ૨૩ બાવન વર્ષ ગુજરાત પર હકૂમત ચલાવી મહમદ બેગડો મૃત્યુ પામ્યો, ૧૫૧૧.
**તા.** ૨૯ રાજા રામમોહન રૉયે ડેવિડ હેર સાથે મળી પ્રથમ હિંદુ કૉલેજ સ્થાપી, ૧૮૧૬

### માસની વ્યક્તિવિશેષ: સુન-યાત-સેન

તંદ્રા ને તાબેદારીમાંથી ચીનના આત્માને મુક્ત કરી ઉદ્ધારનાર, ચીનના આંતારણહારનો જન્મ, દક્ષિણ ચીનના ક્વાન્ટુંગ પ્રાંતના હૉનસાન નામે ગામમાં, ઇ. ૧૮૭૦ની ૧૨મી નવેમ્બરે ગરીબ ખેડૂત કુટુંબમાં થએલો. બચપણથી જ



સાહસિક સ્વભાવ, તેજસ્વી કલ્પના અને દુખિયાં પ્રત્યે સમભાવવાળો એ જુવાન તેરમે વર્ષે રૂઢિચુસ્ત કુટુંબની બંધિયાર પ્રણાલિઓ ફગાવી હોનોલુલુની હવાઈ યુનિવર્સિટીમાં અભ્યાસ કરવા ગયો. ત્યાંથી હૉંગકૉંગ જઈ અમેરિકન તબીબી વિદ્યાલયમાંથી ૧૮૯૨માં ડૉક્ટર થઇને ત્યાં દવાની દુકાન કાઢી. સાથેસાથે ક્રાંતિકારીઓની ભૂગર્ભપ્રવૃત્તિમાં પણ ભાગ લેવા માંડ્યો. ચીનની પ્રજાને પીડતા ને રૂંધતા મંચુ રાજવંશની સામે ૧૮૯૫માં થએલા કાવતરામાં તે સંડોવાએલો પણ તેમાંથી છટકી જતાં, બીજા સાથીદારોની જેમ ફાંસીમાંથી બચી ગયો.

દુનિયાના અન્ય મુલકોમાં દેશવટાનો રખડપાટ ભોગવતાં ભોગવતાં, દેશના ઉદ્ધાર માટે તેને રાષ્ટ્રભક્તિથી પ્રેરિત લોકશાહી સમાજવાદી બળવાની જરૂર હવે અનિવાર્ય લાગી. આ માટે તેણે હોનોલુલુમાં 'સિંગ ચુંગ હુઇ' (ઉત્થાન પામતું ચીન) નામે મંડળ કાઢ્યું, મુક્ત ચીનનો રાષ્ટ્રધ્વજ નક્કી કર્યો ને બીજે વર્ષે હૉંગકૉંગ આવી દોઢ દાયકામાં તો દેશમાં ક્રાન્તિની ભાવના પ્રસારી દીધી.

ચીનના વિકાસ માટે વિદેશી મૂડી અને વૈજ્ઞાનિકો લાવવા તે યુરોપ-અમેરિકા ગયા. ત્યાં આ ભયંકર ક્રાન્તિકારીનો કાંટો કાઢી નાખવા ચીની સરકારે લંડનમાં તેનું અપહરણ કરાવ્યું, પણ ઇંગ્લંડની વિદેશ કચેરીને તેની જાણ થતાં તેને છોડાવ્યા. ફરી પાછા તે ચીન થઈ જાપાન ગયા અને ત્યાં રહ્યે રહ્યે, ૧૯૦૦ના બૉક્સરબંડ પછી ૧૯૦૨માં કૅન્ટનમાં ને ૧૯૦૪માં હુનાનમાં બળવા યોજ્યા, પણ તે નિષ્ફળ ગયા. ફરી ૧૯૦૬-૮ અને ૧૯૧૦ની ક્રાન્તિઓ પણ નિષ્ફળ ગયા બાદ ૧૯૧૧નો મોટો વિપ્લવ ભભૂકી ઊઠ્યો. ચીનના સમ્રાટે તેને કચડી નાખવા મોકલેલા બળવાન સેનાપતિ યુઆન-ચિહ કઇને, પ્રજાસત્તાક ચીનનો પ્રથમ પ્રમુખ થવા લલચાવી તેમણે પોતાને પક્ષે જીતી લીધો. પરિણામે સમ્રાટને ગાદીત્યાગ કરવો પડ્યો ને સ્વતંત્ર ચીનનું સુનનું સ્વપ્ન ફળ્યું. પણ તેમાં પોતે કોઈ ઊંચું સ્થાન ન લેતાં, વિદેશોમાંથી ઘણુંઘણું શીખી લઈ પોતાના દેશને ઊંચે આણવા તે જાપાન ગયા. પણ પાછળથી દેશમાં ઝગડા ને અંધેર શરૂ થયાં; યુઆન રાજપદ ત્યાગી માંદો પડ્યો, ને નિષ્ફળ તથા ગૌરવભંગ થઈ મરી ગયો; એટલે ફરી ડૉ. સુને પાછા આવી નવી વિપ્લવવાદી સરકાર સ્થાપી અને પોતે તેના પ્રમુખ થયા. પણ પરિસ્થિતિ થાળે પડીને મજબૂત સ્વતંત્ર સરકાર રચાય તે પહેલાં જ તે ઈ. ૧૯૨૫ની ૧૨મી માર્ચે કૅન્સરના દર્દથી અવસાન પામ્યા.

### આ માસનો પ્રસંગવિશેષ: પેશ્વાઇનો અંત લાવનારું યરવડાનું યુદ્ધ

હજી થોડા દિવસો પર જ ખડકીના યુદ્ધમાં અંગ્રેજો અને મરાઠાઓએ એકબીજાની તાકાત માપી લીધી હતી. પેશ્વાઈના ધણી બાજીરાવના કમનસીબે લીધે બાપુ ગોખલે સરખા સેનાનીઓ હોવા છતા મરાઠાઓને વિજય ન જ મળ્યો. જાણે મરાઠાશાહીનો અસ્તકાળ બેસી ચૂક્યો હતો. કોઈમાં યે હવે પેશ્વાઇને જાળવી રાખવાની ત્રેવડ નહોતી રહી. અલ્ફિન્સ્ટને આ પરિસ્થિતિનો લાભ લઇ જનરલ સ્મિથને પેશ્વા સામે મોકલ્યો. તેણે યરવડા પાસે એક ટેકરી પર તંબૂ તાણ્યા. અક્કલકોટકરની ફોજે તથા નારોપંત આપટેએ તેને પાછો કાઢવા ઘણા પ્રયત્નો કર્યા, પણ નિષ્ફળ. આખરે સં. ૧૮૭૪ના કાર્તિક શુદ ૮ ને રવિવારે મરાઠાઓએ યુદ્ધની શરૂઆત કરી અને ૧૮૧૭ની ૧૬મી નવેમ્બરે મરાઠા તોપો ધણધણી ઊઠી. ઘોરપડી પાસેની ખંડેરાવની ટેકરી પરથી તોપો ચલાવી મરાઠાઓએ પોતાનો મોરચો મજબૂત કર્યો. આરબ અને ગોસાની પાયદળે નદીપાર જઇ ત્યાંથી ગોળીઓ વર્ષાવી. પણ કૂટનીતિમાં કુશળ અંગ્રેજોએ વિંચુરકરને ફોડ્યો અને તે રાત્રીએ તોપો સાચવતા ગોખલે, પુરંદરે, રાસ્તે, આપટે અને પટવર્ધન વગેરેની મંડળી પર છાપો માર્યો. વિંચુરકરે તોપો ચલાવી નહિ. આથી એ હુમલામાં ગોખલે વગેરે સો કામ આવી ગયા. અંગ્રેજોએ હવે તોપો હાથ કરી લઇ મરાઠાઓ પર જ તે માંડી અને યુદ્ધની એ પહેલી રાતે જ પેશ્વાને નાસી જવું પડ્યું. અને આમ રહીસહી તાકાત પણ ઓસરી જતાં વર્ષોથી ચાલી આવતી એક કાળની મહાન પેશ્વાઇનો અંત આવ્યો.

અશોકવનમાં સીતા • ચિત્રકાર : સોમાલાલ શાહ





નટીનું સમર્પણ • કવિવર રવીન્દ્રનાથના 'નટીર પૂજા' (નટીની પૂજા) નામના નાટકના વિષયનું, વડોદરાના કીર્તિમંદિરની દીવાલ પરનું સુંદર ભિત્તિચિત્ર. (વિગતવાર વર્ણન માટે પાછળ જુઓ) કલાકાર • શ્રી નંદલાલ બોઝ



શ્રીમતીનું સમર્પણ પાછળ દર્શાવેલા લાંબા ભિત્તિચિત્રના સૌંદર્યનો ખ્યાલ આપવા માટે તેમાંની એક નકલનું મોટું કરેલું ચિત્ર   કલાકાર : શ્રી નંદલાલ બોઝ

કવિવર ટાગોરના નટીના નાટકમાંનો આ પ્રસંગ એમણે ટૂંકી કથા રૂપે પણ લખ્યો છે, એનો અનુવાદ શ્રી ઝવેરચંદ મેઘાણીએ 'કુરબાનીની કથાઓ'માં 'પૂજારિણી' નામથી આપ્યો છે. વસ્તુ બંનેનું એક હોવા છતાં સંયોજનમાં ફેર છે. નાટકમાં કથા એવી છે કે બૌદ્ધધર્મી મહારાજ બિંબિસારનો પુત્ર અજાતશત્રુ બ્રાહ્મણધર્મની અસર નીચે આવતા, એ ધર્મના આચાર્ય દેવદત્તનો પ્રેર્યો બૌદ્ધપૂજા બંધ કરાવવાનું ફરમાવે છે. બિંબિસારની રાણી લોકેશ્વરીનો એક પુત્ર ચિત્ર, યુવાનવયે જ ભિક્ષુ થઈ જતાં, તેની વેદનાથી તેનામાં એ ધર્મ પ્રત્યે કડુભાવ જાગતો છતાં, તેની અંતરતમ શ્રદ્ધા અચલ છે. પણ રાજકુમારી રત્નાવલીને એ ધર્મ પ્રત્યે ઘણો દ્વેષ છે. વસંતપૂર્ણિમાને દિને ભગવાન બોધિસત્ત્વનો જન્મોત્સવ ઊજવવા માટે અશોકવનમાંના તેમના આસને પૂજા-નિવેદન કરવાનું કાર્ય, બૌદ્ધધર્મમાં રત એવી નટી શ્રીમતીને શિરે આવે છે. એવામાં ખબર આવે છે કે મહારાજ બિંબિસારનું ખૂન થયું છે અને બ્રાહ્મણધર્મની આણ વર્તાવી બૌદ્ધ પૂજાની બંધી ફરમાવવામાં આવી છે. આ તકે રત્નાવલી, શ્રીમતીનું તેમજ બૌદ્ધ ધર્મનું અપમાન કરવા, તેને સ્તૂપ આગળ નાચ કરવા ફરમાવે છે. ભગવાન પાસે નૃત્ય કરવું તે પણ પૂજા જ છે એમ સમજી શ્રીમતી નૃત્ય કરે છે, અને પછી એક પછી, એક વસ્ત્રાલંકારો અળગાં કરતી જાય છે. તેમાં છેવટે બૌદ્ધ ભિક્ષુણીનું પીળું વસ્ત્ર રહે છે; એ જોતાં જ, રાજાજ્ઞાને લીધે રક્ષિણીઓ તેનો વધ કરે છે. શ્રીમતી આત્મસમર્પણ કરી સંતોષથી મરે છે. એ જોઈને સૌનાં મનનું પરિવર્તન થાય છે.

પાછળ દર્શાવેલી ચિત્રપટ્ટીના પહેલા ચિત્રમાં નટી શ્રીમતી પૂજન કરવા જતી જણાય છે. તે પછીની નકલમાં નટી, એક ગ્રામયુવતી બાલિકાને સંગીત-નૃત્યનું શિક્ષણ આપે છે. તે પછી રાજરાણી લોકેશ્વરી



**ઇતિમાદ-ઉદ્-દૌલાના મકબરામાંનું જડતરકામ**

(ફોટો - બલવન્ત ભટ્ટ)

ગયા અંકના પૂઠા ઉપર જેનો નમૂનો આપ્યો હતો તે. સફેદ *આરસમાં ગેરવા રંગીન પત્થરોના* જડતરકામની કારીગરીનાં હિંદમાં જે ગણ્યાંગાંઠ્યાં શ્રેષ્ઠ સ્થળો છે તેમાં આગ્રાનો ઇતિમાદ-ઉદ્-દૌલાનો મકબરો પ્રખ્યાત છે. નૂરજહાંના પિતાની કબર ઉપર શાહાનશાહ જહાંગીરના રાજ્યકાળમાં બંધાયેલો એ રોજો ઈ. ૧૬૨૮ લગભગ પૂરો થયેલો; અને જેવો સ્થાપત્યની દૃષ્ટિએ એ વિશિષ્ટ છે તેવો જ, જડતરકામમાં તો, શાહજહાંએ પાછળથી બંધાવેલાં તાજ વગેરેમાંની કારીગરી કરતાં પણ ચડિયાતો છે. આના કરતાં પણ ઉત્કૃષ્ટ શોભનકળા દાખવતી દિલ્હીની જમાલી-કમાલીની મસ્જિદમાંની કારીગરીનું શ્રી બલવન્ત ભટ્ટે કરાવેલું ફોટો-દર્શન આવતા અંકમાં જોજો.

## ચિત્રવિચિત્ર સિક્કાઓ

આજનાં નાણાંની શોધ થયા પહેલાં જ્યારે દરેક દેશ પોતાનાં સંજોગ-સગવડ અને જરૂરિયાત અનુસાર વિનિમય માટે અવનવી વસ્તુઓ વાપરતો ત્યારે કોડી, મુંડના દાંત, હાડકાં, ચામડાં, ખોરાક, વાસણો, ઢોર, અને ક્યાંકક્યાંક તો માણસો સુદ્ધાંનો ઉપયોગ થતો! એ બધાંમાં સૌથી વિચિત્ર તો કદાચ પાસિફિક મહાસાગરમાંના 'યાપ' ટાપુના પથ્થરના સિક્કા લાગશે! એ એવડા મોટા હતા કે જમણી બાજુ મથાળે બતાવ્યા પ્રમાણે તેને લાકડામાં પરોવીને લઇ જવા પડતા! તેની નીચેના ચિત્રમાં એવા સિક્કા ધરાવનાર બે શ્રીમંતો બેઠેલા છે! પછી ધીરે ધીરે બધે ધાતુનો સ્વીકાર થયો અને સૌએ પોતપોતાની અનુકૂળતા અનુસાર તેમાં અવનવા આકારો યોજ્યા. એની વિચિત્રતા ચીનમાં વધુ જણાતી. તે પૈકી બે નમૂના-(૧) તાઓ નામના છરી આકારના અને (૨) ફળાંવાળા પાવડા જેવા સિક્કા—નાં આલેખનો જમણી તરફનાં ચિત્રમાં છે. તે પછીનો છબ આકારનો સિક્કો પણ જોવા જેવો છે! આમ, ચિત્રવિચિત્ર આકારોમાં વિશિષ્ટતા હશે, પણ સરળતા તો સૌને ગોળાકૃતિમાં જ પડી લાગે છે. પરંતુ તેમાં યે આફ્રિકા, ફીજી વગેરે દેશોમાં, જંગલની વસતિને સાચવી રાખવાની અનુકૂળતા પડે તે માટે, તેમજ ચીનની પેઠે એક ડૉલરના હજાર, ('કૅશ' નામના) સિક્કા ચલણમાં હોય ત્યાં મોટી સંખ્યાની હેરફેરની અનુકૂળતા રહે તે માટે, સિક્કાને દોરીમાં પરોવી રાખવા સારુ તેમાં કાણું પાડવાની યોજના પણ કરાઈ. પરંતુ હિંદુસ્તાનમાં એવું કાણું પાડવાની જરૂરત એક બીજા જ કારણે ઊભી થએલી. ગયા મહાયુદ્ધ વખતે ધાતુનો બચાવ કરવાની જરૂર ઊભી થતાં, ત્રાંબાના પૈસાને પાતળો કરી તેમાં કાણું પાડવામાં આવ્યું. એવા ચીનના, ફીજીના, હિંદના અને બીજા, કાણાંવાળા પાંચ સિક્કાનાં ચિત્રો ડાબી બાજુના સમૂહમાં મથાળે આપ્યાં છે. ઇંગ્લંડમાં પણ 'સિવિલ વૉર' વખતે ચાર્લ્સ પહેલાને જ્યારે ધાતુની તંગી પડી ત્યારે તેના ટેકેદારોએ પોતાનાં સોનારૂપાનાં વાસણો ગાળવા માટે આપી દીધાં. તેની પાતળી પટ્ટીઓ કાપી, તે પર દરેક ઘેરાએલું શહેર પોતપોતાનું નાણું છાપી લેતું. એવા 'ઘેરા સમયના સિક્કા' (સીજ-પીસીઝ)નાં ચારેક ચિત્રો ડા.બી બાજુ વચ્ચે આપ્યાં છે. તેમાં ક્યાંક તો વળી રૂપાની પટ્ટી પર બેચાર અક્ષર પાડીને તે બેવડી વાળીને ચલાવવામાં આવતી. તેના નમૂના રૂપ સ્કારબરોનો અરધા ક્રાઉનનો એવો સિક્કો ચિત્રમાં દેખાશે. હિંદમાં તો વળી ચામડાના સિક્કા પણ ક્યાં નહોતા પડ્યા? પણ ધાતુ બચાવવા ઠેઠ લાકડા ઉપર પાંચ સેન્ટનો સિક્કો પાડી અમેરિકાએ તો કરકસરની હદ બતાવી. એ સિક્કો જમણી તરફના ચિત્રમાં નીચે બતાવ્યો છે. પરંતુ એ જ અમેરિકામાં જ્યારે નાણાંની છોળ આવી ત્યારે, ૧૯૧૫ માં, સાન ફ્રાન્સિસ્કોમાં ભરાએલા 'પનામા-પાસિફિક પ્રદર્શન'ના સ્મરણમાં તેણે ૫૦ ડૉલરનો સોનાનો અષ્ટકોણ સિક્કો પાડેલો (ડાબી બાજુ છેડે). આકારનું એવું વૈવિધ્ય તો આપણી ચોરસ બેઆની ને કરકરિયાળી એક આનીમાં પણ આવ્યું. પણ આટઆટલું વૈવિધ્ય ધરાવવા છતાં નાણાંને પોતાની કશી જ કિંમત નથી. માત્ર આપણે સ્વીકારેલી કિંમતનું જુદેજુદે રૂપે એ પ્રતીક બની રહે છે; ને સાથોસાથ, આપણી કળાની તથા આર્થિક પ્રગતિનો, તેમજ આપણી ખનિજ સમૃદ્ધિનો પુરાવો પણ.

FIJI PENNY

PICE INDIA 1945

PEACE ARCH 5 CENTS BLAINE, WASH.

## મહર્ષિ અરવિંદ ઘોષનું અવસાન

શ્રી અરવિંદનું અંતિમ દર્શન (ફોટો • જગન મહેતા) અવસાન સમય તા. ૪-૧૨-૧૯૫૦ની રાત્રે ૧ ક. ૨૬ મિ. • ફોટો તા. ૬ સવારના ૧૦

કલકત્તામાં કાયસ્થ જાતિમાં ઈ. ૧૮૭૨ની ૧૫મી ઑગસ્ટે જન્મ પિતા કૃષ્ણધન ડૉક્ટર હતા; માતા, હિંદી સંસ્કારિતાના પૂજક રાજનારાયણ બોઝનાં મોટાં પુત્રી સ્વર્ણલતાદેવી. પશ્ચિમી જીવનપ્રણાલીના આગ્રહી પિતાએ દાર્જિલિંગની સેંટપોલ શાળામાં મૂક્યા ને ૭ વર્ષના થતાં ઇંગ્લંડ લઈ ગયા, જ્યાં સિવિલ સર્વિસનો અભ્યાસ કર્યો. પણ ૧૮૯૦માં તેની માત્ર ઘોડેસવારીની પરીક્ષામાં નિષ્ફળ નીવડતાં નાપાસ થવાથી કેમ્બ્રિજની કિંગ્ઝ



બંગભંગની લડત વેળાએ

કૉલેજમાં ત્રેઇપોઈ ૧૮૯૨માં ગ્રૅજ્યુએટ થયા. ત્યાં સયાજીરાવ ગાયકવાડે તેમની પ્રતિભા પ્રીછીને અંગત મદદનીશ તરીકે રોક્યા. જે પદેથી ૧૮૯૬માં વડોદરા કૉલેજમાં આવ્યા ને ઇતિહાસના પ્રોફેસર થયા. ૧૯૦૧માં શ્રી ભૂપાલચન્દ્ર બોઝની કન્યા મૃણાલિની સાથે લગ્ન. દરમ્યાન હિંદી સંસ્કૃતિ ને વિચારણાનું અધ્યયન એવામાં બંગભંગ થતાં ૧૯૦૬માં વડોદરા છોડી લડતમાં ઝંપલાવ્યું. તેમાં રાષ્ટ્રીય વિદ્યાલયના પ્રિન્સિપલ તથા સવિશેષ 'વંદેમાતરમ્'ના તંત્રી તરીકે જાગૃતિની ભરતી આણી દીધી. તેમાં ૧૯૦૬માં પકડાયા, પણ છૂટ્યા. ૧૯૦૭માં સૂરતની કૉંગ્રેસમાં ઉદ્દામ પક્ષે ભાગ લીધો. એવામાં ૧૯૦૮માં મુઝફ્ફરપુરમાં બૉંબથી બે ખૂન થતાં તેની ધરપકડોમાં બીજી મેએ પકડાયા, પણ સેશન્સમાં ૧૯૦૯ની ૧૩મી એપ્રિલે નિર્દોષ છૂટ્યા. એ જેલવાસ દરમ્યાન કરેલાં ચિંતન અને સાધનાને પરિણામે તે આધ્યાત્મિક જીવન તરફ વળેલા; તેથી જૂનમાં અંગ્રેજી 'કર્મયોગિન'ને બંગાળી 'ધર્મ' નામનાં અઠવાડિકો કાઢ્યાં. તેમાંના 'દેશબંધુઓ પ્રત્યે' લખેલા એક લેખ માટે ૧૯૧૦ના માર્ચમાં ધરપકડનું વૉરંટ છૂટ્યું; પણ તેમાં પકડાય તે પહેલાં જ બંગાળ છોડી, ફ્રેન્ચ હિંદના પાટનગર પોંડીચેરીમાં જઈ જીવનસાધના માટે ક્ષેત્રસંન્યાસ લીધો. ચાર વર્ષનો કાળ સાધનામાં વીતાવી ૧૯૧૪ની ૧૫મી ઑગસ્ટથી 'આર્ય' નામે અંગ્રેજી માસિક શરૂ કર્યું, જેમાં આર્ય તત્ત્વદર્શન વિષેના વિચારો નિરૂપ્યા. ૧૯૨૧માં 'આર્ય' બંધ કરી ફરી સાધનામાં રોકાયા ને ૧૯૨૬ની ૨૪મી નવેમ્બરે તે સિદ્ધ કરી.

'આર્ય'ના સંપાદનકાળે તેમાં મદદરૂપ બનેલાં ફ્રેન્ચ સાધક સન્નારી મીરા રિશાર પણ આ વેળા સાધનાના એકાંતવાસમાં હતાં. તેમને હવે 'આશ્રમ'નું સંચાલન સોંપી દઈ કાયમી એકાંતવાસ સ્વીકાર્યો. જેમાંથી માત્ર ૧૫મી ઑગસ્ટના પોતાના જન્મદિને, ૨૪મી નવેમ્બરના પોતાના સાક્ષાત્કારના દિવસે તથા ૨૧મી ફેબ્રુઆરી શ્રીમતી મીરા દેવી (આશ્રમનાં માતાજી)ના જન્મ દિવસે જ, અગાઉથી રજા મેળવનારને તેમનાં દર્શન થતાં. ૧૯૪૦માં તેમના જન્મદિવસને દર્શનદિને પગ લપસી પડતાં સાથળનું હાડકું તૂટી જવાનો અકસ્માત થએલો. પરંતુ તે પછી પણ તેમની સર્વ શક્તિઓ તો પૂર્વવત્ જ રહેલી. એટલે ૪થી પમી તારીખે તેમનું અવસાન (પંદર દિવસની મૂત્રપિંડની બીમારીને પરિણામે) થયાના સમાચાર લોકોએ સાંભળ્યા ત્યારે સૌએ વજ્રાઘાત અનુભવ્યો.

લેખક
પ્રો. વસંત જોષી એમ. એ.



ઑપરેશનમાંથી ઘેર આવ્યા બાદ લીધેલી તસ્વીર

બે મહિના પર છાપામાં સમાચાર આવ્યા કે પગ લપસી જવાથી શૉ બગીચામાં પડી ગયા અને એમને ઑપરેશન માટે દવાખાનામાં લઈ જવામાં આવ્યા. એ વખતે કોઈને ખ્યાલ ન હતો કે શૉનો અંતકાળ પાસે આવ્યો છે. એમની ૯૪મી વર્ષગાંઠ (જન્મ ૨૬મી જુલાઈ, ૧૮૫૬) ઊજવાઈ ત્યારથી બધાને લાગતું હતું કે ઇચ્છાશક્તિને આધારે જીવેલા બળને લીધે શૉ સો વર્ષ ઉજવશે જ. પણ તબિયત બગડતી ગઈ અને ૨જી નવેમ્બરે એમનું મરણ થયું અને સાહિત્યના એક મહાયુગ(epoch)નો પણ અંત આવ્યો.

શૉનું ચરિત્ર ઘણી રીતે અભ્યાસવા જેવું છે. કોઈ પણ જાતની લાગવગ વગરનો એક અકિંચન માણસ માતૃભૂમિનો ત્યાગ કરી ઇંગ્લંડ આવે છે ત્યારે દુર્દમ્ય મહત્ત્વાકાંક્ષા સિવાય એની પાસે કશું નથી. ગુજરાન ચલાવવા પૂરતા યે પૈસા મેળવવા નોકરી કરવાની કે બુદ્ધિનો અપવ્યય કરવાની એ ના પાડે છે અને વિશ્વવિદ્યાલયની કેળવણી મળી નથી; દરેક રીતે એ સ્વયંશિક્ષિત છે એનો પ્રબળ આત્મવિશ્વાસ અવિચલ રહે છે. લોકો એની મશ્કરી કરે છે છતાં અધીરજ ખોઈ બેસતો નથી. 'આપણે નિષ્ફળ તો નહિ નીવડીએ ને?' એવી એના મનમાં બીક તો છે જ, પણ એ બીકના અસ્તિત્વનું ભાન સરખું ય લોકોને એ થવા દેતો નથી અને બધાની હાંસીને પાત્ર ગણાએલો આ માણસ આખરે 'સંત' ગણાય છે!

સારા કુટુંબમાં જન્મવું એ ભાગ્યની વસ્તુ કહી શકાય. શૉને પોતાના કુટુંબ વિષે ઘણું અભિમાન હતું. વંશ(breed)માં એને ખૂબ શ્રદ્ધા હતી. 'મૅકબેથ' નાટકમાં આવતા રાજા ડંકનના વંશમાં પોતે જન્મ્યો છે એવો એનો દાવો હતો. આમાં સત્ય કેટલું એ શોધવું મુશ્કેલ છે. એટલું ખરું કે શૉ કુટુંબના લોકોમાં બનતે શૉના જન્મ →

વખતે રાજવી વંશના કે એ પણ અવશિષ્ટ લક્ષણ દેખાતાં ન હતાં. એના પિતાને વારસામાંથી વગર કમાણી અને વગર જવાબદારીની નોકરી મળી હતી. વખત જતાં સરકારે એ જગ્યા જ કાઢી નાખી એટલે શૉના પિતાને વેપારમાં પડવું પડ્યું. વેપારનો કક્કો તેઓ સમજતા ન હતા, એટલે પરિણામ સ્પષ્ટ જ હતું. કોઈ પણ વસ્તુની હાસ્યજનક બાજુ એમને તરત જ દેખાતી. એકવાર એક માણસ પાસે એમની ઉઘરાણી નીકળતી રકમ આપ્યા વગર એ છૂ થઈ ગયા. એ સમાચાર સાંભળી પહેલાં તો તેઓ પેટથી હસી જ પડ્યા. પોતાના ધંધા પર આ વાતની કેવી અસર થશે એ વિષે એમને જરા ય પડી ન હતી. એમને તો દારૂ પીવામાં, લોકોની મશ્કરી કરવામાં અને સંગીતમાં જ વધારે રસ પડતો. આથી ઘરનું વાતાવરણ પ્રેમ કે શાન્તિનું રહેતું નહિ. ઘર ચલાવવાની જવાબદારી માતા પર વધારે પડતી, અને શૉ કે એની બે બહેનો તરફ ધ્યાન આપવા જેટલી ફુરસદ માબાપને ન હતી. બચપણમાં શૉને લાડ લડાવે એવું કોઈ ન હતું. અલબત્ત, કુટુંબ બહોળું હોવાથી કાકા-મામાઓની સંખ્યા નહિવત્ ન ગણાય એવી હતી. પણ બધા ય પોતાની રીતે મગ્ન હતા. એ બધા માણસો માટે શૉના મનમાં કોઈ પણ દિવસ પ્રેમ જાગ્યો નહિ. લોકોમાં એમને વિષે વાતો થતી તે શાંતિથી એને સાંભળવી પડતી. પણ કુટુંબ વિષે એનું અભિમાન મોટું હતું એટલે બહાર સમાજમાં તો એ લોકો સામે શૉ બોલતો નહિ. અણગમાની વસ્તુનો સ્વીકાર કરવાથી એમાંથી ઘણું અનિષ્ટ તત્ત્વ નીકળી જાય છે અને એ હાસ્યની વસ્તુ બની શકે છે એમ શૉ પોતાનાં કુટુંબીજનોના નિરીક્ષણ પરથી શીખી શક્યો. માતાને સંગીતનો શોખ હતો, એટલે નાનપણથી જ ઉચ્ચ સંગીતના સંસ્કાર એના મન પર પડ્યા.

લોકોને વિચિત્ર લાગે એવી મતપ્રણાલી જે શૉએ રજૂ કરી એનાં મૂળ એના બાળપણમાં મળી આવે છે. એ વખતે કૌટુંબિક પ્રાર્થનાઓ થતી. ઘરનાં બધાં માણસો—જેમાં નોકરોનો પણ સમાવેશ થતો—એકઠાં મળતાં અને કુટુંબનો વડો બાઈબલમાંથી એકાદ પ્રકરણ વાંચતો. નાના છોકરાંને આમાં રસ પડે છે કે નહિ એ કોઈ જોતું નહિ. ચર્ચમાં પણ એમ જ બનતું. બહાર કુદરતની શોભા દેખાતી હોય, ને ઘડી ઘડી બહાર જોઈને કૂદવાનું મન થતું હોય, ત્યારે સારાં કપડાં પહેરીને અંધારા ચર્ચમાં નિશ્ચલ બેસી પાદરીનું કંટાળો ઉપજાવે તેવું પ્રવચન સાંભળવું અને ચારે તરફ સદા એના એ જ લોકોને જોવા એ શૉને મન મોટામાં મોટી સજા હતી. એને નિશાળે મૂકવામાં આવ્યો તે, છોકરો ભણે એ હેતુથી માબાપે પોતાને ત્યાં મૂક્યો, કે છોકરો તોફાની થયો હોવાથી એને થોડા કલાક સંભાળવાની જવાબદારી કોઈને માથે નાખવાના હેતુથી, એ વિષે એને શંકા હતી.' નાનપણથી





જમણી બાજુ: શૉનો પ્રમાદધન પિતા જ્યૉર્જ કાર શૉ, તથા કુટુંબ પોષવા મથતી આદર્શવાદી સંગીતપ્રેમી માતા લ્યુસિન્ડા એલિઝાબેથ શૉ. સામેના પાન પર: ડબ્લિનમાં સિન્જ સ્ટ્રીટમાં આવેલા આ મકાનમાં શૉ જન્મ્યો ત્યારે તેના પિતા સરકારી નોકરી છોડી દઈ, અનાજના વેપારમાં નિષ્ફળ નીવડી ઘેર બેઠા હતા.

# જ્યૉર્જ બર્નાર્ડ શૉ

જ એણે વાંચવાની કળા હસ્તગત કરી લીધી હતી પણ એ નિશાળે ગયો ત્યારે જાણે એને કશું જ આવડતું ન હોય તેમ બધું એને ફરીથી શીખવાડવામાં આવ્યું. ગણિતમાં તો એનું ભેજું બિલકુલ ચાલતું નહિ. 'એકાદ દાખલો મને લખાવો, ગણવા માટે અર્ધો કલાક આપો તો હું ચોક્કસ ખોટો જવાબ આપી શકું" અથવા 'ગણિતમાં હું એટલો કાચો હતો કે "ત્રણ પેન્સમાં કેટલી માછલી મળે તો અગિયાર પેન્સમાં કેટલી" એનો દાખલો ચૌદ વર્ષની ઉંમર થતાં સુધી હું ગણી શક્યો નહિ' એમ એ લખે છે. 'વાંચનાં કંટાળો આવે એવાં જ પુસ્તકો નિશાળમાં વાંચવા પડે છે. એક તો મહેતાજી આખો દિવસ આપણને ગોંધી રાખે, અને એવા પુસ્તકો વાંચવા ' એટલું જ નહિ પણ આપણે કાંઇ ભૂલી જઈએ તો ઉપરથી તડી પડે ' એના કરતા જેલમાં જવું સારું. ત્યાં બહુ બહુ તો શરીર પર સીતમ ગુજારવામાં આવે, પણ ભેજું તો બચે ને?' શૉને મન નિશાળોનો ઉપયોગ એટલો જ હતો કે 'છોકરાંઓને આખો દિવસ નિશાળે મોકલવાથી માબાપની હેરાનગતિ દૂર થાય, માસ્તરોને ગુજરાન કરવા માટે ધંધો મળે અને સંસ્થાના સંચાલકોને ફાયદો થાય!'

આમ, નિશાળમાં મળતું નિર્જીવ અને કૃત્રિમ શિક્ષણ શૉને ગમ્યુ નહિ, છતાં ય એણે ઘેર વાચન ચાલુ રાખ્યુ હતુ. નાનપણમાં જ એ મોટો ભાગનું બાઇબલ વાંચી ગયો બનિયનનું Pilgrim's Progress, ને ડિકન્સની નવલકથાઓ એ ખૂબ રસથી વાચતો. ડિકન્સની A Tale of Two Cities, Great Expectations અને Little Dorrit વિષે તે લખે છે:...they oppressed my imagination most fearfully, so real were they to me'

ઉંમરનાં દસ વર્ષ પૂરાં થયા ત્યાર પહેલાં જ એણે બાઇબલ અને શેક્સપીયર વાંચી નાખ્યાં હતાં ' સંગીતસાધના તો હમેશાં ચાલુ જ રહેતી. એનાં મા સારું ગાઈ શકતાં, ઘરમાં પિયાનો હતો અને પ્રખ્યાત સંગીતકારોની કૃતિઓના 'સ્વરલેખ' (scores) પણ હતા, એટલે કોઇ શિક્ષકની મદદ વગર જ શૉએ સંગીતનો અભ્યાસ શરૂ કર્યો. તે સિવાય વખત મળે ત્યારે એ પ્રખ્યાત ચિત્રસંગ્રહાલયોમાં જઈ ત્યાંનાં ચિત્રો જોઈ આવતો. આ ચિત્રનિરીક્ષણ એણે એટલી નિષ્ઠાથી કર્યું કે આગળ જતાં ચિત્ર જોઈને જ એનો ચિત્રકાર કોણ હશે, ચિત્ર સાચું હશે કે નકલ (Fake)–એ શા કહી શકતો ' નાન-





સાઠ વર્ષની વયે: ઇંગ્લંડને ખળભળાવી મૂકનારાં, તેનાં પ્રચલિત જીવન-મૂલ્યો પર તીખી ટકા કરતાં, નાટકોથી ટીકાપાત્ર થએલા શૉ, એક રીતે ખ્યાતિની ટોચે પહોંચી ગયો હતો ત્યારે.

પણમાંજ એણે સંગીતપ્રધાન નાટકો (operas) જોયાં હતાં નાટકોની એને અજબ મોહિની લાગી અને આમ, સંગીત, ચિત્રકળા અને નાટકોની પ્રેરણાથી એ કલ્પનાના રાજ્યમાં નાનપણથીજ વિહરવા માંડ્યો.

આ અભ્યાસથી શૉની બુદ્ધિનો વિકાસ થયો અને એ સ્વતંત્ર રીતે વિચાર કરતાં શીખ્યો. એને તો ગમે ત્યાંથી જ્ઞાન મેળવવું હતું. "હું એવો અનાડી હતો કે જ્ઞાન મેળવવાની ગેનામાં તાવ ચેતી ન હતી, એટલું જ નહિ પણ એને ઈંવને લોભમાં પાડી મ નજરાનં કગ ગને ગમાડવું પડ્યું" એ વાત જ શૉને ગળે ઊતરતી ન હતી પોતાને એ નંદનવનમાં હોત તો 'કોઇના આગ્રહની રાહ જોયા વગર જ બધાં જ્ઞાનફળ ખાધાં હોત' એમ એ લખે છે. દર રાત્રે સૂતાં પહેલાં ઈશ્વર-પ્રાર્થના કરવાની એને ટેવ હતી. એક દિવસ વિચાર આવ્યો, 'આજે પ્રાર્થના નહિ કરું તો?' વિચાર અમલમાં મૂક્યો. બીજે દિવસે મોડી અસ્વસ્થતા અનુભવી. 'આત્મા.નો અવાજ આ તો નહિ' એમ લાગ્યું ત્રીજે દિવસે એ અસ્વસ્થતા ઓછી થઈ અને પ્રાર્થના છૂટી. આમ પ્રાર્થના પરનો વિશ્વાસ ઊડી ગયો એ મ કે જ ગયું કેમકે હવે તે પોતાનો જ આધાર મેળવવાનો અને આચરવાનો હતો. સત્યનિષ્ઠ અને નીતિપ્રેમ હવે એના મનમાં અન્તઃસ્ફૂર્ત થયાં.



નીચે: ડાબી બાજુથી (૧) કુમાર વયે આયર્લૅન્ડમાં, (૨) તરુણ શૉ: આયર્લૅન્ડના જમીન-દલાલને ત્યાંની નોકરી અને પગારની બઢતી છોડીને, અભ્યાસ વધારવાની અને જીવન સેવવાની અવનવી આકાંક્ષાઓ લઈ લંડન આવેલો દરિદ્ર શૉ, (૩) લંડનમાં: માની આવક પર નભતો, બ્રિટિશ મ્યૂઝિયમની લાયબ્રેરીમાં અહોરાત્ર અભ્યાસરત રહેતો અને નવલકથા તથા છાપાંઓમાં લેખો લખીને ૯ વરસમાં માત્ર ૬ પૌંડ કમાએલો યુવાન શૉ. ઉપર: ત્રીસ-બત્રીસની વયે, અભ્યાસી બુદ્ધિના ચમક દાખવતી આંખો તથા સુંદર લાલ દાઢીવાળો શૉ હવે નાટ્ય સંગીત અને કલાનો તેજસ્વી વિવેચક અને ફેબિઅન સોસાયેટીનો અથાક સમાજવાદી કાર્યકર તથા વ્યાખ્યાતા બન્યો હતો.

ઘરની આર્થિક પરિસ્થિતિ આ બૌદ્ધિક વિકાસ અકુંઠિત ચલાવવા દે એવી હતી નહિ. નોકરી કરી પૈસા મેળવવાની અકારી ફરજ એને માથે પડી. લાગવગથી એક જમીન-દલાલને ત્યાં

પરંતુ પોતાનાં અભિપ્રાયોની એને તેટલી જાહેરાત કરવાની ટેવથી ઑફિસના વડા ખળભળી ઊઠ્યા! આ કામમાં શૉએ એવી સુંદર પ્રગતિ સાધી કે એના પગારમાં ક્રમેક્રમે વધારો કરવામાં આવ્યો: એટલી હદ સુધી, કે આમાંથી નાસી નહિ છૂટીએ તો આખી જિંદગી નોકરીમાં ગાળવી પડશે એવો એના મનમાં વિચાર આવ્યો! ને તરત જ, લોકો શું કહેશે, આગળ નિર્વાહ કેમ ચાલશે, એની દરકાર કર્યા વિના જ કામ રાજીનામું આપી દીધું! પિતાને લાગ્યું કે છોકરાને બીજે નોકરી મેળવવામાં મદદરૂપ થાય એવું પ્રમાણપત્ર મેળવી લીધું હોય તો સારું. એમણે એ મેળવી લીધું; પણ દીકરાને એથી ગુસ્સો કેમ ચડ્યો એ તેઓ સમજી શક્યા નહિ. ૧૮૭૬માં આ વાત બની. આયર્લૅંડ છોડી ઇંગ્લાંડ આવવાનો શૉનો નિશ્ચય હતો. એક બૅગમાં પોતાનો બધો સરસામાન ભરી શૉ લંડન આવ્યો જ્યાં પતિ જોડે ન ફાવવાથી એના માતા આવી વસ્યાં હતાં.

શૉ લંડન આવ્યો. એક બૅગમાં જ એની મૂડી-મિલ્કત હતી એમ મેં લખ્યું ખરું. પણ એના મગજમાં જે સ્વપ્નાં-આકાંક્ષા હતાં તેનું વર્ણન કોણ કરી શકે? પોતાની અપૂર્ણતાનો એને પૂરેપૂરો ખ્યાલ હતો; દરિદ્ર અવસ્થાનું પૂરેપૂરું ભાન હતું; લંડનમાં પોતાને કોઈ ઓળખતું નથી એ ખબર હતી. છતાં એને લંડનને જીતવું હતું. એને માટે ભગીરથ પ્રયત્ન કરવાની એની તૈયારી હતી. નિષ્ફળ જવાની બીક પણ હતી. એટલે એણે લંડનમાં વિકટ સાધના આદરી.

માની આવક અઠવાડિયે એક પાઉંડ જેટલી હતી. લોકોને સંગીતના પાઠ આપવાથી એમાં ઉમેરો થતો. શૉ નોકરી કરી કુટુંબને સહાય કરશે એવી અપેક્ષા હતી. પણ ભાઈ પૈસા કમાવા આવ્યા ન હતા. એ તો આયર્લૅંડમાં મળતા જ હતા. અહીં અભ્યાસ વધારે વિશાળ કરવો હતો, મનુષ્યસ્વભાવને વિશેષ નિરખવો હતો. એટલે વાચન અને લેખનપ્રવૃત્તિ તરફ ધ્યાન આપવાનું એણે નક્કી કર્યું. વાચનાલયમાં આખો દિવસ બેસી એણે વિજ્ઞાન, અર્થશાસ્ત્ર અને

(અનુસંધાન આગળ પૃ. ૪૫૭મે)







# મુક્તિ-પ્રસૂન

સંક્રાન્તિકાળના એક કોયડાની નાટિકા

લેખક
શિવકુમાર જોષી



[આ નાટક માટે તખ્તાને બે ભાગમાં વહેંચી નાખવાની જરૂર છે: એક આગળનો, એટલે કે ચાલુ તખ્તો, જે રીતનો હોય છે તે જ રીતનો; અને તેની અર્ધા ઉપરાંતની જગ્યા છોડીને અંદરના ભાગમાં ૪ા થી ૫ ફૂટ ઊંચો બીજો તખ્તો. આ બીજો તખ્તો પણ તદ્દન સ્વતંત્ર પ્રકાશયોજના અને પડદાથી સજ્જ રાખવાનો. પહેલા પ્રવેશમાં આગળનો મૂળ તખ્તો તેમજ પાછળનો તખ્તો પણ ખુલ્લો થાય છે. પાછળના તખ્તા ઉપર એક સામાન્ય કક્ષાનું બેઠકઘર-દિવાનખાનું-સજાવેલું છે. વચમાં સોફાસેટની બેવડી બેઠક અને આજુબાજુ બાકીના બે ખુરશીઓ; વચમાં બેઠા ઘાટનું એક ટેબલ; પાછળની ભીંતમાં એક દ્વાર અને જાળીવાળી એક મોટી બારી; બારી પાસે એક નાની ટ્રીપોય ઉપર ટેલીફોન.

પડદો ઊપડતાં પહેલાં એક જાતની અચડામણનું વાતાવરણ રજૂ કરતું પાર્શ્વ-સંગીત. એ સંગીત ખૂબ તીવ્ર બને કે તરત પડદો ઊપડે. તખ્તા ઉપર એ વખતે એકદમ અંધારું હોય છે અને તે જ વખતે રીવૉલ્વરના ઉપરાઉપરી ત્રણ બાર સંભળાય છે. અંધારા બેઠકખાનામાં 'ઓ બાપરે, મરી ગયો'ની એક મર્મભેદક ચીસ સંભળાય છે. કોઈ પડી જાય છે, ઢળી જાય છે. હવે આછું સ્પૉટલાઈટ રેલાવા માંડે છે. ટેબલ અને સોફાની વચમાં, ઊંધે માથે, પોલીસ અફસરના પહેરવેશમાં એક પુરુષ ઢળી પડ્યો જણાય છે. એના યુનિફૉર્મમાંથી પટ્ટો વગેરે સોફા ઉપર પડ્યું છે. પ્રકાશ એક પછી એક વસ્તુઓને ચીંધતોચીંધતો છેવટે ખુલ્લી રીવૉલ્વર હાથમાં લઈને ખુરશીની પાછળ અઢેલીને ઊભેલી કમ સ્વરૂપવાળી યુવતિ પર સ્થિર થાય છે અને પછી ધીરેધીરે ઉપરનો આખો તખ્તો પ્રકાશિત થાય છે. પણ છેક સુધી પ્રકાશ વધુપડતો તેજસ્વી ન થતાં કાંઈક ધુંધવાએલો લાગે તે ઇચ્છનીય છે.]

કલ્યાણી : આહ! આખરે તારે માટે જે યોગ્ય હતું તે જ થયું.

[ખૂબ ફફડાટમાં એકબે આંટા મારીને, થોડો વિચાર કરવા થંભી જઈને, ટેલીફોન પાસે પહોંચે છે. રીસીવર ઉપાડીને નંબર માગતાં] કલકત્તા One, double zero, one. Yes, please...હલ્લો! ક્યાંથી બોલો છો? લાલબજાર પોલીસ સ્ટેશન કે? હં, જરા ઑફિસર-ઇનચાર્જને ફોન આપશો?...હલ્લો ઑફિસર!...આપ કોણ?...સબ ઇન્સ્પેક્ટર મિ. મુકર્જી? હાં; જુઓ, હું કલ્યાણી, કલ્યાણી મઝુમદાર...હું બાઉબાજાર અને ચિત્તરંજન ઍવન્યુના ક્રૉસિંગ પાસેથી, નિર્મલ લોહિયા લેનના નં. ૧૨વાળા મકાનમાંથી બોલું છું...આપ અહીં આવશો?...હા, ખૂબ જ અગત્યનું કામ છે. હા, અત્યારે જ...અહીં એક ખૂન થયું છે. ખૂન...હા, હા, ખૂન...ખૂની? ખૂની અહીં હાજર જ છે; હું પોતે જ...હું...હું કલ્યાણી પોતે જ. Please, start immediately.

[રીસીવર સ્ટૅન્ડ ઉપર મૂકી દઈ લોથ થઈને ખુરશી ઉપર પડે છે; માથે હાથ દઈને બેસે છે. થોડી વાર માટે પેલા ઢળીપડેલા પુરુષ તરફ તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકે છે. એટલામાં બહારની બાજુ સીડી ચડીને માણસો ઉપર આવતા લાગે છે. બહાર ગભરાટ તથા ગરબડાટથી એકજાતનું આતુરતાનું વાતાવરણ સરજાય છે.]

એક જણ : (બહારથી) આ જ—આ જ ઓરડામાંથી પિસ્તોલ ફૂટવાનો અવાજ આવ્યો.

બીજો : અંદર કોણ હશે ?

ત્રીજો : (બારણાં ખખડાવતો) એ, બારણાં ખોલો, બારણાં ખોલો!

[ફફડાટમાં આંટા મારતી કલ્યાણી તિરસ્કારથી હસે છે.]

કલ્યાણી : હં. હવે આવી પહોંચ્યા—કાયરોની જમાત...

બહારથી ચાલુ અવાજો : કોણ છે અંદર? નક્કી કોઈ ચોર ડાકુ ઘૂસી ગયો હશે. (એકી સાથે) બારણાં ખોલો! બારણાં ખોલો!

એક : અલ્યા, બારીએથી પડતું મૂકીને ભાગી ન જાય. ચારે બાજુ ફરી વળો. (બંધ બારી ઉઘાડી નાખવા પ્રયત્ન કરે છે.)

બીજો : પોલીસને ખબર આપો, પોલીસને...

કલ્યાણી : (અંદરથી બારણું સહેજ ખોલીને, ખુલ્લી રીવૉલ્વર હાથમાં રાખીને ટોળા સામે ઊભી રહે છે) કાંઈ જ જરૂર નથી મેં ખબર આપી જ છે. ચાલ્યા જાઓ અહીંથી; અહીં કોઈનું કામ નથી.

ટોળામાંથી : બાપ રે! સાક્ષાત્ ચંડી!

કલ્યાણી : હા, ચંડી જ છું; ખબરદાર કોઈ આગળ વધ્યું છે તો.

ટોળામાંથી : અલ્યા ગભરાય છે શું! જુઓ તો ખરા અંદર શું છે તે?

કલ્યાણી : જોવા જેવું ખાસ કાંઈ નથી. જુઓ, પેલા રહ્યું દૃશ્ય.

[બારણું પૂરું ખોલી નાખે છે એવા જ ચાર પાંચ જણ અંદર ધસી આવે છે.]

એક જણ : (ચીસ પાડીને ભાગે છે) ઓ મા રે! ખૂન! ખૂન!!

[બહાર 'શું છે' 'શું છે'ના અવાજો]

બીજો : ઓ મા દુર્ગા! મા દુર્ગા! રક્ષા કરો! (એમ બોલતો, આવ્યો હતો તે જ ઝડપે બહાર ભાગ્યો જાય છે.)

ત્રીજો : કલ્પાપાત! ખૂન! ખૂન!

[કલ્યાણી ટોળાની બરાબર સામે તખ્તાને બીજે ખૂણે સ્થિરતાથી ઊભી રહે છે. અંદર આવેલાઓમાં ગુસપુસ વાતો શરૂ થાય છે—બહાર રહેલા પણ અંદર સૂર પુરાવે છે.]

એક જણ: ખુલ્લી પિસ્તોલ છે; આગળ ગયા તો ગયા જ સમજજો.

બીજો: ઓ રે, આ ભદ્રલોકોના પાડામાં આ શો હત્યાકાંડ!

ત્રીજો: અરે પકડો એ રાં...ને, ને સોંપી દો પોલીસને.

[નીચે પોલીસવાન આવીને ઊભી રહે છે ને તેમાંથી પોલીસના માણસો ઊતરીને સીડી ચડીને આવતા સંભળાય છે.]

બહારના ટોળામાંથી: પોલીસવાન આવી પહોંચી. આઘા ભાગો, નહિતર આપણે ક્યાંક ઝાલા ઝડપાઈશું.

અંદરના ટોળામાં ગુસપુસ: દેખાતી તો કેવી ભદ્ર મહિલા! પણ અત્યારનું એનું રૂપ તો જુઓ!

એક: પગથી હશે પગલી!

બીજો: કહો ન કહો, પણ દાળમાં કાંઈક કાળું છે.

ત્રીજો: ખરેખર પોલીસ તો આવી પહોંચી. આ ચંડી ખડે જ કહેતી હતી. એણે જ પોલીસને ખબર આપી હશે.

બહારથી પોલીસનો અવાજ: દૂર હટો, એય દૂર હટો! 'યહાં કોઈ તમાશા નહિ હૈ.

[અંદર ને બહારનું ટોળું ખસી જતું હોય છે. થોડા માણસો ડીખળથી બારી પાસે અને બારણા પાસે ઊભા રહે છે.]

ટોળામાંથી: સભાળજો સાબ, ખુલ્લી રીવૉલ્વર લઈને ઊભી છે.

મિ. મુકર્જી: (પ્રવેશ કરતાં) ફિકર નહિ. તમે અહીંથી ખસી જાવ તો.

કલ્યાણી: અંદર બહુ માણસોની જરૂર નથી. હું મારી મેળે જ તમારી સાથે પોલીસ સ્ટેશને આવવા તૈયાર છું ને લ્યો આ રીવૉલ્વર.

મિ. મુકર્જી: પણ તમારે અહીં જ સ્ટેટમેન્ટ આપવું પડશે. હવાલદાર નથ્થુસિંહ, તમે ડાયરી લખવી શરૂ કરો.

નથ્થુસિંહ: જી સા'બ. (ડાયરી લખવા બેસે છે) બોલો બાઈ, તમે કોણ છો?

કલ્યાણી: મારે કાંઈ જ કહેવાનું નથી. અત્યારે માત્ર હું ખૂની ઓરત છું; તેથી વિશેષ કાંઈ નહિ.

મિ. મુકર્જી: (મુર્દા તરફ દૃષ્ટિ નાખીને) અરે, પણ આ તો કોઈ પોલીસ અફસર જણાય છે. અને આ રીવૉલ્વર પણ સોફા પર પડેલા એમના પટ્ટામાંથી કાઢી લીધી જણાય છે. આ બધી વસ્તુ-સ્થિતિની નોંધ કર્યો, હવાલદાર, અને રામરાય, તમે ફોન કરીને મેડિકલ કૉલેજમાંથી ઍમ્બ્યુલન્સ કાર મંગાવીને લાશને ઇન્ક્વેસ્ટ માટે લઈ જાઓ. (નથ્થુસિંહને લાશ બતાવતાં) તમે આમને ઓળખો છો, હવાલદાર?

નથ્થુસિંહ: (થોડો વખત જોઈને) ના, સા'બ; આ તો કોઈ અજાણ્યા ઑફિસર જણાય છે. (મુર્દાને ભીંત તરફ ફેરવતાં) અરે સા'બ જુઓ તો, બરાબર નાક અને કપાળની વચમાં જ ગોળી વાગી છે! ખોપરી પણ તૂટી ગઈ છે! મોં બિલકુલ ઓળખાય તેવું નથી રહ્યું.

કલ્યાણી: (વ્યંગમાં) ઑફિસર! પોલીસ ઑફિસર!! હં, ગમે તેમ, પણ મને ટાઢક વળી. હં, પણ મિ. મુકર્જી, તમારે હાથકડી નાખવી હોય તો નાખી શકો છો: જોકે નાસી જવાની મારી બિલકુલ મુરાદ નથી.

એક પોલીસ: સાવ નઠોર જણાય છે આ તો? કાંઈ શરમ છે?

કલ્યાણી: શરમ? કોની શરમ?

મિ. મુકર્જી: નાહક બોલચાલ ન કરો. નથ્થુસિંહ, અમે ગુનેગારને લઈને થાણા પર જઈએ છીએ. તમે, આખો ઓરડો બરાબર તપાસી ઝીણીઝીણી દરેક બાબતની વિગતો એકઠી કરી રીપોર્ટ પેશ કરો.

[પોલીસથી દોરવાતી કલ્યાણી ઓરડાની બહાર નીકળે છે. રસ્તો કરી આપતા હોય તેમ બહારના લોકોમાંથી:]

એક: રસ્તો મૂકો યાર, રસ્તો મૂકો.

બીજો: શો રૂઆબ છે!

ત્રીજો: મોટું પરાક્રમ કર્યું જાણે!

ચોથો: કહો ન કહો, પણ લાગે છે ખમીરવાળી.

પાંચમો: છાપાંવાળાને હવે એક નવો ખોરાક મળશે.

છઠ્ઠો: હા રે કાલે સેન્સેશનલ હેડિંગ આવ્યું જાણો.

# અર્ધ મત્સ્યેન્દ્રાસન

શરીર મન અને જ્ઞાનતંતુને એકી સાથે સ્વસ્થ રાખતી યોગાસનોની વ્યાયામ પદ્ધતિ. હપતો: ૯

મહાન યોગી મત્સ્યેન્દ્રે આ આસન સિદ્ધ કરેલું હતું, એટલે એમનું નામ આ આસનને મળેલું છે. એ આખુંયે કરવું મુશ્કેલ છે, એટલે સામાન્ય રીતે અર્ધું આસન કરાય છે, અને તેથી તેનું નામ પણ અર્ધ મત્સ્યેન્દ્રાસન છે.

અત્યાર સુધી જે કર્યાં તેના કરતાં હવે આવતાં આસનો મુશ્કેલ છે. પણ ધીરજથી હંમેશ આસનો કરવાથી તે આવડી જાય છે.

પગ લાંબા કરીને આસન ઉપર બેસો. હવે ડાબો પગ વાળીને એની એડી ગુદાની ઉપરના ભાગમાં આવે તેમ મૂકો. આવી રીતે એડી ગોઠવાશે એટલે ડાબા પગનું તળિયું જમણા પગની જાંઘને અડીને રહેશે. પછી જમણા પગને ઢીંચણમાંથી વાળીને ડાબા સાથળ આગળ મૂકો. આ આસનનો મુખ્ય હેતુ કરોડ વાળવાનો છે. આવી રીતે પગ ગોઠવવા એ એની પૂર્વ-તૈયારી થઈ.

હવે જમણા પગના ઢીંચણ ઉપર ડાબા હાથની બગલનો ભાગ મૂકી, આખા દેહને જમણી બાજુએ વાળી, ડાબા હાથથી પગને પકડો. જે દિશામાં શરીર વાળ્યું હોય તે દિશામાં ડોક ને માથું પણ વાળવાં જોઈએ. આસન દરમ્યાન છાતી વળી-જવી જોઈએ નહિ.

આ પછી, જેમ ડાબા પગથી શરૂ કર્યું હતું તેમ જમણા પગથી શરૂ કરી આખી ક્રિયા કરો. શરૂઆત ચારપાંચ સેકન્ડથી કરી, વધારેમાં વધારે એક મિનિટ સુધી આ આસન રાખવું.

આ આસનથી જૂની કબજિયાત અને જૂનું અજીર્ણ મટે છે, અને પેટના આંતરિક અવયવો નીરોગી તથા તાકાતવાળા થાય છે.

દાસુભાઈ શુક્લ




[ધીરેધીરે લોકોમાં કોલાહલ બંધ થાય છે. નથ્થુસિંહ ઓરડાની વિગતો ઝીણવટથી તપાસી રહ્યો છે. રામરાય ફોન પાસે જાય છે અને રીસીવર ઉપાડે છે. અંધારું થાય છે અને મુખ્ય પડદા પાછળનો બે ફૂટને અંતરે આવેલો સફેદ કે કોઈ પણ આછા રંગનો પડદો ખેંચાય છે.]

[થોડી વાર પછી વળી પાછો એની એ જગ્યાએ ધીરેધીરે પ્રકાશ વધવા માંડે છે ને કોર્ટના પહેરવેશમાં ત્રણ જુનિયર વકીલો પ્રવેશ કરે છે. પાછળ કોર્ટનું ધમાલસૂચક વાતાવરણ.]

મિ. મૈત્ર (વકીલ નં. ૧): મિ. ચૅટરજી! આજે તમારો કેસ ન હોય તો ચાલો જસ્ટીસ ઘોષાલની કોર્ટમાં એક interesing case છે.

મિ. ચેટર્જી (વકીલ નં. ૨): કયો, પેલો કલ્યાણી મજુમદાર વાળો ને? ખરી છે એ પણ. પોલીસ કોર્ટમાં એણે બિલકુલ સ્ટેટમેન્ટ જ ન કર્યું: કહે કે મારે જે કાંઇ કહેવાનું છે તે હું સેશન્સમાં કહીશ. મારે તો જરૂર આવવું છે.

પણ...ખેર! અસીલ માંદો છે કહીને તારીખ પડાવી લઉં.

મિ. બોઝ (વકીલ નં. ૩): (મોટાઇ બતાવવા પૂરતો બોલી નાંખે છે) તો તો મારે પણ date લેવી પડશે.

વકીલ નં. ૧: (આશ્ચર્યમાં) કેમ, કેસ છે તમારે? ત્યારે અસીલોએ તમારે ત્યાં આવવાની શુભ શરૂઆત કરી કે! અભિનંદન!

૨: પ્રૅક્ટીસ શરૂ કર્યે કેટલાં વર્ષ થયાં? મિ. બોઝ (હસે છે.)

૩: એક દિવસ તમારી મશ્કરીનો જવાબ હું જરૂર આપીશ. રાસબિહારી ઘોષ કે ચિત્તરંજન દાસ એક દિવસમાં નહોતા થયા.

૧: Oh, I'm very sorry, my dear સવાઇ-ચિત્તરંજનદાસ!

૨: Hurry, hurry, it's already eleven thirty...

[ત્રણે ચાલ્યા જાય છે ને ધીરેધીરે સફેદ પડદો ઊંચકાય છે. પાછળના ઉપરના ઊંચા તખ્તાને એક લાલ પડદાથી કરચોળીઓ પાડીને ઢાંકી દેવામાં આવ્યો છે. આગળના તખ્તાની બરાબર મધ્યમાં કાંઇક ઊંચું ન્યાયાધીશનું આસન છે. ન્યાયાધીશની જમણી બાજુ શિરસ્તેદારનું ટેબલ તથા ખુરશી, એની બાજુએ કોર્ટટાઇપિસ્ટનું સ્થાન, —ને તેથી આગળ લગભગ તખ્તાની છેક જમણી બાજુએ ગુનેગાર માટેનું જાળીવાળું પાંજરું. ન્યાયાધીશની સામે મોટું ટેબલ. તેની ડાબી તરફ જ્યૂરીનું સ્થાન. પ્રેક્ષકોને બેસવા માટે પાટલી સામાન્ય સેશન્સ કોર્ટમાં હોય છે તે રીતની વ્યવસ્થા. પ્રકાશ, એક સ્પૉટ-લાઇટ ન્યાયધીશના મુખ ઉપર પડે તે રીતે, ને બીજું ગુનેગાર ઉપર પડે તે રીતે ગોઠવવો. ફૂટ લાઇટથી સામાન્ય પ્રકાશ આખા સ્ટેજ ઉપર પથરાઇ રહે તે રીતે યોજના કરવી. એક સ્પૉટલાઇટ ન્યાયાધીશના શિર ઉપર જ ગોઠવવી. ન્યાયાધીશની રાહ જોવાની હોય તેવું આતુરતાનું વાતાવરણ. પ્રેક્ષકો અંદર અંદર ગુસપુસ કરે છે, ત્યાં ડાબી તરફથી દંડ સાથે ચપરાસી પ્રવેશે છે અને પાછળ વયોવૃદ્ધ ન્યાયાધીશ મિ. ઘોષાલ દૃઢ પગલે પ્રવેશે છે. કોર્ટમાં સન્નાટો ફેલાઈ જાય છે. ચપરાસી સિસકારો બોલાવે છે અને આખી કોર્ટ ઊભી થઈ જાય છે.]

જ૦ ઘોષાલ: (પોતાનું સ્થાન લેતાં) મિ. ગાંગુલી, પહેલો કેસ?

શિરસ્તેદાર: વેસ્ટબેંગાલ સ્ટેટ વિરુદ્ધ મિસ કલ્યાણી મજુમદાર.

જ૦ ઘોષાલ: મિ. સેન, તમારો કેસ તૈયાર છે કે?

પબ્લિક પ્રોસિક્યુટર મિ. સેન: યસ, મીલૉર્ડ.

જ૦ ઘોષાલ: આરોપીને હાજર કરો.

[વિખરેલા વાળને અંબોડામાં વાળેલી અને શરીરે શાલ ઓઢેલી કલ્યાણીને સબ ઈન્સ્પેક્ટર મુકર્જી દોરીને પાંજરામાં બેસાડે છે. તરત જ કોર્ટમાં ગુસપુસ અવાજો શરૂ થાય છે અવાજ ખૂબ વધી જતાં...]

જ૦ ઘોષાલ: ઑર્ડર, ઑર્ડર! હં. બચાવપક્ષે વકીલ કોણ છે?

કલ્યાણી: વકીલ? મારે કોઈ વકીલની જરૂર નથી. મારે જે કાંઈ કહેવાનું છે તે સીધુંસાદું છે. આડુંઅવળું મારે કંઈ ગોઠવવાનું નથી, એટલે વકીલની મારે જરૂર નથી.

જ૦ ઘોષાલ: એમ! એમ! તો મિ. સેન, તમે તમારો કેસ રજૂ કરી શકો છો.

મિ. સેન: [ઊભા થઈને] યસ, માયલૉર્ડ! (ખોંખારો ખાઇને) મીલૉર્ડ ઍન્ડ જેન્ટલમેન ઑવ ધ જ્યુરી! તમારી સમક્ષ આ જે બાઈ ઊભી છે—કલ્યાણી મજુમદાર, તેની સામે નીચે મુજબનું તહોમતનામું—

કલ્યાણી: (વચમાં) તહોમતનામું? મારી સામે!

મિ. સેન: વચમાં અવાજ નહિ.

જ૦ ઘોષાલ: ઑર્ડર, ઑર્ડર.

મિ. સેન (કાગળ વાંચતાં): આજથી એક માસ ઉપર એટલે કે તા. ૨૨મી જુલાઇ ૧૯૫૦ને શનિવારે રાત્રે સાડા નવ વાગ્યે લાલ બજાર પોલીસ સ્ટેશન ઉપર ફોન આવ્યો...

કલ્યાણી: (કાંઈક કંટાળેલા અવાજે) ટૂંકામાં પતાવશો મિ. સેન! તમારે એમ જ કહેવાનું છે ને કે મેં પોતે ....

મિ. સેન: બધું જ વિધિસર અને કાયદા તથા વ્યવસ્થાની દૃષ્ટિએ થવું ઘટતું હશે તે રીતે થશે .... (જુઓ પૃ ૪૪૬મે)

# આપણી રમતો

લેખક · વાસુદેવ ભટ્ટ

દરતે આપણામાં રમતની વૃત્તિ ન મૂકી હોત તો આપણી શી દશા થાત? દિવેલિયાં ડાચાં, ભદ્દાં શરીર અને મુડદાલ ગતિવાળી માનવજાતિ કેવી લાગત તેની કલ્પના કરી શકો છો? રમૂજ-વૃત્તિથી દિવેલિયાં ડાચાં દૂર કરી શકાત, અંગમહેનતથી ભદ્દાં શરીર સુધારી શકાત, પણ મુડદાલ ગતિ કેવી રીતે પ્રાણવાન થાત? માની લો કે એ કરવાની પણ કંઈ તરકીબ મળી રહેત. છતાં પણ સુદૃઢ શરીરની તરવરતી ગતિની સાથે કિલ્લોલથી કલકલ થતું મેદાન ક્યાંયે જોવા મળત ખરું? કાયાનું કૌશલ, પ્રાણનો થનગનાટ ને મનનો ઉલ્લાસ રમત સિવાય બીજી કઈ રીતે એકસામટા બહાર આવત?

અને એટલે જ કુદરતે આપણને રમતવૃત્તિની ભેટ આપી છે. એનો લાભ ઉઠાવીને માનવીએ અવનવી રમતો શોધી છે. દુનિયાના કોઈ પણ ભાગમાં જઈને જુઓ, અને તમને ત્યાં કોઈ ને કોઈ રમત જોવાની મળશે જ. રમતવૃત્તિમાંથી ઉદ્ભવતી એ પ્રવૃત્તિ એ દેશની ભૌગોલિક, આર્થિક અને સામાજિક પરિસ્થિતિને અનુરૂપ એ દેશની સંસ્કૃતિને શોભે એવું સ્વરૂપ ધારણ કરે છે.

દુનિયાના દરેક દેશે જે કર્યું છે તે આપણે—આપણા દેશે—પણ કર્યું છે. આપણા દેશની પરિસ્થિતિ અને જરૂરિયાતને અનુરૂપ જ આપણે ત્યાં આપણી રમતો ઉદ્ભવી છે ને વિકાસ પામી છે. હુતુતુ, ખોખો, આટાપાટા, ગિલ્લીદંડા, ગેડીદડા વગેરે રમતો આપણા દેશની ધરતીમાંથી ઊગીને આપણા દેશને સોહાવી ચેતન-પલ્લવિત કરી રહી છે. એ આપણી રાષ્ટ્રીય રમતો છે.

પણ 'રાષ્ટ્રીય રમતો'ની વાત આવે છે કે તરત જ એક જાતનો અંગેડો ઊભો થાય છે. એક બાજુ દેશ અને દેશનું અભિમાન ઊભું થાય છે તો બીજી બાજુ પરદેશ અને પરદેશી ઊભાં કરેલાં આકર્ષણો સામાં થાય છે. એક બાજુ હુતુતુ, ખોખો અને ગિલ્લીદંડા ઊભા છે, તો તેની સામે વોલીબોલ, ફૂટબૉલ અને ક્રિકેટ મોજૂદ છે. સવાલ છે કે શું પસંદ કરવું? આ? કે પેલું? —કે બન્ને? —કે શું?

જો એ પસંદગીનું કાંઈ ધોરણ મળે તો પસંદગી સરળ થઈ પડે.

આપણે પોશાક કયો પહેરીએ છીએ? આજે વાદળી હાફ-પૅન્ટ ને ધોળું હાફ શર્ટ, એણે આપણા પોશાકમાં—અને આપણા માનસમાં—એવું સ્થાન લીધું છે કે તે પરદેશી પોશાક છે એ વાત ભાગ્યે જ આપણા ધ્યાનમાં આવશે.

એ પોશાક આપણે ત્યાં પેસી તો ગયો. હવે, જો આપણે ખરેખરા સ્વદેશાભિમાની હોઈએ તો, તેને હાંકી કાઢવો જ રહ્યો એમ કહેનારા ઘણા મળશે. તો વળી એમ કહેનારા પણ ઘણા મળશે કે તમને એ પોશાક સામે વાંધો શો છે? અને એ વાત વ્યાજબી પણ છે. શું પોશાક કે શું રમત, એ દેશી છે કે પરદેશી એમ જોવાને બદલે એમાં સારું શું છે ને ખરાબ શું છે એ જોઈએ તો શારીરિક હલનચલનમાં અનુકૂળ ને આર્થિક દૃષ્ટિએ પોસાય તેવો હાફ-પૅન્ટ ને હાફ-શર્ટનો પોશાક કેમ ન પહેરવો? અને ગરમીમાં બફાતા હોવા છતાં કોટ-પાટલૂન-ટાઈનો ખર્ચાળ પોશાક શા માટે પહેરવો? ટૂંકમાં, આપણને જરૂરી, અનુકૂળ ને પોસાય તેવું હોય તે આપણું.

આ જ ધોરણ રમતોને લાગુ પાડીએ. દેશી રમતો આપણને અનુકૂળ છે અને પોસાય તેવી છે તેથી જ તેમની હયાતી છે. જરૂરી છે કે કેમ તે આપણે વિચારવાનું. ગયા અંકોમાં આપણે કેટલીક રમતો જોઈ ગયા. અને તેમ કરતાં આપણને તેનાં મૂલ્યનો ખ્યાલ પણ આવ્યો છે. તેમનું મૂલ્ય તેમને જરૂરી બનાવે જ છે. વાત માત્ર એટલી જ છે કે તેમને તેમનાં મૂલ્ય પ્રમાણે અગત્ય નથી મળી.

હવે પરદેશી રમતો જોઈએ. પરદેશી રમતોમાં ક્રિકેટ, ટેનિસ, ફૂટબૉલ, હૉકી એ રમતોએ આપણું ધ્યાન ખેંચ્યું છે જ. વૉલીબૉલે ધ્યાન ખેંચવાનું શરૂ કરી દીધું છે. બાસ્કેટ-બૉલ, બેઈઝબૉલ વગેરે હજી બિલકુલ શરૂઆતની દશામાં જ છે. આ બધી રમતોને આપણે ઉપર જણાવેલા ધોરણથી ચકાસી જોવાનો પ્રયત્ન કરીએ તો ઠીક નવી જ બાબતો પ્રકાશમાં આવવાનો સંભવ છે. ફૂટબૉલ જેવી મર્દાનગી ભરેલી અને ઓછામાં ઓછી ખર્ચાળ રમતને આવકારવા સામે ભાગ્યે જ કાંઈ કહેવા જેવું છે. હૉકી એ ફૂટબૉલ કરતાં જરાક વધારે ખર્ચાળ ગણાય, છતાં ન પોસાય તેટલી ખર્ચાળ તો નથી જ; ને રમત તરીકે તેની કિંમત કાંઈ ઓછી નથી. પણ આ બન્ને રમતોમાં મેદાન ખૂબ મોટું જોઈએ. પણ નાના સરખા મેદાનમાં રમાય એવી રમત તે વૉલીબૉલ. ખર્ચ બહુ નહિ. અને રમત તરીકે તેનું મૂલ્ય પણ સારું. આ બધી રમતો આપણે રમતા થયા છીએ એમાં કાંઈ ખોટું નથી. અને બાસ્કેટ બૉલ ને બેઈઝ બૉલ જેવી રમતો પણ આપણે જમાવવા માંડીએ તો એમાં કાંઈ ખોટું નહિ ગણાય.

પણ ક્રિકેટની સામે થોડુંક કહેવું પડે તેમ છે. મૂલ્યના પ્રમાણમાં અગત્ય આપવાની હોય તો ક્રિકેટને અગત્ય મળે તેમ નથી. અંગ્રેજ લોકો આપણી ઉપર રાજ્ય કરતા હતા તેથી તેમણે એ રમતને આપણી ઉપર એવી રીતે ઠસાવી છે કે આપણે તેને, તે ખરેખર છે તેના કરતાં જરા મોટી જોઈએ છીએ. આપણી ઉપર અમેરિકનો રાજ્ય કરતા હોત તો આજે આપણે બેઈઝ-બૉલને આપણી રાષ્ટ્રીય રમત તરીકે માનતા થઈ ગયા હોત.

એ તો ઠીક; પણ ક્રિકેટ પાછળ જે ખર્ચ થાય છે ને તેના બદલામાં જે સંખ્યાને જે લાભ થાય છે તે જોવા જતાં તેનું સ્થાન બહુ ઊંચું નથી. રમત તરીકે તેની કિંમત લગભગ ગિલ્લીદંડા જેટલી છે. ખર્ચની દૃષ્ટિએ આપણા દેશને, દેશ તરીકે, તે પોસાય તેમ નથી. છતાં તેણે આજે કેટલું મોટું સ્થાન લીધું છે તે આપણે સહુ જાણીએ છીએ. જો કે રમત તરીકે તેની કિંમત ગિલ્લીદંડા જેટલી તો છે જ; એટલે ખર્ચની દૃષ્ટિએ જેમને આજે તે પોસાય તેમ હોય તેઓ (અને વખત જતાં આપણા આખા રાષ્ટ્રને પોસાય તેમ થાય તો આપણું આખું રાષ્ટ્ર) તે રમત રમે તેમાં કાંઈ ખોટું નથી.

ટેનિસ પણ વ્યક્તિગત રીતે જે રમી શકે તેમ હોય તેઓ રમે. વ્યક્તિગત કૌશલ માટે ઓછી સંખ્યામાં પણ રમી શકાય તેવી રમત તેના સિવાય બીજી કોઈ આજે તો દેખાતી નથી. બાકી ખર્ચના પ્રમાણમાં લાભ ઓછી વ્યક્તિઓને મળશે એટલું જ.

પરદેશી રમતો 'આપણી રમતો' જરૂર થઈ શકે; પણ તેમ કરતાં પહેલાં તેમને આપણા 'કસોટી-પથ્થર' ઉપર ચકાસી જોવી જોઈએ. અને તે માટે તેમનું વિગતવાર મૂલ્યાંકન કરવું જોઈએ. દેશી રમતો જોઈ ગયા તેમ એ રમતો જોઈ જવી જોઈએ તે હવે કોઈ વાર.

છેલ્લે એક વાત ફરીથી કહેવાની જરૂર લાગે છે, કે દેશી રમતોને તેમનાં મૂલ્ય પ્રમાણે અગત્ય નથી મળી તે મળવી જોઈએ. તે અપાવવી તે આપણા બધાનું કાર્ય છે.

# ખીજડો

લેખક
પ્રો. જયંતીલાલ ઓઝા



વિજયાદશમીને દિવસે જેનું પૂજન કરવાનો રિવાજ આપણે ત્યાં ઘણા પ્રાચીન કાળથી પ્રચલિત છે તે આ વૃક્ષને 'શમી' કે 'સમી', 'સમડી' તેમજ 'ખીજડી' પણ કહે છે. સંસ્કૃત તેમજ મરાઠીમાં તેને 'શમી', હિંદીમાં 'છોકર' કે 'છોંકર' તથા 'સમી' ને કચ્છીમાં 'કંડો' તેમજ 'સમરી' કહે છે. તેનું શાસ્ત્રીય નામ 'પ્રોસોપિસ સ્પિસિજેરા' (Prosopis spicigera, Linn).

હિંદભરમાં હિંદુઓ ખીજડાને પવિત્ર વૃક્ષ ગણે છે. મહાભારતના વિરાટપર્વમાં ઉલ્લેખ છે કે પાંચ પાંડવો જ્યારે છૂપા વેશે વિરાટનગરીમાં પ્રવેશેલા, ત્યારે તેમણે પોતાનાં હથિયારો 'શમી' વૃક્ષ ઉપર સંતાડેલાં. ત્યાં એ હથિયારોનું સર્પમાં રૂપાંતર થએલું, અને પાંડવો પાછા આવ્યા ત્યાં સુધી એને કોઈ અડી શક્યું નહિ. વિજયાદશમીને દિવસે અર્જુને એ હથિયારો ઉતારી દુર્યોધનના લશ્કરને હરાવેલું.

ખીજડો પંજાબ, રજપૂતાના, ગુજરાત, બુંદેલખંડ, બલુચિસ્તાન, સિંધ, અફઘાનિસ્તાન અને ઇરાનનું વતની છે. તેનું ઝાડ ૩૦થી ૬૦ ફીટ ઊંચું ઊગે છે. તેનું મુખ્ય મૂળ જમીનમાં ઘણું ઊંડું જાય છે. તેની છાલ ભૂરી ને ખરબચડી હોય છે અને તે પર ચીરા હોય છે. શાખાઓ નીચે ઢળતી, પાતળી અને લીસી હોય છે, અને તે પર છૂટાછવાયા, લગભગ સીધા, ૧/૮થી ૧/૪ ઇંચ લાંબા, ભૂરા કાંટા હોય છે. પાન સંયુક્ત, દ્વિભગ્ન અને આંતરે આવેલાં હોય છે. પાનની મુખ્ય દાંડી પર નાનાં પાનની બે જોડી હોય છે. એ ૧થી ૩ ઇંચ લાંબાં સામસામાં ગોઠવાએલાં હોય છે. ઘણી વાર તેની મધ્યશિરા પર ગોળ ગઠ્ઠા હોય છે. એ દરેક નાનું પાન વધુ નાનાં પાનનું બનેલું હોય છે, જે ૭થી ૧૨નાં જોડકાંમાં, ૧/૪થી ૧/૨ ઇંચ લાંબાં અને ૧/૧૬થી ૧/૮ ઇંચ પહોળાં, લંબગોળ અને સૂક્ષ્મ અણીદાર ટોચવાળા હોય છે. તેની બંને સપાટી લીસી ને આછી લીલી હોય છે.

ડિસેમ્બરથી માર્ચ સુધી ખીજડાને ફૂલો આવે છે. તે નાનાં, પીળાં, અને શાખાઓને છેડે સમૂહમાં આવેલાં હોય છે. ફૂલસમૂહ ધારણ કરતી શાખાને ટૂંકી દાંડી હોય છે; ફૂલમાં વજની પાંચ પાંખડીઓ એકબીજી સાથે જોડાઇને પ્યાલી આકારની બને છે. વજની પ્યાલી પર પાંચ દાંતા હોય છે. ફૂલમણિને પાંચ પીળી પાંખડીઓ હોય છે.

ખીજડો શિંબીવર્ગની વનસ્પતિ છે. તેનું ફળ–શીંગ ૪થી ૮ ઇંચ લાંબી, સીધી, પાતળી, નળીઆકાર અને લીસી હોય છે. તે રંગે પીળી ને સૂકાય ત્યારે ભૂરી થાય છે. તેમાં ભૂરો ખાવાલાયક પદાર્થ હોય છે, અને ૧૦થી ૧૫, આછાં ભૂરાં, લીસાં, લંબગોળ બીજ હોય છે. ખીજડો બીજ વડે ઉગાડવામાં આવે છે. તેના ઝાડને જમીનની સપાટી બરોબર કાપી નાખે તો તેની ફૂટ પણ સરસ રીતે નીકળે છે.

યજ્ઞમાં ખીજડાનાં સૂકાં ડાંખળાંનો સમિધ તરીકે થતો ઉપયોગ જાણીતો છે. તેનાં પાન ગણપતિપૂજનમાં ખાસ વપરાય છે. તેનાં ફૂલ મહાદેવ અને દુર્ગાને ચઢાવવામાં આવે છે. શ્રીવલ્લભાચાર્યજીની બેઠકો ખીજડાના ઝાડ નીચે આવેલી હોય છે. વળી ખીજડાના ઝાડમાં ભૂતનો વાસ હોવાની માન્યતા પણ કેટલાક લોકોમાં હોય છે; આથી ઘણા લોકો ખીજડાને કાપતા નથી, એટલું જ નહિ પરંતુ તેને નૈવેદ્ય ધરી તેનું પૂજન કરે છે. સૌરાષ્ટ્રમાં કેટલીક જગ્યાએ ભરવાડ લોકો લગ્નપ્રસંગે વપરાતો માણેકથંભ ખીજડાના લાકડાનો બનાવે છે.

ખીજડામાંથી બાવળના ગુંદર જેવો ગુંદર મળે છે. તેની છાલ ચામડાં રંગવામાં વપરાય છે. છાલમાંથી ટૂંકા મજબૂત રેસા મળે છે અને તેનાં દોરીદોરડાં બને છે. તેની શીંગ તેમજ છાલ ખાવાના ઉપયોગમાં લેવાય છે અને શીંગનું શાક પણ થાય છે. શીંગો તેમજ પાન ઊંટ, બકરાં, ઘેટાં તેમજ ભેંસોને ચારા તરીકે અપાય છે.

ખીજડાનું લાકડું મજબૂત અને કઠણ, પરંતુ ઓછું ટકાઉ હોય છે. તેના એક ઘનફૂટનું વજન ૫૮ રતલ થાય છે. તેનો ઉપયોગ ગાડાં, કૂવાનાં ચક્કર, ફર્નિચર અને ખેતીનાં ઓજારો બનાવવામાં થાય છે. બળતણ તરીકે ખીજડાનું લાકડું બહુ સારું ગણાય છે. તેમાંથી કોલસા પણ સારા બને છે, પરંતુ બળતી વખતે તેમાંથી તણખા ઘણા ઊડે છે.

આયુર્વેદમાં ખીજડાનાં સર્વ અંગ ઉપયોગી ગણાય છે. તેની છાલ તીખી, કડવી, શીતળ, કૃમિનાશક અને પૌષ્ટિક મનાય છે. તે કોઢ, મરડો, ખાંસી, દમ, અર્શ, સ્નાયુઓની ધ્રુજારી, ભ્રમ વગેરે મટાડે છે. ખીજડાનાં પાનમાં પણ છાલ જેવા ગુણ હોય છે. તેની શીંગ તીક્ષ્ણ અને ઉષ્ણ ગણાય છે. તે પિત્તકારક ને નખ તથા વાળને નુકસાન કરે છે. પંજાબમાં ખીજડાની શીંગ બાધક ગણાય છે.

મધ્ય પ્રાંતમાં ખીજડાની છાલ સંધિવામાં વપરાય છે. તેનાં ફૂલનો ભૂકો કરી સાકર સાથે મેળવી સ્ત્રીઓને પ્રસૂતિમાં કસુવાવડ સામે તકેદારી તરીકે આપવામાં આવે છે. વળી તે સાકર સાથે પ્રમેહમાં પણ અપાય છે. ફૂલની રાખ ચામડી પર, વાળ નાબૂદ કરવા માટે ઘસવામાં આવે છે. ખીજડા પર થતા ગઠ્ઠા બાધક ગણાય છે ને તે સંગ્રહણી તથા પ્રમેહમાં વપરાય છે. તેનો સ્વાદ તૂરો હોય છે.

સુશ્રુત તેમજ યોગરત્નાકર સર્પદંશના ઉપાય માટે ખીજડાનો ઉપયોગ સૂચવે છે અને સુશ્રુતે તો ખીજડાની છાલ વીંછીના દંશ માટે પણ ઉપયોગી ગણી છે; પરંતુ કાયસ અને મ્હસ્કરના સંશોધન પ્રમાણે ખીજડાનાં બધાં અંગો સર્પદંશ ઉપર તેમજ છાલ વીંછીના ઝેર ઉપર બીનઅસરકારક જણાયાં છે.

ખીજડાની એક બીજી જાત થાય છે તેને 'બેઠી ખીજડી' કહે છે. તેનું શાસ્ત્રીય નામ 'પ્રોસોપિસ સ્ટેફેનિયાના' (Prosopis Stephaniana, Kunth.).

લોહીનો પ્રવાહ સરળ રીતે અને સતત વહે છે. કેશવાહિનીઓમાં માંસપેશી કે સ્થિતિસ્થાપક તંતુઓ નથી હોતા, પણ તે એપીથેલિયલ કોષોની પાતળી દીવાલની બનેલી છે.

અને આ ધમનીઓ કંઈ રબ્બરની નળી જેવો નિર્જીવ પદાર્થ નથી, પરંતુ દેહના 'જીવન' માટેની ક્રિયાઓમાં સક્રિય ભાગ લેનાર તેમજ શરીરના સ્વાસ્થ્ય અને ચલન માટે અતિ ઉપયોગી એવું અંગ છે. એમના પોષણ માટે દરેક ધમનીને જુદી-જુદી નાની ધમનીઓ હોય છે, એને વાસા વાસોરમ (Vasa Vasorum) કહે છે. વળી તેમની પહોળાઇ અને સંકોચનનું નિયંત્રણ કરવા માટે અતિ ચટપટું એવું જ્ઞાનતંતુઓનું તંત્ર પણ હોય છે.

હૃદયના અને નાડીના ધબકારા જોઈને વિજ્ઞાનદૃષ્ટિવાળાઓનું ધ્યાન તે વિષે વધારે જાણવા તો ઘણાં વર્ષો થયાં દોરાયું હશે. પણ રુધિરાભિસરણની ક્રિયા સંપૂર્ણ વૈજ્ઞાનિક રીતે તો ઇ. સ. ૧૬૨૮માં વિલિયમ હાર્વે નામના અંગ્રેજ દાક્તરે જગત સમક્ષ રજૂ કરી. હૃદય તેની માંસપેશીઓના બનેલા પ-મ્પથી, ધમનીઓ અને કેશવાહિનીઓમાં લોહી ધકેલે છે. ડાબા રુધિરાશયમાંથી લોહી સેકન્ડના બે ફૂટના વેગથી નીકળે છે. ધમનીઓમાં સ્થિતિસ્થાપક તંતુઓ હોવાથી તેની દીવાલો લોહી આવતાં પહોળી થાય છે; પણ ધમનીઓની માંસપેશીઓ લોહી-ના જથ્થાના દબાણથી પ્રત્યાઘાત પામતી હોય તેમ, લોહી પસાર થાય કે તરત જ પાછી આપોઆપ સંકોચાય છે. આમ ધમ-નીઓમાં નિયમિત ને નિરંતર લોહીનો પ્રવાહ વહે છે.

ધમનીઓની શાખા-પ્રશાખાઓ બહુ હો-વાથી, લોહીના પ્રવાહનું ક્ષેત્ર પહોળું અને વિસ્તૃત બને છે. આથી લોહીના પ્રવાહનો વેગ શરીરમાં આગળ વધતાં ધીમો પડતો જાય છે અને કેશવાહિનીઓમાં આવતાં સુ-ધીમાં તો તે અતિ મંદ બને છે. રુધિરાશય-માંથી નીકળતી વખતના સેકન્ડના બે ફૂટના વેગ કરતાં ૬૦૦મા ભાગનો વેગ ત્યાં થઈ જાય છે. એ કેશવાહિનીઓમાં લોહીનો પ્ર-વાહ એક સેકન્ડ સુધી રહે છે. આ એક સેકન્ડ અતિ મહત્ત્વની છે, કેમકે કેશવાહિની-ઓમાંના એ એક સેકન્ડના ભ્રમણ દરમ્યાન જ લોહી પોષણ આપવાની તથા જીવનતત્ત્વ-માં સતત ચાલી રહેલા રાસાયણિક પરિ-વર્તન (જીવનતત્ત્વમાં રહેલા પદાર્થોના ગ્રંથન અને બારમીકરણ Metabolism)ની ક્રિયા-ઓ કરે છે. આ ક્રિયા દરમ્યાન લોહી કેશ-વાહિનીઓની દીવાલની તડમાંથી બહાર નથી આવતું હોતું. લોહી તો ચારે કોર બંધ એવી રુધિરનળીઓ-માં જ ભ્રમણ કરતું હોય છે. પણ કેશવાહિનીઓની દીવાલ અતિ પાતળી હોય છે, ને એ દીવાલ દ્વારા લોહી આસપાસના તંતુઓને પ્રાણવાયુ આપે છે તથા તંતુઓમાં પેદા થએલા કાર્બન ડાયૉ-

નીચે: શરીરમાં લોહીના ફરવાની ક્રિયા સમજાવતી આકૃતિ. એમાંનાં અવયવો, શરીર-માં છે તે રીતે હૂબહૂ નહિ. પણ ક્રિયા સમજાય તે માટે છુટાં પાડીને દર્શાવ્યા છે હૃદય-માંથી નીકળીને શરીરમાં ફરવા જતું લોહી લાલ રંગથી, અને શરીરનો કચરો લઇને પાછું ફરતું લોહી ઘેરા કાળા રંગથી દર્શાવ્યું છે. ફરવાની ક્રિયાઓ તીરના નિશાન વડે બતાવી છે લેખમાં આપેલા વર્ણન સાથે ધીરજથી આ જોવાંથી આખી ક્રિયા સમજાશે. હૃદયના ડાબા ભાગમાંથી શુદ્ધ (લાલ) લોહી ધમનીઓ વાટે ઉપર મસ્તક તરફ અને નીચે પગ તરફ જાય છે, અને ત્યાં છેક છેલ્લા બિંદુ સુધી ફરી વળી, શરીરને પ્રાણવાયુ પૂરો પાડે છે; પછી ત્યાંથી ઝેરી દ્રવ્યો એકઠાં કરી અશુદ્ધ (કાળા) રૂપે શિરાઓ દ્વારા ફરતુંફરતું તે હૃદયના જમણા ભાગમાં (કર્ણિકામાં) આવીને પડે છે. ત્યાંથી જમણા રુધિરાશયમાં થઇને ફેફસાંમાં જાય છે, જ્યાં તાજો પ્રાણવાયુ શોષી શુદ્ધ બનીને હૃદયમાં ડાબીકર્ણિકા-માં આવે છે; અને ત્યાંથી, ફરી પાછી, શરીરમાં ફરવા જવાની ક્રિયા શરૂ થાય છે. પગ તરફથી પાછું ફરતું અશુદ્ધ લોહી હૃદય ભણી આવતાં વચ્ચે ગુરદાઓમાંથી પસાર થઇને થોડી અશુદ્ધિઓ ત્યાં સાફ કરતું આવે છે. એ જ રીતે હોજરી અને આંતરડાંમાંથી પાછું ફરતું અશુદ્ધ લોહી યકૃત (કલેજા)માંથી પસાર થઇને થોડું શુદ્ધ થતું આવે છે.



ક્સાઇડને સ્વીકારે છે. આ સાથે રક્તજલ પણ બહાર આવે છે. એમાં પોષણ દ્રવ્યો ઉપરાંત રોગોત્પાદક જીવાણુઓના હુમલા સામે શરીરને સંરક્ષનારા શ્વેત કણો પણ હોય છે. તંતુઓમાં ઉત્પન્ન થએલાં વ્યય અને વિષદ્રવ્યો કેશવાહિનીઓની દીવાલો દ્વારા પાછા અંદર શોષાઇને લોહીના પ્રવાહમાં ભળે છે. કેશવાહિનીઓના લોહીના એ પ્રવાહમાં લોહીકણો વચમાં અને રક્તજલ બાજુએ હોય છે. આ બધું બારીક ને અટપટું પણ ચોક્કસ કાર્ય આપણા અંકુશ કે ખ્યાલ વગર, રાત અને દિવસ, સતત ચાલ્યા જ કરે છે. લોહીના અભિસરણની આ અદ્‌ભુત ક્રિયાનો જરા ખ્યાલ તો કરી જુઓ!

કોષોનાં વ્યય ને વિષદ્રવ્યો લઈ જવા માટે વળી જુદી જ રુધિર-નળીઓ (Blood Vessels) છે. આ કામ શિરાઓ (Veins) ઉપાડે છે એ શિરાઓનાં ભૂંગળાં પણ ધમનીની સાથોસાથ જ સર્વત્ર પથરાએલાં છે. દરેક ધમનીની સાથોસાથ શિરા પણ હોય જ છે.

શિરા કરતાં ધમનીની દીવાલ જાડી. પરંતુ શિરાની દીવાલ ભલે પાતળી, પણ તેનું મોં ધમની કરતાં પહોળું. દીવાલની સ્થિતિસ્થાપકતા ઓછી હોવાને કારણે શિરા ખાલી હોય ત્યારે સંકોચાએલી રહે છે, જ્યારે ધમની તેમ નથી રહેતી ધમની કરતાં શિરાઓનું કાર્ય અઘરું છે. માણસ ઘણુંખરું ઊભી સ્થિતિમાં રહે છે. આથી ધમનીઓને તો લોહીનો પ્રવાહ નીચે લઇ જવો સુગમતા ભર્યો છે. પણ શિરાઓને તો નીચેથી લોહી ઊંચે હૃદયમાં લાવવાનું હોય છે. તેને ગુરુત્વાકર્ષણ બળનો સામનો કરવાનો હોય છે. શિરાની દીવાલમાં ચીકટ રેષાદાર તંતુઓ (Fibrous Tissues) હોવાથી તે ધમની કરતાં પણ મજબૂત છે. વળી શિરાઓમાં એવા પડદા પણ હોય છે કે જેના બંધ થવાથી ઊંચે જતું લોહી પાછું પડતું નથી. મુખ્ય શિરાઓ માંસપેશીઓના થરની વચમાં ગોઠવાએલી હોય છે. આથી માંસપેશીઓ સંકોચાય ને ઢીલી થાય ત્યારે શિરાઓ દબાય. પછી પેલા પડદાઓને લીધે લોહી પાછું નથી જતું હોતું પણ એમ દબાવાથી આગળ અને ઊંચે જાય છે

## શિરાઓ

શિરાઓનું કાર્ય અશુદ્ધ લોહી હૃદયમાં લાવવાનું છે. નાની નાની શિરાઓ મોટી શિરાઓમાં ભળી, છેવટે હૃદયમાં ઊઘડે છે. શરીરના નીચલા ભાગનું અશુદ્ધ લોહી હૃદય ભણી આવતાં વચમાં ગુરદા (Kidney)માં પસાર થાય છે, જ્યાં લોહીમાં સમાએલાં વિષ અને વ્યય દ્રવ્યો (Nitrogenous Products) દૂર થાય છે આવી રીતે શુદ્ધ થએલું, છતાં અશુદ્ધ રહેલું લોહી અધઃ મહાશિરા (Inferior Vena Cava)માં ઠલવાય છે. આંતરડાં અને હોજરીનું અશુદ્ધ લોહી શિરાઓ દ્વારા કલેજામાં જાય છે, જ્યાં શિરા કેશવાહિનીઓમાં પથરાઈ ગએલી હોય. તે વળી પાછી એકઠી મળી, યકૃતિ શિરા (Portal Vein) બની, અધઃ મહાશિરામાં જઈ મળે છે મગજ, ગરદન, ધડ અને શરીરના ઉપલા ભાગનું અશુદ્ધ લોહી શિરાઓ દ્વારા વહેતું વહેતું ઉત્તરા મહાશિરા (Superior Vena Cava)માં મળે છે. અને પછી અધઃ મહાશિરા અને ઉત્તરા મહાશિરાઓનું અશુદ્ધ લોહી જમણી કર્ણિકામાં ઠલવાય છે. આમ, લોહી હૃદયમાંથી નીકળી, ધમનીઓ અને નાની ધમનીઓ દ્વારા આખા શરીરમાં ભ્રમણ કરી, કેશવાહિનીઓ દ્વારા દેહના અણુઅણુને એ જીવન-જળથી તરબોળ કરે છે; અને ત્યાંથી ઝેરી વાયુઓ તથા વિષ અને વ્યયનાં દ્રવ્યોથી અશુદ્ધ બનેલું લોહી શિરાઓ દ્વારા હૃદયમાં પાછું આવે છે. આ થયું દેહાંગ (Systemic) રુધિરાભિસરણ.

**પ**ણ આ ઉપરાંત એક બીજું નાનું ફુફ્ફુસાભિસરણ પણ છે. આ સમજવા માટે હૃદયનું કાર્ય જાણવું જરૂરી છે. શરીરનું અશુદ્ધ લોહી બે મોટી શિરાઓ દ્વારા, ઘડીભર માટે પહોળી થએલી જમણી કર્ણિકામાં આવે છે. કર્ણિકા ભરાઈ જાય એટલે રુધિરાશયના પડદા ખુલે છે, ને લોહી જમણા રુધિરાશયમાં આવે છે. આનું સંકોચન થવાથી પેલા પડદા બંધ થાય છે અને સાથોસાથ ફુફ્ફુસધરા-ધમનીમાં લોહી દાખલ થતાં અર્ધચંદ્રાકાર પડદાઓ ખુલે છે. અહીં એક મહત્ત્વનો ફેરફાર નજરે પડે છે. આખા શરીરની બધી જ ધમનીમાં શુદ્ધ લોહી વહેતું હોય છે, પણ આ ફુફ્ફુસધરા ધમની એકલી જ અશુદ્ધ લોહી જમણા રુધિરાશયમાંથી ફેફસાંઓમાં લઈ જાય છે. ફેફસાંઓની પાતળી દીવાલોના જાળામાં એ અશુદ્ધ કાળું લોહી પોતામાંનો કાર્બન ડાયૉક્સાઇડ બહાર ફેંકી દઇ, શ્વાસમાં પુરાયેલી હવામાંનો પ્રાણવાયુ શોષી લઈ, શુદ્ધ બને છે. આ આપ-લેની ક્રિયામાં એક સેકન્ડ સમય વીતે છે.

શુદ્ધ બનેલું લોહી ફુફ્ફુસધરા-શિરા દ્વારા ડાબી કર્ણિકામાં પ્રવેશે છે. શરીરમાં આ એકજ શિરા એવી છે કે જે શુદ્ધ લોહી લઈ જાય છે. એ કર્ણિકા ભરાઈ જતાં ફરી પડદા ખુલે છે અને ડાબું રુધિરાશય ભરાય છે. સેકન્ડના વિભાગોમાં ડાબું રુધિરાશય સંકોચાય છે અને ત્રણ ઔંસ જેટલું લોહી મહાધમનીમાં ધકેલાય છે. મહાધમની એ ડાબા રુધિરાશયમાંથી જ ઉગમ પામે છે. મહાધમનીમાં લોહીનું દબાણ રુધિરાશય કરતાં વધવાથી તેમની વચ્ચે આવેલા અર્ધચંદ્રાકાર પડદા બંધ થાય છે. રક્તવર્ણું શુદ્ધ લોહી લઈ જતી ધમનીઓમાં મહાધમની (Caroted Artery) પહોળામાં પહોળી છે. આ સ્રોતમાંથી શુદ્ધ લોહી, ધમનીઓ નાની ધમનીઓ અને છેવટે બારીક કેશવાહિનીઓમાં જઇ દેહનાં રૂંવે રૂંવે પહોંચે છે.

લોહીનું આ બધું ભ્રમણ શરીરમાં આશ્ચર્યજનક ઝડપથી થાય છે. હૃદયમાં તો લોહીનું ભ્રમણ દોઢ સેકન્ડમાં પૂરું થાય છે. હૃદય ફેફસાં અને હૃદયના રુધિરાભિસરણમાં પાંચથી સાત સેકન્ડ વીતે છે. પણ દેહાંગ રુધિરાભિસરણમાં વ્યતીત થતો સમય લોહીના જથ્થાના પ્રવાહ ઉપર તથા તે જે માર્ગ ગ્રહણ કરે તે ઉપર અવલંબે છે. શરીરમાંની અસંખ્ય ધમનીઓની લંબાઇમાં ફેરફારો હોવાથી લોહીના બિંદુના ફરી વળવાનો સમય પણ જુદો જુદો હોય છે.

શરીરમાં લોહીના કુલ જથ્થામાંથી ૩૦ ભાગ મોટી ધમનીની શાખા દ્વારા હૃદયની માંસપેશીઓમાં ફરે છે આ ટૂંકુ ભ્રમણ ત્રણથી ચાર સેકન્ડમાં પૂરું થાય છે. પેટ, પગ ને છેક પગની આંગળીઓમાં ફરતા લોહીના બેવડા ભ્રમણમાં અઢાર સેકન્ડ જાય છે. એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે લોહીના ટીપાને શરીરમાં ફરી વળતાં (એટલે કે ડાબા રુધિરાશયમાંથી નીકળી, આખા શરીરમાં થઈને જમણી કર્ણિકામાં આવતાં સુધીમાં) ½ અને ¾ મિનિટ વચ્ચેનો સમય, એટલે કે હૃદયના પચીસથી ત્રીસ ધબકારા જેટલો સમય, લાગે છે. તાવ કે શ્રમને અંગે જ્યારે હૃદયના અને નાડીના ધબકારા વધે છે ત્યારે લોહી બેવડી ઝડપથી ભ્રમણ કરે છે. રુધિરાભિસરણ દરમ્યાન, આખા દિવસમાં લોહીના કણ સરાસરી ત્રણ હજાર આંટા મારે છે.

**શ**રીરની બધી રુધિરનળીઓ જ્ઞાનતંતુઓના નિયંત્રણ (વાસો મોટર Vaso motor)ને તાબે છે. આ જ્ઞાનતંતુઓનું નિયમન મગજના નીચલા ભાગમાં આવેલા મેડુલા આબ્લોન્ગેટામાં આવેલા વાસો મોટર સેન્ટર નામનાં બે કેન્દ્રો કરે છે. એ જ્ઞાનતંતુએ રુધિરનળીઓની પહોળાઈ તથા સંકોચન પર કાબૂ ધરાવે છે અને આ રીતે રુધિરપ્રવાહને વ્યવસ્થિત અને નિયમિત રાખે છે. રુધિરનળીઓ શહેરની ગટરો જેવી છે, જે હમેશાં ભરેલી નથી રહેતી પણ તેમાંની મોટા ભાગની થોડાઘણા લોહીથી ભરાએલી રહે છે. ધમનીએની માંસપેશીઓ સુદૃઢ સંકોચન દશામાં હોય છે. પ્રેરક જ્ઞાનતંતુઓ (Motor Nerves) ધમનીની પહોળાઇને (અનુ. પૃ. ૪૪૫મે)

ચંન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા

# બાંધ ગઠરિયાં



સુરતની મોહિની તો જોઈ. પણ માબાપ કંઇ યાદ આવે છે ખરાં? દીકરાનાં આઠાં સાંભેલાં નીકળે, નાટકો ...ઈનામો જીતે, સસરાજી જમાઈ તરીકે પસંદ ...ે, એ જોવા-જાણવાનું માબાપને મન નહિ ...તું હોય? થાય, પણ શું કરે? સારું જ થયું કે હું સુરત ગયો. નહિ ...ા ભણવાનું ચુંથાઈ જાત.

પંદરથી બિરતાલિશ પર પહોંચ્યા પછી સાઠને પગારે ચિમન...ાલની અમદાવાદ બદલી થઇ. ને કહે છે કે, જ્યારે વડોદરેથી માબાપ ...મદાવાદ ગયાં ત્યારે આખું કારખાનું અમદાવાદ ઊપડ્યું હતું.

પહેલી રજા પડતાં જ અમદાવાદ ઊપડ્યો. એ જ પાછો બપોરનો ...ાટ. બપોરે બેઠા કે રાતે અમદાવાદ. અગાઉથી કાગળ લખેલો, એટલે ...ાંજે પાંચ વાગ્યે વડોદરાને સ્ટેશને ડાભઇ, મેલભાઈ, લલ્લુશંગ, ...ારાર, શંકરિયો, ગુલાબ નબી બધા જ સ્ટેશન પર કંઈ ને કંઈ લઇને ...ાજર થઈ ગયા હતા. ઍંજિનને ડાબે હાથે પેલા ટાંકીના પંપ-ઍંજિન ...ર હવે ડાભઈ કામ કરતો હતો. ડાભઇ કહે કે ત્યા ચાલો. બધા ...યાં હીંડ્યા, અમે માયા-મમતાના અવતાર જેવા એ કલીમેનો અને ...ાયરમેનોની હુંગાથે ઊમળકા ભરીભરી ચાપાણી પીધાં.

'તે બાબુભાઇ, તમે એટલું ભણ્યા?'

'હેં બાબુભઈ હવે મોટા સેઠ થઈ આવવાના કે નહિ?'

'ના, આ...તો ઓ; બાબુભઈ તો થવાના, મોટા બાલીસ્ટર; ને ભૈ?'

બાબુભાઈનું મન જાણતું હતું કે કેમ ભણે છે! પણ સવાલો પૂછી ...છી નવડાવી નાખ્યો. ગાડી ઊપડતાં પાછા ડબ્બા પાસે આવ્યા ...યાં તો 'એક દી રહી જાઓ;' અને પછી 'તાં બધાને બોલાવજો; બાને ...ાલાવજો, ને મોટાશેઠને સલામ કે'જો, હું બે.' ના બોલ સાથે ચેવ...ાનાં પડીકાં બંધાવ્યાં. વ્હિસલ પડી ને 'આવજો, આવજો' થઇ રહ્યું. ...ર અમને હંભારતા રહેજો, અમને ઢપૂચા ભૂલી ન જતા; બહુ મોટા ...ાઓ તો યે હંભારતા રહેજો.'



ત્રીસંત્રીસ વરસ પહેલાં બોલાએલા એ શબ્દો કાળજે કોતરાએલા ...ા. 'મોટા' તો કોણ જાણે; અને જે થયો હઈશ તે તમારાં જતને. ...ણ જે છું તે, અને જ્યાં છું ત્યાં, એ જીવી અને રૂખી, બાધર અને ...ુડાર, કોઇને ભૂલી શક્યો નથી, ભૂલી શકીશ પણ નહિ. સુરતની ...હેર કદાચ ભુંસાશે, પણ વડોદરાની વ્હાલપ કદી નહિ ભૂલાય.

એમના અવાજો સંભળાતા પૂરા ન થયા ત્યા તો 'ફાસ્ટ', કારખાના આગળ થઈને અમારી પેલી જૂની બંગલી પાસેથી પસાર થયો. એ કૅબિન, ઘોડા પલંગવાળો ફાટકનો એ દરવાજો, પલકારમાં પસાર થઈ ગયા. ચીસો નાખતું ઍંજિન અમદાવાદ તરફ દોડ્યું જતું હતું.

અમદાવાદમાં ખાડિયામાં બાલા હનુમાન પાસે પુષ્કર્ણીની પોળમાં માબાપે એક ઘર ભાડે રાખ્યું હતું, ત્યાં મેં પહેલું અમદાવાદ જોયું. ત્યાંથી મારા બાપુજી ચાલતા રેલવે સ્ટેશનની સામી બાજુ આવેલી ઑફિસમાં નોકરીએ જાય. પ્લૅટફૉર્મ ઉપરથી પેલી બાજુ ઊતરી પડો એવા તમે એ ઑફિસમાં જ પહોંચો. આજે પણ રેલવેનું એ અંધારિયું, કહેવાતું 'ઇન્સ્ટીટ્યૂટ' છે ત્યાંના કારખાનામાં તો બહુ વાર જવાનો પ્રસંગ આવ્યો નહિ, પણ એક હિંમતલાલ જોષી કરીને ડાકોર-ઉમરેઠના રહેવાસી સાથે ઓળખાણ થઈ. એ આમ તો ફાયરમૅન, એટલેકે કલીમૅનથી જરા વધારે. ત્યારે દશેક આના રોજ લેતા હશે, પણ ગુજરાતી ભાષા ઉપર કાબૂ સારો. અને 'ઑફ' હોય ત્યારે અમે ફરવા જઈએ. શહેર જોઈએ, સાબરમતીમાં થતી માછલીઓવાળી નાની છીપલીઓ રૂમાલમાં ઘેર લાવી, પાણીમાં રાખી મૂકી, માછલીઓને બહાર આવવાની રાહ જોઇએ!

એ શંટિંગમાં હોય ત્યારે એની સાથે અમે ઍંજિન પર સાબરમતી જતા. રેલવેની ભાષામાં કહું તો એનું નામ 'હિંમતલાલ જી.' ભલે ફાયરમૅન, કાળો મસોતા જેવો લૅંઘો અને શર્ટ પહેરી કે લસા નાખે, પણ 'ચન્દ્રકાન્ત'નો ગ્રન્થ એને આવડે;—એટલેકે એમાંનાં દૃષ્ટાંતો લગભગ બધાં જ મોઢે! અને વાતવાતમાં વારંવાર કહે કે 'ચન્દ્રકાન્ત' ઈચ્છારામ દેસાઈનો લખેલો ગ્રન્થ નહિ, પણ ડાકોરમાં એના—એટલેકે બંનેના—ગુરુમહારાજ છે તેની પ્રસાદી છે. ચોથો ભાગ આખો લખેલો એમની પાસે પડ્યો છે, એમ પણ એ કહેતા. આપણે ત્યારે પંદર-સોળ વરસના, એટલે આ ભાંજગડમાં બહુ ઊંડા ઊતરેલા નહિ. એ વખતે ગુજરાતભરમાં પંકાએલી 'મણિકાન્ત'ની ગઝલો બધી એને મોઢે:

> કપૂરી પાન પૂનાનું, સમારી સાફ મેં કીધું,
> કળીના કેસરી ચૂના મહીં મેં ચોપડી દીધું.

ત્યાંથી શરૂઆત કરે, તે આખી 'નિભાંગી નિર્ગળા'ની કવિતા બોલી જાય. એ ઢબ પર એણે પોતે કવિતા લખેલી, તે પણ અમે વાંચતા. આ ઉપરાંત એ વળી હસ્તરેખાઓ જોતો. ત્યારે એણે મારો હાથ જોઇને જિંદગીને સાત ભાગમાં વહેંચી, સાત સાત વર્ષનું ભવિષ્ય લખી આપ્યું હતું, ને તે મેં વર્ષો સુધી સાચવી રાખ્યું હતું એમાંની કેટલીક વાત ખરી પણ પડી. ઘણી ખોટી પણ પડી. વહુ એણે બે લખી હતી, ને ભાગ્યોદય ૨૮મે વર્ષે બતાવ્યો હતો. ખરું સુખ બીજી વહુથી છે, ને એનાથી પાંચ સંતાન થવાનાં છે એમ જણાવ્યું હતું!

પોતે પાછો ફોટોગ્રાફી પણ કરતો અને અમારા કુટુંબના ફોટા પાડ્યા હતા. ત્યારે મેં ચશ્મા નવોસવો લીધો હતો, ને ફોટામાં

ચડવા તેજને લઈને બરાબર આવે નહિ એટલે ડગલાના બહારના


હિંમતલાલ ફાયરમૅન સાથે

ખિસ્સામાં ચડ્યાં ચડ્યાં બહાર દેખાય એ રીતે ગોઠવી માથે ફેરો. પણ એણે પાડ્યો હતો. લાંબા વખત સુધી અમે પત્ર વ્યવહાર ચાલુ રાખ્યો ને એમાં એ વારંવાર કવિતાઓ લખતો. મારું વાચન વધતાં એની ઘણી કવિતાઓ બીજાની જ હોવાનું જણાઈ આવેલું.

અમદાવાદમાં કંઈ બહુ ગમ્યું નહિ. અને બે કે ત્રણ જ રજાઓ ત્યાં ગાળવાની થઈ. વડોદરાના ક્લીનરોમાંથી ફાયરમેનો થએલા તે અમદાવાદ ગાડી લઈ આવતા-જતા તે મળ્યા કરતા, એટલું જ. બેક જ મહિનામાં ત્યાંથી પાછી બદલી થઈ. તે દરમ્યાન મારી બહેન સુમન ત્યાં ખાડિયામાં ભણી. ત્યાં એને ગોટીની શેરીમાં રહેતા રા. ઠાકોરલાલ પ્રમોદરાયની છોકરીઓ સાથે નિશાળમાં ઓળખાણ થઈ એમના ઘરની બાજુમાં જ કેશવલાલ ધ્રુવ સાહેબ રહેતા એની મને ત્યારે કશી ખબર નહોતી.

'સિટી' એટલે 'સ્મશાન!' ઇંગ્લંડ અમેરિકામાં સિટી એટલે ગમે તે ખ્યાલ હોય, પણ બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવેના વહીવટમાં 'સિટી' એટલે 'સ્મશાન' એવો અર્થ નીકળે છે! ગુજરાતમાં જ્યાં શહેરો છે ત્યાં 'સિટી' નથી. સુરત, ભરૂચ, વલસાડ, આણંદ, અમદાવાદ 'સિટી' નથી. પણ જરા ઓછી વસતિવાળા પ્રદેશમાં ગયા કે ત્યાં 'સિટી' જોવા મળે. ક્યાંક જંક્શન હોય તો એને જુદું પાડવા 'સિટી' બનાવવામાં આવે: જાણે 'સિટી'માં જંક્શન હોઈ જ ન શકે! કોટા, રાજકોટ વગેરેનાં 'સિટી' જુદાં અને જંક્શન જુદાં. પણ 'ગંગાપુર સિટી' અને 'હીંડોન સિટી' નામ વાંચીને જો તે જોવા ઊતરી પડ્યા તો રખડી મૂઆ જ સમજવા!

ગંગાપુર સિટી જયપુર સ્ટેટનું ગામ તે કોટા કરતાં ભરતપુર-આગ્રાની વધારે પાસે. સવાઈ માધોપુરથી મેલનું પહેલું મથક. ગામ સ્ટેશનથી ખાસ્સું દૂર. જેમ એ પ્રદેશમાં રેલવેને, લશ્કરી હિસાબે બંધાયલી હોવાથી, જાણી જોઈને ડરના માર્યા શહેરોથી દૂર જ દોડાવવામાં આવે છે એમ. અહીં સિટીમાં એંજિનોનો મોટો તબેલો, અને 'અરધિયાઓ' માટે પથ્થરના બાંધેલા પચાસ સાઠ બંગલા. એ બાજુ પથ્થર પુષ્કળ, એટલે કૉન્ટ્રાક્ટરોએ મફતિયા પથ્થરે એક જ બીબામાંથી તાબડતોબ ઊભાં કરી મૂકેલાં. ખાસ્સી પડતર જમીન અને સરંજામ સસ્તા, છતાં રેલવેનાં 'ક્વાર્ટર'નો આકાર એક જ, કદ એ જ, તકલાદીપણું સરખું જ! પછી એ ચોખંડું ઉત્તર દક્ષિણ કે પૂર્વ-પશ્ચિમ ગમે તેમ ઊભું કરવાનું હોય, તોપણ એમાંનાં બારી કે બારણાં જેમ મુકરર હોય તેમ જ રાખવાનાં! રેલવેના ઇજનેરોને પવન કે સૂરજ સાથે કશી વ્યવહાર હોતો જ નથી. ભલે મેરૂ ચળે, ગંગા ઊલટી વહે, સૂરજ પશ્ચિમે ઊગે, પણ જો ભીંતમાં એક જ બારી નક્કી હોય તો એમાં બે ન થઈ શકે તેમ તે અવળી દિશાએ આવતી હોય તો સવળી દિશાએ ન આવી શકે, તે ન જ આવી શકે.

'અરધિયાઓ' માટે એવા પથ્થરના 'બંગલા,' ને દેશી આદમીઓ માટે ફૂસના ઝૂંપડાં. ઘાસની એવી એક લાંબી ચાલ; એમાં સાત કુટુંબો રહે. બબ્બે બંડના બ્લૉક. પહેલા બ્લૉકમાં અમારું ઘર, ને છેલ્લા બ્લૉકમાં રેલવેની નિશાળ એનું નામ 'ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ.' અમારા ઘરથી ચાર ડગલાં દૂર સ્મશાન. છાતી સામે રેલવેનો પાટો, જરા આઘે કારખાનું, અને સ્ટેશન પાટે પાટે પોણોએક માઇલ દૂર! અમદાવાદથી બદલી થઈને 'ડિસ્ટ્રિક્ટ લોકો ઑફિસ'ના ચીફ ક્લાર્ક તરીકે મારા બાપુજી અહીં આવ્યા, અને રજાઓમાં હવે મારે અહીં આવવાનું થયું. પગાર વધ્યો, એટલે હવે સેકન્ડ ક્લાસનો પાસ મળવા લાગ્યો, અને મુસાફરી જરા ઠસ્સાથી શરૂ કરી.

પહેલી વખત ગંગાપુર ગયો ત્યારે એકલો જ ગયો. પણ બાપુજીએ સવારે રતલામ-નાગદા પર, અને બપોરે કોટા પર ચાપાણી તથા ખાવાની બધી ગોઠવણ કરાવી રાખી હતી. પંજાબ મેઇલમાં (એટલે કે આજે જે ફ્રન્ટીયર મેઇલ કહેવાય છે તેમાં) પહેલીવારની મુસાફરીએ મન જરા મુદિત થએલું. જે ચાલે એ ચાલતો તેને 'ઘણી જ ઝડપ' ધારી ગાડીની કીર્તિ મનમાં વધાર્યા કરતો. વડોદરે ફ્રન્ટિયરે બેઠીને પણ જે ધમધમાટ કરતી ગાડી જોવા બેસતો તે આ 'મેલ'.

ગંગાપુર સિટીમાં 'અરધિયાઓ'નું જ રાજ. રેલવેમાંના ગોરા-કાળાના ભેદનું મને અહીં બરાબર ભાન થયું. આ 'અરધિયા', તે નહિ પૂરા હિન્દી, નહિ પૂરા અંગ્રેજ, છતાં એમની તુમાખીનો પાર નહોતો. એમના ડોળનો હિસાબ નહોતો. મેલા, ગંદા, ગંધાતા, અમને જોઈ સુગાતા, છાકમાં ફરતા, પોતાની જાતને ચડિયાતી માનતા, મોટાઈમાં મરી રહેતા એ જોન્સ, ડિક, ફુલ્ફ, મેલોન, ડીમેલો, ડીકુઝ, હલન, ગૉમી, લૅન્ગ્લી, રીચાર્ડ, બધા જ સરખા. માંહોમાંહે લડે, અદેખાઈ પણ એટલી, દેવું પણ એટલું, પણ શેખીમાંથી હાથ ન કાઢે.

'કાલા આદમી'ની સામે સૌને એકસરખી સૂગ, સૌનાં નાકનાં ટીચકાં એકસરખાં ઊંચાં. એમનો રસ્તો જુદો, બંગલા અલાયદા, ટેનિસ કોર્ટ નોખાં, કો-ઑપરેટિવ સ્ટોર અલગ. એમનાં 'ઇન્સ્ટીટ્યૂટ'માં પગ ન મુકાય. અને એ સગવડ એમને રેલવે આપે! ત્યારે તો રેલવેમાં એમનાં કમ્પાર્ટમેન્ટ પણ જુદાં નહોતાં રહેતાં? કાઠિયાવાડની ગાડીમાં ભંગીનાં જુદાં રહેતાં હતાં તેમ!

ત્યારે મુંબાઈ આવતો મેઈલ સાંજે પાંચ વાગ્યે ગંગાપુર આવતો અને એ કહેવાતા 'સિટી'ના લોકો ત્યાં ફરવા આવતા. કોઈ બરફ લે તો કોઈ પાન લે; કોઈએ કંઈ મંગાવ્યું હોય તો તે ત્યાં લઈ, ફરી ઘેર જાય. ત્યારે આ સાહેબો પણ પોતાની મડમડીઓને લઈને ફરવા આવતા. ઠસ્સાથી ચાલે, આગળપાછળ એમનાં કૂતરાં દોડે, અને કલાક દોઢ કલાકનો મેળો કરી પાછા જાય.

જંગલમાં સિટી, એટલે કાળા આદમીઓ પણ એમ જ કરતા. એ બાજુનાં ઘણાં સ્ટેશનો જ્યાં એકબે ગાડી દોડતી હોય, ને તે પણ સુભાગ્યે સાંજે પહોંચતી હોય, તો બિચારા દેશનિકાલની સજા ભોગવતા રેલવેના નોકરોનું આરામસ્થાન સ્ટેશન બનતું. બાગ કહો, સિનેમા કહો, દરિયો, ચોપાટી, બજાર, ચોક, ચબૂતરો, ચોરો જે કહેવું હોય તે કહો. એ એક સાંજનો ખેલ. છાપું ટપાલ પણ લેવાય, કોઈ ઓળખીતા મળી જાય તો ખબરઅંતર પણ પુછાય, અને નહિ તો બે નવાં મોઢાં જોવાય, એમ જીવ બહેલાવી ઘેર ભેગા થતા.

બાપુજીએ દસબાર વરસ ત્યાં કાઢ્યાં. દરમ્યાન વરસમાં બે ત્રણ વાર તો ત્યાં જવાનું બનતું જ. ઉપરાંત લાંબી રજાઓમાં રતલામથી દિલ્હી સુધીનો આખો 'ડિસ્ટ્રિક્ટ' અમારા બાપનો. એટલે નાનપણમાં જેમ વડોદરેથી ડાકોર અને વચવાગાંતરીમાં ડભોઈ, તેમ હવે ગંગાપુરથી દિલ્હી કે આગ્રા, ને આ બાજુ કોટા, રતલામ,

ખૂંદી વળીએ. બયાના, સિકી, સવાઈ માધોપુર, અને મથુરાનો ખૂણેખૂણો યાદ! ગુડ્ઝમાં જઇને મેલમાં પાછા, યા મેઈલ હાંકી જઇને પૅસેન્જરમાં પાછા, એમ ચાલ્યા જ કરે. સિટીમાં શાકભાજી-ના વાંધા, એટલે ઘણીવાર તો મથુરા-આગ્રા શાક લેવા પણ ઊપડી જઇએ. માઇલે માઈલનું નદીનાળું, ગરનાળું મોટું. ને વળાંક આગળ ગાડી જરા ધીમે કરી પળ દોડાવવાની મઝા પણ લીધેલી.

ખરું હતું એ ગંગાપુર સિટી. પચરંગી લોક ત્યાં એકઠું થયું હતું. કચ્છના ડૉ. વછરાજની ત્યાં હતા. કાઠિયાવાડી તો બહુ નહિ, પણ અમદાવાદ, ગોધરા, આણંદ, વડોદરાના પટેલ ભાઈઓ અને સુરત વલસાડ, તેમજ બેત્રણ ગામડેથી પણ ઘણા અહીં નોકરીએ ફેરબદલીએ ચડી આવ્યા હતા. સુરતનું પ્રમાણ વધારે હતું. બધા જ 'લોકો' ખાતામાં, એટલે કે ઍન્જિન ખાતામાં. ટ્રાફિક ખાતામાં ફક્ત એક વાર એક માસ્તર ચડી આવેલા; બાકી ત્યાં બધા ભૈયાજી. આગ્રા, કાનપુર, દિલ્હી, બયાના એમ ઉત્તર હિન્દના. પણ સારા દાગીના હતા. ઇન્દોર ઉજ્જૈનનાં મહારાષ્ટ્રીય કુટુંબ પણ હતાં. અને દેશાવરમાં બધા સારી રીતે હળતા મળતા, જમણવાર કરતા, પૂજા કથા કરાવતા, અને રવિવારે, કંઇ ન હોય તો, આ બળતા પ્રદેશમાં ભાંગ ઘૂંટીઘૂંટી પીતા.

બાપુજીના પહેલા ઍસિસ્ટંટ ગણેશરાવ ભારે ભક્ત માણસ; પણ બીજા એક મહારાષ્ટ્રીય ભાઈ સપ્રે તો અત્યંત કુશળ મૂર્તિ; જમાનો સમજીને ચાલનાર અને અનેક ટુચકાઓનો જાણકાર. સાંજ પડ્યે સ્ટેશન પરથી પાછા ફરતા જિમ, જેનિંગ્સ સાથે એને કંઇ ને કંઈ ગુસપુસ કરવાની હોય જ. ઘણા વખત સુધી આ ગુસપુસ મારાથી ખાનગી રાખવામાં આવી હતી, પણ મારામાં વિશ્વાસ બેઠા પછી એણે મને કહી હતી.

એ સપ્રે દાદા 'ચારધિયાઓ'ને વ્યાજે પૈસા ધીરતો. સાંજને પહોરે અંધારું થતાં એ લેવડદેવડ ચાલતી. ધોળે દિવસે તેમ કઢાડી રીતે પૈસા માગતાં એમના મોભામાં ખોબા પડે, એટલે છાનુંછપનું પતાવતા. ચોપડા કાગળ કંઈ નહિ, પણ પગારને દિવસે પગાર કર-નાર માસ્તર સાથે સારું રાખી બારોબાર મૂડી મેળવી લેતા એવા એ સાહેબો. દેવાં વધતાં ગયાં તેમ તેમના તોર પણ વધતા ગયા. 'બ્લડી' બોલ તો, આપણે વાતવાતમાં 'સાળો' શબ્દ બોલીએ છીએ એનાથી દસ ગણો, વાક્યેવાક્યે—કે કહો શબ્દેશબ્દે આવે! એ લોકોની ભાષા જ જુદી. હિન્દુસ્તાનીમાં તો 'હમ જાતા હૈ. તૂ આતા હૈ? તુમ અંધા હૈ; બોલતા કયું નહિ; હમને દેખા, તુમને નહિ દેખા; મેમ સાબકુ બોલો; બંગલે પર જાઓ; કુત્તેકુ લાઓ, એટલું જ. ને પછી લાંબું ન ચાલે તો 'તુમ બ્લડી ફૂલ હૈ' એટલામાં બધું પતી જતું.

પણ એ તો કાલે લોકની—એમને મન 'ફોરીન લૅંગ્વેજ;' એટલે એ તો બરાબર. પણ એમની 'મધર ટંગ' પણ પૂરી પાધરી બોલે ખરા કે નહિ? આમ એમનો કોઇ પ્રાંત નહિ. મુંબાઈ, અલ્લાહાબાદ આગ્રા, ઝાંસી, ઈગતપુરી; મહુ, કાનપુર વગેરે એમનાં થાણાં. કન્યા શોધવા ત્યાં દોડે, અથવા ત્યાંથી નાનેમોટે સ્ટેશને કન્યા ફરતી ફરે. પણ ભાષા તો અંગ્રેજી બોલે ખરા કે નહિ? ના, નહિ જ.

'હી સેઝ, બ્લડી; યૂ ગો ફોરટીન ડાઉન; આઈ સેઝ ગો ટુ હેલ. મી નૉટ ડુઈંગ નથીંગ. બ્લડીડી ગેલો (એટલે D.L.O. -ડિસ્ટ્રિક્ટ લોકો ઑફિસર) સૅંકશન નો બ્લડી લીવ. ઍમ ગોઇંગ બ્લડી સિક.' એટ-લામાં વળી મડમ બહાર નીકળી યા ભટકાઈ પડી તો 'યૂ કમિંગ મેરી? ઍમ ગોઇંગ સ્ટોર; ટુ હેલ વિથ બ્લડી સર્વંટ; વી ગેટિંગ બડ-માસિસ; રીફ્યુઝ ટુ નો વર્ક;' આ એમની ભાષા.



ડયૂક ઑવ કૅનૉટ જાણે ક્વીન વિલ્હેમિનાને હાથ પકડી દોરવી જતો હોય તેમ, છાતી કાઢી, એન્જિને વેરેલી કોલસીના નાના ઢગ આગળથી, મોઢેથી વ્હિસલ મારતો. મેમ સા'બને લઇ જાય. એવે ટાણે સપ્રેદાદા જે રીતે અમારી સામું જોઈ આંખ મારતો. તેમાં તો આખું એ બંનેનું જીવન-પ્રકરણ પઢાવી દેતો.

મુસાફરીમાં સપ્રેદાદા હોય ત્યારે દુહા કવિત અને કિસ્સાઓ ઉપરાંત આ ચરધિયાઓના જીવનવ્યવહારના કિસ્સાઓ સંભળા-વતો. જેનિંગ્સે ઘરડી માને કાઢી મૂકી હોય, તો જૅંગીએ પોતાની પરણેતર ફ્લોરાને છાડી દીધી હોય, અને બીજીને કોઇના ઘરમાંથી ભગાડી લઈ આવ્યો હોય કોઇ વળી હિલ સ્ટેશને એમનાં બચ્ચાંઓ માટે ખાસ બંધાએલી નિશાળમાં ભણાવવી હોય ત્યાંથી કોઈની વહુના નામે પાસમાં અહીં પારકે ઘેર હવાફેર કરવા આવી હોય, તો કોઈ ઈથલ રીચલની નિરાધાર હાલતનું બયાન હોય. એકંદરે એમના જીવનમાં કારુણ્ય જ હોય.

પણ એમને કારખાનામાં જુઓ તો વાઘ; ઍન્જિન પર જુઓ તો વરુ. દેશી ફાયરમૅન; ક્લીનૅન યા ઑઇલર હાથમાં આવ્યો તો પીંખી જ ખાય. ગાળો દે, ધાંટા પાડે, મારે, જીવ લે. 'બ્લડી, સ્વાઈન, સ્ટુ-પિડ, ઇડિયટ, નીગર, ડૅમ કે બડમાશથી જ વાક્ય પૂરું થાય. વળી નવા શિખાઉઓ 'સૈતાનકા બચ્ચા'થી બોલાવે.

રેલવેના પાટાની એક બાજુ એમના બધા બંગલા, બીજી બાજુ કારખાનું અને 'બાબુજી'ઓના ક્વાર્ટર્સ. ફક્ત અમારી ફુસના ઘાસની ચાલ એમની બાજુ. ને પણ એમને ખૂંચી. લખાણો કર્યાં, ઑફિસ-રોના કાન ભંભેર્યા, નાતાલમાં એમને નોતરી નશો કરાવી આવ્યા, અને કાગળિયાં ઉપર મતાં મેળવ્યાં. પણ અમે નીકળીને જઇએ ક્યાં? એટલે દયાળુ કંપનીએ તે બાજુ પથ્થરનાં ક્વાર્ટર્સ બંધાવી આપ્યાં. અમારી નજર સામે એ ઘરો બંધાતાં હતાં, છતાં એમાં માગેલી સગવડ ન આપી તે ન જ આપી.

'મન મેલ મિટે, તન તેજ બઢે, વો રંગભંગકા લોટા.'
એવું એક ગાયન બાલીવાલાની કંપનીમાં અસલ ગવાતું. એ ભાંગ એટલે શું એની ખરી ખૂબી, લિજ્જત ને નશો અહીં ગંગાપુરમાં જાણ્યાં. એક આનામાં તો ચાનો દાબડો ભરીને સરસ નિર્ભેળ ભાંગ મળે. અને ઉનાળામાં ઘામ થએ ત્યારે, ત્યાં ભાંગ પીવાની પ્રથા હોય એ દેખીતું છે. મથુરામાં તો પીધી હતી; ગાગર ભરીને પીનારા પણ

જોયા હતા. પણ એ તો છાસમાં પાણી નાખીને બનાવેલાં છાસડી જેવી. ભાંગની ખરી ગમ્મત અહીં પ્રમાણી.

અમારા ક્વાર્ટર્સની રખેવાળી માટે પર્વતસિંહ કરીને એક ચોકી-દાર રાખ્યો હતો. સફેદ દાઢીમૂછો, અસલ રજપૂતાઈનો ખ્યાલ આપે એવાં વદન અને બદન, નશાભરી આંખો, અને અનેક તડકા-છાંયડા જોઈજોઈ કસાએલું શરીર. હાથમાં બંદૂક રાખી એ રાતે ચોકી કરતો. એનો બાપ ભરતપુરની નોકરીમાં બજવામાં લડતાં કપાએલો, અને નાના પર્વતે વીસની વયે સત્તાવનનો બળવો જોએલો, એની આછીઅધૂરી વાત સગડીએ તાપતાં એ ઘણી વાર કહેતો, ત્યારે રસ પડતો. સપ્રે દાદા એને મસાલાની ગોળી આપે, અને એને ખીલવે. અને પછી એણે કેવી અનેક વિટંબણાઓ વેઠી જયપુરરાજ્યના કિલ્લે કિલ્લાની કિલ્લેદારી કરી હતી એનો પણ ઇતિહાસ એ કહેતો. મેં સ્કૉટ થોડોથોડો વાંચ્યો હતો, પણ પર્વતસિંહ તો સ્કૉટના બયાનને પણ ભુલાવે એવી જબાનથી કિલ્લાઓનાં વર્ણન કરતો. એ જયપુરી હિંદી બોલતો, મિઠાશથી મીઠું-મરચું ભભરાવતો, ને તેગ તલવાર



તથા ઢાલ-ખાંડાંના રણકાર ભાષામાં બોલાવતો. કિલ્લો, એનો દરવાજો, એનાં તાળાંકૂંચી, એની નક્શી, એની પાછળનાં છૂપાં બારણાં, બારણાંમાં વપરાતું લાકડું, એમાં ઠોકવામાં આવતા ખીલાખીલાથી માંડી કિલ્લાની બાંધણી, એનો વહિવટ, એની રચના, એનું સમારકામ, એના કોઠાર, એમાંનો લડાયક સરંજામ વગેરે વિષે અતિ વિગતથી ણ અત્યંત રસપૂર્વક એ કહેતો. જયપુરની તસુયે તસુ જમીન એની રમાં. રેતાળ, પાણી વિનાના સુકા એ પ્રદેશનો પાક, અને ઘોડદોડના તેમજ સાઢણીના રસ્તા, બધા જ મોઢે કિલ્લે કિલ્લે એ ફરેલો. સ્ટેટની નોકરીમાંથી રીટાયર્ડ થઈ, એકના એક છોકરાને બીજે નોકરી ન મળતાં, રેલવેમાં દાખલ કરેલો, એટલે એની સાથે અહીં રહેતો.

સપ્રેદાદાએ ભાંગ વિષેનું ઉગાડવા-છોડવા સુધીનું સાદ્યંત જ્ઞાન પર્વતસિંહ પાસેથી મેળવી લીધું હતું. પર્વતસિંહ તો ભાંગ ઘૂંટવા કેવી જાતનો પથ્થર જોઈએ તે પણ કહેતો. એમાં બીજાં વસાણાં કેટલાં અને ક્યાં નાખવાં તે પણ એણે સમજાવ્યું હતું. સપ્રેદાદા બે ત્રણ જાતની ભાંગ રાખતા, અને દર રવિવારે વારાફરતી ભાંગ પાર્ટી થતી, તેમાં કોઈને ત્યાં ન હોય તો એ પહોંચાડી પણ આવતા.

પછી તો એક ભાંગ પીસનારો પણ એણે શોધી કાઢ્યો. તે આઠ આના લે, અને ભાંગ પીસી આપે. ઑફિસમાં એક કેશવલાલ કરીને કશાક સ્વભાવે ચીડિયો. એને ભાંગ પાવામાં આવે, એમાં ધતુરો કે પૈસો ઘસવામાં આવે, ને બિચારાને ઉલટી થાય ત્યાં સુધી હેરાન કરવામાં આવે. રવિવારના એ ભાંગના પ્રોગ્રામમાં બધા પાનાં રમવા બેસે, ભાંગ પીએ, અને પછી વાતે ચડે, ચગે; અને હસવા પર ચડ્યા તો પછી એ ચેપી રોગનું પૂછવું જ શું? ત્રણ ત્રણ કલાક સુધી એકસામટું હસવાનું ચાલે, યા અલ્લાહુની રામરાગડામાં લલકાર ચાલે. ને ભોગજોગે જો દૂર કોઈ ડુંગરા પર યા આંબાવાડિયામાં જઈ ભાંગની બેઠક જામી, તો પાછા ફરતાં જંગલદેશમાં ક્યાંના ક્યાં નીકળી જઈએ, અટવાયા કરીએ, ને મોડું થતાં કારખાનેથી બત્તી લઈ બેત્રણ જણા શોધવા નીકળે ત્યારે ઠાણી હાથ લાગે. ત્યારે સૌ લહેરમાં જ હોય. તડાકા ભડાકા હાંકતા હોય! અને હાહાઠીઠી કરતા હોય.

ત્યાં એક બહુરૂપી આવતો. 'બહુરૂપી બજાર અને તરેહમાણી ભેદોનો ભંડાર' નામે જાણીતા રસમય પુસ્તકના સાત ભાગ મેં હોંસે-હોંસે સુરતમાં વાંચી નાખ્યા હતા. એમાં 'અય્યાર' શબ્દ આવતો. એ અય્યાર એટલે બહુરૂપી. જયપુર તરફ એમનો મોટો વર્ગ રહેતો. જાતજાતના વેશપલટા કરવા એ જ એમનો ધંધો. વારતહેવારે બજાર ફરતા ફરે અને કમાઈ ખાય. એવો એક બહુરૂપી ત્યાં વરસમાં એકાદ આંટો મારી જતો. ગંગાપુર નામે એક ગામડું સ્ટેશનથી ત્રણચાર માઈલ દૂર હતું. થોડાં ઘર, થોડી દુકાનો અને નજીવી પેઠી. ત્યાં ધર્મશાળામાં પડી રહે અને ગામમાં જે બેપાંચ શેઠિયા જેવા કહેવાય ત્યાં આંટો મારી આવે. એકાદ વેશ લઈને બાબુજીના ક્વાર્ટર પર પણ ફરી જાય. પણ પૈસા આપે તો ન લે, ને હસીને ચાલ્યો જાય.

સપ્રેદાદા જૂનો જોગી. અસલથી ત્યાં જ નોકરી કરે. ૧૯૧૬માં હતો, અને '૪૬માં પણ હું એને ગંગાપુરમાં મળ્યો હતો. એટલે એ તો ત્યાંનો જ વતની જેવો થઈ ગએલો. ગામમાં બહુરૂપી આવે એટલે સપ્રેદાદાને પહેલો જ મળે, અને કંઈક સગાનૂતી કરી લે. એક દિવસ સાધુ થઈને એ આવે, તો બીજે દિવસે ફકીર બને. મોઢા ઉપર રંગ લગાડવાની કળા તો આબાદ જાણે. દાઢી મૂછ બધું બરાબર બનાવે. આંખ તો એવી ફેરવે કે આપણે છક થઈ જઈએ.

હું અવારનવાર 'ડિસ્ટ્રિક્ટ લોકો ઑફિસ'માં જતો અને ફાઈલ ખાતામાં બેસતો. કોઈ કેસ કાઢી વાંચતો પણ ખરો. ત્યાં અચાનક કેશવલાલના હાથમાં તારવાળાએ આવી તાર આપ્યો. તેમાં સાંજના મેઈલ પર ચાપાણી લઈ કેશવલાલે જવાનું લખ્યું હતું. કેશવલાલ કલાક વહેલી રજા લઈ, ઘેર જઈ, ચા લઈ ગાડીના ટાઇમ પર સાંજે હાજર થઈ ગયા. અમે ઑફિસેથી નીકળતા હતા, ત્યારે સપ્રે કહે કે સ્ટેશન પર થઈને જઈએ. મેઈલ ગાડી આવી અને ગઈ, પણ કેશવલાલના ઓળખીતા કોઈ ન મળે. ત્યાં તો હાથમાં લાકડી લઈ સપ્રેદાદા આવ્યા જ છે. 'કુછ ગોટાલા હોગા' કહી, આશ્વાસન આપી, 'ચલો તો ફિર હમ પિયેંગે' કરીને ત્યાં જ ચાપાણી નાખી.

એક વાર વળી સ્ટેશન પર એક જણને વગર ટિકિટે મુસાફરી કરતાં પકડી ટિકિટચેકર સ્ટેશન માસ્તર પાસે લઈ આવ્યો, અને પછી ટિકિટચેકર 'અભી આતા હું' કરી ગેપ થઈ ગયો.

એક રવિવારે ભાંગ પીસનારો માંદો પડ્યો છે તેથી 'હમકો ભેજા હૈ' કરીને એક માણસ આવ્યો. એણે ભાંગ પીસી, પીવડાવી, બધાને લટ્ટુ બનાવી, જેના ખિસ્સામાંથી જે કંઈ આવ્યું તે લઈ રફૂ થઈ ગયો! ઘરમાંથી બેપાંચ કપડાં પર પણ હાથ મારતો ગયો. પણ બીજે દિવસે અજબ રીતે બધી વસ્તુ બરાબર બધાને પાછી મળી ગઈ!

આ બધાં કરતુક પેલા બહુરૂપીનાં હતાં. સાધુ ફકીર બને તે તો ઠીક છે, પણ તારવાળાથી માંડી કંઈકંઈ બની બેસે. અને કોઈને જરા પણ શક પડે નહિ! મહિનો એક એવા વેશ ભજવી, મેળાઓનો લાભ લઈ, પોતે બે હાથ જોડી ટીપ ઉઘરાવે. એ લોકપ્રિય પણ થતો, એટલે ટીપ પણ સારી વાળી જતો. જતી વખતે બધાને મળી નમસ્કાર કરી વિદાય લેતો, તે પાછો વરસેક દિવસે દેખાતો.

ગંગાપુર 'જંગલસિટી' ખરું; પણ ત્યાં દૂરદૂરના ડુંગરા પરના મંદિરમાં વરસમાં એક વાર મેળો થતો. ડુંગરાની પેલી બાજુ હિરોલીનું જંગલ, પણ આ બાજુનો રસ્તો સારો. ત્યાં થઈને ટોળાબંધ લોકોની અવરજવર થતી. જતાંઆવતાં ગીતો લલકારતા, અને રંગની છોળ

ઉડાવતા. પહેરવેશ મારવાડનો પણ રંગભભકે કોઈ ઑર ઝળકતી લોકો ગાંડાતૂર થઈ જતા, ખાતા અને માઇલોના માઇલો ચાલતા - દસદસ માઈલ સુધી ગીતોની રમઝટ બોલતી.

દિનબદનનો મુજરો સુરતમાં વરાછાના બંગલામાં જોયો હતો. પણ આ બાજુ તે પછી એનાથી પણ સારા જાતજાતના મુજરા જોયા. એક વખત સમેદાદા કહે 'ભૈયા! મથુરા ચલેંગે?' આપણે તો રજામાં બધા જ રવિવાર હતા; પણ આ વખત રવિવાર સિવાય સમેદાદા તૈયાર થયા એટલે કંઈ હશે ખરું, માની 'આપણે પણ ઊપડ્યા. મથુરા તો ઘણી વાર જોયું હતું, છતાં સમેદાદા સાથે ગામમાં જઈ આવ્યા અને વૃન્દાવન પણ ગયા. કૃષ્ણે જ્યાં ગોપીઓનાં ચીર હર્યાં હતાં એ જ કદંબનું ઝાડ હજી ત્યાં ઊભું હતું! અને આટલાં હજારો વર્ષે એ ઝાડ પર એ ચીરમાંની એક ચીંદરડી ઊડતી ચોબાજી બતાવતા હતા! કેટલા મજબૂત વણાટનું એ કપડું હશે'

ધીમેધીમે મારામાં વિશ્વાસ બેઠેલો હોઈ સમેએ વૃન્દાવનથી પાછા ફરતાં કહ્યું કે બડે બાબુજીને મારે ખરું કારણ કહેલું નહોતું:


સમેદાદા

વાત એમ છે કે અહીં કૅરેજ એક્ઝામીનર ખુશાલદાસને ત્યાં જલસો છે. તમને ગમે તો બેસજો, નહિ તો ઊંઘી જજો. પણ આપણે સૂઇ શાના જઈએ? શિસ્તથી જલસામાં બેઠા. ખુશાલભાઈ પણ સુરત બાજુના—કતારગામના. એમની બદલી થવાની હતી. એ વખતે કોઈની બદલી થવાની હોય ત્યારે ખાણીપીણી અને જલસો એ તો સહજ વાત. નાચનારી ગમે ત્યાંથી બોલાવી લાવે. ટિકિટ તો પડે જ નહિ. એને જઇને 'સેકન્ડ કલાસ'માં ગરતબાસેર લઇ આવવા માટે જેને એ કામ સોંપાય એની તો એમાં મોટાઈ. અને સાધારણ માણસનું એ કામ પણ નહિ. તાયફાને, એના સાગરીતોને, મકાનથી લઈ આવવા, એમની ખાતરબરદાસ્ત કરવી, એ પણ એક કલા છે.

ત્યાં મથુરામાં રેલવે યાર્ડમાં કઈ 'જાન' નાચી હતી એ તો યાદ નથી, પણ ત્યાંની રંગત જ જુદા પ્રકારની હતી એના સારંગીવાળા ખરેખર ઉસ્તાદ હતા. શું હાથ ચાલે! દાઢીના વાળ તો એવા ઓળે કે ન પૂછો વાત. અને જાન જે અદાથી શેર-કવાલી ગાય, એથી તો આપણું દિલ ડોલાવી દે. પણ એ ખરી તો ખીલે મધરાત થયા પછી. મજલિસમાંથી ગમે તેની ટૂંકડી ગીતોમાં કઢાવે, શેર જોડી જોડી ગાય, અને અમસ્થો રૂપિયો પડાવે. તમે ખમે કે જાજમ પર, ગમે ત્યાં રૂપિયો મૂકો, અને તમે જાણો કે એ લેવા આવે ત્યારે તરત એનો હાથ પકડી લો; પણ એવી તો સિફતથી એ ગાતીગાતી આવે, અને તમને તીરછી નજરમાં છક્કડ ખવડાવી રૂપિયો એવો તો ઉઠાવી જાય; કે તમે હાથ ઘસતા રહી જાઓ! એનું નામ અદા, એનું નામ મુજરો! આવા કંઇક મુજરા મેં જોયા. પરંતુ એક દિવસ સમેદાદા અને હું કોટા ઊપડ્યા હતા ત્યાં તો શેરબાજીની જાણે આતશબાજી જ હતી.

બપોરે (ત્યારે બપોરે ફ્રન્ટીઅર મેઈલ ગંગાપુરથી ઊપડતો) અમે ઊપડ્યા. કોટામાં કોઈની એન્જીની‌અરિંગ ખાતામાં બદલી થઈ હતી. એક શામિયાનમાં બેઠક જામી હતી. ચાંદની રાત હતી. એમાં અમારી સવારી પહોંચી ગઇ. 'બડે બાબુજી કે લડકે'—અને ત્યાં તો વળી 'કુંવર સાહેબ' કહે—એટલે આગળ જ ખુરશી.

એક હતી 'અંબાલેવાલી', લાહોરમાં રહેતી; અને બીજી 'લખનૌવાલી': બંને તવાયફો પોતપોતાનો રસાલો લાવી હતી. અને બંનેની છાવણીઓ પણ જુદી નાખી હતી. જે લોકો અમસ્થા ડોળ કરવા આવેલા અને હિન્દી સંગીતમાં કક્કો પણ નહિ સમજનારા, તે બધા ફુલ ગુલાબ લઇને બાર વાગ્યા સુધીમાં ચાલ્યા ગયા. અને પછી બરાબર જામી. બંને 'જાનો' ખીલી; સામસામો મોરચો માંડીને આથડી; એક બીજીને ગઝલની બેતબાજીમાં કાપવા માંડી; અને પછી તો ત્યાં ને ત્યાં જોડીને શેર-કવાલી લલકારવા માંડી. પૂરી અદબ સાચવીને, પોતપોતાની તહજીબ સાચવીને, બંનેએ પોતાનું ખમીર દેખાડવા માંડ્યું. અંબાલાવાળી કાઠ કઠેરાથી આંજી નાખે એવી પહેલવાન જાન; મુજરો કરતી, પગના ઘુઘરા ઝમઝમાવતી, હાથના અદા કરતી, ઊભી થઈને આગળ આવતી તો જાણે આખા વિશ્વને ટારતી, સબ કુછ 'કુછ બિસાતમેં નહિ' એવો દમામ કરતી, ભ્રુકુટિ ચડાવતી, મદમાતું જોબન દાખવતી, સહુ કોઇને 'અહીં હું પાણી ભરાવી શકું એમ છું એમ બતાવતી તે આવતી. તબલાના ઠેકા સાથે એકાદ તોડા પર છનનન છુમ નાચ કરી બતાવી તે પાછી જતી. એ ગઈ ન ગઇ એટલામાં તો લખનૌવાળી, આસમાનમાં નૂર પાથરતી, મુલાયમ અને નાજુક પગલે આગળ આવી, મેહફિલને દર્દભરી નિગાહે મુજરો કરી, સકળ વિશ્વમાં જાણે પોતે તન્મય બની જતી હોય તેમ એકાએક ક્ષણભર હાલ્યાચાલ્યા વિણ થંભી જઈ, કોઈ અપૂર્વ દેહલાલિત્યથી ચોગમ રસનું સામ્રાજ્ય પાથરતી. લખનૌ તે લખનૌ! એ નજાકત, એ લાલિત્ય, એ માર્દવ, એ મિઠાશ, નાની કાકડીને જે 'લયલાની હુંડી' કહે એ શહેરની એ જાન, લખનૌની મુલાયમ ખૂબસૂરતીનું ભાન કરાવતી, સંગીત-બાદશાહ નવાબ વાજિદઅલીખાંની યાદ તાજી કરાવતી.

ચાર વાગ્યા પછી તો તકરાર છોડી બંનેએ સાથે બેસી, હળીમળી સાહેલીઓ બની ને આવતા પરોઢના આવકારમાં ભૈરવી ગાઈ.

બીજે દિવસે અગિયાર-બાર વાગ્યે ફ્રન્ટીઅરમાં અમે પાછા ફર્યા ત્યારે પગમાં ઊભા રહેવાનું જોર નહોતું. એકાદ બર્થ શોધી એમાં ઘસઘસાટ ઊંઘી ગયા.

અમારે ત્યાં મહેમાન આવે, અને તેઓ આગ્રા-મથુરા જોવાને જાત્રાએ જવાના હોય તો સંગાથમાં મારે તો જવાનું હોય જ. એ રીતે એક વાર મુંબાઈથી એક વેપારી ભાટિયા શેઠ આવ્યા, અને અમે મથુરા જવા નીકળ્યા. મથુરાજીમાં ચોબાને ત્યાં રહ્યા. ઠાકરજી વૃન્દાવન બધે ફરી આવ્યા. જમનાજળમાં ન્હાઇ, રોજ દૂધ ચઢાવી, વાંદરાને ચણા નાખી, તુલસીકંઠી, ગોપીચંદન, રમણરેતી, વગેરેના થોક બાંધી, મથુરાજીના એક્કાની મજા ચાખી, મસ્ત બંગેરી અને અભણ ચોબાજીનાં કરતુકો નિહાળી, પ્રભુઘેલા ભક્તોની ભાવિક વૃત્તિઓની પ્રશંસા કરી, અમે ફતેહપુર સિક્રી થઇ આગ્રા પહોંચ્યા. તો ત્યાં સ્ટેશન ઉપર જ સોમેશ્વર અને નાગજી મળ્યા!

'અલ્યા તમે અહીં ક્યાંથી?'

'વડોદરેથી ગોધરે બદલી પડી. ને પછી ચિમનલાલ શેઠ ગંગાપુર આવ્યા છે એટલે અમે અહીં બદલી માંગી, તે હમણાં આગ્રામાં છીએ.'

'કઈક કહેતાકને પછી ગંગાપુરના કારખાનામાં પેસી જઇશું!' આમ બંનેએ વારાફરતી ખુલાસા કર્યા. પછી નાગજીએ ઉમેર્યું: 'બાબભાઈ! હવે તો બહુ મોટા થઈ ગયા! સાચું ચન્દ્રવદન તો મોઢે ચડે જ નહિ! તમે જરા બાપુજીને કહી અમનેતાં કને બોલાવી લ્યોને.'

સોમેશ્વર તો કહે કે અમારે ઘેર જ ચલો. રહ્યા ધર્મશાળામાં, પણ જમ્યા તેને ત્યાં, ને પછી તાજ જોવા ગયા.

શેઠ મારા જેવા શોખીન હતા વેપારી છતાં તાજની ખૂબી

સગાજી ગકતા. બે ત્રણ દિવસ રહેવું હતું. દરમ્યાન બીજું બધું જોઈ રાતે ગાણું સાંભળવા ઊપડ્યા. બેએક ઠેકાણે ગયા. પણ કંઈ રંગત જામી નહિ. ત્યાં બેઠીબેઠી ગાય. મોટે ભાગે તો ગઝલ, કવ્વાલી. પણ અવાજ સુરીલો નહિ. એટલે ફેટાજીને ઉતારે ગયા. બીજા દિવસે પૂનમ હતી. એ તાજેડો સાધીને તો તાજ જોવા ઊપડ્યા હતા. પૈસાનો સવાલ નહોતો, અને રોમેશ્વર તે દિવસે 'ઑફ' હતો, તે સવારે જ ચડી આવ્યો, એટલે અમે એને વાત કરી. આગ્રામાં છએક મહિનાથી એ રહેતો હતો એટલામાં એણે સારી માહિતી મેળવી લીધી હતી. એને રાતને માટે બધું નક્કી કરવા કહ્યું, ને અમને નિરાંત થઈ. બપોરે જમીપરવારી, થોડો આરામ લઈ, સાંજે બજારમાં આમતેમ લટાર મારી, થોડો પથ્થરનો સામાન લઈ, જમીપરવારી અમે તાજ તરફ ઊપડ્યા. અમે પહોંચ્યા એટલામાં તો રોમેશ્વર રસાલો લઈ આવી પહોંચ્યો. એણે બેઠક બરાબર જમાવી દીધી હતી. સારંગીવાળાએ જ્યાં સૂર મેળવવા માંડ્યા એ ઉપરથી જ અમારા શેઠિયા ખુશ થઈ ગયા! એક ખૂણામાં પાનનો બખારો લઈ પાન બનાવવાની હતી, અને બીજે એક હુક્કાની તજવીજમાં હતો. દરમ્યાન અમે તાજની એક પ્રદક્ષિણા ફરી આવ્યા, નદી જોઈ ને બાગ બગીચાના એ લીલાછમ ખૂણામાં આવીને બેઠા. થોડા જતાઆવતા પણ એકઠા થઈ ગયા હતા, અને બાગવાનને પણ રોમેશ્વરે 'ચાંપી મૂક્યો' હશે, તે એ પણ આવીને અમને સલામ કરી ગયો.

લગભગ કલાકેક પછી મામલો થાળે પડ્યો. ખૂણામાં બેઠેલી અનવરી જ્યાં ઊભી થઈ. જાણે ભોંય પડેલી જૂઈની વેલ, એકાએક, તાજ મહાલની બહારની ફૂવારાની પાળ પર ઊભેલા સરૂના તરુ જેમ ટટ્ટાર ખડી થઈ ગઈ! થોડો સિંગાર તો પહેરીને જ આવી હતી, બાકીનો અહીં ડાબડામાંથી કાઢી પહેર્યો. એના સફેદ પોશાક પર ખુલતું લીલું ઊપરણું, ત્યાંના ચાંદની નીતરતા લીલાકુંજાર રમ્ય વાતાવરણમાં આબાદ ભળી જતું હતું. તે અદાથી ડોકડાક કરી, દસેક ડગલાં ચાલવાનું હશે તે ચપળતાથી સીધી ચાલી આવી, જરા નમી, અમને પાન આપી. હાથથી મુજરો કરી. જરાક ખમચી ઊભી રહી. તરત જ એના હાથમાં ખુશીનો રૂપિયો મૂકી દીધો, એટલે ફરીથી મુજરો કર્યો, જરા નમી અને બરાબર સામે અમને માટે પાથરેલા બિછાના પર અદબથી જઈ બેઠી.

અનવરી ખરેખર ખૂબસૂરત હતી, નાજુક હતી, ઉંમરે નાની હતી. મોઢા ઉપર રંગરોગાનના કશા કૃત્રિમ લપેડા વિના પણ આકર્ષક લાગતી હતી. શરીર ઘાટીલું હતું. આંખ નિર્મળ હતી, હોઠ મદીલા હતા, કંઠ માદક હતો. એ ત્રણ કલાકની જ બેઠકની બોલી હતી, કારણ મોડી રાત સુધી તાજના બાગમાં બેસવા ન દેવાનો કાયદો હતો; એટલે તરત જ એણે હલકથી ગળું ઉઘાડ્યું, અને એક સાદું ગીત ગાયું. તબલચી પણ જરાયે પાંધરિયો નહોતો. ફૂલની માફક હાથ ચલાવતો, અને અરધા પોણા કલાકમાં તો આસપાસ જામેલી મંડળીને એણે સ્તબ્ધ કરી નાખી કે અનાયાસ વાહવા પોકારતી. ત્યાં એમ ભેગા થયેલાઓમાંથી બે ત્રણ તો સંગીતનો મર્મ સમજનાર નીકળી આવ્યા. તેમણે પણ બેઠક જમાવી, ને અમારી સાથે દોસ્તી બાંધી. પછી તો અનવરીએ પાંખ ફફડાવી, અને કંઠ ખોલી દીધો. જૂની કસાયેલી સારંગીએ મધુર પોર રણકાર્યા, અને ફરતાદી ઢબે અનવરીએ કેદારના સૂર છેડ્યા ત્યારે તો એના ગળામાંથી ફુવારાઓના ઠંડી ગિલ્લોરી બહાર આવી અને મહેફિલનું જિગર ધબકવા લાગ્યું. ઉપર ચાંદ અહગડ ચાંદની ઢોળતો હતો; નજર સામે આરસમાં અપ્રતિમ-કૌશલ્યથી ઘડાયેલી પ્રેમની શાશ્વત પ્રતિમા રૂપે તાજ ખડો હતો; ચારે બાજુ શાંતિ હતી; પત્ની મુમતાજ અખંડ નિદ્રામાં સૂતી હતી; ત્યાં એણે કેદાર રાગ છેડ્યો! ગીતમાં મોરની કેકા હતી, ટહુકાર હતો, ગનગનાટ હતો, કળા હતી. પણ વિરહની વેદના પ્રધાન હતી. વિરહશૃંગારની એ ચીજ એણે હૃદયને હચમચાવે એ રીતે ગાઈ. અનવરીના ગોરા મોં ઉપર લોહી તરી આવ્યું; એ હતી એનાથી વધારે સુંદર દેખાવા માંડી; એનું સૌંદર્ય દયામણું લાગવા માંડ્યું. બાર થવા આવ્યા હતા, એટલે બેઠક આટોપવી જ પડે એમ હતું. પણ ઘેર જવા કોઈનું મન નહોતું માનતું.

ગીત તો એણે બેઠાંબેઠાં જ ગાયું, પણ રસપૂર્વક, ભાવભર્યું ગાયું. ઘણા જલસા જોયા: મથુરાનો સારો, કોટાનો એથી સારો, પણ આ તાજમહાલના બાગમાં માણેલો જલસો તો અદ્ભુત જ હતો.

બીજે દિવસે સવારની આગ્રાથી બિયાના જતી ગાડી રોમેશ્વરે હાંકી, ને બિયાનાથી અમે મેઈલ પકડ્યો ત્યાં સુધી નામજી અમારી સાથે રહ્યો. ગંગાપુર આવીને સપ્રેદાદાને તાજમહાલની વાત કરી ત્યારે એ ઘણા ગુસ્સે થઈ ગયા! 'હમકો છોડ કર ચલે ગયે!' એ મેણું લગભગ આઠ દિવસ એમણે સંભળાવ્યું.

એ શિયાળાની રજાઓ હતી. ત્યારે એ બાજુ ઠંડી ભારેની પડી હતી. દીવાળી ઊજવી રહ્યા પછી એક દિવસ સવારે પર્વતસિંહ ચોકીદાર બંદૂક વગર અમારા ઘર આગળ બાળકની પેઠે રડતો ઊભો હતો.

રાતે ટાઢ સખત પડી હતી. તે દિવસે એનો એકનો એક દીકરો નહારસિંહ રાતપાળી પર હતો. 'ઈન્સ્ટીટ્યૂટ'ની સામેની જગ્યા પરનો સાંધો ફેરવે તો દિલ્હી એક્સપ્રેસનું એંજિન કારખાનામાંથી સ્ટેશન પર જઈ શકે તે એ ફેરવવા ગયો, અને સાંધો ફેરવ્યો પણ ખરો. સાંધો એટલે હાથથી ઉઠાવીને બીજી બાજુ નાખવાનો લોખંડનો ગોળ ગચિયો. તે ફેરવ્યો અને એંજિન ગયું પણ એ કડકડતી ઠંડીમાં એ પોતે ત્યાંને ત્યાં ઠરી ગયો ને ઠરી જ ગયો! એની મુસાફરી પૂરી થઈ ગઈ એની ખબર વહેલી સવારે પડી, કારણ, સાંધો પાછો સીધો નહોતો થયો, અને લીલી બત્તી જ દેખાતી રહી! નહારસિંહને તો લીલી બત્તી મળી ગઈ હતી એટલે એણે તો જીવ છોડી દીધો હતો!

બીચારો પર્વતસિંહ! ઘરડી ઉંમરે આ ઘા! વૃદ્ધ પિતાને પેન્શન આપવાનું રેલવેના વહીવટમાં ક્યાંયે લખ્યું નહોતું. એટલે નહારસિંહ જતાં પર્વતસિંહને રેલવેની કોટડી ખાલી કરવી પડી!

છતાં રેલવેમાં એક સારી સગવડ છે. કોઈ ગુજરી જાય તો એન્જિનમાં નાખવા માટે વપરાતાં લાકડાં એના દેહને બાળવા માટે ધરાધર આપવામાં આવે છે. એમાં સલેપાટોનો પણ ઉપયોગ થ[illegible] એમ કારખાનામાંથી તરત જ લાકડું કાઢી આપવામાં આવ્યું.

પર્વતસિંહને હવે જીવવું અકારું હતું. બધા જ કિસ્સા એના ભસ્મીભૂત થઈ ગયા હતા. કારખાનામાંથી સલેપાટો લાવી, અમારા ક્વાર્ટર્સની સામે એક રહેવા જેવું ખંભિયારું બનાવી થોડો વખત તો એ ત્યાં રહ્યો. પણ એક દિવસ એની બની ઘરવખરી છોડી, ફક્ત એની જૂની બંદૂક હાથમાં લઈ એ ગયો તે ગયો; કોણ જાણે ક્યાંયે ચાલ્યો ગયો! (ચાલુ)

[ગ્રંથાર્થ વાચકોએ અભિનંદેલી આ આપકથાના આવતા હપતામાં સુરતનું જીવન પૂરું થયા પછી મુંબઈની કારકિર્દી શરૂ થાય છે, એમાં અવેતન રંગભૂમિની એમની જાણીતી નાટ્યપ્રવૃત્તિ, ૧૯૩૦-૩૨ની લડત વખતે ભૂગર્ભમાં રહી ચલાવેલી 'કૉંગ્રેસ પત્રિકા'ની અને બીજી પ્રવૃત્તિઓ, અને તરુણ હૃદયનાં અનેક મંથનોનું આલેખન આવે છે]




૬૭

## બીજાપુર અને ત્યાંનો ગોળગુંબજ




મુંબાઈને અગ્નિ ખૂણે, પૂનાને માર્ગે ૩૫૦ માઇલ દૂર, સધર્ન મરાઠા રેલ્વે પર આવેલું ત્રીસેક હજારની વસતિનું આ નાનું સરખું ગામ આજે તો મુખ્યત્વે તેના વિરાટ ઘુમટ-વાળા ભવ્ય રોજા 'ગોળ ગુંબજ'ને લીધે જ જાણીતું છે. પણ એક કાળે તે, દક્ષિણ હિંદમાં લગભગ ૨૦૦ વર્ષ સુધી તેજસ્વી કારકીર્દી ઝળહળાવી ગએલા આદિલશાહી સુલતાનો-ની રાજધાનીનું નગર હતું.

દક્ષિણમાં એ સમયે જે પાંચ સુલતાનોનાં નાનાં રાજ્યો સ્થપાયાં (વરાડની ઇમાદ-શાહી, બીદરની બરીદશાહી, ગોવળકોંડાની કુતુબશાહી, અહમદનગરની નિઝામશાહી અને બીજાપુરની આદિલશાહી), તે પાંચેમાં સૌથી બળવાન અને સમૃદ્ધ એવી આદિલ-શાહીનો સ્થાપક યુસુફ આદિલખાન (ઇતિ-હાસકાર ફિરિસ્તાના અહેવાલ પ્રમાણે) તુર્કસ્તાનના ઓસ્માનલી સુલતાન મુરાદ બીજાનો નાનો પુત્ર હતો. એ સુલતાનના મરણ પછી તેના પાટવી મુહમ્મદે બીજા બધા વારસદાર શાહજાદાઓનાં જે ખૂન કરવા માંડ્યાં તેમાંથી યુસુફને તેની માએ યુક્તિથી છટકાવીને ઇરાન મોકલી દીધો. ત્યાં એ ૧૭ વર્ષનો થતાં, ફરી તેના છતા થઈ જવાની દહેશત લાગી, એટલે હિંદના બીદરના બાહ્મણી સુલતાનના એક વજીર માટે તે ઈરાદાપૂર્વક ગુલામ તરીકે વેચાયો. હિંદ આવ્યા બાદ પોતાનાં પરાક્રમ ને પ્રતિભાથી ધીમેધીમે ઊંચી પાયરીએ ચડતાં ચડતાં અંતે તે બીજાપુરનો સૂબો નીમાયો, અને સુલતાનના મરણ બાદ બાહ્મણી રાજ્ય નબળું પડતાં, ઇ. ૧૪૮૯માં પોતાની જાતને સ્વતંત્ર જાહેર કરી તેણે બીજાપુરમાં આદિલ-શાહી રાજ્યની સ્થાપના કરી.

ઈ. ૧૫૧૧માં તેના મરણ પછી તેના પુત્ર ઇસ્માઈલે પણ તેના જેવી જ જહોજલાલી જમાવી રાજ્ય કર્યું. તે પછી ત્રીજી પેઢીએ અલી આદિલશાહ પ્રતાપી થયો. તેણે બીજા-પુરનો કિલ્લો બંધાવ્યો અને અહમદનગર તથા ગોવળકોંડાના સુલતાનો સાથે મળીને વિજયનગરના હિંદુ રાજ્યને ૧૫૬૫ના તાલીકોટના નામચીન યુદ્ધમાં નામશેષ કર્યું. તેના મરણ બાદ તેનો પુત્ર ઈબ્રાહીમ નાનો હોવાથી તેની બુદ્ધિમતી બેગમ ચાંદ-બીબીએ પણ યશસ્વી વહીવટ ચલાવ્યો. એ ઇબ્રાહીમના ઊજળા રાજકારભાર પછી, તેનો પુત્ર મહમ્મદશાહ પણ જોકે પરાક્રમી થયો, એણે જ અહીંનો વિખ્યાત ગોળ ગુંબજ બંધાવ્યો. પણ તેના જ અમલમાં બે મોટા દુશ્મન ઊભા થયા: એક, તેના જ અફસર શાહજીનો પુત્ર શિવાજી, જેણે એક પછી એક કિલ્લાઓ જીતવા માંડી મરાઠા સામ્રાજ્યનો પાયો નાખ્યો;ને બીજો, ખુદ મુઘલ શાહાનશાહ શાહજહાં, જેના મોકલ્યા ઔરંગઝેબે બીજાપુરને ઘેર્યું; પરંતુ તે જીતવાની અણી ઉપર હતો ત્યાં અચાનક તેને દિલ્હી જવું પડવાથી રહી ગયું.

તે પછી તેના પૌત્ર સિકંદર આદિલ-શાહના અમલમાં ઔરંગઝેબે બીજાપુર જીતી આદિલશાહીનો અંત આણ્યો. ત્યાર બાદ મુઘલાઈના પડતીના સમયમાં તે મરાઠાઓ-ને હાથ ગયું. ને તેમની પાસેથી, પેશ્વાઇના અંતસમયે ૧૮૧૮માં તે અંગ્રેજોને કબજે ગયું.

આટલા ટૂંકા ઇતિહાસ સિવાય બીજાપુર-ની ખાસ વિશેષતા તેનાં સ્થાપત્યોની છે. શહેરમાં જે સંખ્યાબંધ મહેલો, મસ્જિદો ને રોજાઓનાં ખંડિયેરો નજરે પડે છે તેમાં જામીમસ્જિદ, ગગન મહાલ, મહેતર મહાલ, અસર મહાલ, આનંદ મહાલ, સાત મઝલી અને ઈબ્રાહીમશાહનો રોજો મુખ્ય છે; પણ તે સૌમાં વિખ્યાત તો ત્યાંનો ઉન્નતશિર ગોળ-ગુંબજ જ છે. આદિલશાહી રાજાઓ શિયા મુસલમાનો હોવાથી તેમની નોકરીમાં ઘણા ઇરાની અમલદારો હતા. આથી બીજાપુરના બધા સ્થાપત્ય પર એ તરફની સાદગીભરી વિશાળતાની એક વિશિષ્ટ છાપ લાગે છે.

ગઢીમાં કેટલાંક હિંદુ મંદિરોનાં ખંડિયેરો છે. વળી, અહીંના લશ્કરે જીતી આણેલી મુઘલોની વિખ્યાત જંગી તોપ, મલિક-મેદાન (જે એવડી મોટી હતી કે તેના મોંમાં એક માણસ બેસી શકતો તે)નો ભંગાર પણ અહીં પડેલો છે.

જૂના વખતમાં અહીંનો સાડીનો વણાટ, ત્રાંબા-પિત્તળનાં વાસણ તથા રૂપાકામ પ્ર-ખ્યાત હતાં. આજે મુખ્ય વેપાર અનાજ, રૂ અને ઢોરનો છે.

બીજાપુર જેને લીધે કદાચ દેશપરદેશમાં પણ જાણીતું છે તે ત્યાંનો ગોળ ગુંબજ ભારતની ઐતિહાસિક ઇમારતોમાં અનન્ય છે. એના સ્થાપત્યમાં ખાસ નવીનતા નથી, એ સુંદર પણ બહુ નથી; છતાં એના અતિ વિશાળ કદ અને પડઘો પાડવાની વિશિષ્ટ રચનાની બાબતમાં તો તે આખી દુનિયામાં બીજા નંબરની—એક રીતે અવ્વલ નંબરની ઈમારત ગણાય છે. ઇ. ૧૬૨૬માં તખ્તનશીન થએલા સાતમા આદિલશાહી સુલતાન મુહમ્મદ આદિલશાહે બંધાવેલો આ રોજો, એની આસપાસ અનેક માઇલો સુધી ફેલાએલાં કુદરતી દૃશ્યોમાં આધિપત્ય ભોગવે છે અને પોતાના વિરાટ કદને લીધે બિ-જાપુરની આસપાસની સર્વ ઐતિહાસિક ઈમારતોને વામણી બનાવી દે છે. કદની બાબતમાં તો હિંદભરમાંની બહુ ઓછી ઇમારતો તેની હરોળમાં આવી શકે.

શહેરની પૂર્વ દિશાએ, એક નક્કર ખડક ઉપર રચેલા મજબૂત પડથાળ ઉપર બાંધેલી આ જાજરમાન ઈમારતનું વિશાળ કદ અને ભવ્ય દેખાવ જોનારને દિગ્મૂઢ બનાવી દે છે. એની વિરાટ કાયા ને તે પર વિરાજતા ભીમકાય છતાં સુંદર ગોળ ગુંબજનો પૂરો ખ્યાલ તો તેની બાજુએ આવેલા અસાર મહાલના પહેલા મજલા પરથી, આથ-મતા સૂર્યના જાજરમાન પ્રકાશમાં જ તેને જોવાથી આવી શકે.



એક ગણુત્રીએ દુનિયાનો મોટામાં મોટો ઘુમ્મટ ધારણ કરતી બીજાપુરની
જગપ્રસિદ્ધ ઈમારત ગોળગુંબજ—જેમાં સાતમા આદિલશાહી સુલતાન મહમ્મદની કબર છે.

ગોળગુંબજ—અથવા તો તેની પડઘો પાડવાની રચનાથી બિજાપુરમાં 'બોલી ગુંબજ'ને નામે ઓળખાતી આ ભવ્ય ઇમારત રચવાની મહેચ્છા સુલતાન મહમ્મદને પોતાના પિતા સુલતાન ઈબ્રાહીમે બંધાવેલા રૂપસુંદર 'ઇબ્રાહીમ રોજા' કરતાં કાંઈક ચડિયાતુ રૂ બતાવવાની વૃત્તિમાંથી થએલી. ઈબ્રાહીમ રોજાની સમૃદ્ધ શોભન રોગરી એટલી ઊંચી હતી કે, એ દિશામાં તો એથી વધુ ચડિયાતું કાંઈ થવું શક્ય જ ન હતું; તેથી સુલતાન મહમ્મદે એથી નવતર દિશામાં—કદની વિશાળતા ને ભવ્યતાની દિશામાં શ્રેષ્ઠતા સાધવા વિચાર્યું. અને, વિખ્યાત સ્થપતિઓ કહે છે કે, ઈબ્રાહીમ રોજાની નજાકત ને સૌંદર્યની સૌમ્ય મનોહારિતાને પડછે ગોળ ગુંબજનું સ્થાપત્ય વીર્યવાન પૌરુષભર્યું લાગે છે. મહમ્મદના રાજ્ય કાળનાં ત્રીસ વરસ (૧૬૨૬-૧૬૫૬) જેટલો ગાળો પણ આ વિશાળકાય ઈમારતને પૂર્ણ કરવામાં ઓછો પડ્યો. કેમકે એની ભીંતો હજી ઊભવાની હતી (પ્લાસ્ટર થતું હતું) ત્યાં મહમ્મદનું અવસાન થયું; અને તે પછી તો એ મહાદેહી રોજાનું અધૂરું કામ પૂરું કરવાની કોઈને પડી ન હતી.

વિરાટ કાયા અને ભવ્યરમાન દેખાવની આ ઇમારતની સ્થાપત્યરચના સાવ સાદી છે: ચાર ઊંચી દીવાલોથી રચાએલો વચ્ચે એક વિશાળ ચોરસ ખંડ: એ દીવાલોની બહારની બાજુએ ચાર ખૂણામાં, આઠઆઠ મજલાવાળા, ચાર અષ્ટકોણ મિનારાઓનો ટેકો; અને ખંડની ઉપર અર્ધગોળાકાર ભવ્ય ઘુમ્મટ. આ ઘુમ્મટનું વિશાળ કદ, અને ખંડ ઉપર ઘુમ્મટ ને ટેકવવા માટે કાટખૂણે રચેલી કમાનોની રચના, એ બે વસ્તુઓ આ ઈમારતનાં વિલક્ષણ અંગ છે. બીજા કોઈ પણ ટેકા વગર, આવડો વિશાળ એ ગુંબજ પોતાની હેઠળ ૧૮,૩૩૦ ચોરસ ફૂટના ભોંયતળિયાને છાઈને ઊભો છે. દુનિયામાં કોઈ પણ ઘુમ્મટ આટલું વિશાળ ક્ષેત્રફળ આવરીને ઊભો નથી. માત્ર એનાથી જ ઊતરતી વિશાળ જગ્યા રોમમાં પૅન્થીઅનના ઘુમ્મટ નીચે સમાવેશ પામી છે: ૧૫,૮૩૩ ચોરસ ફૂટની. એ ઘુમ્મટ આ ગોળ ગુંબજનું સૌથી વિશિષ્ટ અને આકર્ષક અંગ છે. બંને બાજુ ૧૩૫×૧૩૫ ફૂટના માપની આ ચોરસ ઈમારતનો નીચેનો આખો યે ભાગ સાદો, સપાટ, ઘીંગો અને માત્ર દ્વાર-પ્રકાશને આવવા પૂરતાં જ બાકોરાંવાળો નક્કર છે, જેથી તે જંગી ઘુમ્મટનું વજન ઝીલી શકે. અને તેમાં, ઊંચે જતાં અધવચ્ચે ચારે તરફની ભીંતો પર, બાર ફૂટની પહોળાઈની પેઢલી છે. પશ્ચિમના રોમ પણ સ્થપતિએ એથી અર્ધી પહોળાઈની પેઢલી કાઢવાની પણ હિંમત નથી કરી. એ પેઢલી પર ૧૧ ફૂટ પહોળાઈનો ચોમેર ફરતો ઝરૂખો છે, જે અહીંની વિખ્યાત 'વ્હિસ્પરિંગ ગૅલેરી'ના નામથી જાણીતો છે. એ આ ગોળ ગુંબજનું સૌથી વિશિષ્ટ ને આકર્ષક અંગ છે. એ ઝરૂખાથી જ ઘુમ્મટનો ગોળાવ શરૂ થાય છે. ભોંયતળિયાથી ૧૦૯ ફૂટ ને ૬ ઇંચ ઊંચે આવેલા આ ઝરૂખામાં જવા માટે ઇમારતની અગાશી ઉપર ઘુમ્મટની ચોમેર આઠ નાનાં પ્રવેશદ્વાર પાડેલાં છે. ઇમારતની બહાર દેખાતા ચાર ખૂણામાંના ચાર મિનારામાં જવા માટે પણ ગોળ આકારની સાંકડી સીડીઓ છે, અને એ સીડીઓમાંથી મિનારાના કબૂતરખાના જેવા જણાતા દરેક મજલે મજલે પહોંચવા માટે દ્વાર છે.

ઘુમ્મટની નીચે, વિશાળ ચોરસ ખંડની મધ્યમાં એક ઊંચા તખ્તો છે અને તેના ઉપર સુલતાન મહમ્મદની, તેની મોટી પત્નીની, નાની પત્ની અરૂસ બીબીની, તેની પ્રેયસી રંભાની, તેની પુત્રીની, ને તેના પૌત્રની, એટલી કબરો છે. જે, અલબત્ત, બનાવટી—પ્રતીક કબરો છે.

ખરી કબરો તો, આવાં બધાં સ્થળો જેમ, એની નીચેના ભોંયરામાં છે.

ઇમારતને ભોંયતળિયેથી ઘુમ્મટના શિખર સુધીની અંદરની ઊંચાઇ ૧૭૫ ફીટ છે, અને બહારની ઊંચાઈ ૧૯૮ ફૂટ ૬ ઇંચ છે. ઘુમ્મટની બહારની બાજુનો વ્યાસ ૧૪૪ ફૂટ ૫ ઇંચ અને અંદરનો ૧૨૪ ફૂટ ૫ ઇંચ છે. દુનિયામાં મોટામાં મોટા ઘુમ્મટ તરીકે ઓળખાતા રોમના પૅન્થીઅનનો અંદરનો વ્યાસ ૧૪૨ ફૂટ છે અને એ હિસાબે ગોળ ગુંબજનો નંબર બીજો આવે છે. પણ જો ગોળ ગુંબજના પેન્ડેન્ટિવનો પણ સાથે સમાવેશ કરવામાં આવે તો એ દુનિયામાં પહેલો આવે. આ ઘુમ્મટની જાડાઈમાં પણ વૈવિધ્ય છે. નીચે તેની જાડાઈ ૧૦'ની છે, ને તે પાતળી થતી જતી શિખર આગળ ૯'ની થાય છે.

આવડા રાક્ષસી આ ઘુમ્મટના ટેકા તરીકે યોજેલી જંગી કદની ઝૂલતી કમાનો ઉપર જે ખૂબીથી તેનું બધું વજન અંદરની બાજુએ ઝીલી લેવામાં આવ્યું છે, તે કરામતની યુરોપિયન સ્થપતિઓએ આભા બનીને તારીફ કરી છે, અને ફરગ્યુસન જેવા તજ્જ્ઞ કલાકોવિદે તે 'ઇમારતી બાંધકામની અદ્ભુત કરામત' કહીને બિરદાવી છે. નવાઇની વાત તો એ છે કે એવા સમર્થ પ્રતિભાવાન સ્થપતિનું નામ સુધ્ધાં આજે કોઈ જાણતું નથી.

અવાજનો પડઘો પાડનારી જે અદ્ભુત કરામતને માટે આ ઘુમ્મટ વખણાય છે તે કોઈ ખાસ યોજેલી રચના નથી, પણ ઘુમ્મટની વિશાળતાને લીધે કુદરતી રીતે ઉપજેલી ખૂબી છે. દરરોજ સેંકડો માણસો આ રોજો જોવા આવે છે ને ઘુમ્મટની દીવાલોમાંથી ઊપડતા ગેબી પડઘા અને મજાક કરતી હોય તેવી ગુસપુસ (વ્હિસ્પર્સ)થી આશ્ચર્યચકિત બને છે. એક લેખકે તેનું વર્ણન કરતાં લખ્યું છે કે 'ઇમારતમાં પેસતાં જ પોતાનાં પગલાંના અવાજના જે પડઘા ઊઠે છે તેથી પ્રેક્ષક અવાચક થઈ જાય છે. અને ઝરૂખામાં પ્રવેશતાં તો એ અનેકગણા જણાય છે. એક જ પગલું પડતાં, તેના પડઘામાં જાણે આખી પલટન ચાલતી હોય તેવા ઘોષ ઊઠે છે; હળવી વાતચીતના પરિણામે કોઈ ભેદી ગુસપુસ ભીંતોમાંથી આવતાં લાગે છે; ખડખડાટ હસો તો તો ભીંતોની પછવાડેથી મોટી ભૂતાવળો ભયંકર હાસ્યો સંભળાવતી રોમાંચ પમાડી દે છે. એક કાગળનો ટુકડો ફાડો તો મેઘગર્જના જેવો અવાજ સંભળાય છે! પણ ભીંત સરસા રહીને, અત્યંત ધીમેથી, જાણે આપણી જાતને સંબોધતા હોઇએ તેમ બોલીએ, તો તરત પ્રત્યુત્તરમાં એ જ બોલ સાંભળવા મળે છે. ભીંત લગે લગ તમારી કાંડા ઘડિયાળ ધરો તો ઝરૂખાને સામે છેડે ભીંતે કાન ધરીને ઊભેલો તમારો સાથીદાર તે સ્પષ્ટ સાંભળી શકે છે. ભીંત પર એક ટકોરો મારો તો તેના ઉપરાઉપરી દસ પડઘા સંભળાય છે.'

આનું રહસ્ય બીજું કશું જ નહિ પણ અવાજનાં મોજાંને મળતો વહનનો ટેકો છે. એક છેડે અવાજ કરવામાં આવતાંવેંત જ અવાજના મોજાં ભીંતના સપાટીએ સપાટીએ બે સામસામી દિશામાં આગળ વધે છે: એક મોજું ઘડિયાળના કાંટાની દિશામાં, અને બીજું તેથી વિરુદ્ધ દિશામાં. આ મોજાં ઘુમ્મટના વ્યાસના બીજા છેડા પર, —એટલે કે જ્યાંથી અવાજ કરવામાં આવ્યો હોય તેની બરોબર સામે, એકબીજાને મળે છે. અને એ બન્ને મોજાં એકસરખા જ માપનાં હોવાથી, ત્યાં એકબીજાને મળીને પરસ્પરને વધુ પ્રબળ બનાવે છે. પરિણામે, મૂળનો ધીમો અવાજ, ત્યાં બીજે છેડે પણ સ્પષ્ટ સાંભળી શકાય છે. એ મોજાં આટલાં જોરદાર હોવાને લીધે ફરીથી અહીંથી પણ આગળ (એટલે કે પાછાં) વધે છે, અને અવાજના મૂળ સ્થાને ભેગાં થઇને પહેલો પડઘો સર્જે છે. આમ ભીંતના ઓથને લીધે મોજાંની બહુ જ ઓછી શક્તિનો વ્યય થતો હોવાથી, મોજાં એમ



ગોળગુંબજના વિશાળકાય રાક્ષસી ઘુમ્મટના જંગી વજનને અંદરની બાજુએ ઝીલી લઈ અદ્ધર તોળી રાખનારી કમાનો નાખવાની હિંદી સ્થપતિઓની જે અદ્ભુત કરામત ભલભલા પરદેશી ઇજનેરોને મુગ્ધ કરે છે તે દર્શાવતી ઘુમ્મટની આંતર-આકૃતિ.

ઉપરાઉપર આગળ ને પાછળ ફરતાં જ રહે છે, અને બીજો, ત્રીજો, ચોથો, એમ ઉપરાઉપર પડઘા પાડતાં જાય છે. અને પછી દર વખતે થોડુંથોડું બળ ગુમાવતાં ગુમાવતાં છેવટે ધીમા પડી શાંત થાય છે. આમ, અનેક પ્રતિશબ્દની આ ક્રિયાને લીધે જ પગલું પડવાના એક જ અવાજમાંથી અનેક અવાજ બનતાં, જાણે કે ઘણા માણસોની કૂચ ચાલતી હોય તેવો અનુભવ થાય છે; અને અટ્ટહાસ્યના ઉત્તરમાં જાણેકે દીવાલના પ્લાસ્ટરની પાછળથી અનેક ભૂતો એ હાસ્યનો જવાબ વાળતા હોય તેવું લાગે છે.

ગોળ ગુંબજ ઊભો છે એ જ પડથારની છેક પશ્ચિમ કિનાર ઉપર, એક સપ્રમાણ મસ્જિદ આવેલી છે, જે આ રોજાને જ અંગે પ્રાર્થના કરવા માટે યોજાયેલી હતી. પાછળથી તે મુસાફરી બંગલા તરીકે વપરાતી, પણ લૉર્ડ કર્ઝને ફરી તેને ઉપાસનામંદિર તરીકે ઉપયોગમાં લેવડાવી. સમૃદ્ધ કોતરણીવાળી પેટલીઓથી સુશોભિત એ રળિયામણી મસ્જિદને બે પડખે બે નાજુક કમનીય મિનારીઓ છે, અને તેની અને ગોળ ગુંબજના રોજાની વચ્ચે બે હોજ છે.

વર્ષોનાં વર્ષો સુધી હવા અને પાણીની અસર સામે ટકી રહ્યા પછી હવે ગોળ ગુંબજના ઘુમ્મટમાં અનેક ફાટ પડી છે અને પ્લાસ્ટર ખરવા માંડ્યું છે. ધ્વનિપ્રતિક્ષેપની સ્પષ્ટતા અને તીવ્રતા પણ શુદ્ધ ગોળાકાર તથા લીસી સપાટી ઉપર અવલંબિત હોવાથી, તેની પડઘાશક્તિ પણ ઘટવા લાગી હતી. ઇ. ૧૯૩૩માં એ ફાટો પૂરી દઇને ચુનાઈનું એક કોટિંગ ચડાવીને આ ઘુમ્મટને ખૂબ ખર્ચે જ્વલાસેવ્ય બનાવવામાં આવ્યો હતો.

ફરી ઘુમ્મટના ચણતરને નુકસાન થયું છે; તે ઉપરાંત દીવાલોમાં પણ કેટલીક ફાટ પડી છે. તેથી તાજેતરમાં ભારત સરકારના પુરાતત્ત્વ ખાતાના વડા નિયામકના સૂચનને પરિણામે રૂા. ૨,૧૮,૦૦૦ના ખર્ચે તેનું સમારકામ આ વર્ષની શરૂમાં હાથ ધરવામાં આવ્યું હતું. ને લગભગ પૂરું થવા આવ્યું છે, અને આવતા વર્ષની શરૂઆતમાં તે જાહેરને માટે ફરી ખુલ્લો મુકાશે.

# વાચકો લખે છે—



**વા**ચકો તરફથી અમારા પર આવતા પત્રોમાં ઘણીવાર એવા મુદ્દા હોય છે કે જેમાં અન્ય વાચકોને પણ ભાગીદાર કરવાની અમને ઇચ્છા થાય છે; એટલે પણ સમયથી ધારેલો વિભાગ આ અંકથી શરૂ કરીએ છીએ. એમાં ટીકાઓ, ચર્ચાચર્ચી અને વિતંડા અમે દૂર રાખીશું. કહેવાની જરૂર નથી કે પ્રકટ થતા વિચારો સાથે અમે સદા સદ્દભાગે હોઈએ જ એવું નથી.

### ઝીણાં બીબાં [૧]

આજ સુધી 'કુમાર'ના આ માસના અંકની રાહ જોઈ, પણ કોઈ પરિણામ નથી... રાયપુરથી નવરંગપુરા આવતાં 'કુમાર' ગુમ થાય એ તો આપણા ટપાલવ્યવહારનું પોગળ જ છે. ખરેખર, નીતિનું નામ ભૂંસાતું જ જાય છે. અમારા નાનકડા પુસ્તકાલયને વરસમાં બાર-પંદર વાર જુદાજુદા સામયિકોની કચેરીઓ પર આવી ફરિયાદો કરવી પડે છે...

હવે એક અગત્યની વાત. અમારું લવાજમ થોડાક જ સમયમાં ખલાસ થતું હશે. અમે બરાબર બે વર્ષથી 'કુમાર'ના ગ્રાહક છીએ. અમારી બાજુના વાચકો પરથી માલૂમ પડ્યું છે કે તેઓ નાના ટાઇપોને લઈ, તેમજ સારી પેઠે કેળવાયેલા વર્ગને અનુરૂપ સાહિત્ય આવતું હોઇ, 'કુમાર'નાં ચિત્રો સિવાય ખાસ વાંચતા નથી. આથી અમારું લવાજમ પૂરું થતા ફરી વી.પી. ન કરવા વિનતિ છે

ઉપરોક્ત કારણથી એમ માનવાને કોઇ કારણ નથી કે 'કુમાર'નું વ્યક્તિત્વ નથી. પણ અમારા વાચકો એને અનુરૂપ નથી.

નવરંગપુરા • અમદાવાદ —બબાભાઇ સો. પટેલ

### [૨]

આપનું પત્ર ખરેખર કુમારો માટે અજોડ છે કેવળ તેના ઝીણા ટાઇપો ઘણાને ખટકે છે. થોડી જગ્યામાં ઘણું લખાણ આપવાની બીજી એકે ગમે નથી. કેટલાક આંખ નબળી પડી જશે એમ સમજીને વાંચતા નથી. આના ઉપર આપ જરૂર વિચાર કરી જોશો

પંડિત ફળી • જામનગર —અમૃતલાલ જયદેવ

[• • • 'કુમાર'નાં બીબાં ઝીણાં હોવા વિષે આ અગાઉ પણ અમારા પર પત્રો આવ્યા કર્યા છે. ઝીણા અક્ષરોથી આંખો બગડે છે એવી માન્યતા સર્વસામાન્ય છે. પણ તે હમેશા જ સાચી નથી કદાચ શાસ્ત્રીય અભિપ્રાય તેથી ઊલટો જ છે. 'પર્ફેક્ટ આઇસાઈટ વિધાઉટ ગ્લાસિસ' નામના પોતાના વિખ્યાત પુસ્તકમાં હજારોથી આંખોની કસરત વડે અનેક લોકોનાં ચશ્માં કઢાવી નાખનાર અને અનેકની આંખોનું નૂર પાછું આણનાર, વિખ્યાત નેત્રનિષ્ણાત ડૉક્ટર ડબ્લ્યુ એચ. બેટ્સ(એમ.ડી.)એ, પોતાના ૩૮ વરસના અનુભવ ને સંશોધનને અને આંખોના આરોગ્ય સંબંધમાં જે વિશેષ શોધો કરી છે તે પૈકી એક અતિ મહત્ત્વની શોધ એ છે કે "ઝીણા અક્ષર આંખને લાભ કરે છે; અને મોટા અક્ષર નુકસાન કરે છે!" સાંભળતાંવેંત જ આ તદ્દન વિચિત્ર અને અવળી વાણી લાગશે; પણ આ સત્ય તેમણે ફરીફરીને સાબિત કર્યું છે. એમના સિદ્ધાંતોની વિગતવાર ચર્ચામાં ઊતરવાનું આ સ્થળ નથી (એમની એ પદ્ધતિ અનુસાર આંખની તંદુરસ્તી સાચવવા અંગેની એક લેખશ્રેણી 'ગુજરાત માધ્યમિક વ્યાયામશિક્ષક સંઘ'ના મુખપત્ર 'શરીર અને શિક્ષણ'માં ડૉ. ગોવિંદલાલ પટેલ લખે છે, તેમાંથી આ અંકની 'માધુકરી'માં થોડો ભાગ લીધો છે.—અને હવે પછી લેવા ધારીએ 'માધુકરી'માં શરૂનો ભાગ લીધો છે.—અને હવે પછી લેવા ધારીએ છીએ—તે કદાચ ઈચ્છુકોને રસ આપશે.) પણ અમે એટલું તો કહીએ કે યુરોપ-અમેરિકાનાં ઘણાંખરાં સામયિકો પણ 'કુમાર'નાં બીબાંના કદનાં જ બીબાંમાં છપાય છે. મુદ્રણશાસ્ત્રીય પરિભાષામાં 'કુમાર'નાં બીબાંનું કદ લગભગ 'દસ પૉઇન્ટ'નું છે. બીજાં પુખ્ત વયનાં માણસો માટેનાં સામયિકો ઉપરાંત કિશોરો-કુમારો માટેનાં વિલાયતનાં પત્રો પણ મોટે ભાગે ૧૦ પૉઇન્ટ બીબાંમાં આવે છે: 'અમેરિકન બૉય', 'બૉય્ઝ લાઈફ', 'બૉય્ઝ ઓન પેપર', અને દિલ્હીથી નીકળતું 'ટ્રેઝર ચેસ્ટ' એટલાં તો તરત ગણાવી શકાય.]

### રંગકળા

આપનું 'કુમાર' માસિક ચિત્રકળાના ઉત્તમ નમૂનાઓ માટે લાંબા સમયથી જાણીતું છે. પરંતુ હજી સુધી તેમાં રંગકળાના વિષય પર ખાસ લખાણ કે કોઈ સુંદર લેખ મનન કરવા જેવો ભાગ્યેજ આવ્યા હોય એમ લાગતું નથી. રંગો, તેની જુદીજુદી જાતો અને તેના યોગ્ય મિશ્રણ પ્રમાણો જણાવતો તેમજ એક મનનીય લેખ માનનીય શ્રી રવિશંકરભાઈ તૈયાર કરી અંકમાં આ પત્રમાં છાપશે તો ગુજરાતમાં ચિત્રકળાની માફક રંગકળા પણ ખીલી ઊઠે.

મહીધરપુરા • સુરત —ઈશ્વરલાલ ચંદુલાલ જરીવાળા

### પુસ્તક-પરિચય

'કુમાર'માં એક પાનું પુસ્તકપરિચય માટે કાયમી રાખો તો સારું. આજે સાહિત્ય એટલું બધું પ્રકટ થાય છે કે ઘણી વખત માણસ પોતાની રુચિ પ્રમાણે શું વાંચવું, શું નહિ તેનો નિર્ણય કરી શકતો નથી; કારણકે ઘણાં બધાં પુસ્તકોમાંથી કયું પુસ્તક કયા વિષય ઉપર લખાયું છે તે જાણવા આપણી પાસે તેના નામ (શિર્ષક) સિવાય બીજો માર્ગ નથી હોતો અને આજે તો શિર્ષક પણ ભેદક-ભર્યાં અપાય છે. કદાચ છેતરપિંડી હોય! માટે, પુસ્તકપરિચય એકબે સામયિકોમાં વાંચીને, ઉત્તમ પ્રકાશનોમાંથી પોતાની રુચિ, સ્વભાવ, અભ્યાસને અનુકૂળ શું છે તે માણસ જોઈ શકે...

પંચમાટી • મુંબઈ —જમનાદાસ મિસ્ત્રી

### શું સમજવું? [૧]

ઘણાં વર્ષોથી હું આપના 'કુમાર'નો નિયમિત વાચક છું. કહેવાનું એટલું જ કે, ગુજરાતના શ્રેષ્ઠ માસિકનાં અમૂલ્ય પાન, દર મહીને ચાર-પાંચ, 'ભાંભગડિયાં'માં રોકીને બગાડો છો એથી મને દિલગીરી થાય છે. મારી દૃષ્ટિએ તે ઠીક નથી. બાકી આપને યોગ્ય લાગે તે. અવિનય માફ કરશો.

સ્નોલી (વડોદરા) —આર. એમ. પટેલ

[• • • ગયા જાન્યુઆરીથી 'ભાંભગડિયાં'ની માળા શરૂ થઈ ત્યારથી તેને અંગે અમને જે અનેક અભિપ્રાયો મળ્યા છે તેમાં, આ ઉપરનો એક જ અભિપ્રાય તેની વિરુદ્ધનો છે; બીજા બધા જ અભિપ્રાયો, જે તેની તરફેણમાં આવ્યા કર્યા છે, તેમાં દર્શાવેલા મુદ્દાઓને આવરી લેતો અભિપ્રાય આ નીચેના પત્રમાં છે:]

### [૨]

'... ચન્દ્રવદન મહેતાની આત્મકથા તો 'કુમાર'નું એક મોટું આકર્ષણ થઈ પડ્યું છે. જે જે લોકો એ વાંચે છે તેઓ એના મુગ્ધ પ્રશંસક બને છે. રમતિયાળ શૈલી, તળપદી ભાષા, હાસ્યની

છોળો, રસ જમાવવાના પ્રસંગો અને આનંદી વાતાવરણવાળી આ આત્મકથા અજબ રસ જમાવે છે.'

નિસર્ગોપચાર આશ્રમ • પો. ઉરુલી (પૂના) —માધવ

## સરખામણી

ભાઈ પ્રજારામનું 'તામિલ દેશમાં ડોકિયું' (અંક ૩૨૨) વાંચીને ખુશ થયો હતો. તાંબુલ, રંગોળી ને વેણીના ત્યાંની સ્ત્રીઓના શોખ માટે મેં પણ થોડુંક મેળવ્યું હતું, અને ગુજરાત સાથે સરખાવ્યું હતું.

તાંબુલ ખાવાની દક્ષિણ હિંદની રીતમાં, મદ્રાસમાં તો, વ્યક્તિના હાથમાં પચીસત્રીસ પાન હોય ને થોડોક ચૂનો હોય. એક પાનને જરા ચૂનો ચોપડી કે ચાટીને તાંબુલભક્ષણ પૂરું કરે. બાકી કોઈ પટ્ટણી, સૌરાષ્ટ્રી કે સુરતી સ્ત્રીને પાનનો સુંદર ડબ્બો લઈને હીંચકા પર બેઠેલી જોઈ છે? પાનમાં મસાલો અને સુગંધ ગુજરાતે મૂક્યાં છે.

અને રંગોળી? ગુજરાતી વાણિયા-બ્રાહ્મણની વાત મૂકો ને; દરજી, લુહાર, કુંભાર વગેરે કોમમાં પણ હમેશાં ઉંબરપૂજન કરે છે ત્યારે નાનાં ફૂલ અને તરેહતરેહના સ્વસ્તિક ચીતરે છે. તે જોયું છે? તે પ્રાથમિક કક્ષાની વાત બાજુએ મૂકીએ, પણ મુંબઈમાં ઘણીવાર 'અખિલ હિંદ મહિલા પરિષદ' તરફથી કે કોઈ બીજી સંસ્થા તરફથી રંગોળી-હરીફાઈ થાય છે ત્યારે ય પહેલાં ઇનામ તો ગુજરાતી સ્ત્રીઓને જ મળે છે. રંગોળીમાં ય રંગ તો ગુજરાતે જ પૂર્યા છે ને?

અને વેણી? ગુજરાતમાં જૈનોની વસતિ ઘણી, એટલે ઝાડ-પાન બિનજરૂરી તોડવાં તેને પાપમાં ગણ્યું. છતાં ય મુંબઈ આવે ત્યારે એક જ જાતની વેણી ગુજરાતણ અને બીજા કોઈ પ્રાંતની સ્ત્રી પહેરે, અને પછી કોઈ 'છટા' શબ્દનું મૂળ સ્થાન શોધે તો સમજાય.

Apart from that, ગુજરાતણોએ બીજાની કોઈ પણ વસ્તુનું સુંદર અનુકરણ કરી બતાવ્યું છે; પણ ગુજરાતી ભરત, ગુજરાતી રસોઈ, ગુજરાતી રાસ, કે આના પાવલોવા જેવી નૃત્યકાર પણ ખુશ થઈ જાય તેવી રીતે સાડી પહેરી બતાવે તો હું માનું કે પોતાને સૌથી વધુ સંસ્કારી માનતા પ્રાંતોમાં યે સંસ્કાર છે...'ગર્વીલા ગુજરાત' લખનારે વગર વિચારે નથી લખ્યું.

નવી વાડી • મુંબાઈ —જસુ શાહ

## કોઈને જોઈએ તો

મારી પાસે 'કુમાર' માસિકના નીચે જણાવ્યા મુજબના અંકો પડેલા છે: ૬ અંકો જુલાઈ ૧૯૪૨થી ડિસેમ્બર ૧૯૪૨ સુધીના; ૧૨ અંકો જાન્યુઆરી ૧૯૪૩થી ડિસેમ્બર ૧૯૪૩ સુધીના કમ્પલીટ. મજકુર અંકો બધાં લેખે મારે વેચવાના છે, જેની કુલ કીંમત રૂ. ૧૩ા થાય છે, અને એ જ કીંમતે હું આપી દેવા ખુશી છું.

—[અમીનાબાઈ મુસાભાઈ ભાવનગરવાલા, વાણિયાવાલા બિલ્ડિંગ ૪થે માળે, નિશાનપાડા રોડ, પાલખી મહોલ્લા, ડોંગરી મુંબઈ-૯]

તા. ક. બધા જ અંકો સાથે આપવાના છે છુટક આપવા નથી, કારણ કે આખી ફાઈલ બાંધેલી છે.

બે નવાં ખનિજો

# સિલિમેનાઇટ અને વર્મિક્યુલાઇટ

—રોજિંદા જીવનમાં વિજ્ઞાન ૪૪ લેખક• ડૉ. નરસિંહ મૂ. શાહ—

આજથી ૨૦–૨૫ વર્ષો પહેલાં તો આ બે ખનિજો તદ્દન અપરિચિત હતાં; પરંતુ આજે તો ઉદ્યોગોમાં તેમનો ઉપયોગ સામાન્ય થઈ પડ્યો છે.

સિલિમેનાઇટના સમૂહમાં ત્રણ ખનીજોનો સમાવેશ થાય છે: (૧) *એન્ડાલ્યુસાઇટ*, (૨) *કીએનાઇટ* અને (૩) *સિલિમેનાઇટ.* આ ત્રણે એલ્યુમિનીયમનાં સિલિકેટો છે આ ખનિજોની વિશિષ્ટતા એ છે કે અતિ સખત ઉષ્ણતાએ પણ તેમાં ફેરફાર થતો નથી. ભઠ્ઠીમાં તેમને ઓગાળવાથી તેમનું, મુલાઇટ નામના એલ્યુમીનિયમ સિલિકેટમાં વધતા ઓછા અંશે રૂપાંતર થાય છે. આ ખનિજો ઊંચી જાતના દુર્દ્રાવ્ય પદાર્થો (refractories) ની બનાવટમાં પુષ્કળ વપરાય છે. તેમાંથી બનાવેલી પોર્સિલેઈન (ચીની માટી) અદ્ભુત ગુણો ધરાવતી માલૂમ પડી છે. તેનું પક્ષનબિંદુ ખૂબ ઊંચું છે, જ્યારે પ્રસરણાંક તથા વિદ્યુત્‌વાહકતા સાવ ઓછાં છે. એટલે વીજળીના કામના સ્પાર્ક-પ્લગ, પ્રયોગશાળામાં વપરાતા સામાન, થર્મોકપલની નળીઓ, વીજળી ભઠ્ઠીઓમાં વપરાતી ખાસ ઈંટો, સીમેન્ટની ભઠ્ઠીઓ વગેરેની બનાવટમાં તે અતિ ઉપયોગી નીવડ્યું છે. કીએનાઇટનો ખાસ ઉપયોગ હવે દુર્દ્રાવ્ય સીમેન્ટની બનાવટમાં અને કાચને વિશેષ મજબૂત કરવા માટે થવા લાગ્યો છે.

આખી દુનિયામાં માત્ર બે દેશોમાં આ ખનિજો આવેલાં છે: એક હિંદ અને બીજો અમેરિકા. આપણા દેશમાં કીએનાઇટ ખૂબ નીકળે છે. તેનાં મહત્ત્વનાં ક્ષેત્રો સીંગભૂમમાં છે. રેવા રાજ્યમાં પીપરા પાસે અને આસામમાં ખાસી ટેકરીઓમાં સિલિમેનાઇટનો મોટામાં મોટો જથ્થો આવેલો છે. પરંતુ તેનો ઉપયોગ હજી થઈ શક્યો નથી. કીએનાઇટ તો ભારત દર વર્ષે વીસ હજાર ટન જેટલું કાઢે છે અને તેમાંનો મોટો ભાગ અમેરિકા ખાતે ચડે છે.

વર્મીક્યુલાઇટ અબરખની એક જાત છે. (તેને વિષે વિગતવાર માહિતી ૩૦૨ અંકના 'માધુકરી' વિભાગમાં આવી ગઈ છે.) તેને ગરમ કરવાથી તે દસ ગણું ફૂલે છે ને આ ક્રિયા દરમ્યાન અળસિયાં ચાલતાં હોય એવી હીલચાલ નજરે પડે છે. એ ઉપરથી અંગ્રેજી શબ્દ વર્મ (એટલે અળસિયું) વાપરીને આ ખનીજનું નામ વર્માક્યુલાઇટ પાડવામાં આવ્યું છે. આ ખનીજનો કુદરતી રંગ પીળાશપડતો ભૂખરો હોય છે, પરંતુ ગરમીમાં ફુલાવ્યા પછી તે આછો પીળો થઈ જાય છે. તેના એક ઘન ફૂટનું વજન માંડ દસેક પૌંડ થાય છે.

મકાનની અંદરની દીવાલોને નીજરખુ બનાવવા (insulate કરવા) માટે આ ખનીજનો ઉપયોગ મુખ્યત્વે થાય છે ને સીમેન્ટની સાથે મેળવીને તેને વાપરવામાં આવે છે. સાઉન્ડ-પ્રુફ (નાદાભેદ્ય) મકાનોની બનાવટમાં પણ તે વપરાય છે. ઉપરાંત રેફ્રીજરેટરો, બૉઇલરોનાં ઢાંકણાં અને પાઇપોમાં પણ તેનો ઉપયોગ અસરકારક માલૂમ પડ્યો છે. તેનો બારીક દળેલો ભૂકો મેફાઇટને બદલે ઊંજણ તરીકે પણ વપરાવા માંડ્યો છે. મોટરનાં જૂનાં આંતરદાહક (ઇન્ટર્નલ કમ્બશન) એન્જિનોમાં તે ફાયદાકારક માલૂમ પડ્યું છે

વર્મીક્યુલાઇટનાં મોટામાં મોટાં ભંડારો અમેરિકાના મૉન્ટાના પરગણામાં આવેલાં છે. આ ઉપરાંત, ટ્રાન્સવાલ, ટાંગાનિકા અને રશિયામાં યુરલ પ્રદેશમાંથી પણ મળે છે.

રુધિરાભિસરણ (અનુ. પૃ. ૪૩૩થી ચાલુ) નાનીમોટી કરે છે, અને શરીરના ભાગો કે અવયવોની ક્રિયાશક્તિના પરિણામે ઊભી થયેલી જરૂર અનુસાર વધારે કે ઓછા લોહીનો પ્રવાહ વહેવડાવે છે.

ખાધા બાદ લોહીનો જથ્થો પેટમાંનાં પાચનતંત્રો ભણી વધે છે. આથી મગજમાં એ વખતે લોહી ઓછું વહે છે. પરિણામે ભારે ખોરાક ખાધા પછી માનવી ઊંઘથી ઘેરાય છે. પેટ ભરીને ખાધા પછી વિદ્યાર્થી અભ્યાસમાં બેસે ત્યારે તેને ઊંઘ ચડે છે તેનું કારણ આ છે. ખાધા બાદ તરવાનું કે ઊના પાણીથી નહાવાનું દોષિત કહ્યું છે તેનું કારણ સમાનજ તેવું છે. તરવામાં ચામડીને અને માંસપેશીઓને જેટલું મળે તેટલું લોહી જોઈએ છે; અને હોજરીમાં ખોરાક હોવાથી પાચનતંત્રોને પણ એટલી જ જરૂર રહે છે. અને લોહીની ખેંચ તો મગજ અને ફેફસાંઓમાંથી જ ઉદ્ભવ પૂરી પાડે છે. આથી ઉપરના અવયવોને લોહી અપૂરતું મળવાથી તરનાર બેભાન બને છે.

જ્યારે કોઈ અવયવ કે અવયવોના સમૂહ કાર્યશીલ હોય છે ત્યારે રુધિરનળીઓની સુદૃઢતા (Tonus) કમી થાય છે; આથી તે વધુ પહોળી થાય છે અને પરિણામે તેમાં લોહી વધુ પ્રમાણમાં વહે છે. જ્યારે આમ થાય છે ત્યારે અન્યોન્ય સંબંધ રાખનાર બીજી રુધિરનળીઓ સંકોચાય છે. આ વ્યવસ્થાથી શરીરના જુદાજુદા ભાગોમાં લોહીની વહેંચણીનું નિયમન થાય છે. આ નિયમન વાઝોમોટર 'જ્ઞાનતંતુના કાર્ય)ના આધારે છે. વાચની, લખની કે ગણિત ગણતી વખતે મગજને વધારે લોહીની જરૂર હોય છે. આ વખતે પેટના ક્ષેત્રમાંથી લોહીનો પુરવઠો મગજમાં જાય છે. મિષ્ટાન્નનો વિચાર કરતાં કે તે નજરે પડતાં વેંત જ લાળની ગ્રંથીઓ, જઠર, કલેજું, પૅન્ક્રિયાસ વગેરેની ધમનીઓ પહોળી થાય છે અને લોહીથી ઉભરાઈ જાય છે; જો શરીર પુષ્કળ તપી ઊઠ્યું હોય તો વાઝોમોટર જ્ઞાનતંતુઓ ચામડીની રક્તવાહિનીઓને પહોળી બનાવે છે; એથી ચામડી રાતો રંગ ધારણ કરે છે અને ગરમી નિવારવા માટે પરસેવો છૂટવા માંડે છે

જ્ઞાનતંતુઓની નબળાઈ (Neurosis)વાળા માણસોની કેશવાહિનીઓ ઉત્તેજના પામતાં જોસભર્યો પ્રત્યાઘાત અનુભવે છે. આના [illegible]. ચામડીનો રંગ ઝટ બદલાય છે ટીકા કે વખાણ સાંભળતાં મોં ગુલાબી તરી આવે છે. આવા માણસોને સાધારણ માનહું થતાં કંપારી છૂટી ઊપડે છે. હવામાન બદલાતાં તે આધાશીશીથી પીડાય છે, તેમને વારંવાર શરદી થઈ આવે છે, અવારનવાર ઝાડા અને પેટમા ચૂંકના દરદથી તે પીડાય છે.

શરીર ઉપર ઘા પડતાં માણસ બેભાન થાય છે. એનું કારણ એ છે કે ઘવાએલી માંસપેશીઓમાંથી હીસ્ટેમાઇન (Histamine) નામનું દ્રવ્ય પેદા થાય છે. આની અસર તળે કેશવાહિનીઓ પહોળી થાય છે ને તેની દીવાલો ભેદ્ય (Permeable) બને છે, જેથી તેમાથી 'ચૂવેલું' લોહી તંતુઓમાં જમા થાય છે. આથી રુધિરાભિસરણમાં લોહીનું પ્રમાણ ઘટે છે, એટલે હૃદય, મગજ અને ફેફસાંને પૂરતું લોહી નથી મળતું, અને આના પરિણામે માનવી બેભાન થાય છે.

મોં કે નાક ઉપર જોરથી મુક્કો વાગતાં માણસ તમ્મર ખાઈ ભોંયે પડે છે. આ વખતે મુક્કાથી માથું પાછું પડે છે, આથી ખોપરીના ઉપલા ભાગની અંદર આવેલો મગજનો ભાગ Medulla Oblongata (મેડુલા ઑબ્લૉન્ગેટા) દબાય છે ને રુધિરજ્ઞાનતંતુઓ ધ્રુજન પામે છે. આથી વાઝોમોટર કેન્દ્ર પ્રતિરોધ (Inhibit) પામે છે. આના પ્રતાપે પેટની ધમનીઓ પહોળી થાય છે. હૃદય, ફેફસાં અને મગજનું લોહી પેટના ક્ષેત્રમાં જમા થાય છે, અને લોહીની તાણ પડવાથી માનવીને તમ્મર ચડે છે. આવી જ રીતે પેટમાં મુક્કો વાગતાં કે ખેલાઓમાં મૂઢ માર પડતાં પણ માનવી તમ્મર ચડી બેભાન બને છે.

ઉંમર વધતાં શરીરના અન્ય તંતુઓની જેમ ધમનીઓ પણ સખત બને છે. તેમાં કૅલ્શિયમ જમા થાય છે અને પરિણામે ધમનીઓ સાંકડી બને છે. આવો સૌથી પ્રથમ સડો (Degeneration) મગજ, હૃદય અને ગુરદાની ધમનીઓમાં શરૂ થાય છે. ધમનીની દીવાલો સાંકડી અને સખત થવાથી લોહીના પ્રવાહમાં અવરોધ ઉત્પન્ન થાય છે. આથી લોહીને ફરતું રાખવા હૃદયને ખૂબ જોરથી કાર્ય ઉપાડવું પડે છે. આવું લાંબો વખત ચાલતાં હૃદયનું કદ મોટું થાય છે, ધમનીઓની દીવાલ ઉપર લોહીનું દબાણ વધે છે, અને આ રીતે માનવી લોહીના દબાણના રોગનો ભોગ બને છે.

એટલે, માણસની તંદુરસ્તી ધમનીઓની તંદુરસ્તી ઉપર અવલંબે છે. ધમનીઓ જેટલી વૃદ્ધ (બગડેલી) એટલો માણસ વૃદ્ધ. મોટી ઉંમરે મસાલેદાર ખોરાક અને માંસાહાર પણ ધમનીઓને અ-સ્થિતિસ્થાપક અને કઠણ બનાવનાર નીવડે છે. ચાલુ દારૂ પીનારની ધમનીઓ તો આખા શરીરમાં પહોળી થએલી હોય છે આથી એવા માણસને વૃદ્ધત્વ જલદી આવે છે. ધમનીઓ બગડે છે અને હૃદય બંધ પડવાથી અકાળ મૃત્યુ થાય છે.

ઊંડા શ્વાસ લેવાથી અશુદ્ધ લોહીને પાછા ફરવામાં તથા જમણા હૃદયમાં ઝપાટાબંધ આવવામાં મદદ થાય છે. પેટની શિરાઓ સંકોચાતાં અશુદ્ધ લોહી વધુ પ્રમાણમાં ઠલવાય છે ઉચ્છ્વાસ કરવાથી છાતી ફૂલે છે, ફેફસાંઓની ધમનીઓ વધારે લોહીથી ભરાય છે અને લોહીમાંનો પ્રાણવાયુ અશુદ્ધ લોહીને વધુ પ્રમાણમાં શુદ્ધ કરે છે તથા અશુદ્ધ લોહીની જમાવટ ઓછી થાય છે. કસરત વખતે, ઉતાવળે ચાલતાં, ટેકરી-પર્વત ઉપર ચડતાં કે હૃદય ઉપર ભાર જેવું લાગતાં ઊંડા શ્વાસ લેવાથી ઘણી રાહત શાથી મળે છે તે હવે સમજાશે.

શરીરરચનામાં કુદરતની કરામત અજબ છે. વૈજ્ઞાનિકોનું અનુમાન છે કે ધમનીઓ, શિરાઓ ને કેશવાહિનીઓની બધી નળીઓને છૂટીછૂટી કરીને જો લાંબી ગોઠવીએ તો તેની લંબાઈ ૬૨,૦૦૦ માઇલ થાય! આ બધી આપણા શરીરના નાના ક્ષેત્રમાં કેટલી અજબરીતે ગોઠવાઈને રહી હશે! એ આખા વિસ્તારમાં હૃદયના ફક્ત એક જ ધબકારાથી લોહી બધે ફરી વળે છે.

પણ માનવીની ખાનપાનની મૂર્ખાઈ અને અવળચંડાઈ આગળ કુદરતની ગમે તેવી કરામત પણ કેટલો સમય ટકી શકે? ધમનીઓને નુકસાન કરે એવી મોજમજેથી, બેવકૂફ ભરેલી જિંદગીને લીધે લોહીના વધુ દબાણથી કે મગજમાં નસ તૂટવાથી ઘણાં મરણ થાય છે.

પચીસ વર્ષ પહેલાં (અનુ. પૃ. ૪૫૩થી) બહાર નીકળતાં શુકન જુએ. દિવસના હમેશાં દોઢ કલાક (રાહુ કાળ) એવો આવે કે જે કોઈ પણ વ્યાપારનું કે વ્યવહારનું સારું કામ કરવા માટે અયોગ્ય ગણાય!

અહીં સવાર કરતાં સાંજે વધારે આનંદકલ્લોલ હોય છે; બીજા વાર કરતાં શુક્રવારે માણસોની વધારે ભરતી હોય છે; બીજા મહિના કરતાં ચૈત્ર માસમાં વધારે ઉત્સવ અને ઠાઠ જામે છે. સાયંકાળે સૂર્ય પોતાનાં કિરણો સંકેલે, આકાશમાં અંધકાર જામે, રાત્રિના તારા ચમકવા માંડે ને મીનાક્ષિના મંદિરમાં જ્યાંત્યાં દીપમાળા પ્રગટી ઊઠે, ત્યારે તેલના નાનાનાના એ અસંખ્ય અસ્થિર દીવાઓની હારની હાર આપણી આંખોને ઠંડક તેમજ આનંદ આપે છે. તે પ્રત્યેક દીપશિખા પવનલહરિ આવતાં નાચવા માંડે છે અને મીનાક્ષિને પ્રસન્ન કરવા નૃત્ય કરી રહેલ નટરાજનાં નૃત્યઆંદોલનો જાણે કે ચારે તરફ ફેલાઈ રહ્યાં હોય એવો આનંદ, આવનાર પ્રેક્ષકગણ અનુભવે છે.

કલ્યાણી : કાયદો અને વ્યવસ્થા! હા...હા...(હસે છે) કયો કાયદો? ક્યાં છે વ્યવસ્થા?

જ૦ ઘોષાલ : તમે કહેવા શું માંગો છો?

કલ્યાણી : એ જ કે તમારા વર્તમાન કાયદા અને વ્યવસ્થાના ધોરણ સાથે મારે કાંઈ જ નિસ્બત નથી. એની સામે મને સુગ છે.

જ. ઘોષાલ : તમારી સામેનું તહોમતનામું વંચાઈ જવા દો. પછી તે માટે જે કાંઈ કહેવું હશે તે કહી શકશો.

મિ. સેન : હું પણ ટૂંકામાં જ પતાવું છું. મિસ કલ્યાણી મજુમદારે જુલાઈની ૨૨મી તારીખે રાત્રે, નં. ૧૨ નિર્મલ લાહિડિયા લેન વાળા મકાનમાં એક અજાણ્યા પોલીસ અફસરનું ખૂન કર્યું...

જ૦ ઘોષાલ : અજાણ્યા અફસરનું? કેમ, હજુ સુધી પોલીસ એમનું નામઠામ મેળવી શકી નથી?!

મિ. સેન : મી લૉર્ડ! આસામીનો ચહેરો તદ્દન છુંદાઈ ગયો છે અને કોઈ રીતે ઓળખાણ પડી શકે તેમ નથી.

જ૦ ઘોષાલ : પણ કપડાં, રીવૉલ્વર વગેરે ઉપરથી, તમારા પોલીસ-ખાતાના અફસરોની હાજરી-ગેરહાજરી ઉપરથી તો—

મિ. સેન : એ બાબતમાં પોલીસની તપાસ ચાલુ જ છે; પણ આ કેસમાં આ મિસ મજુમદારે એક શખ્સનું ખૂન કર્યું છે એ જ મહત્ત્વની વાત છે....

જ૦ ઘોષાલ : Please go on with your case.

મિ. સેન : યસ મી લૉર્ડ. (વાંચે છે) અને ફોનથી પોલીસને ખબર આપીને પોતાની જાતે જ ગુનેગાર તરીકે જાતને સોંપી દીધી છે. પોલીસ તપાસમાં જણાયું છે કે મિસ કલ્યાણી પૂર્વ બંગાળની એક નિરાશ્રિત બાઈ છે; ને પોલીસનું માનવું છે કે તેમણે પોતાના સૌંદર્ય અને બુદ્ધિની જાળમાં અનેક આસામીઓને ફસાવીને....

કલ્યાણી : (ગર્જી ઊઠતાં) એ નરાતાળ જૂઠ છે, બનાવટ છે...

જ૦ ઘોષાલ : ઑર્ડર, ઑર્ડર.

મિ. સેન : (આગળ વાંચતાં) ને કંઈકને પાયમાલ કર્યાં હોવા જોઈએ. છેલ્લા ત્રણ માસ દરમ્યાન ઓછામાં ઓછા....

કલ્યાણી : (વધુ ગુસ્સાથી ગર્જી ઊઠતાં) કાયદા ને વ્યવસ્થાના રખેવાળો, હવે સાંભળી લો. અત્યાર સુધી હું ધીરજ રાખીને અને કોર્ટની અદબ સાચવીને ચૂપ રહી હતી. પણ હવે મને બોલતી કોઈ અટકાવી શકે તેમ નથી.

મિ. સેન : કોર્ટનું અપમાન થાય છે, નામદાર.

કલ્યાણી : તે માટે જે કાંઈ શિક્ષા તમારી ન્યાયપોથીમાં હોય તે મારા ઉપર અજમાવી શકો છો, મિ. સેન! હવે હું બોલવા માગું છું. મારો ઈરાદો તો મેં ખૂન કર્યાનો સાફ અને ટૂંકો એકરાર કરીને મૂગે મોઢે તમારી આપેલી સજા ભોગવી લેવાનો જ હતો. પણ આજે કાયદા અને વ્યવસ્થાને નામે જે હડહડતું જૂઠાણું તમે અહીં રજૂ કરવા માંડ્યું છે તેની સામે તો હું જરા યે મૂગી રહી શકું તેમ નથી. મારા જેવી અન્યાય પામેલી, ત્રાસ પામેલી ગરીબ કંગાલ સ્ત્રીઓને ખાતર આજે તમારા કાયદાને, તમારી વ્યવસ્થાને હું પડકાર ફેંકું છું.

જ૦ ઘોષાલ : તમારે જે કહેવું હોય તે સ્થિરતાથી, શાંતિથી કહો.

કલ્યાણી : સ્થિરતા? શાંતિ? આજે મારે હૈયે અગન બળે છે, મારા શરીરને સહસ સહસ્ર વીંછીની વેદના આજે બાળી રહી છે, ત્યાં મને શાંત થવા કહો છો? મારી પાસેથી સ્વસ્થતાની આશા રાખો છો? જજ સાહેબ, તમારે દીકરી છે? મિ. સેન, તમારે કોઈ જુવાન બેન છે?

મિ. સેન : આ હદ થાય છે, મી લૉર્ડ, ફરીને...

જ૦ ઘોષાલ : (ઠંડા સ્થિર અવાજે) એમને બોલવા દો મિ. સેન. (અને કંઈક સહાનુભૂતિથી બોલાઈ જતું હોય તેમ કલ્યાણીને) બોલો, મા!

કલ્યાણી : (ગદ્ગદ્ કંઠે) મા?! મને તમે મા કહ્યું? એ રીતે મને મારા બાપુ લાડથી બોલાવતા. '૪૬ના ઢાકાના તોફાન વખતે, યુનિવર્સિટીમાંથી પાછા ફરતાં તોફાની ટોળાંને વારવા જતાં કોમવાદની છરીના ભોગ એ બની ગયા, અને મને નિરધાર કરતાં ગયા. (ડૂસકો મૂકી રોઈ પડે છે.)

મિ. સેન : કોણ પ્રો. મજુમદાર? પ્રો. બિમળ મજુમદાર, જે હિંદુ-મુસ્લિમ હુલ્લડખોરોને શાંત કરવા જતાં હુમલાનો ભોગ થયા, તે તમારા પિતાજી?

કલ્યાણી : હા, એ જ મારા પિતા! હું એમની જ પુત્રી, આજે ખૂનના આરોપસર તમારી સમક્ષ ઊભી છું.

મિ. સેન : તમારા જેવી સંસ્કારી યુવતીને આ શું સૂઝ્યું?

જ૦ ઘોષાલ : અધીરા ન થાઓ મિ. સેન. આગળ બોલો, કલ્યાણી.

કલ્યાણી : બંગદેશના પૂર્વ અને પશ્ચિમ એમ બે ભાગ પડ્યા પછી પણ મેં મારી મા અને નાના ભાઈ સાથે ઢાકામાં જ રહેવાનું પસંદ કર્યું. પણ ધીરેધીરે પરિસ્થિતિ વણસતી ચાલી. જેમતેમ કરીને હું એમ.એ.ના છેલ્લા વર્ષ સુધી પહોંચી. પણ પરીક્ષા આપવાનું બને તે પહેલાં તો મારે અભ્યાસ છોડવો પડ્યો. મારા નાના ભાઈને ભણાવવા માટે અને ઘર ચલાવવા માટે મારે નોકરી કર્યા સિવાય છૂટકો જ નહોતો. પણ ધીરેધીરે અમારા માટે ઢાકામાં રહેવું દુઃસહ બન્યું અને છેવટે, છેલ્લે, ફેબ્રુઆરી-માર્ચનાં તોફાનોમાં ગુંડાઓના ત્રાસથી બચવા, એક દિવસ હું, મારી અપંગ મા અને નાનો ભાઈ સલામતીની શોધમાં—હા સલામતી! તમે જણાવો છો એ કાયદા ને વ્યવસ્થાથી રક્ષાયેલી સરકારના આશ્રય નીચે સલામતી શોધવા, એક કાળે દિવસે સિયાલદા સ્ટેશને ઊતર્યાં. આશ્રયની શોધમાં ભમે છતાં ત્યાં એક દિવસ...

[આગલા તખ્તા ઉપર એકદમ અંધારું થઈ જાય છે અને ખૂબ આછા પ્રકાશમાં પાછળનો પડદો ખુલે છે તથા ઉપરના તખ્તા ઉપર કોઈ પણ સ્ટેશન ઉપરના વેઈટિંગ રૂમમાં હોય છે તેવા ફર્નિચરની સજાવટવાળો ઓરડો જણાય છે. ઓરડાનું બારણું પાછળ પ્લૅટફૉર્મ ઉપર ખુલે છે. પ્લૅટફૉર્મ ઉપર નિર્વાસિત સ્ત્રી-પુરુષોની અવરજવર અને ખડકેલો સામાન જણાય છે. ઓરડાની અંદર, અસ્તવ્યસ્ત પડેલા સામાનની વચમાં, લગભગ ૫૦ વર્ષની વયની એક વૃદ્ધ સફેદ સાડી અને સફેદ ગુંથાયેલી ચાદરમાં ટૂંટિયું વાળીને બેઠી છે. એના ખોળામાં ૧૧ વર્ષનો દીકડીક દેખાવડો એક છોકરો માથું મૂકીને સૂતો છે. એના વાળ અસ્તવ્યસ્ત છે. બન્ને પ્રવાસથી થાકેલાં જણાય છે.]

હીરાજ : (ખોળામાં પડ્યોપડ્યો) મા, દીદિ હજી કેમ ન આવી? મને તો ખૂબ ભૂખ લાગી છે.

મા : થોડું ખમ, બેટા; આવતી જ હશે. આ અજાણ્યા શહેરમાં એ ક્યાંક રસ્તો ન ભૂલી હોય તો સારું. અરે પ્રભુ! તેં આ વખત આપ્યો? રાજાની કુંવરી જેવી મારી લાડકવાયી દીકરીને આ વાટે

આમ અન્નપૂર્ણા મારામાં ખોરાકની શોધમાં ભટકવું પડે છે ? ઓ પ્રભુ, આનો કોઇ દિવસ અંત આવશે કે ?

ધીરાજ : કેમ મા ? શું થયું પાછું ? મેં તને નથી કહ્યું કે મને જરા મોટો થવા દે, બાપુની જેમ હું પણ ભણીગણીને મોટો પ્રોફેસર થઈશ અને ત્યાર પછી તારે કાંઈ ચિંતા નહિ કરવી પડે. દિદિ પણ જતે દિવસે ખૂબ નામ કાઢશે. અમે બે એકાં છીએ ને તું આમ ચિંતા શીદને કરે છે ?

મા : તો પછી ભૂખ લાગી છે કહીને મને પજવે છે કેમ ?

[આગળના તખ્તા ઉપરના અંધારાનો લાભ લઇને કલ્યાણી ત્યાંથી નીકળીને, પહેરવેશમાં સામાન્ય ફેરફાર કરીને (આ વસ્તુ સુગમ બનાવવા માટે જ કોર્ટના પ્રવેશમાં કલ્યાણી શરીરે એક શાલ ઓઢી રાખે અને માથે અંબોડો રાખે; જ્યારે ઉપરના તખ્તામાં પ્રવેશતી વખતે એ શાલ કાઢી નાંખી હોય અને વાળ છુટા કર્યા હોય) હાથમાં કાંઈક ખાવાનું બાંધેલા પડીકા સાથે પ્રવેશ કરે છે. એ પ્રવેશતી હોય છે ત્યારે પાછળના પ્લૅટફૉર્મ ઉપર બે ત્રણ યુવાનો તથા એકાદ આધેડ વયનો પુરુષ એની પાછળ આવતા હોય છે અને સૂચક રીતે એકબીજાને ઈશારા કરતા હોય તેમ જણાય છે. પણ કલ્યાણીને એનો ખ્યાલ નથી.]

કલ્યાણી : બહુ ભૂખ લાગી છે ધીરાજ ? હું તારા માટે થોડા સંદેશ, નીમકી અને આલુદમ લાવી છું. ચાલ બેઠો થઇ જા તો.

ધીરાજ : (હર્ષમાં આવી જઇ મા અને કલ્યાણીને બાઝી પડે છે.) કેમ મા, હું શું કહેતો હતો ? દિદિને તું હજી પૂરું ઓળખતી નથી.

[એ વખતે પેલા ગૃહસ્થો એક પછી એક પ્રવેશ કરે છે અને સહેજ ખોંખારો ખાઈને આ લોકોનું ધ્યાન ખેંચે છે.]

સચ્ચિત : માફ કરજો મા, હું, હું...સચ્ચિતરાય 'બંગ નારી રક્ષા સમિતિ'નો હું મંત્રી છું. પૂર્વ બંગાળથી આવતા સહસ્ર સહસ્ર અનાથ સ્ત્રીઓ તથા બાળકોને રક્ષણ આપવાનું તથા અન્નવસ્ત્ર પૂરાં પાડવાનું કાર્ય અમારી સમિતિ કરી રહી છે. અને આ છે શ્રીયુત ગાંગુલી–સત્યેન ગાંગુલી. મારા મદદનીશ સહમંત્રી. અને આ છે સુવ્રત દસ્તીદાર, અમારા મંડળના કોષાધ્યક્ષ...

સુવ્રત : નમસ્તે માજી, નમસ્તે મિત્ર...

મા : એનું નામ કલ્યાણી અને છોકરાનું નામ ધીરાજ...

સત્યેન : એમ? એમ? સરસ! આપ તો ખૂબ કેળવાયેલાં જણાઓ છો, અને આટઆટલું વીત્યા છતાં તમારા મુખ પરની મોહકતા...

સચ્ચિત : (તેને બોલતો અટકાવીને) સત્ય...હં, સત્યનું કહેવું એમ છે કે જો તમે પણ આ જાતના કલ્યાણકારી નારીરક્ષાના કામમાં અમારા મંડળને સહયોગ આપો તો પૂર્વ બંગની આપદ્‌ગ્રસ્ત, પીડિત મહિલાઓને મદદરૂપ થવામાં તમે પણ ઉપયોગી નીવડી શકો. તમારા જ તરફની સ્ત્રીઓને સારી રીતે સમજવામાં...

મા : એમ કે ? તો તો બેટા શું ખોટું ? તારા બાપુનો પણ એવો જ આદર્શ હતો ને કે એમની કલ્યાણી દેશના કલ્યાણ અર્થે જીવન વ્યતીત કરે ?

સચ્ચિત : અમારું પણ એ જ કહેવું છે, મા. મિસ કલ્યાણી ! આપ જો અમારી સાથે હો તો આવા સત્કાર્ય માટે ફંડ ઉઘરાવવામાં પણ ખૂબ મદદરૂપ થઈ શકો.

સુવ્રત : આપની જેમ બીજી પણ કેળવાએલી બહેનો ઢાકા, બારીસાલ ને ચટગાંવથી આવેલી છે અને અમને આ શુભ કાર્યમાં ખૂબ મદદરૂપ થાય છે.

કલ્યાણી : પણ મારા મા અપંગ છે ને ભાઈ હજી બાળક છે. એટલે એમના પ્રત્યેની ફરજ મને બીજું કાંઈ જ કરવા દે તેમ નથી.

સચ્ચિત : ઓહો ! તે માટે આપ બેફિકર રહો. મા માટે અમે ખાસ વ્યવસ્થા કરીએ છીએ અને ધીરાજ માટે પણ બાલીગંજ સરકારી હાઇસ્કૂલમાં દાખલ કરવાની અમે વ્યવસ્થા કરીશું.

મા : તો શું ખોટું છે, બેટા ?

સત્યેન : અને મિસ કલ્યાણી ! તમારે માટે પણ સેક્રેટરિયેટમાં ખાસ કરીને પૂર્વબંગાળના શરણાર્થીઓ માટે જે જગ્યાઓ અનામત રાખવામાં આવી છે તેમાં નોકરીની વ્યવસ્થા અમે કરી શકીશું. સુવ્રતની જાનપિછાન ત્યાં ઘણી છે.

સુવ્રત : એ તો હું રીહેબિલીટેશન સેક્શનમાં શ્રી બેનીબિશ્વાસને કહું એટલી જ વાર.

મા : કેવા દયાળુ માણસો છે, કલ્યાણી !

કલ્યાણી : મા, અજાણ્યા માણસો સાથે...

મા : આખો યે દેશ આપણે માટે તો અજાણ્યો છે, બેટા. આ તો કેવા સજ્જનો સાથે મેળો થઈ ગયો !

[ઊંચા તખ્તાનો પડદો પડે છે ને ધીરેધીરે આગળના તખ્તા પર પ્રકાશ પથરાય છે. તે અરસામાં કલ્યાણી પાછી કોર્ટમાં પાંજરામાં આવીને ઊભી રહે છે. શાલ ઓઢી લીધી છે, વિખરેલા વાળ સમા કર્યા છે.]

કલ્યાણી : અને એ ગોઝારે દિવસે હું તેમની સાથે બહાર નીકળી. ફંડ ઉઘરાવવાને બહાને મને એમણે સારીસારી મોટરોમાં ફેરવી, ફૅશનેબલ હોટેલોમાં ચાનાસ્તો કરાવ્યાં અને સાંજ પડતાં જ્યારે મેં મુકામે પાછા ફરવાનો આગ્રહ કર્યો ત્યારે સુવ્રતે જણાવ્યું કે કોઈ બનારસીદાસ કરીને મોટા દાનવીર શેઠ સાથેની છેલ્લી મુલાકાત પતાવીને પાછા ફરીશું.

[ઊંડો શ્વાસ લે છે; મોં ઉપરનો પરસેવો લૂછે છે.]

જજ ઘોષાલ : તમે થાક્યાં જણાઓ છો. બેસીને બોલો તો વાંધો નથી.

કલ્યાણી : ના, ના, હું થાકી નથી. હં... ત્યાર પછી મને શહેરથી દૂર એક આલીશાન મકાનમાં એ લોકો લઇ ગયા. સાજસજ્જની ત્યાંની આકર્ષક હતી. ચમકતા દીવાનખાનામાં મને બેસાડીને એ લોકો થોડી વારમાં પાછા ફરવાનું કહીને ગયા. અરધો કલાક મેં રાહ જોઈ, પણ કોઇ પાછું ફર્યું નહિ. મધરાત થવા આવી. મારું મન કુશંકાઓથી ઘેરાવા માંડયું અને ત્યાં...

[ફરી આગળના તખ્તા પર ધીરેધીરે પ્રકાશ ઓછો થઇ તદ્દન અંધારું થઈ જાય છે. પાછળનો તખ્તો ઊઘડે છે ને એક આધુનિક તથા ઊંચામાં ઊંચી વસ્તુઓથી શણગારેલું કોઇ ધનિકનું દીવાનખાનું નજરે પડે છે. ચિત્રો, દર્પણો, ખુરસીઓ, સોફાસેટ વગેરે રાચરચીલું પૈસાનું પ્રદર્શન કરવા એકઠું કર્યું હોય તેવી જાતનું ને કનિષ્ઠ પ્રકારની રસવૃત્તિ બતાવતું ગોઠવેલું છે. એક ખુરસી પર અધ્ધર મને કલ્યાણી બેઠેલી નજરે પડે છે. એના મુખ પર અસ્વસ્થતા ને ભયની લાગણી સ્પષ્ટ જણાય છે. ત્યાં ડાબી તરફના કલ્યાણીની બરાબર સામેના દ્વારમાંથી સચ્ચિત, સુવ્રત અને સત્યેન તથા બીજા બેત્રણ હિંદુસ્તાનની, પચરંગી પ્રજાના પ્રતિનિધિ સમા તવંગર પુરુષો પ્રવેશ કરે છે. શરીરમાં ઠીક ઠીક સ્થૂળ છે, ગાલમાં પાનના ડૂચા, મોંમાં સળગતી

સચ્ચિત: અને પણ ધીરાજ, તારો ભાઈ, તને કેટલું યાદ કરે છે!

કલ્યાણી: એને પણ મારે નથી મળવું તમે અહીંથી ચાલ્યા જાઓ.

સચ્ચિત: ચાલો, એ વાત પડતી મૂકીએ. એ બધું તો થઈ રહેશે.

કલ્યાણી: હવે તમે અહીંથી જશો? હટો અહીંથી, કહું છું!

સચ્ચિત: આજે મારું દિલ તરસ્યું છે, કલ્યાણી. આમ આવ, મારી પાસે પેલા રોઢિયાઓ કરતાં શું હું બદસૂરત છું?

કલ્યાણી: હટો કહું છું! (સચ્ચિત્ ધીરેધીરે એની સામે આવે છે.)

કલ્યાણી: હટો, હટો કહું છું. નહિતર—નહિતર (સોફા પર પડેલા પટ્ટામાંથી રીવૉલ્વર ખેંચી કાઢે છે) આ જોઈ છે!—

સચ્ચિત: અરે, અરે આ શું કરે છે? એ તો ભરેલી રીવૉલ્વર છે! (સમજાવટના સૂરે) એની સાથે રમત ન કર, કલ્યાણી. અને જો મારી પાસે આવ...નહિ આવે? તો લે હું તારી પાસે આવું છું.

કલ્યાણી: દૂર રહો! દૂર, કહું છું! (ઓરડામાં ચક્કર ફરે છે અને શરૂઆતના પ્રવેશની જગ્યાએ ખુરશી પાસે આવીને ઊભી રહે છે. સચ્ચિત્ ધસતો ધસતો ટેબલ અને સોફાની વચમાં આવી રહ્યો છે.

સચ્ચિત: કલ્યાણી હું તને...

કલ્યાણી: એકડગ પણ આગળ ભર્યું છે તો ગોળી તારી છાતી સોંસરી નીકળી જશે, સચ્ચિત—(સ્થિરતાથી રીવૉલ્વર તાકી રાખે છે.)

સચ્ચિત: અને, મને તું બીક બતાવે છે? બાઇજી....હો...હો. આવ....આવ....

[આગળ ધસવા જાય છે. સ્ટેજ ઉપરનો પ્રકાશ ઝાંખો થઈ જાય છે. રીવૉલ્વરના ત્રણ બાર સંભળાય છે. 'ઓ બાપ રે, મરી ગયો' કહીને તે ઢળી પડે છે. એકદમ અંધારું થઇ પડદો પડે છે. કોર્ટનો પ્રવેશ હવે પાછો આછા અજવાળાને બદલે એકદમ પૂરા પ્રકાશમાં ખુલે છે. આખી અદાલત સ્થિર બની ગઈ છે અને લોકોને કાંઈક સુઝે તે પહેલાં આવેશમાં વિખરાએલા વાળ સાથે ખૂબ જ ઉશ્કેરાટથી કલ્યાણી બોલવા માંડે છે.]

કલ્યાણી: હા, હું ખૂની છું, મિ. સેન. મને શિક્ષા કરો. મને ફાંસીએ લટકાવો, મારે...

જજ ઘોષાલ: શાંત થાઓ કલ્યાણી. ઑનરેબલ જેન્ટલમેન ઑવ ધ જ્યૂરી, આપને આ બાબતમાં શું કહેવું છે?

(જ્યૂરીના સભ્યોની અંદરઅંદર થોડી વાર ગુસપુસ ચાલે છે અને પછી તેમના તરફથી)

જ્યૂરીના પ્રમુખ: અમને લાગે છે કે આ બાઈને મુક્ત કરવી જોઇએ. એ સંયોગોનો ભોગ બની છે.

કલ્યાણી: ના, ના; મહેરબાની કરીને મને મુક્ત ન કરશો. હું વિનંતી કરું છું કે મારે મરવું છે, ફાંસીએ લટકવું છે. મેં ખૂન કર્યું છે; સાચું કહું છું મેં ખૂન કર્યું જ છે.

જ્યૂરીના પ્રમુખ: પણ બહેન, સંજોગો જોતાં અમે તમને બેગુનાહ માનીએ છીએ તમે જે કર્યું તે આત્મરક્ષણ માટે કર્યું છે અને તેથી તમને મુક્તિ મળે તે જ ઇષ્ટ છે.

કલ્યાણી: (ખૂબ જ આવેશમાં) મુક્તિ? શામાંથી મુક્તિ? મૃત્યુમાંથી મુક્તિ એ મારે માટે મુક્તિ નથી. સાંભળો સાહેબો, મારે મરવું છે; મરવું એ જ મારે માટે ઇષ્ટ છે, એ જ મારે માટે મુક્તિ છે આ મારા શિથિલ શરીરમાં છેલ્લા બે અઢી મહિનાથી જીવનસંચાર થઈ રહ્યો છે!....

એકી સાથે બધા: હેં! હેં!! શું કહો છો ??

કલ્યાણી: કેમ? કેમ? ભડકો છો શા માટે? હું કહું છું કે એ પાપ મારું નથી, એ કલંક મારું નથી, તમારા સમાજના છડેચેક કહેવાતા સદ્‌ગૃહસ્થોનું એ પાપ છે. તમારું કહેવું શું એમ છે કે એવા લોકોના પાપે આવું કાળું કલંક લઈને હું આ જગતમાં જીવતી રહું? તમે ન્યાય કરવા બેઠા છો, તો પૂછું છું કે ન્યાય ક્યાં છે? કાયદાની રક્ષા કરનારાઓને હું પૂછું છું કે કાયદો કોને માટે છે? આ છૂપા ઊજળા ગુનેગારોને શું એ આંબી શકવાનો છે? આવા અંધેર સમાજમાં, અર્ધ પશુ જેવી આ પ્રજામાં મેલું કલંકિત જીવન જીવવા હું જીવતી રહું? મૃત્યુમાંથી મુક્તિ મેળવું? ના, ના; જજ સાહેબ, મને અને મારા આ શરીરમાં સળવળતા જીવને મૃત્યુદંડ આપી અમારી યાતનામાંથી અમને મુક્ત કરો. હું યાચના કરું છું, તમારી પાસે ભીખ માંગુ છું,—મેં ખૂન કર્યું છે, મને ફાંસી આપો!

જજ ઘોષાલ: આકળાં ન થાઓ, કલ્યાણી! તમે લીધેલું પગલું તે સ્વરક્ષણાર્થે અને સ્વમાનને જાળવવા માટે હતું. તમે જે સંયોગોમાં મુકાયાં હતાં તેવા સંયોગોમાં કાયદાની દૃષ્ટિએ જેને ખૂન કહેવાય તે રીતનું તે પગલું નહોતું એમ અમે દૃઢપણે માનીએ છીએ. અને તેથી જ્યૂરી સાથે સંમત થઇને હું તમને ખૂનના આરોપમાંથી મુક્ત કરું છું. તમે નિર્દોષ છો.. ..ઈન્સ્પેક્ટર એમને મુક્ત કરો.

કલ્યાણી: પણ મુક્ત થઈને હું ક્યાં જાઉં? માનવપશુઓથી ભર્યા ભર્યા આ સમાજમાં હવે હું કઇ રીતે રહી શકું? (એને છોડી મૂકતાં, પાંજરામાંથી કાંઇક અસ્થિર અવસ્થામાં ઊતરતાં ઊતરતાં) હું તો .. હું તો આ ચાલી દૂર....દૂર, અફાટ કુદરતને ખોળે.. ..મા ધરતી! સીતાની જેમ મને તારા ખોળે સમાવી દે. જ્યાં આ શંકિત પાપાસક્ત માનવ સમાજનો એ છાયો યે મને ના સ્પર્શે.

[ધીરે ધીરે તખ્તાની ડાબી બાજુ તરફ લથડતી ચાલે ચાલવા માંડે છે. મુખ ઉપર વિષાદની ઘેરી છાયા પથરાએલી હોય છે, અને તે વખતે પ્રકાશ ફક્ત કલ્યાણીના મુખ ઉપર પડે છે. આખી અદાલત અંધારા સમા આછા પ્રકાશમાં વીંટળાઈ વળી છે અને જસ્ટીસ ઘોષાલ સિવાય બધા જ નતમસ્તક ઊભા હોય છે....ધીરે ધીરે કલ્યાણીના મુખ ઉપરની રેખાઓ પલટાય છે, તે કાંઈક વિચારમગ્ન બને છે, અને ત્યાર પછી કોઈ ગહન અવાજ અંતરના ભીતરમાંથી સંભળાતો હોય તેમ, બધી ઇન્દ્રિયોને કેન્દ્રિત કરીને, એ અવાજ સાંભળવા સ્થિરતાથી તે ઊભી રહે છે...અંતરમાંથી, ન જન્મેલા બાળકનો આર્જવભર્યો અવાજ વ્યક્ત થાય છે ...]

અવાજ: મા! મા! તું ક્યાં ચાલી? આત્મવિલોપનનો માર્ગ તું લઈશ તો મારું શું થશે? હું નિર્દોષ છું. મા! હું તો દેશના સંક્રાન્તિકાળનું ફરજંદ છું. મારે જીવવું છે; અને તો જ દેશ જીવશે. તું જાણે છે ને મા, કે તારા જેવી તું એક નથી; અને મારા જેવાં પણ સહસ્ર સહસ્ર બાળકો છે. તે બધાંને આ ધરતી ઉપર સ્વમાન ભેર વિહરવાની તું તક નહિ આપે? ફક્ત મરનકે અમે કઇ રીતે વિહરીશું. જો તું આ સંક્રાંતિકાળની પશુતાથી અકળાઈને કાયર બની આત્મવિસર્જન કરીશ? ઊઠ મા, સ્થિર થા! તારા હૈયાના વિષાદને ખંખેરી નાખ! ઊઠ મા, સ્થિર થા! તારા હૈયાના વિષાદને ખંખેરી નાખ! ઊઠ મા, ઊઠ ...ઊઠ ..

[કલ્યાણી સ્થિરતાથી સાંભળી રહે છે, એની આંખોમાં નવું તેજ ચમકે છે, મુખ પર આછી સ્મિતરેખા પથરાય છે]

કલ્યાણી: આવ, નાના બાળ, સ્વાગતમ્!

[પડદો પડે છે.]



# Our Friends Abroad



## હસ્તાક્ષરવિદ્યા વિષે

જર્મન મિત્રનો આ પત્ર મેળવનાર: ગિરધારીલાલ શ્રૉફ, ૭૧૧/૩, સાકરબજાર, અમદાવાદ.

વ્હાલા મિત્ર શ્રૉફ,

હવે હું તમને હસ્તાક્ષરવિદ્યા (Graphology) વિષે લખું. એનો શરૂઆતનો ભાગ થોડાં અઠવાડિયાં પૂર્વે Itzchoeમાં સૅટ કીલ (Stadt Kiel) હૉટેલમાં આપેલા મારા ભાષણમાંનો છે; અને એમાં ઉદાહરણના નમૂના તરીકે (અ) અમેરિકામાં રહેતી મારી એક સ્ત્રીમિત્રના અને (બ) તમારા પોતાના હસ્તાક્ષરો પસંદ કર્યા છે.

દરેક માનવીમાં કાંઇ ને કાંઈ ખાસિયતો, ગુણો કે વિચિત્રતાઓ હોય જ છે. ને એક માણસનાં લક્ષણો તથા ખાસિયતો કોઇ બીજાનાં લક્ષણો સાથે હૂબહૂ મળતાં આવતાં જ નથી. આથી માણસમાં રહેલી આ ખાસિયતો જ તેનું વ્યક્તિત્વ ઘડે છે.

કોઈ માણસને મળતાં સ્વાભાવિક રીતે જ આપણે તેનું નિરીક્ષણ કરીએ છીએ અને તેના દેખાવ તથા આચરણ પરથી તેનું ચારિત્ર્ય સમજવાનો પ્રયત્ન કરીએ છીએ. આ બધું આપણે, જાણ્યે-અજાણ્યે, તેની બોલવાની, ચાલવાની અને હાવભાવ કરવાની રીતો ઉપરથી તારવીએ છીએ. પરંતુ આ રીતે, બહુબહુ તો, તેના વિષે આપણે એક સામાન્ય ધારણા જ બાંધી શકીએ; કારણકે મોટેભાગે બધાં માણસો પોતાનું સારું પાસું જ બતાવવાનો સ્વાભાવિક રીતે પ્રયત્ન કરે. એટલે એવાં અનુમાન બાંધવામાં આપણે છેતરાવાનો ભય ખરો. ચહેરા પરથી પણ આપણે સામા માણસને ઘણી વાર પારખીએ છીએ, પરંતુ કેટલીક વાર મુખમુદ્રા એ માણસના બધા જ અંતરંગ કે ગુણો લક્ષણો બતાવી આપતી નથી હોતી; કેમકે તેમાં પણ માણસ ધારે તો પોતાનું સાચું અંતરંગ છુપાવી દઇ શકે છે. જોકે તે અમુક હદ સુધી જ. એટલે કોઇ પણ માણસના ચારિત્ર્યની સાચી પરખ કરવા માટે ફક્ત એક જ ઉપાય છે: તેના હસ્તાક્ષરો. એ હસ્તાક્ષરો પરથી માણસની ખાસિયતો જાણવાની વિદ્યા તે હસ્તાક્ષરવિદ્યા.

એનું સારું જ્ઞાન જો હોય તો માણસના ચારિત્ર્યના બારીકમાં બારીક ફેરફારોના પૃથક્કરણ વડે તેના અંતરંગ ગુણદોષ પામી જઈ શકીએ.

હાથ એ માનવશરીરનો વધારેમાં વધારે સ્પર્શપટુ (Sensitive) અવયવ છે, કેમકે એમાં કેટલાક મજબૂત જ્ઞાનતંતુઓનો સમૂહ આવેલો છે. હાથથી માણસ ફટકા લગાવે છે, તાળી પાડે છે, નિર્દેશન કરે છે, ચીતરે છે, લખે છે, પકડે છે વગેરે અનેક ક્રિયાઓ કરે છે; પરંતુ હાથનું સૌથી વધારે મુશ્કેલ અને પટુકરણ કામ તો લખવાનું છે. એમાં, એક નાનીસરખી મર્યાદિત જગ્યામાં, કાગળ પર અનેક વળાંકો, લીટીઓ, વર્તુળો, બિંદુઓ અને કાટખૂણા એને આલેખવા પડે છે. એટલે સ્વાભાવિકરીતે જ એ ક્રિયામાં, માણસથી અજાણપણે જ, તેના અંતરંગ સ્વભાવનાં ગુણલક્ષણો, આવેગો, ઊર્મિઓ અનુસાર એનો હાથ કામ કરતો હોય છે. આથી, હસ્તાક્ષરની પરખ કરતી વખતે, એ લખાણ કરવામાં તેના હાથનાં જે હલનચલન અને વળાંક થયા હોય તેનો જ ખાસ અભ્યાસ કરવાનો હોય છે.

આમાં અગત્યનો હેતુ તો લેખકના સંપૂર્ણ ચારિત્ર્યને દષ્ટિગત કરવાનો છે; એટલે અક્ષરવિદ્યા જાણવા ઇચ્છનારને માનસશાસ્ત્રનું પણ જ્ઞાન હોવું જરૂરી છે. કારણકે એ હસ્તાક્ષરોના જુદાજુદા વળાંક તથા રચનાઓની પાછળ, તેનું મન કઇ રીતે કામ કરી રહ્યું હોવું જોઈએ તેનો નિર્દેશ રહેલો હોય છે. એ બધાં તપાસી, તેના પૃથક્કરણથી તારવેલી સામગ્રીનું સંયોગીકરણ કરીને તે વ્યક્તિનું ચારિત્ર્ય એ કહેલ છે.

હસ્તાક્ષરોની પરીક્ષા કરવામાં સૌ પ્રથમ આટલી વસ્તુઓ તપાસવાની: લખાણની નિયમિતતા, તેની લય, સપ્રમાણતા અને ઘાટીલાપણું. આ મુદ્દા સૌથી અગત્યના છે. એના ઉપરથી વ્યક્તિની બુદ્ધિ, પ્રકૃતિ તેમજ ઈચ્છાશક્તિનો નિર્દેશ મળી શકે છે.

હવે એ પરીક્ષા કેમ કરવી તે આપણે જોઇએ:

**(૧) લેખનગતિ કેવી છે?**

ઉતાવળી છે કે ધીમી
લાંબી છે કે ટૂંકી
મજબૂત છે કે કમજોર

**(૨) ચેતના જોવા માટે**

ઝડપી છે કે ધીમા
પ્રવાહી છે કે તૂટક
ત્રાંસા છે કે સીધા

**(૩) તીવ્રતા તપાસવા માટે**

મજબૂત છે કે નબળા
ખૂણિયાવાળા છે કે ગોળાકાર
સાંકડા છે કે પહોળા

**(૪) ભરેલા કે આછા**

ધારાવદાર છે કે પાતળા
ગાંઠો વાળેલા કે ગાંઠ વિનાના
જોડેલા છે કે છૂટા
ઘાટીલા છે કે બેડોળ
આગડપીગડ છે કે તીક્ષ્ણ

**(૫) ગતિની દિશા જોવા માટે**

કૅપિટલ અક્ષરો અને ચાલુ અક્ષરો વચ્ચેનો તફાવત તથા મોટા અક્ષરો અને નાના અક્ષરો વચ્ચેનો ફરક સૂચવવા માટેની સંજ્ઞા: L=મોટા; U=નાના.

અક્ષરોની લંબાઈ લીટીની ઉપર વધારે છે કે લીટીની નીચે વધારે છે તે દર્શાવવાની સંજ્ઞા: O >U=લીટીની ઉપર વધુ લંબાણ, U>O=લીટીની નીચે વધુ લંબાણ.

**(૬) લંબાવેલા કે નમેલા**

કેપિટલ અક્ષરો લાંબા છે કે ટૂંકા
i (આઈ)નાં બિંદુ ઊંચાં છે કે નીચાં
લીટી ઊંચે ચડતી જાય છે કે નીચે
અક્ષરો જમણી તરફ નમેલા કે ડાબી

**(૭) જોડાણ તપાસવા માટે**

ઘુમ્મટાકાર વળાંકવાળા ⌒ કે પ્યાલી આકારના ⌣
ઘુમ્મટ-પ્યાલી આકારનું મિશ્રણ કે ખૂણિયાવાળા
ખૂણાદાર ઘુમ્મટાકાર કે ખૂણાદાર પ્યાલી આકાર
જોડાએલા કે છુટાછુટા

| (૮) આસ્તિયતા | (૯) વહેંચણી | | (૧૦) સાધનો |
|---|---|---|---|
| કૅપિટલ અક્ષરો વધુ મોટા થાય છે ? | ચઢતી જતી લીટી | ઊતરતી જતી લીટી | શાહીનો રંગ |
| શબ્દો ક્રમશઃ મોટા થતા જાય છે ? | શબ્દો અને લીટીઓ | શબ્દો અને લીટીઓમાં | પેન્સિલની જાત |
| શબ્દો ક્રમશઃ નાના થતા જાય છે ? | વચ્ચે વધુ જગ્યા | ગોઠાળો. | ટાંકની જાડાઈ પાતળાઈ. |
| લખાણ ઉપર લીટી દોરવાની ટેવ છે ? | ઘુમ્મટાકાર લીટી ⌒ | પોલી લીટી ⌣ | |
| લખાણ નીચે (અંડરલાઈન) ,, | ડાબો હાંસિયો | ડાબો હાંસિયો | |
| ખાસ અંગત રીતની સહી કરે છે ? | પહોળો | સાંકડો | |
| અક્ષરોના ચાલુ આકાર ઉપરાંતના ખાસ વધારાનાં ચિહ્નો કરાય છે ? | | | |

ઉપર દર્શાવેલી કસોટીઓ વડે હસ્તાક્ષરોનું પૃથક્કરણ કર્યા બાદ તેમાંથી તારવેલા નિર્ણયો એકઠા કરીને આખા લખાણ વિષે અભિપ્રાય યોજવો. ઉદાહરણ તરીકે હું બે નમૂનાનું પૃથક્કરણ કરી બતાવું:

નમૂનો અ (નીચે) લખનાર સ્ત્રી, ઉંમર: ૫૫ વર્ષ

આ લખાણનું નિરીક્ષણ કરી આપણે કહી શકીએ કે તે અનિયમિત પણ સપ્રમાણ છે. તેને કોઈ લય નથી, પરંતુ અક્ષરો જોરદાર, પાતળા ને ખુણિયાવાળા છે, તેથી આપણે અનુમાન કરીએ કે આ સ્ત્રી ચાલાક, ઉત્સાહી અને સ્પષ્ટ સમજશક્તિવાળી છે. g વગેરે અક્ષરો નીચેનાં પહોળાં વર્તુળો તેનું મોટું મન દર્શાવે છે. વ્યવહારુ દૃષ્ટિએ નિપુણ હોવા છતાં તે લાગણીવશ હૃદયવાળી અને ખરેખર કોમળ દિલની માતા છે. ઘુમ્મટાકાર અર્ધ વર્તુળો અને બીજાં નિશાનો બતાવે છે કે તેને પોતાની ઊંડી લાગણીઓને છુપાવી રાખવાની ટેવ છે અને રોજિંદા જીવનમાં અમુક અળગાપણું અને સાવચેતી રાખે છે. છતાં તે કેટલીક વખત ભૂની બની જાય છે. અક્ષરોનાં માપ-પ્રમાણ મધ્યમ છે. વ્યવહારુ દૃષ્ટિવાળી હોવા છતાં કલ્પનાવિહીન નથી.

← નમૂનો બ
પુરુષ, ઉંમર: ૨૦ વર્ષ

આ કોઈ વૈજ્ઞાનિકના જેવા લાક્ષણિક અક્ષરો છે. ધાર પ્રમાણ પણ ઊંચું છે, આખું લખાણ નાના અને સ્વચ્છ અક્ષરોમાં છે, અને અક્ષરોનો ધાર એટલી ચપળતાથી પતો આવે છે કે તેનો ફક્ત નિર્દેશ જ હોય છે. શબ્દોનો અંત તીક્ષ્ણ છે તે વિવેચનશક્તિ બતાવે છે. કૅપિટલ અને નાના અક્ષરો વચ્ચેનો તફાવત (LU) ઘણો મોટો છે, જે દર્શાવે છે કે એનો લખનાર પોતાની જાતથી સંતુષ્ટ નથી, તેમ સહેલાઈથી સંતોષાય એવો પણ નથી. પરંતુ તે સંપૂર્ણતા માટે પરિશ્રમ કર્યા જ કરે છે અને સદા પોતાના વિકાસનાં આગળનાં બીજાં પગથિયાં તે મેળવી લેવા પ્રયત્ન કરે છે. એટલે આ એક એવો માણસ છે કે જે યુવાન હોવા છતાં વાસ્તવવાદી અને વિવેચનબુદ્ધિવાળો વિચારક છે. તેની બુદ્ધિ ઊંચી કક્ષાની છે. તે કોઈ પણ વસ્તુની જડ સહેલાઈથી પકડી લે છે અને તેનામાં પૃથક્કરણ કરવાની શીઘ્ર બુદ્ધિ સાથે તર્કથી એકીકરણ કરવાની શક્તિ પણ છે. લખનાર કલ્પનાશીલ છે તેમ સારો વ્યવસ્થાપક પણ છે સત્ય જાણવાને હમેશાં તૈયાર એ માણસ, બધી વસ્તુઓને તેમનાં વાસ્તવિક રૂપમાં જોવા ચાહે છે. અસમતોલ મનનો હોવા છતાં પોતાની લાગણીઓને કાબૂમાં રાખી શકે છે, કારણ કે તેનામાં જાત-શિસ્ત સારા પ્રમાણમાં છે.

તેનામાં ખૂબ આત્મશ્રદ્ધા અને સ્વેચ્છા છે. તેનામાં દૃઢતાર વાક્શક્તિ છે. મહત્ત્વાકાંક્ષી હોવાથી પોતાની નિશ્ચિત યોજનાને પહોંચ્યા સિવાય તેને ચેન નથી પડતું. રીતભાતમાં તે ઘણો ચોક્કસ છે. આ બધી બાબતોનો સમારોહ કરીને આપણે એવા નિર્ણય પર આવી શકીએ કે આ યુવાન લેખક એક વિશિષ્ટ વ્યક્તિત્વવાળો છે અને તે ખસૂસ પોતાના દેશમાં એક ઊજળી કારકિર્દી ભોગવશે.

મારાં જ્ઞાન ને જાણકારી અનુસાર મેં આ બે વ્યક્તિઓનો ટૂંકો અભ્યાસ આપ્યો. બાકી તો આ વિષય એટલો વિશાળ છે કે અક્ષરવિદ્યાને એક જ પત્ર દ્વારા સમજાવવી અશક્ય છે. વળી આવા શાસ્ત્રીય વિષયને પરદેશી (અંગ્રેજી) ભાષામાં રજૂ કરવો પણ સહેલ નથી.

હવે હું જર્મન ભાષામાં શુભેચ્છાઓ સહ વિરમીશ: Viele herzliche greipse und warme wunsche von Deinem Freund (ઘણાં હાર્દિક અભિનંદન ને હૂંફાળી શુભેચ્છાઓ—તમારા મિત્ર તરફથી) ઇ. એ. મીશક (E. A. Mischak)

તા. ક. મારું નામ Mischak જર્મન ભાષામાં આમ બોલાય: i=ea, mean માંના 'ઈ' જેમ, a=u, luck માંના 'અ' જેમ; એટલે Measbuck અથવા Meeshuk—'મીશક' એવો ઉચ્ચાર થાય.

## હિંદી પત્રમિત્રો

(582) Mr. Mohendra J. Saurashtri, Hira House, 1st & 11th Raod, Khar, Bombay, 21; (583) Mr. Krishna B. Shah, 1st yr. M. B. B. S. Medical College, Baroda (Boy-21, Exchange of views & ideas, Violin, Sports, Cinema, Stamps); (584) Mr. Hasmukh Chhotalal Gandhi, C/o C. K. G. Ramnagar, Sabarmati, Ahmedabad (Boy-14, Stamps); (585) Mr. Pravinkumar D. Shah C/o D. V. Shah, Bhagwan Nivas, Ramnagar, Sabarmati, Ahmedabad (Boy-14, Stamps), (586) Mr. Ramesh T. Vora, Sharadashram, Bordi, Via Gholvad, Dt. Thana (Boy-16, Photography, Science, Coins, Stamps). (ફ્લેટ: શ્રી ગિરધારીલાલ શ્રોફ, ૭૧૧/૩, સારંગપુર, અમદાવાદ-૨). (587) Harilal V. Waghela, 2 Khadkhad Lines, Veraval (Saur.)-23, Literature, Reading; (588) Narayan Bhaskar Lade, Tagore Lane, Dahanu (Dist. Thana)-20, Literature, Films; (589) Saifee A. Surka, 118-20 Abdul Rehman St., Bombay-3-21, Stamps, Science, Mathamatics. (ચાલુ)

# પચ્ચીસ વર્ષ પહેલાં





**અંક ૨૪ માગશર ૧૯૮૨ (ડિસેમ્બર ૧૯૨૫)**

ભારતીય મૂર્તિકલાના શિખર રૂપ 'નટરાજ'ની કાંસ્ય મૂર્તિના મુખચિત્રથી ઊઘડતા આ અંકમાં શ્રી ઝવેરચંદ મેઘાણીએ આલેખેલી, પંખીઓમાં પણ રહેલા નરમાદાના ઉત્કટ પ્રેમની બે નાની કથાઓ 'બેલડી'; ધર્મને કાજે દૂર દેશની વિકટ-યાત્રા કરનારા ચીની મુસાફરો પૈકી ફાહિયાનનું ચરિત્ર; વગેરે મુખ્ય હતા. ગુજરાતમાં દર કાર્તિકી પૂનમે ત્રણ જંગી મેળા ભરાય છે: કુમારિકા સરસ્વતીને તીરે સિદ્ધપુરમાં, ગુજરાતની ગંગામૈયા સમી નર્મદાને કિનારે શુક્લતીર્થમાં, અને યમુના સરીખી સાબરમતીને આરે વૌઠા ગામમાં. એ પૈકી વૌઠાના મેળાનું વર્ણન આ અંકમાં શ્રી ઝવેરચંદ મેઘાણીએ આલેખ્યું હતું.

પણ ઉતારવા જેવો ભાગ તો શ્રી પરમાનંદ કાપડિયાએ, દક્ષિણ હિંદના મદુરા શહેરના મીનાક્ષિ-મંદિરના આપેલા પરિચયમાંથી છે:

'દક્ષિણમાં શ્વેતબિંદુ રામેશ્વર જતાં રસ્તે મદુરા નામે મોટું શહેર આવે છે. ઉત્તર હિંદમાં હરિદ્વાર જતાં મથુરા આવે છે તેને જ મળતું આ શહેરનું નામ છે. મથુરાની આસપાસનો પ્રદેશ શ્રીકૃષ્ણની લીલાથી અંકિત છે; આ બાજુનો પ્રદેશ શંકરના નૃત્યથી પુલકિત છે. શંકરનું બીજું નામ નટરાજ છે. નટરાજે અહીંથી ઉત્તરે આવેલા ચિદંબરમ્‌માં કાલ-કરાલ તાંડવ નૃત્ય કરેલું ને તે રીતે અનેક ભક્તજનોને દર્શન આપેલાં, એની વાર્તાઓ અહીં પ્રચલિત છે.

ઉત્તર હિંદુસ્તાનમાં કાશીવિશ્વનાથનું જેટલું મહત્ત્વ છે તેટલું જ મહત્ત્વ દક્ષિણ હિંદુસ્તાનમાં મીનાક્ષિનું છે. જેમ ઉપર હરિદ્વાર છે તેમ નીચે રામેશ્વર છે. કાશીવિશ્વનાથની બાજુએ ત્રિવેણી વહે છે; મીનાક્ષિની બાજુએ વાઇગાઈ નદી વહે છે. હરિદ્વાર પાસે ગંગા ગાજે છે; રામેશ્વરની આસપાસ સમુદ્ર ગર્જ્યા કરે છે. આવી રીતે હિંદુસ્તાનની પૂર્વે જગન્નાથપુરી ને પશ્ચિમે દ્વારિકા ભિન્નભિન્ન સાગરના તીરે શોભી રહેલ છે. ચાર દિક્‌પાલ માફક આ ચાર તીર્થો હિંદના ધર્મશરીરનું રક્ષણ કરે છે.

આ મદુરા શહેરના મધ્ય ભાગમાં, જગવિખ્યાત મીનાક્ષિદેવીનું મંદિર છે. મીનાક્ષિ અહીં હજારો વર્ષ પહેલાં રાજ્ય કરતા કોઈ પાંડ્ય રાજાની પુત્રી હતી. તેને પાર્વતીનો અવતાર ગણવામાં આવે છે. જેવી રીતે સીતા હળ ખેડતાં જમીનમાંથી મળી આવેલાં, તેવી જ રીતે મીનાક્ષિ અહીંના કોઈ જળાશયમાંથી મળી આવી હતી.

તેની પણ ચિત્રાંગદા જેવી જ અનેક કથાઓ પ્રચલિત છે. એ સામાન્ય સ્ત્રી ન હતી. યુદ્ધ તો તેનો જીવન-વ્યવસાય હતો, અને દિગ્વિજય તેનો અભિલાષ હતો. પોતાને હરાવે તેને વરવું એવું મીનાક્ષિનું પણ હતું. પરંતુ તે મહાશક્તિના અવતારને આ જગતમાં કોણ હરાવે ? આલોક, પરલોક, સુરલોક, અસુરલોક સર્વ મીનાક્ષિએ જીત્યા, અને દેવાધિદેવ મહાદેવને પણ વશ કરવાનો મીનાક્ષિને મનોરથ થયો. પણ ત્યાં એણે ભૂલ કરી. પ્રકૃતિના બળનું મૂળ ઈશ્વર છે. મીનાક્ષિમાં બળનું પ્રેરણાકારણ મહાદેવ હતા. મહાદેવે મીનાક્ષિને વશ કરી અને મીનાક્ષિ મહાદેવને વરી. મીનાક્ષિના મંદિરમાં પ્રવેશ કરતાં, દરવાજા ઉપર જ આ પ્રસંગનું સુંદર શિલ્પ છે. મીનાક્ષિ અને મહાદેવ પાસેપાસે ઊભાં છે ને ભગવાન વિષ્ણુ ઉભયનું લગ્ન કરાવે છે. મીનાક્ષિની મુદ્રામાં અપાર મૃદુતા ભરેલી છે, અને શંકરે પણ ઘડી વૈરાગ્યયોગનો ત્યાગ કર્યો દેખાય છે. (જુઓ નીચેનું ચિત્ર)

હિંદુસ્તાનમાં તીર્થો અનેક છે ને તીર્થોમાં દેવમંદિરો પણ અનેક છે પરંતુ મીનાક્ષિ-મંદિરની મનોહરતા સૌથી અનેરી છે. એ મંદિરનું ક્ષેત્રફળ લગભગ એક માઈલ છે. આપણી બાજુએ મંદિરમાં જ્યાં મુખ્ય મૂર્તિનું અધિષ્ઠાન હોય છે તેની ઉપરના ભાગમાં મોટું શિખર ચણવામાં આવે છે; પણ દક્ષિણમાં મંદિરના શિખરને બદલે પ્રવેશદ્વાર





ઉપર મોટું બાંધકામ કરે છે. તેને ગોપુરમ્ કહે છે. (ઉપરનું ચિત્ર) ગોપુરમ્ દ્રાવીડ દેશના સ્થાપત્યની વિશિષ્ટતા છે. એ આકાશતલ-સ્પર્શતાં હોય એટલાં ઊંચાં હોય છે ને તેમાં દેવદેવીઓની અનેક મૂર્તિઓ હોય છે. ગોપુરમ્ એટલે આખા પુરાણનું ચિત્રપટ. કોઇ ઠેકાણે શિવપાર્વતીનાં લગ્ન હોય; કોઈ ઠેકાણે રામ લક્ષ્મણ ને સીતા ઊભાં હોય; ક્યાંક રાવણ લડી રહ્યો હોય; તો ક્યાંક સુર અસુરોએ મળીને કરેલું સમુદ્ર મંથન આલેખેલું હોય. અહીં પાર્વતી તપ કરતાં દેખાય, તો ત્યાં વિષ્ણુ નૃસિંહાવતાર લઇ હિરણ્યકશિપુનું શાસન કરી રહ્યા હોય. વળી કોઈ ઠેકાણે હનુમાન ઓષધિપર્વત ઉપાડી ઊડી રહેલા હોય, તો અન્યત્ર વિષ્ણુના વિવિધ અવતારો ક્રમસર શોભી રહેલા હોય. આમ આ ગોપુરમ્ એટલે પુરાણવાર્તા શીખવાની શાળા!

મીનાક્ષિ-મંદિરમાં ચાર દિશાએ એકએક પ્રવેશદ્વાર છે અને તે દરેક ઉપર એકએક ગગનચુંબી ગોપુરમ્ છે. હિંદુસ્તાનમાં મીનાક્ષિ જેવડું વિશાળ મંદિર નથી ને મીનાક્ષિના ગોપુરમ્ જેવડાં ગોપુરમ્ પણ નથી. મદુરાથી વીસ પચીસ માઈલ દૂરથી એ દેખાય છે.

આ બાજુનાં મંદિર એટલે જાણે કે નાનું સરખું ગામડું. ગર્ભદ્વાર અને રંગમંડપ તો હોય જ; પણ તે ઉપરાંત દેવ કે દેવીને પધરાવવાને શોભામંડપ હોય; તેમને વરઘોડામાં ફેરવવા માટે આસપાસ વિશાળ જગ્યા હોય. દરેક દેવાલય સાથે એક મોટું જળાશય હોય. ત્યાં અમુકઅમુક ઉત્સવદિનોએ દેવમૂર્તિને પધરાવે ને આસપાસ દીપાવલિ પ્રગટાવે. એ ઉપરાંત મંદિરમાં દાખલ થવાના ભાગોમાં નાની સરખી બજાર ગોઠવાએલી હોય. ત્યાં પૂજાનાં સાહિત્યો, રમકડાં ને તે સ્થળની વિશિષ્ટ વસ્તુઓ વગેરે વેચાતાં હોય.

મંદિરમાં થાંભલેથાંભલે ભવ્ય ને કળાપૂર્ણ મૂર્તિઓ કોરી કાઢેલી છે. આ મૂર્તિ એક જોઈએ ને એક ભૂલીએ. મૂર્તિ દેવની હોય કે દેવીની, પણ દરેક આકૃતિના સંપૂર્ણ આલેખનમાં જરા પણ સ્ખલન ન દેખાય. જેમ પુરુષની આકૃતિમાં અપાર પ્રાણબળ તરવરી રહેલું દેખાય તેમ સ્ત્રીઓની આકૃતિમાં બળ સાથે મૃદુતાનું સુંદર મિશ્રણ નજરે પડે. નટરાજ, મહાકાળી, રામ-લક્ષ્મણ-સીતા, પાર્વતી, કાર્તિકેય, ગણપતિ, હનુમાન વગેરે અનેક દેવદેવીઓની સુંદર મૂર્તિઓ કળારસિકોને મુગ્ધ બનાવી રહી છે. પણ એ સર્વમાં વિશેષ ધ્યાન નટરાજની મૂર્તિ ખેંચે છે. આ બાજુ મહાદેવના નટરાજ સ્વરૂપની પૂજા ખૂબ પ્રચલિત છે. નટરાજ એટલે તાંડવનૃત્ય કરતા શંકર. આપણે ત્યાં કૃષ્ણને જેમ બંસી વગાડતા જ્યાંત્યાં આલેખેલા હોય છે, તેમ અહીં જ્યાંત્યાં નટરાજનું કરાલનૃત્ય ભક્તજનોને મસ્ત બનાવી રહ્યું છે. આપણા જીવનમાંથી નૃત્ય તદ્દન ઊડી ગયું છે. તેથી નટરાજની મૂર્તિના સર્વ ભાવો આપણાથી ગ્રહણ થઈ શકે તેમ નથી. પણ જેમજેમ આપણું તે મૂર્તિના ભાવો સાથે તાદાત્મ્ય વધતું જાય છે તેમતેમ આપણી આંખો તેમાં રહેલી અદ્ભુત મનોહરતાને ગ્રહણ કરતી જાય છે. નટરાજ એટલે સંગીતનું પરમ સ્વરૂપ; યોગની પરાકાષ્ઠા; સચ્ચિદાનંદનો સંપૂર્ણ આવિર્ભાવ.

આ બાજુનાં મંદિરો વિશાળ, પણ મુખ્ય ભાગ સાંકડો ને હવાપ્રકાશ વિનાનો! દિવસે પણ દીવા વિના દર્શન ન થાય! પારેવાં, વાગોળ અને ખિસકોલીનું તો જાણે નિવાસસ્થાન. તેલ કે ઘીના દીવાની હારની હાર ઝગમગ થતી હોય અને ટીપાં ટપકતાં હોય! જ્યાંત્યાં તેલની ને પારેવાંની ચરકની ગંધ આવ્યા જ કરે! જમીન કાળી ને ચીકણી. લોકોની ભીડ હમેશાં ભરેલી હોય. ભક્તિભાવનો ઉન્માદ અને આવેશ સાક્ષાત્ જોવાં હોય તેણે અહીં આવવું. આપણે ત્યાં ભક્તિનો આવેશ આવે ત્યારે લોકો ઘણી વખત બે હાથે તાળીઓ પાડવા માંડે છે. અહીં લોકો બે હાથે પોતપોતાના માથા ઉપર (અલબત્ત ધીમે ધીમે) વધાર મારતા જતા પડે છે! આપણે ત્યાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ દેવમૂર્તિની સામે પડીને કરીએ છીએ; અહીં દેવમૂર્તિની બાજુએ પડીને કરવામાં આવે છે.

અહીં ગણપતિની પણ પૂજા પ્રચલિત છે, પરંતુ વધારે મહિમા શંકરના બીજા પુત્ર કાર્તિકેયનો છે. તેને અહીં સુબ્રહ્મણ્યના નામથી ઓળખે છે. તેની છ મોઢાની મયૂરવાહિની મૂર્તિ જ્યાંત્યાં દેખાય છે. ઘણે ઠેકાણે તો કાર્તિકેયનું સાથેસાથે જુદું મંદિર જ બાંધેલું હોય છે.

આ બાજુ જેમ અનેક મંદિરો છે, ભક્તિ છે તેમ અનેક વહેમો પણ જડ ઘાલીને બેઠા છે. ધાર્મિક ઉત્સવો મહિનામાં દસેક વાર આવે. હાલતાંચાલતાં ધાર્મિક વરઘોડાઓ ખખડાવા વહેમ તો જીવનની સર્વ ક્રિયામાં ભરેલા. કાંઇ પણ કારણે ઘર (અનુસંધાન પૃ ૪૪૫ મે)

# માધુકરી





સ્પર્શો ભારતના ભાલે
પ્રભુનો બાહુ દક્ષિણ,
નિત્ય એની કરો રક્ષા
એવું ચક્ર સુદર્શન.
અન્ને સભર હો ક્ષેત્રો,
સરિતા સલિલે ભરી,
પ્રસન્ન લોકનાં ચિત્ત, દૈન્ય લો સર્વ સંહરી.
નેત્રે મુખે વસો હાસ્ય, શમો તાપ શમો ક્ષુધા.
વાણી હો શાંત તેજસ્વી, સત્યપૂત, ઋતંભરા.
નાના વિક્ષેપ ના લોપો દૃષ્ટિ માંગલ્યની કદા.
સત્યનિષ્ઠ બને રાષ્ટ્ર, ધ્યેયનિષ્ઠ બને પ્રજા.—નાથાલાલ દવે

## આફતાબે મૌસીકી મર્હૂમ ઉસ્તાદ ફૈયાઝહુસેનખાં

વીણાઝંકારમાંથી એકાએક ઊઠેલા બસૂરા સૂર જેવા, ઉસ્તાદ ફૈયાઝખાંના ઓચિંતા થએલા અવસાનના ખબર ગઈ તા. ૫મી નવેમ્બરે ભારે હૈયે સાંભળવા પડ્યા. જીવનભર આરાધના કરી ધીરેધીરે રફતાર લેતા આપણા સંગીતના તેઓ એક આધારસ્તંભ થયા હતા.

સદીઓથી પેઢી દર પેઢી હિંદી સંગીતની ગાવજત કરતા આગ્રાના એક સંગીતકાર-સફ્દરહુસેનખાંને ઘેર, ઈ. ૧૮૮૦ની શરૂમાં એમનો જન્મ થએલો. દીવાને અકબરીના ખ્યાતનામા ગવૈયા રાગ્ઝાનખાં રંગીલેના વખતથી સંગીત એ કુટુંબમાં ઊતરતું આવેલું, 'રંગીલે'ના નામ ઉપરથી આજે યે એમની વિશિષ્ટ ગાયકીને 'રંગીલા ઘરાણા'થી ઓળખવામાં આવે છે. ફૈયાઝખાંએ પણ એ ગાયકીને જાળવી રાખી સારી પેઠે પ્રસારી. આજના આપણા સંગીતમાં એ ઘરાણાની ઘણી ઊંડી અસર દેખાઈ આવે છે. એમનાં માતા પણ, અકબરના વખતમાં ધ્રુપદ ગાવામાં પ્રખ્યાત થએલા હાજી સુજાનખાંની પેઢીના હોઈ, ઉસ્તાદને તો બંને પક્ષેથી સંગીત વારસામાં જ મળ્યું કહી શકાય પરંતુ સંગીતનું પદ્ધતિસરનું જ્ઞાન તો એમને માતામહ ગુલામ અબ્બાસખાંએ જ આપ્યું. પોતાની ૩-૪ વર્ષની વયે પિતા અવસાન પામ્યા બાદ તેઓ મોસાળમાં જ ઊછરેલા. એટલે માતામહ(નાના)ની ચીવટ અને કડકાઈથી, શરૂઆતનાં દસ વર્ષમાં જ એમણે મોટામોટા સંગીતકારોને આંજી નાખે એવી પ્રગતિ સાધી. ગુલામ અબ્બાસખાંએ નાનપણથી જ એમને સાથે ફેરવવા માંડેલા, એટલે ભાવિના એ આશાસ્પદ સંગીતકારની કીર્તિ પણ સારીપેઠે પ્રસરી.



૧૯૦૬માં મ્હૈસુરમાં ત્યાંના શાહી ગવૈયા નથ્થનખાંએ ગુલામ અબ્બાસખાંનો જલસો ગોઠવ્યો, જેમાં યુવાન ફૈયાઝખાંએ પણ ગાયું. એ સાંભળી મ્હૈસૂરનરેશે એમને સુવર્ણચંદ્રકથી નવાજ્યા. એવામાં ઈ. ૧૯૧૨માં એમના સંગીતથી પ્રભાવિત થઈ, તેમને પોતાના દરબારના મુખ્ય સંગીતકાર તથા રાજ્યની સંગીત વિદ્યાપીઠના પ્રાધ્યાપક તરીકે નીમવા વડોદરાનરેશ સયાજીરાવે ઈચ્છા પ્રદર્શિત કરી. પગાર વિષે પૂછતાં માસિક ૧૦૦ રૂપિયાથી એક પાઈ પણ ઓછી નહિ લેવા ફૈયાઝખાંએ જણાવેલું, જ્યારે એ કાળે ભલભલા ઉસ્તાદોને માટે પણ ૪૦-૫૦ રૂપિયા બસ થઇ રહેતા. પણ ગાયકવાડે એમને રાખી લીધા, એટલું જ નહિ પણ એમને બહાર પણ સંગીતના કાર્યક્રમો કરવાની સંપૂર્ણ

### માસમાસનાં પંખી-૫૯

## લગલગ

જળાશયો પાસે ફરતાં બગલાંના જેવું, ધોરડાના વર્ગનું જ, ત્રણેક ફૂટના કદનું આ વિચિત્ર દેખાવનું પંખી તુરત જુદું તરી આવે છે. લાલ આંખો ને પગ, સહેજ વધુ જોડાએલો પગનો અંગૂઠો; લાંબી સીધી ચાંચ, માથા પર ટાલ; ને ચળકતી લીલી ઝાંયવાળા કાળા શરીરમાં માત્ર ગરદન અને પૂંછડી હેઠળનો ભાગ જ સફેદ. અને તેમાં યે ગરદન તો જાણે તેના પર સફેદ ઊનનો ગલપટો વીંટ્યો હોય એવી જ લાગે.

આપણે ત્યાં બારેમાસ રહેનારું હોઇ બગલાં વગેરેના સંગમાં પાણીકાંઠે ફરતું ને ક્વચિત બગભગતની પેઠે એક ટાંગે ઊભેલું તે ઘણીવાર જોવા મળે છે. અને છે યે બગત જેવું જ; જવલ્લે જ બોલતાં સાંભળીએ. ઊંડા પાણી કરતાં તેને સુકાઈ જતાં તળાવ કે છીછરાં પાણી પાસે રહેવું વધુ ગમે છે. એવાં ગંધાતાં કહોવાતાં પાણી ડખોળી તેમાંથી પોતાનો આહાર—મેડક-માછલાં, કરચલાં અને એવાં મોટાં જીવડાં શોધતું જોઈ સહેજે તેને પાણીનું ગીધ કહેવા લલચાઇએ. અને એ તો ગીધ સાથે હવામાં ઊંચે ઊડતું પણ ક્યારેક જોવા મળે છે.

સિંધ સિવાય લગભગ ભારતભરમાં એ વ્યાપક છે. અને હિમાલયમાં ૩,૦૦૦ ફૂટની ઊંચાઇએ પણ મળી આવે છે. સ્થળાનુકૂળ જુદેજુદે સ્થળે જુદેજુદે વખતે તે પ્રજનન કરે છે. એ સમયે પાણીથી દૂર ને ક્વચિત ગામના પાદરમાં કોઈ ઊંચા વૃક્ષ પર વીસેક ફૂટની ઊંચાઇએ સૂકી ડાંખળીઓનો ઢંગો માળો બનાવી, તેમાં આછી નીલવર્ણી ઝાંયવાળાં ૩ થી ૪ સફેદ ઈંડાં મૂકે છે. થોડા દિવસમાં એ ઈંડાં મેલા ધૂળિયા રંગનાં થઈ જાય છે.

ફ્રૂદ આપી. આથી તેમની આવક અને ખ્યાતિમાં અનહદ વધારો થતો ચાલ્યો. અને પછી તો ગ્રામોફોન દ્વારા વહેતો થયેલો એમનો કંઠ ભારતીય સંગીતની ખરી પહેચાન કરાવવા લાગ્યો. દશેરાના એક ઉત્સવ નિમિત્તે મ્હૈસૂર રાજ તરફથી એમને આમંત્રણ મળ્યું. ઉત્તર હિંદના લગભગ બધા જ વિખ્યાત સંગીતકારો ત્યાં મળવાના હતા અને તે દરેકે દરબારમાં એક એક વખત પોતાનું સંગીત પેશ કરવાનું હતું. પરંતુ ફૈયાઝખાંનાં સંગીતે તો એવો પ્રભાવ પાડ્યો કે એમને ફરીફરી ગાવાનો આગ્રહ થયો અને મ્હૈસૂરનરેશે હિંમની બેટરોગાહોથી નવાજવા ઉપરાંત 'આફતાબે મૌસીકી' (સંગીતના સૂર્ય)નો ખિતાબ આપ્યો. પરંતુ એ ધારણ કરતાં પહેલાં આંસાહેબને સયાજીરાવની મંજૂરી મેળવવી આવશ્યક લાગવાથી મ્હૈસૂરનરેશે સયાજીરાવને છેક ઇંગ્લૅંડ તાર કરી પુછાવ્યું ને તેમણે પણ ખાખુશી રજા આપી. એ પછી તો સંગીતભૂષણ, સંગીતચૂડામણિ, સંગીત-શિરોમણી વગેરે અનેક ખિતાબો એમને મળેલા છે, પરંતુ તેઓ તો ફક્ત 'આફતાબે મૌસીકી'નો જ ખિતાબ ધારણ કરતા.

એમની વિશિષ્ટ ગાયકી જે રંગીલા ઘરાણાથી ઓળખાય છે તે એમના દાદાના દાદા રમઝાનખાં રંગીલેના નામ પરથી પ્રચલિત થયેલી. 'રંગીલે' શબ્દ પરથી સૂચિત થતો શૃંગાર રસ એ તે ગાયકીનો મુખ્ય અંશ. પણ પ્રાચીન ભારતીય ગાયકી ધ્રુપદ-ધમાર પર પણ એમનું ઘણું જ પ્રભુત્વ હતું. છતાં યે ૧૯૩૫ પહેલાં ભાગ્યે જ એમણે એ ગાયકી જાહેરમાં ગાઈ હશે. ભારતના બીજા સંગીતજ્ઞો માફક સંગીતના એકાદ બે અંગોમાં જ પ્રભુત્વ મેળવી તેઓ નહોતા અટક્યા. તો યે રામકલી, જયજયવંતી, મેઘમલ્હાર, તોડી, સિંધુરા, અને છાયાનટ ગાતી વેળા તેઓ ગજબના ખીલતા. એમનો સ્વર ધીર ગંભીર અને પ્રવાહી ત્રણે સપ્તકમાં સરખા જ વજનનો તથા રાગ રાગિણીની ઝીણામાં ઝીણી વિગત અને વિશિષ્ટતાનો રસાસ્વાદ કરાવી શકે એટલો શુદ્ધ અને મીઠો હતો. ખાસ કરીને ધ્રુપદનો એમનો આલાપ અંશતઃ પણ અતિશયોક્તિ વિનાનો અને અજોડ ગણાય છે; કદાચ એમ પણ કહી શકાય કે એટલો સુંદર આલાપ ખેંચનાર હવે બીજો કોઈ ભારતીય સંગીત પાસે નહિ રહ્યો હોય. ભલભલા ઉસ્તાદો પણ ક્વચિત્ જેમાં થાપ ખાઈ જાય એવી આલાપ-ની સ્થાયી, સંચારી, આભોગ વગેરે કક્ષામાં પણ તેઓ એટલી જ રીતિથી પ્રમાણબદ્ધ સ્વરરચના વડે રાગરાગિણીનો સચોટ ખ્યાલ આપી શકતા. બઢત, બહલાવો, તાન, બોલતાન, ઉપજ, મુખડા-બંધ વગેરેમાં એમના જેવી જમાવટ ભાગ્યે જ બીજો કોઈ સંગીતકાર કરી શકે. પણ સંગીતનું રસદર્શન કરાવતાં તેઓ તાર સપ્તકમાં ગંધારથી ઊંચે અને મંદ્ર સપ્તકમાં મધ્યમથી નીચે ભાગ્યે જ જતા. અલબત્ત, એમ તો એમનો સ્વર ખરજમાં છેક ષડ્જ સુધી ઊંડા ઊતરવાની શક્તિ ધરાવતો હતો.

'પ્રેમપિયા'ના તખલ્લુસથી એમણે લખેલી પચાસેક 'ચીજો' તો ભારતીય સંગીતના ઇતિહાસમાં એક પ્રકરણ સમાન છે. નાન-પણમાં આગ્રામાં પડેલી વ્રજભાષાની અસર તેમાં દેખાઈ આવે છે. તેમાં યે એમણે ગાએલી જયજયવંતી–'મોરે મંદિર અબ લોં નહિ આવે' અને ભૈરવી-દાદરા–'બનાવો બતિયાં ચલો કાહે કો ઝૂઠી' તો એમની કીર્તિદા સમાન છે.

સારા સંગીતકાર થવા ઉપરાંત એક માણસ તરીકે પણ તેઓ એટલા જ સારા હતા. બધું જ સાર્યું ચીવટથી અને પદ્ધતિસર કર-વાની એમની આદતથી એમની રહેણીકરણી પણ એવી જ પ્રભાવ-શાળી હતી. પરિષદો અને જલસાઓમાં તેઓ ભભકાદાર કપડાં, મોતીના હાર, ચાંદો વગેરેથી સારો ઠરશો જમાવીને જતા, એકે પાછલી અવસ્થામાં બીજું બધું ઠસ્સાત તો ઓછું કરી નાખેલું, પણ હીરામાણેકની વીંટીઓ તો એમણે છેક સુધી આંગળી પર પહેરી રાખેલી. પરંતુ આમ શોખીન હોવા છતાં તેઓ શરીર પ્રત્યે જરા યે બેપરવા નહોતા થયા. છેક નાનપણથી જ એમને કુસ્તીનો શોખ હતો અને કેટલા યે કુસ્તીબાજો સાથે એમણે મૈત્રી સાધી હતી. આપણા ઘણા સંગીતજ્ઞોમાં દેખાય છે એવી ટીકા કરવાની એમને જરા યે આદત નહોતી. શાગિર્દો પ્રત્યે તો તેઓ એક મિત્ર, ફિલસૂફ અને સાચા માર્ગદર્શક સમાન હતા.

વડોદરાના સંગીત વિદ્યાપીઠમાં સેંકડો વિદ્યાર્થીઓ એમની પાસે તૈયાર થયા, પણ તે ઉપરાંત, બીજા સંગીતજ્ઞો પણ એમની પાસે શીખવા આવતા; જેમાંના કલકત્તાના આતાહુસેન, દિલીપચંદ્ર વેદી, લતાફતહુસેન, સ્વામી વલ્લભદાસ, લખનૌની મૉરિસ કૉલેજ ઑવ મ્યૂઝિકના પ્રિન્સિપાલ એસ. એન. રતંજંકર, ભીષ્મદેવ ચેટરજી, આગ્રાની મલકા જાન વગેરે તો પ્રખ્યાત સંગીતકારો ગણાય છે, ફિલ્મી નટ કુંદનલાલ સાઈગલે પણ તેમની પાસેથી શિક્ષણ લીધેલું.

બે જ વર્ષ પહેલાં એમને લકવા થએલો ને તબિયત લથડેલી, પણ એમની કલાને આંચ ન આવી. ૧૯૪૯માં કલકત્તાની સંગીત પરિ-ષદમાં એમણે ભાગ લીધો. ત્યાં તેમને ૧૦,૦૦૦ રૂપિયાની થેલી અર્પણ થઈ. ગયે વરસે રેડિયો પર ગાવા માટે તેઓ દિલ્હી ગયા ત્યાં માંદા પડ્યા પછી એમની તબિયત ન જ સુધરી. ક્ષયની અસર જણાવા લાગી. પરંતુ છેક સુધી નબળાઈની જરા યે અસર વર્તાવા ન દેતાં, ૬૦ વર્ષની જૈફ વયે તેઓ ગઈ પાંચમી નવેમ્બરે સવારના સાડાસાત વાગ્યે જન્નતનશીન થયા. આજે હવે આપણે દુઃખ સાથે એમની રેકૉર્ડ સાંભળી સંતોષ માનવા સાથે આશા રાખીએ કે એમના શિષ્યો અને સંગીતના બીજા નવા વિદ્યાર્થીઓ એ રેકૉર્ડોનો અભ્યાસ કરી વિકાર પામતી જતી આપણી આ કલાને તેના શુદ્ધ સ્વરૂપોમાં જાળવી રાખવા પોતાથી બનતો બધો જ પુરુષાર્થ કરી છૂટે.

## આંખનું આરોગ્ય

આંખ શરીરમાં રત્ન જેવી છે. દુનિયાનો સંપર્ક સાધી જ્ઞાન ને અનુભવ મેળવવાનું એ અતિ ઉપયોગી મુખ્ય સાધન છે. છતાં મોટા ભાગના માણસો નેત્રરોગથી ઓછાવત્તા પ્રમાણમાં પીડાય છે આંખ-ની આ રોગિષ્ટ દશા આંખની અપૂર્ણતા નથી તેમ જ કુદરત પણ તેને માટે જવાબદાર નથી. તો પછી તે માટે જવાબદાર કોણ?

અજ્ઞાન ને બેદરકારી એ આપણા જીવનનાં મુખ્ય સાથીદારો છે. આથી કેટલાક રોગો તો ફક્ત આપણા દેશમાં જ જામી શક્યા છે. ઘણાખરા આંખના રોગો પણ સાચવણી ને સ્વચ્છતાના અભાવથી જ વધવા પામ્યા છે. આપણી બેદરકારીના પરિણામે જન્મેલી આં-ખની નબળાઈના ઉપાય તરીકે હાલમાં ચશ્માં મોટા પાયા પર વપ-રાવા માંડ્યાં છે. બેદરકારીમય જીવનમાં જેટલું સહેલું એટલું સારું એમ સમજી આપણે ચશ્માંને અપનાવ્યાં, ને પછી ચશ્માંનો ઉપયોગ આંખને સાચવવામાં મદદરૂપ થાય એ રીતે કરવાને બદલે એટલી બધી બેદરકારીપૂર્વક થવા લાગ્યો કે પરિણામે આંખ સગવડ નહિ, ઊલટી વધુ ને વધુ બગડતી ચાલી.

આ અનુભવથી અમેરિકાના આંખના એક સ્પેશ્યાલિસ્ટ ડૉ. ડબલ્યુ એચ. બેટ્સ, એમ ડી. (ન્યૂ યૉર્ક)નું હૃદય કંપી ઊઠ્યું હજારો રૂપિયાની પ્રૅક્ટીસ હોવા છતાં તેમને એમ લાગ્યું કે તેઓ પોતાના દરદીઓને જોઈએ તેવી પ્રામાણિક મદદ આપી શકતા નથી. આ મનોમંથનમાંથી એમની 'ચશ્માં સિવાય આંખની સંપૂર્ણ દૃષ્ટિ'

Perfect sight without glasses નામની પદ્ધતિનો જન્મ થયો.

પશ્ચિમની પ્રચલિત ઉપચારપદ્ધતિ (ઍલોપથી) એમ માને છે કે જોવાની ક્રિયામાં ફક્ત સ્થૂલ આંખ જ કામ કરે છે જો એમ હોય તો જ્યારે આપણે બીજા વિચારોમાં રોકાએલા હોઈએ છીએ ત્યારે આપણી નજર સમક્ષ બનેલા બનાવો આંખ ખુલ્લી હોવા છતાં આપણે જોઈ શકતા નથી; અને કહીએ છીએ કે 'હું બીજા વિચારમાં હતો એટલે મારાથી ન જોવાયું' તેનું કેમ? હકીકત એ છે કે આંખ તો ફક્ત કૅમેરાની માફક બાહ્ય વસ્તુઓની છાપ લેવાનું જ કામ કરે છે, પરંતુ છાપ કઇ વસ્તુની છે તે આંખ કહેતી નથી. એ ક્રિયા મનની છે. ડૉ. બેટ્સની પદ્ધતિનો આ પાયો છે.

આંખની રચના ખૂબ નાજુક છે. કુદરતે એને એવી સુરક્ષિત રીતે ગોઠવી છે કે જેથી તેને સહેલાઈથી નુકસાન ન પહોંચે. વળી મનની સાથે પણ આંખને ખૂબ નિકટનો સંબંધ છે. આંખના રોગમાં જેટલો ભાગ શરીરની નબળાઈ ભજવે છે તેટલો જ ભાગ મનની નાદુરસ્તી ભજવે છે.

મગજના જ્ઞાનતંતુઓ સાથે પણ આંખને નિકટ સંબંધ છે. જ્યારે મગજ થાકેલું હોય ત્યારે તેની સીધી અસર આંખ પર થાય છે; અને આંખ થાકેલી હોય ત્યારે તેની અસર મગજ પર પણ થાય છે ને એથી માથું દુખવા લાગે છે. એ જ રીતે માથું દુખવાથી આંખ પોતાની ફરજ બરાબર બજાવી શકતી નથી. આ જાતનો સીધો ને આડકતરો શ્રમ આંખનાં લગભગ બધાં દરદોના મૂળમાં હોય છે. તે શ્રમને દૂર કરવાથી આંખના બધાં દરદોમાં ન કલ્પી શકાય તેવો સારો ફાયદો થાય છે. આનો વધુ વિચાર હવે પછી કરીશું.

(શરીર અને શિક્ષણ) —ડૉ. ગોવિંદલાલ પટેલ

## સેકેરીનનો ભાઈ સ્યુકેરીલ

ખાંડ-સાકર કરતાં પણ મિઠાશમાં પાંચસો ગણા વધારે મીઠા પદાર્થ સેકેરીનથી હવે કોણ અજાણ્યું છે? ખાંડની તંગીના આ દિવસોમાં તેનો ઉપયોગ ઍરેટેડ વૉટર, ચા-કૉફી વગેરેમાં થાય છે. મીઠી પેશાબના દર્દીઓ સાકરને બદલે સેકેરીન વાપરે છે.

પણ હવે સેકેરીનના જેવો બીજો મીઠો પદાર્થ શોધાયો છે. સેકેરીન વાપર્યાં પછી જે કડવો સ્વાદ મોંમાં રહી જાય છે તેનાથી આ પદાર્થ મુક્ત છે. વળી રાંધવામાં પણ તેનો ઉપયોગ થઈ શકે છે. આ નવા પદાર્થનું નામ 'સ્યુકેરીલ સોડિયમ' આ સ્યુકેરીલ કોઇ પણ પ્રકારની નુકસાનકારક અસર કરતો નથી. ખોરાકમાં ઉમેરવાથી તેની કૅલારીમાં કે કાર્બો હાઇડ્રેટના પ્રમાણમાં તે વધારો કરતો નથી. આથી મીઠી પેશાબના દર્દીઓને ખાવાની ચીજોમાં વાપરવાથી કોઇ જાતનો વાંધો આવતો નથી. તેની આઠ આઠ ગ્રામની ગોળીઓ મળે છે. આ ગોળીઓમાં સ્યુરીલ સોડિયમ (રાસાયનિક પરિભાષામાં સોડિયમ સાઈક્લો હેક્સાઈલ સલ્ફામેઈટ) ઉપરાંત સોડા બાઇ કાર્બ અને ટાર્ટરિક ઍસિડ યોગ્ય પ્રમાણમાં હોય છે. (Chem. Ins. July 1950)

## પાઈરેથ્રમ

એકાદ સૈકાથી જંતુવિનાશક રસાયણ તરીકે મુખ્યત્વે પાઇરેથ્રમનાં ફૂલોનું સત્ત્વ અસરકારકરીતે વપરાતું આવ્યું છે. ડી ડી.ટી. અને બીજાં જંતુ વિનાશકો શોધાયા છતાં પાઇરેથ્રમને કોઇ સ્થાનચ્યુત કરી શક્યું નથી. પાઈરેથ્રમનો ઉપયોગ મનુષ્યને જરાયે નુકસાનકારક નીવડતો નથી, પરંતુ જીવડાં–જંતુઓને જીવલેણ નીવડે છે. દુનિયામાં દર વર્ષે ૧૫,૦૦૦ ટન પાઇરેથ્રમનાં ફૂલો પેદા થાય છે, જેમાંનાં ૭૦ ટકા જાપાન પેદા કરે છે અને બાકીનામાં કેનિયાનો હિસ્સો છે. તેના જંતુવિનાશક ગુણો તેમાં રહેલા પાઈરેથ્રીન નામના સત્ત્વને આભારી છે આ ઉપરાંત તેમાં 'સીનેરીન–એક' અને 'સીનેરીન–બે' નામના બીજા બે પદાર્થો છે, તે પણ આ ગુણ ધરાવે છે.

અમેરિકાના રાસાયનિકોએ 'સીનેરીન–એક'ને મળતું આવતું પણ તેનાથી વિશેષ પ્રબળ બનાવટી 'સીનેરીન' તૈયાર કર્યું છે. તેનું નામ પાડ્યું છે 'એલેથ્રીન'. કુદરતી પાઈરેથ્રમની કિંમત કરતાં ઘણો સસ્તો આ પદાર્થ બનાવી શકાય છે. આમ, જંતુ સામેની મનુષ્યજાતની અવિરત લડતમાં રસાયને વિશેષ પ્રગતિ સાધી છે. (ડિસ્કવરી)

## જૂનાગઢમાંના અશોકના શિલાલેખ

જૂનાગઢના કિલ્લાની બહાર, ગિરનાર જવાના રસ્તા ઉપર, દામોદર કુંડથી સહેજ પશ્ચિમે રસ્તાની જમણી બાજુ આ શિલાલેખનો નાનો ખડક આવેલો છે. ખડકના પૂર્વ તરફના પડખા ઉપર બૌદ્ધધર્મી ચક્રવર્તી અશોકના સમયની બ્રાહ્મી લિપિમાં અને પાલી ભાષામાં ૧૪ ધર્મશાસનો કોતરાવેલાં છે. લગભગ આ જ ધર્મશાસનો પ્રાંતવાર જુદાંજુદાં સાત સ્થળોએ તેણે કોતરાવેલાં છે. તેમાં બીજા ધર્મ પરત્વેનું વર્તન તેમજ સગાંસંબંધી તથા આપ્તજન પ્રત્યેનું વર્તન કેવું રાખવું તે સંબંધી ઉપદેશ છે. પોતે કરેલી લડાઇને અંગેની હિંસા માટે પશ્ચાત્તાપ અને હવેથી હિંસા ન કરવાની પ્રતિજ્ઞા પણ લેવામાં આવી છે. ઈ. પૂર્વે ૨૫૦ લગભગ તે કોતરાયો હશે.

એ ખડકની ઉપરની સપાટીએ સૌરાષ્ટ્રમાંના ક્ષત્રપ સુબા રુદ્રદામનનો લેખ તેના સમયની બ્રાહ્મી લિપિમાં અને સંસ્કૃત ભાષામાં કોતરાએલો છે. તેમાં ત્યાંના સુદર્શન તળાવના પાણીને રોકવા માટેનો બંધ અતિવૃષ્ટિને લીધે તૂટી ગયાનું અને તેના ઉપર થએલા સમારકામનું વર્ણન છે. તે ઈ. ૧૫૦માં કોતરાયો હશે.

ખડકના ઉત્તર પડખા પર સ્કંદગુપ્ત રાજાના સમયનો, ગુપ્ત લિપિમાં અને સંસ્કૃત ભાષામાં લેખ કોતરાએલો છે અને તેમાં સુદર્શન તળાવનો બંધ ક્ષત્રપ સમયમાં સમરાવેલો છતાં ફરી તૂટ્યો તેનું તથા લોકોમાં થએલા ગભરાટનું વર્ણન છે; અને છેવટ તેના સુબાએ પુષ્કળ ધન ખરચી તે બંધને ઘણો જ સુદૃઢ બનાવ્યો તેની હકીકત છે. આ ઇ. ૪૫૦ના અરસામાં લખાએલો હશે.

એક જ સ્થળે અને એક જ પત્થર ઉપર લગભગ ૭૦૦ વર્ષના ગાળામાં ત્રણ જુદાજુદા સમયની લિપિમાં આ લેખો લખાએલા હોવાથી લિપિશાસ્ત્રના અભ્યાસીને ૭૦૦ વર્ષ દરમિયાનમાં થએલા લિપિના ફેરફારોના અભ્યાસ માટે જે તક અહીં મળે છે તે હિંદભરમાં બીજે કોઈ સ્થળે પ્રાપ્ત નથી થતી. આ ત્રણે લેખોનાં સંસ્કૃતમાં અક્ષરાંતર તથા ગુજરાતી તરજુમાં ફાર્બસ સભાએ પ્રસિદ્ધ કરેલ 'ગુજરાતના ઐતિહાસિક લેખો'ના પહેલા વૉલ્યુમમાં આપેલા છે. તેનાં અંગ્રેજી ભાષાંતરો જૂનાગઢ પુરાતત્ત્વ ખાતાએ એક પુસ્તિકામાં છપાવેલાં છે જે લેખના સ્થળે વેચાતી મળી શકે છે.

(જૂનાગઢ ઈતિહાસ પરિ.ના વ્યાખ્યાનમાંથી)—ગિરિજાશંકર આચાર્ય

---

## બાપુના કારાવાસની કહાણી (નવજીવન પ્રકાશન)

ડૉ. સુશીલા નાયરના અંગ્રેજી ઉપરથી અનુવાદક મણિભાઇ દેસાઈ: ૧૯૪૨માં મહાત્માજીને આગાખાન મહેલમાં નજરકેદ કર્યા ત્યારથી તે એ છૂટ્યા ત્યાં સુધીના એકવીસ માસ દરમ્યાન ગાંધીજીનાં અંતેવાસી જેવાં ડૉ. સુશીલા નાયર તેમની તહેનાતમાં જ હતાં. હિંદના ઇતિહાસના એ મહત્ત્વના દિવસો ગાંધીજીએ ત્યાં કેમ વિતાવ્યા, મહાદેવભાઈ ને કસ્તુરબાનાં અવસાન કેમ થયાં, તથા એ કટોકટીના સમય દરમ્યાન બનતા બનાવોની અસર ગાંધીજીના મન પર કેવી થતી હતી, એ બધાનાં વિસ્તારપૂર્વક ને રસભરરીતે કરેલાં વર્ણનોથી ભરેલું લગભગ પોણાછસો પાનાનું દળદાર અને ઐતિહાસિક મહત્ત્વનું પુસ્તક: સોળ ચિત્રો તથા બેરંગી જૅકેટ સાથે. રૂા. ૬ ૦ ૦

# આ માસ (ડિસેમ્બર) ઇતિહાસમાં : દિનવિશેષ · વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

## દિનવિશેષ

**તા. ૩** સ્વાધીન ભારતના પ્રથમ પ્રમુખ રાજેન્દ્રબાબુનો જન્મ, ૧૮૮૪.
**તા. ૫** ગુજરાતી પત્રકારત્વમાં તેજસ્વી કારકિર્દી ઘડનાર સાપ્તાહિક 'ગુજરાતી'ના સ્થાપક તંત્રી ઈચ્છારામ સૂ. દેસાઇનું અવસાન, ૧૯૧૨.
**તા. ૭** મ્હૈસુરના સિંહ હૈદરઅલીનું અવસાન અને તેના પુત્ર ટીપુ સુલતાનનો રાજ્યાભિષેક, ૧૭૮૨.
**તા. ૯** 'પેરેડાઈઝલૉસ્ટ'ના સર્જક અંધ કવિ મિલ્ટનનો જન્મ, ૧૬૦૮.
**તા. ૧૦** નૉબેલ ઈનામના સ્થાપક આલ્ફ્રેડ નૉબેલનો જન્મ, ૧૮૯૬.
**તા. ૧૧** પહેલી હિંદી બૅંક 'સેન્ટ્રલ બૅંક ઑફ ઇંડિયા' સ્થપાઈ, ૧૯૧૧.
**તા. ૧૨** શોધસફરી ટાસ્માને ન્યૂ ઝીલૅંડ ટાપુની શોધ કરી, ૧૬૪૨.
**તા. ૧૬** અમેરિકન સ્વાતંત્ર્યક્રાંતિની ચીનગારી ચાંપનારો 'બૉસ્ટન ટી પાર્ટી' અમેરિકન ઇતિહાસનો યાદગાર બનાવ, ૧૭૭૩
**તા. ૧૭** હિંદુ મુર્તિપૂજાની વિરુદ્ધમાં નિબંધ લખી રાજા રામમોહનરાયે બંગાળી ગદ્યસાહિત્યની શરૂઆત કરી, ૧૭૯૦.
**તા. ૧૯** સુએઝની નહેર વ્યવહાર માટે ખુલ્લી મુકાઇ, ૧૮૬૯.
**તા. ૨૧** રશિયાના સૂત્રધાર જૉસફ સ્ટાલિનનો જન્મ, ૧૮૭૯.
**તા. ૨૩** સુરત કૉંગ્રેસના પ્રમુખ રાસબિહારી ઘોષનો જન્મ, ૧૮૪૫.
**તા. ૨૮** હિંદની રાંક વસતિના મોંમાં રોટલો મૂકનાર 'અખિલ ભારત ચરખા સંઘ'ની સ્થાપના, ૧૯૨૩.
**તા. ૩૧** લોકોએ ખંડણી ભરવાની ના પાડતાં પોર્તુગીઝોએ પ્રભાસ પાટણ સળગાવી મૂક્યું, ૧૭૧૭.

## આ માસની વ્યક્તિવિશેષ : લુઈ પાસ્તર



જંતુઓની દુનિયાનાં દ્વાર ખોલી, રોગોનું સાચું મૂળ બતાવી, તેના ઉપચારનો અચૂક માર્ગ દેખાડી જનાર લુઇ પાસ્તરનો જન્મ ફ્રાન્સમાં ડાલ મુકામે નેપોલીઅનના એક માજી સાર્જન્ટ મેજર ઝયાં જોસફને ત્યાં ૧૮૨૨ના ડિસેમ્બરની ૨૭મીએ થએલો.

આર્બુઆમાં પ્રાથમિક શિક્ષણ પૂરું કરી એ પારીસ ભણવા ગયો, પણ ત્યાંથી માંદો પડી ઘેર આવ્યો અને બિઝાંકની શાળામાં જોડાયો. ત્યાં તેની વિજ્ઞાનની જ્વલંત ભૂખ નડી. એ સંતોષી શકે એવી એક માત્ર વિદ્યાપીઠ 'ઍકોલ નોર્માલ'-માં જોડાવા એ પારીસ ગયો અને ત્યાં વિદ્યાર્થી તરીકેની સંપૂર્ણ યશસ્વી કારકિર્દી પૂરી કરી ૨૬ વર્ષની વયે દિજોંમાં ભૌતિકશાસ્ત્રના પ્રોફેસર તરીકે નિમાયો. ત્યાં ટાર્ટરિક ઍસિડ પરની તેની શોધોએ તેને સ્ટ્રાસ્બુર્ગમાં રસાયણશાસ્ત્રના પ્રોફેસરનું સ્થાન અપાવ્યું. અહીં ઍકેડેમીના રેક્ટર લૉરાંની પુત્રી મેરી સાથે લગ્ન કર્યું ને પત્નીને સાથે લઈ લીલ જઇ તે વસ્યો. હવે તેણે સ્વતંત્રપણે વિજ્ઞાનની શોધખોળ આદરી ને ખાંડને લેક્ટિક ઍસિડમાં ફેરવી નાખતા જંતુઓ શોધી કાઢી દારૂ બનાવવાના ભાંગી પડતા ઉદ્યોગને બચાવી લીધો. આ પ્રયોગમાં માણસજાતના એ અદૃશ્ય દુશ્મનનો તેને પ્રથમ પરિચય થયો.

પણ એ જંતુઓ જ માણસના દુશ્મન છે એ જાહેર કરવાની પાસ્તરની લાયકાતને ડાક્તરોએ હસી કાઢી. આથી અસ્પષ્ટ વિચારભૂતોથી કરકરાઈને અને કંઈક અંશે વધુ સાધનોની અપેક્ષાથી એ ફરી પારીસ ગયો. ત્યાં તેણે રેશમના કીડાઓના રોગનું નિદાન બતાવી રેશમના ઉદ્યોગને પણ બચાવ્યો. પરંતુ એ માટેની તેની અવિરત મહેનતથી અને પક્ષાઘાત લાગૂ પડ્યો, અને તેમાં વળી પિતાના તથા પુત્રીના મરણનો આઘાત ઉમેરાયો. ડાક્તરોએ આશા છોડી દીધી હોવા છતાં કેવળ પોતાના સંકલ્પ બળે જ સાજો થઈ એ ફરી પાછો જંતુઓની શોધ પાછળ પડ્યો. એવામાં વળી ઘેટાંઓમાં ફેલાએલા એક અસાધ્ય રોગના ઉપચારનું કામ આવી પડ્યું, જેને પરિણામે તેણે 'ઍન્થ્રેક્સ બેસાઈલ'ની રસી શોધી.

હવે તેણે હડકવાના ઉપચારનું કામ હાથમાં લીધું પણ અનેક પ્રયોગો કરી જોવા છતાં તેને હડકવાના જંતુઓ તો ન જ મળ્યા. આથી હડકવાના એ ઝેરને જ શત્રુના બદલે મિત્રના રૂપમાં ફેરવી તેણે હડકવાની રસી તૈયાર કરી અને તે સફળ સાબિત થઈ. એથી પાસ્તર જગજાહેર થઈ ગયો. છેક અમેરિકાથી લોકો તેની દવા કરાવવા આવવા લાગ્યા. તેમાં રશિયાથી આવેલાં, હડકાયું વરુ કરડેલાં ઝારનાં ઓગણીસ માણસોમાંથી સોળને તેણે બચાવી લીધા, અને આવું નહિ ધારેલું પરિણામ જોઈ ઝારે તો બેહદ ખુશ થઈ પોતાના ગ્રાન્ડ ડ્યૂક લાડમીરને 'ઑર્ડર ઑવ સેંટ ઍન ઑવ રશિયા'નો હીરક ક્રૂસ લઇ પાસ્તરને નવાજવા સાથે પાસ્તરના નામની સંસ્થા સ્થાપવા એક લાખ ફ્રાંક પણ મોકલ્યા. આ સૂચનને ફ્રાંસે પણ વધાવી લીધું અને ફાળો ઉઘરાવી ૧૮૮૮ના નવેમ્બરની ૧૪મી તારીખે 'લા ઈન્સ્ટીટ્યૂટ પાસ્તર'ની સ્થાપના કરી.

પણ પાસ્તરની તબિયત હવે લથડતી ચાલી. મિત્રોના આગ્રહને વશ થઈ તેણે આરામ લેવા સ્વીકાર્યું. પરંતુ પોતાને સંપૂર્ણ ભરોસો હોવા છતાં હાલત વધુ બગડી, છેવટે વાચા પણ બંધ થઈ ને આખરે ૨૭મી સપ્ટેમ્બરે વિજ્ઞાનના એ કર્મયોગીનો દેહાંત થયો.

## આ માસનો પ્રસંગવિશેષ : તૈમુર લંગની ભારત પર સવારી

પોતાની બુદ્ધિ અને સાહસના બળે અનેક મુસીબતોનો સામનો કરતો કરતો એક તુર્ક ગુલામ (જન્મ ૧૩૩૬) આખરે તુર્કસ્તાનનો તૈમુરશાહ બન્યો. છેક કાસ્પીઅન સમુદ્ર, ઈરાન અને ઇજિપ્ત જીતીને એણે પછી અફઘાનિસ્તાન પર પોતાની હકૂમત સ્થાપીને 'સોનાના ટુકડા' જેવા હિંદુસ્તાન પર નજર ઠેરવી. એ માટે સલાહ મેળવતાં કેટલાક મતભેદો થવા છતાં તેણે પોતાનો નિશ્ચય અચલ જ રાખ્યો. આત્મચરિત્રમાં એ લખે છે, 'હિંદોસ્તાંના કાફરોને, તેમનાં મૂર્તિમંદિરો તોડી, મુસ્લિમ બનાવી 'ગાઝી' જેવું સન્માન્ય બિરુદ હાસિલ કરવાની મારી મુરાદ છે.' અને એ નિશ્ચયાનુસાર [illegible] હિંદુસ્તાન આવવા ઉપડી ચૂક્યો. ચિનાબ અને રાવીના સંગમ પાસે તેણે કતલ ચલાવી પોતાની ક્રૂરતાનો પરચો યે બતાવ્યો [illegible], અને આમ બધે જ કતલ અને લૂંટથી પોતાની ધાક બેસાડી આગળ વધતો દિલ્હી સુધી આવી પહોંચ્યો. દિલ્હીના સુલતાન મહમૂદ તઘલખ અને તેના વઝીર ઈકબાલખાંએ તેનો સામનો કર્યો. પણ તૈમુરે એમને જબ્બર શિકસ્ત આપી ૧૩૯૮ના ડિસેમ્બરની ૧૪મી તારીખે દિલ્હીનું તખ્ત સર કર્યું. રાબેતા મુજબ લશ્કરે લૂંટ અને કતલ આદરી દીધી. 'ગાલવાનો મારગ ન મળે એટલી લોથો રસ્તા વચ્ચે પડી, અને દોલત તો એટલી લુટાઈ તેનો કંઈ હિસાબ જ નથી.' પણ તૈમુરને તેનો અફસોસ નહોતો. આટલી ખૂનખાર કતલ પછી યે એ તો અલ્લાનો આભાર માનતો હતો કે, 'હિંદોસ્તાંમાં મને મળેલી આ કામયાબી તારી મહેરબાનીને લીધે જ હાસિલ થઇ છે. કાફર લોકોની કતલ કરવાની ને તેમની દોલત લુટાવવાની મારી મુરાદ આખરે બર આવી જ.'

મન; મોતી ઔર દૂધકા તીનોં એક સ્વભાવ,
ફાટે પીછે ના મિલે, કોટિ જતન બનાવ.

દૂરથી પાણી વહી લાવતાં પોતાનાં વૃદ્ધ મા ઠેશ વાગવાથી મરી ગયાં, ને પરથી કાશીનાથ ગાંગુલીએ ગામમાં જ તળાવ કરવા પોતાના ગામલોકોને સમજાવ્યા; પણ સહકાર ન મળતાં પોતાની ઝૂંપડીની જમીનમાં જ, એકલે હાથે, જાતે કોદાળી-પાવડો-ટોપલો લઈ ખોદવા માંડ્યું. એવામાં, દીવાન ગંગાગોવિંદ સિંહા પોતાની માતાનું શ્રાદ્ધ હજારોની સખાવતથી કરે છે એ સાંભળતાં, ગામના તળાવ માટે તેમને મળવા ગયા; પણ દીવાનનાં દર્શન સુદ્ધાં ન થયાં. આથી ક્રુધ થઈ નોકરને તેમણે કહ્યું 'કહેજે તારા દીવાનને, કે લાખોના તારા દાન કરતાં મારી માનું શ્રાદ્ધ ચડિયાતું છે.' આની જાણ થતાં દીવાને એમની ખુલાસો પૂછ્યો. જવાબ મળ્યો: 'તમે લાખો ખર્ચીને પણ આગમાંથી રહી શકશો; કઈ મારી માફક જમીન, ઝૂંપડી, શરીર, —સર્વસ્વ તો નથી આપતા ને? મારા નિશ્ચયને કાંઈ જ અસાધ્ય નથી.' દીવાને પ્રસન્ન થઈ તેમને પોતાની પાસે જ રાખી તળાવ ખોદાવી આપ્યું

અનેકાર્થી શબ્દ: દશા=સ્થિતિ કે હાલત; માણસના મરણ પછી દસમે દિવસે થતી ક્રિયાવિધિ; ગાડી ઊંજવા પૈડામાં ઘલાતી તેલવાળી ચીંદરડી; કપડાની આંતરી; માણસના નસીબ પર અસર કરતી ગ્રહોની સ્થિતિ; પડતી હાલત; એ નામની પેટા નાત.

ગણિત ગમ્મત: તમારી ઉંમર લખો. તેના બમણા કરો. તેમાં પાંચ ઉમેરો. આવે તેને ૫૦ વડે ગુણો. તેમાં તમારી જન્મતારીખ ઉમેરો. એમાંથી વરસના દિવસની સંખ્યા ૩૬૫ બાદ કરો હવે ૧૧૫ ઉમેરો. જવાબમાં આવશે તે રકમના પહેલા બે આંકડા તમારી ઉંમરના, અને છેલ્લા બે આંકડા તમારી જન્મતારીખના હશે!

ઓઈસ્ટર એકી વખતે ૬,૦૩,૦૦,૦૦૦ ઈંડાં મૂકે છે.



← એક જ સળંગ રેખા વડે દોરેલી માનવઆકૃતિ.

કહેવતોના અર્થ: 'રાંકને મળ્યો રૂવો, તે વાવ ખોદાવું કે કૂવો.' (રૂવો =ઘંટીનું પડ જેના ઉપર ફરે છે તે ખીલો.) નાની સરખી પ્રાપ્તિથી કોઈ અધૂરિયા માણસો ફુલાઈ જઈને બડાશ મારે, કે તેનો વધારેપડતો લાભ લેવા માંડે, તેના ઉપાલંભ માટે વપરાતી આ કહેવતમાંના ઉદાહરણનો નિર્દેશ એવો છે કે રાંક માણસને ઘંટીના ખીલડા જેવી મામૂલી વસ્તુ હાથ લાગતાં તે વાવ-કૂવો ખોદવાની બડાશ મારે એ જેવું હાસ્યાસ્પદ છે, તેવું જ નાની પ્રાપ્તિ પર મોટ ઈની ફુલાશ કરનારનું છે. એને મળતી બીજી કહેવતો: 'અણદીઠાનું દીઠું, તે માર મૂતાને મીઠું'; 'ભિખારીને છોકરે ભાત દીઠો'; 'ભૂખની છોકરી ભચમાં પડી, તે રાબ ટળી ને ખીચડી મળી'; 'બાપ ચડતા બાવળિયે, ને મા વીણતાં ડોડી; તેના દીકરા ઘોડે ચડયા, તે વાત કાંઈ થોડી?'

ખૂબ ધન કમાયા પછી ઍન્ડ્રુ કાર્નેગી પ્રવાસ અને કળા પાછળ છૂટે હાથે પૈસા ખરચતો. પણ તેને લાંબા તાર કરવા પાછળ પૈસા ખરચવાનું કદી ગમતું નહિ તે હંમેશાં લાંબા તારને ટૂંકાવીને દસ શબ્દોના બનાવવા પોતાનો કીમતી સમય ખરચતો!

સફેદ રેશમનાં કપડાં કબાટમાં પડીને પીળાં થતાં અટકાવવા, ધોયા બાદ તેના નિખારવાનાં પાણીમાં થોડો મેથિલેટેડ સ્પિરિટ નાખતાં પીળાં નહિ પડે ને ચમક રહેશે.

આવું ભારે કામ તો આપણે કરી ન શકીએ, અને આવું હલકું કામ તો આપણાથી થાય નહિ, એવા વિચારોમાં આપણે કશું જ કામ કરી શકતા નથી

જાણો છો?

*મચ્છર પીળા રંગથી ઘણા બીએ છે. *જપાનમાં રોજ સરાસરી ૪ ધરતીકંપ થાય છે. *પૃથ્વીની સપાટીનો પાંચમો ભાગ વૃક્ષોથી ઢંકાએલો છે *તૈગ્રોસ નદીના કાંઠે ચા મણ વજનનાં તરબૂચ થાય છે. *વરસમાં ૪૦ લાખ વખત આપણી આંખ ઉઘાડવાસ કરીએ છીએ.



કલાકણિકા

જપાનીઓના સાદા અને કરકસરવાળા જીવનમાં પણ ઉચ્ચ કળા તો સર્વત્ર ઓતપ્રોત છે. ઉપર તેમના મિઠાઈના ડબ્બાની એક તરેહ છે, જેને પૈડાં છે. લાલ લાખની એની બનાવટ ઉપરની શોભાનકારીગરી વિષે વધુ લખવું પડે તેમ નથી.



કલાકાર રૂથિ-સ્ટાઇને કરેલો શૉનો સ્કેચ

**બર્નાર્ડ શૉ** (અનુ પૃ.૪૨૫થી) રાજકારણ વિષે ગ્રંથો વાંચ્યા. લેખન-પ્રવૃત્તિ તો આયર્લંડ હતો ત્યારે જ શરૂ કરી હતી; પરંતુ કમભાગ્યે કોઇ પણ પ્રકાશક એ નવા લેખકને લેવાને ઉત્સુક ન હતો. લેખક તરીકે આગળ જતાં જે પ્રતિષ્ઠા મળવાની હતી તેનાથી એને સંતોષ વળે એમ ન હતુ એટલે એણે વક્તૃત્વકલાનો અભ્યાસ શરૂ કર્યો.

એ અરસામાં સમાજવાદનો પ્રચાર શરૂ થયો હતો શૉ પણ તે તરફ આકર્ષાયો અને એની પ્રવૃત્તિઓની શરૂઆત થઈ. લોકો સાંભળવા તૈયાર હોય કે ન હોય, તક મળે ત્યારે અને ત્યાં બોલવું એવું શૉએ રાખ્યું. એક વખત હાઇડ પાર્કમાં ત્રણ ચાર લોફરો આળોટતા હતા, એમને એણે ભાષણ સંભળાવ્યુ ! જ્યારે બીજી એક



શૉ દંપતી, ૧૮૯૮મા શૉ શાર્લોટ ફ્રાન્સિસ પેઈન ટાઉન્શેન્ડ નામે લખપતિ આઇરિશ બાનુને પરણેલો. એણે જીવનભર શૉનીસેવા કરી

વાર પુષ્કળ વરસાદ પડતો હતો, શ્રોતાઓનો અભાવ હતો, પણ કાયદો અને વ્યવસ્થા જાળવવાની ફરજ બજાવતા પોલીસ [illegible] ઊભા હતા. એમને પણ શૉએ ભાષણ સંભળાવ્યું. આ ભાષણોથી શૉની ખ્યાતિ વધવા માંડી અને તે લોકોમાં જાણીતો થવા માંડ્યો પરંતુ કોઈ પણ પક્ષમાં એ જોડાય તે પહેલા 'બહુજનસમાજ ગરીબ કેમ?' એ મથાળાવાળું પત્રક એના વાંચવામાં આવ્યુ. એ ફેબિયન સોસાયટી તરફથી બહાર પડયુ હતું. સમાજવાદનો પ્રચાર ઇંગ્લંડમાં થવો જ જોઇએ, પણ એ બધુ કોઈ જાતના ધાતપાત વગર શાન્તિથી થવું જોઈએ એમ ફેબિયનો માનતા. આ પક્ષનું તત્ત્વજ્ઞાન શૉને ગમ્યું અને એણે એમા ભળવાનું નક્કી કર્યું. શૉ પાસે સ્વપ્નાં હતા, ભાષાપ્રભુત્વ હતુ, વક્તૃત્વ હતું, ધગશ હતી. સદ્ભાગ્યે એને સિડની વેબ જેવો સારો મિત્ર મળી ગયો. વેબમાં હદ ઉપરાંતની મહેનત કરી જ્ઞાન મેળવવાની હઠીલી ચીવટ હતી. જીવતો ચાલતો જ્ઞાનકોશ ગણી શકાય એટલું એને આવડતું હતુ. આ બેનો સુમેળ થયો.

**આ** આખોય વખત શૉની સાહિત્યપ્રવૃત્તિ ચાલુ હતી. જોકે એમાથી આવક બિલકુલ ન હતી. પણ લોકોમાં એ પરિચિત થવા માંડ્યો એટલે સાપ્તાહિકોમાં સંગીત વિષે લેખો લખવા માટે એને નીમવામાં આવ્યો. સંગીતના વિવેચનમાં એ વેળા રૂક્ષ શાસ્ત્રીય ભાષા યોજાતી, અને સંગીતની દુનિયામાં અંધશ્રદ્ધા, પૂર્વગ્રહો વગેરે મોટા પ્રમાણમા હતા. શૉએ લોકોને ગમે એવી સાદી ભાષામાં વિવેચનો લખ્યા અને લોકોને વિચિત્ર લાગતા એવા પણ સત્ય વિચારો દર્શાવ્યા એથી શૉ તો લોકપ્રિય ન થયો, પણ એના લેખો જાણીતા થયા. વાગ્નરનું સંગીત એ જમાનામા લોકપ્રિયતા મેળવતું હતું. મોત્સાર્ટના 'ડૉન જિયોવાની'એ શૉ પર કદી ન ભુલાય એવી અસર કરી હતી. એ જ વખતે એને ઇબ્સનનાં નાટકો સાંપડ્યાં. કાર્લ માર્ક્સ એ વાંચી ગયો હતો. ઇંગ્લંડમાં જે થોડા લોકોએ માર્ક્સ વાંચ્યો હતો એમા શૉની ગણના થતી હતી.

લોકોમાં વધારે ભળવાથી મનુષ્યસ્વભાવનું એનું જ્ઞાન વધ્યું હતું, વ્યક્તિત્વ પરિપક્વ થયું હતું રંગભૂમિમાં એને શરૂઆતમા પ્રેક્ષક તરીકે રસ નહોતો. પણ આગળ જતાં એ નાટકોના વિવેચક તરીકે નીમાયો હતો, એટલે અંગ્રેજી નાટ્યની ખામીઓ પણ તે સારી રીતે જાણતો થઈ ગયો હતો. એટલે એણે નાટકો લખવાની શરૂઆત કરી ત્યારે આ બધાં સાધનોનો સારો ઉપયોગ થઈ શક્યો

નાટકો લખવાની શરૂઆત થઇ ત્યાર પહેલા જ શૉ વિખ્યાત થઇ ગયો હતો. લખવા બોલવાની પોતાની વિલક્ષણ શૈલીથી એણે લોકોને પોતાનાથી ઠીકઠીક વાકેફ કરી દીધા હતા. આયર્વિંગ જેવો સારો અભિનેતા એ વખતે જીવતો હતો. એમને માટે નાટકો લખવાની શૉની ઇચ્છા હતી. ઓગણીસમા સૈકામા ખાસ સારા કોઇ નાટકકારો થયા ન હતા ખાસ ઉલ્લેખ કરવા જેવો સફળ નાટકકાર ઑસ્કર વાઇલ્ડ હતો. ઇબ્સેનની અસર જણાવા માંડી હતી.

ઉપર જણાવ્યુ છે તે ઉપરાન્ત શૉએ બીજી ઘણી વસ્તુઓ વિષે ચિંતન કર્યું હતુ. છેક બાળપણમા એની માતાના સંગીત-શિક્ષક લી પાસેથી એ આરોગ્યને લગતી વાતો શીખ્યો હતો. રાતના બધી બારીઓ ખુલ્લી રાખી સૂઈ જવું. માંદા થવાય ત્યારે ડૉક્ટર પાસે જવાને બદલે હાથે જ ઉપચાર કરવા, ડૉક્ટરોમાં બહુ વિશ્વાસ ન રાખવો, એમ એ શીખ્યો હતો. એણે ડૉક્ટરોના અનેક નમૂના જોયા હતા. એ વખતના એક નિષ્ણાત ડૉક્ટરને ત્યાં બીજો એક ડૉક્ટર ક્ષયના એક દર્દી વિષે કહેવા આવ્યો ત્યારે પહેલા ડૉક્ટરે 'આ કેસ હાથમાં લેવાથી પૈસા કેટલા મળી શકે' એમ પૂછેલું શૉએ

ઓળખ્યું હતું. શાસ્ત્રને નામે ચાલતાં દવાઓ-ઇન્જેક્શનોનું ધતીંગ જોઈ એ ખૂબ ચીડાતો. જિંદગીનાં પહેલાં પચીસ વર્ષ એણે માંસ-આહાર કર્યો. પણ શેલીની ફિલસૂફીની અસર તળે એ શાકાહારી બન્યા હતો. દારૂથી થતો વિનાશ તો એણે ઘરમાં જ જોયો હતો એટલે એણે દારૂ પણ મૂકી દીધો હતો. અંગ્રેજ લોકોની કપડાં પહેરવાની રીતથી શરીરને ઘણું નુકસાન થાય છે એમ એ માનતો, એટલે નવી ઢબનાં કપડાં પોતાને માટે બનાવડાવતો. આમ, લોકવિરુદ્ધ પણ શુદ્ધ વિચાર કરવાનો જાણે એનો સ્વભાવ થયો હતો. વક્તા તરીકે એણે શ્રોતાઓને રીઝવવાની કળા સાધ્ય કરી લીધી હતી. લોકોને સાંભળવામાં રસ પડે એવી ઇચ્છા હોય તો કેવી રીતે બોલવું જોઈએ એનું શાસ્ત્ર એ ઠીક સમજતો હતો. એનાં કેટલાંક નાટકોમાં વાર્તા કે વસ્તુ ન હોવા છતાં સંવાદ માત્રથી જ એ લોકોને જીતી શકે છે તેનું કારણ એનું વક્તૃત્વકલાનું એ જ્ઞાન હોવું જોઈએ.

શૉનાં નાટકોની શરૂઆત બહુ રમૂજી રીતે થઈ. શૉનો મિત્ર ને ઇબ્સેનનો ઇંગ્લંડમાં પરિચય કરાવનાર વિલિયમ આર્ચર એમ માનતો કે પોતાને નાટકો માટે તો વિષયો પુષ્કળ જડે છે, છતાં સંવાદ લખવાની શક્તિ ન હોવાથી નાટકો લખાતાં નથી; જ્યારે શૉ સંવાદ લખી શકતો, પણ એને વસ્તુ જડતું ન હતું. આર્ચર રોજ વસ્તુ આપે, પણ શૉ બીજે જ દિવસે વધારે ને વધારે વસ્તુ માગે, કારણ 'આગલા દિવસે મળેલા વસ્તુ પર સંવાદ લખાઈ જ ગયા હોય' આમાં આખરે આર્ચર થાક્યો અને ભાગીદારીમાંથી નિવૃત્ત થયો! અને શૉનું નાટકકાર તરીકેનું જીવન ૧૮૯૨માં શરૂ થયું.

આમ શૉ નાટકકાર બન્યો, પણ હજી એનું ગૃહજીવન શરૂ થયું ન હતું. ઘણી સ્ત્રીઓના સંપર્કમાં એ આવ્યો હતો, પણ વિવાહબદ્ધ થઈ પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવવા એ તૈયાર ન હતો; અથવા જેને માટે સ્વાતંત્ર્ય ગુમાવવામાં વાંધો ન હોય એવી સ્ત્રી એને જડી ન હતી. પરિચિત સ્ત્રીઓમાં શાર્લૉટ પેઈન-ટાઉનશૅંડ તરફ એ ઠીક આકર્ષાયો હતો, ને એને એ પરણશે એમ લોકો માનતા થયા હતા. પણ લગ્નનો વિચાર શૉના મગજમાં આવતો ન હતો. શાર્લૉટ બહુ પૈસાદાર હતી, જ્યારે શૉ પાસે પૈસા હતા જ નહિ. એ અઠવાડિયે છ પાઉંડ કમાતો, જ્યારે શાર્લૉટની આવક એનાથી ઓછામાં એ છી કંઈ નહિ તો દસબાર ગણી વધારે હતી' એટલે પૈસાદાર સ્ત્રી પાસે વિવાહ-યાચના કરતાં શૉ ક્ષોભ અનુભવે તો નવાઈ ન હતી. પણ અનપેક્ષિત રીતે વાતનો ફેંસલો આવી ગયો. શૉ માંદો પડ્યો. એની સારવાર કરે એવું કોઈ માણસ ન હતું. શાર્લૉટ પેન ટાઉનશૅંડ એ કામ માટે તૈયાર હતી, અને શૉને ઘેર આવી પણ ખરી. અવિવાહિત સ્ત્રી પોતાને ઘેર શુશ્રૂષા કરવા આવે એ શૉને ગમ્યું નહિ. લોકો ટીકા-નિંદા કરે એનાથી એ બીતો નહિ, પણ લોકોને એની ખાતર ટીકા સાંભળવી પડે એ એને ઠીક લાગ્યું નહિ. અને શાર્લૉટને આવવાની ના પાડે એવી સ્થિતિમાં એ ન હતો. એટલે નછૂટકે એ પરણવા તૈયાર થયો. ૧૮૯૮માં એ પરણ્યો, અને મિસિસ શૉએ પતિની સારવાર શરૂ કરી. શૉના ચરિત્રમાં એના ગૃહજીવન વિષે ખાસ ઉલ્લેખ જડતા નથી. મિસિસ શૉ જીવ્યાં ત્યાંસુધી એમણે પતિના સેક્રેટરી તરીકે અને બને એટલી રીતે શૉની સેવા કરી એટલું જ આપણે જાણીએ છીએ.

બર્નાર્ડ શૉનાં નાટકોની સંખ્યા પચાસ કરતાં વધારે છે. એના વિષયો કે એમાં પ્રતિપાદિત કરવામાં આવેલી ફિલસૂફી વિષે આવા ચરિત્રાત્મક લેખમાં વિસ્તારથી ચર્ચા થઈ શકે એમ નથી. સામાજિક જીવનને સ્પર્શતા દરેક વિષયને શૉનાં નાટકોમાં સ્થાન મળ્યું છે. શરૂઆતમાં વિચિત્ર લાગતી એની વિચારપ્રણાલી આજે યુરોપના વૈચારિક જીવનનો એક સ્વીકૃત ભાગ બની ગઈ છે. સાહિત્યના અભ્યાસીને તો એમાં જરૂર રસ પડે; પણ તેમ કરવાથી આ લેખ બહુ લાંબો થવાની બીક લાગે છે એટલે એ બીજા લેખ માટે રાખવું પડશે.

૧૯૧૪ના વિશ્વયુદ્ધ વખતે શૉએ લોકોનો રોષ વહોરી લીધો. અંગ્રેજ પ્રજાને એમ કહેવામાં આવ્યું હતું કે યુદ્ધ સારાં તત્ત્વો માટે લડવામાં આવે છે. પ્રચારથી દોરવાઈ જુવાનો આત્મયજ્ઞ કરવા તૈયાર થયા હતા. શૉ એમ માનતો હતો કે લોકો જેને શૌર્ય કહે છે એ પ્રશંસનીય ગુણ હોતો નથી, અને યુદ્ધો કરવાથી કોઈને લાભ થતો નથી દેશાભિમાન અને એવી વાતો ભાષણોમાં ઠીક લાગે છે, પણ પ્રચંડ લોકસંહારમાં એ પરિણમે તો લોકોને સત્ય સમજાવી એમની આંખો ઉઘાડવી જ જોઈએ. એટલે એણે યુયુત્સુ વૃત્તિનો વિરોધ કરવા લેખન કર્યું. યુદ્ધના વાતાવરણમાં ઘેલા બનેલા લોકો એના પર ચીડાયા અને છાપાંઓમાં એની નિંદા થવા માંડી.



આયોટ સેન્ટલૉરેન્સ નામના તદ્દન નાના ગામડામાં આવેલું શૉનું મકાન તથા તેનો બગીચો

પણ નાનપણથી જ કડવું સત્ય બોલવાની એને ટેવ હતી, એટલે કોઈની દરકાર કર્યા વગર એણે તો પોતાનું કામ આગળ ચલાવ્યું.

નાટકકાર તરીકે શૉ જાણીતો થયા પછી એના ચરિત્રમાં વિશેષ નોંધવા જેવી ઘટના એટલી જ કે એની કીર્તિ દરેક નાટક સાથે વધતી જ ગઈ. જે લોકો એનાં નાટકોને હાંસીને પાત્ર ગણતા તે જ એના પૂજક થયા. શરૂઆતમાં એ ઇંગ્લેંડમાં 'ચક્રમ' તરીકે એ જાણીતો ને હવે મહાપુરુષ ગણાવા માંડ્યો. જાણીતું નોબેલ ઇનામ એને આપવાનું ઠરાવવામાં આવ્યું, પણ એણે સ્વીકારવાની ના પાડી. આખરે મિત્રોના આગ્રહને વશ થઈ એણે એ સ્વીકાર્યું ને તરત જ સ્વીડન ને ઇંગ્લંડના સાહિત્યિક સંબંધો વધારી શકે એવી સંસ્થાની સ્થાપના માટે આપી દીધું. એનાં નાટકોનાં ભાષાંતરો દુનિયાની ઘણી ભાષાઓમાં થયાં, અને એણે દુનિયાનો પ્રવાસ પણ કર્યો.

કેટલાક લોકો એમ માને છે કે કીર્તિ મેળવવા માટે શૉએ બધાજ લોકાચારોનો વિરોધ કર્યો; એ વિરોધ ખાતર વિરોધ હતો; શૉને કોઇ પણ વસ્તુમાં વિશ્વાસ ન હતો. એમ કહેનારા લોકોની ભૂલ થાય છે. શૉની વિચારસરણીમાં જેટલી સુસંબદ્ધતા દેખાય છે એટલી ભાગ્યે જ કોઈ લેખકમાં દેખાતી હશે. એટલું ખરું કે એણે લોકોને કદી વખાણ્યા નહિ. લોકોને ખુલ્લેખુલ્લી સુણાવવામાં એને મજા પડતી.

લોકોની મૂર્ખતા, દંભ, ઢોંગ, લુચ્ચાઈ વગેરે દોષો પર એ પ્રહાર કરતો. હાસ્ય એ એનું અમોઘ શસ્ત્ર હતું. ડિકન્સ, મોલિયેર અને વૉલ્તેર જેવા ગુરુઓ પાસે એ હાસ્યની કલા શીખ્યો હતો. 'તમે બધા ગધેડા' છો એમ એ લોકોને હંમેશા કહેતો, છતાં લોકો એને સાંભળવા અને એનાં નાટકો જોવા આવતા, એ પણ આશ્ચર્યની વસ્તુ નથી શું? હાસ્યની ઉત્પત્તિ બે રીતે થઈ શકે. માણસનું મન કશું સમજતું ન હોય, વિચાર કરવાની શક્તિ ધરાવતું ન હોય, અથવા કહો કે મૃતવત્ થયું હોય ત્યારે પોતે બહુ હોશિયાર હોવાનો ડોળ કરતા માણસ હસી શકે. અને આદર્શવાદી માણસને દુનિયા ગમતી ન હોય ત્યારે પોતાની આદર્શ દુનિયા જોડે વાસ્તવ દુનિયાને સરખાવી વાસ્તવ દુનિયાની મૂર્ખતા પર આદર્શવાદી હસી શકે. શૉનું હાસ્ય બીજી જાતનું હતું. એનામાં પૂર્વગ્રહો હતા, પક્ષપાત હતો, પણ સત્ય માટે એને પ્રેમ હતો. પ્રામાણિક બુદ્ધિથી એ વસ્તુઓ જોઈ શકતો એ બુદ્ધિ સ્વાર્થનિરપેક્ષ હોવાથી જ કડક સત્યો કહી શકતી. કાલ્પનિક વાતો કરતાંય સત્ય કેટલું અવિશ્વસનીય લાગે છે એ શૉએ બતાવ્યું. એના Intelligent Woman's guide to Socialim & Capitalism કે Everybody's Political what's what જેવા ગ્રંથો પરથી એ જ સાબિત થાય છે. અંગ્રેજી સાહિત્યમાં હાસ્યપ્રધાન નાટકો લખનારાઓમાં શેરિડન, ગોલ્ડસ્મિથ, વાઈલ્ડ, સિંજ બધા લેખકો આઈરિશ જ હતા. માનવજાતિ પર જેને ધિક્કાર છૂટ્યો હતો એવો સ્વિફ્ટ પણ આઇરિશ હતો. એ જ હાસ્યરસની છોળો ઉડાવી શૉએ દુનિયાની વિચારપ્રણાલિકા બદલી નાખી.

જિંદગીનો મોટો ભાગ શૉ ઍયટ-સેંટ લૉરેન્સમાં રહ્યો. એ ગામડામાં શૉ કેમ જઈ વસ્યો એ વાતપરથી શૉનો સ્વભાવ દેખાય છે. એ ગામડાની દફનભૂમિમાં એ એકવાર ફરતો હતો ત્યારે એની નજર એક કબરપરના લેખપર ગઈ, જેમાં લખ્યું હતું, 'હવા ખરાબ જવાથી ૮૦મે વરસે મરણ પામ્યાં.' જે ગામમાં લોકો ૮૦ વરસ સુધી કોઈપણ જાતની માંદગી ભોગવ્યા વિના, માત્ર હવા બગડવાથી જ મરી જાય છે એ ગામ રહેવા માટે સારું એમ એને લાગ્યું, અને એ ગામમાં એ રહેવા આવ્યો !

સમાજની અંધ વિચારસરણી બદલવા માટે મૂર્તિભંજનનો ઉપનકાર્ય તરીકે સ્વીકારી શૉએ ઇંગ્લંડની માનસિક અને વૈચારિક સૃષ્ટિ ફેરવી નાખી. શૉની આદર્શ દુનિયા કેવી હતી અને એનું તત્ત્વજ્ઞાન કેટલું સુસંબદ્ધ હતું એની વિચારણા અંક આખો લેખ માગી લે છે.



આયોટ સેન્ટ લૉરેન્સ ગામડામાં આવેલા શૉના મકાનમાંનો બેઠકનો ઓરડો



જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૫૦
અંક ૩૧૩ થી ૩૨૪

★

# સત્યાવીસમા વર્ષનું સાંકળિયું

## મુખ્ય ચિત્રો

પૂર્ણરંગી



એકરંગી, દ્વિરંગી, રેખાંકન, વૂડકટ
લીનોકટ, લીથોગ્રાફ વગેરે



## શિલ્પ-સ્થાપત્ય



## ફોટોગ્રાફો



## ટપાલની ટિકિટો



## કાવ્યો



## મુક્તકો



## જીવનચરિત્રો

ચરિત્રરેખા

### વ્યાયામ અને રમતગમત



### બીજા લેખો



### નાના લેખો



### માધુકરી

#### કાવ્યકંડિકાઓ



#### જીવનપરિચય



#### ઇતિહાસ-ભૂગોળ-પુરાતત્ત્વ



#### ખોરાક-આરોગ્ય-ઔષધ



#### વિજ્ઞાન



#### પ્રકીર્ણ લેખો



#### પરચુરણ

